Reg No B. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन् सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतम
यः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम्
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्

૧૧, અંક ૧-૨-૩ [ માસિક ] માઘ,-ફાલ્ગુન,-ચૈત્ર, સંવત્ ૧૯૬૮.

તંત્રી—પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ., એલ્. એલ્. બી.

## બ્રિટિશ—સામ્રાજ્ય.

અંક.

Reg. No. B. 462



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૧-૨-૩. [ માસિક ] માઘ,-ફાલ્ગુન,-ચૈત્ર, સંવત્ ૧૯૬૮.

## પ્રસ્તાવના.

શ્રીમન્મહારાજાધિરાજ જ્યૉર્જ અને રાણી મેરી—એઓશ્રીની આ દેશમાં પધરામણી થઈ એ પ્રસંગની યાદગીરી રૂપે અમારા વિદ્વાન મિત્રોના અનુગ્રહથી તૈયાર થએલો આ અંક અમે અમારા વાચક આગળ રજુ કરીએ છીએ. ભક્તિ કરતા જ્ઞાન વધારે ચિરસ્થાયી ફળ નીપજાવે છે—એવી સમજણથી અત્રે બ્રિટિશ સામ્રાજ્યના સ્વરૂપ વિષે, અને વિશેષે કરી એ સામ્રાજ્યની ધુરા ધારણ કરનાર મહાન પ્રજાના સ્થૂલ અને સૂક્ષ્મ જીવન સમ્બન્ધે, કેટલુંક નિરૂપણ કરવામાં આવ્યું છે. સ્વાભાવિક રીતે જ કોઈ પ્રશ્ન કરશે—વિષયો નક્કી કરી અમારા મિત્રોને તે સોંપવામાં આવ્યા તે વખતે એક મિત્રે પ્રશ્ન કરેલો—કે બ્રિટિશ સામ્રાજ્યમાં શું હિન્દુસ્થાનને સ્થાન નહિ ? પ્રભુકૃપાથી આ હૃદયમાં હિન્દુસ્થાન માટે જે ઊંડો મમકાર છે તે એ હૃદયને એના પ્રિય સ્વદેશની અવગણના કરવા દે એમ નથી. પણ અત્રે ઇંગ્લંડ ઉપર ખાસ ધ્યાન આપવામાં બે વિચાર લક્ષમાં રહેલા છે: એક તો—આપણા લોકનો ઈંગ્લંડ સહી સંબન્ધ પડેલો હોવાથી એ દેશના અન્તરાત્માનો આપણે જેમ વધારે પરિચય કરીએ તેમ એની સાથે કામ પાડવું સહેલું પડે; અને બીજું—જે ન્હાનો સરખો દેશ અત્યારે આખી પૃથ્વીમાં સૌથી મ્હોટામાં મ્હોટું સામ્રાજ્ય જમાવી બેઠો છે તેનામાં સ્વાભાવિક રીતે જ કોઈ એવી અદ્ભુત વિભૂતિ હોવી જોઇએ કે જેનુ વિવેકપુરઃસર અનુકરણ કરવાથી આપણને ઘણો લાભ થાય.

અત્રે ચર્ચેલા વિષયો ઈંગ્લંડના બાહ્ય અને આન્તર જીવનને સમગ્ર વ્યાપી શકતા નથી. પણ એ અપૂર્ણતા સ્થળ કાળ અને લેખકના સંકોચને લીધે અનિવાર્ય છે. છતાં હું ધારૂં છું કે અમુક વિષયો ગોઠવી યોગ્ય મિત્રોને અમુક અમુક વિષય સોંપવામાં આવ્યા—એટલી વ્યવસ્થાથી પણ એ જીવનનું સ્વરૂપ વિશાળ અને સુઘટિત રીતે પ્રકટ કરવામાં ઘણી અનુકૂળતા થઈ છે. હજી આ વિષયોમાં થોડાક ઉમેરવા યોગ્ય જણાય છે. પરંતુ તે સર્વે થોડા થોડા વખતને આંતરે ઉપાડી લઈ અમે માથે લીધેલા કર્તવ્યનો સંપૂર્ણતાથી નિર્વાહ કરીશું તથા આ નિરૂપણમાંથી આપણા દેશના પ્રશ્નો ઉપર શું અજવાળું પડે છે તે પણ વખતોવખત દર્શાવવા યત્ન કરીશું.

છેવટે—જે વિદ્વાન મિત્રજનોએ પોતાનો અમૂલ્ય વખત અમારી વિનંતિ ખાતર—કાઢીને લેખો લખી મોકલ્યા છે તે સર્વેનો અત્રે ખરા હૃદયથી ઉપકાર માનીને આ લેખમાળા અમારા વાચક સમક્ષ અમે મૂકીએ છીએ.

તન્ત્રી.

---

# બ્રિટિશ સામ્રાજ્યભાવના.

"The Empire was formed by the enterprise and energy of our ancestors, and it is one of a very peculiar character. I know no example of it either in ancient or in modern history No Caesar or Charlemagne ever presided ever a dominion so peculiar.

"Its flag floats in many waters; it has provinces in every zone; they are inhabited by persons of different laws, manners, customs. Some of these are bound to us by ties of liberty, fully conscious that without their connection with the Metropolis they have no security for public freedom and self-government; others are bound to us by ties of flesh and blood, and by material as well as moral considerations.

"There are millions who are bound to us by our military sway, and they bow to that sway because they know that they are indebted to it for order and justice.

"All these communities agree in recognizing the commanding spirit of these islands that has formed and fashioned in such a manner so great a portion of the globe.

"That Empire is no mean heritage, but it is not a heritage that can

only be enjoyed it must be maintained, and it can only be maintained by the same qualities that created it—by courage, by discipline, by patience, by determination, and by a reverence for public law and respect for national rights"—*Lord Beaconsfield*

એક એક કણમાંથી અનેક કોટિ બ્રહ્માંડ ઉપજાવવાની જેની શક્તિ છે એની કૃતિના સંબન્ધમાં આશ્ચર્યને અવકાશ જ નથી તથાપિ, મનુષ્યનો સ્વભાવ છે કે 'શ્રીમત્' 'ઊર્જસ્વિ,' 'વિભૂતિમત્' 'સત્ત્વ*' ની સમક્ષ એની બુદ્ધિ ચકિત થાય, એનુ હૃદય અદ્‌ભુત રસથી ભીંજાઈ માનથી નમ્ર બને. પાંચસો વર્ષ પહેલાં જે દેશ પરદેશી લોકોના વખતો વખત હલા ખાતો હતો તે અત્યારે સમસ્ત પૃથ્વી ઉપરની સૌથી મ્હોટામા મ્હોટી પ્રજા બની રહે—અને એ જ અરસામાં અંધાધુનીથી છવાએલો અને છિન્નભિન્ન દશામા પીડાતો દેશ, વચ્ચે અનેક સુખ દુ:ખો ભોગવી, આજ પૂર્ણ સ્વસ્થતાથી એકરાષ્ટ્રની ભાવના સિદ્ધ કરવા મથે થાય—એ બે આ જગત્‌ના ઇતિહાસમા થોડા આશ્ચર્યકારક બનાવ નથી પરંતુ એ આશ્ચર્યમા ડૂબી ન રહેતા, ઉપર પ્રભુની અદ્‌ભુત શક્તિનુ જે ભાન કર્યુ છે તે કાયમ રાખી—આશ્ચર્યની લાગણી કરતા ઊંચી એવી જ્ઞાનની ભૂમિકાએ ચઢીને જોઇએ તો એ બને બનાનો તદ્દન સ્વાભાવિક અને બોધથી ભરપૂર લાગ્યા વિના રહેતા નથી. પ્રભુએ મનુષ્યજાતિના ઇતિહાસ ઉપર ગૂઢ પણ તેજસ્વી—તેજસ્વી પણ ગૂઢ—અક્ષરે પોતાના મહાન નિયમો લખી રાખ્યા છે, એ વાચતા આવડે તો આ પ્રજા સુખી કેમ અને પેલી દુ:ખી કેમ, આ પ્રબળ કેમ અને પેલી દુર્બળ કેમ, એવા સઘળા પ્રશ્નો એક-દમ શાન્ત થઈ જાય. આપણા દેશનો ઇતિહાસ આવી જ્ઞાનદૃષ્ટિથી સમજવાનો ઉપક્રમ કોઈ બીજે પ્રસંગે કદાચ થશે. પણ આજ તો બ્રિટિશ રાજ્ય,—કે જે એક ન્હાના ટાપુથી બલ્કે એના પણ ન્હાના ન્હાના ટુકડાથી માંડી પાંચસે વર્ષમા પૃથ્વી ઉપર ૧, ૧૫૮૦૦૦૦ (એક ક્રોડ પંદર લાખ) ચોરસ માઇલ જમીન છાઈ રહ્યુ, જે રાજ્યની પૂર્વ અને પશ્ચિમ સીમાના સૂર્યાસ્ત વચ્ચે ભાગ્યે પાંચી અરધા કલાકનો ફેર રહેતો અને જેમા આજ તદ્દન સૂર્યાસ્ત એવી વસ્તુ જ રહી નથી, જ્યાના લોક એક વખતે બકરાનુ ઊન અને દરિયાકાંઠાની માછલી એ સિવાય ભાગ્યે જ કાંઈ વેપારની ચીજ સમજતા, અને જે આજ આખા જગત્‌ની મ્હોટામા મ્હોટી વેપારી પ્રજા થઈ પડી છે,—તે મહાન રાજ્યમા સામ્રાજ્યભાવના ક્યારથી કેવી રીતે અને કેવા સ્વરૂપમા પ્રકટ થઈ એ બતાવવાનો જ અત્રે પ્રયત્ન કરીશુ તો તે બસ થશે.

## પૂર્વરંગ.

એક વખત એવો હતો કે જ્યારે 'ઇંગ્લંડ' જેવડો પ્રદેશ પણ ત્યાંની પ્રજાના સ્વદેશાભિમાન માટે મ્હોટો પડતો હતો: છેક ચારસે વર્ષ ઉપર સુધી, દરિયા પાર વિસ્તરતા સામ્રાજ્યનુ સ્વપ્ન સરખું પણ એ પ્રજામાં કોઇને ન હતુ. બસે વર્ષ ફ્રાન્સ ઉપર અમલ ભોગવવાના વૃથા પ્રયત્નમાં ગાળ્યા બાદ ઈ. સ. ૧૫૫૮ મા ઈંગ્લંડે કૅલે ખોયુ—અને ત્યારથી ઈંગ્લંડની દૃષ્ટિ, ફ્રાન્સ જીતવામાં ગૂંથાઈ ન રહેતાં, સ્પેઇન હોલંડ અને પોર્ટુગલની માફક વેપાર માટે નવા પ્રદેશ શોધી કાઢવા તરફ વળી. ઇલિઝાબેથના સમયમા સ્પેઇન જે "દરીઆની રાણી" નુ પદ

* ભ. ગીતા.

ભોગવતું હતું તેની સાથે ઇંગ્લંડને પ્રબળ હરીફાઈ જાગી—પ્રોટેસ્ટન્ટ અને રોમન કૅથલિકે એકત્ર થઈને સ્પેઈનનાં કાફલા સ્હામે લઢવાનો ઉપક્રમ કર્યો, એટલામાં પ્રભુએ જાણે એકસંપની જ કદર કરીને એને વિખેરી નાંખ્યો ! ઇંગ્લંડના વહાણવટીઓ અને સાહસિક પુરુષો, રાજ્યના આશ્રયની જરા પણ અપેક્ષા ન રાખતાં,* આપબળથી સુવર્ણમય દેશો શોધી કાઢવા નીકળી પડ્યા. **સર ફ્રાન્સિસ** ડ્રેકે પૃથ્વીની પ્રદક્ષિણા કરી, સ્પેઈનનાં સોનેથી ભરેલાં વહાણો લૂટયાં, અને એ જ પ્રમાણે બીજા વહાણવટીઓએ તથા **સર** વૉલ્ટર રૅલે વગેરે સાહસિક વીરોએ પરદેશના દ્રવ્યનો ઇંગ્લંડને સ્વાદ ચખાડયો. ‘ પૂર્વ હિન્દ ’ સાથે વેપાર કરવા માટે ખાનગી પ્રયત્નથી એક વેપારી કંપની સ્થપાઈ—એણે હિન્દુસ્થાનમાં કોઠી નાંખી, મોગલ પાદશાહ આગળ પોતાની પ્રતિષ્ઠા પાડી, અને સ્વાર્થ સાધ્યું તો પણ મ્હારા દેશ અર્થે એવી ઊંચી સ્વદેશહિતની ભાવનાથી એ કંપનીના અનેક પુરુષોએ આ દેશ સાથે સંબન્ધ ચલાવ્યો. બીજી તરફ—આ અરસામાં ઇંગ્લંડમાં જે ધાર્મિક કલહ થવા માંડયો તેનાથી કંટાળી કેટલાક ઉચ્ચ ધાર્મિક મનોવૃત્તિવાળા સજ્જનો અમેરિકા જઈ વસ્યા, અને ત્યાં તેઓએ યુનાઇટેડ સ્ટેટસ નામે પાછળથી પ્રસિદ્ધ થએલાં સંસ્થાનો વસાવ્યાં. સ્પેઈન જુલમી અને સાંકડા મનના ધર્મરાજ્યને અધીન પડવાથી દિવસે દિવસે નબળું પડતું ગયું. એના પ્રજાજનો રાજ્યના આશ્રય વિના ભાગ્યે એક પગલું ભરી શકતા. તેઓએ જે સંસ્થાનો વસાવ્યાં તે કાં તો જંગલી વતનીઓને ગુલામ બનાવીને અગર તો તેઓનું નિકન્દન કાઢી નાંખીને. આથી જાનની ખુંવારી ઉપરાંત શક્તિની ખુંવારી પણ પુષ્કળ થતી. ઇંગ્લંડની રીત આથી જુદી જ હતી. ઇંગ્લંડ કદી પણ ધર્મગુરુઓના જુલમને નમ્યું નથી. એણે સંસ્થાનો વસાવ્યાં તે પણ બહુધા વગર-વસ્તીવાળાં જંગલો કાપીને, અને બહોળી જમીન આંતરી લઈ એ ઉપર જાતમહેનત કરીને. આગળ જતાં, ઇંગ્લંડે પોતાનાં સંસ્થાનો સાથે માત્ર પોતાનાં વહાણ જ વેપાર કરી શકે એવો પ્રતિબન્ધ કર્યો, અને એ રીતે સંસ્થાનોના હિતને નુકસાન પહોંચાડીને પણ માતૃભૂમિએ પોતાનો સ્વાર્થ સાધવા માંડયો. એ ઉપરાંત બીજી પણ કેટલીક રીતે પોતાની હકુમત ચલાવીને સંસ્થાનોને તેણે કનડગત કરવા માંડી. આનું પરિણામ એ આવ્યું કે અમેરિકાનાં ‘યુનાઇટેડ સ્ટેટસ’ વાળાં સંસ્થાનો ઇંગ્લંડની જુલમી હકુમત સહન ન કરી શક્યાં, એમણે બ્રિટિશ રાજ્યધુરા ફેંકી દીધી; પણ એમના કેટલાક પાડોશીઓ (કૅનેડા)—ઇંગ્લિશ અને ફ્રેંચ ઇંગ્લંડને વશ રહ્યા તથા થયા.

આ જ અરસામાં યૂરોપમાં ભારે યુદ્ધો શરૂ થયાં. યૂરોપ ખંડની વિવિધ પ્રજાઓ આ યુદ્ધોથી ખુંવાર થઈ ગઈ. ઇંગ્લંડે આ યુદ્ધમાં ભાગ લીધો તેમાં તે બહુધા ફતેહ મેળવતું ગયું, અને એનાં રણક્ષેત્રો તળ ઇંગ્લંડમાં ન હોવાથી એને નુકસાન પણ થોડું જ થયું.

‘ પૂર્વ હિન્દ ’ માં જે વેપારી કંપની પડી હતી તેણે પ્રથમ તો દેશના જુદા જુદા ભાગમાં

---

* ‘*No State can make men men. No State can produce wealth and* worth. These three—men, and wealth, worth—are produced only when men measure themselves against men for the mastery over the fruits of the earth, without adventitious aids of any kinds and under the protection of laws that all make and all obey.”—*Price Collier.*

કોઠીઓ વધારી, અને યૂરોપમાં ફ્રાન્સ-ઈંગ્લંડનો જે વિગ્રહ ચાલતો હતો એના પ્રતિધ્વનિ રૂપે અત્રે પણ ફ્રાન્સની સત્તા સ્હામે યુદ્ધ આદર્યું. યૂરોપમાં જેમ ફ્રાન્સ હાર્યું, તેમ હિન્દુસ્થાનમાં પણ હાર્યું. મોગલ પાદશાહી પડી ભાગ્યા પછી પરસ્પર વિગ્રહથી છિન્નભિન્ન થઈ ગએલાં રાજ્યો સ્વતન્ત્ર રીતે એકતા સાધી શક્યાં નહિ—અને વખતો વખત પરદેશી રાજ્ય સ્હામે તેઓએ છૂટક છૂટક બાથ ભીડી, પણ સર્વની એકતાને અભાવે એ સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. પ્રજાના ઇતિહાસમાં એવું બને છે કે જે એકતા અન્તરના પ્રયત્નથી સાધી શકાતી નથી તે બહારના પ્રસંગથી સિદ્ધ થવા લાગે છેઃ આ પ્રમાણે બ્રિટિશ રાજ્યની સ્હામે જે હિન્દનાં રાજ્યો એક ન થઈ શક્યાં તે એના છત્ર નીચે એકતા પામવા લાગ્યાં. આમ અરાઢમો સૈકાને અન્તે ઈંગ્લંડે બ્રિટિશ સામ્રાજ્યમાંથી 'યુનાઇટેડ સ્ટેટ્સ' રૂપી એક મ્હોટું અંગ ખોયું, તેના બદલામાં તેણે ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં હિન્દુસ્થાનનું મહારાજ્ય પ્રાપ્ત કર્યું.

ઇલિઝાબેથના સમયથી જે સામ્રાજ્યનાં બીજ નંખાવા માંડ્યાં હતાં તે અરાઢમી સદીમાં સ્પષ્ટ ઊગી નીકળ્યાં—પણ એ સામ્રાજ્યને પોતાના આત્મત્વનું ચોખ્ખું ભાન એ સદીને અન્તે જ બરાબર થયું હોય એમ જણાય છે. કારણ કે બ્રિટિશ સામ્રાજ્યની ભાવનાનો પ્રસિદ્ધ લેખકોમાં સ્પષ્ટ ઉલ્લેખ આપણે બર્કમાં જ પ્રથમ જોઇએ છીએ.

ઓગણીસમી સદીનો પૂર્વાર્ધ હિન્દના મહારાજ્યની સ્થાપનામાં અને વિસ્તારમાં પસાર થયો છે. એ મહારાજ્ય ઇંગ્લંડની એક વેપારી પેઢીના સ્વાર્થ માટે નથી, પણ આ દેશના હિત માટે ઈંગ્લંડના રાજ્ય ઉપર આવી પડેલી એક મ્હોટી જવાબદારી છે, એ સમજણ ઇંગ્લંડની પ્રજામાં દાખલ થઈ—અને ૧૮૫૬ ના બળવા પછી, આ નવી સમજણ પ્રમાણે રાજ્યવહીવટ ચલાવવાના ઉદ્દેશથી વેપારી કંપનીની સર્વ સત્તા ઇંગ્લંડના રાજ્યે પોતાના હાથમાં લીધી, અને ૧૮૫૭ નો મહારાણી વિકટોરિઆનો મહાન ઢંઢેરો બહાર પાડ્યો.

## (૧) સંસ્થાનો.

હવે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં આવીએ તો આપણને શું નજરે પડે છે? આપણે ઉપર જોયું કે છોકરાં મા અર્થે કે મા છોકરાં અર્થે?—સંસ્થાનો ઇંગ્લંડ અર્થે કે ઇંગ્લંડ સંસ્થાનો અર્થે?—એ પ્રશ્નનું ઇંગ્લંડે ડહાપણથી સમાધાન ન કર્યું ત્યારે પ્રભુના મહાન નિયમે પોતાની સત્તા વાપરીને તે કરી આપ્યુંઃ બાળપણમાં મા છોકરાં અર્થે એ સનાતન નિયમ તોડવા માટે ઇંગ્લંડને પ્રભુએ સજા કરીઃ યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) સ્વતન્ત્ર થઈ ગયાં. પણ ઇંગ્લંડની એક ખૂબી છે કે ઠોકર ખાઇને એ ડાહ્યું થયા વિના રહેતું નથી. નેપોલિયનનાં યુદ્ધોથી પરવારી, થાક ખાઈ, ઘરના રાજ્યવહીવટની સત્તામાં જે જરૂરી સુધારો (Reform Bill. ૧૮૩૨; અને Repeal of Corn Laws ૧૮૪૮) કરવા જેવો હતો તે કરી રહ્યું, કે તુરત નૌકાયાનના કાયદા (Navigation Acts) પણ રદ કર્યાઃ સંસ્થાનોની વેપારી સ્વતન્ત્રતા ઉપર પોતે આજ સુધી જે પ્રતિબન્ધ નાંખ્યા હતા જેમકે ઇંગ્લંડનાં વહાણમાં જ સઘળો વ્હેપાર થઈ શકે—તે દૂર કર્યા. સંસ્થાનોને આ છૂટ મળી તેનું પરિણામ તુરત એ આવ્યું કે વ્હેપારી જકાત વગેરેની બાબતમાં એણે સ્વતન્ત્રતા ધારણ કરી, અને બીજા દેશો કરતાં ઇંગ્લંડને માટે કાંઈ ખાસ લાભ રાખ્યો નહિ. એટલું જ નહિ પણ જેમ સંસ્થાનોમાં ઉદ્યોગોનાં કારખાનાં સ્થપાતાં ગયાં તેમ તેમ

એના રક્ષણ અર્થે ઇંગ્લંડના માલ ઉપર આયાત જકાત નાખવાની પણ તેઓએ હિમ્મત કરી. ૧૮૪૫ થી ૧૮૭૫ વચ્ચેનો સમય ઇંગ્લંડ અને સંસ્થાનો વચ્ચે વિશ્લેષનો છે. એ વિશ્લેષના હેતુ પરત્વે લિબરલ અને કન્ઝર્વેટિવ પક્ષકારો વચ્ચે મતભેદ છે: લિબરલ મતવાદીઓ કહે છે કે સંસ્થાનોને સ્વરાજ્ય આપવું એ પ્રથમ સિદ્ધાન્ત છે, અને એને પરિણામે વિશ્લેષ થતો હોય તો તેમાં ઇષ્ટાપત્તિ છે; કન્ઝર્વેટિવ મતવાળાનું એવું કહેવું છે કે ઇંગ્લંડના વેપારીઓને હવે સંસ્થાનો સાથેના સંબન્ધમાં કાંઈ લાભ રહ્યો નથી અને તેથી તેઓ સંસ્થાનોને સ્વરાજ્ય આપવાને બહાને તેઓના રક્ષણ માટેની પોતાની જવાબદારી ખંખેરી નાખવા માગે છે. હેતુ પરત્વે આ મતભેદ છતાં વસ્તુસ્થિતિ પરત્વે કાંઈ જ ભેદ કે સંશય નથી: તે એ કે લિબરલ પક્ષકારો સંસ્થાનો માટેનું લશ્કરી ખર્ચ ઓછું કરવા માગતા હતા, અને એને પરિણામે સંસ્થાનો વિખૂટાં પડે તો તે સ્થિતિ પણ તેઓ ઇષ્ટ ગણતા હતા; કન્ઝર્વેટિવ પક્ષકારો સંસ્થાનો સાથે સંબન્ધ જાળવવાની—વધારવાની—વાતો કરતા હતા, પણ તે માટે ભારે લશ્કરી ખર્ચ રાખવા અને વધારવા સિવાય બીજી કાંઈ યોજના તેઓ રજુ કરી શકતા ન હતા. આ બે પક્ષના ઉત્તમમાં-ઉત્તમ બે રાજ્ય પુરુષો—ડિઝરાએલી ( બીકન્સફીલ્ડ ) અને ગ્લૅડસ્ટન—એઓના ઉદ્ગારો સામસામા ગોઠવીને અત્રે મૂકીએ કે જેથી બ્રિટિશ-સામ્રાજ્યભાવના સિદ્ધ કરવાની એક બીજાથી તદ્દન ઉલટી જ બે રીતિ વાચક સહેલાઇથી સમજી લે:

"Gentlemen, if you look to the history of this country since the advent of Liberalism forty years ago, you will find there has been no effort so continuous, so subtle, supported by so much energy, and carried on with so much ability and acumen as the attempts of Libera lism to effect the disintegration of the *empire of England* And, *gentlemen*, of all its efforts this is the one which has been the nearest to success States men of the highest character, writers of the most distinguished ability the most organised and efficient means, have been employed in this endeavour.

"It has been proved to all of us that we have lost money by our colonies. It has been shown with precise, with mathematical demonstration, that there never was a jewel in the crown of England that was so truly costly as the possession of India. How often has it been suggested that we should at once *emancipate ourselves from this incubus?* Well, that result was nearly accomplished. When those subtle views were adopted by the country, under the plausible plea of granting self-government to the colonies, I confess that I myself thought that the tie was broken.

"......... .....Experience has proved that if your want to strengthen the connection between the Colonies and this country if you want to see British law held in respect and British institutions adopted and beloved in the Colonies, never associate with them the hated name of force and colrcion exercised by us, at a distance, over their rising fortunes. Govern them upon a principle of freedom. Defend them against aggression from without. Regulate their foreign relations. These things belong to the Colonial connection. But of the duration of that connection let them be the judges, and I predict that

Not that I, for one, object to self-government I cannot conceive how our distant colonies can have their affairs administered except by self-government But self--government, in my opinion, when it was conceded ought to have been as part of a great policy of imperial consolidation. It ought to have been accompained with an *imperial tariff*, by securities for the people of England for the enjoyment of the unappropriated lands which belonged to the sovereign as their trustee, and by a military code which should have precisely defined the means and the responsibilities by which the the Colonies should be defended, and by which, if necessary, this country should call for aid from the Colonies themselves. It ought, further, to have been accompained by some representative council in the metropolies which would have brought the colonies into constant and continuous relations with the home government. All this, however, was omitted because those, who advise that policy and I believe their convictions were sincere--looked upon the colonies of England looked even upon our connection with India as a burden on this country,—viewing in a financial aspect, and totally passing by those moral and political considerations which make nations great, and by the influence of which alone men are distinguished from animals.

"Well, what has been the result of this attempt during the reign of Liberalism for the disintegration of the Empire? It has entirely failed. But how has it failed? Through the sympathy of the Colonies with the mother-country. They have decided that the Empire shall not be destroyed; and in my opinion no minister in this country will do his duty who neglects any opportunity of reconstructing as much as possible our colonial empire, and of responding *to those distant sympathies* which may become the source of incalculable strength and happiness to this land."—*Desraeli*

if you leave them the freedom of judgment, it is hard to say when the day will come when they will wish to separate from the great name of England. Depend upon it, *they covet a share in that great name*. You will find in that feeling of theirs the greast securiry for the connection...........You have seen various Colonies, some of them lying at the antipodes, offering to you their contributions to assist in supporting wives and famıles of your soldiers, the heroes that have fallen in the war This, I venture to say, may be said without exaggeration to be among the first fruits of that system upon which, within the twelve or fifteen years, you have *founded* a rational mode of administering the affairs of your Colonies without gratuitous interference."

*Gladstone.*

[બંને કૉલમમાં ઇટાલિક અક્ષર અમે કર્યા છે.]

ડિઝરાએલીએ "Inperial Tariff" યાને બ્રિટિશ સામ્રાજ્યનો એકાકાર જકાતી કાયદો રચીને સંસ્થાનોને ઈંગ્લંડ સાથે સાંકળી રાખવાની ઇચ્છા બતાવી, (જુઓ ઉપલો ઉતારો)પરંતુ એ પોતાના સમયમાં એ દિશામાં કાંઈ જ કરી શક્યો નહિ—કરવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. એની બુદ્ધિ વ્હેપાર કરતાં—ચૅથમ અને પિટની માફક—વિજયની અભિલાષાવાળી વિશેષ હતી. વ્હેપારી બુદ્ધિનો એની સામ્રાજ્યભાવનાનો અનુયાયી ચેમ્બર્લેઇન નીકળ્યો: એનું દૃઢ એવું માનવું છે કે જ્યાં સુધી કોઈ પણ સ્વાર્થની સાંકળથી ઈંગ્લંડ અને સંસ્થાનોને માંહોમાંહે નહિ જોડો, ત્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્યનું ઐક્ય સધાવું અશક્ય છે. એ સાંકળ તે એ "Preferential Tariff" યાને પક્ષપાતી જકાત—બતાવે છેઃ અર્થાત્ બ્રિટિશ સામ્રાજ્યનાં અવયવોએ જમણો હાથ મ્હોં તરફ વાળી, પરરાજ્યના માલની હરીફાઇમાં બ્રિટિશ સામ્રાજ્યના માલને જકાતની બાબતમાં વિશેષ અનુકૂળતા આપવી એવી એની સૂચના છે. આ સૂચના હજી બર આવી નથી, અને એને અમલમાં મૂકવામાં ઘણા વાંધા રહેલા છે. હવે સ્હામા–લિબરલ–પક્ષ તરફ દૃષ્ટિ ફેરવીએ છીએ તો એમાં સંસ્થાનોને ભારરૂપ માનનાર એમના પૂર્વજો ('Little Englanders')નો અનુયાયી કોઈ જ નજરે પડતો નથી. ડિઝરાએલીનો બ્રિટિશ સામ્રાસ્યવાદ વિજયી નીવડ્યો છે;§ અને એ સામ્રાજ્યની એકતાની ભાવના કેવી રીતે સિદ્ધ કરવી એ વિષે ગમે તેટલો મતભેદ છે,* તથાપિ એ એકતા જ ઇષ્ટ છે અને વિશ્લેષ ઇષ્ટ નથી જ એ વિષે હવે બે મત રહ્યા નથી. મોર્લિ અને ચર્ચિલ(હાલના લિબરલો)ના ઉદ્ગાર તે કૉબ્ડન અને બ્રાઇટ(પહેલાંના લિબરલો)ના ઉદ્ગાર કરતાં જુદી તરેહના છે.

## (૨) હિન્દુસ્થાન.

હવે સંસ્થાનો મૂકી, હિન્દુસ્થાન સાથેની ઈંગ્લંડની વૃત્તિમાં સામ્રાજ્યભાવના કેવે રૂપે દેખા દેછે તે જોઇએ. ૧૮૫૮ માં ઇગ્લંડે હિન્દુસ્થાનનું રાજ્ય વ્હેપારી કંપનીના હાથમાંથી લઈ પોતે હાથ ધર્યું, ત્યારથી હિન્દુસ્થાન એ માત્ર વ્હેપારનું બજાર કે તાબાનો દેશ મટી બ્રિટિશ સામ્રાજ્યની ભાવનામાં અંગરૂપે દાખલ થયું. પણ ઓગણીસમી સદીના ત્રીજા પાદના લિબરલ રાજ્યતન્ત્રીઓને જેમ સંસ્થાનો ભારરૂપ લાગ્યાં, તેમ ઈંગ્લંડના રાજ્યમુકુટમાં ઉમેરાએલો હિન્દુસ્થાનરૂપ હીરો પણ બહુ મોંઘો પડ્યો છે અને એને રાખી રહેવું એ ઈંગ્લંડને લાભકારી નથી પણ માત્ર એક અનિવાર્ય કર્તવ્ય છે એવી સમજણ થઈ. હિન્દુસ્થાનને લીધે રૂશિયા વગેરે બીજી પ્રજાની ઈંગ્લંડ પ્રત્યે ઈર્ષ્યા ઉત્પન્ન થઈ હતી, અને તેથી ઈંગ્લંડને જળ અને સ્થળનું લશ્કર અધિક રાખવું પડતું હતું—આવી દલીલથી હિન્દુસ્થાનને તેઓ ભારરૂપ દર્શાવવા લાગ્યા. પણ ધનાઢ્ય થવું, અને તેથી પાડોશીની ઇર્ષ્યા વ્હોરવી પડે તો તે માટે ધનનો દોષ કાઢવો—એ રીતિ તો ખરેખર એના કુતર્ક માટે હસવા જેવી તેમ જ કૃતઘ્નતાથી

§ આ લેખને આરંભે ટાંકેલા એમના શબ્દો અત્યારે લિબરલ અને કૅન્ઝર્વેટિવ બંને પક્ષવાળા સ્વીકારશે.

* ચેમ્બરલેઇન (કૉન્ઝર્વેટિવ) 'જકાતી પક્ષપાત' થી સિદ્ધ કરવા માગે છે; વિન્સ્ટન ચર્ચિલ (લિબરલ) 'સૌહાર્દભરી રાજ્યનીતિ'થી સિદ્ધ કરવા માગે છે. (જુવો ચર્ચિલનું બેલ્ફાસ્ટ ખાતે આ તા. ૮ મી ફેબ્રુવારીનું ભાષણ.)

લાંછિત છે. બ્રિટિશ સામ્રાજ્યવાદના આચાર્ય ડિઝરાએલીએ, સામ્રાજ્યમાં હિન્દુસ્થાનની કેવી કિંમત છે, એને લીધે એ સામ્રાજ્યનું કેટલું ગૌરવ છે—એ જ્વલન્ત પ્રતિભાથી જોયું અને તે માટે એણે ત્રણ અગત્યનાં કૃત્યો કર્યાંઃ એક તો–તુર્કસ્તાનને બચાવવાથી રૂશિયા સ્હામે હિન્દુસ્થાનનું રક્ષણ ઠીક થઈ શકશે એમ સમજી તુર્કસ્તાનની, પરધર્મી છતાં પણ, તેણે રૂશિયા સ્હામે લઢવામાં પીઠ ઠોકી. ડાર્ડેનલ્સની સામુદ્રધુનીમાં થઈ ભૂમધ્યસમુદ્રના બ્રિટિશ કાફલાને રૂશિયાની ગતિ રોકવા મોકલ્યો, કૉન્સ્ટાન્ટિનોપલથી થોડેક માઇલ નીચે એ કાફલો લાંગર્યો–અને રૂશયાએ એ શહેર ઉપર કદી હલ્લો કરવાનો વિચાર રાખ્યો હશે તો તે છોડી દીધો. આ કૃત્યથી હિન્દુસ્થાનના ધોરી રસ્તા ઉપર આવેલા એક મ્હોટા રાજ્ય સાથે ડિઝરાએલીએ મૈત્રી સ્થાપી. બીજું—૧૮૫૮ ના અરસામાં ફ્રાન્સના મહાન ઇજનેર લૅસેપ્સે સુવેઝની નહેર ખોદવાનું કામ શરૂ કર્યું હતું. તે કરવાથી તુર્કસ્તાનની ઇજિપ્ટ ઉપરની હકુમત ઘટી જશે એમ બતાવી કેટલાકે તુર્કસ્તાનને એ યોજનાની સ્હામે પડવા ઉશ્કેરણી કરી હતી. વળી એ સ્હામે એક બીજી દલીલ એ લાવવામાં આવી હતી કે સુવેઝની નહેર જો કોઈ મ્હોટું રાજ્ય કબજે કરી લેશે તો ઇંગ્લંડનો હિન્દુસ્થાન સાથેનો વ્યવહાર અટકી પડશે. ગ્લૅડસ્ટને આ વાંધાને ફાવવા દીધો નહિ. પણ એ સંબન્ધી અપૂર્વ કામ ડિઝરાએલીએ કર્યુંઃ ૧૮૭૫ માં એ નહેરની કંપનીના બ્રિટિશ રાજ્ય તરફથી ૪૦ લાખ પાઉંડના શેર એકદમ ખરીદી એ યોજનાને એણે ઇંગ્લંડની કરી દીધી! આમાં પણ હિન્દુસ્થાનને–બલ્કે ઑસ્ટ્રેલિયાનાં સંસ્થાનને પણ—ઇંગ્લંડ સાથે સાંકળી દેવાની દીર્ઘદર્શી રાજ્યનીતિ રહેલી હતી. વળી ડિઝરાએલીએ (૧૮૭૬ માં) ત્રીજું મહત્ત્વનું કામ એ કર્યું કે ઇંગ્લંડની રાણીના ખિતાબ સાથે "એમ્પ્રેસ ઑફ્ ઇન્ડિયા" યાને "હિન્દની મહારાણી" એવું પદ ઉમેરાવી બ્રિટિશ સામ્રાજ્યની ભાવનામાં હિન્દને પૂર્ણ ઠાઠમાઠથી દાખલ કર્યું—બીજી બાજુએથી બોલીએ તો એ સામ્રાજ્યની ભાવનાને હિન્દ ઉપર પૂર્વ કરતાં વિશેષ સ્પષ્ટતાથી અને પૂર્ણ આડમ્બર સાથે વિસ્તારી.

વાચકે જોયું હશે કે ડિઝરાએલીએ પ્રવર્તાવેલી બ્રિટિશ સામ્રાજ્યની ભાવનામાં લોકકલ્યાણ—બલ્કે કલ્યાણ—એવી વસ્તુની કલ્પના જ ન હતીઃ ઇંગ્લંડનો ક્ષાત્ર યશ વધારવો, પૃથ્વીનાં બીજાં રાજ્યોને આંજી નાંખે એવી જાહોજલાલી સર્વત્ર પ્રદર્શિત કરવી,

"आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया"—

ઇંગ્લંડ પરત્વે આ વાક્ય આકાશમાં ઘંટ વગાડીને સૌને સંભળાવવું, એ એની સામ્રાજ્યભાવના હતી. ડિઝરાએલીનો એક મહાન ચરિત્રકાર ( Froude ) લખે છે કે—

"He thought that he was reviving patriotic enthusiasm, and all that he did was to create jingoism."

="ડિઝરાએલી ધારતો હતો કે હું સ્વદેશાભિમાની ઉત્સાહ વધારૂં છું પણ એણે કર્યું તે

એટલું જ કે જિંગોપણું* વધાર્યું."†

હિન્દુસ્થાનને ઈંગ્લંડની કીર્તિ વધારવા માટે જ પ્રભુએ નિર્માણ કર્યું નથી; પણ એ પણ મનુષ્યોની વસ્તીવાળો દેશ હોઈ, ન્યાય સ્વાતન્ત્ર્ય આદિ ભાવો જે મનુષ્યને સર્વત્ર પ્રિય લાગે છે તે એને પણ લાગે છે, અને એ ભોગવવાનો એનો અધિકાર છેઃ આ નવીન દૃષ્ટિબિન્દુ હિન્દુસ્થાન પ્રત્યેની બ્રિટિશ રાજ્યનીતિમાં પહેલવહેલું લૉર્ડ રિપને ઉઘાડ્યું. એને માટે યોગ્ય જ કહેવામાં આવ્યું છે—

"He was the first Viceroy to discover the New India, the India not of expanding frontiers but of expanding souls."

અર્થાત્ વિકસતી દૈશિક સીમાવાળા ભારતને નહિ પણ વિકસતા આત્માવાળા 'ભારતને—' અભિનવ ભારત 'ને પ્રથમ શોધી કાઢનાર વ્હાઈસરૉય એ જ હતો. ડિઝરાએલી અને એના મિત્ર વાઈસરૉય લૉર્ડ લિટને ૧૮૭૭ નો દરબાર ભરવામાં બ્રિટિશ સામ્રાજ્યભાવના સિદ્ધ થતી માની હતી, ત્યારે લિબરલ પક્ષના વાહાઈસરૉયે દરેક મહાન અને ચિરસ્થાયી સામ્રાજ્ય ન્યાયના પાયા ઉપર જ ટકી શકે છે એ સનાતન સત્ય નજર આગળ રાખ્યું હતું. લૉર્ડ રિપન એમના સિદ્ધાન્ત સામે એક આક્ષેપ કરનારને કહે છેઃ—

"The Hon'ble Mr. Thomas has asked, "Was there ever a nation which retained her supermacy by the righteousness of her laws?" I have read in a book, the authority of which the Hon'ble Mr Thomas will admit, that "righteousness exalteth a nation," and my study of history has led

---

* =ગર્વિષ્ઠતા. આ શબ્દનો ચોક્કસ અર્થ નીચેની લીટીઓપરથી સમજાશે. તુર્કી અને રશિયાના વિગ્રહ વખતે ડિઝરાએલીએ ઇંગ્લંડમાં રૂશિયા સ્હામે લડવાનો જુસ્સો સળગાવ્યો, તે વારે એક ગીત રચાયું હતું તેમાં નીચેના શબ્દો હતાઃ—

"We don't want to fight, but by Jingo, if we do,
We've got the ships, we've got the men, we've got the money too."

આ ઉપરથી એ લડાઇના પક્ષનું નામ 'જિંગો' પડ્યું.

† આ ભાવના બ્રાઇટની ભાવના કરતાં કેવી ઉલટી હતી એ બ્રાઇટના નીચેના શબ્દો વાંચતાં વાચકના સમજવામાં આવશેઃ

"Crowns, coronets, mitres, the pomp of war, wide colonies, and a huge empire are in my view, trifles light as air unless with them you have a fair share of comfort, contentment and happiness among the great body of the people Palaces, stately mansions, do not make a nation The nation in every country dwells in the cottage; and unless the light of your constitution can shine there rely upon it you have yet to learn the duties of Government.'

Mr. Bright.

me to the conclusion that it is not by the force of her armies or by the might of her soldiery that a great Empire is permanently maintained, but it is by righteousness of her laws and by her respect for the principles of justice.'

લૉર્ડ રિપને શરૂ કરેલી રાજ્યનીતિ—૧૮૯૨ નો કાઉન્સિલ ઍક્ટ બાદ કરતાં, પચીસ વર્ષ સુધી તો બહુ આગળ વધી શકી નહિ. એ સમય હિન્દુસ્થાનના તેમ જ ઇગ્લંડના રાજ્યકારભારમાં બહુધા કૉન્ઝર્વેટિવ અમલનો હતો. એ અમલ અત્રે કે ઇગ્લંડમાં ખાસ લોકનું અહિત કરવાના ઈરાદાવાળો હતો એમ નહિ. પણ એની રાજ્યનીતિની ભાવના જ લિબરલ ભાવનાથી જુદી જાતની હોય છે, અને તેથી બંનેમાં ઘણો તફાવત રહે છે—કૉન્ઝર્વેટિવ ભાવના રજઃપ્રધાન છે, લિબરલ ભાવના સત્ત્વપ્રધાન છે; વધારે સૂક્ષ્મ ભેદમાં ઊતરીને બોલીએ તો એક રજસ્તમઃપ્રધાન છે, બીજી સત્ત્વરજઃપ્રધાન છે. ઉપર ટાંકેલા વાક્યમાં 'expanding frontiers' અને 'expanding souls' એ બે શબ્દોમાં જે ભેદનો ઉલ્લેખ કર્યો છે તે કૉન્ઝર્વેટિવ અને લિબરલ ભાવનાનો ભેદ બરાબર સૂચવી દે છે. કન્ઝર્વેટિવનું લક્ષ્ય નિરન્તર રાજ્યની સીમા વધારવા તરફ હોય છે; લિબરલનું લક્ષ આત્માને વિકસાવવા તરફ હોય છે.* બ્રિટિશ સામ્રાજ્યમાં કૉન્ઝર્વેટિવ અમલ દરમિયાન રાજ્યસીમામાં તથા લશ્કરી ખર્ચમાં નીચે પ્રમાણે જે વધારો થયો તે એની ભાવનાનું સ્વરૂપ બહુ સ્પષ્ટ રીતે બતાવી આપશે:

ઈ. સ. ૧૮૮૪ અને ૧૯૦૦ વચ્ચે ૩,૭૧૧,૯૫૭ ચોરસ માઇલનો વધારો; એની વસ્તી ૫૭,૦૦૦,૦૦૦ માણસ.

| | જળ-સ્થળનું લશ્કરી ખર્ચ | કુલ ખર્ચ. |
|---|---|---|
| ૧૮૭૫ માં | ૨૫૯ લાખ પાઉંડ, | ૭૪૩ લાખ પાઉંડ. |
| ૧૯૦૬ માં | ૬૨૧ ,, | ૧૫૦૪ ,, |

આ ઉપરાંત રાજ્યવહીવટની રીતમાં પણ આ બે પક્ષની ભાવના તદ્દન જુદી પડે છે. એમનો ભેદ લૉર્ડ કર્ઝનની અને લૉર્ડ મોર્લિની રાજ્યનીતિ સરખાવી જોવાથી બહુ સારી રીતે લક્ષમાં આવશે. ૧૯૦૫ માં લૉર્ડ કર્ઝને હિન્દુસ્થાન છોડતી વખતે સિમલામાં છેલ્લું ભાષણ કર્યું તેમાં પોતાની કારકીર્દિની ભાવના વિષે બોલતાં કહ્યું કે "If I were asked to sum it up in a single word, I would say '*efficiency*'. That has been the: key–note of our administration." (એ ભાવનાનું તત્ત્વ દર્શાવનાર 'efficency'—'કાર્યકારીપણું' શબ્દ અમે ઇટાલિકમાં મૂક્યો છે.) હવે આ સ્હામે લિબરલ રાજ્યનીતિની ભાવના સરખાવો. લૉર્ડ મોર્લિએ દાખલ કરેલા સુધારા વિષે બોલતાં આગળની 'efficeincy'ની ('કાર્યકારીપણાની') ભાવના પ્રત્યે નાપસંદગી સૂચવીને સર ઍરન્ડલ ઍરન્ડલે કહ્યું કે "A stage has been reached, when granting of these reforms may involve some falling away from that adminstrative efficiency which has been the Englishman's

* આ લક્ષ્ય સિદ્ધ થાઓ ન થાઓ એ જુદી વાત છે. પણ બે વચ્ચે લક્ષ્યભેદ છે એમાં તો સંશય નહિ જ.

i10l." તાત્પર્ય કે આ નવા સુધારા દાખલ કરવાથી રાજ્યવહીવટની 'કાર્યશક્તિ'—જેને અંગ્રેજો એક દેવની મૂર્તિની માફક પૂજે છે—એ કદાચ જરા ઓછી થશે તોપણ શું ? વળી લિબરલ પક્ષના સિદ્ધાન્ત પ્રમાણે તો 'કામ કામને શીખવે છે' એ નિયમને અનુસરીને જેમ જેમ પ્રજાને યોગ્ય અધિકાર સોંપાતા જશે તેમ તેમ એ અધિકારના કાર્યમાં કેળવાશે અને દિનપરદિન વધારે યોગ્ય બનશે. મિ. મોર્લિના સુધારાની પ્રસ્તાવનારૂપે સુગૃહીતનામધેય શહેનશાહ એડવર્ડ ૧૯૦૮ ના નવેમ્બર ઢંઢેરામાં એજ સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો હતો:—" The politic satisfaction of such a claim will strengthen not impair existing authority and power Administration will be all the more efficient if the officers who conduct it have greater opportunities of regular contact with those whom it affects; and with those who influence and reflect common opinion about it "

—અર્થાત્ પ્રજાના પ્રતિનિધિઓને સાથે ભેળવીને કામ કરવાથી રાજ્યતન્ત્રની કાર્યક્ષમતા ઘટશે એમ માનવું ખોટું છે.

આમ હિન્દુસ્થાનના રાજ્યવહીવટની રીત લિબરલ અને કૉન્ઝર્વેટિવ પક્ષની જુદી જુદી છે, તથાપિ બંને અત્યારે હિન્દુસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યનું આવશ્યક અંગ માને છે, અને એનું શ્રેય કરવું એ વિધાતાએ ઇંગ્લંડને સોંપેલી ફરજ છે એમ બંને સ્વીકારે છે. હિન્દુસ્થાન ઇંગ્લંડ ઉપર ભારરૂપ છે અને એની ખાતર ઇંગ્લંડને પોતાને ઘેર પણ મ્હોટું લશ્કર અને ભારે કાફલો રાખવો પડે છે એવી આગલા લિબરલો—'Little Englanders'—ની સમજણ હતી તે અત્યારે દૂર થઈ ગઈ છે. બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દુસ્થાન કેવું ઉપયોગી સ્થાન ધરાવે છે એ વિષેનો સર્વમાન્ય મત ગયા મે માસમાં "સામ્રાજ્ય-જયન્તી" ને પ્રસંગે ટાઇમ્સ (લંડન) પત્રે અગ્રલેખ રૂપે નીચે મુજબ દર્શાવ્યો હતો: " India stands right across the greatest highway in the world; it is the centre of the East Through its possession we secured our great predominance in Eastern trade, and from its shores we extended our interests to Australasia, the Malay Peninsula, the Pacific Island and the Chinese coast. The power which holds India must of necessity command the sea. Supreme seapower would be as difficult to maintain without control of India as control of India without supreme seapower. "

આ શબ્દો વાંચ્યા પછી કોઈ એમ કહી શકશે કે હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યનું " મોંઘું પડતું ઘરેણું " છે ? લૉર્ડ મોર્લિ કહે છે કે હિન્દુસ્થાનમાંથી આપણે ખશીએ તો એ દેશ અંધાધુન્ધીમાં પડે—પણ તેમ ન થવા દેતાં એને સુધારાને માર્ગે ચઢાવવો એ પવિત્ર કર્તવ્ય ઇંગ્લંડે માથે લીધું છે, અને તેથી એને છોડી શકાય એમ નથી. આમ સ્વાર્થ અને પરાર્થ ઉભય માર્ગે એક જ સિદ્ધાન્ત ઉપર અવાય છે, અને તે એ કે હિન્દુસ્થાન એ બ્રિટિશ સામ્રાજ્યનું '.મોંઘું પડતું ઘરેણું' નથી પણ આવશ્યક અંગ છે.

## ઉપસંહાર

બ્રિટિશ સામ્રાજ્યભાવનાનો કેવી રીતે ઉદય થયો, છેલ્લાં દોઢસો બસેં વર્ષમાં, એમાં (૧) સંસ્થાનો પરત્વે અને (૨) હિન્દુસ્થાન પરત્વે કેવા કેવા ફેરફારો થયા, અને અત્યારે એ ભાવના ક્યાં આવીને ઠરી છે એ આપણે જોયું. દૂર ભવિષ્યમાં એમાં શા શા ફેરફારો થશે એ વિષે તર્ક કરવો વૃથા છે. દરમિયાન, પૃથ્વીનાં વિવિધ રાજ્યોનું બલાબલ તપાસતાં એટલુ ચોકસ સમજાય છે કે—પચાસ સાઠ વર્ષ ઉપરના 'Little-Englandism' નો સમય હવે ગયો છેઃ તે વખતે ઇંગ્લંડની હરીફાઈ કરી શકે એવી પૃથ્વીની કોઈ પણ પ્રજા નહોતી, અત્યારે જર્મનિ વગેરે બીજાં રાજ્યો હરીફાઇમાં બહુ પાસે આવી ગયાં છે, અને બ્રિટિશ સામ્રાજ્યનાં સઘળાં અવયવો—સંસ્થાનો, હિન્દુસ્થાન, અને ખુદ ઇંગ્લંડ પોતે—પરસ્પર એકતાની ભાવનાથી વળગી રહેશે તો જ આ હરીફાઇમાં ટકી શકશે.

અત્યારે બ્રિટિશ રાજ્યતન્ત્રીઓ સમક્ષ ચાર મ્હોટા પ્રશ્ન છે.

(૧) બ્રિટિશ સામ્રાજ્યની ભાવના કેવી સભાળથી પોષવી કે જેથી અન્ય પ્રજાનાં ઇર્ષ્યા રોષ વગેરે મલિન ભાવો ન ઉશ્કેરાય?

(૨) સંસ્થાનોનો ઇંગ્લંડ સાથેનો સમ્બન્ધ દૃઢ કાયમ રહે તે માટે શા સાધનો યોજવાં? માત્ર "ઇંગ્લંડના મ્હોટા નામના અભિલાષ"* ખાતર અથવા તો "લોહીની સગાઈ"§ ના કારણથી સસ્થાનો ઇંગ્લડને વળગ્યાં રહેશે એમ આશા કેમ રખાય?

(૩) હિન્દુસ્થાનને ઇંગ્લંડ સાથે જોડી રાખવાની સાથે—એની સ્વરાજ્યની ભૂખ કેવી રીતે શાન્ત કરવી? એને શું શું અન્ન ક્યારે ક્યારે આપવું કે જેથી તેની ભૂખ શાન્ત થવાની સાથે, એ અન્નનું રુધિર થઈ એના જીવનને વિકસાવે?

(૪) સંસ્થાનો અને હિન્દુસ્થાન ઉભયને એક બીજાની સાથે કેવી રીતે જોડવાં કે જેથી તેઓના સ્વાતન્ત્ર્યનો ઉપયોગ પરસ્પરના વિરોધમાં ન થાય?

ઉપરના ચાર પ્રશ્નોનું જે રાજ્યતન્ત્રી સન્તોષકારક સમાધાન કરશે તે ભવિષ્યનો ઉત્તમ રાજ્યતન્ત્રી લેખાશે.

તે સાથે—આપણી હિન્દી પ્રજાના અગ્રણીઓને શિર પણ એક ભારે કર્તવ્ય રહેશે તે એ કે જે પદ્ધતિએ ઇંગ્લંડની પ્રજા પોતાના દેશમાં પોતાના હક મેળવે છે તે જ રીતે—અર્થાત્ પૂર્ણ દૃઢતાથી અને આત્મમાન સાથે—એ હક મેળવવાનો પ્રયત્ન કરવો, પરતુ તે એવી કુશળતાથી કે પ્રજામાં શંકાભરી પરરાજ્યબુદ્ધિ ન વિસ્તરે અને બ્રિટન અને એના સંસ્થાનોની માફક હિન્દ પણ પૂર્ણ ઉલ્લાસથી ઉચ્ચરે કે

"One life, one flag, one fleet, one Throne."

—પ્રભુ એ ઉચ્ચાર યથાર્થ કરો!

# *બ્રિટિશ સામ્રાજ્યના મુલકો.

" Of all the results of English history none is comparable to the creation of this enormous, prosperous, in great part homogeneous, realm; and it can be paralled by nothing in the history of any other state."—*Prof. Seeley.*

*     *     *     *     *     *

" A power to which Rome in the height of her glory was not to be compared—a power which has dotted over the whole surface of the globe with its possessions and military posts—whose morning drum-beat, following the sun, and keeping company with the hours, circles the earth daily with one continuous and unbroken strain of its martial airs."—*Daniel Webster.*

*     *     *     *     *     *

ઈ. સ. ૧૯૧૧ ના મે માસની ૨૪ મી તારીખે **બ્રિટિશ સામ્રાજ્યના** પાટનગર **લંડન**માં અને ત્યાર પછી ડિસેમ્બર માસની ૧૨ મી તારીખે " બ્રિટિશ સામ્રાજ્યના મુકુટના "**સર્વોત્તમ રત્ન** " સમ ગણાતા આપણા દેશ હિન્દુસ્તાનના જ પાટનગર દિલ્હીમાં, પરમ કૃપાળુ નામદાર પાંચમા જ્યૉર્જ મહારાજાધિરાજની તાજપોષીનો માંગલિક ઉત્સવ કરવામાં આવ્યો હતો. આ કારણથી આ મહાન્ **સામ્રાજ્ય**ના અનુપમ ગૌરવનાં ગાન આપણા પ્રત્યેકના શ્રુતિસ્મૃતિ-પ્રદેશમાં અદ્યાપિ રમી રહ્યાં છે એમ કહેવામાં આવે તો તે સ્વાભાવિક છે. આમ છતાં પણ આવા **મહાન્** અને **અદ્વિતીય બ્રિટિશ સામ્રાજ્ય**ના ગૌરવની પ્રતીતિ કરાવે એવાં તેનાં વિશેષ લક્ષણો પરત્વે જે કાંઈ લખવામાં કે કહેવામાં આવ્યું હોય કે આવે તે સર્વ લક્ષપૂર્વક વાંચીને કે સાંભળીને તે વિષે મનન કરવું એ આ **સામ્રાજ્ય**માં વસતા પ્રત્યેક દેશજનનો પરમ આવશ્યક ધર્મ છે; એટલું જ નહિ પણ એ ધર્મ બજાવવામાં અન્યોન્યને સહાયભૂત થાય એવા પ્રયાસ જે મનુષ્ય આદરે છે તે પોતે કર્તવ્યપરાયણ છે, ખરો રાજભક્ત છે, ખરો દેશભક્ત છે.

'બ્રિટિશ સામ્રાજ્ય'—એનો શો અર્થ ? કયા કયા સંયોગોમાં તે ઉદ્ભવ પામ્યું ? એને ઉદ્દેશીને પ્રોફેસર સીલીએ જે વાક્ય કહેલું છે અને જે મેં આ નિબન્ધના સૂત્રરૂપે ઉપર ટાંક્યું છે તે સર્વાંશે યથાર્થ જ છે. તે, અને તે ઉપરાંત એ **સામ્રાજ્ય** સમ્બન્ધી ઉત્પન્ન થતા બીજા અનેક પ્રશ્નો વા વાક્યોનું સમાધાન બ્રિટિશ સામ્રાજ્યનો ઇતિહાસ વાંચીને, આ પૃથ્વી પર થઈ ગયેલાં વા અદ્યાપિ અસ્તિત્વ ભોગવતાં અન્ય દેશોના પ્રાચીન તેમ જ અર્વાચીન રાજ્યો જેવાં કે ખાલ્ડીયા, બાબિલોન, મિસર, ઇરાન, ગ્રીસ, રોમ વગેરેના ઇતિહાસની

---

* કેટલાંક અંગ્રેજી પુસ્તકોની મદદથી આ લેખ લખવામાં આવ્યો છે. તેમાં આ અંકમાં પ્રસિદ્ધ થયલો ઘણો ખરો ભાગ એક સુન્દર બાળપાઠને આધારે લખ્યો છે—એને ઉપોદ્ઘાત રૂપે રાખીને હવે પછીથી વસન્તમાં આ વિષય વિગતવાર—વિવિધ પુસ્તકોને આધારે-ચર્ચવામાં આવશે.—લેખક.

આ શ્રેષ્ઠ-અનન્ય-સામ્રાજ્યની સાથે તુલના કરનાર પ્રત્યેક મનુષ્યને થશે જ. આ પૃથ્વીની સપાટી ઉપર જેટલો ભૂમિસમુદાય છે તેના છઠ્ઠા કરતાં પણ કાંઇક વધારે ભાગની ભૂમિ ઉપર આ બ્રિટિશ સામ્રાજ્યની સત્તા જામેલી છે; અને જેટલી મનુષ્યની કુલ વસ્તી છે તેનો ચોથો ભાગ આ સામ્રાજ્યના કૃપાળુ રક્ષણ નીચે છે. વળી આ સામ્રાજ્યનાં અંગભૂત સંસ્થાનો, રક્ષિત મુલકો, અને સત્તાધીન દેશો પ્રત્યેક મહાસાગરમાં, પ્રત્યેક ખંડમાં, ઉત્તર ધ્રુવનાં શીતકટિબંધ વાળા દેશોમાં, સમશીતોષ્ણકટિબંધ વાળા મુલકોમાં અને સૂર્યના પ્રચંડ તાપથી ધગધગતા ઉષ્ણકટિબંધમાં-એ રીતે આખી પૃથ્વી ઉપર સર્વત્ર આવી રહેલા છે. આ કારણથી આ સામ્રાજ્યને ' જગત્ સામ્રાજ્ય ' " World Empire " કહીયે, તો તેમાં કાંઈ જ અતિશયોક્તિ નહિ ગણાય.

અમેરિકાના વિદ્વાન્ સદ્વક્તા ડેનીયલ વેબસ્ટરે જે રીતે બ્રિટિશ સામ્રાજ્યનું સ્વરૂપ આલેખ્યું છે તે રીત હું ધારું છું કે સર્વમાન્ય ગણાશે. તેમણે બ્રિટિશ સામ્રાજ્યની વ્યાખ્યા આપતાં કહ્યું છે કેઃ—" બ્રિટિશ સામ્રાજ્ય એક એવું સામ્રાજ્ય છે કે તેના જેવી જાહો-જહાલી રોમના સામ્રાજ્યે પણ પોતાના સર્વોત્તમ દિવસોમાં પણ ભોગવી નથી; આ સામ્રાજ્યના તાબાના મુલકો તેમ જ લશ્કરી નાકાં આખી પૃથ્વીના પૃષ્ઠ પર ચોમેર પથરાતાં આવી રહેલાં છે; આ સામ્રાજ્યની અંદર વાગતો પ્રાતઃકાળનો દુદુંભિનાદ, ભગવાન્ સૂર્યનારાયણની આકાશગતિની પાછળ અખંડિત રીતે વાગતો, પૃથ્વીની પ્રદક્ષિણા દિવસમાં એકવાર પરિપૂર્ણ કરે છે ! " બીજી રીતે એમ કદાપિ કહેવામાં આવે કે "બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સૂર્ય સમૂળગો અસ્ત કદાપિ પામતો જ નથી " તો તેમાં પણ અતિશયોક્તિ કે અસંભવનો દોષ નડતો નથી. આપણે જાણીએ છીએ કે પૃથ્વી રૂપી ગોળો પોતાની ધરી-axis-ઉપર દિવસમાં—અર્થાત્ ૨૪ કલાક જેટલા સમયમાં—પશ્ચિમથી પૂર્વ એમ એક સંપૂર્ણ ફેરો ફરી રહે છે. હવે પૃથ્વીના પૃષ્ઠ ઉપર થઇને ઉત્તર અને દક્ષિણ ધ્રુવને અડીને જતી એવી એક સરખી ૩૬૦ કલ્પિત રેષાઓ ધારેલી છે. આવી ૩૬૦ કલ્પિત રેષાઓને 'રેખાંશ' (રેષા+અંશ) કહેલી છે. હવે આખો ગોળો ફરી રહે છે, તે ઉપરથી આપણે એમ કહીશું કે જે અર્ધ ભાગ સૂર્યની સામો ૧૨ કલાક સુધી રહેવાનો તે અર્ધ ભાગમાં ૧૮૦ રેખાંશ આવી જવાના. હવે બાકીના-પાછલા-બીજા અર્ધ ભાગને-બાકીના બીજા બધા ૧૮૦ રેખાંશને-સૂર્યના પ્રકાશ નીચે આવી રહેતાં બીજા ૧૨ કલાકો લાગવાના. તેથી પૃથ્વીના પૃષ્ઠ પર આવેલા કોઈ પણ બે સ્થળોનું અંતર **૧૮૦ રેખાંશ કરતાં અધિક** હોય તો જ એકી વખતે તેમાંના એક સ્થળમાં ' રાત્રિ ' અને બીજે સ્થળે ' દિવસ ' એમ બનવાનો સંભવ છે.

હવે જો ઉપર કહેલું ધોરણ મનમાં રાખીને પૃથ્વીના પૃષ્ઠ ઉપર આવેલા બ્રિટિશ સત્તાધીન મુલકોનું અન્યોન્યનું અન્તર **૧૮૦ રેખાંશથી ઓછું** જ છે એમ ચોક્કસ રીતે આપણા જાણવામાં આવે,-અને વસ્તુતઃ તેમ જ છે, કારણ કે એક બીજાથી વધારેમાં વધારે દૂર આવેલા કોઈ બે બ્રિટિશ મુલકોનું અંતર આશરે ૯૦ રેખાંશ કરતાં તો વધારે નથી જ— તો આપણે નિઃસંદેહ વાણીથી કહી શકીશું કે પૃથ્વીના પૃષ્ઠ ઉપર ૧૮૦ રેખાંશ કરતાં ઓછા અંતરે આવેલા કોઈ પણ બ્રિટિશ સત્તાધીન બે મુલકો પર સૂર્ય એકી વખતે પ્રકાશ આપશે, એટલે બ્રિટિશ રાજ્યના તાબાના અમુક એક મુલકમાં તે પ્રકાશતો હશે ત્યારે તેનાથી ૯૦

રેખાંશ કરતાં ઓછા અંતરે આવેલા એ જ રાજ્યના તાબાના બીજા મુલકમાં પણ તે પ્રકાશતો હશે જ, અને પૃથ્વીના દૈનિક પરિભ્રમણને લીધે પ્રથમ મુલકોમાંથી અસ્ત પામ્યો હશે તો બીજા અને ત્રીજા મુલકોમાં ( કારણ કે બે મુલકોમાં તો એકી વખતે પ્રકાશવો જ જોઇએ ) તે પ્રકાશતો હશે. બીજી રીતે કહીએ તો જો બે બ્રિટિશ મુલકો વચ્ચે સૂર્યોદય થવા માટે બાર કરતાં વધારે કલાકનું અંતર પડતું હોય તો જ એમ કહેવાય કે અમુક એક બ્રિટિશ મુલકમાં સૂર્ય આથમ્યો અને બીજા બ્રિટિશ મુલકમાં તે હજી પ્રકાશ્યો નથી. પણ વસ્તુતઃ તો એક બીજાથી દૂરમાં દૂર આવેલા અમુક બે બ્રિટિશ મુલકો વચ્ચેનું અંતર ૧૮૦ રેખાંશથી ઓછું તો શું પણ ૬૦ રેખાંશ કરતાં પણ ઓછું આવેલું છે માટે તે બે મુલકો વચ્ચે ટાઇમનો–સૂર્યોદયના ટાઇમનો–ચાર કલાક કરતાં વિશેષ ફેર પડવાનો નથી. અર્થાત્ સૂર્યનારાયણ બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સતત—અખંડિત—સ્વરૂપે પ્રકાશે છે.

આપણને પૂર્વોક્ત ઉક્તિની યથાર્થતાનો નરી આંખે અનુભવ લેવાનો વિચાર થતો હોય તો આપણે જાણે ભગવાન્ સૂર્યનારાયણના રથના સારથિ અરુણની સાથે જ આકાશમાર્ગે ઊડતા ઊડતા પૃથ્વીના પૃષ્ટ પર આવેલા બ્રિટિશ મુલકોની મુલાકાત લેઇએ છિયે એવી કલ્પના કરીશું. પ્રથમ તો આપણે આ સામ્રાજ્યના પાટનગર લંડનમાંથી જ (૦ રેખાંશ વાળા સ્થળથી) આપણા પર્યટનનો આરભ કરીશું. આ વખતે લંડનમાં પ્રાતઃકાળ થયો છે. સેંટપૉલના દેવળના બહુ ઉંચા શિખર ( ટોચ ) ઉપરં સૂર્યનાં ચળકતાં કિરણોએ હમણાં જ પડીને તેમને પ્રકાશિત કરી દીધાં છે. એટલે આપણે પ્રાતઃકાળે ૭ વાગે લંડન છોડયું; અને પશ્ચિમ દિશા પ્રતિ આકાશમાર્ગે સૂર્યનારાયણની સાથે સાથે જ ઉડ્યન–પરિક્રમણ–પરિભ્રમણ–કરવા માંડયું એમ ધારીશું. લંડનની પશ્ચિમે જતાં પહેલ વહેલા જે બ્રિટિશ મુલકોનાં આપણને દર્શન થશે તે ન્યૂ ફાઉન્ડલાંડ ટાપુ અને વેસ્ટ ઇન્ડિયાના ટાપુઓ અને ફૉકલાંડ ટાપુઓ છે, તે ટાપુઓનું લંડનથી આશરે ૫૦ રેખાંશ જેટલું અંતર છે તેથી લંડનથી આપણે આપણું ઉડ્યન શરૂ કર્યું તે વખતે આ મુલકોમાં પાછલી રાતના ત્રણેક વાગ્યા હશે; અને લંડનથી સૂર્યની ગતિને અનુસરીને આપણે ઊડતા ઊડતા આવીએ તો આ ટાપુ આગળ આવતાં આપણને આશરે ૪ કલાક લાગશે; એટલે અહિં આવીશું ત્યારે પ્રાતઃકાળના ૭ વાગ્યા હશે ત્યારે લંડનમાં બપોરના ૧૧ વાગવા આવ્યા હશે. અહિંથી આગળ ચાલતાં ચાલતાં આશરે ૮૦ મીનીટમાં કિવબેકનો ભવ્ય ગઢ આપણી દૃષ્ટિએ પડશે. અને બીજા બે કલાક પછી વીનીપેગ સરોવર આખું નજરે પડશે. ત્યાંથી બીજો કલાક પુરો થતાં રથમાં રૉકી પવત, વાંકુવર દ્વીપો, અને અમેરિકાનો વાયવ્ય મુલક—કેનેડાનો વાયવ્ય મુલક જોવાયા હશે. આ પ્રમાણે લંડન મુકયા પછી, ન્યૂફાઉન્લાંડ દ્વીપ, કેનેડાનો મનોહર સરોવર વાળો પ્રદેશ, હડસનનો અખાત, માનીટોબાનાં ઘઉંના પાકનાં વિશાળ મેદાનો, અને બીજાં જંગલો, અને રૉકી પર્વતના રાતી માટીના ને નક્કર પત્થરના પ્રદેશો—આ સર્વે ૬ કલાક જેટલા સમયમાં આપણે આકાશમાર્ગે સૂર્ય સાથે ઊડતાં ઊડતાં જોઈ લીધું. અમેરિકાનો કિનારો છોડ્યા પછી બીજા ત્રણ કલાક પુરા થતાં થતાં–લંડન છોડ્યા પછી ૧૨ કલાક રહીને–આપણે ન્યૂઝીલાંડ ટાપુના કિનારાનાં દર્શન કરવા ભાગ્યશાળી થઇશું. એટલે ન્યૂઝીલાંડમાં વહાણું વાશે. આ વખતે લંડનમાં તેમ જ આયર્લાંડના કિનારા ઉપર સન્ધ્યાકાળનો સમય પુરો થઇને રાત્રિનો અમલ શરૂ થવા લાગ્યો હશે; પરંતુ ન્યૂ ફાઉન્ડલાંડમાં હજી દિવસ જ હશે.

ન્યૂઝીલાંડ પહોંચ્યા પછી ત્યાંથી આગળ જતાં ઑસ્ટ્રેલીઆના દક્ષિણ કિનારા પરના મેલબોર્ન બંદરે આવી પહોંચતાં આપણને બીજા બે કલાક લાગશે. એટલે મેલબોર્ન પહોંચીશું ત્યારે ન્યૂ ફાઉન્ડલાંડમાં રાતનો અમલ શરૂ થવા લાગશે પણ કેનેડામાં ને ન્યૂઝીલાંડમાં તો દિવસ જ હશે. મેલબોર્ન મુક્યા પછી આશરે ૨ કલાક (૧–૪૦′) માં આપણે પર્થ આવી પહોંચીશું. આ પ્રમાણે ઑસ્ટ્રેલીયાના પશ્ચિમ કિનારે આવેલું પર્થ બંદર વટાવીને આપણે આગળ પ્રયાણ કરતા જઈશું તેમ તેમ હિન્દી મહાસાગર ઉપર થઈને જતાં, બર્મામાં આવેલા માંડલે શહેરમાં પહો ફાટતાં આવી પહોંચીશું. આ વખતે ઑસ્ટ્રેલીયામાં સ્હાંજના ૪ વાગ્યા હશે, મતલબ કે રાત્રિનો અમલ નહિ જ બેઠો હોય. માંડલે મુક્યા પછી આશરે ૧૫ મીનીટમાં કલકત્તામાં પ્રાતઃકાળ થશે, ત્યાંથી નીકળ્યા બાદ બીજી ૧૫ મીનીટમાં આપણા નવા પાટનગર દીલ્હીના કુતુબમીનારના આકાશને ચુંબન કરતા શિખર ઉપર પ્રાતઃકાળના સૂર્યનાં કિરણો રમી રહ્યાં હશે! અને ત્યાર પછી થોડા વખત પછી (બીજી ૩૦ મીનીટ પછી) ઑસ્ટ્રેલીયાના પર્થ બંદરે સૂર્યાસ્ત થયો હશે–અર્થાત્ તે બ્રિટિશ મુલકમાં સૂર્યાસ્ત થયો હશે તે જ વખતે મુંબાઇના ઊંચા ઊંચા મકાનોનાં છાપરાંનાં નળીયાં પ્રાતઃકાળના સૂર્યોદયનાં કિરણોથી પ્રકાશિત બનીને સુવર્ણમય દીપ્તિમન્ત થયાં હશે! મતલબ કે ઑસ્ટ્રેલીયામાં સૂર્યાસ્ત થયો નથી તે પહેલાં તો મુંબાઇમાં સૂર્યોદય ક્યારનોએ થઈચૂક્યો છે! મુંબાઇમાં સૂર્યોદય થયા પછી અર્થાત્ પ્રાતઃકાળના ૬ વાગ્યા પછી બે કલાક વીત્યા બાદ, મોરિશ્યસ, સોકોટ્રા, અને છેક રાતા સમુદ્રની કુંચી–એડન–તે સર્વ સ્થળે પ્રાતઃકાળના કુકડા બોલવા મંડી પડ્યા હશે; અને એડન છોડ્યા પછી બીજા બે કલાક પુરાં થતાં થતાંમાં તો મિસરના પીરામિડ, કિંબર્લીની હીરાની ખાણોના પ્રદેશોમાં, અને કેપ કોલોનીમાં આવેલા ટેબલ પર્વતના ટેબલ–મેજ–જેવા દેખાતા શિખર ઉપર પ્રાતઃકાળના સૂર્યનાં કિરણો પડવાં લાગ્યાં હશે; અને ત્યાર પછી બીજા એક કલાકમાં એટલે મુંબાઈ છોડ્યા બાદ બીજા પાંચેક કલાકમાં તો આપણે જે સ્થળેથી પ્રથમ નીકળ્યા હતા તે જ સ્થળે–લંડનમાં–બીજા દિવસના પ્રાતઃકાળમાં જ શ્રી ભગવાન્ સૂર્યનારાયણના રથની સાથે જ પ્રવેશ કરીશું; અર્થાત્ મુંબાઇમાં સૂર્યાસ્ત થયો હશે ત્યારે ઇંગ્લાંડમાં પ્રાતઃકાળના ૧૦ કે ૧૧ વાગ્યાનો અમલ થયો હશે.

આ પ્રમાણે સૂર્યની સાથે સાથે જ આકાશ માર્ગે આપણે આખી પૃથ્વી ઉપરની આપણી મુસાફરી ૧ દિવસમાં—૨૪ કલાકમાં—૩૬૦ રેખાંશ જેટલી—સૂર્યનારાયણની સાથે સાથે પુરી કરી.

યથાર્થ જ કહેવાયલું છે કે—

**"બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સૂર્ય કદાપિ અસ્ત પામતો નથી."**

**લીનકરરાય અચરતલાલ સૈયદ.**

---

# બ્રિટિશ સામ્રાજ્યનો આર્થિક અભ્યુદય.

" They value only two things—wealth and worth "—*Montesquieu*

પેલો નેપોલિયને કરેલો અંગ્રેજોનો ઉપહાસ—' a nation of shopkeepers ' ' દુકાનદારોની પ્રજા ' સૌને સુવિદિત છે. ક્ષાત્રમદથી ઝરતા એ મહાન યોદ્ધાએ મનુષ્ય-સુધારાના ગણિતમાં દુકાનદારીની કિંમત ખોટી માંડી એટલું જ નહિ, પણ ક્ષાત્રબળની પાછળ પણ વિજય માટે નિઃસ્વાર્થતા સ્વદેશભક્તિ વગેરે કેવા ઉમદા ગુણોની જરૂર રહે છે એ વિષે પણ બહુ દયામણું અજ્ઞાન દાખવ્યું. એ ગમે તેમ હો. પરંતુ એ મહાપુરુષે—ઇંગ્લંડની પ્રજાનું જીવાતુભૂત તત્ત્વ, એના ગુણ-દોષનું ખરેખરૂં બીજ, આ ચાર શબ્દોમાં સમાવી આપ્યું છે એ વિષે ઇતિહાસકારોમાં જતે દહાડે કદી પણ બે મત થાય એવો સંભવ નથી. નેપોલિયને જ્યારે આ વચન ઉચ્ચાર્યું ત્યારે તો હજી બ્રિટિશ વ્હેપારના સૂર્યનાં માત્ર કિરણ જ ફૂટ્યાં હતાં—એનો ઝળહળતો પ્રકાશ જગતને છાઈ લે એ સમયને પચાસ-પોણોસો વર્ષની વાર હતી. એ 'દુકાનદાર પ્રજા' એ એટલા સમયમાં બીજી કેટલી દુકાનો પોતામાં ભેળવી લીધી અને પાડોશીને પણ પોતાના દાખલાથી અને પોતાની હરીફાઇથી દુકાનદાર કર્યા એનો ઇતિહાસ ' અનુકરણ ' અને ' જીવનકલહ 'ના મહાનિયમોનાં સારાં ઉદાહરણો પૂરાં પાડે છે. પરંતુ અત્રે જગતની પ્રગતિના નિયમો પ્રકટ કરવાનો કે એવા જ બીજા કોઈ તત્ત્વજ્ઞાનના ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી એ ઇતિહાસ અવલોકવાનો પ્રસંગ નથી. અત્રે તો એ ઇતિહાસની આછી-આછી રૂપરેખા આલેખીને, એ સાથે, શાં શાં કારણોએ મળી એ ઇતિહાસનું સ્વરૂપ ઘડ્યું એટલું બતાવવાની ઇચ્છા છે-વિષયનું મથાળું જોતાં એ કરતાં અધિકને અવકાશ પણ નથી.

નેપોલિયનના અને અત્યારના સમય વચ્ચે બ્રિટિશ સામ્રાજ્યની ' દુકાનદારી 'માં કેટલો વધારો થયો છે એ નીચેના આંકડામાં જુવોઃ—

| | | |
|---|---|---|
| બ્રિટિશ ( સામ્રાજ્ય* ) | નિકાસ—૩૮,૧૨૦,૧૨૦ પાઉંડ. | ૬૫૭,૮૯૯,૩૬૩ પાઉંડ. |
| " | આયાત—૩૦,૫૭૦,૬૦૫ પાઉંડ. | ૮૦૯,૧૭૮,૨૦૯ પાઉંડ. |
| | કુલ:—૬૮,૬૯૦,૭૨૫ પાઉંડ. | ૧,૪૬૭,૦૭૭,૫૭૨ ( લગભગ દોઢ અબજ ) પાઉંડ.× |

અર્થાત્—બ્રિટિશ સામ્રાજ્યનો વ્હેપાર સો વર્ષમાં સાત કરોડ પાઉંડથી ઊપડી દોઢસો કરોડ પાઉંડ—એટલે કે વીસ ગણો યા તેથી પણ કાંઇક વધારે—થઈ ગયો ! વળી એ

* સંસ્થાનોને એ સમયમાં ઇંગ્લંડ સિવાય કોઈ દેશ સાથે વેપાર કરવાની છૂટ નહોતી તેથી આ આંકડાને બ્રિટિશ સામ્રાજ્યના આંકડા તરીકે ગણવામાં બાધ નથી. (એન્સા. બ્રિટનિ

× એક જણ ગણતરી કરીને કહે છે કે પાઉંડના સોનાના સિક્કાની હાર કરી તે ૨૦,૦૦૦ માઇલ લાંબી થાય !

સામ્રાજ્યમાં આજકાલ પેદા થતા કાચા અને પાકા માલના આંકડા જોઇએ તો તે પણ છક કરે એવા છેઃ મનુષ્યની ખોરાકની કોઇ ચીજ* એવી નથી કે જે બ્રિટિશ સામ્રાજ્યમાં ન પાકતી હોય; વણાટમાં વપરાતો કોઈ પદાર્થ એવો નથી કે જે ત્યાં ન ઉત્પન્ન થતો હોય.× ખાણો ખોદવાના કામમાં રોકાએલાં આખી પૃથ્વી ઉપરનાં માણસોનો ⅓ ભાગ બ્રિટિશ સામ્રાજ્યમાંથી છે; આખી પૃથ્વીમાંથી નીકળતા કોલસાનો ¼ ભાગ+ અને સોનાનો ⅔ ભાગ બ્રિટિશ સામ્રાજ્યની ભૂમિમાંથી નીકળે છે § આટલું જ નથી. ભવિષ્યમાં તો હજી કેટલી સમૃદ્ધિ આ સામ્રાજ્યમાં ઉમેરાશે એની ગણતરી કરવી પણ અશક્ય છેઃ હજી પુષ્કળ જમીન માત્ર આંતરી મૂકેલી પડી છે, એના ઉપર હજી વસ્તી પણ જામી નથી, એના કિંમતી ભૂગર્ભની હજી તપાસ પણ થઈ નથી. વળી આર્થિક સમૃદ્ધિનાં એક બે નહિ પણ સર્વ અંગો બ્રિટિશ સામ્રાજ્યમાં આવેલાં છેઃ કૅનેડાનાં ઘઉંનાં ખેતરો, ઑસ્ટ્રેલિયાના ઢોરના ચરાઓ, દક્ષિણ આફ્રિકાની સોના હીરાની ખાણો, ઇંગ્લંડ તળનાં કાપડ લોખંડ વગેરેનાં કારખાનાંઓ, તથા હિન્દુસ્થાનનાં બજારો—એ સર્વ મળી બ્રિટિશ સામ્રાજ્યની નિઃસીમ સમૃદ્ધિ બનેલી છે. હવે એ સમૃદ્ધિ કેવી રીતે ઉદય પામી, અને વિસ્તરતી ગઈ એનું સકારણ ટુંકામાં અવલોકન કરીએ.

૧. ઇંગ્લંડના આર્થિક અભ્યુદયની શરૂઆત બકરાંનો ઉછેર અને ઊનનો વણાટ†—એ બે ધન્ધાઓથી થઇ છે. ઇંગ્લંડને વ્હેપાર તે શું કારખાનાં તે શું એ શીખવનાર પરદેશીઓ–હૅન્સર્ડલોક હતા. એઓ ઇંગ્લંડમાં આવ્યા તે પહેલાં શિયાળાની મોસમમાં ઘાસની અછતને લીધે બકરાં ઘેટાં રાખવાં પાલવતાં નહિ—અને તેથી તેઓનો શિયાળાની મોસમમાં ઘણે ભાગે ખોરાક માટે જ ઉપયોગ થતો. લોકને ભૂંડ ઉછેરવાં વધારે ઠીક પડતાં કારણ કે ભૂંડણ બચ્ચાં જણે વધારે, એટલે શિયાળામાં થોડાંક ભૂંડ સાચવી રાખ્યાં હોય તો પણ ઉન્હાળામાં એમની પુષ્કળ વસ્તી થઈ શકતી. પણ જેમ પરદેશ સાથે ઇંગ્લંડનો ઊનનો વ્હેપાર વધવા લાગ્યો તેમ તેમ ભૂંડનો ઉછેર ઘટી બકરાં ઘેટાંનો વધ્યો.

પણ એ વેપાર પણ અંગ્રેજોને પ્રથમ સ્વતન્ત્ર રીતે કરતાં આવડતો નહતો. ઈ. સ. ૧૨૫૦ માં કોલોન શહેરના કેટલાક જર્મન વ્હેપારીઓએ* ઇંગ્લંડના રાજાના નિમન્ત્રણથી

---

* ૫૦ કરોડ બુશલ ( ૪½ કરોડ મણ ) ઘઉં અને બીજા કરોડો મણ દાણા.

૪૩ કરોડ પાઉંડ ચાહ.

૫૦૦ કરોડ પાઉંડ ખાંડ.

× કરોડો મણ કપાસ અને શણ.

\+ એક વર્ષમાં ત્રીસ કરોડ ટન કરતાં પણ વધારે. સાધારણ ગાડામાં બે ટન કોલસો ભરાય છે. એ ગાડાની હાર કરીએ તો એ ૫૦૦,૦૦૦ માઇલ લાંબી થાય—પૃથ્વીના કંદોરાના વીસ આંટા થાય !

§ પ્રતિવર્ષ પાંચ કરોડ પાઉંડનું સોનું.

† હજી પણ ઇંગ્લંડનો લૉર્ડ ચાન્સેલર ( મુખ્ય ન્યાયાધીશ ) ઊનની ગાદી ( wool-sack ) ઉપર બેસે છે.

આવીને લંડનમાં કોઠી સ્થાપી—જે 'સ્ટીલયાર્ડ'ને નામે જાણીતી થઈ છે. એ કોઠી ૩૭૫ વર્ષ રહી તે દરમિયાન એણે ઇગ્લંડના લોકને પોતાના દાખલાથી સંબન્ધથી અને જ્ઞાનથી ઘણો લાભ કર્યો. તેમાં પ્રથમ તો એ વ્હેપારી મંડળી ઊન, કલાઈ, ચામડાં, માખણ વગેરે ખરીદી, એને બદલે પોતાનું-બેલજીયમનું-કાપડ પૂરૂં પાડતી. એની ઊનની ખરીદીથી બકરાં ઘેટાંના ઉછેરને બહુ ઉત્તેજન મળ્યું.

ચૌદમા સૈકામાં બકરાંની સંખ્યા બીજાં બધાં જાનવરોની એકત્ર સંખ્યા કરતાં પણ વધારે જોવામાં આવે છે. ઊનની પેદાશ વધવાની સાથે ઊનનો વણાટ શરૂ કરવા તરફ જમીનદારોનું લક્ષ ગયું.

૨. તેઓએ કાપડનો વણાટ કર્યો. સ્ટીલયાર્ડ સ્થપાયા પછી સો વર્ષ થતાંમાં ત્રીજા એડવર્ડે ફ્લેમિશ વણકરોને ખાસ હક આપીને વેલ્સમાં વસાવ્યા. અને એના ઉત્તેજન માટે વિવિધ જાતના **કાયદાઓ** ઘડવામાં આવ્યા.

ઇંગ્લંડમાં ઊનના વણાટ વગેરે ઉદ્યોગો જરા જામ્યા એટલે પંદરમા સૈકાના આરંભમાં એક એવો કાયદો દાખલ થયો કે પરદેશી વેપારીઓ જેટલી કિંમતનો માલ આ દેશમાં આયાત કરે તેટલી કિંમતનો ઇગ્લંડનો માલ તેઓએ ખરીદી જવો.

પરદેશીઓ અનાજ બહુ ખાઈ જાય છે અને તેથી તે મોંઘું થાય છે અને દુકાળની ધાસ્તી છે એમ કહી આઠમા હેન્રીના વખતમાં ૧૫૦૦૦ બેલજીયમના કારીગરોને ઈંગ્લંડમાંથી હાંકી કાઢ્યા!—લોકે પોતાની જાત ઉપર કેટલું ખર્ચ કરવું, કેવાં લુગડાં પહેરવાં,† (ઉદા૦ મુડદાંને ઊનનું લુગડું જ ઓઢાડવું) અનાજનો ભાવ શો રાખવો, મજૂરીનો દર શો આપવો ઇત્યાદિ આ અને આવી બીજી બાબતના કાયદાની કૃત્રિમ મદદથી ઊનના કાપડનો વણાટ જામી ગયો, અને ઇલિઝાબેથના વખત સુધીમાં એ વણાટ બહુ સારી પદ્ધતિએ પહોંચ્યો. પરંતુ હજી કાપડને ધોવા રંગવાની કળા અંગ્રેજ લોકોને આવડતી નહોતી. તે કામ માટે કાપડ બેલ્જિયમ મોકલવું પડતું. પણ જેમ્સ (૧) અને ચાર્લ્સ (૧) ના વખતમાં ઈંગ્લંડમાં આ કળા ખીલવવા માટે રાજ્ય તરફથી ખાસ ઉત્તેજન આપવામાં આવ્યું, અને તેથી એ કળા પણ ઇગ્લંડમાં જામી ગઈ.

જેમ્સ (૧) ના વખતમાં કાપડનો નિકાસ ઇગ્લંડના સઘળા નિકાસનો $\frac{9}{10}$ જેટલો જોવામાં આવે છે. આ વેપારમાં ઈંગ્લંડે રશિયા સ્વીડન નૉર્વે ડેન્માર્ક વગેરેનાં બજારમાં બેલ્જિયમના વેપારને હઠાવી દીધો.

કાપડના વેપાર સાથે કોલસાના વેપારને ઉત્તેજન મળ્યું. કોલસા સાથે કાંઠાનો વેપાર

---

* તેઓ પૂર્વમાંથી આવ્યા તેથી 'Easterling' યાને પૂર્વીઆ કહેવાતા, અને તે ઉપરથી તેઓએ ચલાવેલું નાણું 'sterling' કહેવાતું. 'સ્ટર્લિંગ' પાઉંડ એ શબ્દની આવી વ્યુત્પત્તિ અપાય છે.

† આપણાં શાસ્ત્રના વિધિનિષેધની પાછળ હાલ વીજળી અને જન્તુઓ જોવામાં આવે છે તેમાં આ આર્થિક દૃષ્ટિ ઉમેરવા જેવી નથી?

તથા માછલીનો વેપાર વધ્યો. જેમ્સ (૧) રાજાએ લોકને માછલી ખાવાનો ઉપદેશ કરવા માંડ્યો ! તથા સ્વદેશી વહાણુ બાંધવાના કામને ઉત્તેજન આપ્યું. ઇંગ્લંડ દરિઆઈ પ્રજા થવા લાગી. એનાં વહાણુ જગતની મ્હોટી મ્હોટી સફરો કરતાં થયાં—એટલે એણે નૌકાયાનનો એવો કાયદો ઘડ્યો કે ઇંગ્લંડ સાથે કોઈ પણ પ્રજા બ્રિટિશ સિવાયનાં વહાણુમાં વેપાર કરી ન શકે. આ રીતે ઇંગ્લંડનું વેપારી નૌકામંડળ વધ્યું, એથી એના લશ્કરી નૌકાબળને પણ ઘણું પોષણ મળ્યું—અને એની દરિઆઈ સત્તા વધી. ઈ. સ. ૧૭૦૩ માં ઇંગ્લંડે પોર્ટુગલ સાથે કોલકરાર કર્યા તેમાં ડચ અને જર્મન લોક એ દેશ સાથે વેપાર ન કરી શકે અને માત્ર ઇંગ્લંડ જ કરી શકે એમ બન્દોબસ્ત કર્યો. પોર્ટુગલ સાથેના વેપારથી સોનું રૂપું કમાઈ લાવી એની મદદથી ચીન હિન્દુસ્થાન અને પૂર્વ હિન્દના ટાપુઓ સાથે વેપાર ચલાવ્યો—અને હિન્દુસ્થાનના સામ્રાજ્યનો પાયો નાંખ્યો.

ઈ. સ. ૧૭૨૧ માં પહેલા જ્યોર્જને મુખે એના રાજ્યતન્ત્રીઓએ જે શબ્દો કહેવડાવ્યા છે એ સર્વ દેશોની સર્વ કાળની આર્થિક ઉન્નતિનું રહસ્યસૂત્ર છે એમ કહીએ તો ચાલે. રાજા કહે છેઃ—

"It is evident that nothing so much contributes to promote the public well-being as the exportation of manufactured goods and the importation of of the foreign raw materials"

પરદેશથી કાચો માલ જ આયાત કરવો, અને પાકો માલ જ ચઢાવવો આ નિયમ ઇંગ્લંડે એવી દૃઢતાથી અમલમાં મૂક્યો કે હિન્દુસ્થાન કે જે તે વખતે બ્રિટિશ સામ્રાજ્યનું અંગ બનવા લાગ્યું હતું તેના સુતરાઉ અને રેશમી કાપડ સ્હામે પણ ભારે જકાત નાંખી, એટલું જ નહિ પણ એનો તાંતણો સરખો પણ ઇંગ્લંડમાં દાખલ થઈ શકે નહિ એવો બન્દોબસ્ત કર્યો ! † ઇંગ્લંડની પ્રજાએ હિન્દુસ્થાનની ઉમદા કારીગરી વાળાં વસ્ત્રો યુરોપમાં વેચવા માંડ્યાં: એક તરફથી એ વેપારમાંથી નફો કર્યો, અને બીજી તરફથી જાડા વણાટનું સ્વદેશી કાપડ

---

† સમય જ એવો વેપારી સ્વાર્થપરાયણતાનો હતો. સંસ્થા(તા)નો પ્રત્યે સ્વાર્થભરી પદ્ધતિ ચાલતી હતી તો હિન્દુસ્થાન માટે શી વિશેષ આશા રાખી શકાય ? આને યુગદોષ માનીને ઇંગ્લંડને ક્ષમા આપીશું.

* જર્મની અને યુનાઇટેડ સ્ટેટસે ઇંગ્લંડના ઇતિહાસમાંથી બોધ લઈ સપ્રતિબન્ધ વ્યવહાર સ્વીકાર્યો અને ઇંગ્લંડ સાથે હરીફાઇમાં ઉતર્યાં. એઓની હરીફાઇને લીધે ઇંગ્લંડને અત્યારે મુશ્કેલીઓ આવે છે—ત્યારે જૂની સપ્રતિબન્ધ વ્યવહારની નીતિ પુનઃ ગ્રહણ કરવાનું એને મન થાય છે. પરંતુ હજી દુનીઆના બજારોમાં ઇંગ્લંડની કારીગરીનું એવું સામર્થ્ય છે કે એ નીતિ ગ્રહણ કરવાની એને ફરજ પડતી નથી—ભવિષ્યમાં એને એ ફરજ પડશે કે કેમ એનો આધાર બીજા દેશોની ઔદ્યોગિક હરીફાઈ કેવી તીવ્ર થાય છે તે ઉપર છે. અત્યારે મિ. ચેમ્બરલેઇનની જકાતી નીતિ સારી કે ખોટી એનો નિર્ણય અર્થશાસ્ત્રની સૂક્ષ્મ દલીલોથી નહિ પણ ઇંગ્લંડના વેપારના પ્રતિમાસ (કે દરઅઠવાડીએ) પ્રસિદ્ધ થતા આંકડાના સ્થૂલ બળ વડે થાય છે. અને એ આંકડા લિબરલો અધિકારે ચઢ્યા ત્યારથી એમની અપ્રતિબદ્ધ વેપારની નીતિને અનુકૂળ જ આવ્યા છે,

પહેરીને ધીમે ધીમે પોતાના દેશનો કારીગરીને સુધારી: કેવા સુધારા* તે આજ આપણે જોઇએ છીએ. મનુષ્ય જંગલી દશામાં હોય છે ત્યારે તેને અપ્રતિબન્ધ વ્યવહાર(વ્હેપાર)થી બહુ લાભ થાય છે: વનની એનરની અને દરિઆની સુલભ પેદાશ સુધરેલી પ્રજાને આપીને સારાં વસ્ત્રો ઓજારો વગેરે મેળવે છે અને એ રીતે ક્રમે ક્રમે સુધારાની ઉપલી ભૂમિકાએ ચઢતો જાય છે. પણ આ નવા ક્રમમાં પગલાં ભરવા માંડયાં પછી એમાં અધિક ઉન્નતિ મેળવવા માટે સપ્રતિબન્ધ વ્યવહારની જરૂર પડે છે. ઇંગ્લંડે આ બંને સ્થિતિમાં સમયાનુસારી ડહાપણ વાપર્યું: આરંભમાં એણે પરદેશી કારીગરો અને વેપારીઓને છૂટથી દેશમાં આવવા દીધા એટલું જ નહિ પણ તેઓને નોતર્યા વસાવ્યા અને તેઓને કારખાનાં બાંધવાં દીધાં; પણ પછી જ્યારે પોતાને કામની આવડ થઈ ત્યારે તેઓના ઉપર વિવિધ જાતના નિયન્ત્રણો નાંખ્યાં, પણ ઇંગ્લંડ આ ઔદ્યોગિક સંક્રાન્તિની ભૂમિકામાં જ ભરાઈ રહ્યું નહિ. એ કરતાં એક ઉપલી ભૂમિકાએ ચઢ્યું,—અર્થાત્ સાધકદશામાંથી સિદ્ધ દશાએ પહોંચ્યું એટલે એણે સાધકદશાના પ્રતિબન્ધો કાઢી નાંખ્યા, અને મુક્તદશાનો અપ્રતિબદ્ધ વ્યવહાર આરંભ્યો.

ઇંગ્લંડે નાંખેલા આર્થિક વ્યવહારના પ્રતિબન્ધોથી ઇંગ્લંડને આર્થિક નુકસાન થયું નથી એમ કહેવાનું તાત્પર્ય નથી. ઉદાહરણ તરીકે, સ્પેઇનનું સોંઘું ઊન લેવાને બદલે તે ઉપર જકાત નાંખીને મોંઘું દેશી ઊન ખપાવ્યું તેથી ઊનના કાપડના ધન્ધાને નુકસાન લાગ્યું એમાં સંશય નહિ—પણ એ નુકસાન ખમીને પણ ઇંગ્લંડે જે આર્થિક બળ સંપાદન કર્યું તે એને ઘણું ફળદાયી નીવડ્યું. એણે સ્વદેશી ધન્ધા ખીલવવા માટે જે પ્રતિબન્ધો રચ્યા તે ન રચ્યા હોત તો જર્મન અર્થશાસ્ત્રી લિસ્ટ કહે છે તેમ ઇંગ્લંડ આજ સુધી બકરાં ઘેટાં જ ચરાવ્યાં કરત, અને આજ

* અર્થશાસ્ત્રના આકરગ્રન્થોમાં તથા ચેમ્બરલેઇને ઉઠાવેલા વાદ પ્રસંગે પ્રસિદ્ધ થએલાં વિવિધ ચોપાનીઆંમાં સપ્રતિબન્ધ અને અપ્રતિબન્ધ વ્યવહારને લગતી સઘળી દલીલો અમે જોઈ—પણ આજથી શીત્તેર વર્ષ ઉપર પ્રસિદ્ધ થએલા લિસ્ટ ( જર્મન લેખક ) ના નીચેના શબ્દો કરતાં ઓછા શબ્દોમાં એમાં સમાવેલા સત્ય કરતાં વધારે સત્ય સમાએલું અમે કોઈ ઠેકાણે જોયું નથી:

"Thus England by her policy increased her naval power, and by means of her naval power enlarged the range of her manufacturing and commercial powers, and again, by the latter, there accrued to her fresh accessions of maritime strength and of colonial possessions. Adam Smith, when he maintains that Navigation Laws have not been beneficial to England in commercial respects, admits that, in any case, these laws have increased her power. And power is more important than wealth. That is indeed the fact. Power is more important than wealth. And why? Simply because national power is a dynamic force by which new productive resources are opened out, and because the forces of production are the tree on which wealth grows, and because the tree which bears the fruit is of greater value than the fruit itself. Power is of more importance than wealth because a nation, by means of power, is enabled not only to open up new productive sources, but to maintain itself in possession of former and of recently acquired wealth, and because the reverse power—namely feebleness leads to the relinquishment of

એની જે આર્થિક સંમૃદ્ધિ આપણે જોઇએ છીએ તેમાંનું કાંઇ જ ન હોત.* તે માટે પરદેશીઓના સંસર્ગથી કેળવાયા બાદ, ઉપર જણાવેલા સમયાનુસારી પ્રતિબન્ધોને (protection) અમે ઇંગ્લંડના આર્થિક અભ્યુદયનું પ્રથમ કારણ માનીએ છીએ.

૩. પરંતુ પ્રથમ કારણ તે સૌથી મ્હોટામાં મ્હોટું—તાત્ત્વિક—કારણ છે એમ ન સમજવું: વરસાદ કે વાડ વિના બીજ ખીલીને વૃક્ષ થવા ન પામે; પણ વૃક્ષ બીજ હોય તો જ ઊગે એ ભૂલવું ન જોઇએ. આ બીજ તે ઇંગ્લંડની કળાકૌશલ્ય માટેની શક્તિ છે. જો ઇંગ્લંડની પ્રજામાં આ શક્તિ ન હોત તો ઉપર જણાવેલા સઘળા કૃત્રિમ ઇલાજો વૃથા જાત. ઊનના કાપડનો વેપાર નરમ પડવાનો થયો કે તુરત ઈંગ્લંડે સૂતરના કાપડનો ઉદ્યોગ ઉપાડી લીધો. ઇંગ્લંડમાં લાંબા વખત સુધી સૂતરનું કાપડ શું તે કોઈ સમજતું નહિ. બે અઢી હજાર વર્ષ પૂર્વે હિરોડોટસે હિન્દુસ્થાનમાં 'ઝાડ ઊપર ઊન ઊગે છે' અને એનાં ત્યાંના લોક કપડાં બનાવે છે એમ લખ્યું હતું. પણ યુરોપને એ 'ઝાડના ઊન'નો પ્રથમ પરિચય કરાવનાર મૂર લોકો હતા. મૂર લોકોએ એ સ્પેઇનમાં દાખલ કર્યું ત્યાર પછી પણ ઘણે સૈકે ઇટાલિ સૅક્સની અને નેધરલૅંડમાં એ આવવા લાગ્યું. અને ઈંગ્લંડે તો સૌથી છેલ્લું સ્વીકાર્યું. ઊનના વેપારીઓની માગણીથી પાર્લ્યમેંટે હિન્દુસ્થાનની છીંટનો ઉપયોગ અટકાવ્યો. પણ લોકરુચિ આગળ એનું બહુ ચાલ્યું નહિ, એટલે તાણો બ્રિટિશ શણનો હોય તો ચાલે એટલી કાયદાએ છૂટ આપી! તથા જકાત નાંખીને પણ સાદાં સૂતરાઉ કાપડને આવવા દીધું—એટલે એની હરીફાઇમાં, પણ જકાતના રક્ષણ થકી, અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં ઇંગ્લંડમાં સૂતરાઉ કાપડ વણવાનો ધન્ધો શરૂ થયો. કાંતવાના તથા વણવાના વિવિધ સાંચામાં જૉન કે રૉબર્ટ કે, રિચર્ડ આર્કરાઇટ, લ્યુસ પૉલ, સૅમ્યુઅલ, કૉમ્પટન એડમંડ કાર્ટરાઇટ વગેરે અનેક બુદ્ધિમાન પુરુષોએ સુધારા કર્યા અને કૉમ્પ્ટનના વખત સુધીમાં ઇંગ્લંડે હિન્દુસ્થાનને પાછળ મૂકી દીધું: હિન્દુસ્થાનના વણકરો શેર રૂમાંથી ૧૧૯ માઇલ લાંબો તાર કાઢી શકતા; અંગ્રેજ વણકર ૧૬૦ માઇલ લાંબો તાર કાઢવા સમર્થ થયા! બેલ નામના સ્કૉચમને બીબાંથી છીંટ છાપવાને બદલે ભૂંગળાં ઉપર છાપવાની યુક્તિ શોધી કાઢી. અને છેવટે ન્યૂકોમન, જેમ્સ વૉટ, બોલ્ટન વગેરેએ વરાળયન્ત્રને લગતી શોધો કરીને તો હદ જ વાળી. ઇંગ્લંડના કારખાનાંમાંથી એટલો બધો માલ નીકળવા માંડ્યો કે પરદેશમાં એને ખપાવવા માટે એના બદલામાં પરદેશી માલ લેવાની જરૂર પડી, અને ઇંગ્લંડે પોતાના ઉદ્યોગના જ હિત ખાતર પૂર્વે જે પરદેશી આયાત

---

of all that we possess, not of acquired wealth alone, but of our power of production; our civilisation, of our freedom, nay even of our national independence, into the hands of those who surpass us in might, as is abundantly attested by the history of the Italian Re-publics, of the Hanseatic League of the Belgians, the Dutch, the Spaniards and the Portugese."—*List*

* લિસ્ટનાં વચનોમાં ઘણી વાર અતિશયોક્તિ જોવામાં આવે છે. પણ મિ. નિકલ્સન કહે છે તેમ—બ્હેરા સાથે વાત કરવા સારૂ મ્હોટો ઘાંટો કાઢવો પડે એ સ્વાભાવિક છે. અત્યારના શરવા કાનવાળા જનોને એ ઘાંટો જોઇએ તે કરતાં કદાચ વધારે મ્હોટો અને જરા હસવા જેવો લાગે ખરો. પણ એણે પોતાના બહેરા દેશના કાનમાં એવો તો પ્રબળ અવાજ પાડ્યો કે એના કાન ઉઘડી ગયા—અને આજ જર્મની ઉદ્યોગોમાં કેવું આગળ પડ્યું છે એ આપણે જોઇએ છીએ.

ઉપર પ્રતિબન્ધો નાંખ્યા હતા તે તેજ હિત ખાતર દૂર કર્યા(free trade)—અને જે ઇંડાંમાં પક્ષી પોષાતું હતું તે જ ઇંડું સમય આવતાં ભાગીને પક્ષી બહાર નીકળ્યું! શરૂઆતમાં એ પક્ષી જરા જરા ઊડતું, પણ જતે દહાડે તો એ ખરેખર ગગનચારી ' વિહંગમ ' બન્યું, 'અને આજ આખા જગત્‌માંથી ચારો લાવી પોતાના માળામાં ભરી શકે એવું એનું સામર્થ્ય થયું છે.

૪. પરંતુ ઇંગ્લંડના વણકરોની અને ઇજનેરોની બુદ્ધિ પણ બે અગત્યની સંપત્તિ વિના નકામી જાત: એ બે—**લોઢું** અને **કોલસા**. બીજી સર્વ ધાતુ કરતાં લોઢું ગાળવું સાફ કરવું કઠણ છે, અને મનુષ્યના ઉપયોગમાં એ ધાતુ સૌ કરતાં છેલ્લી આવે છે. ઇંગ્લંડમાં લોઢાની ખાણો હતી. રોમન લોકો ઇંગ્લંડમાં આવ્યા ત્યારે તેઓએ કૉર્નવૉલમાં કલાઈ શોધી કાઢી, વેલ્સમાંથી સીસું મેળવ્યું, અને ગ્લોસ્ટરશાયરમાં લોઢાનાં કારખાનાં કર્યાં, પણ રોમન લોકો દેશ છોડીને ચાલ્યા ગયા તે પછી બ્રિટિશ લોકો રોમનોનું અનુકરણ કરી શકયા નહિ. જતે દહાડે લોઢાનાં કારખાનાં શરૂ થયાં, પણ એમાં કાઠી બળવા માંડી, અને તેથી વહાણ બાંધવાના ધન્ધાને ધોકો પહોંચવા લાગ્યો—તેથી પાર્લમેન્ટે એ કારખાનાં બંધ કરાવવાનો વિચાર કર્યો. પણ સુભાગ્યે સત્તરમા સૈકાના આરંભમાં **લૉર્ડ** ડડલિના એક છોકરાએ કોલસા વડે લોઢું સાફ કરવાની રીત કાઢી, એટલે એ ધન્ધો બંધ થઈ જતાં જતાં બચી ગયો. અરાઢમા સૈકાના મધ્યમાં વર્ષે દહાડે ૧૮૦૦૦ ટન લોઢું નીકળવા લાગ્યું; ૧૮૦૨ માં એ ૧૭૦,૦૦૦ થયું; ૧૮૦૬ માં ૨૫૦,૦૦૦; ૧૮૨૦ માં ૪૦૦,૦૦૦; અને ૧૮૭૦ માં ૬,૦૦૦,૦૦૦ ટન લોઢું નીકળતું થયું! કૉલસાની ખાણો પણ એ જ રીતે ધીમે ધીમે ઊઘડતી ગઈ—અને ૧૮૧૫ માં **સર હમ્ફ્રી** ડેવિઝે ' સેઇફ્ટી લૅમ્પ ' ની શોધ કરી તેથી ખાણોમાં કામ કરતા હજારો મનુષ્યના જીવ બચવા લાગ્યા; અને કોલસાની ખાણો વધારે છૂટથી ખોદાતી ચાલી. જેનું પરિણામ એ આવ્યું છે કે અત્યારે ઇંગ્લંડ કોલસાની પેદાશ માટે જગત્‌માં અગ્રેસર પ્રજા છે.

૫. **વેપાર** વિના ઉદ્યોગ નિરર્થક છે. અને તેથી ઇંગ્લંડે જે **દરીઆ** પર સત્તા મેળવી, અને એ સત્તાને બળે વેપાર માટે જે અનુકૂળતા પ્રાપ્ત કરી, તે એના ઉદ્યોગની ખીલવણીમાં પણ એક પ્રબળ કારણ થયુ છે. પણ સમુદ્રયાન જેમ બહારના વેપાર માટે આવશ્યક છે, તેમ **નદીઓ** નહેરો અને જમીનના રસ્તા એ દેશની અંદર માલ લઈ જવા લાવવા માટે જરૂરનાં છે. નદીઓ પહોળી ઊંડી અને બારે માસ વહેતી જોઇએ—અન્ય દેશની નદીઓના પ્રમાણમાં ઇંગ્લંડની **નદીઓ** ટૂંકી છે, પણ એમાં પૂર્વોક્ત ગુણ છે અને તેથી જુદાં જુદાં પ્રગણાંનો માલ લઈ જવા લાવવાના કામમાં એ અનુકૂળ પડતી. પણ અરાઢમા સૈકાના આરંભમાં વધતા જતા ઇંગ્લંડના ઉદ્યોગ માટે એ બસ ન થઈ—અને તેથી નદીઓને પહોળી અને ઊંડી કરવા માટે કેટલાક કાયદા પસાર થયા. **નહેરો** ખોદાવા માંડી. કોલસો એક (ખાણને) સ્થળેથી બીજે સ્થળે (ઉદ્યોગનાં કારખાનાં આગળ) લઈ જવા સારૂ, સૌથી પહેલી **ડ્યૂક ઑફ બ્રિજ્‌વૉટરે જેમ્સ બ્રિંડલિ** નામના ઇજનેર પાસે પોતાની જમીનમાં નહેર ખોદાવી, અને ત્યાર પછી એ જ ઇજનેરે લિવરપૂલ, હલ, બ્રિસ્ટલ અને લંડન એ ચાર બંદરને નહેરોથી જોડી દેવાની યોજના ઊભી કરી. નહેરોના કામમાં નફો પણ થવા લાગ્યો, તેથી ૧૭૯૦ માં તો નહેરો બાંધવાની ઘેલછા જ થઈ: ૧૭૯૨ માં અરાઢ નહેરો ખોદાવા લાગી—અને બીજાં બે વર્ષમાં એને લગતા ૮૧ કાયદા પસાર થઈ ચૂક્યા. નહેરો પછી **રસ્તા** બાંધ-

વાનું કામ શરૂ થયું. ઓગણીસમી સદીની શરૂઆતમાં ટેલફર્ડ અને મૅકેડમ નામના બે ઈજનેરોએ સપાટ સરળ અને મજબૂત રસ્તા બાંધવાની રીત દાખલ કરી અને એ રીતે ઘણા રસ્તાઓ બંધાયા. આથી, અત્યાર સુધી ઘોડાની ઉપર પીઠ ઉપર લાદીને માલ લઈ જવામાં આવતો તેને બદલે ગાડાને ઘોડો જોડીને લઈ જવાનું બની શક્યું—અને એ રીતે થોડી મહેનતે વધારે માલની આવ જા થવા લાગી. પણ જેમ વણાટકામનાં યન્ત્રોમાં વરાળયન્ત્ર શોધાતાં અદ્ભુત શક્તિ આવી ગઈ, તેમ **સ્ટીવન્સને** આગગાડી શોધી કાઢી તેથી માલ લઈ જવા લાવવાના સાધનમાં પણ ચમતકારી બળ દાખલ થયું. જેમ જમીન ઉપર રેલવે થઈ, તેમ દરીઆ ઉપર **આગબોટ** થઈ—વહાણના પ્રમાણમાં આગબોટની અધિક ઝડપથી તેમ જ સ્થિરતાથી દરીઆઈ વેપારમાં પુષ્કળ અનુકૂળતા ઉત્પન્ન થઈ. અને તેમાં વળી વીજળીનો **તાર** ઉમેરાવાથી જગતના વેપારમાં અચિન્ત્ય સરળતા આવીઃ ઈંગ્લંડ દરિઆઈ પ્રજા હોવાથી આ વેપારનાં સાધનોનો ઉત્તમ લાભ એ દેશને મળ્યો—તેમાં વળી ફ્રેંચ ઈજનેર લેસેપ્સે **સુવેઝની** નહેર ખોદી આપી તેથી ઇંગ્લંડનો હિન્દુસ્તાન અને ઑસ્ટ્રેલિઆ પર્યન્ત એવો ગાઢ અને નિકટ સંબન્ધ થયો કે—બ્રિટિશ સામ્રાજ્યના આર્થિક વિકાસમાં એ ફ્રેન્ચ ઈજનેરે પણ અગત્યની મદદ કરી છે એમ કહીએ તો ખોટું નથી. વ્યવહારના માર્ગની તથા સાધનોની આ સરળતાથી ઓગણીસમી સદીના આરંભ અને અન્ત વચ્ચે કેટલો ફેરફાર થઈ ગયો છે એ જુવોઃ—

૧૯ મા સૈકાની શરૂઆતમાં—ઈંગ્લંડથી ઑસ્ટ્રેલિયા પ્હોંચતાં આઠ મહિના લાગતા, અને વેપારી કાગળ લંડન અને સિડનિ વચ્ચે બે વર્ષમાં ફરી વળતો નહિ—૨૦ મા સૈકાના આરંભમાં એ મુસાફરી ૩૧ દિવસમાં બની શકે છે, અને ચોવીસ કલાકમાં—ગમે તેવા કામ સંબન્ધી—વાતચિત કરવી હોય તો તે તારથી થઈ શકે છે. વહાણ પહેલાં કરતાં છ ગણો માલ ખેચી શકે છે—અને જે નફા માટે એક વરસ દોઢ વરસ વાટ જોઈ બેસી રહેવું પડતું તે નફો બે માસમાં મેળવી લેવાય છે. પૃથ્વીના ઉત્તર-દક્ષિણ ગોળાર્ધ વચ્ચે પરસ્પર વ્યવહાર ઘણી ઝડપથી કરી શકાય છે અને તેથી એક બીજાથી ઉલટી ઋતુઓનો એક બીજાને લાભ મળી શકે છે. ફળ માખણ ઈંડાં વગેરે ખોરાકના પદાર્થો પણ એક બીજાને મોકલી શકાય છે. ઑસ્ટ્રેલેશિયાની માખણ માટે અનુકૂળ ઋતુ ઑક્ટોબરથી માર્ચ છે— આયર્લંડ અને ઉત્તર યુરોપમાં માર્ચથી ઓક્ટોબર છે, એટલે ઉન્હાળામાં બ્રિટનને આયર્લંડ અને ડેન્માર્કમાંથી જે માખણ પૂરૂં પાડવામાં આવે છે તેને ખાસ ધક્કો લગાડ્યા વિના વિક્ટોરિયા અને ન્યૂ સાઉથ વેલ્સ્ ૧૦ લાખ પાઉંડનું માખણ પૂરૂં પાડે છે.

૬. ઈંગ્લંડ, અરાઢમી સદીના અન્તમાં અને ઓગણીસમી સદીના આરંભમાં, પોતાના ઉદ્યોગ અને વેપારનાં સાધનો ખીલવતું હતું તે વખતે યુરોપની બીજી હરીફ પ્રજાઓ ફ્રેંચ રેવોલ્યૂશનની અન્ધાધુની અને નેપોલિયનનાં યુદ્ધોથી પાયમાલ થતી હતી. લશ્કરની કૂચથી અને લશ્કર ખોરાક માટે તેઓના હજારો સુન્દર ખેતરો ભેળાઈ લૂટાઈ વેરાન થઈ જતાં હતાં

---

* આવાં યુદ્ધો યુરોપની કેવી પાયમાલી કરતાં હતાં એનું કરુણ કટાક્ષમય વર્ણન રૉબર્ટ સધીએ " It was a famous victory." એ ટેકવાળા " The Battle of Blenheim " નામના કાવ્યમાં સારૂં આપ્યું છે.

કારખાનાં નાશ પામ્યાં હતાં, અને એનો માલ ખરીદવાની ખેડૂતની શક્તિ ન હતી. તે વખતે ઈંગ્લંડને એક દ્વીપ તરીકેના એના સ્થાનિક અલગપણાનો પણ ભારે લાભ મળ્યો. એ અલગપણાને લીધે એક તરફ એના ઉદ્યોગને હાનિ ન પહોંચી એટલું જ નહિ પણ બીજી તરફ એટલા વખતમાં એણે હિન્દુસ્થાનના રાજ્યનો પાયો નાંખી પોતા માટે ભવિષ્યનું એક ઉત્તમ બજાર ઉત્પન્ન કર્યું, અને બીજી પ્રજા મૂર્છામાંથી ઊઠી તે પહેલાં તો એણે આર્થિક પ્રગતિમાં એટલાં બધાં ગાઉ કાપી નાંખ્યા કે એ પ્રજાએ હરીફાઈ કરવા દોડી પહોંચવું મુશ્કેલ થઈ પડયું. નેપોલિયનની લઢાઈમાં ઈંગ્લંડે જે ભાગ લીધો તેનું ખર્ચ કાઢવા લોક ઉપર જે કર પડયો તે પણ, "ભાગ્યશાળીને ભૂત રળે" એ પ્રાકૃત પણ વિશ્વનિયમની એક ગૂઢ વ્યવસ્થા બતાવનાર નિયમને અનુસરી, ઈંગ્લંડના ઉદ્યોગ–વેપારને લાભકારક નીવડયો.*

૭. પણ ઈંગ્લંડની આર્થિક ઉન્નતિનાં કારણોની પરિગણનામાં દેશાન્તરવાસ ( Emigration ) ગણાવવો ભૂલવો ન જોઇએ. આ સમયમાં યુદ્ધોથી યૂરોપની વસ્તી ઓછી થઈ પણ ઇંગ્લંડ એ આફતથી મુક્ત રહ્યું, અને સુખનાં સાધનો વધ્યાં તેથી ત્યાંની વસ્તીમાં પણ વધારો થયો. ઇંગ્લંડની ઔદ્યોગિક સ્થિતિ સુધરી છતાં ગામડાંમાં કામના કરતાં મજૂરો વધી પડ્યા. રેલવે થતાં પહેલાં, ખેડૂત લોકો પોતાનું પ્રગણું છોડી કારખાનાંવાળા પ્રદેશમાં જવા નારાજ હતા, અને તેઓને એકદમ નવા ધન્ધામાં જોડાવું પણ મુશ્કેલ હતું. તેથી ખેતીવાળાં પ્રગણાંમાં ખેડૂત લોકોનો બહુ ભરાવો થયો, અને એને માટે ખેતીના નવા પ્રદેશો શોધી કાઢવાની રાજ્યતન્ત્રીઓને જરૂર જણાઈ. ૧૮૧૯ માં થોડા મજૂરોને કેપ ઑફ ગુડ હોપ મોકલવાને માટે ૫૦,૦૦૦ પાઉંડ કાઢ્યા. ૫૦૦૦ માણસ આલ્ગોઆના અખાતે ઊતર્યાં જેમાંથી જતે દહાડે દક્ષિણ આફ્રિકાનું મહાન બ્રિટિશ સંસ્થાન ઉત્પન્ન થયું. એ સંસ્થાનના ઇતિહાસનું રાજકીય પ્રકરણ આ લેખમાં અપ્રસ્તુત છે. પણ એની આર્થિક મહત્તાના સંબન્ધમાં આટલું કહેવા જેવું છે કે—૧૮૨૭ માં આ સંસ્થાનમાં ૨૧૬૦૦૦ પાઉંડનો બ્રિટિશ માલ ખપ્યો, ૧૮૪૪ માં એથી બમણો–૪૨૪,૦૦૦ પાઉંડનો અને અત્યારે આખા આફ્રિકા ખંડમાં ગ્રેટ બ્રિટન અને આયર્લંડનો ૨૦ કરોડ પાઉંડ કરતાં પણ કાંઇક વધારે માલ ખપે છે. નવાં ઉદ્યોગ અને વેપારનાં સાધનોને લીધે ગ્રેટ બ્રિટનમાં જે અથાગ માલ નીકળવા માંડયો તેને ખપાવવા માટે બ્રિટિશ સંસ્થાનોની જરૂર હતી. પરંતુ એ સંસ્થાનો તો આજ માત્ર માલ ખરીદનાર મટીને કિંમતી હીરા સોના વગેરેની ખાણો તથા હાથીદાંત વગેરે જાત જાતનો માલ ઉત્પન્ન કરનાર અવયવ છે. આફ્રિકા પ્રમાણે ઑસ્ટ્રેલિઆ પણ ઓગણીસમી સદીમાં જામેલું સંસ્થાન છે. ૧૭૬૯ નું 'ટ્રાન્ઝિટ ઑફ વીનસ' ( શુક્રનું સંક્રમણ ) અવલોકના નીકળેલા કાફલાઓ પૈકી એક બ્રિટિશ કાફલો કૅપ્ટન કૂકની સરદારી નીચે નીકળેલો હતો. સાયન્સના હિત ખાતર કરવામાં આવેલું આ સાહસ ઑસ્ટ્રેલિઆનું બ્રિટિશ સંસ્થાન સ્થાપવામાં ફળીભૂત થયું. ત્યાં થોડાક અંગ્રેજો જઈ વસ્યા. ૧૭૮૭ માં એ દૂર દેશનો ઇંગ્લંડે ગુન્હે-

*"Even the taxation which war has necessitated had stimulated traders to fresh exertions. The merchants were continually discovering fresh outlets for British trade, the manufacturers were constantly encouraged to increase their produce."

*Spencer Walpole.*

ગાર માટે કાળા પાણી તરીકે ઉપયોગ કરવા માંડ્યો. વખતો વખત જે ગુન્હેગારો મોકલવામાં આવ્યા. તે પૈકી કેટલાક રસ્તામાં જ મરી ગયા, કેટલાક ત્યાં પહોંચીને મરી ગયા, અને જીવી શક્યા તેઓ પણ પોતાનું કે પોતાની માતૃભૂમિનું ભાગ્યે જ કાંઈ કલ્યાણ કરી શક્યા. † આખરે ત્યાંના ગવ્હર્નરની સૂચનાથી થોડાક સ્વતન્ત્ર ખેડૂતોને જમીન ખોરાક ઓજાર અને મજૂરો પૂરાં પાડવાનું માથે લઇને મોકલવામાં આવ્યા—એ પ્રયોગ સફળ નીવડ્યો, અને ઑસ્ટ્રેલિઆ આજ સોનાની ખાણો ઉપરાંત ખેતી અને ઢોરઉછેરના ધન્ધાથી બ્રિટિશ સામ્રાજ્યની સમૃદ્ધિને પોષે છે.

૮. બ્રિટિશ **દરીઆઈ બળ**—એ પણ બ્રિટિશ આર્થિક સમૃદ્ધિનું એક મુખ્ય, બલ્કે મુખ્યમાં મુખ્ય, કારણ છે. ઉપર જણાવેલાં કારણો પૈકી ઘણાં એ બળને લીધે જ કાર્યજનક થયાં છે: ઉપર કહેલા નૌકાયાનના કાયદા જે વડે બ્રિટિશ ઉદ્યોગોને ઉછેરવામાં આવ્યા§ તેનો અમલ અંગ્રેજોના નૌકાબળ અર્થાત્ દરીઆઈ બળને લીધે જ થઈ શક્યો છે. એ જ દરીઆઈ બળને લીધે નેપોલિયનની હિન્દુસ્થાન ઉપરની દૃષ્ટિ અફળ નીવડી; અને અત્યારે જગત્‌ની કોઈ પણ પ્રજા અંગ્રેજો સ્હામે યુદ્ધમાં—જમીન પરના યુદ્ધમાં પણ—ઉતરવાની હિંમત ધરી શકતી નથી તેનું કારણ પણ એ દરીઆઈ બળ જ છે. " Britannia rules the waves " એ કાવ્ય બ્રિટિશ સ્વદેશાભિમાનનો યથાર્થ અને સમર્થ ઉદ્ગાર છે એટલું જ નહિ પણ બ્રિટિશ સામ્રાજ્યના આર્થિક અભ્યુદયનું એ રહસ્યસૂત્ર છે.

૯. પરંતુ આ દરિઆઈ બળની પાછળ કોઈ એવું અધિષ્ઠાન છે ખરૂં કે જે એ દરિઆઈ બળને ટેરવી રાખતું હોય? આ પ્રશ્નનો ઉત્તર અમે નહિ આપીએ—કારણ કે એ ઉત્તર સાંભળી કદાચ કોઇને અમારા ઉપર અયોગ્ય—સ્વદેશાભિમાનનો આરોપ મૂકવાનું મન થાય. એ પ્રશ્નનો ઉત્તર અમે એક અંગ્રેજને મુખેથી જ લઇશું—અને તે પણ ઇંગ્લંડ માટે પૂર્ણ અભિમાન ધરાવનાર એક નામાંકિત સામ્રાજ્યવાદીને મુખેથી લઇશું. ઇગ્લંડનું મ્હોટામાં મ્હોટું પત્ર " The (London) Times " તેની ૨૪ મી મે (૧૯૧૧) ની ' Empire Day'—*Edition* ના " The Two *Empires* " એ મથાળાના અગ્રલેખમાં નીચે મુજબ લખે છે:—

"India stands right across the greatest highway in the world: it is the centre of the East. Through its possession we secured our great predominance in Eastern trade, and from its shores we extended our interests to Australasian, the Malay Peninsula, the Pacific Islands, and the Chinese coast. The power which holds India must of necessity command the sea. Supreme sea power would be as difficult to maintain without control of India as control of India without supreme sea-power. It is, therefore, in special and pecu-

† યુનાઇટેડ સ્ટેટસના 'Pilgrim Fathers' અને ઑસ્ટ્રેલિઆના આ 'convicts' વચ્ચે નીવડેલો ફેર બહુ બોધદાયી છે.

§ આ કાયદાને નાપસંદ કરનાર અર્થશાસ્ત્રીઓ પણ એટલું તો કબૂલ કરે છે કે—" Nevertheless these Acts, coupled with the development of our Indian and American trade resulted in giving us a position of undoubted commercial supremacy."—Gibbins,

her house the centre of Imperial defence. Were India lost to us, the security of three great dominions—the Union, the Commonwealth, and the Dominion of Newzealand would inevitably be treatened by the Power which took our place. We should, moreover, be compelled at once to abandon all efforts to affect the balance of forces in the Pacific and should diminish thereby, to an extent hardly calculable as yet, the security of the whole Pacific Coast of the American Continent.

૧૦. ઇંગ્લંડની આર્થિક ઉન્નતિનાં કારણુ શોધતાં શોધતાં—આપણે **હિન્દુસ્તાન** ઉપર આવ્યા. હવે આ કારણની ચર્ચા પેરે એક પ્રશ્ન એ ઉઠે કે હિન્દુસ્થાન બ્રિટિશ સામ્રાજ્યમાં શી રીતે આવ્યું ? આ પ્રશ્નનો એક સહેલો પણ તદ્દન ઉપરછલ્લો ઉત્તર એ છે કે—તરવારથી. પણ વસ્તુતઃ તરવાર તો કાપે, સાંધે નહિ. અને આપણે છેલ્લી દોઢ સદીના ઇતિહાસથી એટલું જાણીએ છીએ કે બ્રિટને હિન્દુસ્થાનને કાપ્યું નથી, પણ સાંધ્યું છે. તેથી બ્રિટિશ સામ્રાજ્યના આર્થિક અભ્યુદયની કારણમીમાંસામાં બ્રિટનની તરવારને આપણે નહિ ગણાવીએ, પણ તરવાર કરતાં વધારે પ્રબળ શક્તિ—જે સ્વતન્ત્ર ન્યાયી વીર્યવાન અને ઉદાર બ્રિટિશ જીવન, જેના સંસર્ગથી હિન્દુસ્થાન અત્યારે ફરી સંધાઈ જગતની મહાપ્રજાઓમાં સ્થાન પ્રાપ્ત કરવા તત્પર થયું છે, તેને તો બેશક ગણાવીશું જ. આ **ભવ્ય ગુણોનાં મનુષ્યો** તે બ્રિટનના આર્થિક તેમ જ હરેક પ્રકારના અભ્યુદયનું છેવટનું-સર્વ કારણોનું કારણ, પરમ કારણ છે. જે કવિએ—

"Ill fares the land, to hastening ills a prey,
Where wealth accumulates, and men decay."

એમ શોકોદ્ગાર કર્યો હતો તેણે ઇતિહાસનું એક અમૂલ્ય સત્ય (જો કે જરા અપૂર્ણ સ્વરૂપમાં) દર્શાવવાની સાથે, પોતાના સમકાલીન દેશબન્ધુઓને અન્યાય કર્યો છે.[૧] જે વખતે આ પંક્તિઓ લખાતી હતી તે જ વખતે ઇંગ્લંડની પ્રજા બ્રિટિશ સામ્રાજ્ય રૂપી એક ભવ્ય ઇમારતનો પાયા નાંખતી હતી, અને તેમ કરવામાં કોઈ કોઈ વાર એણે ક્ષુદ્રતા દર્શાવી હશે તો ઘણે ભાગે તો પૂર્વોક્ત ગુણો જ દાખવ્યા છે. 'દ્રવ્ય વધે અને પુરુષો ઘટે' એ સ્થિતિ બેશક અમંગળ છે, પણ ખૂબ ધ્યાનમાં રાખવું કે "પુરુષો ઘટે" અને "દ્રવ્ય વધે" એ સ્થિતિ જ ખરૂં જોતાં વિશ્વનિયમથી વિપરીત છે.

"If I were to be asked what is the predilection of the English, I should find it very hard to say: not war, nor birth, nor honors, nor success in love, nor the charms of ministerial favour. *They want men to be men. They value only two things—Wealth and Worth*"*

—એમ લખનાર ફ્રેંચમેન§ ગોલ્ડસ્મિથ કરતાં અંગ્રેજોનો જનસ્વભાવ વધારે વ્યાપક દૃષ્ટિથી જોયો છે એટલું જ નહિ, પણ 'Wealth' (દ્રવ્ય) અને 'Men' (પુરુષો) ની બૂઝ એકી વખતે બની શકે એમ સ્વીકારવામાં, દરેક પ્રજાની આર્થિક સમૃદ્ધિના દૃઢ પાયા એના પરાક્રમી પુરુષોમાં છે એ મહાન સત્ય એણે ગોલ્ડસ્મિથ કરતાં વધારે સંપૂર્ણ સ્વરૂપમાં જોયું છે.

---

૧ 'સ્નેહી હૃદય સ્હેજ સ્હેજમાં સાશંક બને છે' એ નિયમ થકી પણ કદાચ ગોલ્ડસ્મિથે ભૂલ કરી હોય. * ઇટાલિક અમે મૂકાવ્યા છે, § મોન્ટેસ્કયુ.

# ઈંગ્લંડનો વિસ્તાર યા વિકાસ.

પ્રાચીન વખતમાં ગ્રીક લોકની વસ્તી ગ્રીસ દેશ ઉપરાંત સીસીલી, દક્ષિણ ઇટલી અને એશીયામાઇનરના પશ્ચિમ કિનારે ફેલાઈ હતી. ઇસ્વી સનની શરૂઆતમાં અને તે પહેલાં હિંદુઓ પણ તેવી જ રીતે અફગાનીસ્તાન, બરમા, સિલોન, ચીન વગેરે દૂર પ્રદેશોમાં વસેલા હતા. આધુનિક સમયે હજારો જર્મન દર વરસે અમેરિકામાં વસવા જાય છે અને લાખો જર્મનો અમેરિકાના કાયમના વતની થયા છે. અસલના હિંદુ અને ગ્રીકોએ પોતાનો ધર્મ, સુધારો, ભાષા અને સાહિત્ય પોતાની જોડે બીજા દેશોમાં ઘણો ફેલાવ્યો તેમ જ હાલના જર્મનો જર્મન ભાષા, સાહિત્ય અને સંસ્થાઓ પોતાના દેશની બહાર ઘણી જગાએ દાખલ કર્યા જાય છે. પરંતુ આમાંની કોઈ પ્રજા પોતાનો અગર પોતાના અસલ દેશનો રાજ્ય અમલ પોતાની જોડે પરદેશમાં લેઈ ગએલી અગર લઈ જતાં જોવામાં આવતી નથી.

મકદુનીઆના રાજ્ય તરફથી જ્યારે ગ્રીસ દેશ ઉપર હુમલો થયો ત્યારે સિસિલી અને એશીયા માઇનરમાં વસતા ગ્રીક લોકોથી કંઈ મદદ પોતાના અસલ દેશને થઈ શકી નહી અને ગ્રીસ દેશને મકદુનીઆને તાબે થવું પડયું. હાલમાં પણ જર્મની ઉપર કોઈ પરરાજ્ય વિગ્રહ કરે તો તેવે પ્રસંગે અમેરિકામાં વસતા લાખો જર્મનોથી પોતાની અસલ ભૂમિને કંઈ પણ મદદ થઈ સકે જ નહી.

પોતાની પ્રજાના ફેલાવા જોડે પોતાના રાજ્ય—અમલનો પ્રચાર ચલાવવામાં ફક્ત એક-જ પ્રજા ફતેહમંદ થઈ છે.

પાંત્રીસ લાખ ચોરસ માઇલમાં એટલે હિંદુસ્તાન કરતાં બેવડો મોટો બ્રીટીશ નોર્થ અમેરિકાનો પ્રદેશ આવેલો છે. તેની વસ્તિ પચાસ લાખ ઉપરાંત છે તેમાંનો ઘણો ભાગ અંગ્રેજ ઓલાદનો છે. આફ્રિકાના તેત્રીસ લાખ ચોરસ માઇલમાં અંગ્રેજી વાવટો ઉડે છે. અને બ્રિટિશ દક્ષિણ આફ્રિકાના નાતાલ, કેપકોલોની, ટ્રાન્સવાલ વિગેરે ભાગોમાં ઘણા અંગ્રેજો વસે છે. આસ્ટ્રેલીયાનો ટાપુ ત્રીસ લાખ ચોરસ માઇલનો છે ડચ લોકોએ સને ૧૬૦૬ માં શોધી કાઢેલો પણ હાલ તે અંગ્રેજી રાજ્યનો વિભાગ છે. અને આસ્ટ્રેલીયાના વતનીઓ ઘણે ભાગે અંગ્રેજી વંશના છે. આ રીતે અમેરીકા આફ્રીકા અને આસ્ટ્રેલીયાના ખંડોનો ઘણો ભાગ અંગ્રેજી પ્રજાના વસીયાણનો તેમજ રાજ્યઅમલનો છે. પરંતુ અંગ્રેજી રાજ્યનું કોહીનુર હિંદુસ્તાન છે. તેનો વિસ્તાર ૧૬૪૩૦૦૦ ચોરસ માઇલ છે અને વસ્તિ ત્રીસ કરોડ ઉપરાંત એટલે સમગ્ર દુનીઆની વસ્તિનો ⅕ ભાગ છે. અને જો કે આ દેશમાં અંગ્રેજી પ્રજાએ વસિયાણ કર્યું નથી તેમ વસિયાણ કરે તેવો સંભવ નથી તોપણ ઇશ્વિર-ઇચ્છાએ ઈંગ્લંડ અને હિંદુસ્તાન એટલાં નિકટના સંબંધે સંજોડાયાં છે કે બંનેમાંથી કોઇને એક બીજા વગર કેવી રીતે ચાલી શકે તેની કલ્પના દીર્ઘદૃષ્ટિવાળા રાજ્યદ્વારીઓ પણ કરી શકતા નથી.

ઈંગ્લંડનો વિસ્તાર ૫૦૯૦૦ ચોરસ માઇલ છે. વેલ્સનો ૭૪૦૦ ચોરસ માઇલ છે.

અંગ્રેજી રાજ્યનો વિસ્તાર હાલ ૧૧૬૦૦૦૦૦ ચોરસ માઇલ છે અને તેમાં ૪૧ કરોડ મનુષ્યોની વસ્તિ છે.

જગતના ઇતિહાસમાં ઉપર મુજબનો ઈંગ્લંડનો વિકાસ અપૂર્વ છે. હિંદુ અને ગ્રીક લોક જેવી પ્રાચીન પ્રજાઓએ પોતાના લોહીનો તેમ રાજ્ય અમલનો એવડો પ્રચાર કરવા પ્રયત્ન બીલકુલ કરેલો નહિ અને તેવો પ્રયત્ન કરવાનું તેમના ખ્યાલમાં પણ કોઈ વખત આવેલું નહિ. ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગલ અને હોલંડે આવો પ્રયત્ન કરેલો અને તેમાં કેટલેક અંશે ફતેહ મેળવી પણ ખરી, પણ હાલ તેઓ છેવટે નિષ્ફળ ગએલાં જણાય છે. અને આપણી દૃષ્ટિ આગળ જર્મન પ્રજા પોતાના લોહી જોડે પોતાના રાજ્ય અમલનો પ્રચાર કરવા રાક્ષસી પ્રયત્નો અને ખટપટો કરે છે કે જેથી આખી દુનીઆની સુલેહ અને સુખશાંતિ વખતો વખત જોખમમાં આવી જાય છે.—અને જે સુલેહ ઇશ્વિરી કૃપાથી અને અંગ્રેજી નૌકાબલથી જ જળવાઈ રહી છે. અંગ્રેજ પ્રજાનો દુનીઆની ચારે દિશાએ ફેલાવો, અને સૂર્યનારાયણ હમેશાં તપતા જણાય એટલા વિશાળ પ્રદેશમાં અંગ્રેજી અમલનો વિસ્તાર, એટલે ઈંગ્લંડનો વિકાસ તે જગતના ઇતિહાસનું સર્વથી અગત્યનું પ્રકરણ છે. આ વિકાસ ક્યે ક્યે પ્રસંગે અને શા શા કારણોથી ફતેહમંદ થયો અને આ વિકાસ ભવિષ્યમાં કેટલે દરજ્જે અગાડી જશે અને તે કઈ સ્થિતિએ પોહોચશે તે વિશે મનન કરવા કરતાં બીજો કોઈ પણ સંસારિક વિષય વધારે ખુશકારક નથી.

મહાન્ રાણી ઇલીઝાબેથના મરણ સુધી ગ્રેટબ્રિટન હયાતિમાં હતું નહિ એટલે ઈંગ્લંડ અને સ્કોટલેંડનાં રાજ્યો ભિન્ન હતાં યુરોપની બહાર કંઈ ભૂમિ ઈંગ્લંડને તાબે સતરમો સૈકો શરૂ થયો ત્યારે નહતી. સ્ટુઅર્ટ વંશના અમલથી બે ક્રિયા શરૂ થઈઃ એક તો ઈંગ્લંડ, સ્કોટલંડ અને આયર્લંડનું સમગ્ર થવું, અને બીજી દૂર દરીએ પરદેશ જઈને અંગ્રેજોનું વસવું તે. આ બીજી ક્રિયા સને ૧૬૦૬ માં વરજીનીઆને પહેલો પટો મળ્યો ત્યારથી શરૂ થઈ તે અદ્યાપિ પર્યંત અસ્ખલિત ચાલી જ જાય છે. ઈંગ્લંડ, સ્કોટલંડ અને આયર્લંડનાં ત્રણ રાજ્ય સમગ્ર કેવી રીતે થયાં તે દરેક નિશાળમાં શિખાય છે. પરંતુ અંગ્રેજી પ્રજાની વસ્તિ દૂર દરીયા પાર કેવી રીતે ફેલાઈ તે વધારે મહત્વની હકીકત છે.

ઈંગ્લંડના ઇતિહાસનો અરાઢમી અને ઓગણીસમી સદીનો મોટામાં મોટો બનાવ તે અંગ્રેજી પ્રજાનું કેનેડા, દક્ષિણ આફ્રિકા અને ઓસ્ટ્રેલીઆમાં જઈને વસવાનું અને હિંદુસ્તાન જીતવાનું છે. અને આ પરાક્રમ અંગ્રેજી પ્રજાએ જે કર્યું છે તેના મૂળ પાયામાં તો અંગ્રેજોએ બીલકુલ ભાગ લીધેલો જણાતો નથી.

વાસકોડીગામાએ યુરોપની પ્રજાને માટે હિંદુસ્તાનનો રસ્તો શોધી કહાડ્યો અને કોલમ્બસે અમેરીકાખંડની નવી દુનીઆની શોધ કરી તે મહાન બનાવોનો યશ સ્પેન અને પોર્ટુગલની પ્રજાનો છે. એટલું જ નહી પણ કેનેડામાં અને દક્ષિણ આફ્રિકામાં વસીયાણ કરી તે દેશોને હાલની આબાદીની સ્થિતિએ લાવવાની પરાકાષ્ઠા ફ્રેંચ અને ડચ પ્રજાએ ભોગવી છે. વળી હિંદુસ્તાન જીતવાની કુંચી અને તે જાળવી રાખવાનું સાધન એ બંનેની શોધ અને સ્થાપન ફ્રેંચ પ્રજાની અક્કલની ખુબી છે. હિંદુસ્તાનના વતનીઓને યુરોપની લશ્કરી

ક્વાયદ આપવાથી અને યુરોપીઅન અમલદારોના તાબામાં મુકવાથી તેઓ હિંદુસ્તાન જીતવાનું અચુક સાધન થશે તેવી હકીકત સુજવાનું અને પ્રથમ તેને અમલમાં મુકવાનું જાણીતા ફ્રેંચ મો. ડુપ્લેનું છે. હિંદુસ્તાનના દેશી રાજાઓને તેવા લશ્કરની મદદ આપવી અને દેશી રાજાઓની દ્વારા રાજકીય મુદ્દાની સત્તા ભોગવવી તે હિંદુસ્તાન સર કરવાની બીજી ચાવી પણ તે જ વિલક્ષણ બુદ્ધિવાળા મો. ડુપ્લેએ શોધી કાઢી પ્રથમ અમલમાં મુકેલી, અને આ બે પદ્ધતિઓનું કલાઇવ સાહેબે અને તેમના પછીના બ્રીટીશ રાજ્યદ્વારીઓએ અનુકરણ કરીને એટલો બધો વિજય મેળવ્યો કે હાલમાં પણ ઇજીપ્ત દેશ અંગ્રેજોએ કબજે કર્યો છે તે પણ ઘણે દરજ્જે તે જ રાજ્યધોરણના અવલંબવાથી.

યુરોપની પ્રજા હિંદુસ્તાન કેવી રીતે વશ કરે તેની શોધ જેમ એક ફ્રેંચને પ્રથમ જડેલી તેમ જ તે હિંદુસ્તાન જીત્યા પછી તે હમેશનું શી રીતે જાળવી શકાય તેનું સાધન પણ એક બીજા ફ્રેંચ નરેજ પુરૂં પાડયું છે. હિંદુસ્તાનના સંરક્ષણમાં આધુનિક સમયે સ્વેજની નહેર કેટલી બધી મહત્વની છે તે દરેકને જાણીતી વાત છે ને નહેર ખોદવાનો પ્રથમ વિચાર નેપોલીઅનને સુજેલો અને તે નહેર ખોદવાનો ભગીરથ પ્રયત્ન જગત્પ્રસિદ્ધ મો. ડી. લેસેપ્સે કરેલો છે.

ઈંગ્લંડની માફક સ્પેન, પોર્ટુગલ, ફ્રાન્સ અને હોલેંડે પણ પોતાની પ્રજાનો તેમ જ રાજ્ય અમલનો વિસ્તાર કરવા ઘણાં પરાક્રમો કરેલાં છે. જેમ હાલ 'ગ્રેટર બ્રીટન' છે તેમ પ્રથમ ગ્રેટર સ્પેન, ગ્રેટર પોર્ટુગલ, ગ્રેટર ફ્રાન્સ અને ગ્રેટર હોલેંડ એટલે તે પ્રજાઓનો તથા રાજ્યોનો વિસ્તાર દરીઆપારના દૂર દેશોમાં હતો. પરંતુ કાળે કરીને દરીઆપારનો સ્પેનનો તાબાનો મુલક એક પછી એક જતો રહ્યો, પોર્ટુગલથી બ્રાઝીલ સાઠેક વરસ ઉપર સ્વતંત્ર થઈ ગયું. ફ્રાન્સના અને હોલંડના દરીઆપારના મુલકો ઘણા ખરા લડાઇમાં અંગ્રેજોએ જીતી લીધા અને તે હાલ અંગ્રેજ રાજ્યને તાબે છે. ગ્રેટર સ્પેન, ગ્રેટર પોર્ટુગલ, ગ્રેટર ફ્રાન્સ અને ગ્રેટર હોલંડ અલોપ થયાં અગર નાશ થયાં અને ફક્ત હાલમાં ગ્રેટર બ્રીટન એટલું જ કાયમ રહ્યું છે એટલું જ નહી પણ તે તેની ખરી જાહોજલાલીમાં છે.

આવાં મહત્વનાં પરિણામનાં કારણોનું પૃથક્કરણ કરવું મુસીબત છે. સ્ટુઅર્ટ રાજાઓએ ધર્મ બાબત કેટલોક જુલમ કરવા માંડયો તેથી કરીને દૃઢ અને આગ્રહી સ્વભાવના ઘણા અંગ્રેજોએ પોતાની માતૃભૂમિ છોડી અમેરીકા ચાલ્યા ગયા તેઓ "પીલગ્રીમ ફાધર્સ" તરીકે ઇતિહાસમાં ઓળખાય છે.

ધર્મને માટે આ સંસારનું સુખ વર્જનાર દરેક દેશમાં દરેક પ્રસંગે હજારો નરો પાકે છે. પરંતુ અમેરિકામાં હાલના વસનારા ઘણા જ થોડા આવા ધર્મબુદ્ધિવાળા અંગ્રેજોની ઓલાદના છે. ઘણો ભાગ તો પોતાના દેશમાં ગુજરાનનું સાધન નહી હોવાથી અને વેપારના લોભમાં આવી વસેલાના વંશજો છે. વેપાર, વેપાર અને વેપાર એ યુરોપના વતનીઓનો જીંદગીનો મુખ્ય ઉદ્દેશ છે. અને તે વેપારની હરીફાઈમાં જ વાસકોડીગામાએ હિંદુસ્તાનનો રસ્તો શોધી કાઢયો અને કોલમ્બસના અનુયાયીઓ અમેરિકામાં સર્વત્ર ફેલાઈ ગયા. અઢારમા સૈકામાં તેમજ ઓગણીસમી સદીમાં પણ દરેક મોટો વિગ્રહ વ્યાપારની હરીફાઇ

કે અદેખાઇને લીધેજ થયો છે. દુનીઆની સુલેહ આજે પણ જર્મન વ્યાપારની ખટપટી હરીફાઇને લીધે જ જોખમમાં છે. આવી રીતે વ્યાપારના વિગ્રહોમાં વ્યાપારી પ્રજા જ જીતે તે સ્વભાવિક છે. ફ્રાન્સનો ચૌદમો લુઈ રાજા કહેતો કે લડાઈમાં છેલો રૂપીઓ જેની પાસે રહેશે તે જીતશે. અંગ્રેજો જન્મેલા વ્યાપારી છે અને તેથી ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગલ અને હોલંડના વતનીઓ ઉપર વિજય મેળવી હાલનું બ્રીટીશ રાજ્ય સંપાદન કરે તે સ્વભાવિક છે એટલુંજ નહી પણ તે તેમના ગુણોનો યોગ્ય બદલો છે અને તે તેવા સામ્રાજ્યને પાત્ર છે. અંગ્રેજોને મહાન્ નેપોલીયન મશ્કરીમાં દુકાનદારોની પ્રજા કહેતો પણ છેવટે તે દુકાનદારોની પ્રજાએજ તેને હંફાવ્યો અને વોટરલુની લડાઈમાં થોડા લશ્કરથી નેપોલીયન સામે ટકર ઝીલી દુનીઆના ઇતિહાસમાં ઉથલપાથલ થતી તેજ પ્રજાએ અટકાવી.

સ્પેન, પોર્ટુગલ, ફ્રાન્સ અને હોલંડ નિષ્ફળ થયાનું બીજું કારણ એ છે કે તે દેશો યુરોપ ખંડમાં આવેલા હોવાથી તેમને વખતોવખત યુરોપના વિગ્રહોમાં ભાગ લેવાની ફરજ પોતાના સંરક્ષણ માટે પડતી. સને ૧૭૫૬ થી શરૂ થએલા સાત વરસના યુરોપના વિગ્રહમાં ફ્રાન્સ રોકાયલું જોઇને વિશાળ બુદ્ધિવાળા પહેલા વીલીયમ પીટે ફ્રાન્સ પાસેથી કેનેડા ખુંચી લીધું, અને ઇશ્વિરી પ્રેરણાથી ક્લાઈવ સાહેબે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો અને ફ્રેંચોનો હમેશને માટે પરાજય આ દેશમાં કર્યો. ઈંગ્લંડની આધુનિક જાહોજલાલી અને તેનું હાલનું સામ્રાજ્ય ઘણે અંશે તેની અલગ સ્થિતિના લાભે જ ટકી રહેલું છે.

રૂશીયા, જર્મનીનાં પચાસ લાખનાં કવાયદી લશ્કરો ઈંગ્લંડ સામે તદન નકામાં જેવાંજ છે. એશિયા ખંડથી જાપાન દેશ પણ તેવીજ રીતે અલગ આવેલો હોવાથી જાપાની વતનીઓ મગરૂરાઇથી કહી શકે છે કે ગયાં બે હજાર વરસથી કોઇ પરદેશી રાજા તેમના દેશમાં પગ પેસારો કરી શક્યો નથી. હિંદુસ્તાનના વાયવ્ય ખુણામાં જો ખઇબર અને બોલનના બે સાંકડા રસ્તાની ખીણોમાં જો પર્વતો જ આવેલા હોત તો હિંદુસ્તાનની કેવી જુદી સ્થિતિ હાલ હોત તે કલ્પના કરવી અશક્ય છે.

ત્રીજું અને સર્વેથી મહત્વનું કારણ અંગ્રેજોની ન્યાયબુદ્ધિ અને પ્રમાણિકપણું છે. લોર્ડ મેકોલેનો અભિપ્રાય બહુ જાણીતો છે કે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની સંસ્થાપના અને પ્રચાર અંગ્રેજી અકલ અને પરાક્રમ કરતાં વિશેષતઃ અંગ્રેજોના ન્યાય અને પ્રમાણિકતાને લીધે થયો છે.

આ કારણો ઉપરાંત સર્વોપરી કારણ તો ઇશ્વિરી મરજી જ છે. ઇશ્વિરની મરજી આગળ મનુષ્યપ્રયત્ન નિરર્થક છે અને અણીને વખતે ઇશ્વિર અંગ્રેજોને મદદ કરતો હોય એવો આભાસ એટલો બધો થાય છે કે અંગ્રેજો ખાસ નશીબવાળા છે એમ દરેક ઇતિહાસકારને કબુલ કરવું પડે છે. ઉદાહરણ તરીકે દરીયાઈ તોફાનથી સ્પેનીશ આરમેડાનો વિનાશ જે થયો હતો તેજ યાદ કરવું બસ છે. ઇશ્વિરે ફુંક મારી અને દુશ્મનો નાશ પામ્યા ('God blew and they were scattered')!

ઇંગ્લંડનું દરીયાપારનું સામ્રાજ્ય અંગ્રેજી રાજા પ્રજાના રાજ્યલોભને લીધે બંધાયું નથી પણ તે ઇશ્વિરી ઇચ્છા ( Divine dispensation ) છે. કેટલાક ઇતિહાસકારો વળી એમ

પણ જણાવે છે કે રાજ્ય મેળવવાના પૂર્વ નિશ્ચયથી નહી પરંતુ સંજોગોના દબાણુને લીધે જ હિંદુસ્તાનમાં વખતો વખત અંગ્રેજોને પોતાનો અમલ વધારવાની ફરજ પડી છે. ટીપુ જોડેની લડાઇઓ અને મરાઠા સાથે વિગ્રહો અંગ્રેજોએ પારકું રાજ્ય છિનવી લેવા નહી પરંતુ પોતાનાજ રક્ષણુ માટે કરેલા અને અણધાર્યાં પરિણામે જ નવા મુલકની પ્રાપ્તિ કરવાની જવાબદારી અંગ્રેજોને સ્વીકારવી પડી. 'અંગ્રેજોએ શૂન્યમને અડધી દુનીઆ જીતી' અને વસી દીધી એવો ફકરો ઘણા નામીચા માણુસો વખતો વખત આપણુને કહી બતાવે છે. અંગ્રેજી પ્રજાનો ફેલાવો અને અંગ્રેજી રાજ્યનો વિસ્તાર–એનાં આ દેખીતાં ભિન્ન ભિન્ન કારણો વસ્તુતઃ એકજ ગણાય. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય ઇશ્વિરી મરજી છે એવું મહર્ષિ રાનડેનું માનીતું સૂત્ર; અંગ્રેજોએ શૂન્ય મને ('in a fit of absent mindedness') અડધી દુનીયા વશ કરી વશીઆણુ કર્યું; અને અંગ્રેજો મહા નશીબવાન પ્રજા છે—એ સર્વે કારણો એકમેકનું રૂપાન્તર છે.

અંગ્રેજી સામ્રાજ્યની ઉત્પત્તિ અને સંસ્થાપનાનાં કારણો બાબત ઉપરનું વિવેચન ફક્ત ઉપલક છે. હવે તે સામ્રાજ્યનું હોકાયંત્ર કઇ દિશા તરફ ભવિષ્યમાં ખેંચાય છે તે તરફ આપણી દૃષ્ટિ કરીએ. કેનેડા, આફ્રિકા અને ઓસ્ટ્રેલીયાની ગોરી પ્રજાનાં વસિયાણુવાલાં સંસ્થાનો ભવિષ્યમાં કયી સ્થિતિએ જશે? શું તે યુનાઇટેડ સ્ટેટસ્ માફક સ્વતન્ત્ર થશે? અગર શું તે જાપાન અગર જર્મન અગર યુનાઇટેડસ્ટેટસના રાજ્ય અમલમાં ઘસડાઈ જશે ? આવી શંકાઓ ઘણી વખત કેટલાક સખસોને આવે છે. પણ તે તર્કવિતર્ક પાયા વગરના છે. જ્યાં સુધી ઈંગ્લંડનું નૌકાબળ હાલની માફક સર્વોપરિપણું ભોગવશે અને જ્યાં સુધી ગ્રેટ બ્રિટનની રૈયત પોતાને ખરચે કેનેડા, દક્ષિણુ આફ્રિકા અને ઓસ્ટ્રેલીયાનું સંરક્ષણ કરશે અને જ્યાં સુધી તે સંસ્થાનોને પોતાનો અંદર અંદરનો રાજ્યવહીવટ પોતાની મરજી મુજબ કરતાં કોઈ જાતની ડખલ ગ્રેટ બ્રિટન હાલની માફક નહી કરશે ત્યાં સુધી તે સંસ્થાનો વિશે કંઈ ડર રાખવા જેવું પ્રયોજન નથી.

ઈંગ્લંડનો વિસ્તાર યા વિકાસ એ પ્રશ્ન સંબંધી હિંદુસ્તાન વિષે ભવિષ્ય સૂચન કરવું અતિશય કઠિન અને ગુંચવણ ભરેલું છે. પરંતુ તેનો ફડચો બ્રિટિશ રાજ્યાધિકારી પુરુષોના રાજ્યકૌશલ્ય બહાર નથી. મહાદયાળુ મહારાણી વિક્ટોરીયાએ સને ૧૮૫૮ ના ઢંઢેરામાં પોતાની સર્વે વર્ણની પ્રજાઓને સરખા હક અને સમન્યાય આપવાનું ધોરણુ સ્વીકારીને હિંદુસ્તાનના ભવિષ્યનું હોકાયંત્ર અચળ રીતે ગોઠવ્યું છે.

હિંદુઓ પરાપૂર્વથી રાજાને ઇશ્વિરી માન આપે છે એટલું જ નહિ પણુ ઇશ્વિરી શક્તિ રાજાઓમાં હોય છે એમ તેઓ ઘણે દરજ્જે માને છે. અને આ ધોરણુ તેઓનું પાયા વગરનું નથી કેમકે સને ૧૮૫૮ નો ઢંઢેરો બ્રીટીશ પ્રધાનમંડળની રાજ્યનીતિથી નહી પરંતુ મહાદયાળુ અને મહાબુદ્ધિશાળી મહારાણી વિક્ટોરીયાના ખુદ હુકમથી ઘડાયલો હતો. અને લોર્ડ કર્ઝન જેવા અમલદારો તેનો ગમે તેવો અર્થ કરે પરંતુ આ ઢંઢેરાની જ રાજ્યનીતિ તે બ્રિટિશ અમલને હિંદુસ્તાનમાં અચળ રાખનાર લંગર છે યા તો શેષનાગને માથે ખોલી મારનાર છે. તે મહારાણીના સ્વર્ગવાસ પછી મરહુમ બાદશાહ એડવર્ડ કે જે રાજ્યકૌશલ્યમાં આખી

દુનીઆમાં એક્કા ગણાતા તેઓએ પણ હિંદુસ્તાનની પ્રજાને સને ૧૮૫૮ ના ઢંઢેરાનાં વચનો કાયમ કરી આપ્યાં છે અને અંગ્રેજી રાજ્યનીતિને સુધારવાની રામબાણ દવા મહાપ્રતાપી બાદશાહ પાંચમા જ્યોર્જે જ પ્રથમ સત્તાધાર રીતે જાહેર કરી છે. પ્રીન્સ ઑફ વેલ્સ તરીકે આખા હિંદુસ્તાનની મુસાફરીનો અનુભવ લઇને ઈંગ્લંડ પાછા પધાર્યા તેના માનમાં લંડનના શહેરીઓએ આપેલા ખાણામાં તે નામદારે જણાવ્યું કે—

"I cannot help thinking from all I have heard and seen that the task of governing India will be made easier if we on our part infuse into its wider element of *sympathy*."

આ પ્રમાણે હિંદુસ્તાનની રૈયત પોતાનું ભવિષ્ય અંગ્રેજી બાદશાહી જોડે નિકટ સંબંધ ધરાવનાર દૃઢ રીતે માને છે તે સ્વાભાવિક છે. અને રૈયતની આ રાજભક્તિની ખુબ અંગ્રેજી અમલદારો કરતાં બાદશાહ પોતે વધારે સારી રીતે સમજે છે અને તેવી રાજભક્તિની કદર કરવા જ પાંચમા જ્યોર્જ બાદશાહે આ દેશમાં અંગ્રેજી બાદશાહ તરીકે પધારવાની પહેલ કરી છે. મહારાણી વિકટોરીઆના સર્વે પ્રજાને સરખા હક અને સંમન્યાય, અને બાદશાહ જ્યોર્જની રાજકીય દીલસોજી યા અનુકંપા (sympathy),–એ ઈગ્લંડના બાદશાહોની આ દેશને બે બક્ષિસો ઇશ્વરકૃપાથી મળી છે તે બેના સંમેલન અને અનુસંધાનથી હિંદુસ્તાનનું ભવિષ્ય કેવું ઘડાશે? લોર્ડ મિંટો અને મોર્લીના સુધારા શું આ દીલસોજીનું પરિણામ નથી? હિંદુસ્તાનની પ્રજાને પાર્લામેન્ટ યા પ્રજાપ્રતિનિધિસંસ્થા જે દિવસે આપાવવામાં આવશે તે દિવસ ઇંગ્લંડના ઇતિહાસનો સર્વેથી વધારે કીર્તિમાન ગણાશે એવી લોર્ડ મેકોલેની ભવિષ્ય વાણી શું ખરી પડશે?

સર. કે. જી ગુપ્તા અને ઑનરેબલ મી. ગોખલે વીગરે હિંદુસ્તાનના પુત્રોની ઈંગ્લંડના સંસ્થાનોના જેવી રાજ્યપદ્ધતિ (Colonial Self-Government) પોતાના પ્રિય દેશને મળે તેવી જંખના શું ફલીભૂત થશે ખરી?

રાજા તથા પ્રજાને સમ પ્રિય મી. એસ. પી. સિંહાએ થોડાક માસ ઉપર ઈંગ્લંડમાં એક પ્રસંગે જણાવેલી ઇચ્છા શું ભવિષ્યમાં બર નહિ આવે?

ઇશ્વરકૃપાથી બ્રિટિશ બાદશાહીના આશ્રયે ઉપરની ઉમેદો ભવિષ્યમાં લાંબે દિવસે ફલીભૂત થવાની જ,—કેમકે ઇંગ્લંડનો વિકાસ (Expansion of England) ત્યાં સુધી પરિપૂર્ણ સ્થિતિએ પહોંચ્યો ગણાય કેમ?*

**શિવાભાઈ મોતીભાઈ પટેલ.**

---

* આ લેખ લખાયા પછી, આ પ્રશ્નોનો ઉત્તર આપણા મહારાજાધિરાજને મુખે જ મળી ગયો છે—હિન્દુસ્થાનનું ભવિષ્ય ઊજળું છે.

# બ્રિટિશ મહારાજ્યનું રાજ્યબંધારણ.

બ્રિટિશ મહારાજ્યના વિસ્તારના પ્રકરણમાં આપણે જોઈ ગયા તેમ એ મહારાજ્ય બ્રિટિશ રાજ્ય અને પૃથ્વીના પડ ઉપર આવેલાં એ રાજ્યનાં અનેક સંસ્થાનો મુલકો વગેરે મળી બનેલ છે. આ મહારાજ્યનો વિસ્તાર એટલો બધો મોટો છે કે પૃથ્વીના વિસ્તારનો છઠ્ઠો ભાગ તે રોકે છે અને મનુષ્ય જાતનો પાંચમો ભાગ એ મહારાજ્યની વસ્તી છે; તથા એ પૃથ્વીના જુદા જુદા ભાગમાં એવું ફેલાયલું પડ્યું છે કે બ્રિટિશ મહારાજ્ય ઉપર સૂર્ય કદી અસ્ત પામતો નથી.

૧. એ મહારાજ્યના વિભાગો સંબંધી ચર્ચા કરતાં પહેલાં એક બીજી બાબત ઉપર ધ્યાન ખેંચવું આવશ્યક છે. સામાન્ય વાતચિતમાં અને શાસ્ત્રીય લેખોમાં બ્રિટિશ મહારાજ્ય શબ્દ બે જુદા જુદા અર્થમાં વપરાય છે જો કે આ બે અર્થને અમુક અંશે એક બીજા સાથે સંબંધ છે. સામાન્ય અર્થમાં બ્રિટિશ મહારાજ્ય શબ્દ બ્રિટન સાથે કોઈ પણ પ્રકારનો રાજકીય સંબંધ ધરાવનાર બધા દેશને લાગુ પાડવામાં આવે છે. ઉદાહરણ તરીકે બ્રિટિશ મધ્ય આફ્રિકા એ સામાન્ય રીતે બ્રિટિશ મહારાજ્યનો ભાગ ગણાય છે; પણ વાસ્તવિક રીતે તેમ નથી. બ્રિટિશ મધ્ય આફ્રિકા એ માત્ર રક્ષિત રાજ્ય છે; અને તેના પર બ્રિટિશ હકુમત માત્ર નામની જ છે. આ ઉપરાત કેટલાક સ્વતંત્ર દેશોમાં બ્રિટનની લાગવગ સ્થાપિત થવાથી એ મુલક બ્રિટિશ લાગવગનો મુલક ( British sphere of influence ) કહેવાય છે. આને બ્રિટિશ મહારાજ્યના ભાગ તરીકે ગણી શકાય જ નહીં, એટલે બ્રિટિશ મહારાજ્યમાંથી બ્રિટિશ રક્ષિત સંસ્થાઓ ( protectorates ) અને બ્રિટિશ લાગવગના મુલક ( British sphere of influence ) બાદ કરી માત્ર બ્રિટિશ હકુમતના બધા દેશોને જ એ નામ લાગુ પાડવું વાસ્તવિક છે. પણ બ્રિટિશ લાગવગના મુલક અને બ્રિટિશ રક્ષિત રાજ્યમાંથી ધીમે ધીમે બ્રિટિશ હકુમત સ્થાપિત થઈ મહારાજ્યના ભાગો બને છે એટલે ઉપરોક્ત બન્ને સંસ્થાના પ્રકાર તપાસવાની ફરજ પ્રાપ્ત થાય છે. એશિયા અને આફ્રિકામાં સ્થપાયલાં બ્રિટિશ સંસ્થાનો અને મુલકોની ઉત્પત્તિ ઘણું ખરૂં એ જ પદ્ધતિએ થઈ છે.

૨. રાજ્ય એટલે સંપૂર્ણ સત્તા ( Sovranty ) ધરાવનાર મંડળ. આ સત્તાના બે વિભાગ પાડી શકાય: ૧. બાહ્યસત્તા. ૨. આન્તરસત્તા. બાહ્યસત્તા એટલે પોતાના જેવાં બીજા રાજ્યો સાથે સુલેહ યા વિગ્રહ ગમે તે કરવાની—એકંદરે તેમની સાથેનો પોતાનો સંબંધ ઠરાવવાની સત્તા. આ સત્તા પોતા પાસે જ હોય ત્યારે જ તે રાજ્ય સ્વતંત્ર કહી શકાય. આંતરસત્તા એટલે પોતાના રાજ્યની અંદરની વ્યવસ્થા કરવાની સ્વતંત્રતા; એટલે ટુંકામાં રાજ્યની પોતાની પ્રજા પ્રત્યેની સત્તા. હવે અમુક રાજ્યને આંતરસત્તા હોય અને બાહ્યસત્તા ન હોય એમ બની શકે. ઉદાહરણ તરીકે છેલ્લા બોર વિગ્રહ પહેલાં ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્યને આંતર વ્યવસ્થામાં સંપૂર્ણ સ્વતંત્રતા હતી પરંતુ તેને કોઈ પણ પરદેશી રાજ્ય સાથે સંબંધ બાંધવાનો હક હતો નહીં. પરરાજ્યો સાથેનો બધો વ્યવહાર બ્રિટિશ સરકારની માર્ફતજ થાય એવો નિયમ હતો. આ પ્રમાણે જ્યારે એક રાજ્યની બાહ્યસત્તા બીજા રાજ્ય પાસે હોય છે ત્યારે તે રાજ્ય એક રક્ષિત રાજ્ય કહેવાય છે અને સામું રાજ્ય રક્ષક રાજ્ય કહેવાય છે. રક્ષિત રાજ્ય ઉપર બીજા કોઈ પણ પરરાજ્યના હુમલા અટકાવવાની ફરજ આ રક્ષક રાજ્ય

પોતાને માથે લે છે. આપણા દેશમાં દેશી રાજ્યોને લશ્કર રાખવાની હવે જરૂર રહી નથી તેનું કારણ એજ છે કે બ્રિટિશ સરકારે તેમના બચાવ કરવાની ફરજ પોતાને માથે લીધેલી છે. માત્ર દેખાવને માટે અને સર્વાભૌમ સત્તાને જરૂરને પ્રસંગે મદદ કરવા માટે થોડું થોડું લશ્કર રાખવામાં આવે છે. રક્ષક રાજ્ય અને રક્ષિત રાજ્ય વચ્ચે શરૂઆતમાં ઉપર કહેલ માત્ર બાહ્યસત્તાનો જ સંબંધ હોય છે. ઉદાહરણ તરીકે આફ્રિકામાં સોમાલિ કોસ્ટા પરનું બ્રિટિશ 'પ્રોટેક્ટોરેટ' (રક્ષિત રાજ્ય) આ તરેહનું છે.

૩. આ પ્રમાણે જ્યારે બાહ્ય દુશ્મનની બ્હીક નષ્ટ થાય છે ત્યારે દેશમાં સ્વસ્થતા અને શાંતિ પ્રસરે છે. દેશ દેશના લોકો વ્યાપાર ધંધા અથવા પરોપકાર અર્થે ત્યાં આવી વસવાટ કરે છે; બીજી તરફથી રાજ્યકારભાર ચલાવનાર ઉપરથી પણ એક મોટો બોજો દૂર થવાથી એ પણ અમુક અંશે અંકુશરહિત બને છે અને જ્યારે એવાં પગલાં ભરવા માંડે છે કે પછી રક્ષક રાજ્યને વચમાં પડવાની ફરજ પડે છે. આ પ્રમાણે પ્રથમ ઇજિપ્તમાં રાજ્યસત્તાથી સ્વતંત્ર ન્યાયાધિકારીઓ (Con-ular Courts)નીમવાનું કામ બ્રિટિશ સરકારને કરવું પડયું કે જેથી ઇજિપ્તવાસી અને જુદી જુદી કોમના યુરોપીય વ્યાપારીઓ વચ્ચે શુદ્ધ ન્યાય જળવાય. અત્યારે ઇજિપ્ત રક્ષિત રાજ્ય છે છતાં બ્રિટિશ એજન્ટ તેની આંતર હકુમતમાં પણ સલાહ આપે છે અને જો કે ખેડિવ (રાજા) ને મદદ કરવા પાર્લમેન્ટ આપવામાં આવી છે છતાં પાર્લમેન્ટનો મત બાજુએ મૂકી બ્રિટિશ એજન્ટનો મત માનવાની ખેડિવને ફરજ પડે છે. માત્ર ગયેજ વરસે પાર્લમેન્ટે સુવેઝની નહેરનો પટો ફરી ન કરી આપવાનો ઠરાવ કરેલો તે બ્રિટિશ એજન્ટની સલાહથી ખેડિવે રદ કર્યો હતો. આ પ્રમાણે ધીમે ધીમે સંજોગોને લઇને રક્ષિત રાજ્યમાંથી સ્વાધીન મૂલકનું રૂપ આવતું જાય છે.

૪. ઉપર મુજબ જેમ અમુક પ્રસંગોમાં રક્ષિત રાજ્ય અને સ્વાધીન મુલક વચ્ચેનો અંતર સ્પષ્ટ બતાવાતો નથી, તેમ જ લાગવગનો મુલક અને રક્ષિત રાજ્ય વચ્ચેનો ભેદ પણ અમુક ઠેકાણે સ્પષ્ટ દર્શાવી શકાતો નથી. લાગવગનો મુલક (Sphere of influence) નામ એ મુલકને રાખવામાં આવે છે કે જેની આંતર અથવા બાહ્ય સ્વતંત્રતામાં કાંઈ ભાગ ન હોય પણ માત્ર એ દેશ પરરક્ષિત રાજ્યની સત્તા અથવા સ્વાધીન મુલક કરવાની સત્તા એક જ દેશના હાથમાં હોય; એટલે એ દેશ આ દેશ પર હકૂમત મેળવતાં બીજા દેશોને અટકાવી શકે અને પોતાનો પ્રથમ હક રજૂ કરે. આ પ્રકારના લાગવગના મુલક કોલકરારથી નિર્ણીત થાય છે. ઉદાહરણ તરીકે હમણાં ઇરાનમાં અવ્યવસ્થા લાગે છે તેમાં બીજું કોઈ રાજ્ય વચ્ચે ન પડે તેમ જ પોતપોતામાં પણ વિરોધ ન થાય એ હેતુથી બ્રિટિશ અને રશિયન સરકારે અનુક્રમે દક્ષિણ અને ઉત્તર ભાગમાં પોતપોતાની લાગવગ સ્થાપી છે અને વચ્ચે એક સીધો પટો બન્નેને માટે સામાન્ય હકનો રાખ્યો છે. આવા લાગવગના મુલકની સંસ્થા ઘણું ખરૂં અસ્થિર રાજ્ય વ્યવસ્થા વાળા દેશોમાં સ્થપાય છે અને તેમાંથી ધીમે ધીમે વ્યાપારીઓ અને પાદરીઓનાં રક્ષણને માટે ઉપાયો લેવા પડે છે; દેશની જુદી જુદી જાતોને એક બીજા સાથે વિગ્રહ કરતાં અટકાવવી પડે છે અને એવી રીતે ધીમે ધીમે તેમાંથી રક્ષિત રાજ્યની સંસ્થા જન્મ પામે છે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે પ્રથમ લાગવગનો મુલક—તેમાંથી રક્ષિત રાજ્ય—અને તેમાંથી સ્વાધીન મુલક ઉદ્ભવે છે,

૫. કેટલીક વખત અમુક લાગવગના મુલકની ખીલવણી કરવાનું કામ બ્રિટિશ સરકાર પોતાના વતી અમુક કંપનીને પટો આપી સોંપે છે. જેવી રીતે ઈ. સ. ૧૮૮૬ માં બ્રિટિશ સરકારે રોયલ નાઇજર Royal Niger Co કંપનીને પટો કરી આપી નાઇજર નદીના કાંઠાના મુલકમાં વ્યવસ્થા બેસાડવાનું, વસવાટ કરાવવાનું તથા વ્યાપાર સ્થાપન કરવાનું કામ સોંપ્યું. આ કંપનીએ પોતાનું કામ બરોબર બજાવ્યું એટલે ઈ. સ. ૧૮૯૯ માં બ્રિટિશ સરકારે એ મુલક ફરી પોતાના હાથમાં લઈ તેમાં નાઇજીરીયાનાં રક્ષિત રાજ્યની સંસ્થા સ્થાપન કરી, આ જ પ્રમાણે ટ્રાન્સવાલની ઉત્તરે આવેલ હોડેસિયાના મુલકની વ્યવસ્થા બ્રિટિશ સાઉથ આફ્રિકા કંપની ચલાવે છે અને તે સાઉથ આફ્રિકાના હાઈ કમિશનર નામના સરકારી હોદ્દેદારની દેખરેખ નીચે પોતાનું કામ કરે છે. આપણા દેશમાં પણ ઇસ્ટ ઈંડીઆ કંપનીએ લગભગ બસો વર્ષ સુધી રાજ્ય તરફથી પટો મેળવી અમલ ચલાવ્યો અને ઈ. સ. ૧૮૫૮ માં એ પટો રદ કરી પાર્લમેન્ટે દેશની હકુમત પોતાના હાથમાં લીધી તે સર્વને વિદિત છે.

૬. બ્રિટિશ મહારાજ્યના જુદા જુદા વિભાગમાં જુદી જુદી તરેહની રાજ્યવ્યવસ્થા હસ્તી ધરાવે છે. એટલે એ દૃષ્ટિબિંદુથી બ્રિટિશ મહારાજ્યના નીચે પ્રમાણે વિભાગ પડી શકે છેઃ–

૧. બ્રિટિશ રાજ્ય.

૨. સ્વનિયંત્રિત સંસ્થાનો ( Self-governing colonies. )

૩. રાજ્યનિયંત્રિત સંસ્થાનો ( Crown-colonies. )

૪. બ્રિટિશ સ્વાધીન મુલક. ( Dependencies. )

૧. બ્રિટિશ મહારાજ્યને કેન્દ્રસ્થાને બ્રિટિશ રાજ્ય આવેલું છે. બ્રિટિશ રાજ્યની વ્યવસ્થા પાર્લમેન્ટની મદદથી રાજા કરે છે જે સંબંધી વિગતવાર વર્ણન પાર્લમેન્ટના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. બ્રિટિશ પાર્લમેન્ટે એક હજાર વર્ષની લડતથી પોતાની સત્તા જમાવી છે અને આજે પૃથ્વી પરનાં બધાં રાજ્યોના અનુકરણનું પાત્ર બની છે. આ પરથી બ્રિટિશ પાર્લમેન્ટ એ પાર્લમેન્ટોની માતા ( Mother of parliaments ) કહેવાય છે.

બ્રિટિશ પાર્લમેન્ટનું કામ બ્રિટિશ રાજ્યની વ્યવસ્થા કરવા ઉપરાંત બ્રિટિશ મહારાજ્યની સલામતિ માટે જોઇતું નૌકાબળ તૈયાર રાખવાનું અને જુદાં જુદાં સંસ્થાનો અને મુલકોની વ્યવસ્થા કરવાનું પણ છે. પરંતુ આ પાછળનું કામ બ્રિટિશ પાર્લમેન્ટ પોતે કરવાને બદલે થોડા વત્તા પ્રમાણમાં જુદાં જુદાં સંસ્થાનોને સોંપે છે જો કે કાયદાની રૂયે ગમે તે વખતે તે સત્તા પાછી ખેંચી લેવાનો અધિકાર બ્રિટિશ પાર્લમેન્ટ ધરાવે છે. દક્ષિણ આફ્રિકાનાં બ્રિટિશ સંસ્થાનોને એકત્ર કરી તેમને સ્વરાજ્ય બક્ષવાનો કાયદો માત્ર બે જ વર્ષપર બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કર્યો પરંતુ તેમાં એશિયાવાસી અને આફ્રિકાની અસલ વતની જાતો સંબંધીના કાયદા મંજૂર કરવાની સત્તા બ્રિટિશ પાર્લમેન્ટે ખાસ પોતાની પાસે રાખી છે. કેનેડામાં પ્રથમ કાયદા બાંધનારી સભાના સભાસદો ચૂંટણીથી નીમાતા પરંતુ એ દેશના સંજોગોમાં ચૂંટણીનું ધોરણ માફક ન આવવાથી તે રદ કરી તેને બદલે અમુક લાયકાતવાળા સભાસદોને નીમવાની સત્તા

ગવર્નરને આપવામાં આવી હતી. આ પ્રમાણે દરેક સંસ્થાનની હકુમત ચલાવવાની છેવટની જવાબદારી બ્રિટિશ પાર્લમેન્ટની છે અને તે પોતાનું કામ કેટલુંક જાતે કરે છે અને કેટલુંક બજાવવાની સત્તા તે તે સંસ્થાનને બક્ષે છે.

૭. રાજ્યસત્તાના ત્રણ વિભાગ પાડી શકાય. ૧. કાયદા બાંધવાની સત્તા. (લેજિસ્લેટિવ) ૨. અમલ ચલાવવાની સત્તા (એક્ઝીક્યુટીવ.) ૩. ન્યાયાધિકારી સત્તા (જ્યુડિશિયલ). ઉપર જોયું તે પ્રમાણે બધાં સંસ્થાનોને કાયદા બાંધવાની સત્તા બ્રિટિશ પાર્લમેન્ટ તરફથી અમુક હદમાં આપવામાં આવે છે; તે ઉપરાંત તેમને માટે કાયદા બાંધવાની બ્રિટિશ પાર્લમેન્ટ પોતે સત્તા ધરાવે છે.

૮. અમલ ચલાવવા માટે દરેક સંસ્થાનમાં બ્રિટિશ પ્રધાન મંડળ એક ગવર્નર નીમે છે અને આ ગવર્નર પોતાના સંસ્થાનની રાજસભામાંથી ચૂંટી કાઢેલા સભાસદોને પોતાના પ્રધાન નીમી તેમની માર્ફત હકુમત ચલાવે છે. તે ઉપરાંત રાજસભાએ પસાર કરેલા કાયદાને સંમતિ આપવાની અથવા રદ કરવાની સત્તા પણ ગવર્નરને હોય છે. બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કરેલ કાયદાને રાજાની સંમતિની જરૂર છે તેને જ મળતી આ સત્તા સંસ્થાનો ખાતામાં ગવર્નરને આપવામાં આવી હોય છે અને તે સત્તા તે પોતાની મુનસફી પ્રમાણે વાપરે છે અથવા યોગ્ય લાગે તે કાયદા માટે બ્રિટિશ પ્રધાન મંડળની મંજૂરી માટે મુલતવી રાખી શકે છે. આ ઉપરાંત રાજસભા બોલાવવાની, તેને બરખાસ્ત કરી, નવી ચૂંટણી કરવાની, પ્રધાનોને રજા આપી બીજા પ્રધાનો નીમવાની વગેરે સત્તા ગવર્નર ધરાવે છે.

૯. છેવટે ન્યાયખાતામાં પણ દરેક સંસ્થાનની અદાલતો ઉપર છેવટની અપીલ કોર્ટ બ્રિટિશ પ્રીવી કાઉન્સીલ છે. આ કાઉન્સીલ બ્રિટિશ મહારાજ્યના બધા ભાગોમાંથી અપીલ સાંભળી શકે છે અને તેના ચુકાદા સર્વોપરી ગણાય છે. આ કાઉન્સીલના ન્યાયાધીશો નીમવાની સત્તા બ્રિટિશ પ્રધાન મંડળની છે જો કે જુદાં જુદાં સંસ્થાનોના સ્થાનિક કાયદાના જ્ઞાનની જરૂર હોવાથી થોડી જગા સંસ્થાનોમાંથી અને હિંદના કાયદાથી વાકેફ ન્યાયાધીશોને આપવામાં આવે છે.

૧૦. હવે આપણે જુદાં જુદાં સંસ્થાનોના પ્રકાર તપાસીએ.

બ્રિટિશ રાજ્યથી બીજે નંબરે સ્વનિયંત્રિત સંસ્થાનો (Self-governing colonies) આવે છે. આ સંસ્થાનોમાં બ્રિટિશ પાર્લમેન્ટની માફક રાજ્યસભા સ્થાપવામાં આવે છે. રાજસભાનાં બે મંડળ હોય છે જેમાંથી એક સેનેટ કહેવાય છે અને તેની સત્તા બ્રિટિશ અમીરોની સભાને મળતી આવે છે. બીજું મંડળ હાઉસ ઓફ રેપ્રિસેન્ટેટિવ્ઝ એટલે પ્રતિનિધિમંડળ કહેવાય છે અને તે હાઉસ ઓફ કોમન્સને મળતું આવે છે. ઘણી ખરી સત્તા આ પ્રતિનિધિમંડળના હાથમાં હોય છે અને એ મંડળમાં બહુમતિ ધરાવનાર વર્ગ પ્રધાન પદે આવી શકે છે. જુદાં જુદાં સંસ્થાનો એકત્ર કરી તેમને સ્વરાજ્ય બક્ષવામાં આવેલું હોવાથી સેનેટના સભાસદોની નીમણુંક દરેક સંસ્થાન કરે છે જ્યારે પ્રતિનિધિઓની ચૂંટણી કર ભરનારાઓ સીધી રીતે કરે છે અને તેમની સંખ્યા કર ભરનારાના પ્રમાણમાં મુકરર કરવામાં આવે છે. આ પ્રમાણે સેનેટરોની સંખ્યા નિશ્ચિત હોય છે. ત્યારે પ્રતિનિધિઓની

સંખ્યા વસ્તીના પ્રમાણમાં વધઘટ થાય છે. સેનેટ અને નીચલા મંડળના દરેક સભાસદને વાર્ષિક ૪૦૦ પૌંડ પગાર મળે છે. આ પ્રકારનું સ્વરાજ્ય ભોગવતાં સંયુક્ત સંસ્થાનો નીચે પ્રમાણે છેઃ—૧. ઑસ્ટ્રેલીયા. ૨. ન્યુઝીલાંડ, ૩. કેનેડા, ૪. ૪. દક્ષિણ આફ્રિકા.

૧૧. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની ઉતરતી પંક્તિનાં રાજ્યનિયંત્રિત સંસ્થાનો છે. આ સંસ્થાનોની હકુમત બ્રિટિશ પાર્લમેન્ટના સંસ્થાનો ખાતાના પ્રધાનની દેખરેખ નીચે ગવર્નરના હાથમાં હોય છે.

આ સંસ્થાનોના ત્રણ વર્ગ છે.

(૧) જેમાં ગવર્નરને પોતાના કામમાં મદદ કરવા માટે કારોબારી મંડળ ( એકઝીક્યુટીવ કાઉન્સીલ ) અને ધારાસભા ( લેજિસ્લેટિવ કાઉન્સીલ ) આપવામાં આવી હોય છે. આ બન્ને મંડળના સભાસદોમાંથી થોડો ભાગ પ્રજા તરફથી ચૂંટી કઢાય છે જ્યારે બાકીનાની નીમણુક કરવાની સત્તા ગવર્નરના હાથમાં હોય છે. આ વર્ગનાં સંસ્થાનોમાં સીલોન, બ્રિટિશ હોન્ડુરસ, હોન્ગકોન્ગ, મોરિશિયસ, સ્ટ્રેટસ સેટલમેન્ટસ, અને સીયેરાલિયોન મુખ્ય છે.

(૨) બીજા પ્રકારનાં સંસ્થાનોમાં ધારાસભા પ્રજાના પ્રતિનિધિની બનેલી હોય છે પણ કારોબારી મંડળ ( એકઝીક્યુટીવ કાઉન્સીલ ) ની નીમણુક ગવર્નરમાં કરે છે. આવાં સંસ્થાનો સાત છે તે નીચે પ્રમાણે બાર્બાડોસ, બર્મ્યુડા, બ્રિટિશ ગાયના, જામેકા, લીવર્ડ ટાપુઓ, માલ્ટા અને બહાલા ટાપુઓ.

(૩) ત્રીજા પ્રકારનાં સંસ્થાનોમાં હકુમત તેમ જ ધારા ઘડવાની સત્તા ગવર્નરને જ આપવામાં આવી હોય છે. આવાં સંસ્થાનો ૪ છે; બાસુટોલાંડ, જિબ્રાલ્ટર, લાબુસાન ટાપુઓ અને સેન્ટ હેલિના.

૧૨. છેવટે આપણે બ્રિટિશ સ્વાધીન મુલક પર આવીએ. આવા મુલક ત્રણ છે; ૧. ચેનલના ટાપુઓ. ૨. મેનનો ટાપુ; ૩. બ્રિટિશ હિન્દુસ્તાન.

ચેનલના ટાપુઓ ચાર છે; જર્સી, ગર્નન્સી, આલ્ડર્ની અને સાર્ક. આ તેમ જ મેનના ટાપુની હકુમત બ્રિટિશ પાર્લમેંટના સ્વદેશ ખાતાના પ્રધાનના હાથમાં છે. તે પોતા તરફથી કામકાજ ચલાવવા એક ગવર્નર નીમે છે અને કાયદા બાંધવામાં તેને મદદ કરવા ચૂંટાયેલી ધારાસભા ( લેજિસ્લેટિવ કાઉન્સીલ ) આવે છે.

હવે બ્રિટિશ સ્વાધીન મુલકમાં બ્રિટિશ હિન્દુસ્તાન રહે છે તેનું બંધારણ આ માસિકના વાંચકોને સારી રીતે જાણીતું છે.

૧૩. બ્રિટિશ મહારાજ્યના વિભાગો આ પ્રમાણે છે. એ દરેક વિભાગને બ્રિટિશ રાજ્ય સાથે કાયદાની રૂએ સંબંધ છે તે આપણે જોયું; પરંતુ કાયદા પમાણેના હક હમેશાં અમલમાં મૂકી શકાતા નથી. અઢારમા સૈકામાં અમેરિકાનાં સંસ્થાનો ઇંગ્લંડથી સ્વતંત્ર થઈ તેમાંથી યુનાઇટેડ સ્ટેટ્સનું સ્વતંત્ર રાજ્ય બન્યું ત્યારથી બ્રિટિશ રાજ્યે પોતાનાં સંસ્થાનોને ઘણા પ્રકારની

છૂટ બક્ષી તેઓને લગભગ સ્વતંત્ર કર્યાં છે; અને પોતપોતાની પ્રજાની ઉન્નતિ કરવાનું કામ તે તે સંસ્થાનના પ્રતિનિધિ મંડળોને સોંપ્યું છે; તે ઉપરાંત કેટલાક સવાલો બ્રિટિશ મહારાજ્યના બધા ભાગોને સરખા લાગુ પડે છે અને તેના નિકાલ માટે દર ચાર વર્ષે લંડનમાં કોલોનિયલ કોન્ફરન્સ (સંસ્થાનો ખાતાનું સંમેલન) ભરવામાં આવે છે અને તેમાં આવા સવાલોની ચર્ચા થાય છે. બ્રિટિશ મહારાજ્યની અંદર એક સરખાં ટપાલ, તાર, જકાત વગેરેનાં ધોરણ, મહારાજ્યના રક્ષણ માટે લશ્કરી અને નૌકા સૈન્યની યોજના, દેશ પરદેશ સાથેના કોલકરાર કરવામાં સંસ્થાનોની સંમતિ, વગેરે સવાલો આવાં સંમેલનોમાં ચર્ચાય છે અને તે ઉપર જે સવાલમાં સર્વાનુમતે ઠરાવ થઈ શકે તે જ હાથ ધરી બાકીનાનાં વિવેચન માત્ર જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી થાય છે. અને ઠરાવો પણ જુદાં જુદાં સંસ્થાનોને સલાહના રૂપમાં જ ઘડવામાં આવે છે. આ વર્ષમાં ભરાયેલી છેલ્લી કોન્ફરન્સમાં સંસ્થાનો ખાતાના પ્રધાનોને બ્રિટિશ રાજ્યની પરદેશ ખાતાની રાજ્યનીતિ અને તેના જુદા જુદા સવાલોના સ્વરૂપ વિષે પણ વિગતવાર માહીતી આપવામાં આવી હતી અને તેથી બ્રિટિશ મહારાજ્યનાં જુદાં જુદાં અંગને મહારાજ્યની એકતાની ભાવનાનો વિશેષ રૂપે ખ્યાલ આપવામાં આવ્યો હતો.

આ પ્રમાણે સંસ્થાનોમાં મહારાજ્યની એકતાની લાગણી પ્રસરતી જાય છે. તેમાં ભંગ પાડનાર એક માત્ર દક્ષિણ આફ્રિકાની સરકારની બ્રિટિશ હીંદી વતનીઓ તરફની વર્તણુક એ છે. દક્ષિણ આફ્રિકાનાં જુદાં જુદાં સંસ્થાનોએ પોતપોતાના દેશની આબાદી વધે એ હેતુથી હિંદમાંથી અમુક વર્ષની બંધણીથી પગારદાર મજૂરો બોલાવ્યા અને બંધણી પ્રમાણે નોકરી કર્યા પછી તેઓને સ્વદેશ પાછા ફરવાની અથવા ખુશી પડે તો તે દેશમાં વસવાટ કરવાની છૂટ આપી. આ પ્રમાણે નાતાલ કેપકૉલોની વગેરે સંસ્થાનોમાં મોટાં હિંદી લોકોનાં થાણાં સ્થપાયાં અને તેઓ પોતાના વેપાર રોજગાર ચલાવવા માંડ્યા. પણ હીંદી લોકોનાં સાદાં નિયમને અને કરકસરની જિંદગીથી યુરોપીય વેપારીઓ તેમની સાથે હરીફાઈમાં ટકી ન શકવાથી એમને માટે જુદા જુદા હરકત નાખનારા કાયદા ઘડવા માંડ્યા છે અને એ કાયદામાંથી રક્ષણ આપવા ખુદ બ્રિટિશ સરકાર પણ નિષ્ફળ નીવડી છે. પરંતુ શ્રીયુત મોહનદાસ ગાંધીની આગેવાની નીચે જે હિંમત, સ્વાભિમાન અને સ્વાર્પણ સમગ્ર હિંદીઓએ બતાવ્યું છે તેથી ચકિત થઈ સાઉથ આફ્રિકાને સરકારે હવે સમાધાન કરવાની ખાહેશ બતાવી છે અને આપણે આશા રાખીશું કે એ સમાધાન બન્ને બાબત સંતોષકારક પમાડે. છતાં ઉપલા સમાધાનથી બ્રિટિશ હિંદીઓ પરના બધા અન્યાય દૂર થવાના નથી. એને માટે તો હજી ઘણા દિવસની મહેનત અને હીલચાલની જરૂર છે પણ આપણને માનવાનાં પ્રબળ કારણ છે કે બ્રિટિશ પ્રજાનો અંતરાત્મા હજી જાગ્રત છે અને તે મહારાજ્યના દરેક ભાગમાં એક સરખો ન્યાય પ્રવર્ત્તાવવા કોશિશ કર્યા કરે છે; છતાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં એશિયાવાસી બ્રિટિશ પ્રજાજનોના હક જાળવવા અને તેઓને ન્યાય અપાવવો એમાં સર્વોપરી મહારાજ્યની રાજ્યનીતિ ( highest Imperial statesmanship ) સમાયલી છે એમ આગેવાન બ્રિટિશ રાજ્યનીતિનિપુણ મહાપુરુષો ઉઘાડે મ્હોંયે કબૂલ કરે છે ત્યાં સુધી બ્રિટિશ મહારાજ્યની ઉન્નતિનો દીવસ ચડતો છે એ નિર્વિવાદ છે.

હરિલાલ મા. ભટ્ટ.

---

# બ્રિટિશ પાર્લામેન્ટ.

પૃથ્વીતલ ઉપર મનુષ્યોએ સ્થાપેલી સંસ્થાઓમાં બ્રિટિશ પાર્લામેન્ટનું સ્થાન ઘણું ઉજ્જ્વળ અને કીર્તિમંત છે. એ સંસ્થા ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડનો રાજ્યતંત્ર સ્વતંત્રતાની મહા-ભાવનાને અનુસાર ચલાવે છે તથા અતિવિસ્તારી બ્રિટિશ રાજ્યના બધા મુલકોના રાજ્ય-તંત્રમાં એ મહાભાવના પ્રવર્તાવે છે, એટલું જ નહિં પણ, એ સંસ્થા આખી દુનિયાને,–સુધરેલી, અડધી સુધરેલી અને વગર સુધરેલી–બધી પ્રજાઓને એ મહાભાવનાનું ઉચ્ચ સ્વરૂપ દર્શાવે છે અને એ મહાભાવનાને માર્ગે ગતિ કરવાની પ્રેરણા કરે છે. જ્યાં જ્યાં પ્રજામતને ધોરણે રાજ્યતંત્ર ચલાવવાની ઘટના થયેલી છે ત્યાં ત્યાં બ્રિટિશ પાર્લામેન્ટના દૃષ્ટાન્તથી પ્રાણપ્રદાન થયેલું છે, અને એ કારણથી એ સંસ્થાને mother of parliaments ( પાર્લામેન્ટોની માતા ) નું યથાયોગ્ય નામ આપવામાં આવ્યું છે. એ સંસ્થા એ રીતે સ્વતંત્રતાની મૂર્તિ અને સ્વતંત્રતાની જનની છે, તથા રાજ્યતંત્રમાં સ્વતંત્રતાનું બંધારણ સ્થાપનારમાં સહુથી જુની છે, એટલેથી જ તેની કીર્તિ અટકતી નથી. બ્રિટિશ પાર્લામેન્ટ સ્વતંત્રતાના નામનો ઘોષ કરીને સ્વતંત્રતાનું રક્ષણ કરતી નથી, પણ, રાજકાર્યોની સિદ્ધિમાં પરમ સફલતા આણી સ્વતંત્રતાનો પ્રભાવ દર્શાવે છે. પરતંત્રતા તેને જેટલી અપ્રિય છે તેટલી જ અતંત્રતા તેને અપ્રિય છે. નિરંકુશતા અને અત્યાચારને તે સર્વથા ત્યાજ્ય ગણે છે, બીજા પાસે તે જેમ સુનિયમો પળાવે છે તેમ પોતે પણ સુનિયમો પાળે છે, નિયમ હોય ત્યાં પોતાની સત્તાનો અમલ નિયમ પ્રમાણે કરે છે અને નિયમ ન હોય ત્યાં પોતાની સત્તાનો અમલ બુદ્ધિવિવેક પ્રમાણે કરે છે. સ્વતંત્રતાના રક્ષણની વ્યવસ્થામાં જ્યારે જ્યારે કાયદાની ખામી જણાય છે ત્યારે ત્યારે તે સ્વતંત્રતા સાચવવા નવા કાયદા કરે છે, તે જ પ્રમાણે, પોતાના નિયંત્રણની વ્યવસ્થામાં જ્યારે જ્યારે નિયમોની ખામી જણાય છે ત્યારે ત્યારે આત્મનિયંત્રણ સાચવવા તે નવા નિયમો કરે છે. પોતાના વર્તનમાં નિયમોના અભાવને પ્રસંગે તે અનિયમિતતામાં ઉતરી પડતી નથી, પણ, આત્મસંયમ કરી યોગ્યતાની મર્યાદા સાચવે છે. સ્વતંત્રતાનો ઉપયોગ દેશના સુખ માટે અને દેશના ઉત્કર્ષ માટે કરવાનો છે, ડહાપણ એ સ્વતંત્રતાનું મ્હોટું ભૂષણ છે અને ડહાપણ વિનાની ઉચ્છૃંખલ સ્વતંત્રતા દેશને ભારે હાનિ કરે છે તથા સ્વતંત્રતાની કીર્તિને કલંકિત કરે છેઃ એ સિદ્ધાન્તોનું તે કદી વિસ્મરણ કરતી નથી. સ્વતંત્રતાની કીર્તિ સ્વતંત્રતાની શુષ્ક વ્યાખ્યાઓ કરીને પ્રસરાવવાનો તે પ્રયત્ન કરતી નથી, પણ, સ્વદેશમાં સારી રીતે રાજ્ય ચલાવીને અને અન્ય દેશોની સ્વતંત્રતા જાળવવાની હિમાયત કરીને તે સ્વતંત્રતાથી કીર્તિ પ્રસરાવે છે. રાજા અને પ્રજા, અમીરો અને સામાન્ય જનો, તવંગરો અને ગરીબો, વેપારીઓ અને મજુરો, બધા રાજ્યનાં આવશ્યક અંગ છે અને બધા પરસ્પર અનુકૂલ થઈ રાજકાર્યમાં સામેલ થવાથી જનસમાજમાં પ્રવર્તતાં બળોનું સમતોલન સચવાઈ રાજ્યતંત્ર ઉત્તમતા પામે છે, એ મહાસિદ્ધાંત દૃઢ રીતે સ્થાપી તે માનવ-જાતિની બધી રાજકીય ભાવનાઓને સુરાજ્ય તરફ વાળે છે, અને એ રીતે જનસમાજના બંધારણના ભૂતકાલના ઇતિહાસનો વર્તમાન સાથે યોગ કરે છે, રાજ્યતંત્રમાં સારા નિવડેલા અંશોને જાળવી તેમની સહાયતા હાનિકારક નિવડતા અંશોને દૂર કરવામાં તથા ઉપયોગી અંશોની નવી સ્થાપના કરવામાં લે છે.

આવી સંસ્થાની ઘટના બધી રીતે ચોક્કસ નિયમોથી અને વ્યાખ્યાઓથી નક્કી થયેલી હોય એ શક્ય નથી. બ્રિટિશ પાર્લામેન્ટનો પાયો મુખ્યત્વે કરી દફતરોમાં લખેલા કાયદા ઉપર નથી પણ વગર લખાયેલી વ્યવસ્થા ( unwritten constitution ) ઉપર છે; આ દેશના ધર્મગ્રન્થોની ભાષાદ્વારા કાંઈક એમ કહી શકાય કે બ્રિટિશ પાર્લામેન્ટનો વ્યવહાર સ્મૃતિ કરતાં શ્રુતિને આધારે વધારે પ્રવર્તે છે, શાસ્ત્ર કરતાં રૂઢિને આધારે વધારે પ્રવર્તે છે. એ વ્યવસ્થાની ઘટના ઉપર દૃષ્ટિ કરીશું.

બ્રિટિશ રાજ્યતંત્રનાં ત્રણ અંગ ( Estates ) છે. (૧) રાજા, (૨) અમીરોની સભા ( House of Lords ) અને (૩) સામાન્ય જનોની સભા ( House of Commons ). આમાંના બીજા અને ત્રીજા અંગના યુગ્મને 'પાર્લામેન્ટ' એવું નામ આપવામાં આવે છે. પાર્લામેન્ટ રાજ કરતી નથી, પણ, રાજા પાર્લામેન્ટ વડે રાજ કરે છે. રાજ્યતંત્રમાં પાર્લામેન્ટની સામેલગીરી એ પ્રકારની છે કે જેમના ઉપર પાર્લામેન્ટને વિશ્વાસ હોય એવા પુરુષોને રાજા પોતાના મંત્રી નિમે છે અને તે મંત્રીઓની સલાહ પ્રમાણે જ બધો રાજ્યતંત્ર ચાલે છે. પાર્લામેન્ટ મંત્રીઓને નિમી શકતી નથી કે કહાડી મુકી શકતી નથી, એ સત્તા રાજાને છે; પણ, પાર્લામેન્ટને પસંદ ન હોય એવા મંત્રીઓથી રાજ્ય ચાલી શકતું નથી, કેમકે પાર્લામેન્ટ મંજુર કરે તેવા જ કાયદા થઈ શકે છે અને પાર્લામેન્ટ મંજુર કરે તેવા જ કર નાખી શકાય છે તથા તેવા જ ખર્ચ થઈ શકે છે. પાર્લામેન્ટની મંજુરી વિના કોઈ કાયદો કરવામાં આવે તો લોકો તે પાળે નહિં અને પાર્લામેન્ટની મંજુરી વિના કોઈ કર નાખવામાં આવે તો લોકો તે આપે નહિં. પાર્લામેન્ટને પસંદ ન હોય તેવા મંત્રીઓ રાજા નિમે તો પાર્લામેન્ટ તેમને મદદ કરે નહિં. બીજા મુલકો સાથે લઢાઈ કરવી કે સલાહ કરવી એ પાર્લામેન્ટનું કામ નથી, પણ, રાજાનું અને મંત્રીઓનું કામ છે. એ કાર્યમાં પણ રાજા મંત્રીઓની સલાહ પ્રમાણે જ વર્તે છે, અને, મંત્રીઓનાં કાર્ય પાર્લામેન્ટને પસંદ ન પડે તો પાર્લામેન્ટ નાપસંદગીનો ઠરાવ કરે છે, અને તેમ બને છે ત્યારે મંત્રીઓને મંત્રીપણું મુકી દેવું પડે છે. રાજકાર્યની વિધિમાં પણ એ જ ઘટના છે. બધો વિધિ, બધા સરકારી નોકરોની નિમણુકો, બધાં રાજકાર્યો રાજાને નામે મંત્રીઓ કરે છે, પાર્લામેન્ટ તે બાબતમાં આજ્ઞા કરી શકતી નથી; પણ, તેના વાજબીપણાનો ખુલાસો પાર્લામેન્ટ માગે ત્યારે મંત્રીઓ આપે છે. મંત્રીઓને જ્યારે એમ માલમ પડે કે અમારાં રાજકાર્યો પાર્લામેન્ટને પસંદ પડતાં નથી કે પાર્લામેન્ટ અમને કાયદા કરવામાં અને ખર્ચ કરવામાં મદદ કરતી નથી ત્યારે તેઓ પોતાની મેળે જ રાજીનામું આપે છે, અને જેમને પાર્લામેન્ટની મદદ મળે તેમ હોય તેવા નવા મંત્રીઓ રાજા નિમે છે. મંત્રીઓની સલાહ પ્રમાણે રાજા પાર્લામેન્ટ મેળવે છે, પણ, પાર્લામેન્ટની મદદ વિના રાજ થઈ શકતું નથી, માટે, પાર્લામેન્ટ મેળવવાની સલાહ આપવી એ મંત્રીઓની ફરજ છે. પાર્લામેન્ટમાં નિમાયેલા પ્રતિનિધિઓને કાયમ રહેવાની કાયદામાં ઠરાવેલી મુદત પુરી થાય છે ત્યારે નવા પ્રતિનિધિઓ નિમવાના પત્ર રાજાને નામે મંત્રીઓ કહાડે છે. કાયદામાં ઠરાવેલી મુદત પુરી થયા પહેલાં પણ ચાલુ પાર્લામેન્ટ સમાપ્ત ( બરખાસ્ત ) કરવાની અને નવા પ્રતિનિધિઓ નિમવાના પત્ર કહાડવાની રાજાને સત્તા છે, અને, મંત્રીઓ સલાહ આપે તો રાજા તેમ કરે છે. સામાન્ય લોકમતને અને પાર્લામેન્ટને વિરોધ થઈ ગયો છે એમ મંત્રીઓને લાગે, અથવા,

અમુક અગત્યનો કાયદો કે પદ્ધતિ પાર્લામેન્ટ પાસે મંજુર કરાવતા પહેલાં તે વિશે લોકમત નક્કી થવો જોઇએ અને એવી મંજુરી આપવાના લાભમાં મત આપે એવા ઘણા પ્રતિનિધિઓ લોકો નિમે છે કે કેમ તે જાણવું જોઇએ, એમ મંત્રીઓને લાગે ત્યારે, અધુરી મુદતે પાર્લામેન્ટ સમાપ્ત કરવાની અને નવી પાર્લામેન્ટ મેળવવાની મંત્રીઓ રાજાને સલાહ આપે છે. પાર્લામેન્ટ સમાપ્ત થતાં મંત્રીઓની નિમણુકો પણ સમાપ્ત થવાનો સંભવ રહે છે, કેમકે, નવી પાર્લામેન્ટને તેમના પર વિશ્વાસ હોય તો જ તેઓ કાયમ રહી શકે છે. પરંતુ, લોકના મત વિરુદ્ધ કે પાર્લામેન્ટના મત વિરુદ્ધ મંત્રિપદે વળગી રહેવું એવો તેમને લોભ હોતો જ નથી, અને લોક કે પાર્લામેન્ટ પ્રતિકૂલ થાય ત્યારે મંત્રીઓને રજા આપવાની રાજાને જરૂર પડતી નથી, પણ, મંત્રીઓ પોતાની મેળે રાજીનામું આપે છે. પાર્લામેન્ટની સમાપ્તિ ( dissolution ) કરવાની સત્તા રાજાને છે. પરંતુ, પાર્લામેન્ટ સમાપ્ત થયા પછી કે પાર્લામેન્ટને સમાપ્ત કર્યા પછી રાજા નવી પાર્લામેન્ટ ન મેળવે તો અમુક મુદત વાટ જોઈ લોકો પોતાની મેળે પ્રતિનિધિઓ નિમી શકે અને પ્રતિનિધિઓ મળી પાર્લામેન્ટમાં બેસી એવી સલાહ આપનાર મંત્રી પર કામ ચલાવી શકે એવો કાયદો છે, પણ, એ કાયદાનો અમલ કરવો પડતો નથી અને પાર્લામેન્ટ મેળવવામાં વિલંબ થતો નથી. પાર્લામેન્ટ જે કાયદો મંજુર કરે તે છેવટે રાજા મંજુર કરે ત્યારે તે અમલમાં મુકાય છે, પણ, પાર્લામેન્ટે મંજુર કરેલો કાયદો નામંજુર કરવાની સત્તા (veto) નો રાજા ઉપયોગ કરતા નથી. એ સત્તાનો ઉપયોગ ત્રિજા વિલિયમે કરેલો તે પછી આજ બસેં વર્ષ થયાં કોઈ રાજાએ તેનો ઉપયોગ કર્યો નથી અને હવે કોઈ રાજા તે સત્તાનો ઉપયોગ કરે તો તે કાયદા વિરુદ્ધ (unlawful) ન ગણાય પણ વ્યવસ્થાવિરુદ્ધ ( unconstitutional ) ગણાય. રાજા કે મંત્રીઓ પાર્લામેન્ટ વગર કે પાર્લામેન્ટ વિરુદ્ધ રાજ કરવા જાય તો તે ચાલી શકે નહિં, કેમકે, લોકો કર આપે નહિં, નોકરોનો પગાર આપી શકાય નહિ, લશ્કર રાખી શકાય નહિં, અને બધાં રાજકાર્યો અટકી પડે.

રાજા અને પાર્લામેન્ટનો સંબંધ આ પ્રકારનો સુવ્યવસ્થિત છે તેમ જ પાર્લામેન્ટનાં અંગનો અન્દર અન્દરનો સંબંધ પણ સુવ્યવસ્થિત છે. દરેક કાયદો અમીરોની અને સામાન્ય જનોની બન્નેની સભા મંજુર કરે ત્યારે રાજાની મંજુરી માટે મંત્રીઓ તે રજુ કરી શકે છે. બેમાંની જે સભા કોઈ કાયદો પસાર કરે તે બીજી સભાને તે કાયદો મંજુરી માટે મોકલે છે. બીજી સભા એ પ્રમાણે આવેલા કાયદામાં ફેરફાર કરે કે તે નામંજુર કરે તો પ્રથમ મંજુર કરનાર સભામાં તે કામ પાછું રજુ થાય છે, અને તે સભા એ ફેરફાર મંજુર કરે તો કાયદો રાજા આગળ રજુ કરવા જેવો થાય છે. તે સભા એ ફેરફાર મંજુર ન કરે અથવા પોતાના કાયદાની બીજી સભાએ કરેલી નામંજુરી સાથે એકમત ન થાય તો તે પોતે કરેલો કાયદો બીજી સભા તરફ ફરીથી મોકલે છે. આ પ્રમાણે બે સભાઓ વચ્ચે કાયદાની આવજા થતાં આખરે જ્યારે બન્ને એકમત થાય ત્યારે કાયદો પાર્લામેન્ટે મંજુર કરેલો ગણાય છે અને રાજા પાસે રજુ થાય છે. આ રીતે, બન્ને સભાની સત્તા કાયદા પ્રમાણે સરખી છે, પણ, વ્યવસ્થાનો વહીવટ એવો છે કે સામાન્ય જનોની સભામાં લોકોના પ્રતિનિધિઓ હોય છે માટે લોકમતનું પ્રાબલ્ય થવા સારૂ આખરે અમીરોની સભાએ સામાન્ય જનોની સભાનો ઠરાવ કબુલ રાખવો જોઇએ. સામાન્ય જનોની સભાના ઠરાવમાં વીગતની કે હકીકતની ભુલ છે એમ અમીરોની

સભા વાસ્તવિક રીતે દર્શાવી આપે તો સામાન્ય જનોની સભા તેમનો મત સ્વીકારે છે. પણ, એવી ભૂલ ન છતાં અમીરોની સભા સામી થાય તો સામાન્ય જનોની સભા પોતાના મત વિશે આગ્રહ કરે છે. સામાન્ય જનોની સભા જે ઠરાવ કરવા ઇચ્છે છે તે લોકમતથી વિરુદ્ધ છે એમ અમીરોની સભા દલીલ કરે અને મંત્રીઓને એ દલીલ વાજબી લાગે તો પાર્લામેન્ટ સમાપ્ત કરી નવી પાર્લામેન્ટ બોલાવવાની મંત્રીઓ રાજાને સલાહ આપે છે કે જેથી નવી પાર્લામેન્ટમાં લોકોના પ્રતિનિધિરૂપે મળેલા સામાન્ય જનોના મતથી લોકમત જાણી શકાય. પણ, એ દલીલ મંત્રીઓને વાજબી ન લાગે અથવા નવી પાર્લામેન્ટ મળ્યા પછી પણ તેમાંની સામાન્ય જનોની સભાના ઠરાવ અમીરોની સભા નામંજુર કરે તો સામાન્ય જનોની સભાના મતને અનુકૂળ હોય એવા કેટલાક પુરુષોને અમીરો નીમવાની સલાહ મંત્રીઓ રાજાને આપે છે કે એ રીતે એવા પુરુષો અમીરોની સભામાં દાખલ થતાં તેમના બહુમતે સામાન્ય જનોની સભાનો ઠરાવ મંજુર થાય. અમીરો નિમવાની સત્તા માત્ર રાજાને છે અને મંત્રીઓની સલાહ પ્રમાણે જ રાજા અમીરો નિમે છે. એ રીતે અમીરોની સભા ઉપર મંત્રીઓ દ્વારા સામાન્ય જનોની સભાનો અને તે સભા દ્વારા લોકમતનો અંકુશ રહે છે. આ પ્રમાણે નવા અમીરોની ગમે તેટલી સંખ્યા અમીરોની સભામાં અમુક ઠરાવ મંજુર કરાવવા સારુ નિમવાની રાજાને સત્તા છે, પણ, તે સત્તાનો અમલ કરવો પડતો નથી. બે સભાઓ વચ્ચે વિરોધ પ્રકટ થાય ત્યારે મંત્રીઓ જાહેર કરે છે કે સામાન્ય જનોની સભાને અનુકૂલ મતના નવા અમીરો નિમવાની તેઓ રાજાને સલાહ આપશે, અને, તે ઉપરથી અમીરોની સભા પોતાનો આગ્રહ મુકી દે છે. આખરે લોકમત પ્રમાણે રાજ થવું જોઇએ અને લોકમત સામાન્ય જનોની સભા દ્વારા પ્રકટ થાય છે એ સિદ્ધાન્ત અમીરોની સભા પણ કબુલ કરે છે. માત્ર અમુક પ્રસંગે સામાન્ય જનોની સભા લોકમતથી વિરુદ્ધ પડી ગયેલી છે એટલો જ આગ્રહ તેઓ કરી શકે છે. સને ૧૯૦૯ માં સામાન્ય જનોની સભાએ મંજુર કરેલું " ફાઇનન્સ બિલ " ( ઉપજ ખર્ચના કાયદાનો ખરડો * ) અમીરોની સભાએ નામંજુર કર્યો ત્યારે બહુ મ્હોટી તકરાર ઉઠી. ઉપજ ખર્ચની બાબતમાં સામાન્ય જનોની સભાએ કરેલા કાયદામાં અમીરોની સભા હાથ ઘાલી શકે નહિં એવી રૂઢિ છે,—એમ મંત્રીઓએ આગ્રહ કર્યો, અને આખરે પાર્લામેન્ટ સમાપ્ત કરી નવી પાર્લામેન્ટ મેળવવામાં આવી. આ રીતે નવી પાર્લામેન્ટ માટે ( સામાન્ય જનોની સભાના ) પ્રતિનિધિઓ પસંદ કરતાં લોકોના ધ્યાન ઉપર એ વાત મુકાઇ કે અમીરોની સભાની સત્તા નિયમિત કરવાની જરૂર છે. એ વાત લક્ષમાં લઇ લોકોએ નિમેલા પ્રતિનિધિઓએ ( સામાન્ય જનોની સભામાં ) સને ૧૯૧૧ માં કાયદો કર્યો કે: (૧) નાણાં સંબંધી કાયદાનો ખરડો સામાન્ય જનોની સભા તરફથી અમીરોની સભામાં આવ્યા પછી એક માસમાં અમીરોની સભા તેની મંજુરી ન આપે તો તેમની મંજુરી વિના રાજાની મંજુરી માટે તે ખરડો રજુ થાય અને રાજા મંજુર કરે એટલે અમીરોની સભાની મંજુરી વિના તે કાયદો પસાર થયેલો ગણાય. અમુક કાયદાનો ખરડો નાણાં સંબંધી છે કે કેમ તેનો નિર્ણય સામાન્ય જનોની સભાનો Speaker (સભાપતિ) કરે: (૨) નાણાં સિવાય બીજી બાબતના કાયદાનો ખરડો સામાન્ય જનોની

---

* કાયદો કરવાનો ખરડો Bill ( બિલ ) કહેવાય છે અને તે ખરડો સંપૂર્ણ રીતે છેવટનો મંજુર થાય ત્યારે તે Act ( એક્ટ=કાયદો ) કહેવાય છે.

સભા એક પછી એક લાગલાગટ ત્રણ બેઠકો (sessions)માં મંજુર કરે તે છતાં અમીરોની સભાં તે નામંજુર કરે તો એમ ત્રણ વાર થાય ત્યારે અમીરોની સભાની મંજુરી વગર તે રાજાની મંજુરી માટે રજુ થઈ શકે અને રાજાની મંજુરી મળેથી તે કાયદો પસાર થયેલો ગણાય. પણ, ખરડો પહેલી વાર રજુ થયા પછી સામાન્ય જનોની સભામાં તે ત્રીજી વાર મંજુર થાય તે બે વચ્ચે બે વર્ષનું અંતર જવું જોઇએ. (૩) દરેક પાર્લામેન્ટ વધારેમાં વધારે પાંચ વર્ષ પછી સમાપ્ત થવી જોઇએ.† અને ૧૯૧૧ નો આ કાયદો 'પાર્લામેન્ટ એક્ટ'ને નામે ઓળખાય છે, અને એ કાયદાથી શાસક પ્રજાવર્ગ (democracy)નું પ્રભુત્વ દૃઢ થયું છે. એ કાયદો અમીરોની સભામાં રજુ થયો ત્યારે અમીરોની મ્હોટી સંખ્યા તેની વિરુદ્ધ હતી અને તેની તરફ થોડા અમીરો હતા. દરેક પ્રકારે તે કાયદાની સામે થવાનો ઘણા અમીરોએ નિશ્ચય દર્શાવ્યો. સંખ્યાબંધ નવા અમીરો રાજા નિમે ત્યારે એ કાયદો ભલે અમીરોની સભા મંજુર કરે પણ તેમ થતાં સુધી એ કાયદો મંજુર થવા ન દેવો એવા વિચાર તેમણે પ્રકટ કર્યા. જોઇએ તેટલા નવા અમીરો નિમવા રાજાએ ખુશી દર્શાવી છે એમ મંત્રીઓએ જાહેર કર્યું. આખરે વિરુદ્ધ પક્ષમાંના વિચારવંત અમીરોની સલાહ પ્રમાણે તેમના મતના અમીરોએ નમતું મુક્યું અને નવા અમીરો નિમાયા વિના અમીરોની સભાએ એ નવો કાયદો મંજુર કર્યો. એ વિગ્રહ દરમ્યાન, અમીરોની સભાનું બંધારણ સુધારવું જોઇએ અને લોકમતને અનુસાર બનાવવું જોઇએ એવું એ વિરોધીઓ પણ કબુલ કરતા હતા.

અમીરોની સભા અને સામાન્ય જનોની સભા પોતપોતાની અંદરનો વ્યવહાર પણ સુવ્યસ્થિત રીતે ચલાવે છે. જે તરફ વધારે મત હોય તે ઠરાવ મંજુર થયેલો ગણાય છે. મત લેવાનું અને સભાનો કાર્યક્રમ ચલાવવાનું કામ અમીરોની સભામાં લોર્ડ ચેન્સલર કરે છે અને સામાન્ય જનોની સભામાં "સ્પીકર" કરે છે. એ તંત્ર મંત્રીઓના હાથમાં હોતો નથી. સભાના કાર્યક્રમની મુશ્કેલીઓ સામાન્ય જનોની સભામાં ઉત્પન્ન થાય છે અને નવી પાર્લામેન્ટ નિમાય તે જ વખતે આરંભમાં સામાન્ય જનોની સભા પાર્લામેન્ટની આખી મુદતને માટે "સ્પીકર" નિમે છે. "સ્પીકર" તે કોઈ પક્ષનો નેતા નથી હોતો. તે રાજ્યવ્યવસ્થાનો પ્રમુખ નથી હોતો. તેના નામનો અર્થ "વક્તા" છે પણ વાસ્તવિક રીતે તે "અવક્તા" છે. સભામાં ચાલતા વાદવિવાદમાં તેને કાંઈ ભાષણ કરવાનું હોતું નથી. અમલના વખતમાં સામાન્ય જનોની સભા તરફથી રાજા આગળ જઈ સભાની અરજ કહી બતાવવાનું કામ તેનું હતું તેથી તેનું એ નામ પડેલું છે. હવે તેનું કામ માત્ર સભાપતિનું છે. સભાના કાર્યક્રમ માટે થયેલા નિયમો અને સ્થપાયેલી રૂઢિઓ સાચવવી એ તેનું કામ છે. વાદવિવાદમાં કોના પછી કોણ બોલે એ તે નક્કી કરે છે. વિવાદને અંતે તે મત લઈ કયો ઠરાવ બહુ મતે મંજુર થયો તે નક્કી કરે છે. કોઈ સભાસદ અસભ્ય રીતે વર્તે છે તો તેને તે રોકે છે. કોઈ સભાસદ તેના શાસનની અવજ્ઞા કરે છે કે સભાના નિયમ વિરુદ્ધ વર્તે છે તો તેની સૂચના પરથી તે સભાસદને સભાની બેઠક પૂરી થતાં સુધી બહાર કઢાડવાનો સભા ઠરાવ કરે છે. "સ્પીકર" એકે પક્ષનો હોતો નથી, પણ, બન્ને પક્ષ તેનું શાસન કબુલ કરે છે. અને તેનું શાસન પળાવવામાં અને તેની પ્રતિષ્ઠા સાચવવામાં, સહાયભૂત થાય છે. મંત્રીઓ પણ તેના અધિકારને અનુસરે છે.

---

† આ પહેલાં સાત વર્ષનો અવધિ હતો.

તેના હુકમ પ્રમાણે બંદોબસ્ત રાખનાર સાર્જન્ટ-એટ-આર્મ્સ નામે અમલદાર હોય છે તે જરૂર પડે તો તોફાની સભાસદને પકડીને બહાર કહાડે છે. કોઈ બાબતમાં વાદવિવાદ બહુ લંબાય છે ત્યારે "ક્લોઝર" નિયમ બહુ મતે લાગુ કરવામાં આવે છે, અર્થાત્ વાદવિવાદ બંધ કરી એકદમ મત લેવામાં આવે છે. આવે પ્રકારે સામાન્ય જનોની સભા પોતાને સંયમમાં રાખે છે..

પાર્લામેન્ટ વડે ચાલતા રાજતંત્રમાં ઉદ્ભૂત થયેલી બે સંસ્થાઓ એ તંત્રની સફલતાના કારણરૂપ છેઃ (૧) પક્ષપદ્ધતિ (party system) અને (૨) મંત્રિમંડળ (cabinet). પક્ષાપક્ષીમાં સાધારણ રીતે ગેરવાજબીપણું હોય છે, પણ, પાર્લામેન્ટની પક્ષપદ્ધતિ જુદી જ જાતની છે અને તે વડે યોગ્યતા સ્થપાય છે. જ્યાં બહુ મતે કામ થવાનું હોય ત્યાં દરેક માણસનો જુદો મત હોય તો હજાર જણના હજાર મત થાય અને કાંઈ કામ થઈ શકે નહિં તથા કોઈ જાતની કાર્યપદ્ધતિ બંધાઈ શકે નહિં. આનો પ્રતિકાર પક્ષપદ્ધતિથી થાય છે. પાર્લામેન્ટમાં Liberal ( ઉદાર ) અને Conservative ( સંરક્ષક ) એવા બે મુખ્ય પક્ષ છે.§ ઉદાર પક્ષનો મુખ્ય ઉદ્દેશ પ્રજાનું પ્રભુત્વ વધારવાનો, હાનિકારક સંસ્થાઓનો ઉચ્છેદ કરવાનો, અને રાજતંત્રમાં કરકસર કરવાનો છે. સંરક્ષક પક્ષનો મુખ્ય ઉદ્દેશ એ છે કે અમીરો, ધર્માચાર્યો વગેરેની સત્તા છે તેવી જાળવવી, જુની સંસ્થાઓ ખરાબ નિવડે તોપણ તેમને એકદમ ઉખેડી નાખવી નહિં, અને, જરૂર હોય ત્યાં ખરચ સામું જોવું નહિં. આ માત્ર તેમના મૂળ ઉદ્દેશની સામાન્ય વ્યાખ્યા છે. વાસ્તવિક રીતે તો, બે વચ્ચે ભેદ એ હોય છે કે રાજ્યતંત્રના મુખ્ય વિષયો ઉપર દરેક પક્ષના ખાસ સિદ્ધાન્ત હોય છે અને પોતાના સિદ્ધાન્તનું અનુસરણ કરવાના હેતુથી દરેક પક્ષ પોતાની કાર્યપદ્ધતિ રચે છે. પાર્લામેન્ટનો દરેક સભાસદ આ બેમાંથી એક પક્ષમાં દાખલ થાય છે. સામાન્ય જનોની સભાના પ્રતિનિધિઓની "ચુંટણી" ( election ) વખતે મત આપનારાઓ આ બેમાંથી જે પક્ષ પોતાને ઇષ્ટ હોય તેના અનુયાયીને મત આપે છે. અને એ રીતે ચુંટણી થઈ રહ્યા પછી બેમાંથી જે પક્ષના અનુયાયીઓની સંખ્યા વધારે થઈ હોય તેના અગ્રેસરને બોલાવી રાજા તેને પ્રધાન મંત્રીને પદે નિમે છે અને પાર્લામેન્ટ નભે ત્યાં સુધી તે પક્ષ પોતાના અગ્રેસરો દ્વારા રાજ્ય કરે છે. અગ્રેસરો પોતાનો પક્ષ ટકાવી શકે માટે અનુયાયીઓ હમેશ તેમની તરફ મત આપે છે. જે પક્ષનો અમલ હોય તે પક્ષના અનુયાયીઓ પોતાના પક્ષના અગ્રેસરોનો દરેક કામમાં બહુ મતે વિજય કરાવે છે અને તેથી તે અગ્રેસરો રાજ્ય ચલાવી શકે છે. કોઈ અનુયાયીને કોઈ કામની અમુક બાબત નાપસંદ હોય તોપણ પોતાનો પક્ષ નભે તે હેતુથી તે પોતાના અગ્રેસરોના મત પ્રમાણે મત આપે છે; જે કામમાં

§ પ્રથમ એ બે પક્ષ Whig અને Toryના નામથી ઓળખાતા. આયર્લાંડને જુદી પાર્લામેન્ટ કરી આપવાની "લિબરલ" પક્ષની દરખાસ્તથી કેટલાક એ પક્ષના અનુયાયીઓ જુદા પડી સામા પક્ષમાં ભળ્યા છે તેથી સામો પક્ષ "કોનઝરવેટિવ" ને બદલે Unionist (એકસંસ્થાવાદી) કહેવાય છે. મજુર વર્ગના પ્રતિનિધિનો નાનો વર્ગ Labourite કહેવાય છે. તે વર્ગ અને આયર્લાંડને જુદી પાર્લામેન્ટ આપવાની હિમાયત કરનાર આયર્લાંડના પ્રતિનિધિઓનો Home Rule વર્ગ હાલ "લિબરલ" વર્ગમાં ઉપવર્ગ તરીકે ભળેલા છે.

અગ્રેસરોનો આગ્રહ નથી હોતો ત્યાં તેઓ જાહેર કરે છે કે અનુયાયીઓને પોતપોતાની ઇચ્છા પ્રમાણે મત આપવાની છુટ છે. જ્યારે કોઈ વિષયમાં કોઈ અનુયાયીને પોતાના અગ્રેસરની તરફ મત આપવો એ અયોગ્ય અને અન્યાય્ય લાગે ત્યારે જ તે અગ્રેસરોની ઇચ્છા વિરુદ્ધ મત આપે છે; પણ, એવે પ્રસગે તે ઘણુંખરૂં પોતાના પક્ષથી જુદો પડે છે. આમ બને છે ત્યારે તેણે પોતાના સભાસદપણાનું પણ રાજીનામું આપવું એ વાજબી ગણાય છે. રાજીનામું આપવાને તે કાયદાથી બંધાયેલો હોતો નથી, પણ, પોતે અમુક પક્ષમાં ભળશે એમ ધારી પોતાને ચુંટી કહાડનાર વર્ગ તરફ ન્યાયવૃત્તિ ખાતર તેણે રાજીનામું આપવું એ દુરસ્ત મનાય છે. આ પ્રમાણે, દરેક પક્ષના અનુયાયીઓ સ્વચ્છંદી થઈ વર્તતા નથી પણ નાની બાબતોના મતાંતરની દરગુજર કરી એકત્ર રહે છે, અને અગ્રેસરોની ઇચ્છાને આધીન થાય છે, તેથી જ તેમનો પક્ષ રાજ્ય કરી શકે છે અથવા રાજ્ય કરનાર પક્ષ સામે ટક્કર લઈ શકે છે. પક્ષ-પદ્ધતિનું આવું શાસન ન હોય અને દરેક સભાસદ પોતપોતાની જુદી મતિ પ્રમાણે વર્તવા જાય તો કોઈ પણ સિદ્ધાન્ત કે કાર્યપદ્ધતિ ફલીભૂત થઈ શકે નાહિ. રાજ્ય કરનાર પક્ષ પોતાની અધિક સંખ્યાના બળનો દુરુપયોગ કરે નાહિં તે માટે સામો પક્ષ હમેશ તેમના કાર્યોની ટીકા અને પરીક્ષા ચાલુ રાખે છે અને તેમની પાસે વખતોવખત ખુલાસા અને જવાબ માગે છે. પક્ષોનું સંખ્યાબળ વખતોવખતની પાર્લામેન્ટમાં લોકમત પ્રમાણે બદલાય છે, જે પક્ષ એક પાર્લામેન્ટમાં રાજ્યાધિકારી હોય તે બીજી પાર્લામેન્ટમાં રાજ્યાધિકારભ્રષ્ટ થાય છે, અને ભ્રષ્ટ થયેલો પક્ષ વળી પાછો અધિકાર પ્રાપ્ત કરે છે. એમ સ્થિત્યન્તર થયાં કરે છે, અને, અધિકાર ભોગવનાર પક્ષનાં કાર્યો તરફ લોકમતની દૃષ્ટિથી એ ફેરફાર થયાં કરે છે. અધિકારભ્રષ્ટ પક્ષવાળા પોતાના સિદ્ધાન્તનું મહત્ત્વ કદી ઓછું કરતા નથી અને પોતાને અધિકાર પ્રાપ્ત થશે ત્યારે પોતે કેવી રીતે રાજતંત્ર ચલાવશે તેનું દિગ્દર્શન હમેશ પ્રકટ કરતા રહે છે. આ કારણથી પાર્લામેન્ટ મારફતના રાજતંત્રમાં બન્ને પક્ષ આવશ્યક થઈ પડે છે. અધિકારયુક્ત પક્ષ His Majesty's Government (રાજાનું રાજકાર્ય ચલાવનાર) કહેવાય છે તેમ અધિકાર-ભ્રષ્ટ પક્ષ His Majesty's Opposition (રાજાનું વિરોધકાર્ય ચલાવનાર) કહેવાય છે. એક જ પક્ષ હોય કે 'કપાળે કપાળે જુદી મતિ' હોય તો લોકમત પ્રમાણે રાજ ચાલી શકે નાહિં, અધિકારીઓ ઉપર કાબુ રહે નાહિં અને લોકમતને અનુસરતી યોજના મંજુર થઈ શકે નહિં.

અમીરોની સભામાં પણ આ બે પક્ષ પ્રમાણે વિભાગ હોય છે, પરંતુ અમીરો નવી પાર્લામેન્ટે બદલાતા નથી. અમીરોની સભામાં સંરક્ષક પક્ષની સંખ્યા ઘણી વધારે છે, પણ, સામાન્ય જનોની સભામાં જે પક્ષની સંખ્યા વધારે હોય તેના હાથમાં રાજતંત્ર સોંપાય છે.

સામાન્ય જનોની સભામાંના પ્રબળ પક્ષના અગ્રેસરને રાજા પ્રધાન મંત્રી (Premier અથવા Prime Minister) નિમે છે.* તે પછી તેની સલાહ પ્રમાણે તેના પક્ષના મુખ્ય માણસોને રાજા જુદા જુદા ખાતાના મંત્રીને પદે નિમે છે. આ રીતે નિમાયેલું મંત્રિમંડળ તે (Cabinet) કહેવાય છે. એ "કેબિનેટ" તે કોઈ જાતની "કમીટી" નથી. તેમાં

* આ પ્રધાન મંત્રી અમીરોની કે સામાન્ય જનોની એમાંથી એક સભાનો સભાસદ હોય. પણ સામાન્ય જનોની સભામાં જે પક્ષની સંખ્યા વધારે હોય તે પક્ષનો તે અગ્રેસર હોવો જોઇએ.

બહુ મતે કામ થતું નથી. દરેક ખાતાનો મંત્રી પોતાના ખાતાનો તંત્ર ચલાવે છે અને અગત્યની બાબતો સમસ્ત મંત્રિમંડળ આગળ રજુ કરે છે. પ્રધાન મંત્રીનું નાયકત્વ સ્વીકારી સર્વ મંત્રીઓ વર્તે છે, અને પાર્લામેન્ટ આગળ તેમ જ પ્રજા આગળ સર્વ મંત્રીઓ એક સરખા મતવાળા અને એક સરખા વર્તનવાળા પ્રકટ થાય છે. જેનો મત જુદો પડે તે પોતાની મેળે મંત્રિપદ મુકી દે છે. "કેબિનેટ"ની બેઠક ખાનગી થાય છે, તેની નોંધ રહેતી નથી અને અનુયાયીઓને કે પાર્લામેન્ટને એ બેઠકમાં થયેલા સંકલ્પની ખબર આપવામાં આવતી નથી. એ મંત્રિમંડળ સમસ્ત રાજ્યવ્યવસ્થા ચલાવે છે અને પોતાને જોઈતા કાયદા અને નાણાંની મંજુરી પાર્લામેન્ટ પાસે પોતાના અનુયાયીઓની અધિક સખ્યાના બળે મેળવે છે.

કોઈ મંત્રીઓ અમીરોની સભાના સભાસદો અને અને કોઈ સામાન્ય જનોની સભાના સભાસદ હોય છે. ઘણું ખરૂં મંત્રીના હાથ નીચે ઉપમંત્રી હોય છે, અને, મંત્રી એક સભાનો સભાસદ હોય તો ઉપમંત્રી બીજી સભાનો સભાસદ હોય એમ ગોઠવણ થાય છે.§ પાર્લામેન્ટના સભાસદને રાજાએ મંત્રી નિમવો કે જે પક્ષનું બળ વધારે હોય તેના અગ્રેસરને મંત્રી નિમવો એવો લેખી કાયદો નથી. પરંતુ, રાજા એથી ઉલટી રીતે મંત્રી નિમે તો પાર્લામેન્ટની મદદ રાજ્ય ચલાવવામાં મળે નહિં. રાજાના અમલદારો પાર્લામેન્ટના સભાસદ હોવાથી રાજાની શેહ પડે નહિં તે માટે એવો નિયમ છે કે સામાન્ય જનોની સભાનો સભાસદ મંત્રી નિમાય એટલે તેનું સભાસદપણું રદ થાય અને મત આપનારાઓ તેને ફરીથી ચુંટી કહાડે તો તે એ સભાના સભાસદ તરીકે કાયમ રહી શકે.

પાર્લામેન્ટના જોરથી પસંદ થયેલા મંત્રીઓ રાજાને નામે રાજ ચલાવે છે, પણ રાજતંત્રની વિગતમાં પાર્લામેન્ટ વચ્ચે પડી શકતી નથી. પાર્લામેન્ટ તેમની પાસે હકીકત માગી શકે છે અને તેમનો તંત્ર પસંદ ન પડે ત્યારે પાર્લામેન્ટ તેમને મદદ કરવી બંધ કરે છે. કોઈ હકીકત પ્રકટ કરવાની ના કહેવાની અને ગુપ્ત રાખવાની તેમને છુટ છે. મંત્રીઓ પાર્લામેન્ટના પ્રતિનિધિઓના અને લોકના મતનો અમલ કરે છે માટે રાજા મંત્રીઓની સલાહ પ્રમાણે જ વર્તે છે, મંત્રીઓ કહે છે તેવા જ હુકમ કરે છે. આ કારણથી બ્રિટિશ રાજતંત્રની વ્યવસ્થામાં એવો સિદ્ધાન્ત સ્થપાયો છે કે રાજતંત્રમાં ખોટા કામ માટે રાજા જવાબદાર નથી (The King can do no wrong), પણ, તે માટે મંત્રીઓ જવાબદાર છે. રાજતંત્રમાં રાજાની પદવી ઘણી પૂજ્ય ગણાય છે. રાજા વિના બ્રિટિશ રાજતંત્ર ચાલી શકે તેમ નથી. પ્રજાની ઇચ્છાનુસાર મંત્રીઓ નિમવાનું અને તેમની મારફત પાર્લામેન્ટ વડે રાજ્ય કરવાનું કામ રાજાથી જ થઈ શકે તેમ છે. મહારાણી વિક્ટોરિયા, શહાનશાહ સાતમા એડવર્ડ અને શહાનશાહ પાંચમા જ્યોર્જની ઉમદા રાજનીતિથી રાજત્વનું મહત્ત્વ વિશેષ રીતે સિદ્ધ થયું છે.

સામાન્ય જનોની સભાના સભાસદને પ્રતિનિધિરૂપે ચુંટી કહાડવાનો હક શહેરો અને પરગણાંઓના વતનીઓને હોય છે. જેની પાસે અમુક મિલકત હોય છે, અથવા જે અમુક કરની

---

§ આ મંત્રીઓ અને ઉપમંત્રીઓ દરેક પાર્લામેન્ટ વખતે બદલાવાનો સંભવ રહે છે માટે દરેક ખાતામાં કાયમના ઉપમંત્રીઓ હોય છે અને તે પાર્લામેન્ટના સભાસદ હોતા નથી. તેઓ ખાતાની વિગતની વાકેફગારી મંત્રિમંડળને આપે છે.

રકમ ભરે છે તે ચુંટણીમાં મત આપી શકે છે. આ રીતે મત આપવાનો હક ધરાવનારનાં મંડળ ચુંટણી માટે ઘડવામાં આવેલાં હોય છે. એ સભા માટે ઈંગ્લાંડ તરફથી ૪૯૫ પ્રતિનિધિઓ નિમાય છે, વેલ્સ તરફથી ૩૦ નિમાય છે, સ્કોટલાંડ તરફથી ૭૨ નિમાય છે, અને આયર્લાંડ તરફથી ૧૦૩ નિમાય છે. આ રીતે પ્રતિનિધિઓની કુલ સંખ્યા ૬૭૦ ની છે, પરંતુ, સભામાં માત્ર ૩૫૦ ને બેસવાની સગવડ છે. બધી સંખ્યા હમેશ હાજર હોતી નથી અને ૪૦ હાજર હોય તો કામ ચાલે છે. ઘણી સંખ્યા હાજર હોય તો કેટલાક સંકડાઈને બેસે છે કે ઉભા રહે છે. આમ સમાસની અગવડ છે, પણ, સભાગૃહ§ નાનું હોવાથી ભાષણો સર્વ સાંભળી શકે છે. સભા ચાલતાં દરમ્યાન કેટલાક સભાસદો પાર્લામેન્ટની પુસ્તકશાળામાં, રવેશમાં કે અગાસીમાં બેસે છે અને ફરે છે અને મત આપવાને વખતે ઘંટડી વાગે છે ત્યારે સભાગૃહમાં આવે છે. અધિક સંખ્યાની ખાસ જરૂર હોય ત્યારે દરેક પક્ષના Whips (=પ્રોત્સાહકો) સભાસદોને લઈ આવી હાજર રાખે છે. કયી તરફ વધારે મત છે એ વિશે સભાપતિનો અભિપ્રાય સભાસદોને સંતોષકારક ન લાગે તો "હા" અને "ના" કહેનારાને જુદા જુદા ઓરડામાં લઈ જઈ તેમની ચોકસ સંખ્યા ગણવામાં આવે છે. સભાનું કામ સાંજે ચાર વાગે શરૂ થાય છે અને રાતના અગીઆર પછી જરૂરનાં કામ લેવાતાં નથી.

અમીરોની સભામાં હાલ આશરે ૬૨૦ સભાસદો છે. દર સાલ થોડા નવા અમીરો નિમાય છે તેથી સંખ્યામાં વધારો થતો જાય છે. ઈંગ્લાંડના અમીરો વંશપરંપરા અમીરોની સભાના સભાસદ હોય છે. સ્કોટલાંડના અમીરો સોળ પ્રતિનિધિઓને અમીરોની સભા માટે પસંદ કરી નિમે છે. તે પ્રતિનિધિઓ દર પાર્લામેન્ટે બદલાય છે. આયર્લાંડના અમીરો અઠ્ઠાવીસ પ્રતિનિધિઓનું પસંદ કરીને નિમે છે અને તેઓ નિમાયા પછી જીવતાં સુધી કાયમ રહે છે. ઈંગ્લાંડમાં છવીસ ધર્માચાર્યો અમીરોની સભાના સભાસદ હોય છે. અમીરોની સભાની બેઠક બહુ લાંબા વખત સુધી ચાલતી નથી.

નવી પાર્લામેન્ટ ભરાય છે ત્યારે રાજા અને રાણી અમીરોની સભામાં આવીને બિરાજે છે. અમીરોની બાનુઓ પણ આવીને બેસે છે. સામાન્ય જનોની સભાના સભાસદો પોતાના સભાગૃહમાં વફાદારીની પ્રતિજ્ઞા લઈ રહે છે પછી અમીરોની સભા તરફથી Keeper of the *Black Road* (શ્યામદંડધારી) નામે અમલદાર સંદેશો લઈને આવે છે કે રાજા પોતાના વફાદાર સામાન્ય જનોને બોલાવે છે. સામાન્ય જનો સભાપતિને અગ્રેસર કરી અમીરોની સભાની બેઠેલી મંડળી આગળ જઈ ઉઘાડે માથે માનપૂર્વક ઉભા રહે છે. રાજા તેમને રાજકાર્યનો સંદેશો (Message) વાંચી સંભળાવે છે અને તે સાંભળીને ઉત્તર (Address) વિશે વિચાર કરવા સામાન્ય જનો પોતાના સભાગૃહમાં પાછા જાય છે. દરેક પક્ષ આ ઉત્તરમાં રાજ્યતંત્ર વિશે પોતાના અભિપ્રાય દાખલ કરવા પ્રયત્ન કરે છે. અહીંથી પાર્લામેન્ટનું કાર્ય શરૂ થાય છે. જુદી જુદી બાબતો માટે જુદી જુદી 'કમીટી' ઓ નિમાય છે અને તેમના 'રીપોર્ટ' પાર્લામેન્ટમાં રજુ થાય છે. કેટલાક માસ કાર્યક્રમ ચાલ્યા પછી રાજા પાર્લામેન્ટનું કામ બંધ

---

§ પાર્લામેન્ટનું સભાગૃહ "વેસ્ટમિન્સ્ટર" નામે મહેલમાં છે. ઉત્તર તરફ સામાન્ય જનોની સભાનો ખંડ છે, દક્ષિણ તરફ અમીરોની સભાનો ખંડ છે.

(prorogue) કરે છે: તે પછી પાર્લામેન્ટ ફરીથી 'ઉઘડે' છે ત્યારે આજ વિધિ થાય રાજા ન આવી શકે ત્યારે લોર્ડ ચેન્સલર તેમના તરફથી સંદેશો વાંચે છે.

આ માત્ર બ્રિટિશ પાર્લામેન્ટની વ્યવસ્થાનું રેખાદર્શન છે. એથી એ મંડળના ભવ્ય પ્રતાપનો કાંઇક ખ્યાલ આવશે. એ પ્રતાપ પાર્લામેન્ટને એક જમાનામાં કે એક સૈકામાં પ્રાપ્ત થયો નથી. કેટલાક સૈકા સુધી બ્રિટિશ પાર્લામેન્ટે સ્વતંત્રતા માટે પ્રયાસ કર્યો છે ત્યારે આજે તેની આવી ઉચ્ચ પ્રતિષ્ઠા સ્થપાઈ છે, પાર્લામેન્ટના હક (privilege) અને રાજાના અધિકાર (prerogative)નું સમાધાન થઈ પ્રજામતનું પ્રભુત્વ દૃઢ થયું છે, અરજ કરનાર મંડળી તે કાયદા કરનાર સભા બની છે. દુનિયાના રાજતંત્રોમાં બ્રિટિશ પાર્લામેન્ટની વ્યવસ્થા અનુપમ છે. તેનાં ઘણાં અનુકરણ થયાં છે. યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, બેલજીઅમ, હોલાંડ, જાપાન, વગેરે દેશોમાં બ્રિટિશ પાર્લામેન્ટને ધોરણે બે સભાઓ (chambers) વાળી વ્યવસ્થા થઈ છે, પક્ષપદ્ધતિ થઈ છે અને મંત્રિમંડળની રચના થઈ છે. એ સર્વમાં બ્રિટિશ પાર્લામેન્ટનું અનુપ્રાણન કારણભૂત છે. પરંતુ, એમાંથી કોઇમાં બ્રિટિશ પાર્લામેન્ટ સરખું વિવિધ બળોનું સમતોલન સિદ્ધ થયું નથી. કોઈ ઘટનામાં બહુ સખત નિયમોથી જડતા થઈ છે અને વખતોવખત ઘટતા ફેરફાર થઈ શકતા નથી. કોઈ ઘટનામાં દૃઢતાની ખામીને લીધે ચંચલતા વ્યાપી ગઈ છે અને કાર્યપદ્ધતિમાં એકધારી સફલતા આવતી નથી. કોઇમાં રાજ્યતંત્ર શિથિલ થઈ ગયો છે, કોઇમાં રાજ્યતંત્ર કઠોર થઈ ગયો છે. કોઇમાં રાજા (કે પ્રમુખ) અને પ્રજા વચ્ચે અન્તર પડી ગયું છે. કોઇમાં પ્રતિનિધિઓ અને મંત્રીઓ વચ્ચે અન્તર પડી ગયું છે. કોઇમાં રાજા (કે પ્રમુખ) અને મંત્રીઓ વચ્ચે અન્તર પડી ગયું છે. જે સ્વતંત્રતા, જે ડહાપણ, જે આત્મસંયમ, જે મર્યાદારક્ષણ, જે સુરાજ્યવૃત્તિનો યોગ બ્રિટિશ પાર્લામેન્ટને વિજયવંત કરે છે તે માનવ ઇતિહાસમાં અદ્વિતીય છે. બ્રિટિશ પાર્લામેન્ટનો યશ દિનપ્રતિદિન વધારે ને વધારે ઉલ્લાસ પામે, એ યશનો સાગર વધારે ને વધારે ઉભરાય, એ આકાંક્ષા કોને નહિં થાય ?

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

રકમ ભરે છે તે ચુંટણીમાં મત આપી શકે છે. આ રીતે મત આપવાનો હક ધરાવનારનાં મંડળ ચુંટણી માટે ઘડવામાં આવેલાં હોય છે. એ સભા માટે ઈંગ્લાંડ તરફથી ૪૬૫ પ્રતિનિધિઓ નિમાય છે, વેલ્સ તરફથી ૩૦ નિમાય છે, સ્કોટલાંડ તરફથી ૭૨ નિમાય છે, અને આર્યલાંડ તરફથી ૧૦૩ નિમાય છે. આ રીતે પ્રતિનિધિઓની કુલ સંખ્યા ૬૭૦ ની છે, પરતુ, સભામાં માત્ર ૩૫૦ ને બેસવાની સગવડ છે. બધી સંખ્યા હમેશ હાજર હોતી નથી અને ૪૦ હાજર હોય તો કામ ચાલે છે. ઘણી સંખ્યા હાજર હોય તો કેટલાક સંકડાઇને બેસે છે કે ઉભા રહે છે. આમ સમાસની અગવડ છે, પણ, સભાગૃહ§ નાનું હોવાથી ભાષણો સર્વે સાંભળી શકે છે. સભા ચાલતાં દરમ્યાન કેટલાક સભાસદો પાર્લામેન્ટની પુસ્તકશાળામાં, રવેશમાં કે અગાશીમાં બેસે છે અને ફરે છે અને મત આપવાને વખતે ઘંટડી વાગે છે ત્યારે સભાગૃહમાં આવે છે. અધિક સંખ્યાની ખાસ જરૂર હોય ત્યારે દરેક પક્ષના Whips (=પ્રોત્સાહકો) સભાસદોને લઈ આવી હાજર રાખે છે. કયી તરફ વધારે મત છે એ વિશે સભાપતિનો અભિપ્રાય સભાસદોને સંતોષકારક ન લાગે તો "હા" અને "ના" કહેનારાને જુદા જુદા ઓરડામાં લઈ જઈ તેમની ચોકસ સંખ્યા ગણવામાં આવે છે. સભાનું કામ સાંજે ચાર વાગે શરૂ થાય છે અને રાતના અગીઆર પછી જરૂરનાં કામ લેવાતાં નથી.

અમીરોની સભામાં હાલ આશરે ૬૨૦ સભાસદો છે. દર સાલ થોડા નવા અમીરો નિમાય છે તેથી સંખ્યામાં વધારો થતો જાય છે. ઈંગ્લાંડના અમીરો વંશપરંપરા અમીરોની સભાના સભાસદ હોય છે. સ્કોટલાંડના અમીરો સોળ પ્રતિનિધિઓને અમીરોની સભા માટે પસંદ કરી નિમે છે. તે પ્રતિનિધિઓ દર પાર્લામેન્ટે બદલાય છે. આયર્લાંડના અમીરો અઠ્ઠાવીસ પ્રતિનિધિઓને પસંદ કરીને નિમે છે અને તેઓ નિમાયા પછી જીવતાં સુધી કાયમ રહે છે. ઈંગ્લાંડના છવીસ ધર્માચાર્યો અમીરોની સભાના સભાસદ હોય છે. અમીરોની સભાની બેઠક બહુ લાંબા વખત સુધી ચાલતી નથી.

નવી પાર્લામેન્ટ ભરાય છે ત્યારે રાજા અને રાણી અમીરોની સભામાં આવીને બિરાજે છે. અમીરોની બાનુઓ પણ આવીને બેસે છે. સામાન્ય જનોની સભાના સભાસદો પોતાના સભાગૃહમાં વફાદારીની પ્રતિજ્ઞા લઈ રહે છે પછી અમીરોની સભા તરફથી Keeper of the Black Road (શ્યામદંડધારી) નામે અમલદાર સંદેશો લઈને આવે છે કે રાજા પોતાના વફાદાર સામાન્ય જનોને બોલાવે છે. સામાન્ય જનો સભાપતિને અગ્રેસર કરી અમીરોની સભાની બેઠેલી મંડળી આગળ જઈ ઉઘાડે માથે માનપૂર્વક ઉભા રહે છે. રાજા તેમને રાજકાર્યોનો સંદેશો (Message) વાંચી સંભળાવે છે અને તે સાંભળીને ઉત્તર (Address) વિશે વિચાર કરવા સામાન્ય જનો પોતાના સભાગૃહમાં પાછા જાય છે. દરેક પક્ષ આ ઉત્તરમાં રાજ્યતંત્ર વિશે પોતાના અભિપ્રાય દાખલ કરવા પ્રયત્ન કરે છે. અહીંથી પાર્લામેન્ટનું કાર્ય શરૂ થાય છે. જુદી જુદી બાબતો માટે જુદી જુદી 'કમીટી' ઓ નિમાય છે અને તેમના 'રીપોર્ટ' પાર્લામેન્ટમાં રજુ થાય છે. કેટલાક માસ કાર્યક્રમ ચાલ્યા પછી રાજા પાર્લામેન્ટનું કામ બંધ

---

§ પાર્લામેન્ટનું સભાગૃહ "વેસ્ટમિન્સ્ટર" નામે મહેલમાં છે. ઉત્તર તરફ સામાન્ય જનોની સભાનો ખંડ છે, દક્ષિણ તરફ અમીરોની સભાનો ખંડ છે.

(prorogue) કરે છે. તે પછી પાર્લામેન્ટ ફરીથી 'ઉઘડે' છે ત્યારે આજ વિધિ થાય રાજા ન આવી શકે ત્યારે લોર્ડ ચેન્સલર તેમના તરફથી સંદેશો વાંચે છે.

આ માત્ર બ્રિટિશ પાર્લામેન્ટની વ્યવસ્થાનું રેખાદર્શન છે. એથી એ મંડળના ભવ્ય પ્રતાપનો કાંઈક ખ્યાલ આવશે. એ પ્રતાપ પાર્લામેન્ટને એક જમાનામાં કે એક સૈકામાં પ્રાપ્ત થયો નથી. કેટલાક સૈકા સુધી બ્રિટિશ પાર્લામેન્ટે સ્વતંત્રતા માટે પ્રયાસ કર્યો છે ત્યારે આજે તેની આવી ઉચ્ચ પ્રતિષ્ઠા સ્થપાઈ છે, પાર્લામેન્ટના હક (privilege) અને રાજાના અધિકાર (prerogative)નું સમાધાન થઈ પ્રજામતનું પ્રભુત્વ દૃઢ થયું છે, અરજ કરનાર મંડળી તે કાયદા કરનાર સભા બની છે. દુનિયાના રાજતંત્રોમાં બ્રિટિશ પાર્લામેન્ટની વ્યવસ્થા અનુપમ છે. તેનાં ઘણાં અનુકરણ થયાં છે. યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, બેલજીઅમ, હોલાંડ, જાપાન, વગેરે દેશોમાં બ્રિટિશ પાર્લામેન્ટને ધોરણે બે સભાઓ (chambers) વાળી વ્યવસ્થા થઈ છે, પક્ષપદ્ધતિ થઈ છે અને મંત્રિમંડળની રચના થઈ છે. એ સર્વમાં બ્રિટિશ પાર્લામેન્ટનું અનુપ્રાણન કારણભૂત છે. પરંતુ, એમાંથી કોઈમાં બ્રિટિશ પાર્લામેન્ટ સરખું વિવિધ બળોનું સમતોલન સિદ્ધ થયું નથી. કોઈ ઘટનામાં બહુ સખત નિયમોથી જડતા થઈ છે અને વખતોવખત ઘટતા ફેરફાર થઈ શકતા નથી. કોઈ ઘટનામાં દૃઢતાની ખામીને લીધે ચંચલતા વ્યાપી ગઈ છે અને કાર્યપદ્ધતિમાં એકધારી સફલતા આવતી નથી. કોઈમાં રાજ્યતંત્ર શિથિલ થઈ ગયો છે, કોઈમાં રાજ્યતંત્ર કઠોર થઈ ગયો છે. કોઈમાં રાજા (કે પ્રમુખ) અને પ્રજા વચ્ચે અન્તર પડી ગયું છે. કોઈમાં પ્રતિનિધિઓ અને મંત્રીઓ વચ્ચે અન્તર પડી ગયું છે. કોઈમાં રાજા (કે પ્રમુખ) અને મંત્રીઓ વચ્ચે અન્તર પડી ગયું છે. જે સ્વતંત્રતા, જે ડહાપણ, જે આત્મસંયમ, જે મર્યાદારક્ષણ, જે સુરાજ્યવૃત્તિનો યોગ બ્રિટિશ પાર્લામેન્ટને વિજયવંત કરે છે તે માનવ ઇતિહાસમાં અદ્વિતીય છે. બ્રિટિશ પાર્લામેન્ટનો યશ દિનપ્રતિદિન વધારે ને વધારે ઉલ્લાસ પામે, એ યશનો સાગર વધારે ને વધારે ઉભરાય, એ આકાંક્ષા કોને નહિ થાય?

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

---

# સ્થાનિક સ્વરાજ્ય.

આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્યની ભાવનાનાં બીજ કેવા પ્રકારનાં હતાં, અને બ્રીટીશ રાજ્યના સંબંધ પછી તેમાં કઈ દિશાએ વિકાસ થવાની જરૂર છે તે સંબંધમાં યથામતિ પ્રકાશ પાડવા આ લઘુ લેખનો આરંભ છે.

પ્રાચીન હિંદુસ્થાનમાં ગ્રામસંસ્થાનો ઉદય આર્યોના વિજય પછી થયો હતો, અને તે સંસ્થાનું જીવનબળ એટલું બધું છે કે, સર ચાર્લ્સ મેટકાફના શબ્દોમાં કહીએ તો હિંદુસ્થાનની પ્રાચીન સઘળી સ્થિતિઓ બદલાઈ ગઈ છે તો પણ ગ્રામસંસ્થા અવિચ્છિન્નપણે ચાલ્યાં જાય છે. ઘણી રાજ્યક્રાન્તિઓ થઈ—હિંદુ રાજ્યનો નાશ થયો, પઠાણ રાજ્ય સ્થપાયું; તે રાજ્ય ગયું, મોગલ રાજ્યની સ્થાપના થઈ; તે રાજ્ય વિલય પામ્યું અને મરાઠાની સત્તા જામી; તેનો અભિભવ થયો અને બ્રીટીશ રાજ્યની છત્રછાયા નીચે સમગ્ર દેશ હાલ છે, અને પોતાનો ઉદયક્રમ સિદ્ધ કરતો જાય છે—આ સર્વ પરિવર્તનો અથવા ફેરફારોમાં ગ્રામસંસ્થામાં બળવાન ફેર થયો નથી.

સંકટના સમયમાં ગામલોક એકત્ર થાય છે; રાજ્યક્રાન્તિના અથવા બળવાના સંજોગોમાં ગામના લોક પોતાનાં ઢોરને વાડામાં પૂરી શત્રુને શાન્તિથી પ્રસાર થઈ જવા દીધાના દાખલા છે. પ્રસંગે ગામ ઉપર શત્રુનો અથવા લુટારાનો દરોડો પડે તો પાસેનાં ગામોમાં લોક જતા રહે છે, અને હાવાદળ વિખરી ગયા પછી પુનઃ પોતાના ગામતળમાં મધમાખીની પેઠે આવી વસે છે. શાંતિનો સમય આવે ત્યારે તેના તે જ ગામતળમાં તેના તે જ ગભાણ ઉપર મૂળ પુરુષના વંશજો આવી વસે છે; તેની તે જ જમીન પારકા કબજામાં ગઈ હોય તો મોં માગ્યા પૈસા આપી પાછી મેળવે છે, અથવા શાહુકારના દાસ થઈ તે જ જમીન ખેડે છે. દુકાળના પ્રસંગો વીત્યા પછી રવડતાં રહેલા માણસો પુનઃ તે જ ગામે આવી વસે છે, ત્યાં જ પોતાના સુખ દુઃખના દહાડા વીતાવે છે. આ સ્થાનિક પ્રીતિ અને યૂથમાં રહેવાનો સ્વભાવ હિંદુસ્થાનની વિશાળ ભૂમિને ઉત્તમ સાહસ વડે ખેડાતા વેપારધંધાથી ધનવાન બનાવી શક્યો નથી, તો પણ શાંતિથી પ્રાપ્ત કરેલી ઓછી સંપત્તિએ તે ભૂમિના વસનારાને સુખનું ભાન કરાવી શક્યો છે.

દરેક ગામ નાના મોટા પ્રમાણમાં સંપૂર્ણ રાજ્ય હોય એમ પોતાનો વ્યવહાર ચલાવે છે. પોતાની સઘળી જરૂરીઆતો પૂરી પાડે તેવા ધંધાધારીને તે સંસ્થામાં સ્થાન હોય છે. કંઈ નહિ તો એક સુથાર, એક લવાર, એક કુંભાર, એક ચમાર અથવા મોચી, એક શાહુકાર, એક પુરોહિત અથવા કાજી, એક પગી—એ પ્રમાણે ઉપયોગી કુટુંબો ગ્રામસંસ્થામાં હોય છે અને પરસ્પરને મદદ કરી નિભાવ કરે છે. અને ઘણા ખરાને ગામમાં જમીનનાં પસાયતાં અસલથી ચાલતાં આવેલાં હોય છે કે તેઓને તે ગામમાં જ રહેવાનો મોહ થાય. સામાન્ય તકરારો, તંટાફિસાદ, ગૃહસંસારના કજીઆ અને ત્યાં સુધી ગામ બહાર નિકાલ થવા સારુ જતા નથી. રૈયતવારી ગામોમાં જ્યાં વ્યક્તિનું પ્રધાનપણું છે ત્યાં પણ મુખીની પ્રતિષ્ઠા હોય તો તકરાર બહાર જવા પામતી નથી. જ્યાં ગામનું બંધારણ મજીઆરું—એટલે ભાગદારી,

નરવાદારી, તાલુકદારી જેવું હોય છે, ત્યાં ગામના માલીક મતાદાર અથવા લંબરદારના કુટુંબોની પંચાયતથી આવી તકરારોનો નિવેડો આવે છે. હાલના જમાનામાં ગામ લોકોની આંતર વ્યવસ્થા શિથિલ થઈ છે, અને નવા કેળવાયેલા ખેડુતના છોકરાઓ આ પરાપૂર્વનાં રૂઢ બંધનો ઇષ્ટ ગણતા નથી; તો પણ ગ્રામસંસ્થાનું મૂળ સ્વરૂપ હજુ ઓળખી શકાય તેમ રહ્યું છે.

આ પ્રમાણે જો કે હિંદુસ્થાનમાં ઘણા પ્રાચીનકાળથી ગ્રામસંસ્થામાં સ્થાનિક સ્વરાજ્યનાં બીજ રહેલાં છે, તો પણ યુરોપની પેઠે પ્રતિનિધિ દ્વારા સ્થાનિક વહીવટ ચલાવવાની સંસ્થા હિંદુ અથવા મુસલમાની રાજ્યમાં વિકાસ પામી શકી નથી. પ્રાચીન હિંદુસ્થાનનાં રાજ્યતંત્રની મર્યાદામાં પૌર ( Urban ) અને જાનપદ ( Rural ) વિભાગો પડતા હતા, અને તે વિભાગોની રક્ષણપદ્ધતિ કંઇક જૂદા પ્રકારની હતી. કરનો બોજો જાનપદ ઉપર પડતો હતો, અને નગરવાસીઓ ( પૌર અથવા નાગરિક ) કર વિનાના રહેતા હતા. જનપદનાં ગામોની સુધરાઇનો આધાર માત્ર ગ્રામસંસ્થા ઉપર જ રહેતો; અને ગામની વજેમાંથી અથવા ખળામાંથી દાણા અથવા અનાજ આપી ભંગીઓ પાસે કામ લેવામાં આવતું. આ પ્રચાર હાલ પણ ઘણાં ગામોમાં ચાલુ જ છે.

નગરમાં અથવા મોટા કસ્બામાં શહેરસુધરાઈના ખાસ નિયમો હતા એમ કૌટિલ્ય-અર્થશાસ્ત્ર સાક્ષી પૂરે છે. રસ્તામાં કચરો વિગેરે નાંખવાનો પ્રતિબંધ હતો, તળાવ કુવા વિગેરેનાં પાણીને લગાડનારને નગરનાં મુખ્ય સ્થાનોમાં અપકારક કૃત્ય કરનારને દંડની શિક્ષા થતી; મડદાં બાળવા સારૂ સ્મશાનની જગ્યાઓ નિર્માણ થયેલી હતી; અને તે સ્થાન વિના બીજી જગ્યાએ મડદાં દાટનાર અથવા બાળનારને સજા થતી. આ ઉપરાંત કસ્બાની અથવા નગરની વ્યવસ્થા રાખવા અધ્યક્ષોની યોજના રાખવામાં આવતી. ચાણક્ય અથવા કૌટિલ્યના અર્થશાસ્ત્રનું અવલોકન કરતાં સ્પષ્ટ જણાય છે કે મગધરાજ્યમાં નગરની વ્યવસ્થા ઉંચા પ્રકારની હતી.

મેગેસ્થાનીસ લખે છે કે, નગરવ્યવસ્થા ૭ પંચાયતથી કરવામાં આવતી હતી: એક પંચાયત નગરમાં ચાલતા ધંધા અને ઉદ્યોગ ઉપર દેખરેખ રાખતી. બીજી પંચાયત પ્રવાસીઓ અને પરદેશીઓનાં રક્ષણ અને સવડ ઉપર દેખરેખ રાખતી. પ્રવાસીઓને ઉતારા આપતા, અને પરદેશીઓની હિલચાલની નોંધ બારીકાઇથી લેતા. એક રાજ્યમાંથી પરરાજ્યની સત્તામાં તેમને વળાવા આપી મોકલવામાં આવતા, અને દૈવસંજોગે તેઓ ગુજરી જાય તો પ્રવાસીનાં સગાંની શોધ કરી તેમની મીલકત તેમને સ્વાધીન કરવામાં આવતી. માંદા પ્રવાસીની સારવાર કરવામાં આવતી, અને મરણ પછી તેમનાં શબની રીતસર વ્યવસ્થા થતી. ત્રીજી પંચાયત જન્મમરણની નોંધ રાખતી; અને મરણનાં કારણો પણ નોંધાતાં હતાં. ચોથો વર્ગ વેપાર ઉપર દેખરેખ રાખતો હતો. તે પંચાયતના મેંબરો કાટલાં તથા માપના ખરાપણા બાબત ચોકશી રાખતા. પાંચમો વર્ગ સ્થાનિક કારીગરીની ચીજો જાહેર લીલામથી વેચાય તે બાબત દેખરેખ રાખતો હતો. જૂની અને નવી ચીજો ભેગી કરી વેચનારને દંડ થતો. છઠો વર્ગ વેચાણ કીમતનો દશાંશ રાજ્યની તીજોરી સારૂ વસુલ લેતો હતો.

ઉપરનો હેવાલ મગધરાજ્યાધિપતિ ચંદ્રગુપ્તના સમયનો મેગેસ્થનિસની નજર આગળનો છે;

અને તેથી ચાણક્યના ગ્રંથમાં જે રાજ્યપદ્ધતિનું વર્ણન છે તે વસ્તુતઃ અમલમાં મૂકાયલું માનવાને આપણને સબળ કારણ મળે છે.

મગધરાજ્યના મહારાજા અશોકના સમય પછી એક છત્ર નીચે લગભગ સઘળું હિંદુસ્થાન મુગલ રાજ્યના સમયમાં આવ્યું હતું. તે રાજ્યના પ્રતાપી શહેનશાહ અકબરના સમયમાં નગર અથવા કસ્બાનું અધ્યક્ષપણું કોટવાળ નામના અમલદારમાં સ્થપાયેલું હતું. તે અમલદાર પોલીસ, માજીસ્ટ્રેટ તથા મુલકી અધિકારી પણ હતો અને સ્થાનિક મ્યુનીસીપલ સત્તા પણ તેના હાથમાં હતી. બ્રીટીશ રાજ્યમાં પણ મુલકી અને ફોજદારી હકુમત જ્યાં છૂટી પડી નથી તેવા પ્રાંતમાં, અને જ્યાં મ્યુનિસીપલ કમીટીનો કારભાર જીલ્લાના અધ્યક્ષમાં રહેલો છે ત્યાં મોગલ બાદશાહી જેવી સત્તા એક જ અમલદાર—જેને કલેકટર કહે છે તેમાં સમાયેલી રહેલી છે. માત્ર કોટવાલ નગરનો અધિપતિ હતો, ત્યારે કલેકટર એક જીલ્લાનો સમ્રાટ્ જેવો અમલદાર છે. કોટવાળની સત્તા જેવી અસાધારણ હતી તેવી તેની જવાબદારી પણ ભારે હતી.

" આઈન–ઈ–અકબરી " માં લખે છે કે:—

"આ હોદ્દાને ધારણ કરનાર ઘણો અનુભવી, પ્રતાપી, ચાલાક, પુખ્ત વિચાર કરનાર, ધીર, હિંમતવાન્ અને દયાળુ હોવો જોઇએ. તેની ચાલાક દેખરેખ અને રાત્રિના ફરવા વડે નગરવાસીઓ નિર્ભય રહેવા જોઇએ, અને દગાખોર મુએલા જેવા રહેવા જોઇએ. તેણે ઘર અથવા મકાનોનું રજીસ્ટર રખાવવું, તથા મુખ્ય રસ્તાનું લીસ્ટ રખાવવું જોઇએ; અને નગરવાસીઓ સુખ દુઃખમાં પરસ્પર ભાગી થાય તેવી રીતે તેમને વિશ્વાસમાં લેવા જોઇએ. નગરના વિભાગ અથવા વૉર્ડ પાડી તે ઉપર એક અધ્યક્ષની નીચે તે લત્તાના જનાર આવનારની હીલચાલ સંબંધમાં તેણે રોજીંદો રિપોર્ટ માગવો; અને અજાણ્યા અથવા ખુણે પડી રહેલા કોઈ ચાલાક માણસને ગૂઢ પુરુષ ( Detective ) તરીકે તેણે રાખવો જોઇએ; અને તેણે આપેલી બાતમીઓના સાચા ખોટાપણા બાબત તેણે ચોકશી કરવી જોઇએ. તેણે દલીલવદી સીરાઈ અથવા પાન્થશાળામાં બહારના પ્રવાસીઓને ઉતારવા ગોઠવણ કરવી; અને તેમની હીલચાલની જૂદા જૂદા વેશધારી ગૂઢ પુરુષ મારફત નોંધ લેવી જોઇએ. જૂદા જૂદા વર્ગના માણસોની ઉપજ ખરચ તેણે ધ્યાનમાં લેવાં, અને સભ્ય રીતભાત વડે પોતાનો કારભાર ચાલાકીથી તેણે દીપાવવો જોઇએ. ધંધાધારીઓનું પંચ ઠરાવી તે પંચના આગેવાનને તેણે મુકરર કરવો, અને એક દલાલ રાખવો. આ લોકોની મદદથી તેણે ક્રયવિક્રયના ધંધાને વ્યવસ્થામાં મૂકવો તેણે આ આગેવાનો અને દલાલો પાસેથી ધંધાના સબંધી રિપોર્ટ માગવા જોઇએ, સરીઆમ રસ્તાની સ્થિતિ તેણે જોવી જોઇએ, પેસવાના માર્ગ આગળ દરવાજાની વ્યવસ્થા રખાવવી જોઇએ, અને ગંદકી થતી અટકાવવી જોઇએ. પહેલી રાત પછી લોકોને નગર બહાર જવા આવવાનું તેણે અટકાવવું જોઇએ. આળસુ માણસોને ધંધે લગાડવા જોઇએ. જૂનાં વેરનાં કારણો નાબુદ કરવાં જોઇએ, અને અપરાધ ઘરપ્રવેશ તેણે અટકાવવો જોઇએ તેણે ચોરોને પકડી આપવા જોઇએ, અથવા ચોરાયેલા માલનું ઠેકાણું પાડવું જોઇએ; પ્રસંગે નુકશાની પણ ભરી આપવી જોઇએ. હથીઆર, હાથી, ઘોડા, ઉંટ, બકરાં, ઘેટાં, તથા વેપારના માલ વિના બીજા પદાર્થ ઉપર જકાત લેવાય તેવું ધોરણ રાખવું જોઇએ. દરેક સુબામાં હલકી જકાતનું ધોરણ દાખલ કરવું જોઇએ. જૂના સીક્કા અથવા નાણાંને પાછા મેળવી ત્રીજોરીમાં મોકલી તેને ગળાવી નંખાવવા જોઇએ."

રાજ્યમાં ચાલતા ચલણી સોના રૂપાનાં નાણાંમાં ઘસારો બનતા સુધી ન થાય તેવી દેખરેખ રાખવી, અને ખોટ ઘસારાની પૂરી કરી લેવી જોઇએ. ભાવની ચઢ ઉતર ઉપર દેખરેખ રાખવી, અને નગર બહાર વેચાણ થતું અટકાવવું જોઇએ. શ્રીમાન્ માણસોએ પોતાના ઉપયોગ કરતાં જાદે ચીજો બહાર લઈ જવી નહિ. શેર અને ગજ વિગેરે વજન અને માપની તેણે ચોકશી રાખવી, અને મુકરર કરેલા ધોરણથી ઓછાં વત્તાં માપ ન વપરાય તેવી દેખરેખ રાખવી. દારૂનું વેચાણ બંધ કરવું, અને દારૂ ગાળવાનો ધંધો અટકાવવો, પણ કોઇના ઘરની એબ ઉઘાડવી નહિ.

બીનવારસી ગુજરી જનારની મીલકતની યાદી કરવી, અને પોતાને કબજે લેવી. સ્ત્રી પુરુષો માટે ઇલિયદાં નાવ રાખવાં. સાર્વજનિક નવાણ અથવા કેનાલ ઉપર આબરૂદાર માણસને અમલદાર તરીકે મૂકવા, અને સ્ત્રીઓને ઘોડે બેસવા દેવી નહિ. બળદ ભેંસ, ઘોડો અથવા ઉંટને હલાલ કરવા દેવાં નહિ, અને ગુલામની જાતની સ્વતંત્રતા ઉપર તરાપ મારવા દેવી નહિ, તેમ ગુલામને વેચાવા દેવા નહિ. કોઈ પણ સ્ત્રીને તેની મરજી વિરુદ્ધ સતી થવા દેવી નહિ અને જેને દેહાન્ત શિક્ષા થવાની છે તેને બેડીમાં રાખવો નહિ; × × × × × × × ધર્માન્ધ સાધુઓ અને ફકીરોને કાઢી મૂકવા જોઇએ, અથવા તેમના ધતીંગને તેણે અટકાવવું જોઇએ; પણ આમ કરવામાં સાચા સાધુ સંન્યાસીને અથવા ફરતા ફકીરોને હેરાન ન થાય તેની સંભાળ રાખવી. કસાઈ તથા પારધીઓનો વાસ ઇલાયદો રખાવવો જોઇએ, તેવી રીતે ભંગી વિગેરે હલકા ધંધા કરનારને ઇલાયદો વાસ આપવો જોઇએ. × × × × × × × નગરની બહાર અને પશ્ચિમમાં શ્મશાનભૂમિ રખાવવી જોઇએ."

બ્રીટીશ રાજ્યના સંબંધ પહેલાં આપણા દેશમાં સ્થાનિક રાજ્યનાં બીજ કેવા પ્રકારનાં હતાં તેનું ઝાંખું રૂપ ઉપરના લખાણથી પ્રકટ થયું હશે. તે સંબંધ થયા પાછી કેવા પ્રકારનો વિકાસ સ્થાનિક સ્વરાજ્યના રૂપમાં થયો છે તે સંબંધી વિચાર કરતા પહેલાં બ્રીટીશ સ્થાનિક સ્વરાજ્યના ચિત્રની બાલરેખા કેવા પ્રકારની છે તે જાણવાની અગત્ય રહે છે.

દરેક સુધરેલા દેશમાં રાજ્યસંસ્થાના બે રૂપ હોય છેઃ—(૧) કેન્દ્ર સત્તા (Central) અને (૨) સ્થાનિક સત્તા (Local). સમગ્ર દેશ ઉપર નિયન્તૃત્વ એક સત્તામાં જામી રહેલું હોય તો જ દેશનું રાજ્યબંધારણ ટકી શકે છે; પછી તે કાં તો એક રાજામાં સ્થપાયું હોય, કે પ્રજાના પ્રતિનિધિઓમાં સ્થપાયું હોય, અથવા પ્રતિનિધિઓની સંસ્થા સાથે જોડાયેલી સમર્યાદ નૃપસત્તામાં સમાયેલું હોય. ગમે તો રાજારૂપ વ્યક્તિ (Intlivitual) માં અથવા તો પ્રતિનિધિના સમૂહમાં (Body માં) નિયન્તૃત્વ હોય તો પણ તે નિયન્તાના બલ ઉપર જ રાજ્યસત્તા ટકી રહેલી હોય છે. સુધરેલા દેશોની રાજ્યસંસ્થાનાં રૂપ ભિન્ન ભિન્ન હોય તો પણ તે રૂપ બે પ્રકારથી ઘડાયેલાં હોય છે.—કાં તો સ્થાનિક રાજ્યનું બંધારણ કેન્દ્રસત્તાથી રચાયેલું અને તેના તાબાનું હોય, અથવા કેન્દ્રસત્તા પોતે જ સ્થાનિક સ્વરાજ્યના વિકાસનું પરિણામ હોય. જો કે અમુક દેશની રાજ્યસંસ્થા કયા વર્ગમાં પડે છે તે કહેવું મુશ્કેલ છે. તો પણ ગમે તે દેશના રાજ્યબંધારણનું સ્વરૂપ આપણને ભાન કરાવી શકે છે કે—આ રાજ્યતંત્ર કેન્દ્ર સત્તાથી રચાયેલા સ્થાનિક રાજ્યબંધારણવાળું છે કે સ્થાનિક સ્વરાજ્યના વિકાસરૂપ કેન્દ્ર સત્તાવાળું છે. અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ, ઓસ્ટ્રેલીઅન કોલોની વિગેરેમાં જે

સ્થાનિક સ્વરાજ્યનું બંધારણ છે તે કેન્દ્રસત્તાથી રચાયેલું છે, પણ સ્વતઃસિદ્ધ નથી. આથી ઉલટું ઈંગ્લન્ડ, નૉર્વે વિગેરે દેશમાં સ્થાનિક સ્વરાજ્યનું બંધારણ સ્વતઃસિદ્ધ છે, અને કેન્દ્ર સત્તા ( Limited Monarchy ) તેના પરિણામ રૂપ બનેલી છે. આ બે પ્રકારનાં રાજ્ય-બંધારણનાં પોલીટીકલ પરિણામો જૂદા પ્રકારનાં થાય છે. જ્યાં સ્થાનિક રાજ્યબંધારણ કેન્દ્ર-સત્તાથી રચાયેલું અને તેના દબાણ નીચે હોય ત્યાં વહીવટ અથવા કારભાર ઘણો ચાલાકીથી ચાલે છે, પરંતુ લોકોની સ્થાનિક કારભાર કરવાની શક્તિ મંદ હોય છે. ઘણા સમય સુધી તે શક્તિ ઉદ્ભવને પામતી નથી, ઉદ્ભવ થયા પછી અસાધારણ આવેશમાં આવી જાય છે, અને પરિણામે અસ્થિરતા અને અપ્રમાણિકપણા રાજ્યસત્તામાં ઉદય થાય છે. પરંતુ જ્યાં સ્થાનિક સ્વરાજ્ય સ્વતઃસિદ્ધ હોઈ તેના પરિણામમાં કેન્દ્રસત્તા જામેલી હોય છે ત્યાં સુધારા મંદવેગથી થાય છે અને વહીવટમાં સ્ખલનો વારંવાર થાય છે તો પણ લોકોની કાર્યદક્ષતા અને પ્રામાણિકતા ઉંચા પ્રકારની હોય છે અને સુધારો મંદવેગથી દાખલ થયો હોય તો પણ સ્થિર જામેલો રહે છે. ઈંગ્લન્ડનું રાજ્યબંધારણ આ બીજા પ્રકારનો ઉત્તમ નમુનો છે. પાર્લામેંટની કેન્દ્રસત્તા જામી તે પહેલાં સ્થાનિક સ્વરાજ્યના પાયા તે દેશમાં ઘણા જૂના વખતથી નંખાયા હતા. કેન્દ્રસત્તાનો વહીવટ ખરી રીતે બારમા સૈકાથી આરંભને પામ્યો છે, અને તે ફ્રેન્ચ અમલદારોથી સ્થપાયો એમ કહેવામાં બાધ નથી; પરંતુ સ્થાનિક વહીવટ તેના કરતાં પાંચસો વર્ષનો જૂનો છે, અને ઘણું કરીને ટયુટન લોકોના વસવાટ થયા પછીના તેમના આચારના પરિણામમાં ઉત્પન્ન થયેલો છે. સ્વલ્પમાં કહીએ તો Treasury, King's Bench, અને Parliament—ની સંસ્થાઓ લગભગ પ્લેન્ટાજીનેટ રાજવંશથી થઈ ગણાય છે. પરંતુ Township અથવા Parish, Shire અથવા County વિગેરે સ્થાનિક સંસ્થાઓ આલ્ફ્રેડ પહેલાંની કહીએ તો ચાલે; અને આ ગ્રામસંસ્થા અથવા નગરસંસ્થાઓના જમાવટથી જ ઈંગ્લન્ડ એકપ્રજાત્વની ભાવનાવાળું બન્યું છે. આથી જ્યારે કેન્દ્ર સત્તા ઉદયને પામી ત્યારે સ્થાનિક સત્તા સ્વતઃસિદ્ધ હતી, અને તેની અવગણના કરવાનો તેને અવકાશ જ ન હતો. આરોગ્યરક્ષણ સારૂ નવા ડીસ્ટ્રીકટ રચવા પડે અથવા ચુંટણી સારૂ વિભાગ વ્યવસ્થા કરવી પડે તો પણ પાર્લામેંટ જૂના વિભાગોને લક્ષમાં લઈ રચવાનું યોગ્ય ગણતી અને ગણે છે. કાં તો જુના વિભાગને નવું નામ આપે છે, અથવા નવા વિભાગને જુનું નામ આપે છે. આ પદ્ધતિ ઇગ્લીશ પ્રજાની પુરાણ–સંસ્થાની પ્રીતિ (Conservatism) નું ઉત્તમ દૃષ્ટાન્ત છે.

જેમ પ્રાચીન હિંદુસ્થાનમાં ગ્રામ, દશગ્રામ, શતગ્રામ વિગેરે રાજ્યવહીવટ સારૂ જન-પદની વિભાગવ્યવસ્થા હતી તેમ ઈંગ્લીશ સ્થાનિક રાજ્યની મૂલ વિભાગ–વ્યવસ્થા Township, Hundred, અને Shire ઉપર રચાયેલી છે. Townshipનું હાલનું નામ ખ્રીસ્તી ધર્મના સંબંધદ્વારા Parish પડયું છે, અને Shireનું નામ નૉર્મન લોકોના સંબંધથી County પડયું છે. Hundred ( શત ) વિભાગનું નામ માત્ર રહ્યું છે, પણ જૂની સંસ્થા લોપ પામી ગઈ છે, અને તેને સ્થાને બીજી ઘણી સંસ્થાઓ જન્મ પામી છે. *Hundred* (શત) ની સંસ્થા ઘણી જૂની ગણાય છે, અને ફ્રૅન્ક (Frankish) રાજાઓએ છઠ્ઠા સૈકામાં, અને એડગરે (Edgar) દસમા સૈકામાં તેનો પુનરુદ્ધાર કર્યો કહેવામાં આવે છે. ઇતિહાસદ્વારા એટલું જણાય છે કે Hundredની સંસ્થા પોલીસ ડીસ્ટ્રીકટનું કામ કરતી. તેમની મર્યાદામાં ચોરી અથવા બીજા ગુન્હા કરનાર માલમ પડે તો તેમાં વસનારની સામુદાયિક જવાબદારી ગણાતી, અને આથી

આ સંસ્થા વિલેજ પોલીસ અથવા ગામની પોલીસની જૂની સંસ્થા ઉપર હાલ આપણે ત્યાંની ડીસ્ટ્રીક્ટ પોલીસ અંકુશ રાખે છે તેમ રાખતી હતી; અને તેથી Hundredનો આગેવાન જેને Hundred-man કહેતા તે ડીસ્ટ્રીક્ટ પોલીસનો વડો ઉપરી ગણાતો હતો. આ Hundred-manમાંથી High Constableની જગ્યા ઉત્પન્ન થઈ હતી.

ઉપરના ત્રણ સ્થાનિક રાજ્ય વ્યવસ્થાના વિભાગ ઉપરાંત Boroughની સંસ્થા જૂના વખતથી ઈંગ્લંડમાં પ્રકટ થઈ હતી. Town ( Tun=ગ્રામ )ના કરતાં Borough ( burh-કસ્બો ) મોટી વસ્તીવાળો અને કીલ્લાવાળો ભાગ ગણાતો, Tudor રાજ્ય પછી Town જે પ્રથમ ગ્રામવાચક શબ્દ હતો તે બદલાયો, અને Boroughના સમાન અર્થમાં વપરાવા લાગ્યો.

બ્રીટીશ સ્થાનિક રાજ્યના આંતર વિભાગોની ગોઠવણી નીચે મુજબ થઈ શકે છેઃ—

વર્ગ (अ)—Township અથવા Parish.

(૧) Urban Parish.
(૨) Rural Parish.

વર્ગ (ब)—Hundred

(૧) Hundred
(૨) Petty Sessional Division
(૩) County Court District
(૪) Poor Law Union.
(૫) Sanitary District.
(૬) Highway District.

વર્ગ क—County.

(૧) Parliamentry County.
(૨) Military and Judicial County.
(૩) Administrative County.
(૪) Joint Committee.

વર્ગ ड—Borough.

(૧) Parliamentary Borough.
(૨) Municipal Borough

આ વિભાગોની આંતર વ્યવસ્થા કેવા પ્રકારની છે તેનું વર્ણન કરવામાં વધારે વિસ્તાર થવાનો સંભવ રહે છે. પણ ઉપરના ટેબલ ઉપરથી એટલું સમજાશે કે નાના Parishથી Parliamentની છેવટ મર્યાદા સુધી સ્થાનિક રાજ્યતંત્રનું ધોરણ ચાલ્યું આવે છે, અને કેન્દ્ર સત્તા ઉપર સ્થાનિક સત્તા ઊંડી અસર કરે એવી રાજ્યતંત્રના સૂત્રની રચના છે.

પણ અત્ર સ્વાભાવિક પ્રશ્ન થશે કે આવા સ્થાનિક રાજ્યતંત્રની વિભાગવ્યવસ્થા આપણા હિંદુસ્થાનમાં પણ છે તો શા કારણથી કેન્દ્ર સત્તા ઉપર તેની અસર થવી નથી? તેનું ઉત્તર એટલું જ કે આપણે ત્યાં ગામ, તાલુકો, જીલ્લો, સેશન વિભાગ, સેનેટરી ડીસ્ટ્રીક્ટ, તાલુકા લોકલ બોર્ડ, ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ, મ્યુનીસીપલ ડીસ્ટ્રીક્ટ—વિગેરે વિભાગવ્યવસ્થા લગભગ સમાન નામ વાળી છે, પરંતુ તે નામ માત્ર છે અને બ્રીટીશ વિભાગમાં જેવી રીતે સ્વરાજ્યનું સૂત્ર પરોવાયેલું છે, તેવું આપણા વિભાગમાં પરોવાયેલું નથી. આપણા વિભાગોમાં કેન્દ્ર સત્તા વડે સ્થાનિક રાજ્યવહીવટની રચના રચાય છે, અને તે પ્રમાણે કાર્યભાર ચાલે છે. અર્થાત્ આપણા વિભાગોનું આંતર જીવનબળ નથી પરંતુ બાહ્યવેગથી તે જીવે છે.

રાજ્યતંત્રનાં ચાલક સૂત્રો ચાર પ્રકારનાં હોય છે, અને જ્યાં આ ચાર સૂત્રો સુવ્યવસ્થિત ગોઠવાયેલાં હોય છે ત્યાં કાર્યપ્રવાહ બરાબર ચાલે છે. રાજ્યતંત્રનું પ્રથમ સૂત્ર કાયદાની રચનાનું છે—અથવા ચાણક્યની પરિભાષામાં કહીએ તો धर्मस्थायम् એ પ્રથમ અગત્યનું છે. પ્રજાના બાહ્ય આચારને નિયંત્રિત કરનાર સામાન્ય નિયમોની રચના રચવી—આને legislative (ધર્મસ્થાયમ્) દિશા કહેવામાં આવે છે. આ કાયદા અથવા ધર્મ—આચારના નિયમો બંધાયા પછી તે નિયમોનો પ્રવાહ ચલાવનાર સત્તાધીશોને નીમી તે પ્રમાણે કાર્યભાર ચલાવવો એ બીજું સૂત્ર છે. આને *Administrative* અથવા રાજ્યકારભાર ચલાવવાની દિશા કહે છે. રાજ્ય કારભાર સારૂ નાણાં શી રીતે ઉભાં કરવાં, અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો—એ સંબંધી મુખ્ય કામના અંતર્ભાવ આ શાખામાં થાય છે. આ શાખાના ચાલક નેતાઓમાં કાર્ય કરવાની અસાધારણ બુદ્ધિ અને સત્તાનો ઉપયોગ કરવામાં દક્ષતા અથવા વિવેક રહેલાં હોય છે. કાર્યભારની દિશાનું નિર્માણ થયા પછી તે નિયત વ્યવહારને અમલમાં મૂકવાની સત્તાને રાજ્યતંત્રની Educative કેળવનાર દિશા કહે છે. આ શાખાના અધ્યક્ષોને કર્તવ્યમાં સ્વાતંત્ર્ય ઓછું હોય છે, અને નિર્માણ કરી આપેલી પદ્ધતિએ આ અમલદારોએ કામ કરવાનું હોય છે, અને શાસનોને અમલમાં મૂકવાનાં હોય છે. રાજ્યતંત્રનું ચોથું સૂત્ર ન્યાયનું અર્થાત્ Judicial છે. નિર્માણ થયેલા કાયદાઓ, તેના આધારે ચાલતો કાર્યભાર અને અમલદારોથી થતાં કર્તવ્યો—એ સર્વ અમુક પ્રસંગે યોગ્ય રીતે લાગુ પાડવામાં આવ્યાં છે કે કેમ તેનો નિર્ણય વિવાદપદ્ધતિથી કરવાનું કામ આ શાખાનું છે. આ ચાર પ્રકારનાં રાજ્યતંત્રનાં સૂત્રો આપણા અર્થશાસ્ત્રમાં પણ સ્વીકારાયાં છે:—

अनुशासद्धि धर्मेण व्यवहारेण संस्थया।
न्यायेन च चतुर्थेन चतुरन्तां महीं जयेत्॥

આ ચાર શાખાનાં રાજ્યસૂત્રોમાં પૈકી કાયદા બાંધવાનું અને તે પ્રમાણે કાર્યપ્રણાલિકા રચવાનું કામ પ્રજાના પ્રતિનિધિથી થાય તો જ તે રાજ્યતંત્રમાં સ્વરાજ્યની ભાવનાનો પ્રવેશ થયો સ્વીકારાય, અને તેમ થાય ત્યારે જ અમલ કરનારના હુકમો અને ન્યાયાધીશના ન્યાયનિર્ણયો પ્રજાના સ્વમતને અનુસાર થયેલા ગણાય. જ્યાં પ્રથમનાં બે સૂત્રો પ્રજાના પ્રતિનિધિના હાથમાં નથી ત્યાં સ્થાનિક સ્વરાજ્ય ગણાય નહિ, અને કેન્દ્ર સત્તાથી સ્થાનિક વહીવટ થતો હોય તો પણ તે સ્થાનિક રાજ્ય કહેવાય પણ સ્થાનિક સ્વરાજ્ય નહિ.

બ્રીટીશ સ્થાનિક રાજ્યતંત્ર ( Local Government ) સ્વરાજ્યની વાસ્તવ ભાવનાવાળું છે. પ્રજાના પ્રતિનિધિત્વ રૂપ અંશનો પ્રત્યેક શાખામાં પ્રવેશ છે, અને તેથી જે અમલ થાય અથવા જે ન્યાય મળે તે અમુક વ્યક્તિને અણગમો ઉત્પન્ન કરનાર થાય તો પણ પ્રજામતને વિરોધી ઘણે ભાગે હોઈ શકતો નથી. વળી બ્રીટીશ સ્થાનિક રાજ્યતંત્ર કાયદાથી–સ્વધર્મથી–પ્રાપ્ત છે ( legal ), પણ આપખુદીથી ( prerogative ) પ્રાપ્ત થયેલું નથી. કોઈ પણ સ્થાનિક સંસ્થા, અથવા સ્થાનિક અમલદાર ચોક્કસ કાયદાના આધાર વિના પ્રવૃત્તિ કરી શકતાં નથી. તેવી સંસ્થા અથવા અમલદાર જો કંઈ પણ કામ કરે, જે ખાનગી સખસે કર્યું હોય તો ગેરકાયદે ગણાય, તો તે કામ બદલ તેણે કાયદાનો આધાર બતાવવો જોઇએ, નહિ તો ખાનગી સખસની પેઠે તે જવાબદાર થાય છે. કાયદાના આધાર વિના કોઈ સ્થાનિક સંસ્થા અથવા અમલદાર કામ કરે અને તે અપકૃત્ય ઠરતું હોય તો તેને ખાનગી સખસની પેઠે ન્યાયની કોર્ટમાં ઉભા રહેલું પડે છે, અને આરોપ સાબીત થાય તો તેને ખાતા તરફથી બરતરફ કરવામાં આવે છે એટલું જ નહિ પણ ન્યાયની કોર્ટથી શિક્ષા પણ થાય છે. આ પદ્ધતિ સ્થાનિક રાજ્યતંત્રમાં જ છે એમ નથી, પણ બ્રીટીશ રાજ્યના કેન્દ્ર સત્તાના મુખ્ય અધિપતિને બાદ કરતાં બાકીના સઘળાને પણ લાગુ પેડે છે. માત્ર છેવટની સત્તા King in Parliament—નાં કૃત્યો કાયદાના બંધનથી મુક્ત છે, તે વિના સઘળા અમલદાર અથવા સત્તા ધારણ કરનાર મંડળોનાં કામો ખાનગી સખસની પેઠે કાયદાના પ્રતિબંધોને વશ છે. ઉત્તમ હેતુથી કોઈના ઘરમાં સેક્રેટરી ઓફ સ્ટેટ અમુક કાગળોની શોધ સારૂ પ્રવેશ કરે અને તે પ્રમાણે પ્રવેશ કરવાનો કાયદાથી તેને અધિકાર પ્રાપ્ત ન હોય તો તે પ્રવેશ સાપરાધ પ્રવેશનું રૂપ ધારણ કરે છે. આ બ્રીટીશ રાજ્યતંત્રનો મહિમા છે. પરરાજ્યમાં—અને યુરોપનાં કેટલાક સુધરેલાં રાજ્યોમાં અમલદાર અને ખાનગી સખ્સ વચ્ચેની તકરારનો ચુકાદો ન્યાયમંદિરે ન થતાં વરિષ્ટ કાર્યભારી અમલદારોથી થાય છે.

આ ઉપરાંત બ્રીટીશ સ્થાનિક રાજ્યતંત્રનું ભેદક લક્ષણ તેની સ્વતંત્રતા છે. અર્થાત્ પોતાની પ્રાપ્ત મર્યાદામાં શુદ્ધ બુદ્ધિથી દરેક સ્થાનિક સંસ્થા અથવા અમલદાર સ્વતંત્રતાથી કાર્ય કરી શકે છે. કેન્દ્ર સત્તા અને તેના અધ્યક્ષો સ્થાનિક સત્તા અને તેના અધ્યક્ષો ઉપર જે અંકુશ રાખે છે તે દેખરેખ દ્વારા સહાયક તરીકે રાખે છે, પણ નિયંતા તરીકે નહિ. જ્યાં સુધી સ્થાનિક સંસ્થા પોતાનું કામ યોગ્ય રીતે ચલાવે, અને કાયદાના બંધનને વશ વર્તે ત્યાં સુધી સ્ખલનો થાય તો પણ કેન્દ્ર સત્તા તેમાં આડે આવતી નથી એટલું જ નહિ પણ અમુક સ્ખલન વડે કોઈ સખસને નુકશાન થયું હોય તો તેની અરજી ઉપરથી પણ સ્થાનિક સત્તા ઉપર હુકમ કરવાનો અથવા આડે આવવાનો કેન્દ્ર સત્તાને અધિકાર નથી. આ આંતર સ્વાતંત્ર્ય વડે બ્રીટીશ રાજ્યની સ્થાનિક સત્તાઓ પ્રજામતના શુદ્ધ આદર્શ રૂપ હોય છે, અને કેન્દ્ર સત્તાથી અણઘટતી દબાયેલી રહેતી નથી.

આ ઉપરથી બ્રીટીશ સ્થાનિક રાજ્યતંત્રમાં સ્વરાજ્યનાં મુખ્ય લક્ષણો સમાયેલાં નીચે મુજબ જણાશેઃ—

(૧) સ્થાનિક રાજ્યતંત્રના કાયદાઓ પ્રજાના પ્રતિનિધિઓ બાંધે છે.

(૨) સ્થાનિક રાજ્યતંત્રની કાર્યભાર કરનારી સંસ્થાઓ અથવા અધ્યક્ષો પ્રજા તરફથી નિમાય છે.

(૩) સ્થાનિક રાજ્યતંત્રના ઠરાવોનો અમલ કરનાર અધ્યક્ષોનાં કૃત્યો ખાનગી સખસની પેઠે કાયદાના બંધનને વશ વર્તે છે, અને અધ્યક્ષો ન્યાયાસન આગળ રજુ થઈ શકે છે.

(૪) સ્થાનિક રાજ્યતંત્ર આંતર સ્વતંત્રતાવાળું છે, અને કેન્દ્ર સત્તાને તેનાં કૃત્યો શુદ્ધ બુદ્ધિથી અને કાયદા પ્રમાણે જ્યાં સુધી થતાં હોય ત્યાં સુધી આડે આવવાનો હક્ક નથી.

બ્રીટીશ સ્થાનિક સ્વરાજ્યનાં ભેદક લક્ષણો જણાવ્યા પછી આપણા હિંદુસ્થાનમાં બ્રીટીશ રાજ્યના સંબંધ પછી સ્થાનિક સ્વરાજ્યનો કેવી રીતે વિકાસ થયો છે તે જણાવવાની અગત્ય છે. સ્થાનિક સ્વરાજ્યની મુખ્ય સંસ્થાઓના બ્રીટીશ રાજ્યમાં નીચે મુજબ વિભાગો પડે છેઃ—

(૧) નગર અથવા કસ્બા સંબંધી સંસ્થા જેને મ્યુનીસીપાલેટી કહે છે.

(૨) ગામોના સમૂહ સંબંધી સંસ્થા જેને લોકલ બોર્ડ કહે છે.

(૩) બંદરવાળાં નગરોને લગતી સંસ્થા જેને પોર્ટ ટ્રસ્ટ કહે છે.

(૪) મોટાં ગામોને લગતી સંસ્થા જેને સેનેટરી કમીટી અથવા સેનેટરી બોર્ડ કહે છે.

મ્યુનીસીપાલેટીની સંસ્થા આપણા દેશના ઇલાકાની રાજધાનીમાં લગભગ બસેં વર્ષ પહેલાં જન્મ પામી છે. સને ૧૬૮૭ માં ઈંગ્લંડના મહારાજા બીજા જેમ્સે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને મદ્રાસમાં કોરપોરેશન અને મેયરની કોર્ટ સ્થાપવાની સત્તા આપી હતી. તે નગરના આરોગ્યનું રક્ષણ કરવા ઘણી અગવડો ઉત્પન્ન થવાથી કંપનીના પ્રખ્યાત ગવર્નર સર જોશીઆ ચાઇલ્ડે આ યોજના ઉભી કરી હતી. આ નગરનું સ્થાનિક રાજ્ય સુધરેલાં ઈંગ્રેજી ધોરણ ઉપર રચ્યું હતું, અને તે સંસ્થાના મેયર વિગેરેને નિશાળનું મકાન બાંધવા, શિક્ષણ આપવા, નગરને શણગારવા વિગેરે કામ સારૂ ટેકસ ઉઘરાવવાનો અને ખરચ કરવાનો અધિકાર આપ્યો હતો. લંડનના લોર્ડ મેયર અને ઑલ્ડરમેનની પેઠે મદ્રાસના મેયરનો દબદબાભરેલો વ્યવહાર ચાલતો, તેમના આગળ બે ચાંદીના છડીદાર ચાલતા. આ સત્તા અને ભપકાથી મદ્રાસના લોકો અંજાયા નહતા, અને તેઓ પ્રત્યક્ષ ( direct ) કર આપવાને સામા થયા. ટાઉનહૉલ, નિશાળો, ડ્રેનેજ વિગેરે સારૂ નવા કોરપોરેશનથી પ્રત્યક્ષ કર મારફત નાણાં ઉભાં થઈ શક્યાં નહિ, અને આખરે મેયરને રસ્તા સાફ કરવા સારૂ ઓકટ્રોઈ અથવા જકાતના રૂપમાં પરોક્ષ અથવા આડકતરી રીતે ( indirect ) કર લેવાની મંજૂરી મેળવવી પડી હતી.

સને ૧૭૨૬ માં મદ્રાસ, મુંબાઈ તથા કલકત્તા નગરોમાં મેયરની કોર્ટ સ્થપાઈ હતી અને મદ્રાસના ચાલુ ધોરણ પ્રમાણે તેને કામ કરવાનું હતું. આ કોર્ટને માત્ર ન્યાયનિર્ણય કરવાનો હતો, પણ કારભારની સત્તા તેમના હાથમાંથી લઈ લેવામાં આવી હતી.

સને ૧૭૩૩ માં મ્યુનીસીપલ કારભાર અથવા વહીવટનું કાયદેસર બંધારણ થયું. આ ચાર્ટર એકટ વડે ઇલાકાનાં નગરોમાં કંપનીના નોકરોમાંથી, અને બ્રીટીશ પ્રજામાંથી " જસ્ટીસ

ઓફ્ ધી પીસ" ની નિમનોકો કરવામાં આવી હતી. આ જસ્ટીસોને ન્યાયનીં કામ ઉપરાંત શહેરસુધરાઈ, રસ્તા–રિપેર વિગેરે સારૂ ઘર અથવા સ્થાવર મીલકત ઉપર કર નાંખી નાણાં ઉભાં કરવાની સત્તા આપવામાં આવી હતી. સને ૧૮૪૦ થી ૧૮૫૩ સુધીમાં મ્યુનોસોપલ બંધારણમાં ચુંટણીનો અંશ દાખલ કરવામાં આવ્યો હતો, પણ સને ૧૮૫૬ માં તે અંશ કાઢી નાંખવામાં આવ્યો, અને ત્રણ સરકારથી નિમાયેલા નોકરો વડે મ્યુનીસીપલ કારભાર ચલાવવાનું ઠરાવવામાં આવ્યું. કેન્દ્રસત્તા ત્યાર પછી બ્રીટીશ મહારાજામાં સંક્રાન્ત થઈ અને સને ૧૮૬૧ ના કાઉન્સીલ્સ એકટ થયા પછી પ્રત્યેક ઈલાકામાં મ્યુનીસીપલ બંધારણ સ્થાનિક કાયદા પ્રમાણે થવા લાગ્યું, અને ત્રણ ઇલાકાની રાજધાનીમાં ત્રણ સ્થાનિક કાયદા થયા.

ઇલાકાની રાજધાની બહાર મ્યુનીસીપાલેટીનું બંધારણ જીલ્લાનાં નગરોમાં સને ૧૮૪૨ પહેલાં નહતું. આ સાલમાં બંગાળાને લગતો કાયદો થયો અને તેનો ઉદ્દેશ સાર્વજનિક પ્રવાસનાં સ્થાનોના રહેવાસીઓવડે લોકસુખાકારી અને સગવડ જાળવાય તેટલા સારૂ નાણાં ઉભાં કરી વ્યવસ્થા કરવાનો હતો. આ કાયદો તે સમયના લોકમતથી આગળ ધપેલો હતો, અને તેથી તે નિષ્ફળ નિવડયો. એકજ કસ્બામાં તે દાખલ થવા પામ્યો હતો. લોકોએ કર ભરવા ના પાડી એટલું જ નહિ પણ કલેકટરે જ્યારે વસૂલ લેવા તજવીજ કરી ત્યારે તેના ઉપર સાપરાધ પ્રવેશની લોકોએ ફરીઆદ માંડી. ત્યારપછી સને ૧૮૫૦ માં સઘળા બ્રીટીશ હિંદુસ્થાનને લાગુ પડે તેવો કાયદો રચાયો હતો. તે પણ નિષ્ફળ નિવડયો જો કે તેમાં પ્રત્યક્ષ કરને બદલે અપ્રત્યક્ષ અથવા આડકતરી રીતે કર લેવાનું ધોરણ દાખલ કરવામાં આવ્યું હતું. ઘણે ભાગે તે વાયવ્ય પ્રાતમાં દાખલ કરવામાં આવ્યો હતો. મદ્રાસ અને બંગાળાના પ્રાંતોમાં તે બીલકુલ દાખલ થઈ શકયો નહિ. માત્ર મુંબાઈ ઈલાકામાં તે એકટનો પ્રસાર સારી રીતે થયો હતો. અને તેનું કારણ એ હતું કે તેમાં દાખલ કરેલું કરનું ધોરણ મરાઠા રાજ્યમાં દાખલ થયેલા સાયરવેરા જેવું હતું. સને ૧૮૬૧ માં મુંબાઈ તથા મદ્રાસને સ્થાનિક કાયદા રચવાની સત્તા મળી, અને ત્યારપછી મ્યુનીસીપાલેટીનું બંધારણ જીલ્લામાં સ્થાનિક ઈલાકાના કાયદા પ્રમાણે થવા લાગ્યુ. ત્યાર પછી આપણા ઇલાકામાં સને ૧૮૫૦ નો એકટ ઘણો વખત ચાલુ રહેાા. અને સને ૧૮૭૦ માં લૅાર્ડમેયોના રાજ્યસમયમાં પ્રજાના વહીવટને આગળ પડતું સ્થાન આપવા ઠરાવ થયો. તે નામદારે જણાવ્યું કે સ્થાનિક ઉત્સાહ, દેખરેખ અને કાળજીવડે કેળવણી, આરોગ્ય, દવાખાનાં ધર્માદા અને સ્થાનિક સાર્વજનિક ઉપયોગનાં બાંધકામોને લગતો વહીવટ સારો ચાલે છે અને આ વહીવટ કરવાની કેળવણીવડે સ્થાનિક સ્વરાજ્યની ભાવના લોકોમાં ખીલવા સંભવ છે, મ્યુનીસીપલ સંસ્થા બળવાન્ થાય છે, અને દેશી અને યુરોપીઅનોને એકત્ર થઈ કાર્યભાર કરવાના પ્રસંગ આવે છે. આ ઉદ્દેશને અનુસાર ઇલાકાના કાયદા રચાયા, અને આપણા ઇલાકામાં સને ૧૮૭૩ નો છઠ્ઠો કાયદો પસાર થયો. આ કાયદાવડે મ્યુનીસીપાલેટીની ઉપયોગિતા વધી અને ચુંટણીના ધોરણને સ્થાન મળ્યું; પરંતુ ઘણી જગ્યાએ ચુંટણીનું ધોરણ દાખલ કરી શકાયું નહતું. સને ૧૮૮૨ નામદાર લૅાર્ડ રિપનના રાજ્યવહીવટમાં સ્થાનિક સ્વરાજ્યનો સાચો પાયો સ્થપાયો. આ દૂરદર્શી રાજ્યતંત્રીને જણાયું કે સ્થાનિક કારભારમાં વધારે ઉમંગથી કામ કરવાની પ્રજાના પ્રતિનિધિઓને ટેવ પડવાથી તેઓ રાજ્યકારભારની કેળવણીનાં કિરણો સર્વત્ર પ્રસારી શકશે. સને ૧૮૮૪ ના એકટ એવડે આપણા ઈલાકામાં ચુંટણીનું ધોરણ સારી રીતે

પ્રવેશ પામ્યું, અને ઘણાં નગરોમાં અધ્યક્ષ અથવા પ્રેસીડેન્ટ તરીકે ખાનગી ગૃહસ્થને પસંદ કરવાનો લાભ અપાયો; અને મ્યુનીસીપાલેટીની કારભાર કરવાની સત્તા અને જવાબદારી વધવા લાગી. પોલીસને લગતા ખરચનો બોજો મ્યુનીસીપાલિટી ઉપરથી ઘણે ભાગે ઉઠાવી લેવામાં આવ્યો, અને ઇલાકાની મહેસુલનો કેટલોક ભાગ મ્યુનીસીપાલેટીને હસ્તગત કરવામાં આવ્યો. ત્યારપછી કાયદામાં ઘણા સુધારા થયા અને છેવટે આપણા ઇલાકાની જીલ્લાની મ્યુનીસીપાલેટીનું બંધારણ સને ૧૯૦૧ ના એકટ ત્રણ મુજબ રચાયેલું છે, અને ત્યારપછી મ્યુનીસીપલ વહીવટમાં આંતર અંકુશ કેન્દ્રસત્તાના અધ્યક્ષોનો ગયો છે, પરંતુ બહારનો અંકુશ રહ્યો છે. આ અંકુશ કલેકટર અને કમીશનર રાખે છે. આ અમલદારો મ્યુનીસીપલ દફતર તપાસી શકે છે, અને સરકારની મંજુરીવડે મ્યુનીસીપાલેટીને ગેરકાયદે કામ કરતાં અથવા સાર્વજનિક હરકત થાય અથવા સુલેહનો ભંગ થાય તેવાં કામ કરતાં અટકાવી શકે છે. સ્થાનિક સરકાર મ્યુનીસીપાલેટી પોતાનો વહીવટ ચલાવવા તદ્દન અશક્ત જણાય, અથવા પોતાની સત્તાનો દુરુપયોગ કરે તો સકારણ નોંધ લઈ તેને વહીવટમાંથી દૂર કરી શકે છે.

સને ૧૯૦૧ નું મ્યુનીસીપાલેટીનું બંધારણ અમદાવાદ જેવાં મોટાં નગરોમાં ખાત્રીવાળું જણાયું છે, અને કાયદાના સુધારણાની જરૂર કેટલાકને જણાઈ છે.

આપણે પ્રથમ જણાવી ગયા તેમ રાજ્યતંત્રના કાયદાના બંધારણમાં અને નાણાંના વહીવટ સંબંધમાં પ્રજાના પ્રતિનિધિત્વરૂપ અંશને પ્રધાનપણું આપવાથી સ્થાનિક સ્વરાજ્ય દીપે છે. પરંતુ કાર્યભારની દિશા નિર્માણ થયા પછી તેને અમલમાં મૂકવાની સત્તા ( Executive ) એકતંત્ર અથવા એકનિષ્ઠ હોવાની જરૂર મોટાં નગરોમાં જણાવા લાગી છે. આ સૂત્ર જ્યાં એક વ્યક્તિનિષ્ઠ નથી હોતું, પરંતુ બહુમતાનુસારી હોય છે ત્યાં કાર્યભારની ગતિ મંદ ચાલે અને આંતર વ્યવસ્થા નિરંકુશ જેવી થઈ રહે છે.

આંતર વ્યવસ્થા રાખવાની સત્તા એક વ્યક્તિનિષ્ઠ રાખી કાર્યભારની દિશા નિર્માણ કરવાનું મ્યુનીસીપલ બોર્ડ પોતાના હાથમાં રાખે, અને તે પ્રમાણે યોજના થાય, તો બોર્ડનું બંધારણ પ્રજાકીય મેંબરોથી બહોળારૂપમાં ઘડાય અને અધ્યક્ષ તેવા મેંબરોમાંથી ચૂંટાય તો સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ સારો થવા સંભવ છે. સરકારનો આ પ્રકારનો ઉદ્દેશજ છે, અને તે ઉદ્દેશને વળગી જે જે મ્યુનીસીપાલેટીઓ વર્તે છે તે તે સ્વરાજ્યનો વિકાસ સિદ્ધ કરતી ચાલે છે.

મ્યુનીસીપાલેટીઓનાં સમૂહ તરફથી સ્થાનિક ઇલાકાના રાજ્યતંત્રના કાયદા ઘડનાર મંડળમાં પ્રતિનિધિ મોકલવાનું ઉત્તમ પગલું હવે ભરાવા લાગ્યું છે તેથી સ્થાનિક વહીવટને લગતા કાયદામાં પ્રજામતની છાપ પડવા સંભવ રહે છે.

પૌર વ્યવસ્થા રાખવામાં મ્યુનીસીપાલેટી જેવી સંસ્થા શી રીતે ઉદય થઈ અને કઇ દિશાએ તેનો વિકાસ થવો યોગ્ય છે તે સૂચવ્યા પછી જનપદનો સ્થાનિક કારભાર ચલાવનાર મંડળ પ્રતિ લક્ષ કરીએ.

મદ્રાસ અને મુંબાઈ ઈલાકામાં ગ્રામસમૂહને ઉપયોગી સુધારા થવા સારુ નાના મંડળનું બંધારણ સને ૧૮૬૫ પહેલાં થયું હતું. આ મંડળોમાં પોતાની મેળે ભંડોળ ભેગું કરવાની યોજના હતી, અને તે ભંડોળવડે ગામડાંની નિશાળો, રસ્તા, અને દવાખાનાના વહીવટમાં સ્થાનિક સરકારી નોકરોને મદદ મળતી. બંગાળા અને સંયુક્ત પ્રાંતોમાં આવું મંડળોનું આત્મ-બંધારણ થયું નહતું. આ સંબંધમાં કાયદાનું પ્રથમરૂપ સને ૧૮૬૫ માં ઉદય થયું, અને મીર લોકોના વહીવટમાં સ્થાનિક વેરા લેવાતા હતા તે પ્રમાણે સ્થાનિક કર લેવાનું ધોરણ દાખલ થયું. આ કાયદાથી જમીન ઉપર અને મકાનો ઉપર સ્થાનિક ઉપયોગી કામ સારૂ વેરો લેવાનું થયું પરંતુ વહીવટ કરનાર મંડળનું કાયદેસર બંધારણ તે વડે થયું નહતું. ચાલતાં મંડળોને સ્વીકારવામાં આવ્યાં હતાં. બીજે વર્ષે મદ્રાસ ઇલાકામાં સ્થાનિક વેરો લેવાનો કાયદો થયો, પણ તે ભંડોળનો વહીવટ કરવા સારૂ વેરો ભરનારાને મંડળ સ્થાપવાની સત્તા મળી નહિ. સને ૧૮૬૯ માં મુંબાઈ ઈલાકામાં કાયદાનું સ્વરૂપ સુધર્યું અને ઉદ્દેશ એ રાખવામાં આવ્યો કે ગામલોકો પોતાના ફાયદાનાં કામોમાં ભાગ લે, અને ભંડોળની વ્યવસ્થા સરકારથી નિમાયેલા કર ભરનાર પૈકીના મેંબરો વડે કલેકટરની દેખરેખ નીચે થાય. સને ૧૮૭૧ માં પ્રતિદિન વધતી જરૂરીઆતોને લીધે અને લોર્ડ મેયોના રાજ્ય-તંત્રમાં નાણાં સંબંધી વહીવટ કરવામાં સ્થાનિક સ્વતંત્રતા આપવાનું ધોરણ દાખલ થવાથી સ્થાનિક વહીવટના કાયદાના બંધારણમાં ઘણો સુધારો થવા પામ્યો. મુંબાઈમાં કાયદાનું સ્વરૂપ જેવું ને તેવું રહ્યું, પરંતુ મદ્રાસ, બંગાળા અને સંયુક્ત પ્રાંતોમાં નવા કાયદા થયા. આ પ્રાંતોમાં લોકલ ફંડના વહીવટ સારૂ જનપદના વિભાગ પાડવામાં આવ્યા, અને કમીટી અથવા બોર્ડનું કાયદેસર બંધારણ થયું. ઉત્તર હિંદુસ્થાનમાં નવી કમીટીઓ સારૂં કામ કરી શકી નહિ, તેઓ બળાત્કારે ભેગી થતી, અને પોતાના કામમાં કંઈ રસ લેતી નહિ; અને કાર્યભાર જીલ્લાના અમલદારોને કરવો પડતો. ત્યાર પછી લૉર્ડ રિપનના રાજ્યતંત્રમાં મોટો સુધારો થયો અને સઘળા દેશમાં લોકલ બોર્ડોની જાળ પ્રસરી. ગ્રામસમૂહ અથવા સર્કલ એવી રીતે ઘડવામાં આવ્યાં કે સ્થાનિક સુધારાનું સ્વરૂપ પોતાના મેંબરદ્વારા ડીસ્ટ્રીકટ કાઉન્સીલ આગળ તે રજુ કરી શકે. ખાનગી ગૃહસ્થોને બોર્ડ ઉપર આગળ પડવાનો હક પ્રાપ્ત થયો અને મ્યુનીસીપા-લેટીની પેઠે ચુંટણીનું ધોરણ દાખલ થવા પામ્યું. બોર્ડોની નાણાં સંબંધી સ્થિતિ પ્રોવીન્શી-અલ ઉપજમાંથી અમુક રકમો આપવા વડે સુધારવામાં આવી. લૉર્ડ રિપનની યોજના અને ધારણા અમલમાં મૂકવા સારૂ સ્થાનિક ઇલાકાના સરકારને કેટલીક સ્વતંત્રતા આપવામાં આવી

હતી, અને તેથી સને ૧૮૮૩-૮૫ સુધીમાં હિંદુસ્થાનમાં ઇલાકા અને પ્રાંતોમાં લોકલબોર્ડનાં બંધારણુ સ્થાનિક સરકારના કાયદાથી રચાયાં.

મદ્રાસમાં લોકલબોર્ડોનાં ત્રણ રૂપ થયાં છે (૧) ગામ સંબંધી પંચાયત (૨) તાલુકા લોકલબોર્ડ અને (૩) જીલ્લા અથવા ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ. મુંબઈ ઇલાકામાં તાલુકા અને ડીસ્ટ્રીકટ લોકલબોર્ડો સ્થપાઈ છે, અને ગામના સંબંધમાં ગામની સેનેટરી કમીટી અથવા સેનેટરી બોર્ડ એવી સંસ્થા ઇલાયદા કાયદાથી રચાઈ છે. વિશેષમાં મુંબઈ ઇલાકામાં ડીસ્ટ્રીકટ લોકબોર્ડમાં મ્યુનીસીપાલેટી તરફથી મેંબર મોકલવાની યોજના છે.

ચુંટણીનું ધોરણ ન્યૂનાધિક અંશે મુખ્ય ઇલાકામાં લોકલબોર્ડમાં પ્રવેશ પામ્યું છે. પરંતુ અધ્યક્ષની ચુંટણી કરવાનો પ્રસંગ અમલમાં મૂકાયો નથી. આ તાલુકાની અથવા ગામની લોકલબોર્ડ અથવા કમીટીઓના મેંબરોમાં સ્થાનિક કાર્ય કરવાનો ઉત્સાહ જેવો જોઇએ તેવો જણાતો નથી, અને તેનું મુખ્ય કારણ ગામડામાં કેળવણીનો જોઇએ તેવો પ્રસાર નથી, અને તેથી પ્રજામતની અસર મેંબરો ઉપર બરાબર થઈ શકતી નથી. તે સાથે સ્થાનિક અમલદારો હુશીઆર મેંબરોને કાર્યભાર સોંપી મોકળા થવાની હિંમત ધરાવતા નથી.

આ ઉપરાંત બંદરનાં નગરોમાં પોર્ટટ્રસ્ટ અથવા હાર્બરટ્રસ્ટની સંસ્થાઓ સ્થાનિક વહીવટ ચલાવે છે. મુખ્યત્વે કરી વ્યાપારી મંડળમાંથી મેંબરો પસંદ થાય છે, પણ અધ્યક્ષ સરકાર તરફથી નીમાય છે.

પ્રભુના અનુગ્રહથી બ્રીટીશ છત્ર નીચે સ્થાનિક રાજ્યતંત્રની આપણી પ્રાચીન ભાવનાઓએ વાસ્તવ સ્વરાજ્યનું રૂપ ધોરણ કરવા વેગ ધર્યો છે, અને તેના વિકાસમાં બ્રીટીશ સ્થાનિક સ્વરાજ્યનાં ચાર સૂત્રો ઓતપ્રોત થાય એજ આપણે ઇચ્છીશું, તે ચતુઃસૂત્રી ઉપસંહારમાં જણાવી વિરમીશુંઃ—

(૧) સ્વધર્મે અને સંસ્થાનું સ્થાપન આપણે કરીએ અર્થાત્ કાયદાનું બંધારણ પ્રજાના પ્રતિનિધિ સ્થાપે.

(૨) સ્થાનિક રાજ્યતન્ત્રની કાર્યવાહક સત્તા અને અધ્યક્ષ યોજના પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં રહે.

(૩) કર્તવ્યવ્યવસ્થા એકનિષ્ઠ હોઈ અમલદારો કાયદાના બંધનને સર્વાંશે વશ વર્તે.

(૪) સ્થાનિક રાજ્યતંત્રમાંથી કેન્દ્રસત્તા અને અમલદારો મોકળા થાય અને સ્થાનિક રાજ્યતંત્રના નિયંતા થવાને બદલે સહાયક થાય.

નર્મદાશંકર દેવશંકર મહેતા.

---

# ઈંગ્લાંડનાં વિનોદવિધાનો.

માનવ હૃદયને આનંદ કરવાના પ્રસંગ અને સાધનની જરૂર સર્વત્ર સ્વીકારાયેલી છે. જૂદા જૂદા દેશમાં જૂદે જૂદે પ્રકારે મનુષ્યજનો આનંદ કરે છે. આપણો દેશ ઘણો મ્હોટો છે તેમાં જૂદી જૂદી જાતની પ્રજાઓ છે; તેમાં અનેક સંખ્યા નાતોની છે તેને લીધે સામાન્ય રીતે આપણી લોકના રીતરિવાજો, અને રહેણીમાં ઘણી ભિન્નતા જોવામાં આવે છે; છતાં આનંદ કરવાના પ્રકાર કેટલાક સામાન્ય છે ખરા. તોપણ આનંદનું મુખ્ય સાધન ધનસંપત્તિ છે અને તેની આપણા દેશમાં ન્યૂનતા હોવાથી આપણા લોકના સામાન્ય આનંદ પ્રકાર ઘણા થોડા અને નિર્જીવ છે. હાલમાં આપણે ઈંગ્લાંડના રાજછત્ર નીચે છીયે તેથી સાધારણ રીતે હરેક બાબતમાં આપણે ઈંગ્રેજ લોકની અમુક વાત અથવા ઈંગ્લાંડની અમુક સ્થિતિ સાથે મુકાબલો કરીયે છીયે; તેમના રીતિરીવાજોનું અનુકરણ—યોગ્ય અને અયોગ્ય સ્વભાવિક રીતે—ચાલ્યું જાય છે. તેમાં વળી હિંદુસ્થાન ઈંગ્રેજને હાથ આવ્યું ત્યારથી આજ સુધી ન બનેલો એવો બનાવ હાલ બન્યો છે—નામદાર શહેનશાહનું આપણા દેશમાં આગમન—આવે અપૂર્વ પ્રસંગે આપણે જે પ્રજાની હકુમતમાં છીયે અને જે પ્રજાનું અનુકરણ હરેક બાબતમાં કરીયે છીયે, જે પ્રજા જેવી આપણે સામાજિક અને રાજકીય સ્વતંત્રતાની ઇચ્છા રાખીયે છીયે—તે પ્રજા પોતાના દેશમાં કેવી રીતે આનંદ કરે છે, તે પ્રજાનાં વિનોદસ્થાનો કેવાં છે એ જાણવાની ઉત્કંઠા અસ્થાને ગણાશે નહિં. અલબત આ બાબતમાં આપણા કેળવાયેલા લોક સર્વથા અજ્ઞાન છે તેમ નથીઃ છતાં પ્રત્યક્ષ દર્શનનો લાભ મળેલો હોવાથી તે વિશે કાંઇક લખવાની મ્હને આજ્ઞા થઈ છે તે મેં સ્વીકારી છે. પરન્તુ તે પ્રત્યક્ષ દર્શનનો લાભ મળવાને આજ દશ વર્ષ થઈ ગયાં છે, અને ઈંગ્લાંડ જેવા નિરંતર વૃદ્ધિગંત

થેતા દેશમાં દશ વર્ષમાં ઘણા ફેરફાર થાય છે; તેમ આ વિષયમાં પણ થયા હશે. છતાં હાલ તુરતજ તે દેશમાં યાત્રા કરી આવેલાને પૂછતાં અને ત્યાંના પત્રો વાંચવાથી જણાય છે કે જે વિષય મને સોંપાયો છે તેમાં કાંઈ ઘણા ફેરફાર થયા નથી.

આપણા કરતાં ઈંગ્લાંડનાં વિનોદસ્થાનો અને આનંદ કરવાના પ્રકાર વધારે સજીવ અને ઉંચી પંક્તિનાં હોવાનાં બીજાં પણ કારણ છે. એક તો એ દેશમાં કેળવણીનો પ્રચાર ઘણો છે અને સેંકડો વર્ષથી તે દેશ સર્વથા સ્વતંત્રતા ભોગવતો આવે છે. વળી, તે દેશના લોક ઉદ્યોગી પણ ઘણા છે એટલે આખો દિવસ કામકાજ કરી થાકી જનારાને વિનોદથી વિશ્રાંતિ મેળવવાની વિશેષ જરૂર છે. એટલે ધન, સ્વતંત્રતા, ઉંચી કેળવણી અને ઉદ્યોગ એ સર્વના પરિણામ રૂપે જ વિનોદપ્રિયતા એ લોકમાં સવિશેષ જોવામાં આવે છે.

વિનોદના બે પ્રકાર છેઃ શારીરિક; અને માનસિક. અલબત માનસિક આનંદ માટે પણ શારીરિક ક્રિયાની તો જરૂર છેજ; જેમકે સંગીત દ્વારા કલ્પના, અને હૃદયને આનંદ આપવા માટે શ્રવણેન્દ્રિયની જરૂર છે; અને ઉંચા પ્રકારના નાટ્યપ્રયોગથી હૃદયને વિનોદ માટે કર્ણ અને ચક્ષુ બન્નેનો ખપ છે. પરન્તુ માત્ર શારીરિક આનંદ માટે બુદ્ધિ કે કલ્પનાનો ઘણો ખપ પડતો નથી. જેમ મથુરાના ચોબા અધમણ દૂધનો દૂધપાક ખાઈને સતુષ્ટ થાય છે અથવા કરનાળીના બ્રાહ્મણો વાસ કેળાં ઘીખાંડ સાથે ખાઈ પ્રસન્ન થાય છે એવા પ્રકારના આનંદ કેવળ શારીરિક છે અને તેમાં બુદ્ધિ કલ્પના વગેરેને અવકાશ જ નથી. મતલબ કે માત્ર ખાનપાનથી મનને પ્રસન્ન રાખવું એ પણ એક આનદ ભોગવવાનો માર્ગ લોકમાં પ્રચલિત છે અને તેવા આનંદ માટે ઈંગ્લાંડમાં જે સ્થાનો છે તેને "Restaurant" કહે છે, તે સ્થળો સવારના આઠથી રાત્રિના બે વાગતા સુધી ઉઘાડાં રહે છે. પરન્તુ તે જગાઓમાં પણ રસિકતાનું સર્વત્ર દર્શન થાય છે. ખાવા પીવાનાં ટેબલો અને ખુરશીઓની રચના, તેના ઉપર પુષ્પ વગેરે સુગંધમય વસ્તુઓની શોભા, નિત્ય રાત્રે સંગીતની યોજના ઇત્યાદિ સામગ્રી મનોરંજક હોવાથી તેવી જગાઓમાં બેઠાથી માત્ર ખાનપાનનોજ આનંદ મળે છે એટલું જ નહિ પરન્તુ મનને પણ વિશ્રાન્તિ મળી ઉંચા પ્રકારનો આનંદ થાય છે. એ સર્વ રચનામાં દેખાતી રસિકતામાં એક વિશેષ ઉમેરો ખાનપાન પીરસનાર સ્ત્રી વર્ગ–એટલે Waitress –હોય છે અને તે પણ ઘણે ભાગ સુન્દર અને સુઘટિત પોશાક વાળી હોય છે–તેને લીધે એ સ્થાનોમાં આકર્ષણ વિશેષ થાય છે અને માટે જ હૃદયના વિનોદસ્થાન તરીકે તેની ગણના થાય છે. ઈંગ્લાંડના લોક આપણા કરતાં ઘણી સ્વતંત્રતા ભોગવે છે. સ્ત્રી–પુરૂષોનું સંમેલન આપણા કરતાં તે લોકમાં સવિશેષ છે; વિવાહિત અને અવિવાહિત સ્ત્રી–પુરૂષોને એક બીજા સાથે ફરવા હરવાની છૂટ વધારે છે. આ સર્વ સ્થિતિ છતાં તે દેશની નીતિ બીજા દેશ કરતાં ઉતરતી છે એમ કહી સકાતું નથી. મનુષ્ય જાતિમાં કામવાસના સર્વત્ર છે. સર્વ દેશમાં સર્વ કાળમાં માનવ જાતિ થોડે ઘણે અંશે દોષિત છે. તોપણ ઈંગ્લાંડના મધ્ય અને ઉચ્ચ વર્ગમાં જ્યાં જ્યાં કાંઈ દૂષણ દેખાય છે ત્યાં પણ માત્ર શારીરિક તત્ત્વ નથી હોતું પરન્તુ તેવા લોકમાં પણ માનસિક આનન્દ મેળવવાની વૃત્તિ હોય છે અને તેવા લોક પણ માત્ર શારીરિક આનન્દથી સંતુષ્ટ ન થતાં બીજા ઉંચા પ્રકારના આનન્દ પણ ભોગવે છે–તેનું કારણ ઉંચી કેળવણી અને સ્વતંત્રતા. અલબત વિવાહિત લોકો બીજા સ્ત્રી પુરૂષ સાથે છૂટથી ફરી

હરી શકતા નથી; અવિવાહિતનેજ માત્ર ફરવા હરવાની સ્વતંત્રતા વિશેષ છે. એ સ્વતંત્રતા ઉપરથી તે લોકમા નીતિનિયમ શિથિલ છે એવું અનુમાન કરવાનું નથી; ઉલટું એ સ્વતંત્રતાને લીધે જ નીતનિયમમાં વિશેષ નિયંત્રણ,-હરેક વ્યક્તિનું વિશેષ નિગ્રહબળ વગેરે સદ્ગુણોનું દર્શન થાય છે. સ્ત્રી-પુરૂષો નિર્ભય રીતે એક બીજાની સાથે હળી મળી, ફરી હરીને આનન્દ મેળવે છે તે પણ એજ સ્વતંત્રતાને પરિણામે. આ પ્રકારનો આનન્દ આપણા દેશમાં હાલ તો અશક્ય છે. આ રીવાજનું આપણે કેટલે અંશે અનુકરણ કરવું એ એક મ્હોટો પ્રશ્ન છે.

શારીરિક આનન્દ માટે બીજી એક યોજના ઈંગ્લાંડમાં થાય છે-જૂદી જૂદી જાતોનાં પુષ્પોનું પ્રદર્શન-( Flower Show )-જેથી ઘ્રાણેન્દ્રિય અને ચક્ષુની તૃપ્તિ થવા ઉપરાંત તે પ્રદર્શનની રચનામાં દેખાતી રસિકતાથી માનસિક આનન્દ પણ થાય છે અને અનેક તરેહનાં સુન્દર પુષ્પો જોઈ તેના રચનાર મહાન્ ઈશ્વરનું પણ સ્વભાવિક રીતે જ્ઞાન થાય છે. આ પ્રકારનાં પ્રદર્શન આપણા દેશમાં થાય છે-મુંબાઈ પૂનામાં-પરન્તુ ઈંગ્લાંડનાં પુષ્પપ્રદર્શનોની રચના વધારે રસિકતાપૂર્ણ હોય છે તેમ જ ત્યાંનાં પુષ્પો આપણાં પુષ્પો કરતાં વધારે સુન્દર હોય છે. આપણાં પુષ્પોમાં સુગન્ધ વિશેષ છે એ વાત ખરી પરન્તુ ઈંગ્લાંડનાં પુષ્પો સુગંધ-રહિત નથી-ઘણાં ખરાં પુષ્પોમાં મન્દ સુગન્ધ હોવા ઉપરાંત સૌન્દર્ય વિશેષ હોવાથી તે પુષ્પો વધારે પસંદ કરવા લાયક છે અને પ્રદર્શનમાં તેની રસિક રચના વધારે મોહક અને ઈશ્વરની સુન્દરતાની સૂચક થાય છે. પુષ્પપ્રદર્શન વિશે લખતાં ફ્રાન્સની Battle of Flowers વિશે લખવાની સ્વભાવિક વૃત્તિ થાય છે. આ લેખ માત્ર ઈંગ્લાંડનાં વિનોદસ્થાન વિશે છે તો પણ ફ્રાન્સમાં જે Battle of Flowers થાય છે તે ઉત્સવ એટલો મનો-રંજક છે કે આ સ્થળે તેની નોંધ લેવી યોગ્ય છે. ફ્રાન્સ અને ઇટલીનાં બે સુન્દર શહેરો Nice ( નીસ ) અને Naples (નેપલ્સ) માં આ પુષ્પવિહાર વિશેષ કરીને થાય છે. બન્ને દેશ Roman Catholic રોમન કેથોલિક છે અને ફેબ્રુઆરીમાં Lentના તહેવારમાં તે લોક કેટલાક દિવસ મિતાહારના-એટલે માંસાહારનો ત્યાગ કરવાના કાઢે છે અને તેને અંતે Carnival ( કાર્નિવ્હલ ) કરે છે. તે વખતે પુષ્પવિહાર કરે છે. દરિયાકિનારે એક જગા ઉપર ધનવાન લોકો પોતપોતાની ગાડીયો સુન્દર પુષ્પોથી શણગારી, પોતે તેમાં ઉત્તમ વસ્ત્ર અને પુષ્પથી સજ્જ થઈ પુષ્પોની મ્હોટી મ્હોટી છાબો પાસે રાખે છે અને સર્વે ગાડીયો ગોળાકારમાં ફરે છે અને એક ગાડીમાં બેઠેલાં સ્ત્રી પુરૂષો પોતાની સામેની ગાડીમાંના લોકના ઉપર પુષ્પપ્રહાર કરે છે; અને આ ક્રમ બે ચાર કલાક સુધી ચાલે છે. તેની આસપાસ લોકોને આ પુષ્પવિહાર જોવા માટે ઊંચી ઊંચી બેઠકો ઊભી કરેલી હોય છે, તેમાં બેસવાની મ્હોટી મ્હોટી ફી આપી લોકો બેસે છે અને આમ પુષ્પવિહારમાં શામિલ થનાર અને જોનાર સર્વેને આનન્દ મળે છે. આ રચના પાછળ ઘણો ખર્ચ થાય છે. એક એક ગાડી પાછળ લગ-ભગ પાંચસેં રૂપીયા ઓછામાં ઓછા થાય છે. આ રચના ઘણી જ મનોહારી છે.

શારીરિક આનન્દ માટે ઈંગ્લાંડમાં Sports એક મુખ્ય સાધન છે. ક્રીકેટ, પોલો, વગેરે મ્હોટી મ્હોટી રમતો રમવામાં અને જોવામાં એ દેશના લોક બહુ વિનોદ મેળવે છે. વળી (ડાર્બી) Derby વગેરે સ્થળોની ઘોડદોડની શરતો, ઑક્સફર્ડ કેમ્બ્રીજની Boat Races ( હોડીની સરતો ) વગેરેથી પણ આનન્દ મેળવનાર એ પ્રજામાં મ્હોટો વર્ગ છે. તે સિવાય

માત્ર excursion (સહેલ સફર) રેલ્વેમાં અને બોટ અને સ્ટીમરોમાં-કરીને પણ શરીર અને મનને વિશ્રાન્તિ મેળવે છે. થોડાક સમય માટે એક સ્થળેથી બીજે સ્થળે બોટમાં જઈ સહેલ કરી આવી આનન્દ કરનારા ઘણા છે. રેલ્વેમાં પણ જૂદે જૂદે સ્થળે માત્ર સ્થલાન્તર માટે જ ઘણા લોક જાય છે. આપણા દેશમાં હવે હવાફેર માટે અથવા વિશ્રાન્તિ માટે જવાનો રિવાજ નીકળ્યો છે; પરન્તુ સામાન્ય રીતે ધંધા સિવાય માત્ર મુસાફરી માટે મુસાફરી કરવાનો રિવાજ આપણા દેશમાં નથી. જાન, જાત્રા અથવા કાણુ એ ત્રણ હેતુ આપણા દેશમાં મુસાફરી માટે મુખ્ય છે. પરન્તુ ઈંગ્લાંડમાં હરેક વર્ગના લોક વર્ષમાં એકાદ મહિનો સ્થલાન્તર કરે છે અને આ પ્રકારે વિનોદ અને વિશ્રાન્તિ મેળવે છે. આ excursionમાં એક મુખ્ય નોંધવા લાયક Stratford-on-Avon (સ્ટ્રાટ ફોર્ડ-ઑન-એવોન) ઉપરનું વાષક excursion છે. એ જગા શેક્સપીયરની જન્મભૂમિ છે અને તેની જન્મતિથિને દિવસે લંડનથી ખાસ ટ્રેન જાય છે અને તેમાં ઘણા લોક તે જગાએ જઇને આખો દિવસ ગાળી શેક્સપીયરનું ઘર, શેક્સપીયર થીએટર, અને શેક્સપીયર લાયબ્રેરી-વગેરે સ્થળો જૂવે છે. એ લાયબ્રેરીમાં શેક્સપીયરનાં નાટકોનાં બધી ભાષામાં થયેલાં ભાષાન્તરો છે. બોટોમાં અને આગબોટોમાં excursion કેટલીક વાર ધનવાન લોકો દિવસના દિવસ ગાળે છે; બોટોને જ ઘર તરીકે વાપરે છે અને તેને Honse-boats (હાઉસ બોટ) અથવા Boat-houses (બોટ હાઉસ) કહે છે, નિત્ય નિરન્તર ઉદ્યોગી પ્રજાને આવા માર્ગની આવશ્યકતા છે. ટેમ્સ નદીમાં એક સ્થળે બેશીને કેટલાક માઇલ સુધી એ પ્રમાણે મુસાફરી લોકો કરે છે અને સૃષ્ટિ-રચના જોતા મનને આનન્દ આપી વિશ્રાન્તિ મેળવે છે. આ excursion વિશે લખતાં Venice વેનીસમાં ચાલતો પ્રકાર સહજ યાદ આવે છે. ઇટલીમાં Venice શહેરની રચના જૂદા જ પ્રકારની છે. દરિયામાં આવેલા ન્હાના ન્હાના છૂટા છૂટા બેટ ઉપર વસેલું એ ગામ છે એટલે તે ગામમાં રસ્તા પથ્થરના કે માટીના નથી પરન્તુ પાણીના છે; ઘોડાગાડી નથી પણ હોડીયો (gondolla) છે. સ્ટેશન ઉપર ઉતરતાં જ ગોંડોલા (હોડીઓ) વાળા મળે છે અને તેમાં બેશીને જ મુકામ ઉપર જવું પડે છે; આ શેહેરમાં એક મ્હોટો રસ્તો છે તેને Great Canal કહે છે અને તેમાં દરરોજ સાંઝરે સાતથી બાર સુધી એક ન્હાની સ્ટીમર ફરે છે તેમાં ખાનપાનની સર્વ સામગ્રી ઉપરાંત ઉંચા પ્રકારનું સંગીત સંભળાવનાર એક બેંડ રહે છે અને અનેક લોકો તેનો લાભ લે છે.

આ સર્વ પ્રકાર શરીરને મનને આનન્દ આપવાના છે. પરન્તુ તેની સાથે જ્ઞાન મેળવવાના માર્ગ પણ ઇંગ્લાંડમાં છે. જેમકે Exhibition and Mnseums-પ્રદર્શનો અને સંગ્રહસ્થાનો. તેમાં વિનોદ અને જ્ઞાન બન્ને મેળવવાના પ્રસંગ મળે છે. કેટલાક પ્રદર્શનો (*Exhibitions*) લંડનમાં વર્ષોવર્ષ થાય છે જેવાં કે Earls Court Exhibition અર્લ્સ કોર્ટ એકસીબીશન Alexandra Palace (અલેકઝેડ્રા પેલેસ) અને Crystal Palace (ક્રિસ્ટલ પેલેસ) આ પ્રદર્શનો મેથી ઑકટોબર સુધી ઉઘાડાં રહે છે; તેમાં જ્ઞાન કરતાં રમતગમતનાં સાધનો છે. Alexandra Palace લંડનના ઉત્તર ભાગમાં છે; તેમાં ઘણે ભાગે મધ્ય વર્ગના લોક જાય છે. તેમાં જૂદી જૂદી જાતની વસ્તુઓની દુકાનો; સંગીત, વગેરે અનેક પ્રકારે વિહાર કરવાની યોજનાઓ છે; ક્વચિત્ આતશબાજી પણ છૂટે છે. Earls Court Exhibition

લંડનનો પશ્ચિમ બાજુના ભાગમાં છે અને તે વધારે સુન્દર અને આકર્ષક છે. તેમાં દરવર્ષે નવી તરેહની યોજનાઓ થાય છે. Greit Whrel, Switch Back Railway, Waterchute વગેરે યોજનાઓ જૂદે જૂદે વર્ષે થાય છે. સ્થળે સ્થળે બેંડ વાગે છે. ઉંચા પ્રકારની રોશની થાય છે;–સીનેમેટોગ્રાફ્ના દેખાવો પણ થાય છે; Woman's Exhibition, એટલે જૂદા જૂદા દેશની સ્ત્રીયો તેમનાં ઘર રહેણી વગેરે દેખાડનારા વિભાગો પણ હોય છે, એકંદર આ પ્રદર્શન સર્વ કરતાં વધારે મનોરંજક છે. Crystal Palace (ક્રિસ્ટલ પેલેસ) સર્વથી જૂનો છે; તેનું નામ જેટલું ઉચ્ચારમાં મધુર છે તેવી તે જગા સુન્દર નથી; બગીચો ઘણો સુન્દર છે; પણ મકાન તો કેવળ જૂનું અને પાટીઆનું છે. માત્ર છાપરૂં અને ભીંતોમાં કાચ છે તેથી Crystal Place નામ છે; બાકી અંદર જમીન જૂનાં પાટીયાંની, દાદર જૂનાં પાટીયાના અને કાંઈ પણ મનોરંજક નહિં એવી રચના છે. તે શિવાયની બીજી યોજના ઘણી મનોહારી છે. જૂદી જૂદી જાતની વસ્તુઓની દુકાન, બગીચાની વ્યવસ્થા અને તે સ્થળે પ્રસંગે પ્રસંગે સંગીત વગેરેની યોજના ઘણી ચિત્તરંજક છે. તે સ્થળે દર ગુરૂવારે આતશબાજી છૂટે છે અને તે ઘણી ઉંચા પ્રકારની હોય છે. તે જોતાં પ્રકાશના મહાસાગરમાં તણાતા હોઇએ એવું લાગે છે લંડનથી જરા છેટે હોવાથી ઘણા લોકો એનો લાભ લઈ શકતા નથી પરન્તુ ગુરૂવારે અને બીજે ખાસ પ્રસંગે લોકસમૂહ ઘણો મ્હોટો ભેગો થાય છે. આ સ્થળે અંદર દાખલ થવાનો ફી ૧ શીલીંગ બીજી જગાઓનો માફક છે પરન્તુ દર ત્રીજે વર્ષે ત્યાં Handel Festival (હેંડલ ફેસ્ટીવ્હલ) થાય છે તે વખતે દાખલ થવાના સાત શીલીંગ હોય છે અને Handel Festival માં દાખલ થવાનો એક ગિની છે. Handel નામનો એક મ્હોટો જર્મન સંગીતવેત્તા હતો; સંગીતલેખક હતો જેને ઈંગ્રેજીમાં Composer કહે છે; તેની જન્મતિથિને દિવસે દર ત્રીજે વર્ષે Crystal Palaceમાં ઈંગ્લંડ સ્કોટલંડ આર્લંડના જાણીતા ગાયકો–Professional and amateurs ભેગા થાયછે; લગભગ ચાર પાંચ હજાર ગાયકો એકત્ર થઈ જૂદાં જૂદાં ગીત ગાય છે તે સાંભળતાં આપણા બ્રાહ્મણો વેદોચ્ચાર કરે છે તેવું ભાન થાય છે.

જ્ઞાન સાથે ગમ્મત આપનારાં કાયમનાં સંગ્રહસ્થાનો છે—જેવા કે Madame Tusseau, British Museum, અને Picture Galleries-ઇત્યાદિ. મેડમ ટસોના પ્રદર્શનમાં ઐતિહાસિક પુરૂષોનાં મીણનાં આખાં પૂતળાં છે; અને ઐતિહાસિક બનાવ દર્શાવનારાં પૂતળાં છે. તે નીચેના ભાગમાં–એટલે ભોંયરામાં પણ મીણનાં પુતળાનું પ્રદર્શન છે–તેને Chamber of Horrors કહે છે; અને તે નામ પ્રમાણે ભયંકર છે. ખૂન વગેરે મ્હોટા ગુન્હાનાં કાર્યદર્શક મીણનાં પૂતળાં છે અને તે જોવાથી મનને બિલકુલ આનન્દ નથી થતો પણ હૃદય ઉપર ભયાનક અસર થાય છે. માત્ર મનુષ્યની હસ્તકલા કેટલે સુધી પ્હોચી સકે છે તેનો જ નમૂનો છે કેમકે એ સર્વ પૂતળાં હુબહુ માનવી આકારનાં જ છે; અને તે જોઈ આશ્ચર્યચકિત થવાય છે.

બ્રીટીશ મ્યુઝીયમનું સંગ્રહસ્થાન છે તેના બે વિભાગ છેઃ એકમાં દેશવિદેશની જૂદી જૂદી વસ્તુઓનો સંગ્રહ છે અને બીજામાં પુસ્તકોનો મ્હોટો સંગ્રહ છે. વસ્તુઓનાં સંગ્રહસ્થાન લંડનમાં બીજાં ઘણાં છે અને અન્ય દેશોમાં પણ છે; પરન્તુ પુસ્તકોનો સંગ્રહ જેવો બ્રીટીશ

મ્યુઝિયમમાં છે તેવાં બીજે કોઈ સ્થળે નથી; તેમ જ તેવી વ્યવસ્થા પણ અન્ય સ્થળે જોવામાં આવતી નથી. હરેક ભાષાનાં, સર્વ વિષયનાં, સર્વ લેખકનાં, જૂનાં નવાં પુસ્તકો ત્યાં છે; તેનો ઉપયોગ કરવાને કાંઈ પણ આપવું પડતું નથી. માત્ર કોઈ જાણીતા સદ્‌ગૃહસ્થની ભલામણ ત્યાંના લાયબ્રેરીયન ઉપર મેળવ્યાથી તે પુસ્તકોનો ઉપયોગ કરી સકાય છે. પુસ્તકો ત્યાંથી બ્હાર લઈ જવાનાં નથી; પરન્તુ ત્યાં બેશીને જ તેનો ઉપયોગ કરાય છે. બેશીને લખવા વાંચવાની વ્યવસ્થા ઘણી જ ઉત્તમ છે. એક મ્હોટો ગોળાકાર ઓરડો છે તેમાં ચારે તરફ પુસ્તકોનાં મ્હોટાં કબાટો છે; મધ્યમાં એક કલાર્ક બેસે છે તેની પાસે પુસ્તકોની યાદીઓ ત્રણ રીતની—અક્ષરવાર, વિષયવાર અને લેખકવાર—પડેલી હોય છે તેમાંથી જે પુસ્તકની જરૂર હોય તે એક છાપેલી ચીઠી ઉપર લખી આપીને પોતાની બેઠકનો નંબર તેમાં લખ્યાથી દસેક મીનીટમાં તે પુસ્તક તે બેઠક ઉપર પ્હોચાડી જાય છે. વાચકોને માટે ગોળાકાર બસે બેઠકો અને ટેબલો છે અને આખા ઓરડામાં રબરની mat (સાદડી બિછાત) પાથરેલી છે કે જેથી ચાલનાર માણસોના પગનો અવાજ થાય નહિં; સવારના આઠથી રાત્રિના દસ સુધી આ સ્થળ ઉઘાડું રહે છે. કોઈ પણ પુસ્તક ત્યાં ન હોય તો તેનું નામ ઠામ લખી આપ્યાથી તે સંસ્થાને ખરચે મંગાવી આપે છે. આવી સરળ યોજના બીજે કોઈ સ્થળે નથી. વિદ્યાવિનોદ મેળવનારને આ સ્થળે ઘણું જ ઉપયોગી છે.

આ સિવાય માત્ર દેશ-પરદેશની વસ્તુઓનાં સંગ્રહસ્થાન ઘણાં છે South Kensington Museum (કેનસીંગટન મ્યૂઝીયમ) તેમાં મુખ્ય છે અને તેમાં Indian Section (ઇંડિયન સેક્શન) આપણા લોકને બહુ આકર્ષક લાગે છે તેમાં હિન્દુસ્થાનના ઘરના લાકડાના મ્હોટા નમૂના છે; સંગીતનાં સર્વ જાતનાં વાદ્યો છે. આ પ્રકારનાં સ્થાનમાં જ્ઞાન સાથે આનન્દ મળે છે; કેટલાક લોક રજા અને અવકાશના દિવસો ત્યાં જ ગાળે છે. ન્હાનાં છોકરાંઓ તેમાં ફર્યાથી પોતાની સ્વભાવિક વૃત્તિઓને ઉત્તેજન આપી સકે છે. સંગ્રહસ્થાનોમાં રસિક વૃત્તિને આનન્દ આપતાર ચિત્રનાં સંગ્રહસ્થાનો છે. લંડનમાં ત્રણ ચાર મ્હોટાં મ્હોટાં ચિત્રનાં સંગ્રહસ્થાનો છે તેમાં પ્રાચીન અર્વાચીન સર્વ ચિત્રકારોનાં જૂદાં જૂદાં ચિત્રો છે; તે સર્વ વિષયનાં, સર્વ જાતિનાં ચિત્રો છે. માનવ આકૃતિ, સૃષ્ટિરચના, મનુષ્ય હૃદયના ભિન્ન ભિન્ન ભાવદર્શક ઐતિહાસિક ઇત્યાદિ સર્વ જાતિનાં ચિત્રો હોય છે અને તેનાં દર્શનથી મનને ખરેખરો આનન્દ થાય છે. શિલ્પકળાનાં સંગ્રહસ્થાનો છે પરન્તુ આ કળાના ઉંચા નમૂના જેવા ફ્રાન્સ, ઇટલી અને બેલજિયમમાં જોવામાં આવે છે તેવા ઈંગ્લંડમાં નથી.

આનન્દ સાધનમાં સર્વથી વિશેષતા રસિક કળાઓને છે; અને તેમાં ચિત્રકળા વિશે ઉપર સૂચના કરી પરન્તુ જનસમૂહનો મ્હોટો ભાગ જે માર્ગે આનન્દ મેળવે છે તે સંગીત અને નાટ્યકળાથી છે. સર્વ સ્થિતિનાં મનુષ્યોને અનુકૂળ પડે તેવી યોજના આ વિષય પરત્વે છે. હફતાના ૭ દિવસ અને બુધવાર શનિવાર બપોરે પણ નાટ્યપ્રયોગો થાય છે. નાટકના પ્રયોગોમાં સંગીતમય નાટક લંડનમાં Covent Garden (કૉવેંટ ગાર્ડન થીએટર) Theatreમાં થાય છે; અને તેમાં મહાન્ નાટકકારોની રચનાઓના પ્રયોગો થાય છે, અને તે ઇંગ્રેજી, ફ્રેંચ, અને ઇટલીયન ભાષામાં થાય છે. આ નાટકમાં અને આ સ્થળે થનારાં સર્વ નાટકોમાં સંગીત ઘણા ઉંચા પ્રકારનું હોય છે; અને ઇટલીયન અથવા ફ્રેંચ ભાષામાં થતાં

પ્રયોગોનો ભાવાર્થ પણ સારી રીતે સમજી શકાય તેવી ઉંચા પ્રકારની કળાવાળું acting (અભિનય) હોય છે. ફાઉસ્ટ(Faust)નું નાટક જોવાથી મ્હને અભિપ્રાય બાંધવાનો પ્રસંગ મળ્યો હતો. માત્ર સંગીતનો જ આનંદ આપનારા સંસ્થાનો પણ લંડનમાં અને ઈગ્લંડમાં ઘણાં છે. Queen's Hall, Seinway Hall, Albert Hall, વગેરે સ્થળોમાં પ્રસંગે પ્રસંગે જૂદા જૂદા ગાયકો સંગીત ગાય છે. એક પ્રસંગે Seinway Hallમાં ઇંગ્રેજી ગીતોને દેશી રાહમાં ગાવાનો પ્રયોગ એક ઇંગ્રેજ ગાયનશાસ્ત્રીએ કર્યો હતો; તે પ્રસંગે તે ગાયનશાસ્ત્રીના નિમંત્રણથી હું ગયો હતો; પરન્તુ તે પ્રયોગ સફળ થયો નહિં. તેની અસર દેશી ગાયન જાણનાર ઉપર કાંઈ જ થઈ નહિં. અને ઈંગ્રેજી શ્રોતાજનોમાં માત્ર હાસ્યજનક પરિણામ થયું. સંગીતમાં ઉત્તમ પ્રકારનું સંગીત સાંભળવા માટે Albert Hall માં જ્યારે Madame Patti મૅડમ પૅટી ગાય છે ત્યારે પ્રસંગ મળે છે. Madame Patti ઇંગ્લંડમાં સર્વોત્તમ ગાયક છે. એનું સંગીત સાંભળ્યા પછી ઈંગ્રેજી ગાનકલા વિશે અભિપ્રાય ફેરવવો પડે છે. આ દેશમાં સામાન્ય ઈંગ્રેજોના સામાન્ય ગીત સાંભળનારને અને ખાસ કરી musical ear (સંગીત ગ્રહી કર્ણ) પૂરેપૂરો કેળવાયો ન હોય તેને ઈંગ્રેજી ગાન તે બાળકો રડતાં અથવા કૂતરાં ભસતાં જેવું લાગે છે; પરન્તુ Madame Patti અથવા તેનાથી ઉતરતા દરજ્જાનાં ગાનારને સાંભળ્યા. પછી એ અભિપ્રાય રહેતો નથી. ઈંગ્રેજી ગાનમાં તાનપલટા જેવી રચના પૅટી કરી બતાવે.છે; તેની ગાનકળા હૃદયને ઘણી ઉંડી અસર કરે છે; અને કાયમની છાપ પાડી સકે છે. તે માત્ર ત્રણ ગીત ગાય છે; ઉંચા પ્રકારનું હિન્દુસ્થાની ગીત સાંભળ્યાથી જે અસર થાય છે તેવી જ અસર પૅટીનું ગીત સાંભળ્યાથી થાય છે. એક ફ્રેંચ ગીત તેનું માનીતું છે તે ગાય છે તે વખતે શ્રોતાનું હૃદય ઉછળ્યા વગર રહેતું નથી. વળી "Take ! oh ! take me to thy care" એ ગીતની આ પંક્તિ વારંવાર જૂદી જૂદી રીતે ગાય છે ત્યારે સાંભળનાર ઇશ્વિરાધીનતાનો પૂરો અનુભવ કરે છે. પૅટી Albert Hallમાં જ્યારે જ્યારે ગાય ત્યારે તેની સાથે બીજાં પણ ગાનાર હોય છે તેમાં Miss Clara Butt મિસ ક્લૅરા બટ ઉંચા પ્રકારની ગાનકળા ધરાવ છે; એનું ગાયન સાંભળવાથી હૃદયમાં ઘણી શાન્ત અસર થાય છે. એના એક ગીતમાં Hush ! oh ! Hush ! એમ વારંવાર શબ્દો આવે છે; એ શબ્દોના ગાન વખતે આખા હૉલમાં એક અપૂર્વ શાન્તિ પસરેલી માલૂમ પડી હતી. સામાન્ય રીતે ઈંગ્લંડની નાટક ભૂમિમાં જરા પણ ગડબડ થતી નથી. સર્વત્ર શાન્તિ હોય છે તે શાન્તિને વિશેષ શાન્ત કરનારૂં Miss Clara Buttનું "Hush ! oh !Hush " નામનું ગીત હતું. જેવું તેનું સંગીત ઉત્તમ, તેવી જ તેની શારીરિક સુન્દરતા પણ હતી. નાટકની રંગભૂમિ ઉપર હાલ ઈંગ્લંડમાં George Alexander Beerbhum Tree વગેરેથી ઉંચી પદવી ભોગવે છે. પરન્તુ તે સર્વ કરતાં ઉંચું સ્થાન Sir Henry Irving સર હેન્રી અર્વીંગને મળ્યું હતું. અને તે સર્વથા યોગ્ય હતું. એના જેવો ઉત્તમ નાટ્યકલાનો વિધાયક અને સર્વથા એ કલાને ઉન્નતિમાં લાવનાર હાલના જમાનામાં બીજો કોઈ થયો નથી. શેક્સપીયરનાં નાટકોના નાયક તરીકે એની વિશેષતા હતી છતાં બીજાં નાટકોમાં પણ એની કુશળતા એવી જ રીતે પ્રકાશી નીકળતી હતી. The Bells નામના એક ન્હાનાં નાટકના પ્રયોગમાં એ કુશલતા ઘણી જોવામાં આવતી. એ નાટકમાં માત્ર એક જ પાત્ર હતું. બીજા મ્હોટા પ્રયોગની શરૂઆતમાં એનો પ્રયોગ થતો તેથી તો એ રીતે ટૂંકાવી દીધું હતું. રશિયાના ઉત્તર ભાગમાં બરફથી ભરેલા

રસ્તાઓ ઉપર Sleigh નામની ગાડી ચાલે છે અને તેને ઘંટડીયો બાંધે છે; એવી એક ગાડીમાં જનાર સ્ત્રી પુરૂષના એક યુગ્મનું એક માણસે ખૂન કર્યું; ખૂન કરીને તુરત જ પશ્ચાત્તાપ અને ભયનો આઘાત તેના હૃદયમાં લાગ્યો અને તેની અસર એવી કાયમની હતી કે ત્યાર પછી જ્યારે જ્યારે કોઈ પણ ઘંટનાદ એ સાંભળે ત્યારે ભયત્રસ્ત થઈ ગાંડા જેવો થઈ જાય; આ ખૂની તરીકે Irving રંગભૂમિ ઉપર આવતો; આ વાર્તાનો પ્રથમ ભાગ મૂકી દઈ માત્ર ઘંટનાદના શ્રવણથી તેના હૃદય ઉપરની અસર બતાવવા જેટલો જ ભાગ તે ભજવતો; તે એક કલાક સુધી ચાલતું; અને તેમાં એની કુશલતા એટલી પ્રગટી નીકળતી કે આખી નાટકભૂમિમાં બેઠેલાં હજારો શ્રોતાજનો એક ચિત્તે તે જોતા અને તેમનાં હૃદયમાં એક વિચિત્ર અનુભવ થતો. સ્લેજગાડી, ખૂની વગેરે જાણે પ્રત્યક્ષ જોતા હોઇએ એવું ભાન થતું. શેક્સપીયર તરીકે એને મેં માત્ર Merchant of Venice મર્ચંટ ઑફ વેનીસમાં Shylock "શાઇલોક" તરીકે જોયો છે. શેક્સપીયરનું એક નાટક એ ત્રણ વાર ટીકા સાથે અભ્યાસ કરવાથી Shylockની અંતઃપ્રકૃતિની કુટિલતા, એની કપટમય જાલો વગેરેનું વાંચનારને ભાન થાય તેના કરતાં વધારે સારી રીતે Irvingના એક જ પ્રયોગના દર્શનથી થતું એમ મ્હારો પોતાનો અનુભવ છે. શેક્સપીયરના નાટકના નાયક તરીકે Irvingની પ્રથમ ગણના હતી તે જ રીતે તેની નાયિકામાં Miss Ellen Terry મિસ એલન ટેરી પ્રથમ ગણાતી. મેં તેને Merchant of Veniceમાં જોઈ તે વખતે તેનું વય આશરે ૫૫ વર્ષનું હતું છતાં Portia તરીકે રંગભૂમિ ઉપર તે સોળ વર્ષની યુવતિ તરીકે દેખા દેતી ત્યારે તેનું વૃદ્ધત્વ કોણ જાણે ક્યાં ઊડી જતું. જેવી એ દેખાવમાં સફળતા મેળવતી તેવી જ પાત્ર (part) ભજવવામાં પણ વિજયી હતી. શેકપીયરના બીજા એક નાટક King John કિંગ જૉનમાં Miss Julia Nielson ( મિસ જૂલીયા નીલસન ) એક ઉંચી કુશલતાવાળી જોવામાં આવી હતી. તેમાં તેણે Lady Constance લેડી કૉનસ્ટન્સ તરીકે જે કાર્યકુશલતા દેખાડી તે નાટકના પાત્રજનનો પૂરેપૂરી પીછાન કરાવી સકાય તેવી હતી. એનું સૌન્દર્ય પણ મોહક હતું. બીજી સૌન્દર્યવાળી નાટકકાર Miss Edna May મિસ એડના મે છે. એનું સૌન્દર્ય એટલું બધું છે કે કેટલાક શ્રોતા તો તેનાં દર્શન કરવા જતા હશે. એની કાર્યકુશલતા એના સૌન્દર્યને અનુરૂપ જ છે. મેં તેને એક Serio-comic નાટક નામે Liars ( લાયર્સ ) માં જોઈ હતી. તેમાં તેની બહુરંગી શક્તિ versatility ઘણી જણાઈ આવતી અને conflict અને struggles of feelings-વિરોધી વૃત્તિઓનો કલહ યાને સંઘટ્ટ-સારી રીતે જણાવતી હતી. બીજી એક નાટકકાર Sarah Bernhardt પ્રખ્યાત ગણાય છે. તે દેખીતી કાંઈ સુન્દર નથી છતાં એની કાર્યકુશલતાને લીધે ખ્યાતિ પામી છે તેને મેં જે નાટકમાં જોઈ હતી તે એક ફ્રેંચ નાટક હતું; મ્હને ફ્રેંચનું જ્ઞાન નાટક સમજવા જેટલું ન છતાં તેના ભાવ દર્શાવવાના ચાતુર્યથી ઘણે અંશે અને થોડે અંશે મ્હારી સાથે નાટક જોવા આવનારના ફ્રેંચ ભાષાના જ્ઞાનને લીધે નાટક પ્રથમથી છેવટ સુધી સમજી સકાયું અને એ પાત્રજનની કુશળતાનો અનુભવ થયો.

શૃંગાર અને કરૂણ રસ જેવા ગંભીર રસનાં નાટકો જોઈ જ્ઞાન અને આનન્દ બન્ને મેળવવાની વૃત્તિ ન હોય તેવા શ્રોતાઓ માટે હાસ્યરસના પ્રયોગો કરનાર ઘણી રંગભૂમિઓ

લંડનમાં છે. કામના ભારથી થાકેલા, અનેક ચિંતાથી ભરેલા અથવા સ્વજનથી દૂર પડેલાં મનુષ્યોના ચિત્તનો ઉદ્વેગ દૂર કરવા માટે આ રંગભૂમિઓ ખરેખરા ઉપચાર છે. તેવી રંગભૂમિ ઉપર હાસ્યરસનાં નાટકો જોઈ મનનો ભાર હલકો થાય છે અને સંસાર સુખમય લાગે છે એક જ નાટક ભજવનાર રંગભૂમિ ઉપરાંત એવી બીજી રંગભૂમિયો છે જ્યાં જૂદા જૂદા પ્રયોગો કરી બતાવી શ્રોતાઓના મન રંજન કરે–જેને Variety Entertainments કહે છે તેવી પણ અનેક જગાઓ છે. વળી હાથચાલાકીના ખેલ કરનાર જગા Egyptian Hall છે ત્યાં જઇને પણ લોક આનંદ મેળવે છે અલબત હાથચાલાકીના ખેલથી હૃદયને કાંઈ રસિક અસર થતી નથી; માત્ર તે તમાશા જોઈ તેની કુશલતાથી આશ્ચર્યચકિત થવાય છે.

આ સર્વ નાટકભૂમિમાં જવાની કિંમત આપણા દેશ કરતાં વધારે છે. સામાન્ય રીતે પ્રથમ વર્ગનો એક ગિની અને છેલ્લા વર્ગનો એક શિલિંગ હોય છે. ઘણી ખરી જગાએ પ્રથમના ત્રણ વર્ગમાં Evening Dress વગર દાખલ કરતા નથી. રંગભૂમિ ઉપર ચાલતા પ્રયોગો જોવા માટે Opera glasses ત્યાં જ મળે છે. નાટકના પ્રોગ્રામ વ્હેંચાય છે તેના ઉપર અહિંની પેઠે નાટકની હકીકત અને ગાયનો લખાતાં નથી પણ પાત્રજનની ટીપ હોય છે અને બીજી જાહેર ખબરો હોય છે. નાટકશાળામાં અહિં કરતાં દશગણાં માણસો હોવા છતાં અહિં કરતાં અડધો પણ ઘોંઘાટ થતો નથી. નાટકકારોની કમાઈ પણ ઘણી જ છે. આપણા દેશમાં મ્હોટા મ્હોટા વેપારીયો કમાય છે તેટલી રકમ નાટકકારો સહજ માત્ર સાંઝના ત્રણ કલાક કામ કરીને મેળવે છે.

Amateur Theatricalsના રિવાજથી પણ ઈંગ્લંડના લોક આનન્દ મેળવે છે; તે *Elizabethan Stage Society* કહેવાય છે, તે પર ત્રીજે વર્ષે *Elizabeth*ના વખતના એકાદ નાટકનો પ્રયોગ amateursથી કરી બતાવે છે. હું ઈંગ્લાંડમાં હતો તે વખતે એક વર્ષે આ મંડળે "શકુન્તલા" નો ઈંગ્રેજીમાં પ્રયોગ કરી બતાવ્યો હતો. તેમાં એક સ્ત્રી અને પુરૂષ માત્ર નાટકમંડળીનાં હતાં, શિવાય બીજાં તેવાં નાટકનો ધંધો કરનાર ન્હોતાં. આ પ્રયોગ કાંઈ વખાણવા લાયક ન્હોતો.

જનસમૂહને માટે Zoological Gardens એક ખરેખર વિશ્રાન્તિસ્થાન છે. અનેક પ્રકારનાં જાનવરો જોઈ તેમની ચિત્રવિચિત્રતા જોઈ આનન્દ મેળવવા ઉપરાંત ઈશ્વરનું અસ્તિત્વ ચાતુર્ય અને અગાધ શક્તિનું ભાન આવે સ્થળે સહજ થાય છે. આ શિવાય બીજા બગીચા જે લંડનના મ્હોટા ભાગ માટે વિશ્રાન્તિસ્થાન છે તે પણ ઘણા મ્હોટા વિસ્તારવાળા છે–જેવા કે Hyde Park, Regent's Park, Botanical Gardens, Kew Gardens ઇત્યાદિ. આ સર્વ જગાઓમાં સુંદર પુષ્પો, ઝાડપાન વગેરેની શોભાથી નેત્રાનન્દ થવા ઉપરાંત પ્રસંગે પ્રસંગે બેંડ વગેરેની યોજનાથી સંગીત દ્વારા પણ આનન્દ લોકોને મળે છે. તે ઉપરાંત તે જગાઓમાં ઘણી વખત જુદા જુદા વિષયોનાં ભાષણો પણ થાય છે. આ શિવાય ઈંગ્લાંડનાં હરેક સમુદ્ર કિનારાને સ્થાને દરિયાની અંદર કેટલાંક અંતર સુધી જતા પૂલ–Piers હોય છે તે ઉપર પણ બેંડ વાગવાની વ્યવસ્થા, બગીચા, ખાવા પીવાની જગા, અને બીજી રમત ગમતથી જનસમૂહના વિનોદની વ્યવસ્થા કરેલી હોય છે. તેમાં Brightonનાં Pier સર્વોત્તમ છે. તેમાં West Pierની બાંધણી મુસલમાની ઈમારતના જેવી છે.

શિયાળાની મોસમમાં જે વખતે બ્હાર બગીચાનો લાભ લેવાનું અશક્ય હોય તેવા વખત માટે Dancing Halls Skating Rink, Casino વગેરે સ્થળો ભરાયલાં જોવામાં આવે છે. Casinoની યોજના ઈંગ્લાંડમાં નથી પરંતુ યુરોપના બીજા સર્વ દેશોમાં એ વ્યવસ્થા છે–તેમાં ગાનતાન, ખાનપાન, બગીચા ઉપરાંત મુખ્ય આકર્ષણ જુગાર રમવાના ટેબલો છે. ઈંગ્લાંડમાં આમ Skating Rink શિવાય જુગાર રમવાની પદ્ધતિ નથી. શિયાળામાં જ્યારે ઘણો બરફ પડે છે અને નદિઓનાં પાણી પણ ઠરી જાય છે ત્યારે તે સખત થઈ ગયેલા બરફ ઉપર Skates બાંધીને રસ્તા ઉપર લોકો "સ્કેટ" કરી ઘણી રમુજ મેળવે છે. Dancing Hallsમાં પણ લોકો નાચતાં શીખવા અને નાચવાનો અભ્યાસ કરવા અને સામાન્ય રીતે મનને આનન્દ આપવા જાય છે. આ શિવાય લંડનમાં એક આકર્ષણ St. Paul's Cathedralની Whispering Gallery છે. એ મ્હોટા દેવળનો ઘૂમટ છે તેની અંદર જઇને એક તરફ બોલવાથી સામી બાજુએ તેનો પ્રતિધ્વનિ થાય છે. પરન્તુ આપણા દેશમાં દક્ષિણમાં વીજાપુરમાં એક મસીદમાં એવો જ "ગોળ ઘુમટ" છે તેમાં પણ એવો જ પ્રતિધ્વનિ થવા ઉપરાંત ઘૂમટમાં પેસતાં કાંઈ પણ ઉચ્ચાર કરીયે તો તેના બે ત્રણ પ્રતિધ્વનિ સામટા થાય છે તે વિશેષ રમુજી લાગે છે.

સામાન્ય લોકોના વિનોદનું એક સાધન મેળા (Fairs) વગેરે આપણા દેશમાં છે તે જ પ્રમાણે ઈંગ્લાંડમાં છે; અને ઘણે ભાગે મેળાની રચના આપણા જેવી છે; દુકાનો, ચગડોળો વગેરે વ્યવસ્થા આપણા જેવી છે, માત્ર કાંઇક ઉંચા પ્રકારની વ્યવસ્થા ઈંગ્લાંડના મેળામાં જોવામાં આવે છેઃ જેમકે દુકાનોમાં વેચાતા માલ જૂદી તરેહના, રમકડાં, ખાવાની ચીજો વગેરે ઉંચા પ્રકારનાં. આપણા મેળામાં મેલાં ચીથરાંવાળાં વાઘરીઓના હાથે ફેરવાતા ચગડોળ હોય છે અને ઈંગ્લાંડના મેળામાં કાંઇક સારાં કપડાં પ્હેરેલા ઈંગ્રેજોનાં કળથી અથવા સ્ટીમથી ચાલતાં ચગડોળ અને તેની સાથે જ કાંઇક વાજૂં વગાડવાની પણ યોજનાં હોય છે. વળી મેળામાં શામીલ થનારા લોકમાં પણ ઈંગ્લાંડમાં આપણા દેશ કરતાં સ્ત્રીયો ઉંચા વર્ગની પણ વિશેષ જોવામાં આવે છે. સામાન્ય તહેવારોના મેળા ઉપરાંત મ્હોટા ઐતિહાસિક બનાવના સ્મરણાર્થે નિર્માણ કરેલા મેળા અને મેળાવડા ઈંગ્લાંડમાં વિશેષ ધ્યાન ખેંચે એવા છે Battle of Trafalgar–નો દિવસ સ્મરણમાં રાખવા માટે તા. ૨૧ મી ઑક્ટોબરને દિવસે Trafalgar Squareમાં Lord Nelsonના પૂતળા ઉપર અને તે આખા મહોલ્લામાં રોશની થાય છે અને લોકસમૂહ ભેગો થઈ એ મહાન્ વિજયનું સ્મરણ કરી ગર્વાનન્દ ભોગવે છે. એવા જ ગર્વાનન્દથી પ્રફુલ્લ થઇ ચાલતા સમયમાં મ્હોટા વિજય મેળવવાને પ્રસંગે પણ તાત્કાલિક મેળા ઈંગ્લાંડમાં થાય છે. ટ્રાન્સવાલની લડાઈ ચાલતી તે વખતે Ladysmith, Mafeking વગેરે સ્થળોએ જ્યારે જ્યારે ઈંગ્રેજ સૈન્યોના જયની ખબર લંડનમાં ફેલાતી કે તુરત જ રાત્રે કામકાજથી પરવારી સર્વ વર્ગના લોક સ્ત્રી પુરુષ વૃદ્ધ બાળક રાત્રિના બાર એક વાગતા સુધી મ્હોટા સમૂહમાં મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર ભેગા થઈ વિજયઘોષ કરતા, "God save the King," "Rule Britannia Rule," વગેરે પ્રજાનો ઉત્કર્ષ ઇચ્છનારાં, પ્રજાના મહત્ત્વનું અભિમાન સૂચવનારાં જૂદાં જૂદાં ગીતો ગાતા, હુરરેના પોકારો કરતા, ખાનપાનથી ખુશ થઈ, પ્રજાની એકતા અને ઉત્સાહ દર્શાવતાં અનેક પ્રકારે ગર્વાનન્દ ભોગવતા દેખાયા હતા.

એકંદર રીતે આ લેખમાં આરમ્ભમાં કહ્યું છે તે પ્રમાણે આપણા કરતાં ઇંગ્લાંડના લોકમાં વિનોદના પ્રકાર જૂદા અને કાંઇક ઉંચા પણ છે. તેનાં કારણ પ્રથમ દર્શાવ્યાં છે. આ લેખ પૂરો કરતા પ્હેલાં આપણા લોકમાં વિનોદપ્રિયતા ઓછી હોવાનું બીજું એક કારણ આ સ્થળે જણાવવું ઇષ્ટ છે. આપણા દેશમાં વિનોદ કરવાનો અધિકાર માત્ર બાળકોને અને અમુક વય સુધીના યુવકોને છે એમ આજ સુધી મનાય છે અને રીવાજ પણ તેને અનુસરીને છે. રમતો રમવી તે બાળકોનું જ કામ, બાલાવસ્થામાંથી મુક્ત થયા પછી રમત રમનારા યુવકો આજથી ચાળીસ પચાસ વર્ષ ઉપર હાંસીને પાત્ર થતા. હાલ ઈંગ્રેજના અનુકરણને લીધે ત્રીસ ચાળીસ અથવા તેથી વધારે વયનાં ટેનીસ, ક્રીકેટ, બીલીયર્ડ રમે છે તે આશ્ચર્યકારક નથી લાગતું પરન્તુ તે જ ગૃહસ્થો ગીલીદંડા કે એરંડો રમે તો બાલિશતા ગણાયવાનો હજી સંભવ છે. તેવી જ રીતે નાટક જોવા અથવા સંગીત સાંભળવાં, મેળાઓમાં જવું પણ તે પણ બાળકો અને યુવકોના આધકારનું જ ગણાય છે. વયોવૃદ્ધ થયા એટલે વિનોદના અધિકાર જ નહિ; જેમ જેમ વયમાં વધતા જાય તેમ વિનોદ ઓછા થવા જોઇએ એવું આપણા જનમંડળમાં છે આ સ્થિતિનું કારણ—

शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम्<br>वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम्—

—આ શ્લોકમાંથી મળી આવે છે. વૃદ્ધાવસ્થામાં નેત્રની શક્તિ હોય છતાં નેત્રાનન્દ ન ભોગવવો—કર્ણ કાયમ હોય છતાં શ્રવણસુખ ન લેવું એવો કાંઇક પ્રકાર જોવામાં આવે છે. મુનિ થઇને વનવાસ કરી સૃષ્ટિરચના નીરખતો, વિવિધ પક્ષીના નાના ઉચ્ચાર સાંભળતો બેશી રહે તેજ યોગ્ય ગણાય અને તે વૃદ્ધ સંસારમાં રહી માનવ રચના જોઈ આનન્દ પામે કે સંગીતશ્રવણનું સુખ ભોગવે તે અયોગ્ય ગણાય, એ વૈરાગ્યની ખોટી ભાવના લાગે છે. પશ્ચિમ તરફના દેશોમાં વૈરાગ્યની આવી ખોટી ભાવના ન હોવાથી તે દેશોમાં આબાલવૃદ્ધ સર્વે સંસારિક:સુખ સમાન રીતે ભોગવતા દેખાય છે. વૃદ્ધત્વ અને દુર્બલત્વ એ બે તે દેશોમાં એકાર્થી જ ગણાય છે, આપણા દેશ પ્રમાણે 'वृद्धत्वं जरसा विना' ત્યાં નથી. જ્યાં સુધી શરીર શક્તિ:કાયમ હોય ત્યાં સુધી સર્વ પ્રકારનો આનન્દ ઈંગ્લાંડ વગેરેના દેશોમાં સ્ત્રી પુરુષો ભોગવે છે અને ઉદ્યોગી પ્રજાને આ સ્થિતિની જરૂર પણ છે. આપણા દેશમાં પણ જેમ જેમ ઉદ્યોગ વૃદ્ધિ પામશે તેમ તેમ વિનોદથી વિશ્રાન્તિ મેળવવાની આવશ્યકતા પણ જણાશે અને સંસાર માત્ર યુવકો માટે છે, રમતગમત માત્ર બાળકો માટે છે, અને વૃદ્ધોએ સંસાર છોડી મુનિવ્રત લેવું—એ ખોટી ભાવના જશે ત્યારે જ આપણી રડતી અને નિસ્તેજ બનેલી પ્રજા હસમુખી અને સતેજ થઈ શકશે.

કૃષ્ણરાવ ભોળાનાથ.

---

# ઈંગ્લાંડનાં વર્તમાનપત્રો.

પ્રાસ્તાવિક.

નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જનું આપણા હિંદુસ્તાનમાં આગમન તથા રાજ્યાભિષેક એ મંગલ પ્રસંગના સ્મારક તરીકે બ્રિટિશ સામ્રાજ્યના ગૌરવનો કંઈક ખ્યાલ આપી શકે એવા અગત્યના વિષયો ઉપર લેખ લખાવવાની જે યોજના વસન્તના વિદ્વાન્ તંત્રી તરફથી તૈયાર કરવામાં આવી છે તેને અંગે "ઈંગ્લાંડનાં વર્તમાનપત્રો" એ વિષય સમ્બન્ધી એક લેખ લખી મોકલવાનું કર્તવ્ય આ લેખકને પ્રાપ્ત થયું છે. ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોની પ્રથમ કેવી સ્થિતિ હતી અને હાલ કેવી સ્થિતિ છે તે વિષેની સવિસ્તર માહિતી મેળવીને તે સંક્ષેપમાં વાંચક સમક્ષ રજુ કરવી એટલોજ આ લેખનો ઉદ્દેશ છે.

વિષયવિભાગ.

આ વિષયના આપણે બે વિભાગ પાડી શકીશું. તેમાંના પ્હેલા વિભાગમાં આપણે વર્તમાનપત્રના સાહિત્યનું **ઐતિહાસિક નિરૂપણ** કરીશું, અને બીજા વિભાગમાં ઈંગ્લાંડનાં **હાલનાં વર્તમાનપત્રો** એ વધારે અગત્યના અને વધારે રસ પડે એવા વિષયની ચર્ચા કરીશું.

## ૧. ઐતિહાસિક નિરૂપણ.

વર્તમાનપત્રોની શરૂઆત

વર્તમાનપત્રોને માટે અંગ્રેજીમાં "news-paper" (ન્યૂસ-પેપર) એ શબ્દ વાપરવામાં આવે છે; અને એ શબ્દ આપણી ગુજરાતી ભાષામાં પણ દાખલ થઈ ચૂક્યો છે એમ કહીએ તો તે ખોટું કહેવાશે નહીં. એ પત્રોમાં વર્તમાન (સમાચાર) આપેલા હોય છે અને એ નિયમસર-ચોક્કસ વખતને અન્તરે-પ્રસિદ્ધ થાય છે એ વાત તો કોઈથી પણ અજાણી નથી, પણ એ "ન્યૂસ્ પેપર" નું પ્રથમ સ્વરૂપ કેવી રીતનું હતું તે લગાર જાણવા જેવું છે. અમીર ઉમરાવ જેવા મ્હોટા માણસો મોજશોખને માટે કે કોઈ બીજા કારણસર દરબારથી દૂર રહેતા હોય તે સમયે દરબારના સમાચારથી વાકેફ રહેવાની તેઓને જરૂર પડે એ ઘણું સ્વાભાવિક છે. વર્તમાનપત્રો જેવું કંઈ પણ સાધન જે વખતે અસ્તિત્વ ધરાવતું ન હતું એવા પ્રાચીન સમયમાં દરબાર સમ્બન્ધી આ જરૂરના સમાચારને માટે પોતાનાંજ માણસો ઉપર એ અમીર ઉમરાવોને આધાર રાખવો પડતો, અને દરબારની હકીકતો સારી રીતે લખી શકે એવા કુશળ માણસો તરફથી પત્રો ("news-letters") દ્વારા પોતાના શેઠને દરબાર સમ્બન્ધી સમાચાર પ્હોંચાડવામાં આવતા.

"ન્યૂસ લેટર."

આવી રીતનાં પત્રો—"news-letters" એ ઈંગ્લાંડનાં હાલનાં વર્તમાનપત્રોનું પ્રાચીનમાં પ્રાચીન સ્વરૂપ હતું, અને એ "news-letters" થી ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોનો ઇતિહાસ શરૂ થાય છે. એવી રીતના સમાચારની જરૂર જેમ જેમ વધતી ગઈ તેમ તેમ એ સમાચાર સારી

રીતે આપવાની, શક્તિ મેળવવા તરફ વધારે ને વધારે લક્ષ અપાતું ગયું, અને પરિણામે એવા સમાચાર આપનારા બાહોશ માણસોનો એક સ્વતંત્ર ધંધોજ સ્થાપિત થયો. જેને જેને દરબારના સમાચારની જરૂર પડતી તે તે આવા માણસોને પગાર આપીને તેની પાસથી સમાચાર મેળવવાની ઉમેદ રાખતા, અને અગાઉ એકજ શેઠ ઉપર એક પત્ર લખીને સમાચાર આપવામાં આવતા તેને બદલે હવે એકજ માણસ તરફથી પોતાના જુદા જુદા ઘરાકો ઉપર જુદા જુદા પત્રો લખીને સમાચાર આપવામાં આવે એવી રીતનો નવો રિવાજ શરૂ થયો. આખરે "new--letters" લખવાનો ધંધો કરનારાઓમાંથી એક વધારે સાહસિક પુરુષ નીકળ્યો તેણે રીતસરની "intelligence office" (સમાચાર પૂરા પાડનારી સંસ્થા) સ્થાપી, અને એ સંસ્થામાં અનેક માણસોને પોતાના હાથ તળે નોકર તરીકે રાખીને સમાચાર પૂરા પાડવાનું કામ ઘણા મ્હોટા પાયા ઉપર એણે ચલાવવા માંડ્યું. આવી રીતની એક સંસ્થાનું વર્ણન સત્તરમા શતકના બેન જહૉન્સન નામના જાણીતા લેખકે પોતાનાં "The Staple of News" એ નામના નાટકમાં આપ્યું છે:—

> "This is the outer room where my clerks sit,
> And keep their sides, the register in the midst;
> The examiner, he sits private there within;
> And here I have made several rolls and files
> Of news by the alphabet, and all put up
> Under their heads."

(="આ બહારનો ખંડ છે તેમાં મ્હારા કારકુનો બેસે છે; તેઓની બે બાજુઓ ઉપરાંત વચ્ચેની જગા છે તેમાં તેઓનું રજિસ્ટર રાખવામાં આવે છે. પરીક્ષક તે અંદરના ઓરડામાં એકલો બેસે છે, અને પ્રથમાક્ષરના ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવેલા સમાચારનાં જુદાં જુદાં કાગળિયાંના ચોડાઓ અહીં મ્હારી આગળ પડ્યા છે.")

વર્તમાનપત્રો વિષે જેમાં કથન કરવામાં આવ્યું હોય એવું નાટક સૌથી વધારે જાણીતું આ છે તેથી તેમાંનું અવતરણ આ સ્થળે ટાંકવામાં આવ્યું છે. અગાઉ એ પત્રો નિયમસર-ચોક્કસ વખતને અન્તરે-પ્રસિદ્ધ કરવામાં આવતાં ન્હોતાં; પણ પરદેશના સમાચારને માટે લોકોની જિજ્ઞાસા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ અમુક બનાવ બનતો જાય તેની સાથેજ -તે વખતેજ તેનું વર્ણન આપવામાં આવે એવી રીતની પત્રમાલા નીકળતી થઈ. એ પત્રમાલા નિયમસર-અઠવાડિયે અઠવાડિયે-નીકળ્યાં કરે એવું જે પ્હેલું વર્તમાનપત્ર હતું તેનું નામ "Weekly News" ("સાપ્તાહિક સમાચાર") એ પ્રમાણે હતું, અને એ પત્રની શરૂઆત ઈ. સ. ૧૬૨૨ ના મે માસમાં થઈ હતી. પણ એ પત્રમાં જોકે દરેક અઠવાડિયાના સમાચાર આપવામાં આવતા હતા તોપણ એના જુદા જુદા અંકો એકબીજાની સાથે એથી વિશેષ કંઈ પણ સમ્બન્ધ ધરાવતા ન્હોતા. એકજ તત્ત્વનાં જુદાં જુદાં અંગો હોય એવી રીતના અંકો તો સૌથી પ્હેલા "Mercurius Britannicus" (૧૬૩૫) એ પત્રનાજ નીકળ્યા. ત્યાર પછી ઈ. સ. ૧૬૩૨ માં સ્ટાર ચેમ્બર તરફથી પરદેશના સમા-

ઇંગ્લાંડનું પ્હેલું સાપ્તાહિક પત્ર

ચાર છાપવા વિરુદ્ધનો હુકમ નીકળ્યો તેને લીધે પત્રકારોની પ્રવૃત્તિમાં કેટલાક વખત સુધી વિઘ્ન નડ્યું, પણ ઈ. સ. ૧૬૪૧ માં સ્ટાર ચેમ્બર નાબુદ થઈ એટલે પત્રકારોને વધારે છૂટ મળી અને વર્તમાનપત્રના સાહિત્યનો વિકાસ નિર્વિઘ્ને થવા માંડ્યો. ઇંગ્લાંડની અંદરજ જે બનાવો બનતા તેના સમાચાર પણ નિયમસર જેમાં આપવામાં આવે એવી રીતનાં પત્રો હવે નીકળવા માંડ્યાં, અને પાર્લામેંટની હકીગતો એ પત્રોમાં છપાવવા માંડી. એવાં પત્રો જે સૌથી પ્હેલાં નીકળ્યાં તે પાર્લામેંટની-પ્રજાપક્ષની-તરફેણનાંજ હતાં, પણ ઈ. સ. ૧૬૪૩ ની જાન્યુઆરીમાં એક રૉયલિસ્ટ-રાજાના પક્ષનું—"Mercurius Aulicus" નામનું પત્ર નીકળ્યું. તેનો મુખ્ય લેખક સર જ્હૉન બર્કનહેડ હતો અને તેનું લખાણ વધારે ઉંચા પ્રકારનું હતું. લંડનમાં સૌથી પ્હેલું નિયમસર જે સચિત્ર પત્ર નીકળ્યું તે "Mercurius Civicus" એ નામનું હતું. રિચર્ડ કૉલિન્સ નામના પાર્લામેંટ પક્ષના માણસ તરફથી ૧૬૪૩ ના મે માસમાં એ પત્ર કાઢવામાં આવ્યું હતું, અને ૧૬૪૬ ના ડિસેમ્બર માસ સુધી એ પત્ર ચાલુ રહ્યું હતું. એજ માણસે ૧૬૪૩નાજ વર્ષની શરૂઆતમાં "Kingdom's Weekly Intelligencer" (રાજ્યનો સાપ્તાહિક ખબરપત્રી) એ નામનું પત્ર પણ કાઢવા માંડ્યું હતું તે ૧૬૪૯ના અકટોબર માસ સુધી ચાલું રહ્યું હતું. તે સિવાય, પાર્લામેંટ અને રાજા એ બેઉ પક્ષનાં બીજાં પણ ઘણાં પત્રો આ સમયમાં નીકળ્યાં હતાં. તેમાંના "Perfect Occurrences" ("સંપૂર્ણ બનાવો") એ નામના પત્રમાં જાહેરખબરો પ્હેલીજ વખતની દાખલ કરવામાં આવી હતી, અને એવી રીતે એ "Perfect Occurrences" ના સમયથી વર્તમાનપત્રોમાં જાહેરખબરોને પણ દાખલ કરવાનો રિવાજ શરૂ થયો હતો.

જાહેરખબરો.

વર્તમાનપત્રોની શરૂઆત ઇંગ્લાંડમાં કેવી રીતે થઈ એ આપણે જોયું. એ પત્રોની સ્થિતિ કેવી રીતે સુધરતી ગઈ એ હવે આપણે જોઈશું. વર્તમાનપત્રના સમ્બન્ધમાં ઉંચા પ્રકારનું મનોબળ અને સર્વગ્રાહી બુદ્ધિનો પ્રતાપ સૌથી પ્હેલો ઍન રાણીના વખતમાં જોવામાં આવે છે. એ રાણીના રાજ્યારોહણ પછી થોડાજ વખતમાં "Daily Courant" નામનું પ્હેલું યશસ્વી દૈનિક પત્ર નીકળ્યું (૧૭૦૨-૧૭૦૩ ના માર્ચની તા. ૧૧ મી). એ પત્ર નીકળ્યું તેના પ્હેલાં સાત વર્ષ ઉપર "Postboy" નામનું પ્હેલું દૈનિક પત્ર લંડનમાં કાઢવામાં આવ્યું હતું એ ખરૂં, પણ તે પત્રના ચારજ અંક નીકળ્યા પછી તે બંધ થયું હતું. આ "Daily Courant" નું નવું સાહસ એવી રીતે નિષ્ફળ નીવડ્યું ન્હોતું. સૅમ્યુઅલ બકલી એ નામનો વિદ્વાન્ એ પત્રનો અધિપતિ અને પ્રકાશક હતો. તેણે લોકોને જણાવ્યું હતું કે "કોઈ પણ ભાષામાં પરદેશથી જે કંઈ હકીગત મળી શકે તે એકઠી કરવા માટે લેખકે જોઈતી ગોઠવણ કરેલી છે......દરેક લેખ (આર્ટિકલ) ની શરૂઆતમાં એ લેખ પરદેશના કયા પત્રમાંથી લીધેલો છે તે જણાવવામાં આવશે કે જેથી એ લેખનો વૃત્તાન્ત કેટલો ભરોસાપાત્ર અને ખરો છે તેના વિષે લોકો પોતપોતાની મેળે સ્વતંત્ર વિચાર બાંધી શકે. વળી કોઈ પણ રીતની ટીકા કરવાની જવાબદારી એ પોતાના શિર ઉપર લેશે નહીં......કારણ કે પોતાની જાતે વિચાર કરવા જેટલી અક્કલ બીજાં માણસોમાં છે એવું એ માને છે." આ પત્રની હરીફાઇમાં બીજાં પણ

ઍન રાણીનો સમય.

"Daily Courant."

ઘણાં પત્રો એજ અરસામાં નીકળ્યા વગર રહ્યાં નહીં. તેમાંનું એક "Country Gentleman's Courant" (૧૭૦૬) એ નામનું પત્ર હતું, તેનો પ્હેલો અંક મફત વ્હેંચવામાં આવ્યો હતો, અને એ પત્ર વિશેષ લોકપ્રિય થઈ પડવાનો સંભવ છે એમ માનવાના કારણ તરીકે અધિપતિએ જણાવ્યું હતું કે "આ પત્રમાં અહીંની તેમજ પરદેશની ખાસ ધ્યાન ખેંચે એવી અને અગત્યની હકીગતોની ચોક્કસ નોંધ લઇને વાંચક વર્ગને આનન્દ આપવામાં આવશે.........એટલુંજ નહીં પણ દરેક લેખમાં જુદાં જુદાં અગત્યનાં જે જે સ્થળ વિષે કથન કરવામાં આવ્યું હોય તે તે સ્થળની પણ માહિતી આપવામાં આવશે, કે પછી વાંચક વર્ગને નકશાઓમાં જોવાની જરૂર પડે નહીં."

ડીફો-"રિવ્યૂ"

૧૭૦૪ ના ફેબ્રુઆરી માસની ૧૯ મી તારીખે, રાજદ્વારી ગુન્હાને લીધે બંધીવાન તરીકે પૂરાયલા ડીફો નામના સમર્થ લેખકે પોતાના "રિવ્યૂ" નામના સુવિખ્યાત પત્રની શરૂઆત કીધી. પ્રારંભમાં એ પત્ર અઠવાડિયામાં એકજ વખત નીકળતું હતું; પછી તે બે વખત અને છેવટે ત્રણ વખત નીકળતું થયું. એ પત્રનો લેખક એકલો અને અસહાય હતો તોપણ જાહેર વિષયોના સમ્બન્ધમાં હિંમતથી અને આગ્રહપૂર્વક એ પોતાના વિચાર દર્શાવતો રહ્યો; અને સ્હામા પક્ષના સમર્થ અને કરડા લેખકો તરફથી એના ઉપર જબરા પ્રહાર કરવામાં આવ્યા તોપણ તેની સ્હામું એ નિડરપણે ટકી રહ્યો અને પોતાનો બચાવ કરવામાં લેશ પણ પાછો હઠ્યો નહીં. ૧૭૧૨ ના સ્ટૅમ્પ ઍક્ટનું દબાણ આવી પડયું એટલે પોતાના પત્રના સ્વરૂપમાં કંઇક ફેરફાર કરવાની જરૂર એને જણાઈ, અને ૧૭૧૨ ની ૨૭ ઑગસ્ટથી તે ૧૭૧૩ ની ૧૧ મી જ્યૂન સુધી એ નવી પત્રમાલા એણે ચલાવી. પોતાના પત્રની સાથે મહિને મહિને "Advice from the Scandalous Club" એ નામનો વધારાનો અંક પણ એ કાઢતો હતો તેની અંદર ઘણુંખરૂં સાહિત્યના અને લોકરૂઢિના પ્રશ્નોનીજ ચર્ચા કરવામાં આવતી; અને એવી રીતે, રિચર્ડ સ્ટીલનું "ટૅટલર" (૧૭૦૯) અને સ્ટીલ તથા ઍડિસનનું "સ્પેક્ટેટર" (૧૭૧૧) નીકળ્યું ત્યાર પ્હેલાંથીજ જનસમાજને સુધારવાની ગંભીર ફરજ આ લેખકે ઉપાડી લીધી હતી. ૧૭૦૫ માં આ વધારાના અંકોને મૂળ પત્રથી લેખકે છૂટા પાડી નાંખ્યા, અને "લિટલ રિવ્યૂ" એ નામથી અઠવાડિયામાં બે વખત એ અંકો પ્રસિદ્ધ કરવા માંડ્યા. પણ થોડા વખત પછી એ અંકો નીકળતા બંધ થઈ ગયા. આ સિવાય, "પ્રાચીન ઈંગ્લાંડના મ્રેસી તરફથી" એક નવું માસિક પત્ર પણ ૧૭૧૬ માં એણે શરૂ કીધું હતું તે ૧૭૨૦ ના સપ્ટેમ્બર માસ સુધી ચાલુ રહ્યું હતું.

સમાજસુધારણાના પ્રશ્નો.

"એક્ઝામિનર."

"એક્ઝામિનર" એ નામનું પત્ર ૧૭૧૦ ના ઑગસ્ટ માસમાં નીકળવા માંડયું. એ પત્રના તેર અંકો બૉલિંગબ્રોક, પ્રાયર, ફ્રેંડ, અને કિંગ એ ચાર જણાઓએ મળીને બહાર પાડ્યા હતા. ત્યાર પછી એ પત્ર એકલા સ્વિફ્ટના તાબામાં ગયું હતું. એ પત્ર નીકળ્યું પછી તરતજ-સપ્ટેમ્બર માસમાં-"વ્હિગ એક્ઝામિનર" નીકળવા માંડ્યું. "બીજાઓનાં લખાણની પરીક્ષા કરવી અને એક્ઝામિનરના અયોગ્ય શાસનથી જેઓને હાનિ થઈ હોય તેઓને ફરીથી

ન્યાય આપવો ". એ ખુલ્લા ઉદ્દેશથીજ એ પત્ર શરૂ કરવામાં આવ્યું હતું. ત્યાર પછી ત્રણ અઠવાડિયાં રહીને " મેડલી " નામનું પત્ર નીકળ્યું.

વર્તમાનપત્રો ઉપર અંકુશ.

આ પ્રમાણે વર્તમાનપત્રોની લોકપ્રિયતા વધતી જતી હતી અને જનમંડળ ઉપર તેની મજબૂત અસર થતી હતી એ વાત તે વખતની સરકારને અરૂચિકર લાગ્યા વિના રહી નહીં. પત્રકારો ઉપર ઘણી વાર ફરિયાદો મંડાતી થઈ, પણ તેથી કંઈ ઝાઝો ફાયદો થયો નહીં. આખરે, કોઈ દરબારીના ખટપટિયા મગજમાંથી વર્તમાનપત્રો ઉપર કર નાંખવાની યોજના નીકળી આવી ( ૧૭૧૨ ). આને પરિણામે સ્પેક્ટેટર જેવું પત્ર પણ ( ૧૭૧૨ ના ડિસેમ્બરમાં ) બંધ કરવું પડયું; અને ૧૭૧૩ માં સ્ટીલે " ગાર્ડિયન " નામનું નવું પત્ર ચલાવવા માંડયું તે પણ ૭ મહિના સુધીજ ટકી શક્યું. આવી રીતના કરથી ખરેખરૂં સારૂં સાહિત્ય તે દબાઈ ગયું, પણ નઠારાં સાહિત્યને દબાવી દેવાનું કામ એ કરથી થઈ શક્યું નહીં. નઠારામાં નઠારાં પત્રો તો ટકી રહ્યાં, એટલુંજ નહીં પણ થોડા વખત પછી એવાં પત્રોની સંખ્યામાં વધારો પણ થયો. દરબારી માણસોનું લાંચિયાપણું એ પણ આવી રીતના વધારાનું એક મુખ્ય કારણ હતું એમ વ્યાજબી રીતે કહી શકાય એમ છે. ૧૭૪૨ માં અર્લ ઑફ ઑરફર્ડના સમ્બન્ધમાં તપાસ કરવાને માટે આમની સભા તરફથી એક કમિટી નીમવામાં આવી હતી તેણે એવું જણાવ્યું હતું કે વૉલ્પોલના મંત્રીપણાનાં છેલ્લાં દશ વર્ષ દરમ્યાન કેટલાંક પત્રોના ચલાવનારાઓને પ્રજાકીય નાણાંમાંથી ૫૦૦૭૭ પૌંડ અને ૧૮ શિલિંગ જેટલી મ્હોટી રકમ આપવામાં આવી હતી. પણ આ રકમનો કેટલોક ભાગ તો જાહેરખબરો છપાવવાને માટેજ આપવામાં આવ્યો હોય એ બનવા જોગ છે. આ સૈકાના મધ્ય ભાગમાં સ્ટૅમ્પ ઍક્ટના નિયમો વધારે ચોક્કસ કરવામાં આવ્યા અને એ નિયમો તોડનારને માટે ભારે શિક્ષા નક્કી કરવામાં આવી. તોપણ વર્તમાનપત્રોની સંખ્યા તો વધતીજ રહી. ડૉ. જ્હૉન્સને ૧૭૫૦ માં " રૅમ્બલર " નામનું અઠવાડિયામાં બે વાર પ્રકટ થતું પત્ર બહાર પાડયું, અને ૧૭૫૮ માં " આઇડલર " નામનું અઠવાડિયામાં એક વાર પ્રકટ થતું પત્ર બહાર પાડયું; અને એ પાછલા પત્રમાં વર્તમાનપત્રોના વધતા જતા

વર્તમાનપત્રોનો વધતો જતો શોખ.

શોખના સમ્બન્ધમાં એણે લખ્યું હતું કે: " વર્તમાનપત્રોની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે, પણ તેનાથી જ્ઞાનમાં વધારો થતો જતો નથી. સ્હવારના વર્તમાનપત્રની હકીગત સાંઝના વર્તમાનપત્રમાં આપેલી હોય છે અને સાંઝની હકીગત પાછી સ્હવારનાં પત્રોમાં પ્રસિદ્ધ થાય છે. આની પુનરુક્તિથી ખરેખર વખત ગુમાવાય છે તો ખરો, પણ વખતને ટૂંકો કરી શકાતો નથી. વર્તમાનપત્રો ઘણાજ ઉત્સાહથી વાંચે એવો માણસ પણ પોતાની મહેનત પૂરી થાય ત્યાર પ્હેલાં કંટાળી જાય છે; અને શાનનો ઝભ્ભો તથા સપાટ પહેરીને કૉફી-હાઉસમાં પ્રવેશ કરનારા ઘણા માણસોને યુરોપની સ્થિતિ વિષે પૂરેપૂરો વિચાર કરવાનો વખત મળે ત્યાર પ્હેલાં તો માલની ખરીદીને માટે અથવા ભોજનને માટે પાછું દોડવું પડે છે." ૧૭૭૬ ના વર્ષમાં પણ એકલા લંડનની અંદરજ ૫૩ વર્તમાનપત્રો પ્રસિદ્ધ થતાં હતાં.

જહૉન્સને પોતાના "આઇડલર"ની સાથેજ પ્રસિદ્ધ થનારું અને અમુક અર્થમાં ઐની સાથે હરીફાઇ કરતારાં વર્તમાનપત્રોને માટે જે વખતે આવી રીતની કરડી ટીકાઓ કીધી તે વખતે વર્તમાનપત્રોનું ધોરણ આગલા વખત કરતાં ઘણું ઉતરતું થઈ ગયું હતું. એની આગળના જમાનામાં વર્તમાનપત્ર તે ઘણી વાર એક સાહસભરેલા ઉદ્યોગ કરતાં રાજકીય ચર્ચા ચલાવનારા વાજિત્ર તરીકે વધારે દીપી નીકળતું. ડીફોએ વર્તમાનપત્રને લગતાં જે જે પરાક્રમો કરી બતાવ્યાં તેમાં તો આ બેઉ લક્ષણોનું સુભગ સંમિલન થતું હતું. ડીફો એ એક બાહોશ વેપારી હતો તેનીજ સાથે રાજદ્વારી ચર્ચામાં પણ એ ઉત્સાહભર્યો ભાગ લેતો હતો. અને એજ પ્રદેશમાં કામ કરનારા એના બીજા સાથીઓ હતા તે પત્રકારો તરીકે તેટલાજ રાજદ્વારી પુરુષો તરીકે પણ આગળ પડતા હતા. જહૉન્સનની ઉપલી ટીકા પ્રસિદ્ધ થઈ તેના વીસ કરતાં પણ ઓછાં વર્ષ પ્હેલાં વર્તમાનપત્રોના અધિપતિઓ તથા લેખકોમાં હેનરી ફીલ્ડિંગ જેવા બુદ્ધિપ્રભાવવાળા માણસો જોવામાં આવતા હતા. પણ ૧૭૫૦ માં વર્તમાનપત્રોનું કામ જુદીજ જાતનાં માણસોના હાથમાં ગયું હતું.

**વર્તમાનપત્રોની અવનતિ.**

ત્રીજા જ્યૉર્જના લાંબા રાજ્ય દરમ્યાન અનેક પત્રકારો ઉપર કામ ચલાવવામાં આવ્યાં હતાં અને તેઓને શિક્ષા ફરમાવવામાં આવી હતી, પણ પરિણામે વર્તમાનપત્રોનેજ લાભ થયો હતો અને તેઓને જે પરાજય મળ્યા હતા તે પણ આખરે વિજયના રૂપમાં બદલાઈ જવા પામ્યા હતા. વિલ્કિસ નામના પત્રકાર ઉપર કામ ચલાવવામાં આવ્યું (૧૭૬૧) ત્યાર પછી એવી રીતનો દરેક મ્હોટો કેસ ચાલ્યાનું પરિણામ એ આવતું થયું કે જે સિદ્ધાન્તોને નાબુદ કરવાના પ્રયાસ થતા તેને ઉલટો દશગણો પ્રચાર મળી જતો. આ યુગના પ્રારંભમાં, જેઓ રાજદ્વારી ચર્ચા તરફ વેપારની દૃષ્ટિથીજ જોતા, જેઓના ઇરાદાઓ હલકા હતા, અને જેઓની જિન્દગી ધિક્કારવા જેવી હતી તેઓ "સ્વતંત્ર પ્રજાને છાપાની સ્વતંત્રતા પણ મળવી જોઇએ" એ સાદા સત્યના પ્રભાવ વડે કરીને થોડા સમય સુધી રાજાની, કાયદાની, અને ન્યાયાસનની પણ સ્હામે થઈ શકે એવા સમર્થ થયા. આજ વખતમાં પાર્લામેંટની અંદર ચાલેલી ચર્ચાઓ કેટલાંક પત્રોમાં પ્રસિદ્ધ થવા માંડી; અને એવી રીતે કાયદાનો ભંગ કરવામાં આવ્યો તેને લીધે ભારે તકરારો ચાલી, સખત ઠરાવો પસાર થયા, અને જેમ ફાવે તેમ કેદની શિક્ષાઓ ફરમાવવામાં આવી. પણ એ સર્વનું છેવટનું પરિણામ એ આવ્યું કે (થોડાક અપવાદો સિવાય) પાર્લામેંટની ચર્ચાઓનું સ્વરૂપ પ્રધાનપણે જાહેર ચર્ચાઓના જેવુંજ છે એ વાત સ્વીકારવામાં આવી, અને અત્યાર સુધી પણ એ વાત એવી ને એવી સ્વીકારાતી રહી છે.

**ત્રીજા જ્યૉર્જનો સમય.**

ઇંગ્લાંડનાં વર્તમાનપત્રો અગાઉ સ્હવારેજ નીકળતાં હતાં, પણ ધીરે ધીરે સાંઝનાં પત્રો પણ નીકળવાં માંડ્યાં. કંઈક અગત્યનું એવું સાંઝના સમયનું લંડનનું પ્હેલું વર્તમાનપત્ર "Courier" એ નામનું હતું. એ પત્રમાં એક વખતે મકિન્ટોશ, કૉલરિજ, અને વર્ડ્ઝવર્થ જેવા વિદ્વાન્ પુરુષોના લેખો આવતા હતા અને એ પત્રની પ્રતિષ્ઠા ઘણી સારી હતી. પણ ૧૮૪૨ માં એ પત્ર બંધ થયું.

**સાંઝનાં પત્રો. "Courier"**

એ સિવાય બીજાં પણ કેટલાંક પત્રો ત્રીજા જ્યૉર્જના રાજ્ય દરમ્યાન અસ્તિત્વમાં આવ્યાં, પણ તેમાંનાં " Morning Post " ( મૉર્નિંગ પોસ્ટ ) અને " The Times " ( ધી ટાઇમ્સ ) એ બેજ પત્રો આજ સુધી ટકી રહ્યાં છે. વર્તમાનપત્રોની વધતી જતી સંખ્યાને અટકાવવાને માટે પત્રો ઉપર નાંખવામાં આવેલા કરમાં વધારો કરવામાં આવ્યો.

" મોર્નીંગ પોસ્ટ " અને " ધી ટાઇમ્સ "

આવી રીતે એક તરફથી કર વધારવામાં આવતો હતો તો બીજી તરફથી સોંઘાં વર્તમાનપત્રો માટેની લોકોની ઇચ્છા પણ ન દબાવી શકાય એવી હતી. સ્ટાંપ વગરનાં વર્તમાનપત્રો પ્રસિદ્ધ કરવાના ગુન્હાને માટે ७०० કરતાં વધારે માણસો ઉપર કામ ચલાવવામાં આવ્યું અને ५०० કરતાં વધારે માણસોને કેદમાં પૂરવામાં આવ્યા. તેમાંના કેટલાકને તો લાંબા વખત સુધી કેદખાનામાં સડ્યાં કરવું પડયું હતું. કામ જેમ જેમ વધારે ચાલવા માંડ્યાં અને શિક્ષા જેમ જેમ સખત કરવામાં આવી તેમ તેમ રાજદ્રોહ, નાસ્તિકતા, અને અનીતિનો ઉપદેશ કરનારાં નઠારાં પત્રોની સંખ્યા વધતી ગઈ. અક્કેક પેની ને અડધી અડધી પેનીની કિંમતનાં પત્રો નીકળ્યાં તેમાં ગંભીર અનીતિ અને ભયંકર ગુન્હાઓનાં વર્ણન સિવાય બીજું કંઈ પણ આપવામાં આવતું નહીં, અને દુરાચાર તથા દુષ્ટતાને કેવી રીતે આકર્ષક બનાવવાં તે માટે પત્રોની એકબીજા સાથે હરીફાઈ ચાલતી. આ ગંભીર સ્થિતિને કેવી રીતે સુધારવી એ પ્રશ્ન આમની સભામાં પ્રથમ બુલ્વર લિટન એ પ્રખ્યાત નવલકથાકાર અને રાજનીતિજ્ઞ પુરુષ તરફથી ઉપાડી લેવામાં આવ્યો, અને પછીથી મિલનર ગિબ્સન અને રિચર્ડ કૉબડન એ બેઉ એ પ્રશ્નને વળગી રહ્યા તેને લીધે વર્તમાનપત્રો ઉપરના કરમાં પ્રથમ ઘટાડો કરવામાં આવ્યો અને છેવટે એ કર તદ્દન કાઢી નાંખવામાં આવ્યો. સ્ટૅમ્પ ટૅકસ તદ્દન કાઢી નાંખવાની છેવટની યોજના ડબલ્યુ. ઇ. ગ્લૅડસ્ટન તરફથી પોતાના " ચૅન્સેલર ઑફ ધી એક્ષચીકર " તરીકેના અમલ દરમ્યાન ૧૮૫૪ માં તૈયાર કરવામાં આવી હતી અને તે એનો પછીના અધિકારીના વખતમાં ( ૧૮૫૫ માં ) પસાર થઈ હતી.

કરમાં વધારો.

કર નાબુદ

આ પ્રમાણે વર્તમાનપત્રો ઉપરના કર નીકળી ગયા તેની સાથે કેળવણીનો ફેલાવો થતાં, વર્તમાનપત્રો છાપવાના સાંચાઓમાં સુધારો થતાં, સમાચાર મેળવવાને માટે ભારે સામગ્રીનો ઉપયોગ કરી શકાય એવી અનુકૂળતા મળતાં, વર્તમાનપત્રો વ્હેંચવાની સારી સગવડ થતાં, લોકસમૂહની સઘળી જરૂરિયાતો પૂરી પાડવા તરફ વધારે ને વધારે લક્ષ રાખવામાં આવતાં, અને જાહેરખબરો આપવાની કળાનો વિકાસ થતાં વર્તમાનપત્રોની સંખ્યામાં પણ વધારો થયો. એ આધુનિક વર્તમાનપત્રોનાં જુદાં જુદાં નામો અને તેમનાં જુદાં જુદાં કામોની ગણના કરવાને ન યોભતાં એ પત્રોનાં સામાન્ય લક્ષણો કયાં કયાં છે તેના વિષેજ કેટલુંક વિવેચન કરીને આ સમયે આપણે સન્તોષ માનીશું.

હાલનો સમય.

## ૨. હાલનાં વર્તમાનપત્રો.

ઇંગ્લાંડનાં આધુનિક વર્તમાનપત્રોનું એક મુખ્ય લક્ષણ એ છે કે સઘળી જાતના

સમાચારનું મહત્ત્વ.

"વર્તમાન"-સમાચાર-મેળવવા તરફ અને લેખિકાનું ધ્યાન ખેંચાય તેવી રીતે એ સમાચાર રજુ કરવા તરફ દિનપ્રતિદિન વધારે ને વધારે લક્ષ અપાતું જાય છે. તેનીજ સાથે, કયા સમાચારને વિશેષ મહત્ત્વના ગણવા તે વિષેના વિચારમાં પણ અગાઉના કરતાં ઘણો ફેરફાર થઈ ગયો છે. રમત ગમતના સમાચાર અને રાજ્યની આમદાનીના સમાચાર હવે વધારે વિસ્તાર સાથે અને વધારે રસ પડે તેવી રીતે આપવામાં આવે છે; અને કંઈક અંશે પત્રોની સંખ્યામાં વધારો થયો અને પરિણામે પત્રકારોમાં વધારે ને વધારે હરીફાઈ ચાલવા માંડી તેને લીધે તો કંઈક અંશે જનસમૂહ હવે વાંચી શકે અને વાંચવાની વસ્તુ ખરીદ કરવાને તૈયાર થાય એવો બન્યો છે તેને અનુકૂળ થવાની વૃત્તિને લીધે વાંચનને માટે ઘણા ઉંચા પ્રકારની સાહિત્યપ્રીતિ અને રસિકતા જરૂરની છે એવું માનનારાઓ કરતાં કંઈ પણ વાંચી શકે એવા માણસોના મ્હોટા સમૂહની રુચિ તરફ હવે વધારે લક્ષ આપવામાં આવે છે. આને પરિણામે પત્રકારોએ ઓછી પાંડિત્યવાળી શૈલીમાં લખવા માંડ્યું છે અને સામાન્ય મનુષ્યને રસ પડે એવી રીતે છૂટક સમાચારો-"tit-bits"-આપવા માંડ્યાં છે, એટલુંજ નહીં પણ હવે લેખના મથાળા ઉપર વિષય સૂચવનારી લીટીઓ (head-lines) નો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે અને વાંચકની નજર ખેંચવાને માટે એવા જ પ્રકારની બીજી કંઈ કંઈ યુક્તિઓ રચવામાં આવી છે. વ્યક્તિવિષયક સમાચાર—"Personal journalism"—સમાજમાં નામાંકિત થયલાં અથવા જાહેર બાબતોમાં આગળ પડતો ભાગ લેનારાં સ્ત્રીપુરુષોના ખાનગી જીવન વિષેનો અથવા તેઓના બહારના દેખાવ વિષેની હકીગતોને વિશેષ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે; અને આ બાબતમાં તેમ બીજી ઘણી બાબતમાં અન્યની વાત જાણવાની ઉત્કંઠાને તેમ જ ખુશામત કરવાની વૃત્તિને વિશેષ વેગવતી કરવામાં આવી છે.

મેળાપ-"Interview"

વર્તમાનપત્રોના સમ્બન્ધમાં અમેરિકાના નવા નવા સુધારાઓ ઇંગ્લાંડમાં દાખલ થઈ ચૂક્યા છે. તેમાંનો એક સુધારો "મેળાપ" અથવા "interview" એ નામથી ઓળખાય છે. કોઈ મ્હોટો માણસ આવ્યો હોય ત્યારે વર્તમાનપત્રનો રિપોર્ટર તેને મળવા જઇને તેની સાથે વાતચીત કરી આવે છે અને એવી રીતે તેના વિચારો જાણી લઇને પછી તે વિચારોને વાંચક સમક્ષ રજુ કરે છે. આપણા હિંદુસ્તાનના કેટલાક આગેવાનોની એવી રીતે ઇંગ્લાંડમાં મુલાકાત લેવાયાની વાત આપણને જાણીતીજ છે.

પણ સારામાં સારાં વર્તમાનપત્રોનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ તો એજ હોય છે કે જ્યાંથી મળે ત્યાંથી સાચી હકીગત મેળવવી અને તે પાછી જેમ બને તેમ વ્હેલી મેળવવાને પ્રયત્ન કરવો. વર્તમાનપત્રોની ઑફિસોમાં અને તે સિવાય જુદાં જુદાં સ્થળોથી વર્તમાનપત્રોને સમાચાર પૂરા પાડનારી એજન્સીઓમાં આ કામ યોગ્ય રીતે કરી શકાય તેને માટેની વ્યવસ્થા ઘણા મ્હોટા પાયા ઉપર કરવામાં આવી હોય છે. તાર ઝડપથી મૂકી શકાય તે માટેની સગવડમાં વધારો થયો જાય છે તેથી, અને ટાઈપ ગોઠવવાની તથા છાપવાની પદ્ધતિઓમાં નવા નવા સુધારાઓ દાખલ થયા જાય છે તેથી આ કામ હાલના વખતમાં ખચીત ઘણું સ્હેલું થઈ પડ્યું છે. તેનીજ

તારની સગવડ.

સાથે એ પણ ખરૂં કે તારની સગવડને લીધે સમાચાર ઘણી ઝડપથી ફરી વળે છે તેને પરિણામે વર્તમાનપત્રોની ઉત્કૃષ્ટતામાં કંઇક ન્યૂનતા પણ આવી જાય છે. એ સગવડને પરિણામે ઉતાવળથી વિચારો બાંધી દેવામાં આવે અને ગમે તેવી હકીગત છાપી દેવામાં આવે એવું ઘણી વાર બને છે; અને કેટલીક વાર તો એવા પ્રકારની ભૂલને લીધે એવાં વિપરીત પરિણામ આવે છે કે પાછળથી એ ભૂલને સુધારી લેવાને માટે ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તોપણ તે સુધરી શકતી નથી. તોપણ એકંદરે, તાર મારફત સમાચાર પ્હોંચાડી શકાય એવી સગવડને લીધે પ્રજાને તેમજ રાજાને સીધી અથવા આડકતરી રીતે ફાયદોજ થાય છે એની ના પાડી શકાશે નહીં.

**વિષયસૂચન. "Poster"**

આ પ્રમાણે સમાચાર મેળવવા તરફ વિશેષ લક્ષ આપવામાં આવે છે. તેનીજ સાથે અમુક વર્તમાનપત્રમાં કયા કયા અગત્યના વિષયો આપવામાં આવ્યા છે તે દર્શાવનારા પત્ર–"poster"–નો પ્રચાર પણ ઘણો વધી ગયો છે, અને મહોલ્લાઓમાં ઠેકાણે ઠેકાણે એવા પત્રો જોવામાં આવે છે. 'અમુક અગત્યનો વિષય આ વર્તમાનપત્રમાં આપવામાં આવ્યો છે' એટલુંજ એ "poster" વડે સૂચવાય છે, પણ એ વિષયનું સમગ્ર સ્વરૂપ કેવું છે તે વર્તમાનપત્ર વાંચ્યા વગર એકલા એ "poster" ઉપરથીજ સમજી શકાતું નથી એવી ખુબી એ "poster" ની અંદરના વિષયસૂચનમાં રાખવામાં આવી હોય છે, અને થોડા થોડા શબ્દોની થોડી થોડી લીટીઓ લોકોનું ધ્યાન ખેંચાય તેવી રીતના મ્હોટા મ્હોટા ટાઇપમાં મૂકવાનું વલણ વધારે ને વધારે જોવામાં આવતું જાય છે. લોકોનું ધ્યાન ખેંચાય તેવી રીતે વિષયોનાં નામ આપવાની "poster"ની શૈલી વર્તમાનપત્રની અંદર પણ સમાચાર સમ્બન્ધી લેખનાં મથાળાંઓ કરતી વખતે સ્વીકારવામાં આવે છે, અને ઘણુંખરૂં એ મથાળાંઓ એવી રીતનાં કરવામાં આવે છે કે તે વાંચ્યા પછી સમાચારનો લેખ આખો વાંચવાની જરૂર જેવું બહુ રહેજ નહીં.

**ટીકા.**

સમાચાર, હકીગતો, વર્ણનો,–એ સિવાય રાજદ્વારી કે બીજા અગત્યના વિષયો ઉપર અથવા નાટક, કળા, સંગીત, પુસ્તકો, રમત ગમત, રાજ્યની આમદાની વિષેની વ્યવસ્થા વગેરે ઉપર ટીકા કરવી એ વર્તમાનપત્રોનું મુખ્ય કર્તવ્ય ગણાય છે. ઉપર જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે રમતગમતો, ઘોડાની શરતો વગેરેનાં લખાણોમાં ઇંગ્લાંડના લોકો ઘણો રસ લે છે. એ લખાણો સાધારણ રીતે વર્ણનાત્મક હોય છે. ઘોડાની શરતો અથવા ક્રિકેટ વગેરેની રમતોનાં પરિણામો જાણવાની જનમંડળની તીવ્ર ઉત્કંઠાને એ લખાણો વડે તૃપ્ત કરવામાં આવે છે.

**ગ્રન્થાવલોકન અને સાહિત્યચર્ચા.**

૧૮૭૦ થી તે ૧૮૮૦ સુધીમાં સાહિત્ય તથા રસિકકળાના વિષયો ઉપર ટીકા કરવાની વર્તમાનપત્રોએ શરૂઆત કીધી; અને સમાચારો આપનારાં તથા રાજકીય, સામાજિક, અને મહેસુલ સમ્બન્ધી વિષયોનીજ ચર્ચા કરનારાં દૈનિક પત્રો પણ ધીરે ધીરે સાહિત્યચર્ચાના ક્ષેત્રમાં સાપ્તાહિક, માસિક, તથા ત્રૈમાસિક પત્રોની સાથે હરીફાઇમાં ઉતરવા લાગ્યાં. વર્તમાનપત્રોમાં પુસ્તકોનાં "અવલોકન" આવે છે તે કેટલીક વાર પ્રામાણિક સાહિત્યસેવા કરવાના ઉદ્દેશથી

લખાયલાં હોય છે તો કેટલીક વાર પુસ્તકના પ્રકાશકને જાહેરખબર તરીકે ઉપયોગી થઈ પડે એવા હેતુથી પણ એ "અવલોકનો" લખાયલાં હોય છે. "દરેક સદ્‌ગૃહસ્થની લાઈબ્રેરીમાં આ પુસ્તક હોવુંજ જોઈએ" એવી મતલબની ટીકા અમુક વર્તમાનપત્રમાં વાંચવામાં આવી એટલે તરત સન્તોષ પામીને લોકો એ પુસ્તકની ખરીદી કરવા મંડી પડશે એવું સમજીને પુસ્તકના પ્રકાશકો પોતાના પુસ્તક સમ્બન્ધી ટાંકી શકાય એવો ગમે તેનો પણ અભિપ્રાય જ્યાં ત્યાંથી મેળવવાને માટે બહુ ઉત્સુક રહે છે, અને એ વિષયે પ્રકાશક વર્ગમાં એક જાતનું ગાંડપણુજ આવ્યું હોય એવી રીતનું જણાય છે. દર વર્ષે ઈંગ્લાંડમાં પુસ્તકો એટલાં બહાર પડયાં જાય છે કે તે સર્વનાં "અવલોકન" કરવાનું કામ વર્તમાનપત્રના અધિપતિઓથી જાતે બની શકતું નથી, અને કયાં પુસ્તકો ખરેખરાં "અવલોકન"ને લાયક છે, અને કયાં નથી તેનો યોગ્ય નિર્ણય કરવો એ કામ પણ તેઓને માટે અત્યન્ત મુશ્કેલીભર્યું થઈ પડે છે. આ સ્થિતિનું પરિણામ એ આવે છે કે ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોમાં "ગ્રન્થાવલોકન" નું કામ ઘણી ઉતાવળથી અને ઘણી અસન્તોષકારક રીતે કરવામાં આવેલું હોય છે.

સાર નમૂનાઓ

ગ્રન્થાવલોકનના સમ્બન્ધમાં ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોની સાધારણ સ્થિતિ આ પ્રમાણેની હોય છે; પણ તેનીજ સાથે એટલું ઉમેરવું જોઇએ કે એ નિયમના અપવાદો તરીકે ગણાવી શકાય એવા ઘણાં સારા નમૂનાઓ પણ ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોમાંથી કેટલાક મળી શકે છે. "The Times" (ધી ટાઇમ્સ) પત્ર તરફથી ૧૯૦૧ ના વર્ષથી એક "Literary Supplement" (સાહિત્યને લગતો વધારાનો અંક) કહાડવામાં આવે છે, તેમાં સાહિત્યવિષયક ચર્ચાના અતિ ગંભીર જવાબદારીવાળા કામને માટેનો આદર્શ બીજા કોઈ પણ દૈનિક પત્રના કરતાં ઘણો વધારે ઉંચો રાખવામાં આવ્યો છે. સૌથી પ્રથમ ૧૮૯૧ માં "Daily Chronicle" (રોજના સમાચાર) એ નામના પત્રે એક પૃષ્ઠ સાહિત્યવિષયક ચર્ચાને માટે રાખવાની શરૂઆત કીધી, અને ત્યાર પછી ઈંગ્લાંડનાં ઘણાં વર્તમાનપત્રોએ થોડે ઘણે અંશે પણ એ પત્રનું અનુકરણ કરવા માંડયું. તોપણ હાલના ઈંગ્લાંડનું ગ્રન્થવિવેચનનું સાહિત્ય જોઇએ તેવું સન્તોષકારક તો નથીજ. અને એ સાહિત્ય સન્તોષકારક ન હોવાનાં કારણો શાં શાં છે તે આપણે ઉપર જોઈ ગયા છિયે. ટીકાકારો જે પુસ્તકોનાં વખાણ કરવા પર ચ્હડે છે તેનાં આંખો મીંચીને વખાણુજ કર્યાં જાય છે, અને જે પુસ્તકોની નિન્દા કરવા માંડે છે તેની આડું અવળું જોયા વિના અને પોતાની જવાબદારીનો કંઈ પણ ખ્યાલ રાખ્યા વિના નિન્દાજ કર્યાં જાય છે. તેઓ પ્રસ્તુત અપ્રસ્તુતનો વિચાર કરવા થોભતા નથી અને ઘણી વાર કેવળ ગંભીરતાહીન વાચાળતાથી ભરેલાં, વિદ્વત્તાનો ભાસ માત્ર દર્શાવનારાં, તુચ્છરૂપ ટકોરાવાળાં, અને "છીછરાં" લખાણો લખીને તેઓ ઈંગ્લાંડના ગ્રન્થવિવેચનસાહિત્યને લાંછન લગાડે છે. વળી, માંહોમાંહે એકબીજાનાં વખાણુ કર્યાં કરે અને બીજા બહારના માણસોની સાધારણ રીતે નિન્દાજ કરે એવી રીતનું વિદ્વાનોનું એક જાતનું મંડળજ ઊભું થયું હોય એવો સજ્જડ વહેમ કેટલાક ટીકાકારોના સમ્બન્ધમાં લોકોને આવી ગયો છે તેને લીધે પણ ઈંગ્લાંડનાં વર્તમાનપત્રોદ્વારા પ્રસિદ્ધ થતાં ગ્રન્થવિવેચનોની પ્રતિષ્ઠા હાલના સમયમાં ઘણી ઓછી થઈ ગઈ છે. અને મ્હોટે ભાગે હવે તો એવું થઈ ગયું છે કે નવું પુસ્તક નીકળે ત્યારે બીજી હકીગતોની જેવી રીતે નોંધ લેવાય તેવી રીતેજ આ પુસ્તકની પણ નોંધ લેવાય છે, અને રોજનાં

બીજા સમાચાર ઉપર જેટલું વજન મૂકવામાં આવે તેના કરતાં આ સમાચાર ઉપર વધારે વજન મુકવામાં આવતું નથી. વળી પુસ્તક લગાર ઠીક જણાય તો તેમાંથી થોડાંએક ઉતારાઓ આપવામાં આવે છે; નહીં તો પુસ્તકના પ્રકાશનની હકીગતજ એમની એમ-કંઈ પણ ઉતારા આપ્યા વગર—પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વર્તમાનપત્રોની લેખન પદ્ધતિ.

હાલના વખતમાં અનેક લખાણો વર્તમાનપત્રોદ્વારા પ્રસિદ્ધ થાય છે તેને લીધે વર્તમાનપત્રોની શૈલી ઓછી પાંડિત્યમય થતી જાય છે તેનીજ સાથે સાહિત્યની લી વધારે ને વધારે વર્તમાનપત્રોને મળતી આવે એવી થતી જાય છે. હાલના "સાક્ષર" વર્ગ ("men of letters") માંથી જેઓ વધારે આગળ પડતા છે તેમાંના ઘણાખરાએ થોડો ઘણો વખત પણ ગ્રન્થાવલોકનકાર તરીકે, 'લીડર'( મુખ્ય લેખ ) ના લખનાર તરીકે, અથવા તો અધિપતિ તરીકે કોઈ ને કોઈ વર્તમાનપત્રમાં ભાગ લીધેલોજ હોય છે, અને પુસ્તકના રૂપમાં જે લખાણો હાલ પ્રસિદ્ધ થાય છે તેમાંનાં પણ ઘણાં પ્રથમ નિબન્ધો, કવિતાઓ, ટૂંકી વાર્તાઓ, અથવા કકડે કકડે પ્રસિદ્ધ થતી નવલકથાઓના રૂપમાં વર્તમાનપત્રો દ્વારા પ્રકાશમાં આવી ચૂક્યાં હોય છે. એવી રીતે પોતાના લેખો વર્તમાનપત્રોમાં છપાવવાથી ગ્રન્થકર્તાને વધારે પૈસા મળે છે તે ઉપરાંત બીજા પણ અનેક ફાયદાઓ થાય છે. નવો લેખક હોય તેને પોતાનામાં કેટલી શક્તિ છે તે અજમાવી જોવાનો પ્રસંગ વર્તમાનપત્રો વડે પ્રાપ્ત થાય છે, અને વર્તમાનપત્રોદ્વારા એના લેખોનો મ્હોટો ફેલાવો ઝડપથી થતો હોવાને લીધે વર્તમાનપત્રના વાંચકોમાં એનું નામ જાણીતું થાય છે. વળી, સુશિક્ષિત વર્ગમાં વંચાતાં હોય એવાં વર્તમાનપત્રોમાં સાહિત્યનો જેને શોખ હોય એવા રસિક લેખકોના લેખ છપાય તેને લીધે વર્તમાનપત્રોને પણ ફાયદો થાય છે. પણ એકંદરે, વર્તમાનપત્રના વાંચનનો વધતો જતો શોખ અને ગ્રન્થકારોની સાથેનો વર્તમાનપત્રોનો ગાઢો સમ્બન્ધ એ બેને પરિણામે હાલના સાહિત્યના મ્હોટા ભાગ ઉપર વર્તમાનપત્રની લેખનશૈલીની મજબૂત અસર થઈ હોય એવું સ્પષ્ટ જણાઈ આવે છે. વર્તમાનપત્રમાં લખનારો વિદ્વાન્ જે સમયે પોતે લખતો હોય તે સમયે ગમે તેટલો લોકપ્રિય થઈ પડે તોપણ તત્કાળનોજ મહિમા ધરાવનારા આધુનિક વિષયોની ચર્ચાને માટે અનુકૂળ એવી જે લેખનપદ્ધતિ વર્તમાનપત્રોમાં વપરાય છે તેનો ચેપ એને લાગ્યા વગર રહેતો નથી, અને તેને પરિણામે એના ગ્રન્થમાં અમુક પ્રકારની ન્યૂનતા આવી જાય છે અને સાહિત્યના અથવા શાસ્ત્રના અમર ગ્રન્થોના લખનાર તરીકેની પદવીને માટે એ બીજી રીતે યોગ્ય હોવા છતાં આ ન્યૂનતાને લીધે એને એ પદવી મળી શકતી નથી.

પરચુરણ સમાચાર. "Tit-Bits"

વર્તમાનપત્રોને લોકપ્રિય કરવાની બાબતમાં એક નવા સુધારાની શરૂઆત ૧૮૮૧ માં "Tit-bits" નામના એક પેનીની કિંમતના સાપ્તાહિક પત્રથી થઈ છે. સમાચારની ટૂંકી ટૂંકી હકીગતો તેજદાર ભાષામાં મૂકાયલી હોય તે વાંચવામાં સામાન્ય લોકસમૂહને ઘણો રસ પડે છે એ વાત લક્ષમાં રાખીને આ "Tit-bits" ના પત્રનું કામ ચલાવવામાં આવ્યું તેથી એવા પ્રકારનું સાહસ કેવું લાભકારક થઈ પડે છે તે જણાઈ આવ્યું; અને ત્યાર પછી બીજાં અનેક વર્તમાનપત્રોએ એજ પદ્ધતિનો સ્વીકાર કર્યો. સામાન્ય લોકસમૂહ કરતાં કંઈક વધારે

રાખવામાં આવી હોય તોપણ વાંચકોને સઘળા જ પ્રકારની જરૂરિયાતની ખબરો પૂરી પાડવાનું વર્તમાનપત્રોથી બની શકે નહીં. અને એ કારણને લીધે, અભિપ્રાય તથા સમાચાર પ્રકટ કરવાનાં સાધન તરીકે ચર્ચાપત્રોની અગત્યતા કંઈ જેવી તેવી નથી. વિદ્વાનોને લડાલી મારવામાં, ધર્મના ઝઘડાઓને વધારવામાં, અને દ્વેષબુદ્ધિ રાખીને અંગત ટીકાઓ કરવામાં ચર્ચાપત્રોનો ઉપયોગ કરવામાં ન આવતો હોય તો વર્તમાનપત્રોમાં ચર્ચાપત્ર વડે જે જગા રોકાય છે તે ઘણી જરૂરની છે એમ કોઈને પણ લાગ્યા વગર રહે નહીં.

**ઉપસંહાર.**

હાલ વર્તમાનપત્રો વાંચવાનો શોખ ઇંગ્લાંડમાં ઘણો વધી ગયો છે અને વર્તમાનપત્રોની સારી પ્રતિષ્ઠાને લીધે જનમંડળ ઉપર તેની ઘણી મજબુત અસર થયા વગર રહેતી નથી. વર્તમાનપત્રોદ્વારા જનમંડળના સ્પષ્ટ અથવા અસ્પષ્ટ વિચારોને સુદૃઢ રીતે પ્રકટ કરવામાં આવે છે, લોકમતને કેળવવામાં આવે છે, અને પ્રતિનિધિઓની કોઈ પણ સભાના કરતાં વધારે નિડરપણે અને વધારે ચોકસાઈથી લોકમતને સરકારની સમક્ષ રજુ કરવામાં આવે છે. રાજા પ્રજા ઉભયના વિચારો એક બીજાને સમજાવવાની અને ગેરસમજુતી થતી હોય તો તે અટકાવવાની ગંભીર જવાબદારી વર્તમાનપત્રો ઉપર રહે છે, અને સમાજની જે જુદી જુદી પ્રવૃત્તિઓ હોય છે તે સફળ કે નિષ્ફળ જવાનો કેટલો સંભવ છે તેનો નિર્ણય પણ મ્હોટે ભાગે વર્તમાનપત્રોના વલણ ઉપરથી જ થાય છે. ઇંગ્લાંડના વર્તમાનપત્રો વિષેના સંક્ષિપ્ત વિવેચનને અન્તે, એ વર્તમાનપત્રોનાં સાહસિકતા, કર્તવ્યબુદ્ધિ, નિયમવશતા, હિંમત, આગ્રહીપણું વગેરે ઉચ્ચ લક્ષણોને ગ્રહણ કરવા જેટલું સામર્થ્ય આપણા પત્રકારોમાં પણ આવે એથી વિશેષ આપણે શું ઇચ્છી શકીશું?

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિ.

જ્યહારે "વસંત પત્ર" ના તંત્રીએ "ઇંગ્લંડની યુનિવ્હર્સિટિઝ" એ વિષય ઉપર, આ શુભ પ્રસંગ માટે કહાડેલા ખાસ અંકમાં લેખ લખી મોકલાવવા માટે મ્હને પુછાવ્યું, ત્હારે લેખ લખી સકાશે કે નહિ, ત્હેનો કંઈ પણ વિચાર કર્યા વિના તાત્કાલિક જ લેખ લખવાનું માથે લઈ, પ્રત્યુત્તર મોકલાવી દીધો. વખત જતાં, ને વિચાર કરતાં, એમ લાગ્યું કે વિષય ઘણો વિશાળ છે, અને જો કોઈ ધારે તો ગુજરાતી ભાષામાં એ વિષયનું પુસ્તક રચી ગુજરાતી પ્રજાને અનેક લાભ આપી સકે.

હાવી જાતના વિષય ઉપર લેખ લખવા માટે કેટલો વિસ્તીર્ણ અનુભવ જોઇએ એ કોઈ સામાન્ય બુદ્ધિ વાળો મનુષ્ય પણ સમજી સકશે. એજ વિચારથી ઇંગ્લંડની જે યુનિવ્હર્સિટિમાં થોડો ઘણો અનુભવ મ્હેં મેળવ્યો છે, તે યુનિવ્હર્સિટિનો કાંઇક ઇતિહાસ, ત્હાંની શિક્ષણપદ્ધતિ, અને આપણી એટલે મુંબાઈની યુનિવ્હર્સિટિ સ્હાથેની સમાનતા તેમજ તફાવત વિષે લખવાનું ઉચિત ધાર્યું છે.

બ્રિટિશ સત્તા જ્યહારથી હિન્દુસ્થાનમાં સ્થપાઈ, ત્હારથી તે આધુનિક કાળ સુધીમાં જે, અનેક લાભ પ્રાપ્ત થયેલા છે, ત્હેમાંનો શિક્ષણ માટે ઇંગ્લંડ તેમજ યુરોપના બીજા દેશોમાં જઈ આપણા યુવકોને પ્રવાસ કરવાનો યોગ પ્રાપ્ત થાય છે, તે મ્હારી માન્યતા પ્રમાણે એક ઘણોજ અમૂલ્ય લાભ છે. અલબત, આ પ્રવાસ સફળ થવા માટે દ્રવ્યનો ઘણો વ્યય થાય છે, અને એ કારણથી ઘણા થોડાજ આ લાભ મેળવી સકે છે; પણ જે થોડા હિંદવાસીઓ આ ઉચ્ચ શિક્ષણ લઈ આવેલા છે, તે પોતાનો સ્વાર્થત્યાગ કરી દેશોન્નતિના કામોમાં જ મચ્યા રહે તો જ એ શિક્ષણ લીધું સફળ ગણાય એમ મ્હારી માન્યતા છે. એ ઉચ્ચ અભિલાષા પરિપૂર્ણ થવા માટે હમેશાં પ્રયાસ કરવો જ જોઇએ.

**ઈતિહાસ.**

ઇંગ્લાંડમાં લગભગ પંદરેક 'યુનિવ્હર્સિટિઝ' છે જહેમાંની ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની યુનિવ્હર્સિટિઝ ઘણા પ્રાચીન સમયની છે. કેમ્બ્રિજની યુનિવ્હર્સિટિ કેમ્બ્રિજ નામના એક ન્હાના પણ સુંદર ગામમાં સ્થપાયેલી છે. અને એ યુનિવ્હર્સિટિને લીધે જ આ ગામ પૃથ્વીના દરેકે દરેક સ્થળમાં પ્રખ્યાતિ પામેલું છે. આ યુનિવ્હર્સિટિ ત્હેનાથી પણ પ્રાચીન કાળની પેરિસની યુનિવ્હર્સિટિના નમુના પર સ્થપાયેલી છે. અહિંયા જ્યહારથી શિક્ષણ આપવાનું કામ શરૂ કરવામાં આવ્યું, ત્હારે હેનો હેતુ માત્ર ધાર્મિક વિષયો સંબંધીજ જ્ઞાન આપવાનો હતો, અને એ વસ્તુસ્થિતિનાં કાંઇ ચિહ્નો તથા લક્ષણો હાલમાં અપાતા ત્હાંના શિક્ષણમાં જોવામાં આવે છે, જે બાબત થોડું ઘણું વિવેચન હું આગળ ઉપર કરીશ. હાવી જાતની ઇંગ્લંડમાં બે જ (ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ) 'યુનિવ્હર્સિટિઝ' હોવાને લીધે તેઓની વચ્ચે સ્વાભાવિક હરિફાઈ ઉત્પન્ન થાય એ નિઃસંદેહ છે; અને એથીજ કરીને પોતાનું પ્રાચીનત્વ સાબીત કરવા માટે બન્ને જગ્યાએ જુદી જુદી જાતની દંતકથાઓ પ્રચલિત થઈ. એ દંતકથાઓ સ્હાથે વિષયને સંબંધ ન હોવાથી આટલું જ કહી બંધ રહીશું.

આ પ્રાચીન કાળમાં એટલે આશરે ૧૨ મા સૈકામાં અનેક શિષ્યો કેમ્બ્રિજના જુદા જુદા ધર્મસ્થાનોમાં આકર્ષાઈ આવતા હતા પણ ઈ. સ. ૧૨૩૧ માં હેનરી બીજાએ હુકમ કહાડી નક્કી ન કરી આપ્યું ત્હાં સુધી કેમ્બ્રિજ જ્ઞાનસંપાદન કરવાનું મધ્યસ્થાન બન્યું નહોતું. આખરે સ્થિતિ એટલે સુધી આવી કે કેમ્બ્રિજ ગામમાં શિક્ષણ લેવા આવનારાઓનું જોર દિનપ્રતિદિન વધતું ગયું અને તે એટલે સુધી કે ગામના લોકોને અને શિક્ષણ લેવા આવનારાઓની વચ્ચે અનેક પ્રકારનાં તોફાનો અને લડાઇઓ થવા માંડી. એ તોફાનોને સામાન્ય રીતે "Town vs. Gown" ની લડાઈ તરિખે લોકો ઓળખવા લાગ્યા. આ લડાઇઓ થવાનું કારણ ગામની અને યુનિવર્સિટિની સત્તાની વ્હેંચણી એ જ હતું. હેનો પહેલો દાખલો વોટ ટાઇલરના ઈ. સ. ૧૩૧૮ ના હુલ્લડ વખત મળ્યો. હાલ પણ હાવી જાતનાં તોફાનો જોવામાં આવે છે, પણ હવે તો જ્હેવી રીતે આહિં હુતાશનીના વખતમાં તોફાન થાય છે ત્હેવા પ્રકારનું કાંઇક તોફાન વિદ્યાર્થીઓ અને પોલીસ તથા ગામના લોકો વચ્ચે થાય છે.

કેમ્બ્રિજ યુનિવર્સીટી તથા કોલેજોનું બંધારણ.

કેમ્બ્રિજનું ક્ષેત્રફળ, જેટલામાં યુનિવર્સિટિના અધિકારીઓની સત્તા ચાલે છે, તે લગભગ ૧૦–૧૨ ચોરસ માઇલનું છે. શી સત્તા અધિકારીઓ પાસે છે, તે આપણે આગળ જોઇશું. હાલ યુનિવર્સિટિનું બંધારણ શું અને ક્હેવા પ્રકારનું છે એ વિષે કાંઇક કહિયે.

કેમ્બ્રિજની યુનિવ્હાસિટિ એ એક સંયુક્ત મંડળ ( Corporation ) છે. આ મંડળ સ્થાવર મિલકતની માલિકી ધરાવે છે, અને તે ઉપરાંત યુનિવર્સિટિના સભાસદો ઉપર દેખરેખ રાખવાની, તેમજ પાર્લામેન્ટમાં બે પ્રતિનિધિયો મોકલવાની અને શિક્ષણ લઈ પરીક્ષાઓમાં પાસ થનારાઓને જુદી જુદી પદવીઓ ( Degrees ) આપવાની સત્તા ધરાવે છે. આપણી મુંબાઈ યુનિવર્સિટિ અને કેમ્બ્રિજ યુનિવર્સિટિના બંધારણની સમાનતાનું કાંઇક ભાન નીચેના લખાણથી થશે.

યુનિવર્સિટિમાં શિક્ષણ લઈ જીંદગીના જુદા જુદા પંથો પર ચ્હડી ગયેલા તેમ જ વિદ્યાર્થી–મળી લગભગ ૧૩–૧૫ હજાર સભાસદો આ યુનિવર્સિટિમાં છે. શિક્ષણ લેનારાઓના બે વિભાગ છે. ( Undergraduates ) જેઓએ પદવી ( Degree ) નથી લીધેલી તે, અને ( Graduates ) જેઓએ પદવી ( Degree ) લીધેલી છે તે. આ સભાસદ તરિખેના હકો ન ખોવા બદલ દર વર્ષે યુનિવર્સિટિને અમુક પૈસા આપવા પડે છે. સભાસદ તરિખેના મુખ્ય હકોમાંનો એક હક યુનિવર્સિટિના કાર્યભારમાં ભાગ લેવાનો છે. શિક્ષણ અને સાહિત્ય સંબંધી સવાલોનો નિર્ણય કરવાનું કામ સેનેટ ( Senate ) નામના મંડળને આપવામાં આવે છે. સાધારણ રીતે આ મંડળના સભાસદો ત્હાંના જ એમ. એ અથવા તો એમ. એલએલ થયેલા હોય છે. પછી તેઓ કેમ્બ્રિજમાં રહેતા હોય યા ન રહેતા હોય. યુનિવર્સિટિનાં ખાસ કાર્ય માટે એક ચાન્સેલર નિમવામાં આવે છે, જે ઘણે ભાગે કેમ્બ્રિજની બ્હાર જ રહે છે. હેના હાથ તળે વાઇસ ચાન્સેલર હોય છે, જે વારાફરતી કેમ્બ્રિજની દરેક કોલેજમાંથી નિમાય છે. વાઇસ ચાન્સેલરની મદદમાં ૧૬ સભાસદો ( fellows ) ની મંડળી હોય છે. એ સભાસદો કેમ્બ્રિજમાં રહેનારમાંથી જ પસંદ કરાય છે. આ મંડળીને યુનિવર્સિટિના કાયદાઓ ઘડવાની

સત્તા આપવામાં આવે છે. જ્હેવી રીત્યે આપણી ( મુંબાઈ ) યુનિવ્હર્સિટિમાંથી મુંબાઈની ધારાસભામાં એક પ્રતિનિધિ મોકલવાની સત્તા છે, ત્હેવી રીત્યે ઉપર કહ્યા પ્રમાણે કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિના પોતેજ પસંદ કરેલા બે પ્રતિનિધિયો પાર્લામેન્ટમાં મોકલવાની સત્તા છે. આ રીત્યે બન્ને યુનિવ્હર્સિટિના બંધારણની સમાનતા કાંઈક સિદ્ધ થાય છે. હવે આપણે બન્ને વચ્ચે શો તફાવત છે તે જોઇએ. અહિંની યુનિવ્હર્સિટિમાં શિક્ષણ લેનારાઓની ચાલચલગત ઉપર દેખરેખ રાખવા માટે કોઈ પણ જાતનો બંદોબસ્ત કરવામાં આવતો નથી, જ્યહારે કેમ્બ્રિજમાં આ સારૂ બે અથવા ચાર અધિકારીયો નિમવામાં આવે છે, જે Proctorsના નામથી ઓળખાય છે. જ્હેવી રીત્યે આપણી યુનિવ્હર્સિટિમાં જુદા જુદા વિષયો સંબંધી વિચાર કરવા અને કામ કરવાને Syndicate નિમવામાં આવે છે ત્યેમ કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિમાં પણ નિમાય છે. વધારામાં બંધારણની વિશેષતા એ છે કે અમુક અધિકારીયો યુનિવ્હર્સિટિમાં શિક્ષણ આપનારા Professors નિમવાની અને તેઓ ઉપર દેખરેખ રાખવાની સત્તા ધરાવે છે. કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિની સત્તા નીચે લગભગ ૧૯ કોલેજ છે, જ્હેનાં નામ નીચે પ્રમાણે છે.

| નામ. | | | ક્યારે સ્થપાઈ. |
|---|---|---|---|
| ક્રાઇસ્ટ | કોલેજ. | ઈ. સ. | ૧૫૦૫. |
| કલેર. | " | " | ૧૩૨૬ |
| કોર્પસક્રિસ્ટિ. | " | " | ૧૩૫૦ |
| ડાઉનિંગ | " | " | ૧૮૦૭ |
| ઇમેન્યુઅલ | " | " | ૧૫૮૪ |
| ગોન્વિલ એન્ડ કીઝ | " | " | ૧૩૪૮ |
| જીસસ | " | " | ૧૪૯૬ |
| કિંગ્સ | " | " | ૧૪૪૧ |
| પેમ્બ્રક | " | " | ૧૩૪૭ |
| પીટરહાઉસ. | | | |
| ( સેંટ પીટર્સ. ) | " | " | ૧૨૮૪ |
| કવીન્સ. | " | " | ૧૪૪૫–૪૮ |
| સેંટ કેથરીન. | " | " | ૧૪૭૩ |
| સેંટ જૉન્સ. | " | " | ૧૫૧૧ |
| સેલ્વીન | " | " | ૧૮૮૨ |

| | | | |
|---|---|---|---|
| સિડની સસેક્સ. | કૉલેજ. | „ | ૧૫૯૬ |
| ટ્રિનિટી. | „ | „ | ૧૫૪૬ |
| ટ્રિનિટી હૉલ. | | „ | ૧૩૫૦ |
| ગર્ટન. | કૉલેજ. | „ | ૧૮૭૩ |
| ન્યુનહામ | „ | „ | ૧૮૭૫ |
| ફીટ્ઝવિલિયમ હૉલ. ( નૉન કૉલેજીએટ ઇન્સ્ટિટ્યુટ. ) | | „ | ૧૮૬૯ |

આ બધી કૉલેજો કેમ્બ્રિજના એક કે બે મુખ્ય રસ્તાઓ ઉપર આવેલી છે. હામાંની પહેલી સત્તર કૉલેજો માત્ર છોકરાઓ માટે જ છે, અને ગર્ટન તથા ન્યુનહામ છોકરીઓ માટે છે. સ્ત્રી પુરૂષની કૉલેજો જુદી છે તો પણ શિક્ષણ લેવાનું સ્થાન તો ઘણે અંશે એક જ હોય છે. કેમ્બ્રિજની કૉલેજોની યોજના આહિંની કૉલેજો કરતાં કાંઈક જુદી હોવાને લીધે આ પ્રમાણે ભેદ રાખવાની જરૂર પડે છે. છેલ્લી એટલે ફીટ્ઝવિલિયમ હૉલમાં શિક્ષણ લેનારાઓમાં જે ગરીબ હોય અથવા, જે કોઈ પણ કૉલેજમાં દાખલ થઈ સક્યા ન હોય તે દાખલ થાય છે. કૉલેજોમાં દાખલ થયેલા વિદ્યાર્થીઓ આ નૉનકૉલેજીએટ વિદ્યાર્થીઓને પોતાથી કાંઈક હલકી પાયરીના ગણે છે.

દરેક કૉલેજ એક સંયુક્ત મંડળની બનેલી હોય છે, જે યુનિવ્હર્સિટિથી તદન જુદું જ હોય છે. દરેક કૉલેજ પોતપોતાની સ્થાવર મિલકત સંભાળે છે, પોતાનું સ્વાતંત્ર્ય સાચવે છે, અને અધિકારી વર્ગ નિમે છે. પણ આ બધાં સંયુક્ત મંડળો છેવટે જોતાં યુનિવ્હર્સિટિની સત્તા હેઠળ જ પોતપોતાનું સ્વાતંત્ર્ય ભોગવે છે. ઊપર કહ્યા પ્રમાણે યુનિવ્હર્સિટિને મળેલી સત્તા પ્રમાણે પ્રોફેસરો નિમી દરેક કૉલેજના અધિકારી વર્ગમાં થોડા થોડા પ્રોફેસરો વ્હેંચી આપે છે. આપણી યુનિવ્હર્સિટિના બંધારણની પેઠે ત્હાં પણ દરેક કૉલેજના અધિકારી વર્ગને યુનિવ્હર્સિટિના કાર્યભારમાં ભાગ લેવાના હક મળી સકે છે; અને આ કારણને લીધે કૉલેજો અને યુનિવ્હર્સિટિ મળી એક સંયુક્ત મંડળ બને છે. દરેક કૉલેજમાં જે અધિકારી મંડળ નિમવામાં આવે છે તે નિચે પ્રમાણે હોય છે.

પ્રોવેસ્ટ, પ્રેસિડન્ટ, અથવા માસ્ટર ઑફ ધ કૉલેજ;* જે દરેક કૉલેજમાં અધ્યક્ષ ગણાય છે.

ફેલોઝ, જેના નીચે પ્રમાણે વિભાગ હોય છેઃ—

---

* King's Collegeનો અધ્યક્ષ Provost કહેવાય છે.

Queen's „ „ „ President „ છે.

બીજી બધી કૉલેજોમાં Master કહેવાય છે.

(૧) Tutors—જે વિદ્યાર્થીઓને દરેક બાબતમાં સલાહ આપવાની તેમજ ત્હેના ઉપર દેખરેખ રાખવાની, અને યુનિવ્હર્સિટિમાં ત્હેમની તરફથી સર્વ કામ કરવાની ફરજ બજાવે છે.

(૨) Deans—જેઓ છોકરાઓને ધાર્મિક શિક્ષણ આપે છે અને ત્હેમની વર્તણુક ઉપર દેખરેખ રાખે છે.

(૩) Lecturers—શિક્ષક મંડળ જેઓ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની ફરજ બજાવે છે. આ શિક્ષક મંડળમાંથી ઘણાને યુનિવ્હર્સિટિ તરફથી શિક્ષણ આપવા માટે અને ભાષણો કરવા સારૂ રોકવામાં આવે છે. એટલે શિક્ષણ લેનારાઓમાંનો મુખ્યભાગ કોલેજમાં શિક્ષણ ન લેતાં યુનિવ્હર્સિટિમાં જ લેવા જાય છે. હાવી જાતનું ધોરણ આપણી યુનિવ્હર્સિટિમાં જોવામાં આવતું નથી, ત્હેના મુખ્ય કારણોમાંનું એક એ છે કે આપણી યુનિવ્હર્સિટિની કોલેજો એક-જ સ્થળમાં સ્થપાયેલી નથી.

(૪) Bur-er, જેની ફરજ કોલેજની ત્રીજોરી સંભાળવાની છે.

(૫) Steward, એ કોલેજના રસોડા ઉપર દેખરેખ રાખે છે અને ખાવાપીવાની સર્વ વ્યવસ્થા કરે છે.

(૬) Librarian જ્હેનું કામ કોલેજના પુસ્તકાલય ઉપર દેખરેખ રાખવાનું છે.

(૭) આ ઉપરાંત દરેક કોલેજમાં "ડીરેકટર ઑફ સ્ટડીઝ"ની નિમણુંક કરેલી હોય છે, જ્હેનું કામ કોલેજની બ્હાર શિક્ષણ લેનારાઓ કેટલું કેટલું અને શું શું શીખે છે, કયા શિક્ષકના હાથ તળે શિક્ષણ લે છે તથા કયા શિક્ષક પાસે શિક્ષણ લેવા જવું હેવી હેવી અગત્યની બાબતો ઉપર દેખરેખ રાખવી એ છે. વિદ્યાર્થીઓએ કયી કોલેજમાં દાખલ થવું એ ત્હેમની પોતાની મુનસફી ઉપર આધાર રાખે છે. ગત વર્ષ સુધી જે હિન્દવાસીઓ કેમ્બ્રિજ જ્ઞાન સંપાદન કરવા જતા હતા તે પણ પોતપોતાની મુનસફી પ્રમાણે કોલેજ પસંદ કરતા હતા. પણ હવે "ઇન્ડીયા ઑફીસ" તરફથી "Educational Adviser" નિમાયા પછી એ કામ હેને સોંપવામાં આવ્યું છે. શિક્ષણ લેવા જનારાઓ નીચેની બાબત ઉપર લક્ષ રાખી અમુક કોલેજના સભાસદ થાય છે. એ બાબતો નીચે પ્રમાણે છેઃ—

(૧) પોતાના બાપદાદાઓએ કયી કોલેજમાં શિક્ષણ લીધું છે.

(૨) જે શાળામાંથી પોતે આવેલા હોય તે શાળાના ઘણા છોકરાઓ કયી કોલેજમાં દાખલ થયેલા છે.

(૩) કયી કોલેજ રમત ગમત (Sports)માં પહેલી હોવાનું માન ભોગવે છે.

(૪) કયી કોલેજ દેખાવમાં ઘણી જ સુન્દર છે.

(૫) કયી કોલેજમાં સ્કૉલરશીપ, ઇનામ વગેરે વધારે મળે છે.

(૬) કયી કોલેજમાંના, ત્યહાં જ અને યુનિવ્હર્સિટિમાં શિક્ષણ આપનારાઓ સારા છે.

(૭) કયી કોલેજમાં છોકરાઓની સંખ્યા વધારે અથવા ઓછી છે.

દરેક કોલેજમાં દાખલ થવા માટે યુનિવ્હર્સિટિને ૫ પૌંડની Matriculation fee આપવી પડે છે; તે ઉપરાંત કેટલીક કોલેજોમાં પ્રવેશક પરીક્ષા આપવાની હોય છે. અને ૧૫–૩૦ પૌન્ડ જેટલી રકમ (Caution money–નુકસાનીની સાવચેતી બદલ અનામત) તરીકે આપવી પડે છે. શિક્ષણ લેવા માટેની ફી જે પ્રમાણેનું શિક્ષણ વિદ્યાર્થીઓ લેવા ઇચ્છતા હોય તે પ્રમાણે જુદી જુદી હોય છે; પણ એટલું તો ખરૂં કે દરેક શિક્ષકના ફી વરસ માટે ત્રણ ગિનીથી ઓછી હોતી નથી.

**યુનિવ્હર્સિટિની શિક્ષણપદ્ધતિ, અને ત્યાં લેવામાં આવતી પરીક્ષાઓ.**

આ યુનિવ્હર્સિટિમાં ખાસ કરીને ગણિતશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર, ભૂસ્તર-વિદ્યા, પ્રાચીન તથા અર્વાચીન સાહિત્ય, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, અને ધર્મશાસ્ત્ર એ વિષયો શિખવવામાં આવે છે. હેમાં ગણિતશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રના શિક્ષણ માટે એ યુનિવ્હર્સિટિ જગપ્રસિદ્ધ છે. ત્હાં શિખવવાની પદ્ધતિ એટલી તો સરળ અને સુઘટિત છે, કે દરેકે દરેક વિષયની ઝીણી ઝીણી બાબતોની સંપૂર્ણ માહિતી મેળવવાનું ઘણું જ સહેલું થઈ પડે છે. આધુનિક કાળમાં આ યુનિવ્હર્સિટિ ખેતીવાડી સંબંધી શિક્ષણમાં તેમજ વિજ્ઞાનશાસ્ત્ર અને રસાયનશાસ્ત્રના શિક્ષણમાં આગળ વધતી જાય છે. હાનું કારણ એ છે કે એ વિષયોને લગતું કામ કરવાના સ્થાનો એટલે (Library, museums અને Laboratories)*ની ઘણી જ સગવડતા હોય છે. આ બધાં સ્થાનો યુનિવ્હર્સિટિને ખર્ચે બંધાવવામાં આવેલાં છે, અને હેની સત્તા તળે જ છે. આ સગવડતા હોવાનું કારણ ઈંગ્લંડના લોકોનો સ્વદેશપ્રેમ અને દેશના જ્ઞાનના તેમ જ સંપત્તિના ભંડોળમાં વધારો કરવાનો ઉત્સાહ એ જ છે. આ ઉત્સાહને લીધે હાવી બાબત માટે દ્રવ્ય ભેગું કરવામાં ઘણી મુશ્કેલીયો નડતી નથી. હાની સ્હાથે મુંબાઈ યુનિવ્હર્સિટિમાં થતાં કયાં કામને કોઈ પણ મનુષ્ય સરખાવી સકશે? ખરી વાત છે કે હાલમાં હાવી જાતના ઉત્સાહની ઝાંખી આપણને થવા માંડી છે.

આ યુનિવ્હર્સિટિમાં પરીક્ષાઓ બે પ્રકારની હોય છેઃ એક તો માન સ્હાથે પદવી (Honour's Degree) મેળવવાની પરીક્ષા, અને બીજી સાધારણ પદવી (Ordinary Degree) ની પરીક્ષા. આ પરીક્ષા માટે સ્ત્રી વિદ્યાર્થીઓનો બેસવાનો હક છે, પણ તેઓને કોઈ પણ જાતની પદવી (Degree) મળતી નથી; આ બાબતમાં કેમ્બ્રિજ અને ઑક્સફર્ડની યુનિવ્હર્સિટિ જેટલી જુની રૂઢીયોને પકડી રહેવામાં ચુસ્ત છે, એટલી બીજી કોઈ પણ યુનિવ્હર્સિટિ નથી. બન્ને પરીક્ષાઓ આપતાં પહેલાં વિદ્યાર્થીઓએ ઓછામાં ઓછાં ૬ ટર્મ્સ અથવા બે વર્ષ ભરવા જોઇએ છીએ. એક વર્ષ ત્રણ ટર્મ્સમાં વિભક્ત થયેલું હોય છે. અને એકેક ટર્મ આઠથી દસ અઠવાડીયાનું હોય છે એ ટર્મ્સનાં નામ Michaelmas, Lent અને Easter છે. પહેલા અને બીજા, અને બીજા તથા ત્રીજાની વચ્ચે ચાર ચાર આ-

* University Library જ્હાં દુનિયાના દરેક સ્થળનાં પુસ્તકો રાખવામાં આવે છે. University Chemical Laboratory, Cavendish Laboratory for Physics.

Sedgwick Museum of Geology, Botanic Garden, Fitwilliam Museum of Archeology, વિગેરે.

વાડીયાની રજા પડે છે, અને ત્રીજા તથા પહેલાની વચ્ચે લગભગ ચાર મહિનાની લાંબી રજા પડે છે. પરીક્ષાઓ વર્ષના ત્રીજા ટર્મની આખરે થાય છે. માન સ્હાથે પદવી મેળવવાની પરીક્ષા Tripos તરીખે ઓળખાય છે; અને સાધારણ રીત્યે જો કે શિક્ષણધોરણ અહિંઆના છેવટની પરીક્ષાઓ માટે અપાતા શિક્ષણ કરતાં ઘણું વધારે હોય છે તો પણ પરીક્ષાનું ધોરણ કંઇક સહેલું હોય છે; હેનું કારણ માત્ર એ જ છે કે અહિંની યુનિવ્હર્સિટિમાં જે પરીક્ષકો નિમાય છે તેઓમાંના કેટલાક પોતાનું લક્ષ પરીક્ષા આપનારાઓને કેટલું નથી આવડતું હેના ઉપરજ માત્ર રાખે છે, જ્યહારે કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિમાં પરીક્ષા આપનારાઓને કેટલું આવડે છે એ ઉપર જ પરીક્ષકો ખાસ ધ્યાન આપે છે. હેનો અર્થ એટલો જ કે ત્ય્હાંના પરીક્ષકો એમ સમજી સકે છે કે પોતે જ જો પરીક્ષા આપનારા હોય તો કુહેવી રીત્યે તેઓ પોતાનું જ્ઞાન દર્શાવી સકે.

એ યુનિવ્હર્સિટિમાં બીજું જાણવા યોગ્ય એ છે કે ચાર મહિનાની જે લાંબી રજા પડે છે ત્હેમાં યુનિવ્હર્સિટિના વ્યવસ્થાપકો આળસુ થઇને બેસી રહેતા નથી. જે વિદ્યાર્થીઓને જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ હોય, ત્હેમને માટે ખાસ ભાષણોની ગોઠવણ કરવામાં આવે છે. ઘણી વખત તો ઇંગ્લંડની બીજી યુનિવ્હર્સિટિઝમાંથી ખાસ ભાષણકર્ત્તાઓને બોલાવે છે. આ યોજના "University Extension Scheme" તે નામે ઓળખાય છે. હાવી જાતનું બંધારણ આપણે અહિંયા ભાગ્યે જ જોવામાં આવે છે. હેનું કારણ એ છે કે અહિંની યુનિવ્હર્સિટિના ટર્મ્સની યોજના સુઘટિત નથી; જ્યહારે ઘણા થોડાને લાંબી રજા ભોગવવાની મળે છે, ત્ય્હારે શિક્ષણ લેનારાઓ અને શિક્ષણ આપનારાઓમાંનો ઘણો મ્હોટો ભાગ પરીક્ષા આપવા લેવાના કામમાં રોકાયેલા હોય છે.

*વિદ્યાર્થીયોની જીંદગી.*

આ લેખનો મુખ્ય હેતુ ઇંગ્લંડની યુનિવ્હર્સિટિમાં શિક્ષણ લેવા જનારાઓ કુહેવી જાતની જીંદગી ગુજારે છે એ બતાવવાનો છે. આ બાબતમાં દરેક યુનિવ્હર્સિટિમાં ગુજારાતી જીંદગી જુદા જુદા પ્રકારની હોય છે. કેમ્બ્રિજમાં ગુજારાતી જીંદગી અહિંના લોકોને તો નવી જ લાગશે. અહિંયાની કાલેજોની પેઠે ત્ય્હાં પણ કોલેજમાં જ રહેવાની ગોઠવણ ઘણા ખરા માટે થાય છે; પરંતુ જહેમણે કોલેજની બ્હાર રહેવું હોય ત્હેમણે યુનિવ્હર્સિટિના અધિકારીયોએ પસંદ કરેલાં જ અને ત્હેમની સત્તા તળેનાંજ અમુક ઘરોમાં (Licensed Lodgings) રહેવું પડે છે. કૉલેજમાં રહો કે બ્હાર રહો તો પણ કૉલેજ તેમજ યુનિવ્હર્સિટિને લગતી દરેક બાબતની જવાબદારી તેઓને શીર રહે છે. કૉલેજમાં રહેવાના ખર્ચ કરતાં બ્હાર રહેવાનું ખર્ચ કાંઇક વિશેષ થાય છે, પણ ત્હેમાં સગવડતા વધારે મળે છે. કેટલાક તો બ્હાર વધારે છુટથી રહેવાય એવા હેતુથી જ રહે છે; જ્યહારે બીજા કેટલાક બ્હાર રહેવાથી પોતાના અભ્યાસમાં વધારે ખલલ ન પહોંચે એટલા હેતુથી જ રહે છે. વિદ્યાર્થીઓમાં એક બીજાને મેળવાનો અને મિત્રાચારી વધારવાનો ઘણો જ પ્રચાર છે. આ હેતુ ફલીભૂત કરવાનાં ઘણાં સાધનો ત્યાં મળી સકે છે. એક વાત તો સિદ્ધ જ છે કે સ્હાથે ખાવાપીવાનો, સ્હાથે રહેવાનો, અને સ્હાથે જ શિક્ષણ લેવાનો–પછી વિદ્યાર્થીઓ ગમે તે કોલેજના હોય તો પણ જે લાભ મળે છે તે લાભથી આપણે તો તદન્ અજ્ઞાત જ છીએ, એક કોલેજમાં શિક્ષણ લેનારાએ તો

હમેશાં સ્હાંજે જમવા માટે કૉલેજના એક જ ઓરડામાં ભેગા થવાના, એટલે સાધારણ રીતે ઓળખાણ થયા વિના રહે જ નહિં. રિવાજ હેવો પડી ગયેલો છે કે કૉલેજના જુના થયેલા અને યુનિવ્હર્સિટિની રીતભાતથી વાકેફ થયેલા વિદ્યાર્થીઓ નવા આવનારાઓને મળવા આવી હેમની સ્હાથે મિત્રતા બાંધવાનો પ્રયત્ન કરે છે. આટલી ન્હાની વયમાંથી* પણ પદ્ધતિસર દરેક કામ કહેવી રીતે કરવું એ જ્હેવું ઇગ્લંડના લોક સમજે છે ત્હેનો એક શતાંશ પણ આપણે સમજતા નથી. ભણવાની વખતે ભણવાનું, જમવાની વખતે જમવાનું અને રમત વખત રમવાનું. મ્હને એમ યાદ નથી કે ત્રણ વર્ષમાં એક ટેબલ ઉપર સ્હાથે બેસી જમતાં કોઇએ તે વખતે ભણવાની વાત કહાડી હોય. જો કોઈ કહાડે તો બીજા તરફથી એમ જ ઉત્તર મળે છે કે " Don't talk shop " જમવા વખતે વાત કરવી હોય તો ભલે કરો રમત ગમતની. વળી આટલી ઉમ્મરમાં હેમાંના ઘણાકની ભાવનાઓ પણ એટલી ઉચ્ચ હોય છે, કે બીજા જ્હેની સ્હાથે એ વાત કરતો હોય ત્હેની પણ ભાવનાઓ એટલી જ ઉચ્ચ હશે એમ ધારે છે; તેમ જ પોતાની શક્તિ ઉપર દૃઢ વિશ્વાસ હોય છે, અને બીજાઓમાં એ વિશ્વાસ ઉદ્ભવવાની શક્તિ હોય છે. યુનિવ્હર્સિટિમાં આવનારાઓમાંનો ઘણો મ્હોટો ભાગ તો ઉચ્ચ જ્ઞાન સંપાદન કરવા માટે આવેલો હોય છે. બાકી " ગામ હોય ત્યાં ઢેડવાડો હોય " એ નિયમ પ્રમાણે ઘણા ખરા ખરાબ વર્તણુક વાળા પણ મળી આવે છે. હાવા લોકો માટે ખાસ શબ્દ " Bloods " વપરાય છે. છોકરાઓની કપડાં પહેરવા કરવાની તેમ જ બોલવાની રીતભાત ઉપર પણ એક જાતની છાપ પડી જાય છે. જાણે કયમ એ લોકોને વખત ન મળતો હોય ત્યમ લાંબા શબ્દોને ટૂંકા કરી બોલવાની ટેવ પડી જાય છે. હાના દાખલા થોડા નીચે પ્રમાણે છેઃ

જો Tripos એમ કહેવું હોય તો Trip કહે છે.

Examination માટે Exams બોલે છે.

Natural Sciences ને Stinks એ ઉપનામ આપે છે.

Breakfast અને Lunch સ્હાથે લેવાના હોય તો હેને Branch કહે છે.

Undergraduates માટે Under-grads એમ કહે છે. વગેરે.

ત્હાંની જીંદગીમાં મ્હેં એક વિશેષતા જોઈ તે એ કે શિક્ષકો અથવા તો કૉલેજના અધિકારી વર્ગ અને શિક્ષણ લેનારાઓ વચ્ચે જે ભેદ આપણી અહિંયાંની કૉલેજની જીંદગીમાં જોવામાં આવે છે તે ત્હાં જોવામાં આવતો નથી. શિખવવા વખતે શિક્ષક નહિં તો ત્હેના મિત્ર એ નિયમ મ્હેં ત્હાં પરિપૂર્ણ થતો જોયો અને અનુભવ્યો. કૉલેજની જીંદગીમાં જેટલે દરજ્જે છોકરાઓને અહિં છૂટ મળે છે, એટલી છૂટ ત્હાં મળતી જોવામાં આવતી નથી. વિદ્યાર્થીઓની વર્તણુક ઉપર જેમ યુનિવ્હર્સિટિ તરફથી દાબ રાખવામાં આવે છે, તેમ જ કૉલેજ તરફથી પણ રાખવામાં આવે છે. જેમકે ભાષણોમાં જતી વખતે અથવા તો કૉલેજના

* વિદ્યાર્થીઓનું વય સાધારણ રીતે ૧૯ થી ૨૨ વર્ષ સુધીનું હોય છે.

અધિકારી વર્ગને મળવા જતી વખતે, સંધ્યાકાળે ફરવા જતી વખતે તેમ જ કૉલેજના હૉલમાં જમવા જતી વખતે, અમુક જ કપડાં ( cap and gown=અમુક જાતની ટોપી અને ઝભ્ભો ) પ્હેરીને જ જવું પડે છે. અને જો હેમાં કાંઈ પણ ભૂલ ચૂક થાય તો દંડની શિક્ષા કરવામાં આવે છે. તેમ જ જે ઘરમાં અથવા કૉલેજમાં વિદ્યાર્થીઓ રહેતા હોય, ત્હાં રાત્રિના દસથી બાર વાગ્યાની અંદર આવી જવું જ જોઇએ. જો દસ ને બારની વચ્ચે આવે તો ત્હેને થોડા દંડની શીક્ષા થાય છે, અને ભૂલે ચૂકે જો બાર વાગ્યા પછી આવે તો હેને માટે હેના શિક્ષકને જો સંતોષકારક જવાબ ન આપે તો પેહેલે ગુન્હે ચેતવણી મળે અને ભારે દંડ થાય પણ બીજે ગુન્હે કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિની હદ બ્હાર હમેશને માટે કહાડી મૂકે. ટર્મના વખતમાં અથવા રજા પછી પછી કેમ્બ્રિજની બ્હાર જવું હોય તો દરેક વિદ્યાર્થીએ પોતાના શિક્ષકની રજાચિઠ્ઠી લેવી જોઇએ. હાવી જાતની નિયંત્રિત જીંદગી જો અહિંની કૉલેજમાં દાખલ કરવામાં આવે તો ત્હેનો હેતુ માત્ર સખ્તાઈ કરવાનો છે એમ જ સમજાય. પણ આ મ્હારા ધારવા પ્રમાણે, એક મ્હોટી ભૂલ છે. ઉપર જે જીંદગી કેમ્બ્રિજના વિદ્યાર્થીની વર્ણવી છે, ત્હેનો કાંઇક ભાસ ડેકન કૉલેજના માનનીય માજી પ્રિન્સિપાલ મી. સેલ્બીએ દાખલ કરેલી વિદ્યાર્થીઓને રહેવાની પદ્ધતિમાં જોવામાં આવે છે. કેમ્બ્રિજની જીંદગીમાં વિદ્યાર્થીઓ માત્ર શિક્ષણ લેવામાં જ રોકાયેલા હોય છે એમ નથી. આપણને કાંઈ વિચાર પણ ન આવી શકે, કે એ લોકો પોતાનો વખત કેટલો આનંદમાં ગાળે છે. સ્હવારના નવથી તે બપોરના બે વાગ્યા સુધી લગભગ બધા વિદ્યાર્થીઓ પોતપોતાના કામમાં ગુંથાઈ રહે છે. અને ત્રણથી તે ઓછામાં ઓછા પાંચ વાગ્યા સુધી તો તેઓ પોતાનો વખત ખુલ્લા મેદાનોમાં ફરવામાં, અને ક્રિકેટ, ફુટબૉલ, હૉકી, વિગેરે રમતો રમવામાં, અથવા તો કેમ્બ્રિજ શહેર પાસે આવેલી " ગ્રાન્ટ " અથવા "કેમ" નામની નદી ઉપર ન્હાની ન્હાની હોડીઓ અથવા હોડકાંઓમાં પોતાના મિત્રોની સ્હાથે ફરવામાં અને આનંદ કરવામાં ગાળે છે. સંધ્યાકાળે જમ્યા પછી પણ નાના નાના વિષય ઉપર ચર્ચા કરવામાં, કોઈ કોઈ વખત નાટક જોવામાં અથવા તો જુદી જુદી જાતનો કૉન્સર્ટ (સગીત મેળો) કરવામાં પોતાનો થોડોક વખત કહાડે છે. દરેક કૉલેજમાં જોશો તો થોડા થોડા વિદ્યાર્થીઓ મળી પોતપોતાની ન્હાની ન્હાની મંડળીઓ સ્થાપે છે, ત્હેને કાંઇક હાસ્ય ઉપજાવે હેવાં નામ આપે છે; જેમ કે Liars' Club, Porcupine Club વિગેરે; અને હેવી રીતે પોતાનો વખત આનંદમાં કહાડે છે. વિદ્યાર્થીઓની હાવી ન્હાની મંડળીઓ હોય છે એમ જ નહિં, પણ આખી યુનિવ્હર્સિટિના બધાએ વિદ્યાર્થીઓ લાભ લઈ શકે એવી પણ એક સોસાયટી ત્હાં સ્થપાવેલી છે; જહેને 'કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિ યુનિયન' એ નામ આપવામાં આવેલું છે. હામાં પુસ્તકાલય, વાંચનગૃહ ( Reading Room ) વિગેરે અનેક સગવડતા કરેલી હોય છે. આ સોસાયટીમાં દર મંગળવારે બ્રિટિશ પાર્લામેન્ટની પદ્ધતિ ઉપર રાજકીય સામાજીક અને સાહિત્ય સંબંધીના નાના પ્રકારના વિષયો ઉપર ચર્ચા ચલાવવામાં આવે છે. કેમ્બ્રિજના વિદ્યાર્થીઓ જો તે ચાલતી રાજકીય ચળવળમાં ઘણો જ આગળ પડતો અને અવિચારી ભાગ લેતા નથી, તો પણ યુનિવ્હર્સિટિમાં શિક્ષણ લેવા આવ્યાથી એ સંબંધી હેમનો ઉત્સાહ દબાઈ જતો નથી, અને અનેક પ્રકારની સગવડતા હોવાને લીધે તેઓ ભવિષ્યમાં વાપરવાની પોતાની શક્તિને ખીલવવામાં બાકી રાખતા નથી. કેમ્બ્રિજ યુનિવ્હર્સિટિ, ઑક્સફર્ડની પેઠે રમત ગમતને લીધે ઇંગ્લંડની બીજી બધી ' યુનિવ્હર્સિટિઝ ' કરતાં ઘણી આગળ પડેલી છે. આ

રમત ગમતોમાંની મુખ્ય ક્રિકેટની મેચો, ફુટબોલની મેચો, ટેનિસની ટુર્નેમેન્ટ, અને નદી ઉપર હોડીઓની સરત, હેમાં પણ ખાસ કરીને તો જ્યહારે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની યુનિવ્હર્સિટિના ચુંટી કહાડેલા રમનારાઓ એક બીજા સ્હાથે હરિફાઇમાં ઉતરે છે ત્યહારે જોવાનો ઘણો જ આનંદ આવે છે. જ્યમ શિક્ષણ આપવામા એક બીજી યુનિવ્હર્સિટિ વચ્ચે હરિફાઈ થતી જોવામાં આવે છે, ત્યમ હામાં પણ હોય છે. હાવી જાતની હરિફાઈ તો અહિં પણ જ્યહારથી ક્રિકેટ માટેનું નૉર્થકોટ શીલ્ડ દાખલ કરવામાં આવ્યું છે ત્યહારની જોવામાં આવે છે. ફેર માત્ર એટલો જ છે કે ઇંગ્લંડમાં જ્યહારે આખા દેશના લોકો એ બાબતનો શોખ ધરાવે છે, ત્યહારે અહિં માત્ર થોડાને જ એ વિષયનું જ્ઞાન અથવા ભાન હોય છે. આ બે યુનિવ્હર્સિટિ વચ્ચે થતી હરિફાઈ (Inter'varsity rivalry)ની વાત બાજુ' ઉપર રાખી આપણે કેમ્બ્રિજની કોલેજો વચ્ચે થતી હરિફાઇનું એક ઉદાહરણ આપી આ લેખ સમાપ્ત કરીએ.

યુનિવ્હર્સિટિની પરીક્ષાઓમાંથી પરવાર્યા પછી છોકરાઓ પોતાનો વખત આનંદમાં પરિપૂર્ણ કરવા માટે હોડીયોની સરતો કરે છે અને જો કે આ સરતો લગભગ જુનની આખરે થાય છે, તો પણ જે અઠવાડિયામા એ થાય છે તે આખુ અઠવાડીયુ "may week" તરિખે પ્રખ્યાતિ પામેલુ છે. આ સરતોમા દરેક કોલેજની અકેકી હોડી હોય છે. અને એક હોડીમા એક કોલેજના વિદ્યાર્થીઓમાથી આઠ આઠ પસંદ કરેલા પ્રતિનિધિયો હોય છે. આ હોડીયો વચ્ચેની હરિફાઈ એ અઠવાડીયામા થાય છે. આ સરતો તો વિદ્યાર્થીઓની યુનિવ્હર્સિટિની જીંદગીમા એક મુખ્ય સામાજીક કાર્ય ગણાય છે. આ વખતે વિદ્યાર્થીઓના સ્નેહી સબંધીઓનો મ્હોટો જથ્થો કેમ્બ્રિજમા આવે છે, અને એ આઠ દિવસ તો આખા ગામમાં આનંદ આનંદ પ્રવર્તી રહે છે. પહેલા ચાર દિવસ લોકો સરતો જોવામાં રોકાય છે અને પછીના ચાર દિવસોમા નાટક, નાચ, કોન્સર્ટ વિગેરે આનંદજનક અને મોજશોખની બાબતોમાં ગાળે છે. અઠવાડીયાની આખરે વિદ્યાર્થી તરિખે આવેલા, અને પોતાનો અભ્યાસક્રમ પરીક્ષાઓ આપી પુરો કરેલા યુવકો પોતપોતાને મળેલી પદવી (Degree) લઈ સંતોષ માની પોતાની ભવિષ્યની જીંદગી ગુજારવા, પોતે સંપાદન કરેલા જ્ઞાનનો લાભ બીજાઓને આપવા અને દેશસેવા કરવા કેમ્બ્રિજની બ્હાર પ્રયાણ કરે છે.

વીરમિત્ર ભીમરાવ દીવાટીઆ.



# ઈન્ગ્લાંડની કેળવણી.

આ વિષય પર વિચાર કરવા માંડતાંજ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આપણે અહીં અપાતી કેળવણીથી ઈંગ્લાંડમાં અપાતી કેળવણી કઈ કઈ બાબતમાં જુદી પડે છે. સહેજ વિચાર કરતાં જણાય છે કે—

(૧) ઈંગ્લાંડમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત છે; આપણે અહીં નથી. દેશનાં છોકરાંઓને પ્રાથમિક કેળવણી આપવી એ સરકારની ફરજ છે અને તે બદલ એ છોકરાંઓને નિશાળે મોકલવાં એ પ્રજાની ફરજ છે એ વાત ઈંગ્લાંડમાં પ્રથમ મરહુમ મિ. ગ્લેડસ્ટનની સરકારે ઈ. સ. ૧૮૭૦ માં સ્વીકારી ત્યારથી ત્યાં પૈસાદારનાં જ છોકરાંઓ અથવા બુદ્ધિશાળી છોકરાંઓજ કેળવણી મેળવી શકે એ વિચાર દૂર થયો છે અને કેળવણી હાલના પાયા પર અપાવા માંડી છે. ત્યારથી ત્યાં કેળવણીનો બહોળો પ્રસાર થવા માંડયો છે અને લોકો સ્વોન્નતિ અને દેશોન્નતિને માર્ગે ચઢયા છે. આપણે અહીં પણ કેળવણી કેટલેક અંશે મફત અને ફરજીઆત કરાવવાના ઉદ્દેશથી ઑનરેબલ મિ. ગોખલે મહેનત કરે છે; પણ હજુ લોકો એ પ્રયત્નનો ઉદ્દેશ અને સાર્વજનિક કેળવણીનું રહસ્ય–માહાત્મ્ય સમજ્યા નથી, એટલે તેમની સહાનુભૂતિ વિના એમનો હેતુ એકદમ પાર પડે એમ સંભવતું નથી. પણ અત્રે કહેવું જોઇએ કે સાર્વજનિક કેળવણી મળ્યા સિવાય કોઈ પણ દેશનો ઉદ્ધાર થયો નથી. હિંદુસ્તાન પ્રાચીન સમયમાં સુધારાની ટોચે ચઢયું હતું ત્યાંથી કેમ પડયું ? ચીન, એસિરિઆ, મીસર, ગ્રીસ અને રોમ પણ અત્યુત્કૃષ્ટ સ્થિતિએ પહોંચ્યા પછી તેમની કેમ અધોગતિ થઈ? એ વિષય પર ઉંડો વિચાર કરતાં માલમ પડશે કે એ બધા મહાન્ દેશોની અવદશા થવાનું કારણ મુખ્ય તો એજ હતું કે ત્યાંના થોડાજ લોકો કેળવણી પામેલા હતા, ત્યાં કેળવણી બહોળા વિસ્તારમાં ફેલાઈ ન હતી. તેથી પરિણામ એ થયું કે જે થોડા વિદ્વાન્ લોકોને લીધે દેશ ઉન્નત થયો હતો અને જેમના હાથમાં દેશનો કેળવણી અને દેશના સુધારાની લગામ હતી તેમનો નાશ થયા પછી સાર્વજનિક કેળવણીને અભાવે તે દેશની કેળવણી અને સુધારાને ટકાવી રાખવાને સમર્થ પુરુષો રહ્યા નહિ અને તેમની પડતી થવા લાગી. એથી ઉલટું, ઈંગ્લાંડ, જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન વગેરે અર્વાચીન દેશોમાં સાર્વજનિક કેળવણી અપાતી હોવાને લીધે એ દેશોનો સુધારો વધતો જાય છે અને જશે. તેજ પ્રમાણે જો આપણે ઉપલાં દૃષ્ટાંતો પરથી ચેતીને સાર્વજનિક કેળવણી મેળવવાને માટે તૈયાર થઇશું તોજ મહાન્ અંગ્રેજ સરકારના રક્ષણ નીચે આપણે પણ થોડા વખતમાં ઘણા આગળ વધી શકીશું.

કેટલાક સંભાવિત પુરુષો કહે છે કે હજુ સામાન્ય લોકો ફરજીઆત કેળવણીને માટે તૈયાર થયા નથી, તેઓ તરફથી એની માગણીજ થતી નથી, તો શા માટે થોડાક કેળવાયલા પુરુષોના આગ્રહને અનુસરી સામાન્ય લોકો પર ફરજીઆત કેળવણીનો બોજો નાખવો? આ કહેવું સત્ય ભાસે છે ખરું, પણ તેમાં એક મુદ્દાની વાત વિસારે મૂકવામાં આવે છે. તે એ છે કે સામાન્ય લોકો કેળવણીનો ખરો ઉદ્દેશ હજુ સમજ્યા નથી. તેઓ તો હજુ એમ

જ સમજે છે કે જેને નોકરી કરવી હોય તેનેજ ભણવાની જરૂર છે. એવું છે ત્યાં સાર્વજનિક કેળવણીની માગણી થવાની આશા રાખવીજ નકામી છે. ઈંગ્લાંડમાં પણ જ્યારે કેળવણી ફરજીઆત કરવાનો સવાલ ઉભો થયો હતો ત્યારે આ પ્રમાણેજ વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. તે છતાં ત્યાં કેળવણી ફરજીઆત કરવામાં આવી હતી, અને તેનું શુભ ફળ આજે તે દેશ ચાખે છે. તેજ પ્રમાણે આપણે અહીં પણ થશે તો પરિણામ સારૂંજ આવશે એમ સંભવે છે.

એ તો ખરૂંજ છે કે ખેડુત કે મજુર વર્ગનાં છોકરાંને બારે માસ નિશાળે આવવાની ફરજ પાડી શકાય નહિ, કારણ કે તેઓ પોતાનાં માબાપને અનેક રીતે તેમના કામમાં મદદ કરે છે અને એવી મદદ વગર તેમને હાલની સ્થિતિમાં ચાલે તેમ નથી. પણ ફરજીઆત કેળવણીની જેઓ હિમાયત કરે છે તેઓ પણ આ વાત સ્વીકારે છે અને એવાં છોકરાંને કામની મોસમમાં નિશાળે હાજર રહેવાની ફરજ ન પાડવી એમ કહે છે.

બીજું, આપણે અહીં ઘણા લોકો એકલી મફત કેળવણીની ( ફરજીઆતની નહિ ) માગણી કરે છે અને દેશનાં છોકરાંને મફત કેળવણી આપવી એ સરકારની ફરજ છે એમ ભાર મૂકીને કહે છે. પણ એમ કહેવામાં તેઓ એક અગત્યની વાત ભૂલી જાય છે, તે એ છે કે જો મફત કેળવણી આપવાની સરકારથી ફરજ છે તો પોતાનાં છોકરાંને દરરોજ નિશાળે મોકલવાની લોકોની પણ ફરજ છે. જો સરકાર પાસેથી મફત કેળવણી માગવાનો લોકોનો હક છે તો લોકો પાસેથી તેમનાં છોકરાંની નિશાળમાં ફરજીઆત હાજરી માગવાનો સરકારનો પણ હક છે. લોકોએ પોતાની ફરજનો વિચાર ન લાવતાં સરકારની ફરજ બતાવ્યા કરવી અથવા સામા પક્ષનો હક ન સ્વીકારતાં પોતાનો હક આગળ કર્યા કરવો એ એક જાતનો પક્ષપાત છે, અન્યાય છે. હક અને ફરજ એ સાપેક્ષ શબ્દ છે, હકના અર્થમાં તેને લગતી અમુક ફરજનો અર્થ સમાયલો છે; અને જ્યાં જ્યાં હકની વાત થાય છે ત્યાં ત્યાં જે પક્ષ હકની માગણી કરે છે તેને તે હકને અંગે અમુક ફરજ પણ બજાવવાની રહે છેજ. જ્યાં સુધી એ ફરજ અદા કરવામાં આવતી નથી ત્યાં સુધી હક થતોજ નથી.

(૨) બીજું, ઈંગ્લાંડમાં અપંગ છોકરાંઓને કેળવણી આપવાને માટે પણ ઘટતી તજવીજ કરવામાં આવે છે. ત્યાં આંધળાં, બહેરાં, મૂગાં વગેરેને માટે ખાસ શાળાઓ સ્થાપવામાં આવી છે, અને તેઓને ઉપયોગી કેળવણી આપી તેઓ કોઈક રીતે પોતાનો નિર્વાહ ચલાવી શકે એવી સ્થિતિમાં તેમને મૂકવામાં આવે છે; ત્યારે આપણે અહીં તેમ થતું નથી. જેના પર કુદરત રૂઠી છે તેના પર આપણે પણ દયા લાવતા નથી.

(૩) ઈંગ્લાંડની કેળવણી આપણે અહીં અપાતી કેળવણી જેવી એકમાર્ગી—એકદેશી નથી. આપણે અહીં શિક્ષકનું લક્ષ્ય બુદ્ધિજ છે, પણ ઈંગ્લાંડમાં તો બુદ્ધિ, શરીર અને નીતિ એ ત્રણે છે. આપણે અહીં પ્રાથમિક, માધ્યમિક તેમજ અંતિમ શાળાઓમાં માત્ર જ્ઞાન આપવામાંજ શિક્ષકો મચ્યા રહે છે; ત્યારે ઈંગ્લાંડમાં જ્ઞાન આપવા પર જેટલું લક્ષ આપવામાં આવે છે તેટલુંજ શિષ્યનું શરીર તથા શિષ્યની નીતિ સુધારવા પર અપાય છે શિષ્યની માનસિક શક્તિઓનેજ કેળવી એટલે કૃતાર્થ થયા એમ ત્યાંના શિક્ષકો માન

નથી પણ તેમની શારીરિક તથા નૈતિક શક્તિઓને પણ યોગ્ય રીતે ખીલવવાનો પ્રયત્ન કરે છે. જુદા જુદા વિષય શિખવતી વખતે પણ માત્ર તે તે વિષયનું જ્ઞાન શિષ્યના મગજમાં ભરવા પર લક્ષ ન આપતાં તે તે વિષય પર તેમનો પ્રેમ ઉત્પન્ન કરવા પર તેમ જ તે તે વિષય સંબંધી જ્ઞાન પોતાની જાતે મેળવવાની ઉત્કંઠા અને શક્તિ ઉત્પન્ન કરવા પર વિશેષ ધ્યાન ઇંગ્લાંડના શિક્ષકો આપે છે. ત્યાંનું કેળવણીખાતું પણ દરેક નિશાળમાં અપાતી માનસિક, શારીરિક તેમ જ નૈતિક કેળવણી પર સમાન રીતે લક્ષ આપે છે. ત્યાંની નિશાળો તપાસનાર અમલદારોને સરક્યુલરથી જણાવવામાં આવ્યું છે કે નિશાળોમાં અપાતી કેળવણીનો મુખ્ય હેતુ શિષ્યનું વર્તન સુધારવાનો, તેમને સારી ટેવ પાડવાનો અને તેમની બુદ્ધિ ખીલવવાનો છે. તે હેતુ શિક્ષકના કામથી નિશાળમાં કેટલો સચવાય છે તે નક્કી કરી તે પરથી અમુક શિક્ષકના કામની તેમ જ તેની નિશાળમાં અપાતા શિક્ષણની તુલના કરવી. નીમેલા વિષયો બાળકને શીખવ્યા અથવા થોડુંક ઉપયોગી જ્ઞાન તેને આપ્યું કે નિશાળનો હેતુ પાર પડ્યો એમ સમજવાનું નથી. જેટલે દરજ્જે નિશાળમાં મળેલા જ્ઞાનથી તેમનું વર્તન સુધરે, તેમને સારીટેવ પડે અને તેમની બુદ્ધિ ખીલે તેટલે જ દરજ્જે એ જ્ઞાન કીંમતી ગણવું.

ત્યાંની યુનિવર્સિટીઓ પણ એવો જ ઉંચો ઉદ્દેશ રાખે છે. એક વખત ઑક્સફર્ડ યુનિવર્સિટીના મહાન્ શિક્ષક ડૉ. જોવેટને કોઇકે પૂછ્યું કે તમે તમારી યુનિવર્સિટીમાં શું શીખવો છો ? તેનો ઉત્તર તેમણે આપ્યો કે અમારી યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા જુવાનીઆઓને અમે માણસાઇમાં લાવીએ છીએ, ગૃહસ્થાઇ શીખવીએ છીએ. આપણે અહીંની શાળા તથા યુનિવર્સિટીમાં અને ઇંગ્લાંડની શાળાઓમાં તથા યુનિવર્સિટીમાં મુખ્ય ફેર એ જ છે કે અહીં જ્યારે બુદ્ધિબળ વધારવા તરફ જ વિશેષ લક્ષ અપાય છે ત્યારે ત્યાં તેમનું બુદ્ધિબળ તેમ જ શરીરબળ અને નીતિબળ વધારવાનો ખંતથી પ્રયત્ન કરવામાં આવે છે. આપણે અહીં વિદ્યાર્થીઓને ભણાવવામાં જ આવે છે, ગણાવવામાં નહિ; ત્યારે ઇંગ્લાંડમાં વિદ્યાર્થીને ભણાવવામાં આવે છે તેમ જ ગણાવવામાં આવે છે. અંગ્રેજી શાળા કે યુનિવર્સિટીમાં કેળવાયલો જુવાનીઓ સંસારમાં પડ્યા પછી પોતાનો વ્યવહાર ધૈર્યથી અને કુશળતાથી ચલાવી શકે છે, ત્યારે આપણી શાળા કે યુનિવર્સિટીમાં તેટલે જ દરજ્જે કેળવણી પામેલો જુવાનીઓ એ શક્તિ જોઇએ તેટલી ધરાવતો નથી.

**૩.** હવે ઇંગ્લાંડમાં માનસિક કેળવણી શા ધોરણ પર અપાય છે તે જોઇએ. પ્રથમ તો ત્યાંના શિક્ષકો આપણે અહીંના શિક્ષકો કરતાં એકંદરે જોતાં પોતાના ધંધા માટે વધારે યોગ્યતા ધરાવનારા હોય છે. તેઓ શિક્ષણ વિષયનું તેમ જ શિક્ષણપદ્ધતિનું સારું જ્ઞાન ધરાવે છે.

સારા શિક્ષક થવાને માટે બાળસ્વભાવના જ્ઞાનની તેમ જ માનસશાસ્ત્રના તથા શારીરશાસ્ત્રના અભ્યાસની જરૂર છે એમ ત્યાં મનાવા લાગ્યું છે, તેથી ત્યાંના શિક્ષકો એ વિષયનો અભ્યાસ કરે છે અને બાળક સ્વભાવે કેવાં હોય છે, તેમનાં મન તેમ જ તનની ખીલવણી શા ક્રમે થાય છે, જુદી જુદી વયે તેની કઈ કઈ શક્તિઓ ખીલવા માંડે છે, તે ઉત્તમ રીતે ખીલવવાને શિક્ષકે કયા કયા ઉપાય યોજવા જોઇએ અને શિક્ષણ શા નિયમ પર આપવું જોઇએ એ વગેરે બાબતનો પ્રત્યક્ષ અનુભવ મેળવવાનો પ્રયત્ન કરે છે. આપણે અહીં તો

હજુ એમાંનું કાંઈ જ થતું નથી, એમ કહીએ ચાલે. ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષકોને થોડું ઘણું ન્યાયશાસ્ત્રનું કે માનસશાસ્ત્રનું કે શરીરશાસ્ત્રનું જ્ઞાન મળ્યું, શિક્ષણશાસ્ત્રના કેટલાક નિયમો તેમણે જાણ્યા, એટલે પોતાનું કામ કરવાને લાયક થયા એમ માનવું એ ખોટું છે. એ શાસ્ત્રોના નિયમોનો શુષ્ક અભ્યાસ કરવો નકામો છે. જરૂરનું તો એ છે કે એ વિષયનો બાળકના મન તથા તનની ખીલવણીના સંબંધમાં અભ્યાસ કરી તે પરથી કેળવણીનો ક્રમ ગોઠવવો અને તે પરથી નીકળતા નિયમો શિક્ષણકામને લાગુ પાડવા.

વળી ત્યાંના શિક્ષકો દરરોજ વર્ગમાં જઈ દરેક વિષય કેવી રીતે શિખવવો તેનો પુરતો વિચાર કરી રાખે છે. તેથી કરીને વર્ગમાં જઇને તેમને ફાંફાં મારવાં પડતાં નથી અને વર્ગનું કામ સરળતાથી ચાલ્યું જાય છે. આપણે અહીં ભાગ્યે જ સોમાં દશ શિક્ષક એ પ્રમાણે પોતાના કામને માટે આગળથી તૈયારી કરે છે; અને તેમ શિક્ષકોને વારંવાર વર્ગ વચ્ચે પુસ્તકમાં જોવું પડે છે અને શિક્ષણ સંતોષકારક અપાતું નથી. રગબી સ્કૂલના મુખ્ય શિક્ષક મહાન ડૉ. આર્નોલ્ડે વર્ષો સુધી ઇતિહાસ શીખવ્યો હતો, પણ કદી પણ તેઓ પોતાને આપવાના પાઠની નોંધ કર્યા વિના જતા નહિ. એક વખતે કોઇક શિક્ષકે તેમને પૂછ્યું કે તમો તો આ વિષય વર્ષો થયાં શીખવો છો, હવે તમને આવી નોંધ કરવાની શી જરૂર છે ? તેનો તેમણે ઉત્તર વાળ્યો હતો કે ખરૂં, વિષયજ્ઞાન તો મને છે અને એકનો એક વિષય મારે શિખવવાનો છે, પણ શિખનારા એના એ જ નથી. વર્ષે વર્ષે શીખનારા બદલાય છે, તેઓની શક્તિ કાંઈ સરખી હોતી નથી. તેમ જ વર્ગને લગતા સંજોગો પણ એના એ જ રહેતા નથી. માટે આગળથી તૈયારીની જરૂર છે. આપણા શિક્ષકો ઘણે મોટે ભાગે એ પ્રમાણે પોતાને કરવાના કામને માટે આગળથી તૈયારી ન કરતા હોવાને લીધે શાળાઓમાં શિક્ષણ કેવું અધુરૂં અને અવ્યવસ્થિત રીતે અપાય છે અને તેથી વિદ્યાર્થીઓ કેવી અધવચરી સ્થિતિમાં રહે છે તે સર્વના જાણ્યામાં હશે.

વળી ત્યાં શિક્ષકની યોગ્યતા પ્રમાણે તેને કામ સોંપવામાં આવે છે, પણ આપણે અહીં તેમ હંમેશાં થતું નથી. કેટલીક વખત જેણે ગણિત શિખવ્યું ન હોય તેમ જેનો ગણિતનો અભ્યાસ પણ સારો હોતો નથી તેવાને એ વિષય શિખવવાનું સોંપવામાં આવે છે; જેણે ગણિતના વિષયમાં સારી નામના મેળવી હોય છે તેને ઇતિહાસ શિખવવાનું કહેવામાં આવે છે; જેનો સાહિત્યનો અભ્યાસ સારો હોય છે તેને ન્યાયશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાનના શિક્ષક તરીકે નીમવામાં આવે છે; જેણે રસાયનશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય છે તેને પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર શિખવવાની ફરજ પાડવામાં આવે છે. એ પ્રમાણે કેટલીક વખત યોગ્યતાવિરુદ્ધ કામ કરવામાં આવતું હોવાને લીધે પણ આપણે અહીં શિક્ષણ સંતોષકારક થતું નથી.

વળી, ઈંગ્લાંડમાં ઘણું ખરૂં શિક્ષણના વિષયો નક્કી કરી આપવામાં આવે છે, પુસ્તકો નહિ. તેમ જ પરીક્ષા પણ વિષય જ્ઞાનની થાય છે, અમુક અમુક પુસ્તકના જ્ઞાનની નહિ, તેથી કરીને તે જ પ્રમાણે ત્યાંના શિક્ષકો પણ વિષયજ્ઞાન સારૂં અને બહોળું આપવાનો પ્રયત્ન કરે છે—અમુક અમુક પુસ્તકોને જ વળગી રહી તેમાંથી જ શિખવતા નથી. આથી ઉલટું જ આપણે અહીં ચાલે છે, આપણે અહીં શિક્ષણ વિષય તેમ જ શિખવવાનાં સાધન

૨૫ પુસ્તકો પણ નક્કી કરી આપવામાં આવે છે અને પરીક્ષકો તે પુસ્તકોમાંથી જ ઘણું ખરૂં પ્રશ્ન કાઢે છે, એટલે શિક્ષકો પણ પુસ્તકોને વળગી રહી શિક્ષણ આપે છે અને વિદ્યાર્થીઓને બાંધેલા પાણીમાં જ ડુબકી મારતાં શિખવે છે. આથી કોઈ પણ વિષયનું જ્ઞાન આપણા યુવકોને પુરૂં મળતું નથી કે મેળવવાની ઉત્કંઠા ઉત્પન્ન થતી નથી અને બહોળા પાણીમાં ઉતરવાની હીંમત આવતી નથી. શિક્ષણ માટે પુસ્તક નક્કી કરી આપવાથી શિક્ષકો કેટલીક વખત કેવો અર્થનો અનર્થ કરે છે તેના દાખલા જેઓને શિક્ષકોનું કામ તપાસવા પ્રસંગ મળ્યો હશે તેમની જાણમાં હશે. ઘણી ખરી નિશાળોમાં ગણિતની પરીક્ષા લેતી વખતે શિક્ષકોને પૂછીએ છીએ કે માસ્તર, શું શું ચાલ્યું છે તો જવાબ મળે છે કે સાહેબ, લાલશંકરના ગણિતમાંથી ફલાણા ફલાણા મનોયત્નના આટલા દાખલા સુધી ચાલ્યું છે. પછો જે વિષયો ત્યાં સુધીમાં આવી જતા હોય તેને લગતા દાખલા મોઢેથી કે પુસ્તકને છેડે આપેલા પરચુરણ દાખલામાંથી લખાવતાં જ શિક્ષકો બોલી ઉઠે છે કે સાહેબ, એ તો ચાલ્યા નથી ને નહિ આવડે. અમદાવાદ શહેરની એક નિશાળમાં ધોરણ ચોથાની પરીક્ષા લેતી વખતે મેં પૂછ્યું કે ૨૪, ૩૬ અને ૪૮ એ રકમોને કઈ મોટામાં મોટી રકમે ભાગી શકાય ? એ સવાલ સાંભળતાં જ શિક્ષકે મને કહ્યું કે સાહેબ, આ તો છોકરાંથી સમજાશે નહિ. આપની રજા હોય તો શું કાઢવાનું છે તે એમને કહું, અથવા કયા મનોયત્નનો દાખલો છે તે કહું. આ દૃષ્ટાંત પરથી જણાશે કે આપણે અહીં પુસ્તકોનો કેવો ખરાબ અને કેટલીક વખત કેવો હસવા જેવો ઉપયોગ થાય છે. આપણી કૉલેજના વિદ્યાર્થીઓ પણ સંસ્કૃત, ફારસી તેમ જ ફ્રેન્ચ ભાષાના નિમેલાં પુસ્તકોનો તે સમજ્યા વગર તેનાં ભાષાંતરો ગોખી કાઢી કેવો ઉંધી રીતે અભ્યાસ કરે છે તે પણ સૌના જાણવામાં છે. માટે પરીક્ષાના અભ્યાસ-ક્રમમાં વિષયો અને વિષયના મુદ્દાઓ જ નક્કી કરી આપવા જોઇએ, પુસ્તકો નહિ. એમ થવાથી જ શિક્ષકની દૃષ્ટિમર્યાદા વધશે અને શિક્ષણમાં સુધારો થશે. વળી ઈંગ્લાંડમાં પરીક્ષાપદ્ધતિ અહીં કરતાં સારી છે. ત્યાંના પરીક્ષકો આપણા પરીક્ષકોની માફક ઘણા લાંબા લાંબા પ્રશ્નપત્રકો કાઢતા નથી તેમ જ જે પ્રશ્ન કાઢે છે તે બનતા સુધી ગોખણને ઉત્તેજન આપે તેવા હોતા નથી. પ્રશ્ન ઘણું ખરૂં સામાન્ય પ્રકારના એટલે કોઈ અમુક પુસ્તકમાંથી જ નહિ પણ વિષયનો બુદ્ધિપૂર્વક અભ્યાસ કરવામાં આવ્યો છે કે નહિ તેની કસોટી કાઢે તેવા—વિષય વિષે ઘણું વાંચ્યું હોય તો જ સંતોષકારક રીતે ઉત્તર આપી શકાય તેવા—હોય છે, અને ઉખાણા જેવા-ગુંચવે તેવા-હોતા નથી. આપણે અહીં તો જાણે વિદ્યાર્થીઓને ગુંચવવાના હેતુથી જ પરીક્ષા લેવામાં આવતી ન હોય એમ જણાય છે-તેઓ જે શીખેલા હોય તેની નહિ પણ જે નહિ શીખેલા હોય તેની. બીજું ઈંગ્લાંડમાં વિદ્યાર્થીઓનું આખા વર્ષનું કામ પણ પરીક્ષા વખતે ધ્યાનમાં લેવાય છે, એટલે આપણે અહીં જેમ કેટલાક વિદ્યાર્થીઓ આખું વર્ષ રસળ્યા કરી પરીક્ષા વખતે પુસ્તકો ગોખી નાખી પાસ થઈ શકે છે તેમ ત્યાં ઘણું ખરૂં બની શકતું નથી. વળી, ત્યાં દરેક વિદ્યાર્થીના કામ વિષે તેના શિક્ષકે જે અભિપ્રાય બાંધ્યો હોય તેના પર પુરતું વજન રાખવામાં આવે છે.

ઈંગ્લાંડમાં તેમ આપણે અહીં પરીક્ષા ઘણી થઈ ગઈ છે અને તેનો બોજો તેમ જ તેની યાંત્રિક પદ્ધતિની માઠી અસર લાગવા માંડ્યાં છે. ઈંગ્લાંડમાં તો પરીક્ષાના સંબંધમાં

સંપૂર્ણ રીતે વિચાર ચલાવવાને એક બાદશાહી કમિશન નીમવાની માગણી કરવામાં આવે છે. લંડનની સોસાઇટી ઑફ આર્ટ્સની ગઈ વાર્ષિક સભામાં તેમ જ બ્રિટિશ એસોસિએશનના કેળવણીવિભાગની ગઈ વાર્ષિક સભામાં ત્યાંના એક કેળવણીકાર મિ. પે. જે હાર્ટોગે એ વિષય પર લંબાણથી વિવેચન કર્યું હતું, અને જાહેર પરીક્ષાઓ, તેના હેતુ, તે લેવાની પદ્ધતિ તથા તેથી વિદ્યાર્થીઓના અભ્યાસ તેમ જ શિક્ષણ પર થતી અસર વિષે સરકારી રીતે તપાસ ચલાવવાની જરૂર જણાવી હતી. એ સભાનું પ્રમુખ-સ્થાન કલકત્તાના માજી બિશપ ડૉ. વેલ્ડને લીધું હતું. તેમણે પણ ભાષણકર્તાના વિચારને અનુમોદન આપતાં જણાવ્યું હતું કે વગસગ અને મહેરબાનીથી થતો પક્ષપાત દૂર કરવાના હેતુથી પરીક્ષાપદ્ધતિ અસલ દાખલ કરવામાં આવી હતી. પણ માત્ર જ્ઞાનની પરીક્ષાથી જાહેર નોકરીને માટે જોઇતા કેટલાક ઉંચા ગુણોની કદી પણ પરીક્ષા થઈ શકતી નથી. ગ્રેટબ્રિટન કરતાં હિંદુસ્તાનમાં પરીક્ષા પદ્ધતિની નિષ્ફળતા વધારે માલમ પડવા લાગી છે. કાગળ પર સવાલોના જવાબ આપવાની કુશળતા હોવા છતાં વિદ્યાર્થીની બુદ્ધિમાં તેમ જ તેના વર્તનમાં ગંભીર દોષ હોઈ શકે છે. વગસગ અને મહેરબાનીથી પક્ષપાત થવાનો ભય જેમ જેમ ઓછો થતો જાય છે તેમ તેમ પરીક્ષાઓની ત્રાસદાયક સત્તા પણ ઓછી થવી જોઇએ.

પરીક્ષાનું બીજું માઠું પરિણામ એ છે જે તેમાં સારી રીતે પસાર થવાથી વિદ્યાર્થીઓમાં પોતાની શક્તિ વિષે ખોટો ખ્યાલ ઉત્પન્ન થાય છે. સર્વ કેળવણીનો હેતુ મોટાં થયા પછી પુરૂષ તથા સ્ત્રીને જે જે જાહેર ફરજો બજાવવાની છે તેને માટે તૈયાર કરવાનો છે. તેર કે અઢાર કે બાવીશ વર્ષની ઉમ્મરે વિદ્યાર્થીને મળેલા જ્ઞાનથી તેની કીંમત આંકવાની નથી પણ પુખ્ત ઉમ્મરે પહોંચ્યા પછી તેઓ જે જાહેર સેવા બજાવે તે પરથી તે આંકવાની છે.

વળી, પરીક્ષામાં પોતાના વિદ્યાર્થીઓને વહેલા વહેલા પસાર કરાવી દઈ ખોટો જશ મેળવવાની જે આતુરતા શિક્ષકોમાં વારંવાર જોવામાં આવે છે તે પણ પરીક્ષાપદ્ધતિનું જ પરિણામ છે. વર્ષોવર્ષ સંખ્યાબંધ નાની વયના વિદ્યાર્થીઓ પાસે ગજા ઉપરાંત અભ્યાસ કરાવી તેમને સ્કૉલરશિપ વગેરે જાહેર પરીક્ષાઓમાં બેસાડવામાં અને પસાર કરાવવામાં આવે છે, અને એ પ્રમાણે શિક્ષકો અઘટિત ખ્યાતિ મેળવે છે. પણ એ જ વિદ્યાર્થીઓનું મગજ જુવાન વયે પહોંચતાં ખવાઈ જાય છે અને તેમને માટે રખાયલી મોટી મોટી આશાઓ આગળ જતાં ફળીભૂત થવા પામતી નથી.

આપણે પરીક્ષા સમૂળગી કાઢી શકવાના તો નથી પણ તેનો સંખ્યામાં ઘણો ઘટાડો કરી શકીએ ખરા. દાખલા તરીકે, હાલમાં આપણા છોકરાઓને પ્રાથમિક શિક્ષણને અંગે આઠ, માધ્યમિક શિક્ષણને અંગે આઠ અને કૉલેજ શિક્ષણને અંગે ત્રણ પરીક્ષા આપવી પડે છે. એ સિવાય જુદા જુદા ધંધાને લગતી પરીક્ષાઓ તો જુદી. આટલી બધી પરીક્ષાની શી જરૂર છે? પ્રાથમિક શાળાઓમાં તપાસણી કરનાર અમલદાર છોકરાઓનો અભ્યાસ તપાસી તેમ જ તેમનું વર્ષનું કામ તથા શિક્ષકનો તેમને વિષે અભિપ્રાય ધ્યાનમાં લઈ તેમને ઉપલા વર્ગમાં ચઢાવે, અને જ્યારે પ્રાથમિક શાળાનો અભ્યાસ પુરો થાય ત્યારે તેમની એક વર્નાક્યુલર ફાઈનલ જેવી જાહેર પરીક્ષા લેવામાં આવે તો બસ છે. એ જ પ્રમાણે માધ્યમિક

શાળામાં પણ સાપ્તાહિક, છ માસિક તેમ જ વાર્ષિક પરીક્ષા કાઢી નાંખી અભ્યાસને અંતે એક જાહેર પરીક્ષા (સ્કુલ ફાઇનલ કે મેટ્રિક્યુલેશન જેવી) લેવામાં આવે તો કેવું સારૂં? તે જ પ્રમાણે યુનિવર્સિટીની ડિગ્રીનીજ પરીક્ષા રાખી હોય તો સારૂં. બીજી વચ્ચેની પરીક્ષાની કંઈ કીંમત નથી, એટલે તે જાહેર રીતે લેવાની જરૂર નથી. કૉલેજના શિક્ષકો પોતપોતાના વિદ્યાર્થીઓને તપાસી તેમને યોગ્યતા પ્રમાણે ઉપર ચઢાવે તો પુરતું છે. એ પ્રમાણે થાય તો પરીક્ષાનો બોજો હાલમાં જે અસહ્ય થઈ ગયો છે અને આપણા જુવાનીઆઓનું લોહી શોષી લે છે તે ઘણો ઓછો થાય, ગોખણ એની મેળે ઘણું ઓછું થઈ જાય, અને કેળવણી સુધરે.

ઇંગ્લાંડમાં નિશાળ ખાતાના ઇન્સ્પેક્ટરો હાલમાં નિશાળોની સંપૂર્ણ રીતે પરીક્ષા કરતા નથી. દશેક વર્ષ થયાં નિશાળોને પરીક્ષાના પરિણામ પ્રમાણે સરકારી મદદ આપવાની રૂઢી બંધ પડી ત્યારથી એ પદ્ધતિ બંધ પડી છે અને તેને બદલે ઇન્સ્પેક્શનની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. એ પદ્ધતિ પ્રમાણે હવે ત્યાં ઇન્સ્પેક્ટરો નિશાળોમાં જઈ દરેક વર્ગની વિષયવાર ઝીણવટથી પરીક્ષા લેવામાં ઘણો કીંમતી વખત ગુમાવતા નથી અને નિશાળ કામની કીંમત પરિણામના ટકાથી આંકતા નથી. પણ નિશાળમાં શિક્ષકો પોતપોતાનું કામ કરવાને માટે ઘટતી લાયકાત તેમ જ પુરતું જ્ઞાન ધરાવે છે કે નહિ; તેઓ પોતાને કરવાના કામને માટે આગળથી તૈયારી કરે છે કે નહિ અને દરેક વિષય પદ્ધતિસર શિખવે છે કે નહિ; નિશાળમાં બાળકને જ્ઞાન આપવા ઉપરાંત તેનું શરીર સુધારવા તરફ તેમ જ તેને સારી સારી ટેવો પાડવા તરફ પુરતું લક્ષ અપાય છે કે નહિ; નિશાળનો તેમ જ વર્ગનો બંદોબસ્ત જાળવવાને માટે ભયનો વિશેષ ઉપયોગ થાય છે કે પ્રીતિનો, અને ભયનો થાય છે તો બાળકને કઈ કઈ જાતની શિક્ષા કરવામાં આવે છે અને તે કઈ કઈ જાતના ગુના માટે; સારી રીતે વર્તનારા વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવામાં આવે છે કે નહિ અને નઠારી વર્તણુકવાળા છોકરાઓને સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે છે કે નહિ; કાચા અભ્યાસવાળાં છોકરાંઓનો અભ્યાસ કાચો હોવાનું કારણ શું છે અને તે ખામી દૂર કરવાને શિક્ષક તરફથી ખંતથી પ્રયત્ન થયો છે કે નહિ; નિશાળ કામમાં વર્ષે વર્ષે સુધારો થતો જાય છે કે કેમ; નિશાળ કામની મુખ્ય શિક્ષક બરાબર દેખરેખ રાખે છે કે નહિ અને પોતાના તાબાના શિક્ષકોને જ્યાં જ્યાં તેમની ખામી જણાય ત્યાં ત્યાં તે જાતે સુધારી બતાવે છે કે નહિ; કેળવણીનો હેતુ નિશાળ પરિપૂર્ણ કરે છે કે નહિ અને તે પરિપૂર્ણ કરવામાં શિક્ષકો હળી મળીને કામ કરે છે કે નહિ; નિશાળ કામમાં શિક્ષકોને કઈ કઈ મુશ્કેલી નડે છે વગેરે અનેક બાબત ઘણી ઝીણી નજરથી તપાસે છે અને જ્યાં જ્યાં ખામી માલમ પડે છે ત્યાં ત્યાં શિક્ષકો સાથે મસલત ચલાવી તેમને ઘટતી સલાહ આપી તે દૂર કરવાના ઉપાય સૂચવે છે. આપણે અહીં પણ ઇન્સ્પેકશન પદ્ધતિ કેટલેક અંશે દાખલ થઈ છે ખરી, પણ હજુ અંગ્રેજ ઇન્સ્પેક્ટરો સિવાય બીજા તપાસણી કરનાર અમલદારો એનો ખરો ઉદ્દેશ સમજ્યા હોય એમ જણાતું નથી. તેઓ અસલથી ચાલતી આવેલી પરીક્ષાપદ્ધતિ પર વધારે વિશ્વાસ રાખે છે અને ઇન્સ્પેક્શન એટલે ઉપલક તપાસણી એવું સમજી તે જ પ્રમાણે કામ કરે છે. તેઓને પરીક્ષા કરતાં એક આખો દહાડો (એટલે પાંચ કે છ કલાક) લાગે છે ત્યારે ઇન્સ્પેકશન તેઓ એક બે કલાકમાં પતાવી દે છે. એ કારણને લીધે જ જ્યારે કોઈ પ્રાથમિક નિશાળનું ઇન્સ્પે-

કશન કરવાનું હોય છે, ત્યારે તેના મહેતાજી નિશ્ચિંત રહે છે, અને પરીક્ષા હોય છે ત્યારે જેમ નિશાળને ટકોરાબંધ રાખવાને તત્પર રહે છે તેમ રહેતા નથી.

વળી ઈંગ્લાંડમાં નિશાળખાતાના ઇન્સ્પેક્ટરોની ઇન્સ્પેક્શન પદ્ધતિ પણ આપણે અહીંના ઇન્સ્પેક્ટરોની પદ્ધતિ કરતાં વધારે સારી ને પસંદ કરવા જોગ છે. ત્યાંના ઇન્સ્પેક્ટરો શિક્ષકોનાં છિદ્ર શોધી કાઢવાના હેતુથી જ કામ કરતા નથી, પણ શિક્ષકને શિક્ષણકામમાં સહાયભૂત થવાના હેતુથી નિશાળમાં જાય છે અને શિક્ષણકામ તપાસે છે. તેઓ શિક્ષક પ્રતિ સમાન ભાવથી વર્તે છે અને કદી પણ તેને વર્ગ વચ્ચે હલકા પાડતા નથી. તેના કામમાં કંઈ દોષ માલમ પડે છે તો એકદમ તેના પર ચઢી બેસતા નથી પણ તેની પદ્ધતિ સંબંધી ઘટતી પૂછપરછ કરી તેને તે બતાવે છે, તે વિષે તેની ખાતરી કરે છે અને તે સુધારવાનો માર્ગ સૂચવે છે. કદી પણ પોતાનું કહેવું હંમેશ ખરૂં છે એવો મમત તેઓ રાખતા નથી, અને કદાચ દોષ કાઢવામાં પોતાની ઉતાવળ કે ભૂલ થઈ હોય તો આચકો ખાધા વગર એકદમ તે કબુલ કરી દે છે. તેઓ ઇન્સ્પેક્શનના કામમાં ઘણું ખરૂં રોકાયલા રહે છે, તેમને અહીંના ઇન્સ્પેક્ટરોની માફક ઑફિસ કામમાં ઘણો વખત રોકાયલા રહેવું પડતુ નથી. તેથી તેઓ પોતાના કામનો સારો અનુભવ મેળવી શકે છે, પોતાનું જ્ઞાન તાજું રાખી શકે છે તેમ જ તેમાં દિનપ્રતિદિન વધારો કરી શકે છે, અને દેશમાં અપાતી કેળવણીને લગતી હીલચાલમાં ઉલટભર્યો ભાગ લેઈ શકે છે. ત્યાંના ઇન્સ્પેક્ટરો નિશાળ કામમાં ઊંડા ઉતરે છે. દરેક વિષય કેવી રીતે શિખવવો સહેલો પડે; દરેક વિષય શિખવવામાં કયાં કયાં સાધનો સહેલાઇથી મેળવી તેનો ઉપયોગ થઈ શકે; શિક્ષકને તેના કામમાં શી શી મુશ્કેલી નડે છે અને તે શી રીતે દૂર કરી શકાય; એ વગેરે બાબતનો ઝીણવટથી અભ્યાસ કરે છે અને શિક્ષકને યોગ્ય સલાહ તથા સૂચના આપી તેના કામમાં ઉત્તેજન આપે છે. પણ અહીં તે પ્રમાણે થતું નથી. આપણા તપાસણી કરનાર અમલદાર છોકરાંઓના ઘરની સ્થિતિ તથા સંજોગો તથા તેથી તેમના પર થતી અસરનો વિચાર ન કરતાં, તેમની ગરીબી તથા તેમને પુરતો ખોરાક મેળવવાને પડતાં સાંસાંનો ખ્યાલ ન લાવતાં, તથા તેમને હાજર રાખવાને શિક્ષકને પડતી મુશ્કેલી તથા તે છતાં હાજરીમાં રહેતું અનિયમિતપણું ન વિચારતાં બધી નિશાળોને એક સરખી ગણે છે અને બધા નિશાળીઆઓ પાસે એક સરખા જ્ઞાનની આશા રાખે છે. આનું કારણ એ છે જે તેઓમાંના ઘણાખરા અનુભવી જ્ઞાનને અભાવે પુસ્તક જ્ઞાનને આધારે જ કામ લેવા જાય છે અને સ્થાનિક સ્થિતિ તથા સંજોગોનો વિચાર કરતા નથી. તેઓમાંના ઘણા ખરાને પોતાના કામની પુરતી સમજ હોતી નથી, ઘણાખરાઓ પ્રાથમિક શાળાના શિક્ષકોના તેમ જ તેમને શિખવવાના વિષયના શિક્ષણના સંબંધમાં આવેલા હોતા નથી, અને તેઓ ગામડાના છોકરાઓની સ્થિતિથી વાકેફ હોતા નથી. ટુંકામાં કહીએ તો આપણે અહીંના પરીક્ષક કે તપાસણી કરનાર અમલદારોની પદ્ધતિ એવી છે કે તેથી શિક્ષકોને તેમના મુશ્કેલ કામમાં ઉત્તેજન મળવાને બદલે નાહીંમત થવાનું કારણ મળે છે.

(૪) ઈંગ્લાંડમાં બાળકોની શરીરસંપત્તિ સુધારવાને પણ ઘટતો પ્રયત્ન કરવામાં આવે છે. ત્યાંની શાળાઓમાં તેમનું મન સુધારવા પર જેટલું ધ્યાન અપાય છે તેટલું જ તેમનું તન સુધારવા પર અપાય છે; અને એ હેતુથી અંગ કસરતનો પણ અભ્યાસક્રમ નક્કી કરેલો

હોય છે. તેને ગણિત, ઇતિહાસ વગેરે વિષયોની માફક નિશાળના ટાઇમ ટેબલમાં યોગ્ય સ્થાન આપવામાં આવે છે અને તે પ્રમાણે નિશાળમાં નિયમિત રીતે કામ ચાલે છે. આપણે અહીં તો કસરત કે કવાયત ઘણું ખરૂં નામની જ કરાવવામાં આવે છે એમ કહીએ તો ચાલી શકે. નવાં ધોરણોમાં એ વિષય કોઈક તરંગી કેળવણી ખાતાના અધિકારીના આગ્રહથી દાખલ કરવામાં આવ્યો હશે અને એને ધોરણમાં સ્થાન મળેલું છે માટે એ શિખવવાનો ડોળ સરખો પણ કરવાનો છે એમ સમજી ઘણા ખરા પ્રાથમિક શાળાના શિક્ષકો એને માત્ર બહારના દેખાવને ખાતર આવતા જતા અમલદારને નિશાળનું ખરૂં કામ ન જોવા દેતાં બહારની હબછબથી રીઝવી પાછા વાળવાના હેતુથી જ શિખવતા હોય એમ ભાસે છે. ઈંગ્લાંડમાં જ્યારે અંગ કસરતને નિશાળ કામના એક જરૂરી અંગ તરીકે ગણવામાં આવે છે, ત્યારે અહીં તેમ બીલકુલ ગણાતું નથી. તેનું કારણ એ પણ છે કે પરીક્ષક અમલદારો એને એ પ્રમાણે ગણતા નથી અને માત્ર ફાલતુ વિષય તરીકે માની નિશાળ કામની કીંમત કરવામાં એના શિક્ષણ પર યોગ્ય લક્ષ આપતા નથી. બાળકની અંગ કસરતના સંબંધમાં આ દુર્લક્ષનું પરિણામ ઘણું માઠું નીપજવા લાગ્યું છે. આપણે અહીં ચાલતા કેળવણીના એકમાર્ગી ધોરણને લીધે જ આપણે આપણાં માબાપના કરતાં શરીરે વધારે નબળા છીએ. અને ઉછરતી પ્રજાને વધારે વધારે નબળી થતી જોઇએ છીએ. એ વિષય પર સરકાર તરફથી લક્ષ અપાવા માંડ્યું છે ખરૂં; પણ એ સંબંધમાં પ્રજા હજુ બેકાળજી છે. નિશાળમાં કસરત કે કવાયત કરાવવા સારૂ શિક્ષક નિશાળીઆને રોકે છે તો તેમનાં માબાપ બૂમ પાડે છે અને કહે છે કે અમારા છોકરાને કાંઈ લશ્કરમાં કે પોલીસમાં રહેવું નથી કે એને કસરત કરવી જોઇએ!

બીજું, નિશાળમાં અભ્યાસ કરતાં બાળકોનાં શરીરની ખરી સ્થિતિથી તેમનાં માબાપને વાકેફ કરી તેના સંબંધમાં જરૂર પ્રમાણે ઘટતા ઇલાજ લેવાની તેમને સલાહ આપવાના હેતુથી તેમ જ નિશાળ શિક્ષણથી તેને નુકસાન ન પહોંચે તે સંભાળવા સારૂ ઈંગ્લાંડની સરકારે સને ૧૯૦૭ ની સાલથી બધાં સ્કૂલ બોર્ડોને તેમના તાબાની નિશાળોમાં છોકરાંઓની અમુક અમુક વખતે દાક્તરી તપાસ કરાવવાનું ફરમાવ્યું છે અને તે પ્રમાણે ત્યાં કામ ચાલતું પણ થઈ ગયું છે; અને તેને પરિણામે નિશાળે ભણતાં છોકરાંઓને લાગુ પડતા અનેક રોગ તથા મંદવાડ જાહેર થયા છે, તેનાં કારણ માબાપની જાણમાં લાવવામાં આવ્યાં છે, અને તે થતા અટકાવવાને તેમ જ થાય તો તે સાજા કરવાને ઘટતા ઉપાય પણ લેવાની ફરજ પાડનારી એક વધુ કલમ નિશાળોની દાક્તરી તપાસને લગતા કાયદામાં દાખલ કરવાની ખાહેશ બતાવવામાં આવી છે.

વળી, છોકરાંઓને પેટ પુરતો તેમ જ જોઇએ તેવો પુષ્ટિકારક ખોરાક ન મળે તો તેમનું મગજ ન ચાલે ને તેમને ભણાવેલું નકામું જાય એમ માન્ય કરી સને ૧૯૦૬ થી ઈંગ્લાંડની સરકારે એવાં ગરીબ સ્થિતિનાં છોકરાંઓને દરરોજ નિશાળમાં યોગ્ય રીતે પેટ પુરતું જમાડવાનું પણ સૂચવ્યું છે. ત્યાં જ્યારે આ પ્રમાણે ઘેરથી ભૂખ્યાં રહેતાં છોકરાંઓને નિશાળમાં જમાડવાનું નક્કી થયું છે ત્યારે આપણે અહીં આવા દુકાળના વખતમાં પણ નિશાળીઆને ડોલ (અનાજ) આપવાની કોઈ જાહેર રીતે હિમાયત કરતું નથી એ શું ઓછી નવાઇની વાત છે! એથી શું સિદ્ધ થતું નથી કે આપણે હજી કેળવણી સંબંધી વિચારમાં ઘણા જ પાછળ છીએ?

(૫)" ઈંગ્લાંડમાં બાળકનાં તન તથા મન સુધારવા તરફ લક્ષ અપાય છે તેવી જ રીતે તેમની નીતિ સુધારવાનો પણ પ્રયત્ન થાય છે એ સુધારવાનું કામ માત્ર શિક્ષકને માથે પડતું નથી; પણ માબાપ પણ એ બાબતમાં પોતાની જોખમદારી સમજે છે અને ઉઠાવી લે છે. ત્યાં બાળકને પોતાનાં વડીલો, સરખાંઓ તેમ જ ઉતરતા દરજ્જાનાં માણસો પ્રતિ કેવી રીતે વર્તવું તેની સમજ તે ઘરમાં રમતું થાય છે ત્યારથી જ આપવામાં આવે છે. આપણે અહીં માબાપ છોકરાંને બચપણમાં લાડ લડાવી તેમને સ્વછંદે વર્તવા દઈ તેમ જ તેમ વર્તવાનું ઉત્તેજન આપી અનેક જાતની ખોટી ટેવ પાડી બગાડી મૂકે છે અને પછી તેવાં છોકરાંને સુધારવાનું કામ શિક્ષકને માથે નાખે છે, તેમ ત્યાં થતું નથી. ત્યાંનાં માબાપો દેશમાં ફરજીઆત કેળવણી અપાતી હોવાને લીધે કેળવાયલાં હોય છે તેથી એ બાબત સમજે છે, શિક્ષક સાથે ઓળખાણ કરે છે, વખતે વખતે નિશાળે જઈ પોતાનાં છોકરાંના અભ્યાસ તથા આચરણ સંબંધી તપાસ કરે છે; અને તે સુધારવામાં શિક્ષકને સહાયભૂત થાય છે. વળી, આપણે અહીં શિક્ષક છોકરાંઓને નિશાળ કામ ચાલતી વખતે જેમ તેમ દાબમાં રાખી જુદા જુદા વિષયોનું જ્ઞાન તેમનાં મગજમાં ભરવા પર જ લક્ષ આપે છે તેમ ત્યાં થતું નથી. ત્યાંના શિક્ષકો તો બાળકને નિશાળમાં તેમ બહાર યોગ્ય રીતે વર્તવાની ટેવ પાડવાનું કામ પણ પોતાનું જ છે એમ સમજી તેમની નૈતિક કેળવણી પર પણ લક્ષ આપે છે. ત્યાં તો માણસની રીતભાત પરથી જ તેને શિક્ષકે આપેલી કેળવણીની કીંમત અંકાય છે, તેના જ્ઞાન પરથી નહિ.

વળી પ્રાથમિક, માધ્યમિક તેમ જ ઉચ્ચ શાળાઓમાં વિદ્યાર્થીઓને અંગકસરત માટે જે જે ક્રિકેટ, ટેનિસ, ફુટબૉલ, ગોલ્ફ વગેરે રમત ગમતો રમાડવામાં આવે છે તે તેમની નીતિ સુધારવામાં પણ સહાયભૂત થાય છે એમ ત્યાંના શિક્ષકો તેમ જ લોકો માને છે; અને તેથી તે રમવાની સૌને ફરજ પાડવામાં આવે છે. તે બાબતમાં માબાપો વાંધો ઉઠાવતાં નથી; અને તે રમાય છે તે વખતે યોગ્ય દેખરેખ રાખવામાં આવે છે. આપણે અહીં નિશાળીઆઓને રમત ગમત રમાડવાનું રહસ્ય હજુ બરાબર સમજાયું હોય એમ જણાતું નથી. નિશાળોમાં તેમ જ કૉલેજમાં રમત ગમતો રમાય છે તેમાં હજુ બધા વિદ્યાર્થીઓ પોતાની રાજી ખુશીથી ભાગ લેતા નથી; તેમ જ જેઓ તે ઉમંગથી ખેલે છે તેઓને પણ હજુ રમતના મેદાનમાં સ્વેચ્છાને દાબી દઈ, બીજા સર્વની અથવા તો સામા પક્ષને લાગણીને માન આપી, પોતાના પક્ષના વડાની આજ્ઞા અથવા તો અમપાયરના નિર્ણયને એકદમ શરણ થઈ વર્તવાનો વિચાર આવ્યો નથી. જુદી જુદી શાળાઓ વચ્ચે તેમ જ જુદી જુદી રમનારી ટોળીઓ વચ્ચે રમત ગમતની હરફાઈ થાય છે ત્યારે પોતાના પક્ષના લાભને ન રૂચે એવો બનાવ બનતાં કે નિર્ણય મળતાં તે પક્ષના ખેલાડીઓ કેવો ન છાજે તેવો દેખાવ કરે છે અને એક બીજા વચ્ચે કડવી લાગણી ઉત્પન્ન કરે છે તેનો સૌ કોઈને અનુભવ હશે. એવા બનાવ બને છે તે જ બતાવી આપે છે કે આપણે અહીં હજુ રમત ગમત બાળકની નૈતિક કેળવણીમાં સહાયભૂત થઈ નથી, અને કેટલીક વાર અનિષ્ટ પરિણામો ઉત્પન્ન કરે છે.

વિદ્યાર્થીઓને નૈતિક શિક્ષણ અમુક ચોક્સ ધોરણ પર આપવાની હિમાયત કરવાને ઈંગ્લાંડમાં એક " મોરલ એડ્યુકેશન લીગ " નામનું મંડળ સ્થપાયું છે. અને શાળાઓમાં નૈતિક શિક્ષણ

બાળકને તે પર અણગમો ન ઉત્પન્ન થાય તેવી રીતે કેવી રીતે આપવું તે પ્રત્યક્ષ શિક્ષણ આપી બતાવવામાં આવે છે. આપણે અહીં પણ વિદ્યાર્થીઓની નૈતિક કેળવણીના સંબંધમાં ચર્ચા ઉત્પન્ન થઈ છે. હાલમાં શાળાઓમાં તે યોગ્ય રીતે અપાતી નથી એવો આક્ષેપ મૂકવામાં આવે છે, માનસિક કેળવણીની સાથે તે પણ અપાવી જોઇએ એવી જરૂર બતાવવામાં આવે છે અને તે જરૂર સરકારે સ્વીકારી તે સંબંધી શિક્ષણ કેવી રીતે આપવું તે પ્રત્યક્ષ બતાવવાને ઈંગ્લાંડના મોરલ એડ્યુકેશન લીગના એક પ્રતિનિધીને અત્રે થોડા માસ પર જ બોલાવ્યા હતા અને તેમનો પાસે કેટલાક જાહેર પાઠ અપાવ્યા હતા. વળી, એ સંબંધમાં શાળાના ઉપયોગ માટે એ જ મંડળ તરફથી અને આપણી સરકારના અનુમોદનથી "Youth's Noble Path" નામનું એક પુસ્તક પણ બહાર પડી ચુક્યું છે. તેમ જ એક બીજું પુસ્તક સરકાર પોતે જ એક જાહેર સલાહકારી મંડળની દેખરેખ નીચે તૈયાર કરાવે છે.

પણ એ બાબતમાં સવાલ એ ઊઠે છે કે જો પુસ્તકોથી જ યોગ્ય નૈતિક શિક્ષણ અપાતું હોય, નીતિના નિયમો તથા તેને લગતાં દૃષ્ટાંતોથી જ બાળકનું વર્તન સુધરતું હોય તો તો એ સંબંધમાં આપણે અહીં વપરાતાં વાંચન પુસ્તકોએ કરવામાં કાંઈ બાકી રાખ્યું હોય એમ જણાતું નથી; કારણ કે એ પુસ્તકોમાં ડગલે ડગલે બોધદાયક પાઠ આવે છે. કદાચ એમ છે ખરૂં કે એ દૃષ્ટાંતો બધાં આ દેશમાં થઈ ગયેલાં સ્ત્રી પુરૂષોનાં જીવન વૃત્તાંતમાંથી લેવામાં આવેલાં નથી–તો પણ સારાં નીતિ શિક્ષણ સંબંધી પુસ્તકો વપરાવાથી જ શાળામાં અપાતી કેળવણીનું રૂપ સુધરી જશે એમ તો માની શકાતું નથી. મુદ્દાની ધાત તો એ છે કે શાળામાં કામ કરતા શિક્ષકો જ ઉંચા પ્રકારના હોવા જોઇએ અને તેમની ખાનગી તેમ જ જાહેર વર્તણુક દોષરહિત અને નમુનારૂપ હોવી જોઇએ. તો જ શિષ્ય પર તેઓ સારી છાપ સચોટ પાડી શકે અને તેમની નીતિ સુધારી શકે. હાલમાં આપણા કેટલા શિક્ષકો એવા ઉંચા પ્રકારના છે? દાખલા દૃષ્ટાંતથી બાળકની મનોવૃત્તિઓ સુમાર્ગે દોરી શકાય ખરી, પણ શિક્ષકનો પ્રત્યક્ષ દાખલો વિરૂદ્ધ દિશામાં લઈ જાય તેવો હોય તો બીજાં બધાં શિક્ષણ પર પાણી ફરી વળે. માટે ખરી જરૂર તો એ છે કે શિક્ષકની નીમણુક કરતી વખતે તે કઈ કઈ ઉંચી પરીક્ષાઓમાં પાસ થએલા છે તેટલું જ ન જોતાં તેની રહેણીકરણી પણ કેવી છે, શિક્ષકને છાજતા ગુણ તે ધરાવે છે કે નહિ, બાળકના માર્ગદર્શક તરીકે તેનાથી કામ થઈ શકશે કે નહિ તે પણ વિચારવું જોઇએ.

બીજું, માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે બાળક ૧૬ વર્ષનું થતું નથી ત્યાં સુધી નીતિશાસ્ત્રના નિયમો વિષેનું વિવેચન સમજવાને તે અશક્ત હોય છે; એટલે એ ઉમ્મરે પહોંચતાં સુધી તો વિદ્યાર્થીને નીતિશાસ્ત્ર સંબંધી કોઈ પણ જાતનું કાર્યકારણસહિત શિક્ષણ આપવું એ પત્થર પર પાણી રેડવા જેવું છે. તેને તો શિક્ષકનો (માબાપનો પણ ખરો). સારો નમુનો રોજ જોવાને ને અનુકરણ કરવાને મળે તો બસ છે. જો શિક્ષક જ ઘેર પોતાના માબાપની સાથે તિરસ્કારથી વર્તતો હોય, જો પોતાની સ્ત્રી સાથે બનાવ રાખતો ન હોય. લોકોમાં તેને વિષે હલકો વિચાર રખાતો હોય, જો ન્યાત જાતના કજીઆમાં આગેવાની કરતો હોય, અને નિશાળમાં શિષ્ય પ્રતિ પ્રેમભાવથી વર્તવાને બદલે વારંવાર ચીઢીઆં તથા માર ઝાડ કરતો હોય, તો તેવા શિક્ષકને હાથે છોકરાંઓની નીતિ સુધરી શકે જ નહિ. બાળકની

નીતિ સુધારવાને માટે નિશાળમાં અમુક પ્રકારની નીતિમય અને પ્રેમમય હવા જ ફેલાઈ રહેવી જોઇએ. મુખ્ય શિક્ષકે મદદનીશ શિક્ષકો પ્રતિ પ્રેમથી અને સમાનભાવથી વર્તવું જોઇએ, શિક્ષક વર્ગનું વર્તન નજીવી બાબતમાં પણ નીતિ વિરૂદ્ધ થાય છે એવો શિષ્ય વર્ગને કદી પણ આભાસ ન થવો જોઇએ તેમ જ તેઓ કહે કાંઈ ને કરે કાંઈ એમ પણ કદી ન થવું જોઇએ. શિક્ષકે પણ શિષ્યની માફક નિશાળના ધારાઓને માન આપી વર્તવું જોઇએ, તેણે પણ વખતસર નિશાળે જવું જોઇએ, વર્ગનું કામ શરૂ કરવું જોઇએ, અને નક્કી કરેલા ટાઇમ ટેબલ પ્રમાણે ચાલવું જોઇએ; તેણે કદી પણ વર્ગમાં નકામો વખત ગુમાવવો જોઇએ નહિ; કદી પણ ગમે તેમ ઢંગધડા વગર કપડાં પહેરી નિશાળે જવું નહિ; અને કદી પણ પોતાના દરજ્જાને ન છાજે તેવો દેખાવ કરવો નહિ. જે શિક્ષક હંમેશ નિશાળમાં થોડોઘણો મોડો આવે છે; જેને હંમેશાં વેળાસર આવી પહોંચવાને માટે તેમ જ વર્ગનું કામ આટોપવાને માટે દોડાદોડ કરવી પડે છે; જે કોઈ દિવસ પોતાના મેજની કુંચી તો કોઈ દિવસ પોતાની નોટબુક ઘેર ભૂલી જાય છે; જે કપડાં મેલાં થાય કે હજામત વધી જાય એટલે કપડાં બદલતો કે હજામત કરાવતો નથી; તે ગમે તેવો જ્ઞાનીને બુદ્ધિશાળી હોય તો પણ બાળકને કેળવણી આપવાને માટે નકામો છે. કારણ કે જો તેની રીતભાત ઠેકાણા વગરની હોય, જો તે જ અનીતિથી વર્તતો હોય તો પછી તે પોતાના શિષ્યને નિયમ પ્રમાણે વર્તવાની શી રીતે ફરજ પાડી શકે? અને કદાચ ફરજ પાડે તો પણ તેઓ તે પ્રમાણે વર્તશે એવી આશા જ કયાંથી રાખી શકાય? કેમકે શિષ્ય તો શિક્ષકને અનુસરીને ચાલે છે, શિક્ષકે બાંધેલા નિયમને અનુસરીને નહિ. માટે શિષ્યને સુમાર્ગે ચલાવવાને શિક્ષકે જ સુમાર્ગે ચાલવું જોઇએ, તેને ગૃહસ્થાઈ શિખવવાને પોતે જ ગૃહસ્થ તરીકે હંમેશ વર્તવું જોઇએ.

નિશાળ તેમ જ વર્ગનો બંદોબસ્ત રાખવામાં પણ શિક્ષકે પોતે જ સંભાળીને ચાલવાનું છે, તેનો પોશાક, તેનો દેખાવ, તેનું બોલવુંચાલવું, તેનું શિક્ષણ અસરકારક હોવાં જોઇએ, અને તેની પ્રકૃતિ શાંત અને દૃઢ હોવી જોઇએ. વર્ગને હંમેશ કામમાં રોકાયલો શિક્ષકની રાખી તેને કદી નવરો પડવા દેવો નહિ; તેને તેનો ધાક રહેવો જોઇએ ને આપણા પર શિક્ષકની નજર છે એમ લાગવું જોઇએ, શિક્ષકે વારંવાર છોકરાંઓને ધમકાવ ધમકાવ ન કરતાં, તેમને મારફાડ ન કરતાં તેઓ તરફ માયાથી વર્તવું જોઇએ; તેમને તેમના અભ્યાસમાં ઘટતી મદદ કરી તથા તેમને માટે ઘટતી કાળજી રાખી તેમનો પોતાને માટે પ્રેમ ઉત્પન્ન કરવો જોઇએ; આપણા ભલાને ખાતર જ શિક્ષક આપણને ઠપકો આપે છે કે સજા કરે છે, તેને આપણે માટે દાઝ છે એમ તેઓને લાગવું જોઇએ; આપણે કાંઈક ખોટું કામ કરીએ છીએ ત્યારે તે ઘણા દીલગીર થાય છે એમ તેઓને જણાવું જોઇએ; પોતે હંમેશ નીતિથી વર્તવું જોઇએ; કદી પણ વિના કારણ છોકરાંને લાડકોડ કરી તેમના મંડળમાં તેમને હલકાં પાડવાં નહિ; તેમને શિક્ષા ન છુટકે જ, જરૂર જોગી જ, અને ન્યાય પૂર્વક કરવી ને કદી પણ કોઈ પર ખાર રાખી ઘટે તે કરતાં વધારે કરવી નહિ; કામ કરવાનું આપતા પહેલાં, ગમે તે કોઈ હુકમ કરતા પહેલાં, તેમ જ શિક્ષા કરતા પહેલાં પુરતો વિચાર કરવો જોઇએ; અને નિયમ બાંધ્યા પછી હંમેશાં તે પ્રમાણે જ પોતે વર્તવું તેમ જ બધાંને વર્તવાની ફરજ પાડવી. આપણે અહીં તો ઘણું ખરૂં માયા કરતાં ભયનો વિશેષ ઉપયોગ થાય છે; ક્વચિત જ તેમના નિકટ સંબંધમાં

આવી તેમની લાગણીઓ તથા પ્રેરણાઓ, તેમની ઇચ્છાઓ તથા મનોવૃત્તિઓ જાણી તે પ્રમાણે કામ લેવામાં આવે છે; તેમ તેમના રમતીઆળ અને તોફાની સ્વભાવ પર પુરતું લક્ષ આપવામાં આવતું નથી; શિક્ષક શિષ્ય વચ્ચે પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવાને બદલે શિષ્યને હંમેશ દૂર રાખી ડરમાં ને ડરમાં રાખવામાં આવે છે; શિક્ષક પોતે જ નિશાળના કાયદાનું ઉલ્લંઘન કરે છે, વગર વિચારે હુકમો કરે છે અને તે ફેરવતાં વાર લગાડતા નથી; અને શિક્ષાની જરૂર કે યોગ્યતાનો પુરતો વિચાર કરતા નથી.

(૬) ઇંગ્લાંડ અને અહીંની કેળવણીમાં એક બીજો અગત્યનો ફેર પડવા માંડયો છે. ત્યાં હવે કબુલ કરવામાં આવે છે કે બધાં છોકરાં એક જ જાતનાં હોતાં નથી, બધાંને મોટાં થઇને એક જ જાતનો ધંધો કરવાનો નથી, તેમ જ બધા પ્રાંતની ઔદ્યોગિક તેમ જ બીજી જરૂરીઆતો પણ સરખી હોતી નથી. માટે તેઓને અપાતી કેળવણીમાં પણ ફેર પડવો જોઇએ. દેશનાં બધાં ( ગામડાંનાં તેમ જ શહેરનાં ) છોકરાંઓને નિશાળમાં એક જ ધોરણે શિક્ષણ આપવું એ નકામું છે કારણ કે તેથી તેમને આગળ મોટાં થયા પછી બહુ કામમાં આવે એવું કાંઈ શીખવાનું મળતું નથી એટલું જ નહિ પણ કેટલીક વખત પોતાના બાપ-દાદાથી ચાલ્યા આવતા ધંધા પર ઉલટો તિરસ્કાર ઉત્પન્ન થાય છે. એ અનિષ્ટ પરિણામ અટકાવવાને ત્યાં હવે જુદા જુદા વર્ગનાં છોકરાંઓને તેમની સ્થિતિને રૂચે તેવી કેળવણી આપવાની માગણી થવા લાગી છે અને ઠેકાણે ઠેકાણે એ પ્રમાણે તે અપાવા માંડી છે, સામાન્ય શિક્ષણવિષયોમાં સ્થાનિક સંજોગોને અનુસરીને ઘટતો ફેરફાર કરવામાં આવે છે અને છોકરાંઓ ભવિષ્યની જીંદગીને માટે તૈયાર થાય એવા પ્રકારનું શિક્ષણ આપવાનો બંદોબસ્ત કરવામાં આવે છે. ખેડુત વર્ગનાં છોકરાંઓ પાસે નિશાળના બાગમાં કામ કરાવી તેમ જ જંગલમાં થતી વનસ્પતિનું તથા ખેતરમાં ઉગતા પાકનું પ્રત્યક્ષ અવલોકન કરાવી વનસ્પતિશાસ્ત્ર તથા કૃષિશાસ્ત્રના જાણવા જેવા નિયમોનું ભાન કરાવવામાં આવે છે; સુતાર, લુહાર, દરજી વગેરે ધંધાદારીઓનાં છોકરાંઓ પાસે તેમને રૂચતું કામ કરાવવામાં આવે છે; અને એ પ્રમાણે સૌનું પોત પોતાના ધંધા પર ચિત્ત રહે ને તે ઉપરથી ઉઠી જાય નહિ અને તે તે કરવાને લાયક થાય એવી રીતે ગોઠવણ કરવામા આવે છે. પહેલાં ત્યાંની પ્રાથમિક શાળાઓમાં પણ જ્ઞાન મગજમાં ભરવા પર જ વિશેષ લક્ષ અપાતું હતું તેમાં હવે સુધારો થવા માંડયો છે. ત્યાં જ્ઞાન આપવામાં છોકરાંની અવલોકન, સ્મૃતિ, કલ્પના તથા વિચારશક્તિ ખીલવવા ઉપરાંત તેમના હસ્તનો પણ ઉપયોગ થવા માંડયો છે. ત્યાં ચિત્રકામ, રંગકામ, સીવણકામ, ભરતકામ, લક્કડકામ વગેરે નિશાળના વખતમાં જ થયેલા અવલોકનને દૃઢ કરવાના તેમ જ બાળકના મગજને આરામ આપવાના હેતુથી કરાવવામાં આવે છે, અને તેથી નિશાળનું જુનું સ્વરૂપ બદલાઈ જવા માંડયું છે. જરૂર જોગી પ્રાથમિક કેળવણી મેળવ્યા પછી પોતપોતાના ધંધાને લગતું ખાસ શિક્ષણ તથા અનુભવ મેળવવા સારૂ ત્યાં અનેક જાતની ઔદ્યોગિક શાળાઓ સ્થાપવામાં આવી છે ત્યાં જઇને તેઓ અભ્યાસ કરે છે અને પોતાના ધંધાને માટે તૈયાર થાય છે. આપણે અહીં હજુ એમાંનું કશુંએ થતું નથી. બધાં છોકરાંને એક જ ગાડરીએ પ્રવાહે લઈ જવામાં આવે છે; બધાંને તેમની વિવિધ શક્તિઓ, તેમનાં કુદરતી વલણ અને તેમને ભવિષ્યમાં કરવાના ધંધા પર વિચાર કર્યા વગર એક જ ધોરણે શિક્ષણ આપવામાં આવે છે અને ઘણું ખરૂં નોકરીને માટે તૈયાર કરવામાં આવે છે. તેથી બીજા કાંઈ ધંધામાં

તેમને સૂઝ પડતી નથી કે તે પર ભાવ થતો નથી. તેથી જ કરીને ભણવું તે તો નોકરીને માટે જ અને જેને નોકરી કરવી હોય તેને જ ભણવાની જરૂર છે એવો ખોટો ખ્યાલ લોકોમાં ઉત્પન્ન થયો છે; અને એ કારણથી જ કેળવણી તરફ તેમનો ઘણો અભાવ જોવામાં આવે છે. મહાન્ શિક્ષણ પેસ્ટલોઝાઇએ કહ્યું હતું તેમ નિશાળ રૂપી ગાડીનો ઘોડો જ બદલવાથી આ સ્થિતિ સુધારી શકાવાની નથી પણ એ ગાડીનો ચીલો જ બદલવો પડશે.

આપણી નિશાળોમાં અપાતી કેળવણીનું ચોચારીઉં રૂપ જ બદલવાની જરૂર છે. જે કાંઈ શીખવવામાં આવે તે શબ્દથી જ ન શિખવતાં તેની બાળકનાં મગજ પર ચોકખી અને સચોટ છાપ પડે, તેમની અવલોકનશક્તિ, કલ્પનાશક્તિ, અને નવું નવું બનાવવાની ને શોધી કાઢવાની શક્તિ ખીલવણી પામે તેટલા માટે તેને કાન ઉપરાંત આંખ વગેરે બીજી ઈંદ્રિયો વડે પણ પદાર્થોનું અવલોકન કરાવવું જોઇએ, તથા તે સંબંધી રચના, ચિત્રકામ, રંગકામ, ભરતકામ, લક્કડકામ, ભરતકામ, સીવણકામ વગેરે અનેક પ્રકારના ઉદ્યોગો કરાવવા જોઇએ. આપણી નિશાળોના અભ્યાસક્રમમાં દરેક વિષયના શિક્ષણમાં અને દરેક પાઠમાં હસ્ત કામને યોગ્ય સ્થાન મળવું જોઇએ, તે યોગ્ય રીતે કરાવવાની સમજણ શિક્ષકોને મળવી જોઇએ, અને તે પ્રમાણે કામ તેઓ પાસે પરીક્ષા કે તપાસણી વખતે લેવું જોઇએ. એ પ્રમાણે શહેર તેમ જ ગામડાની નિશાળોમાં માટી વતી, બરૂ વતી અથવા વાંસની સળી વતી, કાગળ વતી, અને લાકડા વતી અનેક જાતના છોકરાઓને રૂચે તેવા ઉદ્યોગો નિયમપૂર્વક કરાવવામાં આવે તો જ બાળકની રચનાશક્તિ વિકાસ પામે અને તેમને હસ્ત કામ પર અભાવ ઉત્પન્ન થાય નહિ.

વળી ખેડુતના છોકરાઓની જરૂરીઆતોને પહોંચી વળવાને દરેક ગામડાની નિશાળને લગતી કુવાવાળી ત્રણ ચાર વીઘાં જમીન નિશાળના ઉપયોગ માટે જ રખાવવી જ જોઇએ, તેમાં નાના કિત્તા પાડી તે મોટા છોકરાઓને વહેંચી અપાવવી જોઇએ, અને તેમાં તેઓ પાસે ખેતી જાણનાર શિક્ષકની દેખરેખ નીચે ખેતી કરાવવી જોઇએ. ગામમાં તેમ જ આસપાસ તાલુકામાં કે જીલ્લામાં કયા કયા પાક થાય છે, તેનું વાવેતર ક્યારે થાય છે, તેને તૈયાર થતાં કેટલોક વખત લાગે છે, તે ક્યારે વાઢી લેવાય છે, દરેક વીંઘે તે કરતાં શો ખર્ચ થાય છે, અને તે વેચતાં શું ઉત્પન્ન થાય છે એ વગેરે બાબતનો ત્યાં તેમને પ્રત્યક્ષ અનુભવ આપવો જોઇએ. વળી છોકરાઓને પોતાના કામમાં સ્વાર્થ રહે તેટલા સારૂ તેમની મહેનતનું ફળ તેમને જ લેવા દેવું જોઇએ.' એથી ઉલટું, મુંબાઈ અમદાવાદ જેવા ઔદ્યોગિક શહેરોમાં શહેરની જીંદગીને માટે છોકરાંઓ તૈયાર થાય તેવી તેમને કેળવણી અપાવી જોઇએ. જ્યાં જ્યાં કારખાનાંઓ આવેલાં હોય અને તેમાં કામ કરનારા મજુરોની વસ્તી વિશેષ હોય ત્યાં ત્યાં આવેલી નિશાળોમાં કારખાનાઓમાં જે પ્રકારનું કામ થતું હોય તેને લગતી કેળવણી મળવી જોઇએ. એ પ્રમાણે કરવાથી જ હાલમાં અપાતી કેળવણીને વ્યવહારિક રૂપ આપી શકાશે અને લોકપ્રિય બનાવી શકાશે.

ખેડુતનાં છોકરાંને ભણાવવાને ખેડુત વર્ગના જ અને શહેરનાં છોકરાંને ભણાવવાને શહેરના જ શિક્ષક હોવા જોઇએ.

આપણે અહીં ગામડી નિશાળોમાં ચાલતો અભ્યાસક્રમ શહેરની નિશાળોમાં ચાલતા અભ્યાસક્રમથી કેટલીક બાબતમાં જુદો છે ખરો, તો પણ તે હજુ ખેડુતનાં છોકરાંને ખરાબર રૂચે તેવો નથી. તેમાં થોડા વખતમાં ઘણા વિષયો શિખવવાના રાખવામાં આવ્યા છે. ખેડુતની જીંદગી સાથે તેનો સંબંધ યોગ્ય રીતે જોડવામાં આવ્યો નથી; તેથી કેટલીક વખત પરિણામ ઘણું વિપરીત આવે છે. ખેડુતના છોકરા હળ ચલાવી શકતા નથી, ગાડું જોડી શકતા નથી, કે બળદ હાંકી શકતા નથી, તેમને પોતાનો ધંધો પસંદ પડતો નથી; ખેતરમાં હાથવતી કામ કરવું હલકું લાગે છે; અને મહેનત કરી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પાસ કરી નોકરી મેળવવા તરફ જ ધ્યાન રહે છે. તેમ થતું અટકાવવાને સરકારે ગામડી નિશાળોનો અભ્યાસક્રમ હજુ ટુંકો અને સહેલો કરવાનો વિચાર કરવા માંડયો છે.

(૭) વળી, ઈંગ્લાંડની અને અહીંની કેળવણીમાં એ ભેદ છે કે ત્યાં એ વિષય શાસ્ત્રીય ગણાવા લાગ્યો છે અને એ સંબંધમાં અનેક જાતના પ્રયોગો, અભ્યાસ, અવલોકન તથા શોધો થવા માંડ્યાં છે. કેટલાક મહાન્ શિક્ષકો કેળવણીને લગતી અનેક બાબત પર બારીકાઈથી વિચાર ચલાવે છે અને પોતે કરેલાં અનુમાનનો સામાન્ય શિક્ષક વર્ગને તેમ જ પ્રજાને જાહેર ભાષણો, ચોપાનીઆં, પુસ્તકો વગેરે દ્વારા લાભ આપે છે. આપણે અહીં કેળવણી વિષયના એવા કેટલા અભ્યાસી છે? વળી, કેળવણી વિષય પર યોગ્ય રીતે ધ્યાન આપવાને, તેને લગતી હીલચાલોમાં ઉલટથી ભાગ લેવાને, અને સત્તાધિકારીઓ પાસેથી તે સંબંધમાં દાદ મેળવવાને ઈંગ્લાંડમાં કેટલાંક મોટાં મંડળો છે; જેવાં કે લંડનની કૉલેજ ઑફ્ પ્રીસેપ્ટર્સ, ધી નેશનલ યૂનિઅન ઑફ્ ટીચર્સ, ધી બ્રિટિશ ચાઇલ્ડ સ્ટડી સોસાઇટી, ધી વર્કમેન્સ એડ્યુકેશનલ એસોસિએશન, ધી સીટી એન્ડ ગિલ્ડઝ ઑફ્ લંડન ઇન્સ્ટિટ્યુટ, ધી નેશનલ ફ્રૉબલ યૂનિઅન, ધી યૂનિવર્સિટી વીમેન ટીચર્સ એસોસિએશન, ધી ટ્રેનિંગ કૉલેજ એસોસિએશન, ધી એસોસિએશન ઑફ્ મેન્યુઅલ ટ્રેનિંગ ટીચર્સ, ધી પબ્લીક સ્કૂલ સાયન્સ માસ્ટર્સ એસોસિએશન, ધી પ્રાવેટ સ્કૂલ્સ એસોસિએશન, ધી ક્લાસિકલ એસોસિએશન, ધી મૉડર્ન લેન્ગવેજીસ એસોસિએશન, ધી હિસ્ટોરિકલ એસોસિએશન, ધી જીઓગ્રેફિકલ એસોસિએશન, ધી મૅથેમૅટીકલ એસોસિએશન વગેરે સખ્યાબંધ સંસ્થાઓ ત્યાં એ વિષયનો અભ્યાસ કરે છે અને ઘટતી ચર્ચા ચલાવે છે. એ સંસ્થાઓની વાર્ષિક સભાઓમાં અનેક કેળવણીને લગતા વિષયો પર વિચાર ચલાવવામાં આવે છે, અને પ્રખ્યાતિ પામેલા શિક્ષકો પોતાના અનુભવનો લાભ શિક્ષક વર્ગને આપે છે. આપણે અહીં એ પ્રમાણે કેળવણી વિષય પર ચર્ચા ચલાવવાને કોઈ પણ સંસ્થા નથી એમ કહીએ તો ચાલે.

વળી, ઈંગ્લાંડની યુનિવર્સિટીઓએ પણ કેળવણી વિષયની અગત્યતા સ્વીકારી છે અને તેનો અભ્યાસ કરવા ઇચ્છનારા યુવકોના લાભાર્થે એ વિષય સંબંધી શિક્ષણ આપવાની ગોઠવણ કરી છે. આપણી યૂનિવર્સિટીઓ હજુ એ બાબતમાં પોતાની ફરજ સમજી નથી.

એ ઉપરાંત ત્યાંના આગેવાન પુરૂષો પણ એ વિષય પર ઘટતું લક્ષ આપે છે. આપણે અહીં તો એ સંબંધી ચર્ચા કેળવણી ખાતા અને સરકારી ધારા સભા બહાર બહુ સાંભળવામાં આવતી નથી.

ત્યાં સામાન્ય પ્રજા વર્ગ પણ એ વિષય પર અહીંના લોકો કરતાં વિશેષ લક્ષ આપે છે. તેથી કરીને શિક્ષકના તેમ જ સત્તાધિકારીઓના કામ પર તેમનો કાંઇક અંકુશ રહે છે.

એ પ્રમાણે કેળવણીની બાબતમા ઈંગ્લાંડમાં ઘણી જાગ્રતિ હોવાને લીધે ત્યાં એ વિષયમાં સુધારો થતો જાય છે, કદી એ સ્થિરતા પામતો નથી.

(૮) વળી કેળવણી વિષયનો અભ્યાસ કરવાને અનેક જાતની સવડો ત્યાંના શિક્ષકોને મળી શકે છે. ત્યાં આપણે અહીંની માફક ગણીને ગાંઠી નહિ પણ સંખ્યાબંધ ટ્રેનિંગ કૉલેજો (સરકારી તેમ જ ખાનગી) સ્થાપવામાં આવી છે; ત્યાં સરકાર તરફથી દરેક વિષયનું પદ્ધતિસર શિક્ષણ આપવાના સંબંધમાં સૂચનાઓ બહાર પાડવામાં આવે છે; અને અમુક અમુક વિષયનો અભ્યાસ કરવાનું ઉમંગી શિક્ષકોને ઉત્તેજન આપી તેમની પાસે તેમના અનુભવનો સવિસ્તર હેવાલ લખાવી શિક્ષક વર્ગના લાભને માટે તે છપાવી બહાર પાડવામાં આવે છે.

વળી, નિશાળોમાં રજા પડે છે તે દરમિઆન ગામડાના શિક્ષકોના લાભાર્થે મધ્ય સ્થળોએ યૂનિવર્સિટીઓ, કાઉન્ટી કાઉન્સિલો, ટ્રેનિંગ કૉલેજો, તેમ જ બીજી કેળવણીને લગતી સંસ્થાઓ પ્રખ્યાત શિક્ષકો પાસે અમુક અમુક અગત્યના કેળવણીના વિષયો પર જાહેર ભાષણો અપાવે છે, દૂરના શિક્ષકો મહાન્ શિક્ષકોના સમાગમમાં આવી તેમનાં જ્ઞાન તથા અનુભવનો થોડે પૈસે લાભ મેળવે છે અને પોતાનું કામ સુધારવાને સમર્થ થઈ શકે છે. વળી, શિક્ષકો પરદેશમાં અપાતી કેળવણી સંબંધી જાતિ અનુભવ મેળવી શકે તેટલા સારૂ તેમને પરદેશની નિશાળોમાં અમુક મુદત સુધી શિક્ષક તરીકે કામ કરવાની સવડ કરી આપવામાં આવે છે.

(૯) ઈંગ્લાંડમાં કેળવણીને લગતા અનેક વિષયો સંબંધી સામાન્ય લોકોના વિચાર કેળવવાને યૂનિવર્સિટીઓ જ્યાં જ્યાં વેપાર ઉદ્યોગનાં મથકો હોય છે ત્યાં ત્યાં વિદ્વાન્ માણસો પાસે જાહેર ભાષણો અપાવે છે, અને એ રીતે જે ગરીબ વર્ગને ઉંચી કેળવણીનો લાભ મળતો નથી તેઓનું જીવન ઉચ્ચ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ત્યાં ઘણાં વર્ષો થયાં યૂનિવર્સિટીઓ વિદ્વાન્ પુરુષોને નાણાંની મદદ કરી એ પ્રમાણે લોક વિચાર સુધારે છે, ત્યારે આપણી યૂનિવર્સિટીઓ સામાન્ય પ્રજાના હિતને માટે એવું કાંઈ કરતી નથી.

વળી, મજુર વર્ગને ઉંચી કેળવણી લેવાનું ઉત્તેજન આપવાના તેમ જ તે લેવાની સવડ કરી આપવાના હેતુથી 'ધી વર્કર્સ એડ્યુકેશનલ એસોસિએન' નામની એક મહાન્ સંસ્થા ત્યાં ઘણું કીંમતી કામ કરે છે તેવું પણ આપણે અહીં કોઈ કાંઈ કરતું નથી.

(૧૦) ઈંગ્લાંડમાં અપાતી કેળવણીમાં એક ખાસ નોંધ કરવા જેવી બાબત એ છે કે ત્યાંના ધર્મ ગુરૂઓ જ કેળવણીના વિષયમાં અસલથી આગેવાની ભર્યો ભાગ લેતા આવ્યા છે. ખરૂં જોતાં તો અસલ જે કાંઈ કેળવણી કે શિક્ષણ અપાતું હતું તે દેવળમાં ધર્મ ગુરૂઓને હાથે જ અપાતું હતું. આજે પણ દરેક પંથના હજારો ખ્રિસ્તી પાદરીઓ ત્યાં તેમ જ આખી પૃથ્વી પર એ કામમાં મચ્યા રહે છે અને લોકોની કેળવણીને અંગે ધર્મસ્થાનોના કરોડો રૂપીઆ ખરચે છે. આપણે અહીં જોઇશું તો એથી ઉલટું જ છે. ધર્મગુરૂઓ એ બાબત-

માં બીલકુલ એ દરકાર છે, અને પોતાના અનુયાયીઓને ધર્મબોધ સરખો આપવાની પણ તસ્દી લેતા નથી. તો પછી તેઓની અથવા સામાન્ય લોકોની કેળવણીને ખાતર નાણાં તો ક્યાંથી જ કાઢે ? આપણા ધર્મ ગુરૂઓને ત્યાં ધર્મનિમિત્તે લાખો રૂપીઆ જમા થાય છે તેનો કેવો અધમ ઉપયોગ થાય છે ? તેઓ જો સારી કેળવણી પામે, પોતાના વિચાર સુધારે અને પોતાને ત્યાં ભરાતા લાખો રૂપીઆનો લોકોને કેળવણી આપવામાં ઉપયોગ કરે તો કેટલું બધું લોકહિત સચવાય ?

(૧૧) છેલ્લું, ઈંગ્લાંડમાં અપાતી કેળવણીનું દૃષ્ટિબિંદુ એક જ નથી. એ દેશમાં અનેક જાતના વેપાર રોજગાર તથા ઉદ્યોગો ચાલતા હોવાને લીધે તેની જરૂરીઆતો પુરી પાડવાને અનેક પ્રકારની સંખ્યાબંધ ખાસ શાળાઓ સ્થાપવામાં આવેલી છે, જ્યાં ત્યાંના જુવાનીઆઓ પોતપોતાને જોઇતું શિક્ષણ તથા અનુભવ મેળવી શકે છે. તેથી ત્યાં બધા ભણીને બી. એ. એમ. એ., કે એલ્. એલ્. બી. જ થવાની કે નોકરીમાં પેસવાની ખાહેસ રાખતા નથી.

ઉપરની હકીકત પરથી જણાશે કે કેળવણીની બાબતમાં આપણે ઇગ્લાંડ કરતાં કેટલા બધા પાછળ છીએ.

**કૃષ્ણલાલ સુરજરામ વકીલ.**

---

# બ્રિટિશ પ્રજાની સુસ્મરણીય નારીઓ

તથા

### તે પ્રજાના જીવન પર તેમની અસર.

વૈભવ અને કીર્તિની આટલી કળાએ પહોચેલી બ્રિટિશ પ્રજાના જીવનમાં સ્ત્રીઓનો કેવો અને કેટલો હિસ્સો છે તેના રેખાચિત્રનું કાંઇક દર્શન થાય તે માટે તેમની કેટલીક નમુનારૂપ સન્નારીઓ સંબંધી થોડી ઘણી હકીકત બ્રિટિશ સામ્રાજ્યના આ અતિ મહત્ત્વના પ્રસંગે અપ્રાસંગિક નહીં ગણાય.

ઇંગ્લાંડના જનસમાજમાં સ્ત્રીઓની આજ જેવી પદવી છે તેવી પ્રથમથી નહોતી. હાલ જેવું સ્ત્રીઓને ઉદાર શિક્ષણ મળે છે તેવું પહેલાં નહોતું મળતું. છેક અરાઢમી સદીની આ-

ખર સુધી સ્ત્રીઓનું શિક્ષણ માત્ર સહેજ વાંચવા લખવામાં તથા શીવણ કરવામાં સમાપ્ત થતું. એથી વધારે અભ્યાસ કરવાની સ્ત્રીઓને જરૂર છે એમ મનાતું નહોતું. એ રીતે સ્ત્રીઓ ઘણું જુજ શિક્ષણ પામેલી હોવાને લીધે તેમનામાં યોગ્યતાને અભાવે તેમની પદવી પણ ઉતરતી ગણાતી અને ઘટિત સ્વતંત્રતા પણ તેમને મળી નહોતી. આ સ્થિતિ ઇષ્ટ નથી એવા પોકાર તે પહેલાં વખતો વખત ઉત્સાહી સત્યદર્શી પુરુષો તરફથી કરવામાં આવતા. સતરમા સૈકામાં ડીફો નામના અંગ્રેજ લેખકે સ્ત્રીઓ માટે ખાસ પાઠશાળાની યોજના દર્શાવી હતી અને તેમાં ભાષાજ્ઞાન, ઇતિહાસ સંગીત અને બીજા વિષયો શીખવવાની જરૂર બતાવી હતી. તે પછી તે બાબત વર્તમાનપત્રોએ માન્ય કરી તે વિશે ચર્ચા ચાલુ રાખી હતી. પરંતુ લોકપ્રવાહની ચાલતી આવેલી માન્યતાથી વિરુદ્ધ જે સત્ય હોય જનસમૂહને ગળે ઉતરતાં ઘણો વિલંબ થાય છે એ અનુભવની વાત છે. સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ આપી તેમની ઉન્નતિ કરવાના ઘોષ કેટલાં બધાં વર્ષ ચાલુ રહ્યા પછી એ સત્ય ઇંગ્લાંડમાં સમજાયું ! સ્ત્રીઓ માટે શિક્ષણનાં દ્વાર ખુલ્યાં અને તે સાથે સ્ત્રીઓનો જીવનક્રમ પરિવર્તન પામ્યો.

સ્ત્રીઓની પાઠશાળાની યોજના સંબંધી લખતાં ડીફો કહે છે કે 'સુશિક્ષિત અને સારી રીતે ઉછરેલી સ્ત્રીની તુલના થાય તેમ નથી. તેને સુશિક્ષણના લાભથી વિમુખ રાખશો તો તે ઘણું બોલનારી, ઉદ્ધત, વિચિત્ર વિચારની મીજાજી થશે અને અધમ સ્થિતિમાં રહેશે. સારા સંસ્કારવાળી બુદ્ધિશાળી સ્ત્રી પુરુષના હક ખુંચવી લેવાની ઇચ્છા કદી નહીં કરે. જે રીતે સુજ્ઞ પુરુષ સ્ત્રીની નિર્બલતાને લીધે તેના પર પોતાની સત્તાનું દબાણ નહીં કરે તે જ પ્રમાણે સ્ત્રીઓ પુરુષના હક લઈ લેવાનો ભય નથી.' સ્ત્રીશિક્ષણની હિમાયત કરનારને આ પ્રમાણે પોતાના પક્ષના સમર્થનમાં કહેવાની જરૂર પડતી. લોકમત તે વખતે સ્ત્રીઓને શિક્ષણ આપવાની વિરુદ્ધ હતો અને સ્ત્રીશિક્ષણનાં અનિષ્ટ પરિણામ દર્શાવવામાં આવતાં હતાં. ધીમે ધીમે એ મત બદલાયો અને હાલમાં ઇંગ્લાંડમાં સ્ત્રીઓને શિક્ષણ આપવાની શાળાઓ, પાકશાળાઓ અને બીજી અસંખ્ય સંસ્થાઓ છે. સામાન્ય શિક્ષણ આપનાર શાળાઓ ઉપરાંત ગૃહવ્યવસ્થા, આરોગ્ય, રસોઈ એ વગેરે શીખવનારી સંસ્થાઓ તથા જુદા જુદા ધંધાનું શિક્ષણ આપનારી શાળાઓ પ્રત્યેક નાને મોટે સ્થળે છે.

સુશિક્ષણ પ્રાપ્ત કર્યાથી ત્યાં સામાજિક જીવનમાં સ્ત્રીઓ પોતાનું યોગ્ય સ્થાન પામી અને પુરુષોના સર્વ આચાર વિચાર સ્ત્રીઓના સંસ્કારી જીવન વડે ઘડાવા લાગ્યા. અંગ્રેજલોકોના જીવનના પ્રત્યેક વ્યવહારમાં તેની અસર જણાઈ આવે છે. એ પ્રજાનું સાંસારિક જીવન જ શ્રેષ્ઠ છે અથવા તેમાં કાંઈ ખામી નથી એમ કહેવાનો આશય નથી. પરંતુ તેમના જીવનના ઘણા શુભ અંશો સ્ત્રીઓને ઘટિત સ્થાન મળવાને લીધે છે એમ લાગ્યા વિના રહેતું નથી.

સ્ત્રીઓના કર્તવ્યપ્રદેશની સંકુચિત મર્યાદા ધીમેધીમે વિસ્તાર પામતાં ઇંગ્લાંડમાં ઘણી સ્ત્રીઓ સાહિત્યસેવામાં આગળ પડી અને તેમણે જનસમાજના ઉત્કર્ષ માટે સાહિત્યદ્વારા અથાગ પ્રયાસ કર્યા છે અને કરે છે. વળી એ કર્તવ્યપ્રદેશનો વિસ્તાર થતાં સ્ત્રીઓએ પોતાને ઘણો જ અનુકૂળ તથા પોતાની શક્તિઓનો ઉત્તમ ઉપયોગ કરવા યોગ્ય પરદુઃખ ભંજનનો માર્ગ ગ્રહણ કર્યો. ઘણી સ્ત્રીઓએ એવી જનસમાજની સેવામાં પોતાનાં જીવન સમર્પણ કર્યાં.

સાહિત્યપ્રવૃત્તિમાં યશ સંપાદન કરનાર સ્ત્રીઓ ઇંગ્લાંડમાં ઘણી થઈ ગઈ છે અને હજી પણ તેમની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે. લેડી મેરી મોન્ટગ્યુ, મેરી વોલ્સ્ટન-ક્રાફ્ટ, જેન ઑસ્ટિન, મીસીસ સોમરવિલ, મીસીસ ગાસ્કેલ, મીસીસ ગ્રોલેપ, શારલોટ બ્રોન્ટે, મીસ એજવર્થ, જ્યૉર્જ એલિયટ, હેરીએટ માર્ટિનો, મીસીસ બ્રાઉનિંગ, મીસીસ ગોર, મીસીસ ઑલિફંટ, મીસ બેરેટ, મીસ એકીન, મીસ ફ્રીઅર, મીસ ફેરીઅર, મીસીસ મૅકબીન, મીસીસ ક્રેક, મેરી કોરેલી, 'જૉન ઑલીવર હૉબ્સ,' 'લૉરેન્સ હૉપ' મીસ યંગ, મીસીસ બ્રે, મીસીસ માર્શ વગેરે ઘણી સ્ત્રી લેખકોએ નવલકથા, કાવ્ય, ઇતિહાસ, વિજ્ઞાન અને બાલસાહિત્યનાં પુસ્તકો રચ્યાં છે અને એ સિવાય વિવિધ વિષયો પર પુસ્તક લખ્યાં છે. ઇંગ્રેજી સાહિત્યમાં સ્ત્રીવિરચિત પુસ્તકો એટલાં બધાં છે કે ગણતાં પાર આવે તેમ નથી. ઇંગ્રેજી સાહિત્યમાં એ પ્રમાણે સ્ત્રીઓનો ઘણો હિસ્સો છે. સાહિત્ય વાંચનાર અને રચનાર તરીકેની તેમની પ્રબળ અસર તેમની સમાજમાં સતત રહે છે. બાલ-સાહિત્ય સ્ત્રીઓએ જ શરૂ કર્યું છે અને સો વર્ષ પર ઇંગ્રેજી ભાષામાં બાળ સાહિત્યના નહીં જેવા ગ્રંથો હતા તે હાલમાં અસંખ્ય થઈ ગયા છે અને તેમની લેખક ઘણે ભાગે સ્ત્રીઓ જ છે.

સત્તરમા સૈકાનો છેવટનો અર્ધો અને અરાઢમા સૈકાની શરૂઆત એ ઇંગ્લાંડના સાહિત્યમાં સુવર્ણ યુગ સમ છે. વર્ડ્ઝવર્થ, શેલી, કીટસ, કોલરિજ, બાયરન વગેરેનો સમય એ છે. તે જ સમયમાં સાહિત્યક્ષેત્રમાં કામ કરનાર સ્ત્રીઓમાંથી બે ત્રણ સંબંધે અત્રે ઉલ્લેખ કરવામાં આવશે.

મેરી સોમરવિલ ૧૭૮૦ માં જન્મી હતી. તેને એક બોર્ડીંગ સ્કુલમાં મોકલવાનો વિચાર તેનાં માબાપે કર્યો. એ નિશાળમાં "તેના મૃદુ, ચંચળ શરીરને હાલે ચાલે નહીં તેવી એક પ્રકારની ચોળીમાં જકડી રાખવામાં આવતું. તે ચોળીની આગળ લોખંડની ચીપ મૂકવામાં આવતી; હડપચી નીચે થઇને ધાતુના સળીઆ વાળો એક અર્ધગોળ એ ચીપની સાથે જોડી દેવામાં આવ્યો હતો અને આ કષ્ટદાયક યત્રમાં રાખી જૉનસનના કોષનાં કૉલમ તેને ગોખવા આપતા!" એ વખતે કન્યાશાળામાં આ પદ્ધતિને શિક્ષણ કહેવામાં આવતું હતું. સુભાગ્યે મેરીને ત્યાં ઘણો વખત રાખવામાં આવી નહીં. ત્યાં તે કાંઈ શીખી નહીં. તેની માતાને લાગ્યું કે નકામા પૈસા ખરચાયા. સારી રીતે લખતાં અને હીસાબ રાખતાં શીખી હોત તો તે વખતના અભિપ્રાય પ્રમાણે તેની માતાને મન કન્યા માટે પુરતું ગણાત. એ પછી મેરીએ પોતાની મેળે અભ્યાસ કરવો શરૂ કર્યો. સગીતનું તેને શિક્ષણ અપાતું પરંતુ લૅટિન ભાષા તે મેળે શીખી. ચૌદ વરસની થઈ ત્યાં સુધી જેટલો અભ્યાસ તેણે જાતે કર્યો હતો તેને કોઈ તરફથી ઉત્તેજન મળતું નહોતું. તે પછી એક વખત તે પોતાના મામાને ત્યાં ગઈ. ત્યાં તેણે મેરીનો લૅટિન અભ્યાસ વધાર્યો. આ પછી મેરીએ ગ્રીક ભાષા શીખવા માંડી અને તે ભાષાનાં ઉત્તમ પુસ્તકો વાંચવા જેટલું જ્ઞાન સંપાદન કર્યું. તેણે ચિત્રકળાનો અભ્યાસ પણ કરવા માંડ્યો હતો. વનસ્પતિશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રનો તેને વિશેષ શોખ હતો. તે સાથે તે ઉત્તમ ગૃહિણી હતી અને શીવવાનું કામ ઉંચા પ્રકારનું કરી શકતી. સાધારણ રીતે ઘણી સ્ત્રીઓ પોતાનાં બાળકોના અભ્યાસ પાછળ જેટલો કાળ કાઢે છે તેના કરતાં મેરી ઘણો વધારે કાળ પોતાનાં છોકરાંના શિક્ષણમાં ગાળતી. સતાવીસ વર્ષની ઉમરે તેનો સ્વામી વિદેહ થતાં તે પોતાના પિતાને ત્યાં આવી વસી અને ગણિતશાસ્ત્રનું અધ્યયન શરૂ કર્યું. ગણિતમાં પ્રવીણતા માટે એડીન-

બરોની યુનિવર્સિટિ તરફથી તેને ચાંદ મળ્યો હતો. હજી પણ તેનાં સગાં સંબંધી તેના અભ્યાસના શોખને લીધે તેને મૂર્ખ અને વિચિત્ર ગણતાં. ફક્ત તેની માસી અને માસો એના પક્ષમાં હતાં. એ માસીના પુત્ર સાથે મેરીએ પુનર્લગ્ન કર્યું. તેને પોતાની વૃત્તિઓને પોષનાર સહચારી પતિ હવે મળ્યો. આ પહેલાં જીવનમાં તેના તરફ સારો ભાવ રાખનાર થોડાં જ હતાં. આ વિલીઅમ સોમરવિલ સાથેના પચાસ વર્ષના વિવાહિત જીવનમાં વિલીઅમના ગર્વ અને સુખની સીમા નહોતી. મેરી સોમરવિલની જે કૃતિઓનો લાભ જગતને મળ્યો છે તે માટે પરોક્ષ રીતે તે વિલીઅમ તરફથી મળ્યો છે એમ સમજવાનું છે. પોતાની પત્નીની શક્તિઓ સતેજ કરવાનું કામ તેને ઘણું પ્રિય હતું. તેને અનુકૂળ વ્યવસાય માટે સર્વ ગોઠવણ તે કરતો. પુસ્તકો શોધી આપતો અને તેનો વખત બચાવવા તેનાં લખાણોની નકલો કરતો. એ પોતે લશ્કરમાં દાક્તર હતો તેથી વિજ્ઞાનના વિષય તેને ખાસ રૂચતા. તેમની એક પુત્રી લખે છે કે 'તેને (મેરીને) માટે કોઈ પણ શ્રમ તેને (વિલીઅમને) ભારે લાગતો નહીં. એ સ્નેહ માટે લીધેલો શ્રમ હતો!' હવે જ્યારે વિજ્ઞાનમાં મીસીસ સોમરવિલ પંકાઇ ત્યારે એનાં સગાં સંબંધીઓ તેની પ્રશંસા કરવા લાગ્યાં. કુટુંબવાળી ગૃહિણી તરીકે તેને ગૃહકાર્ય ઘણાં કરવાં પડતાં. તેમાંથી બાકી રહેલા વખતમાં તેણે અભ્યાસ અને લખવાનું કામ કરેલું છે. તેનાં વિજ્ઞાનને લગતાં પુસ્તકો અંગ્રેજી ભાષાના ઉત્તમ વિજ્ઞાનગ્રંથોની કોટિનાં છે. સરકાર તરફથી તેને ત્રણસો પાઉન્ડનું વર્ષાસન મળતું. પોતાના બાળપણમાં સ્ત્રીઓની યોગ્ય દશા ન હોવાથી સ્ત્રી જાતિના ઉત્કર્ષ માટે બાળપણથી તેને તીવ્ર વૃત્તિ હતી. જૉન સ્ટુઅર્ટ મિલની સ્ત્રીઓના હક માટેની લડતમાં તેનો સંપૂર્ણ ટેકો હતો. સ્ત્રીઓને યુનિવર્સિટિની ડીગ્રી આપવી જોઇએ તે બાબત અરજી તેણે કરી હતી. તે નેવું વર્ષ સુધી જીવી અને ત્યાંસુધી તેનું માનસિક તેમ જ શારીરિક બળ કાયમ હતું. એંશી વર્ષની ઉમરે તેણે પોતાનું છેલ્લું પુસ્તક શરૂ કર્યું હતું.

આવી આગ્રહી અભ્યાસ કરતાર અને સ્વબળથી કીર્તિ પામનાર સ્ત્રી પોતાના પરિવેષ્ટન પર શુભ સંસ્કાર પાડે એમાં કાંઈ આશ્ચર્ય નથી.

સાહિત્યમાં રસલેનાર અને તેની વૃદ્ધિ કરનાર સ્ત્રીઓના સમૂહમાં હેરીએટ માર્ટિનોનું નામ સુપ્રસિદ્ધ છે. એના જીવનની હકીકતમાં પણ જાણવા જેવું ઘણું છે. તે ૧૮૦૨ માં જન્મી હતી. તેનો પિતા સાધારણ ખ્રિસ્તિ ધર્મને માનનાર નહોતો પરંતુ એકેશ્વર વાદી (યુનિટેરિયન) હતો. તે વખતમાં કન્યાઓને યોગ્ય શિક્ષણ આપવામાં નહોતું આવતું પણ આકસ્મિક બનાવોને લીધે તે કાળની સામાન્ય કન્યાઓ કરતાં હેરીએટે સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. તથાપિ તેના શિક્ષણ માટે ખાસ કાળજી રાખેલી નહોતી. એક દહાડો ઘરમાંથી સર્વ બહાર ગયાં હતાં ત્યારે ચોપડીઓ ફીંદતાં મિલ્ટનનું 'પેરેડાઇસ લૉસ્ટ' તેના હાથમાં આવ્યું તે પાસે રાખી લઈ તેણે આખું મોંએ વાંચી તેનું પરિપૂર્ણ અધ્યયન કર્યું. આ પ્રમાણે તેનો અભ્યાસ શરૂ થયો હતો. એક સ્થાનિક પત્રમાં એક વેળા તેણે બીજા નામથી લેખ લખી મોકલ્યો હતો. કુટુંબમાં કોઇને તેણે એ વાત કહી નહોતી. તેનો મોટો ભાઈ જે હમેશ તેનાથી સંતુષ્ટ નહોતો તે જ ભાઇએ આ લેખ છપાયો ત્યારે હાથમાં લઈ આવીને કહ્યું કે આ પત્રમાં તે લેખ સૌથી શ્રેષ્ઠ છે, આ પ્રમાણે કહેવાથી હેરીએટના ચિત્તમાં સ્વાભા-

વિક-રીતે સંતોષ થયો અને પોતાની એ કૃતિ છે એવું તેણે કબુલ કર્યું. એ ઉપરથી એના એ ભાઇએ તેને કહ્યું કે 'હવે પહેરણ બનાવવાનું, અને મોજાં સાંધવાનું કામ બીજી સ્ત્રીઓ માટે રહેવા દેજે અને તું આ કાર્ય પાછળ મંડજે.' માર્ટિનોના કુટુંબની આર્થિક સ્થિતિ પાછળથી ખરાબ થઈ. તે માટે હેરીએટ લખે છે કે 'હું બહુ ખુશી થઈ છું કારણ કે પૈસા કમાવાની જરૂર ન પડી હોત તો અમે સાધારણ સ્ત્રીઓની પેઠે રહેત અને અમારા વિચાર સંકુચિત થઈ જાત. આમ સ્વાશ્રય પર આધાર રાખવો પડવાને લીધે અમે પરિશ્રમ કરી શકયાં છીએ, મિત્રો પ્રાપ્ત કર્યા છે, કીર્તિ સંપાદન કરી છે, સ્વતંત્રતા મેળવી છે, અને દુનીઆનું દર્શન કર્યું છે. સંક્ષેપમાં અમે વનસ્પતિ સરખું જીવન ગાળવાને બદલે ખરૂં જીવન ગાળ્યું છે.' હેરીએટની માનસિક શક્તિ વાપરવા યોગ્ય હોવા છતાં તેને ઘણા કાળ સુધી સીવી સાંધી ગુજરાન ચલાવવું પડયું હતું અને કલમ ઊંચી મુકવી પડી હતી. લખાણથી કમાઈ થાય તેવું નહોતું અને સ્વાભાવિક વલણ તે તરફ હોવાથી તેણે એ કાર્ય આદર્યાં. તે ઉંચી પ્રતનું સીવણ કામ આખો દિવસ કરતી અને રાત્રે છેક બે ત્રણ વાગતા સુધી અભ્યાસ કરતી અને લખતી. તે લખે છે કે 'આ સમયનું મારૂં જીવન તે ખરૂં-બુદ્ધિ અને નીતિના પ્રયાસમય-જીવન હતું. (તે વખત) મને પરિપૂર્ણ સુખ હતું. અભ્યાસની વૃદ્ધિ અને વિસ્તારથી ઘણો આનંદ થતો!' એકેશ્વર વાદનું સમર્થન કરનારા સ્પર્ધાના ત્રણ લેખ, કેથોલિક માટે, યાહુદીઓ માટે તથા મુસલમાનો માટે તેણે યુનિટેરીઅન મંડળ માટે લખ્યા હતા. તેણે તે ત્રણે જુદે જુદે નામે લખી મોકલ્યા હતા. એક જ સ્ત્રીએ એ સર્વ ઉત્તમ લેખ લખ્યા છે એમ જણાતાં સર્વને સાનંદાશ્ચર્ય થયું હતું. આ પછી અર્થશાસ્ત્રના મહત્ત્વના સિદ્ધાંતો સંબંધી વાર્તાઓ તેણે રચી હતી. તેની પ્રથમ આવૃત્તિ તેના પ્રકાશકે પોતાના જોખમે છપાવવાની ના કહી હતી પરંતુ તે આવૃત્તિ તરત ખપી જવાથી પાંચ હજાર નકલો તેણે (પ્રકાશકે) છપાવી હતી. આ પછી સાહિત્યપ્રવૃત્તિ વધવાથી તે લંડન આવી રહી. ત્યાં તે વખતનાં અગ્રણી સ્ત્રીપુરુષો સાથે ઓળખાણ થયું. પરંતુ તેથી તેને જરા પણ ગર્વ થયો નહીં. તેણે કેટલીક ઉત્તમ બાળ વાર્તાઓ લખી છે અને હિસ્ટરી ઑફ પીસ, ઑગસ્ટ કોમ્ટની ફીલસુફીનું ભાષાંતર, વગેરે ઘણાં પુસ્તકો રચ્યાં છે અને સ્વજીવનચરિત્ર લખ્યું છે. અમેરિકામાં ઉત્તરનાં અને દક્ષિણનાં સંસ્થાનો વચ્ચે ગુલામગીરી કાઢી નાંખવા સંબંધમાં જે વિગ્રહ થયો હતો તે વખતે દક્ષિણ સંસ્થાનોને અમેરિકન યુનીઅનમાંથી જુદાં પાડવાની તરફેણ કરવાની મૂર્ખાઈ તથા દોષમાંથી ઇંગ્લાંડને દૂર રાખનાર રાજનીતિજ્ઞ અગ્રેસરોમાં હેરીએટ માર્ટીનો હતી. મી. ડબલ્યુ. ઇ. ફૉર્સ્ટરે તે વખત કહ્યું હતું કે 'અમેરિકાની બાબતમાં આ દેશની પ્રજાને (ઇંગ્લાંડને) ખરે માર્ગે દોરનાર મને લાગે છે કે હેરીએટ માર્ટીનો જ માત્ર હતી. પોતાની સત્તાનું આટલું બધું બળ સુમાર્ગે યોજનારનું જીવિત ધન્ય છે,

સાહિત્યમાં આગળ પડતો ભાગ લેનાર નહીં પણ તે માટે અનુકૂલતા કરી આપી સાહિત્યપ્રવૃત્તિમાં સહાયક તરીકે ડોરોથી વર્ડ્સવર્થ, કવિ વર્ડ્સ્વર્થની બહેનની કીર્તિ ઇંગ્લાંડના સાહિત્યના ઇતિહાસમાં અચળ થઈ ગઈ છે. સાહિત્ય અને વિજ્ઞાનના પ્રદેશમાં આ સમયમાં ભાઈ બહેનનાં નામાંકિત યુગ્મો ઇંગ્લાંડમાં હતાં. વર્ડસ્વર્થ સિવાય ચાર્લ્સ અને મેરી લૅંબ તથા કેરોલીન અને વિલીઅમ હર્શલ એ ભાઈ બહેનો સુપ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૭૭૨ ના અરસામાં ડોરોથીનો જન્મ થયો હતો. કવિ એના કરતાં દેઢ વર્ષે મોટો હતો. એ ભાઈ બહેનને

બાળપણથી જ પ્રીતિ હતી. વર્ડસ્વર્થને નિશાળે મૂકવામાં આવ્યો એટલે એ બંને છૂટાં પડયાં. પરંતુ તેમનો પરસ્પર સ્નેહસંબંધ જારી હતો. ફ્રાન્સની રાજ્યક્રાન્તિને પ્રસંગે તે વખતના ઘણા યુવકોની પેઠે વર્ડસ્વર્થ કવિને એ રાજ્યક્રાન્તિ માટે સમભાવ હતો અને એથી મનુષ્યજાતિ અત્યંત સુખ પ્રાપ્ત કરશે એમ તે ધારતો. એ રાજ્યક્રાન્તિના પરિણામે જે ખૂન રેડાયું તથા અસંખ્ય નિર્દય ઘાત થયા તે અગાઉના રાજાઓ કરતાં ઘણા વધારે અધમ હતા. એથી કરીને મંગલતા તથા નીતિ તરફ કવિની વૃત્તિ શિથિલ થઈ લગભગ ડોલવા લાગી. જગત્ મંગલમય છે એ શ્રદ્ધાનો અભાવ તે નાસ્તિકપણું જ છે અને એવી નાસ્તિકતાના ખાડામાં પડતો કવિ વર્ડસ્વર્થ તેની બ્હેનની શુભ સત્તાથી બચ્યો. કવિના નૈતિક પ્રકૃતિને બચાવી લેવાનું આ કાર્ય જેવું તેવું નહોતું. આ પછી એ ભાઇ બ્હેને સાથે રહેવાનો નિશ્ચય કર્યો. કવિને તેની બ્હેનનો શુભ્ર સમભાવ અમૂલ્ય થઈ પડયો હતો. જે મહાન્ વિચારો વર્ડસ્વર્થના કાવ્યની પ્રાસાદિક વાણીમાં મૂર્તરૂપ બન્યા છે તે સર્વને પોષી તેની વૃદ્ધિ કરવાનું કાર્ય ડોરોથીનું હતું. કુટુંબી જનોને કવિની પ્રવૃત્તિ અર્થહીન લાગવાથી તેઓ અપ્રસન્ન રહેતા તે વેળા પણ બ્હેનની પૂર્ણ સહાનુભૂતિ તેને હતી. તેણે પ્રથમથી જ જાણ્યું હતું કે તેનો ભાઈ પ્રતિભાવાળો હતો. તેમની આર્થિક સ્થિતિ સાધારણ હોવાથી ડોરોથીને કુશળતાથી ગૃહવ્યવહાર ચલાવવાની જરૂર પડી હતી. રસોઈ કરવી, સીવવું સાંધવું, સાફસૂફ કરવું એ સર્વ કાર્ય તે જાતે કરતી. તે જ્યારે આ કામ કરતી ત્યારે કવિ બગીચામાં કામ કરતો. ગૃહકાર્યથી પરવારે એટલે તે અને કવિ બંને સાથે વાંચતાં અથવા વાત ચલાવતાં ફરવા જતાં. કવિના સરખી જ તીવ્ર અવલોકન શક્તિ મીસ વર્ડસ્વર્થમાં હતી અને જે વિચાર વર્ડસ્વર્થ કાવ્યમાં લખતો તે જ લગભગ અક્ષરશઃ ડોરોથી સ્વતંત્ર રીતે ગદ્યમાં લખતી. કવિને પ્રેરનાર તે હતી અને તેનાં કાવ્યોની વિવેચક પણ હતી. ભાઈના સ્નેહ ખાતર તેણે પોતાને માટે સ્વતંત્ર જીવનની આશાનો ત્યાગ કર્યો હતો તેમ જ વિવાહિત જીવનના પ્રેમબંધનમાં પડવાથી પણ તે દૂર રહી હતી. આ પરિત્યાગ નિરર્થક ન નીવડયો. કવિ કહે છે કે મારી બુદ્ધિ 'કોલરીજ અને મારી બ્હેનના ઋણમાં છે.' ભાઈ માટે પોતાનું સર્વસ્વ ત્યાગનારી બ્હેને, જ્યારે વર્ડસ્વર્થે લગ્ન કર્યું ત્યારે ભાભી પર સહેજ પણ ઈર્ષ્યા રાખી નહીં. તેને પોતાના ભાઈ માટે એટલો પ્રેમ હતો કે જે માર્ગે ભાઇને સુખ થાય તે તેને પ્રિય લાગ્યા વિના રહેતો જ નહીં. મીસીસ વર્ડસ્વર્થ પણ આવા પતિ અને આવી નણંદને યોગ્ય સન્નારી હતી. આ ત્રણનો ગૃહસ્થાશ્રમ કાંઈ પણ અસંવાદ વિના ચાલ્યો અને વર્ડસ્વર્થનાં બાલકો ડોરોથીને પોતાનાં સંતાન હોય તેટલાં જ વહાલાં હતાં. બાલકો પોતાને જાણે એ માતા છે એવું સમજતાં હતાં.

આવી બુદ્ધિશાળી તથા સહૃદય ભગિનીઓ સર્વ કોઈના ભાગ્યમાં સરજેલી નથી હોતી. કવિ વર્ડસ્વર્થ જેવા મહાન કવિ તત્ત્વવેત્તાના જીવનપર અને જીવનકાર્ય પર કાયમની છાપ પાડવાનું ઐશ્વર્ય ધરાવનાર સ્ત્રીરત્ન જવલ્લે જ નીપજે છે.

સાહિત્યક્ષેત્રમાં ભ્રમણ કરનાર અસંખ્ય અંગ્રેજ સ્ત્રીઓમાંથી આ ત્રણનાં ઉદાહરણ પછી પરોપકાર્યના ઉચ્ચ પ્રદેશમાં કાર્ય કરનાર સ્ત્રીઓમાંથી કેટલીકની હકીકત જોઇએ. પરોપકારનાં કાર્યની શરૂઆત કરનાર, સ્ત્રીઓને એ દિશા દર્શાવનાર અથવા જનસમાજની એ જાતની સેવાને

અસ્તિત્વમાં લાવનાર તરીકે પ્રથમ સ્થાન મીસ ફ્લૉરેન્સ નાઇન્ટીંગેલનું છે. અનાથ, રોગી
તથા નિર્ધનને સહાય થવાનું પુણ્યકાર્ય પહેલાંના જમાનામાં યુરોપમાં ખ્રિસ્તિ સાધુઓ કરત
પણ તે પદ્ધતિપુરઃસર નહોતું અને કાયમનું નહોતું. રોગીની સારવાર કરવાનું કાર્ય (નર્સિંગ
તો તે પહેલાં ભાગ્યે જ કોઈ સમજતું. રોગીની શુશ્રૂષા કરવાનું કાર્ય સ્ત્રીનું જ છે એમ
મનાતું હતું તથાપિ એ માટે શિક્ષણની જરૂર છે એમ લાગતું નહોતું તથા પૈસા લઈ ને
કામ કરવું સ્ત્રીઓને અણછાજતું ગણાતું હતું. આ બંને ભ્રમનો નાશ કરવાનો પ્રયાસ ફ્લોરેન્
નાઇટિંગેલે કર્યો અને દરદીની સારવાર કરવા માટે જાતે જ શિક્ષણ લઈ એ કામનો આરંભ
કર્યો. લડાઈ વખતે ઘાયલ થએલા સીપાઇઓની સારવાર કરવામાં તેણે પોતાના જીવનનો શ્રે
કાળ ગાળ્યો હતો. આ કાર્યની આદ્યદૃષ્ટા તરીકે મીસ નાઇટીંગેલે અક્ષય કીર્તિ મેળવી
અને તેના જીવનની માહિતી ગુજરાતી-વાચક વર્ગને મળવાનાં બીજાં સાધન મળે તેમ છે.

ઈંગ્લાંડમાં પણ પરાર્થે જીવન ગાળનાર સ્ત્રીઓનો વર્ગ ગયા સૈકામાં જ ઘણો ખરે
ઉદ્ભૂત થયો છે. ગૃહકાર્ય ઉપરાંત ગૃહની બહારનું સ્ત્રીનું કાર્યક્ષેત્ર હોય એવી માન્યતા અસલમ
ત્યાં પણ નહોતી. સ્ત્રીઓએ જ્ઞાનનો પ્રકાશ મેળવી એ પ્રકાશથી સ્ત્રીજીવનને સાર્થક કરના
પાપમય જગત્‌માં પુણ્ય અમી વર્ષાવનાર, મનુષ્ય માત્ર પ્રભુનાં બાળક છે એ સત્યનું દર્શ
કરાવનાર, પરદુઃખનિવારણનો માર્ગ અબળા જાતિને અનુકૂલ પ્રવૃત્તિ છે એ તેમણે જોયું
આ મહા કઠણ તપ, સ્વાર્થત્યાગ, મનનું દમન સ્ત્રીઓ ઉત્સાહથી કરતી જોવામાં આવે છે. અ
સ્ત્રીઓની એ શરૂઆત પછી ઇંગ્લાંડમાં મોટી મોટી પરોપકારી સંસ્થાઓ ચાલવા માંડી
અને અસંખ્ય દુઃખીઓની આશિશ એ સંસ્થાના સ્થાપકો પામે છે.

ઈલીઝાબેથ ફ્રાય એવી એક પરોપકારી સ્ત્રી હતી. તેનો જન્મ ઈ. સ. ૧૭૮૦
થયો હતો. બાળપણમાંથી જ તેને સંગીત, લૅટિન અને ગણિત શાસ્ત્રનું શિક્ષણ મળ્યું હત
આવા પ્રકારનું શિક્ષણ કન્યાઓને આપવાનો સાધારણ રીવાજ નહોતો તો પણ તેને તે પ્રા
થયું હતું. વિલીઅમ સેવરી નામના ધર્મગુરુના ઉપદેશથી ઈલીઝાબેથના જીવનનું વલણ બ
લાવાનો આરંભ થયો હતો. એક વેળા એનો ઉપદેશ સાંભળી પાછાં ઘેર જતાં આખો વખ
તેણે અશ્રુપાત કર્યા કર્યો હતો. તત્કાળ ઉભરાઈ જાય અને પાછળ કાંઈ અસર ન મૂકી જા
તેવા પ્રકારની આ વૃત્તિ નહોતી. આ પછી જોસેફ ફ્રાય નામના ગૃહસ્થ સાથે તેનું લગ્ન થ
આ વખત તેની ઉમર વીસ વર્ષની હતી. ઈલીઝાબેથનાં માતાપિતા 'ક્વેકર' નામના ખ્રિસ્તિ
પંથનાં હતાં; તેમ જ તેનો પતિ પણ તે જ સંપ્રદાયનો હતો. એ સંપ્રદાયના લોકો પોતા
પંથનાં મનુષ્યોમાં મિત્રભાવની વૃદ્ધિ કરવાનો પ્રયાસ કરે છે અને મોજમજાવાળા જીવન
તિરસ્કાર કરે છે. વિવાહિત સ્ત્રીને પોતાના સ્વામી અને સંતાન સિવાય બીજા કોઈ પ્રત્યે કર્તવ
નથી એવી તેમના પંથના લોકોની ટીકાને ન ગણકારતાં ઈલીઝાબેથનો સ્વામી સુભાગ્યે લોકહિત
તેના સર્વ પ્રયાસોને ઉત્તેજન આપતો હતો. જનસમાજની સેવા કરવામાં કુટુંબ તરફની ફર
સહેજ પણ ચૂકાય નહીં તે માટે ઈલીઝાબેથ ખાસ કાળજી રાખતી એમ પોતાની નોંધમાં તે લ
છે. તેને બાર સંતાન હતાં અને તેમના પ્રત્યે તેને અતિ કોમળ અને પ્રેમપૂર્ણ ભાવ હતો. નિર્ધન
સહાય કરવાના તેના કાર્યની શરૂઆત નીચે પ્રમાણે થઈ હતી. એક વખત એક ભીખારી

હાથમાં બાળક તેડીને જતી હતી તેણે તેને રોકી રાખી. એ બાળક અમુક ભયંકર પ્રકારની ઉધરસથી પીડાતું હતું તે જોઈ મીસીસ ફ્રાયે તેને સહાય થવા તે સ્ત્રીની સાથે જવાનું કહ્યું તે પરથી તે સ્ત્રી નાસી ગઈ. તેને રોગગ્રસ્ત બાળકની સારવારની જરૂર નહોતી, તે માત્ર પૈસા લેવા આવી હતી. મીસીસ ફ્રાયે તેની પાછળ જઇ તેનું રહેઠાણ શોધી કાઢ્યું અને જોયું તો જુદા જુદા રોગથી પીડા પામતાં અનેક, ગમે ત્યાંથી એકઠાં કરેલાં બાળકો દીઠાં. આવાં બાળકો તે સ્ત્રીને ભીખ મેળવવામાં સહાયભૂત થતાં અને તે કારણથી જ તેમને એવી દશામાં રાખેલાં હતાં. આ બનાવ પછી ગુન્હા કરનાર વર્ગમાંની અધમ, નીચ સ્ત્રીઓ તથા બાળકોની દશાનું તેણે અવલોકન કરવા માંડ્યું. તેનામાં વક્તૃત્વ શક્તિ સારી હતી તેનો તેણે આ કાર્યમાં ઉપયોગ કરવા માંડ્યો. અને એ રીતે પોતાના પંથની કેટલીક સ્ત્રીઓને પોતાના મતમાં મેળવી તેણે ન્યુગેટના કારાગૃહમાં ઉપદેશ કરવાનું શરૂ કર્યું. તેમાં તે સ્ત્રીઓનો સંપૂર્ણ ટેકો હતો. ઈ. સ. ૧૮૧૩ માં જ્યારે તે એ કેદખાનામાં પહેલ વહેલી ગઈ ત્યારે ત્યાં સ્ત્રીઓ અને બાળકોની દશા ત્રાસદાયક હતી. એ ઓરડામાં આવાં ત્રણસો હતભાગી મનુષ્યોને ( સ્ત્રીઓ તથા બાળકો ) ગોંધેલાં હતાં. તેમાં કાંઈ સરસામાન કે બીછાનાં પણ નહોતાં અને મલાહજો જાળવવાની કાંઈ પણ ગોઠવણ નહોતી. એ સર્વની બીભત્સ ભાષા અને ફુવડ રીતભાતને લીધે એ કોટડીઓ આંખ, કાન, અને નાક તેમ જ લજ્જાની લાગણીને કંટાળો ઉપજાવે તેવી લાગતી હતી. નાના મોટા ગુન્હા કરનાર સર્વ સ્ત્રીઓને એક જ સ્થળમાં રાખવાથી નાની છોકરીઓ જેઓ માત્ર જુજ વાંકસર કેદમાં પડી હોય તે મોટા અપરાધ કરનારની સોબતે અધમ થઈ જતી. કેદીઓને કોઈ પ્રકારનો હુન્નર શીખવવામાં નહોતો આવતો કે જેથી છૂટયા પછી પ્રમાણિક જીવન તેઓ ગાળી શકે. સ્ત્રી કેદીઓની રખેવાળ સ્ત્રીઓ નહોતી પણ પુરુષ રખેવાળ હતા, તેઓ ઘણીવાર હલકી વૃત્તિઓવાળા હોતા. આવાં આવાં અનેક કારણોથી ન્યુગેટ કારાગૃહનો સ્ત્રી વિભાગ તે પૃથ્વી પરના નરકની ઉપમા પામ્યો હતો. આવા કોઈ જાતના નિયંત્રણ વિનાનાં, કેવળ પશુ જેવાં જીવન ગાળનારને સુધારવાનો પ્રયત્ન મહાભારત હતો. છોકરાં તરફ લક્ષ દોરવાથી તેમનામાં કાંઈ સુધારણા થશે એમ મીસીસ ફ્રાયને લાગ્યું. તેણે એ કેદખાનામાં વસતાં છોકરાં માટે ત્યાં શાળા કાઢી. આ નવીન પદ્ધતિ હતી તેથી તેની વિરુદ્ધ ઘણા ટીકા કરવા લાગ્યા તથા બીજા કોઈ સારા કાર્યમાં પોતાની શક્તિનો વ્યય કરવાની મીસીસ ફ્રાયને ઘણાએ ભલામણ કરી. મનુષ્યજાતિનાં દુઃખનિવારણ કરવા સારૂ જેણે સહેજ હાથ પણ હલાવ્યો ન હોય તેવાં મનુષ્યો એ બાબતમાં શું કરવું અને કેમ કામ કરવું તે શીખવવા નીકળી પડે છે. આવી ટીકાઓને ઈલીઝાબેથે ગણકારી નહીં. તેણે શરૂ કરેલી શાળાથી આશ્ચર્યજનક ફેરફાર થવા માંડ્યો. સ્ત્રીઓની વાતચીત, પોશાક અને વર્તનમાં સુધારો થવા લાગ્યો. હવે સ્ત્રી કેદીઓને સુધારવાની મંડળી સ્થપાઈ; લોકોનું ધ્યાન એ તરફ ખેંચાયું અને આમની સભા તરફથી એ બાબત તપાસ કરવા મંડળી નીમાઈ. તેમાં મીસીસ ફ્રાયની જુબાની પહેલી લેવાઈ. તેણે કેદખાનામાં ઉદ્યોગ દાખલ કરવાની, સ્ત્રી રખેવાળો રાખવાની, સારી વર્તણુક બદલ ઈનામ આપવાની અને બીજી કેટલીક સૂચનાઓ કરી. ને પછી દેશપાર કરેલી સ્ત્રીઓ પર જે ક્રૂર અમાનુષ વ્યવહાર ચલાવાતો તેમાં સુધારો કરવાનો તેણે પ્રયત્ન આદર્યો અને તેમાં તે સફળ થઈ. ઇંગ્લાંડની તુરંગોમાં હાલ જે સુવ્ય-

વસ્થા જોવામાં આવે છે અને સુઘડતા, આરોગ્ય અને નીતિના શાસનતરફ જે લક્ષ અ
છે તેની પ્રથમ શરૂઆત કરનાર એ સ્ત્રી હતી.

આ ઉદારચરિત સંનારીઓ સિવાય 'વસુધૈવકુટુમ્બકમ્' ગણનારી પરદુઃખભં
સ્ત્રીઓ ઇંગ્લાંડમાં ઘણી થઈ ગઈ છે. **જોસફાઈન બટલર, ઓકટેવીઆ હિલ, સેરા**
**રટીન, સીસ્ટર ડોરા, હાના મોર, ઈલીઝાબેથ ગિલ્બર્ટ, ઍગ્નીસ જોન્સ, મીસ કારપે**
વગેરે ઘણી સ્ત્રીઓએ લોકસેવામાં પોતાના જીવનનો ઘણો કાળ કાઢી દુઃખીનાં દુઃખ ટાળવ
સહાયતા કરી છે.

સાહિત્ય અને પરોપકારની પ્રવૃત્તિમાં અમર નામ કરી ગએલી કેટલીક અંગ્રેજ સ
ત્રીઓની થોડી ઘણી હકીકત ઉપર આપી છે. તે સિવાય અન્ય સુકાર્યમાં ભાગ લેનારી
ઓ થઈ ગઈ છે. ઇંગ્લાંડના સમાજમાં જે સન્માન તથા સ્વતંત્રતા સ્ત્રીજાતિને મળ્યાં
તેને લાયક તેઓ કેવી રીતે થઈ છે તે જાણવાથી આપણી સમક્ષ મહા પ્રશ્ન ઉભો થાય
આપણી સ્ત્રીઓ માટે શુભ ભવિષ્ય કોઈ કાળે છે કે નહીં? સુસંસ્કારી સ્ત્રીઓના નિ
અને પ્રોત્સાહક વાતાવરણમાં રહેવાનું આપણી પ્રજાના ભાગ્યમાં છે કે નહીં? સ્ત્રીઓ
સુશિક્ષણ આપવાથી જ આ કાર્ય સિદ્ધ થાય એમ છે તે ઇંગ્લાંડના દૃષ્ટાંત પરથી
જણાય છે.

**સૌ. વિદ્યા**

---

# હિન્દુઓના આદર્શ.*

હિન્દ સામ્રાજ્યના નૃપતિ તરીકે નામદાર શહેનશાહ જ્યૉર્જનો દિલ્હીમાં અભિ
થાય, એ પ્રસંગ અપૂર્વ છે. અનેક લોકોએ, અનેક રીતે એ વિષય પર ચર્ચા કરી છે.
કરે જ; એમાં આશ્ચર્ય જેવું કાંઈ જ નથી. આપણા દેશના ઇતિહાસમાં આ તદ્દન નવો
(બનાવ) epoch છે.

પ્રાચીન દિલ્હી શહેરે જૂદે જૂદે સમયે અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં જે અ
રાજ્યાભિષેકો જોયા હશે તેનું, તથા વિજિત પ્રજા સાથે જે અનેક લોકો આવ્યા હશે તે
ચઢતી પડતીનું દિગ્દર્શન કરવાની ઇચ્છા આ પ્રસંગે થાય તો તે સ્વાભાવિક છે.

પરંતુ શહેનશાહ જ્યૉર્જ પોતાની હકુમતમાં જે પ્રજાને આશ્રય આપે છે, તે લોકો

* એક અપ્રસિદ્ધ ઇંગ્રેજી લેખ ઉપરથી.

કેટલાએક આદર્શનું મનન કરવાને પ્રયાસ કરીશું તો આ સ્થળે અપ્રાસંગિક નહિં ગણાય; તેમ જ લાભદાયક થશે એવી આશા છે.

કેટલાક હિન્દનિવાસીઓનાં તેમજ વિદેશીઓના મનમાં એવો કાંઇક ખ્યાલ છે કે હિન્દુ લોકોના જીવનાદર્શ સંબંધે જરા પણ એકમત નથી. એટલે સુધી કે કેટલાક ટીકાકાર તો ખાત્રીપૂર્વક કહે છે કે "હિન્દુ પ્રજા" એવી ચીજનું અસ્તિત્વજ નથી. અને વળી તેમને સંપૂર્ણ વિશ્વાસ છે કે હિન્દુસ્થાનની પરિસ્થિતિ લક્ષમાં લેતાં એક હિન્દુ પ્રજાનો કદી પણ ઉદ્‌ભવ થઈ શકશે નહિં. જે લોકો હિન્દનું ઐક્ય સ્વીકારે છે તે લોકોપર આક્ષેપ કરીને તેઓ કહે છે કે "ભરતખંડમાં ભિન્ન ભિન્ન કોમની અને પંથની પરિષદોમાં જે વિવિધ પ્રકારના ઘોષ સંભળાય છે, જૂદી જૂદી ભાષામાં, ઊંચે કે નીચે સ્વરે અરસપરસ વિરોધી ભાવનાના આદર્શ, પ્રાર્થના અને વિજ્ઞપ્તિઓ પ્રદર્શિત થાય છે, તે તથા અશિક્ષિત જનસમુદાયનો વૃદ્ધિ પામતો ગણગણાટ, જે કોઈ સમજી શકતું નથી; આ સર્વનું શ્રવણ કરો અને ત્યાર પછી પણ શું તમે એક પ્રજાનો, તમારો અસંભવિત ખ્યાલ કાયમ રાખશો?"

હિન્દુસ્થાનની પ્રજાના ઐક્ય સંબંધે આપણો મત ગમે તે હો. આપણા મનન માટે એ વિષયની ચર્ચાની અત્રે ખાસ અગત્યની નથી એમ લાગે છે. તેથી પ્રસ્તુત વિષય તરફ ક્રમણ કરીએ.

ભરતખંડવાસી—પછી તે ગમે તે કોમના કે ગમે તે પંથના હોય, હિન્દુ હોય કે મુસલ્માન હોય, કે ગમે તો અંત્યજ હોય તોપણ મનુષ્ય માત્રમાં સામાન્ય રીતે જણાતી કેટલીક સ્વાભાવિક વૃત્તિઓ અને અભિલાષાઓ તેમનામાં હોય એ વાત તો સર્વને માન્ય હોવી જ જોઇએ.

પરમાત્મા સાથે તેમજ મનુષ્ય સાથે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ તેનો નિશ્ચય કરવો, અને તે નિશ્ચય પ્રમાણે તેનો અમલ કરવો એ જિજ્ઞાસા સર્વ મનુષ્યમાં સામાન્ય રીતે પ્રથમ પદ ધરાવે છે. બીજું, આ અર્થ સિદ્ધ કરવા માટે મનુષ્યને અમુક સ્થિતિ અને અમુક સરળતા પ્રાપ્ત કરવી પડે છે. **'આત્મપ્રાપ્તિ'** (Self-realization) ને અંગે જ તેની અન્ય ઇચ્છાઓ અને તૃષ્ણાઓ ઉદ્‌ભવે છે. આ તેનો **ધર્મ** કહેવાય છે.

પરમાત્મા પ્રત્યે મનુષ્યનો સંબંધ કેવો હોવો જોઇએ તેનું વિસ્તાર પૂર્વક વર્ણન કરવાનું અત્રે ઉચિત નથી. કારણકે આ લેખ કાંઈ એ વિષયનો નિયમિત નિબંધ નથી.

વળી આ વિષયનાં મૂળતત્ત્વો સંબંધે સર્વત્ર એકમતજ છે. આત્મતત્ત્વવિચાર સંબંધે અનેક તર્ક વિતર્ક થયા છે, અને થાય છે, પરંતુ મનુષ્યના આદર્શ, આચારના હેતુ અને ભાવના શા છે તે સંબંધે ઘણો મતભેદ નથી. તેમજ જે તત્ત્વવેત્તાઓ આ મહાન વિષયનું ચિંતન કરે છે, તેમને અનેક મુશીબત નડે છે, તેથી જ તેઓ સહિષ્ણુવૃત્તિ ગ્રહણ કરે છે. જે ભિન્ન ભિન્ન મતભેદ છે તેને લીધે આંતર સ્થિતિમાં અવરોધ થવા કાંઈ સંભવ નથી, તેમજ પાશ્ચાત્ય કે પૌર્વાત્ય અન્ય પ્રજાના સંબંધમાં આવ્યા છતાં પણ પોતાનું વ્યક્તિત્વ ટકાવી રાખવામાં મુશ્કેલી પડે તેમ નથી.

મનુષ્યજાતિ પ્રત્યે દરેક વ્યક્તિનો કેવા પ્રકારનો સંબંધ હોવો જોઇએ, તેનો એક વાક્યમાં સમાવેશ થઈ શકે आत्मवत् सर्वभूतषु અથવા ક્રાઇસ્ટના વચન પ્રમાણે "Do unto others as you would that they should do unto you." (તમારા પ્રત્યે જેવી વર્તણુકની આશા રાખતા હો તેવી વર્તણુક અન્ય પ્રત્યે રાખો.) સ્વાભાવિક રીતે મનુષ્યને સ્વતંત્રતા,—અપરિમિત સ્વતંત્રતા-પ્રિય હોય છે; તે છતાં તે પ્રાપ્ત થઈ શકતી નથી. જગત્‌માં તે એકલો નથી. બીજા મનુષ્યબંધુઓનો વિચાર તેને કરવો પડે છે. અન્ય વ્યક્તિઓની એવી જ ઇચ્છાને લીધે સ્વતંત્રતાની ભાવના તેને પરિમિત કરવી પડે છે. આ પ્રમાણે જનસમાજમાં પોતાનું સ્થાન ક્યાં છે તેનું તેને ભાન થાય છે. આ ઉપરાંત પોતાના હક્ક એટલે વાસ્તવિક રીતે પોતાના કર્તવ્યનું જ્ઞાન થાય છે. સ્વાર્થસિદ્ધિમાં ખરા સુખની પર્યાપ્તિ નથી; પરંતુ આત્મ નિયંત્રણ અને જરૂર પડે આત્મત્યાગ એ જ ખરા સુખનું મૂળ છે, એ મહાન સિદ્ધાન્ત તેનાથી સમજી શકાય છે.

મનુષ્ય જાતિ એટલે જનસમાજ પ્રત્યેની વર્તણુકનો આદર્શ હિન્દુ પ્રજામાં આ પ્રકારનો છે. આનો અર્થ એમ નથી કે માત્ર હિન્દુઓના જ આવા આદર્શ હોઈ શકે, પરંતુ હિન્દુ આદર્શનો મૂળ પાયો આ સિદ્ધાન્તપર રચાએલો છે.

હવે પરમાત્મા સાથેનો સંબંધ તેમજ જનસમાજ પ્રત્યેનો સંબંધ કેળવવા માટે તથા તે પ્રમાણે આચરણ થવા માટે મનુષ્યને કેવા પ્રકારની પરિસ્થિતિની આવશ્યકતા છે તેનો વિચાર કરીએ.

પ્રથમ તો 'જીવવું' એ વાત અગત્યની છે; એને માટે તો કોઈ તકરાર ઉઠાવેજ નહિં. દેહ અને આત્માનો સંયોગ રાખવો. પણ એટલું જ માત્ર બસ નથી. જીવન આરોગ્યવાન હોવું જોઇએ, કારણ કે શરીર આરોગ્યવાન હોયા વિના કાંઇ અર્થ સરી શકે નહિં. અને જનસમાજના દૃષ્ટિબિન્દુથી જોતાં અનારોગ્ય મનુષ્ય અડચણ કરનાર, પ્રગતિને અવરોધ કરનાર ગણાય. તેથી આત્મપ્રાપ્તિના સાધન માટે, તથા જનહિતકારી કાર્યમાં પોતાનો હિસ્સો ભરી આપવા માટે આરોગ્યવાન જીવન ગાળવાની સર્વ કોઈ આકાંક્ષા રાખે છે. આ અર્થ સિદ્ધ કરવા માટે કઈ કઈ બાબતપર લક્ષ આપવું જોઇએ તેનું સવિસ્તર વર્ણન અત્રે અનુચિત છે. પરંતુ એટલું તો ધ્યાનમાં રાખવું જોઇએ કે, પૂર્ણ જીવન ગાળવા માટે એટલે નિઃસ્વાર્થ રીતે સર્વોપયોગી કાર્ય કરવા માટે અથવા કળા અને તર્કના કાર્યમાં સતત પ્રયાસ કરવા માટે સંપૂર્ણ જોઇએ તે કરતાં વધારે આરોગ્ય સાચવી રાખવાની આવશ્યકતા છે.

ત્યાર પછી મનુષ્યની પ્રત્યેક શક્તિની કેળવણીનો પ્રશ્ન ઊભો થાય છે.

જન્મથી માંડીને મૃત્યુ પર્યંત, પ્રાથમિક શિક્ષણથી તે ઘણું જ મિશ્ર અને ઊંચા પ્રકારનું શિક્ષણ મેળવવું-વિશેષ કરીને યોગ્ય ચારિત્ર્ય (character) નો પાયો રચવો તથા સદ્વર્તનશીલ મનુષ્ય બનવું એ લક્ષ્ય સ્થળ હોવું જોઇએ. પ્રત્યેક બાબતમાં પોતાના અંતઃકરણની શુભ પ્રેરણાને અનુસરનારા, પોતાની આસપાસ સ્વચ્છ અને પવિત્ર વાતાવરણનો પ્રચાર કરવાની શક્તિવાળા, અને પોતે તેમજ પોતાનો જનસમાજ ઇશ્વરની વધારે સમીપ આવે એવા ફેરફાર પોતાની આસપાસની સ્થિતિમાં કરી શકવાનું ધૈર્ય હોય એવાં માનનીય નાગરિક ઉત્પન્ન થવા જોઇએ.

દરેક વ્યક્તિના ઉત્કર્ષ અને આત્મપ્રાપ્તિ માટે આ સર્વ લક્ષણ આવશ્યક છે; અને વ્યક્તિ સમુદાય જેને જનસમાજનું નામ આપ્યું છે તેના ઉત્કર્ષ માટે પણ તે તેટલાં જ અગત્યનાં છે.

જનસમાજ અથવા પ્રજા અનેક સૂક્ષ્મ કે મહાન્ સમુદાયની બનેલી છે. પરંતુ એ સંસ્થા જીવંત હોવાથી અનેક વિરોધિ ભાવના અને હિતને વ્યવસ્થિત સ્થિતિમાં લાવી શકે છે; અને આત્મવત્ સર્વભૂતેષુ એ સિદ્ધાન્ત અગ્ર ભાગે આવીને ફરી સમતોલપણું સ્થાપિત કરે છે. જે પ્રજામાં આ પ્રકારની ભિન્નતા વધારે પ્રમાણમાં જોવામાં આવતી હોય ત્યાં વિશાળ પ્રમાણમાં એકીકરણ ( synthesis ) ની આવશ્યકતા રહેલી છે. યોગ્ય વ્યવસ્થા અંતે તો સ્થાપિત થવાની જ, કદાપિ જનસમાજ તરફના નિરર્થક પ્રતિબંધનોને લીધે થોડો વખત રોકાણ થાય ખરૂં. પરંતુ એમાંથી એક સ્થિતિ અવશ્ય પ્રાપ્ત થાય. કાંતો વિરુદ્ધતા છતાં ઉચ્ચ આદર્શને પરિણામે સમ્પૂર્ણ સમતોલપણું પુનઃસ્થાપિત થાય અથવા સર્વતઃ નાશ થાય.

ભારતવર્ષનો ભૂતકાળનો ઈતિહાસ અનેક વિચિત્ર સ્થિતિનું દર્શન કરાવે છે. અનેક દેશના અનેક જાતિનો લોકો પોતાના ભિન્ન ભિન્ન સુધારા—civilizations—સહિત આપણા દેશમાં સંખ્યાબંધ આવ્યા, અને તેમનું સમીકરણ થઈ ગયું—તે સર્વના અંતઃપ્રવાહ પછી હિન્દના પ્રાચીન સ્વરૂપનું ઉત્તરોત્તર આપોઆપ પરિવર્તન થઇને પરિસ્થિતિને અનુકૂળ વ્યવસ્થા થઈ; અને ધીમે ધીમે દેશનો અને દેશના આદર્શનો ઉત્કર્ષ થતો ગયો.

વર્તમાન સમયમાં પૂર્વ અને પશ્ચિમ ઘણા નિકટ સંબંધમાં આવ્યાં છે. કેટલાક પાશ્ચાત્ય સદ્દવિચાર તો આપણે ગ્રહણ કરવા પડશે જ, અને તેની સાથે જે પાશ્ચાત્ય માર્ગથી અધઃપતન અને દુર્દશા થતી હશે તેનો ત્યાગ કરતાં શીખીશું.

નિસ્પૃહિત સ્પર્ધામાં પાશ્ચાત્ય બન્ધુઓ સાથે આપણા બળની તુલના થઈ છે; આપણી નબળાઈ આપણને માલુમ પડી છે; અને તેની સાથે આપણું આપણા આદર્શનું ચઢીઆતાપણું તથા બળ પણ જણાયું છે. એ આદર્શ વ્યવહારમાં મૂકયાનું જે મુશ્કેલ કાર્ય આપણી સમક્ષ ઉદ્દભૂત થયું છે તે આપણે નિહાળ્યું છે. પરંતુ એ ગહન કાર્ય સામે ટક્કર ઝીલવા જેટલું બળ આપણામાં છે. કારણ કે કર્ત્તવ્યપ્રયાણનો સત્ય માર્ગ આપણને વિદિત છે. આત્મવત્ સર્વભૂતેષુ એ સૂત્રનો સાક્ષાત્કાર કરવા સારૂ જે મહાન્ એકીકરણ ( synthesis ) કરવાની આપણે ઇચ્છા રાખીએ છીએ એ ઘણું ગંભીર કાર્ય છે. પરંતુ જગતમાં ભિન્નતામાં ઐક્યનું અસ્તિત્વ હોય છે એવો આપણને અનુભવ છે–પ્રકૃતિમાં એ સામાન્ય સિદ્ધાન્ત છે. મનુષ્ય માત્રનો **બન્ધુભાવ** આપણને વિશેષ કરીને માન્ય છે. જો પ્રત્યેક વ્યક્તિ એકજ લક્ષ્યસ્થળ તરફ પ્રયાણ કરે તો વિરોધનો અવકાશ જ ન રહે. અનેક દેશના ધર્મગુરૂઓએ **બન્ધુભાવ**નો આદર્શ મનુષ્યને વારંવાર દર્શાવેલો છે; અને દરેક પ્રસંગે તેના અર્થનો વિસ્તાર વધતો ગયો છે; હવે જ્યારે પૂર્વ અને પશ્ચિમ આટલા નિકટ સંબંધમાં આવ્યાં છે–જ્યારે એક બીજાનો વધારે પરિચય થવાથી અરસ્પરસ સન્માનની વૃત્તિ થવા માંડી છે—ત્યારે તે આદર્શ પ્રમાણે વર્તન થવાની ઘણી જ આશા રહે છે. તેનો તાત્કાલિક સર્વત્ર સ્વીકાર થશે એવો ભાવાર્થ નથી.

જગતમાં અદ્યાપિ અસંખ્ય મનુષ્યો સ્વાર્થ અને અહંતાથી અંધ થઈ ગએલાં છે. પૂર્વ ને પશ્ચિમના અરસ્પરસ પરિચયની વૃદ્ધિથી સારા સંસ્કાર પ્રવેશ થશે અને તેનું પરિણામ નિઃસંશય મનુષ્યજાતિને શ્રેયસ્કર થશે.

પાશ્ચાત્ય પ્રજાની પ્રવૃત્તિઓ તથા પ્રગતિ જોતાં પ્રજાએ કર્ત્તવ્યનો-આદર્શ સ્વીકાર્યો છે એમ જણાશે. તેના કરતાં આપણો આદર્શ ભિન્ન છે. પાશ્ચાત્ય દેશમાં અનિયંત્રિત સ્પર્ધા, -'સબસબકી સમાલીઓ'-પોતાનું જીવન ટકાવી રાખવા પરિશ્રમ કરવો એ રીતિ છે. આપણે એમ માનીએ છીએ કે આ આદર્શ દૃષ્ટિમર્યાદાનું સાંકડાપણું સૂચવે છે અને એ આદર્શ હાનિકારક નીવડવાનો સંભવ છે.

**આત્મનિયંત્રણ અને આત્મત્યાગ** એ આપણો પંથ છે. આપણાં શાસ્ત્રોએ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં આ જ બોધ કરેલો છે.

શ્રી કૃષ્ણ અર્જુનને બોધ કરે છે કે "વેદ ત્રિગુણાત્મક છે; તું ત્રિગુણાતીત થઇને, દ્વંદ્વવિરોધને જીતીને હંમેશ ધૈર્ય પકડ; નવી વસ્તુ પ્રાપ્ત કરવાનો લોભ તજી દઇને, તેમજ પ્રાપ્ત કરેલી વસ્તુનું રક્ષણ કરવાનું છોડી દઇને વાસનામાંથી મન કહાડી નાંખ. તારો અધિકાર તો માત્ર કર્મ કરવાનો છે; ફલ કેવું થશે તેનો વિચાર કરવાનો નથી, કર્મનું ફલ તે કર્મનો હેતુ રાખવો નહિં; તેમજ કર્મથી વિરક્ત પણ રહેવું નહિં. પરંતુ આસક્તિનો ત્યાગ કરીને, યોગનો આશ્રય લઇને, કર્ત્તવ્ય કર. વિજય, કે પરાજયમાં સમભાવ રાખવો એજ ખરો યોગ છે."

અનિયંત્રિત સ્પર્ધા કરતાં આ તદ્દન વિરુદ્ધ પથ છે, ષડ્‌વિષયના નિગ્રહનો .સત્યમાર્ગ આ જ છે. આપણા આદર્શનો સારાંશ સંક્ષેપમાં નીચે પ્રમાણે આપી શકાયઃ—

પરમાત્મા તે પિતા, સ્વદેશ તે માતા, પુરુષ માત્ર તે બન્ધુ, અને સ્ત્રી માત્ર તે ભગિની. પક્ષપાત કોઈ પ્રકારનો નહિં. અવિચાર, અયોગ્ય પ્રતિબંધન, અસહિષ્ણુતા સર્વનો અભાવ, સ્ત્રી પુરૂષ સર્વને આત્મપ્રાપ્તિનો સમાન અધિકાર.

આ મહાન કાર્યની સફળતાના પન્થમાં જેટલાં જનસમાજ તરફથી પ્રતિબંધનો નડે તેનો સંહાર કરવાને આપણે તૈયાર છીએ. આપણી સમક્ષ જે વિશાળ કાર્ય છે તેની વિકટતાનો ખ્યાલ આપણને છે; પરંતુ તેની સાથે એ મહાન આદર્શની પવિત્રતા પણ આપણે સમજીએ છીએ; અને બને તેટલો પ્રયાસ કરવો એ આપણું કર્ત્તવ્ય છે. કારણ કે પરસ્પર સહાયભૂત થવાનો એ એક માર્ગ છે.

જનસમાજને જ્યારે આપણી અસ્ખલિત કર્ત્તવ્યપરાયણતાનો ખ્યાલ આવશે ત્યારે આપણને તેઓ સાહાય્ય કરશે; અથવા પ્રતિબંધ તો નહિં જ કરે એ નિઃસંશય છે. દરેક જણ આત્મશ્રેય માટે અને સામાન્ય શ્રેય માટે પ્રયાસ કરશે-પોતાના આત્મામાં પરમાત્માનું પ્રતિબિમ્બ જોશે-તેનાં દિવ્યદર્શન કરશે, અને જનસમાજને પરમાત્મ-પ્રાપ્તિના માર્ગમાં એક પગલું આગળ લાવવા યત્ન કરશે. તથાસ્તુ.

વડોદરા મસ્તુબાગ.<br>તા. ૧૨-૧૨-૧૧.

સૌ. શારદા મહેતા.

# ઈંગ્લંડની વિજ્ઞાનસેવા અને યાંત્રિક પરાક્રમો.

પૃથ્વીની સપાટીપરના એકંદર વીસ કરોડ ચોરસ માઈલમાં લગભગ છ કરોડ ચોરસ માઈલ જમીનનો પ્રદેશ છે અને આમાંથી વસ્તીવાળા આશરે સવા પાંચ કરોડ ચોરસ માઈલ પર લગભગ દોઢ અબજ મનુષ્યો વસે છે. આમાંના સાડાચાર કરોડ ચોરસ માઈલમાં એકંદરે પંચોત્તેર રાજ્યો છે અને તેમાંના મોટાં વીસ સામ્રાજ્યો ચાર કરોડ ચોરસ માઈલમાં ફેલાયેલાં છે. આ સર્વ સામ્રાજ્યોમાં સર્વથી મોટું **બ્રીટીશ સામ્રાજ્ય** છે જેનો વિસ્તાર એક કરોડ અરાઢ લાખ ચોરસ માઈલમાં ફેલાયેલો હોઈ લગભગ ૪૦ કરોડ મનુષ્યની વસ્તી તેમાં વસે છે. આવી રીતે પૃથ્વીના દરેકે દરેક ભાગમાં પ્રસરેલા અને જેની પર શ્રી સૂર્યનારાયણ જરા વાર પણ અસ્ત પામતા **નથી** એવા મહાન્ બ્રીટીશ સામ્રાજ્યનો વિસ્તાર પૃથ્વીપરની સર્વ જમીનના લગભગ ⅕ ભાગમાં ફેલાયેલો છે અને આ પ્રચંડ સામ્રાજ્યની હકુમત પૃથ્વીપરની ⅕ કરતાં વધારે વસ્તીપર ચાલી રહી છે. દુનીયાના અત્યાર સુધીના ઇતિહાસમાં આટલું ભવ્ય અને સર્વદેશી સામ્રાજ્ય કોઈ થયું નથી અને તે સ્થાપવાનું માન યુરોપ ખંડના વાયવ્ય ખુણામાં આવેલા ન્હાના **બ્રીટીશ ટાપુઓને** મળ્યું છે કે જેનો વિસ્તાર પુરો સવા લાખ ચોરસ માઈલનો યે નથી અને વસ્તી પાંચ કરોડ કરતાં યે ઓછી છે. આ વિશાળ સામ્રાજ્યની અભિવૃદ્ધિ કરવાને આ ન્હાના સરખા ટાપુની પ્રજા કેવી રીતે શક્તિવાન થઈ તે જાણવાની ઉત્કંઠા સહજ કોઇને પણ થયા વિના રહે નહિ. સામ્રાજ્ય સ્થાપનારી પ્રજાનું બુદ્ધિપ્રાબલ્ય ઘણા જ ઉંચા પ્રકારનું વધેલું હોવું જોઇયે અને આ શક્તિ પૃથ્વી પરની તમામ મનુષ્ય પ્રજાના વધતા જતા સુધારાને આગળ વધવાને કારણભૂત થઈ પડે છે. પ્રાચીન આર્યાવર્ત, ઇજીપ્ત, બેબીલોન, ગ્રીસ અને રોમના સામ્રાજ્યોના ઇતિહાસનું દિગ્દર્શન કરવાથી જ મનુષ્યના સુધારાનો ઇતિહાસ તારવી કઢાય છે તો પછી આધુનિક મહાન્ સામ્રાજ્યની પ્રજાએ અર્વાચીન વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક યુગના પ્રત્યેક આગળ વધતા પગથીયા પર સ્વાભાવિક રીતે આગળ પડતો ભાગ લીધો હોવો જ જોઇએ એ તો નિર્વિવાદ છે. આંગ્લ પ્રજાની વૈજ્ઞાનિક સેવા કદાચ અદ્વિતીય ન કહી શકાય તો પણ બીજી કોઈ પણ પ્રજા કરતાં તે ઉતરતી તો નથી જ.

આ સામ્રાજ્યના રાજાધિરાજ **શહેનશાહ જ્યૉર્જ પાંચમાની** જ્યારે અનેક રાજનિષ્ઠ પ્રજાજન અને માંડલિક રાજાઓથી વિભૂષિત આ સામ્રાજ્યના મુખ્ય અલંકાર **ભારતવર્ષમાં** રાજ્યાભિષેક નિમિત્તે પધરામણી થવાની છે ત્યારે આ અપૂર્વ સામ્રાજ્યની જ્ઞાનપ્રબોધિત ભાવનાઓનું દિગ્દર્શન કરવા આ પત્રના તંત્રીએ જે મહાન્ પ્રયત્ન કર્યો છે તે ખરેખર ગુર્જર પ્રજાની રાજ્ય કરતી પ્રજા તરફની શુદ્ધાંતઃકરણ રાજનિષ્ઠાને બુદ્ધિયોગે વિશેષ તીવ્ર કર્યા વિના નહિ જ રહે. આ વિખ્યાત પ્રજાનાં બુદ્ધિચાતુર્યના દિગ્દર્શનમાં આ પ્રજાની વિજ્ઞાનસેવાને કંઈ નાનું સુનું સ્થાન આપી શકાય તેમ નથી અને તે સેવાનું યથાર્થ સંપૂર્ણ રેખાદર્શન કરવાને લેખક કોઈ રીતે લાયક નથી તો પણ જે થોડો ઘણો યથાશક્તિ શ્રમ કરેલો છે તે કોઈ રીતે વ્યર્થ નહિં જ જાય એવી ખાત્રી છે.

ગ્રીસ અને રોમના સુવર્ણમય યુગ પછી યુરોપમાં ચારે મેરે ધર્માંધપણાને લઇને જે અંધકાર વ્યાપી ગયો હતો તેમાંથી ગ્રીક અને યાહુદી તત્ત્વજ્ઞાનના પાશ્ચાત્ય યુરોપ ખંડમાં ક્રૂસેડના ધાર્મિક યુદ્ધોને લઇ થયેલા ફેલાવાથી ધીમે ધીમે જાગૃતિ થવા પામી હતી. અર્વાચીન સામાજીક અને આર્થિક ઉન્નતિની શરૂવાત પ્રચલિત ધર્મ વિરુદ્ધ નિષેધમત લોકોમાં પ્રસરવાથી થવા માંડી હતી.

મધ્યકાળની અવદશામાંથી ઉન્નત થઇ પાશ્ચાત્ય પ્રજાઓ નૈતિક, માનસિક અને આર્થિક જ્ઞાન તરફ દોરાઇ હતી. અને સોળમાં સૈકાની શરૂવાતમાં લગભગ યૂરોપમાં સર્વત્ર આ સુધારણાનો પવન જોરથી ફુંકાઇ રહ્યો હતો. ખુણામાં પડેલા બ્રીટીશ ટાપુમાં પણ આ પવનની અસર કંઇ થોડી ઘણી થઇ નહોતી. પ્રજાના આચાર વિચાર અંધ ધાર્મિક દશામાંથી સામાજીક આર્થિક ઉન્નતિ તરફ વળ્યા હતા. આ અરસામાં ઇંગ્લંડે એક મહાન્ તત્વવેત્તાને જન્મ આપ્યો હતો. **ફ્રાન્સીસ બેકને** (૧૫૬૧–૧૬૨૬) પ્રથમ પોતાના તત્ત્વવિચારો સૃષ્ટિક્રમના નિયમોનું બારીક નિરીક્ષણ અને અધ્યયન કરી પ્રાપ્ત થયેલા જ્ઞાનને વિશાળ વિજ્ઞાનમાં પ્રફુલિત કરવા તરફ ખંતથી પ્રયોજ્યા હતા. જેનાં પરિણામે સ્વાભાવિક રીતે વિજ્ઞાનદૃષ્ટિ ધીમે ધીમે પાશ્ચાત્ય પ્રજાઓને પ્રાપ્ત થતી ગઇ હતી. તેણે પ્રાચીન ગ્રીક તત્વવેત્તા એરીસ્ટોટલની સામાન્ય ઉપરથી વિશેષ ઉપર ઉતરવાની ન્યાયપદ્ધતિ ( Deductive ) નો તિરસ્કાર કર્યો અને વિશેષ અખ્તરાઓ પરથી સામાન્ય સત્ય શોધી સિદ્ધાંત પર આવવાની ( Inductive ) વૈજ્ઞાનિક પદ્ધતિને પ્રોત્સાહન આપ્યું હતું. આ પ્રમાણે પાશ્ચાત્ય પ્રજાની વૈજ્ઞાનિક અને તેને લઇ ઔદ્યોગિક ઉન્નતિનું બીજ વાવવાનું માન આંગ્લ પ્રજાના તત્વવેત્તાને મળ્યું છે.

આ ચળવળને લઇને તરત જ ઇંગ્લંડમાં બીજા ચાર્લ્સ રાજાના વખતમાં ઇ. સ. ૧૬૬૩ માં એક **રોયલ સોસાયટી**ની સ્થાપના થઇ હતી. જે સંસ્થાએ સૃષ્ટિક્રમના તત્વનું નિરીક્ષણ કરી વિવેચન કરવાનું કર્તવ્ય સ્વીકાર્યું હતું. "ભૌતિકશાસ્ત્ર, પ્રાણીજ્ઞાન, ભૂમિતિ, ખગોળ, નૌકાશાસ્ત્ર, યન્ત્રક્રિયા, લોહચુમ્બકજ્ઞાન, રસાયન" વિગેરે શાસ્ત્રોનો વિગતથી અભ્યાસ કરી ને જ્ઞાન દેશવિદેશમાં પ્રસારવા માટે આ સંસ્થા યોજાઇ હતી. ડા. સાઉથ વિગેરે કેટલાયેક વિદ્વાનો જે ધાર્મિક લાગણીથી અંધ થઇ ગયા હતા તેઓ આ સંસ્થા વિરૂદ્ધ પડ્યા હતાં છતાં **રોબર્ટ બોઇલ** (૧૬૨૬–૧૬૯૧) વાયુના દબાણના નિયમો બારીકીથી તપાસવા લાગ્યો. તેણે રસાયન પદાર્થની કલ્પના જુના ગ્રીક વિચારો વિરૂદ્ધ કરી મૂળતત્વોની કલ્પના પ્રચલિત કરી. આ પ્રમાણે શુદ્ધ રસાયનશાસ્ત્રનો પાયો અંગ્રેજ વિદ્વાન બોઇલે નાંખ્યો છે એમ કહીએ તો ચાલે. **સર ક્રીસ્ટોફર રેન** (૧૬૩૧–૧૬૮૦) તે બોઇલનો સહચર હતો. તેણે એક મોટા સ્થપતિની પદવી મેળવી હતી. પહેલાં તે ઓક્ષ્ફર્ડમાં ખગોળશાસ્ત્રનો અધ્યાપક હતો અને પછી રોયલ સોસાયટીનો અધ્યક્ષ થયો હતો. લન્ડન શહેર ઇ. સ. ૧૬૬૬ માં જ્યારે ભયંકર આગમાં બળી ગયું ત્યાર પછી નવા લન્ડન શહેરની ઘણી ખરી યોજના આ મહાન્ સ્થપતિએ જ કરી હતી. સેંટપોલનું ભવ્ય દેવાલય તેણે પાછું બાંધ્યું તે શિવાય ઇંગ્લાંડના કેટલાંક ભવ્ય મકાનોની રચના તેણે જ યોજી હતી. હન્ટરે પ્રાણીના અવયવોનો વ્યવચ્છેદ કરી અવયવરચનાના શાસ્ત્રનો પાયો નાંખ્યો હતો. પ્રાણી અને વનસ્પતિઓનું વર્ગીકરણ કરવામાં **જહોન રે** અને વીલ્હુબી રોકાયા હતા. આ પ્રમાણે ધાર્મિક સુધારણા પછી વૈજ્ઞાનિક

જ્ઞાનનો અભ્યુદય ઈંગ્લંડમાં ધીમે ધીમે વધવા માંડયો હતો. રૉયલ સોસાયટીના અનેક વિદ્વાનોમાંથી **સર ઐસેક ન્યુટનની** ( ૧૬૪૨–૧૭૨૭ ) કીર્તિ સઘળા યુરોપમાં સૂર્યના પ્રકાશની માફક પ્રસરી રહી હતી. ગણિતશાસ્ત્રનો અગાધ અભ્યાસ કરી અનેક નવા નવા ગણિત સિદ્ધાંતો તેણે સ્થાપિત કર્યા અને સૃષ્ટિક્રમના નિરીક્ષણને ઉપયોગી એવી કેટલીક સૂક્ષ્મ ગણિતની પદ્ધતિ સ્થાપિત કરી. પ્રકાશનું પૃથક્કરણ કરી તેની રચનાના નવા જ વિચારો પ્રસિદ્ધ કર્યા અને ખગોળના તારાગણ અને ગ્રહમંડળને માટે સર્વવિશ્વવ્યાપી એવો **ગુરૂત્વાકર્ષણનો** સિદ્ધાંત સિદ્ધ કરી આપ્યો કે જેથી ખગોળના દિવ્ય પદાર્થોની ગતિઓનું ગણિત કરવા માટે ચોક્કસ નિયમ જડવાથી એક પછી એક મહાન્ શોધો થવા માંડી. આ પ્રમાણે આ મહાન્ ગણિતશાસ્ત્રીની કીર્તિને વૈજ્ઞાનિક પ્રદેશમાં પહોંચી વળવા હજી સુધી કોઈ બીજો સમર્થ થયો નથી એમ કહીયે તો ચાલી શકે. ન્યુટનના ગણિતશાસ્ત્રના મહાન્ નિયમોથી યોજાયેલાં ગણિતની મદદ વડે **એડમન્ડ હેલીએ** ( ૧૬૫૬–૧૭૪૨ ) સૂર્યનું અંતર ચોક્કસ પ્રથમ માપ્યું. ધૂમકેતુ વખતસર પાછા આવે છે એવું સિદ્ધ કરી આપ્યું. અને શુક્ર અને બુધનું સૂર્યબિમ્બ પરથી પ્રસાર થઈ જવાનો કાળ નિર્ણય કર્યો. આ પ્રમાણે ગણિતનું પ્રાબલ્ય વધતું જતું હતું ત્યારે રાસાયનિક પદાર્થોનું પૃથક્કરણ કરવામાં **સ્ટીફન હેઈલ્સ** ( ૧૬૭૭–૧૭૬૧ ) રોકાયેલો હતો તેણે પ્રથમ હવામાંથી કારબોનિક એસીડ ગાસ છુટો પાડયો જે પરથી પાછળથી **જોસેફ પ્રીસ્ટલીયે** ( ૧૭૩૩–૧૮૦૪ ) ઓક્સીજન વાયુ હવામાંથી છુટો પાડયો અને પૃથ્વી પરના સજીવ પદાર્થોના જીવન માટે તે કેટલો ઉપયોગી છે તે બતાવી આપ્યું. આ પ્રમાણે હવા જે પ્રાચીનકાળથી એક જ પદાર્થ છે એમ મનાતી હતી તે જુદા જુદા વાયુઓની બનેલી છે એવું પ્રથમ અંગ્રેજ વિદ્વાને શોધી કાઢયું. પહેલ વહેલું સોડાવોટર બનાવવાનું માન પણ આજ વિદ્વાનને મળ્યું છે. **હેન્રી કેવન્ડીશ** ( ૧૭૩૧–૧૮૧૦ ) આ જમાનાનો એક પ્રખ્યાત વૈજ્ઞાની થઈ ગયો તેણે પૃથ્વીનું વજન નક્કી કર્યું તેનો મહાન્ શોધ પાણીનું પૃથ્થક્કરણ છે. **જહોન ડાલ્ટને** ( ૧૭૬૬–૧૮૪૪ ) પ્રથમ રસાયનિક સમિશ્રણનો ખુલાસો પદાર્થની અણુમય રચનાની કલ્પનાથી કર્યો. **સર હમ્ફ્રી ડેવીયે** ( ૧૭૮૮–૧૮૨૯ ) વિદ્યુત્‌શક્તિની મદદ વડે પદાર્થોનું પૃથક્કરણ શરૂ કર્યું તેની મહાન્ શોધ તો કોલસાની ખાણુમાં સળગી ઉઠે એવી હવામાં લઈ જવાનો સહી સલામત દીવો છે કે જેનાથી તેનું નામ સર્વ ઠેકાણે અમર થઈ ગયું છે. ઈ. સ. ૧૮૨૦ માં તે રૉયલ સોસાઇટીનો અધ્યક્ષ થયો હતો. **સર વીલીયમ હર્શલે** ( ૧૭૩૮–૧૮૨૨ ) આ જમાનામાં ખગોળશાસ્ત્રમાં શોધો ચલાવી હતી. અને તેણે યુરેનસના ગ્રહની શોધ કરી હતી અને રૉયલ સોસાયટીમાં પાંચ હજાર તારાઓનું અને વાયુમય તારાઓનું પત્રક રજુ કર્યું હતું. આ વખતે ભૂસ્તરશાસ્ત્રનો જન્મ થયો હતો અને **જેમ્સ હટને** ( ૧૭૨૬–૧૭૯૬ ) પૃથ્વીની રચના સંબંધીની કલ્પના બહાર પાડી હતી. **વીલીયમ સ્મીથે** ( ૧૭૬૯–૧૮૩૯ ) જુદા જુદા થરોનો જીવોની નિશાનીઓ ઉપરથી અભ્યાસ કર્યો હતો. અને ઇગ્લંડ અને વેલ્સના ભૂસ્તરનો વિગતવાર નકશો બહાર પાડયો હતો.

આ પ્રમાણે વિજ્ઞાનની દરેકે દરેક શાખાઓમાં જ્યારે ૧૭ અને ૧૮ મી સદીમાં નવી નવી શોધો ચાલી રહી ત્યારે તેનું સ્વાભાવિક પરિણામ ઔદ્યોગિક જીવનપર થયા વિના રહ્યું નહિ હતું. વધતા જતા વૈજ્ઞાનિક જ્ઞાનથી કુદરતના બળોનો ઉપયોગ મનુષ્યોપયોગી કાર્યમાં વિશેષ ને વિશેષ લેવાને જુદી જુદી યંત્રરચનાઓની શોધ થવા માંડી. યંત્રશાસ્ત્રીઓને આ

પ્રમાણે વિજ્ઞાનની મદદથી જુદી જુદી યંત્રરચનાઓથી ઔદ્યોગિક પેદાશ ઉત્પન્ન કરવા પાછળ અસંખ્ય મજુરોની મદદ લેવી પડે છે. અને તેને લઈ સ્વાભાવિક રીતે જનસમાજની વહેંચણીમાં એક નવો જ ફેરફાર થઈ જાય છે. જેને પરિણામે હાલના જમાનાના ઔદ્યોગિક મોટા શહેરોની સ્થાપના થઈ છે. આ યંત્રોમાં **વરાળ યંત્ર** સૌથી મુખ્ય છે. વરાળબળનો ઉપયોગ પ્રાચીન વખતમાં એલેક્સેન્ડ્રયાના **હીરો**એ કર્યો હતો પણ ૧૭ મી સદીમાં માત્ર જુદી જુદી વરાળયંત્રરચનાઓ કરવામાં આવી હતી જેમાં **માર્કવીસ ઑફ વુરસેસ્ટર**નું યંત્ર મુખ્ય છે. કેપ્ટન **થોમસ સેવરી**એ ઈ. સ. ૧૬૯૮ માં ખાણોમાંથી પાણી ખેંચી લેવા પ્રથમ વરાળયંત્રનો ઉપયોગ કર્યો હતો અને **જેમ્સ વોટે** (૧૭૩૬-૧૮૧૯) વરાળયંત્રની રચનામાં ઘણો જ સુધારો કર્યો હતો અને હાલનું વરાળયંત્ર તેણે પ્રચલિત કર્યું.

વરાળયંત્રના શોધથી કપડાં વણવાનું કામ જે અત્યાર લગી માત્ર હાથની મદદથી જ કરવામાં આવતું હતું તેમાં એકદમ આ બળથી ઘણો જ ફાયદો થયો. અને વણાટની યંત્ર રચનામાં એકદમ ઘણો જ સુધારો થયો. ઈ. સ. ૧૭૬૭ માં **જેમ્સ હારગ્રીવે** (૧૭૨૦-૧૭૭૮) રૂ પીંજવાનો અને કાંતવાનો સંચો બનાવી કાઢ્યો. **સર રીચર્ડ આર્કરાઈટે** (૧૭૩૨-૧૭૯૨) ઈ. સ. ૧૭૬૯ માં કાંતવાનું ખોખું તૈયાર કર્યું અને ઈ. સ. ૧૭૭૫ માં **ક્રોમ્પ્ટને** હારગ્રીવ અને **આર્કરાઇટ**ની યંત્રરચનાનું જોડાણ કરી કાંતવાનું "મ્યુલ" તૈયાર કર્યું, **એડમન્ડ કાર્ટરાઇટે** ઈ. સ. ૧૭૮૫ માં પહેલ વહેલી વરાળયંત્રથી ચાલતી વણાટની શાળ શોધી કાઢી. આ પ્રમાણે **રૂના કપડાં** બનાવવાનો હુન્નર ઈંગ્લંડમાં પ્રથમ જ સૌથી વધારે આગળ પડી આવ્યો જેને લઈ ઈંગ્લંડની ઔદ્યોગિક ઉન્નતિ જગજાહેર થઈ રહી. દુનીયામાં એકે સુધરેલાં માણસને કપડાં વિના ચાલતું નથી. અને જનસમાજની સુધારણાનું મુખ્ય લક્ષણ જલદી ધોઇને સાફ થઈ શકે એવાં સોંઘાં સુતરનાં કપડાં જ છે એમ કહીયે તો પણ ચાલે. ઈંગ્લંડમાં જો કે રૂ પાકતું નથી તો પણ તેની યંત્રરચનાની આ ફત્તેહથી દેશ દેશાવરથી રૂ ઈંગ્લંડમાં ઘસડાઈ આવવા લાગ્યું અને તેનાં વરાળશક્તિથી બનાવેલાં સોંઘાં કપડાં બનાવવાનો ઉદ્યમ ધીમે ધીમે ઈંગ્લંડમાં વધી પડયો. આ વખતના ઔદ્યોગિક અર્થશાસ્ત્રના નામાંકિત પંડિત **એડમ સ્મીથ** જણાવે છે કે તે વખતમાં લૅંકેશાયર પરગણામાં લગભગ ચાલીસ હજાર મજુરો સુતરના ધંધામાં રોકાયેલા હતા. ઈંગ્લંડનો સુતરનો વેપાર અત્યાર સુધીમાં તો એટલો તો આગળ વધી પડયો છે કે એક વરસમાં લગભગ દોઢ અબજ રૂપૈયાનો માલ પેદા થાય છે સુતરની મીલોના ઉદ્યોગને લઈ ઈંગ્લાંડના લૅંકેશાયર પરગણામાં મોટમોટાં શહેરો એકદમ વધી પડ્યાં છે.

ઈંગ્લંડની યંત્રશાસ્ત્રની શોધ એકદમ આગળ વધી પડવાનું એક મુખ્ય કારણ ઈંગ્લંડનું ભુસ્તર છે. **કોલસા**ની ખાણો જો કે ઇસ્વીસનની તેરમી સદીથી શરૂ થઈ હતી તો પણ વરાળયંત્રના શોધથી કોલસાનો ખપ વધવા માંડવો. અને તેને પુરા પડવા કોલસાની પેદાશ ઈંગ્લાંડમાં હજી સુધી પુરતી છે. આખી પૃથ્વી પર લગભગ ૨૮ અબજ મણ કોલસો દર સાલ નીકળે છે તેમાંથી એકલા બ્રીટીશ ટાપુમાંથી જ લગભગ બાર અબજ મણ તો મળી આવે છે. ઈંગ્લંડનું બીજું મહત્વનું ખનિજ **લોખંડ** છે. અને લોખંડ આ જુદા જુદા શોધોને લઈ સુધારાનું મુખ્ય સાધન થઈ પડયું છે. આખી પૃથ્વી પરથી કોઈ જાદુને લઈ સઘળું

લોખંડ સોનું બની જાય તો મનુષ્ય આગળ કરતાં વધારે તાલેવાન થવાને બદલે ગરીબ થઈ જાય. કારણ કે જનસમાજનું બંધારણ બધું લોખંડ પરજ અવલમ્બેલું છે. અને લોખંડ વિના મનુષ્યને જંગલી દશા પાછી પ્રાપ્ત થાય. લોખંડ અને તેથી પણ વધારે મજબુત લોખંડની કાર્બનમિશ્ર ધાતુ પોલાદ મનુષ્યને કેટલી સવડ કરી આપે છે તેનો ખ્યાલ ઓગણીસમી સદીમાં થયેલી એક પછી એક મોટી ઔદ્યોગિક શોધો પરથી સહજ આવી શકે છે. લોખંડ આજકાલ સુલેહમાં અને લડાઇમાં મોટું સાધન થઈ પડયું છે. અને ઈંગ્લંડની આટલી બધી અભિવૃદ્ધિનું મુખ્ય કારણ આ ઉત્તમ ધાતુનો ઉપયોગ જ છે. પૃથ્વી પર એકંદર હાલ દર સાલ અઢી અબજ મણ લોખંડ નીકળે છે જેમાંથી ઈંગ્લંડમાં એકંદરે લગભગ ૭૫૦ કરોડ મણ પેદા થાય છે. સતરમી સદી સુધી તો આ અમૂલ્ય ધાતુની ખરી કીંમત ઈંગ્લંડમાં માલૂમ નહોતી અને ખનીજ લોખંડને શુદ્ધ કરવાની ઘણી જુની અને કઢંગી રીતો પ્રચલિત હતી પણ જેમ જેમ યાંત્રિક શોધો થવાથી શુદ્ધ લોખંડની જરૂર વિશેષ પડવા લાગી તેમ તેમ આ રીતમાં એકદમ સુધારો થવા લાગ્યો. પહેલાં તો લોખંડની ભઠ્ઠીમાં લાકડાના બાળેલા કોયલા વાપરવામાં આવતા હતા. અને તેને લઈ ઇંગ્લંડના મોટ મોટાં જંગલો ખાલી થઈ ગયાં. લૉર્ડ એડવર્ડ ડડલીયે પહેલી વાર ખનીજ કોલસાનો ઉપયોગ લોખંડની ભઠ્ઠીમાં કર્યો પણ આ રીત એકદમ પ્રચલિત થઈ નહી. અને છેક ઈ. સ. ૧૭૫૦ સુધી ઈંગ્લંડમાં જુની રીતે જ થોડું ઘણું લોખંડ મેળવાતું હતું. પણ એબ્રેહમ ડરબીયે, ડડલીની રીતનો બહોળો ઉપયોગ કર્યો. આથી લોખંડ, કોલસો અને ચુનાનો જથ્થો ઈંગ્લંડમાં ઘણો પાસે પાસે હોવાથી લોખંડનો વેપાર એકદમ ધમધોકાર વધી પડયો. રેનોલ્સ, હન્ટ્સમેન, કોર્ટ, બેસીમર, મુશેટ, રોબક, નીલસન, ગીલ્કરીસ્ટ, થોમસ અને સાઇમન્સના ભઠ્ઠીમાં કરેલા એક પછી એક સુધારાથી લોખંડ અને પોલાદ ઈંગ્લંડનું મુખ્ય ઔદ્યોગિક સાધન થઈ પડયું છે.

લૉર્ડ બેકને લખ્યું છે કે રાષ્ટ્રની ઉન્નતિ માટે ત્રણ સાધનો આવશ્યક છે, એક તો ફળદ્રુપ જમીન, મોટ મોટાં કારખાનાં, અને એક સ્થળેથી બીજે સ્થળે જવાનું સહેલું સાધન. આ પ્રમાણે ઈંગ્લંડની અભિવૃદ્ધિ માટે અરાઢમી સદીમાં ડયૂક ઑફ બેડફોર્ડ, અને ડયૂક ઑફ નોરફોક ઈંગ્લંડની ખેતીવાડીના અને ઢોરોના સંરક્ષણના સુધારા માટે ઘણા મહાન્ પ્રયાસો કર્યા હતા. કારખાનાઓની જમાવટ વરાળયંત્રના શોધથી ક્યારની યે થઈ ચુકી હતી. અને વ્યવહાર માટે રસ્તાઓ અને નહેરોનું કામ યંત્રશાસ્ત્રીયોએ ક્યારનુંયે શરૂ કર્યું હતું. ઈંગ્લંડના મોટ મોટા રસ્તાઓની મજબુતી કરવાનું માન મેકેડમ અને ટેલ્ફર્ડ નામના યંત્રશાસ્ત્રીઓને ઘટે છે. જેમ્સ બ્રીન્ડલીયે (૧૬૧૬–૭૨) વુરસ્લીથી મેન્ચેસ્ટર સુધીની બ્રીજવોટર નહેર તૈયાર કરી હતી જેની લંબાઈ લગભગ ૭૭½ માઇલ છે. જહોન સ્મીટન (૧૭૨૪–૧૭૯૨) આ જમાનાનો મોટો બાંધકામનો યંત્રશાસ્ત્રી થઈ ગયો છે. તેણે દરીયામાં વ્હાણની ગતિ માપવાનું યંત્ર તથા સુધારેલું હોકાયંત્ર શોધી કાઢયું છે. ઈંગ્લંડમાં સૌથી મોટી દીવાદાંડી જે એડીસનની છે તે તેણે બાંધી છે અને ફોર્થ અને કલાઇડની નહેર પર તેણે કામ કર્યું હતું. જહોન રેની પણ એક પ્રખ્યાત યંત્રશાસ્ત્રી થઈ ગયો છે તેણે સાઉથ આર્ક, વૉટરલુ અને અને લન્ડનના પુલો ટેમ્સ નદી પર બાંધ્યા છે. બીજી કેટલીક નહેરો પણ તેણે બાંધી છે. લન્ડન, ઈસ્ટ ઇન્ડીયા અને વેસ્ટ ઇન્ડીયાના ડકકા પણ તેણે બાંધ્યા છે. કવીન્સફેરી, હોલીરેડ

અને કીંગ્સ ટાઉનના બારાં પણ તેણે બાંધ્યાં છે. પોર્ટ સ્માઉથ, અને પ્લીમાઉથનાં દરીયાઈ નૌકા બાંધવાનાં કારખાનાં પણ તેણે બાંધ્યાં છે. આ મહાન્ સ્થપતિયો અને યંત્રશાસ્ત્રીયો ઈંગ્લંડની સમૃદ્ધિનાં દ્વારો ઉઘાડવામાં મશગુર હતા ત્યારે **જોશીયા વેજવુડ** (૧૭૩૦-૯૫) ઈંગ્લંડનો ચીનાઈ **માટી કામનો ઉદ્યોગ** ખીલવવામાં રોકાયો હતો. આ હુન્નર પ્રથમ ચીનમાંથી યુરોપમાં ડ્રેસડન શહેરમાં શરૂ થયો હતો પણ ઈંગ્લંડમાં ઈ. સ. ૧૭૬૮ માં સ્વદેશી હુન્નર ખીલવવાનું માન તો વેજવુડને જ છે. વૈદકશાસ્ત્રમાં **વીલીયમ હાર્વીયે** પ્રથમ શરીરમાં લોહીના ફરવાનો વાસ્તવિક નિયમ શોધી કાઢયા પછી જ્હોન હંટરના હાથ નીચે તૈયાર થયેલા **જેનરેયે** ગૌ શીતળાનો ચેપ લેવાનું શોધી કાઢયું હતું.

અઢારમી સદીમાં આવી રીતે ઈંગ્લંડમાં ઔદ્યોગિક ઉન્નતિનો પ્રારંભ ક્યારનોયે થઈ ચુકયો હતો. અને બ્રીટીશ સામ્રાજ્યનો સૂર્યોદય પણ દુનીયાના ઘણા ખરા પ્રદેશોમાં ધીમે ધીમે થવા જ લાગ્યો હતો. ઈસ્વીસનની ઓગણીસમી સદી બ્રીટીશ સામ્રાજ્યની બાલ્યાવસ્થામાંથી પૂર્ણ યુવાવસ્થામાં આવવાનો કાળ ગણી શકાય. હાલ વીસમી સદીની શરૂવાતમાં સામ્રાજ્ય પૂર્ણ યુવાવસ્થાને પ્રાપ્ત થયેલ છે. મનુષ્ય જેમ આ મુગ્ધાવસ્થામાં જગત્‌ના અનુભવોના ટક્કાઓથી ઘડાય છે તેમ આ સામ્રાજ્યને અનેક પ્રકારના અનુભવો આ સદીમાં મળ્યા છે અને ઘણે ખરે બારીક પ્રસંગે તે ઘણા ચાતુર્યથી ફત્તેહમંદ નીવડી આવેલ છે. તે ઉપરથી તેની ભર યુવાવસ્થાનો કાળ ઘણો જ દીર્ઘાયુષી અને ચરિતાર્થી થાય એ સાહજીક છે.

આ મહાન્ સામ્રાજ્ય નિયંત્રિત પ્રજાયે ઓગણીસમી સદીની મુગ્ધાવસ્થામાં કરેલી તમામ વિજ્ઞાનસેવાઓ અને યાંત્રિક પરાક્રમોનો સંપૂર્ણ હેવાલ આપવો આજે સ્થલસંકોચને લઇને તદ્દન અશક્ય જ છે તો પણ થોડા ઘણા અગત્યના મહાન્ વૈજ્ઞાનિક શોધો અને યાંત્રિક વિજયોની નામગણુના કરીને સતોષ માનીશું.

શુદ્ધ વિજ્ઞાનના પ્રદેશમાં ચારે બાજુએ જુદી જુદી શાખાઓમાં એટલો બધો તો વધારો થવા લાગ્યો હતો કે અસંખ્ય વિદ્વાનો પોતપોતાના કાર્યમાં મશગુલ રહી રાત્ર દિવસ વિજ્ઞાનસેવા કર્યા જ કરતા હતા. અને જે અમૂલ્ય સેવાનું ફળ આજકાલ વરાળબળ અને વિદ્યુત્‌શક્તિના જુદા જુદા સાધનોથી મનુષ્યોપયોગમાં લેવામાં આવે છે તે જ કદાચ બસ ગણી શકાય.

વિદ્યુત્‌શાસ્ત્રના એક પછી એક અખ્તરાઓ કરી **મીશાઇલ ફેરાડે, કલાર્ક મેક્સવેલ,** અને **લોર્ડ કેલ્વીન** વિદ્યુત્‌શક્તિને મનુષ્યનું એક અમુલ્ય સાધન બનાવી આપ્યું છે; તે કંઈ ઈંગ્લાંડની મનુષ્ય જાતને માટે નાની સુની સેવા કદી ગણી શકાય જ નહિ.

**ચાર્લ્સ ડારવીન** અને **આલ્ફ્રેડ વાલેસે** પ્રાણીયોની જાતીય ભેદનું રહસ્ય જાણવા માટે અનેક મહાન્ અખ્તરાઓ કરી સૃષ્ટિક્રમમાં ઉત્ક્રાન્તિનો મહાન્ સિદ્ધાંત સંપૂર્ણ રીતે બતાવી આપ્યો છે. આ નિયમને **થોમસ હકસલીયે** ઘણો જ લોકપ્રિય કર્યો છે અને **હર્બર્ટ સ્પેન્સરે** આ ઉત્ક્રાન્તિસિદ્ધાંત પરથી વૈજ્ઞાનિક તત્વજ્ઞાન જ ઉભું કર્યું છે.

**સર ચાર્લ્સ લાઇલે** અને **સર રોડરીક મરકીસને** ભુસ્તર શાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ કરી તેને ચોક્કસ વૈજ્ઞાનિક સ્વરૂપ આપ્યું **હ્યુ મીલરે** આ નવા શાસ્ત્રને વૈજ્ઞાનિક સાહિત્યમાં ઉતારી અતિ લોકપ્રિય બનાવ્યું. **ટીન્ડલ** અને **લોર્ડ કેલ્વીને** ભૌતિકશાસ્ત્રની અમુલ્ય સેવા બજાવી છે. **થોમસ ગ્રેહામ** અને **સર હેન્રી રોસ્કો** રસાયનશાસ્ત્રના અગ્રણી વિદ્વાનો હતા. **સર જહોન હર્શલ** તેના પિતા સર વીલીયમ હર્શલની ખગોળશાસ્ત્રની કીર્તિ ટકાવી રહ્યો હતો. ઈંગ્લંડમાં **એડમ્સે** અને જરમનીમાં લીવીરીરે સર આઇઝેક ન્યુટનના ગુરૂત્વાકર્ષના સિદ્ધાંતની અને સૂક્ષ્મગણિતની કીર્તિ **નેપ્ચ્યુનના** ગ્રહની શોધ કરી અનન્ત કાળ સુધી અમર કરી મુકી છે. **સર રોબર્ટ બોલે** અનેક પ્રસિદ્ધ ગ્રન્થો લખી ખગોળશાસ્ત્ર લોકપ્રિય કર્યું છે.

ઈ. સ. ૧૬૬૦ માં ઉપર જોઈ ગયા તે પ્રમાણે રોયલ સોસાયટીની મહાન્ સંસ્થાની સ્થાપના થયા પછી ગ્રાનીચની વેધશાળા ઈ. સ. ૧૬૭૫ માં સ્થપાઈ હતી. ત્યાર પછી ઓગણીસમી સદીમાં મોટી વૈજ્ઞાનિક સંસ્થા **બ્રીટીશ એસોસીએશનને** નામે ઈ. સ. ૧૮૩૧ માં સ્થપાઈ છે. જેની આજ સુધી દર વર્ષે, ઈંગ્લંડ સ્કોટલંડ અને આયર્લૅન્ડના એકત્ર રાજ્યના કોઈ પણ મોટા શહેરમાં એક જાહેર સભા એકઠી થાય છે. સર ડેવીડ બ્રુસ્ટર આ સંસ્થાનો મુખ્ય સ્થાપક હતો. આ સંસ્થાના લગભગ ૫૦૦૦૦ સભાસદો છે. આ સંસ્થાના નીચે પ્રમાણે વિભાગ પાડી નાંખવામાં આવ્યા છે. ૧. ગણિત અને ભૌતિકશાસ્ત્ર. ૨. રસાયનશાસ્ત્ર. ૩. ભુસ્તરશાસ્ત્ર. ૪. પ્રાણીશાસ્ત્ર. ૫. ભૂગોળશાસ્ત્ર. ૬. અર્થશાસ્ત્ર. ૭. યંત્રશાસ્ત્ર. ૮. મનુષ્યવિદ્યા. ૯. અંગરચનાનું શાસ્ત્ર. ૧૦. વનસ્પતિ શાસ્ત્ર. ૧૧ કેળવણીનું શાસ્ત્ર. આ સંસ્થામાં ઈંગ્લંડના તમામ વિજ્ઞાનરસિકો પોતાના જ્ઞાનનો લાભ દર વર્ષે આપે જાય છે અને પ્રત્યેક વર્ષે ઈંગ્લંડે વિજ્ઞાન સેવા કેટલી કરી છે તેનો હિસાબ થાય છે.

વિજ્ઞાનોત્તેજક બીજી સંસ્થા બ્રીટીશ સંગ્રહસ્થાન છે જે ઈ. સ. ૧૭૫૩માં સ્થપાયું હતું પણ તેનો ખરો ઉપયોગ ઈ. સ. ૧૮૪૭ થી થવા લાગ્યો છે. આ સંગ્રહસ્થાનમાં એક પ્રચંડ ગ્રંથસંગ્રહ છે જેનો લાભ ગમે તે લઈ શકે છે. અને પોતાની યથાશક્તિ સાહિત્ય અને વિજ્ઞાનની સેવા બજાવી શકે છે. આ સંગ્રહસ્થાનનો પ્રાણી અને વનસ્પતિ વિભાગ ઈ. સ. ૧૮૮૩ માં જુદો પાડી સાઉથ કેન્સીંગ્ટનમાં લઈ જવામાં આવ્યો છે. આ સિવાય વિજ્ઞાનના દરેક જુદા જુદા વિભાગની જુદી જુદી સંસ્થા છે જે પોતપોતાના પ્રદેશમાં યથાશક્તિ સેવા બજાવ્યા જ કરે છે.

આ સદીની ઔદ્યોગિક દિશા તરફ વળીએ તો અંતર વ્યવહારનું મોટું સાધન રેલ્વે તરફ સહજ નજર જાય છે. સત્તરમા સૈકાની અધવચે ન્યુ કેસલની ખાણોમાંથી કોલસો લઈ જવા માટે પ્રથમ લાકડાના પાટાની સડક શરૂ થઈ હતી અને ઈ. સ. ૧૮૦૧ માં પ્રથમ પાર્લામેન્ટે વેન્ડસવર્થથી ક્રોયડન સુધીનો લોખંડના પાટાનો રસ્તો ( ટ્રામ્વે ) મંજુર કર્યો હતો. અને ઈ. સ. ૧૮૦૨ માં કોર્નવેલની ખાણવાળા રીચર્ડ ટ્રીવીથીકે પ્રથમ વરાળયંત્રનો ઉપયોગ આ રસ્તા પર કર્યો હતો. આપણે આગળ જોઈ ગયા તે પ્રમાણે વરાળયંત્રનો પ્રથમ ઉપયોગ કપડાં તથા બીજી જરૂરીયાતનો સામાન બનાવવામાં કરવામાં આવ્યો હતો. એટલે હવે ઝપાટા

બંધ તૈયાર થતા માલને ઝપાટાબંધ લઈ જવાની ખાસ આવશ્યકતા હતી. **જ્યોર્જ સ્ટીવનસને** (૧૭૮૧–૧૮૪૮) પ્રથમ કીલીગવર્થની કોલસાની ખાણમાં ટ્રામ્વે પર ચાલવાને એક વરાળયંત્ર બનાવ્યું હતું. ઈ. સ. ૧૮૨૫ માં ઉતારૂઓને લઈ જવા માટે પ્રથમ રેલ્વે સ્ટોકોને અને ડાર્લીંગ્ટન વચ્ચે કરવામાં હતી તે પર તેણે વરાળયંત્ર ચલાવ્યું હતું. આ ગાડીનો વેગ કલાકના પાંચથી છ માઇલિનો હતો. પણ લીવરપુલથી માન્ચેસ્ટરની રેલ્વે જે ઈ. સ. ૧૮૩૦ માં શરૂ કરવામાં આવી હતી તે ઉપર તેણે "રોકેટ" નામનું ઇન્જીન ચલાવ્યું હતું જેનો વેગ કલાકના લગભગ ૩૦ માઇલિનો હતો. આ પછી ઈંગ્લંડમાં એક પછી એક રેલ્વે લાઇનો શરૂ થઈ ગઈ હતી અને હાલ ભાગ્યે પૃથ્વી પર થોડા જ પ્રદેશો હશે જ્યાં આ નવા વ્યવહારનું સાધન દાખલ થયું નહિ હોય.

વરાળયંત્રની જમીન પર ફત્તેહ થયા પછી તરત જ તેનો દરીયા પર પણ જય થયો હતો. પહેલ વહેલી વરાળથી ચાલતી હોડી સ્કોટલેન્ડની એક નહેરમાં સીમીંગ્ટને ચલાવી હતી અને ત્યાર પછી "કોમેટ" નામની આગબોટ ઈ. સ. ૧૮૧૧ માં હેન્રીબેલે કલાઇડ નદીમાં ઝુકારી હતી. ઈ. સ. ૧૮૧૯ માં આટલાંટીક મહાસાગર "સેનેના" આગબોટે છવીસ દીવસમાં પહેલી વાર ઓળંગ્યો હતો. ઈ. સ. ૧૮૩૮ પછી તો આગબોટોનો નીયમસર વ્યવહાર આ મહાસાગરમાં શરૂ થયો હતો. સમુદ્રમાં એક પછી એક મોટ મોટી આગબોટો દોડવા લાગી અને અત્યારે તેમની સંખ્યાનો તો સુમાર જ નથી.

વરાળયંત્રની આ ફત્તેહથી મનુષ્ય વ્યવહારના દરેક સાધનોમાં વધારો થતો જ ગયો. રેલ્વે સડકો લઈ જવા માટે વચ્ચે આવતાં અનેક વિઘ્નો દૂર કરવા માટે મોટમોટા પૂલો અને બુગદાંઓ બાંધવાના મહાન્ પરાક્રમો કરવાની જરૂર પડી. પહેલાના રસ્તાઓ પરના પૂલો પત્થર, ઈંટો કે લાકડાના બાંધવામાં આવતા હતા પણ હવે તો લોખંડના મોટમોટા બનાવેલા પાટડાઓનો ઉપયોગ કરી પૂલો બાંધવામાં આવે છે. **રોબર્ટ સ્ટીવન્સને** મીનાયની સામુદ્ર ધુની પર એક મોટો લોખંડના ભુંગળાનો પૂલ જે **બ્રીટાનીયા પૂલ** તરીકે ઓળખાય છે તે બાંધ્યો. ઈ. સ. ૧૮૯૦ માં **ફોર્થ બ્રીજ** બંધાઈ રહ્યો. આ ગંજાવર પુલ બે મોટા ૧૭૦૦ ફીટના ગાળાની કમાનો પર લટકી રહ્યો છે અને લગભગ ૫૧૦૦૦ ટન પોલાદ આ પુલમાં પેસી ગયું છે. લન્ડનનો પ્રખ્યાત **ટાવર બ્રીજ** ૧૮૯૪ માં ખુલ્લો મુકાયો અને બ્રીટાનીયા પુલની પાસે મીનાઈ સામુદ્ર ધુની પર એક ઝુલતો પૂલ બાંધવામાં આવ્યો છે.

સેવર્ન નદી તળે એક મોટું બુગદું ઈ. સ. ૧૮૭૩ થી ૮૫ સુધીમાં બાંધવામાં આવ્યું હતું. ટેઇમ્સ નદી તળે પહેલ વહેલે ઇસેમ્બાર્ડ બ્રેનલે ઈ. સ. ૧૮૪૩ માં એક મોટું બુગદું પાડયું હતું. ટેમ્સ નદી તળે આજ એકંદરે નવ બુંગદાં છે અને લન્ડન શહેરને તળીયે બુંગદાંઓ કરી રેલ્વે લઈ જવામાં આવી છે વ્યવહારની વિશેષ સગવડ તો વીજળીના તારની શોધથી થઈ છે ઈ. સ. ૧૮૩૭ માં કુક અને વ્હીટસ્ટનને પહેલી વાર તારની લાઇનિ લન્ડન અને બ્લેક વૉલની રેલ્વે લાઇન પર નાંખી હતી. સઘળા દેશ પર પછી તારનાં દોરડાં ફરી વળ્યાં ઈ. સ. ૧૮૫૧ માં ડોવરથી કેલે સુધી દરીયામાં દોરડું નંખાયું હતું અને ઈ. સ. ૧૮૬૬ માં "ધી ગ્રેટ ઇસ્ટર્ન" સ્ટીમરમાંથી પહેલી વાર આટલાંટીક મહાસાગરમાં આયર્લેન્ડથી

ન્યુ ફાઉન્ડલેન્ડ સુધી તારનું દોરડું, પહેલા ત્રણ નિષ્ફળ પ્રયત્નો પછી નંખાયું હતું. અને અત્યારે ચારે મેર દુનીયાના ભાગો પર તારનાં દોરડાં સર્વત્ર પ્રસરી ગયાં છે. ઈ. સ. ૧૮૭૭ માં ટેલીફોનની શોધ થઈ. ઈ. સ. ૧૮૭૮ માં વીજળીની બત્તી શહેરોમાં બળવા લાગી. જુના તેલના દીવાઓ ક્યારનાયે ગેસની બત્તીથી બંધ થઈ ગયા હતા. ઈ. સ. ૧૮૮૯ માં ફોનોગ્રાફનો શોધ જગજાહેર થઈ ગયો હતો. ઈ. સ. ૧૮૩૯ થી ફોટોગ્રાફ એક જાણીતી કળા થઈ હતી અને ઈ. સ. ૧૮૫૪ પછી શીવવાના સંચા દરેક ઘરમાં દાખલ થઈ ગયા હતા.

આવા અનેક વધતા જતા સાધનોથી બ્રીટનો ઓગણીસમીમાં જમીન અને દરીયાનો ભય તજી નવા પ્રદેશોની શોધ કરવા ક્યારનાયે બહાર પડી ગયા હતા. ઈ. સ. ૧૮૪૫ માં સર જ્હોન ફ્રેંકલીન ઈંગ્લન્ડ છોડી ઉત્તર ધ્રુવના દરીયા તરફ જતાં ઈ. સ. ૧૮૪૭ માં તેના કાફલા સહિત બરફમાં દરી ગયો હતો. છ વરસ પછી આ પ્રદેશમાં મેકલ્યુર સહી સલામત જઈ શક્યો હતો. આફ્રીકામાં લીવીંગસ્ટન, સ્પીક, બેકર ગ્રાન્ટ અને સ્ટેનલીયે ઘણી પ્રખ્યાત નામના મેળવી છે. લીવીંગસ્ટને ઝેમ્બીસી અને નાઈલની વચ્ચેનો પ્રદેશ શોધી કાઢ્યો, બીજાઓ ઠેઠ નાઈલના નદીના મુખ સુધી પહોંચી ગયા હતા. અને સ્ટેનલીયે લીવીંગસ્ટનને જંગલમાંથી શોધી કાઢી કોંગોનો મુલક વેપાર માટે બહાર પાડયો થોમસન ઝાંઝીબારની પશ્ચિમે મસાઈ દેશમાં ગયો હતો. ઓસ્ટ્રેલીયામાં કેપ્ટન સ્ટુઅર્ટ ૧૮૨૯ માં મુરે નદીની શાખાઓનો માર્ગ શોધી કાઢ્યો અને ઈ. સ. ૧૮૬૦–૬૧ માં બર્ક અને વીલ્સ ઓસ્ટ્રેલીયાના મધ્ય પ્રદેશમાં ગયા હતા.

વધતી જતી શોધોના ઉપયોગથી સામ્રાજ્ય વધારવાના પ્રત્યક્ષ લડાઇના સાધનોમાં ઘણો જ સુધારો થયો હતો. અને બ્રીટનો આ દરેક સુધારણા પોતાની લડાયક સામગ્રીમાં દાખલ કરવા કદી પાછા હઠ્યા નથી. દારૂગોળાની મોટમોટી તોપો, લોખંડના બખ્તરથી છવાયેલી જંગી મનાવરોમાં આ જમાનાના રાક્ષસીયંત્રોની મદદ વડે ગોઠવવામાં આવે છે. ઈ. સ. ૧૮૫૯ માં લોર્ડ આર્મસ્ટ્રોન્ગે પાણીના બળની મદદ વડે એક ગંજાવર તોપ બનાવી હતી. નૈકાબળમાં બ્રીટનોની મનાવરો, ક્રુઝરો, ટારપેડો અને વિનાશક બોટોની સંખ્યા બીજી નૈકા કરતાં ઘણી જ વધારે છે.

આ વીસમી સદીમાં પણ ઈંગ્લંડમાં અનેક મોટ મોટા વિજ્ઞાનીયો અને યંત્રશાસ્ત્રીઓ બ્રીટીશ સામ્રાજ્યનું કીર્તિશિખર હમેશાં ઊંચું રાખવા મથ્યા જ કરે છે.

**સર વીલીયમ** ક્રુક્સ આજના જમાનામાં પ્રખ્યાત રસાયન અને વિદ્યુત્‌શાસ્ત્રી છે. **સર વીલીયમ રામ્સેયે** હવામાંથી સૂક્ષ્મ પ્રમાણમાં રહેલા અનેક વાયુઓ શોધી પોતાની કીર્તિ અમર કરી છે. **લૉર્ડ રેલે** ગણિતશાસ્ત્રના અને ભૌતિકશાસ્ત્રના અગ્રણી વિદ્વાન છે. **સર. જે. જે. થોમ્પસને** રેડીયમમાંથી નીકળતા વિદ્યુત્‌ અણુઓની રચનાનું ભવિષ્ય ક્યારનુંયે પોતાની ગણિત અને ભૌતિક વિદ્યાના બળથી કર્યું છે. **સર ઓલીવરલોજે** વિદ્યુત્‌-

શાસ્ત્રમાં મોટી કીર્તિ મેળવી તાર વીનાના સંદેશા મોકલવાની યંત્ર રચના ગોઠવવામાં મોટો ભાગ લીધો છે. **સર નોરમનલોકયર** ભૌતિક અને ખગોળના પ્રદેશ જોડનારા શોધો તારાઓના પ્રકાશના પ્રથક્કરણથી કર્યા કરે છે. લોર્ડએવબરી મધમાખ, કીડીઓ વિગેરે નાનાં પ્રાણીઓની સમાજ રચનાનો સંપૂર્ણ અભ્યાસ કરી પ્રાણી શાસ્ત્રમાં મોટી કીર્તિ સંપાદન કરી રહ્યા છે. **સર એડવીનરે લૅંકસ્ટર** જીવનશાસ્ત્રના અનેક શોધોમાં આગળ પડતો ભાગ લે છે. **રાઇટ ઑનરબલ એ. જે બાલ્ફૂર** તત્વજ્ઞાનના ઉંચા પ્રદેશમાં ફરતા હોઇ હાલમાં રાજકીય જંજાળમાંથી નવી શોધો કરવા માટે નિવૃત્ત થયા છે.

**લુઈબ્રેનાને** ટારપેડોની શોધ કરી છે અને હાલમાં એક પાટા પર ચાલતી રેલ્વેના અખ્તરા કરી રહ્યા છે.

**ફ્રાન્સીસ ડાર્વીન** અને **સર જ્યૉર્જ ડારવીન** તેમના પીતાની અમર કીર્તિમાં વધારો કર્યાજ જાય છે. **પ્રોફેસર ડેવાર** જગપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી તરીકે બહાર પડયા છે હવા તેમજ હાયડ્રોજનને ઘન અને પ્રવાહી સ્વરૂપમાં લાવવાનું માન તેમણે મેળવ્યું છે. **સર આર્ચીબોલ્ડ ગીકીયે** ભુસ્તર શાસ્ત્રના મહાન ગ્રન્થો બહાર પાડયા છે.

**લૉર્ડ લીસ્ટરે** બ્હાડકાપમાં જંતુ પ્રવેશ ન કરે એવી ગોઠવણ કરવાથી અનેક માણસોના જાન બચ્યા છે. **આલ્ફ્રેડ માર્શલે** અર્થશાસ્ત્રનો અપૂર્વ અભ્યાસ કર્યો છે. **સર અર્નેસ્ટ શેકલ્ટન** દક્ષિણ સમુદ્રમાં દૂરમાં દૂર જઈ આવ્યો છે. **કેપ્ટન રોબર્ટ સ્કોટ** ગઈ સાલે જ દક્ષિણ ધ્રુવ તરફ નીકળી ગયો છે.

આ પ્રમાણે તમામ પ્રદેશોમાં વિજ્ઞાન અને યન્ત્રશાસ્ત્રની મદદવડે આગળ વધેલું બ્રીટીશ સામ્રાજ્ય એક ઘણુંજ પ્રતાપવાન અને સુલેહથી દૃઢ થયેલી યુવાવસ્થામાં બ્રીટીશ સામ્રાજ્ય વીસમી સદીમાં દાખલ થયું છે. છેલ્લી સદીના છેલ્લાં આઠ વર્ષ સુધી ઈંગ્લંડની ભાગ્યશાળી રાણી અને બ્રીટીશ સામ્રાજ્ય તળેની હિંદુસ્તાનની મહાન શહેનશાહતની પ્રથમ મહારાણી **વિક્ટોરીયાનું** રાજ્ય તપો બળ પ્રવર્તતું હતુ અને ત્યારપછી શહેનશાહ **એડવર્ડ સાતમા** એ આખા યુરોપખંડમાં શાન્તી ફેલાવવાનું મોટું માન મેળવ્યું છે. અને આજે સુદૃઢ થયેલી શહેનશાહત ઉપર **જ્યોર્જ પાંચમાની** દુવાઈ ફરી રહી છે અને હિંદુસ્તાનમાં પ્રથમવાર શહેનશાહની પધરામણી તેઓએ કરી, આ રાજ્યનિષ્ટ આર્ય પ્રજાને એક અતિશય આનંદ અને સંતોષનું કારણ આપ્યું છે. તે સમયે ગુર્જર પ્રજા સમક્ષ તેમની અધિષ્ઠાતા અંગ્રેજ પ્રજાના ઉપલા વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક પરાક્રમોનો સંક્ષેપ હેવાલ નિર્થક ન જતાં, તેને જ્ઞાનના પ્રદેશમાં તેમની રાજ્ય કરતી પ્રજાનું અનુકરણ કરવા પ્રેરશેજ એવી નમ્ર આશા છે.

સંખેડા બહાદરપુર.<br>તા. ૨૨-૧૧-૧૧

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

# અંગ્રેજી પ્રજાનું તત્ત્વચિન્તન.

માનુષિક ઉન્નતિના માર્ગમાં કોઈ પ્રજાનું શું સ્થાન છે ત્હેનો નિર્ણય કરવા માટે જે જે સાધનો છે તે સર્વેમાં તે પ્રજાનું તત્ત્વચિન્તન કેવું છે ત્હેની તપાસ વિશેષ મહત્ત્વ ધરાવે છે. જેમ કોઈ પુરૂષનું જીવન કેવા પ્રકારનું છે તે ત્હેના વિચારોથી જણાય છે તેમ પ્રજાનું જીવન પણ ત્હેના મગજરૂપી ચિન્તકોના વિચારોથી ઘણે અંશે જાણી શકાય છે. તેટલું જ નહીં પરન્તુ જેમ અમુક વય પછી પુરૂષના વિચારો અને વર્તન અમુક દિશા તરફ બંધાઈ જાય છે તેમ પ્રજાનું જીવન પણ બીજી દિશાઓ કરતાં અમુક દિશામાં વધારે દોરાયેલું હોય છે. આ નિયમને અનુસરીને દરેક પ્રજાનું તત્વચિન્તન પણ અમુક એકજ લક્ષણવાળું હોય છે. અને તે પ્રજાના સામાન્ય વિચારોમાં પણ તે લક્ષણનો આભાસ થાય છે. ત્હેની સાથે એમ પણ બને છે કે કોઈ કારણથી પ્રજાના ગુણો બદલાય છે ત્યારે ત્હેના તત્વચિન્તનનું લક્ષણ પણ બદલાય છે. આ સામાન્ય સિદ્ધાન્તોને સ્મરણમાં રાખીને ઈંગ્લાંડની પ્રજાના તત્વચિન્તનનું સિંહાવલોકન કરીશું.

ઈ. સ. સોળમા સૈકાની પૂર્વે યૂરોપની ઘણી પ્રજાની માફક ઈંગ્લાંડની પ્રજામાં પણ તત્વજ્ઞાનનો વિકાસ એટલો જૂજ હતો કે સામાજીક જીવનમાં ત્હેનું મુખ્યસ્થાન હતુંજ નહીં. ખ્રીસ્તી ધર્મના રોમનકેથોલીક પંથે પોષેલી અન્ધશ્રદ્ધા પ્રજાના મગજમાં એટલી પ્રસરેલી હતી કે બાઇબલમાં અમુક લખેલું છે તે સત્ય હોવું જ જોઇએ એમ સ્હમજાવનારા ધર્માચાર્યોના ઉપદેશો સ્વીકાર્યા પછી સ્વતન્ત્ર રીતે વિશ્વનો અભ્યાસ કરવાનું ઉત્તેજન હતુંજ નહીં. પરમજ્ઞાન એટલે બાઇબલનાં જ વચનો અને તે પણ મૂળ વચનો નહીં પરન્તુ તે વચનોનાં ધર્માચાર્યોના મ્હોમાંથી નીકળતા સ્વાર્થી અર્થો એમ સ્હમજવામાં આવતું હતું. આવી સ્થિતિમાં યૂરોપના સર્વે દેશોએ કેટલાએક શતકો કહાડયા પછી જ્યારે કેથોલીક પંથનો ધાર્મિક જૂલમ બહુજ વધ્યો તથા ધર્મ યુદ્ધોમાં તુર્ક, આરબ વિગેરે પ્રજાઓના સંસર્ગમાં આવવાથી ખ્રીસ્તી ધર્મના અનુયાયિઓનું ઇજીપ્ત, ગ્રીસ, હિન્દુસ્થાન વિગેરે પ્રાચીન દેશોની વિદ્યા વિષેનું જ્ઞાન વધ્યું ત્યારે આખા યૂરોપની આંખ ઉઘડી અને ત્યારથી 'રેફરમેશન' ના નામથી ઓળખાતા સુધારાના સમયની શરૂઆત થઈ. જુનું વાતાવરણ સર્વત્ર બદલાવા લાગ્યું અને નવા વિચારોનું સામ્રાજ્ય ધીમે ધીમે વૃદ્ધિ પામતું ગયું. આ સુધારણાની હીલચાલ ઈંગ્લાંડમાં પણ ઘણો સારો સત્કાર પામી અને ધર્મ તેમજ તત્વજ્ઞાનના પ્રદેશમાં જુના તથા નવા વિચારો વચ્ચેના વિગ્રહમાં પ્રત્યેક પુરૂષના મનની સ્વતન્ત્રતા પ્રતિપાદન કરનારા નવા સિદ્ધાન્તોનો જલદી સ્વીકાર થયો. તત્વજ્ઞાનના પ્રદેશમાં જે બે સુધારકો યૂરોપમાં થયા ત્હેમાંનો એક **ફ્રાન્સીસ બેકન** ઈંગ્લાંડમાં થયો અને સત્ય સંશોધનની નવી શાસ્ત્રીય પદ્ધતિના સ્થાપક તરિકે પ્રસિદ્ધિ પામ્યો. લાંબા સમયથી ચાલતી આવેલી રૂઢિનેજ અવલંબી રહેવા તથા અમુક પુરૂષના જ મતોનો અન્ધ સ્વીકાર કરવાની વિરૂદ્ધ બેકને અસરકારક રીતે બુંગણનાદ શરૂ કર્યો અને વસ્તુઓનું સૂક્ષ્મ નિરીક્ષણ, વિષયને લગતી સર્વ બાનાઓનો સંગ્રહ તથા ચોક્કસ પ્રયોગોની રીતિવડે જ્ઞાનના દરેક વિભાગમાં શાસ્ત્રરચનાની આવશ્યકતા ત્હેણે અનેક પુસ્તકો દ્વારા પ્રકટ કરી. 'રેફરમેશન' ની પૂર્વે 'અન્ધયુગ' ના નામથી ઓળખાતા સ-

મયમાં સૃષ્ટિરચનાના અભ્યાસના અભાવને લીધે જે જે વ્હેમો, અનિર્ દ મતો તથા તર્કવિતર્કો પ્રચલિત હતા તે સર્વેને દૂર કરવા માટે નિષ્પક્ષપાતી દૃષ્ટિબિન્દુથી ઇન્દ્રિયોદ્વારા કુદરતના નિયમોનું આનુભવિક જ્ઞાન મેળવવું તે બેકનની સર્વે તત્વચિન્તકોને મુખ્ય વિનન્તિ હતી. આ જ્ઞાન મેળવવા માટે ત્હેણે 'ઇન્ડક્શન' ( Induction ) એટલે આપણા અનુભવની મર્યાદામાં કોઇપણ વિષયને લગતી જેટલી બીનાઓનું અવલોકન થઇ શકે તે સર્વે-વિષયની સાધક તેમજ બાધક બીનાઓ-ધ્યાનમાં લઈ ત્હેમનામાંથી નીકળતા સામાન્ય નિયમો ( generalisations ) ઉપર આરોહણ કરવું એ રીતે પ્રતિપાદન કરી. આ રીતિ જ્ઞાનના પ્રત્યેક વિભાગમાં લાગુ કરી બતાવવા માટે બેકને ઘણાં ઉદાહરણો આપ્યાં છે, અને સર્વે શાસ્ત્રોનું બારિકીથી વર્ગીકરણ કરેલું છે. આવી રીતે કુદરતના અવલોકન અને પ્રત્યક્ષ અનુભવના પાયા ઉપર આપણા સર્વે જ્ઞાનની ઇમારત રચવાનો મત પ્રતિપાદન કરનાર પોતે પ્હેલો જ હોવાથી બેન 'ઇમ્પીરીસીઝમ' ( Empiricism ) એટલે ઇન્દ્રિયોથી મળતા સર્વે અનુભવ ઉપર સઘળા જ્ઞાનનો આધાર રહેલો છે એ મતના પિતા તરિકે ગણાય છે. ખરૂં જોતાં બેકનને તત્વચિન્તક કહી શકાય નહીં કારણ કે તત્વજ્ઞાનના પ્રદેશમાં ત્હેણે ચંચુપ્રવેશ ઉપરાંત કંઈ ઉંડાઇથી ચિન્તન કરેલું નથી. પરન્તુ તત્વજ્ઞાન મેળવવાની રીતિ કેવી જોઇએ અને એ રીતિ કેવી રીતે સૃષ્ટિના અભ્યાસમાં લાગુ પાડી શકાય તે વિષે ત્હેણે વિવેચન કરેલું છે. છતાં જ્ઞાન મેળવવાના વિષયમાં કઈ રીતિથી જ્ઞાન મેળવવું એ એક સર્વોપરિ પ્રશ્ન હોવાથી તત્વજ્ઞાનની રીતિના ચિન્તક તથા સુધારકને પોતાને તત્વચિન્તક કહીયે તો તદ્દન ખોટું નથી. ભૌતિક પદાર્થોના ગુણધર્મોનો શાસ્ત્રીય અભ્યાસ કરવાની જે સ્ફુરણા પાશ્ચાત્ય દેશોમાં ધીમે ધીમે વૃદ્ધિ પામી આધુનિક સમયમાં પૂર્ણ અને વિસ્મયજનક વિકાસ પામેલી છે તે સ્ફુરણાને જન્મ આપનાર તરિકે બેકનનો દાવો ઘણા વિદ્વાનો સ્વીકારે છે અને અદ્યાપિ પર્યન્ત બેકનનાં પુસ્તકોનો અભ્યાસ જગતનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવા તરફ પુષ્ટિ આપનારો ગણાય છે.

ઇન્દ્રિયોના પ્રત્યક્ષ અનુભવના પાયા ઉપર જ્ઞાન રચવા વિષેનો જે વ્યાવહારિક સિદ્ધાન્ત બેકને પ્રતિપાદન કર્યો તે અંગ્રેજી પ્રજાને ઘણો રૂચિકર નીવડ્યો અને હજુ સુધી પણ ઈંગ્લાંડનું તત્વચિન્તન ઘણે અંશે આ સિદ્ધાન્તને અવલંબી રહેલું છે. બેકનના મરણ પછી માત્ર છ વર્ષો બાદ લૉક નામનો તત્વચિન્તક ઈંગ્લાંડમાં જન્મ પામ્યો અને ત્હેણે ઉપરના સિદ્ધાન્તવડે તત્વજ્ઞાન રચવાનો પ્રયાસ આરંભ્યો. લૉકે પ્રથમ પ્રશ્ન એ કર્યો કે તત્વજ્ઞાનના અત્યંત વિશાળ અને ઊંડા સમુદ્રમાં ડુબકી મારવા પ્હેલાં આપણા મનનું સ્વરૂપ શું છે તે તપાસવું જોઇએ અને ઈશ્વર તથા વિશ્વનું જે જ્ઞાન મેળવવા ફાંફાં મારીયે છીએ તે જ્ઞાન માટે જોઈની માનસિક શક્તિઓ આપણી પાસે છે કે નહીં ત્હેનો યોગ્ય નિર્ણય કરવો જોઇએ. અર્થાત્ તત્વજ્ઞાન રચતા પહેલા જ્ઞાનશાસ્ત્ર ( Epistemology ) એટલે માનસિક શક્તિઓ વડે કેવી જાતનું જ્ઞાન મનુષ્યને સાધ્ય છે અને તે જ્ઞાનની શી મર્યાદા છે તે સર્વેની શાસ્ત્રીય ચર્ચા-ત્હેની રચના થવી જોઇએ. અને આ રચના કરવામાં પણ જે જ્ઞાન સાધ્ય થઇ શકે તેમ છે ત્હેનાં સાધનો એટલે માનસિક શક્તિઓ કેવા પ્રકારની છે તે માનસ શાસ્ત્રનો પ્રશ્ન પણ પ્રથમ ચર્ચવો જોઇએ. આવી રીતે લૉકે મનના સ્વરૂપ વિષેનો મૂળ પ્રશ્ન તત્વજ્ઞાનના પ્રદેશમાં પ્હેલો જ ઉપસ્થિત કર્યો. યુરોપમાં આ પ્રશ્ન હજી સુધી તાત્વિક દૃષ્ટિએ ચર્ચવામાં આવ્યો નહતો અને તેથી આ ઉપયોગી ચર્ચા શરૂ કરવાનું માન લૉકને જ મળી શકે તેમ

છે. હવે પછી યૂરોપના તત્વચિન્તનનું સ્વરૂપ તદ્દન બદલાયું જોવામાં આવે છે અને જ્ઞાન-શાસ્ત્ર તથા માનસશાસ્ત્રની ચર્ચા સઘળા તત્વચિન્તકોની રચનાઓમાં મુખ્ય સ્થાન ધરાવે છે.

ફ્રાન્સમાં બેકનના સમકાલીન ડેકાર્ટ નામના તત્વચિન્તકે મનના સ્વરૂપ વિષે એવો મત સ્થાપ્યો હતો કે ઈશ્વિર આત્મા વિગેરે કેટલાએક વિષયનું જ્ઞાન મનમાં નૈસર્ગિક રીતે રહેલું છે અને આ જ્ઞાન માટે પ્રત્યક્ષ અનુભવની જરૂર રહેતી નથી. આની જાતના જ્ઞાનને ડેકાર્ટ તથા ત્હેના અનુયાયિઓએ 'નૈસર્ગિક જ્ઞાન વ્યાપારો' (Innate ideas) નું નામ આપેલું છે. લૉકે આ મતની વિરુદ્ધ પોતાનો મત 'મનુષ્યની જ્ઞાનશક્તિ વિષેનો નિબન્ધ' ('Essay on the Human Understanding') નામના પુસ્તકમાં લંબાણથી દર્શાવ્યો છે. ત્હેનો મત એ છે કે મનુષ્યનું સર્વ જ્ઞાન ઇન્દ્રિયોમાંથી મળતા અનુભવોથી ઉદ્ભવ પામે છે. બુદ્ધિનો વ્યાપાર તો ફક્ત ઇન્દ્રિયો વડે મળેલાં પ્રત્યક્ષો (Sensations) ની માનસિક આકૃતિઓ ઉપજાવવાનો તથા તેઓના પરસ્પર સંબન્ધો ગ્રહણ કરવાનો છે. અર્થાત્ બુદ્ધિ કોઈ પણ પ્રકારનું જ્ઞાન પોતાની જ મેળે ઉપજાવી શકતી નથી. તે તો ફક્ત એક કોરા કાગળ જેવી છે કે જ્હેના ઉપર ઇન્દ્રિયોથી મળતા સંસ્કારોની છાપ પડે છે. આવી રીતે મનની જ્ઞાનશક્તિ ઇન્દ્રિયવ્યાપારોમાં જ મર્યાદિત થયેલી હોય છે. પોતાના ઇન્દ્રિયવ્યાપારો શિવાય મન કાંઈ પણ જાણી શકતું નથી અને તેથી અતીન્દ્રિય વસ્તુઓનું ચોક્કસ જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થઈ શકે તેમ નથી. આ મત 'ઇન્દ્રિયજ્ઞાનવાદ' (Sensationalism) ના નામથી ઓળખાય છે અને ઇન્દ્રિયોના અનુભવ ઉપર જ્ઞાનનો આધાર રહેલો છે તે ત્હેનો મુખ્ય સિદ્ધાન્ત છે.

લૉક પછી **બર્કલી** નામના તત્વચિન્તકે આ મતને જ અવલંબી ત્હેમાં કેટલોએક સુધારો વધારો કર્યો. લૉકે એમ કહ્યું હતું કે ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થોમાં કેટલાએક ગુણો જેવા કે રસ, ગન્ધ, ઉષ્ણતા વિગેરે ઇન્દ્રિયસંનિકર્ષને લીધે જ ઉત્પન્ન થતા હોવાથી પદાર્થોમાં નહીં પરન્તુ આપણી ઇન્દ્રિયોમાં જ છે તથા કેટલાએક ગુણો જેવા કે આકાર, ગતિ વિગેરે આપણા ઇન્દ્રિય-ગ્રહણથી સ્વતન્ત્ર રીતે પદાર્થોમાં જ રહે છે. હવે આ પદાર્થોની મૂળ પ્રકૃતિ (Matter) આપણી ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે અને આપણી ઇન્દ્રિયો ઉપર સંસ્કારો ઉપજાવવાની શક્તિ આ અજ્ઞેય મૂળ પ્રકૃતિમાં રહેલી છે. લૉકના આ મતને લીધે ત્હેના કેટલાએક અનુયાયિઓનું જગત્‌માં સર્વ શક્તિ આત્મામાં નહીં પરન્તુ ભૌતિક પદાર્થમાં જ રહેલી છે એવા પ્રકૃતિવાદ (Materialism) તરફ વલણ થવા લાગ્યું અને તે સમયમાં પદાર્થશાસ્ત્રોના વધતા અભ્યાસથી આ મતને ઘણું ઉત્તેજન મળ્યું. બર્કલીએ આ મતની વિરુદ્ધ પોતાનો સિદ્ધાન્ત રજુ કર્યો ઇન્દ્રિયોથી અજ્ઞાત અને પોતાનામાં જ શક્તિ ધરાવનાર એવી મૂળ પ્રકૃતિ છે જ નહીં અને ભૌતિક સૃષ્ટિનું અસ્તિત્વ તેમ જ જ્ઞાન જીવાત્માઓ તથા ત્હેમના અભાવે પરમાત્મા વડે જ છે; જગત્‌માં શક્તિનું ઉત્પત્તિસ્થાન આત્મા જ છે; અને ભૌતિક પદાર્થો તો આ શક્તિના આવિર્ભાવનાં સાધન માત્ર જ છે. આવી રીતે બર્કલીએ આત્માથી સ્વતન્ત્ર એવો ભૌતિક પદાર્થ ઇન્દ્રિયગમ્ય ન હોવાથી ત્હેનું અસ્તિત્વ ખોટું માની જગત્‌માં આત્માઓ તથા ત્હેમના વ્યાપારો શિવાય બીજું કાંઈ જ નથી એ સિદ્ધાન્ત સ્થાપન કર્યો.

બર્કલી પછી હ્યુમ નામના ચિન્તકે ઇન્દ્રિયજ્ઞાનવાદને અક્ષરશઃ વળગી રહી એટલે કેવળ

ઇન્દ્રિયો વડે જે કાંઈ જ્ઞાન થાય તે જ સાચું છે એમ માની આત્માના અસ્તિત્વ વિષે પણ શંકા જણાવી, કારણ કે ઇન્દ્રિયોથી મળતા અનુભવમાં આત્માના અસ્તિત્વનું જ્ઞાન થઈ શકતું નથી. ત્હેના મત પ્રમાણે ઇન્દ્રિયવ્યાપારો તથા તેઓની માનસિક આકૃતિઓ શિવાય મન બીજું કાંઈ પણ જાણી શકતું નથી. અને આ વ્યાપારો ક્ષણભંગુર હોવાને લીધે આપણું જ્ઞાન પણ શાશ્વત વસ્તુઓનું નહીં પરન્તુ ક્ષણભંગુર વસ્તુઓનું જ હોઈ શકે. આમ હોવાથી કોઈ પણ વસ્તુનું અસ્ખલિત જ્ઞાન મળી શકે તેમ નથી અને જે કાંઈ ચોક્કસતા વસ્તુઓના જ્ઞાનમાં માનીએ છીએ તે ઘણી વખત એકની એક જ જાતનો અનુભવ મળવાથી આપણા મનમાં જ રહેલી છે, પરન્તુ વસ્તુઓમાં પોતામાં તે ચોક્કસ સંબન્ધ રહેલો માનવાનું આપણી પાસે કાંઈ કારણ નથી. આવી રીતે અતીન્દ્રિય વસ્તુઓ વિષે કેવળ અજ્ઞાન દર્શાવનારો 'અજ્ઞેયવાદ' તથા વસ્તુઓના ચોક્કસ સ્વરૂપો તથા નિયમોના જ્ઞાન વિષે શંકા દર્શાવનારો 'સંદેહવાદ' હ્યુમના વિચારોને પરિણામે ઈંગ્લાંડના તત્વચિન્તનમાં દાખલ થયા.

લૉક અને હ્યુમના વિચારો ઈંગ્લાંડની પ્રજામાં ફેલાયા પછી તત્વચિન્તનના વાતાવરણમાં મહાન્ કોલાહલ મચી રહ્યો. નવા સિદ્ધાન્તોને અનુસરીને ટોલેંડ, કુપર, શાફ્ટસબરી, કૉલીન્સ, મોરગન વિગેરે કેટલાએક ચિન્તકોએ ક્રાસ્ચીઆનીટીની વિરૂદ્ધ વિચારો ફેલાવ્યા. અને આના જવાબમાં ક્લાર્ક, બ્રાઉન, બર્કલી, બટલર વિગેરેએ ઇશ્વર તથા આત્માનું જ્ઞાન બુદ્ધિપૂર્વક શ્રદ્ધાથી સાધ્ય છે એમ બતાવવા પ્રયાસ કર્યો. અતીન્દ્રિય વસ્તુઓનું જ્ઞાન મેળવવા મનુષ્યબુદ્ધિ અશક્ત છે એ હ્યુમના વિચાર વિરૂદ્ધ રીડ, સ્ટીવર્ટ, બ્રાઉન વિગેરેએ ભૌતિક પદાર્થોના અનુભવથી ઉત્પન્ન થયા વિના સ્વતન્ત્રપણે અધ્યાત્મજ્ઞાનના સર્વમાન્ય સિદ્ધાન્તો મનુષ્યબુદ્ધિમાં નૈસર્ગિક રીતે રહેલા છે એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો. પરન્તુ પદાર્થશાસ્ત્રોના વધતા અભ્યાસથી કેવળ ઇન્દ્રિયજ્ઞાન તરફ ઈંગ્લાંડનું વલણ એટલા જોરથી થવા લાગ્યું હતું કે આ યત્ન ઘણે અંશે નિષ્ફળ નીવડયો અને પ્રજાના મનમાં અધ્યાત્મવિદ્યાની અવગણના થવા પામી. હ્યુમે ત્હેના સિદ્ધાન્તો ઇંગ્લાંડમાં સામાન્ય રીતે સ્વીકારાયેલા ઇન્દ્રિયજ્ઞાનવાદ ઉપર એટલી ચોક્કસતાથી રચ્યા હતા કે ત્હેમનું સતોષકારક ખંડન થવા માટે ઈંગ્લાંડને ઘણી રાહ જોવી પડી અને તે પણ કોઈ ઈંગ્લાંડના ચિન્તકના મગજથી નહીં પરન્તુ જર્મનીના મહાન્ ચિન્તક ઇમેન્યુઅલ કેન્ટના તત્વદર્શનથી થવા પામ્યું. સંશયવાદ વિરૂદ્ધ કેન્ટે બતાવ્યું કે બુદ્ધિનો વ્યાપાર જો કે ઇન્દ્રિયો વડે મળતા સંસ્કારોથી સંકુચિત છે છતાં તે ક્ષણભંગુર સંસ્કારોમાંથી અસ્ખલિત તથા વ્યવસ્થિત જ્ઞાન રચી શકવાને સમર્થ છે અને આ રચના માટે કેટલાએક નિયમો બુદ્ધિના બંધારણમાં જ રહેલા છે. જર્મનીના બીજા મહાન્ ચિન્તક હેગલે આથી આગળ વધીને જણાવ્યું કે સકળ વિશ્વ પરમ બુદ્ધિનો બહિર્ભાવ છે અને મનુષ્ય બુદ્ધિ આ પરમ બુદ્ધિનો અંશ હોઈ ઇન્દ્રિય સંસ્કારો ઉપર પોતાના સ્વરૂપની છાપ પાડી ત્હેમને પોતાના વિકાસનું તથા આત્મજ્ઞાનનું સાધન બનાવે છે. કેન્ટ તથા હેગલનાં તત્વદર્શનો જ્યારથી ઈંગ્લાંડમાં પ્રસિદ્ધિ પામ્યાં ત્યારથી લૉક તથા હ્યુમના વિચારોનું સામ્રાજ્ય ઓછું થવા લાગ્યું અને 'બુદ્ધિજ્ઞાનવાદ' (Idealism)ના નામથી ઓળખાતો નવો મત ઇંગ્લાંડમાં દાખલ થયો. પરન્તુ અંગ્રેજી પ્રજાના તત્વવિચારથી તો આ મત વિરૂદ્ધ જ હતો અને ગ્રીન, કેર્ડ, વૉલસ વિગેરે જે ચિન્તકોએ આ વાદનું અવલંબન કર્યું છે તેઓ સર્વે 'જર્મન સ્કુલ'ના નામથી ઓળખાય છે.

ઇન્દ્રિયજ્ઞાનને વિશેષ મહત્વ આપવાનું આ વલણ ઈંગ્લાંડના વર્તનશાસ્ત્ર ( Ethics ) વિષેના વિચારોમાં પણ પ્રતિબિંબિત થયેલું જોવામાં આવે છે. આ શાસ્ત્રમાં પણ બે મુખ્ય વિરોધી વાદો પ્રચલિત છે. એક વાદ પ્રમાણે આનન્દમય સુખ એ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે અને જે કર્મો આ ઉદ્દેશનાં સાધક પરિણામો ઉત્પન્ન કરે ત્હેમને જ નીતિમય કહી શકાય અર્થાત્ જે વર્તન આનન્દમય સુખ મેળવવાને ઉપયોગી છે ત્હેને જ સદ્વર્તન' કહેવાય. આ વાદ ' ઉપયોગવાદ ' અથવા ' આનન્દમયસુખવાદ ' ( Utilitarianism or Hedonism ) ના નામથી ઓળખાય છે. બીજા વાદ પ્રમાણે મનુષ્યે પોતાના વિશિષ્ટ ગુણ–બુદ્ધિ–વડે આત્મસિદ્ધિ ( Self-Realisation ) મેળવવી તે જ જીવનનો ખરો ઉદ્દેશ છે. કારણ કે આનન્દની પ્રાપ્તિમાં ઇન્દ્રિયોની તૃપ્તિ તેજ મુખ્ય સાધન છે અને આ તૃપ્તિ મેળવવામાં તો મનુષ્ય અને પશુ વચ્ચે કાંઈ ફેર રહેતો નથી. આ મતને ' આત્મસિદ્ધિવાદ ' કહે છે. આ બન્નેમાં પ્હેલો મત ' ઇન્દ્રિયજ્ઞાનવાદ ' ઉપર અને બીજો મત ' બુદ્ધિજ્ઞાનવાદ ' ઉપર રચાયેલો છે. અને સ્વાભાવિક રીતે ઈંગ્લાંડનું વલણ પ્હેલા મત તરફ વિશેષ જોવામાં આવે છે. હૉબ્સ, લૉક, બેન્થામ, **મીલ**, પેલી, સીજવીક વિગેરે વર્તનશાસ્ત્રીઓએ ' ઉપયોગવાદ 'ને ગ્રહણ કર્યો છે. આ વાદનો ઉદ્દેશ સ્વીકારતારાઓમાં એક મતભેદ જોવામાં આવે છે. કેટલાએકનું એમ કહેવું છે કે દરેક પુરૂષનું પોતાનું જ સુખ એ વર્તનનો ઉદ્દેશ છે. આ મત ' સ્વસુખવાદ ' ( Egoistic Hedonism )ના નામથી ઓળખાય છે. બીજાઓનું કહેવું એમ છે કે દરેક માણસ પોતપોતાનું સુખ સાધે તો કોઇનું પણ સુખ મળે નહીં માટે પોતાનું સુખ દાબી દઈ સર્વે મનુષ્યો અર્થાત્ મનુષ્યજાતિનું સુખ સાધવુ જોઇએ. આ મત ' સર્વસુખવાદ ' ( Universalistic Hedonism )ના નામથી ઓળખાય છે અને ઘણાખરા ઉપયોગવાદીઓએ આ મતને પુષ્ટિ આપેલી છે. ઉપયોગવાદની વિરૂદ્ધ એક બીજો વાદ પણ ઈંગ્લાંડમાં **બટલર, માર્ટીનો** વિગેરે એ પ્રચલિત કર્યો છે કે ખરા ખોટાનો વિવેક અને નીતિની ભાવના બુદ્ધિની માફક મનુષ્યના મનમાં નૈસર્ગિક રીતે રહેલાં છે અર્થાત્ આ ભાવના ( Conscience ) સુખ–દુઃખના અનુભવથી ઉત્પન્ન થયેલી હોતી નથી પરન્તુ એક અનન્ય અને અપૃથક્કરણીય શક્તિ છે અને આ શક્તિ મનુષ્ય જાતિમાં હોઈ સર્વે મનુષ્યો માટે ખરા ખોટાનો વિચાર એક જ હોય છે. આ મતને 'નૈસર્ગિકવાદ' ( Intuitionalism ) કહેવાય છે. અને ડૉ. માર્ટીનોએ તે ઘણા બુદ્ધિબળથી દર્શાવ્યો છે. પરન્તુ 'ઉપયોગવાદ' નું સંપૂર્ણ ખંડન કરવાને આ વાદ પોતાની કેટલીએક ખામીઓને લીધે શક્તિમાન્ થયો નથી. આ બન્ને વિરોધી મતો કેટલેક અંશે સત્ય છે પરન્તુ બેમાંથી કોઈનો સર્વાંશે સત્ય હોવાનો દાવો સ્વીકારી શકાય તેમ નથી. બન્નેનાં સત્યો ભેગાં કરી એક ત્રીજો મત સ્થાપવાનો પ્રયાસ ઈંગ્લાંડના મહાન્ તત્વચિન્તક **હરબર્ટ સ્પેન્સરે** કર્યો છે. સ્પેન્સરનું તત્વદર્શન ઈંગ્લાંડના તત્વચિન્તનમાં શ્રેષ્ઠ સ્થાન ધરાવે છે. **ડારવીન,** વૉલેસ વિગેરે વનસ્પતિશાસ્ત્રીઓ તથા પ્રાણિશાસ્ત્રીઓએ કરેલાં અવલોકનો તથા પ્રયોગો, ભૌતિકશાસ્ત્રના સિદ્ધાન્તો તેમજ જનસમાજને લગતા નિયમો–આ સર્વને ભેગાં કરી તેઓમાં રહેલો અન્તઃસંબન્ધ શોધી 'પરિણામવાદ' અથવા 'ઉત્ક્રાન્તિવાદ' ( Theory of Evolution )ના નામે ઓળખાતા તત્વદર્શનની ત્હેણે રચના કરી છે. આ મત પ્રમાણે જડ વિશ્વમાંથી ચેતનમય વિશ્વ ઉત્ક્રાન્તિ પામેલું છે અને આ અનન્ત લાંબા કાળથી ચાલતી આવેલી ઉત્ક્રાન્તિનું મનુષ્યજીવન પરિણામરૂપ છે.

ણુઓના શરીર તેમજ મનનું બંધારણ તથા શક્તિઓ પશુઓના શરીર તથા
ત્પન્ન થયેલાં છે, જે કોઈ અવયવ, તથા અનુભવ અને મ્હેનતવડે પ્રાપ્ત કરેલી શક્તિ
પ્રાણિવર્ગને પોતાની પરિસ્થિતિની સાથે એકમય થવાને ઉપયોગી નીવડે, તે સર્વે
ત્હેના શારીરિક તથા માનસિક બંધારણમાં જડાઇ રહે છે, અને તે વર્ગના વંશજોમાં
શક્તિ તરિકે જણાય છે. આ સિદ્ધાન્તને વર્તનશાસ્ત્રમાં લાગુ કરી સ્પેન્સરે બતાવ્યું
વર્ગને આત્મસંરક્ષણ માટે પોતાની પરસ્થિતિની સાથે એકમય થવાને જે જે
વર્તનો ઉપયોગી નીવડયાં તે સર્વે હવે સદ્ગુણો તરિકે ગણાય છે અને જો કે તેઓ
મનુષ્ય જાતિને તો અનુભવવડે પ્રાપ્ત થયેલું છે પરન્તુ 'વંશપરંપરા' ના નિયમ પ્રમાણે
ત્યેક મનુષ્ય વ્યક્તિમાં જાણે સ્વાભાવિક તથા અનુભવથી સ્વતન્ત્ર હોય તેમ લાગે છે.
રીતે સ્પેન્સરે ઉપર જણાવેલા વિરોધી મતોનું જીવનશાસ્ત્રના નિયમોવડે સમાધાન કર્યું
સ્પેન્સરનું તત્વદર્શન જો કે મનુષ્ય જીવનના આધ્યાત્મિક સ્વરૂપને યોગ્ય ન્યાય કરી
નથી, છતાં ત્હેમના ભૌતિક સ્વરૂપ તથા ત્હેની ઉત્ક્રાન્તિના ઇતિહાસ વિષે ઘણું ઉ.
તથા રસિક જ્ઞાન કરાવે છે.

ઉપરના સંક્ષિપ્ત વર્ણન ઉપરથી જણાશે કે બેકનથી શરૂ કરીને સ્પેન્સર સુધી ઈંગ્લાં-
ડના તત્વચિન્તનનો વિકાસ લગભગ એકજ માગ ઉપર થયેલો છે. ઈંગ્લાંડના ઘણાખરા ચિ-
ન્તકોએ મનુષ્ય જીવનના ઐન્દ્રિય સ્વરૂપ તરફ વધારે ધ્યાન આપેલું છે અને ત્હેના આધ્યા-
ત્મિક સ્વરૂપની અવગણના કરેલી છે. વ્યાહવારિક કુશળતા અને આધ્યાત્મિક ચિન્તન એ બે
પરસ્પર વિરોધી વસ્તુઓ છે અને જે પુરૂષ તથા પ્રજામાં આમાંનો એક ગુણ હોય છે ત્હે-
નામાં બીજો ગુણ ભાગ્યે જ જોવામાં આવે છે. વ્યહવારકુશળ અંગ્રેજી પ્રજા આ નિયમના
અપવાદ રૂપ નથી.

હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટીઆ.

---

# ઈંગ્લંડની ધાર્મિક અને પરોપકારી સંસ્થાઓ.

કહેવત છે કે—જગત્ના ખરેખરા મહાન પુરૂષો વિષે જગત્ ભાગ્યે જ કાંઈ જાણે છે:
બીજાં ક્ષેત્રોમાં તો ગમે તેમ હો—પરંતુ ધર્મ અને 'પરોપકારના ક્ષેત્રમાં તો પેલી
ક્તિઓ તદ્દન સાચી છે કે—

"Full many a gem of purest ray serene,
The dark unfathomed caves of ocean bear:
Full many a flower is born to blush unseen,
And waste its sweetness in the desert air."

'જેનો જમણો હાથ શું કરે છે તે ડાબો હાથ જાણતો નથી'—જેણે અજ્ઞાત રીતે ન્હાનાં ન્હાનાં પરોપકારનાં કૃત્યો કરી પોતાના મનુષ્યબન્ધુઓને સાહ્ય કરી છે, એ જ ખરો ધર્માત્મા છે, એને જ પ્રભુ ધર્માત્મા-તરીકે સ્વીકારે છે. પણ પ્રભુ જેવો અગમ્ય પદાર્થ પણ મનુષ્યને કાંઈક તો જણાય છે જ, તો ધાર્મિક જન પણ છેક તો જગત્‌માં અપ્રકટ કેમ રહી શકે ? આ કારણથી કેટલીક વખત એના જીવનનો પ્રકાશ—બારીમાંથી સૂર્યનો કિરણપટ પ્રવેશ કરી ઓરડાને ઊજાળે છે તેમ—આ જગત્‌ને ઊજાળે છે: અને દરેક પ્રજામાં આવા ન્હાના મ્હોટા કિરણપટ તેજ નાંખતા દીસે છે.

ઈંગ્લંડમાં આવા કિરણપટો યાને ધાર્મિક જનો આપણે ઘણા ગણાવી શકીએ અને એમના જીવનમાંથી બોધ લઈ શકીએ. પણ સ્થળસંકોચને લીધે, અત્રે તે વિષે લખવાનો ઇરાદો છોડી દેવો પડે છે. તેમ ઈંગ્લંડમાં ધર્મનું શું સ્વરૂપ છે, લોકના ધાર્મિક વિચારો કેવા છે—ઇત્યાદિ બાબતની ચર્ચા પણ ગમે તેટલી આકર્ષક હોય તથાપિ એ પણ લાચારીથી જવા દેવી પડે છે. આ સ્થળે માત્ર, થોડીક ધાર્મિક સંસ્થાઓ અને પરોપકારનાં કૃત્યો જેણે ઈંગ્લંડના જીવનમાં ઊંડી અસર કરી છે અને કરે છે એ વિષે થોડીક નોંધ કરવી બસ ધારી છે.

**રવિવારની શાળાઓ**—( Sunday-Schools: ) આ સંસ્થાનો સ્થાપક રૉબર્ટ રેઇકસ નામનો એક માણસ હતો. અભણ અને ગરીબ બાળકોને ધાર્મિક સંસ્કાર વિના અધમતામાં ઊછરતાં જોઈ એના હૃદયમાં બહુ લાગણી થઈ આવી, અને તુરત એણે ચાર સ્ત્રી શિક્ષકોને કામે લગાડ્યાં. દર રવિવારે રખડતાં છોકરાંને એકઠાં કરી, તેઓ પાસે ભણવા મોકલવામાં આવતાં. છોકરાંઓએ હાથ મ્હોં ધોઈ, વાળ હોળી, જેવાં લુગડાં હોય તેવાં સ્વચ્છ પહેરીને જવું અને અમુક કલાક શિક્ષણ લેવું એવો બંદોબસ્ત કરવામાં આવ્યો. પ્રખ્યાત ધર્મોપદેષ્ટા જૉન વેસ્લિએ ( ૧૭૮૮ ) આ સંસ્થાની ઘણી પ્રશંસા કરી અને તે માટે ભવિષ્યમાં બહુ સારી આશા બતાવી, તેથી વેસ્લિને સાંભળવા આવનાર હજારો મનુષ્યોએ એને વધાવી લીધી. વગર પગારે ૮૦ શિક્ષકો આ કામ કરવામાં શામિલ થયા—આથી એ સંસ્થામાં અનુપમ ધાર્મિક તેજ આવ્યું. ૧૮૨૯ માં ગૅાલ નામના એક માણસે રવિવારી શાળા માટે પાઠ તૈયાર કર્યા, અને શિક્ષકો માટે ટિપ્પણ-સહવર્તમાન એ પ્રસિદ્ધ કર્યા. આ પાઠો ઉપર 'વનનાં પાંદડાંની પેઠે સેંકડો ટીકાઓ લખાઈ,' અને બાળકોનું ધાર્મિક શિક્ષણ બહુ વેગથી વધતું આવ્યું. ઇંગ્લંડ અને અમેરિકાના ઘણાક તવંગર અને નામાંકિત પુરુષો આ કામમાં તન મન અને ધનથી પડ્યા—અને અનેક પ્રજાઓના એકત્ર ઉપયોગ માટે ( Inter-national System ) રવિવારી શાળાના ધાર્મિક પાઠો, ટિપ્પણો, માસિકો, પત્રો વગેરે પુષ્કળ નીકળે છે. અત્યારે વીસ લાખ શિક્ષકો બિનપગારે આ પવિત્ર કામમાં લાગેલા છે અને અઢી કરોડ માણસ આ રવિવારી શાળામાં બાઈબલનો પદ્ધતિસર અભ્યાસ કરવામાં ગુંથાયાં છે. ડૉ. ડંકન નામના એક અમેરિકને આ સંસ્થામાં એક ગૃહ-શાખા ( Home Department ) ઉમેરી:

એનો ઉદ્દેશ ધરડાં-બુઠ્ઠાં માંદાં અને અશક્ત જનો, જે શાળાનો લાભ ન લઈ શકે એવાં હોય, તેમને ઘેર બેઠે આ ધાર્મિક શિક્ષણનો લાભ મળે એવી યોજના દાખલ કરી. વળી જેમ આ તરેહનાં ('shut-ins') મનુષ્યોને ધાર્મિક શિક્ષણ મેળવવાની મુશ્કેલી છે, તેમ અહર્નિશ રખડવાનો જેઓનો ધન્ધો છે—જેવા કે વેપારી મુસાફરો તથા સ્ટીમર રેલવે પોસ્ટ લશ્કર ઇજનેર વગેરે ખાતાંના ફરતા નોકરો ('shut-outs')—તેઓને પણ શાળાનો લાભ મળવો અશક્ય છે; તેથી એવાઓને માટે પણ ગોઠવણ કરવામાં આવી. જંગલને ખૂણે કે ડુંગરની ટોચે એકાન્તમાં એક ઘર હોય અને એમાં તારનું દોરડું ઊતારી હજારો ગાઉ ઉપરની શહેરી વસ્તી સાથે એના વસનારને જોડ્યો હોય તો એ કેવો આશીર્વાદ દે!—એવો જ આશીર્વાદ રવિવારી શાળાની ગૃહશાખા અનેક સ્ત્રી-પુરુષોને મુખે પામે છે. આવી સંસ્થા કેવા ઉન્નત અને દૃઢ નિશ્ચયમાંથી જન્મ પામે છે એ જાણવું હોય તો ડૉ. ડંકનના નીચેના શબ્દો વાંચોઃ—

"Where there is a parlor, a kitchen an empty room in the barn; where there is a tree which God has made to throw shade upon the earth; where there is a Christian mother who loves her sons and daughters; where there is a Christian sister who feels like doing something for the Master, there these boys and girls can be gathered together and taught about Jesus."

**ધર્મ-પુસ્તકપ્રસારક મંડળીઓઃ**—(Bible and Religious Tract Societies.) યુરોપમાં ધાર્મિક સુધારા(Reformation)ને પરિણામે લોકમાં બાઇબલ જાતે વાંચીને સમજવાનો શોખ વધ્યો અને તેથી એ પુસ્તકની ઘણી માગણી થવા લાગી. તે પૂરી પાડવા માટે ઇંગ્લંડ અમેરિકા તેમ જ બીજા દેશોમાં એ ધર્મપુસ્તક છપાવનારી અનેક મંડળીઓ થઈ છે, પરંતુ તે સર્વમાં ઇંગ્લંડની "The British and Foreign Bible Society." (બ્રિટન અને પરદેશ માટેની બાઇબલ સોસાઇટિ) અત્યારે મ્હોટામાં મ્હોટી છે. મ્હોટાં વૃક્ષ કેવાં ન્હાનાં બીજમાંથી ઉત્પન્ન થાય છે તેનું આ સોસાઇટિ ઉત્તમ દૃષ્ટાન્ત છે. વેઇલ્સના રેવ્હરંડ. ટૉમસ ચાર્લ્સ નામના એક પાદરીને લોકને બાઇબલ પૂરાં પાડવાની મુશ્કેલી નડી તેથી તેણે એ કામ માટે વેઇલ્સ્ માટે એક મંડળી ઊભી કરવાની સૂચના કરી. એ સૂચના એવી તો લોકપ્રિય થઈ પડી કે—"જો વેઇલ્સ્ માટે કરવી, તો આખા રાજ્ય માટે કેમ નહિ? અને તો પછી આખી પૃથ્વી માટે પણ કેમ નહિ?" એવો મહાન પ્રશ્ન થયો, અને—આ પ્રશ્નના ઉત્તરમાં અત્યારે આપણે પૂર્વોક્ત બાઇબલ સોસાઇટિ સ્થપાએલી જોઇએ છીએ. (૧૮૦૪) એણે ૭૦૦ પાઉંડના ભંડોળથી શરૂઆત કરી. આ મંડળનો ઉદ્દેશ 'કાંઈ પણ ટીકા કે ટિપ્પણ વિના' ('without note or comment') બાઇબલ છાપવાનો છે, અને એમ કરવાથી બાઈબલનો કેટલાક લોક ખોટો અર્થ કરશે ઇત્યાદિ વાંધા લેવામાં આવ્યા તે એણે દૃઢતાથી બાજુ પર કાઢ્યા છે. વળી આ મંડળી માત્ર અંગ્રેજીમાં જ કે ઇંગ્લંડ માટે જ બાઇબલ છપાવતી નથી—અન્ય ભાષાઓમાં અન્ય દેશ માટે પણ એ એ ધર્મપુસ્તક છપાવે છે, અને એની કરોડો નકલો ખ્હપાય છે. આ કાર્યમાં એ સોસાઇટિના માણસોનો કેવો ઉત્સાહ છે તે આટલા ઉપરથી જણાશે કે ઇવૅન્સ નામે એક માણસે ચાહની પેટીઓની આસપાસ વીંટાળેલાં સીસાનાં પતરાંમાંથી ટાઇપ બનાવ્યાં, બન્દૂકના દારૂને પાણીમાં પલાળીને શાહી કરી, અને તે વડે ભૂર્જપત્રરૂપી કાગળ ઉપર બાઇબલ છાપ્યું!

બાઇબલ સિવાય બીજાં ધાર્મિક પુસ્તકો નિબન્ધો કમિટિ પાસે પસંદ કરાવી છપાવવાની એક સંસ્થા છે તે ' Religion Tract Society ' ને નામે પ્રસિદ્ધ છે.

**ધાર્મિક ઉપદેશ અને પરોપકારઃ—** ( Missions etc. ) ઈંગ્લંડનાં વિવિધ મિશનો દેશ પરદેશ સુધરેલી અને જંગલી વસ્તીમાં જઈ કેવો ભગીરથ શ્રમ ઉઠાવી તથા જોખમ ખેડી ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરે છે, દુઃખીનાં દુઃખ ટાળે છે, જંગલી લોકને માણસાઇમાં લાવે છે—આ બાબતનું વર્ણન અને વિવેચન કરવાનું અહીં બની શકે એમ નથી. અત્રે ફક્ત ચાર પાંચ અંગ્રેજ મહાત્માની પરોપકારની નોંધ કરીશું. તેમ કરવામાં—જેઓ ધાર્મિક ઉપદેશકો નહિ, પણ લોકોપકારનાં અમુક કાર્યો માથે લઈ તે સિદ્ધ કરવામાં જીવન ખપાવી નાખનાર કર્મયોગીઓ છે, તેમનું પણ નામસ્મરણ આ સ્થળે જ કરીશું—કારણ કે એવા કર્મયોગીઓનું જીવન એ જ ખરૂં ધાર્મિક જીવન છે.

આ વર્ગમાં પ્રથમ તો ક્લાર્કસન, બકસ્ટન વિલ્બર્ફોર્સ અને વેસ્લી એ મહાત્માઓને ગણાવવા જોઇએ: તેઓએ અદ્ભુત શ્રમ ઉઠાવીને, પુષ્કળ પુરાવો એકઠો કરીને, પાર્લમેન્ટ દેશ અને દેશની બહાર લડત ચલાવીને ગુલામોનો વ્હેપાર ઈંગ્લંડ પાસે રદ્દ કરાવ્યો એટલું જ નહિ, પણ ઈંગ્લંડ દ્વારા બીજી પ્રજાઓનો પણ એ વેપાર બંધ કરાવ્યો. આ વેપાર આર્થિક દૃષ્ટિએ હાનિકારક છે એમ એડમ સ્મિથે પ્રતિપાદન કર્યું હતું, પણ એ સમજવા જેવું છે કે બુદ્ધિની દલીલ કરતાં વધારે પ્રબળ શક્તિ—ધાર્મિક જુસ્સો—ઇંગ્લંડના અદ્વિતીય ધર્મોપદેશા વેસ્લીના આત્મામાંથી ઊછળી અંગારની માફક એ દુષ્ટ સંસ્થા ઉપર પડયો ત્યારે જ એ સંસ્થા નાશ થવા પામી.

**જૉન હાવર્ડ અને ઇલિઝાબેથ ફ્રાઈ**—એ બીજાં બે પરોપકારી સ્હવારનાં નામ છે. તેઓએ તુરંગોની સ્થિતિ સુધારી, અને એ સંસ્થાનો ખરો ઉદ્દેશ ગુન્હા ઓછા કરવા તે પાર પાડયો. હલકા ભારે, રોગી અરોગી, બાળક પીઢ, બધી જાતના ખરાખોટા ગુન્હેગારને એકઠા પૂરવામાં આવતા, એમના ઉપર જુલમ ગુજારવામાં આવતો, પણ એમની નૈતિક સુધારણા પ્રત્યે કાંઈ જ લક્ષ આપવામાં આવતું નહિ. એ બધા દોષો એમણે દૂર કર્યા. જૉન હાવર્ડે આખા યુરોપ ઉપર આ કામ માટે મુસાફરી કરી હતી. મિ. બર્કના શબ્દોમાં—

> " He has visited all Europe, not to survey the stateliness of temples, but to dive into the depths of dungeons to plunge into the infections of hospitals; to survey the mansions of sorrow and pain, to take the guage and dimensions of misery, depression and contempt; to remember the forgotten, to attend to the neglected, to visit the forsaken, and to compare and celebrate the distresses of all men in all countries."

**ઈલીઝાબેથ ફ્રાઈ**—સારી સ્થિતિની બાઈ હતી. ૧૮૧૩ માં એને અનાયાસે ન્યૂગેટનું તુરંગ જોવા જવાનું થયું તેમાંથી એને કેદીઓની સ્થિતિ માટે લાગણી થઈ આવી. તુરત તેણે એક ન્હાનું સરખું સ્ત્રીઓનું મંડળ ઊભું કર્યું. જેઓએ સ્ત્રી કેદીઓને મળી તેઓની સ્થિતિ સુધારવા પ્રયત્ન આરંભ્યો.

મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલ—એ નૈષ્ઠિક બ્રહ્મચારિણી સાધ્વીનું નામ કોણે નહિ સાંભળ્યું હોય ? એ ક્રીમિયાના યુદ્ધ વખતે લશ્કરમાં ઘવાતા સીપાઇઓની સારવાર કરવા ગઈ, અને ત્યારથી એણે સ્થાપેલી સંસ્થા યુદ્ધનાં દુઃખો ટાળવામાં એવી સમર્થ નીવડી છે કે એના વાવટાને ઉભય પક્ષ માન આપે છે.

ડૉ. ચામર્સ, ડૉ. બર્નાર્ડો: અર્લ ઑફ શાફ્ટસબરિ–વગેરે ઘણાં નામ ઈંગ્લંડનાં પરોપકારપરાયણ જીવનમાં પ્રથમ પંક્તિમાં છે. તે સર્વનાં મહાન ચરિત્રોનું અત્રે વર્ણન આપવું અશક્ય છે માત્ર એમાંથી બે ત્રણને ઉપલક્ષણ રૂપે લઈ બે શબ્દો બોલીશું.

ડૉ. ચામર્સ—પ્રથમ પંક્તિના વિદ્વાન અને પ્રતિષ્ઠિત પુરુષ હતા. ૬૫ વર્ષની વયે એમણે એડિનબરોના ગરીબ લોકોનો ઉદ્ધાર કરવાનું ભગીરથ કામ એક જુવાન માણસ જેવા જુસ્સાથી ઉપાડ્યું, અને તેને અંગે ગરીબ માણસોને મળવા કાતરીઆમાં ચઢવું પડે તો તે 'એક પ્રખ્યાત દેવળના માનવંતા ઉપદેશપીઠ ઉપર ચઢતાં જેટલો હર્ષ હોય તેટલા હર્ષથી ચઢત.' વળી ગરીબનાં દુઃખ ટાળવાનું આ કામ તે એવી રીતે કરતા કે તેથી ગરીબોના ખરા હિતને હાનિ ન થાય: ખરેખર ગરીબ કોણ છે અને કોણ નથી એ જાણવા માટે એમણે એક બાતમીખાતું રાખ્યું હતું તે મારફત એ ચોકસ હકીકત મેળવતા તેમજ તેઓ માટે કેળવણીની યોજના કરી હતી તેમાં તેઓને સ્વાશ્રય, ઉદ્યોગ, અને કરકસરના ગુણો શીખવવામાં આવતા. એડિનબરોની વસ્તીમાં ⅔ ભાગ તદ્દન ગરીબ હોઈ ધર્માદા ઉપર જીવતો; અને ⅓ ચોરી અને ભીખનો ધન્ધો કરનારો હતો. એ સર્વને બહુ કુશળતાથી એમણે કેળવણી આપી સુખી કર્યા.

ડૉ. બર્નાર્ડો—એમનું નામ અનાથ બાળકોના આશ્રમ માટે પ્રસિદ્ધ થએલું છે. સર્વ ધર્મનાં, સર્વ વર્ગનાં, આંધળાં લૂલાં સઘળી તરેહનાં અનાથ બાળકોને એમના આશ્રમમાં રાખીને ઉછેરવામાં આવે છે, અને એમને યોગ્ય કેળવણી આપી, મ્હોટાં થઈ તેઓ પોતાને અને જનસમાજને લાભ કરી શકે–એવે ધન્ધે ચઢાવવામાં આવે છે. ન્હાનાં છોકરાંઓને બોર્ડિંગ હાઉસમાં રાખવાં; તેર–ચૌદ વર્ષ પછી તેઓને વિવિધ જાતના ઉદ્યોગની શાળાઓમાં તૈયાર કરવાં; સત્તરમા વર્ષ પછી છોકરાઓને પરદેશ સંસ્થાનોમાં આજીવિકા મેળવવા મોકલવા —એવો એમના અનાથાશ્રમનો ક્રમ છે. ડૉ. બર્નાર્ડોના અનુભવથી એટલું સિદ્ધ થયું છે કે તદ્દન નીચ અને ગરીબ લોકનાં બાળકોને પણ જો પૂરતો વખત દેખરેખ નીચે રાખી કેળવણી આપવામાં આવે તો તેઓ સારાં નીવડે છે. આ મહાન પુરુષનું આ પરોપકારી કાર્ય કરવા તરફ શી રીતે લક્ષ ગયું તેની વાત અતિશય કરુણાજનક છે. તેઓશ્રી ૧૮૬૬ માં લંડનમાં એક દાક્તરી શાળામાં વિદ્યાર્થી હતા, અને રાત્રે એક પરોપકારી શાળામાં શીખવવા જતા. વ્હાણું વ્હાયું અને સર્વે છોકરાં પોતપોતાને ઘેર ગયાં પણ એક દસ વર્ષનો બાળ પાછળ રહ્યો. ડૉ. બર્નાર્ડોએ કહ્યું કે હવે બત્તી બુઝવવાનો વખત થયો છે, તો "ભાઈ, હવે તું તારે ઘેર તારી મા પાસે જા: " છોકરાએ જવાબ દીધો: "સાહેબ; મને અહીં રહેવા દો; મારે મા બાપ નથી." ડૉ. બર્નાર્ડો—"તારાં કોઈ સગાં વહાલાં હશે?" છોકરો—"ના. સાહેબ." બર્નાર્ડો: "ત્યારે ભાઈ તું કોને ત્યાં રહે છે ?" ડૉ. બાર્નાર્ડો: "સાહેબ—હું રાત્રે એક ઘાસના ગાડામાં પડી રહ્યો હતો." બર્નાર્ડો: "ત્યારે તને નિશાળે કોણ લાવ્યું ?"

અડધી સદી-પોતાની ત્રીસ વર્ષની ઉમ્મરથી ઘડપણ પર્યન્તનો સઘળો વૃત્તાંત, આખું જીવન-એમાં વ્યતીત થશે, એને અંગે ઘણાં યુદ્ધો લડવાં પડશે, વેરો બંધાશે, આશાનિરાશાના પ્રસંગો આવશે-માટે પોતાની સહધર્મચારિણીની સલાહ અને આશ્રય વિના આ કામ માથે લેવું ઠીક નથી. તેથી તેમણે શ્યામ રંગે ભાવષ્યની જિંદગી ચીતરીને પત્ની આગળ ખડી કરી, અને પુછ્યું-"હવે શું કરવું એ કહો." એ બાઇએ કહ્યું: "It is your duty, and the consequences we must leave: go forward and to Victory."-"એ તમારી ફરજ છે-પરિણામ આપણે જોવાનું નથી. આગળ ધસો, અને ફત્તેહ કરો!"

આવાં સ્ત્રી-પુરુષો આપણા દેશમાં ઉત્પન્ન થશે ત્યારે જ દેશનું ભવિષ્ય સુધરશે. બ્રિટિશ રાજ્યના આરંભ પછી આ દેશમાં જે નવું ચૈતન્ય જાગ્યું હતું, ત્રીસ વર્ષથી ન્હાની મ્હોટી સંસ્થામાં જે ઝબકતું દીસતું હતું, અને અત્યારે જે 'સર્વન્ટસ્ ઑફ ઇન્ડિયા સોસાઇટિ' 'ડિપ્રેસ્ડ ક્લાસ્ મિશન્' 'સોશ્યલ સર્વિસ લીગ' વગેરે અનેક લોકહિતકારિણી સંસ્થામાં મૂર્તિમન્ત થયું દેખાય છે, તે એક દીપમાંથી અનેક દીપમાળ પ્રકટે એ ન્યાયે સમસ્ત દેશમાં વિસ્તરશે, અને એ તેજથી દીપતો દેશ જગત્‌ના બીજા દેશને દૃષ્ટાન્તરૂપ બનશે!

"Do all the good you can,
By all the means you can,
In all the ways you can,
In all the places you can,
At all the times you can,
To all the people you can,
As long as ever you can."

*John Wesley*

Reg. No. B. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૬૮.

## એક અભ્યાસોત્તેજક ચર્ચા.

વસન્ત-પત્ર અને એવાં જ બીજા ગુજરાતી માસિકો પ્રત્યેક મહિને ધીમે ધીમે પણ સુદૃઢ રીતે ગુર્જર પ્રજામાં જ્ઞાન અને અભ્યાસના ઉચ્ચ સંસ્કાર પાડવાના ઉદ્દેશથી શ્રમ કર્યે જાય છે. પરન્તુ આ પત્રોમાં આપણા વિદ્વાનો કેટલીક વખત જ્ઞાન અને અભ્યાસના ઉચ્ચ આદર્શ પ્રજા આગળ મુકવા કરતાં ઘણી વાર નીરસ અને વખતે વ્યક્તિવિષયક ચર્ચાથી નિર્માલ્ય થઈ જતી ચર્ચાઓ કરવામાં વિશેષ આનંદ લે છે. આવી ચર્ચાઓને લઈ અલબત આ પત્રો ઘણી વખતે વધારે આકર્ષક થાય છે અને જ્ઞાનના સાદા સરળ નિબંધો કરતાં ચર્ચા વધારે લોકપ્રિય થની હોય એવું ભાસે છે. પણ જ્યારે ચર્ચા ઘણા જ થોડા મહત્ત્વના પ્રશ્ન પર થઈ વ્યક્તિવિષયક ક્ષુદ્રક ભાવનાઓમાં પરિણમ થાય છે ત્યારે આ જ્ઞાનમાર્ગી માસિકોના કર્તવ્યમાં ક્ષતિ થાય છે: અને આવા જ કારણથી આ પત્રના તંત્રીને ઘણી ચર્ચાઓ અટકાવવી પડી છે. પરન્તુ જ્યાં સુધી જ્ઞાનના ઉચ્ચ વિષયોના સરળ નિબંધો લખવા અને વાંચવા માટે આપણા ગુર્જર વિદ્વાનો અને ગુર્જર પ્રજા તૈયાર થયાં નથી ત્યાં સુધી ચર્ચાને આવાં પત્રોમાં સ્થાન આપવું જ પડશે. પણ ચર્ચા કેવી રીતે વિશેષ જ્ઞાનસૂચક અને અભ્યાસોત્તેજક બનાવી શકાય એ પ્રશ્નનો વિચાર કરતાં હાલમાં "રીવ્યુ ઑફ રીવ્યુઝ"ના તંત્રીએ ઉપસ્થિત કરેલી એક ચર્ચા ઘણો જ ઉત્તમ માર્ગ દર્શાવી આપે છે.

લોખંડના વ્યાપારથી અતિસમૃદ્ધ થયેલા મી. એન્ડ્રુ કાર્નેગીએ પોતાના ચમોત્તેરમા જન્મ દિવસ નિમિત્તે તેને મુબારકબાદી આપવા આવનાર અમેરીકન વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ જોડે પૃથ્વી પરની જનસુધારણા વિષે વાત કરતાં, દુનીયાના મોટા માણુસોનાં નામ આપ્યાં હતાં તે ઉપરથી એક ચર્ચા આ ઉત્કૃષ્ટ અંગ્રેજી માસિકના ઉત્સાહી તંત્રીએ જાગૃત કરી છે. તેણે પ્રથમ તો વિજ્ઞાનશાસ્ત્રના મતાનુસાર ઉઠાવેલા તત્ત્વજ્ઞાનના અગ્રણી વિદ્વાન મી. ફ્રેડરીક હેરીસનને આ કાર્નેગીવાળી યાદી મોકલી, તેની બુદ્ધિ પ્રમાણે એક નવી જ યાદી લખવા વિનંતિ કરી. તે ઉપરથી આ વિદ્વાને ઘણા જ રસથી અને કલાથી પોતાના મતાનુસાર વીસ મોટા માણુસોની યાદી ગોઠવી કાઢી. આ બન્ને યાદીઓ સાથે આ તંત્રીએ યુરોપના મહાન્ વિદ્વાનોને પત્રો લખી તેમના મત પ્રમાણેના વીસ મોટા માણુસોના નામો મંગાવ્યાં અને તે ઉપરથી આ અત્યંત વિચારમિક યૂરોપ ખંડમાં એક ઘણી જ જુસ્સાદાર ચર્ચા ઉપસ્થિત થઈ છે.

આ ચર્ચા અહીં ચર્ચવાનો આજનો ઉદ્દેશ નથી. પણ આવી જ જો કોઈક ચર્ચા આપણા ગુજરાતી માસિકમાં ચર્ચવામાં આવે તો લેખક અને વાંચક બન્ને વર્ગોમાં નવો જ ઉત્સાહ ઉત્પન્ન થશે અને ઉચ્ચ જ્ઞાનના અભ્યાસનો નીરોગી વ્યાયામ ચાલુ થશે એમ ધારી એક ચર્ચા આ પત્રમાં શરૂ કરવાનું મન થયું છે.

## ભરતખંડમાં વીસ મહાન નરો કોણ થઈ ગયા છે?

આ વિષયની ચર્ચા વિનોદ સાથે ઉચ્ચું જ્ઞાન જાગૃત કરશે એવી આશા છે. ભરતખંડનો ઇતિહાસ પણ યુરોપના ઇતિહાસની બરોબરી કરી શકે એવો જ છે કારણ કે અહીંયા પણ ત્યાંના જેવી લગભગ એકધર્મમતાનુસારી અનેક પ્રજાઓ ઉન્નતિ અને અવનતિના ચકરૅટમાં ફર્યા જ કરે છે. કાર્નેગીએ પસંદ કરેલી આખી પૃથ્વી માટેની વીસની સંખ્યા ઘણી જ થોડી છે અને તેટલા માટે જ હેરીસને ફેબ્રુઆરીના રીવ્યુના અંકમાં આખી પૃથ્વીપરના લગભગ ચાર હજાર વર્ષોના ઇતિહાસ માટે પચ્ચાસની સંખ્યા યોગ્ય માની છે. તો એકલા ભરતખંડ માટે વીસની સંખ્યા બહુ વધારે કે બહુ ઓછી નહિ ગણાય.

આ ચર્ચામાં વિદ્વાનો પોતે પસંદ કરેલા માણુસોને યાદીમાં દાખલ કર્યા બદલનાં કારણો આપશે તો ચર્ચા વધારે રસિક થશે. આ ચર્ચામાં ભાગ લેવા માટે જો "રીવ્યુ ઑફ રીવ્યુઝ" ના જાન્યુઆરી અને ફેબ્રુઆરી ૧૯૧૨ ના બે અંકો એકવાર વાંચી જવામાં આવશે તો તેમાં જણાઈ આવતી વ્યવસ્થા ઉપરથી આપણી યાદી વ્યવસ્થિત થઈ શકશે.

આ પત્રના તંત્રી પણ આ વિષય પર તેમના અનેક વિદ્વાન મિત્રોને ખાસ નિમંત્રણ કરશે તો વધારે ઉપયુક્ત ચર્ચા આપણને વાંચવાનો લાભ મળશે.

મારી અલ્પમતિ પ્રમાણે તૈયાર કરેલી એક યાદી અહીં આપીને આ ચર્ચાનો લેખ પુરો કરવા રજા લઉંછું.

## * ભરતખંડના વીસ મહાન પુરુષો.

૧ કપિલ—વેદના જ્ઞાનને તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ આપનાર.

૨ કણાદ—યાંત્રિક અને ભૌતિક બળોને તત્ત્વદૃષ્ટિયે જોનાર.

૩ પાણિનિ—સંસ્કૃત વ્યાકરણના વ્યવસ્થિત અધ્યાપક.

૪ વ્યાસ—" મહાભારત " નું મહાકાવ્ય રચનાર.

૫ મનુ—હિંદુ ધર્મશાસ્ત્રનું પુસ્તક રચનાર.

૬ ચરક—" આયુર્વેદ " સ્થાપક.

૭ બુદ્ધ—મહાન્ સામાજીક સુધારક અને બુદ્ધધર્મના પ્રસારક.

૮ શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવેત્તા અને હિંદુ ધર્મના પુનરુદ્ધારક.

૯ કાલિદાસ—સંસ્કૃત સાહિત્યના ઉચ્ચ આદર્શરૂપ કવિ.

૧૦ કબીર—મહાન્ ધર્મોપદેશક અને સંસારસુધારક.

૧૧ નાનક—શીખ ધર્મના આદ્ય પુરૂષ.

૧૨ અકબર—ધર્મસહિષ્ણુતાના આદર્શ રૂપ રાજ્યકર્તા અને વ્યવસ્થિત રાજ્યતંત્રના ધુરંધર

૧૩ પ્રતાપસિંહ—સ્વધર્મસંરક્ષક શૌર્યગુણી રજપુત વીર.

૧૪ શિવાજી—મહારાષ્ટ્રનું પ્રચંડ હિંદુ રાજ્ય સ્થાપનાર.

૧૫ નાનાફડનવીસ—મહારાષ્ટ્રના તુટતા સ્વરાજ્યને ટકાવી રાખનાર મહાન્ મુત્સદ્દી.

૧૬ લૉર્ડ મેકૉલે—હિંદુસ્તાનમાં પાશ્ચાત્ય કેળવણીનું બીજ રોપનાર.

૧૭ રાજારામમોહનરાય—અર્વાચીન સંસાર સુધારણાનો પાયો નાંખનાર.

૧૮ સ્વામી દયાનંદ સરસ્વતી—અર્વાચીન સુધારણા પ્રમાણે વેદધર્મના ઉપદેશક.

૧૯ લૉર્ડ રીપન—હિંદમાં સ્વરાજ્ય ભાવનાને ઉત્સાહિત કરનાર.

૨૦ દાદાભાઈ નવરોજજી—રાજકીય કર્તવ્યના હિંદી આદર્શ.

સંખેડા બહાદરપુર.
તા. ૨૦–૩–૧૨

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

*** આ યાદી ઉપર ગુજરાતના વિવિધ વિદ્વાનોના મત અમે મંગાવ્યા છે. તે આવતા અંકથી પ્રસિદ્ધ કરવામાં આવશે. તન્ત્રી.

# જગત્માં દુઃખ સદાય ક્યારે રહે છે ?

## હરિગીત.

મા શોક કરજે વ્યર્થ જો કદિ જિંદગી દુઃખકાર છે,
ખીલી ઉષા તુજ શોકથી, નહીં નિજ પ્રભા સંતાડશે;
સૌંદર્ય ને મૃદુતા શિરીષ ને કમલ કેરાં હોય છે,
તે પૂર્વ નિર્મિત, શોક તવથી, નહીં વસન્ત હરી શકે.— ૧

પંખીઓ રવ કરી મધુરા ડાળી ડાળી કૂદતાં,
વ્હેતી સરિતા ઉલટથી નિજ નાથ સાગર ભેટવા;
પેલો પ્રભાકર તે વિષે દર્પણ ગણી મુખ દેખતો,
ને વાયુ ભેટી, વૃક્ષ ઝુકવી, પુષ્પગંધ પ્રસારતો. ૨

નવીન યુગલો વિશ્વમાં ઢોળે પ્રણયરસ જહીં તહીં,
લઇ માત વ્હાલે બાળને ચુંબન કરી હરખે ઘણી;
નિર્દોષ હસતાં ખેલતાં જગમાં કુદાકુદ તો કરે,
પુરુષ મિત્રો ક્યાંક ક્યાંક સહેલીઓ ટહુકા કરે. ૩

એવા સમય ને કૈંક કમ શું બધ તુજ શોકે થશે ?
ઉરાડ અંતર કરી ઘેરી ગમી : નહીં પ્રિય સ્નેહ રૂઠે;
જે ઝપાટો આજ આવ્યો તે સદા રૂહેશે નહીં,
એવા ઝપાટા કૈંક આવે સહન કરવા ધૈર્યથી. ૪.

વિટંબનાથી પૂર્ણ જીવન હોય તોય મુંઝા નહીં,
નહીં થંભશેઃ વિશ્રામ લેશે સમય માર્ગ વિષે નહીં;
કૌતુકવતું, લાંબું, કઠિન જે આજ લાગે તુજને
તે સત્વરે ગઇ કાલનું ભૂલાયલું પ્રિય! લાગશે. ૫.

મા રૂદન કરઃ આશા નવી, સ્વપ્નો નવાં, વદનો નવાં,
અગનત વર્ષ બધાં તણી નહીં ભોગવી એવી મઝા;
તારા હૃદયના શોક કેરા શ્યામપટને ભેદશે,
માનીશ નહીં તું તોય હારાં નયનઅશ્રુ સુકવશે. ૬

મુંબાઈ }
૨૦-૮-૧૧. }

"સદ્વિલાસી."

# સૃષ્ટિસૌન્દર્યનાં કાવ્યો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૨૨ થી. )

કુદરતનો મનુષ્યનાં હૃદય સાથે શો સમ્બન્ધ છે તે વિષે એક કવિના વિચાર આપણે જાણ્યા. હવે આપણે કુદરતના જુદા જુદા પદાર્થોથી કવિહૃદય ઉપર શી અસર થાય છે અને તે તે પદાર્થની સુન્દરતા કવિ આપણી આગળ કેવી રીતે પ્રકટ કરે છે તે તપાસવાનો પ્રયત્ન કરીએ.

આત્મ લક્ષી અને પરલક્ષી કાવ્યો.

પણ તે કરતાં પહેલાં કવિતાના આત્મલક્ષી અથવા સ્વાનુભવરસિક અને પરલક્ષી અથવા સર્વાનુભવરસિક એવા બે વિભાગ છે તે આપણે યાદ રાખવા જરૂરના છે. એ વિભાગ કાલ્પનિક નહીં, પણ વસ્તુમાં રહેલા સત્ય ભેદને લીધે હોવાથી આપણે ઉભય પ્રકારની કવિતાને એકજ કોટિમાં મૂકી શકીએ નહીં. આત્મલક્ષી અને પરલક્ષી એ ઉભયનાં દૃષ્ટિબિન્દુજ જૂદાં છે. આત્મલક્ષી કાવ્યમાં કવિ પોતાની અંગત લાગણીઓ પ્રકટ કરે છે, પોતાના અન્તરના ઉભરાઓ બહાર કહાડે છે. પણ પરલક્ષી કાવ્યમાં તો વસ્તુનું આબેહૂબ વર્ણન આપવાનોજ હેતુ છે. નર્મદાશંકરનું "કબીરવડ" એ પરલક્ષી કાવ્યનો નમૂનો છે. રા. નરસિંહરાવનું "મધ્યરાત્રિયે કોયલ" એ આત્મલક્ષી કાવ્યનો નમૂનો છે. નર્મદાશંકરના કાવ્યમાં કવિ પોતાના વિચારો કે લાગણીઓ પ્રદર્શિત કરતો નથી, પણ કબીરવડનો આબેહૂબ ખ્યાલ આપવાનો પ્રયત્ન કરે છે, અને તે પ્રયત્ન સફળ થયો છે એમ કોને નથી લાગતું !

પરલક્ષી કવિતામાં એવી સફળતા ભાગ્યેજ જોવામાં આવે છે. પ્રકૃતિના અમુક પદાર્થનું કે અમુક બનાવનું વર્ણન આપતાં કેટલાક અરસિક કવિઓ માત્ર તેનું બાહ્ય સ્વરૂપજ જોઈ શકે છે, પણ તેનું ઉંડું રહસ્ય સમજી શકતા નથી. તેની દરેક છૂટક છૂટક વીગતની તેઓ વિસ્તારથી નોંધ લે છે, અને જેવી રીતે એક નિશાળીયો પોતાનો મ્હોંડે કરેલો પાઠ સમજ્યા વિના બોલી જાય છે તેવી રીતે તેઓ પોતાની શુષ્ક દૃષ્ટિએ જણાયલી વસ્તુઓ લંબાણથી ગણાવી જાય છે. ગુર્જર સાહિત્યના સાંકડા પ્રદેશમાંથી પણ એવા કવિઓના દાખલા મળી આવે છે, પણ આ ટૂંકા લેખમાં સારા કવિઓની અનેક સુન્દર રચનાઓ વિષે મૌન ધરવું પડશે તો નઠારાં કાવ્યોનાં ઉદાહરણ આપવાનું તો નજ બની શકે એ સ્વાભાવિક છે, તેમ એવાં ઉદાહરણો ટાંકવાનું પ્રયોજન પણ જણાતું નથી.

આત્મલક્ષી

એથી ઉલટું, રસિક કવિઓ પ્રકૃતિના તે તે વિષય કે વૃત્તાન્તને જોતાં તેનું ખરું તત્ત્વ સમજી લે છે, અને એક કે બે પંક્તિમાં તે વિષય કે વૃત્તાન્તની સુન્દરતા વાંચક આગળ સચોટ રીતે ખડી કરે છે. સ્વાનુભવરસિક કવિઓ એ વર્ણનના વિષયને પોતાના હૃદયના રંગથી રંગે છે, અને હૃદયની જુદી જુદી સ્થિતિ પ્રમાણે જુદા જુદા ભાવનું કથન કરે છે. એકજ વસ્તુના દર્શનથી કવિહૃદયમાં કોઈક વાર શાન્તિ થાય છે, ત્યારે કોઈક વાર ઉદ્વેગ થાય છે; કોઇક વાર હર્ષ થાય છે ત્યારે કોઈક વાર શોક થાય છે; અથવા તો જે હર્ષ થાય છે તે કંઈક જુદા પ્રકારનો

રા. નરસિંહરાવની કોયલ.

હોય છે. ઉદાહરણ તરીકે, "મધ્યરાત્રિયે કોયલ" અને "રાત્રિયે કોયલ" એ બે રા. નરસિંહરાવનાં કાવ્યો એક બીજા સાથે સરખાવો. શાન્ત રજનીમાં કોયલનો ટહુકો સુણતાં એક સમયે તેમને એક પ્રકારનો વિચાર આવે છે, ત્યારે બીજે સમયે બીજોજ વિચાર આવે છે. "મધ્યરાત્રિયે કોયલ" એ કાવ્યનો સારાંશ નીચે પ્રમાણે છેઃ

રમ્ય શય્યામાં સૂતાં સૂતાં મધ્યરાત્રિએ કોયલનો ઝીણો અને મધુર સ્વર શ્રવણે પડતાં એથી મળતું સુખ સ્વપ્નનું છે કે ખરૂં છે એ વિષે કવિના હૃદયમાં ક્ષણવાર શંકા ઉત્પન્ન થાય છે, પણ તરતજ એ શંકા નાશ પામે છે, અને કવિના હૃદયમાં થતા આનન્દની ઉત્પત્તિ મધુર કોયલના ગીતથીજ છે એવી ખાત્રી થાય છે. આનન્દનું કારણ સમજાતાં કવિ સ્વાભાવિક રીતે એ કોકિલાના મધ્યરાત્રિના ગાયનનું કારણ શોધે છે, અને આસપાસની કુદરતની લીલામાં તેને એનું કારણ મળી આવે છે. શાન્તિને સમયે નીકળતું એ મધુર ગાયન આસપાસની શાન્તિમાં વધારો કરે છે. તે વધારો કેવી રીતે થાય છે એ કવિ સચોટ રીતે સમજી શકે છેઃ

" નગર બધું આ શાન્ત સૂતું, ચાંદની પણ અહિં સૂતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;
અનિલ ધીરે ભરે પગલાં પળે શાન્તિ રખે સહુ,—
ત્હાં ઉછળતી આનન્દરેલે કોકિલા બોલે–ટુહૂ ! "

આસપાસની સઘળી શાન્તિમાં પણ એ ટહુકો સાંભળનાર હૃદય શાન્ત નહીં, પણ જાગતું છે. પવનલહરીની સંગે લાડતો કોયલનો મીઠો ટહુકો સઘળી સૃષ્ટિને શાન્ત રાખીને કવિને એકલાનેજ જગાડે છે, અને તેના હૃદયમાં કંઈ અવનવી મોહની સીંચે છે. પણ એટલામાં તો એ ટહુકો સંભળાતો બંધ પડે છે, અને લલચાતા હૃદય સાથે કવિ એટલુંજ કહીને અટકે છે કે

" ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી ! ટુહૂ, ટુહૂ ! "*

"રાત્રિયે કોયલ" ના ગીતમાં ઝાડનાં ઝુંડમાં છુપી રહેલી કોયલડીનો ટહુકો સાંભળનાર કવિ એકલા નથી, અને એ વખતનો કવિહૃદયનો આનન્દ જૂદીજ રીતે પ્રકટ થયો છે.

કોયલ વિષે રા. નરસિંહરાવનાં બીજાં પણ કાવ્યો છે. રા. ખબરદારનો પણ કોયલ ઉપર વિશેષ પ્રેમ જણાય છે. એમની "પ્રકાશિકા" માં પણ "કોયલ બ્હેનાં" એ નામનું એક કાવ્ય છે, તેમાંની

---

* રા. નરસિંહરાવના આ કાવ્યમાં કેટલાક ટીકાકારોને અસંભવનો દોષ જણાય છે. મધ્યરાત્રિએ કોયલ નજ બોલે એવું જો હોય તો તો એ કાવ્યમાં અસંભવનો દોષ છે એ સ્વીકારવુંજ પડે. પણ તેમ છે ખરૂં ?

"ત્હારૂં સ્વર્ગ રેલાવતું ગાન રે, મ્હારી કોયલ બ્હેનાં,
ક્યમ શોક વસે અમ તાન રે મ્હારી કોયલ બ્હેનાં?
અમ હાસ્ય પૂંઠે દુઃખ છાય રે મ્હારી કોયલ બ્હેનાં,
તું તો નિત હસી હસી આય રે મ્હારી કોયલ બ્હેનાં!"

એ પંક્તિઓ શેલીના "Skylark" ના કાવ્યમાં જણાયલા એવાજ વિચારોનું સ્મરણ કરાવે છે.

રા. ન્હાનાલાલની શૈલી એથી જુદાજ પ્રકારની છેઃ

રા. ન્હાનાલાલની કોયલ.

"આંબાવાડિયું વિશાળ હતું.
ત્હેની ઉંડી ઉંડી ડાંખળીઓ,
લીલા કો વાદળના ફ્રણગા જેવી,
દૂરના ખેતરોમાં ભળી જતી.
ગહન ગુફામાંથી યોગેન્દ્ર ગાય,
ત્હેના મહામન્ત્ર જગતમાં સંચરે,
ભૂત ઉપરથી તરી આવી
વર્તમાન મહા સંગીતે ભરે
અને ભવિષ્યને ભવ્ય જગાડે:
પુલપલ્લવવાસી કોકિલા
'વસન્ત' 'વસન્ત' 'વસન્ત'ની
પુરાણુ મન્ત્ર ઘોષણા.
તેમ નવ ચૈતન્યથી પુકારતી,
નિષ્ઠુર જગતને સુણાવતી.
આંબાવાડિયું સલ્લોલ બોલતું,
લીમડીઓની કુંજમાં ધ્વનિ પાડતું,
માનવકુંજે પડઘા વિરામતું.
ચન્દ્રઅદર્શને પ ચન્દ્રિકા વહે
ત્હેવી કોયલની ગીતમાધુરી
જગત ઉપર ઝીણી ઝરમરતી.
એકાકી રમણ ઉપર
ત્હેની ફરફર વરસી.
ત્હેણે તરત પ્રત્યુત્તર આપ્યોઃ
કુઊઊ." (!)

એની સાથે સાથે ત્રીજી પંક્તિના ભાવમાં અજ્ઞાતતાની મધુરતા હોવાથી જે વર્ણનને રા. નરસિંહરાવે "અનુપમ સૌન્દર્યવાળું" કહ્યું છે તે રા. મણિશંકરનું "વસન્તવિજય" એ કાવ્યમાંનું વર્ણન સરખાવીએઃ

રા. કાન્તની કોયલ.

"ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમળ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે ક્યંહિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હલાવી રસિક હૃદયને—વૃત્તિથી દાબ જાય."

રા. નરસિંહરાવના "રાત્રિયે કોયલ" એ કાવ્યમાં

"કોયલડી રહી છૂપી ઝાડના ઝુંડ માંરે"

એ પંક્તિથી કંઈક નિશ્ચિતતાવાળું ચિત્ર ચીતરવામાં આવ્યું છે, તેના કરતાં ઉપલા શ્લોકની ત્રીજી પંક્તિ એમને પોતાને વધારે ચમત્કારવાળી લાગે છે એ વાસ્તવિકજ છે.

બીજાં પશુપક્ષીઓ અને પુષ્પો.

કોયલ ઉપરાંત ચંડોળ, ઘુવડ, બગલું, બુલબુલ વગેરે ઉપર પણ કવિઓનું લક્ષ ગયેલું છે, મૃગલાંનો ને મનુષ્યનો સમ્બન્ધ કલાપીએ "ભરત," "વીણાનો મૃગ" વગેરે કાવ્યોથી સમજાવ્યો છે, અને અનન્ય પ્રેમ વાળી "સારસી"નું સુન્દર ચિત્ર દોર્યું છે. પણ પ્રકૃતિના દરેક પદાર્થ લઇને જુદા જુદા કવિઓએ જુદે જુદે પ્રસંગે તેને વિષે શું શું વિચાર્યું છે તે વિસ્તારથી વર્ણવવાનું કામ બની શકે એવું નથી અને બની શકે એવું હોય તોપણુ તે સપ્રયોજન નથી. તોપણુ એટલું જણાવવું તો આવશ્યક છેજ કે 'અનન્ત' કરેણાંના પુષ્પોનો હર્ષ, લાલિત્ય, અને રમત, ધીર સમીરના ચુમ્બનથી થતું સ્મિત, મનુષ્યનાં જેવાં કૃત્રિમ બન્ધન વિનાનું તેઓનું સરલ અને સ્વતંત્ર જીવન, અને પ્રકૃતિની પ્રેમમય ઉછેરમાં ઉછરતાં પુષ્પોની આનન્દમય મૂર્તિ.—એ સઘળાંની સચોટ છાપ પાડતું રા. નરસિંહરાવનું "કરેણાં" એ નામનું કાવ્ય અને રા. ખબરદારનું અન્તરના ઉમળકાથી ઉભરાતું, અનેક સુન્દર ચિત્રો ખડું કરતું, ચંપેલીને પ્રત્યેક સમીર આગળ પ્રેમથી અને વિનોદથી નખરાં કરતી કલ્પતું, અને કવિના અંત સમે પ્રકૃતિની એ સુન્દર બાલિકા તરફથી અશ્રુપાતની કવિની આશાને પ્રકટ કરતું "ચંપેલી" નું કાવ્ય—એ ઉભય વર્ડ્ઝ્વર્થનાં "Daffodils" કાવ્યનું સ્મરણ કરાવે છે, અને પશ્ચિમના કવિઓની કૃતિની સાથે સરખામણીમાં ટકી શકે એવાં છે.

કરેણાં.

ચંપેલી.

રા. નરસિંહરાવની 'ફુલની સાથે રમત.'

કલાપીનું 'પુષ્પ'

"કુસુમમાળા" ના "ફુલની સાથે રમત" એ કાવ્યમાં મનુજ સમૂહથી કંટાળીને કોમળ હઇડાંનાં, કપટ કુટિલતા કે ક્રૂરપણાં વિનાનાં, મધુરાં ફુલડાંની સાથે રમવાની ઇચ્છા કવિ બતાવે છે. એની સાથે કલાપીનું "પુષ્પ"નું કાવ્ય સરખાવવા જેવું છે. એ "મીઠા આત્મા" ને સમ્બોધીને કવિ તેની રસિકતા, કોમળતા, સુગન્ધીપણું વગેરેનો વિચાર કરે છે, તેના જુદા જુદા કાળના અનુભવોનું સ્મરણ કરે છે, અને પછી તેનાં હૃદયનો અને મનુષ્યના હૃદયનો ભેદ તપાસે છેઃ

" અરે વ્હાલા! વાશે પવન અધિકો ઉષ્ણ બળતો,
હશે આ કાલે વા તુજ તરફ એ ક્રૂર ધસતો;
તને ચિન્તા ના ના! સુભગ તુજ હૈયું સુખભર્યું,
તને ના સ્પર્શે કો વિષમ દુઃખ આ ક્રૂર જગનું!

સુખી આ સંસારે સુખમય નહીં કો તુજ સમું,
અમારે આનન્દે દિલ પર રહે છે દુઃખ છુપ્યું;
દુઃખી જો ઓછું તો સુખ બસ થયું એમ ગણશે,
બિચારૂં ભોળું એ મનુજ સુખ પૂરૂં ન સમજે!

અમારાં મીઠાં તે રુદન મય છે ગીત સઘળાં,
દુઃખે શિખેલાં એ કવિ દિલ શિખાવે દુઃખ બધાં;
ન નિદ્રામાં એ છે પરમ સુખ વિશ્રાન્તિ અમને,
બૂરાં સ્વપ્નો આવી જનહૃદયમાં કંટક ભરે!

ન આનન્દે ત્હારા બિલકુલ હશે ધ્વંસ કદિએ,
ઉદાસીની છાયા તુજ દિલ પરે ના રજ વસે;
કરે છે પ્રીતિ તું, સરવ તુજ પ્રેમે ખુશ રહે,
અતિતૃપ્તિની તું સમજ નહિ પીડા પણ ખરે!

સુખી આત્માનું ને પ્રણય જગ ને મૃત્યુ ભવનું—
હશે ઊંડું સાચું તુજ હૃદયમાં જ્ઞાન વસતું;
ન જે જાણે છે કો મગજ કપટી મર્ત્ય જનનું:
નહીં તો આવું તું સુખભર રહે કેમ ખીલતું?

" ન જાણું તું શું છે! તુજ સમ હશે શું જગતમાં?
ન ત્હારા જેવી મેં નિરખી ખુશબો કો કુસુમમાં;
નહીં તું પૃથ્વીનું, સમ મુજ કહે ક્યાં અવતર્યું?
વસ્યું'તું કૈલાસે? શિવ શિર પરેથી સરી પડ્યું?

ન તું સ્વાર્થી ને ના કૃપણ તુજ હૈયું જન સમું,
અહીં આશા તેથી હૃદય મમ કુંળું તુજ કર્યું;
મને દે તું દીક્ષા, મધુપ તુજ વ્હાલો કર મને,
અભેદાનન્દો હું શિખવીશ પછી આ જગતને!"

ત્યાર પછીની "મ્હારૂં કબૂતર" એ નામની વધારે સુન્દર કવિતા કબૂતરનાં મૃત્યુ વિષેની હોઈને તેની શરૂઆત સુખની ક્ષણિકતા અને મરણની અનિવાર્યતાના ઉદ્ગારથી થાય છે. ત્યાર પછી કવિ તેને આગળ લડાવેલાં લાડનું—તેને કનકમય પિંજરમાં પૂર્યાનું અને મુક્તાજડિત ઝાંઝર પહે-

કલાપીનું 'કબૂતર.'

રાખ્યાનું-સ્મરણ કરે છે. પણ મનુષ્યની માફક સુવર્ણથી ન લોભાતાં કનકનાં પિંજર અને મુક્તાજડિત ઝાંઝર કરતાં તેને વનની ઘટા વધારે પ્રિય છે એ વિચાર આવતાં તેને મતલબી-પણાંથી બન્ધનમાં પૂરવા માટે કવિહૃદયમાં પસ્તાવો થાય છે, અને પોતે તેનો ગુન્હેગાર બનેલો હોવા છતાં તેનું પોતાના પર વ્હાલ હતું એ વિચારથી એને આશ્ચર્ય ઉપજે છે. પોતાના અપરાધનું તીવ્ર ભાન થતાં તેને આખી મનુષ્યજાતિ ઉપર તિરસ્કાર ઉપજે છેઃ

" મનુષ્યો સંહારી સુખદ રતિ બન્યો કુદરતી–
અરે! ભોળાં પ્રાણી ઉપર ચલવે રાજ્ય જૂલમી! "

એની કબૂતરીની શી દશા થઈ હશે તેનો પણ એને વિચાર આવે છે, અને વ્હાલાં બચ્ચાંએ આગળ પોતાના પ્રિય પંખીના ગુણ ગાતો ગાતાં કવિ એવા નિશ્ચય પર આવે છે કેઃ

" મર્યું ખોવાયું, વા ઢળી ગયું કહો, કે ઉડી ગયું,
ભજ્યાં ભૂતે ભૂતો; લય નથી થયું એ કબૂતરૂં ! "

આગિયો.

" એક આગિયાને " એ કાવ્યમાં કવિ આગિયા તરફ પોતાની પ્રીતિ બતાવતો તેની ચળકતી પાંખોથી તેને થતા લાભ વર્ણવે છે, પણ સાથે ઉમેરે છે કે એ ચળકાટથી તેને લાભ છે તેમ હાનિ પણ છે, કારણ કે એ ચળ-કાટને લીધે કોઈ પક્ષીની દૃષ્ટિએ પડતાં એનાથી છૂપાઈ શકાતું નથી, અને એનું મરણ નીપજે છે. કવિ ઉમેરે છે કેઃ

" આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિએ નથી!
આમ એ જ જીવિત, એ જ મૃત્યુ, એ જ અશ્રુને અમી,
જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી ! "

પ્રકૃતિના વિવિધ પદાર્થોના સૌન્દર્યથી કવિહૃદયમાં કેવા ભાવ જાગે છે તે આપણે જોયું. એ ઉપરાંત, કોઈ વાર અમુક સ્થળનું વર્ણન આપતાં એ સ્થળમાં બનેલા ઐતિહાસિક બનાવોનું કવિને સ્મરણ થાય છે. ( ઉદાહરણ, " સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ"). કોઈવાર મનુષ્યના વ્યવહાર તરફ પ્રકૃતિના પદાર્થો કેવી તિરસ્કારભરી નજર કરે છે,

સૃષ્ટિલીલા.

મનુષ્યનાં સુખ દુઃખની તેઓને કેવળ અવગણના છે એવો વિચાર કવિ-હૃદયમાં આવે છે, અને કોઈ વારઃએ પ્રકૃતિના દર્શનથી કવિને પર-ભૂમિનાં દર્શન થાય છે, અને પરમ પુરુષની એને ઝાંખી થાય છે.

" મધુર કુસુમ વિશે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા–શી લલિતા–સુંદરતા
તુજ જગદ્ધરા. સુન્દર૦ "

એમાં મધુર કુસુમની ગંધથી, આનંદ આપનારી કૌમુદીથી, મનોહર ઉષાથી, અને શ્રવણને સુખ આપનારી મૃદુલકંઠી કોકિલાના કૂજનથી એ સર્વમાં વસતી અને હસતી પરમ પ્રભુની સુંદરતાનું કવિને ભાન થાય છે.

વળી, કોઈ વાર આનંદની સઘળી સામગ્રી હોવા છતાં કવિહૃદયમાં કંઇ આનંદ થતો નથી, પણ ઉલટો વિપરીત ભાવ પ્રકટ થાય છે. એ વિપરીત ભાવનું કારણ કોઇ વાર કવિ સમજી શકે છે તો કોઈ વાર એ ભાવનું કારણ કવિ પોતે સમજી શકતો નથી એમ પણ બને છે. "રમણીયતાજનિત શોક" એ કાવ્યમાં રમણીય સરોવરના દર્શનથી કવિને શોક થવાનું શું કારણ છે ને કવિથી અજ્ઞાત રહેતું નથી, પણ "અજ્ઞાતહૃદયક્ષોભ" એ કાવ્યમાં તો

"સંધ્યા શું રંગ ગિરિશૃંગ રમે રસે જો !
તે તે છબિ ઉર લહી સરિતા હસે જો !
આનંદમૂર્તિ અહિ આ સમયે વિરાજે,
તો કેમ આ હૃદય શોક તરંગ નાચે ?"

એ પ્રશ્નનો ઉત્તર કવિથી આપી શકાતો નથી, અને કવિને એટલુંજ કહીને વિરામવું પડે છે કે

"જાણું ન જાણું કંઇ કારણ આહ કેરૂં,
જાણુંતું એક સરિતાજળ ગાતું ઘેરું;
ને જાણતા ગિરિવરો ગગને ગયેલા,
જાણે વળી ગગનરંગ જ સાન્ધ્ય પેલા;—

સંક્ષોભ મીઠો સખિ ! તું પણ જે ન જાણે,
જે દે મથી હૃદયને પણ અશ્રુ નાણે."

એ સિવાય, કુદરતના દર્શનથી કવિહૃદયમાં જુદા જુદા પ્રસંગે જુદા જુદા અનેક ભાવ ઉત્પન્ન થાય છે, જેની ગણના કરવી કેવળ અશક્ય છે.

(અપૂર્ણ.)

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# જાણવાજોગ આંકડા.

૧

ઈ. સ. ૧૮૭૧ માં—હિન્દુસ્થાનમાં ૧૯,૬૪૫ પ્રાથમિક ( Primary ) અને મધ્યમ ( Secondary ) નિશાળો હતી—તેમાં કુલ ૭૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા.

૧૮૮૧-૧૮૮૨ માં—૯૦,૦૦૦ શાળાઓ થઈ, અને એમાં ૨,૨૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા.

૧૯૦૧-૨ માં—૧૦૪,૦૦૦ શાળાઓ અને ૩,૯૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ થયા જેમાં ૪૦૦,૦૦૦ છોકરીઓ હતી.

૧૮૮૨માં—માત્ર ૬૭ મ્હોટી પાઠશાળાઓ. ( Colleges ) હતી તેમાં ૬,૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા.

૧૯૦૧ માં—૧૯૧ પાઠશાળાઓ થઈ, જેમાં ૨૩,૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા.

૧૯૦૮-૯માં—૬૦,૦૦૦૦૦ વિદ્યાર્થીઓ થયા—અને એમને ભણાવવાનું ખર્ચ ૪,૫૦૦,૦૦૦ પાઉંડ થયું.

૨

હાલમાં પ્રસિદ્ધ થએલા ભાવ અને રોજી સંબન્ધી સરકારી આંકડાના પત્રકમાં છેલ્લાં પચાસ વર્ષની કેટલીક માહિતી આપી છે તે જાણવા જોગ છે.

ઈ. સ. ૧૮૬૧ પછીથી આજ સુધીમાં માત્ર બે વાર જ અનાજના ભાવ કબજે રહેલા છે. ૧૮૭૧ થી ૧૮૭૫: ૧૮૮૧ થી ૧૮૮૫ આ બીજા વર્ષ પંચકમાં એ ભાવ ઘણા નીચા હતા. પણ ત્યાર પછી એ ચઢતા ગયા છે. ૧૮૯૬-૯૭ અને ૧૮૯૯-૧૯૦૦ ના દુકાળોએ એના ઉપર ઘણી અસર કરી અને માત્ર ૧૮૯૭-૯૮ બાદ કરીને બોલતાં એ બધો સમય મોંઘવારી અત્યન્ત હતી. ૧૯૦૩ માં એ કષ્ટ જરા નરમ પડ્યું, અને ૧૯૦૪ માં નરમાશ સ્પષ્ટ જણાઈ. પણ ૧૯૦૫ માં પાછી કઠણ સ્થિતિ શરૂ થઈ. ૧૯૦૭-૦૮ ના ઉત્તર હિન્દુસ્થાનના દુકાળથી અનાજના ભાવ ઘણા વધ્યા. ૧૯૦૯ માં તથા ૧૯૧૦ માં એ જરા નરમ પડ્યા છે.

ભાવના વધારાનું પ્રમાણ ચોકસ સ્વરૂપમાં બતાવવા માટે—૧૮૭૩ ના ભાવ ૧૦૦ આંકીએ તો જુદાં જુદાં વર્ષમાં એનો વધારો નીચે પ્રમાણે આવે છે:—

| મુંબાઈમાં ઘઉં. | • મદ્રાસમાં ચોખા. | મુંબાઈમાં બાજરી. | મુંબાઈમાં જુવાર. |
|---|---|---|---|
| ૧૮૯૧ માં ૧૨૦ | ૧૪૫ | ૧૧૭, | ૧૧૬ |
| ૧૯૦૧ માં ૧૦૪ | ૧૮૮ | ૧૩૪, | ૧૫૧ |
| ૧૯૧૦ માં ૧૭૧ | ૨૦૫ | ૧૫૧, | . ૧૬૮ |

૧૮૯૧ પછી બાજરી એક જ વખત ૧૧૭ થઇ છે.

જુવાર „ ૧૩૨ „

બાજરીનો સામાન્ય ભાવ ૧૩૦ કરતાં વિશેષ રહ્યો છે.

જુવારનો „ ૧૪૦ „

ગરીબ માણસોને ઝુંપડાં માટે વાંસ અને રાંધવાને બળતણ જોઇએ તેમાં સેંકડે ૧૦૦ ( સેંકડો ) ટકા વધારો એટલે કે બમણો ભાવ થયો છે. અને ટુંકામાં કહીએ તો—મીઠા સિવાય દરેક વસ્તુ કે જે જે ગરીબ લોકો વાપરે છે—તે મોંઘી થઇ છે. છેલ્લાં વીસ વર્ષમાં ભાવનો વધારો ૫૦ ટકા આંકી શકાય અને છેલ્લાં વીસ વર્ષમાં રોજીમાં વધારો ૩૦ ટકા આંકી શકાય જેથી છેવટે **ગુજરાનના સાધનમાં વધારો ૨૦ ટકા.**

મોંઘવારીનાં કારણો ઘણાં અપાય છે:—

(૧) પરદેશ નિકાસ.
(૨) વરસાદની તંગી.
(૩) આખી પૃથ્વી ઉપર ભાવનો વધારો.
(૪) નાણાંની વિશેષતા.
(૫) અનાજને બદલે નિકાસી માલનું વધતું જતું વાવેતર.

'ટાઇમ્સ્ ઑફ ઇન્ડિયા' આ છેલ્લા કારણને વિશેષ મહત્વ આપે છે.

*—ટાઇમ્સ્ ઑફ ઇન્ડિયા ઉપરથી.*

[ વસન્ત ઑફિસ. ]×

---

× દેખાતા નિરર્થક અને શુષ્ક, પણ સ્વદેશ લાગણી ધરાવનાર જનને અત્યન્ત ઉપયોગી અને રસિક—એવા આ અને બીજા વિષયનું જ્ઞાન મેળવવું હોય તો વાંચો "**બ્રિટિશ હિન્દુસ્થાનનું અર્થશાસ્ત્ર.**"

# સાધુદમ્પતી.

" અમે સચરાચરના સરદાર—
સમવિયે હથેળીમાં સંસારઃ

ચૌદ ચોકડી રાજ એક ચકવે આ ભોગવનાર—
આ ગોળા ચપટીથી ચગવિયે ફુદડીમાં ફરનારઃ

ભાર બ્રહ્માનો નહિ તલ ભાર,
દેવદાનવ અમથી લાચાર;
હાક હીબકાવે તેમ અમ ત્હાડ,
હંફવે કેવળ અમ હુંકાર.

શરણાગતને સુખદ નવલ બ્રહ્માડ રચી દેનાર—
પ્રતિસ્પર્ધીને વમળ પાડિયે રાયરંક કરનારઃ

એક સત્તાક શત્રુના ત્રાસ—
શક્તિ સંહારી ઘાત કરનાર—
પ્રબળ બ્રહ્મર્ષિ યોગી રાજઃ
કોણ રાજર્ષિ અમને કહેનાર ? "

હરકદમ હૈં આવી હાકે વદે તમરાજ શું ?
પ્રકૃતિ પડઘા પાડે તેનાં પરિજન પેઠ શું ?
ભડકી ઉઠતો અન્ધારેકો નિશાચર તામસી—
કરબદરશી ડોલાવી શું રહ્યો મહીન દેખી ?

ધરણી ધ્રૂજવે, ગાજે, વર્ષે ઝરી, મળી મેઘલીઃ,
વીજળી ઝબૂકે, ફૂંકે વાયુ બધે સુસવાટથીઃ
ઘૂઘવતી રહી રેલી ઘેલી નદી વન કમ્પવેઃ
વનચર બધાં ત્રાસે જ્યાં ત્યાં જડાઈ રહ્યાં દીસેઃ

કડડ ગગડે, વેગે વાધે તુફાન, ગિરિ હીંચે,
વીર સમ કસે અશ્વો શસ્ત્રો છલંગ ભર્યો કૂદે,
નદી ખડક કે ઝાડી ખાઇ પહાડ ન લેખતો—
તીવ્ર તર્જ્યાં ક્રોધે વીજ્રે અસિ કંઇ ઝાડતો.

ક્ષમાં ક

દમ બદમે ને રોમે રોમે વરોળ જ વેરતી,
  ધૂન્ધવંતી વહે સૃષ્ટિ કૈના વિનાશની રાજસી
ભૂચર બમણું બ્હીતાં નાસેઃ ન જમ્પ કહીં જરાઃ
  પ્રિયહિત જપે જમ્પે તેયે ન સારસ હંસલાં!

અસુરસમ એ આવ્યો અન્તે પડે ધસી ઘોષ જ્યાં—
  હિમગિરિયકી હેઠે ગંગા સવેગ ધપ્યે જતાં—
સ્થળ વિષમની ઉંડી ખીણે ધપે પટ સાંકડે—
  તટઝૂમતાં વૃક્ષો જંગી ગુંથે નિજ ડાળને!

ફરજ બજતાં કૈં જોસ્સાએ કઠિન નર્કે વસેઃ
  તરૂપર ચ્હડયો આલ્યો યોદ્ધોઃ ન ઘાયલ ઘા ગણેઃ
ઉપર નભને નીચે પૃથ્વી રજો ગુણીને જુવે
  વિકલ મનના રાજર્ષિની દયા ધરતાં વદેઃ—

' તપધુતિ ભર્યાં આવાં સન્તો ભૂલવે ભવેઃ અહા!
  જગસુખકરી સિદ્ધિ આવાં અકર્મ ઘડેઃ અહા!
જનહિત તજી સેવે દમ્ભી સ્વભાવ વિદેહી એ—
  સમજી ન શકેઃ નિર્દોષીને દમ્યે વિનિપાત છે.

" શતકણુ જીવી આવા દેહે ગુમાન જ કાં ધરે?
  સમઉદરનાં સન્તાનો કાં પરસ્પર ના ચહે?
જીવતર ટુંકે સાધુસેવા રચે રમણીયતા!
  પરમયપણું તૃપ્તિ અર્પે! ખરો મહેચ્ચાર આઃ

' જટિલ મનડે તત્વજ્ઞાની, છતાં મુખ રોષ છે—
  પ્રભુ ભજનિયાં હૈયું ગાતું, છતાં કર શસ્ત્ર છે—
પુનિત પગલે દૈવી લીલા. છતાંય પ્રમત્ત છે—
  પ્રભુ-પ્રિય, છતાં રાજર્ષિએ પ્રતપ્ત પ્રવૃત્ત છે!!

" પ્રિય સહચરી પૃથ્વી દેવિ! પડે પડ પ્રેમથી—
  જનજગતનાં ઉકેલીને અપાર્થિવતા ભરી—
મન હૃદયના ભાવે ભાવે સુગન્ધરસે દ્રવી—
  અહમહમિકા આનન્દેથી પ્રકાશથી રેડવીઃ "

પવન અટકયા, વેળા થંભ્યાં, અબોલ લીલા ઉભાં—
  નભ પૃથિવીની આ દીક્ષાને સમી સમજાવવા!

અંજવાળાં ઉધડે અણુમૂલ !

સાધુતા સંતી શંકરની—

પ્રભુતાએ દેવજીવનની—

રેખે માલિકેમાં મધુગુલ !

સાધુ સંગેઃ

અન્તરિયાં ફોરે ઉજળાં ફૂલ !

સાધુ સંગેઃ

અજવાળાં ઉધડે અણુમૂલ ! ”

" બસ, બસ, સતી ! ઓહો આતો પ્રભુજનતા રચીઃ
ઉજળી ઉજળી એની આહા ખીલી રહી ચન્દની ! '
ભવસકલમાં વિશ્વામિત્રે વિભુમયતા ધરીઃ
પુનિત જ થયાં બ્રહ્મર્ષિને સ્મરીઃ પણ એ અહીં ? ”

મુનિ અધુરૂં એ બોલે ત્યાં તો પગે પડી રાજવી—
નયનજળની એ જોડીને ધરે કંઈ અંજલિઃ
" દીન અનુગ્રહે બ્રહ્મર્ષિ શું ? ” વસિષ્ઠ વદી નમ્યાઃ
અધીન બનતા સાધુઓને નિહાળી સતી નમ્યાં !

કંઈ પળ પછી અન્તે બન્ને મહર્ષિ છુટા પડ્યા,
સતી શરણમાં સાધુ સેવા રહસ્ય વિચારતાઃ
સતીવચનને અન્તે જાગી ઉઠ્યા પડછન્દ ત્યાંઃ—
" પ્રભુ અવતરે સાધુરૂપે સદા દીન તારવા ”

લલિતાલય }
રાજકોટ. }

લલિત.

# ચર્ચાપત્ર.

'વસન્ત'ના તન્ત્રી સાહેબ,

વિ. વિ. સ્વ. કલાપીનાં કાવ્યો જોતાં ત્હેમાં અને રા. નરસિંહરાવકૃત 'કુસુમમાળા' તથા 'હૃદયવીણા'માંનાં એકાદ બે કાવ્યોમાં કેટલુંક મળતાપણું જોવામાં આવ્યું, તે ઉપરથી એમ ભાસ થાય છે કે લાઠીના સ્વ. ઠાકોર સાહેબે રા. નરસિંહરાવકૃત 'કુસુમમાળા' તથા 'હૃદયવીણા' વાંચ્યાં હોવાં જોઇયે. તેમ ભાસ થાય ત્હેવાં કેટલાંક કાવ્યો વાચકવર્ગને બતાવવા નીચે ઉતારૂંછું. આ ઉપરથી એક શઙ્કા ઉત્પન્ન થાય છે, ત્રીજી સાહિત્ય પરિષદ્ આગળ રા. રૂપશંકર ઉદયશંકર ઓઝાએ વાંચેલા 'કલાપીનું સાક્ષર જીવન' નામના નિબન્ધમાં (કલાપીએ) વાંચેલાં પુસ્તકોનાં તથા કર્તાઓનાં નામ નીચે પ્રમાણે આપ્યાંછે.

"તેમ ઇ. સ. ૧૮૯૨ સુધી તો એમણે માત્ર ગુજરાતી પુસ્તકો જ ખાસ વાંચ્યાં હતાં. કાદમ્બરી, સરસ્વતીચંદ્ર, નવલગ્રન્થાવલિ, ઉત્તરરામ ચરિત્ર, સ્વ. મણિલાલ તેમજ સ્વ. મનસુખરામભાઇના તમામ ગ્રન્થો અને લેખો, નૃસિંહ, દયારામ, મીરાં, પ્રેમાનંદ, સામળ ઇત્યાદિ પ્રાચીન કવિ, રામાયણ, મહાભારતાદિ પુરાણ ગ્રન્થો, નર્મદ, દલપત, કાન્ત. ઇત્યાદિનાં કાવ્યો અને લેખો તેમજ સંસ્કૃત કવિઓનાં ભાષાન્તરો વગેરે ગુજરાતી સાહિત્ય બહોળા વિસ્તારમાં એમણે વાંચ્યું હતું તે સમયમાં પ્રસિદ્ધ થતાં લગભગ બધાં માસિકો તે ધ્યાનપૂર્વક જોઈ જતા."

હામાં રા. નરસિંહરાવનાં એકે પુસ્તક ત્હેમણે વાંચ્યાં હોય તેમ કહેલું નથી. પછી "ઇત્યાદિ, વગેરે ગુજરાતી સાહિત્ય બહોળા વિસ્તારમાં" હેવા શબ્દો તથા વાક્યોમાં રા. નરસિંહરાવના નામનો તથા પુસ્તકોનો ગુપ્ત રીતે સમાવેશ કરવાનો ઉદ્દેશ હોય તો કોણ જાણે.

અથવા તો "તે સમયમાં પ્રસિદ્ધ થતાં લગભગ બધાં માસિકો તે ધ્યાનપૂર્વક જોઇ જતા." એમ કહ્યું છે તો વખતે તે સમયનાં માસિકોમાં પ્રગટ થયેલાં રા. નરસિંહરાવનાં કાવ્યો સ્વ. કલાપીએ વાંચ્યાં હોય એમ અનુમાન થઇ સકે ખરું.

ઉપર કહેલું સરખાપણું બતાવનારા દાખલા નીચે આપુંછું:—

| 'કુસુમમાળા' ઈ. સ. ૧૮૮૭. | 'કલાપીનો કેકારવ.' |
|---|---|
| (૧) 'કન્યકા હું કુળવતી' ઇત્યાદિ-(ચંદા) | (૧) 'લાડલી હું શ્વેતવરણી<br>ઝૂલતી રહું જલ પરે.'<br>(કમલિની, તા. ૧૦-૧૧-૧૮૯૨) |
| (૨) 'ને વાળ ચળકતા રુપેરી<br>વિખરી ચોગમ રમે.'<br>(ચંદા). | (૨) 'ને વાળ ખંખેરી રૂપેરી<br>સુધાં છલકાવી હસે.'<br>(કમલિની, તા. ૧૦-૧૧-૧૮૯૨) |

(૩) 'બન્ધુ મ્હારો રાહુ તે ઉદયો
કુછન્દી કૂબડો' (ચંદ્ર.)

(૩) 'કુમુદિ ન્હાની બ્હેનડી
મુજ વ્હાલ ચંદ્રાપર ધરે.'
* * * *
ભગિની મ્હારી લાડકી તે
'જાગતી આખી નિશા.'
( કમલિની, તા. ૧૦-૧૧-૧૮૯૩.)

(૪) 'ઘોષ કરી ચઢી વ્યોમ,
વળગ્યાં વાળશું જળબિન્દુડાં.'
( ચંદ્ર ).

(૪) 'મુંઝાઇ ફેંકે દૂર તે ત્યાં
સ્વેદબિન્દુડાં ખરે.'
( કમલિની, તા. ૧૦-૧૧-૧૮૯૩.)

(૫) 'એ જ મુજને પ્રેમભર
આલિઙ્ગીને કહીં લાડતો
કો સમે નિજ સિંહાસને
મુજને વળી બેસાડતો'
( ચંદ્ર ).

(૫) 'સ્ફાટિક તણો ગગને
ધરે ઘન પાટલો તે
પર ઉભે.'
( કમલિની, તા. ૧૦—૧૧—૧૮૯૩ )

(૬) 'ને રુપેરી કોર્યનો રૂમાલ
ધોળો દે કદી,
કહીં પાથરે મૃદુ સેજ
તે પર વળી ક્ષણભર
રહું પડી;
કો ઘડી વળી શામળી
નિજ શાલ લેઇ તે
વડે'
* * * *
( ચંદ્ર )

(૬) 'બુરખો નવો મુખપર
ધરી ડગલાં ભરે
ત્રણુ ચારને'

( કમલિની, તા. ૧૦—૧૧—૧૮૯૩.)

(૭) 'જો બાર કુમ્ભ દિન
તે થકી માંહીં આજે
ખાલી કર્યા ફરી ભર્યા
અહિં ચન્દ્રરાજે'
('સંસ્કારોદ્દબોધન,'
'કુસુમમાળા.)
'સુધા પાતી એહને—ભરી
કુમ્ભ આપો તાતજી'
( ચંદ્ર. )

(૭) 'ને કુમ્ભ અમૃતનો
ભરી ઉદધિ થકી
ચંદ્ર કુદે'
( કમલિની, તા. ૧૦—૧૧—૧૮૯૩ ).

(૮) "અસ્વસ્થ ગ્રાહણી" માં "નયનપર છવાતાં અશ્રુનું એક બિન્દુ" ઇત્યાદિવાળો શ્લોક કાવ્યના મધ્યમાં આવેલો અન્તે પાછો મૂક્યોછે. એ કાવ્યની તારીખ ૨૧-૧-૧૮૯૭.

નીછે. આ પૂર્વે પ્રસિદ્ધ થયેલી 'હૃદયવીણા'માંના 'કૂવી પડેલી બાળવિધવા' નામના કાવ્યમાં એક બે શ્લોક અમુક હેતુથી પુનરુક્તિ પમાડવાનું કલાવિધાન નજરે પડેછે, ત્હેનું જ આ કંઈક આછું અનુકરણ જણાયછે.

ઉપર આપેલા સાત દાખલાઓમાં કલ્પના, શબ્દો ઇત્યાદિના સામ્ય ઉપરાંત બે વાતો ખાસ ધ્યાન ખેંચે છેઃ—

(૧) ચન્દ્ર અથવા ચંદાને અંગે કુમ્ભની કલ્પના કરનાર ગુર્જર કવિયોમાં રા. નરસિંહરાવ જ પ્હેલ વ્હેલા છે.

(૨) નર્મદાશંકર પછી ચંદા એ નામની યોજના રા. નરસિંહરાવે પ્રથમ જ કરેલી જણાયછે. અને 'કમલિની' કાવ્યમાં સ્વ. કલાપીએ એ શબ્દ રા. નરસિંહરાવ કનેથી જ સ્વીકારેલો હોયવાનું અનુમાન થઇ સકેછે.

આ સ્થિતિમાં, રા. રૂપશંકર ઓઝાએ રા. નરસિંહરાવના ગ્રન્થોનું નામ સ્પષ્ટ રીતે દીધું નથી તે જોઈ આશ્ચર્ય લાગેછે.

લિ. આપનો
" પૃચ્છક. "

---

# સૉક્રેટીસની શિક્ષણપદ્ધતિ.

"The object of teaching is to bring more and more out rather than to put more and more in." ( *Froebel* )

યૂરોપનો હાલનો સુધારો મુખ્યત્વે કરીને પૅલેસ્ટાઇન, રોમ, અને ઍથેન્સના, વિચાપ્રવાહને આભારી છે. યૂરોપના સર્વ દેશ કરતાં ગ્રીસમાં સુધારાનો આરંભ પહેલ વહેલો થયો છે, અને તેમાં ઍથેન્સમાં સર્વશાસ્ત્ર અને કળાનો સારો વિકાસ થયો છે. ગ્રીસના સર્વ શહેર કરતાં ઍથેન્સ વધારે આકર્ષક અને લોકપ્રિય હતું, ત્યાં પ્રતિભાશીલ કવિઓ અને પંડિતો, ગંભીર તત્વવેત્તા અને વ્યવહાર કુશળ રાજ્યતંત્રી, ચતુરવક્તાઓ અને રસજ્ઞ નાટકકાર, ને શિલ્પશાસ્ત્રીઓનું વિદ્વન્મંડળ ભેગુ થઈ વિદ્વચ્ચર્ચા કરી રહેતું હતું. ઍથેન્સવાસીને વિદ્યાનો ઘણો શોખ હતો અને તેમાં તત્વજ્ઞાન, અને અને રસિક કળામાં તેમણે અનુપમ પ્રવીણતા મેળવી છે. છાપખાનાની શોધથી જે અસંખ્ય પુસ્તકોનો લાભ જનમંડળને હાલમાં મળે છે તેથી એક અનિષ્ટ ફળ એ જોવામાં આવે છે કે આપણા જ્ઞાનનો મ્હોટો ભાગ શબ્દ જ્ઞાનનો છે. સ્વતંત્ર બુદ્ધિ વ્યાપારને બદલે અન્ય વિદ્વાનોના સિદ્ધાંતને પોતાના અભિ-

પ્રમાણ તરીકે માનવામાં આવે છે. જ્ઞાનની વૃદ્ધિ હમેશાં વસ્તુજ્ઞાનથી—પ્રત્યક્ષ અવલોકનમાંથી થવી જોઇએ; પણ જ્યારે કોઈ પણ વિષય ઉપર સ્વતંત્ર વિચાર કરવાને બદલે; તેના વિષે ભિન્ન ભિન્ન પંડિતોના મત શોધવામાં આવે છે, અને તેને પોતાના જ્ઞાન તરીકે ગણવામાં આવે છે, ત્યારે જ્ઞાન ઘણું અનિશ્ચિત અને અર્ધદગ્ધ માલમ પડે છે. આવી રીતે શબ્દજ્ઞાનથી સંતોષ માનવાથી, તે શબ્દના અધિષ્ઠાન તરીકે જે ભાવ કે રસ રહેલાં હોય છે, તેનું બરાબર ભાન થતું નથી; પણ ઍથેન્સમાં પ્રત્યક્ષ જ્ઞાનની સત્તા પ્રબળ હતી. એક ઠેકાણે જુવો તો તત્વશોધકો પોતાના શિષ્ય સાથે તત્ત્વજ્ઞાનની ચર્ચામાં રોકાયલા માલમ પડે, તો બીજી જગાએ કવિજનો જનસમૂહને પોતાના કાવ્યનું આસ્વાદન કરાવતા જોવામાં આવે; વળી ત્રીજે ઠેકાણે નાટકકાર પોતાના આબેહુબ અને ઉચ્ચ ગ્રાહવાળા ખેલથી પ્રેક્ષકોના અંતઃકરણમાં ઉચ્ચ ભાવના પ્રેરતા માલમ પડે. ચિત્રકાર પોતાની તસ્વીર બજારમાં મૂકી ખૂબી તેની કદર જનસમૂહ પાસે કરાવવા ઇચ્છતા હતા, અને શિલ્પશાસ્ત્રી તેમની સુંદર મૂર્તિથી લોકને સૌંદર્યનો ભાવ સમજાવતા જોવામાં આવતા હતા. આવી રીતે ઍથેન્સ એક સરસ્વતિ મંદિર હતું ને તેના સેવકો તેની ભક્તિમાં ઘણી તીવ્ર જિજ્ઞાસા બતાવતા હતા.

જેમ દરેક વ્યક્તિમાં કાંઇ ખાસ ગુણ જોવામાં આવે છે તેમ દરેક પ્રજામાં પણ કાંઇક વિશેષ લક્ષણ માલમ પડે છે. જેમ વ્યક્તિ પરત્વે તેનું વ્યક્તિત્વ તેની સર્વ પ્રવૃત્તિનું અધિષ્ઠાન છે, તેમ પ્રજાના સર્વ વિચાર અને આચારમાં તેનું પ્રજાત્વ જણાઇ આવે છે. ભરતખંડના સુધારાનું લક્ષણ ધર્મ છે. દુનિયાને વારસામાં રોમે રાજ્યવ્યવસ્થા અને કાયદા કાનુનનું જ્ઞાન આપેલું છે, તેમજ ગ્રીસે સૌંદર્યનો ભાવ શું છે તે જગતને બતાવ્યો છે. ગ્રીક પ્રજાના જીવનમાં સૌંદર્ય—સમતા—જેવી જોવામાં આવે છે તેવી ભાગ્યેજ દુનિયાની બીજી કોઇ પ્રજામાં જણાતી હશે. જેમ બાળક સૃષ્ટિ સૌંદર્યને ઘણી જિજ્ઞાસાથી અવલોકે છે અને યુવાવસ્થામાં વિવેકથી તેનું જ્ઞાન મેળવે છે, તેવીજ મનઃસ્થિતિ ગ્રીક લોકની હતી એમ નિઃસંશય કહી શકાય. આત્મા—અને અનાત્માનો, પુરૂષ અને પ્રકૃતિનો જે વિરોધ ખ્રિસ્તિ ધર્મના પ્રચારથી ઉદ્‌ભવ્યો તે, તે વખતે જોવામાં આવતો નથી. જે સમતા—ગ્રીક પ્રજાની કલ્પના અને વ્યવહારમાં સ્પષ્ટ માલમ પડે છે, તેનો આદર્શ સૉક્રેટીસ છે. તેના વિષે એમ કહેવાય છે કે તેણે કોઇ દિવસ અસત્‌ તથા અપવિત્ર વસ્તુનો અંગીકાર કર્યો નથી, અને કર્તવ્ય આગળ સુખને પ્રાધાન્ય આપ્યું નથી. જગતના ડાહ્યા પુરૂષોમાં તેથી તે સર્વોપરી ગણાય છે. જો કે સૉક્રેટીસની કાંન્તિ ઘણી બેડોળ અને હાસ્ય ઉપજાવે એવી હતી તો પણ તેનો અંતરાત્મા સુંદર હતો; તેની ખ્યાતિ દુનિયામાં એક ઉત્તમ ફિલસુફ તરીકે થઇ છે; પણ વિદ્વાનો તેને એક ઉત્તમ શિક્ષક તરીકે ગણે છે. સૉક્રેટીસ એક મહાન્‌ તત્ત્વ શોધક થઇ ગયો છે; એ વાત નિર્વિવાદ છે; કારણ કે તેના વિષે લોકોક્તિ એવી છે કે તેણે નીતિશાસ્ત્ર સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આણ્યું; આનો અર્થ એટલોજ છે કે તેણે આત્મ નિરીક્ષણથી સદાચારના સિદ્ધાંત બાંધવાને લોકને બોધ આપ્યો.

સૉક્રેટીસનો જમાનો પ્રકાશવાદ § ( Illumination ) નો હતો. પ્રથમ યુગમાં

§ જ્યારે કોઇ એક યુગના વિચાર જન—મંડળની અભિવૃદ્ધિ થતાં સે તેને અપૂર્ણ અને અસંતોષકારક લાગે છે, અને નવીન સિદ્ધાંતની દૃષ્ટિએ તેની ટીકા કરવાથી જે

જ્ઞાનની શોધમાં પ્રકૃતિનું નિરીક્ષણ પ્રબળ હતું અને સંસારની દરેક વ્યવસ્થામાં બાહ્ય સત્તા પ્રધાન હતી. પણ બુદ્ધિ અને અંતરાવલોકનની દૃષ્ટિએ જનમંડળના સર્વ વિચાર અને આચારનો વિવેક કરવાની જરૂર પડવાથી; 'સોફિષ્ટ' નામનો વર્ગ ઉત્પન્ન થયો હતો. તે કીર્તિ; દ્રવ્ય; ને અધિકારને વધારે ચાહતો હતો. ફક્ત જ્ઞાનની ખાતર નિસ્પૃહી રીતે લોકને શિક્ષણ આપવું તે "સોફિષ્ટ"નો સિદ્ધાંત નહતો. સૉક્રેટીસ સર્વ પ્રાચીન ઉત્તમ શિક્ષકની માફક એમ માનતો હતો કે, સૌંદર્ય અને જ્ઞાનને પૈસા લઇ વેચવું એ ઘણું અધર્મ્ય અને અધમ છે. સોફિસ્ટને જ્ઞાન વિષે કાંઇ તત્વ નિશ્ચય હતો નહિ. તેઓ વાક્ચાતુર્યમાં ઘણા કુશળ હતા; તેથી જ્ઞાનનો આડંબર કરી ગમે તેમ પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષનું ખંડન મંડન કરી શકતા હતા. આવી રીતના બુદ્ધિવિલાસથી સૉક્રેટીસના વખતના યુવકો તેમના તરફ સ્વાભાવિક રીતે આકર્ષાતા હતા. સૉફિસ્ટના ઉપલકીઆ જ્ઞાન અને તેમની તર્કજાળથી. તે જમાનાનો યુવર્ગ, અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયેલો હતો. જીવિતના હેતુ સંબંધી કોઇ ગંભીર સિદ્ધાંત તેમણે ગ્રહણ કર્યો હતો નહિ, વિચાર પરત્વે નિરંકુશ શંકા—સંશયવૃત્તિ પૂરજોસમાં હતી; અને આચારમાં સ્વચ્છંદાચાર—વિષય સુખના ઉપભોગ સિવાય, તેમની અન્ય ભાવના હતી નહિ. નીતિની અને જ્ઞાનની આવી છિન્નભિન્ન સ્થિતિમાં સૉક્રેટીસ, વિચાર યુક્ત ઉચ્ચભાવના સ્વીકારવાને તે યુવકોને ઉપદેશ કરતો હતો.

બજારમાં—રસ્તામાં—શેરીમાં—અને કસરત ખાનામાં દરેક મનુષ્ય જોડે વાતચિત કરવાનો સૉક્રેટીસને ઘણો શોખ હતો. તેનામાં પ્રશ્ન કરવાની ખૂબી અદ્વિતીય પ્રકારની હતી. સ્હામા પુરૂષના મનમાં જ્ઞાનના જે ગુપ્ત બીજ હોય તેને પોષીને વિકસાવવાની કળા તે સારી રીતે જાણતો હતો. તેની શિક્ષણ પદ્ધતિના બે અંશ જોવામાં આવે છે. એક નિષેધાત્મક (Negative) અને બીજો વિધિરૂપ (Positive) છે.

જે શખ્સ જોડે સૉક્રેટીસ વાત કરતો હતો; તેને તે પ્રથમ કેટલાક સવાલ તેના મનની સ્થિતિ જાણવાને માટે કરતો હતો; પછીથી તેણે જે અનિશ્ચિત અને અર્ધદગ્ધ વિચાર સૉફિસ્ટો પાસેથી ગ્રહણ કર્યા હોય, તે સંબંધી યુક્તિપૂર્વક સવાલ કરી એવા પદ્ધતિ પુરઃસર જવાબ તેને પાસેથી તે કઢાવતો હતો, કે પ્રથમ જે પ્રતિજ્ઞા તેણે કબુલ કરી હોય તેનાથી તદન ઉલટો સિદ્ધાંત તે પોતે ધીમેધીમે સિદ્ધ કરતો હોય એમ જણાઇ આવતું હતું. તેની નિષેધાત્મક પદ્ધતિનું પ્રથમ ફળ એ આવતું કે તેના શિષ્યને પોતાના વિચાર કેટલા અપૂર્ણ છે તે સહજ જણાઇ આવતું, અને તેનું જ્ઞાન કેવી રીતે ખોટું સિદ્ધ થાય

---

જ્ઞાન સર્વ કોઇના જાણવામાં આવે છે તે પ્રકાશવાદ છે. તેનો હેતુ જુના આચાર અને વિચારને સંશયવૃત્તિ દ્વાર નષ્ટ કરવાનો છે. આવી ઉચ્છેદક વૃત્તિ પ્રધાન હોવાથી કેટલીક વખત જનમંડળની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ જાય છે; ઉચ્છેદક વૃત્તિના આશ્રય રૂપ જે સંસ્થાપક સિદ્ધાંત હોય છે, તેનો જ્યારે યથાર્થ પ્રચાર થાય છે ત્યારે નવીન યુગનો આરંભ થાય છે. આવા બારીક પ્રસંગેજ મહાન્ વિચારકની ખાસ જરૂર પડે છે. સૉક્રેટીસ તેમાંનો એક છે. ફ્રાન્સના પરિવર્તન પહેલા તત્ત્વચિંતક વૉલટર અને રૂસોના વખતમાં જનમંડળની જે વ્યવસ્થા હતી, તેપણ પ્રકાશવાદને લીધે હતી. હાલની આપણી સ્થિતિ પણ લગભગ તેવી જ છે.

થાય છે તે વિષે મનન કરવાની ટેવ પડતી હતી; અને તે ઉપરથી સત્ય સિદ્ધાંત શું છે તે વિચાર કરવાનું સંતોષકારક સાધન તેને મળી આવતું. સૉક્રેટીસને જે સત્ય સિદ્ધ કરવાનું હોય તે, ક્રમવાર પ્રશ્નદ્વારા તેના શિષ્યની મનોવૃત્તિ જાગ્રત કરી તે શિખવતો હતો. તેની પ્રશ્ન શૈલીની એક ખૂબી એ છે કે સર્વે મહાન્ ઉપદેશક માફક તેના દૃષ્ટાંત અને દલીલો ઘણા સરળ છે અને તે હમેશના અનુભવ ઉપરથી લેવામાં આવેલા છે. તે સારી પેઠે સમજતો હતો કે જાત મહેનત સિવાય જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જે મનુષ્યમાં જ્ઞાનના અંકુર મૂળથા હોય છે તેને જ શિક્ષક યુક્તિ પૂર્વક સવાલથી વિકસાવી શકે છે. જ્ઞાનના બીજ મનુષ્યમાં પ્રથમથી હોવા જોઇએ એટલુંજ નહિ પણ તેની સારી ખિલવટ માટે શિષ્યની જિજ્ઞાસા અને તેની મનોવૃત્તિને, ઉશ્કેરી જાગ્રત કરવાની ખાસ જરૂર છે. જ્યાં સુધી બાળક સ્વપ્રવૃત્તિદ્વારા જ્ઞાનને પોતાનું કરતું નથી ત્યાં સુધી તે જ્ઞાન અનિશ્ચિત અને અપક્વ સ્થિતિમાં હોય છે. શિષ્યની મનોવૃત્તિ જાગ્રત કરવાથી તે સ્વતઃક્રિયાથી જ્ઞાન મેળવે, તે ઉપરાંત બીજી બાબત તે સંબંધમાં ધ્યાન રાખવાની એ છે કે જ્ઞાન એ સુવ્યવસ્થિત વસ્તુ છે. જ્યાં સુધી અમુક વિષયના મુખ્ય સિદ્ધાંત ગ્રહણ કર્યા હોતા નથી અને તે વિષેની ઝીણી ઝીણી બાબતનો તેની સાથે સંબંધ જોડ્યો હોતો નથી, ત્યાં સુધી તે જ્ઞાન પરિપક્વ અને નિશ્ચિત સ્વરૂપમાં આવી શકતું નથી. સૉક્રેટીસની પ્રશ્ન પદ્ધતિ ઉપરથી આ બાબતનો ખ્યાલ આપણને સ્હેલાઇથી મળી શકે છે. તે પોતાની જાતને આત્મિક દૈયણની સાથ સરખાવતો હતો. જો મનુષ્યમાં અમુક વિષયના જ્ઞાનના બીજ ગુપ્ત સ્થિતિમાં હોય તોજ, શિક્ષક પોતાના અનુભવ અને જ્ઞાનથી તેને ખિલવી શકે છે. જન્મથી બાળકના અંતઃકરણમાં જેવા સંસ્કાર માલમ પડે છે, તેવીજ તેની વૃત્તિ કેળવણી દ્વારા ઘડાય છે. જો સંસ્કાર વિશેષ પ્રબળ હોય તો વિષયના સ્વરૂપમાં પણ તે પોતાની રૂચિ મુજબ ફેરફાર કરી શકે છે.

સૉક્રેટીસનો પ્રધાન સિદ્ધાંત એ હતો કે જ્ઞાન-વિચાર-એ દરેક કૃત્યને માટે ખાસ જરૂરનાં છે. જ્યાં સુધી આપણી પ્રવૃત્તિ વિચાર યુક્ત હોતી નથી ત્યાં સુધી આપણને જગતમાં જય મળતો નથી. મનુષ્યના દરેક કૃત્યમાં જ્ઞાનની એટલી બધી આવશ્યકતા સોક્રેટીસને લાગતી કે તે સદાચાર અને જ્ઞાનને પર્યાયભાવ તરીકે ગણતો હતો. સોફિસ્ટો અમુક તત્વને સ્વીકાર્યા સિવાય મનસ્વી રીતે જે શિક્ષણ આપતા હતા તેની સ્હામે સોક્રેટીસ દરેક બાબતને વિચાર ઉપર,—તત્ત્વ કે સિદ્ધાંત-ઉપર રચવાને માટે પ્રયત્ન કરતો હતો. વિચારમાં તત્ત્વ અને આચારમાં સદાચાર; જ્ઞાનમાં સામાન્ય સિદ્ધાંત, અને કૃતિમાં નીતિ પ્રાપ્ત કરવી, એ સોક્રેટીસની પ્રવૃત્તિનો હેતુ હતો. સોક્રેટીસનું જીવન તેના તાત્ત્વિક સિદ્ધાંત અનુસર હતું અને તેના તત્ત્વજ્ઞાનનું શિક્ષણ; તે શિષ્ય સાથે સંવાદ કરી આપતો હતો; તેથી તેને તત્ત્વજ્ઞાની તરીકે કે કેળવણીકાર તરીકે ઉચ્ચ સ્થાન આપવું એ મુશ્કેલ બાબત છે.

સોક્રેટીસના શિક્ષણનો હેતુ અને તેની શિક્ષણ પદ્ધતિનો સામાન્ય વિચાર કર્યા પછી હવે તેના વિશેષ જ્ઞાનને માટે પ્લેટોના સંવાદનું કંઇક અવલોકન કરીશું. 'સોફિસ્ટમાં જ્ઞાનનો ઘણો ઢોંગ હતો. જ્ઞાનનું સત્ત્વ શું છે તે તેઓ જાણતા ન હતા ફક્ત જ્ઞાનના આભાસનેજ

યથાર્થ જ્ઞાન તરીકે માનતા હતા. વકતૃત્વનો હેતુ ન્યાય-શ્રેયસ્ હોવાને બદલે તે ખુશામત અથવા સ્વાર્થ સાધવાની કળા છે એમ સોફિસ્ટોનો મત હતો. તે બાબત નીચેના સંવાદથી વધારે રોશન થશે.

સૉક્રટીસ—ગૉરજીઅસ, ત્યારે તમે જે કહ્યું તેમાં શું અજાએબી ભરેલું છે તે સાંભળો, કારણ કે કદાચ તમે ખરૂં બોલ્યા હશો, ને હું તે બરોબર સમજી શક્યો નહિ હોઉં. તમે કહો-છો કે તમારૂં શિક્ષણ જે કોઈ લેવા ખુશી હોય તેને તમે વક્તા બનાવી શકો.

ગૉરજીઅસ—હા.

સૉ—ત્યારે તે વક્તા જનસમૂહને કોઈ પણ વિષય સંબંધી અસરકારક રીતે સમજાવી શકે; તેને કેળવણી આપ્યા સિવાય તે સમજાવી શકે.

ગૉ—તે બરોબર છે.

સૉ—તમે વળી કહ્યું છે કે વક્તા વૈદના કરતાં આરોગ્ય સંબધી વધારે સારી રીતે બોલી શકે.

ગૉ—મ્હેં એટલું જ કહ્યું કે જનસમૂહને તે સમજાવી શકે

સૉ—ત્યારે 'જનસમૂહ' એ શબ્દનો અર્થ અજ્ઞાની થતો નથી? કારણ કે ખરેખર શિષ્ટ વર્ગમાં, વૈદ કરતા વક્તા વધારે સારી રીતે સમજાવી શકે નહિ.

ગૉ—તમે બરોબર કહોછો.

સૉ—તેથી જો વક્તા, વૈદ કરતાં વધારે સારી રીતે સમજાવા શકે, તો તેનો અર્થ એટલો જ કે જે માણસને અમુક વિષયનું જ્ઞાન છે તેના કરતાં તે વધારે સારી રીતે સમજાવી શકે છે.

ગૉ—ખરેખર તેમ

સૉ—જો તે વૈદના હોય તો પણ સમજાવી શકે? કેમ નહિ વારૂ?

ગૉ—હા.

સૉ—પણ જે માણસ જાતે વૈદ નથી તે, જે બાબતમાં વૈદ નિપુણ છે તેમાં કુશળ નથી.

ગૉ—સ્પષ્ટ રીતે તેમ છે.

સૉ—જ્યારે વક્તા આરોગ્ય સબધી વૈદના કરતા વધારે અસરકારક રીતે જ્ઞાન આપી શકે; ત્યારે તો જે માણસને કોઈ પણ વિષયનું જ્ઞાન નથી, તે જનસમૂહને-અજ્ઞાનીને જ્ઞાન આપવાથી, જે માણસને તે વિષયનું જ્ઞાન છે. તેના કરતાં વધારે નિપુણ હોયછે. શું આ બધા ઉપરથી આ ફલિત થાય છે કે બીજું કંઈ?

ગૉ—આ દૃષ્ટાંતમાં તો તેજ પરિણામ આવે છે.

સૉ—વક્તૃત્વ શક્તિ એ કેવી કળા છે?

ગૉ—ઉત્તમ કળામાંની એક.

સૉ—વક્તૃત્વનો શો વિષય છે?

ગૉ—'શબ્દ.'

સૉ—પણ 'શબ્દ' ની સાથે ગણિત ભૂમિતિ વગેરે શાસ્ત્રને કામ પડે છે.

ગૉ—દરેક મનુષ્યને તેનો વિશેષ ખપ પડે છે અને તે ઉત્તમ વસ્તુ છે.

સૉ—પણ સરાફ, વૈદ, કસરતબાજ, દરેકની કળાનો હેતુ ઉત્તમ છે. ત્યારે મનુષ્યને ઉત્તમ સુખ આપનારી વસ્તુ કઇ છે?

ગૉ—મનુષ્યને શબ્દથી સમજાવવાની કળા.

સૉ—શું સમજાવવાનું? વૈદકના કામમાં તેમજ વહાણ, ગોદી તથા બંદર બાંધવાના કામમાં વક્તાનો અભિપ્રાય લેવામાં આવશે કે આ બાબતમાં જે માણસો નિપુણ છે તેનો?

ગૉ—આ બાબત ઉપર અને બીજા વિષય સંબંધી વક્તા તે વિષયમાં જે માણસ પ્રવીણ હોય તેના કરતાં વધારે અસરકારક રીતે બોલશે

ગૉરજીઅસ તેના દરેક શિષ્યને વક્તા બનાવી શકે એવી પ્રથમ પતિજ્ઞા સ્વીકાર્યા પછી સૉક્રેટીસના પ્રશ્ન ચાતુર્યથી તે વિષય સંબંધી તેનું કેટલું અજ્ઞાન છે તે તરત જણાઇ આવેછે.

..........................................................

પૉલસ—સૉક્રેટીસ ત્યારે તમે શું કહો છો? શું તમને વક્તૃત્વ+ ખુશામત છે એમ જણાયછે?

સૉ—અલબત, મ્હે એવું કહ્યું કે તે ખુશામતનો એક ભાગ છે, પણ પૉલસ જોકે તમે જુવાન છો તો પણ શું તે વાત યાદ રાખી શકતા નથી? ત્યારે તમે શું કરશો?

પૉ—ત્યારે તમારૂં એમ ધારવું છે કે સારા વક્તાની કદર શહેરના નીચ ખુશામતીઆના જેવી થાય છે?

સૉ—આ તમે મને પ્રશ્ન પૂછો છો, કે તમે વાદવિવાદનો આરંભ કરો છો?

---

+ એથેન્સમાં રાજ્યતંત્રની અંદર પ્રજાનો હક હોવાથી જન સમૂહને હાથમાં લેવાને માટે વક્તૃત્વ શક્તિની ખાસ જરૂર પડતી હતી: વક્તા ફક્ત સુંદર ભાષણ કરનાર જ હતો નહિ પણ તેના હાથમાં રાજ્યની સત્તા હતી, તેથી સૉક્રેટીસ વક્તાઓ કેવા ઉપલકીયા જ્ઞાનવાળા અને અધમ છે તે વાત સૉક્રેટીસ ધીમે ધીમે સિદ્ધ કરે છે;

પૉ—હું તે સવાલ તરીકે પૂછુંછું.

સૉ—તેમની કંઇ પણ કદર હોય તેમ મને લાગતું નથી.

પૉ—કેમ તેમની કંઇ પણ કદર થતી નથી ? શું શહેરમાં તેમની પાસે વધારેમાં વધારે સત્તા નથી ?

સૉ—જો તમારૂ એમ માનવું હોય કે કોઇ પણ માણસ પાસે સત્તા હોય તેથી તેનું બેહતર થાય છે તો હું તે કબૂલ કરતો નથી.

પૉ—પણ હું તે પ્રમાણે કહું છું.

સૉ—જો તેમ હોય તો મારા ધારવા પ્રમાણે વકતા પાસે શહેરના બધા માણસ કરતાં ઓછી સત્તા છે.

પૉ—પણ તમે શું કહ્યું ? જુલમગાર માફક તે મરજીમાં આવે તે માણસનું ખુન કરતા નથી; અને તેની મીલકત છીનવી લઈ શહેરની બહાર તેને કાઢી મૂકતા નથી ?

સૉ—પૉલસ, તમે જે બાબત સંબંધી કહો છે તે વિષે મને ભારે શંકા રહે છે. તમે આ બાબત વિષે તમારો અભિપ્રાય દર્શાવો છો કે તે વિષે મ્હારો મત શો છે તે પૂછોછો ?

પૉ—હું તમને સવાલ પૂછુંછું.

સૉ—મ્હારા મિત્ર; તે તમારી ઇચ્છા મુજબ થવા દો. ત્યારે તમે એકી વખત બે પ્રશ્ન પૂછો છો.

પૉ—કેવી રીતે એ ?

સૉ—શું તમે હમણાં એવું કહ્યું નથી કે વકતાઓ જુલમી રાજાની માફક મરજીમાં આવે તેને મારી નાંખે અને તેની મીલકત છીનવી લઇ તેને શહેર બહાર કાઢી મૂકે ?

પૉ—હા.

સૉ.—તેથી હું કહું છું કે તેમાં બે સવાલ રહેલાં છે. અને હું તે બંનેનો જવાબ આપીશ; કારણ કે, પૉલસ, જેમ મ્હેં હમણાં જાહેર કહ્યું હતું તેમ હું ખાત્રીપૂર્વક કહું છું કે શહેરમાં વકતા અને જુલમગાર પાસે ઘણીજ થોડી સત્તા છે, આનું કારણ એ છે કે જો કે તેઓ જે બાબત તેમને ઉત્તમ લાગે છે તે કરે છે પણ જે વસ્તુની તે [શુભ] ઇચ્છા કરે છે તે ભાગ્યે જ તે કરી શકે છે.

પૉ—શું ત્યારે આ મ્હોટી સત્તાને લીધે નથી ?

સૉ—પૉલસના કહેવા મુજબ તો નથીજ.

પૉ—શું હું ના કહું છે ? ઉલટું તે જ પ્રમાણે હું એમ કહું છું.

સૉ—જ્યુપિટરના § સોગંદ ખાઇ કહુંછ કે તમે તે પ્રમાણે કહેતા નથી; કારણ કે તમે એમ કહ્યું છે કે; જે માણસ પાસે મ્હોટી સત્તા છે તેથી તેનું શ્રેય થાય છે.

પૉ—અને હું તે ફરીથી કહું છું.

સૉ—શું તમે એમ ધારો છો કે જે માણસ શુદ્ધ બુદ્ધિમાં હોતો નથી તેને જે પ્રિય લાગે છે તેનો અમલ કરવાથી તેને લાભ થાય છે ! આને તમે મહાન્ સત્તા કહો છો ?

પૉ—હું તેમ કહેતો નથી.

સૉ—જો તમે મને હરાવવા માગતા હો તો તમે સાબીત કરો કે વકતાઓમાં [ શુદ્ધ ] બુદ્ધિ છે અને વક્તૃત્વ શક્તિ એ ખુશામત નથી. જો તમે એમ સિદ્ધ નહિ કરો તો એમ કહી શકાય કે જે જુલમગાર અને વકતાઓ શહેરમાં મરજીમાં આવે તેમ કરે છે તેમને તેથી કાંઇ લાભ થતો નથી તમે કહો છો તેમ સત્તા એ લાભકારક વસ્તુ છે, પણ યોગ્ય વિચાર કર્યા સિવાય મનસ્વી રીતે કંઇ કરવું તે હાનિકારક છે તે તમે પણ સ્વીકારો છો.

પૉ—શું તે તેમ નથી ! હું તે કબૂલ રાખું છું.

સૉ—જ્યાં સુધી પૉલસ સોક્રટીસને સમજાવી શકે નહિ કે જુલમગાર અને વકતાઓ તેમની [ શુભ ] ઇચ્છા મુજબ કદી કરી શકે છે ત્યાં સુધી તેમની પાસે મ્હોટી સત્તા છે એમ શી રીતે કહી શકાય ?

પૉ—તમે કેવા વિચિત્ર માણસ છો !

સૉ—તેઓ તેમની [ શુભ ] ઇચ્છા મુજબ કંઇ કરી શકે છે તે બાબત હું કબૂલ કરતો નથી; નહિ તો તે બાબતનું ખંડન કરો.

પૉ—શું તમે હમણાં કહ્યું નહિ કે તેમને જે પ્રિય લાગે છે તે તેઓ કરે છે.

સૉ—અને હું તે કબૂલ રાખું છું.

પૉ—તેથી તેઓની જે શુભેચ્છા હોય છે તે પ્રમાણે તે કરે છે.

સૉ—હું તે બાબતનો ઇનકાર કરૂં છું.

પૉ—ત્યારે તેમને જે બાબત પ્રિય લાગે છે તે તેઓ કરે છે.

સૉ—હું તે વાત સ્વીકારૂં છું.

પૉ—સોક્રેટીસ; તમે મૂર્ખાઇ ભરેલું અને વિચિત્ર બોલો છો—

---

§ ગ્રીક લોકનો મ્હોટો દેવ.

સોક્રેટીસ અને સોફિસ્ટનો સંવાદ બરોબર રીતે સમજવાને એક બાબત યાદ રાખવાની એ છે કે, તેઓ જ્ઞાન અને સદાચારના આભાસને શોધતા હતા. સત્ ( Idea ) વસ્તુ શું છે તેનો કંઇ ખ્યાલ નહિ હોવાથી અસતને (copy of the Idea) સિદ્ધાંત રૂપ માનતા હતા. વક્તૃત્વનો ઉદ્દેશ; શ્રેયસ્—કલ્યાણકારક વસ્તુ ( Good )નું જ્ઞાન આપવાનો છે, પણ જ્યારે તે સોફિસ્ટના હાથમાં અધમ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે ફક્ત પ્રિય વસ્તુ-સુખ ( Pleasure ) સાધવાનું સાધન બને છે. જ્ઞાનના આવા આભાસને લીધે સૉક્રટીસ તેમને વારંવાર ગુંચવી નાખે છે.

સૉક્રટીસની આવી શિક્ષણ પદ્ધતિથી આપણને શું બોધ મળે છે ? શિક્ષકે પ્રથમ એમ ધારવું જોઇએ કે જે બાળકને તેણે કેળવવાનું છે તેનું મન ચોકખું ચટ્ટ હોતું નથી. તેના મનમાં સૃષ્ટિના અને મનુષ્યના સસર્ગથી અમુક વિચાર, ભાવ, અને ઉર્મિનો ભંડાર તૈયાર હોય છે. બાળકની પ્રકૃતિનો બરોબર અભ્યાસ કરી, નવું જ્ઞાન આપતી વખત જ્ઞાનની આવી સામગ્રીનો ઉપયોગ કરવાનો છે; જેમ સોક્રટીસની સાથે વાદવિવાદ કર્યા પછી તેના શિષ્યને જ્ઞાનનો કંઇ ઓરજ પ્રકાશ લાગતો હતો, તેમ બાળકે સંગ્રહેલા જ્ઞાનને અનુકૂળ, જ્યારે શિક્ષક તેની શિક્ષણ પદ્ધતિ બંધ બેસ્તી કરે છે ત્યારે તેના મનનો વિકાસ સારી રીતે થાય છે. આવી રીતે જુનું અને નવું જ્ઞાન બરોબર જોડાવાથી જ્ઞાન વૃદ્ધિ કુદરતના નિયમને અનુસરી થાય છે. જર્મન તત્ત્વવેત્તા અને શિક્ષણ શાસ્ત્રી હરબાર્ટ જુના અને નવા જ્ઞાન સંબંધને સંવેદન ( Apperception ) કહે છે. તેના સિદ્ધાંત પ્રમાણે જ્ઞાન મેળવવાની પદ્ધતિમાં સ્વસંવેદને મુખ્ય બાબત છે; આપણા જ્ઞાનને વ્યવસ્થિત કરવાની ખાસ જરૂર છે; કારણ કે કોઇ પણ વસ્તુનું જ્ઞાન જ્યાં સુધી વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકવામાં આવ્યું હોતું નથી, ત્યાં સુધી તે બરોબર રીતે આપણું પોતાનું જ્ઞાન બનતું નથી. સાધારણ મનુષ્યના અને વિદ્વાનના જ્ઞાનમાં એક મ્હોટો તફાવત વ્યવસ્થાનો છે. જુદા જુદા પદાર્થના સંબંધ અથવા તેના નિયમ જ્યાં સુધી આપણા મનમાં કોઈ એક સિદ્ધાંત રૂપે જાણવામાં આવતા નથી ત્યાં સુધી તે આપણા જ્ઞાનના એક અંગ તરીકે રહી શકતા નથી. કોઇ પણ વિષય ઉપર તેથી વિચાર કરવો તેનો અર્થ એ છે કે તે બાબતને આપણા જ્ઞાન સાથે જુદી જુદી રીતે જોડવી જોઇએ. જ્યારે આપણું જ્ઞાન પથક્કરણ અને સંયોગીકરના ઉપયોગથી સુવ્યવસ્થિત થાય છે ત્યારે તે નિશ્ચિત અને યથાર્થ બને છે. બાળકના મનમાં જે થોડું જ્ઞાન એકઠું થએલું હોય છે તેને બરોબર ખિલવવાને માટે કઇ પદ્ધતિનો ઉપયોગ કરવો જોઇએ? કોઇ પણ વસ્તુનું જ્ઞાન ત્રણ રીતે આપી શકાય છે. પ્રથમ પદ્ધતિ એ છે કે શિક્ષક તે વિષયનું જ્ઞાન ભાષણદ્વારા આપી જાયછે. બાળક ફક્ત શિક્ષક જે બાબત કહે છે તે ધ્યાન પૂર્વક શ્રવણ કરે છે. આને વ્યાખ્યાન પદ્ધતિ કહે છે. જ્ઞાન આપવાની બીજી રીત પ્રમાણે શિક્ષક વિષયનું વિવેચન કરે છે પણ તે સાથે તે થોડા પ્રશ્ન કરે છે. આ કારણને લીધે શિષ્યને જવાબ આપવાની ફરજ પડવાથી તેનું મન પ્રથમના કરતાં વિશેષ જાગ્રત રહે છે. જ્યારે શિક્ષક અને શિષ્ય બંને પ્રશ્નદ્વાર કોઈ વિષય સંબંધી ચર્ચા કરે છે, ત્યારે તે વિષયનું જ્ઞાન યોગ્ય રીતે મળે છે, કારણ કે જ્યાં સુધી શિષ્યનું મન જાગ્રત થાય નહિ અને તેને જાતે મનન કરવાની

ટેવ પડે નહિ ત્યાં સુધી કોઇ પણ બાબતનું પરિપક્વ જ્ઞાન તેને મળી શકતું નથી. પ્રશ્નોત્તરની જે ત્રીજી પદ્ધતિ છે તે જ્ઞાન મેળવવાને માટે ઉત્તમ છે, અને તે શોધનું માન સૉક્રટીસને ઘટે છે. આ પદ્ધતિથી દેખીતું ફળ વખતે ઘણું ઓછું માલમ પડે છે પણ બાળકના મનોવિકાસ માટે આ રીત ઘણી અનુકૂળ છે એમ કહ્યા સિવાય ચાલે એમ નથી. કોઇ પણ બાબતનો સંસ્કાર એકજ વખતના આઘાતથી અંતઃકરણ ઉપર જોઇએ તેવો થતો નથી. તે વસ્તુની છાપ ઝાંખી અને અનિશ્ચિત હોવાથી તે મગજમાં થોડો વખત ટકી શકે છે. વસ્તુના સંસ્કાર દૃઢ કરવાને પ્રશ્નની જરૂર પડે છે એટલુંજ નહિ પણ તે સંસ્કારનો પ્રથમ સંસ્કાર સાથે સંબંધ જોડવાને બુદ્ધિ પુરઃસર સવાલ કરવાની જરૂર છે ખોરાકના પાચનનો જે નિયમ શારીરિક વૃદ્ધિને માટે જરૂરનો છે તેજ નિયમ માનસિક વૃદ્ધિને માટે તેટલોજ ઉપયોગી છે. કોઇ પણ પદાર્થ જઠર અને મનની સ્વતઃ ક્રિયા સિવાય એક રસ થઇ શકતો નથી. બુદ્ધિની જાગ્રતી સિવાય કંઇ પણ જ્ઞાન આપણને હોઇ શકતું નથી; તેથી પ્રશ્નથી બાળકના મનને ચંચળ સ્થિતિમાં રાખી તે પોતે તે બાબતનો વિચાર કરે એવી પદ્ધતિ વધારે અગત્યની છે. સૉક્રેટીસની શિક્ષણ પદ્ધતિથી શિષ્યને માહિતીનું જ્ઞાન ઘણું ઓછું થાય છે, પણ તેની વિચાર શક્તિને સારી કસરત મળે છે. કોઇ પણ વિષય ઉપર શિષ્યની જિજ્ઞાસા ઉત્પન્ન કરવી ને તેને મનન કરવાની ટેવ પાડવી એ, ઘણી અનિશ્ચિત અને અવ્યવસ્થિત હકીકતના ભાર કરતાં વધારે કિંમતી ફળ કેળવણીનું છું. સૉક્રેટીસના સંબંધમાં જે જે મનુષ્ય આવ્યા હશે તેમને કંઇ નવિન દશામાં વિચાર કરવાનું જ્ઞાન થયું હશે એમ કહી શકાય. જ્ઞાન આપવામાં પ્રશ્નોત્તર પદ્ધતિ ઉત્તમ છે, પણ જેમ સોક્રેટીસ તેના શિષ્યને પ્રથમ ગુંચવી નાખતો હતો અને તેના જ્ઞાનનો ઢોંગ લોકને જાહેર કરતો હતો એવી રીતનું અનુકરણ કરવાની શિક્ષકને કંઇ જરૂર નથી. તેમજ બીજી વાત ધ્યાનમાં એ રાખવાની છે કે જે વિષયનું જ્ઞાન પ્રશ્નોત્તરથી મળે છે તે છુટું છુટું હોય છે તેથી તે જ્ઞાનના કડકાને એકઠા કરી તેનું સંબંધપૂર્વક જ્ઞાન બાળકને મળે તે ભૂલી જવું જોઇએ નહિ. આવી રીતે પથક્કરણની સાથે સંયોગીકરણ પદ્ધતિનો પણ ઉપયોગ બરોબર જ્ઞાન માટે જરૂરનો છે.

સોક્રેટીસની શિક્ષણ પદ્ધતિ ઉપરથી બીજી બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે પુસ્તકના વાંચનથી અને મનુષ્યના સમાગમથી જે જ્ઞાન મળે છે તેમાં ઘણો તફાવત છે. દુનિયાના મહાન્ ચિંતકોના વિચારનો ભંડાર પુસ્તકમાં છે, એ વાત ખરી છે તોપણ મનુષ્યના સંસર્ગથી મનની અંદર જે સંસ્કાર પડે છે તે કંઇ જૂદાજ પ્રકારના હોય છે. મનુષ્ય એ કુદરતની કારીગીરીનો ઉત્તમ નમુનો છે, તેથી તેનામાં સર્વ પ્રાણી કરતાં ચૈતન્યનો પ્રકાશ વિશેષ માલમ પડે છે. મહાન્ વિચારકના અંતઃકરણમાં જે દિવ્ય પ્રકાશ અનુભવવામાં આવે છે તે સર્વ વસ્તુ કરતાં શ્રેષ્ઠ છે; તેથી તેમની સંગતિમાં જે જ્ઞાન આપણને મળે છે તે સચોટ અને સ્થાયી હોય છે. આ ઉપરાંત પ્રશ્નદ્વાર જે બાબતનો ખુલાસો પુસ્તકોમાંથી મળી આવતો નથી તે સંવાદની મદદથી મળી આવેછે. પુસ્તકોમાં સંગ્રહ કરેલા વિચાર શબ્દરૂપ છે પણ મનુષ્ય સમાગમથી અંતઃકરણ ઉપર જે અસર થાય છે તે આબેહુબ હોવાથી હૃદયના મર્મભાગમાં પ્રવેશ કરે છે. જ્યાં સુધી આપણા હૃદયના અંતર્ભાગમાં આવી સબળ છાપ પડતી નથી ત્યાં સુધી પદાર્થ જ્ઞાન અને

શબ્દ જ્ઞાનનો તફાવત બરાબર રીતે આપણે સમજતા નથી. હાલમાં પુસ્તકો ઉપર વિ-
શેષ આધાર રાખવાથી આપણું કેટલું બધું જ્ઞાન પરોક્ષ છે તે જો આપણે જરા વિચાર
કરીશું તો માલમ પડશે. જ્ઞાન ખરો ક્રમ પ્રથમ પદાર્થનું અવલોકન અને પછીથી તે
દ્વારા ઉદ્ભવતા વિચાર છે; પણ જ્યારે અન્ય લેખકના શબ્દ ઉપરથી તેના વિચારને
આપણા મનમાં દાખલ કરવા યત્ન કરીએ છીએ ત્યારે જ્ઞાનની વ્યવસ્થા ઉંધી થાય છે.
આની સાથે આપણે ભૂલી જવું જોઇએ નહિ કે જે વડિલોપાર્જિત જ્ઞાન હોય તેનો લાભ
આપણે લેવો નહિ.* આપણા પૂર્વગામી વિદ્વાનની શોધનો લાભ ઘણો જરૂરનો છે; પણ જ્યાં
સુધી કુદરતનું અપરોક્ષજ્ઞાન ( First hand knowledge ) પુરતા પ્રમાણમાં હોતું
નથી ત્યાં સુધી બીજા ગ્રંથકારના પુસ્તકના અભ્યાસથી જોઇએ તેટલો લાભ થતો નથી.
વિચાર પ્રદર્શિત કરવાનું સાધન શબ્દ છે, પણ જ્યારે પ્રથમ શબ્દનું જ્ઞાન મેળવી તે દ્વારા
જ્યારે આપણા મનમાં તે સાથે જોડાએલા વિચાર ઉત્પન્ન કરવા પ્રયત્ન કરીએ છીએ
ત્યારે આપણું જ્ઞાન વ્યવસ્થિત સ્થિતિમાં રહેતું નથી. અપચેલા ખોરાક માફક મન તેને કોઈ
પણ રીતે પોતાના એક અંગ તરીકે સ્વીકારતું નથી. શિક્ષક અને શિષ્યના હૃદયના ઐ-
ક્યથી જે જ્ઞાન મળે છે તેની અસર ઊંડી થવાથી તે લાંબો વખત ટકી શકે છે. હાલમાં
આચાર અને વિચારમાં જે અયોગ્ય ભેદ જોવામાં આવે છે તેનું કારણ અપરોક્ષ જ્ઞાનનો
અભાવ છે. જે વિચાર આપણા મગજમાં સ્થિર રહે છે તેનો આવિર્ભાવ કૃત્યદ્વારા થાય
છે. સબળ વિચાર વેગથી જ્ઞાનતંતુદ્વાર બહાર આવવાને પ્રયત્ન કરે છે, પણ વિચાર અ-
નિશ્ચિત અને અપક્વ હોય છે તો તેની અસર આચાર ઉપર નહિ જેવી જણાય છે; જે
વિચાર ને મન પોતાના એક અંગતરીકે ગણે છે તે વ્યવહારમાં ઝટ પ્રદર્શિત થાય છે.
જે વિચાર ઉપર ચિત્ત એકાગ્ર થાય છે તેજ ક્રિયાનું સ્વરૂપ ધારણ કરે છે. અન્ય સર્વ
વિચાર ગુપ્ત અવસ્થામાં રહે છે.

યથાર્થ જ્ઞાન અને સુખકારક વ્યવહારને માટે વ્યવસ્થિત વિચારની કેટલી બધી જરૂર
છે તે હવે આપણને સહજ સમજાશે. આ હેતુ સિદ્ધ કરવાને માટે મનુષ્યનો સહવાસ
વધારે ઉપયોગી સાધન છે; અને તેમાં મહાન્ પુરૂષનો સમાગમ વિશેષ જરૂરનો છે.
પણ કોઇ પણ મનુષ્ય બીજા મનુષ્યને જ્ઞાન આપી શકે છે ? હાલના મહાન્ કેળવણીકારના
મ્હોટા ભાગનો સિદ્ધાંત એવો છે કે બાળમનમાં જન્મથીજ સ્વતઃ પ્રવૃતિ કરવાનું વલણ
જોવામાં આવે છે. મનની જાગ્રતી અને તેની ક્રિયા સિવાય કંઇ પણ જ્ઞાન વિદ્યાર્થીને
મળતું નથી. આંતરવૃત્તિને ઉત્તેજવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે. બાહ્ય જગતના પદાર્થ અને
બનાવ એ જ્ઞાનના સાધન છે; તેથી જેમ જડ વસ્તુ એક બીજાને સ્હેલાઇથી આપી શકાય
છે, તેમ ચૈતન્ય સૃષ્ટિમાં જ્યાં સુધી બુદ્ધિની ક્રિયા સિવાય જ્ઞાન એકરસ થતું નથી ત્યાં
સુધી તે યથાર્થ જ્ઞાનની સ્થિતિમાં આવી શકતું નથી. બાહ્ય સૃષ્ટિની વસ્તુ અને દેખાવો તો
મનને એક ઉત્તેજક તરીકે છે. તે બહારથી જ્ઞાનને અંદર લાવવાતાંજ નથી. જ્ઞાન મૂળ-
થીજ તેની અસલ સ્થિતિમાં હૃદયમાં હોય છે. કેળવણી, સંગતિ, પુસ્તકોનો અભ્યાસ,

---

* *Reading should serve as a commentary on our individual experience rather than be mere substitute for it.*

ઉમેર્યું હશે કે તે કવિરચિત હશે એ કહી શકાય નહિ. તો પણ બીજી કોઈ પ્રતમાં તે નહિ હોવાથી એ વિષે સંદેહ તો રહે જ. મોસાળીયાં બાબત કવિ ગાય છે કે

હિમાચળ, વિંધ્યાચળ તેડાવો રે, ત્રિકુટાચળ, ઉદયાચળ આવો રે
ગિરિ મોટા હિમાચલ આવ્યા, શોભીતાં મોસાળાં લાવ્યા,
વિંધ્યાચળને તેડાવો કરી ભાવે, તે તો શોભીતાં મોસાળાં લાવે
ત્રિકુટાચળ આવે ભલી ભાતે, ઉદયાચળને લીધો સાથે
આવ્યા છે ત્યાં ગિરિ કૈલાસ, મોસાળું લાવ્યા છે ખાસ,
માગીઆં તુંગીઆંને કહેજો, સાથે મીનાકરને લેજો.

આ પ્રમાણે મોસાળીયાંને આમંત્ર્યા પછી કવિ લગ્નની શરૂઆતની ગૃહશાંતિની વિધિ કરે છે. અત્રે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે ઉષાહરણની બધી પ્રતોના પાઠ વાંચ્યા પછી એટલું જણાય છે કે લહીઆઓએ કે પુરાણીઓએ નકલ કરતી વખતે જોઇએ તેટલી કાળજી રાખેલી નથી. ઉષાહરણની કથાનો આગલો ભાગ જેટલી કાળજીથી ઉતાર્યો છે તેટલી કાળજીથી પાછલો ભાગ ઉતાર્યો નથી. કડવામાં આવતી સામાન્ય તુક ફરી વાર લખી જ નથી, ને માત્ર આગલી તુક જ લખી છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ટુંકું કરવા ખાતર અથવા વખતનો બચાવ કરવા માટે તેમણે આમ કર્યું હશે. એટલું જ નહિ પણ લગ્નવિધિમાંની અમુક અમુક અગત્યની ક્રીયાઓ કેટલીક ટુંકાણમાં પતાવી છે તો કેટલીક સમૂળગી આપી નથી. આપણે વ્યવહારિક જ્ઞાનથી તથા અનુભવથી જાણીએ છીએ કે પ્રથમ ગૃહશાંતિ કરવામાં આવે છે. એ ગૃહશાંતિનો પાઠ એક પ્રત સિવાય બીજી કોઇમાં નથી. જો કે ત્યાર પછીનો પીઠી ચોળવાનો, વરને પોંકવા બાબતનો, મંગળફેરા ફરવાનો, મધુપર્કનો, ગોર નોતરવાનો, પહેરામણીનો, સ્ત્રીઓનાં મંગળગીતનો વગેરે પાઠ થોડા ઘણા-ફારફેરથી ઘણી ખરી પ્રતોમાં જોવામાં આવે છે, પણ તે સર્વે ઘણા ટુંકાણમાં. કવિ પ્રેમાનંદનો રસ અધવચ અટકે નહિ, પરંતુ આ પ્રમાણે અર્ધાં પર્ધાં કડવાંથી એવો શક જાય છે કે નકલો ઉતારનારે કંટાળો ખાઈ અર્ધાં ઉતાર્યાં હશે. આ બધી નવ પ્રતોમાં માત્ર એક સુરત રાંદેરવાળી પ્રત એવી છે કે તેમાં તમામ હકીકત ચોખ્ખા અક્ષરથી આદ્યંત ઉતારેલી છે, એટલે તે પાઠ કંઈક વિશ્વાસપાત્ર ગણી શકાય. તો પણ કેટલીક હકીકત બીજી પ્રતોમાં આપવામાં નથી આવેલી તે એમાં આપેલી છે એટલે તે પણ સંશય પડતી પ્રત ગણી શકાય. આથી કરીને પ્રેમાનંદ કવિનું મુખ્ય રહેઠાણ, સુરત, વડોદરા, ને નંદરબાર, હતું એટલે ત્યાંની બીજી વિશ્વસનીય પ્રતોના પાઠ સાથે આ પાઠ સરખાવી શકાય તેટલા માટે તેમાંનો બની શકે તેટલો ભાગ અત્ર લેવો યોગ્ય ધારું છું.

કવિ ગૃહશાંતિ એવી કરે છે કે

શુકજી વાણી ઓચરે, સાંભળ પરિક્ષિત રાય
શ્રી કૃષ્ણજી રળીઆત થયા, તેને ઉલટ અંગ ન માય.
મંડપમાંહે હીંડે મલપતી, પુન્યવંત કૃષ્ણની નાર,
સરખે સરખી સહુ મળી, માનુનિ મંગળ ગાય સાર.

વેગે તે વિપ્ર તેડાવિયા, આવીયા અવની ગુણખંભ
સ્નાન કરીને ઉઠીયા, માંડયો શાંતિ કરમ આરંભ.

શ્રીફળ ફોફળ ભલી ભાતનાં, દ્રાક્ષ બીજોરાં સાર
તલ જવ ને કુંકુમ નાડું, ઘૃત હોમે તતકાળ.
હાથમાં સરવો ને સ્વાહા કહે, આહુતિ દે ઋષીરાય
ધુનિ લાગી ચૌદશ વેદની, મંડપ મળીયા રાય.

ચુઆ ચંદન અરચીયા, ને ચર્ચીઆ રાજન
ત્યાં નૃત્ય કરે છે અપ્સરા, બંદીજન બોલે ધનધન.
શાંતિક કરી શુભ અરચીયા, તૃપ્ત કર્યા નવ ગ્રહદેવ
દાન આપે છે વિપ્રને, ગજરથ હેમ તત્યેવ.

છેવટે

તેલ ચંપેલ આણીયાં, સખી સહુ પહેલાં આવો
અનિરૂદ્ધજીને તેલ ચડાવો, સોહાસણ મળી ગાવો.

આ પ્રમાણે ગ્રહશાંતિની વિધિ કરી અનિરૂદ્ધને તેલ મર્દનની રીત કવિ કરે છે. એ તેલ મર્દનની રીતનો પાઠ લગભગ બધી પ્રતોમાં છે. થોડો ઘણો પાઠફેર જોવામાં આવે છે તેને માટે આપણે કહી શકીએ કે એ તો હોય. સ્વાભાવિક છે. આ પછી પીઠી ચોળવાનો વિધિ શરૂ થાય છે, અને સર્વ સ્થળે આનંદ આનંદ થઈ રહે છે, તથા સ્ત્રીઓ મંગળ ગીત ગાય છે. કવિ પોતે આનંદમાં આવે છે, એ એણે ગાયલી ઉક્તિઓથી પ્રત્યક્ષ થાય છે. એ વખતના પાઠમાં કાવ્યદોહનમાંના કડવામાં અને સુરતરાંદેરવાળી પ્રતમાંના કડવામાં ફેર છે.

પીઠી ચોળો પીઠી ચોળો પટરાણી રે
અંગ મસળો, અંગ મસળો મોળાણી રે
પગ ધુવો, પગ ધુવો વરની કાકી રે
ઓખાબાઈ અખંડ સોભાગી રે.

વરકન્યાને પીઠી તો ચોળાય રે
જોતાં ત્રિભોવનરાય.
પીઠી ચોળે તે વરની કાકી
મામી હળબળ કરતી થાકી

કલવો બાણાસુરનો આવે
સખી ગાયે તે મંગળ ભાવે.

વગેરે ગીતથી કવિ આનંદમાં આવી વરને ઘોડે ચડાવે છે. વરઘોડો મોટો કહાડયો છે, ને તેમાં વાજાં, નફેરી, શરણાઈ વગેરે વાદિત્રો વાગે છે. અધિકમાં

સાંબેલા સૌ શોભતા રે, અસ્વારી અપાર.
યનગત તેજી નચાવતા, હેવા સુંદર દીસે સાર.

વાળા સાંબેલા રચી વરઘોડાનો કવિએ ઠાઠ કીધો જણાય છે.

વરઘોડાને સાંબેલાની ઘેલછા વિશેષે કરીને અન્ય સ્થળ કરતાં સુરતમાં વિશેષ છે. કવિ સુરતમાં ઝાઝું રહ્યા હતા એ આપણે જાણીએ છીએ; અને વળી કવિ વ્યવહાર કુશળ, અને સર્વાનુભવ રસિક હોવાથી જેમાં લોકોને આનંદ તથા રસ પડે તેવી કવિતા કર્યા વિના રહે નહિ.

કવિએ સાધારણ પ્રસંગોનું લાંબું લાંબું વર્ણન કર્યું છે, તો પછી આનું કરે એમાં નવાઈ નથી. એ જ કડવાની અંતે બૃહત્ કાવ્યદોહનમાં

સાસુ આવો સજ થઈ રે, પહોંતી મનની આશ
ઓખાને અનિરુદ્ધ પરણશે રે, ગુણ ગાય **પ્રેમાનંદદાસ.**

એવી લીટીઓ છે, ત્યારે સુરત રાંદેરવાળી પ્રતમાં

સાસુ સજાઈ કરે ઘણી, જેમ પહોંચે મનની આશ;
ઓખા અનિરુદ્ધ પરણશે, ગુણ ગાયે **કાશીદાસ.**

વાળી ઉક્તિ છે. આથી પ્રેમાનંદદાસ અને કાશીદાસ જેવાં નામ આવે છે તે વિશે સંશય પડે છે, પણ બન્ને પ્રતમાં ઘણો ખરો પાઠ મળતો આવે છે એટલે લહીઆની એ કદાપિ ભૂલ હશે એમ માની શકાય.

હવે અનિરુદ્ધ બાજઠે ઉભા છે, સાસુ ધુંસળ, મુંસળ, રવાઈ ત્રાક લેઇને પોંકવા આવ્યાં છે, સાસુ જમાઇનું નાક તાણે છે, ને એવા ઉત્તમ હૃદયના ઉમળકાથી કવિ ગાય છે કે

ધુંસળે મા પુંકીશ ઉમયા, ધુંસળે વૃષભનું જોતરૂં રે,
મુસળે મા પુંખીશ ઉમયા, મુસળે અમૃત ખાંડણું રે
રવાઇએ મા પુંખીશ ઉમયા, રવાઈ તે મહીનું વલોવણું રે.

આગળ ચાલતાં કવિ અનિરુદ્ધને માયરામાં તો કેટલીક પ્રતમાં ચોરીમાં બેસાડે છે, અને મધુપર્કની વિધિ કરી બાણ પાસે ઉષાનું કન્યાદાન દેવડાવે છે. એમાં જુદી જુદી પ્રતમાં ઘણો ફેરફાર છે. એ સંબંધમાં મારૂં ધારવું એવું છે કે પ્રેમાનંદ જેવા આબેહૂબ ચિત્રકારનું વર્ણન અથ ઇતિ ઘણી ખરી વિધિમાં મળતું આવે તો પછી "જુદી જુદી ન્યાતની કોઈ ઝીણી રૂઢીમાં થોડો ઘણો ફેર હોય તો તેને માટે એવો ખુલાસો" થઈ શકે કે તે લહીઆઓના કે પુરાણીઓના ધ્યાનમાં આવતાં તેટલો પ્રાન્તિક ફેરફાર કર્યો હોય. આ સહજ સમજાય એવું છે, પરંતુ તેમાં એ કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થયેલો મધુપર્કનો ને કન્યાદાનનો ૪૫ કડવામાંનો પાઠ બીજી કોઈ પ્રતમાં નથી, એ મારે તમને કહેવું જોઇએ.

આ પછી વરકન્યા મંગળફેરા ફરે છે તે વખતનું કવિનું ગીત લગભગ બધી પ્રતમાં,

એક સરખું છે. વરકન્યા પરણી ઉઠયા પછી ગોત્ર કે વંશાવળી વાંચવાનો રિવાજ બધી ન્યાતમાં છે, પણ ઘણી પ્રતમાં તે જોવામાં આવતો નથી. એ જરા પ્રેમાનંદ કવિની બાબતમાં આશ્ચર્ય જેવું છે. કારણ કે સાદામાં સાદા પ્રસંગો પણ તેણે વર્ણવ્યા છે તો આ વંશાવળી વાંચવાનો પ્રસંગ છોડી દે એ પ્રેમાનંદ માટે સંભવતું નથી. આ બાબતમાં સો વર્ષની જુની પ્રતમાં એક વંશાવળીનો પાઠ આપવામાં આવ્યો છે તે અગત્યનો ધારી અત્રે લીધો છે.

શુક્રાચાર્ય જ એણી પેરે બોલે, કોય ન આવે બાણાસુરની તોલે;
ગર્ગાચાર્ય સાંભળો ઋષીરાય, બાણાસુરની વંશાવળી વંચાય.

આદ્ય વિષ્ણુ તેના બ્રહ્મા, બ્રહ્માના મરીચી કેવરાય;
મરીચીના કશ્યપ રાય, હિરણ્યકશ્યપનો પ્રહ્‌લાદ હરિજન

પ્રહ્‌લાદનો વીરોચન, વીરોચનનો બળરાજા ચતુરસુજાણ.
તેને કુળ પ્રગટયો રાજા બાણ.

શિવે આવી ઉભા બાણાસુરને કોડે, કોઈ નાવે અનિરૂદ્ધના કુળને તોલે;
કહે ગર્ગાચાર્ય જ શુક્રાચારજ મતિમંદ, એક નેત્રે ક્યાં થયા છો અંધ.

આદ્ય વિષ્ણુ બ્રહ્મા મરીચી ને અત્રી, સાંભળો સોમવંશી મોટા ક્ષત્રી
અત્રીના ચંદ્ર બુધ પુર્વા થાય, પુર્વાના સુરગોપ નિર્ગોપ રાય

તેના તન સુરસેન રાજન, તેના વસુદેવ શ્રી કૃષ્ણુ પ્રદ્યુમન
જેને સુરોનર મુનિ ધાય, તેનો પુત્ર અનિરૂદ્ધ કહેવાય.

ઉખાએ મહાતપ કીધુંઈ, સાંપડો અનિરૂદ્ધ સરસો સ્વામી
સામસામી વંશાવળી વંચાય, સુરીનર મુનિ હર્ખ્યાં ત્યાંય,
ગોરજ લગ્ન ને સંધ્યાકાળ, સમો વરતે સાવધાન.

હિંદુ રીતિ પ્રમાણે કંસાર ખાવાની રીત પણ કવિએ છોડી નથી. અને ત્યાંથી વહુવર તરફની સ્ત્રીઓ મંગળ કે માભિક જે કહો તે ગીતો ગાય છે તે ભાગ પણ કવિના ધ્યાન બ્હાર રહ્યો નથી. કવિના વર્ણન ઉપરથી એવું જણાય છે કે કુટુંબને ભાંડવાનો જે ચાલ આપણે આજે જોઇએ છીએ તે કાંઈ આજકાલનો નથી. એ તો પરંપરાથી ચાલતો આવેલો છે. કેળવણીએ બીજા રીતરિવાજોમાં ફેરફાર કર્યા છે, પણ આમાં તેનું ચાલી શક્યું નથી, એવું કહીએ તો બહુ ખોટું નથી. કાળ છે તે પોતાનું કાર્ય કર્યો જાય છે, ને તેમાં એ સુધારો થશે.

પ્રેમાનંદ કવિએ કંસાર જમવાના પ્રસંગને અનુસરતું જે ગીત ગાયું છે તે ઘણી ખરી પ્રતમાં ટુંકાણમાં છે, પણ સુરત રાંદેરવાળી પ્રતમાં

તારા કોણ છે માત ને તાત, જો લખતાં ચૂકી વિધાત્ર
નીચે ઉંચની કન્યા પામી, મોટી લાગી તે કુળમાં ખામી રે.
તારા તાતની જો કરણી રે, સ્વયંવરની દાસી પરણી રે.
જાદવની શોભા કહાડી રે, મયાવંતી તારી માંડી રે.
તારા વડવાને શું વખાણું રે, ગોકુળની કરણી જાણું રે.

એહું આહેરડામાં ખાંતો રે, ગૌ ચારવાને વનમાં જાતો રે
સઘળે મલકલડાં લેતો દોરી, વ્રજમાં ઘેર ઘેર કરતો ચોરી
વળી મથુરામાંથી પધાર્યો, બાપડા કંસ મામાને માર્યો
કુબડી તે કુબ્જા દાસી, તેની પૃથ્વીમાં ચાલી હાંસી.
તે તો ખુંધી ને વળી ખોડી, કહેવી શોભતી હશે જોડી
એ મહોટમ તો અમે પ્રીછી, પટરાણી પરણ્યો રીછડી.
એવો પિતામહનો પ્રતાપ, નંદ વાસુદેવ બે બાપ
એણે દીન દીન મહોટમ કહાડી, સગા સાલાની બોડાવી દાડી.
સહુકો કહે વિશ્વાધારી, રાજા બળી તણો પ્રતિહારી
એમ વરને ગાય તે વરણી, વરકન્યા તે ઉઠયાં પરણી.

ગાઈ બાણાસુર પાસે ગોરને ગોર નોતરવા મોકલાવે છે. એ ગોરવ નોતરવાનો પાઠ કાવ્ય-દોહનમા નથી જણાતો, પણ બીજી પ્રતોમાં છે. એમાં રસોઇમાં ગેબર, ખાજાં, જલેબી, વડાં, વેડમી, ખડબુચાં, ફાલસાં, આરીયાં, તૂરિયાં, કારેલાં, રીંગણા વગેરેનું વર્ણન આપ્યું છે. એમાં જુદી જુદી પ્રતમાં ઘણો પાઠફેર જોવામાં આવે છે તેનું કારણ જ્યાં ઉષાહરણનો પાઠ પુરાણીઓ વાંચતા હશે તે ગામમાં ન્યાતના વરામાં જેવી રસોઈ થતી હશે તે પ્રમાણે પાઠ લખાયો હશે. જેવી રીતે કન્યા તરફની સ્ત્રીઓએ વરનાં સગાંઓને ગાયું છે તેવી રીતે અનિરૂદ્ધ તરફની સ્ત્રીઓએ બાણની ઓખાત ઉઘાડી છે. આવી રીતે સંબંધ જોડાયા પછી ગાળાગાળીનો રિવાજ પ્રેમાનંદ કવિના ૨૦૦ વર્ષના સમય વખતે જેવો હતો તેવો ને તેવો રહ્યો છે એ ખૂબી છે.

ગોરવ પછી બાણાસુર પહેરામણી આપે છે તેનો પાઠ રાજકોટવાળી તથા જુની પ્રતમાં ઘણો થોડો છે. ટુંકમાં જ પતાવ્યો છે, એમ કહીએ તો ચાલે. પરંતુ જેવી રીતે પ્રેમાનંદ કવિએ મામેરામાં કુંવરબાઈના સાસરીઆં પાસે પહેરામણીમાં કયી કયી વસ્તુ જોઇશે તે લખાવ્યું હતું તે પ્રમાણે કાવ્યદોહનમાંનું

સાસડી કહે છે લખો કાગળમાં, એક લાખ માતંગ
સાજ સંગાથે પાણી પંથા, પાંચ લાખ તુરંગ

વાળું ૪૮ મું કડવું છે. બીજી કોઈ પ્રતમાં પૂછીને પેરામણીનો પાઠ નથી, એ તો માત્ર કાવ્યદોહનમાં છે.

હરિ હળધરને પહેરામણી, આપે દાનવ રાય
કુળ કેશવનું મોટું, તે કેમ પૂરૂં થાય.
વાસુદેવને પરથમ પૂજા, ઉગ્રસેન ભૂપાળ
મુળ અંબર ઓપતાં, ઉપર મુક્તામાળ.

વાળો પહેરામણીનો પાઠ રાંદેર વાળી પ્રતમાં છે તો સો વર્ષની જુની પ્રતમાં એવો છે કે

સર્વે બેઠા જાદવ સાથ, કૃષ્ણ ને રૂકમણી રે,
આપ્યા સોળ શણગાર, મોતી મોટાં ઘણાં રે

આપ્યાં ઘરેણાં જડિત્ર જડાવ, સ્ફાટક મણિ તણા રે,
ઉષા બેસારી ઉછરંગ, કરી પહેરામણી રે.

ઉષાને પૂછી વાત, તમો માગો વળી રે,
આપ્યું ઓખામંડળ ગામ, જ્યાં છે કુશસ્થળી રે.

પ્રેમાનંદના ઉષાહરણનું આખ્યાન પૂરૂં થતાં છેલે ઉષાને સાસરે વળાવતી વખતે માતા જે શિખામણ આપે છે તે ખરેખર ઉત્તમ છે, ને દરેક સ્ત્રી પુરુષે મનન કરવા યોગ્ય છે. છેવટે દોરડા છોડવાની વિધિનું કવિનું વર્ણન છે તેમાં જે પ્રમાણે દોરડા ન છૂટે ત્યારે સ્ત્રીઓ માર્મિક ગાય છે તે પ્રમાણે અસલ સ્ત્રી સ્વભાવની કવિએ નકલ કરી છે, ને ઉષા તરફનાં સગાંને અને અનિરૂદ્ધ તરફના વડિલોને દોરડા છોડવા બોલાવ્યાં છે એથી કવિની અદ્‌ભૂત શક્તિને માટે આપણા મનમાં માન ઉપજે છે, ને તેને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી. કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થયેલું ફટાણાની ચાલવાળું પચાસમું કડવું જો કે બીજી કોઈ પ્રતમાં નથી, તો પણ કન્યા સાસરે જાય છે ત્યારે વર તથા વધુ તરફની સ્ત્રીઓ એક બીજાને ગાળોનો વરસાદ વરસાવે છે એ આપણે જાણીએ છીએ એટલે તે કદાચિત્ તેમાં આપવામાં આવેલું હોય. કાવ્યદોહનમાંનો

આવ્યો આવ્યો દ્વારકાનો ચોર, લાખેણી લાડી લઈ ગયો રે.

પાઠ દરેક વર્ણની સ્ત્રીનો મુખ પાઠ છે. પરંતુ તે કોઈ બીજી પ્રતમાં નથી એટલે તે પ્રેમાનંદ રચિત હશે કે કેમ તેની તપાસ થવી જરૂરનું છે. વળી કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થયેલું છેલ્લું બાવનમું કડવું પણ કોઈ પ્રતમાં જોવામાં આવતું નથી, એટલે તે પણ વિચારવા જેવું છે. સો વર્ષની પ્રતમાં બીજી કોઈ પ્રતમાં નહિ મળી આવતો ઓખા અને ચિત્રલેહાના મેળાપનો પાઠ આપવામાં આવેલો છે તે પણ મને તો ક્ષેપક જણાય છે, તથાપિ તેની આપણે પ્રથમ ખાતરી કરવી ઘટે છે.

આ પ્રમાણે પ્રેમાનંદ કવિનું ઉષાહરણ સમાપ્ત થાય છે. જુદી જુદી પ્રતોમાં જોવામાં આવતા જુદા જુદા પાઠ તમારી સમક્ષ મેં આજે ગાઈ બતાવ્યા, તેમાં મારે કહેવું પડશે કે કેટલાક પાઠમાં કવિનો હાથ નથી. એ પાઠ માટે કોણ જવાબદાર છે તે હું કહી શકતો નથી. તેટલા માટે ઉષાહરણની શુદ્ધ પ્રત મેળવવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. મારૂં માનવું છે કે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ પાસે ઉષાહરણની શુદ્ધ પ્રત હશે. કારણ કે છેલા બુદ્ધિપ્રકાશમાં આપેલી જાહેર ખબર પ્રમાણે ટીકા સહિત ઉષાહરણનું પુસ્તક છપાવવા તે માગે છે, એટલે એ વખતમાં મારા આજના ભાષણમાં જુદી જુદી પ્રતોમાં આપેલા જુદા જુદા પાઠના અભ્યાસ પછી જે મેં કહ્યું છે તે તેમને ઉપયોગી થશે એમ હું ધારૂં છું, ગુજરાત વર્નાક્યુલર સોસાયટિના કાર્યભારીઓ પ્રત્યે મારી એટલી જ નમ્ર વિનંતિ છે કે તેમણે ઉષાહરણની જેટલી પ્રતો મળી શકે તેટલી મેળવી સંપાદકોના હાથમાં મૂકવી. આ પ્રમાણે કર્યા

સિવાય કયો પાઠ મૂળ પ્રેમાનંદ કવિનો છે, ને કયો ક્ષેપક છે તે જાણવું તથા કહેવું મુશ્કેલ છે. અલબત્ત હું કબૂલ કરૂં છું કે ઉષાહરણના મારા અભ્યાસની પૂરેપૂરી હકીકત તમને કહી શક્યો નથી. કારણ તેટલો સમય નથી એટલે યથાશક્તિ જે બન્યું છે તેથી સંતોષ વાળવા મારી નમ્ર વિનતિ છે. વળી ઉષાહરણની મારી પાસે જે પ્રતો છે તે ઉપરાંત કોઈ વિશ્વસનીય પ્રત મારી પાસે આવશે, ને તેના અભ્યાસ પછી જે વિચારો મારા બંધાશે તે અનુકૂળતા આવે તમારી સમક્ષ મૂકીશ.

છેવટે પ્રેમાનંદ કવિના

ઓખાહરણ જે સાંભળે, તેનો તાવ તરીયો જાય
ભટ પ્રેમાનંદ કહે કથા, વળી મળજો જાદવરાય.

તથા

જથા બુદ્ધિએ કરી કથા, શ્રોતાજન બોલો શ્રી રામ

કહી વિરમીશ.

"ભાનુ."

---

તા. ક. ઉષાહરણનું ભાષણ આપ્યા પછી રાજકોટના સુપ્રસિદ્ધ ગૃહસ્થ રા. રા. રતનજી માધવજીને ત્યાં પ્રેમાનંદ રચિત ભ્રમરગીતા, રણયજ્ઞ, ઓખાહરણ વગેરે કાવ્યો વાળો એક ચોપડો મારા જોવામાં આવ્યો છે. તે ચોપડો સંવત ૧૭૭૯ માં લખાયેલો છે, ને તેમાં ઉષાહરણના ૫૩ કડવાં છે એમ લખ્યું છે, જો કે ચોપડાનો ઉષાહરણવાળો ભાગ ફાટી ગયેલો હોવાથી ૫૩ કડવાં ગણી શકાતાં નથી. જે અઢાર કડવાં વાંચી શકાય છે તે બૃહત્ કાવ્યદોહનના પાઠ સાથે મેળવા જોતાં ચોકખો તફાવત માલમ પડે છે. ઉષાહરણના પાઠ માટે મારૂં શોધન ચાલુ છે તેથી કોઈ સાહિત્ય પ્રેમી સજ્જન, તેમની અથવા તેમની પાસે આવેલી પ્રત મને મોકલશે તો હું તેમનો ઘણો જ ઉપકાર માનીશ, ને તે પ્રત સહીસલામત તેમને પાછી મોકલી આપીશ.

# પ્રેમાનન્દે નાટક લખ્યાં કે નહિં ?

શેક્સપીયરનાં નાટકો શેક્સપીયરે લખ્યાં કે બેકને એ ચર્ચા કેટલાંક વર્ષ ઉપર ઇગ્લાંડના સાક્ષરવર્ગમાં ચાલી હતી તે જાતની ચર્ચા હાલ આપણા ગુજરાતી સાક્ષરોમાં પ્રેમાનન્દનાં નાટકો માટે ચાલી છે. અલબત એ ચર્ચામાં બે પક્ષકારમાંથી એક તરફ એકજ ગૃહસ્થ-રા. નરસિંગરાવ ભોળાનાથ છે અને બીજા પક્ષકારમાં વધારે ગૃહસ્થો છે—અને ઘણા સાક્ષરો જે આ ચર્ચામાં શામિલ થઈ સકે એવા છે તે તટસ્થ રહી મૌન રાખી બેઠા છે; એટલે એ ચર્ચા બહુ લાંબી ચાલે કે ગંભીર સ્વરૂપ ધરે એમ સંભવ નથી. આવી જાતની ચર્ચાથી દેશને બહુ લાભહાનિ પણ નથી---ખાસ કરીને આપણા દેશને—કારણ કે વેદ જેવા ગ્રન્થોમાં પણ વિશુદ્ધિ ન સચવાઈ—અથર્વવેદમાં અલ્લાસૂક્ત પેશી ગયું; સ્મૃતિઓમાં પણ પરસ્પર-વિરોધી વચનો પેશી ગયાં, અરાઢ પુરાણને બદલે ઓગણીશમું ડંકપુરાણ થયું, નવા દેવ-ઉત્પન્ન થયા, નવા પંથો થયા, નવા મહારાજો થયા એમ અનેક રીતે દેશમાં અનાચાર દુરાચાર પસરી ગયા; ભાષામાં પણ પારસી ગુજરાતી, તરજુમીયા ગુજરાતી, કૃત્રિમ સંસ્કૃતમય ગુજ-રાતી વગેરે ભેળશેળ થઈ ગઈ તો પછી પ્રેમાનન્દનાં નાટકો તેણે લખ્યાં કે બીજાએ તેથી હવે વધારે લાભહાનિ દેશ સમસ્તને કાંઈ થાય એમ નથી. ભક્ષ્યાભક્ષ્ય અને સ્પર્શ્યાસ્પર્શ્યના પ્રશ્નોમાં મચી રહેલી પ્રજા દેહશુદ્ધિમાં ધ્યાન રાખે કે ભાષાશુદ્ધિ તરફ લક્ષ રાખે ? આમ છતાં સાક્ષરોમાંથી આ પ્રશ્નનો છેવટ નિર્ણય લાવવાની-સત્યની ખાતર-આવશ્યકતા છે ખરી. એ નિર્ણય કરવાનો મ્હારો આ પ્રયત્ન નથી. કેમકે પક્ષકારમાં એક વિદ્વાન્, ખંતીલા, અને ઊંડા ઉતરી પોતાનો પક્ષ સિદ્ધ કરવાનો મહાપ્રયાસ કરનાર છે તેવો હું નથી અને બીજા પક્ષકારના પક્ષવાદી તરીકે ગૂઢ નામથી પ્રસિદ્ધ થયેલા “ ग्र ” જેવો હું સર્વજ્ઞ નથી; હું તો અલ્પજ્ઞ છું. તેથી આ પ્રશ્નમાં સમાયેલા માત્ર થોડાક જ મુદ્દા વિશે મ્હારા સ્વતંત્ર વિચાર દર્શાવવાની ઇચ્છા થઈ આવી છે તેથી જ આ લેખ લખ્યો છે.

પ્રેમાનંદનાં નાટક છે એમ કહેનાર ગૃહસ્થો વાદીની સ્થિતિમાં છે અને ના કહેનાર ગૃહસ્થ પ્રતિવાદી છે. વાદીનો દાવો પ્રતિવાદી સ્વીકારતા નથી તો પોતાનો પક્ષ સિદ્ધ કરવાનું કામ-એટલે તે સાબીત કરવાનો બોજો વાદીને જ શિર છે. તે બોજામાંથી વાદી મુક્ત થયા નથી એટલું જ નહિં પરન્તુ વાદીનો દાવો ઈનિકાર કરનાર પ્રતિવાદીની દલીલોનો પૂરેપૂરો જવાબ વાદીના પક્ષકાર “ ग्र ” એ આપ્યો નથી. કોઈ પણ સારો પક્ષવાદી દલીલને માટે હાંસિનો ઉપયોગ નહિં કરે. પરન્તુ “ ग्र ” એ કેટલેક સ્થળે તેમ કરવાથી એમની દલીલોનું બળ કમતી થયું છે. અલબત રા. નરસિંગરાવની દલીલોમાં બે દલીલોનું બળ કાંઈ કમી છે.

જે બે દલીલો રા. નરસિંગરાવની દલીલોમાંથી થોડા બળવાળી છે તે નીચે મુજબ છેઃ—

(૧) પ્રેમાનન્દનાં નાટકોની એક જ પ્રત કેમ છે ?

(૨) અને તે નાટકો એનાં કાવ્ય પછી આટલે વર્ષે કેમ પ્રકાશમાં આવ્યાં ?

આ બે દલીલો કાંઈક દુબળ છે ખરી છતાં દુર્લક્ષ કરવા જેવી નથી. બીજાં કાવ્યોની

વધારે પ્રતો મળી તો નાટકોની એક જ કેમ એ શંકા સહજ છે; અને કાવ્યો અને નાટકો વચ્ચે આટલો બધો કાળ વ્યતીત કેમ થઈ ગયો એ શંકા પણ સ્વાભાવિક રીતે થાય જ. અને આ બન્ને શંકાઓનું સંતોષકારક સમાધાન કરવાનું કર્તવ્ય વાદીના પક્ષકાર " ત્ર " નું છે તે તેમણે કર્યું જણાતું નથી. વળી, જે " ભેદ ભરેલી " બાઈના ઘરમાંથી નાટકની પ્રત મળી તે બાઇનું નામ ઠામ પણ પ્રસિદ્ધ કરવું જ જોઇએ. જો આ પ્રશ્ન ઉઠયો જ ન હોત તો ભલે એ બાઈ અપ્રસિદ્ધ રહે; પરન્તુ જ્યારે વાદીના દાવાનો આમ પ્રસિદ્ધ રીતે ઈનકાર કરનાર સબળ પ્રતિવાદી છે તો તે બાઇનું નામ, ઠામ, ધંધો, વય, સધવા છે કે વિધવા, તેને પુત્ર પુત્રી છે કે કેમ, તે પ્રેમાનંદની કાંઈ સગી સંબન્ધી હતી કે કેમ વગેરે હકીકત જાહેરમાં લાવ્યાથી વાદીનો પક્ષ ઉલટો સબળ થશે. એ બાઇનું નામ પ્રસિદ્ધ કરવાથી રા. નરસિંગરાવ અથવા તો તેમના કોઈ પક્ષવાદી ( હજી કોઈ નીકળી આવ્યા નથી ) તેને સમઝાવીને પોતાના પક્ષમાં લઈ લેશે એવો કાંઈ પણ ભય રાખવાનું કારણ નથી.

જે પુરાવો પક્ષકારે રજુ કરવો જોઇએ તે રજુ ન થાય તો. presumption ( અનુમાન ) તેમના વિરુદ્ધ થાય એવો પ્રમાણશાસ્ત્રનો નિયમ છે.

આ બે દલીલો ઓછા બળવાળી છે એ ખરૂં પરન્તુ રા. નરસિંગરાવ પોતાના સિદ્ધાન્તો માટે તે ઉપર ઘણું વજન રાખતા હોય એમ લાગતું નથી; એમનો મુખ્ય આધાર તો આ પ્રશ્નનાં અંતઃપ્રમાણ ઉપર જ છે. અને તેને અંગે હવે કાંઇક કહેવું જોઇએ.

અંતઃપ્રમાણમાં " નિડર, " " સદાને માટે " અને " એક કાંકરે બે પક્ષી મારે " એ ત્રણ શબ્દ અથવા શબ્દપદ માટે રા. નરસિંગરાવ કહે છે નવીન છે તરજુમીયા છે અને પ્રેમાનન્દના બીજા ગ્રન્થોમાં નથી અને તેથી આ નાટકો લખનાર પ્રેમાનન્દ હોવાનો સંભવ નથી. હવે તે સંબન્ધે રા. " ત્ર " શું કહે છે તે જુવો. " નિડર " માટે તેઓ કહે છેઃ-

" ડર આધુનિક નથી × × × ( ડર તો પ્રેમાનન્દે વાપર્યો છે × × માંધાતાખ્યાન પાન. ૧૪૧ ) હવે નિરનો નિ થાય નહિં, અગર નિ અભાવવાચક રૂપે અસલ વપરાતો નહોતો એમ તેમનું કહેવું છે. પ્રેમાનંદે જ નિ નકારના અર્થમાં વાપર્યાનો દાખલો નળાખ્યાનમાંથી ઉતારી લઇએ " એ દાખલામાં નિધન વાપરેલો જણાય છે. પરન્તુ રા. નરસિંગરાવે કોઈ ઠેકાણે કહ્યું છે કે પ્રેમાનન્દે " ડર " શબ્દ વાપર્યો નથી અથવા તો ડર શબ્દ નવીન છે-કે નિ અભાવાર્થમાં અસલ નહોતો વપરાતો અને પ્રેમાનન્દે એ અર્થમાં નિ પ્રત્યય વાપર્યો નથી એવું ક્યાં તેમણે કહ્યું છે ? તેમનું કહેવું એટલું જ છે કે નિડર—એટલે અભાવ વાચક નિ અને અસલ વપરાતો ડર એ બન્નેનો ભેગો પ્રયોગ કરીને થયેલો " નિડર " શબ્દ નવીન, અને અયુક્ત છે. માંધાતાખ્યાનમાં પ્રેમાનન્દે ડર શબ્દ વાપર્યો અને નળાખ્યાનમાં તેણે જ નિ વાપર્યો માટે પ્રેમાનન્દે નિડર શબ્દ વાપર્યો એમ કહેવું તેતો ચાર વાણીયાએ મળીને વાઘને ચાર અક્ષરની ગાળ દેવા માટે એક એક અક્ષરનો ઉચ્ચાર કરી આખી ગાળ દીધાનો સંતોષ માન્યો તેના જેવું લાગે છે!

નિર્ભયનો અર્થ બતાવવાને નિડર શબ્દ આજથી ચાળીસેક વર્ષ પૂર્વે જ ઉત્પન્ન થયો જણાય છે. રા. " ત્ર " નિડર શબ્દ આખો વપરાયેલો પ્રેમાનન્દનાં પુસ્તકોમાંથી અથવા તે

સમયનાં બીજાં લખાણુમાંથી બતાવી સકે તો જૂદી વાત. "સદાને માટે" "For ever"નો તરજુમો છે એ ઉઘાડું જણાય છે. કોઈ પણ જૂના જમાનાનાં લખાણુમાં અથવા તો હાલના વર્તમાનપત્રો ન વાંચનારને મુખે આ શબ્દ દેખાતો કે સંભળાતો નથી. "એક કાંકરે બે પક્ષી પડે" એ કહેવત પણ જૂની જણાતી નથી "Kill two birds with one stone"નો તરજુમો છે. એ અર્થવાળી સામાન્ય કહેવત તો એક પંથ દો કાજ છે. એક કાંકરે બે પક્ષી પડે એ કહેવત પણ કદી પૂર્વે વાંચી સાંભળી નથી. પારસી ગુજરાતીમાંથી હાલમાં એટલા બધા શબ્દો 'અને શબ્દપદો વર્તમાનપત્રદ્વારા અને તેમણે કરેલાં નવલકથાનાં પુસ્તકોદ્વારા આપણી વાતચીતમાં, પુસ્તકોમાં અને લેખોમાં પેશી ગયા છે કે ઉપરચોટીયા માણસોને તે સર્વ રૂઢ અને પરિચિત લાગે; અમુક શબ્દ રૂઢ છે પરિચિત છે એમ કહેવાથી રા. "ન્ન" નો પક્ષ સિદ્ધ થતો નથી- પ્રેમાનન્દનાં બીજાં પુસ્તકોમાં 'સદાને માટે', 'નિડર', 'એક કાંકરે બે પક્ષી પડે' એનો ઉપયોગ થયેલો તેઓ બતાવી શકે છે? પ્રેમાનન્દે શકારવાચક બીજાં શબ્દપદ વાપર્યાં છે એમ તેઓ બતાવે છે પરન્તુ તે પણ તેનાં તકરારના વિષયભૂત નાટકોમાંથી જ. તેનાં કાવ્યોમાંથી આ કહેવત જડે છે? અથવા તો તેના સમકાલીન લેખકોના લેખમાંથી કે કોઈ બીજાં લખાણો જેવા કે પત્રવ્યવહાર, દસ્તાવેજ વગેરે જાતનાં બીજાં લખાણમાંથી આવી તરેહના રા. નરસિંગરાવ આધુનિક કહે છે તેવા પ્રયોગો રા. "ન્ન" ટાંકી બતાવે તો સારૂ. "એક કાંકરે બે પક્ષી પડે" એ કહેવતના અર્થવાળી ફારસી કહેવત રા. "ન્ન" બતાવે છે; પરન્તુ આ કહેવત તો ઇંગ્રેજીનો શબ્દશઃ તરજુમો જણાય છે. ફારસી ઉપરથી જો એ કહેવત આવી હોય તો 'નિશાન' અને 'તીરને' બદલે 'કાંકરેજ' કેમ થઈ ગયું? એક ઘા અને બે કડકા અથવા એક પંથ દો કાજ એ કહેવતો મૂકીને એક કાંકરે બે પક્ષી પડે એવી કહેવત વપરાય એ જરા આશ્ચર્ય અને શંકા જેવું ખરૂં. જો રા. ન્ન. આ કહેવતનો ઉપયોગ બીજા જૂના લેખોમાં એટલે આજથી પચાસ વર્ષ ઉપરના લેખમાં બતાવી સકે તો એમની દલીલ મજબૂત થાય. ગુજરાતી ભાષાનાં વર્તમાનપત્રો ઘણે ભાગે પારસીઓને હસ્તક છે; હિંદુ ગુજરાતી પત્રોમાં પણ પારસી લેખકો હોય છે—રોજિંદા—જે પારસીઓ જ ચલવે છે—તે ઉપરથી બીજા સર્વે પાત્રો ઉતારા જેમના તેમ કરે છે એટલે ઘણા શબ્દો અને પ્રયોગો—જે તરજુમીયા અને પારસી શાઈ છે. તે આપણામાં પેશી ગયા છે અને તેથી તે રૂઢ અને પરિચિત લાગી જાય છે. વળી સુરત મુંબાઈમાં પારસી ગુજરાતીની બીજા સ્થળો કરતાં વિશેષ અસર છે એટલે તેમની ઘરગતુ ભાષામાં પણ પારસી પ્રયોગો ઘણા સંભળાય છે. જ્યાં સુધી આ કહેવતનો ઉપયોગ થયેલો જૂના લેખમાંથી રા. "ન્ન" ટાંકી બતાવે નહિં ત્યાં સુધી એમની એ દલીલ મજબૂત ગણાય નહિં.

અંતર્યમકને સંબંધે રા. "ન્ન" પ્રેમાનન્દના કાવ્યના અંતર્યમક બતાવે છે; પરન્તુ રા. નરસિંગરાવ ગદ્યના અંતર્યમક માટે તકરાર કરે છે; પ્રેમાનન્દનાં બીજા ગદ્યાત્મક ગ્રન્થ ન હોય તો ભલે પરન્તુ તે સમયના બીજા કોઈ પણ ગ્રન્થમાંથી ગદ્યમાં અંતર્યમકો વપરાયા હોય એમ રા. "ન્ન" બતાવી સકતા હોય તો તે સાક્ષર વર્ગ સમક્ષ રજૂ કરવા જોઈએ.

અલબત રા. નરસિંગરાવ રા. "ન્ન" ને વીગતવાર ઉત્તર આપશે. આ લેખ રા. "ન્ન" ના ઉત્તરમાં નથી. તેમના લેખ ઉપરથી ઉત્પન્ન થયેલા થોડાક વિચાર સાક્ષર વાચકોના મનન

માટે આ સ્થળે દર્શાવ્યા છે; અને તેનો યોગ્ય ઉપયોગ થશે એવી આશા છે રા. " ઘ " ને આ લેખમાં " કોર્ટના ભણકારા " વધારે લાગશે એ નિઃસંશય છે; પરન્તુ સાક્ષરોની કોરટમાં આ પ્રશ્નની તપાસ થાય અને બન્ને પક્ષકારો પોતપોતાની દલીલો રજુ કરે તો વધારે સારૂ. કારણ કે આ પ્રશ્નનો નિર્ણય થવાની જરૂર છે. અલબત ઉપર આરમ્ભમાં કહ્યા પ્રમાણે એથી દેશને વિશેષ લાભહાનિ નથી. વ્યક્તિ પરત્વે લાભ હાનિ વિશેષ છે. વાદી પ્રતિવાદીને જયપરાજયથી થનાર સંતોષ અસંતોષ અને હર્ષખેદનો સંભવ છે; માટે સત્યની ખાતર કોઈ પણ સાક્ષર નિર્ણય કરશે તો વિજયીને અભિનન્દ આપીશું અને પરાજિતને શોક પ્રદર્શિત કરીશું.

મુંબાઈ,
તા. ૨૭-૧-૧૨

કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ.

---

## મ્હારી બ્હેની.

(ગરબી.)

મ્હારા હૈડાનો હલકાર, મીઠડી બ્હેની તું !
આવે ચાંદનીનો ચમકાર, મીઠડી બ્હેની તુ !—(ધ્રુવ)

આછેરાં દુધિયાં અજવાળાં ઉધા ભરે જગમાંય રે,
મુજ આંગણિયે એવાં ત્હારાં તેજ મધુર ઢોળાયઃ
મીઠડી બ્હેની તું !—૧

વ્યોમઅટારી તારા ટાંગી ચંદા ફરતી જેમ રે
ફુલપગલી પૃથ્વીમાં પાડે, આવે રસભર તેમ
રસીલી બ્હેની તું !—૨

વીરાપરથી વારી જતી એ અધીરી અધીરી બ્હેન રે !
વીરાનાં દુખડાં લેવાને તત્પર રૂહે દિનરેન,
અધીરી બ્હેની તું !—૩

ખરેતુ તારા સરતા કોરે નભ રૂપેરી નૂર રે,
તુજ વાતલડીના ચમકારા એમ સરે મુજ ઉર !
વ્હાલી બ્હેની તું !—૪

માતલડીનાં હેત અનેરાં ઉર સંઘરવી બ્હેન રે !
જગઅંધારે વીરાપર તુજ છે ચંદ્ર શું નેનઃ
મોંઘી બ્હેની તું !—૫

પર્વતશિખરે ધુમસવિશેથી શુક્ર હસંતી જોય રે,
આ સંસારે એમ સુધામય હાસ્ય મીઠું તુજ સ્હોય !
હસતી બ્હેની તું !—૬

મોંઘેરી બ્હેની મ્હારી તું વીરાની કરબાંહ્ય રે;
વીરાના સરવરહૃદયે તુજ ભાવતણી રૂહો છાંય !—
વિરલી બ્હેની તું !—૭

બળતા વાયુ જગવાડીમાં બાળે કુમળાં ફૂલ રે,
ત્યાં મુજ બ્હેનડલીની શીળી વરસે વૃષ્ટિ અમૂલ !
મીઠડી બ્હેની તું !—૮

માતાના બાગની ઓ ગુલકળી ! ખીલી પ્રસરાવ સુવાસ રે !
અદલ હૃદયમાં વસજો ત્હારૂં મધુરૂં મધુરૂં હાસ !—
મ્હારી બ્હેની તું !—૯

મદ્રાસ,
૧૨-૧-૧૯૧૨.

અરદેશર ફ૦ ખબરદાર.

# બ્રિટિશ સામ્રાજ્યના મુલકો.

## ૧

### કેનેડા.

" બ્રિટિશ સામ્રાજ્ય ઉપર સૂર્ય કદાપિ અસ્ત પામતો નથી " એ ઉક્તિની યથાર્થતા વસન્તના ગત અંકમાં આપેલાં દૃષ્ટાંત વાંચ્યાથી પ્રત્યેક વાચકને સહજ પ્રતીત થઈ હશે; એટલું જ નહિ પણ તે અંકમાં પ્રગટ થયેલા અન્ય લેખોના વાચનથી એ સામ્રાજ્યના અનુપમ ગૌરવની–એની અદ્વિતીય મહત્તાની–પ્રતીતિ પણ સુજ્ઞ વાચકવર્ગને થઈ જ હશે. હવે, એ સામ્રાજ્યના મુલકોનો કાંઇક વિગતવાર સાક્ષાત્કાર થાય તે માટે પ્રવાસ કરીશું. અને વર્ણનાત્મક નિબન્ધના વાચનથી વાચકના મનઃપ્રદેશમાં સ્વાભાવિક રીતે ઊપજતી નીરસતા અલ્પાંશે પણ દૂર કરવાના ઉદ્દેશથી સુજ્ઞ વાચકને એ પ્રદેશોમાં ' આનન્દપર્યટન ' (Excursion trip) કરવા અને એ રીતે એમાં આવેલી વસ્તુઓનું નિરીક્ષણ કરી લેવા નીસર્યા છીએ એવી પોતાના મનની અંદર કલ્પના કરી લેવાની વિનંતિ કરીશું.

હવે, આ મુલકો પૈકી સૌથી પહેલો કેનેડા લઇશું; કારણ કે ભૂમિના વિસ્તારમાં, બ્રિટિશ સત્તાની સ્થાપનાના કાળમાં અને બ્રિટિશ સંસ્થાનોના ઇતિહાસમાં, એ દેશ બ્રિટિશ સામ્રાજ્યના અંગભૂત અન્યદેશોમાં સૌથી અગ્ર્ય–પ્રથમ–સ્થાન ભોગવે છે.

કેનેડામા પ્રવાસ યાને તે માંહ્યની અદ્ભુત વસ્તુઓનું નિરીક્ષણ.

કેનેડા જે ખડમાં આવેલો છે તેનુ નામ, શોધ, વગેરે સમ્બન્ધી હકીકત સર્વના જાણ્યામાં છે એટલે તે વિષે કાંઈ નવીન કહેવા જેવું નથી. પણ એ નામના અર્થ વિષે એટલું જણાવવા જેવું છે કે *" કેનેડા " શબ્દ અમેરિકાના મૂળ વતનીઓની ભાષાનો છે. તેનો અર્થ તે ભાષામાં " *groups of huts* "=" **ઝુંપડાંઓનો જથ્થો** " એવો થાય છે. એ દેશ જવા માટે ધારો કે આપણે લંડનમાંથી નીસરીએ છીએ. તો પ્રથમ, લંડનથી ઉપડતી ' ધ લંડન ઍન્ડ નૉર્થ વેસ્ટર્ન રેલ્વે ' ટ્રેનમાં બેસીને ક્રૂ (Crewe) જંક્શને જઇશું. ત્યાંથી એક શાખાટ્રેનમાં (branch line) માં બેસીને લિવર્પૂલ બંદરે (લંડનથી લિવપૂલ ૨૦૧ માઇલ દૂર છે.) જઇશું. અહિંથી તેમ જ સ્કૉટ્લંડના ગ્લાસ્ગો બંદરેથી 'આલાન' ('Allan') અને 'ડોમિનીયન' ('Dominion') નામની બે સ્ટીમર કંપનીઓની આગબોટો નિયમિત સમયના અંતરે કેનેડાના મૉન્ટ્રિયલ બંદરે જા આવ કરે છે તેમાં બેસીને તે તરફ પ્રયાણ કરીશું. પ્રથમ, ન્યૂ બ્રાઇટન (ઇફ્લ ટાવરની દીવાદાંડી) વગેરે દૂરથી જોતા જોતા આપણે ઇંગ્લંડની વાયવ્ય કોણમાં આયર્લંડનો ટાપુ જે " એમરલ્ડ આઇલ " (" લીલાં પાનાંનો ટાપુ ") કહેવાય છે તેના નૈર્ઋત્ય કોણમાં આવેલા કોર્નસોર પૉઇન્ટ નામના ભૂમિબિન્દુને સ્પર્શ કરીને, કૉર્ક બંદરે–તેના ક્વિન્સટાઉન હાર્બરમાં–બારામાં–

જરા થોભીશું; કારણ કે આખા **આયર્લંડની** ટપાલને અને ઉતારૂઓને લેવા માટે બધી **અમેરિકા** જનારી સ્ટીમરોને અહિં થોભવું પડે છે. તેથી અહિં થોડી વાર વિશ્રામ લીધા બાદ, ઉતારૂઓને અને ટપાલના કાગળોને લીધા પછી તેમ જ કોયલો પાણી ભરીને આપણે સ્ટીમર **આટ્લાંટિક** મહાસાગરના અતિ વિસ્તીર્ણ જલપૃષ્ઠ ઉપર ચલાવીશું; અને એ રીતે પશ્ચિમ દિશામાં પ્રયાણ કરતા કરતા આપણે **અમેરિકાની** છેક પૂર્વમાં એટલે **યૂરોપની** અને **આયર્લંડની** છેક પાસેમાં પાસે આવેલો **અમેરિકાનો** એક ભૂમિભાગ જે **ન્યૂ ફાઉન્ડલંડના** નામથી ઓળખાતો અને આયર્લંડથી કદમાં ૧½ ગણો મોટો દ્વીપ છે ત્યાં આવી પહોંચીશું. (આયર્લંડની છેક પશ્ચિમમાં આવેલું ભૂમિબિન્દુ જે **કેપ કલીઅરના** નામથી ઓળખાય છે તેની અને **ન્યૂ ફાઉન્ડલંડના** છેક પૂર્વમાં આવેલું ભૂમિબિન્દુ જે **કેપ રેસના** નામથી ઓળખાય છે તેની વચ્ચેનું અંતર **આશરે ૧૬૫૦** માઇલનું છે. તેટલું અંતર કાપતાં ૭–૮ દિવસ લાગે છે.) **આટ્લાંટિક મહાસાગરના** ઉષ્ણ કટિબંધના પ્રદેશોમાંથી ઉત્પન્ન થયલા જગત્ પ્રસિદ્ધ 'ગલ્ફ્-સ્ટ્રીમ'ના પ્રવાહના ઉષ્ણ જળનું અને ઉત્તર ધ્રુવના શીત કટિબંધના પ્રદેશોમાંથી આવતા **લાબ્રાડોરના** નામથી ઓળખાતા પ્રવાહના શીત જળનું આ સ્થળે સંઘટ્ટન થતું હોવાથી ઉત્પન્ન થતા ધૂમસ ( fogs ), બરફના તરતા ડુંગરા ( Ice bergs ) વગેરે અન્તરાયોથી **ન્યૂ ફાઉન્ડલંડનો** પૂર્વ કિનારો વહાણોની મુસાફરી માટે નિર્ભય નહિ હોવાથી સ્ટીમરો ત્યાં નહિ જતાં તેની દક્ષિણે થઇને **સેન્ટ લૉરેન્સ** નદીના અખાતમાં પેસીશું

કવેબેક. અને એ અખાતમાં પેસતાં જ જે પહેલ વહેલો પ્રાન્ત આવે છે તેની મુલાકાત પ્રથમ લેઇશું. આ પ્રાન્તનું નામ કવેબેક છે. આ પ્રાન્ત **કેનેડામાં** સૌથી પુરાતન **યૂરોપીય** ( **ફ્રેન્ચ** ) સંસ્થાન છે. ઈ. સ. ૧૬૦૦ ના શુમારમાં જ્યારે બ્રિટિશ સંસ્થાનિકો **આટ્લાંટિક** મહાસાગરના કિનારા પાસેનો અને ઉત્તર **અમેરિકાના** બરાબર મધ્ય ભાગનો જે પ્રદેશ હાલ **યૂનાઇટેડ સ્ટેટ્સના** નામથી ઓળખાય છે તેના પૂર્વ અને આગ્નેય દિશાના પ્રદેશો જે હાલ પેન્સીલવેનીયા, ફ્લોરિડા વગેરે નામથી ઓળખાય છે ત્યાં આગળ પોતાનાં સંસ્થાનો સ્થાપતા હતા, ત્યારે **ફ્રેન્ચ** સંસ્થાનિકોએ **સેન્ટ લૉરેન્સની** નદીના કિનારાનો પ્રદેશ ખોળી કાઢીને તેની અંદર સંસ્થાનો સ્થાપવાનો ઉદ્યોગ આરંભેલો હતો; અને ઈ. સ. ૧૬૦૮ ના શુમારમાં **જેક કાર્ટીયર** ( Jacques Cartier ), **સૅમ્યુએલ શૅમ્પલેન** (Samuel Champlain) વગેરે સાહસિક **ફ્રેન્ચ** પુરુષોએ એ કાર્યમાં બહુ આગળ પડતો ભાગ લીધો હતો. અને **કવેબેક મૉન્ટ્રિયલ** વગેરે શહેરો તેઓએજ વસાવ્યાં હતાં. આ પ્રાન્ત **સેન્ટ લૉરેન્સના** બન્ને કિનારા ઉપર આવેલો છે, અને તેની સીમા તપાસીએ તો, પૂર્વે **સેન્ટ લૉરેન્સનો** અખાત અને **લાબ્રાડોરની** ભૂમિ ( સાંકડીપટ્ટી ), ઇશાને અને ઉત્તરે **અંગાવા જીલ્લો** આવેલાં છે, પશ્ચિમે **ઓટાવા** નદી **ઓન્ટારીયો** પ્રાન્તથી તેને વિભૂટો પાડે છે, અને દક્ષિણે **યૂનાઇટેડ સ્ટેટ્સનો** મુલક અને **ન્યૂ બ્રન્સ્વિક** પ્રાન્ત આવેલા છે. એનો કુલ વિસ્તાર આપણા **પંજાબ** પ્રાન્તના વિસ્તાર કરતાં પોણો ગણો વધારે મોટો છે; અગર **ગ્રેટ બ્રિટનના** વિસ્તાર કરતાં બમણો મોટો છે. વસ્તીની બાબતમાં તે આખા **કેનેડામાં** બીજા નંબરનો પ્રાન્ત છે, અર્થાત્ **ઓન્ટારિઓ** પ્રાન્તમાં જ તેના કરતાં અધિક વસ્તી છે. આ (કવેબેક) પ્રાન્તમાં જે વસ્તી છે તે બહુધા **ફ્રેન્ચ** પ્રજા છે. દર આઠ માણસે સાત મનુષ્ય **ફ્રેન્ચ** ઓલાદનાં છે. ત્યાંના કાયદા, રીતરિવાજ, ધર્મ, ભાષા, મકાનો વગેરે સૌ **ફ્રેંચ** જ છે;

તેથી આ પ્રાન્ત બ્રિટિશ આશ્રય નીચેનો ફ્રેન્ચ સંસ્થાનિકોનો છે એમ કહી શકાય. પ્રાન્તનો દક્ષિણ ભાગ જ,—સેન્ટ લૉરેન્સની દક્ષિણનો ભાગ જ—સાંકડી પટીનો પ્રદેશ જ—માત્ર સપાટ અને ફળદ્રુપ છે, બાકીનો બધો ભાગ ટેકરાટેકરીઓવાળો, જંગલોથી ભરપૂર, અને ઊજડ છે; આ પ્રાન્તની અગત્ય માત્ર તેમાં થઇને વહેતી સેન્ટ લૉરેન્સ નદીને લીધે જ વધેલી છે, કારણ કે કૅનેડાના માંહ્યના ભાગનાં જંગલોનાં ઇમારતી કાટની અને જથ્થાબંધ પાકતા ઘઉંની પેદાશ આ નદી મારફત—આ પ્રાન્તમાં થઇને—પરદેશ જાય છે. આ પ્રાન્તને અગાઉ (Lower) લોઅર (નીચલો—સેન્ટ લૉરેન્સના મુખ આગળનો) કૅનેડા અગર પ્રાચીન (Old) કૅનેડા કહેતા હતા. આ પ્રાન્તમાં બે જાણવા લાયક શહરો આવેલાં છે. તેમાંનું પહેલું ક્વિબેક છે. અહિં આપણે સ્ટીમરમાંથી પ્રથમ ઉતર્યા. આ શહરમાં આશરે ૬૫૦૦૦ માણસની વસ્તી છે; એનું નામ ક્વિબેક શા ઉપરથી પડયું હશે તેને માટે નીચે પ્રમાણે દંતકથા છે. જ્યારે ફ્રેન્ચ નાવિકો સેન્ટ લૉરેન્સના મુખમાં થઇને દેશની અંદર પેસવા લાગ્યા ત્યારે તેઓએ કેટલેક દૂર નદીમાં રહ્યે રહ્યે એક ગંજાવર કેપ ડાયમંડ નામથી ઓળખાતી ટેકરી દીઠી, તે જોઇને તેમના મુખમાંથી 'Quel bec'! (કવેલ બેક !=કેવી સારી ભૂશીર! કેવી ટેકરી!) એવો ઉદ્‌ગાર સહજ નીકળી ગયો; પાછળથી તેઓએ તે જ ટેકરી ઉપર ને પાસે એક શહર વસાવ્યું જેનું નામ ક્વિબેક ('કવેલ બેક' ઉપરથી) રાખવામાં આવ્યું. ઈ. સ. ૧૬૦૮ થી ૧૭૫૮ સુધી આ શહર અને આખો પ્રાન્ત ફ્રેંચ સંસ્થાનિકોના હાથમાં હતાં. ઈ. સ. ૧૭૫૮ માં ઇંગ્લંડ અને ફ્રાન્સની વચ્ચે સપ્તવાર્ષિક વિગ્રહ (Seven Years' War) ચાલ્યો ત્યારે તેની અસર પૂર્વમાં હિન્દુસ્તાનમાં, અને પશ્ચિમમાં કૅનેડામાં પણ જણાઈ. તે બન્ને દેશોમાં પણ એ બન્ને પ્રજાઓએ સામસામી તરવારો ખેંચી. કૅનેડામાં કેટલાક સંગ્રામો એ બન્ને પ્રજા વચ્ચે થયા. તે પૈકી એક બનાવ ઐતિહાસિક અગત્યને લીધે બહુ પ્રસિદ્ધ અને સ્મરણીય થઈ ગયો; તે એ કે એ વિગ્રહ ચાલતો હતો તેવામાં ફ્રેન્ચ સંસ્થાનિકોનો બહાદૂર સરદાર જનરલ મૉન્ટકામે (General Montcalm) પોતાનું લશ્કર ક્વિબેકમાં—તે માંહ્યની પ્રસિદ્ધ ટેકરી ઉપરના કિલ્લામાં—રાખીને બહુ બહાદૂરીથી બ્રિટિશ સૈન્ય સામી ટક્કર ઝીલી હતી. તેવામાં આ ગ્રેજ સંસ્થાનિકોનું આશરે ૫૦૦૦ સૈનિકોનું સૈન્ય લેઇને જનરલ વૂલ્ફ (General Wolfe) તે તરફ આવ્યો અને ૧૭૫૯ ના સપ્ટેમ્બરની ૧૩ મી તારીખે અડધી રાતે તે 'Wolf's Cove' નામની જગાએ—નદી કાંઠે—ઊતર્યો અને તે ટેકરીનો નદી તરફનો ઊંચો—ઊભો ઢાળ—જે *"હાઇટ્સ ઑવ્ આબ્રાહામ" (Heights of Abraham="આબ્રાહામના ઊંચા ઊભા ઢાળ")* એ નામથી ઓળખાતો હતો તે ઉપર "The path of Dirty leadds but to the grave" એવી ગ્રેકવિરચિત સુપ્રસિદ્ધ કવિતની એક ટુંક સ્હેજ ફેરફાર કરીને બોલતો બોલતો પોતાના સૈનિકોમાં શૂર પ્રેરીને—તેણે મોન્કામના કિલ્લાની પાછલી બાજુએ પોતાનું આખું સૈન્ય ખડું કરી દીધું. બીજે દિવસે પ્રાતઃકાળમાં ફ્રેંચ સૈન્ય તેમને આટલી બધી ઊંચી ટેકરી ઉપર ચઢીને સંમુખ આવેલા જોઇને ચકિત થયું. તે બન્ને સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું; તેનું પરિણામ એ આવ્યું કે કિલ્લો—ટેકરી—અને શહર છોડીને ફ્રેન્ચ સૈનિકો નાઠા! આ સમયે બનેલો એક બનાવ જેટલો હૃદયભેદક છે તેટલો જ પ્રશંસાપાત્ર છે, અને તે એકે જે સમયે ફ્રેન્ચ સૈનિકો મૂઠી વાળીને નાસતા હતા તેવામાં અંગ્રેજી સૈન્યના સરદાર વૂલ્ફને છાતીમાં દુશ્મન તરફથી એક પછી એક એમ સાથે લગી ત્રણ ગોળીઓ લાગી; ત્રીજી ગોળી વાગતાંની સાથે તે ભૂમિ ઉપર પડયો અને તે વખતે

તેની પાસે ઊભેલા એક સૈનિકે " they run! I protest they run." ("=તેઓ દોડે છે! હું નિશ્ચય પૂર્વક કહું છું કે તેઓ દોડે છે".) એવા શબ્દોનો ઉદ્ગાર કર્યો, જે સાંભળીને વૂલ્ફે પ્રશ્ન કર્યો કે "who run?" ("કોણ દોડે છે?"); આ પ્રશ્નનો જ્યારે તેને "The French" (–"ફ્રેંચ સૈનિકો (દોડે છે)" એવો પ્રત્યુત્તર મળ્યો ત્યારે તેણે ("Now God be praised. Then I die happy-content" (–" હવે ઈશ્વરનો આભાર માનો. કારણ હું હવે સુખથી-સંતોષથી-મૃત્યુ પામું છું") એવાં વચનો કાઢ્યાં. વૂલ્ફે ત્યાર પછી થોડી વારમાં પોતાના પ્રાણ ત્યજ્યા, તોપણ અંગ્રેજી પક્ષનો જય થયો અને તે દિવસથી ક્વેબેકમાંથી જ માત્ર નહિ પણ આખા કૅનેડામાંથી પણ ફ્રેન્ચ સત્તાનો અસ્ત થયો. (ઈ. સ. ૧૭૬૩ની સાલમાં થયલું પૅરિસનું તહનામું જેની રૂએ કેનેડાનો ફ્રેન્ચ મુલક ઇંગ્લંડને હસ્તગત થયો.) ક્વેબેકમાં એ બન્ને શૂરવીર સરદારોની અક્ષય્ય કીર્તિના સ્મરણાર્થે એ કીર્તિસ્તંભ ઊભા કરવામાં આવેલા છે, જે અદ્યાપિ જોવામાં આવે છે. આ શહરની પાસે જે ઊભા ઢાળવાળી કેપ ડાયમંડના નામની ટેકરી જે આપણે પ્રથમ જોઈ હતી તે આશરે ૩૩૩ ફીટ ઊંચી છે અને તેની ઉપર એક મજબૂત કિલ્લો છે, તેની પાસે ડફ્રીન ટૅરેસ ('આકાશિકા') નામની જગા છે તે તથા હાઇટ્સ ઑવ્ આબ્રાહામ વગેરે બીજાં કેટલાંક સ્થળ જોવા લાયક છે. આ સ્થળ (ટૅરેસ) ઉપર ઊભા રહીને ચોમેર દૃષ્ટિ કરીશું તો પૂર્વમાં અને ઉત્તરમાં વિશાળ જંગલો, આસમાની રંગની ઊંચી ઊંચી ટેકરીઓની પરંપરા, અગ્નિકોણમાં અને દક્ષિણ દિશામાં અતિવિસ્તૃત સેન્ટ લૉરેન્સ નદીનો સ્વચ્છ જળપ્રવાહ અને તે ઉપર થઇને જતાં આવતાં અસંખ્ય નાનાં મોટાં વહાણો, નદીની પેલી મેર દૂર દેખાતાં ફળદ્રુપ જમીનનાં ખેતરો, પશ્ચિમમાં મોટાં મોટાં મકાનો, એ સર્વે આ પુરાતન અને ઐતિહાસિક અગત્ય ધરાવતા શહરની રમણીયતાનો પ્રેક્ષકને પ્રત્યક્ષ અનુભવ કરાવે છે! બીજી પાસા જો આપણે અહિં ઊભા રહે રહે ખુદ શહેરની માંહ્યના ભાગ તરફ દૃષ્ટિ કરીએ તો ત્યાંના વાંકાચૂંકા રસ્તાઓની હાર,–તેમાંના કેટલાક રસ્તાઓ નીસરણીનાં પગથીયાં માફક ચઢતી ઉતરતી બાંધણીના કે ઘાટના–તેનાં જૂનાં, પુરાણાં, અને વિચિત્ર બાંધણીનાં ઘરો,–એ સર્વે આપણને ૧૭ મી સદીના ફ્રાન્સના બ્રિટની અને નૉર્મેન્ડી પ્રાન્તોની સંસ્મૃતિ કરાવે છે. વળી આની પાસે પૂર્વમાં ૭ માઈલ દૂર એક નાનો મૉન્ટ મૉરેન્સી નામનો ધોધ છે, તે પર પિકનીક–આનન્દ જમણ–અર્થે શહરવાસીઓ વર્ષમાં એકાદ બે વાર એકઠા થાય છે. અને નાના પ્રકારની રમત ગમત કરે છે. ક્વેબેકને *"અમેરિકાનું જિબ્રાલ્ટર"* એવું નામ ભૂગોળવેત્તાઓએ આપ્યું છે તે યથાર્થ જ છે.§

**મૉન્ટ્રિયલ.** ક્વેબેકમાંથી સ્ટીમરમાં બેસીને આપણે પશ્ચિમ તરફ આગળ જઇશું તો તે જ પ્રાન્તનું બીજું શહર જેનું નામ મૉન્ટ્રિયલ* છે ત્યાં આવી પહોંચીશું. આ શહર સેન્ટ લૉરેન્સ નદીની અંદર એક બેટ છે તેમાં આવેલું છે. તેમાં ૨૬૭૦૦૦ માણસની વસ્તી છે; અને તે ધનસંપત્તિમાં, વ્યાપાર

§ કેટલાક ભૂગોળવેત્તાઓ હાલિફાક્સ બંદરને "અમેરિકાનું જિબ્રાલ્ટર" કહે છે.

* 'મૉન્ટ્રિયલ' શબ્દ કેટલાકના મત પ્રમાણે 'માઉન્ટ'=પર્વત+'રૉયલ'–રાજનો–મુખ્ય એ બે શબ્દો ઉપરથી થયલો છે, ને ડુંગર તે શહરની નજદીકમાં છે. પરંતુ 'મૉન્ટ્રિયલ'

રોજગારની બાબતમાં અને સુંદરતામાં આખા કેનેડામાં સૌથી પહેલાં નંબરનું-શ્રેષ્ઠ-શહર છે. પ્રથમ મોટાં વહાણો માત્ર ક્વેબેક સુધી જ આવી શકતાં હતાં. પણ નદીને ઊંડી કર્યા પછી વહાણો છેક મૉન્ટ્રિયલ સુધી આવી શકે છે. કેનેડાની બધી પેદાશ નાના વહાણોમાં, હોડીઓમાં, નહેરો મારફત અને રેલ્વે મારફત આ શહરમાં આવે છે અને અહિંથી તે ઈંગ્લંડ અને યૂનાઇટેડ સ્ટેટ્સ તરફ જાય છે. આ શહરમાં એક ભવ્ય મોટું દેવળ છે; તે રોમન કૅથોલિક ધર્મ માનનારાઓનું છે, અને આખા અમેરિકા ખંડમાં તે મોટામાં મોટું છે. તેની અંદર ૧૦,૦૦૦ માણસોનો એકી વખતે સમાસ થઈ શકે તેમ છે તેવું વિશાળ તે છે. તે દેવળ રોમમાં જે સેન્ટ પીટરનું મહાન્ દેવળ છે તેનો નમૂનો છે. આખું શહર જાણે દેવળોનું જ બાંધેલું હોય તેવો ભાસ આપે તેટલાં બધાં દેવળો તેમાં આવેલાં છે. આખા શહરના મહોલ્લાઓનાં નામ પણ સંતોના નામ ઉપરથી પાડવામાં આવેલાં છે. અને એ ઉપરથી માર્ક ટ્વેઇન નામના એક વિદ્વાને અને નવલકથાકારે તે શહરને ઉદ્દેશીને એક વખતે કહ્યું હતું કે "શહરમાં આવીને કોઈ માણસ ઈંટનો કકડો ગમે તે દિશામાં ફેંકે તો તેથી અવશ્ય કોઈ દેવળની બારીનો કાચ ભાંગ્યા વિના નહિ રહે." આ શહેર, ઇન્ટર કોલોનીયલ રેલ્વે, કેનેડીઅન પાસિફિક રેલ્વે અને ગ્રાન્ડ ટ્રન્ક રેલ્વે એવી ત્રણ મોટી રેલ્વેનું જન્ક્શન સ્ટેશન છે; અને સેન્ટ લૉરેન્સની બીજી નહેરોનું ટર્મિનસ પણ છે. વળી આ શહરની પાડોશમાં ઓટાવા નામની નદી સેન્ટ લૉરેન્સ નદીને મળે છે. તેની પાસે એક ડુંગર છે તે શહરની શોભામાં ઉમેરો કરે છે. આ શહર બેટમાં આવેલું છે અને ઓટાવા અને સેન્ટ લૉરેન્સના બન્ને કાંઠે બહુ પૂલો બાંધેલા છે, એ સર્વે પૂલોમાં 'વિક્ટોરીઆ બ્રિજ' નામનો એક પૂલ (ગ્રાન્ડ ટ્રંક રેલ્વેનો) આશરે ૨ માઇલ લાંબો છે! તેની ચોમેર આવેલા કાંઠાની આસપાસ ચૂનાગચ્ચીની મજબૂત દિવાલ બાંધેલી છે. અને નદીમાં હજારો સ્ટીમરો આવ જા કરે છે. આ શહરમાંથી સાગ, બીજી ઇમારતી કાટ, અનાજ, લોટ, માખણ, ફળફળાદિ દેશાવર જાય છે. આ શહરમાં મૅક ગીલ (M' Gill) ની પાઠશાળા યા કૉલેજ અને વિશ્વવિદ્યાલય યા યુનિવર્સિટિ છે.

આ પ્રમાણે આ શહરની મુલાકાત લેઇને આ (ક્વેબેક) પ્રાન્તના તાબામાં ઍન્ટી કૉસ્ટી નામનો નાનો એક બેટ છે, ને જે સેન્ટ લૉરેન્સના ઉપસાગરમાં છે, તેની મુલાકાતે નદીમાં વહાણમાં બેસીને જઇશું; અને એ જોઇને આ પ્રાન્તની મુલાકાત પુરી કરીશું.

ક્વેબેક પ્રાન્તની મુલાકાત આપણે સેન્ટ લૉરેન્સના મુખ આગળ આવેલા ઍન્ટી કૉસ્ટી

---

શબ્દ ખરી રીતે 'મૉઉન્ટ રૉયલ'નો અપભ્રંશ નથી. 'મૉન્ટ્રિયલ' શબ્દ જ 'મૉન્ટ' 'રીયલ' એ બે ફ્રેન્ચ શબ્દોનો બનેલો છે, તેનો અર્થ ડુંગરના રાજ્યનો મુલક એવો થાય છે. 'રીયલ' શબ્દમાંથી અંગ્રેજી ભાષામાં રેલ્મ-Realm-એવો શબ્દ ઉપસ્થિત છે. આ શહર નૉર્મેન્ડીના ફ્રેન્ચમન અને કેનેડાના શોધક જેક કાર્ટીયરે (Jacques Cartier) ઈ. સ. ૧૫૩૫ માં વસાવ્યું હતું.

નામના ટાપુ આગળ પુરી કરી. હવે આપણે અહિંથી સ્ટીમરમાં બેસીને કેનેડાના બીજા ત્રણ પ્રાન્તો જેનું સમસ્ત નામ "મૅરિટાઇમ પ્રૉવિન્સિઝ" છે ત્યાં જઇશું. આ પ્રાન્તો સમુદ્ર કિનારે આવેલા છે તેથી તેમનું જે નામ રાખવામાં આવ્યું છે તે યથાર્થ જ છે. આ ત્રણ પ્રાન્તોનીખુબી એ છે કે શિયાળામાં પણ અહિંના બંદરો બરફને લીધે વહાણુની આવ જા માટે બંધ થઈ જતાં નથી. કારણકે પાસે આ પ્રાન્તોમાં આવાં સરસ બંદરો છે એટલું જ નહિ પણ એમાં પુષ્કળ ખનિજ જડે છે તથા એની જમીન ફળદ્રુપ છે. આ ત્રણ પ્રાન્તોમાંથી પ્રથમ આપણે **નોવા સ્કોશીઆ** ('નોવા=નવું+સ્કોશીઆ સ્કૉટલંડ) પ્રાન્તની મુલાકાત લેઇશું.

'મૅરિટાઇમ પ્રૉવિન્સિઝ' યાને 'સામુદ્રિક પ્રાન્તો.'

**(અ) નોવા સ્કોશીયા**

આ પ્રાન્ત મૅરિટાઇમ પ્રાન્તોમાં સૌથી દૂર–સમુદ્ર તરફનો–પ્રાન્ત છે. તેની લંબાઈ ઈશાન–નૈઋત્ય છે; વિસ્તાર સ્કૉટલંડના ¾ ભાગ જેટલો છે. તેની ચોમેર સમુદ્ર છે માત્ર એક સાંકડી (૧૬ માઇલ પહોળી) **શિગનેકટોની** સંયોગી ભૂમિથી તે ન્યૂ બ્રન્સ્વિક સાથે જોડાયેલો છે. આ પ્રાન્તમાં નાની નદીઓ અને કેટલાંક મોટાં સરોવરો છે. એન્ટીકૉસ્ટી ટાપુમાંથી નીસરીને પ્રથમ આપણે અને નોવા સ્કોશીઆના તાબા નીચે આવેલા કેપ બ્રીટન ટાપુમાં આવીશું. તે ટાપુની અને નોવા સ્કોશીઆની વચ્ચે કૅન્સોની ખાડી આવેલી છે. તે ટાપુમાં સેન્ટ જ્હૉન નામનું શહર છે, ત્યાં લુઇબર્ગનો કિલ્લો છે. ત્યાં કોયલાનો વ્યાપાર ચાલે છે. ૨૫૦ ચો. માઇલના ક્ષેત્રફળવાળી કોયલાની ને લોઢાની ખાણો છે. ભૂસ્તરશાસ્ત્રીઓનું એ માનવું છે કે–ખાણોની ખડકો આટ્લાંટિક અંદર પણ ગયલી છે. એ ટાપુમાંથી આપણે નૈઋત્ય તરફ જઇશું કે થોડી વારમાં હાલિફાક્સ બંદરે આવીશું. આ શહર નોવા સ્કોશીયા પ્રાન્તનું મુખ્ય નગર છે. આ આખી પૃથ્વી ઉપરનાં ઉત્તમ બંદરો પૈકીનું એક ઉત્તમ બંદર છે; તેની અંદર આખા બ્રિટિશ નૌકા સૈન્યનો એકી વખત સમાસ થાય તેટલો અવકાશ છે! અને એવું સુરક્ષિત તેનું બારૂં છે કે ગમે તે વખતે–ગમે એવી ભરતી અને તોફાનનો સમય આવે પણ અહિં લંગરાયલાં વહાણોને હરકત આવતી નથી. પશ્ચિમ ગોળાર્દ્ધ કે અમેરિકાનાં બ્રિટિશ સંસ્થાનો માટે ઇંગ્લંડનુ એક નૌકા સૈન્ય આ બંદરમાં હમેશ રહે છે. શિયાળામાં જ્યારે સેન્ટ લૉરેન્સનું મુખ બરફ બંધાવાથી વહાણને જવા આવવા માટે બંધ થઇ જાય છે ત્યારે ઇંગ્લંડની સ્ટીમરો આ બંદરે આવે છે. કારણ કે ગલ્ફ સ્ટ્રીમનો ઉષ્ણ વહન અહિં કિનારે કિનારે થઇને વહે છે તેથી બરફ બાઝતો નથી. ઇંગ્લંડથી–લિવર્પૂલથી–મૉન્ટ્રિયલ ૨૬૦૦ માઇલ દૂર છે; અને ત્યાં જતાં આવતાં ૯–૯ દિવસ લાગે છે. લિવર્પૂલથી હાલિફાક્સ ૨૪૦૦ માઇલ દૂર છે; ને ત્યાં જતાં આવતાં ૭–૭ દિવસ લાગે છે. આ બંદરથી મૉન્ટ્રીયલ સુધી રેલ્વે છે. આ બંદર–શહર–ની વસ્તી ૪૧૦૦૦ માણુસનો છે. આ બંદરની બાંધણી ઇંગ્લંડના શહેરની બાંધણીને બહુધા અનુસરતી છે, આ શહરની પાડોશમાં 'સાલ્મન' વગેરે જાતના મચ્છ પકડવાનો વ્યાપાર બહુ ચાલે છે; આશરે ૧૪૦૦૦ મચ્છવા અહિં ફર્યાં કરે છે. ઇંગ્લંડની ટપાલ આ બંદરે આવે છે ને અહિંથી રેલ્વે મારફત કેનેડામાં પહોંચાડવામાં આવે છે. આ શહરનો મુલાકાત લીધા બાદ આપણે હવે પ્રાન્તના મધ્યના ભાગમાં રેલ્વે મારફત જઇશું, તો ગીચ જંગલો બહુ નજરે પડશે. ત્યાં વાયવ્ય કોણમાં જતાં—શીગનેકટોની સાંકડી સંયોગી ભૂમિમાં થઇને આપણે

મૅરિટાઇમ પ્રાન્તો પૈકી બીજો પ્રાન્ત જે ન્યૂ બ્રન્સ્વિક છે તેમાં પેસીશું. પણ તેમાં પેસીને તેની ઈશાને એક ત્રીજો પ્રાન્ત–પ્રિન્સ એડવર્ડ આયર્લંડ–ટાપુ–છે તેની મુલાકાત પ્રથમ લેઇશું. આ ટાપુ સેન્ટ લૉરેન્સના અખાતના દક્ષિણે આવેલો છે. ત્યાં સારાં બારાં છે. પણ તેમનો ઉપયોગ ઉનાળામાં જ થાય છે આ પ્રાન્ત બહુ જ ફળદ્રુપ છે તે ઉપરથી તેને 'કૅનેડાની વાડી' કહે છે. મુખ્ય નગર શાર્લટી ટાઉન છે. અહિંથી આપણે પાછા જ્યાંથી આવ્યાં ત્યાં ન્યૂ બ્રન્સ્વિક પ્રાન્તમાં જઇશું.

(ख) પ્રિન્સ એડવર્ડ આયર્લંડ.

ન્યૂ બ્રન્સ્વિક પ્રાન્ત મૅરિટાઇમ પ્રાન્તો પૈકી ત્રીજો છે; તેની પૂર્વે સેન્ટ લૉરેન્સનો અખાત છે; અને દક્ષિણે ફંડીની ખાડી છે. આ ખાડીમાં આખી પૃથ્વી ઉપરનાં બધાં સ્થળો કરતાં સૌથી વધારે ઊંચી ભરતી ૬૦ થી ૭૦ ફુટ ઊંચી આવે છે! આનાં કારણ ત્રણ કલ્પી શકાય છે (૧) ખાડીનો સાંકડો પટ; (૨) ખાડીનું જવાળામુખી ખડકોનું તળીઉં અને (૩) ગલ્ફ સ્ટ્રીમના વહનનું ખાડીનાં પાણી પર થતું દબાણ. આ પ્રાન્તના ઉત્તરના ભાગમાં નાની નાની ટેકરીઓ, અનેક સરોવરો અને ઉચ્ચ પ્રદેશ વાળા ભાગો આવેલા છે. પશ્ચિમનો ભાગ સેન્ જહૉન નદીના જળપ્રદેશથી ફળદ્રુપ થયલો છે. આ નદીમાં મુખથી ૨૦૦ માઇલ સુધી વહાણ હંકારાય છે. અગાઉ ૩૦૦ વર્ષ ઉપર આ પ્રાન્તમાં વિશાળ અને ગીચ જંગલો હતાં પણ જ્યારથી યૂરોપના લોકો અહિં આવીને વસવા લાગ્યા ત્યારથી આ જંગલોનો ઉપયોગ ઇમારતી કાટ તરીકે અને વહાણ બાંધવા માટેના કાટ માટે લેવામાં આવ્યો. પ્રાન્તનો $\frac{1}{2}$ ભાગ જ હજી વસાયલો છે. બાકીના ભાગમાં ગીચ જંગલો, નિર્મળ જળની નદીઓ, રમણીય સરોવરો અને સુંદર ટેકરીઓ આવેલાં છે. પ્રાન્તમાં અન્યત્ર માછલાં (લૉબસ્ટર) નો વેપાર ચાલે છે પણ બહુ અંશે ખેતીવાડી ચાલે છે. આ પ્રાન્તનો વિસ્તાર સ્કૉટલાંડ જેવડો છે. આ પ્રાન્તના ભૂમિપ્રદેશનું વર્ણન અમેરિકન કવિવર લૉન્ગફેલોએ પોતાના 'ઇવેંજલાઇન' ('Evengeline') નામના કાવ્યમાં સારી રીતે આપ્યું છે. આ પ્રાન્તનું વ્યાપારિક અગત્યનું મુખ્ય નગર સેન્ જહૉન એ જ નામની નદી ઉપર આવેલું છે. જે સ્થળ ઉપર અગાઉ સો વર્ષ ઉપર ગીચ જંગલ હતું ત્યાં આજ સુંદર મકાનો વાળું શહર વસેલું છે. તેમાં આશરે ૪૦૦૦૦ માણસની વસ્તી છે, અને રાજકીય અગત્યનું નગર ફ્રેડરીકટન છે, ત્યાં પ્રાન્તિક પાર્લમેન્ટ મળે છે. આ પ્રાન્તની મુલાકાત લીધા પછી આપણે રેલ્વેમાં બેસીને પાછા કૂવેબેક પ્રાન્તમાં પેસીશું ને તે પ્રાન્તના મૉન્ટ્રિયલ શહર આગળ જઈ પહોંચીશું; અને ત્યાંથી ઓટાવા નદી ઓળંગીને કૂવેબેક પ્રાન્તની પશ્ચિમમાં આવેલા ઓન્ટારિયો પ્રાન્તમાં જઇશું.

(ग) ન્યૂ બ્રન્સ્વિક

(અપૂર્ણ.)

દીનકરરાય અચરતલાલ સૈયદ.



# ચોથી ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખનું ભાષણ.

ગયા અઠવાડીઆમાં વડોદરા નગરમાં આપણા વૃદ્ધ સાક્ષર રા. રા. રણછોડભાઈ ઉદય-રામના ઠરેલ પણ રસિક અને આનન્દી પ્રમુખપણા નીચે, અને સ્વદેશહિતપરાયણ શ્રીમન મહારાજા સયાજીરાવ ગાયકવાડના ઉદાર આશ્રયથી, ચોથી ગૂજરાતી સાહિત્યપરિષદ્ મળી હતી. તે પ્રસંગે પ્રમુખશ્રીએ આપેલું ભાષણ સારરૂપે વસન્તના વાચકો આગળ નિવેદન કરવામાં આવ્યું હોય તો ઠીક એમ ધારી, અત્રે એનો સાર તારવવામાં આવે છે.

"આજના સાહિત્યસંમેલન સમયે પ્રમુખસ્થાન સ્વીકારવાને જ્યારે મને પૂછવામાં આવ્યું ત્યારે પ્રથમ તો, મેં વિરામી જવાની ધારણા કરી હતી, તે એવા વિચારથી કે, વિશેષ યોગ્ય-તાવાળા, અને વિશેષ ઉત્સાહવાળા પુરૂષોને આગળ કરીને, મારા જેવા વૃદ્ધે તો તેમની પીઠ ઠોકીને, બની શકવા પ્રમાણે તેમના સાહાય્યભૂત થવું એ જ ઘટિત છે. કારણ કે, હવે પછી પરિષદ્ ભરાય ત્યાંસુધી કરવ.નાં કાર્યોનું જોખમ પ્રમુખને શિર રહેવું જોઈયે, તે પ્રમાણે કાર્ય-સિદ્ધિ થઈ શકે નહિ તો અવસ્થા ભાર વહન કર્યો ગણાય. પણ લાગલું જ મારા મનમાં એમ સ્ફુરી આવ્યું કે, આપણને તો મહાસમર્થ શ્રીમંત મહારાજા સાહેબનો આશ્રય મળવાનો છે, તેથી તેમના સાહાય્યને લીધે, આપણા કાર્યમાં કોઈ પ્રકારની ન્યૂનતા આવવાનો સંભવ જ નથી, તો બેધડક આવા શુભ કાર્યમાં આપણે ઊભા રહેવું, એ જ ઉત્તમ માર્ગ છે." આમ "અષ્ટદેવના અંશ "રૂપ, "ઐશ્વર્યસંપન્ન મહાવ્યક્તિ" શ્રીમંત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડના આશ્રયની આશાથી પ્રોત્સાહિત થઈ પોતે પ્રમુખપદ સ્વીકાર્યું છે એમ જણાવી, રા. રણછોડભાઈ આજ સુધીમાં પારષદ્ માટે પસંદ થએલાં જુદાં જુદાં સ્થળોનું ઔચિત્ય બહુ સારી રીતે બતાવે છેઃ

"આવી ગુર્જરી ગિરા જેઓની માતૃભાષા છે, તેવા લોકોના નિવાસસ્થાનની મર્યાદા, ઉત્તરમાં કચ્છ, કાઠિયાવાડ, અને દક્ષિણમાં મુંબઈ ગણી શકાય. એ બંને વિભાગની રાજધા-નિઓ–મુંબઈ અને રાજકોટમાં આપણી બીજી અને ત્રીજી પરિષદો ભરાઇ. એ ઉભયની મધ્યમાં જે ચારુતર દેશ છે, તે એક પ્રકારે બે મહાન્ સત્તાથી વિભક્ત છે. તેના અમુક ભાગમાં બ્રિટિશ સત્તા છે, અને અમુક ભાગમાં શ્રીમંત ગાયકવાડ સરકારનું શાસન પ્રવર્ત્ત છે. પ્રથમની રાજધાની અમદાવાદમાં આપણી પ્રથમ પરિષદ્ ભરાઈ. દ્વિતીયની આ સુશોભિત વટપદ્ર–વડોદરા નગરીમાં, ક્રમે કરી, વર્તમાન ચોથી પરિષદ્ ભરવાનો લાભ આપણને પ્રાપ્ત થયો છે." પછી વડોદરા રાજ્યનાં બે મહાન રત્ન–કવિ પ્રેમાનન્દ અને "અપર રત્ન" શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ,–એમની પ્રસંગોચિત સ્તુતિ કરી, રા. રણછોડભાઇ "ગત પરિષદોનું પશ્ચાદવલોકન" કરે છે એમાં "નાના વિષય સંબંધી અનેક ઉચ્ચાવચ પંક્તિના નિબંધો" નું સૂક્ષ્મદૃષ્ટિથી વર્ગીકરણ કરી, એમાં શરૂ થએલું કાર્ય કેવી રીતે પરિપૂર્ણતાએ પહોંચાડવું તે વિષે નીચે પ્રમાણે સૂચના કરે છેઃ—

"ગત આઠ વર્ષમાં ત્રણ સાહિત્યપરિષદો ભરાઈ ચૂકી. તેઓમાં નાના વિષય સંબંધી અનેક ઉચ્ચ પંક્તિના નિબંધો આવ્યા હતા, તેમાં કેટલાએક સૂચનાત્મક હતા, અને કેટલાએક

વસ્તુપ્રકાશક હતા, તો કેટલાએક અધિક ચર્ચાને અવકાશ આપે એવા હતા. નિર્દિષ્ટ યાદિયો શ્રમ લઇને તૈયાર કરવામાં આવી હતી. તેમાંના વિષયોમાંથી ઘણા ઉપર એક પણ નિબંધ ન હતો, ત્યારે કોઈ કોઈ વિષય ઉપર અનેક નિબંધો આવ્યા હતા. હજી ઘણા વિષયો અચુંબિત રહ્યા છે. તે સંબંધી સારાં લખાણ થઇને ઉત્તરોત્તર ઉત્તમ નિબંધો લખાતાં જાય; તેમજ સારી રીતે ચર્ચા થઇને લખાયલા નિબંધોમાંથી સાર ખેંચાઇ, નિર્ણય ઉપર આવીને તેમાંથી કંઈ લોકોપયોગી કાર્યો ઘડાઈ, તેની પ્રસિદ્ધિ થાય, એવી મારી સબળ ઇચ્છા છે."

"આવા પ્રકારના સત્વર નિર્ણયે આવવા જેવા વિષયોમાં" એ ત્રણ ગણાવે છેઃ (૧) એક તો જોડણી વિષેનો; (૨) બીજો, યુનિવર્સિટીની કેળવણીમાં દેશી ભાષાઓનો પ્રવેશ કરાવવા વિષેનો; અને (૩) દેશી ભાષાદ્વારાએ ઉચ્ચ કેળવણી આપવા વિષેનો. તેમાં પ્રથમ વિષયમાં સત્વર નિર્ણય ઉપરઆવી એને અમલમાં મૂકવાના પ્રથમ પગલા તરીકે, ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટી હાલ જે કોષ તૈયાર કરાવે છે તેમાં એ જોડણી દાખલ થાય એમ ઇચ્છા બતાવે છે. બીજા વિષય વિષે બોલતાં–હાલ બી. એ. ની પરીક્ષામાંથી "પ્રાચીન દેશી ભાષાઓને દેશવટો" આપવામાં આવ્યો છે તો તેને સ્થાને વર્તમાન દેશી ભાષા (જે હાલ મેટ્રિક્યુલેશન અને એમ. એ. માં છે તેને) બી. એ. માં પણ દાખલ કરાવવાનો પ્રયત્ન કરવાનું સૂચવે છે. ત્રીજો વિષય દેશી ભાષા દ્વારા ઉચ્ચ કેળવણી આપવાનો–તે બાબત ઊંડી અને તીવ્ર લાગણીથી પોતે કહે છે કેઃ

"પ્રથમ તો મફત કેળવણી આપવામાં આવતી અને પુસ્તકોના પૈસા બેસતા નહિ. હમણાં ભારે ફી આપવી પડે છે, વીશી ખર્ચ ૧૦ થી તે ૧૫ રૂપીયા સુધી ભરવું પડે છે, તેથી ગરીબ છોકરાઓ ઉંચી કેળવણીનો લાભ લેતાં અટકી પડ્યા છે. તેઓની આંતરડી ઠારવાને દેશી ભાષામાં મફત ઉચ્ચ કેળવણી આપવાની યોજના કરાવવા પ્રયત્ન કરવાની ખરેખરી અગત્ય આપણે શિરે આવી પડી છે."

પછી વાચનમાળાના પ્રશ્ન માટે એક સ્વતન્ત્ર કમિટી નીમાએલી હોવાથી તે સંબન્ધી બોલવું જવા દઈ, રા. રણછોડભાઈ પ્રાચીન અને અર્વાચીન ગૂર્જર સાહિત્યનું સવિસ્તર અવલોકન કરવાનું શરૂ કરે છે. "સાહિત્ય–શબ્દ પ્રધાન અર્થમાં જેટલૂં વાઙ્મય છે તેને લાગુ પડે છે; પણ ગૌણ અર્થમાં તે આનંદ સહિત ઉપદેશ આપનાર એવા કાર્યાદિના અર્થમાં વપરાય છે." એમ '**સાહિત્ય**' શબ્દના બે અર્થ આપી, સંકુચિત અર્થનો ત્યાગ કરી–વિશાળ અર્થનું ગ્રહણ કરી, "સાહિત્યની સમાજ ઉપર અને સમાજની સાહિત્ય ઉપર અસરો રૂપ જે પરસ્પર ઉપકાર્ય–ઉપકારક ભાવ" છે તેનો નીચેના શબ્દોમાં ઉલ્લેખ કરે છેઃ

"સાહિત્યની ઉન્નતિ એ સમાજની પ્રગતિ છે અને સમાજની પ્રગતિ એ નવા નવા સાહિત્યને પ્રગટ કરાવી તેને વિસ્તારે છે. જેમ જેમ વાચક વર્ગ અધિક જ્ઞાનની ઉપલબ્ધિ સારૂ ઉચ્ચ વિષયો ગ્રહણ કરવા જિજ્ઞાસુ થાય છે, તેમ તેમ લેખક વર્ગને નવા નવા શબ્દો અને વિચારદર્શનશૈલીની જરૂર પડતી જાય છે. વાક્યો આદિની રચનામાં અધિક સાવધાન થવું પડે છે અને એ પ્રકારે તેઓ ભાષાના શબ્દકોષ વિચારદર્શન તથા લેખનશૈલીની અભિવૃદ્ધિ કરે છે."

પછી રા. રણછોડભાઈ સાહિત્યના ત્રણ વિભાગો પાડે છેઃ "**કાવ્ય** (Poetry), **દર્શન** (Philosophy) અને **વિજ્ઞાનશાસ્ત્ર** (Science.)

"એમાં વિજ્ઞાન એ ઐહિક—એટલે સૃષ્ટિજન્ય પદાર્થો સાથે સંબંધ ધરાવે છે. દર્શનનો સંબંધ ઈશ્વરાદિ પારલૌકિક પદાર્થો પરાયણ છે. આ બંને વિષયો ગંભીર હોતાં શ્રમ વિના એકદમ સાધ્ય થઈ શકે એવા નથી. કાવ્યનો વિષય નૈસર્ગિક હોતાં મનુષ્ય પ્રાણીના મનમાં એની મેળે સ્વાભાવિક રીતે ઉદ્ભવેલો રહે છે, અને સમાજ ઉપર તે સત્વર અસર કરી શકે છે, તેથી જ પૂર્વ કાળથી આરંભમાં કાવ્યસાહિત્યની યોજના થતી આવી છે, કેમકે, એ મનને પ્રસન્નતાપૂર્વક કઠિન વિષયોમાં પણ અભિમુખ કરાવે છે, અને શ્રમિત થયેલાં મનોને વિનોદ પ્રાપ્ત કરાવે છે, તથા મુગ્ધોને અર્થાત્ અનનુભવિયોને સંસારની સ્થિતિનું દર્શન અને ભાન કરાવે છે. આવો વિવેક હોવાથી સાહિત્યની ઉત્પત્તિ અને તેનાં અંગોના વિકાસના સંબંધમાં સર્વ ભાષાઓમાં કાવ્યસાહિત્ય વધારે લોકપ્રિય, અને વિસ્તાર પામેલું જોવામાં આવે છે. આપણી ગુજરાતી ભાષામાં તો આત્મજ્ઞાનાદિ વિષયોનો પ્રચાર કવિતાના સાધનદ્વારા થયેલો છે. પરંતુ વિજ્ઞાનની તેટલી ઉન્નતિ થતી અટકી પડી છે તેનાં કારણ એ છે કે, માયાના પ્રપંચમાંથી જ્ઞાનિયો વિમુખ થતા ગયા, આ નાશવંત સંસાર ઉપરથી તેમની વૃત્તિ વિરામી ગઈ, તેઓ જ નાના પ્રકારની વિદ્યા શીખવનારા હતા, અને નાના પ્રકારના હુન્નરો જે શોધ થતા આપણા જોવામાં આવે છે, તેમાંના જે તે સમયે પ્રચલિત હતા તે તેમણે વિસારી દીધા, અને પરિણામે તેનું શિક્ષણ આપનારા રહેતાં રહેતાં બંધ થવા લાગ્યા. વળી આ દેશમાં અન્નપાનાદિકની જોઇએ તેટલી અનુકૂળતા હોવાથી સર્વનો નિર્વાહ સારી રીતે ચાલવા લાગ્યો. એટલે તેમને તે માટે વિશેષ કડાકુટ કરવાની અગત્ય રહી નહીં. પરંતુ સમય વીતતો ગયો તેમ તેમ, દેશની સમૃદ્ધિ જોઇને બહારના લોકોનું આગમન થવા લાગ્યું, અને સમયે સમયે તેમના તરફથી દેશ ઉપર આક્રમણો થવા લાગ્યાં. તેમાં વળી, કલિયુગના યોગે કરીને માંહોમાંહેના આન્તર કલહો ચાલતા જ રહ્યા.

પરંતુ ગત શતકથી એ કલહો બ્રિટિશ સામ્રાજ્યની શીતલ છાયા નીચે નષ્ટપ્રાય થઈ ગયા છે, એટલે હવે, ફરીને બેસવાનો વારો આવ્યો છે. તેથી નવીન દિશામાં સાહિત્યે હવે ક્રમે ક્રમે પ્રગતિ કરવા માંડી છે."

કાવ્યસાહિત્ય વિષે બોલતાં—એના "પ્રાચીન" અને "અર્વાચીન," અને વધારે ચોકસ રીતે કહીએ તો, "પ્રાચીન" "સન્ધિરૂપ" અને "અર્વાચીન" એમ ત્રણ ભેદ પાડી એનું અવલોકન કરે છે. પ્રાચીન કાવ્યસાહિત્યનું સ્વરૂપ ટૂંકામાં—(૧) "છૂટક પદો અને રાગબદ્ધ" "ધર્મમૂલક" કવિતાનો યુગ; (૨) "ગેયરાગોવાળા" "પુરાણમૂલક" આખ્યાનોનો યુગ; (૩) "ગેય રાગો" ઉપરાંત "છપ્પય આદિ જાતિ" તથા "વસંતતિલકા આદિ વૃત્તો" વાળો—આખ્યાનોનો અને લૌકિક વાર્તાઓનો યુગ; અને (૪) શાન્તરસપ્રધાન કાવ્યસાહિત્યનો યુગ—એમ ચાર યુગો પાડીને બતાવી દે છે. અને એ અવલોકનને અન્તે સૂક્ષ્મ નિરીક્ષણથી પ્રસંગોપાત્ત ગૂર્જર ભાષાના સાહિત્યની એક વિલક્ષણતા એ બતાવે છે કે એમાં "એક જ કવિએ...શૃંગાર અને વૈરાગ્ય એ બે વિરોધી રસોનો ઉત્કૃષ્ટ રીતે જનસમાજને આસ્વાદ આપ્યો છે." "દયારામની શૃંગાર અને વૈરાગ્યમય ઉભય રસની કવિતા છે. સદ્ગત ગોવર્ધનભાઇના સરસ્વતીચંદ્રમાં આદ્ય બે ભાગમાં તથા અંતિમ બે ભાગમાં એવા રસભેદ છે. એક પાસ નર્મદાશંકર જુસ્સાવાળી તેમ જ શૃંગારરસપ્રધાનવાળી કવિતા રચતા જતા હતા, તો બીજી પાસ કવિ દલપતરામ નીતિવર્ધક તેમ જ ઉદ્યોગપ્રેરક કવિતાઓ રચતા હતા."

પ્રાચીન કાવ્યસાહિત્યનું અવલોકન કરતાં—રા. રણછોડભાઇએ જૈન સાહિત્યનું પણ સ્મરણ રાખ્યું છે. "જૈન મુનિઓએ ઘણા રાસા, સઝાયો આદિ અનેક રસપૂર્ણ કવિતા નાના પ્રકારના દેશી રાગોમાં, તેમ જ છંદોમાં લખી છે...પ્રારંભ થોડે થોડે થતાં, પાછળથી તેમાં બહુ ગ્રંથો રચાયા છેઃ જેવા કે શ્રીપાળ રાસ, વસંતવિલાસ, વિમલ મંત્રી રાસ, નળાખ્યાન, નંદબત્રીશી, મૃગાવતી રાસો, મદન રેખા આદિ."

બ્રાહ્મણ અને જૈન વચ્ચેના "ધર્મવિરોધનો સારો પરિણામ એ આવ્યો કે જેથી ભાષા સાહિત્યના ગ્રંથોની સંખ્યામાં સારો વધારો થયો. ખેદની વાત એ છે કે એક માર્ગના પંથિયો બીજા માર્ગના ગ્રંથોનું ગ્રહણ કરતા નથી." આમ આ ધર્મવિરોધની સાહિત્ય પરત્વે અસર બતાવી—રા. રણછોડભાઈ અર્વાચીન સાહિત્ય ઉપર ઊતરે છે.

પ્રથમ એ સાહિત્યના પૂર્વ રંગનું (૧૮૨૦ થી–૧૮૪૮ સુધીના સમયનું) રેખાદર્શન કરાવે છે, અને તે પછી **"સંધારૂપ સાહિત્ય"**નું સવિસ્તર વર્ણન આપે છે. અને એમાં પારસી ભાઇઓએ ગૂજરાતી સાહિત્યને કરેલી સેવાની પણ યોગ્ય કદર કરે છે. આ ભાગ રા. રણછોડભાઇની પ્રમુખ તરીકેની પસંદગીમાંથી આપણને ખાસ લાભ રૂપે મળેલો હોવાથી અત્રે એમના જ શબ્દોમાં એ સવિસ્તર ઊતારીએ છીએઃ

"ગુજરાતી પ્રજાને નવીન શિક્ષણ આપવાના હેતુથી સન ૧૮૨૦ માં નેટિવ સ્કુલ બુક અને નેટિવ સ્કુલ સોસાઈટી સ્થાપવામાં આવી. તે સમયે લાર્ડ એલ્ફિન્સ્ટન મુંબાઈના ગવર્નર હતા. તેઓનો અભિપ્રાય લોકને દેશી ભાષાઓમાં કેળવણી આપવાનો થવાથી સન ૧૮૨૨ માં "હિન્દનિશાળ" અને "પુસ્તકમંડળ" એવું નામ ધારણ કરેલી સંસ્થા ચાલતી થઈ તેમાં અંગ્રેજ અધિકારિયોને સામેલ કરવામાં આવ્યા હતા. પ્રથમ પુસ્તકો મરાઠી ભાષામાં રચાયાં. તે વેળાએ કેળવણીના આગેવાન મરાઠી હતા, તેથી તેમણે અથવા તો અંગ્રેજોએ મળીને ગુજરાતીમાં કેળવણીનાં પુસ્તકોનાં ભાષાન્તર કર્યાં.[1]

પછવાડેથી રણછોડદાસ ગિરિધરભાઈ આદિ પંડિત ગૃહસ્થો એ વિભાગમાં દાખલ થયા, ત્યારે ગુર્જર ગિરાને શોભા મળવા માંડી. તેમના પછી કહાનદાસ મંછારામ,[2] મોહનલાલ રણછોડદાસ,[3] અને પ્રાણલાલ મથુરાંદાસ[4] એઓએ સારાં ભાષાંતર કર્યાં. આગળ જતાં સદ્દિ-

---

૧ લિપિધારા, ડાડસ્લીની વાતો. બોધવચન, ઈસપનીતિ (અંગ્રેજીમાંથી મરાઠીમાં થયેલો તે ઉપરથી ગૂજરાતીમાં ભાષાન્તર બાપુશાસ્ત્રીએ કરેલું) (ન્હાની) બોધકથા. 'બાળમિત્ર અંગ્રેજી ઉપરથી મરાઠીમાં થયેલું, તે ઉપરથી ગૂજરાતીમાં. પંચતંત્ર સંસ્કૃત ઉપરથી પ્રથમ મરાઠીમાં થયું અને તે ઉપરથી ગૂજરાતીમાં થયું. ગંગાધર શાસ્ત્રી ફડકેએ રચેલું વ્યાકરણ (ન્હાનું અને મ્હોટું) આ બધાં પુસ્તકો દેવનાગરી લિપિમાં છપાયાં હતાં. વિદ્યાના ઉદ્દેશ, લાભ અને સંતોષ એ નામનું પુસ્તક રેવરેંડ ગૃહસ્થે અંગ્રેજી ઉપરથી ગૂજરાતીમાં રચીને છપાવ્યું હતું. ઇંગ્લંડ દેશનું વર્ણન એવા નામનું લીટી દોરીને ગુજરાતી અક્ષરે છપાયલું એક પુસ્તક હતું. ૨ શાળોપયોગી નીતિગ્રંથ. ૩ મરાઠી બખરના બે ભાગનું મરાઠી ઉપરથી ભાષાન્તર અને ઇગ્લંડનો ઇતિહાસ. ૪ કોલમ્બસનો વૃત્તાંત, અંગ્રેજી ઉપરથી.

જન્ય ઈશ્વરજ્ઞાન, યંત્રશાસ્ત્રનાં મૂળતત્ત્વ, ગ્રાન સાહેબની ખગોળવિદ્યા: ઇત્યાદિ ગ્રંથોનો તેમાં ઉમેરો થયો હતો.

પ્રારંભસમયની એલ્ફિન્સ્ટન પાઠશાળાના આ ગૃહસ્થો અભ્યાસી હતા. એમના પછી એ જ પાઠશાળામાં અભ્યાસ કરનારા અને બીજા ગૃહસ્થો, હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ, મયારામ શંભુનાથ, કરસનદાસ માધવદાસ, કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ, નર્મદાશંકર લાલશંકર, દલપતરામ ખખ્ખર, ઝવેરીલાલ ઉમીયાશંકર, ગંગાદાસ કિશોરદાસ આદિ ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે સ્થપાયલી "બુદ્ધિવર્ધક" હિંદુ સભામાં ભાષણો આપવાના અને આ ભૂમિમાં સુધારાનાં બીજ રોપવાના કાર્યમાં અંત:કરણપૂર્વક મંડ્યા હતા.

આપણી તરફ સુરતવાસી દુર્ગારામ મેહેતાજી, નંદશંકર અને નવલરામ આદિ, વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં મંડી પડ્યા હતા. અમદાવાદમાં પ્રથમ ભોગીલાલ પ્રાણવલ્લભદાસે વિદ્યાનાં બીજ વાવ્યાં હતાં અને ત્યાંથી, ઝવેરીલાલ ઉમીયાશંકર આદિ ઉત્સાહી પુરૂષોને મુંબઈની પાઠશાળામાં મોકલવા યોગ્ય કરીને તેમને ત્યાંના વિદ્વાન્ મંડળમાં દાખલ થવાની યોગ્યતાએ પોહોંચાડી દેવાને સાધનભૂત થયા હતા. મગનલાલ વખતચંદ અને એદલજી ડોસાભાઈ એઓએ ગૂજરાતનો ઇતિહાસ આદિ પુસ્તકો રચ્યાં હતાં. ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીની ફાર્બસ સાહેબે સ્થાપના કરી હતી( ૧૮૪૮ ). વર્તમાનપત્રો અને માસિક પણ પછવાડેથી ચાલતાં થયાં હતાં.

**પછી અમારો સમય આવ્યો.** રા. બા. ભોળાનાથભાઈ, કવિ દલપતરામ, રા. સા. મહીપતરામ, રા. મનસુખરામ. રા. ભાઈશંકર ન્હાનાભાઈ આદિનું મંડળ રચાયું હતું. પ્રથમ જે વિદ્યાભ્યાસક સભા સ્થપાયલી બંધ પડી ગઈ હતી, તેનો મંત્રી મને નિમ્યો હતો અને તે સભા પૂરેપૂરી જાગ્રત કરવામાં અમે સર્વેએ પૂરી કાળજી રાખી હતી. મુંબઇની બુદ્ધિવર્ધક સભામાં કવિ નર્મદ ગર્જના કરી રહ્યા હતા, ત્યારે અમદાવાદમાં કવિ દલપતરામ પોતાની કવિતાની મધુરતાથી સભાનાં મન રંજન કરતા હતા. અમદાવાદમાં ધર્મસભા સ્થાપવામાં આવી હતી અને 'ધર્મપ્રકાશ' ચોપાનીયું ચાલતું કર્યું હતું, અને ગૂજરાતી ભાષાની વૃદ્ધિ કરનાર અને તેની સેવામાં તત્પર મંડ્યા રહેનાર શાસ્ત્રી વ્રજલાલ પણ આ વેળાએ આહિંજ વિદ્યાપ્રસારનાં આવાં કાર્યોમાં માહાલતા હતા. તેઓ તેના તંત્રી હતા. પાછળથી તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાં ગુજરાતી ભાષાનો કોષ રચવાની યોજના પણ કરી હતી.

મારા પરમ મિત્ર સદ્‌ગત મનઃસુખરામ પ્રથમ મુંબઈ ગયા અને પછીથી હું પણ ત્યાં જ પ્રેરાયો. તેમજ બીજા પણ કેટલાક ત્યાં ભેગા થતા. મુંબઇગરા અને અમદાવાદીનું મિશ્રણ દૂધમાં સાકર ભળ્યા પ્રમાણે વિદ્યાવૃદ્ધિના કાર્યમાં અનુકૂળ થઈ પડ્યું.

સુરાષ્ટ્રની રાજધાની રાજકોટમાં પ્રથમ ભોગીલાલભાઇ, અને સુધારાનો ઝુંડો પકડી રહેલા દુર્ગારામ મેહેતાજી તથા પછવાડેથી મોતીલાલ રામપ્રસાદ, નવલરામભાઇ, ગોપાળજી સુરભાઈ, એઓને આ સુનું અને નવીન ક્ષેત્ર સોંપાતાં તેઓએ ત્યાં વિદ્યાવૃદ્ધિ કરવામાં પાછી પાની કહાડી નથી. વડોદરા રાજ્યમાં પણ આ સમયે આવો વિદ્યાવૃદ્ધિનો પ્રારંભ થવા માંડયો હતો.

આ પ્રમાણે મુંબઈ, સુરત, અમદાવાદ, રાજકોટ આદિ મુખ્ય સ્થાનોમાં વિદ્યાવૃદ્ધિનો પ્રારંભ થયા પછી ભાષાખેડાણનાં કાર્યો પણ ચાલતાં થયાં હતાં અને તે નાના પ્રકારે વિસ્તરાતાં

હતાં. વિદ્યાપ્રચારિકા નવી સંસ્થાઓમાં છાપખાનાં પણ સ્થપાતાં જતાં હતાં. આ પ્રમાણે સાહિત્ય ક્ષેત્રમાં નવી જાતિનાં બીજો રોપાતાં હતાં, અને તેને ખીલવનારા નવીન માળીઓ નવીન પ્રકારના છુટ્ટાનો ઉઠાવ કરતા હતા.

ધર્મના જ્ઞાનપ્રચારને અર્થે મુંબઈમાં ભુલેશ્વર આગળ શુદ્ધાદ્વૈત જ્ઞાનનો બોધ સદ્‌ગત ગટુલાલજી અને અદ્વૈતજ્ઞાનનો ઉપદેશ વેદધર્મસભામાં વે. શા. જયકૃષ્ણ વ્યાસ વ્યાખ્યાનો દ્વારા આપતા અને અપાવતા હતા. તેને માટે પુસ્તકો અને ચોપાનિયાં પ્રકટ થતાં હતાં. વૈદક જ્ઞાન આપવાને વૈદ્ય–પ્રભુરામ, ડા. ભાલચંદ્ર, અને ડા. પોપટભાઈના પ્રયાસથી એક સંસ્થા સ્થપાઈ. આ સર્વેના પરિણામમાં પછવાડેથી બીજી સારી સંસ્થાઓ સ્થપાઈ છે.

જૈનોએ પણ પોતાના ધર્મવિષયક જ્ઞાનના ભંડાર ખોલીને પુસ્તકો છપાવી તથા સંસ્થાઓ સ્થાપીને પ્રગતિ કરવા માંડી હતી. તેમના પ્રાચીન સાહિત્યના પ્રવાસ વિષે નિરાળું કથન કર્યું છે.

આ પ્રકારે સર્વત્ર સામટા ઉદ્યોગો ચાલતાં દયારામભાઈ પછી સાહિત્યની પ્રગતિ નાનાવિધ થવા માંડી. તેનું દિગ્દર્શન થતાં જણાશે કે પૂર્વના કરતાં એક નવીન પ્રકારનું વિલક્ષણ રંગ ધારણ કરતું સાહિત્ય ઉત્પન્ન થયું છે, અને તે યુનીવર્સિટીદ્વારા વધારે શિક્ષણ પામેલા યુવકોના હાથથી જે નવીનતર સાહિત્યનો આરંભ થવા માંડ્યો છે, તેની મધ્યેના અવકાશની પૂર્તિ કરનારૂં છે–એ ઉભયને જોડનારૂં છે–સાંકળરૂપ છે–સંધિરૂપ છે. ખરૂં જોતાં, એ સાહિત્યમાં કેવળ નવીન વિચારોની પ્રધાનપણે સંકલના નથી, તેમ જ તે કેવળ પ્રાચીનનું અનુકરણ પણ નથી. પરંતુ સાહિત્યનાં વિવિધ બીજોનો તેમાં નિક્ષેપ થયેલો છે. એ સંબંધમાં આ અવસરે અલ્પમાં ઉપસંહાર કરૂં તો તે ક્ષન્તવ્ય જ ગણાશે.

સંધિરૂપ સાહિત્યનો જે સમય ઉપર જણાવ્યો તેને અમારા સમયના સાહિત્યનો સમય કહેવામાં આવે તો, તેમાં કાંઇ બાધ નડે એમ નથી. એ સાહિત્યનાં મુખ્ય ભેદરકાર ચિહ્ન, ગદ્યલેખો, તથા નાટકો, તેમ જ જૈનોને સ્થળે પારસી ભાઇઓએ જે ભાગ લેવા માંડ્યો, તે ગણી શકાય એમ છે. દયારામભાઈના સમય સુધીમાં ગદ્યભાગ, બહુધા કોઈ કોઈ સંસ્કૃત ગ્રંથોનાં શાસ્ત્રીય શૈલીમાં ભાષાંતરો થતાં, તે હતો. ગદ્યમાત્ર કથન કરવામાં જ વપરાતું, એટલે વિશિષ્ટ સાહિત્યમાં તેનો આશ્રય લેવાતો નહિ એમ લાગે છે. પરંતુ ત્યારપછી તો અંગ્રેજી ભાષામાં નિબંધાદિ લેખો ગદ્યમાં હોય છે તે જોઇને, ગુજરાતીમાં તેવો જ આરંભ થવા માંડ્યો. આવા આરંભિક ગદ્યમાં હવણાં વિકાસ પામેલી વિવિધ શૈલીના ચમત્કારો ન હતા પણ તેની ભાષા સરળ અને સાદી હતી. પરંતુ અમારા જ સમયમાં, થોડા કાળમાં ક્રમે ક્રમે તેમાં સાહિત્યોચિત લક્ષણો આવવા માંડયાં. મારા મિત્ર સદ્‌ગત મનઃસુખરામે ઉત્તરોત્તર સંસ્કૃત શબ્દોના અધિક ઉમેરણના પ્રયત્નો પોતાના લેખોમાં કર્યા. તે સમયે ભાષાશુદ્ધિ તથા શબ્દલેખનશૈલીના સંબંધમાં પણ હાલની પેઠે બહુ વાદવિવાદ થતા. તે સમયના બુદ્ધિવર્ધક, બુદ્ધિપ્રકાશ, સૌરાષ્ટ્રદર્પણ આદિના વિષયો જોવાથી જણાય એમ છે. એ ગદ્ય ક્રમે કરીને કેટલા બધા વિકાસને પામ્યું છે, એ સર્વેને સુવિદિત જ છે.

જ્ઞાનના જે જે વિવિધ વિષયો છે, તે સંબંધમાં કોઈ કોઈ સારા લેખકો તે સમયમાં થયા, તેમાં ગદ્યનિબંધ લેખકોમાં કવિ નર્મદાશંકર અને રા. મનસુખરામ સારી પ્રતિષ્ઠા પામેલા

છે. કવિ નર્મદાશંકરે ગદ્ય તથા પદ્ય બંનેની રચના કરી તથા અંગ્રેજી કવિતાનું અને મરાઠી કવિતાનું કેટલેક અંશે અનુકરણ કર્યું; દયારામ આદિ પ્રાચીન કવિઓનાં લેખો અને ચરિત્રોનો ઉદ્ધાર પણ કર્યો અને સાધનવિષયમાં પિંગલ, રસ અને અલંકારના પ્રવેશકો રચ્યા. કોશ રચવાનો સ્તુત્ય પ્રયત્ન પણ તેઓએ જ કર્યો. કવિ દલપતરામે પિંગળ રચ્યું, હિંદી કવિતાનું અનુકરણ કર્યું, નીતિવર્દ્ધક કવિતાઓ રચી અને ગુજરાતને ચિરસ્મરણીય અને પરોપકારક ફાર્બસ સાહેબના આશ્રયવડે ઐતિહાસિક શોધો કર્યા. રા. બા. નંદશંકરે "કરણઘેલાની" સુપ્રસિદ્ધ લોકપ્રિય કથા નવીન શૈલી ઉપર ગદ્યમાં રચી.

કરસનદાસ મૂળજી સુધારાના આગેવાન નાયક હતા. તેમણે નીતિવચન, સંસારસુખ, ઈંગ્લંડનો પ્રવાસ આદિ પુસ્તકો રચ્યાં અને "સત્યપ્રકાશ" વર્ત્તમાનપત્ર ચલાવી છેવટે તે "રાસ્તગોફ્તાર" સાથે મેળવી દીધું. તેઓ કેટલીક મુદત સુધી "રાસ્તગોફ્તાર"ના તંત્રી હતા. રાવસાહેબ મહીપતરામે પણ નવલકથાઓ રચી તેમના નાનાવિધ વિષયો અને તેમાં વિશેષે કરીને કેળવણીના વિષયો ચર્ચ્યા અને મારી જ પ્રેરણાથી ભવાઈસંગ્રહ અવ્યવસ્થિત હતો તેનો ઉદ્ધાર કરી પ્રસિદ્ધિમાં આણ્યો. મુંબાઇમાં હતા ત્યારે પણ તેઓ "સત્યપ્રકાશ"ના અધિપતિનું કામ કરતાં પ્રકીર્ણ વિષયો લખતા.

નાટ્યશાસ્ત્રમાં પ્રવેશ કરવાને અર્થે અને ભવાઈ જેવાં ભૂડાં રૂપકો ભજવી બતાવવાનો અટકાવ થાય એવા હેતુથી મેં પણ નાટકનો વિષય હાથમાં લીધો. રા. રા. ભાઈશંકર ન્હાનાભાઇએ પણ એ જ માર્ગે નાટકો રચ્યાં. શીઘ્ર કવિ શંકરલાલે સાવિત્રી–નાટક સંસ્કૃત અને ગૂજરાતીમાં રચ્યું. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે ભાષા સંબંધી શોધો કરી અને પ્રકીર્ણ ગદ્ય લખ્યું. યુરોપ આદિ દેશોમાં પણ જેની કીર્તિ પહોચી ગએલી એવા પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીએ સુપ્રસિદ્ધ ડાકટર ભાઉ દાજીના આશ્રયથી, પ્રાચીન ઐતિહાસિક શોધોમાં શ્રમ લેવા માંડયો હતો. એમના જેવી કીર્તિ હજી લગણ નવીન વર્ગમાં કોઇએ પ્રાપ્ત કરી જણાતી નથી. રાજકોટ સંગ્રહસ્થાનવાળા ક્યુરેટર આચાર્ય વલ્લભજી હરિદત્તે પણ રા. ભગવાનલાલના પ્રયાસનું ઘણે અંશે અનુસરણ કર્યું છે. રા. રતિરામ દુર્ગારામ કંઇક એ દિશામાં પ્રયત્ન કરતા હતા, અને જો તેઓ વિશેષ જીવ્યા હોત તો, દાખલો નોંધવા જેવાં કૃત્ય તેઓ કરે એવા હતા. તેમણે ગુજરાતના ઇતિહાસ સંબંધી કેટલાક લેખો લખ્યા છે.

નવલગ્રંથાવલીમાં આવેલી સાહિત્યગુંથણી કરીને વિવેકી નવલરામે પણ સાહિત્યમાં નવલ પ્રકાર ઉમેર્યો છે; એમણે પ્રધાનપણે કેળવણી વિષેના પ્રશ્નો હસ્તગત કર્યા હતા. ગ્રંથોનું વિવેચન કરનાર ટીકાકાર તરીકે એમની કીર્તિ અચલ રહી છે. સર્વદેશીય લખાણ કરવાની એમનામાં શક્તિ હતી. ઝવેરીલાલ, દલપતરામ ખખ્ખર એઓએ 'બુદ્ધિવર્ધક'માં લેખો લખ્યા અને શાકુંતલનાં ભાષાન્તર કર્યા. બીજા પણ કેટલાક લેખકો આ સમયમાં થયા છે. વિજ્ઞાનાદિ વિષય સંબંધમાં કેટલાક લેખકોએ તે સમયના વર્તમાનપત્ર અને માસિકોમાં ન્હાના મ્હોટા લેખો લખી દેશમાં પ્રવેશ પામેલી ઘણી નવી શોધો ઉપર અજવાળું નાંખવા માંડયું હતું. ઉચ્ચ તથા મધ્યમ વર્ગના લોકોમાં ઉચ્ચ વિચારો પ્રકટાવવા સારૂ (અમદાવાદમાં) "બુદ્ધિપ્રકાશ", (મુંબઈમાં) "બુદ્ધિવર્ધક," (કાઠિયાવાડના જુનાગઢમાં) "સૌરાષ્ટ્રદર્પણ," (રાજકોટમાં) "વિજ્ઞાનવિલાસ," એવાં એવાં માસિકો પ્રસિદ્ધ થતાં હતાં. "ધર્મપ્રકાશ"

ધાર્મિક વિષયો માટે નીકળતું હતું, અને સુપ્રસિદ્ધ કેશવલાલ હરિરામના "આર્યધર્મપ્રકાશ" ચોપાનીયામાં ધર્મસંબંધી વિષયો આવતા. આ પ્રમાણે માસિકોની સાહિત્યપ્રવૃત્તિ ચાલવા સાથે સામાન્ય ગ્રંથો લખાતા હતા, પણ ઉચ્ચ પ્રકારનાં દર્શનશાસ્ત્રો સંબંધમાં બહુ જાણવા યોગ્ય લેખો કે ગ્રંથો લખાયા ન હતા. શાસ્ત્રી વ્રજલાલે એક ન્યાયનો ગ્રંથ અને મનઃસુખરામે કરેલું વિચારસાગરનું ભાષાંતર એ આદિ ચાર પાંચ ગ્રંથો ગણાવી શકાય એટલું એ સંબંધી લેખન થયેલું છે.

મુંબઈમાં કેળવણીનો પ્રારંભ થયો ત્યારથી જ, આગેવાન થઇ, આપણા પારસી ભાઇઓએ તેમાં ભાગ લેવા માંડયો હતો. છેક સન ૧૮૧૯ માં "મુંબઈ સમાચાર"(વર્તમાનપત્ર)ની પ્રથમ સ્થાપના થઇ હતી. આજે એ પત્રને ૯૩ વર્ષ થયાં છે. પારસી ભાઇઓએ ન્હાના મ્હોટા ગ્રંથો રચવા પ્રારંભ કર્યા. પ્રથમ શિલાછાપખાનામાં અને પછીથી લીટી વિનાના બોડીયા અક્ષરોનાં બીબાં પણ તેમણે જ પાડીને છાપખાનાં ચાલતાં કર્યાં. બીજું દૈનિકપત્ર "જામેજમશેદ" ૧૮૩૧ માં પ્રારંભાયું. હિંદના દાદાનું યોગ્ય પદ પ્રાપ્ત કરનારા દાદાભાઇ નવરોજજીનું આખું જીવતર સાહિત્યસેવામાં ગયું છે, એમ કહીએ તો તે યોગ્ય કહેવાશે. એમની સાથે નવરોજજી ફરદુનજી, અરદેસર મુસ અને બહેરામજી મર્ઝબાન એઓએ અઠવાડીયાનું "રાસ્તગોફ્તાર" આજથી ૬૧ વર્ષ ઉપર પ્રકટ કરવા માંડયું. "દફતર આશકારા" નામનું છાપખાનું પણ તે સમયથી ચાલતું આવ્યું છે. "જ્ઞાનપ્રસારક" ચોપાનીયું અને પછવાડેથી "સ્ત્રીબોધ" પણ ત્યાંથી જ પ્રારંભાયાં. "ચાબુક" નામનું અઠવાડીયામાં બે વાર પ્રકટ થતું વર્તમાનપત્ર ઘણી મુદત સુધી ચાલતું હતું. સાહિત્ય, વ્યાપાર, નાના પ્રકારના ઉદ્યોગમાં મચેલા રહેતા, આપણા એ ભાઇઓએ જ આપણને સાહિત્યક્ષેત્રમાં દોર્યા છે, એમ કહીએ તો તે યોગ્ય જ કહેવાશે. પારસી "હિંદીપંચ" જે રમુજ સાથે જ્ઞાન અને ચાનક આપનારૂં પત્ર છે તે પણ એઓની જ ઉલટથી ચાલતું આવ્યું છે, ને "સાંજ વર્તમાન" એ પણ એક દૈનિક છે. આ પ્રમાણે વર્તમાનપત્રો અને "જ્ઞાનવર્ધક" "નૂરેએલમ" આદિ માસિકો તેમના જ ઉત્સાહથી ચાલે છે.

અમારા સમયમાં શેઠ બેહેરામજી, કેખુશરો, ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીના, અરદેશર ફરામજી મુસ, માણેકજી બરજોરજી મીનોચેરહોમજી આદિ ઉત્સાહી લેખકો અમારા મિત્ર હતા અને પ્રતિદિવસ અમે ભેગા થતા હતા, અને અનેક વિષયો ઉપર ચર્ચા ચલવી આનંદ આપતા અને લેતા હતા. એઓ શુદ્ધ ગુજરાતી ભાષાના ઉત્તેજક હતા અને શુદ્ધ બોલવા અને લખવા ઉપર આદર રાખતા હતા, અને હું તથા મારા મિત્ર મનઃસુખરામ તેઓને એ જ ઉદ્દેશ પૂરો કરવાને ઉત્તેજન આપતા હતા, તે તેઓ આદર સહિત સ્વીકારતા હતા. પછવાડેથી શેઠ જહાંગીરજી મર્ઝબાન અને બેરામજી મલબારી આદિ અમારા સ્નેહીઓ પણ સહવાસમાં આવ્યા હતા. તેઓની પ્રકીર્ણ કાવતા એ તેમની નવીન ભાષાનો નમુનો છે. આ સદ્‌ગૃહસ્થોએ જે આરંભ કર્યો તેને ઓછા વત્તા પ્રમાણમાં પારસી લેખકોએ પણ ઉપાડી લીધો છે. તેના પરિણામમાં પારસી ભાઇઓને હાથે ગુજરાતી ભાષામાં મ્હોટું સાહિત્ય ઉમેરાયું છે. કથાવિભાગ અને નાટકરચનામાં મારા મિત્ર મી. કાબરાજી આગળ પડેલા હતા. મી. જહાંગીરજી મર્ઝબાન જેવા હસમુખા અને આનંદી છે તેવા જ, એમનાં કથાનાં પુસ્તકો રમુજી બનાવી શક્યા છે. એમના ગ્રંથો હિંદુ કુટુંબોમાં બહુ આદરથી

વંચાય છે. પારસી ભાઈઓ વિજ્ઞાનશાસ્ત્ર અંગ્રેજીદ્વારા શીખ્યા હોય તો તે ગુજરાતીમાં લખવાને પણ ચૂક્યા નથી.

પારસી ધર્મ સંબંધમાં કેટલાક સામાન્ય ગ્રંથો તેઓએ ગુજરાતીમાં લખ્યા છે તોપણ, ઉચ્ચ દાર્શનિક વિષયો તેમની પ્રકૃતિ વિરુદ્ધ હોય એમ સમજાય છે. ઘણા પારસી બાઇઓ વેદાંત મતને સ્વીકારનારા પણ છે. સામાન્ય ભાષામાં ઘણા ગ્રંથો હિંદુ ભાઇઓ કરતાં પણ વધારે તેઓએ લખ્યા છે.

પારસી કોમમાં સ્ત્રી તથા પુરુષો ઉભયમાં અંગ્રેજી ભાષાનો પ્રચાર સારો થતો જાય છે અને તેથી તેઓ બંને તેટલો લેખક થવા ઉપર પ્રેમ રાખે છે. તેઓ વસ્તીના પ્રમાણમાં યુનિવર્સિટીની પદવીઓ વધારે પ્રમાણમાં મેળવે છે, એ આપણે અનુકરણીય છે. "સ્ત્રી-બોધ" ચોપાનીયું સર્વત્ર માન્ય છે અને તે અમારા મિત્ર કાબરાજીનાં પુત્રી શીરીનબાઈ ચલાવે છે.

નવા લેખકોમાં મી. અરદેશર ખબરદાર શુદ્ધ અને રસિક કવિતા રચનારા કવિ છે. એવા વધારે પારસી કવિયો નીપજે અને સર્વત્ર ગ્રંથરચનામાં શુદ્ધ ગુજરાતી લખવાનો અભ્યાસ પાડે, એવી અમારી અંતઃકરણની ઇચ્છા છે. વિશેષ એટલા માટે કે એવા ઉત્સાહી ભાઇઓ અને બહેનો આપણા સાહિત્યમાં ભાગ લેનારાં જેમ વધારે નીકળી આવશે તેમ તે આપણને વધારે લાભદાયક થઇ પડશે.

ધર્મના કારણને લીધે જૈનોના સાહિત્ય ઉપર જેમ ઓછી અભિરુચિ જણાય છે તેમ ભાષાના કારણને લીધે પારસી ભાઇઓ સાહિત્યસેવામાં ઓછા ગણાય, એમ થવા દેવા જેવું નથી. વાચક વર્ગમાં આવી ઉપેક્ષા, તેમની વાર્તાના ગ્રંથો સંબંધમાં થતી નથી એ વાત ખરી છે, પણ સામાન્ય રીતે કોઈ પણ પ્રકારનો બાધ નડે નહિ એમ થવાને ભાષા અને શૈલીમાં તો નવા સાક્ષર પારસી યુવકોએ હિન્દુ ભાઇઓનું અનુકરણ કરવું જ જોઇએ. તેમણે પણ પોતાના ગ્રંથોની ભાષાશુદ્ધિ તથા શબ્દલેખનપદ્ધતિ સંબંધમાં વિશેષ કાળજી રાખવી જોઇએ, કે જેથી તેમના ગ્રંથો ગુજરાતી સાહિત્યમાં ઊંચું સ્થાન પામી શકે."

ત્યાર પછી **નવીન સાહિત્યનો** વિભાગ આવે છે. એમાં મ્હોટા મ્હોટા લેખકોની કૃતિઓનું સ્મરણ કરી ટૂંકામાં સમાપ્તિ કરી છે.

કાવ્યસાહિત્ય પછી "દાર્શનિક ગ્રન્થો" અને "વિજ્ઞાનવિષયક સાહિત્ય" ની નોંધ કરી છે. ઉભય વિભાગમાં આપણે શું કર્યું છે અને કેટલું બધું કરવાનું બાકી છે એનું દિગ્દર્શન પ્રમુખે કરાવ્યું છે. અને આ સંબન્ધમાં "નવીન લેખકોને સૂચના" કરી છે તે વિચારવા જેવી છેઃ (૧) "કાવ્યાદિકોમાં અન્ધ અનુકરણ થવાને બદલે રસાદિક કાવ્યતત્ત્વોની જે મીમાંસા હજી લગણ થઈ છે તેથી પણ વધારે થવાની અગત્ય છે." (૨) "ભાષા વ્યુત્પત્તિ આદિને અંગે થતા વાદવિવાદોમાં આડે તેડે અને વાંકે ચુંકે માર્ગે ન્હડી જવાને બદલે સત્યપ્રાપ્તિ જેમ શીઘ્ર થાય તેમ થવું જોઇયે." (૩) "વળી વર્તમાન સાહિત્યનું અવલોકન કરતાં, જે એક બીજી સૂચના કરવાનું મન થાય છે, તે એ કે, જેઓ ઉચ્ચ પંક્તિના લેખકો છે અને જેઓ પ્રાસાદિક કવિતા કરી શકે છે, તે સિવાયના લેખકોએ માત્ર સામાન્ય કવિતા કે વાર્તારૂપ સાહિત્ય રચી તેમાં સરસાઈ મેળવવા પ્રયત્નોમાં પોતાની શક્તિ રોકવાને

બદલે આપણા સાહિત્યનાં ઘણાં અંગોમાં જે ન્યૂનતાઓ છે, તે પૂર્ણ કરવા તરફ પોતાનાં ચિત્ત લગાડવાં. એ દિશામાં પણ તેમણે કરેલા પ્રયાસોની સાહિત્યસેવામાં સારી રીતે ગણના થઈ શકશે. એવા હાથ ધરવા જેવા ઉપયોગી વિષયોમાં, ચિત્ર, સંગીત, શિલ્પાદિ લલિત કલાઓ, તથા તેઓના ગુણદોષોની પરીક્ષા કરવાની શક્તિ ઉત્પન્ન કરે એવા ઉપદેશક ગ્રંથો, ઐતિહાસિક શોધો આદિ, યાદીમાં આપેલા ઘણા વિષયો ગણાવી શકાય એમ છે. અને આપણા ગુર્જર સાહિત્યના હજી વિશેષ યોગ્ય વિકાસને અર્થે, એ અચુમ્બિત વિષયો સંબંધી લેખો લખાવાની અગત્ય છે."

તે પછી આગળ ચાલતાં–"અપ્રસિદ્ધ પુસ્તકો" અને "ઐતિહાસિક શોધો" તથા "વર્તમાનપત્રોના સાહિત્ય" વિષે થોડું થોડું કહ્યું છે. તેઓ કહે છે: "પ્રાચીન કૃતિયો કેવળ ગુજરાતી જાણનારા વર્ગમાં તો બહુ પ્રિય છે; પરંતુ નવા શિક્ષિત વર્ગમાં અધિક પ્રિય થવા સારૂ એ પુસ્તકોની નવીન પદ્ધતિ પ્રમાણે સંશોધિત આવૃત્તિયો, રસાદિપ્રકાશક ટીકાઓ સાથે પ્રકટ થવાની અગત્ય છે."

શ્રીમાન્ ફાર્બસ સાહેબે રચેલી રાસમાળાનું ભાષાન્તર પ્રસિદ્ધ થયા પછી ઘણાં વર્ષો વ્યતીત થયાં છતાં પણ ખરા ગુજરાતને લગતા ઇતિહાસ સંબંધી કાંઈ નવીન જાણવા યોગ્ય શોધખોળો ગુજરાતવાસીયોદ્વારા થઈ જણાતી નથી. આચાર્ય વલ્લભજીયે તથા રા. રતિરામ દુર્ગારામે પ્રાચીન વિષયો ઉપર સારૂં લક્ષ આપ્યું હતું. પરંતુ કાંઈ ખાસ નોંધવા યોગ્ય નવીનતાઓ પ્રકાશમાં આવી નથી. આ વિષયમાં ગુજરાત દેશ બહુ સામગ્રી આપે એવો છે, અને નિરર્થક વાર્તાલાપોમાં વેળાનો વ્યય કરવા કરતાં ઐતિહાસિક શોધોમાં શક્તિનો વ્યય કરવા જેવું છે. જૂનું શિલ્પ, જૂના ધર્મો, જૂના સિક્કા, જૂના લેખો, જૂની વાર્તા, જૂનાં ગીત એ સર્વ નાના પ્રકારની રસવૃત્તિઓને સંતોષ તથા ઉત્તેજન આપે એવાં છે."

વર્તમાન પત્રોમાંથી વર્તમાનપત્રોની ભાષા ઉપસ્થિત થાય છે–અને તેમાંથી ભાષાશુદ્ધિનો પ્રશ્ન સહજ રીતે આવે છે. તે વિષે બોલતાં, સ્વપક્ષના જયના યોગ્ય અભિમાનથી રા. રણછોડભાઇ કહે છે કે—

"પારસી પત્રોની ભાષા પણ અગાઉ કરતાં વધારે શુદ્ધ થઈ છે. વર્તમાનપત્રો આમ સાહિત્યવિષયક લોકસેવામાં પણ સાધનભૂત થવાની સાથે ભાષાને ઉંચી અને શુદ્ધ બનાવવા પ્રયત્નો આદરે છે, તો હિન્દુ ભાઇયોને હાથે ચાલતાં વર્તમાનપત્રોની તો થાય જ એમાં નવાઈ શી! હાલમાં વર્તમાનપત્રોના લેખોમાં અગાઉ કરતાં સંસ્કૃત શબ્દોની અધિકતા જોવામાં આવે છે; ભાષા પણ સામાન્યતઃ સંસ્કારી જણાય છે; વાક્યોમાં પણ ગૌરવ લાવવા પ્રયત્ન થયેલો દેખાઈ આવે છે; અને લેખનશુદ્ધિ ઉપર પણ અધિક લક્ષ અપાય છે.

મારા સદગત મિત્ર મનઃસુખરામનો શબ્દશુદ્ધિ વિષે, એટલે કે અન્ય ભાષાના શબ્દોને બદલે તે સ્થાને સંસ્કૃત ભાષાના શબ્દો વાપરવાનો, બહુ આગ્રહ હતો અને બીજાઓને પણ તેઓ તેવો જ ઉપદેશ કરતા હતા. તેઓના મતનો તેના આરંભના સમયમાં બહુ ઉપહાસ થતો હતો, પરંતુ તે ઉપહાસને હવણાંની વસ્તુસ્થિતિએ ખોટો પાડયો જણાય છે. હાઇકોર્ટને બદલે ન્યાયમંદિર, ગવર્મેન્ટ ગેઝેટને બદલે આજ્ઞાપત્રિકા, હેંડબીલને બદલે હસ્તપત્ર, હોટેલને

બદલે ઉપાહારગૃહ, યુનિવર્સિટીને બદલે શારદાપીઠ, વિશ્વવિદ્યાલય, વૉલેન્ટિયરને બલે સ્વયંસેવક, પુઅરહાઉસને બદલે અનાથાશ્રમ, સિસ્ટર્સહોમને બદલે સેવાસદન, નર્સિઝને બદલે સેવિકાઓ આવા આવા અનેક શબ્દોની યોજના કરનારા નવા લેખકો તો ટિકિટને બદલે મૂલ્યપત્રિકા, સ્ટેશનને બદલે અગ્નિરથસ્થાપનસ્થલ અને ટેબલને બદલે લેખિનીનૃત્યાલય આદિ ઉપહાસક શબ્દો યોજી ઉપહાસ કરનારાઓનું જાણે કે પ્રત્યુપહાસ કરી રહ્યા છે. આ સર્વે ધીમે ધીમે પણ અજ્ઞાત રીતે ભાષાની પ્રગતિ કયી દિશામાં થયાં જાય છે, તેનું નિઃસંદિગ્ધ સૂચન કરે છે."

છેવટે સાહિત્યપરિષદ્ આગળ ઉપસ્થિત થએલા "ચર્ચાના બે વિષય" લેવામાં આવે છેઃ (૧) એક તો જોડણીનો અને (૧) બીજો સાહિત્યપરિષદ્‌ના બંધારણનો. જોડણીના વિષય ઉપર આગળ બોલાઇ ગયું છે. વિશેષમાં એટલું કહેવામાં આવે છે કે—

"વિવાદી વિષયમાં મતભેદ થવા જ જોઇયે અને તે આ વિષયમાં થાય છે એ યોગ્ય જ છે; પણ જ્યારે ત્યારે એક નિર્ણયપર આવ્યા વિના સિદ્ધિ નથી, તો બાંધછોડની રીતિએ, વ્યાવહારિક દૃષ્ટિ ઉપર લક્ષ રાખીને તેનો નિકાલ લાવવા માટે, વિશેષ મતને માન આપીને, છેવટનો નીકાલ આણવા ઉપર સર્વે સાક્ષરોનો અભિપ્રાય થાય તો આપણી પરિષદે મહાન્ કાર્યનો છેડો આણ્યો ગણાશે."

બીજો પ્રશ્ન સાહિત્યપરિષદ્‌ના બંધારણનો છે. આ પ્રશ્નની ચર્ચાને અંગે સ્વાભાવિક રીતે 'ફ્રેંચ ઍકેડેમિ' આદિ પાશ્ચાત્ય સંસ્થાઓ હિન્દના બીજા ભાગોની સાહિત્ય પરિષદો ઉપસ્થિત થાય છે. રા. રણછોડભાઇ ફ્રેન્ચ ઍકેડેમિનું સવિસ્તર વર્ણન–એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકાને આધારે આપે છે. એ હકીકત સામાન્ય ગૂજરાતી વાચકને અજ્ઞાત હશે, તેથી તે અત્રે પૂરે પૂરી ઉતારીએ છીએઃ—

"યુરોપખંડની એકેડેમિયો (વિદ્વત્પરિષદો) શા હેતુથી સ્થપાયલી છે અને તેમાંએ ફ્રેંચ એકેડેમી કેમ આટલી બધી જગપ્રસિદ્ધ થયેલી છે, તે હું અત્રે જણાવું છું. આશા છે કે તે પ્રાસંગિક ગણાશે. સ્વાર્થના અંશ વિના સાહિત્ય, વિજ્ઞાન, કલા આદિની ખીલવણી અને પ્રગતિને, લક્ષ્યબિંદુ રાખીને તદર્થે શ્રમ લેનારા મંડળને વિદ્વત્પરિષદ્–એકેડેમી કહેવામાં આવે છે. યુરોપખંડના સર્વ દેશોની લગભગ સઘળી એકેડેમિયોનો જાહેર પ્રજામાં સ્વીકાર થયેલો છે. તેની સ્થાપનામાં તેમ જ તેના નિભાવમાં તે તે રાજ્યોએ સારો આશ્રય આપેલો છે અને અદ્યાપિ પર્યંત એ આશ્રય ચાલુ જ છે. યુરોપમાં એવી એકેડેમિયો–વિદ્વત્પરિષદો બહુધા પાંચ પ્રકારની છેઃ–૧ વિજ્ઞાનવિષયક, ૨ સાહિત્યવિષયક, ૩ પુરાણવસ્તુશોધવિષયક અને ઇતિહાસવિષયક, ૪ વૈદકીય અને શસ્ત્રપ્રયોગવિષયક અને ૫ લલિતકલાવિષયક.

આ સર્વ વિદ્વત્પરિષદોના હેતુઓ અને કાર્યોનું અવલોકન કરવાનો અહિં અવકાશ નથી. પરંતુ આદર્શરૂપ ગણાયલી અને સત્તરમા સૈકાની બીજી પચ્ચીશીમાં સ્થપાયલી ફ્રેંચ વિદ્વત્પરિષદ્ સંબંધી હું ટુંકમાં માર્ગદર્શક થઈ પડે એટલુ જ અહિં જણાવું છું. આ પરિષદ્ સન ૧૬૩૫ માં રાજાની આજ્ઞાથી સ્થપાઈ હતી. શરૂવાતમાં કેટલાક સાહિત્યરસિક મિત્રો મળતા અને મ્હોટે ભાગે સાહિત્યના જ વિષયો ચર્ચતા. વળી એકાદેક લેખકના પૂરા થયેલા ગ્રંથ

ઉપર પણ તેના ગુણદોષની ટીકા કરતા, અને અભિપ્રાયો દર્શાવતા. આ ખાનગી મંડળની કીર્ત્તિ, ચોમેર ધીરે ધીરે પ્રસરી અને રાજ્યના રક્ષણ હેઠળ તેને પરવાનો મળ્યો. તેની સ્થાપનાનો હેતુ નીચે પ્રમાણે નક્કી થયો હતો. (૨૪ મી કલમઃ)–" આ વિદ્વત્પરિષદનું મુખ્ય કાર્ય, આપણી ભાષાને માટે પૂરતી સંભાળ અને ખંતથી ચોક્કસ નિયમો ઘડવાનું, અને તેને શુદ્ધ, સુભાષિત, અને એ કલાઓ તથા વિજ્ઞાનોનું નિરુપણ કરવાને સમર્થ, બનાવવાનું રેહેશે " " સામાન્ય જનસમાજના મુખથી, ધારાશાસ્ત્રિયોની ગડબડ સડબડ વાક્છટાથી, અજ્ઞાન ખુશામતિયાઓના ગેરઉપયોગથી તથા સભામંડપોમાં વક્તાઓના દુરુપયોગથી જે અશુદ્દતાઓ તેમાં પેઠેલી છે, તેથી ભાષાને નિર્મળ કરવાનું " એ વિદ્વાનોએ ધાર્યું.

આ કાર્ય માટે પ્રથમ ચાલીશ વિદ્વાનોની યોજના થઈ. તેઓ આરંભમાં વારા ફરતી પોતામાંના દરેક વિદ્વાને લખેલા નિબંધ ઉપર વિવેચન કરતા. તેની આરંભની પ્રવૃત્તિથી જણાઇ આવે છે કે, તે સમયે એ નિબંધો કંઈ ખાસ પ્રતિભાશક્તિવાળા કે લક્ષણવાળા ન હતા. પછી તેમણે સુપ્રસિદ્ધ વિદ્વાનના ગ્રંથની સમાલોચના કરવા માંડી. પણ તે સમયે એવો નિયમ હતો, કે એ લેખકની વિનતિ વિના તેના ગ્રંથની સમાલોચના કરવી નહિ. ધીરે ધીરે આ વિદ્વત્પરિષદે પસંદ કરેલા લેખકોના ગદ્ય–પદ્ય, ગ્રંથોની સૂચી પ્રકટ થઈ. તેમાંના પસંદ કરેલા સઘળા શબ્દો અને પદોના સંગ્રહમાંથી તેમણે એક કોષ તૈયાર કર્યો. આ વિદ્વત્પરિષદનો ઇતિહાસ વાંચવાથી બીજી ઘણી ઉપયોગી બાબતો સંબંધી માહિતી મળી શકે એમ છે."

આ પ્રમાણે ફ્રેન્ચ ઍકેડેમીનું સ્વરૂપ વર્ણવીને–રા. રણછોડભાઈ આપણી સાહિત્યપરિષદ્ કેવી હોવી જોઇએ તે વિષે પોતાનો અભિપ્રાય નીચેના શબ્દોમાં પ્રદર્શિત કરે છેઃ—

"મારા અભિપ્રાય પ્રમાણે, સાહિત્ય પરિષદોનો હેતુ એવો હોવો જોઇયે કે, અભિપ્રાયોની ભિન્નતાનો વિચાર કરી, તેનું મથન કરી, તેમાંથી સારરૂપ એકતા તારવી કાહાડવી, ને પ્રત્યેક ગૂજરાતી ભાષાના અભિમાની વાચકો, લેખકો, આદિએ ભિન્ન ભિન્ન માર્ગે ન જતાં, તથા પોતાની શક્તિયો જુદે રસ્તે વીખરાવી ન દેતાં, સર્વે સંઘની તુલ્ય એક સાહિત્યસેવાની સિદ્ધિ રૂપ જે મંદિર–અથવા ઉદ્દેશ તેના પ્રતિ સાથે મળી, સહગમન કરવું. કોઈ પણ પ્રકારના તાલભંગને અવકાશ ન આપતાં તાલબંધની સર્વત્ર યોજના કરવી, એ જ સુશિક્ષિત સાક્ષરોની પદવીના સત્યાભિલાષિયોનું ખરૂં કર્તવ્ય છે."

રા. રણછોડભાઈ વર્તમાન સમયનું સ્વરૂપ પણ બરાબર સમજે છે, અને તે માટે—

"સાંપ્રત સમયે હિંદમાં એકપ્રજાત્વની ભાવના જાગૃત થયેલી છે. તેને અંગે, દેશનાં જુદી જુદી ભાષાનાં સાહિત્યોના અનેકવિધ વિકાસો થવા માંડયા છે. ગુજરાતી ભાષાના સાહિત્યને આવે સમયે સમૃદ્ધ કરવું એ આપણું કર્તવ્ય છે, તે સારૂ ઉપર જણાવ્યું તેમ હિંદની આગેવાન સાહિત્ય પરિષદોના સમાગમમાં આવવાની અને તે તે ભાષાનાં સાહિત્યનો વિશેષ પરિચય કરવાની જરૂર છે."

આ પરિચય યોગ્ય રીતે થવા માટે "હિન્દની સર્વ ભાષામાં જે જે નવા શબ્દોનો ઉપયોગ કરવો પડે, તે સર્વની યોજના સંસ્કૃત કોષભંડારમાંથી કરીને સર્વે ભાષાના ગ્રંથોમાં

તેવા જ નિયમે ઘડેલા શબ્દો યોજવા જેમકે Town Hall ને બદલે પુરાલય, University માટે વિશ્વવિદ્યાલય, શારદાપીઠ, શાળામંડળ આદિ શબ્દોમાંથી કોઈ પણ હિન્દની સર્વે ભાષામાં, દાખલ થાય. એ જ પ્રમાણે વિજ્ઞાનાદિ વિષયો સંબંધી પારિભાષિક શબ્દો સર્વે ભાષામાં એક જ પ્રકારના દાખલ કરવા.

'અંગ્રેજી અને હિંદની મુખ્ય ભાષાના કોષને એવું કોઈ નામ આપીને સર્વની સંમતિથી જે એવો એક કોષ થાય, તેમાં પ્રથમ શબ્દ અંગ્રેજી, તેના અર્થ સંસ્કૃત, ગુજરાતી, બંગાળી, હિન્દી, મરાઠી અને તામિલ સાથે સાથે આપવામાં આવે. હિન્દની ઘણી ખરી ભાષાઓ સંસ્કૃતમાંથી ઉપસ્થિત થયેલી હોવાથી એક બીજાનો સંબંધ એવો છે કે, તે સમજવાને અઘરૂં પડતું નથી. તેમાં વળી આવા કોષનો આશ્રય મળે તો, કાંઈ મુશ્કેલી નડે નહિ. શાસ્ત્રીય ગ્રંથોની રચના કરવી હોય તો, તેની પસંદગી માટે સર્વે પરિષદોનો એકમત થાય. એવી એક સ્મરણી તૈયાર કરવી અને અનુકૂળતા પ્રમાણે પ્રત્યેક પરિષદે તેવા ગ્રંથ રચાવવાની વેહેંચણી કરવી. બંગાળીમાં આવા પાંચ ગ્રંથ થાય, તે ઉપરથી આપણી ભાષામાં આપણે તેનું અનુકરણ કરી લેવું. આપણી ભાષામાં જેટલા ગ્રંથ તૈયાર કરવાનું ઠરે તો, તેટલા તૈયાર થતાં તે ઉપરથી બંગાળી કે મરાઠી ભાષાવાળા ભાષાન્તર કરી લે. આવો પરિચય પડવાથી ગ્રંથ રચનારા પુરૂષોનો એક બીજાની ભાષાનો અભ્યાસ વધવાથી હિન્દની ચાલતી ભાષા ઉપર પણ કાબુ આવી જશે."

આમ હિન્દની વિવિધ ભાષાઓ વચ્ચે કેટલુંક ઐક્ય સંપાદન કરવાની રીતિ બતાવી શાસ્ત્રીય વિષયો પણ એવી જ રીતે શીખવવાની રા. રણછોડભાઈ સૂચના કરે છે. છેવટે **"બાલબોધ લિપિ"** દાખલ કરવાની નીચે પ્રમાણે પ્રબળ હિમાયત કરે છે:

"આમ સમગ્ર દેશમાં વિવિધ વિષયોના શિક્ષણ અને વિશેષ કેળવણીના પ્રસારને માટે સાહિત્ય પરિષદોની એકતા સંબંધી જે ઉપર કહેલું છે. માં બાલબોધ લિપિ દાખલ થવાથી વિશેષ સરળતા થાય એમ છે. મરાઠી, બંગાલી આદિ ભાષાઓમાં જે ઉત્તમ અને ઉપયોગી ગ્રંથો પ્રકટ થાય છે તે, અને તે ભાષાના કોષ આદિ આધાર લેવા યોગ્ય જે સૂચીગ્રંથો પ્રસિદ્ધ થાય છે તે ગ્રંથો જો બાલબોધ લિપિમાં પ્રકટ થયેલા હોય, તો તે ગ્રંથોનો પરિચય સુશિક્ષિત અભ્યાસી સરળતાથી કરી શકે, તેને અભાવે તેમ જ બંગાલી, મોડી આદિ લિપિયો શિખવાની સરળતા નહિ હોવાને લીધે એ ભાષાઓના ઉત્તમ અને ઉપયોગી ગ્રંથોનો લાભ લઈ શકાતો નથી. આથી બાલબોધ લિપિમાં ગ્રંથો પ્રકટ કરવાની આવશ્યકતા છે.

'બાલબોધ લિપિ દાખલ કરવા હાલ એકદમ પગ ઉપાડો થઈ શકે એમ દીસતું નથી તેથી સાહિત્ય વિષે કર્તવ્યની ટીપમાં તેને દાખલ કરવી' એવું બીજી પરિષદ્માં પ્રમુખ તરફથી કથન કરવામાં આવ્યું હતું.

ગુજરાતી અક્ષરની તરફેણમાં છાપવાની સરળતાનો એમાં ગુણ છે એમ કહેવામાં આવે છે, તે કદાપિ એ લિપિના ઓછા પ્રચારથી તેનું કામ કરનારાઓની તાણુ આદિ કારણોને લીધે હશે, પરંતુ એ તકરાર વધારે વજન આપવા સરખી નથી. ૧૨ કરોડની હિન્દની

વસ્તીની ભાષાના અક્ષર બાળબોધ છે. મરાઠી પુસ્તકોની લિપિ દેવનાગરી છે. સંસ્કૃત પુસ્તકો સર્વે દેવનાગરીમાં જ છપાય છે. નવીન ગુજરાતી ભાષાના પ્રારંભ ગ્રંથ દેવનાગરી છપાતા હતા. વળી પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો ઘણે ભાગે એ લિપિમાં જ લખાયલા છે. બીજા પણ ઘણા ગ્રંથો એ જ લિપિમાં છપાય છે. એ પ્રમાણે દેવનાગરી લિપિનો વ્હેતો પ્રવાહ છે. તેમાં કોઇને કચવાવું પડયું નથી. ગુજરાતી અક્ષરો તો માંથાં બાંધ્યા વિનાના બોડિયા છે. એકે એકે માથાં બાંધવાં તેની કડાકૂટ ટાળવાને તેને બદલે પ્રથમ લીટી દાખલ થઈ અને હવે તો લીટીને પણ રૂખસદ આપી છે. આવા અક્ષરના સહવાસમાં આવી પડવાથી તેનાથી વિખુટાં પડવા કદાપિ વૃત્તિ ઓછી થતી હોય તો, હવે એવો આગ્રહ પકડી રાખવાની અગત્ય નથી. ગ્રંથ ગુજરાતી લિપિમાં છપાય તો ખર્ચ ઓછું થાય છે, એ વાત ટકી શકે એમ નથી. છપાવનારને બંને લિપિ સરખે ભાવે પડે છે. તેમ છતાં કદાપિ તેમ હોય તોપણ જનસમૂહની એકતાના સવાલ આગળ તે નભી શકે એમ નથી."

માટે બીજી ઓછી અગત્યની દલીલો વેગળી મૂકીને ગુજરાતી ભાષાના ગ્રંથો દેવનાગરી લિપિમાં જ પ્રકટ કરવા એ જ ઉત્તમ માર્ગ છે.

છેવટે "સાહિત્ય પરિષદને ચિરકાળ ઉત્તરોત્તર સફળ જીવન ઇચ્છી, અને '**संघे शक्तिः कलौ युगे**' એ વ્યાસવચનનું સ્મરણ કરાવી" આ ચોથી પરિષદના પ્રમુખપદનું પોતાને જે માન આપવામાં આવ્યું તે માટે વિનયપૂર્વક ઉપકાર માની વૃદ્ધ સાક્ષરશ્રી રા. રણછોડભાઈ ઉદયરામે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

આ પ્રમાણે રા. રણછોડભાઇના ભાષણનો વિગતવાર સાર છે. આ ભાષણ પ્રાચીન સાહિત્યના અવલોકનમાં સ્વ. ગોવર્ધનરામના ભાષણ કરતાં આગળ વધ્યું નથી; રા. કેશવલાલનું જૂની ગૂજરાતીનું પાંડિત્ય કે શબ્દોની ફરસબંધી પણ એમાં નથી; તેમ દિ. બ. અંબાલાલભાઇનું વાણીનું સામર્થ્ય કે અસાધારણ વ્યવહાર ડહાપણ પણ એમાં નજરે પડતું નથી. છતાં એમાં કેટલાક ગુણ એવા છે કે જે માટે અમે રા. રણછોડભાઇને ખરા અન્તઃકરણથી ધન્યવાદ આપીએ છીએ. એક તો પોતે જેને યોગ્ય મમતવથી "અમારો સમય" કહે છે તે એમણે બહુ સારી રીતે આલેખ્યો છે. બીજું, પોતે આગલા જમાનાના હોવા છતાં, વર્તમાન સમયના સાહિત્ય સાથે ઓળખાણ રાખી રહ્યા છે–તે એટલે સુધી કે માસિકોમાં ચાલતા વાદવિવાદો, અને સ્ત્રીકવિઓની કૃતિઓ પણ એમની નજ બહાર નથી. વળી એમના ભાષણમાં કોઇને માટે પણ એક કટુ શબ્દ શ્રવણ થતો નથી. એમનું હૃદય સૌને માટે–ન્હાના મ્હોટા સઘળી તરેહના લેખકો માટે–પૂર્ણ દિલસોજીથી ભર્યું છેઃ સરસ્વતીના મન્દિરની જે કોઇએ ન્હાની મ્હોટી સેવા કરી છે તે સઘળી એમની નોંધપોથીમાં નોંધાઈ છે–આમાં કદાચિત્ કોઇને યથાર્થ વિવેચક શક્તિનો અભાવ લાગશે. પરંતુ રા. રણછોડભાઇનું કર્તવ્ય આ પ્રસંગે વિવેચકનું નથી તેટલું સૌ સાહિત્યસેવકોને સત્કાર આપવાનું છે એ સ્મરણમાં રાખીશું તો આ ખામી આપણે સહજ દરગુજર કરી શકીશું. બેશક–જો રા. રણછોડભાઈ વર્તમાન સમયની આપણી સાહિત્યપ્રવૃત્તિઓની માત્ર નોંધ લઇને જ ન બેશી રહેતાં, એના ઊંડા ગુણ દોષ જોઈ શકયા હોત, અને એ રીતે એમણે વર્તમાનનું સ્વરૂપ આલેખી ભવિષ્યનો માર્ગ દર્શાવવા યત્ન કર્યો હોત તો તે વધારે ઇષ્ટ ગણાત. એવો યત્ન એમણે સર્વથા કર્યો જ નથી એમ તો નથી. કવિતા

માટે જોઈતી પ્રતિભાશક્તિ જેનામાં ન હોય તેવા યુવકોને ગદ્યદ્વારા સાહિત્યની સેવા કરવા રા. રણછોડભાઈએ જે ઉપદેશ આપ્યો છે તે ખરેખર અમૂલ્ય છે. તેવી જ એક બીજી કાર્ય-દિશા એમણે હિન્દુસ્થાનની સઘળી ભાષાનો એક સામાન્ય કોષ રચવાની બતાવી છે. હિન્દુ-સ્થાનના વિવિધ ભાષા બોલતા લોકનું એક ભાષાથી ઐક્ય કરવાનો ઉદ્દેશ સ્તુતિપાત્ર છે, પણ અમારે કહેવું જોઈએ કે રા. રણછોડભાઈએ બતાવેલો માર્ગ અત્યન્ત કૃત્રિમ અને સાહિત્યના જીવંત આત્માને ન ઓળખનાર જનને જ સૂઝે એવો છે. આવી કૃત્રિમ ભાષામાં અંગ્રેજી અને સંસ્કૃત ગ્રન્થો ઉતારવાનો પ્રયાસ આપણા પૂજ્ય સાક્ષર રા. મનઃસુખરામભાઈ કરતા, અને એમની જ મૈત્રીનો પ્રભાવ રા. રણછોડભાઈની આ સૂચના માટે જવાબદાર જણાય છે. પરંતુ વડીલો માટે માનપૂર્વક સત્યખાતર કહેવું પડે છે કે ભાષાન્તરમાં માત્ર પારિભાષિક શબ્દો યોજ-વાનો સવાલ નથી—એવા શબ્દોની સંખ્યા તો થોડીક જ હોય છે; વસ્તુતઃ તે સિવાયના સામાન્ય સાહિત્ય-વિષયક શબ્દોના ઉચિત અને રુચિકર શબ્દો યોજવામાં જ ખરૂં કૌશલ જોઈએ છે. વળી પારિભાષિક શબ્દો પણ સર્વત્ર એકસરખા કામ લાગતા નથી. પ્રસંગાનુસાર એના એટલા વિવિધ રંગો બતાવવાના હોય છે કે જુદે જુદે સ્થળે જુદા જુદા શબ્દો યોજ્યા વિના ચાલતું નથી, અને ત્યાં એક સામાન્ય કોષ ઉઘાડીને એમાંથી શબ્દ કાઢી કાઢીને ગોઠવનાર ભાષાન્તરકાર કદી પણ ફતેહમન્દ થતો નથી. પણ રા. રણછોડભાઈના 'એક લિપિ' માટેના આગ્રહમાં તો અમે સંપૂર્ણપણે સંમત થઈએ છીએ. હિન્દુસ્થાનની તામિલ કુટુમ્બની ભાષાઓ બાદ કરતાં—લગભગ ઘણીખરી ભાષાઓ જો એ એક લિપિમાં લખાય તો બહુ ઓછી મુસ્કેલીથી એક બીજા પ્રાન્તમાં સમજી શકાય એવી છે. આ ભાષાઓની ઘરગથ્થુ બોલી કદાચ ઓછી સમજાય, પણ શાસ્ત્રીય અને ઉચ્ચ પંક્તિના વર્તમાન ભાષામાં લખાતા લેખો, જેમાં સંસ્કૃત અંગ્રેજી વગેરે સમાન તત્ત્વો વિશેષ માપમાં આવે છે, તે તો બુદ્ધિમાન અને કેળવાએલા વાચકને સમજતાં ભાગ્યે જ મુસ્કેલી આવે છે. આ એક લિપિનો ઉપયોગ જુદા જુદા પ્રાન્તના વિદ્વાનો એક બીજાના વિચારોનો પોતાની માતૃભાષામાં વિનિમય કરી શકે તે માટે કરવા જેવો છે. બંગાળીમાં પાંચ પુસ્તકો થાય, અને તે ગૂજરાતીમાં ઊતારી લેવાય ઇત્યાદિ " ત્રિભાગી યોજના " તો કેવળ હસવા જેવી જ લાગે છે. સુભાગ્યે આ યોજના અત્યારે કોઈ અમલમાં મૂકી શકે એમ નથી એટલે એ સંબન્ધી તીવ્ર વાદવિવાદની જરૂર નથી.

અનેક વિષયો ચર્ચતા ભાષણમાં—મતભેદના ઘણા પ્રસંગો હોય એ સ્વાભાવિક છે, અને તેથી આ સ્થળે કોઈ કોઈ બાબતમાં નિખાલસપણે અમારે અમારો મત જણાવવો પડયો છે. પણ તેજ સાથે સ્પષ્ટતા ખાતર અમે એટલું ઉમેરીએ છીએ કે, રા. રણછોડભાઈ માટે બાંધેલી પ્રમુખ તરીકેની સર્વ આશા સફળ નીવડી છે, અને આટલી વૃદ્ધ અવસ્થામાં એક યુવક કરતાં પણ અધિક ઉત્સાહ અને રસથી એમણે જે કાર્ય કર્યું છે તે માટે સઘળી ગૂજરાતી પ્રજા એમના પ્રત્યે માનની દૃષ્ટિથી જૂએ છે.

[ વસન્ત—ઑફિસ. ]

# દિગ્દર્શન.

ચોથી ગૂજરાતી સાહિત્યપરિષદ્ મળી–મળી અને વેરાઈ, કાંઈ કાર્ય કર્યું? આ પ્રશ્નનો ઉત્તર, ઉત્તર દેનારના દૃષ્ટિબિન્દુ ઉપર આધાર રાખે છે. પશ્ચિમની આગળ વધેલી પ્રજાઓમાં આવાં નામ ધરાવતી સંસ્થાઓ કેવા પ્રકારની હોય છે એ વર્તમાનપત્રો અને સાઇક્લોપીડીઆના આ યુગમાં જાણવું મુશ્કેલ નથી. અને એવી સંસ્થાનું વર્ણન લઈ, એ સાથે આપણી સંસ્થાની સ્થિતિ સરખાવી, એના દોષ કાઢવા સહેલા છે. પણ અમને તો આવી દોષદૃષ્ટિ ધારણ કરતાં–માંડવ્ય ઋષિની કથા સાંભરી આવે છે. એ ઋષિએ બાળપણમાં તીતીઘોડો વીંધ્યો હતો. તે માટે યમરાજાએ એમને સજા કરી, ત્યારે ઋષિએ એમને શાપ દીધો કે 'બાળપણમાં મનુષ્ય અજ્ઞાનતાથી ઘણાં પાપ કરે છે પણ તે માટે જવાબદાર નથી; છતાં તમે મને સજા કરી, માટે તમે મર્ત્ય લોકમાં અવતરજો.' યમરાજા વિદુરરૂપે અવતર્યા. આપણી સાહિત્યપરિષદ્ હજી બાલ્યાવસ્થામાં છે, અને બાલ્યાવસ્થાના સઘળા સ્વચ્છન્દ ઉપર હક ધરાવે છે. એણે હજી સુધી કોઈપણ તીતીઘોડો વીંધ્યો હોય એમ અમારા જાણવામાં નથી–બહુ તો ભણવા બેસવાનો વખત એણે રમવામાં ગાળ્યો હશે–એટલું જ; એથી વધારે દોષ એણે કર્યો નથી. છતાં એને જે અતિશય દોષપાત્ર ગણશે, એના ઉપર ટકટકારો કરી એના ખીલતા જીવનને દગ્ધ કરશે, તે ન્યાયના સ્વર્ગીય આસન ઉપરથી ભ્રષ્ટ થશે.

ચોથી ગૂજરાતી સાહિત્ય-પરિષદ્.

જે ફરજ આપણી આપણાં બાળક પ્રત્યે છે, તે આપણી બાળક સંસ્થાઓ પ્રત્યે છે. બાળકના શારીરિક અને માનસિક ગુણો–રાતદિવસ કડુ વાણીનાં વજ્રપતનો કરવાથી ખીલતા નથી; એ ગુણો ખીલવવા માટે માબાપના જેવું મમત્વવાળું હૃદય જોઇએ; એના ઉછેરમાં જાતે ભાગ લેવો જોઇએ; ક્ષણવાર બાળક સાથે બાળક પણ થવું જોઇએ; બાળક થઇને, એ બાળકના હૃદયમાં પેશીને, એની નિગૂઢ શક્તિઓ પારખીને, એને બહાર લાવવી જોઇએ, એને વિકસાવવી જોઈએ—આ શિક્ષકનો ખરો ધર્મ છે. પણ બાળકનું જીવન ખીલવવા માટે જેમ મમત્વવાળું હૃદય જોઈએ, તેમ એના હિત ઉપર અડગ ધ્યાન જોઇએ. રમત એ બાળકના જીવનનો ઉદ્દેશ નથી; એના જીવનવિકાસનું એ એક સાધનમાત્ર છે. રમ્યા સિવાય બાળક ભણી શકતું નથી, એની શારીરિક અને માનસિક શક્તિઓ ખીલતી નથી, માટે એને રમવા દેવું–પણ અર્થહીન, ઉદ્દેશહીન રમત નુકસાનકારક છે એ ધ્યાનમાં રાખવું.

આ ચોથી સાહિત્યપરિષદ્માં રમત ઘણી હતી–પણ તેજ સાથે ગંભીર કાર્ય પણ જોડાએલું હતું. અને તેથી એ રમત સફળ થતી હતી.

સાહિત્યપરિષદ્ના કેટલાક ગંભીર શુભેચ્છકોને સામાન્ય નિબન્ધોથી સન્તોષ થતો નથી. આ માટે વડોદરાની બેઠકમાં "ચર્ચા" નો વિભાગ ઉમેરવામાં આવ્યો હતો. પણ ઉચ્ચ અભિલાષવાળા વિવેચકોને તો આ નવા તત્ત્વથી પણ સન્તોષ થશે નહિ. સાહિત્યપરિષદ્ એ તરુણ ગ્રૅડ્યુએટો કે વૃદ્ધ મહેતાજીઓના નિબન્ધ વાંચવાની સભા નથી; તેમ એ અમુક વિષય ઉપર વાદવિવાદ કરવા માટેની 'ડિબેટિંગ સોસાઇટી' પણ નથી. એ તો નવી 'શોધખોળ' કરનારા

વિદ્વાનોનું મંડળ છે-એમ આ પ્રકારના વિવેચકોનું કહેવું છે. પશ્ચિમની સાહિત્યપરિષદો આવી ઉચ્ચ તરેહની હોય છે એ અમારા જાણવામાં છે. પણ એ જ્ઞાનનો ઉપયોગ અમારી ઉછરતી પરિષદ્‌ને નિન્દવામાં અમે કદી પણ કરીશું નહિ. અમે અમારી પરિષદમાં તરુણ ગ્રૅજ્યુએટ અને અહેતાજી વર્ગ ભાગ લે છે એ જોઈ રાજી થઇએ છીએ. વિદ્વાનો પોતાના ગંભીર 'શોધખોળ'ના, 'ભાષા અને વ્યુત્પત્તિ' ના નિબન્ધો વાંચે, અને તરુણ અને અર્ધસંસ્કારી જનો એ નિશાળીઆઓની પેઠે સામા બેશીને બગાસાં ખાતા સાંભળે-એ સ્વરૂપ પણ પસંદ કરવા જેવું નથી. મધ્યમ સંસ્કારનો વર્ગ પોતાની શક્તિ પ્રમાણે સાહિત્યસેવા કરવા આવે છે તેને તે કરતાં અટકાવશો તો તેઓનું પરિષદ્ માટે "મમત્વ" શી રીતે રહેશે? એઓના ઘણા નિબન્ધો સામાન્ય માસિકમાં કે વર્તમાનપત્રોના ખાસ અંકમાં પ્રસિદ્ધ કરી શકાય એવા હોય છે ખરા. પણ જેમ જેમ સાહિત્યપરિષદ્ આગળ વધતી જશે તેમ તેમ એની ભાવના ઊંચી થતી જશે, અને લેખકો પોતે જ પોતાના અયોગ્ય નિબન્ધો આવી મ્હોટી સભામાં રજુ કરતાં શરમાશે-કારણ કે સાહિત્યપરિષદ્‌નું સ્થાન જેટલું પોતાની યોગ્યતા પ્રસિદ્ધ કરવાનું સાધન છે, તેટલું જ તે અયોગ્યતા પ્રસિદ્ધ કરવાનું પણ છે જ. માટે આવા નિબન્ધો હજી થોડોક વખત સહન કરવા પડે તો તે કરવા એવો અમારો મત છે.

બીજું—' શોધ-ખોળ ' શબ્દ એ પણ અંગ્રેજીમાં જેને 'cant' યાને અર્થહીન ગતાનુગતિક ઉચ્ચાર માત્ર કહે છે તેવો આજકાલ થઈ રહ્યો છે. એની વાસ્તવિક અગત્ય વિષે કોઈ અજાણ્યું નથી, અને બેશક એ ઇષ્ટ છે. પણ બુદ્ધ ભગવાન કહે છે તેમ-સ્હામા કિનારાને ઊંચે અવાજે બોલાવવાથી તે આમ આવતો નથી; વહાણમાં બેશી હલેસાં મારી એ તરફ પ્રયાણ કરીએ ત્યારે જ ત્યાં પહોંચાય. પ્રમુખ મહાશયે પણ ભગવાનલાલ ઇન્દ્રજી અને રતિરામ દુર્ગારામ પછી આ જાતનું કામકાજ થતું બંધ પડયું છે તે માટે શોક દર્શાવ્યો છે. પણ એ જાતનું કામ ફરી શી રીતે થવા લાગે એ બાબત કાંઈ માર્ગ બતાવ્યો નથી. પ્રાચીન શોધખોળ ગયા જમાનાના આપણા પૂર્વજો કરી ગયા અને આપણે કરતા નથી, એમાંથી આપણે એમનાથી ઉતરતા છીએ એવું જ અનુમાન નીકળે છે? અમને એ પૂર્વજો માટે પૂર્ણ માન છે, પણ પોતાને ઉતરતા લેખવાથી જ એ માનવૃત્તિ દર્શાવાય એમ અમે ધારતા નથી. વસ્તુતઃ એમના અને આપણા સમય વચ્ચે આ જાતના કામકાજની સરળતા પરત્વે ઘણો ભેદ છે. પહેલાં સોનું જમીન ઉપર કોદાળી મારતાં જડી આવતું, એ બધું સોનું હવે બહાર નીકળી ગયું. પ્રત્યેક પ્રાન્તના વિભાગની જીલ્લાની અને તાલુકાની પ્રાચીન હકીકત ગૅઝેટીયરમાં સંગૃહીત થઈ ગઈ. લોકકથાઓનો પણ, પોતાના અધિકારનો યોગ્ય લાભ લઈ કેટલાક અંગ્રેજ અમલદારોએ ભાટ ચારણોને એકઠા કરી, સંગ્રહ કર્યો. હવે એમાં જે ઉમેરો થઇ શકે એવો છે તે વધારે શ્રમસાધ્ય છે. ઉપરનું રૂપક વાપરીએ તો હવે સામાન્ય કોદાળીને બદલે માઇનિંગનાં યાને ખનિજ ખોદી કાઢવાનાં પ્રબળ યન્ત્રોની જરૂર છે. હવે છુટા-છવાયા વ્યક્તિના યત્નોથી બહુ કાર્ય થવાનું નથી. સાહિત્યપરિષદ્ જો 'એ જાતની શોધો થઈ નિબન્ધ બંધાય તો કેવું સારૂં!' એવી શુભ ઇચ્છા બતાવીને જ બેશી રહેશે તો એ ઇચ્છિા સિદ્ધ થએલી જોવાનો એને કદી પણ વખત આવશે નહિ. સરકારના ' આર્કીઓલોજી ' ખાતા સાથે સરકારદ્વારા સંબન્ધ બાંધી, એ જોડે વ્યવહાર ઉઘાડી, જરૂર લાગે ત્યાં સરકાર પાસે ખોદાણુ કામ વગેરેનું ખર્ચ કરાવી, પોતાનું કાર્ય કરાવવા પરિષદ્ યત્ન કરશે તો જ તેને આ દિશામાં ફળ-

મને લાગે છે, કે રા. નરસિંહરાવ આટલા જૂના દાખલાથી સંતોષ માની પોતાનો મત ફેરવશે; તથાપિ જો તેમને બીજા વધારે જોઈતા હશે, તો સેંકડો આપી શકાશે. પોતાના નિબંધમાં તેમણે આભ્યંતર પ્રમાણો ત્રણ વર્ગમાં વહેંચ્યાં છે: (૧) નિશ્ચય ઉત્પન્ન કરનારાં, (૨) ઘણે અંશે નિશ્ચય ઉત્પન્ન કરનારાં, અને (૩) કાંઇક સંદિગ્ધ; મતલબ કે પોતાનાં પ્રમાણોમાંથી કોઈ ખોટાં તો નથીજ, એવો અર્થ તેમાંથી નીકળે છે. 'શું, શાં' નું પ્રમાણ તેમણે ત્રીજા વર્ગમાં મૂક્યું હશે, તો તે કાંઇક સંદિગ્ધ છે કે ખોટુંજ છે, તેનો વિચાર વાચકવર્ગ કરી લેશે; તોપણ રા. નરસિંહરાવે કહ્યું છે, કે "મારી ભૂલ હશે, તો સ્વીકારતે હું અચકાઇશ નહિ," એટલે હવે તેઓ પોતાની ભૂલો મોકળે દિલે સ્વીકારે છે, કે અચકાય છે, તે જોવાનું રહે છે.

"દ્રુ."

---

# ભરતખંડના વીસ મહાન પુરુષો.

રા. વિજયલાલની યાદી અમે ગૂજરાતના—વય કેળવણી ધન્ધો સહજ સંસ્કાર આદિની ભિન્નતાવાળા થોડા મિત્રો પસંદ કરી એમને મોકલી, અને પોતા તરફથી એક સ્વતન્ત્ર યાદી તૈયાર કરી મોકલવા વિનંતિ કરી. એમાંથી ઘણા ખરા મિત્રોના ઉત્તર આવી ગયા છે તે પ્રથમ બે ત્રણ અંકમાં અમે પ્રસિદ્ધ કરીશું, અને તે પછી અમારા તરફથી આ વિષયના ઉપસંહાર રૂપે બે બોલ લખીશું.

તન્ત્રી.

૧.

રા. રા. લાલશંકરભાઇ નીચેનાં નામો મોકલે છે તથા તે સાથે જણાવે છે: "અંગ્રેજ અમલદાર બે હિંદના વીસ ઉત્તમ પુરુષમાં ગણાય નહીં માટે તેમનાં નામ કમી કરી તે સ્થળે, રાનડે અને સર સૈયદ અહમદનાં નામ દાખલ કર્યાં છે. કાર્યપરત્વે ઉત્તમ પુરુષ જૂદા ગણાઈ શકે:"—

૧ કપિલ—વેદના જ્ઞાનને તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ આપનાર.

૨ કણાદ—યાંત્રિક અને ભૌતિક બળોને તત્ત્વદૃષ્ટિએ જોનાર.

૩ પાણિનિ—સંસ્કૃત વ્યાકરણના વ્યવસ્થિત અધ્યાપક.

૪ વ્યાસ—"મહાભારત" નું મહાકાવ્ય રચનાર.

૫ મનુ—હિંદુધર્મશાસ્ત્રનું પુસ્તક રચનાર.

૬ ચરક—"આયુર્વેદ" સ્થાપક.

૭ બુદ્ધ—મહાન્ સામાજિક સુધારક અને બુદ્ધધર્મના પ્રસારક.

૮ શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવત્તા અને હિંદુધર્મના પુનરુદ્ધારક.

૯ કાલિદાસ—સંસ્કૃત સાહિત્યના ઉચ્ચ આદર્શરૂપ કવિ.

૧૦ કબીર—મહાન્ ધર્મોપદેશક અને સંસારસુધારક.

૧૧ નાનક—શીખ ધર્મના આદ્ય પુરુષ.

૧૨ અકબર—ધર્મસહિષ્ણુતાના આદર્શરૂપ રાજ્યકર્તા અને વ્યવસ્થિત રાજ્યતંત્રના ધુરંધર.

૧૩ પ્રતાપસિંહ—સ્વધર્મસરક્ષક શાર્યગુણી રજપુત વીર.

૧૪ શિવાજી—મહારાષ્ટ્રનું પ્રચંડ હિંદુ રાજ્ય સ્થાપનાર.

૧૫ નાનાફડનવીસ—મહારાષ્ટ્રના તુટતા સ્વરાજ્યને ટકાવી રાખનાર મહાન્ મુત્સદ્દી.

૧૬ મહાદેવ ગોવીંદ રાનડે—દેશોત્કર્ષ માટે આયુષ્ય ક્રમણ કરનાર.

૧૭ રાજારામમોહનરાય—અર્વાચીન સંસારસુધારણાનો પાયો નાંખનાર.

૧૮ સ્વામી દયાનંદ સરસ્વતી—અર્વાચીન સુધારણા પ્રમાણે વેદધર્મના ઉપદેશક.

૧૯ સર સૈયદ અહમદ—અલીગઢ કાલેજ સ્થાપી મુસલમાનોમાં વિદ્યાવૃદ્ધિને માટે યત્ન કરનાર.

૨૦ દાદાભાઈ—નવરોજજી—રાજકીય કર્તવ્યના હિંદી આદર્શ.

લાલશંકર ઉમીયાશંકર.

૨.

રા. રા. હરગોવિન્દદાસ કાંટાવાળા "હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં હજારો વર્ષના થઈ ગયેલા મહાન પુરુષોમાંથી ૨૦ ની ચૂંટણી કરવી એ સહજ વાત નથી" એમ કહી નીચે પ્રમાણે યાદી મોકલે છેઃ—

૧. પાણિનિ—સંસ્કૃત વ્યાકરણના વ્યવસ્થિત અધ્યાપક.

૨. વ્યાસ—મહાભારત રચનાર.

૩. મનુ—હિંદુ ધર્મશાસ્ત્ર રચનાર.

૪. ચરક—આયુર્વેદસ્થાપક.

૫. ભાસ્કરાચાર્ય—ખગોળવેત્તા.

૬. બુદ્ધ—બુદ્ધ ધર્મના સ્થાપક.

૭. શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવેત્તા અને હિંદુ ધર્મના પુનરુદ્ધારક.

૮. કાલિદાસ—સંસ્કૃતના મહાન્ કવિ.

૯. વિક્રમ—પરદુઃખભંજન શક વર્તાવનાર રાજા.

૧૦. ભોજ—વિદ્યાનો આશ્રયદાતા રાજા.

૧૧. કબીર—મહાન્ ધર્મોપદેશક અને સંસારસુધારક.
૧૨. નાનક—શીખ ધર્મનો સ્થાપક.
૧૩. અકબર—સર્વ ધર્મને માન આપનાર, પરાક્રમી, અને રાજ્યવ્યવસ્થા સુધારનાર.
૧૪. પ્રતાપસિંહ—સ્વધર્મસંરક્ષક ટેકીલો રજપૂત વીર.
૧૫. શિવાજી—મહારાષ્ટ્રનું હિંદુ રાજ્ય સ્થાપનાર.
૧૬. સિદ્ધરાજ—ગુજરાતના રાજ્યની કીર્તિ વધારનાર પરાક્રમી રાજા.
૧૭. ચાંદબીબી—અતિ શૂરવીર રાણી.
૧૮. રાજા રામમોહનરાય—અર્વાચીન સંસારસુધારણાનો પાયો નાખનાર.
૧૯. સ્વામી દયાનંદ સરસ્વતી—આર્ય સમાજના સ્થાપક ને સુધારક.
૨૦. દાદાભાઇ નવરોજજી—રાજકીય કર્તવ્યના હિંદી આદર્શ.

**હરગોવીંદ દ્વારકાંદાસ કાંટાવાલા.**

૩.

**રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**—રા. વિજયલાલની યાદીના નંબર ૨-૬-૧૭ માં ફેરફાર કરીને નીચે પ્રમાણે નામો આપે છેઃ—

૧ કપિલ—વેદના જ્ઞાનને તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ આપનાર,
૨ કૃષ્ણ—આદર્શ મનુષ્ય.
૩ પાણિનિ—સંસ્કૃત વ્યાકરણના વ્યવસ્થિત અધ્યાપક.
૪ વ્યાસ—" મહાભારત " નું મહાકાવ્ય રચનાર.
૫ મનુ—હિંદુ ધર્મશાસ્ત્રનું પુસ્તક રચનાર.
૬ ચરક—" આયુર્વેદ " સ્થાપક.
૭ બુદ્ધ—મહાન્ સામાજિક સુધારક અને બુદ્ધધર્મના પ્રસારક.
૮ શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવેત્તા અને હિંદુ ધર્મના પુનરુદ્ધારક.
૯ કાલિદાસ—સંસ્કૃત સાહિત્યના ઉચ્ચ આદર્શરૂપ કવિ.
૧૦ કબીર—મહાન્ ધર્મોપદેશક અને સંસારસુધારક.
૧૧ નાનક—શીખ ધર્મના આદ્ય પુરુષ.
૧૨ અકબર—ધર્મસહિષ્ણુતાના આદર્શરૂપ રાજ્યકર્તા અને વ્યવસ્થિત રાજ્યતંત્રના ધુરંધર.
૧૩ પ્રતાપસિંહ—સ્વધર્મસંરક્ષક શૌર્યગુણી રજપુત વીર.
૧૪ શિવાજી—મહારાષ્ટ્રનું પ્રચંડ હિંદુ રાજ્ય સ્થાપનાર.
૧૫ નાના ફડનવીસ—મહારાષ્ટ્રના તુટતા સ્વરાજ્યને ટકાવી રાખનાર મહાન્ મુત્સદી.

૧૬ જગડૂશા—દુકાળની આફ્ત મટાડવા પોતાનું સર્વસ્વ આપી દેનાર.
૧૭ પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર—વિધવાંવિવાહનો પાયો નાખનાર.
૧૮ સ્વામી દયાનંદ સરસ્વતી—અર્વાચીન સુધારણા પ્રમાણે વેદધર્મના ઉપદેશક.
૧૯ લૉર્ડ રીપન—હિંદમાં સ્વરાજ્ય ભાવનાને ઉત્સાહિત કરનાર.
૨૦ દાદાભાઈ નવરોજજી—રાજકીય કર્તવ્યના હિંદી આદર્શ.

મુંબઈ.
તા. ૧-૪-૧૯૧૨ } **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

૪.

રા. રા. **રણછોડલાલ વૃન્દાવનદાસ પટવારી** નીચે પ્રમાણે નામ મોકલે છેઃ—

૧ વેદવ્યાસ.
૨ મનુ.
૩ કપિલ.
૪ પાણિનિ.
૫ ચરક.
૬ બુદ્ધ.
૭ શ્રી આદ્ય શંકરાચાર્ય.
૮ શ્રી રામાનુજાચાર્ય.
૯ શ્રી વલ્લભાચાર્ય.
૧૦ કાલિદાસ.
૧૧ અકબર.
૧૨ અશોક.
૧૩ પ્રતાપ.
૧૪ શીવાજી.
૧૫ લોર્ડ રીપન,
૧૬ મોહનદાસ ગાંધી.
૧૭ દયારામ કવિ.
૧૮ નારદ.
૧૯ રાઠોડ અજીતસીંહજી.
૨૦ ઋષભદેવ.

**પટવારી રણછોડલાલ.**

૫.

રા. રા. **તનસુખરામ**—" લૉર્ડ રીપનાદિ કેટલાએકની ગણના ભારતવાસીમાં થઈ શકે તેમ જણાતું નથી અને રાજારામમોહનરાય આદિ કેટલાંએક નામો મનુ આદિ જેવાની પંક્તિમાં ગણાવા યોગ્ય લાગતા નથી. તેથી મહાન પુરુષોની ગણનામાં સાથેનાં દશ નામો યોગ્ય ધારૂં છું " એમ લખી નીચેનાં દશ નામો જ મોકલે છેઃ—

૧ શ્રી વાલ્મીકિ—ઉત્તમોત્તમ ચેતન-અચેતન સૃષ્ટિના ચિત્રકાર.
૨ શ્રી રામચંદ્ર—ઉત્તમોત્તમ રાજા.
૩ શ્રી કૃષ્ણ—ઉત્તમોત્તમ પુરુષ.
૪ શ્રી વ્યાસ—ઉત્તમોત્તમ પુરુષાર્થવ્યવસ્થાપક.

૫ શ્રી પાણિનિ—ઉત્તમોત્તમ વાણીવ્યવસ્થાપક.
૬ શ્રી મનુ—ઉત્તમોત્તમ ધર્મવ્યવસ્થાપક.
૭ શ્રી ચરક—ઉત્તમોત્તમ આયુર્વેદવ્યવસ્થાપક.
૮ શ્રી શંકરાચાર્ય—ઉત્તમોત્તમ તત્ત્વજ્ઞાનપ્રકાશક.
૯ શ્રી કાલિદાસ—ઉત્તમોત્તમ મહાકવિ.
૧૦ શ્રી પ્રતાપ—ઉત્તમોત્તમ વીર.

**તનસુખરામ. મ. ત્રિપાઠી.**

૬.

રા. રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ નીચેનાં નામો મોકલે છેઃ—

૧. વૈવસ્વત મનુ—હિંદુ ધર્મશાસ્ત્રના પ્રણેતા.
૨, શ્રી રામચંદ્ર—ધર્મસંસ્થાપક રાજર્ષિ.
૩. શ્રી કૃષ્ણચંદ્ર—સમર્થ રાજ્યનીતિજ્ઞ અને યોગનિષ્ઠ રાજર્ષિ.
૪. વ્યાસ દ્વૈપાયન—વેદમંત્રોનું એકત્ર ગ્રથન કરનાર.
૫. યાસ્ક—વૈદિકશબ્દકોષ બનાવનાર.
૬. પાણિનિ—વૈદિક અને લૌકિક વ્યાકરણનાં સૂત્રો બનાવનાર.
૭. પતંજલિ—વ્યાકરણસૂત્ર ઉપર મહાભાષ્ય રચનાર.
૮. ગૌતમ બુદ્ધ—બુદ્ધધર્મના આદ્ય સંસ્થાપક.
૯. અશોક—બુદ્ધધર્મનો વિદેશમાં પ્રચાર કરનાર.
૧૦. શંકરાચાર્ય—વેદાંતસૂત્ર ઉપર ભાષ્ય રચનાર.
૧૧. કાલિદાસ—સંસ્કૃત કવિશિરોમણિ.
૧૨. વિક્રમ—ભારતનું હૂણાદિકના હુમલાઓથી રક્ષણ કરનાર પરોપકારપરાયણ રાજર્ષિ.
૧૩. ભાસ્કરાચાર્ય—ભારતના ન્યૂટન.
૧૪. પ્રતાપસિંહ—આર્ય ધર્મનું રક્ષણ કરનાર રાજર્ષિ.
૧૫. શિવાજી—હિંદુ સ્વરાજ્યને પુનઃ સ્થાપિત કરનાર.
૧૬. રણજીતસિંહ—શીખ મહારાજ્યને સ્થાપનાર.
૧૭. સ્વામી સહજાનન્દ—દરેક વર્ણના હિંદુઓને માટે ધર્મનાં દ્વાર ખુલ્લાં કરનાર ધર્મનિષ્ઠ યોગી.
૧૮. દયાનન્દ સરસ્વતી—પ્રાચીન વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કરનાર.
૧૯. બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય—અર્વાચીન સમયના મહાન્ નવલગ્રંથકાર.
૨૦. લાલા મુન્શીરામ—પ્રાચીન શિક્ષણપદ્ધતિના પુનરુજ્જીવન માટે હરદ્વાર ગુરૂકુલના સંસ્થાપક.

**લી. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.**

૭.

રા. રા. નરસિંહરાવ નીચેના પત્ર સહવર્તમાન નામો મોકલેછેઃ—

'વસન્ત'ના તન્ત્રી.

સાહેબ,

"આ યાદીમાં વિદેહ પુરુષો જ દાખલ કર્યાછે. જ્હાં સુધી માણુસે પોતાની જીવનયાત્રા પૂરી કરી નથી ત્હાં સુધી યોગ્યાયોગ્યતાના નિર્ણયમાં હેને દાખલ ના કરી સકાય.

ફક્ત પુરુષો વિશે જ પ્રશ્ન છે. તેથી સ્ત્રીઓનાં નામ બાતલ રાખવાં પડ્યાંછે. (સ્ત્રીઓ વિશે જુદી ચર્ચા ચલાવશો તો તે પ્રસંગ જુદો થશે.)

નીચેની યાદીમાં મનુષ્યના પ્રવૃત્તિવિષયોના સ્થૂલ વિભાગ પાડી તે નીચે નામગણુના કરી છે. એ ધોરણુ સ્વીકાર્યાથી વિચારસરણી યોગ્ય ચીલામાં ચાલી સકે.

એ વિભાગમાંથી કેટલાકની સ્હામે શૂન્ય મૂકવાં પડ્યાં છે તે મ્હારા અજ્ઞાનને લીધે જ હશે તો ખેદની વાત નથી; પરંતુ દેશના ઇતિહાસની અપૂર્ણતા અથવા તે વિભાગમાં પ્રાચીનકાળમાં સંચલનનો અભાવ એ કારણો હશે તો તો ખેદની વાત.

## યાદી.

A રસિક કલાઓ—

(क) કવિતા અને સાહિત્ય.

(૧) વાલ્મીકિ—ભરતખંડનો આદિ કાવ, અને રામનું ચરિત સાદી તથા સુન્દર કવિત્વશૈલીમાં ચિરસ્મરણીય રાખનાર.

(૨) કાલિદાસ—સંસ્કૃત નાટકસાહિત્યને લલિત રસિકતા આપનાર, તેમ જ કવિતાના અન્ય પ્રદેશોમાં સમથતા અને સુન્દરતાના આદર્શ પ્રગટ કરનાર કવિ.

(૩) ભવભૂતિ—સંસ્કૃત નાટકમાં હૃદયનાં ઊંડાણો સચોટ રીતે અને સુન્દરતાથી આવિર્ભૂત કરનાર કવિ.

(ख)—૧ સંગીત—શાસ્ત્ર

(ઘ) *ભરત—સંગીતશાસ્ત્રનો આદિ સ્થાપક.

(ख)—૨-સંગીત—વિનિયોજિતકળા.

૦—§

(ग)—૧ નૃત્ય—શાસ્ત્ર

(ઘ) *ભરત—નૃત્યશાસ્ત્રનો આદિ પ્રણેતા.

(ग)—૨-નૃત્ય—વિનિયોજિતકળા.

૦

(घ) અભિનયકળા—

૦

( ભરતનું નાટ્યશાસ્ત્ર છે તે પ્રસક્ત વાત નથી. અભિનયની કલાના વિનિયોગમાં નટ તરીકે ઉત્તમ કોઇ નથી જાણ્યો. કલહ-કન્દલનું નામ પ્રખ્યાત નટ તરીકે વાંચવામાં આવ્યુંછે. પરંતુ વ્યાપક કીર્તિવાળા નટ તરીકે જણાયું નથી. તેથી શૂન્ય મૂક્યું છે.)

(ङ)—ચિત્રકળા—

૦ ( રાજા રવિવર્મા—મદ્રાસના-નું નામ મૂકી સકાય ખરું.)

(च) શિલ્પકળા—

૦

B વિદ્યા.

(क) વિજ્ઞાન ( Physical sciences, Chemistry, &c.)

૦

ટીપ:—આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં અને દર્શનોમાં atomic theory, chemistry ઇત્યાદિનાં છૂટક અને અસ્ફુટ બંધારણનાં સ્વરૂપો—બીજરૂપે—નજરે પડે છે; પરંતુ વિજ્ઞાનનું

* ભરત એ આ વિષયના લેખક તરીકે ઐતિહાસિક પુરુષ હતા એમ માની લઇને ચાલવાનું છે. સંશયનો વિષય હોય, તો ગમે તે જે એ ગ્રન્થોનો કર્તા હોય તે ગણવો.

§ નારદ, પ્રાચીન કાળમાં; તાનસેન, અર્વાચીન કાળમાં અને બીજા અનેક છે. તેથી હાલ આ વિભાગ ખાલી રાખું છું.

શાસ્ત્રીય રૂપ બંધાયું જણાતું નથી, તેમ તે શૈસ્ત્રોના અધિષ્ઠાતા રૂપે કોઈ પુરુષ નથી; તેથી આ શૂન્ય મૂક્યુંછે. કણાદ અને કપિલ જેવા સમર્થ પુરુષોને વિજ્ઞાનના અધિષ્ઠાતા ગણવા વાજબી નથી; હેમનો વિષય તત્ત્વજ્ઞાન જ હતો.

(ખ) ખગોળશાસ્ત્ર.

(૫) ભાસ્કરાચાર્ય.
(૬) આર્યભટ્ટ.
} ખગોળશાસ્ત્રના પ્રમાણભૂત આચાર્યો;

(ગ) બીજાં વિજ્ઞાનશાસ્ત્રો ( ભૂસ્તરવિદ્યા, ઇત્યાદિ. )

૦

C તત્ત્વજ્ઞાન.

(૭) શંકરાચાર્ય†—અદ્વૈતમતનો સમર્થ પ્રતિપાદક અને ભરતખંડમાં પોતાના સિદ્ધાન્તોના વિજય માટે સામર્થ્યથી મથનાર.

D ધર્મ.

(૮) બુદ્ધ ( શાક્યમુનિ )—હિંસાપ્રધાન ચાલૂ ધર્મની સ્હામે સબળ અને સફળ યુદ્ધ કરનાર, અને ભૂતદયાની અપૂર્વભાવના ઉપર સ્થપાયલો વિશાળ વ્યાપક ધર્મ પ્રવર્તાવનાર.

(૯) રાજા રામમોહનરાય—

શુદ્ધ એકેશ્વર ધર્મનો—બ્રાહ્મધર્મનો—આદિ પ્રવર્તક.

(૧૦) દયાનન્દ સરસ્વતી.

મૂર્તિપૂજા વિરુદ્ધ સબળ યુદ્ધ ચલવી આર્યસમાજની સંસ્થા પ્રવર્તાવનાર.

E ભક્તિ.

(૧૧) તુકારામ—અમૂર્ત મૂર્તિપૂજાની ભાવના પ્રત્યક્ષ કરનારો પરમ ભક્ત.

† ૭ દર્શનકારોના નામ મૂકવા જતાં વિષમતા આવશે. માટે તત્ત્વજ્ઞાનના પ્રધાન અને સમર્થ આચાર્યને જ પસંદ કરવો ઉચિત લાગેછે.

(૧૨) કબીર—અમૂર્ત ઈશ્વરની અપૂર્વ ભક્તિનો મત સ્થાપનાર ભક્ત.

F સામાજિક સુધારો

(૧૩) ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર—વિધવાવિવાહનો અચળ હિમાયતી,

(૧૪) મહાદેવ ગોવિન્દ રાનડે—અર્વાચીન સામાજિક સુધારાના સંચલનના યાવજ્જીવન અનન્યપરાયણ ચાલક.

G રાજધર્મ.

(૧૫) રામ (દાશરથિ)—આત્મસુખનો ત્યાગ કરી પ્રજારંજન એ જ કર્તવ્ય ગણનાર

स्नेहं दयां तथा सौख्यं यदि वा जानकीमपि ।
आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा ॥

હેવી ઉચ્ચ રાજધર્મની ભાવના સેવનાર, 'રામરાજ્ય' ની નામના મૂકી જનાર રાજા.

(૧૬) અશોક—ભરતખંડમાં અનન્ય વિસ્તારવાળું સામ્રાજ્ય મેળવનાર, અને પ્રજાને ધર્મમાં પ્રવર્તાવનાર રાજા.

(૧૭) અકબર—હિન્દુ મુસલમાન તરફ સમભાવ રાખી, સર્વ ધર્મ તરફ ઉદાર ભાવ દર્શાવી, મુગલ રાજ્યને પ્રજાપ્રિય બનાવનાર અનન્ય વિદેશી-સ્વદેશી શહાનશાહ.

H દેશભક્તિ અને શૂરત્વ.

(૧૮) પુરુ—(Porus.)

ગ્રીક વિજેતા એલેકઝાંડર-ધ-ગ્રેટની સ્હામે નિષ્ફળ પણ દેશરક્ષણાર્થે અને પરાક્રમી યુદ્ધ કરનાર વીર.

(૧૯) રાણા પ્રતાપસિંહ.

મુગલ પ્રભાવની સ્હામે અનન્ય ટેકથી ટકી રહેનાર દેશાભિમાની વીર રાજા.

(૨૦) શિવાજી—

મુસલમાન સામ્રાજ્યની સ્હામે પ્રચંડ યુદ્ધ કરી મરાઠા રાજ્યનો પ્રભાવ સ્થાપનાર દેશભક્ત વીર.

K આર્થિક ઉન્નતિ સાધન.

○ મહાદેવ ગોવિન્દ રાનડે—હિન્દુસ્તાનના અર્થશાસ્ત્રનાં તત્ત્વોનું દર્શન કરાવનાર.

L રાજકીય સંચલન—

○ મહાદેવ ગોવિન્દ રાનડે—

આધુનિક રાજકીય ઉન્નતિના ગમ્ભીર આદર્શ ભારતવાસીઓ આગળ નિર્વિકાર દષ્ટિથી ઉપસ્થિત કરનાર.

વાંદરા,
તા. ૨-૪-૧૨.

આપનો,
**નરસિંહરાવ ભોળાનાથ.**

---

# રા. સાકરલાલ અમરતલાલ દવેને પ્રગટ પત્ર.

રા. રા. ભાઈ સાકરલાલ,

આશ્વિન સં. ૧૯૬૭ ના 'વસન્ત' ના અંકદ્વારા મ્હારા ઉપર લખેલો ત્હમારો પત્ર પ્હોચ્યો. આ પ્રકારે મ્હારું સન્માન કરોછો તેથી વિલક્ષણ ભાવ ઉત્પન્ન થાયછે. એ પત્રનો ઉત્તર હું પણ 'વસન્ત' ની દ્વારા જ મોકલુંછું. કારણ ઉઘાડું જ છે.

ત્હમારો પ્રસ્તુત પત્ર વાંચ્યા પછી પ્રથમ વૃત્તિ તો એમ જ થઈ કે ઉત્તર ના આપવો. એ પત્ર પ્રગટ થતા પ્હેલાં ત્હમારી સાથે મુલાકાત મ્હારે થઈ હતી તે પ્રસંગે મ્હેં કહ્યું પણ હતું કે ઉત્તર આપવો ના આપવો એ મ્હારી રુચિ ઉપર અને લેખમાં દ્દશ્યમાન થતી વૃત્તિ ઉપર આધાર રાખશે. ઉત્તર ના આપવો એમ વિચાર થવાનું ખાસ કારણ તો એ હતું કે ત્હમારા પત્રમાં ચર્ચેલા પ્રશ્નોમાંનો એક પણ પ્રશ્ન ભાગ્યે હેવો હશે કે જે'નું સમાધાન મ્હારાં આજ સુધીનાં આ વિષયનાં લખાણોમાંથી મળી ના સકે. જોડણી સંબન્ધી મ્હારા બે મુખ્ય લેખ (ઈ. સ. ૧૮૮૮ નો એક અને ઈ. સ. ૧૯૦૫-૦૬ નો બીજો,) તથા એ જ વિષય ઉપર 'વસન્ત' માં લખાયલા બે ત્રણ લેખો,*—વગેરે વાંચી હેતું ખરું તત્ત્વ જે'ણે પોતાની

* (૧) "સાહિત્ય પરિષદ્માં જોડણી"—'વસન્ત' સં. ૧૯૬૧, ભાદ્રપદ.
(૨) "ગુજરાતી જોડણી"—'વસન્ત' સં. ૧૯૬૦ ભાદ્રપદ.
(૩) "ગુજરાતી જોડણી"—'વસન્ત' સં. ૧૯૬૧ માઘ.

બુદ્ધિમાં પચાવ્યું હોય તે તો ત્હમારા જેવી શઙ્કાઓ ઉત્પન્ન કરે એમ સંભવે નહિં. આ વિચારે મૌન તરફ વૃત્તિ દોરી.

પરંતુ મૌન રાખવા માટેનાં આ કારણોની સ્હામે એક બે કારણોનું પ્રાબલ્ય વિજય પામ્યું. પ્રથમ તો એ કે ત્હમે નોવ્હેમ્બરના આરમ્ભમાં મ્હારી મુલાકાત લીધી તે સમયની વાતચીતથી ત્હમારા સૌજન્ય અને સદ્ભાવની છાપ મ્હારા મન ઉપર સબળ પડી હતી; અને તેથી ત્હમારા પત્રનો અનાદર કરવો મ્હને અનુચિત લાગ્યો. બીજું કારણ એ કે ત્હમારા પ્રસ્તુત પત્રમાં "શીખાય તેટલું શીખી લેવું" એ શુદ્ધ હૃદયની વૃત્તિ ત્હમે દર્શાવી છે. એ ખરું કે કોઇક સ્થળે "અમુક વાત આમ જ હોવી જોઇયે એ નિઃસંશયછે"—એ રૂપમાં ત્હમે દૃઢ સિદ્ધાન્ત દર્શાવી દીધાછે, અને તે ત્હમારી શીખવાની ઇચ્છાના વચનની જોડે સુસંગત કરાવાય એમ જણાતું નથી. પરંતુ જ્ઞાનના અદ્ભુત જ્યોતિથી આકર્ષાઈ અને તેથી અંજાઈ જઈ તે તરફ ઉત્સાહભેર ધસનાર યુવકોને સંબન્ધે હેવાં સાહસવચનો સ્વાભાવિક છે. તેથી ત્હેની કીમત એ મર્યાદાથી જ આંકતાં, ત્હમારી શુદ્ધ બુદ્ધિને અને જિજ્ઞાસુવૃત્તિને બાધ આવતો નથી એમ જ માનુંછું.

આટલો ઉપોદ્ઘાત કરીને ત્હમારા પત્રમાંની મહત્ત્વની શઙ્કાઓનું યથામતિ સમાધાન કરવાનો પ્રયત્ન કરુંછું.

આ વિષયમાં પ્રથમ દ્વારમાં પેસતાં જ ત્હમને એક વિષમ વિઘ્ન નડેછે; અને એ કલ્પિત વિઘ્નથી ત્હમે ઠોકર ખાઓછો. સંસ્કૃત અને ત્હેની પુત્રીરૂપ ભાષાઓનું જોડણીની બાબતમાં ઉચ્ચારાનુસારી ( phonetic ) લેખનસ્વરૂપ ત્હમને અશક્ય ભાસેછે. ત્હમારા આ ભ્રમનું નિરસન 'વસન્ત'ના વિદ્વાન્ તન્ત્રીએ ત્હમારા પત્ર નીચેની લાંબી નોંધમાં કર્યુંછે;* તેથી હું ત્હેની પુનરુક્તિ નહિ કરું. માત્ર મ્હારી તરફથી એક બે વાતો ઉમેરુંછું. વૉલ્ટર સેવેજ લૅંડોરનું વચન ત્હમે ઉતાર્યુંછે તે લક્ષ્યભેદી ન બની વ્યર્થ નીવડયુંછે. હું નથી ધારતો કે એ વિદ્વાન્ સંસ્કૃત અથવા ગુજરાતી ભાષાની જોડણીને ઉદ્દેશીને એ વચનો બોલ્યો હોય. એ વચનોનું લક્ષ્ય અંગ્રેજી ભાષાની જોડણી જ છે. અને અંગ્રેજી અને ગુજરાતી ( અને વિશેષતઃ સંસ્કૃત ) ભાષાઓનાં જીવનરૂપ સ્વરૂપ પરસ્પર ભિન્ન હેવાં છે કે જોડણીના સંબન્ધમાં ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ એકમાં પ્રવર્તવું અશક્ય છે તો બીજી ભાષાઓમાં તે સ્વરૂપગત અંશ જ છે. આ ભેદ વિશે મ્હારા ઈ. સ. ૧૮૮૮ ના જોડણીના પુસ્તકમાં ( પૃ. ૨ જામાં ) ઇશારો છે,

---

* એ નોંધ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ઉચ્ચારાનુલેખન સ્હામે અંગ્રેજી ભાષાને લાગૂ પડતા વાંધા સંસ્કૃત, ગુજરાતી, ઇત્યાદિ ભાષાઓને લાગૂ ના પડે એ વિચાર તન્ત્રીએ સ્વીકાર્યોછે. છતાં પ્રસ્તુત 'વસન્ત'ના અંકના પૂંઠાને છેલ્લે પાને અંગ્રેજી ભાષાને લગતા એ વાંધાઓ દર્શાવનારો ડૉ. જૉન્સનના વચનનો ઉતારો શા માટે મૂકયોછે તે સમઝાતું નથી. એ માટે તન્ત્રીનું પ્રયોજન જુદું જ હશે. ગમે તેમ હો, પણ પોતાની જવાબદારી દર્શાવનારી નોંધમાંનો મત જ ખરો સ્વીકાર્ય ગણ્યો હશે એમ ધારી ત્હેનું જ અનુલક્ષણ મ્હેં ઉપરની ચર્ચામાં કર્યુંછે.

અને ઈ. સ. ૧૯૦૫ ના જોડણીના પુસ્તકમાં પૃ. ૧૯ થી ૨૪ માં સવિસ્તર ચર્ચા કરીછે, તે તરફ ત્હમારું લક્ષ ફરી ખેંચી હેમાં દર્શાવેલાં તત્ત્વોનો નિર્વિકાર દૃષ્ટિથી અભ્યાસ કરી બુદ્ધિમાં ઉતારવાની વિનંતિ કરુંછું. અહિં એટલું જ કહુંછું કે—

(૧) ઉચ્ચારાનુલેખન ગુજરાતીમાં **બહુ અંશે** પ્રવર્તેછે એમ જ મ્હેં કહ્યુંછે; **સર્વત્ર** નહિં;

(૨) અંગ્રેજીમાં ઉચ્ચારાનુલેખનના સેવનથી વ્યુત્પત્તિદર્શનનો લોપ થઈ, હાસ્યજનક રૂપો ફલિત થાય એમ છે, ત્હારે તેથી વિપરીત સ્થિતિ ગુજરાતીમાં છે; ત્હેમાં તો ઉચ્ચારાનુલેખનના **ત્યાગથી** વ્યુત્પત્તિદર્શનનો લોપ થાયછે, અને હાસ્યજનક રૂપો દર્શન દે એમ છે; ઉદાહરણઃ—

અંગ્રેજીમાં-know લખ્યાથી ज्ञा, ઇત્યાદિ પ્રાચીન ભાષાઓના શબ્દો જોડેનો સંબન્ધ પ્રગટ થશે; no એમ લખ્યાથી તે લુપ્ત થશે; હાવાં અનેકાનેક ઉદાહરણો મળશે. ગુજરાતીમાં ' ન્હાનું, '—ને બદલે ' નાનું ' લખશો તો—श्लक्ष्ण—सण्ह—એ મૂળ જોડેનો સંબન્ધ દષ્ટિગોચર થતો અટકશે.

(૩) ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ ગુજરાતીમાં પ્રવર્તેછે એ મત **નર્મદકવિ** અને **નવલ-રામભાઇયે** સ્પષ્ટ રીતે સ્વીકારેલો હતો; અને બીજા વિદ્વાનોએ પણ હેનું અનુસરણ કર્યુંછે;

ઉચ્ચારાનુલેખનમાં હું સંપૂર્ણ રીતે સફળ થયો નથી, એ પ્રકારનું લેખન અશક્ય છે,- એમ ત્હમે કલ્પોછો. પરંતુ ભ્રમનું મૂળ એ છે કે ઉપર બતાવ્યું તેમ મ્હેં સર્વાંશે એ તત્ત્વ પ્રવર્તેછે તેમ માન્યું જ નથી તે વાત ત્હમે ભૂલી જાઓછો. બે ચાર અપવાદ જરા માટે સામાન્ય નિયમ ' અશક્ય ' ઠરે એ તો નવીન જ વાત જાણી !

આ પ્રશ્નને વિશે મ્હારા મતનું સંક્ષિપ્ત રૂપ મ્હેં એકવાર દર્શાવેલું ફરીથી ઉતારવું પડશે એમ લાગેછેઃ—

" મુખ્ય ઉચ્ચાર, બીજે દરજ્જે વ્યુત્પત્તિ; એ બંને વચ્ચે બહુધા અવિરોધ; વિરોધ આવતાં ઉચ્ચારને પ્રાધાન્ય; અમુક પ્રસંગે વાજબી સગવડનો પણ આદર;—આ સર્વ મ્હારી વૃત્તિનાં વિશેષ લક્ષણ છે. "

(" સાહિત્યપરિષદમાં જોડણી " ' વસન્ત '
સં. ૧૯૬૧ ભાદ્રપદ પૃ. ૩૦૨.
(૨) પ્રથમ પૅરા. )

હું સંપૂર્ણ રીતે સફળ થયો નથી એ ત્હમારા આક્ષેપ માટે ત્હમે ઉદાહરણ ફક્ત બે પ્રકારમાં જ આપી સક્યાછો;—

(૧) કોણ—નાં વિભક્તિભંગ વગેરેનાં રૂપોમાં હકારને બદલે ' ચિહ્ન;

(૨) જે-નાં ત્હેવાં રૂપોમાં પણ ત્હેવું ચિહ્ન;

'કોને,' 'કોણે,' 'કોનું,' 'કેવું' (कीदृशं;)

'જેને,' 'જેનું,' 'જેણે,' 'જેવું,'—

ત્હમે તો ત્રણ જ રૂપ બતાવ્યાંછે. પણ હું વધારે બતાવી એ સર્વેનો ઉપરના બે વર્ગમાં સમાવેશ કરુંછું. અને એ પદ્ધતિથી જ ખરી પરીક્ષા થાય.

આ બાબત ખુલાસા આપતા પ્હેલાં એક બાબત સંતોષ બતાવ્યા વિના નથી રહેવાતું; તે એ કે આ શબ્દોમાં હકારના સ્થળનું ખરું તત્ત્વ ત્હમે સ્વીકાર્યુંછે; તે તત્ત્વ એ કે હકારનું વલણ બહુધા હમેશાં આરમ્ભ તરફ જ જવાનું છે.* (આ તત્ત્વ ઈ. સ. ૧૮૮૮ ના મ્હારા નિબન્ધમાં સવિસ્તર કારણો ચર્ચીને બતાવ્યું હતું. એ પુસ્તકનાં પૃ. ૧૭ થી ૨૨ જુવો.)

હવે ઉપરના અપવાદો વિશે ખુલાસા આપુંછું:—

કોને—ઇત્યાદિ રૂપોમાં 'ક્હોને' ઇત્યાદિ હું નથી લખતો, ત્હેનું એક કારણ એ છે કે 'ક્હો' (ક્હે ધાતુના આજ્ઞાર્થ દ્વિતીયપુરુષ બહુવચનના રૂપ) જોડે ભ્રમ થતો ટાળવો; વળી હેમાં હકાર વ્યુત્પત્તિસાધ્ય ન હોઈ માત્ર ઉચ્ચારના વ્યવહારને બળે પ્રક્ષિપ્તરૂપે જ આવેલોછે.

'જેને—ઇત્યાદિ રૂપોમાં હકાર સ્પષ્ટ રૂપે હું નથી દર્શાવતો ત્હેનું કારણ સમઝાવવાને સારું ત્હમને મ્હારે જરાક વાગ્વ્યાપારના ઊંડા પ્રદેશમાં મ્હારી સાથે ઉતારવા પડશે. ત્હમારી ઇચ્છા છે એમ માનીને ત્હમને લઈ ચાલુંછું. મ્હારાં જોડણી વિશેનાં લખાણોમાં બારીકીથી જોશો તો જણાશે કે કહ, પ્હ, ઇત્યાદિના ખ, ફ, ઇત્યાદિ નથી થઈ જતા એ વિશેની ચર્ચામાં જકારને મ્હે હમેશાં ટાળીને જ વાત કરીછે. હેનો હેતુ છે. જેમ ગ્+હ્ આવતાં ઘ્ થઈ જ જાયછે (ઉદાહરણ—गंभीरं—गहीरं—ઘેરું, गोधूम—ઘઉં, गोधा—ઘો—ઇત્યાદિ); તેમ જ જકાર જોડે હકાર ભેળવવા જતાં ઝકાર થવાનો સંભવ સબળ છે; હેનું કારણ એમ છે કે કકાર, પકાર, ઇત્યાદિમાં હકાર જોડે સ્થાન અથવા પ્રયત્નને સંબન્ધે ફરક હેવો આવેછે કે મહાપ્રાણ અક્ષર બની જવામાં નડતર ઊભું થાયછે; પરંતુ, જેમ ગકાર જોડે તે નડતર અલ્પતમ હોવાથી ઘકાર બની જાયછે તેમ જ, જકાર અને હકાર વચ્ચે પ્રયત્નનું સામ્ય વિશેષ

* "આ શબ્દોમાં હકાર બોલાતો હોય તો તે પ્રથમના વ્યંજનમાં જ ભળેલો હોવો જોઇયે;"— એમ ત્હમે ક્હોછો. બોલાયછે એ વસ્તુસ્થિતિનો અને કર્ણશક્તિનો પ્રશ્ન છે, તે વાત જુદી છે.

આ પ્રસંગે હકારનું સ્થળ પ્રથમના વ્યંજન જોડે વાજબી રીતે ત્હમે ઠરાવોછો; અર્થાત્ હકાર ક્યહાં સંભળાયછે તે ત્હમે અનુભવી સકોછો; છતાં "આ શબ્દોમાં હકાર બોલાતો હોય તો" એ વચનમાં '**હોય તો**' એમ સાંકેતિક મર્યાદા બાંધી હકારના શ્રવણને જ સંદેહ વિષય બનાવોછો, એ બે સ્થિતિમાંની અસંગતિ જોઈને આશ્ચર્ય ઉત્પન્ન થાયછે અને, નથી એ થતું. હકારનું શ્રવણ થાયછે ખરું, છતાં તે સ્વીકારતાં સંકોચ—એમ કાંઇક એ અસંગતિનું કારણ સંભવે.

હોઈ સ્થાનભેદ છતાં બંનેનાં સ્થાનોમાં ( ग નો ज અને ज નો ग થાયછે એ પ્રકારમાં અન્તર્ગત તત્ત્વથી જણાશે તેમ ) સંવાદિતા હેવી છે કે જ્હ્નો ઝ થઈ જાય. અને ઝેનું, ઝેનું, ઇત્યાદિ રૂપો તો કેવળ મૂળનું ઓળખાણ ભૂલી જવાય હેવાં થાય; આ કારણથી આ પ્રસંગે વ્યવહારકુશલતાને અવકાશ આપી જકાર જ રાખવો અને હકારનું અસ્તિત્વ કોઇ રીતે દર્શાવવું એ માર્ગ સ્વીકારવો ઇષ્ટ લાગ્યો. એ અસ્તિત્વ જની નીચે ટપકું મૂક્યાથી, અથવા ' જે ' પછી ' ચિહ્ન મૂકવાથી દર્શાવાય એમ છે. નીચે ટપકું મૂકવામાં કેટલીક અગવડો જણાય. 'જે' પછી ' ચિહ્ન મૂકવાનો પ્રચાર કેટલાંક વર્ષ ઉપર હતો તેથી અન્ય સુગમ ચિહ્નને અભાવે માત્ર વ્યવહારોપયોગાર્થે ' ચિહ્ન મ્હેં વાપર્યુંછે. આ વ્યવહારોપયોગી ચિહ્ન સર્વથા સુવ્યવસ્થિત છે એમ મ્હારું માનવું છે જ નહિં. તેમ જ હકારનું સ્થાન આરમ્ભની *શ્રુતિના સ્વરની પૂર્વના વ્યંજનમાં નિર્બળ સંયોગરૂપે છે એ વાત નિર્વિવાદ છે—ને તે ત્હમે સ્વીકારો જ છો. પરંતુ ' જેને ' એ શબ્દમાં ' જ્ ' અને ' એ '—એ બેની વચ્ચે હકાર છે એમ દર્શાવવા ચિહ્ન મૂકવું અવશ્ય જ હોવાથી એકારની પછી જ ' ચિહ્ન મૂક્યા વિના છૂટકો નથી. ( કોને—ઇત્યાદિમાં પણ તે જ પ્રમાણે જોઈ લેવું ). અંગ્રેજી એપોસ્ટ્રોફીનો ઉપયોગ આ સ્થળે—આમ જરાક પ્રકારાન્તરે—કર્યા વિના બીજો માર્ગ નથી.§

---

§ આ પ્રશ્નને અંગે એક વાત રસ ઉત્પન્ન કરે હેવી છે. અરબસ્તાનના યમન પ્રાન્તના આરબો ज કારનો ઉચ્ચાર હમેશાં ग કારથી જ કરે છે. ' જીમ ' અક્ષરને પણ ' ગીમ ' કહેછે. ( ઇજિપ્તના અને બીજા આરબો જકારનો ઉચ્ચાર જકાર જ કરેછે ). આ કારણને લીધે પ્રાચીન આરબ મુસાફરો ' ગુજર ' રાજાઓ વિશે લખતાં પ્રથમ ग કારને ઠેકાણે 'જીમ' અક્ષર જ લખતા હતા, અને તેથી અંગ્રેજ લેખકોએ એ શબ્દની જોડણી Juzr એમ કરેલીછે.

ग કાર અને ज કારનો phonetic ( વાગ્વ્યાપારસ્થ ) સંબન્ધ આમ સબળ રીતે સૂચવાયછે.

* આ ચર્ચામાં syllableના અર્થમાં ' એકાચ્ ' શબ્દ ત્હમે વાપર્યોછે તે બહુ સુઘટિત નથી. પરંતુ હેમાં ત્હમારો દોષ નથી. ઈ. સ. ૧૯૦૪ ના જુલાઈ માસમાં વાચનમાળા સંશોધન કમિટીએ ઘડેલા મુસદ્દામાં syllableને માટે ' પદ ' શબ્દ વાપરેલો હેની અયોગ્યતા મ્હેં દર્શાવ્યાથી એ કમિટીના આખર સ્વીકારેલા નિયમોમાં—' એકાચ્ ' અને ' દ્વિસ્વર ' એમ શબ્દો મૂકાયા. ત્હમે ત્હાંથી શબ્દ ઉપાડી લીધો જણાયછે. હેની અયોગ્યતા દર્શાવવાનું આ સ્થળ નથી.

§ એપોસ્ટ્રોફીથી " એકાદ અક્ષરનો અધ્યાહાર " સૂચવાયછે એમ ત્હમે કહોછો. અહિં 'અધ્યાહાર' શબ્દનો ઉપયોગ ત્હમે અયોગ્ય રીતે કર્યોછે. પરંતુ એ વિશે ચર્ચા અહિં કરું તો વિષયાન્તરતા થઈ જાય. માટે એ સંબન્ધે ' વસન્ત ' ના નીચે દર્શાવેલા અંકોમાંના લેખો તરફ ધ્યાન ખેંચુંછું:—

' વસન્ત ' સં. ૧૯૬૪ ના શ્રાવણનો અંક, પૃ. ૩૨૮.
' વસન્ત ' સં. ૧૯૬૫ ના માર્ગશીર્ષનો અંક, વધારો પૃ. ૭ થી ૧૮ સુધી.
આ લેખોમાં અધ્યાહારના સ્વરૂપની પરીક્ષા વિસ્તારથી મ્હેં કરેલીછે.

મ્હારી જોડણીને પરિણામે (ઉચ્ચારાનુસાર લેખનને પરિણામે) ઘણે સ્થળે "આંખ્યને અણગમો ઉપજાવે હેવા" અને "કૃત્રિમ રીતે લખાયલા" શબ્દોથી ભરપૂર મ્હારા લેખો ત્હમને જણાયછે. "આંખ્યને અણગમો" એટલે શું? મ્હેં કોઇ નવા જ અપૂર્વ કદ્રૂપા અક્ષરો સોધી કાઢયાછે? આપણી લિપિમાં જે અક્ષરો છે તે ઉપરાંત એક પણ અક્ષર નવો મ્હેં ઘડયો નથી; જે છે ત્હેનાં—ઉચ્ચારાનુસાર—સંયોજન જ કર્યાંછે. એ સંયોજનમાં આંખ્યને અણગમો ઉત્પન્ન શી રીતે થયો તે સમઝાતું નથી. 'આવો' 'લખો' ઇત્યાદિ ભૂતકાળનાં રૂપો લખવાનું છોડી દઈ 'આવ્યો,' 'લખ્યો' ઇત્યાદિ રૂપોથી આંખ્યને અણગમો થતો હોય તો 'આવ્ય,' 'લખ્ય,' ઇત્યાદિ રૂપથી અણગમો ત્હમને થાય તો વાજબી ગણાય. 'જ્હારે,' 'ત્હારે' જેવાં રૂપોમાં પણ અક્ષરોની આકૃતિમાં-સંયોજનને પરિણામે પણ-વિરૂપતા જણાય એમ નથી. અને ખરું જોતાં આ વિષયમાં આંખ્યને અણગમાનો અંશ પ્રવેશ જ પામી ના સકે. ખરી વાત એ છે કે કેટલાકને એ રૂપો અપરિચિત લાગતાં હશે;—પણ તેટલા માટે 'અણગમા'નું નામ દાખલ કરવું એ તો નિર્વિકાર દૃષ્ટિને શોભે એમ નથી.

"કૃત્રિમ રીતિ" એટલે શું? કૃત્રિમતાની સ્વરૂપપરીક્ષા કરવી પડશે. કૃત્રિમ શબ્દના અનેક અર્થ થાય. પ્રકૃતિથી રચાયલું નહિં તે કૃત્રિમ-એમ અર્થ લઈશું તો તો બધી લેખનકલા જ કૃત્રિમ ક્હેવી પડશે. એ તો ઉદ્દિષ્ટ હોય નહિં. પ્રકૃતિના સ્વરૂપથી વિરુદ્ધ તે કૃત્રિમ; જેમકે, સ્વાભાવિક અવાજ તજીને અસ્વાભાવિક અવાજ કરીને બોલવું, ગાવું, ઇત્યાદિ;—આમ અર્થ પણ અહિં નહિ સંભવે; કેમકે મ્હારી લેખનપદ્ધતિમાં એ સ્વરૂપ તો ત્હમે પણ નહિં જોઈ સકો. પ્રકૃતિનું અનુકરણ કરનારી રચના તે કૃત્રિમ—જેમકે બનાવટી કાગળનાં ફૂલ, અથવા સૃષ્ટિના દેખાવનાં ચિત્ર, ઇત્યાદિ. આ કૃત્રિમતાને દૂષણરૂપ કોઇ ના ગણે, અને ત્હમે પણ નહિં ગણો. તો કૃત્રિમતાનો દોષ ત્હમે મ્હારી લેખનરીતિ ઉપર શી રીતે આરોપોછો તે અગમ્ય છે. પ્રકૃતિથી વિરુદ્ધ—એ અર્થ જ દૂષણદર્શક સંભવે. તો તો મ્હારી રીતિ નહિં, પણ આજ સુધીની ઉચ્ચારનું પ્રતિબિમ્બ ના પાડનારી રીતિ તે જ કૃત્રિમ ક્હેવાય. મ્હારી રીતિ તો ઉચ્ચારરૂપ સ્વાભાવિક બિમ્બનાં પ્રતિબિમ્બ યથાર્થ પાડવાને લક્ષ્ય ગણનારીછે, તે તો સ્વાભાવિક જ બનશે, કૃત્રિમ નહિં. ઉચ્ચારાનુસાર લેખનના તત્ત્વમાં જ સ્વાભાવિકતા અન્તર્ગત છે.

મ્હારી પદ્ધતિના અનિષ્ટ પરિણામ તરીકે "કેટલાક વિચારમૂઢ ઊછરતા લેખકો અર્ધદગ્ધ દશામાં રહ્યાછે" એમ કહી ત્હમે પૂછોછોઃ—"આ સ્થિતિને માટે જવાબદાર કોણ?" ત્હમારો વ્યઙ્ગ્યાર્થ ઉઘાડો જ છે. મ્હને ત્હમે જવાબદાર ગણોછો. આ કેટલે દરજ્જે ન્યાયયુક્ત છે તે ત્હમે પોતે જ શાન્તતાથી તપાસો એટલી મ્હારી વિનંતિ છે. મ્હારી પદ્ધતિનું હાર્દ ત્હમે જ નથી સમઝી સક્યા, તો પછી બિચારા "વિચારમૂઢ" યુવકોનો શો દોષ? એ "વિચારમૂઢ" યુવકોને ત્હમારી ઉદારતામાંથી થોડોક ભાગ ખરચીને ન્યાય જરાક આપશો? એ યુવકો ઉચ્ચારાનુલેખનનું તત્ત્વ તો બુદ્ધિમાં ઊતારી સક્યાછે; માત્ર અમુક પ્રયોગોમાં-વ્યુત્પત્તિ અથવા વસ્તુસ્થિતિના અજ્ઞાનને લીધે—હેમણે ભૂલ્યો કરી હશે. સંક્રમણાવસ્થામાં આ પ્રકારના દોષો પ્રવેશ પામે તો કાંઇક ક્ષમા કરવી જોઇયે. હેમની ભૂલ્યો સુધારવી જોઇયે. એ તો જુદી વાત; પરંતુ એ પરિણામ માટે મ્હને ત્હમે શા આધારે જવાબદાર ગણી સકો?

જ્ઞાનનો દુરુપયોગ થાય માટે જ્ઞાન આપનારને જવાબદાર ના ગણાય. દુરુપયોગ થવાનાં જે જુદાં કારણો હોય ત્હેને જ દોષ દેઈ સકાય. આ વીસમી સદીમાં જ્ઞાન પ્રસિદ્ધ રીતે આપવાના પ્રચારને લીધે અધિકારી અને અનધિકારી સર્વેને જ્ઞાનનું ગ્રહણ કરવાને સગવડ મળેછે. તેથી અનધિકારીને જ્ઞાન આપ્યું એ આરોપ પણ હું સ્વીકારી નહિં સકું. હાલ લેખનપદ્ધતિની અવ્યવસ્થા છે તે તો ત્હમે જ મ્હારી મુલાકાત વખતે રૂબરૂમાં સ્વીકાર્યું હતું અને સુવ્યવસ્થા થવી જોઇયે એમ ત્હમારી જ સૂચના થઈ હતી. હેનો અર્થ એમ તો નહિં હોય કે શાળાખાતાની અવ્યવસ્થિત અને દૂષિત પદ્ધતિ સ્થપાય એટલે સુવ્યવસ્થા થઈ.

પ્રસંગવશાત્ એક વાત તરફ લક્ષ ખેંચું ? "વિચારમૂઢ" જેવો ગાળીપ્રદાનનો શબ્દ વાપરવાનો આરમ્ભ ત્હમે કર્યોછે તે વાત ત્હમને શોભા આપનારી નથી જણાતી. ત્હમે પણ "ઊછરતા લેખક" ના વર્ગમાં છો; તો પેલા "વિચારમૂઢ" "અર્ધદગ્ધ" લેખકો ત્હમને આ વૃદ્ધપણાનો સ્વીકાર કરતા જોઇને હસે તો દોષ ત્હેમનો ના ગણાય. આ સ્પષ્ટ પરંતુ હિતબુદ્ધિથી પ્રેરાયલી વાણી માટે ક્ષમા કરશો.

'સકતું,' 'સુણવું'—એ શબ્દોની ચર્ચાવાળા પૅરેગ્રાફમાં તો ત્હમે વિચારશ્રેણીમાં વિપર્યાસ જ કરી નાંખ્યોછે. 'સકવું' ઇત્યાદિ શબ્દો શી રીતે બોલી સકાતા હશે ? આખી ગુજરાતી પ્રજાએ એ ઉચ્ચારો કરવા જ જોઇયે એમ નિયમ શી રીતે બાંધી સકાય ? આમ ત્હમે પૂછોછો. મ્હારી પદ્ધતિનાં તત્ત્વોનું ત્હમે ગ્રહણ જ નથી કરી સક્યા, અથવા તો તે બુદ્ધિમાં પચાવી નથી સક્યા એ આ પ્રકારના પ્રશ્નોથી સ્પષ્ટ જણાયછે. ઉચ્ચારાનુસારલેખન—આ પક્ષ જ શું સૂચવેછે ? એ જ કે પ્રથમ ઉચ્ચાર અને પછી ત્હેનું પ્રતિબિમ્બ પાડનારું લેખન. તો ન્યાયદૃષ્ટિ એમ જ દિશા બતાવે કે હું 'સકવું' ઇત્યાદિ ઉચ્ચારનો પ્રચાર છે એમ માનુંછું. તો પછી ઉપરના વિચિત્ર પ્રશ્નોને અવકાશ જ મળતો નથી. એ ઉચ્ચાર પ્રચરિત છે કે નહિં તે પ્રશ્ન જુદો છે.* અવલોકનશક્તિ તથા દોષરહિત શ્રવણશક્તિનો વ્યાપાર એ પ્રશ્નના નિર્ણય માટે આવશ્યક છે. એ શક્તિયોનો ઉપયોગ કરશો તો વસ્તુસ્થિતિ પ્રત્યક્ષ થશે. સકારવાદી સુરતી લોકો પણ 'સકવું' બોલતા નથી સાંભળ્યા એમ ત્હમે કહોછો. પરંતુ હેનું નિદાન ત્હમે પોતે જ અજાણતાં સૂચવ્યુંછે. 'શકવું' એમ ઉચ્ચારવાની આપણને ખોટી ટેવ પડી છે–એ મ્હારી દલીલ ત્હમે (ખંડન કરવાની ઇચ્છાથી) આગળ મૂકીછે. પણ હેનું ખંડન ત્હમે શું કર્યુંછે ?–"પ્રાકૃતદ્વારા આવેલો 'સકવું' હેવો ઉચ્ચાર જ ખરો છે"—એમ મ્હારા મતનું ખોટું સ્વરૂપ બાંધીને, પછી—"એક વખત ઉચ્ચારાનુસારલેખન, અને એક વખત પ્રાકૃતદ્વારાલેખન એમ પરસ્પરવિરુદ્ધ સિદ્ધાન્તો" હું સ્વીકારુંછું. એમ ત્હમે ઠરાવી દોછો. પણ જરાક સત્યદર્શન કરવાની ઇચ્છા રાખશો ? પ્રાકૃતદ્વારા ઉચ્ચાર આવ્યો છે એમ મ્હેં કદી કહ્યું જ નથી. વસ્તુસ્થિત ઉચ્ચાર 'સકવું' છે, અને એ રૂપ પ્રાકૃતદ્વારા આવ્યુંછે તેથી

---

*'સૂધી' શબ્દમાં હું ઊકાર દીર્ઘ સાંભળુંછું અને બોલુંછું. પછી આ પ્રસંગે કર્ણદોષ હોય તો કોણ જાણે. અને હાવા શબ્દોને સંબન્ધે આમ કે તેમ કોઇ પણ બાજૂનો આગ્રહ રાખવો ઠીક નથી.

આ શબ્દનો પ્રશ્ન ત્હમારા પત્રમાં બીજા પ્રશ્ન ભેગો અસંબદ્ધ રીતે જ ખોસી દીધેલો જણાયછે તેથી ત્હેનો ઉત્તર આ પ્રસંગ લઈ આમ ફૂટનોટમાં જ મૂકુંછું.

હેને વ્યુત્પત્તિનો આધાર પણ મળેછે;—એટલું જ મ્હારૂં કહેવુંછે.§ આમ છે તો ત્હમે જણાવેલો પરસ્પરવિરોધ નિરાધાર જ બનેછે.

'સકવું' એ ઉચ્ચાર વસ્તુસ્થિતિમાં છે એ વાત ત્હમારા જ એક અસાવધ વચનમાંથી પકડાઈ આવેછે. "મૂળ સંસ્કૃત પ્રમાણે શકાર બોલાવો જોઇયે એ નિઃસંશય છે"— આમ કહેવાની સાથે જ વસ્તુસ્થિતિ સકારની છે એમ ત્હમે ગર્ભિત રૂપે સ્વીકારોછો. ઉચ્ચારના ઉપર આ પ્રકારનું બ્હારનું દબાણ આણવું એ નવો જ પ્રકાર છે. ત્હમારા જ શબ્દો વાપરીને હું કહુંછું કેઃ—"લેખનપદ્ધતિ ફેરવી સકાય ખરી, પણ લોકોના ઉચ્ચાર કોઇથી પણ ફેરવી સકાય જ નહિં."

પરંતુ એ બહારના દબાણને લીધે જ સકારવાદી સુરતીઓ પણ હવે 'શકવું' બોલતા થયેલા;—પણ તે સર્વે સુરતીઓ નહિં. માત્ર સંસ્કૃતનું દબાણ સ્વીકારનારા કૃત્રિમ પક્ષનું અવલમ્બન કરનારા જ; સુરત શહેરમાં સ્વાભાવિક ભાષા બોલનારામાં એ પ્રકાર નહિ જડે. એક સમય હેવો હતો કે તળગુજરાતના કેટલાક લોકો સુરતી ઉચ્ચારને ઊંચા આદર્શરૂપ ગણતા હતા અને દન્ત્ય સકાર તથા ચવર્ગના અક્ષરોનું (અસ્થાને) સંસ્કૃત ઉચ્ચારણ–હેને શોભારૂપ ગણતા હતા. કાલક્રમે સુરતીઓએ જ શકારને બદલે સકારના ઉપયોગને અશિષ્ટ ગણવા માંડયો. અને હવે અસ્થાને પણ શકારને શોભારૂપ ગણવા લાગ્યાછે. એ લોકોમાં 'શકવું' એ ઉચ્ચારણ માટે આ વૃત્તિ જ કાંઇક અંશે જવાબદાર છે.*

'ગુજરાતી' શબ્દમાં પ્રથમ * શ્રુતિનો સ્વર હ્રસ્વ હું લખુંછું હેમાં મ્હારા સિદ્ધાન્તનું હું જ ખંડન કરુંછું એમ ત્હમે કલ્પોછો. પરંતુ, ઉપર બતાવ્યું તેમ, પ્રથમ તો મ્હારો સિદ્ધાન્ત જ ત્હમે ઊંધો સમઝયાછો; અને બીજી વાત એ કે 'ગુજરાતી' શબ્દોમાંનો ઉકાર હ્રસ્વ છે તે પ્રાકૃતમાંથી ગુજરાતીમાં આવતાં પ્રવર્તતા અમુક ઉત્સર્ગાનુસાર જ છે. गुर्जरत्रा (સં.) નું પ્રાકૃત गुज्जरत्ता થઈ, તે પછી 'ગુજરાત' થવામાં, ज ના એકનો લોપ થતાં પૂર્વસ્વર, એક ઉત્સર્ગ પ્રમાણે, દીર્ઘ થવો જોઇયે; પરંતુ એ ઉત્સર્ગને અપવાદરૂપ બીજા ઉત્સર્ગ પ્રમાણે તે પાછો હ્રસ્વ થાયછે, અથવા દીર્ઘ થતો અટકે છે. તે ઉત્સર્ગ એ કેઃ—

---

§ 'શોભવું' સંબન્ધી ત્હમારી શઙ્કાનો ઉત્તર પણ એ જ રીતે મળેછે. 'શોભવું' એ **વસ્તુસ્થિત** ઉચ્ચાર છે; માટે તે તત્સમ. 'સોભવું' એમ બોલાતું હોત તો તે તદ્ભવ થાત. (શિષ્ટવર્ગનો ઉચ્ચાર જોવો એ વાત તો છે જ.)

* 'શકવું'માં શકારના સ્વીકારનું ભ્રમાત્મક કારણ એ છે કે મૂળ સંસ્કૃતમાં શકાર છે; અને 'ચાલતા ઉચ્ચાર અને મૂળ વચ્ચે થોડો ફેર હોય તો મૂળ પ્રમાણે શબ્દ લખવો' એ ઈ. સ. ૧૮૭૧–૭૨ ની સાલના બુકકમિટીના જોડણીના નિયમોમાંના પ્રથમ નિયમનો અયોગ્ય ઉપયોગ કરવામાં આવ્યોછે. (મ્હારા ઈ. સ. ૧૮૮૮ ના "જોડણી" ના નિબન્ધમાં પૃષ્ઠ ૭–૧૧ માં એ નિયમનો ખરો ઉદ્દેશ ઇત્યાદિ ચર્ચ્યુંછે.) આ પ્રકારનો આગ્રહ રાખનારા 'તજવું'ને બદલે 'ત્યજવું' પણ વિના કારણ લખેછે. એ આગ્રહ રાખનારાઓ 'દસ,' 'ભમવું,' 'સુણવું', 'લખવું', 'મળવું', ઇત્યાદિને બદલે 'દશ,' 'ભ્રમવું,' 'શૃણવું', 'લિખવું', 'મિલવું', ઇત્યાદિ હજી નથી લખતા એ સુદૈવ ગણીશું.

એથી વધારે §વર્ણશ્રુતિના શબ્દમાં દીર્ઘ અથવા સ્વરિત શ્રુતિની પૂર્વની શ્રુતિમાંનો સ્વર હ્રસ્વ રહેછે અથવા દીર્ઘ હોય તો હ્રસ્વ બનેછે.

ઉદાહરણ:—

| સંસ્કૃત. | પ્રાકૃત. | ગુજરાતી. |
|---|---|---|
| चित्रकारः | चित्तआरो | ચિતારો. |
| सूत्रधारः | सुत्तहारो | સુતાર. |

ઇત્યાદિ.

તે પ્રમાણે ગુર્જરત્રાનું 'ગુજરાત;'—એ શબ્દમાં 'રા' સ્વરિત તથા દીર્ઘ પણ છે તેથી પ્રથમ શ્રુતિનું ઉ હ્રસ્વ રહ્યું.

આ વિશે ઈ. સ. ૧૮૮૮ ના માર્ચ અને તે પછીના સમયમાં "ગુજરાતી" પત્રમાં ચર્ચા મ્હેં ચલાવી હતી તે વખતે ઉપરના ઉત્સર્ગનું તત્ત્વ જ મ્હેં સ્થૂલરૂપે બતાવ્યું હતું. ત્હમને તે વાતની ખબર ના જ હોય. પરંતુ આ વિષયમાં જે ગુરુ કનેથી ત્હમને બોધ મળ્યો હશે ત્હેનાથી તો એ વાત ભાગ્યે અજાણી હશે. ત્હમે તે ગુરુને પૂછ્યું હોત, તો જરૂર આ ખુલાસો ત્હમને એઓ આપત.

('ગુજર' શબ્દમાં પણ ઉકાર હ્રસ્વ રહેછે; તે વળી સંયોગલોપ અને તત્પૂર્વસ્વર-દીર્ઘત્વના ઉત્સર્ગના અનેક અપવાદોમાંનો એક છે; હેનાં ઉદાહરણ:—

| | | |
|---|---|---|
| व्याख्यानं | वक्खाणं | વખાણ; |
| कर्पूरं | कप्पूरं | કપૂર; |
| उल्लासः | उल्लासो | ઉલાસ; |
| पक्षः | पक्खो | પખું; |

ઈત્યાદિ સંખ્યાબંધ છે. આ વાત પ્રસંગવશાત્ ઉમેરુંછું. 'ગુજરાત' શબ્દ પ્રથમ કહેલા અપવાદોત્સર્ગને બદલે આ ઉત્સર્ગમાં મૂકવો હોય તો પણ મૂકી સકાશે.

'ગુજર' અને 'ગુજરાત' બંનેમાં ઉકાર વસ્તુસ્થિતિમાં હ્રસ્વ ઉચ્ચારાયછે. હેને ઉપર પ્રમાણે ઉત્સર્ગોનો આધાર છે, એ ફરી કહેવું પડશે?)

'વિશે' શબ્દ બાબત મ્હે ખુલાસો અગાઉ એક પ્રસંગે આપ્યોછે;—સં. ૧૯૬૦ ના ભાદ્રપદના 'વસન્ત'માં પૃ. ૩૦૫-૩૦૬ માં જોશો તો મ્હેં સ્વીકારેલા શબ્દનું કારણ સ્પષ્ટ થશે. અહિં પુનરુક્તિ કરવાનું કારણ નથી.

§ વર્ણશ્રુતિ અથવા શ્રુતિ=Syllable.

'પ્રગટ'—આ શબ્દ લોકવ્યવહારમાં બોલાયછે; પ્રકટ—એ તત્સમ રૂપે અરૂઢ શબ્દ વાપરી પાંડિત્યદમ્ભ કરવો અનિષ્ટ લાગેછે; અને *પ્રાકૃતદ્વારા એ શબ્દની વ્યુત્પત્તિ પ્રચલિત રૂપને ટેકો આપેછે;—આ કારણોથી હું સામાન્યવર્ગની સાથે 'પ્રગટ' શબ્દ વાપરુંછું. એ શબ્દ ગુજરાતી છે તે ત્હમે સ્વીકારોછો; તો એ રૂઢ શબ્દ વાપરવામાં દોષ શો?

અવ્યયરૂપ 'સારું' શબ્દમાં હું અનુસ્વાર લખુંછું તે ત્હમને શા માટે અગમ્ય લાગેછે તે સમઝાતું નથી. એ પ્રયોગનો ઇતિહાસ તપાસશો તો બધું સુગમ થશે. "મ્હારે કાજે," "મ્હારે વાસ્તે,"—એ વચનોમાં 'કાજે' તે 'કાજ'નું અને 'વાસ્તે' તે 'વાસ્તો' (= સબબ, કારણ) એ શબ્દનું સપ્તમીનું રૂપ છે. તો "મ્હારે સારું"—એ વચનમાં 'સારું' એ સપ્તમ્યન્ત તો નથી જ એ સ્પષ્ટ. પરંતુ અવ્યયરૂપે છે, તો તે અવ્યય ક્રિયા શબ્દ ઉપરથી અને શી રીતે થયો? વગર મહેનતે જણાશે કે "સારું" એ વિશેષણ ઉપરથી અવ્યયરૂપ થયુંછે. "મ્હારે સારું"=મ્હારા હિતને અર્થે—વિશેષણના રૂપમાં "સારું" માં અનુસ્વાર છે તે તો નિર્વિવાદ છે. તો વિશેષણનો અવ્યય બનતાં અનુસ્વારનો લોપ કરવા માટે કશો પણ આધાર છે ખરો? વિશેષણત્વ કાઢી નાંખવા માટે અનુસ્વારનો લોપ કરાતો હોય (જે હજી સુધી જાણ્યું નથી), તો અનુસ્વાર સાથે ઉકાર પણ કાઢી નાંખી માત્ર પ્રાતિપદિક શબ્દ 'સાર' એમ જ કેમ ના મૂકવો? ખરી વાત એ છે કે—જેમ સંસ્કૃતમાં અકારાન્ત નપુંસક લિઙ્ગના વિશેષણ શબ્દો પ્રથમા એકવચનના રૂપમાં જ અવ્યય તરીકે વપરાયછે, ઉદાહરણઃ—

---

* સિ. હે. ૮-૪-૩૯૬ પ્રમાણે क નો ग થાયછે; અને ૮-૪-૩૯૮ ને આધારે સંયુક્તમાંના અધસ્તન રકારનો લોપ થતો નથી; આ રીતે प्रगट એ અપભ્રંશના રૂપમાંથી જ ગુજરાતીમાં શબ્દ આવ્યોછે. મધ્યકાલીન ગુજરાતીમાં પણ આ શબ્દ જડેછેઃ—

सरवर रूडइ ठाइ नीर भलुं पुण भाव्रनुं ।
प्रगट न पीणउ जाइ चोरि तरस छीपइ नहि ॥

(વ્રજલાલ શાસ્ત્રીકૃત-'ગુજરાતી ભાષાનો ઇતિહાસ'
પૃ. ૪૮ (ઈ. સ. ૧૮૬૬ ની આવૃત્તિ.)

આ સોરઠો હેમણે સં. ૧૫૫૧ માં લખાયલા એક પુસ્તકમાંથી ઉતારી બતાવ્યોછે. હેમણે આ અપભ્રંશ ભાષા કહીછે; પરંતુ સંવત્ ૧૪૫૦ માં રચાયલા 'મુગ્ધાવબોધ ઔક્તિક'માંની ભાષાને એ પોતે જ ગુજરાતી ભાષા કહેછે. મધ્યકાલીન ગુજરાતી વિક્રમ સંવત્‌ના પંદરમા શતક અને તે પછીની ભાષાને ગણવામાં બાધ નથી. (રા. કેશવલાલ ધ્રુવનું બીજી પરિષદ્‌ના પ્રમુખપદથી આપેલું વ્યાખ્યાન, પૃ. ૩ જુવો. મધ્યકાલીન ગુજરાતીને જૂની ગુજરાતી કહેવી કે કેમ તે પ્રશ્ન ચર્ચવાનું આ સ્થળ નથી.)

પ્રેમાનન્દે પણ એ શબ્દ વાપર્યોછેઃ—

'બોલું એમ પ્રગટે પરપુરુષ નિકટે"

("નળાખ્યાન," કડવું ૫૯.)

मन्दं मन्दं नुदति पवनः—ઇત્યાદિ, તેમ ગુજરાતીમાં પણ પ્રકાર પ્રવર્તેછે; અને તે આધારે અહિં પણ 'સારું' એ રૂપ અવ્યય તરીકે વપરાયછે. એક બે ઉદાહરણ ગુજરાતી ભાષાનાં આપ્યાથી પ્રકાશ પડશેઃ—

(૧) **આડું** ના જો; (૨) **સમું** જો; (૩) મ્હારા **સ્હામું** જોઈને બોલો. ઇત્યાદિ.

રા. કેશવલાલ ધ્રુવ પણ અવ્યયરૂપમાં અનુસ્વાર હોવે પ્રસંગે મૂકેછેઃ—

"સ્પષ્ટતા **સારું** એકના બે છંદ પણ કરવા પડ્યાછે."

('ગીતગોવિન્દ' ના ભાષાન્તરની આવૃત્તિ ૧ લીની પ્રસ્તાવના પૃ. ૨૩, પં-૧.)

ટેલરકૃત વ્યાકરણમાં 'સારૂ' એમ અનુસ્વારરહિત શબ્દ આપ્યોછે. પરતુ એ ભૂલભરેલો પ્રયોગ છે તે ઉપરની ચર્ચાથી જણાશે.

છેવટે જોડણીને લગતા નહિં હેવા બે પ્રશ્નો ત્હમે છેડ્યા છે, ત્હેની અપ્રાસંગિકતા છતાં ઉત્તર આપુંછું. કેમકે એ અપ્રાસંગિકતા ત્હમારી છે, મ્હારી નથી.

હ્રસ્વ રુકાર માટે 'રુ' એ રૂપ તે અક્ષરના સ્વરૂપનો (લિપિનો) પ્રશ્ન છે. ત્હેમાં 'જોડણી'નાં કોઇ તત્ત્વને સંબન્ધ જ નથી. સંસ્કૃત શબ્દોમાં સંસ્કૃત લિપિમાં रु એ રૂપ, અને ગુજરાતી શબ્દોમાં રુ એ રૂપ;—આમ વ્યવસ્થા મ્હેં રાખીછે. ત્હમારી દૃષ્ટિયે એ સ્વચ્છન્દ લાગે તો ક્ષમા કરશો. રુ જોઈને કોઇને ભ્રમ થતો નથી અને અણગમો પણ થતો હોય તો દિલગીર છું. એ રૂપમાં इदं तृतीयम् કર્યું નથી. હ્રસ્વવયડું ુ આ રૂપનું ગુજરાતી લિપિમાં (અને સંસ્કૃત લિપિમાં પણ) પ્રચરિત જ છે. ત્હેનો જ મ્હેં ઉપયોગ કર્યોછે. ર ની એક અથવા બીજી બાજૂએ અથવા નીચે કાંઇ નવું જ ચિહ્ન ૦ કે × કે □ કે હેવું યોજ્યું હોત તો इदं तृतीयम्નો દોષ વાજબી રીતે દેવાત.

'માન્યતા'—શબ્દ beliefના અર્થમાં હું વાપરુંછું તેથી ત્હમે મ્હારી "પ્રૌઢ વિદ્વત્તા"ને લાઞ્છન લાગ્યું ગણોછો. (પ્રૌઢ વિદ્વત્તાનો દાવો હું કદી કરતો જ નથી. હું તો અભ્યાસી છું ને અભ્યાસી રહીશ.)

આ પ્રશ્ન કેવળ અપ્રાસંગિક રીતે ત્હમે દાખલ કર્યોછે, તે આપણા જૂના શાસ્ત્રીવર્ગની વાદવિવાદની પદ્ધતિનું સ્મરણ કરાવેછે. છતાં બે બોલ ખુલાસાના કહુંછું. Beliefના અર્થમાં "માન્યતા" શબ્દ બહુ સુશ્લિષ્ટ લાગવાથી, અને બીજો શબ્દ હેવો સુઘટિત ન મળવાથી, એ શબ્દ મ્હેં થોડા માસ ઉપર જ સ્વીકાર્યોછે. (પ્રથમ મ્હને પણ એ શબ્દ ગમ્યો ન્હોતો). રૂબરૂ મુલાકાતમાં આ બધો ખુલાસો ત્હમને મ્હેં કર્યો હતો.* "માન્યતા" શબ્દની શુદ્ધિ

---

* मकरन्द तुन्दिलानाम्—ઇત્યાદિ વાળું તુન્દિલ ઉદાહરણ ત્હમે આપ્યુંછે. ત્હેને બદલે मान्यान् मानय विद्विषोऽप्यनुनय ઇત્યાદિવાળું આપ્યું હોત તો ત્હમારો હેતુ બેવડો સિદ્ધ થાત.

અશુદ્ધિ વિશે ગુજરાત કૉલેજના સંસ્કૃતના પ્રોફેસરે એક ન્હાની નોંધ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા મ્હારી આગળ જણાવીછે; અને એઓ લખશે તે સમર્થ રીતે અને સપ્રમાણ લખશે;-તેથી હું અપંડિતને યોગ્ય મૌનનો જ આશ્રય કરૂંછું.

વાંદરા,
તા. ૧૪-૧૨-૧૯૧૧.

લિ. શુભેચ્છક
**નરસિંહરાવ ભોળાનાથના**
યથાયોગ્ય.

---

**** રા. નરસિંહરાવ આ પત્રમાં અમારા ઉપર બે ફરજ નાંખે છેઃ (૧) એક તો રા. સાકરલાલના એક પત્ર નીચે તન્ત્રી તરીકે અમે નોંધ કરેલી તે પૂંઠા ઉપરના ડૉ. જૉન્સનમાંથી લીધેલા ઊતારા સાથે અસંગત હોઈ, એ બેમાંથી અમને વસ્તુતઃ શું ગ્રાહ્ય છે એ જણાવવું; અને (૨) બીજું, 'માન્યતા' શબ્દની શુદ્ધિ–અશુદ્ધિ વિષે ટિપ્પણ કરવું.

૧. અમારી પોતાની નોંધ જ અમને ગ્રાહ્ય છે. ગૂજરાતી અને અંગ્રેજી ભાષાની જોડણી વચ્ચે જે તાત્વિક ભેદ છે એનું વિસ્મરણ કર્યા વગર—ડૉ. જૉન્સનનાં વચનો વિચારવા જેવાં છે અને તેથી જ તે પૂંઠા ઉપર ઊતાર્યાં છે. પૂંઠા ઉપર દર મહિને જે ઊતારા મૂકવામાં આવે છે એ મનન કરવા જેવા—અસાધારણ શબ્દ કે અર્થના સત્વશાળી—હોવાથી જ પસંદ કરવામાં આવે છે. એમાં પ્રતિપાદન થતી વસ્તુ અમને સર્વથા ગ્રાહ્ય હોવાથી કે બહુધા પણ ગ્રાહ્ય હોવાથી ઊતારાય છે એમ નથી. આવી ભ્રાન્તિ થવાનો સંભવ અમે ધાર્યો ન હતો.

૨. ઇન્દ્ર અને દુષ્યન્તના સમયથી—અન્યને માન અપાવવાનો મહાન પુરુષોનો સ્વભાવ સુપ્રસિદ્ધ છે. બાકી 'માન્યતા' શબ્દ અશુદ્ધ નથી એ બતાવવું રા. નરસિંહરાવને દુર્ઘટ ન હતું. રા. સાકરલાલે 'માન્યતા' શબ્દના પ્રયોગ સામે લીધેલા વાંધાનો ઉત્તર બે રીતે આપી શકાય. (૧) એક તો આપણા જૂના સંસ્કૃત ટીકાકારોની રીતિએ—એટલે કે, मानं प्रमाणं तत्र साधुरिति मान्यः तस्य भावः मान्यता—એમ 'मन्'–'मान्' ધાતુને બદલે જુદા જ 'मा' ધાતુ ઉપરથી એ શબ્દને સિદ્ધ કરીને. 'मा' ધાતુ ઉપરથી થએલો 'માન' શબ્દ સંસ્કૃતમાં 'प्रमाण' ના અર્થમાં વપરાય છે; અને જે 'માન' માં—'પ્રમાણમાં' માં—સારૂં તે 'માન્ય'–અર્થાત્ યથાર્થ તરીકે ગ્રહણ કરવા યોગ્ય, અથવા તો યથાર્થ જ્ઞાન ઉત્પન્ન કરવામાં અનુકૂલ થાય તેવું. પોતાનું માનવું પોતે આ જાતનું માને છે તેથી તે 'માન્યતા' કહેવાયછે. (૨) બીજી રીતે ઉત્તર આપીએ તો 'मान्यता' શબ્દ 'मान्-पूजायाम्' ધાતુ ઉપરથી થયો છે. 'માન્ય'–એટલે પૂજ્ય; એ મૂળ અર્થ; અને તે ઉપરથી ફલિત અર્થ, માનવા યોગ્ય તે—કારણ કે જે પૂજ્ય હોય તે માનવા યોગ્ય હોય. (૩) પરંતુ આ કરતાં પણ વધારે વાસ્તવિક ખુલાસો એ છે કે 'मान्यता' શબ્દ મૂળ 'मन्' ધાતુ ઉપરથી જ થયો છે. અને ધાતુપાઠમાં જે 'मान्' ધાતુ 'मन्' ધાતુથી જુદો ગણીને આપ્યો છે તે વસ્તુતઃ 'मन्' ધાતુ ઉપરથી ઊપજેલો ધાતુ છે. ધાતુપાઠમાં

જે ધાતુઓ આપ્યા છે તેનો શાસ્ત્રીય રીતિએ વિચાર કરીએ તો એ સર્વને પૃથક્ પૃથક્-સ્વતન્ત્ર-ન ગણતાં એમનાં બે વર્ગ પાડવા જોઇએ, અને તેમાંના કેટલાકને મૂળ ( primary ) ધાતુ તરીકે અને કેટલાકને ઊપજેલા ( secondary ) ધાતુ તરીકે ગણવા જોઇએ. ઉદા૦ 'वस्'-to shine (મૂળ), 'उष्'-to burn (ઊપજેલો)—અને ઉપરથી 'उषस्'=Eôs-Dawn. આ પાણિનિની પાર વિચાર લઈ જવાની રીત અત્યારે અનેક પ્રસંગે ગ્રહણ કરવી જ પડે છેઃ ઉદા૦ હવે 'दम्पती' ને जाया અને पतिના દ્વન્દ્વ તરીકે કોઈ નહિ જ માને—' दमः ' ના એ પતિ ( पती ) રૂપે જ એને લેશે; તેમ 'मा' (નિષેધાર્થક)ના યોગમાં Aoristનો अ લોપ પામે છે એમ કહેવા કરતાં મૂળ વેદમાં अरहित જે ' subjunctive mood ' હતો તેનું જ આ રૂપ, નાશ ન પામતાં, કાયમ રહી ગયું છે એમ કહેવું તે વધારે વસ્તુસ્થિતિને યોગ્ય ગણાશે. આ ઉપરથી દર્શાવવાનું તાત્પર્ય એ કે—જે ' પૂજ્ય ' તે ' માનવા યોગ્ય ' એમ નહિ, પણ જે ' માનવા યોગ્ય ' તે ' પૂજ્ય ': અર્થાત્, ' मान्य ' શબ્દનો ' પૂજ્ય ' એવો અર્થ થતા પહેલાં ' માનવા યોગ્ય ' એવો અર્થ હોવો જોઇએ; અને જે ' માનવા યોગ્ય ' તે ' પૂજ્ય ' એમ મૂળ અર્થમાંથી રૂઢ અર્થ ઊપજેલો હોવો જોઇએ. અને એ મૂળ અર્થ ગૂજરાતીમાં નજરે પડે છે. ( આવા સંસ્કૃત અને ગૂજરાતી વચ્ચે આવી મંડૂકપ્લુતિનાં ઘણાં ઉદાહરણો છે. ) હું નથી ધારતો કે ' માનવું ' શબ્દ ગૂજરાતીમાં ' to believe ' ના અર્થમાં વપરાય છે અને ' માનતા ' શબ્દ ' belief ' ના અર્થમાં વપરાય છે તે વિષે કોઈ પણ ના પાડી શકે; તો હવે પ્રશ્ન એટલો જ રહ્યો કે ' માનતા 'ને ' માન્યતા ' એવું સંસ્કૃત રૂપ આપવામાં બાધ છે ? જેમને મતે 'પ્રમાણિક' છોકરાને ' પ્રામાણિક ' છોકરો કહેવામાં બાધ ન હોય, બલ્કે એમ કહેવું જરૂરનું ગણાતું હોય, તેમણે તો આ ' માન્યતા ' શબ્દ સ્વીકારવો જ જોઇએ.

તન્ત્રી.

---

# ગ્રન્થાવલોકન.

" રાજરાજેન્દ્રને "* આ નામનું એક અસાધારણ પ્રતિભાના પ્રભાવથી ભરેલું સચિત્ર કાવ્ય અમારી પાસે રા. રા. હાજી મહમ્મદ અલ્લા રખિયા શિવજી. ભાવજી ગોવિન્દજી શેઠ-એઓ તરફથી અભિપ્રાય માટે આવ્યું છે. કાવ્યના કર્તા ગૂજરાતને અજાણ્યા નથી. સૌને વિદિત છે કે અર્થ કરતાં શબ્દને, આત્માના રૂપ કરતાં પગનાં ઝાંઝરને અધિક પૂજનાર સહૃદય (?) તા સામે બંડ ઉઠાવવાના યત્નથી રા. ન્હાનાલાલે ગૂજરાતી સાહિત્યમાં એક નવો ઝંડો લઇને ધસારો કર્યો હતો. એ વાતને ઘણાં વર્ષો થયાં. કાળક્રમે રા. ન્હાના-

* એક કાવ્ય કર્તા રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ.

લાલની કવિતાને હસી કાઢનારા ટીકાકારો એમની કવિતાની પ્રતિભાશક્તિને ઓળખતા થયા, માન આપતા થયા. રા. ન્હાનાલાલની કવિતાનેÎ પણ સમજણ પડી કે પોતાની અન્ય બ્હેનો માપસર પાદવિન્યાસ કરે છે તે કૃત્રિમ બાયલાપણાથી નહિ, પણ માત્ર એ સુન્દરતાનો સ્વાભાવિક આવિર્ભાવ છે, અને એનો ભંગ તે સુન્દરતાનો ભંગ છે તેથી જ. ગમે તેમ હો પણ એમની કવિતાનાં આચરણ ઉપરથી કાવ્ય અવલોકવામાં કવિતા અને માપના સંબન્ધની ચર્ચામાં ઉતરવું પડે એમ નથી. રા. ન્હાનાલાલે આ કાવ્યમાં સંસ્કૃત વૃત્તબન્ધ સ્વીકાર્યા છે, અને એની પસંદગી પણ બહુ રુચિકર રીતે કરી છે.

આ કાવ્ય અંગ્રેજી એક જાતની 'Ode'ના આકારનું—અમુક ખંડમાં વ્હેંચાએલું છે. ખંડ દસ છે. (૧) ઉદ્બોધન; (૨) સત્કાર; (૩) આર્યભૂમિ; (૪) હસ્તિનાપુર; (૫) મહારાજ્ય; (૬) કુશલ વાર્તા; (૭) અભિલાષ; (૮) ઇતિહાસના માર્ગ; (૯) આશીર્વાદ; (૧૦) કલ્યાણમન્ત્રો.

'सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः'

એ ઉપનિષદ્‌ના વાક્યથી અતીવ પ્રસંગોચિત મંગલાચરણ કરીને उद्बोधनं (ખંડ પહેલો) કર્યું છે. આરંભના ખંડો જરા નબળા છે. આ ખંડના વૃત્તમાં કોઇ સ્થળે યતિભંગ કાને પડે છે અને એક સ્થળે 'ધમ્મપાદ' એવો અશુદ્ધ શબ્દ પણ પ્રયોજાયો છે. એને બદલે 'ધર્મચક્રપરિવર્તનસૂત્ર'ને ટૂંકાવી 'ધર્મચક્ર' એવું પદ મૂક્યું હોત તો સકલ દુઃખ શમાવનાર શાન્તિપ્રવર્તક રાજ્યચક્રપરિવર્તનનો ધ્વનિ પણ નીકળત. વળી બૌદ્ધો કરતાં જૈનોને લઇ 'અંગ સુત્ત'ને કે એવું જ કોઈ બીજું પદ યોજ્યું હોત, તો એ પસંદગી આપણા પ્રાન્તના કાવ્ય માટે વધારે ઉચિત ગણાત.

**બીજો** ખંડ—सत्कारः એ પણ પહેલાંના જેવો જ ટૂંકો છે. સામાન્ય રીતે રા. ન્હાનાલાલની વાણી એમના પિતાના જેવી સરળ નથી. પણ આ ખંડમાંની

"એકાદશી દેવતિથિ ગણાય,
તે દિન આવ્યા અમ ઘેર રાય;
રાજેન્દ્ર ! તો માનવું છે પ્રજાનું
આજે ઉગ્યો છે અમ ભાગ્યભાનુ,"

એ પંક્તિઓની મનોહર સરળતા કવિ દલપતરામનું સ્મરણ કરાવે છે. સાથે સાથે જ રા. ન્હાનાલાલની રસિક ભાવનિર્ઝર શૈલી પણ

"પધારો સુખની લ્હેરે, મોંઘાં મ્હેમાન ! આ સમે
અધૂરાં ગોરસો, તો યે દેશું પંચામૃતો અમે."

Î અમે 'રા. ન્હાનાલાલ'ને ન કહેતાં એમની 'કવિતા' કહીએ છીએ કારણ કે રા. ન્હાનાલાલના સિદ્ધાન્તમાં કાંઈ ફેરફાર થયો છે કે કેમ તેની અમને ખબર નથી.

એ પંક્તિઓમાં નજરે પડે છે.

કવિ ન્હાનાલાલની પ્રતિભાશક્તિ જે પહેલા બે ખંડમાં કાંઇક ઔચિત્યપુરઃસર જ મન્દ હતી તે **ત્રીજા ખંડથી** ( આર્યભૂમિ ) એકદમ સતેજ થાય છે—એકાએક 'રૉકેટ'ની માફક આકાશમાં ઊડે છે. અણઘડયા તેજસ્વી હીરાના કકડા–હીરાકણીઓ નહિ પણ હીરાના કકડા–સમાન શબ્દો એ કવિ ન્હાનાલાલની શૈલીનું ખાસ લક્ષણ છે—જેવડે, રૉકેટ ફૂટતાં આકાશ તેજના તારાઓથી છવાય તેમ, આ ખંડ છવાએલો છે. વળી એ પ્રતિભા તે પ્રેક્ષકની આંખને આંજી નાંખનારી પણ કર્તાના હૃદય સાથે જેને લેવા દેવા નહિ એવી જાદુગરની કૃતિ નથી; રા. ન્હાનાલાલની ઊંડી સ્વદેશભક્તિમાંથી એ પ્રતિભાનો જન્મ છે, અને એ પ્રતિભા અને એ સ્વદેશભક્તિ એક બીજાને શોભાવે છે.

> પૃથ્વિજૂની લોકસંસ્થા, પૃથ્વિજૂનાય ધર્મનાં
> પૃથ્વિજૂનાં જ ખંડેરો, નિહાળો આમ રાજ ! આ.
>
> ... ... ... ...
>
> સંસારના શાસ્ત્ર તણા પ્રયોગ,
> આશ્ચર્યવન્તા ઇતિહાસયોગ,
> આત્માનું ને સ્થૂલનું વિરચ્યું જે;
> અદ્‌ભુત સૌ અહિં ભર્યું પ્રભુએ.
>
> ... ... ... ...
>
> છૂટી છૂટી પ્રજાના સરવર વિલસે લક્ષ્મી ખંડે યૂરોપે,
> ત્હેના પશ્ચિમ ખંડે ઝરણજલ વહી વાડી ત્ય્હાં એક રોપે,
> ન્હાળો આ ધર્મખંડે દિશદિશ મહીંથી મેઘનાં સૈન્ય આવે,
> ને વાધે માનવીનો કંઈ યુગયુગથી આ મહાસિન્ધુ ભાવે.

અત્રે 'પૃથ્વિજૂની'—એ સમસ્ત પદને તોડીને એનું તાત્પર્ય અન્ય કોઈ શબ્દોથી આટલું સબળ રીતે બતાવી શકાય એમ નથી; તેમ એ પદની ત્રિવાર ઉક્તિ આ આર્યભૂમિની પ્રાચીનતાને એનાં અંગેઅંગમાં ભવ્ય રીતે વ્યાપેલી દર્શાવે છે. વળી એ ભૂમિના પ્રાચીન અને અર્વાચીન જનસમાજની ઘટનામાં સંસારશાસ્ત્રના જે વિધવિધ પ્રયોગો થયા છે અને થાય છે તેની નોંધ લેવામાં પણ કવિએ આ આર્યભૂમિની એક ખાસ ખૂબી ઓળખી લીધી છે. અને યૂરોપ અને હિન્દને લગાડેલાં 'લક્ષ્મીખંડ' અને 'ધર્મખંડ' પદ પણ થોડામાં બહુ અર્થ સૂચવી દે છે. અમેરિકા માટે એવું જ ત્રીજું એકાદ પદ ન યોજતાં 'પશ્ચિમ ખંડ' કહેવામાં કવિએ ઠીક સંયમ સાચવ્યો છે–નહિ તો યૂરોપ અને હિન્દ જેનો સંબન્ધ આ કાવ્યમાં વર્ણવવો છે તેની સમાન કક્ષામાં અમેરિકા વર્ણનવિષય થઈ જાત.

ચોથાખંડ—(હસ્તિનાપુર)માં દિલ્હીનું ગૌરવ કર્યું છે.

" છે વેદ રાજન્ ! અમ ધર્મરત્ન,
અને મહાભારત કાવ્યરત્ન;
ને જ્ઞાનરત્નો ઉપનિષદો છે,
દિલ્હી રૂડું રાજવીરત્ન તો છે."

દીપકાલંકારની આ પંક્તિઓમાં રત્નોની કલ્પના ઠીક છે-પરંતુ મહાભારત અને ઉપનિષદ્‌નું પૌર્વાપર્ય ઉલટાવેલું શોભતું નથી. તેમ દિલ્હીને 'રાજધાનીરત્ન' ન કહેતાં 'રાજવીરત્ન' કહેવામાં શું તાત્પર્ય છે એ કળાતું નથી. દિલ્હીની પ્રાચીનતા અને હિન્દુ-મુસલમાનનો એ શહેર સાથેનો સંબન્ધ નીચેની પંક્તિઓમાં ઠીક બતાવ્યાં છેઃ—

મંડાયાં ગ્રીસ કે રોમ, આજનાં કો મહાપુર,
તે પહેલાં કાલને ખોળે મંડાયું હસ્તિનાપુર,
સુહાવ્યું સિંહાસન તે યુધિષ્ઠિરે;
અને સુહાવ્યું ઉમદા અકબ્બરે;
ઇસ્લામ ને હિન્દુ જ એમ જોડલે
પુણ્યાક્ષરોથી ઇતિહાસમાં ખલે."

'ખલે' શબ્દ અમને જરા ગ્રામ્ય લાગે છે. અમે 'ખિલે' શબ્દ વાપરીએ છીએ તેથી કદાચ હશે.

દિલ્હી (હસ્તિનાપુર)ની ચતુર્દિશ સીમા આલેખવામાં ઉદાત્તાલંકારનો ઉપયોગ બહુ પ્રસંગોચિત રીતે કર્યો છેઃ

" ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર વિસ્તરે રાજ ઉત્તરે;
દક્ષિણે કૃષ્ણનાં દીપે ગોકુલ મથુરાં ખરેઃ
પૂર્વે અયોધ્યા રઘુરાય કેરું,
ચિતોડ છે પશ્ચિમમાં અનેરું
દિલ્હી તણાં ચોદિશ એ પડોશી,
પૂછી જુના મન્ત્ર નવા ઘડોજી."

આ ઉદાત્તાલંકારની કમાનો ઉપર લખેલા અક્ષરો વાંચતાં જ કલ્પનાશક્તિ જાગૃત થઇને મહાભારત અને ભાગવત રામાયણ અને પ્રતાપકાવ્યના અસંખ્ય રમ્ય અને ભવ્ય વૃત્તાન્તો નેત્ર આગળ સ્ફુરે છે.

આ ખંડના અન્તિમ શ્લોકમાં કવિએ પૂર્વ અને પશ્ચિમના ઇતિહાસનો બોધ સમાવ્યો છેઃ

" ગ્રીસે સૌન્દર્યને પૂજ્યું,
રોમે પૂજ્યો વિલાસને;

એક પૂજ્ય પ્રભુ છે તે,
પૂજજો રાજ્ય મન્દિરે."

આ પંક્તિઓનું તાત્પર્ય અમારાથી બરાબર સમજાયું નથી. ગ્રીસે સૌન્દર્યને પૂજ્યું, અને રોમે વિલાસને પૂજ્યો, તેથી એ બે રાજ્યોનો નાશ થયો એમ વિવક્ષિત છે? કે ગ્રીસ અને રોમના સુધારાનાં વિશિષ્ટ સ્વરૂપો જ અત્રે આંકવાનો યત્ન છે? સૌન્દર્યની પૂજાથી ગ્રીસનો નાશ થયો એમ ભાગ્યે જ કહી શકાશે; તેમ વિલાસ એ રોમના સુધારાનું વિશિષ્ટ સ્વરૂપ હતું એમ પણ કહેવાતું નથી. જે અર્થમાં સૌન્દર્યની પૂજા એ ગ્રીક સુધારાનું લક્ષણ હતું, એ અર્થમાં વિલાસ નહિ પણ સંયમ એ રોમન સુધારાનું લક્ષણ હતું. અને જો વિલાસને પરિણામે રોમ જંગલી પ્રજાઓના હલ્લા સ્હામે ટક્કર ઝીલવાને અસમર્થ નીવડ્યું, તો ગ્રીસ સૌન્દર્યની પૂજાથી નહિ પણ પ્રતિવ્યક્તિના સ્વતન્ત્ર્યની ભાવનાથી છિન્નભિન્ન થઈ ગયું—એમ ઇતિહાસ કહે છે. કાવ્યપરીક્ષામાં ઐતિહાસિક તથ્યાતથ્યતાના વિચારને અવકાશ હોય તો આવે સ્થળે જ્યાં—ઇતિહાસનું સત્ય જ કાવ્યના રસને પોષક થાય છે—ત્યાં તે છે.

ચોથા ખંડમાં ખીલેલી પ્રતિભાશક્તિ પાંચમા ખંડ ('મહારાજ્ય') માં પૂર્ણ રીતે ફાલે છે. આ ખંડ આખા કાવ્યનું મધ્ય સ્થાન છે, અને તેથી એમાં પ્રતિભાશક્તિ પૂર્ણ યૌવનમદથી મહાલે એ ઉચિત છે. નીચેની પંક્તિઓ કરતાં સામ્રાજ્યભાવના, અને એને અંગે ઉત્પન્ન થતી કર્તવ્યભાવના—કોઈ ગૂજરાતી ગદ્ય કે પદ્યમાં વધારે દીપ્તિથી પ્રકટ થએલી જોઈ છે?

"સૂર્યના સૂર્યમાલાના ધર્મો એક નથી કદા;
રાજ્ય સામ્રાજ્યના ધર્મો ભિન્ન ભિન્ન જ છે સદા.
સામ્રાજ્યના રાજ! અનેક અંગો,
સૌના ગુણોના નવલા જ રંગો;

સામ્રાજ્ય રાજન્! નથી એકતામાં,
સામ્રાજ્ય તો ઐક્ય જ ભિન્નતામાં."
સ્નેહ સત્યે ન્યાય સંપે, આધારે એકમેકને
ખીલવો, દેહ અંગો શાં, સૌ મહારાજ્ય અંગને."

પછી બ્રિટિશ સામ્રાજ્ય કેવું નથી અને કેવું છે—એ સમજાવવા જતાં કવિ—

"રાજન્! મહારાજ્ય બ્રિટીશ કેરૂં
ન, રોમશું રાજ્યસભાનું એકઃ
ગૂંથાયું સામ્રાજ્ય જ આ વડેરૂં,
ડેલોસ પેઠે દ્વિપથી અનેક."

એમ રોમ અને ગ્રીસના ઇતિહાસનો સરખાવટ માટે ઉપયોગ કરે છે. પણ તેમાં બ્રિટિશ સામ્રાજ્યનાં અંગોને ડેલોસના દ્વીપો સાથે સરખાવતાં ઉપમેયમાં ન્યૂનતા પ્રતીત થઈ—કવિપ્રતિભાની પાંખો એકદમ સંકેલાઈ જાય છે, અને એને પાછું એકાએક ઉડ્ડયન કરવું વિષમ

પડે છે. પૂર્વોક્ત નિર્બળ પંક્તિઓ કાવ્યમાંથી લોપી દઈ—" સ્નેહ સત્યે " આદિ શ્લોકની પછી તુરત નીચેનો શ્લોક મૂકીને વાંચોઃ

> " ગૂંથી ગૂંથી ગ્રહો વ્યોમે દીપે છે સૂર્યમાલિકા;
> સૂર્યમાલા ઘણી ગૂંથી ઘૂમે એક વિરાટ આ. "

ખરેખર—ભવ્યતાના ગગનમાં કવિપ્રતિભા ભાગ્યે જ આ કરતાં વધારે ઊંચે જઈ શકે. અસંખ્ય ગ્રહો ગૂંથાય ત્યારે એક સૂર્યમાળા-બલ્કે સૂર્યમાલિકા-એક ન્હાની સૂર્યમાળા બને; અને એવી ઘણી સૂર્યમાળા એકઠી ગૂંથાઇને ઘૂમે ત્યારે એક વિરાટ્ બને. આ વિરાટ્માં અનેક વ્યક્તિમાં એક અવ્યક્ત પ્રકટ થાય છે.

> " રાજેન્દ્ર ! વ્યક્તિત્વ મંહી અનેક
> અવ્યક્ત વ્યાપે સઘળે જ એકઃ
> સંસારનું, રાજ્યનું, ધર્મકેરૂં,
> બ્રહ્માંડનું સૂત્ર જ એ વડેરૂં. "

ભવ્યતાનું સ્વરૂપ એક તો દૈશિક કે કાલિક વિશાળતાથી બને છે. પણ એ જાતની ભવ્યતા કરતાં પણ ઉચ્ચતર ભવ્યતા વિશ્વવ્યાપક પ્રેમમાં પ્રકટ થાય છે. કવિ વિરાટની ભવ્યતાથી પણ અધિક વધી—

> " જામ્યો છે એ મહારાસ, વાગે વેણુ સનાતન;
> સુણે છે બ્રહ્માણીનાં તે, રમે તેમાં હરિજન. "

એમ બ્રહ્મરસની ભવ્યતા અનુભવે છેઃ અને એ અનુભવમાંને અનુભવમાં આપણને લીન રાખી—**ખંડ છઠ્ઠાની** કુશલવાર્તા પૂછવી શરૂ કરે છે. એમાં પણ પૂર્વોક્ત વિરાટની ઉપમા ફરી વાપરીને કવિ કહે છે—

> " સૂર્ય ને ચન્દ્ર બે નેત્રો જેવાં મહા વિરાટનાં
> રાજા અને પ્રજા એવાં નેત્રો બે રાજ્યદેહનાં "

અને પછી રાજ્યશાસ્ત્રનું એ જ પ્રસિદ્ધ સત્ય, બીજી પ્રસિદ્ધ ઉપમા વડે, પણ સાદી અને અસરકારક વાણીમાં, કવિ ઉચ્ચારે છેઃ

> " રાજા પ્રજાના ઉરમેળ જ્યહાં હશે,
> સંવાદી વીણા ગીત ગેલી ગૂંજશે;
> જો એક કંપે અનુકમ્પ ના થશે,
> તો રાજ્યવીણા બસુરી જ બોલશે. "

પછી **ખંડ સાતમામાં** (**અભિલાષ**) માં આર્ય મહાજનોને રાજેન્દ્રને ઓળખાવતાં કવિ કહે છેઃ—

"પાસે રાજેન્દ્ર ! ઊભા છે અમારા આ મહાજનોઃ
પરીક્ષી એમના ભાવો આત્માનાં અમી વર્ષજો."

અને પછી બહુ સબળ દલીલ વાપરીને પૂછે છે

"રાજન્ ! નથી એમ નથી બધા યે
પ્રજાસમૂહો મંહી બ્રહ્મરાક્ષસોઃ
જોશું જ શું ડાઘ જ સૂર્યના એ ?
કે ભાળશું ભૂપતિ બ્રહ્મવર્ચસો ?"

અને પછી પૂર્ણ આત્મમાનથી—પૂર્વ અને પશ્ચિમનો સંબન્ધ યોગ્ય રીતે સમજીને—કવિ રાજેન્દ્રને વીનવે છે કે—

"પૂર્વ પશ્ચિમના યોગ પ્રભુનિર્મલ આ કંઈઃ
પોષજો એહને, રાજન્! સદ્‌ગુણોને લઈ દઈ.
એ યોગના યોગીજનો અમે, ને
રાજેન્દ્ર છો આપ, કરો સહુનેઃ
રખે ભવિષ્યે ઇતિહાસ ભાખે,
ખોયો મહા યોગ જ આ અલેખે.
પૂર્વ પશ્ચિમ બે પાંખો છે રાજેન્દ્ર ! નૃલોકની
પરસ્પરને આધારે ઉડે છે પૃથ્વિપંખિણી."

રા. કવિના આ કાવ્યમાં અમને બે તત્ત્વો ઘણાં જ ગમે છેઃ એક તો એમની પૂર્વ અને પશ્ચિમના સંબન્ધની સાચી અને આત્મમાનભરી સમજણ; અને બીજું એ સમજણને અનુરૂપ એવી ભવ્ય પ્રતિભા તથા ગંભીર વાણી.

**આઠમા ખંડમાં**—કવિ 'ઇતિહાસના માર્ગ' પરત્વે દૃષ્ટાન્ત દલીલો સાથે નીચે પ્રમાણે સિદ્ધાન્ત બાંધે છે—

"બેઠી હેગ વિશે મનુષ્યકુલની ચોખંડ ન્યાયાધિશી,
જાગી એક અમેરિકા મંહી સભા સૌ લોકના ઐક્યની;
કીધા કોલકરાર પંચ નીમવા, સંગ્રામ ખોટા ગણી,
દોરે છે ઇતિહાસની પગથી સૌ રાજેન્દ્ર શાન્તિ ભણી."

અત્રે બે દૃષ્ટાન્તોમાંના બીજાનો, બીજી અને ત્રીજી લીટીમાં શિથિલ વિસ્તાર—એ દલીલની અસરને નિર્બળ કરે છે. પ્રત્યેક લીટીમાં એક એક દૃષ્ટાન્ત સમાવ્યું હોત તો કલાવિધાન વધારે સારૂં થયું ગણાત.

છેવટે 'આશીર્વાદ' નામના **નવમા ખંડમાં** કવિ પ્રતિભાપાંખો સંકેલી ભોંય ઊતરે છે—અને **દશમા ખંડમાં** ચારે વેદના 'कल्याणमन्त्रो'નો ઉચ્ચારીને વદાય થાય છે.

આ કાવ્ય સર્વથા નિર્દોષ નથી. કવિપ્રતિભા કોઈક વખત ઉચિત રીતે તો કોઈક વખતે નિર્બળતાથી મન્દ પડે છે. "વડેરૂં" જેવા કેટલાક શબ્દોની અરુચિકર પુનરુક્તિ 'કથિતપદ દોષ' ઉત્પન્ન કરે છે.

જો એક તરફથી

"દોરે છે ઇતિહાસની પગથી સૌ રાજેન્દ્ર ! શાન્તિ ભણી"

આ અને

"શાન્તિના પન્થના પન્થી તેઓ જ પ્રભુપન્થી છે"

—જેવી પંક્તિઓનો મનોહર પ્રસાદ એ પંક્તિઓને ચિરંજીવી આયુષ્ય અર્પે છે, તો બીજી તરફ સ્થળે સ્થળે કાવ્યમાં નજરે પડતું બોધનું પ્રાધાન્ય પ્રતિભાની ઝલકને ઝાંખી પાડે છે. અને એ કરતાં પણ આગળ જઈ જ્યારે કવિ—

"ઉંચેથી જેટલે આવે
પાણી પ્રજાભક્તિ તણું નૃપાલનાં,
ફુવારા તેટલા ઉંચા
ઉડે પ્રજાની નૃપ ! રાજભક્તિના."

—એમ યન્ત્રશાસ્ત્ર (Mechanics) શીખવવા બેસી જાય છે ત્યારે તો તે ખરેખર કવિ જૂજ જ રહે છે.

પરંતુ આ સઘળા દોષ આ કાવ્યના એકંદર ગુણમાં દબાઈ જાય છે. કવિપ્રતિભા ઊડે છે ત્યારે બહુ વેગથી અને બહુ ઊંચે ઊડે છે—અને તે યોગ્ય પ્રસંગે એટલે કે કાવ્યના ખરેખરા મધ્ય ભાગમાં જ ઊંચામાં ઊંચા બિન્દુએ પહોંચે છે. વળી વિષયને અનુરૂપ વિચારનું ગાંભીર્ય છે—અને તદનુસાર સઘળું 'મહાન' છે, 'વિરાટ્' છે. જેમ રા. કવિ રા. 'લલિત'ના કાવ્ય પરત્વે લખતાં કહે છે કે રા. 'લલિત'નો શબ્દ 'લગીર' છે, તેમ રા. કવિ માટે આપણે કહીએ તો એમનો શબ્દ 'વિરાટ્' છે.

રાજરાજેન્દ્રની પધરામણી નિમિત્તે ઘણાં કાવ્યો લખાયાં છે—મિ. તાલીયારખાને ગુજરાતી પત્ર મારફત ઇનામ આપવાનું જાહેર કર્યું તેના જવાબમાં સોએક કાવ્યો લખાઈ આવ્યાં હતાં ! એમાંથી ભાગ્યે એક પણ ખરેખર ઇનામને લાયક હતું. આપણા એક બે વિદ્વાનોએ, અને તેમાં પણ એક તો ખરેખર ઉત્તમ કવિવરે પણ, આ પ્રસંગે કવિતા કરી છે. પરંતુ એ સર્વ કરતાં રા. કવિનું આ કાવ્ય ચઢી જાય છે અને તે માટે અમે એમને ખરા અન્તઃકરણથી અભિનન્દન આપીએ છીએ.

# वसन्त.



सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

૧૧, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત્ ૧૯૬૮.

## દિગ્દર્શન.

ગયા માસનો મ્હોટામાં મ્હોટો બનાવ—ટાઇટેનિક નામની એક ભારે સ્ટીમર ઇંગ્લંડ-થી અમેરિકા જતાં અમેરિકા પાસેના દરિયામાં એક બરફના તરતા ...ટેનિકને અક- ડુંગર સાથે અથડાઈ અને ડૂબી. આગઆગીઆ એકાન્ત સ્નાનનાં ...રાત. સ્થાન આદિ લક્ષ્મીના અનેક વૈભવ અને વિલાસથી ભરપૂર, આજ સુધીની સ્ટીમરોમાં વિશાળમાં વિશાળ—આ મદમાતી સ્ટીમર પહેલ-જ દરિયે ચઢી હતી, અને એને અમર કરવા માટે વર્તમાનકાળના યન્ત્રશાસ્ત્રથી ...ય યન્ત્રોની જેટલી સાધના થઈ શકે તે સઘળી કરવામાં આવી હતી. એક મધ્યરાત્રે, ...જ્યારે સ્વચ્છ હતું, તારા નિર્મળ તેજથી પ્રકાશતા હતા, અને સમુદ્ર સરોવર જેવો ...દિકવત-પડેલો હતો—તે વખતે એક તરતો બરફનો ડુંગર પાણીની નીચેથી એ ...પેટા સાથે ઘસાયો, એનો અવાજ ઓળખાયો, ન ઓળખાયો; ઓળખાયો હતો ...સ્ટીમરની દૃઢતા અને તરણશક્તિ માટે સૌને એટલો વિશ્વાસ-બલ્કે અભિમાન—એની કોઇએ દરકાર કરી નહિ. થોડી જ વારમાં સ્ટીમરના પેટામાં પાણી ભરાયું, ...ત્યનું ગયું. અધિકારી વર્ગમાં કોલાહલ થયો, સૂતેલા ઉતારૂઓ જાગ્યા, જાગીને

બહાર આવ્યા, પણ આ સ્ટીમરના બળ વિષે સૌને એટલી બધી ખાતરી કે કેટલાક તો પાછા જઈને સૂતા!—પણ થોડીક જ વારમાં પ્રસંગ એકદમ ગંભીર બની ગયો. 'લાઈફ્-બોટ' યાને ઉદ્ધરણનૌકાઓ જે સ્ટીમર સાથે લટકાવી હતી તેમાં ઉતારૂઓને બૂરીને કાઢવા માંડયાં: પહેલાં બૈરાં છોકરાં, અને પછી પુરુષો—કોઈ તવંગર નહિ, કોઈ ગરીબ નહિ, સૌ સરખાં (ધન્ય છે એ પુરુષોના આત્મસંયમને, અને ધન્ય છે એમના સમાન ભાવને!). કેટલીક સ્ત્રીઓએ એમના પતિથી વિયુક્ત થવાની ના પાડી, તેમાં કેટલીકને તો ખેંચીને નૌકામાં નાંખી, પણ કેટલીક પાછળ રહી. નૌકાઓ ઓછી પડી. પાછળ રહેલાં ઉતારૂઓ અને ખલાસીઓ જેમાં થોડીક સ્ત્રીઓ પણ હતી—તેમણે 'લાઇફ્બોટ' યાને તરણકટિબન્ધ કમ્મરે બાંધી લીધા, પણ ટાઢ એવી કડકડતી હતી અને સમુદ્રનું જળ એવું તો શીત હતું કે—પાણીમાં પડ્યા પછી ભાગ્યે જ કોઇને ઘડી બે ઘડી પણ જીવવાની આશા હતી. સ્ટીમરના બૅંડવાળાઓએ આખો વખત "ચલો રે ભૈયા, પ્રભુજીકે પાસ." એ મતલબનું ગાયન વગાડયા કર્યું, અને મૃત્યુનો ભય નિવારવા યત્ન કર્યો. સ્ટીમરે છેલ્લી ક્ષણે—એક, બે, ત્રણ દડવત્ ડુબકાં ખાધાં: કપ્તાન તૂતક ઉપર ઊભો છે, ત્યાં એના ઉપર એકવાર પાણી ફરી ગયું—હજી ઊભો છે—બીજીવાર ફર્યું—અને એ ડૂબ્યો—સ્ટીમર પણ ડૂબી—અગાધ જળમાં એક છીપની માફક ગરક થઈ ગઈ!†

પેલી નૌકામાં ઉતરેલાં ઉતારૂઓનું શું થયું? ટાઢ અસહ્ય લાગતી હતી, અને તેઓ એવાં ભરચક ભરેલાં હતાં કે હાલવા જતાં એક બાજુપર હોડી ડોલી જાય તો સૌ પાણીમાં પડે. પોતે સંકટમાં છે એમ જણાવવા ટાઇટૅનિકે આકાશમાં હવાઇઓ છોડવા માંડી હતી, તથા બિનતારા વીજળીના સન્દેશા મૂકવા માંડ્યા હતા. પાસેની એક સ્ટીમરે તો એની અવગણના કરી—પણ બીજી મદદે આવી પહોંચી. તેણે પેલી હોડીઓનાં ઉતારૂઓને પોતામાં લીધાં, અને સૌ ટાઢથી કકડી ગએલાં તેથી તેમને કામળામાં નાંખી તથા દવાદારૂ વગેરે આપી યોગ્ય સારવાર કરી, અને છેવટે ન્યૂયૉર્ક પહોંચાડ્યાં.

* * *

† અમેરિકામાં આ અકસ્માત સંબંધી કોર્ટ ભરીને જે જુબાની લેવામાં આવી તેમાં પ્રકટ થએલી હકીકત ઉપરથી કેટલાકનું એવું કહેવું થયું છે કે કપ્તાન વગેરેની ગફલત ઘણી થઈ હતી, સ્ટીમરમાં ગભરાટ બહુ થઈ ગયો હતો, પહેલી જ હોડીમાં સ્ત્રીઓ કરતાં પુરુષો વધારે ઊતરી પડ્યા હતા, લાઇફ્ બોટમાં લઈ શકાય તે કરતાં ઓછાં ઉતારૂઓ લેવામાં આવ્યાં હતાં, અને ખલાસીઓની વર્તણૂક સન્તોષકારક ન હતી. આ વિષે હજી ઇંગ્લંડમાં તપાસ ચાલે છે. પણ એ ખરી હોય તો બેશક ખેદકારક છે. પણ તે ગણતરીમાં લેતાં પણ એટલું જ સિદ્ધ થાય છે કે મનુષ્ય મનુષ્ય છે, પરંતુ તે સાથે એ દૈવી પ્રાણી પણ છે એ સિદ્ધ કરનાર પુરાવો પણ થોડો કાયમ રહેતો નથી.

જીવનની તૃષ્ણા સર્વને સમાન છે. પણ જીવનનો હક નિર્બળને વધારે છે. અને તેથી જ શાસ્ત્રકારોએ સ્ત્રી–બાલ–અને વૃદ્ધને કેટલાક અધિક અધિકારો આપ્યા છે. પશુપંખીમાં પણ સ્નેહની લાગણીથી માતા બચ્ચાં માટે પ્રાણ અર્પતી જોવામાં આવે છે. પણ 'સબળનો જય' અને 'નિર્બળનો ક્ષય'—એ પ્રકૃતિના નિયમને તોડવાની શક્તિ પૂરેપૂરી તો મનુષ્ય જ ધરાવે છે: પ્રાકૃત પાશવ જીવનથી સંસ્કારી યાને શાસ્ત્રીય મનુષ્ય જીવનનું ભેદક તત્ત્વ જ એ છે. તેમાં પણ જેમ સંસ્કાર અધિક, તેમ સ્વાર્પણની ફરજ પણ અધિક. અને તેથી આ સ્ટીમરમાં એક મહાન નરવીર—'રિવ્યુ ઑફ રિવ્યૂઝ' પત્રનો તન્ત્રી મિ. વિલ્યમ સ્ટેડ પોતાનો જીવ બચાવવાનો લેશ પણ યત્ન કર્યા સિવાય પાછળ રહ્યો અને ડૂબ્યો તેમાં કોઇને આશ્ચર્ય લાગતું નથી. પણ પૃથ્વીમાંથી દૈવી સંપતની એક પ્રબળ શક્તિ લુપ્ત થઈ—તે ખાતે ખોટની અને શોકની લાગણી તો પૃથ્વીને એક છેડેથી બીજા છેડા સુધી અપાર પ્રસરી રહી છે. સ્ટીમર ડૂબી તેમાં અનેક કરોડાધિપતિઓ પણ ડૂબ્યા છે, પરંતુ તેમાંના કોઈ માટે શોકનો એક શબ્દ પણ ઉચ્ચારાયો ન ઉચ્ચારાયો, ત્યાં મિ. સ્ટેડ માટે સો શબ્દ ઉચ્ચારાયા! કોણ કહેશે કે આ દુનીઆ લક્ષ્મીને જ પૂજે છે?

*મિ. સ્ટેડ

આ મહાન પત્રકારે ઇંગ્લંડને એવી અનુપમ સેવા બજાવી છે અને અન્ય દેશના અન્યાય અને જુલમથી પીડાતા લોક માટે પણ એની કલમથી એવી મદદ કરી છે કે ઇંગ્લંડ એનું નામ ખરા દેશભક્ત તરીકે, અને જગત એને એક વિશાળ હૃદયના 'અનાથના બેલી' તરીકે ચિરકાલ સ્મર્યા વિના નહિ રહે. આવી સેવા મ્હોટા રાજ્યના પ્રધાન મન્ત્રીને હાથે સ્વદેશને અને જગતને થતી આપણે જોઈ હશે—ગ્લૅડસ્ટન આનો એક દાખલો છે. પણ એક પત્રકારને હાથે આવી સેવા થએલી મિ. સ્ટેડમાં જ પહેલવહેલી નજરે પડે છે. અને તેથી પત્રકારના ધન્ધાને પ્રતિષ્ઠા મળી છે એટલું જ નહિ, પણ એ ધન્ધાને ખીલવી જાણે તો એમાં દેશનું અને જગતનું કલ્યાણ કરવાનું કેવું અસાધારણ સામર્થ્ય રહ્યું છે તે એમણે બતાવી આપ્યું છે. નિશ્ચય, ખંત, નિર્ભયતા એ ગુણો તો એમનામાં ખરેખર મૂર્તિમન્ત હતા: અને એ ગુણોનું બીજ મારે જગતને કાંઈ કહેવાનું છે, અને જગતમાં કાંઈ કરવાનું છે, એ બે સાદાં વાક્યમાં રહેલું હતું એમ કહીએ તો ચાલે. આ સૂત્રના ઉદાહરણરૂપ એમના જીવનની થોડી હકીકત* અત્રે નોંધીશું—જેથી પશ્ચિમના અત્યારે આગળ પડેલા દેશોમાં મનુષ્યો પોતાનાં કર્તવ્યો કેવી દૃઢતાથી કરે છે, તે માટે કેવાં ભારે જોખમ ખેડે છે, અને પોતાના ધન્ધાને પ્રતિષ્ઠિત અને પવિત્ર માનીને તેઓ એને અંગે કેવાં મહાન કાર્યો કરે છે એનો વાચકને ખ્યાલ આવે.

વિલિયમ ટૉમસ સ્ટેડ ઈ. સ. ૧૮૪૯ માં જન્મ્યા હતા. એમના પિતા પાદરી હતા. ચૌદ વર્ષની ઉમ્મરે એમને નિશાળમાંથી ઉઠાડી લઈ, એક વેપારીને ત્યાં કામ શીખવા

* આ હકીકતનો ભાગ લંડન "ટાઇમ્સ"ના લેખમાંથી લીધો છે. એ સાથે મેળવેલી ટીકા અને વિવેચન માટે અમારી જવાબદારી છે.  —તન્ત્રી.

મૂક્યા. થોડાક વખતમાં એ ત્યાં પગારદાર કારકુન બન્યા, અને એ સ્થાને એ સાત વર્ષ રહ્યા. એ વેપારીની પેઢી રૂશિયા સાથે વેપાર કરતી હતી, અને તે વખતથી એમને એ દેશમાં જે રસ લાગ્યો તે આખો જન્મારો પહોંચ્યો. નિશાળની કેળવણી તો જો કે એમને નહિ જેવી જ મળી હતી, તથાપિ ઘરનો ઉછેર માણસનું ભવિષ્ય ઘડવામાં કેવું અગત્યનું તત્ત્વ નીવડે છે એ એમના દાખલામાં સમજાય છે. પ્યૂરિટન સંપ્રદાયની હવા, અને ઑલિવર ક્રૉમ્વેલ માટે અસાધારણ પૂજ્યભાવ—એ વસ્તુઓએ એમના ભવિષ્યના જીવન ઉપર બહુ ભારે અસર કરી. પ્યૂરિટન પન્થવાળા સાદા ધર્મ માટે બહુ આગ્રહી હોય છે, અને જીવનનો બહુ ગંભીર અર્થ કરી, એમાં કોઈ પણ તરેહનું છિછરાપણું કે મોજમજા સાંખતા નથી—તે એટલે સુધી કે નાટક જોવા પણ તેઓ કદી જતા નથી.* અને એ કારણથી મિ. સ્ટેડે પણ હમણાં થોડાં જ વર્ષો ઉપર પહેલવહેલું જ નાટક જોયું. સાદાઈ સાથે સત્ય માટે આગ્રહ તથા સ્વતન્ત્રતાનો પ્રેમ એ આ પન્થનાં મુખ્ય લક્ષણો છે. એ પણ એમનામાં પરિપૂર્ણ પરિમાણમાં વિરાજતાં હતાં. ન્હાનપણથી મિ. સ્ટેડમાં, પોતે કાંઈ ખોટું જુવે તો તે સુધારવા મચી પડે એવી કર્તવ્યનિષ્ઠા હતી. એક વાર એ ટેવ અતિશય વધી પડેલી જોઈ એમના પિતાએ એમને કહ્યું: "ભાઈ, કોઈકવાર ઈશ્વરને એની પોતાની સૃષ્ટિ એની પોતાની રીતે ચલાવવા દે તો વધારે સારૂં." મિ. સ્ટેડ કોઈકવાર કર્તવ્યના આગ્રહમાં ડહાપણની મર્યાદા–બલ્કે ઠરેલ વિચારની મર્યાદા–ઓળંગી જતા એ ખરૂં; પણ સાથે એ પણ ઉમેરવા જેવું છે કે પ્રભુને પોતાની દુનીઆ પોતાની રીતે ચલાવવા દેવી હોય તો માણસે હાથ જોડીને આઘા ઊભા રહેવાનું નથી, પણ પ્રભુના હાથમાં સાધન બનવાની જરૂર છે. એકંદરે મિ. સ્ટેડનું જીવન ધાંધળીયું હતું કે ખરી કાર્યપરાયણતાવાળું હતું એના નિર્ણયની કસોટી એટલી જ કે એમણે જે જે કાર્ય માટે પોકાર કર્યો તેમાં માત્ર કોલાહલ જ મચાવી મૂક્યો કે કાંઈ અગત્યનું કાર્ય સાધ્યું? એમનું જીવન દેશસેવાનાં અને અનાથ ઉપર ઉપકારનાં કૃત્યોની અવિચ્છિન્ન પરંપરા છે. પોતે કારકુન હતા ત્યારથી એમને વર્તમાનપત્રોમાં લખવાનો શોખ હતો. 'નૉર્ધન એકો' નામના એક પત્રમાં એ વારંવાર લખતા, એ લખાણથી ખુશ થઈ એના માલેકે ૧૮૭૧ માં એમને એના તન્ત્રી તરીકે રાખ્યા. આ અરસામાં બલગેરિયામાં તુર્કસ્તાને જુલમી કતલ કરી તે બાબત ઈંગ્લંડમાં જે હાહાકાર થઈ રહ્યો, અને ગ્લૅડસ્ટને તુર્કસ્તાન વિરુદ્ધ જે લાગણી ઉશ્કેરી, તેમાં મિ. સ્ટેડે આગળ પડતો ભાગ લીધો; અને એને અંગે રૂશિયા સાથેનો એમનો સંબન્ધ જે પહેલેથી ચાલતો આવતો હતો તે વધારે ગાઢ થયો. મિ. સ્ટેડના ઉત્સાહી અને સમર્થ લખાણથી એમનું પત્ર ઉત્તર ઈંગ્લંડમાં મુખ્ય ગણાવા લાગ્યું, અને ૧૮૮૦ની ચૂંટણી વખતે મત આપનારાઓને માટે એક "પ્રશ્નોત્તરી" બહાર પાડી. લિબરલ પક્ષને એથી બહુ મદદ મળી. મિ. જૉન મોર્લિ (હાલના લૉર્ડ મોર્લિ) જે એ વખતે "પેલમેલ ગેઝેટ"ના તન્ત્રી હતા તેમણે તુરત મિ. સ્ટેડને ઉપતન્ત્રી તરીકે ઉપાડી

* સત્તરમા સૈકામાં ઈંગ્લંડમાં તેઓના હાથમાં રાજ્યસત્તા હતી ત્યારે તેમણે નાટકશાળાઓ બન્ધ કરી હતી: જેને પરિણામે, નાટકને અભાવે, નવલકથાનો જન્મ થયો.

લીધા, અને ૧૮૮૦ થી ૮૩ સુધી ત્રણ વર્ષ, મહાન વર્તમાનપત્રકાર અને ઉદાર રાજ્ય-નીતિના અવલમ્બી એ મહાન પુરુષો વચ્ચે ઘણો મેળ ચાલ્યો. ઉચ્ચ વિશાળ અને સંસ્કારી બુદ્ધિવાળા મિ. મોર્લિએ એમને બહુ સારી રીતે હાથમાં રાખ્યા હતા, અને એ બે જણાના વિચાર અને ભાષાની એકતા લોકને એવી લાગી હતી કે કેટલીકવાર એમનાં લખાણો મોર્લિનાં મનાતાં. ૧૮૮૩ માં મિ. મોર્લિએ "પેલમૅલ ગૅઝેટ"નું તન્ત્રીપણું છોડયું. ત્યારથી ૧૮૮૯સુધી એ જગ્યાએ મિ. સ્ટેડ રહ્યા.આ દરમિયાન વર્તમાનપત્રકાર તરીકે એમણે ઘણાં મ્હોટાં કાર્યો કર્યાં, અને એમના પોકારો તે માત્ર ખાલી અવાજ ન હતા, પણ કાર્યસાધક યુદ્ધનાં રણશીંગાં હતાં એ પરિણામથી એમણે બતાવી આપ્યું. આ સમયમાં એમણે કરેલાં બે કાર્ય એવાં છે કે એમણે બીજું કાંઈ પણ ન કર્યું હોત તો પણ એક વર્તમાનપત્રકાર સ્વદેશસેવક અને પવિત્રનીતિધુરન્ધર મહાપુરુષ તરીકે એમની કીર્તિ ચિરસ્થાયી રાખવાને માટે બસ છેઃ— (૧) એક તો એમણે "The Truth about the Navy" એ નામના લેખમાં ઇંગ્લંડના નૌકાસૈન્યની ખામીઓ—એ સૈન્યના અનુભવી પુરુષોની ખાનગી મદદ લઇને—બહાર પાડી, જેથી પ્રજાનાં નેત્ર ઉઘડ્યાં અને અધિકારીઓને એમાં પુષ્કળ સુધારા વધારા કરવાની ફરજ પડી. અત્યારે ઇંગ્લંડ જગતની પ્રથમ પ્રજા તરીકે પોતાનું સ્થાન જાળવી રહ્યું છે તો તે એના નૌકાબળને લીધે જ, અને એ નૌકાબળ ઉત્પન્ન કરનાર તે મિ. સ્ટેડની કલમ છે. ખરેખર, 'The Pen is mightier than the sword.' (૨) બીજું, એમના સાંભળવામાં આવ્યું કે લંડનના કેટલાક ભાગોમાં અસંખ્ય કુમારિકાઓને ફોસલાવી લાવી, કે એમનાં ગરીબ માતપિતા પાસેથી વેચાતી લાવી, લૉર્ડ્ઝ લોકોની વિષય વાસના તૃપ્ત કરવાનો ઘોર પાપી ધન્ધો ચાલે છે. એ ઉપરથી એમણે જાતે પુષ્કળ ખાનગી હકીકત એકઠી કરી—અને એ વાત પોતે છુપા વેશમાં એક વ્યભિચારગૃહમાં જઇ, પુરાવો કરી, કોર્ટે ચઢાવી. જતા પહેલાં, પોતાને માથે આરોપ વળગી ન પડે તે સારૂ આર્ચબિશપ ઑફ કૅન્ટર્બરિ વગેરે થોડાક પ્રતિષ્ઠિત માણસોને પોતાનો ઇરાદો જણાવી રાખવાની અગમચેતી વાપરી હતી. પણ જે કુમારિકા વિષે કેસ ચાલ્યો તેને એનાં માબાપ પાસેથી મિ. સ્ટેડનાં માણસો નિર્દોષ હેતુ બતાવીને લાવ્યાં હતાં એમ કોર્ટમાં સિદ્ધ થયું, અને મિ. સ્ટેડને 'અપહરણ'નાગુન્હા માટે ત્રણ માસની શિક્ષા થઈ! આ પ્રસંગે મિ. સ્ટેડે એમના "The Maiden Tribute of Modern Babylon" નામના લેખમાં બહાર પાડેલી વાત ઘણે ભાગે ખોટી હતી એમ કેટલાકનું કહેવું છે—ગમે તેમ હો, પણ એમના આ સાહસને પરિણામે ફોજદારી કાયદામાં કેટલોક સુધારો થયો, તથા કન્યાઓને પાપી ધન્ધા માટે વેચવા સ્હામે જુદાં જુદાં રાજ્યો વચ્ચે ગોઠવણ કરવામાં આથી મદદ મળી.

આ બંને પ્રસંગોથી મિ. સ્ટેડની ખ્યાતિ તથા સંબન્ધીમાં બહુ વધારો થયોઃ નૌકાસૈન્યમાં તેમ જ ધર્મોપદેશકોમાં એમના ઘણા મિત્રો થયા.

૧૮૮૯ માં મિ. સ્ટેડે "પેલમેલ ગૅઝેટ" નું તન્ત્રીપણું છોડી, 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ' માસિક પત્ર—કાઢયું. એ પત્રમાં જગતના વિચારનું પ્રતિબિમ્બ ઝીલવું, અને તે જ સાથે

પોતાના ખાસ વિચારોની પણ એના ઉપર છાપ મૂકવી—એવો બેવડો ઉદ્દેશ રાખ્યો હતો. તેમાં આ બીજા અંશમાં મિ. સ્ટેડે એવી અસાધારણ ફતેહ મેળવી હતી કે સ્વાત્મરસિક તન્ત્રીપણું (' Personal journalism ') તો એમનું પોતાનું જ હતું અને એમની પાછળ એ અસ્ત થયું એમ કહીએ તો ચાલે. આ ગુણના આપણા દેશમાં એક બે દાખલા જાણવામાં છે—પણ સાધારણ રીતે એ ઘણો વિરલ જોવામાં આવે છે, અને ટાંકિ સાત્ત્વિક યા રાજસ અહંતાના ભાન વિના એ અશક્ય છે. સ્ટેડમાં આ ગુણ પુષ્કળ હતો, પણ તે એવાં ઊંચાં સત્રોને અવલંબીને રહ્યા હતો કે એણે એમને હુંપદના ગર્તમાં કદી પણ ડૂબવા દીધા નથી.

(૧) એમનું પ્રથમ સૂત્ર " faith in 'God's Englishmen' "—" 'પ્રભુના અંગ્રેજો'માં શ્રદ્ધા "—એ હતું. એને લીધે એ સામ્રાજ્યવાદી હતા, પણ એમનો સામ્રાજ્યવાદ અંગોને સબળ કરવાનો હતો—ઇંગ્લંડની ધુરા નીચે એમને દબાવવાનો ન હતો. આ માટે સંસ્થાનો અને તાબાના મુલકો ઉપર ઇંગ્લંડની સત્તાનું દબાણ વધારવું નહિ, પણ એમને યોગ્ય સ્વતન્ત્ર અધિકાર આપી એમનો અવાજ ઇંગ્લંડમાં સંભળાય એવી ગોઠવણ કરવી એમ એ ઇચ્છતા. વળી, એ સામ્રાજ્યમાં ઇંગ્લંડમાં વસતા ન્હાના મ્હોટા—સારા ખોટા—દરેક અંગ્રેજને, સાક્ષાત્ યા પરોક્ષ, ભાગ લેવાનો છેઃ એમાં એક પણ વ્યક્તિને અલ્પ કે નકામી ધારીને અવગણવાની નથી. અંગ્રેજ માતાના ખોળામાં ઊછરી એક ગામડીઓ અંગ્રેજ આફ્રિકા અને એશિયામાં ઇંગ્લંડની પ્રજાનો પ્રતિનિધિ થઈ ઊભો રહે છે. એ પોતાના દેશની કીર્તિ ઉજ્જવળ રાખે તે માટે, દરેક અંગ્રેજ સ્ત્રી-પુરુષને એ મહાન કાર્ય માટે યોગ્ય બનાવવાં જોઇએઃ તે માટે સામાજિક વિષમતા દૂર કરવાની, તથા એમની ગૃહસ્થિતિ સુધારવાની જરૂર છે.*

(૨) મિ. સ્ટેડના સિદ્ધાન્તસૂત્રનુ મધ્યબિન્દુ ઇંગ્લંડ (સ્વદેશભક્તિ) હતું, પણ એનું વર્તુલ આખી મનુષ્યજાત પર્યન્ત વિસ્તરેલું હતું. મિ. સ્ટેડ રિવ્યૂ ઑફ્ રિવ્યૂઝની ઉદ્દેશપત્રિકામાં કહે છે કે " We believe in God, in England, and in Humanity."—" પ્રભુ, ઇંગ્લંડ અને મનુષ્યજાતિ—એમાં અમને શ્રદ્ધા છે. " મનુષ્યજાતિ ઉપરના આ પ્રેમનું પ્રત્યક્ષ દર્શન એમણે " યુદ્ધ સ્હામે યુદ્ધ " કરી જગતમાં શાન્તિ પ્રસારવા માટે જે સતત મહાપ્રયત્નો કર્યા છે તેમાં થાય છે. " દોરે છે ઇતિહાસની પગથી સૌ રાજેન્દ્ર! શાન્તિ ભણી. "—એ ઉક્તિમાં કાંઈ પણ વ્યવહારૂ સત્ય હોય તો તે મિ. સ્ટેડના પ્રયત્નથી " બેઠી હેગ વિશે મનુષ્ય કુલની ચોખંડ ન્યાયાધિશી " એને જ મ્હોટે ભાગે આભારી છે.

(૩) મિ. સ્ટેડના સર્વ જીવનમાં એમના પ્યૂરિટન ધાર્મિક સંસ્કારે બહુ અસર કરી છે. એમની વિવિધ પ્રવૃત્તિઓ ધાર્મિક હેતુથી ઉત્પન્ન થતી એટલું જ નહિ, પણ એમના વર્તમાનપત્રકારતા ધન્ધાને પણ એ ધાર્મિક દૃષ્ટિબિન્દુથી જ જોતા.

---

* ' Liberal Imperialism '—' ઉદાર સામ્રાજ્યવાદ ' અને ' Jingoism ' ડિંગોપણા વચ્ચેના આ ભેદ માટે જુવો આ વર્ષના આરંભનો " બ્રિટિશ સામ્રાજ્ય અંક."

"There is no church sayest thou?........A preaching friar settles himsef in every village and builds a pulpit which he calls a newspapor."—મિ. કાર્લાઇલનાં આ વચનાનુસાર, એમણે વર્તમાનપત્રકારના ધન્ધાને પરમ પવિત્ર માન્યો હતો; અને મધ્ય યુગના યુરોપમાં ધર્મોપદેશની જે ફરજ સાધુઓ બજાવતા, તે વર્તમાન સમયમાં વ્યવહારને ધર્મવત્ સમજી પત્રકારોએ બજાવવાની છે—એવી સમજણથી એમણે એ ધન્ધો ઉપાડ્યો હતો.

આ દૃષ્ટિબિન્દુથી મિ. સ્ટેડે 'રિવ્યૂ ઑફ રિવ્યુઝ' પત્ર આજ સુધી ચલાવ્યાં કર્યું છે—એમાં "Progress of the World" નામનું પ્રતિમાસ તન્ત્રીનું જગતના મહત્ત્વના વિવિધ બનાવોનું દિગ્દર્શન—અને એ ઉપરાંત એમાં એમણે દાખલ કરેલાં બે ત્રણ તત્ત્વો એવાં લોકપ્રિય થઈ પડ્યાં છે કે એને લીધે એ પત્રની હજારો નકલો બહુ રસ અને મમતાથી લેવાય છે, વંચાય છે.

(૧) એક તો જગતમાં ચર્ચાના વિષય થઈ પડેલા પ્રશ્નો ઉપર મહાન પુરુષોની મુલાકાત ('Interview') લઈ એમની સાથેની વાતચિત બહાર પાડવામાં આવે છે—અને એમાં પ્રશ્નોની ચાતુરીથી સ્હામી વ્યક્તિનું સ્વરૂપ તથા વિચારની ખૂબી બહુ સારી રીતે તારવી આપવામાં આવે છે, અને બે જણાના વિચારમાં ભેદ હોય તો તે પણ કડુતા વિના બલ્કે માધુર્યથી સરવી અપાય છે.

(૨) બીજું, દરેક મહિને એમાં એક 'Character Sketch' યાને 'લક્ષણ-રેખા' આવે છે. એનો વિષય ઘણી વાર જુદા જુદા વ્યવસાયોમાં પડેલા વર્તમાન મહાપુરુષો—ગાદીનશીન રાજાઓ સુદ્ધાંત—હોય છે, તો કોઈક વખત એકાદ સંસ્થા કે લોકવર્ગ પણ હોય છે. એમાં એ વિષયનું એક નિબન્ધની રીતિએ સમગ્ર સ્વરૂપ આલેખવા કરતાં એકાદ બે બાજુ ઉપરથી ફોટોગ્રાફ કે 'સ્નૅપશૉટ'-(નિમિષચિત્ર) લેવાની પદ્ધતિ વિશેષ હોય છે—અને એમાં જ એ લેખની રસિકતા, નૂતનતા,—આ તો સ્ટેડ જ કરી શકે, અને અન્ય ન કરી શકે—એવી કોઈક અવર્ણ્ય વિશિષ્ટતા, રહેલી હોઈ વાચકને તે આનન્દ આપે છે

આવા પત્રકારો જગતમાં વિરલા હોય છે, તો આપણો દેશ કે જ્યાં હજી વર્તમાનપત્રોનો અરુણોદય જ છે ત્યાં એમના સરખા પત્રકારો નીપજાવવાની વાત કરવી એ મૂર્ખતા છે. પરંતુ જેનાથી હરિશ્ચન્દ્ર ન થવાય તેનાથી પણ સત્યની ભાવના પોતાના જીવનમાં કોઈક ઊતારી શકાય ખરી. એવી રીતે જોતાં મિ. સ્ટેડના ઘણા ગુણો આપણા વર્તમાનપત્રકારોએ અનુસરવા જેવા છે એમ કહેવાને હરકત નથી.

(૧) એક તો મિ. સ્ટેડ જેવી આત્મશ્રદ્ધા અને જીવનનો—પત્રકાર તરીકેના જીવનનો પણ—ઉદ્દેશ જોઇએ.

(૨) બીજું—એ સિદ્ધ કરવા માટે અથાગ ઉત્સાહ, અશ્રાન્ત પ્રયત્ન, અને ઊભરાતી કાર્યશક્તિ જોઇએ.

(૩) અને એ સૌ સાથે, પોતાનો ધન્ધો પવિત્ર છે, એવી ઊંચી સમજણ જોઇએ.

આમાંના કેટલાક ગુણો તો પ્રભુની કૃપા વિના પ્રાપ્ત થતા નથી. પણ સામાન્ય પ્રકાર એટલું તો કરી શકે કે—પોતે જે કાર્ય માથે લીધું છે તે પવિત્ર છે અને તે કરવામાં પોતે દેશની અને પ્રભુની સેવા કરે છે એમ માને; અને એ સિદ્ધ કરવા માટે માત્ર સારી કલમને આધારે બેસી ન રહેતાં, જે જે વિષય પોતે હાથ ધરે તેની પુષ્કળ વિગતવાર માહિતી પ્રાપ્ત કરે, અને તે હિંમતથી બહાર પાડે, જેથી સત્ય આગળ વધે અને અસત્ય પાછું પડે.

---

## ઐક્યકહેણ.

(અંજની ગીત)

કોયલ મીઠા કુહૂરવ બોલેઃ
દુનિયાના અંતરપટ ખોલે
પ્રભુપ્રેરિત સંદેશા બોલે
માનવની આગે !

કુદરત વસન્તવિભૂતિ ધારે
માનવ હૈયાં ગ્રહે અન્ધારેઃ
એ નવ રચતા રસસન્દેશા
કોયલથી કહાવે !

કુદરત જ્યારે કેલી કરતી
મનુસૃષ્ટિ ભેદે ઊભરતીઃ
જુદાઈ એ નવ જોવાતાં
ઐક્યકહેણ કહાવે !

“ શાન્ત

# પ્રેમાનંદના નાટકો.

## (૪)

### અંતર્યમક.

રા. નરસિંહરાવ જણાવે છે, કે "ગદ્યમાં અંતર્યમક આ નાટકોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. યમક રચના તદ્દન આધુનિક છે. પ્રથમ પારસી ગુજરાતી નાટકો, આરંભ કાળનામાં, એ પ્રગટ થયેલી સાંભરે છે. ગદ્ય યમકનો આરંભ પાછલાં ચાળીસેક વર્ષ ઉપર પારસી ગુજરાતી નાટકોએ શરૂ કર્યો ને શુદ્ધ ગુજરાતી નાટકોમાં ક્વચિત્ અનુકરણ રૂપે તેનો પ્રવેશ થયો." મતલબ કે આ કૃતિ આધુનિક છે માટે તે પ્રેમાનંદની ન હોય; કોઈ આધુનિક લખનારની હોય.

"ભવાયાનો છોકરો રૂએ તોય રાગમાં" તે પ્રમાણે પ્રાસાનુપ્રાસ-ઝડ ઝમક વગેરે—એ બાળકને ગળથુથીમાં શીખવાય છે, ને તેનો ઉપયોગ આખી જીંદગીમાં ક્ષણે ક્ષણે થાયછે. તે એકલા હાસ્ય રસને માટે નથી, પણ તે ગંભીર વિચારોમા—ધર્મ, નીતિ, તત્વજ્ઞાનમાં પણ વપરાય છે. તે અસર કરવા માટે સૂત્રોની માફક ટુંકામાં વિશેષ અર્થ બતાવવા માટે હોય છે. તે કહેવતોમાં, વાક્યોમાં, વાક્યના કકડાઓમાં, બચ્ચાંને ઉંઘાડવા, રાજી કરવા ને શીખવવામાં, અર્થ બાંધવા છોડવામાં, ટુચકા અને વાર્તાઓમાં, તેમ વિદ્યાના ગણિત જ્યોતિષ ભૂગોળ આદિ વિષયોમાં પણ વાપરવામાં આવે છે. ટુંકામાં, જેને આપણે જૂના વખતથી પ્રચલિત ગુજરાતી ગદ્ય કહી શકીએ, તેના દરેક અંગમાં અંતર્યમક કાપડના તાંતણાની માફક ગુંથાઈ ગયા છે: તેવા ગદ્યના દાખલા હવે આપણે જોઇએ.

(૧) કહેવતો વગેરેમાં,—

(અ) મન હોય ચંગા તો કથરોટમાં ગંગા.
(આ) કરશો તેવું પામશો ને વાવશો તેવું લણશો.
(ઇ) લોભને થોભ નહીં.
(ઈ) સુખે સમરે સોની ને દુઃખે સમરે રામ.
(ઉ) બાઈજી સુઆં બાપડાં ને ઘર થયાં આપડાં.
(ઊ) આવ મારી કાંણી, તુ કાંઇએ ન સમાણી.
(ઋ) બાવો બેઠો જપે, ને જે આવે તે ખપે.
(એ) હોલામાંથી ચુલામાં ને ચુલામાંથી હોલામાં.
(ઐ) રોટલા તો કાયાના કોઠલા.
(ઓ) ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે.
(ઔ) આગ્માં બળવા તો બેસાગ્માં દળવા.

(અં) ગરાશીઆની ઘોડી ને રાંડી રાંડની છોડી.
(અઃ) અટક માળા ઘટક માળા મોટા મણકાવાળી.
(ક) નગારૂં ને તગારૂં ચાલતું.
(ખ) નાગર ભરાવે ગાગર.
(ગ) તપશી? જો જો પડતા લપશી.
(ઘ) ભગત જગત કો ઠગત હૈ
(ઙ) ગ્રંથ ગાંઠે ને વિદ્યા પાઠે.
(ચ) જમ ને જમાઇ, ને ભીલડો ભાઇ.
(છ) કર્મમાં હોય કોઠાં તો કોનાં જોઇએ ઓઠાં.
(જ) પેટ આગળ પેઢું, તે કોને જમવા તેડું.
(ઝ) હાથે તે સાથે.
(ઞ) નહાશે તે ખાશે.
(ટ) ફરે તે ચરે.
(ઠ) પોથાં તે થોથાં ને હાથાં તે સાચાં.

(૨) બાળકો માટેના હાલરડા જેવા વચનોમાંઃ—

(અ) હાલો રે હાલો ભાઇને ઘુમણીએ ઘાલો (કે હીંચકો ઘણો વહાલો,) ભાઇ મારો ડાહ્યો તે પાટલે બેશીને નાહ્યો, પાટલો ગયો ખશી, ભાઈ તો ઉઠયો હશી—ઇ૦

(આ) થાપી થાપી ભાણાં, ચોરને માથે છાણાં.
(ઇ) અડકો દડકો દહીં દડૂકો ઈ.
(ઇ) વડીઆં રે વડ ચઢ, થડ ચઢ, પાન પાડ, પડીઓ વાળ, દૂધ પી.
(ઉ) ચાંદા મામા પોળી, ઘીમાં ઝબોળી. ઈ.
(ઊ) કકો કેવળો, ખખો ખાધેલો, ગગો ગોરી ગાય વાય, ઘઘે ઘુણ ચઢાવી જાય, ચચાચીની ચોપડી. ઈ.
(ઋ) ખપારે ખુણે બેશી અંત નવ લખીએ એ ચતુરાઇની રીત ગગારે ગૌ બ્રાહ્મણને ગાળ ન દઇએ એ ચતુરાઇની રીત. ચચારે ચોરે બેશી ચાડી ન કરીએ એ ચતુરાઇની રીત. ઈ.
(એ) બાવી એકા બાવીય, ઘઉંની રોટલી ખાવીય, ઘઉંની રોટલી સુંવાળી, બાવી હું સુંવાળી.
(ઐ) એક અઢીએ અઢી, ઉંદર ખીલાડી લઢી, ઉંદરે મારી ચાંચ, એ અઢીઆન પાંચ.

(એ) એક ઉડે ઉઠ, ઘરમાં પેઠું ઉંટ, ઉંટ કરે છે વાત, બે ઉઠાન સાત.

(૩) અર્થ છોડવા બાંધવામાં:—

(અ) હમ ઢાલ માંહે પોલ ઉપર છત્તર છાયા, માઇ અર્થ જે છોડે તેને આપું સોનાના **પાયા.**

(આ) પતાસાની પોળમાં **પંદર પગથીઆં, પંદર ચઢવાં, પંદર ઉતરવાં, માંહે મહાદેવજીનાં દર્શનકરવાં. ઈ.**

(ઇ) થાળી ભરી **રાઈ** તે કોણે ન ગણાઇ.

(ઈ) **આંખોની બે આંખો.**

(ઉ) હચુક વાણીઓ, ને કાન સાહી **તાણીઓ.**

(ઊ) એક **કોઠામાં** બોતેર **કોઠા,** તેમાં રમે નાના **મોટા.** ઈ.

(ઋ) **ભમે ભમે** પણ ભમરો **નહીં,** કોટે જનોઇ પણ બામણ **નહીં.**

(૪) ટુચકા ને વાતોમાં:—

(અ) વાત કહુ રે **વારતા** ભાભો ઢોરાં **ચારતા.**

(આ) બૂમ પડી **બૂટીએ, લુણાવાડ લૂટીએ** નરસંગ તો નાશી **જાય, હાલોલ, કાલોલમાં** શાક તળાય.

(ઇ) કુંકુ **ચસરકે,** છરો **ઘસરકે,** પણ આખો રાણો જાગે છે.

(ઈ) એક બૈરી પોતાના ધણીને કહેતી કે તમે ઘેર ન હો, તો મારે અન્ન પાણીની આખડી લેવી પડે. તેની કસોટી કાઢવા ધણી એક વાર દાતણ પાણી કરીને પર ગામ જવાને મિષે ચાલ્યો. બૈરીએ પુછ્યું "ક્યારે આવશો?" તે કહે, "ઘણું કરીને કાલે." બૈરી બોલી "પણ ત્યાં સુધી મારે ભૂખે મરવું પડશે." ધણી કહે, "બનતા સુધી હું આજ સાંઝે જ આવીશ." ધણીના ગયા પછી બૈરી ઘરના પાછલા ખંડમાં કાંઈ કામે ગઈ, એટલે ધણી છાનો માનો માળીએ ચઢી સંતાઈ રહ્યો. મધ્યાન થવા આવ્યા, એટલે બૈરીને કકડીને ભૂખ લાગી. તેણે બજારમાંથી શેરડી મંગાવીને ચૂશી; પણ પેટ ભરાયું નહીં, ત્યારે ખીચડી પકાવી-તેમાં ખૂબ ઘી નાખી, તે ખાધી. વળી ભૂખ લાગી ત્યારે ધાણી શેકીને, તે ભૂકી. તે હાથ ધોવા વાડામાં ગઈ એટલે ધણી માળીએથી ઉતરીને ચાલતો થયો. ચારેક વાગ્યે તે પાછો આવ્યો, તેને જોઈ બૈરીએ કહ્યું "કેમ વહેલા આવ્યા?" ધણી કહે, "મને રસ્તામાં સાપ આડો ઉતર્યો તેથી હું પાછો ભાગ્યો."

બૈરી—તે સાપ હતો કેવડો?
ધણી—શેરડી સાંઠા જેવડો.

ઝેરી—તે કેમ ચાલે ?
ધણી—જેમ ખીચડીમાં ઘી હાલે.
ઝેરી—એ વાત તમે કેમ જાણી ?
ધણી—ખરે બપોરે શેકી ધાણી.

(૫) વિદ્યાના વિષયોમાં:—

(અ) સવા મણનું લાકડું, ને માંહે પેઠું માંકડું, રોજ ટાંક ટાંક ખોદે તો ક્યારે પુરૂ થાય ?

(આ) બાણુ લાખ માળવો, તે છપન ભાગે ફાળવો.

(ઇ) મણ મણના બે મહેતો મહેતી, અધ મણનાં બે મહેતોલાં, હોડી ઝીલે મણનો ભાર તેને ઉતારવાં પેલી પાર.

(ઈ) બાર બારીઆં ને તેર તેરીઆં (નક્ષત્ર.)

(ઉ) કાર્તક કાતરે ને માગશર છેતરે.

(ઊ) અશાડા તો ફેશાડા, શ્રાવણીઆ તો સરવડ દરવડ, ભાદરવા તો ચાદરવા, આસો ને મે નાસો.

(ઋ) જો વરસે મઘા તો ધાન્ય થાય ઢગા.

(એ) જો વરસે ઉતરા તો ધાન્ય ન ખાય કૂતરા.

(ઐ) મઘાનાં પાણી ને અમૃત વાણી.

(ઓ) શીયાળે ચાંચડ ને ચાડીઓ, ઉનાળે જુઓ ને જતિ, ચોમાસે માંકડ ને મજૂર.

(ઔ) ચાર સારા તો બાર સારા.

(અં) નાગ ફાગ ને દીવાળી તે આવે એક વારી.

(અઃ) ધોળકાની ધાણી ને મલાવનું પાણી.

(ક) તીન કોસ બદવા ને ચલ મેરા ટટવા.

(ખ) ડબોણનાં દુઃખીઆં ને સલુણના સુખીઆં.

(ગ) ચીડાં એટલાં ઇંડાં. (જે પ્રાણીને કાનને ઠેકાણે કાણાં હોય તે ઇંડાં મુકે.)

(ઘ) ખેડ ખાતર ને પાણી તે કર્મને લાવે તાણી.

(ઙ) પાપો પાપાને પાપે લેવાશે.

(ચ) રે'વું રાળજ ને ખાવું ખાત્રજ.

(છ) જે જાય જાવે તે ફરી ન આવે; જો આવે તો પરીઆંનાં પરીઆં ચાવે એટલું ધન લાવે.

(જ) લાડ ને તાડ એ દક્ષિણમાં.

(ઝ) આઠે કે સાઠે. (દાંત પડે.)

(ઞ) સોળે સાન ને વીશે વાન.

(૬) નાટકના બીજા રૂપ ભવાઈમાં:—

મેં પૂર્વે કહ્યું છે તેમ જૂનું ગદ્ય—ખાસ કરીને નાટકનું—મળી શકે એમ નથી, તો પણ ભવાયા લોક વેષ ભજવે છે તેમાં તેઓ અંતર્યમક ને બીજા પ્રાસ લાવે છે, અને તે જૂના વખતથી ચાલ્યા આવેલા છે, તેના દાખલા આ રહ્યા:—

(અ) કોઇએ કહ્યો સરરો, કોઇએ કહ્યો ભરરો.

(આ) એક પાલે ને બીજે વારે, તેને ઘાલે જમને દ્વારે.

( ગણપતિનો વેષ. )

(ઇ) બાઇજી મેરી બાઇજી મેં ગઇતી ધોતીઆં ધોવાં ત્યાં તરફ ઓટોતો જોવા.

( જુઠણનો. )

(ઈ) બોલ કંસારા રાજી, અલ્લા રખે તેરી બાજી.

( કંસારાનો. )

(ઉ) પગ મેલ્યો સફ, ને દહાડો આથમ્યો દફ.

(ઊ) અગડમ બગડમ, ભડમ ભડમ. દહીંકા ઘડા, પાનકા પડા. બકરીઆં ગાતી હે, પાતરા ખાતી હે.

( ઝંદા ઝુલણ. )

(ઋ) કોરે કાપા, છોકરેકા બાપા.

( છેલ બટાઉ. )

(એ) ચાંદડી રે ઓંય, તારૂં બોડું પડે ભોંય.

( કજોડાં. )

(ઐ) મસીઆઇ, તે તો ખસીઆઇ.

( રામદેવ. )

(ઓ) તેરા ક્યાં ગયો ચંગો ભયો કે નંગો.

(ઔ) મેરા યો સો મેરેકુ દીઓ. ઇસસે તેરે બાપકો ક્યા લીઓ.

( કાબાનો વેષ. )

(અં) એર એર અમરકી કમરકે.

(અઃ) અલ્યા ડુંગળીઆ કે ભુંગળીઆ ?

(ક) આછી વગાડે તાળ કુટીઓ નહીં તો કડા કુટીઓ.
(ખ) સાફા સો ફાવતરા લાંબા દો કાવતરા. ઈ.
(ગ) છીશે છોટકી લોટકી કામ દીસે.
(ઘ) બાઈ લાલી એનું મોઢું જાણે પાલી.

( વીકો સીસોદીઓ. )

(ઙ) મારાં માતા પિતા અર્થ લોભી, રાજા અર્થ લોભી.
(ચ) ગફીમા સે દફી લાવ.

( ઢેડનો વેષ. )

(છ) રામ નામ જપના, પરાયા માલ અપના.
(જ) બાવો બેઠો જપે, ને જે આવે તે ખપે.
(ઝ) જો દેગા હુમકુ, સો મીલેગા હુમકું.

( બાવાનો વેષ. )

ઉપર જે લંબાણથી દષ્ટાંતો આપ્યાં છે તે ઉપરથી વાચકવર્ગની ખાત્રી થશે કે અંતર્યમક રા. નરસિંહરાવ કહે છે, તેમ આધુનિક પ્રયોગ નથી, પણ તે પરાપૂર્વથી ચાલ્યો આવ્યો છે.

"ક્ષુ."

---

## ભરતખંડના વીસ મહાન પુરુષો.

૮.

રા. રા. ચન્દ્રશંકર-નર્મદાશંકર પંડ્યા નીચે પ્રમાણે નામ મોકલે છેઃ—

હિન્દુસ્તાનના વીસ ઉત્તમ પુરુષો.

૧. મનુ—હિન્દુઓમાં સૈકાં થકી ધર્મશાસ્ત્રોમાં વધારેમાં વધારે પ્રમાણભૂત લેખાતી 'મનુસ્મૃતિ'ના રચનાર.
૨. જનક—'જીવનમુક્ત'ની વેદાન્તભાવનાના દષ્ટાન્તરૂપ, અને 'વિદેહી'ના ઉપનામને યોગ્ય ગણાનાર રાજર્ષિ.
૩. રામ—સાત્વિકતા અને ધર્મનિષ્ઠાની મૂર્તિરૂપ રાજેન્દ્ર.
૪. કૃષ્ણ—વ્યવહારસિદ્ધિને ધર્મ્ય બનાવનાર રાજ્યનીતિજ્ઞ, અને આર્યોની ઉત્તમ ભાવનાઓનું સંદોહન 'ગીતાજી' દ્વારા પ્રકટ કરનાર યોગીન્દ્ર.

૫. યુધિષ્ઠિર—મૂર્તિમંત ધર્મ અને સાધુતા.

૬. વાલ્મીકિ—સૈકાંપર્યંત આર્ય પ્રજાનાં જીવન ઘડવામાં અગત્યનો ભાગ ભજવનાર 'રામાયણ'ના રચનાર આદ્ય સંસ્કૃત કવિ.

૭. વ્યાસ—પોતાના સમયમાં વિદ્યમાન સમસ્ત જ્ઞાનનો સંગ્રહ કરી, ત્હેને લોકહિતાર્થે વિવિધ રૂપમાં પ્રકટ કરનાર અનેકદેશીય, સમર્થ વિદ્વાન, અને આર્યપ્રજાના મોંઘા ધનરૂપ 'મહાભારત'ના રચનાર.

૮. બુદ્ધ—શુષ્ક કર્મજડતાના રોગરૂપ બનેલી આર્ય પ્રજાને "દયા" નો મહામંત્ર શીખવી ત્હેના જીવનમાં નવું ચેતન પ્રેરનાર, ત્યાગની ભાવનાના દૃષ્ટાન્ત રૂપ, બૌદ્ધ ધર્મના સ્થાપક.

૯. શંકરાચાર્ય—અસામાન્ય પ્રતિભાશાલી તત્ત્વચિન્તક અને હિન્દુધર્મના ઉદ્ધારક.

૧૦. અશોક—વિશાલ મહારાજ્ય ઉપર વ્યવસ્થાપૂર્વક રાજ્ય કરનાર ધર્મપ્રિય અધિરાજ.

૧૧. વિક્રમ—પોતાનાં પરાક્રમોથી પોતાનો સંવત પ્રવર્તાવનાર, અને પરોપકારોથી 'પરદુઃખભંજન'નું ઉપનામ પ્રાપ્ત કરનાર પ્રતાપી નરેન્દ્ર.

૧૨. કાલિદાસ—કાવ્યસૌન્દર્યનો ઉચ્ચ આદર્શ આલેખનાર મહાકવિ, અને "ભારતભૂમિના શેક્સપિઅર."

૧૩. કબીર—ભેદોપભેદોથી છિન્નભિન્ન થયેલી પ્રજાને આંતર એકતાનો અને ઉન્નત જીવનનો બોધ કરનાર ધર્મોપદેશક અને સંસારસુધારક.

૧૪. અકબર—અનેક ધર્મોપધર્મથી ભિન્ન લોકો ઉપર મતાન્તર સહિષ્ણુતાથી રાજ્ય કરનાર, જુદી જુદી દિશાઓમાં પ્રખ્યાત થયેલા મહાન પુરુષોને આશ્રય આપનાર, મહાન મોગલ બાદશાહ.

૧૫. પ્રતાપ—હિન્દુસ્તાનના ઇતિહાસના એક બારીક અરસામાં ક્ષત્રિયવટનો ટેકીલો સંરક્ષક રજપૂત વીર.

૧૬. શિવાજી—હિન્દુ ધર્મ અને હિન્દુ રાજ્યસત્તાનો ઉદ્ધાર કરવા મથનાર મહારાષ્ટ્રીય વીર.

૧૭. રાજા રામમોહનરાય—અર્વાચીન હિન્દુસમાજમાં ધાર્મિક અને સામાજિક સુધારાનો પાયો નાંખનાર વિદ્વાન.

૧૮. દયાનન્દ સરસ્વતી—સડી ગયેલા હિન્દુસમાજની ધાર્મિક તથા સામાજિક રૂઢિઓ ઉપર પ્રચંડ પ્રહાર કરી, ત્હેમને વેદકાલની પ્રાચીન મહત્તાએ પહોંચાડવા મથનાર ધર્મવીર અને દેશભક્ત.

૧૯. દાદાભાઈ નવરોજજી—પોતાનું સર્વસ્વ પોતાની માતૃભૂમિને ચરણે અર્પણ કરનાર પવિત્ર દેશભક્ત.

૨૦. રાનડે—હિન્દુસ્તાનના અર્વાચીન પ્રશ્નોના અનેકદેશીય અભ્યાસી, અને ગંભીર વિચારક.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

૯.

**રા. બ. રમણભાઇ મહીપતરામ** નીચે પ્રમાણે નામ મોકલે છેઃ—

૧ પાણિનિ—મહાન્ સંસ્કૃત વૈયાકરણ.
૨ વાલ્મીકિ—આદિ કવિ અને રામાયણ રચનાર.
૩ વ્યાસ—મહાભારત રચનાર અને સૂત્રકાર.
૪ મનુ—ધર્મશાસ્ત્ર રચનાર.
૫ ભાસ્કરાચાર્ય—જ્યોતિષની શોધ કરનાર.
૬ ચરક—" આયુર્વેદ " રચનાર.
૭ બુદ્ધ—સામાજિક સુધારક અને બૌધ ધર્મ સ્થાપનાર.
૮ અશોક—હિંદના સામ્રાજ્યનો સહુથી વધારે વિસ્તાર કરનાર.
૯ શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવેત્તા અને હિંદુ ધર્મનો ફરી ઉદ્ધાર કરનાર.
૧૦ કાલિદાસ—સંસ્કૃત ભાષામાં સર્વોપરિ કવિ.
૧૧ કબીર—મહાન્ ધર્મોપદેશક અને સંસાર સુધારક.
૧૨ નાનક—શિખ ધર્મ સ્થાપનાર.
૧૩ અકબર—હિંદુસ્તાનની સર્વ પ્રજાઓને માટે રાજ કરવાની પદ્ધતિનો અને વ્યવસ્થિત રાજતંત્રનો પાયો નાખનાર.
૧૪ પ્રતાપસિંહ—રજપુતના શૌર્ય અને ધર્મભક્તિનો આદર્શ દર્શાવનાર.
૧૫ શિવાજી—મહારાષ્ટ્રનું પ્રચંડ હિંદુ રાજ્ય સ્થાપનાર.
૧૬ રાજારામ મોહનરાય—અર્વાચીન, ધાર્મિક, સામાજિક, અને રાજકીય સુધારણાનો પાયો નાખનાર.
૧૭ સ્વામી દયાનંદ સરસ્વતી—આર્યસમાજનો પાયો નાખનાર અને અર્વાચીન આર્યભાવનાને ઉદ્દીપ્ત કરનાર.
૧૮ મહાદેવ ગોવિંદ રાનડે—હિંદુસ્થાનમાં નવી જાગેલી ભાવનાઓને ઉજ્જવળ કરી ઉચ્ચ માર્ગે લઈ જનાર.
૧૯ રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર—વર્તમાન સંસ્કૃત ભાષા શાસ્ત્રના આચાર્ય.
૨૦ દાદાભાઈ નવરોજજી—વર્તમાન હિંદી રાજકીય ભાવનાઓના ધુરંધર.

અમદાવાદ, તા. ૩ એપ્રિલ ૧૯૧૨,

**રમણભાઇ મહીપતરામ નીલકંઠ.**

## ૧૦.

સૌ. વિદ્યા રમણભાઇ નીચે પ્રમાણે નામ મોકલે છેઃ—

૧ કપિલ—વેદના જ્ઞાનને તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ આપનાર.
૨ ભાસ્કરાચાર્ય—હિંદના મહાન ગણિતવેત્તા તથા ખગોળવેત્તા.
૩ પાણિનિ—સંસ્કૃત વ્યાકરણના વ્યવસ્થિત અધ્યાપક.
૪ વ્યાસ—" મહાભારત " નું મહા કાવ્ય રચનાર.
૫ મનુ—હિંદુ ધર્મશાસ્ત્રનું પુસ્તક રચનાર.
૬ ચરક—" આયુર્વેદ " સ્થાપક.
૭ બુદ્ધ—મહાન્ સામાજીક સુધારક અને બુદ્ધધર્મના પ્રસારક.
૮ શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવેત્તા અને હિંદુ ધર્મના પુનરુદ્ધારક.
૯ કાલિદાસ—સંસ્કૃત સાહિત્યના ઉચ્ચ આદર્શરૂપ કવિ.
૧૦ કબીર—મહાન્ ધર્મોપદેશક અને સંસારસુધારક.
૧૧ નાનક—શીખ ધર્મના આદ્ય પુરુષ.
૧૨ અકબર—ધર્મસહિષ્ણુતાના આદર્શ રૂપ રાજ્યકર્તા અને વ્યવસ્થિત રાજ્યતંત્રના ધુરંધર.
૧૩ અશોક—ધર્મપ્રસારણ માટે દૃષ્ટાંત લેવા યોગ્ય સ્વાર્થત્યાગી હિંદનો મહાન સાર્વભૌમ નૃપતિ.
૧૪ શિવાજી—મહારાષ્ટ્રનું પ્રચંડ હિંદુ રાજ્ય સ્થાપનાર.
૧૫ નાનાફડનવીસ—મહારાષ્ટ્રના તુટતા સ્વરાજ્યને ટકાવી રાખનાર મહાન્ મુત્સદ્દી.
૧૬ લૉર્ડ મેકૉલે—હિંદુસ્તાનમાં પાશ્ચાત્ય કેળવણીનું બીજ રોપનાર.
૧૭ રાજારામ મોહનરાય—અર્વાચીન સંસાર સુધારણાનો પાયો નાંખનાર.
૧૮ સ્વામી દયાનંદ સરસ્વતી—અર્વાચીન સુધારણા પ્રમાણે વેદધર્મના ઉપદેશક.
૧૯ લૉર્ડ રીપન—હિંદમાં સ્વરાજ્ય ભાવનાને ઉત્સાહિત કરનાર.
૨૦ દાદાભાઈ નવરોજજી—રાજકીય કર્તવ્યના હિંદી આદર્શ.

સૌ. વિદ્યા રમણભાઈ.

# સૃષ્ટિસૌંદર્યનાં કાવ્યો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૫૯ થી. )

અત્યાર સુધી આપણે જે કાવ્યો જોયાં તે મ્હોટે ભાગે આત્મલક્ષી હતાં. હવે આપણે પરલક્ષી કાવ્યો તરફ વળીએ. નર્મદાશંકરના "કબીર વડ" ને આપણે

પરલક્ષી.

પરલક્ષી કાવ્યના નમૂના તરીકે ઉપર ગણાવી ગયા છિયે. વર્ણનાત્મક કાવ્યમાં સ્વાભાવિક રીતે થવોજ જોઇએ તેવો કબીર વડનો આબેહૂબ ખ્યાલ આપવાનો પ્રયત્ન કવિએ એ કાવ્યમાં કીધો છે, અને એ પ્રયત્નને પરિણામે

'તથાપિ એ થાયે, ફુટ વિસ ગુણ્યા સો પરિધમાં'

એવી પંક્તિ પણ અંદર એને મૂકવી પડી છે. એકાદ ઠેકાણે કવિતાના ભાવ કરતાં કવિતાની વાણી ઉપર વિશેષ ભાર મૂકાઈ ગયો છે. પણ એકંદરે એ કાવ્ય હૃદય

નર્મદાશંકરનું 'કબીર વડ.'

ઉપર ઉંડી અસર કર્યા વિના રહેતું નથી. કબીર વડ સ્વપ્રે કોઇને ત્યાં ગયા વિના પણ કંઇક ખ્યાલ આવી શકે એવું સવિસ્તર રૂડું ચિત્ર કવિએ દોર્યું છે, અને એ સ્થળનું સૌન્દર્ય પણ આપણને સમજાવ્યું છે. કવિએ પોતાની અનુકરણશક્તિથી આબેહૂબ ચિતાર આપવાનો પ્રયત્ન કર્યો છે, અને પોતાના ચિત્રને સુન્દર બનાવવાને કલ્પનાશક્તિનું સાહાય્ય પણ લીધું છે. એની પ્રથમની ચાર પંક્તિઓ ટાંકીનેજ આપણે હાલ સંતોષ માનીશું:

"ભુરો ભાસ્યો ઝાંખો, દુરથી ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઉભો, નિરભયપણે એકસરખો;
દીસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હદે ધ્યાન ધરતો,
સ્હવારે એકાંતે, કબિર વડ એ શોક હરતો."

આ સ્થળે ઉમેરવાની જરૂર જણાય છે કે ઘણે પ્રસંગે અમુક કવિની પ્રશંસા કરવાના હેતુથી તેના ઉત્તમ કાવ્યને લઈને તેની સાથે નર્મદાશંકર કે દલપતરામ કે સામળ ભટની દોષવાળી કવિતાને શોધી કાઢી ઉભયની સરખામણી કરવામાં આવે છે, અને એવી રીતના પ્રયત્નથી એ કવિઓને જાણ્યે અજાણ્યે ઘણી વાર અન્યાય અપાયો છે. નર્મદાશંકર કવિ તરીકે જે ઉંચું પદ ભોગવે છે તે એનાં પ્રકૃતિવિષયક કાવ્યોથી નહીં એમ આપણે કબૂલ રાખીએ, પણ એનાં સૃષ્ટિસૌન્દર્યનાં સારાં કાવ્યોને કોરે મૂકીને જેમાં એણે જુદાં જુદાં પુષ્પોનાં નામ ગણાવ્યાં હોય એવી પંક્તિઓ ટાંકીને સામાન્ય વાંચક વર્ગને એની વિરુદ્ધજ દોરવી જવા એ સમર્થ સાક્ષર કે ઉત્કૃષ્ટ વિવેચક કરતાં વાદીની તરફેણમાં ન્યાયાસન આગળ કેસ રજુ કરનાર પક્ષકારને વધારે શોભે એવું છે.

પણ હવે આપણે નર્મદાશંકરને છોડીને દલપતરામના "અરૂણોદય" તરફ વળીએ.

"અરૂણોદય" દલપતશૈલી.

"સાહિત્યરત્ન" નામના સંગ્રહમાં પ્રસિદ્ધિ પામેલું હોવાથી એ કાવ્ય લેવું વધારે યોગ્ય ધાર્યું છે. એમાં અરૂણોદયના સમયનું સવિસ્તર વર્ણન કવિએ આપ્યું છે. "નિધિ"ના ધુધવાટથી કે પંખીના મધુરા સ્વરથી કવિએ સંતોષ માન્યો નથી, જનોને ઉંઘમાંથી ઉઠતા અને ઇશ્વરની સ્તુતિ કરતા વર્ણવીને કવિ અટક્યા નથી, પણ તે વખતનાં પહેરેલાં આછાં વસ્ત્ર તરફ પણ કવિએ લક્ષ દોર્યું છેઃ

"ઉઠ્યા જનો અંચળ અલ્પ દીસે,
જામો ન અંગે નહિ પાઘ શીશે;
જાણે થતાં બે નૃપની લ્હડાઈ,
લોકો તણી લક્ષ્મી ગઈ લુંટાઈ."

આખા કાવ્યમાં નૃપનું રાજ્યારોહણ, નૃપની લ્હડાઈ, નૃપનું રાજપાટ જવું વગેરે વિચાર કવિના મનમાં રમી રહ્યા જણાય છે, અને સંસારના સઘળા હર્ષ-શોકનું કારણ એજ હોય એમ કવિ માનતા હોય એવું ક્ષણવાર આપણને લાગ્યા વિના રહેતું નથી. **રાજપાટ** જવાથી જાણે ક્રોધ ચ્હડયો હોય તેમ નિધિ ધુધવાટ કરે છે, નવાન **રાયના** ગાંધર્વ જાણે ગુણ ગાતા હોય તેમ પંખીઓ મધુરા સ્વર ઉચરે છે, રવિનું **રાજ્ય** આવે એમ માંગતા હોય તેમ જનો ઇશ્વરની સ્તુતિ કરે છે, બે **નૃપની** લ્હડાઈ થવાથી લક્ષ્મી લુંટાઈ ગઈ હોય તેમ લોકોએ આછાં વસ્ત્ર પહેરેલાં છે, **સુરાજ્ય છતાં અંડખોર** જંપતા નથી તેવી રીતે

"રહે કુભાર્યા પતિ સાથ રૂઠી
પ્રભાતમાંથી લડતી જ ઉઠી"

એ કુભાર્યાનું સુન્દર ચિત્ર દોર્યું છે, અને સુરાજ્યનો જોગ થતાં સુજાણ લોકો સંપીને સુખ ભોગવે છે તેમ પતિવ્રતા પોતાનાં કર્તવ્યમાં રોકાય છે એમ જણાવ્યું છે. ત્યાર પછી, એજ શૈલીમાં માર્ગમાં થતું જલસિંચન, ચોકીદારમાં થતો ફેરફાર, દેવાલયો ને રાજ્યદ્વારમાં થતો વાજાંનો ઘોષ, ઉઘડેલાં 'પુરદુર્ગદ્વાર'માંથી લોકોનું જવું આવવું, વગેરે વર્ણવ્યું છે.

હાલની શૈલી.

એ "અરૂણોદય" સાથે રા. મણિશંકરે પોતાના "વસન્તવિજય"માં વર્ણવેલો અરૂણોદય સરખાવીશું તો ઉભયની શૈલીનો ભેદ વિના શ્રમે સ્હેલાઈથી સમજી શકાશેઃ

"થવા માંડ્યાં ત્યાં તો રવિઉદયનાં ચિહ્ન સઘળે,
ઉઠેલી સૃષ્ટિના વિવિધ સ્વર સાથે સહુ ભળે;
જવા માંડ્યું સર્વે સ્થળ મહિંથી અંધારૂં ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવીન સરખો રંગ પણ ત્યાં.

કોલાહલ થવા લાગ્યો અરૂણોદયથી બધે;
પૂર્વની રક્તિમા સાથે સહુ આ શોભ એ વધે.

વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે,
ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે;
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યાં ચડે છે,
ઉંચાં પ્રચંડ શિખરો નભને અડે છે.

... ... ... ... ...

વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધા કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે.

વસન્તે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં લીલાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રી એ મદન રસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી."

રાત્રિવર્ણન.
હરિલાલ.

સ્વ. હરિલાલ ધ્રુવના "રાત્રિવર્ણન અને મધુરાકાશદર્શન" માં હીરાની કણિકા જેવા ઝળકતા તારાઓ, મોતીનાં લુમખાં જેવી નક્ષત્રમાળા, ધોળી દુધના ઉભરા સમી આકાશ-ગંગા, રૂપેરી ચંદ્રની કળા, ચકોરી અને બુલબુલના, ઝરણાં અને નદીઓના, મધુરા સંગીતધ્વનિ, અને સરોવરના જળમાં તારામંડળ સાથે રાસ રચીને નાચતી શશીની કળા-એ સર્વનું ઘણા સંક્ષેપમાં સુન્દર ચિત્ર દોર્યું છે, પણ સ્થળસંકોચને લીધે એ ટૂંકું વર્ણન પણ અત્રે ઉતારવું યોગ્ય લાગતું નથી. સ્વ. મણિલાલનું "રાત્રિ" નું વર્ણન ચાર પંક્તમાંજ સમાસ પામેલું છે:

મણિલાલ.

"અંધારૂં થયું પાતળું નભ વિશે, તારાદ્યુતિ નીતરી;
વીણા તાલ મૃદંગ રાગ તરીને, કાને પડે આ ઘડી;
રાત્રિ આ ઝણુણાટ જેમ કરતી, વેગે ઉડી જાય છે,
નિદ્રાની મીઠી પાંખમાં જન બધા, જંપે પ્રશાન્તિ વિષે."

પ્રકૃતિ અને મનુષ્યના સમ્બન્ધ વિષે કલાપીના વિચાર આપણે તપાસ્યા. પ્રકૃતિવિષયક આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યો અનેક આપણે જોયાં. નર્મદ અને દલપતની શૈલી અને નવી શાળાની શૈલીમાં શો ફેર છે તે પણ આપણે જોયો. હવે આપણે જરા આગળ વધીએ. અત્યાર સુધી જોયલાં કાવ્યોમાં મ્હોટે ભાગે કુદરત તરફજ કવિનું લક્ષ હતું. કુદરતનો મનુષ્યના હૃદય સાથે શો સમ્બન્ધ છે તે સમજાવવાનો, કુદરતના અમુક પદાર્થથી કે અમુક બનાવથી ઉપજેલા વિચારો બહાર કાઢવાનો, અથવા તો કુદરતના તે તે પદાર્થ કે તે તે બનાવ વર્ણવવાનો કવિનો એકલો હેતુ હતો. પણ માનવ-વૃત્તાન્ત આપવાનો પ્રધાન ઉદ્દેશ રાખીને રચાયલાં કાવ્યોમાં પણ કુદરતનો અનેક પ્રકારે ઉપયોગ કરવામાં આવે છે, તેમાંના કેટલાક પ્રકાર આપણે હવે તપાસીશું.

અમુક માણસનું, તેના મુખ પર જણાતા જુદા જુદા ભાવનું, તેને થતા જુદા જુદા અનુભવનું ચિત્ર આપતાં તે તે વિષયને માટે પ્રકૃતિના વ્યવહારમાંથી સામ્ય ઘણી વાર શોધવામાં આવે છે. આ પ્રકારના દાખલા રા. નરસિંહરાવના "મત્સ્યગન્ધા અને શાન્તનુ" માંથી ઘણા મળી આવે છે, તેથી એ કાવ્યને આપણે એ દૃષ્ટિથી તપાસીશું. એ તપાસમાં બીજા પણ કેટલાક પ્રકાર આપણી નજરે પડ્યા વિના રહેશે નહીં.

માનવવૃત્તાન્તમાં કુદરતનું સ્થાન.

મત્સ્યગન્ધાના ગાનથી એ કાવ્યની શરૂઆત થાય છે. એ કાવ્યમાં નાયિકા રૂપકાલંકારથી સન્ધ્યાના રંગથી રંગાયલી સરિતાના ઉર ઉપર સ્વચ્છન્દે નાચતી અને રમતી લહરી તરીકે, વિશાળ વ્યોમના જળમાં આનન્દથી તરતી મુગ્ધ કપોતી તરીકે, લીલા વનમાં યથેચ્છ વિહરતી મૃગલી તરીકે પોતાને વર્ણવે છે, અને વિલાસિની સરિતલહરી, ઉચ્ચવિહારિણી કપોતી, અને મનોહરી મૃગલી—એ પ્રકૃતિના પદાર્થો સાથે સ્વતંત્રતાના ભાવને લીધે તાદાત્મ્ય અનુભવે છે. મીઠું ગીત ગાતી ગાતી અને નાવડું નચાવતી નચાવતી એ આવતી હોય છે તેના મધુર સંગીતને લીધે કવિ તેને કોકિલાની સાથે સરખાવે છે અને કહે છે:

'મત્સ્યગન્ધા અને શાન્તનુ.'

"કો કોકિલા વનવને ઉડતી જ હર્ષે,
માધુર્ય કંઠ મહિંથી અવિરામ વર્ષે;
હેલો ભર્યો મધુર આ રવ આમ રેલે,
માધુર્ય આ સરિતના જળમાંહિં રેડે."

એ સંગીતસમયે પ્રકૃતિની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન પણ કવિ સાથે સાથે આપે છે.

"સન્ધ્યાનું તેજ સરિતાજળમાં પૂરાયું,
ચંદાનું તે ઉપર કાંઈ ઝીણું છવાયું;—
એ તેજસંગમ વિશે રવ એહ તર્તો,—
ને તીરકુંજ છુપી શાન્તનુ પાન કર્તો."

• કૂદતું અને નાચતું અને ગીતસુધા વરસાવતું નાવડું તે અતિ મનોહર સુન્દરી સાથે આવીને તટને સ્પર્શે છે એટલે સહસા તીરકુંજમાંથી રાજા પાસે ધસી આવે છે, અને મુગ્ધા ગુંજતી બન્ધ પડે છે. તેના મુખ ઉપર શરમના શેરડા પડે છે. લજ્જાના રંગથી રંગાયલા મુખને સન્ધ્યાના મુખની સાથે કવિ સરખાવે છે:

"લજ્જાએ રંગ પૂરીને ગુલાબી મૃદુ ગાલમાં,
સન્ધ્યાના મુખની શોભા હરી છે ક્ષણ વારમાં."

રાજા એ સુન્દરી આગળ નદી પાર જવાની પ્રાર્થના કરે છે, અને એ બાળા કર્તવ્યવશ હોવાથી એ પ્રાર્થનાને તુચ્છકારી શકતી નથી. માર્ગમાં અધવચ રાજા પોતાના હાથમાં હલેસું લઇને નાવડું થોભાવે છે, અને પોતાના અંતઃકરણની વાર્તા તે બાળાને કહી સંભળાવે છે.

એ વાર્તા મત્સ્યગન્ધાએ ગાયેલી પ્રારમ્ભની ગરબીના રૂપકને અનુલક્ષીને ઉત્તર રૂપ છે. એ વાર્તા સાંભળી મુગ્ધા મૂઢ બનીને અબોલા ઊભી રહેછે, અને એ ગભરામણની સ્થિતિમાં પોતે ક્યાં છે, પોતાની આગળ કોણ છે, અને તે શું બોલે છે તેની સમજ એને રહેતી નથી. એવી સ્થિતિમાં પ્રકૃતિના પદાર્થોનો અને એના હૃદયનો સમ્બન્ધ કવિ નીચલી પંક્તિઓમાં વર્ણવે છેઃ

"નીચું નિહાળતી રહી જળ માંહિં બાલા,
શું એ ગણંતી તરતા પ્રતિબિમ્બતારા?
આકાશ, તીર, તરુવૃન્દ જ આસપાસે,
મુગ્ધાની આંખ્ય સમીપે તરતાં જ ભાસે.."

દૃષ્ટિએ દૃષ્ટિ જોડયા વિના એ મુગ્ધા નિશ્ચલ ઊભી રહે છે, અને પોતાથી પણ જોઈ શકાય નહિં એવા વિચારોદધિમાં ડુબી ગઈ છે. એની એવી સ્થિતિ જોઇને રાજા એ સુન્દરીના વદન તરફ અર્ધમીંચી આંખે મધુરૂં મધુરૂં જોતો હૃદયના ઉભરા બહાર કાઢે છે, આકાશના અણગણ તારાઓને અને સનાતન વ્યોમને પોતાના નિશ્ચલ અને ઉંડા પ્રેમના સાક્ષી બનાવે છે, અને ચન્દ્રિકા પણ પોતાની ઉજ્જ્વલતાથી એ પ્રેમને અનુમોદન આપી રહી છે એવી કલ્પના કરે છે. એ વચનોથી મુગ્ધાના વદન ઉપર જે મનોહર સ્મિતની લહરી રમે છે તેને કવિ ફીકી પડેલી ચાંદની ઉડી જતાં તેને સ્થાને આવતી કૂમળી ઉષા સાથે સરખાવે છે અને કહે છેઃ

"ફીકી ઊડી જઈ જ ચાંદની વ્યોમમાંથી,
આવે ઉષા મૃદુ કપોલ ધરી ગુલાબી;
હેવી મનોજ્ઞ લહરી સ્મિત કેરી ઝીણી,
મુગ્ધા તણા વદનમાં ઉગી જો ! નવીની."

એ સ્મિતથી ઉત્તેજન પામીને રાજા તેની પાસે પાસે જતો તેના કોમળ અંગને સ્પર્શે છે, અને કંઇક શરમાતી, કંઇક ગભરાતી, અને કંઇક હરખાતી મનોહર સુન્દરીને ચુમ્બન કર્યાનો પરમ આનન્દ પ્રાપ્ત કરે છે.

આ કાવ્યમાં સ્વચ્છન્દે વિહરતી સરિતની લહરીનો, આકાશમાં ઉડતી કપોતીનો, અને વનમાં રમતી મૃગલીનો, મધુર સંગીત વરસાવતી કોકિલાનો, વિવિધ રંગથી શોભતી સન્ધ્યાનો, અણગણ્યા તારકો અને સનાતન વ્યોમનો, પ્રોજ્જ્વલ ચન્દ્રિકાનો અને કૂમળી ઉષાનો માનવ-વૃત્તાન્ત સાથે કેવી રીતે સમ્બન્ધ જોડવામાં આવે છે તે આપણે જોયું. બીજું ઉદાહરણ, આપણે "ઉત્તરા અને અભિમન્યુ" એ નામના કાવ્યમાંથી લઇશું. નવો પરણેલો અભિમન્યુ યુદ્ધમાં જાય છે અને ઉત્તરા એને રોકે છે એ સુપ્રસિદ્ધ કથાને આધારે એ કાવ્ય લખાયલું છે. એક ભયંકર સ્વપ્નમાંથી નવોઢા ઝબકી ઉઠે છે તેને તેનો વીર પતિ આશ્વાસન આપે છે, તેના ધબકતા ઉરને પોતાના ઉર સાથે દાબે છે, અને તેના ગાલ પરનાં આંસુ લ્હુવે છેઃ

'ઉત્તરા અને અભિમન્યુ'

"હેતું વહી જ રણધીર નવીન નાથ,
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબ કળી ઝાકળબિન્દુ ધારે,
હેવા કપોલ પર આંસુ ધીરે સમારે."

અહીં ગાલ ઉપરનાં આંસુને ગુલાબકળી ઉપરનાં ઝાકળબિન્દુ સાથે કવિએ સરખાવ્યાં છે. "વદાય" એ નામના કાવ્યમાં પોતાની પ્રિય સખીનો વિદેશ જવાનો સમય આવી લાગવાથી કવિ શોકગ્રસ્ત થાય છે, અને કહે છે કે જેવી રીતે સલુણી સન્ધ્યા લુપ્ત થવા છતાં તેના રંગ નયન આગળ રમી રહે છે, આનન્દ આપતું મીઠું ગાયન બન્ધ પડયા છતાં તેના રણકાર શ્રવણમાં ભમ્યાં કરે છે, ખીલેલું–હસતું–કુસુમ કરમાવા છતાં તેની સુગન્ધ મનમાં વાસ કરીને મ્હાલ્યાં કરે છે તેવી રીતે ત્હારૂં દર્શન આજ લુપ્ત થાય છે, પણ ત્હારા ગુણો હંમેશાં મ્હારા સ્મરણમાં રમ્યાં કરશેઃ

"વદાય."

"સંધ્યા સલૂણી થઈ લુપ્ત સુષુપ્ત થાએ,
તેને રમે તદપિ રંગ રુડા બધા એ;
આનંદ દેતું મૃદુ ગાન વિરામ પામે,
તો એ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે;

ખીલી હસે કુસુમ તે કરમાય જ્યહારે,
તો એ સુગંધ મનમાં કરી વાસ મ્હાલે;
હા! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદાએ."

અહીં એ પ્રિય સખીની સાથેના પરિચયનો વૃત્તાન્ત અને તેની ન ભૂસાય એવી હૃદય પર પડેલી છાપને સંધ્યાના રંગ, મૃદુ ગાયનના ધ્વનિ, અને કુસુમની સુગન્ધ,–એ કુદરતના પદાર્થોના હૃદયમાંથી ન ખસે એવા મધુર સંસ્કાર જોડે કવિ સરખાવે છે. એની સાથે એવાજ ભાવ પ્રકટ કરતી શેલીની નીચલી પંક્તિઓ સરખાવવા જેવી છેઃ

"Music, when soft voices die,
Vibrates in the memory;
Odours, when sweet violets sicken,
Live within the sense they quicken;

Rose-leaves, when the rose is dead,
Are heaped for the beloved's bed;
And so thy thoughts, when thou art gone,
Love itself shall slumber on."

'ફુલમણિ દાસીનો શાપ" એ કાવ્યની પ્રથમની ચાર પંક્તિઓમાં કુદરતના પદાર્થો પરથી લેવાયલું રૂપક છે. સંમતિવયનો કાયદો જે કેસ ઉપરથી ઉત્પન્ન થયો તે પ્રસિદ્ધ કેસ (જેમાં હરિમોહને ૧૧ વર્ષની ઉમ્મરે પરણેલી કૂમળી કન્યાનું અકાલ સમાગમથી મૃત્યુ આણ્યું હતું) ને આધારે આ કવિતા રચાઈ છે. એ કવિતાની પ્રથમની પંક્તિઓ આ પ્રમાણે છે:

'ફુલમણિ દાસીનો શાપ.'

"અધીરા એ ભૃંગે કુસુમકળી મર્દી બળ કરી,
ન જાણ્યું જે થાશે પરિમૃદિત સાજી નવ ફરી;
દીઠું જે મોહાન્ધે અનુભવ્યું ન તે સૌરભ વળી-
અને સોંપી મૃત્યુશરણ પશુનાથે ફુલમણિ."

રા. નરસિંહરાવનાં કાવ્યોમાંથી અનેક ઉદાહરણો આપીને કુદરતનો માનવ-વૃત્તાન્તમાં થતો ઉપયોગ આપણે બતાવ્યો. રા. ન્હાનાલાલના "વસન્તોત્સવ" માંથી એક ઉદાહરણ આપીને આપણે એ પ્રકરણ સમાપ્ત કરીશું:

'વસન્તોત્સવ.'

"કોઈ વર્ષાના સન્ધ્યાસમયે,
નિસ્તેજ બાલચન્દ્ર ઉપર
મેઘધનુષના રંગ
આવી આવી ઉડી જાય છે:
વિલસુને ઝાંખે મુખડે,
એવી લજ્જારેખા બેઠી;
ને બેસતાંજ ઉડી ગઈ."

હાલ જે પ્રકાર આપણે વર્ણવ્યો તેમાં તો કુદરતના જુદા જુદા વ્યાપારમાંથી સામ્ય શોધીને તેનો માનવ-વૃત્તાન્તને દીપાવવાને માટે ઉપયોગ કરવામાં આવે છે. પણ તે ઉપરાંત અમુક વૃત્તાન્તની વાંચકહૃદય ઉપર સચોટ છાપ પાડવાને માટે એ વૃત્તાન્તને યોગ્ય પશ્ચાદ્‌ભૂમિ તરીકે પ્રકૃતિના બનાવોનું ચિત્ર ઘણી વાર આલેખવામાં આવે છે. એવાં ચિત્રો રા. નરસિંહરાવની "હૃદયવીણા"નાં વિધવાસમ્બન્ધી કાવ્યોમાં ઘણાં આવે છે. પણ વિધવા સમ્બન્ધી કાવ્યોનું વાંચન કેટલાકની રસિકતાને ક્ષતિકર લાગવાનો ભય હોવાથી એવો ગંભીર દોષ (!!!) જેમાં નથી તેવું "ચિત્રવિલોપન" નામનું કાવ્ય લઈને આપણા હાલના કામને માટે જરૂરની પ્રથમ પંક્તિઓને તપાસીશું. મેરી નામની ૨૬ વર્ષની યુવતિ ૩૨ દિવસની કૂમળી કન્યાને ઉછંગમાં લઇને રમાડતી વ્હાણમાં બેસીને પોતાનો પતિ (જે કિલ્લામાં હતો) તેને થોડા સમયમાં મળવાના ઉત્સાહભર્યા વિચારમાં છે, એટલામાં નાવ બૂડવાથી એ મધુરૂં ચિત્ર વિલુપ્ત થાય છે, એ વૃત્તાન્તની પશ્ચાદ્‌ભૂમિ તરીકે સૂર્યાસ્ત પછી તરતનો સમય કલ્પીને કવિ તે વર્ણવે છે:

માનવવૃત્તાન્તની પશ્ચાદ્‌ભૂમિ તરીકે કુદરતનો ઉપયોગ.

'ચિત્રવિલોપન.'

"સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે,
આ શુક્રતારાકર્ણીને શી રંગે !
ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો,
જોતી રહી રસથકી રવિનાથ પેલો.

પ્રીતેથી પીતી સુખ વર્તમાન,
ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરું,
એ ચિત્ર દૂર વસતું લવકાળ કેરું."

મેરીના ઉછંગમાં જેવી રીતે તેની બાલિકા રમતી હતી તેવી રીતે સન્ધ્યાના ઉછંગમાં અહીં શુક્રતારા રમે છે; તેનો પતિ જેમ કિલ્લાની અંદર હતો તેમ એ સન્ધ્યાનો નાથ (રવિ) તે પણ સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો છે; અને તે જેમ પોતાના પતિને મળવાની ઉત્સુક બની રહી હતી તેમ સન્ધ્યા પણ પેલા રવિનાથને રસ થકી જોઈ રહી છે. એ પ્રમાણે "એ ચિત્રરેખામાં કાવ્યની નાયિકા અને હેની બાલિકાનું સામ્ય, એ નાયિકાના ભાવનું પ્રતિબિમ્બ, અને તે વખતે થવાના કરણ બનાવની પૂર્વચ્છાયા" વગેરે ધ્વનિ સમાયા છે. અહીં જે કુદરતનું વર્ણન આપવામાં આવ્યું છે તે વર્ણન આપવા ખાતર નહીં પણ કાવ્યનો જે મુખ્ય વૃત્તાન્ત છે તેને દીપાવવાના હેતુથી જ અપાયલું છે.

ત્યારે આપણે બે પ્રકારનાં કાવ્યો તપાસ્યાં. પ્હેલાં, આપણે જેમાં કુદરતની સુન્દરતા પ્રકટ કરવાનોજ મુખ્ય ઉદ્દેશ છે એવાં કાવ્યો જોયાં, અને ત્યાર પછી જેમાં માનવ—વૃત્તાન્તને વધારે અસરકારક બનાવવાને માટે કુદરતના પદાર્થો કે કુદરતના બનાવોમાંથી સામ્ય શોધવામાં આવે છે અથવા તો કુદરતનું વર્ણન વૃત્તાન્તને યોગ્ય પશ્ચાદ્ભૂમિ તરીકે મૂકવામાં આવે છે તેવાં કાવ્યો જોયાં. પણ કેટલાંક કાવ્યો એવાં હોય છે કે જે પ્રકૃતિના સ્વરૂપનું વિવરણ કરતાં હોવા છતાં પ્રકૃતિના તે તે પદાર્થમાં ચેતનવત્ ભાવનું આરોપણ કરવામાં આવેલું હોવાને લીધે અને તેઓને મનુષ્યના જેવો વ્યવહાર ચલાવતાં, મનુષ્યના જેવી વાણી વાપરતાં અને તેના જેવું વર્તન રાખતાં કવિએ કલ્પેલાં હોવાથી કુદરતની લીલાનાં તેમજ મનુષ્ય-વૃત્તાન્તનાં રસિક મનુષ્યોને એકસરખો આનંદ આપી શકે છે. રા. નરસિંહરાવનું "દિવ્ય સુન્દરીનો ગરબો," સ્વ. કલાપીનું "કમલિની," સ્વ. ગોવર્ધનરામનાં "આકાશ" અને "નદી" એ આવાં કાવ્યના નમૂના છે.

જડમાં ચેતનવત્ ભાવનું આરોપણ. તેના બે પ્રકાર.

જડમાં ચેતનવત્ ભાવ કવિ કેવી રીતે આરોપે છે તેનાં ઉદાહરણની તો ભાગ્યેજ જરૂર હશે. "ઉનાળાના એક પ્હોરનું સ્મરણ" એ કાવ્યમાં ચુંબનના વ્યાપારને ઝીણી નજરથી જોતો તારલાને કલ્પ્યો છે:

"વિષમ સંકટ ઘૂમતી (થી ?)
હૃદય મુજ આકુળ બને;
વિશ્વમાયા ઘૂમતી,
ભ્રમણે ચઢાવે જો! મ્હને; ૫

લોપશે કો ધૂમને ?
ભ્રમણ શમશે કો ક્ષણે ?
હૃદય નિર્મળ કંઈ બને ?
ને આત્મ મુજ શાન્તિ ભણે ?"

કોકિલા કહે-" જે ક્ષણે
દિવ્યગાનો તું સુણે." ૧૦

( ખંડ શિખરિણી. )

વિમલ સ્મિત પ્રાચીમુખ વિશે,
ઉદિત રવિ પૂરે કંઈ રસે !

અને ગાનો ઊંડાં અનુપમ સુણ્યાં દિવ્ય ગણુતાં,
અને આત્મા મ્હારો કંઈ તર્યો રહ્યો ગાનસરમાં."

મોહનલાલ પાર્વતીશંકર દવે.




---

# આપણા રાજરાજેન્દ્રની કાર્ય પદ્ધતિ.

( ૧૯૧૨ ના જાન્યુઆરીના સ્ટ્રેન્ડ મેગેઝીનમાં આવેલા How the King works. નામના લેખ ઉપરથી.)

૧. જુના સમયના "ગોલ" ની પેઠે શેહેનશાહ જ્યોર્જના દરબારના ત્રણ ભાગ પાડેલા છે. લાર્ડ સ્ટુઅર્ડ, લોર્ડ ચેમ્બરલેન, અને "માસ્ટર ઓફ ધી હોર્સ," આ પ્રમાણે વિભાગ પાડ્યા છે. ખરી રીતે જોતાં એક ચોથું ખાતું પણ છે, તે સૌ કરતાં મૂખ્ય છે. કારણ તે શેહેનશાહના ખાનગી અધિકારીઓનું છે, તે લોર્ડ સ્ટેમ્ફર્ડહેમના પ્રમુખપણા નીચે છે. લોર્ડ સ્ટેમ્ફર્ડહેમને પ્રજા સર આરથરબીગ નામે ઓળખે છે. અનુક્રમ પ્રમાણે લાર્ડ સ્ટુઅર્ડ

પ્રથમ ગણાય છે, પછી લોર્ડ ચેમ્બરલેન અને "માસ્ટર ઑફ્ ધી હોર્સ." હાલ તે જગ્યાઓ અર્લ ઑફ્ ચેસ્ટરફીલ્ડ, અર્લ સ્પેન્સર, અને અર્લ ઑફ્ ગ્રેનાર્ડથી રોકાયલી છે. અને શેહેનશાહનો હેવો સખત કાયદો છે કે આ જગ્યાઓ માત્ર ઉમરાવોને જ મળી સકે. કારણ આ સર્વ રાજદ્વારી જગ્યાઓ છે.

૨. શેહેનશાહનો પ્રાઇવેટ સેક્રેટરી સરકારી ખાતાંમાં નથી ગણાતો, તે જરા નવાઈ જેવું છે, કારણ દરબારી કાર્યનો સર્વ વ્યવહાર ત્હેને તાબે છે. મનુષ્યનું હૃદય જેમ આખા શરીરની ધોરી નસોને લોહી પુરૂં પાડે છે તેમ શેહેનશાહનો પ્રાઇવેટ સેક્રેટરી દરબારનાં બધાં ખાતાંઓને ચલાવે છે.

૩. જ્યહારે શેહેનશાહને સરકારી હુકમનામા ઉપર સહી કરવી હોય છે, ત્યહારે લોર્ડ ચેમ્બરલેન અથવા અર્લ મારશ્યલ ઑફ્ ઇગ્લન્ડ કરે છે. તે દરબારના અધિકારીઓ નથી પણ રાજ્યના અધિકારીઓ છે. જ્યહારે શેહેનશાહ પોતાની તરફથી પ્રજાને સંદેશો મોકલાવે છે, અથવા પ્રજા તરફથી આવેલા જરૂરના પત્રોનો ઉત્તર દેવાનો હોય છે, ત્યહારે તે પત્રનો મુસદ્દો પ્રાઇવેટ સેક્રેટરી કરે છે, અને શેહેનશાહની સંમતિ માટે આપી, સંમતિ મળયેથી પછી છપાવવા મોકલી દે છે. આ પ્રમાણે સધળી કોર્ટ, મીજલસ, લ્હેવી, અને નાચ વગેરેનાં નિમંત્રણના પત્રો લોર્ડ ચેમ્બરલેનનું ખાતું, સ્ટેબલ યાર્ડ, સેંઈન્ટ જેમ્સ પેલેસમાંથી આવે છે. શેહેનશાહને તથા શેહેનશાહબાનુંને ત્હાં ખાનગી જમણ અથવા શિકાર કરવાનું, "બાલ મોરલ" અથવા યોર્ક કોટેજમાં નોતરૂં લોર્ડ સ્ટેમ્ફર્ડહેમ શેહેનશાહનાં ખાનગી કામ કરનાર સેક્રેટરી તરીકે મોકલે છે.

૪. બધાં ખાતાંઓ કરતાં આ ખાતું જે ઓછું જાણમાં છે તે ઘણું ગમતી છે. તે બર્કીંગહામ મહેલના પ્હેલે માળ જે ભાગ "ગાર્ડન ફ્રન્ટ"ને નામે ઓળખાય છે ત્હેને શેહેનશાહ પોતાની ઓરીસ કહે છે. પ્હેલાં તે ખંડ શેહેનશાહ એડવર્ડ વાપરતો હતો. તે ખંડ, જે ખંડમાં શેહેનશાહ એડવર્ડ મરણ પામ્યો હતો તે ખંડની પાસે છે. તે ખંડમાં પવન અને અજવાળું સારી રીતે આવે છે, અને સાદાઇથી શણગારેલો છે. થોડાં વર્ષ ઉપર જ્યહારે રાજા એડવર્ડે જાણ્યું કે રાજકીય કામ સ્હેલાઇથી પતવી દેવાય ત્હેવું નથી, ત્યહારે ત્હેણે એક "રોલ ટોપ" વાળો મેજ કરાવી આ ખંડમાં તે વખતના પ્રિન્સ ઑફ્ વેલ્સ માટે મુકાવ્યો, તે મેજ હાલ શેહેનશાહ જ્યોર્જ વાપરે છે. અને જે મ્હોટા મેજ ઉપર ઘણા કલાક સ્વર્ગસ્થ રાજાએ કામ કરવામાં કાઢયા હતા તે મેજ તે વખત જે સ્થિતિમાં હતો તે જ સ્થિતિમાં હાલ પણ છે.

૫. ઉપર કહેલા શેહેશાહના લખવાના ખંડમાં બીજી બાજુએ એક બીજો ટેબલ છે, તે લોર્ડ સ્ટેમ્ફર્ડહેમ વાપરે છે, ને વખતે કાંઈ અગત્યનું કામ પડે માટે શેહેનશાહના એસીસ્ટન્ટ સેક્રેટરીઓ તથા બીજા ન્હાના અમલદારો એ ખંડમાં હાજર રહે છે.

૬. શેહેનશાહ જ્યોર્જ સ્હવારમાં ઘણા વ્હેલા ઉઠે છે. જ્યહારે ત્હેના સેક્રેટરીઓ રોજનું કાર્ય શરૂ કરવાને આવે છે, ત્યહારે શેહેનશાહને ઘણી વાર કાગળ કામમાં રોકાયલા જૂવે છે. શેહેનશાહ અને શેહેનશાહબાનુને નામે આવેલા પત્રો ત્હેમને બારોબાર ગમે તે મેહેલમાં

જ્યહાં હોય ત્યહાં "જનરલ પોસ્ટ ઑફીસ" માંથી સીલ કરેલી કોથળીમાં મોકલાવી દેવામાં આવે છે. ઘણું ખરૂં જ્યહારે શેહેનશાહ જમી રહેવા આવે છે ત્યહારે બકીંગહામ મેહેલમાં આ કોથળી આવે છે, ને "ડયુટી" ઉપર જે સેક્રેટરી હોય ત્હેના તાબામાં આપવામાં આવે છે. સેક્રેટરી આ પત્રો જુદા જુદા કરી મુકે છે. જે પત્રો ઘણી અગત્યના હોય છે તે શેહેનશાહને તે જ રાત્રે આપે છે. શેહેનશાહ તે પત્રોનો તરત જ નિવેડો આણતો નથી, તરત ત્હેના ઉપર નજર ફેરવી લઈ ટૂંકી નોંધ કરી તે પત્રો તાળાવાળી પેટીમાં બંધ કરી મૂકે છે, અને બીજે દિવસે સ્હવારમાં પાછા તે કાઢે છે.

૭. સ્હવારમાં જમ્યા પછી શેહેનશાહને ઘણો જ થોડો વખત મળે છે. કારણ તરત જ બીજા પત્રોની મ્હોટી થેલી સ્હવારમાં આવે છે. માત્ર જે લોકોના હાથમાં દરબારી ટપાલની થેલી આવી હોય તે લોકો જ સમજી સકે કે કેટલા બધા પત્રોથી તે ભરાયલી હોય છે. અને ત્હેમાં કૈસર અને ઝારથી માંડીને તે ઘેલા માણસો (જે શેહેનશાહ ઉપર પોતાનો સંપૂર્ણ હક માને છે) ના પણ પત્રો આવેલા હોય છે. પણ આ કાર્ય ચલાવવાની ઉત્તમ વ્યવસ્થાને લીધે, ભારે પત્ર વ્યવહારનું કામ ટુંકા સમયમાં કરી દે છે. લોર્ડ સ્ટૅમ્ફર્ડહેમ જ્યહારે કામ ઉપર હાજર હોય છે ત્યહારે તે દરેક કાગળ ઉઘાડી વાંચી જૂવે છે, અને તે પત્રોનો થોકડો મ્હોટી કયરમજી રંગની ચામડાની છાબડીમાં મૂકે છે.

૮. આ પ્રમાણે દરેક પ્રકારનાં જાહેર નિમંત્રણો એક જુદી છાબડીમાં મૂકે છે. ધર્માદા ખાતાંઓની અરજીઓ વળી બીજીમાં મૂકે છે, અને એક ન્હાની છાબડીમાં "હાઉસીઝ ઑફ પાર્લામેન્ટ" ના સરકારી રીપોર્ટ મૂકે છે. અને ચોથી છાબડીમાં કેટલાક ખાનગી પત્રો મૂકવામાં આવે છે. આખરે એક ન્હાનો પણ ઘણાં જરૂરના પત્રોનો જથો રહે છે, તે સર્વ રાજ્યકર્તાઓના એલચીઓના બ્હાર ગામથી આવેલા અથવા લન્ડનના પ્રધાનના પત્રો હોય છે. ટપાલની કોથળી ઉઘાડવાનું જે'ના તાબામાં હોય છે ત્હેના તાબામાંથી આ પત્રો એક ક્ષણ પણ છૂટા મૂકવામાં આવતા નથી. આ પત્રો માટે શેહેનશાહના મેજ ઉપર એક ખાસ પેટી મૂકેલી હોય છે તે પેટીના ઢાંકણા ઉપર, ગમે તેટલા મ્હોટા પરબીડીયાના પત્રો પેટીમાં નાંખે તે જઈ સકે ત્હેવી ગોઠવણ રાખેલી હોય છે. અને પેટીને "પેટન્ટ" તાળુ વાસેલું હોય છે. આ પેટીની કુંચી ફક્ત શેહેનશાહ, લોર્ડ નોલ્સ અથવા લોર્ડ સ્ટૅમ્ફર્ડહેમ કને જ રહે છે.

૯. દરરોજ સ્હવારે ઉપર વર્ણવેલી પેટીમાંના પત્રો પ્હેલાં શેહેનશાહને આપવામાં આવે છે. અને ત્હેની સાથે તે દિવસે કરવાના કામની યાદી પણ આપે છે. ઘણે પ્રસંગે તો કેટલાક પત્રોનો ઉત્તર લખવાનું કામ શેહેનશાહ પોતે જ કરે છે, પણ તેમ કરવાની જો સગવડ નથી હોતી તો પોતાના એકાદ સેક્રેટરીને ઉત્તર લખવાનું સોંપે છે. શેહેનશાહ ઉતાવળથી નિર્ણય કરતો નથી, પણ પત્રોમાં જે શબ્દો લખવાના હોય તે પ્રત્યેક શબ્દોનો પૂરેપૂરો વિચાર કરે છે. આ વિષયમાં શેહેનશાહ ત્હેમના સ્વર્ગસ્થ પિતાથી તદ્દન જુદા પડે છે. શેહેનશાહના સ્વર્ગસ્થ પિતા ઘણા અગત્યના પત્રોના ઉત્તર પણ થોડી પળમાં લખી નાંખતા અને એકવાર કરેલો ઠરાવ બાગ્યે જ ફેરવતા હતા. શેહેનશાહ પોતાની મેળે જ પત્રો લખે છે ત્હેની નકલો ઘણી સંભાળથી રખાય છે, અને તે વીન્ડઝર મેહેલમાં ત્હેમના ખાનગી પત્રો ભેગી રાખે છે.

૧૦ શેહેનશાહ પોતાને જાતે કરવાનું કામ કરી રહ્યા પછી, પાર્લામેન્ટમાં પ્હેલે દિવસે થયેલા કામનો રીપોર્ટ તપાસે છે. આ કાર્ય શેહેનશાહ ઘણા લક્ષ પૂર્વક કરે છે, અને ઘણી વાર તો કેટલાક વિષયોની વધારે હકીકત, તથા ત્હેનાં પરિણામ શાં આવ્યાં તે જણવવાની આજ્ઞા કરે છે. કોઈ વખતે વડા પ્રધાન અથવા "ફોરીન સેક્રેટરી"ને શેહેનશાહ પોતાના મેહેલમાં અમૂક સમયે બોલાવી નવા ઉત્પન્ન થયેલા પ્રશ્ન વિશે સંપૂર્ણ વિગત પૂછે છે. શેહેનશાહ જ્યોર્જ માત્ર નામના રાજ્યકર્તા ગણાવવામાં સંતોષ પામતા નથી પરંતુ રાજ્યના ખરા અને શ્રેષ્ઠ રાજ્યકર્તા થવાની ઈચ્છા રાખે છે. રાજા એડવર્ડ યુરોપિયન રાજ્યનીતિના માહિતગાર તરીકે વખણાતા હતા, તેટલું ઊંડું જ્ઞાન આપણા હાલના શેહેનશાહને નથી, પરંતુ તે હમેશાં દુનિયાના પ્રત્યેક દેશમાં શા શા બનાવ બને છે ત્હેની ખબર રાખે છે. અને જેવું ત્હેમને કોઈ પણ રાજ્યની, કોઈ પણ દેશ સંબન્ધી અણબનાવ થવાનો સંભવ લાગે છે ત્હારે પોતાનાથી તરત સ્હેલાઇથી જોઈ સકાય મારે તે તકરારી પ્રદેશના મ્હોટા નકશા લટકાવે છે.

૧૧ તે ઉપરાંત શેહેનશાહ જ્યોર્જ દરબારનાં બીજા ખાતાંઓ ઉપર ઘણી સાવચેતીથી નજર રાખે છે, ત્હેમને ઘોડાનો પણ ઘણો શોખ છે, પણ ત્હેમના પિતા રાજા એડવર્ડને જેટલો સરનો માટે ઉત્સાહ હતો તેટલો હામને નથી અને જ્યારે તે શેહેરમાં હોય છે ત્હારે બાગ્યે જ એકાદ દિવસ બાદશાહી અશ્વશાળામાં ગયા વગર કાઢે છે. અર્લ ઑફ ગ્રેનાર્ડના હાથ નીચેના ઑનરેબલ W. C. W ફીટ્ઝ વિલીયમ જે દરબારી અશ્વશાળાના અધિકારી છે ત્હેમની સાથે શેહેનશાહ પત્ર વ્યવહાર નિત્ય ચાલુ રાખે છે. જ્યારથી શેહેનશાહ જ્યોર્જ ગાદી ઉપર આવ્યા છે ત્હારથી બાદશાહી અશ્વશાળામાં ઘણા ફેરફાર થઈ ગયા છે. ઘણે ભાગે ઘોડાઓને બદલે મોટરકાર દાખલ કરી છે, હાલથી દસ વર્ષ પૂર્વે અશ્વશાળામાં જેટલા ઘોડા હતા તેથી ચોથા ભાગના રહ્યા છે.

૧૨ ઈંગ્લાન્ડના રાજાની પ્રખ્યાત ગાડી જે પાર્લામેન્ટ ઉઘડવાને દિવસે તથા બીજા મૂખ્ય પ્રસંગે વપરાતી હતી તે હાલના વખતમાં વપરાતી ન હોવાથી બાદશાહી ગાડીના કારખાનામાં સંભાળથી ઢાંકી રાખી છે, પણ કેટલાક ઘોડાઓ હજી વપરાય છે. શેહેનશાહબાનુ મેરી પાર્કમાં જાય છે, અથવા તો ખરીદી કરવા જાય છે ત્હારે સુશોભિત કાળા ઘોડાની જોડી વાપરે છે, અને શેહેનશાહને સ્હવારમાં સવારી માટે બે ત્રણ ઉત્તમ ઘોડાઓ હાજર હોય છે. બીજા કેટલાક ઘોડાઓ શેહેનશાહના અમલદારોના વપરાશ માટે રાખેલા છે. અશ્વશાળાના ઘણા ભાગનો મોટરનો તબેલો બનાવી દીધો છે; ત્હાં કેટલીક ગાડીઓ તથા મોટર ગાડીઓ શેહેનશાહ તથા શેહેનશાહબાનુના ઉપયોગ માટે તૈયાર રાખેલી હોય છે.

૧૩ શેહેનશાહ જ્યોર્જ પોતાનાં સર્વ ખાનગી ખાતામાં જેટલી નજર રાખે છે તેટલી ઇગ્લન્ડના થઈ ગયેલા રાજાઓમાંથી કોઈ પણ રાજાએ ભાગ્યે જ નજર રાખી હશે. દરરોજ ઠરાવેલે સમયે, મેહેલ ખાતાનો વ્યવસ્થાપક, સર ચાર્લ્સ ફ્રેડરીક ખાસગી ખાતાનો ઉપરી, (સર અર્લ સ્પેન્સર) અને ભંડારના ઉપરી તરફથી શેહેનશાહ પાસે રીપોર્ટ આવે છે. ત્હેના ઉપર તરત શેહેનશાહ જાતે લક્ષ રાખે છે. દરબારી પ્રત્યેક ખાતાંઓનો હિસાબ શેહેનશાહ ઘણું કષ્ટ વેઠીને રાખે છે. દર મહીને દરેક જુદાં જુદાં ખાતાંમાં કેટલું ખરચ થાય છે તે

તપાસે છે. યુવાન પ્રિન્સ ઑફ વેલ્સને પણ દરબારી ખાતાંઓમાં લક્ષ રાખવાની ફરજ પાડે છે, અને તે સર્વની સમજણ રાજકુંવરને શેહેનશાહ પોતે જાતેજ પાડે છે.

૧૪ ઉપર કહ્યા પ્રમાણે શેહેનશાહ પરોઢિયે ઉઠે છે અને રાજ્યનું કાર્ય બપોર પ્હેલાં પુરૂં કરી દે છે. ત્યાર પછી રાજ્યના અધિકારીઓ જે મળવા આવેલા હોય છે ત્હેમની મુલાકાત લે છે. ને બપોરના જમણ પ્હેલાં થોડો સમય વિશ્રાન્તિ લે છે ત્હેમાંનો થોડો સમય શેહેનશાહબાનુંને તથા રાજકુટુમ્બનાં બાળકોને મળવામાં ગાળે છે. આ ફરજ બજાવવી શેહેનશાહ કદી ચુકતા નથી. ન્હાના રાજકુમારોને રૂતુ સારી હોય તો બાગમાં અથવા તો ત્હેમના ખંડમાં અડધો કલાક મળે છે. બાળકો શેહેનશાહનો મેળાપ થવાના સમયની ઘણી આતુરતાથી વાટય જુવે છે.

૧૫. પ્રધાન અથવા તો એલચીના મેળાપ સમયે કોઈ બીજો અધિકારી હાજર ન હોય તો શેહેનશાહ પોતે બનેલી હકીકતની સંપૂર્ણ નોંધ રાખે છે. પછીથી ત્હેની નકલ કરી પોતાના ખાનગી પત્રો ભેગી ભવિષ્યમાં કામ પડે તો ઉપયોગ કરવા સારૂ રાખી મૂકે છે. જો ઉપર કહેલા અધિકારીઓ સાથે અગત્યના વિષય માટે મેળાપ થાય છે તો શેહેનશાહ પોતાના એકાદ સેક્રેટરીને ત્હેની નોંધ રાખવાનું કાર્ય સોંપે છે. બીજા રાજ્યો જોડેના સંબન્ધને અંગે શા શા બનાવ બને છે તે વિશેની સંપૂર્ણ હકીકત પોતાને જણાવતા રહેવાનો શેહેનશાહનો ખાસ આગ્રહ છે. જે બનાવોને પરિણામે ટ્રીપોલીમાં ઝગડો ઉત્પન્ન થયો તે બનાવોની શેહેનશાહે પગલે પગલે માહિતી મેળવી હતી. એકાએક ઇટાલીએ જ્યારે યુદ્ધ કરવાનું જાહેર કર્યું ત્યારે શેહેનશાહે પ્રમાણિકપણે તથા ખુલ્લા દિલથી ઘણું જ આશ્ચર્ય પ્રગટ કર્યું. પણ ત્હેણે કહ્યું કે આ તો ત્હેનો ખાનગી અભિપ્રાય છે, માટે ત્હેનો રાજકીય બાબત તરીકેનો અભિપ્રાય ગણવો નહિં.

૧૬ શેહેનશાહ, રાજા એડવર્ડ કરતાં પણ વધારે કાળજીથી પોતાની ઉંચી પદવી અને શુદ્ધ રાજ્ય બંધારણને અનુસરતું સ્વરૂપ જાળવી રાખે છે. પોતાની પ્રધાન મંડળી ઉપર પણ શેહેનશાહ ઘણી બારીકાઈથી લક્ષ દે છે. વખતો વખત રાજકીય વિષયોમાં સૂચના કરી ત્હેના ઉપર વિચારી જોવાનું કહે છે, પરંતુ તે સૂચનામાં કાંઈ પણ વાંધો આવે તેમ લાગે છે કે પોતાની કરેલી સૂચનાઓ તરત પાછી ખેંચી લે છે. જ્યારે પ્રસંગ આવે છે ત્યારે શેહેનશાહ જ્યોર્જ કઠણ કાર્યનું પણ બીડું ઝડપે છે. ને ત્હેમાં તે વિજયી નીવડે છે. આ વાત શેહેનશાહની પ્રધાન મંડળી ઘણી સારી રીતે જાણે છે.

૧૭ થોડા સમય ઉપર એક પ્રસંગે શેહેનશાહે એક અધિકારીને અમુક દસ્તાવેજ તૈયાર કરવાની આજ્ઞા કરી અને ત્હેને લગતી સર્વ વિગત આપી. તે અધિકારીએ પોતાના વખતનો બચાવ થાય, અને થોડા સમયમાં કાર્ય થઈ જાય, હેવી એક નવીન યુક્તિ કરી અને કાગળીયાં શેહેનશાહને આપ્યાં. આ કાગળો શેહેનશાહ જેમ વાંચતો ગયો તેમ ત્હેની મુખ મુદ્રા ઉપર ક્રોધનાં ચિન્હ જણાયાં, જ્યારે ત્હેણે વાંચીને પૂરૂં કર્યું કે તરત તે કાગળીયાં ફાડી કડકા કરી નકામા કાગળોની છાબડીમાં નાંખી કહ્યું "હવે મિ.—જો ત્હમારે વાંધો ના હોય તો તે લખાણ ફરીથી મ્હારી રીત પ્રમાણે આપણે કરીશું."

૧૮ શેહેનશાહ જે ખંડમાં રાજકીય કાર્ય કરે છે ત્હેની પાસે જ એક બીજો ખંડ છે ત્હેને "ઑફિસ" કહે છે. ત્હાં રાજકીય બાબતો માટે મળવા આવેલા અધિકારીઓની શેહેનશાહ મુલાકાત લે છે. ત્હેની પાસેનો એક બીજો ખંડ જેને "સ્મોકીંગ" રૂમ કહે છે ત્હેમાં પોતાના મિત્રોની મુલાકાત લે છે. આ ખંડ, મેહેલના અન્ય સર્વ ખંડ કરતાં વિશેષ સુન્દરતાથી શણગારેલો છે. આ ખંડની રચના રાજા એડવર્ડની પોતાની દેખરેખ નીચે તથા ત્હેની મન ગમતી ઢબથી શણગારેલો હતો. આ ખંડ ઘણો મ્હોટો નથી તે દરેક રીતે એક પુરૂષને છાજે ત્હેવો છે. કેટલીક શણગારની વસ્તુઓ ઉપરાંત શિકાર કરવાનાં હથીયારો તથા શેહેનશાહે, બંદુક, માછલાં પકડવાની લાકડી વગેરે વાપરવાની શેહેનશાહની કુશળતાની સાક્ષી આપનારાં ચિન્હો મૂકેલાં છે. કેટલીક વાર કામને સમયે સ્હવારમાં શેહેનશાહ, લોર્ડ સ્ટેમફર્ડહેમ, કરનલ સર પોનસનબી અથવા બીજા કોઈ સેક્રેટરીને થોડી વાર સર્વ કામ મૂકી દઈ "સ્મોકીંગ રૂમ" માં પોતાની સાથે થોડો સમય બીડી પીતે વાતોમાં ગાળવાની આજ્ઞા કરે છે. શેહેનશાહ ત્હેમના સ્વર્ગસ્થ પિતા જેટલી બીડી પીતા નથી. રાજા એડવર્ડ માટે એમ કહેવાય છે કે તે સ્હવારમાં ન્હાવાના ખંડમાં જતા ત્હારે પણ મ્હોમાં બીડી વગર જતા નહિં.

શેહેનશાહ ભાગ્યે જ "સીગારેટ" કરતાં વધારે તેજદાર વસ્તુ પીએ છે. પણ જ્યહારે શેહેનશાહ દરિયાઈ મુસાફરી કરે છે ત્યહારે "પાઈપ" સળગાવી પીએ છે, તો પણ શેહેનશાહ ઘણી બીડી પીનારા કહેવાય નહિં. ત્હેનું કારણ કે, શેહેનશાહબાનુને પોતે જે ખંડમાં જાય ત્હેમાં તમાકુનો વાસ હોય તો તે બીલકુલ પસંદ નથી.

૧૯ જ્યહારે કાંઈ પણ પ્રજા પ્રત્યેની ફરજો બજાવવાની નથી હોતી, ત્યહારે અને ઋતુ અનુકૂળ હોય છે ત્યહારે શેહેનશાહ સાંઝનો સમય "બકીંગહામ" મહેલના બાગમાં શેહેનશાહબાનુ મેરી સાથે વાંચવામાં અથવા તો વાર્તાવિનોદ કરવામાં ગાળે છે. અથવા તો "પીક્ચર ગેલેરી" જોવા જાય છે. શેહેનશાહ કદી ચ્હા પીતા નથી, બપોરના ને રાતના ભોજનની વચમાં કશું પણ ખાતા અથવા પીતા નથી. પ્હેલાં રાતના ભોજનનો સમય આઠ વાગ્યાનો હતો પણ હવે સાત વાગ્યાનો રાખેલો છે. રાજા એડવર્ડ કદી નવ વાગ્યા પ્હેલાં જમતા નહિં.

૨૦ "હાઉસ ઑફ પાર્લામેન્ટ" માં શેહેનશાહને પોતાની હાલની પદવીને લીધે ચર્ચાઓમાં હાજર ન થઈ સકવાથી ત્હેને જરા ખેદ થાય છે, જ્યહારે તે પ્રિન્સ ઑફ વેલ્સ હતો ત્યહારે બપોરનો અથવા સાંઝનો સમય ગાળવાની હેને મનગમતી રીત એક હતી. રાજકીય બાબતોમાં એ ઘણો જ ઊંડો રસ લે છે. અને પાર્લામેન્ટના બન્ને વિભાગના વૃત્તાન્ત ઘણા ધ્યાનથી વાંચે છે, એટલું જ નહિં, પણ રોજના વર્તમાનપત્રોમાં આવેલા પણ રાજકીય વિષયો ઘણી આતુરતાથી વાંચે છે. દાખલા તરીકે મિ. લૉઈડ જ્યોર્જના ઇનસ્યુરન્સ બીલની દરેક લૉડીઓના શબ્દે શબ્દથી શેહેનશાહ ઘણી સારી રીત્યે માહિતગાર છે.

૨૧ શેહેનશાહનાં ગમે તેટલાં સાંઝનાં નિર્મિત કાર્યો હોય પણ દરરોજ સાંઝે એક કલાક ને દિવસમાં બનેલી રાજકીય હકીકત સાંભળવામાં ગાળે છે અને કેટલીક વાર તો પ્હરોડ સુધી જાગીને પોતાની આગળ રજુ થયેલી બાબતો તપાસવામાં તથા ત્હેની શી વ્યવસ્થા

કરવી તે નિર્ણય કરવામાં રોકાય છે. ઘણે ભાગે તે મધ્ય રાત્રીએ સૂવા જાય છે, ને જે વિષયનો નિવેડો રાત્રે આવી સકે તે બીજે દિવસે કરવાનું મુલતવી રાખતો નથી.

૨૨ સ્વાભાવિક રીતે યુરોપના રાજકીય વિષયમાં જેટલો પ્રભાવ રાજા એડવર્ડ ચલાવી સકતો હતો તેટલો પ્રભાવ ચલાવવાની શેહેનશાહ આશા રાખતા નથી. અને કેટલેક અંશે તેથી કરીને રાજા એડવર્ડ દર વર્ષે ગ્રીષ્મ અને શરદ ઋતુમાં યુરોપ ખંડના દરેક દેશના રાજાઓને ખાસ મળવા જતા, પણ તે રીવાજ હાલના રાજ્યમાં બંધ કર્યો છે. પરંતુ શેહેનશાહ કૈસર, ઝાર તથા ઇટલી, સ્પેઇન, ગ્રીસ, નોરવે અને યુરોપના અન્ય રાજાઓ સાથે પત્ર વ્યવહાર રાખે છે. અને જ્યારે અનુકૂળતા આવશે ત્યારે કેટલાક રાજાઓને મળવા જવાનું વચન આપ્યું છે.

૨૩ બ્રિટિશ સામ્રાજ્યના દૂર પ્રદેશો તરફ પોતાની ભક્તિમાં શેહેનશાહ એક અગ્રણી અને અભ્યાસક તરીકે દીપે છે. આખા બ્રિટિશ રાજ્યમાં શેહેનશાહ જ્યોર્જ જેવો કર્તવ્ય પરાયણ રાજા કદિ પણ પુર્વે થઈ ગયો નથી એ તો નક્કી છે. વળી ગ્રેટ બ્રિટન, બીજાં સંસ્થાનો, અને ત્હેના તાબાનાં અન્ય રાજ્યો મળી વિશાળ સામ્રાજ્યનો શેહેનશાહ જ્યોર્જ જેટલો કોઈ પ્રતાપી રાજા થયો નથી. બ્રિટિશ રાજ્યમાં ન્હાનાં સંસ્થાનોમાંની બાબતોની ચર્ચા પણ ધ્યાનપૂર્વક પોતે જાતે કરે છે.

૨૪. હવે જગ્યા થોડી હોવાથી બ્રિટિશ દરબારના બીજા કેટલાક જાણવા લાયક પણ ન્હાના વિભાગોનું વર્ણન કરી સકાય તેમ નથી પણ એટલું તો નિઃસંશય છે કે શેહેનશાહ જ્યોર્જના તાબામાં રહેલા બ્રિટિશ રાજ્ય જેટલું સંપુર્ણ રીતે સંયોજન પામેલું રાજ્ય બીજું એકે નથી. કોઈ પણ કાર્યમાં શેહેનશાહ પોતાને મેહેનત બચે ત્હેવા ઉપાય શોધી કાઢતો નથી. શેહેનશાહ એક ઉત્તમ પ્રકારે કાર્ય કરનારો છે, અને પોતાની આજુબાજુનાંઓને પણ ત્હેવાંજ થવાની આશા રાખે છે. કોઈ પણ કાર્યમાં વગર જરૂરનો એક ક્ષણની પણ શિથિલતા ત્હેનાથી સહન થતી નથી.

પરંતુ સૌ કોઇ એમ ઇચ્છા રાખે એમ છે કે ધણી મળો તો આ શહેનશાહ જેવો ઉત્તમ અને પારકાની કાળજી રાખનારો મળજો.

વાંદરા,
તા. ૨૧-૨-૧૨.

**કુમારિકા ઊર્મિલા ન. દીવટીયા.**

# શંકર જયન્તી.*

ૐ શ્રી

## શંકરાચાર્ય અને એમનો અદ્વૈત સિદ્ધાન્ત.

જેથી વૃત્તિ માત્ર ઉદ્ભવે છે અને જેથી શમે છે તેવા નિત્ય જ્ઞાન રૂપ અને બુદ્ધિ-સાક્ષી આત્માને નમસ્કારઃ બધું શિવ છે, બધું શિવ છે, વારંવાર બધું શિવ છે—વાણી શિવમય છે જ્ઞેય શિવમય છે વક્તા અને વાચ્ય પણ શિવમય છે.

શિષ્યના વિત્ત વિગેરેને હરણ કરનારા અનેક ગુરૂ છે, શિષ્યના સંતાપને હરનારા એક શંકરને વંદન કરૂં છું.

મહાશય પ્રમુખ સાહેબ તથા વિદ્વર્જ્જનો તથા સદ્ગૃહસ્થો અને ભગિનીઓ! આજ વૈદિક વર્ણાશ્રમમર્યાદાઉદ્ધારક જગદ્ગુરૂશ્રીશંકરાચાર્ય ભગવાનના અવતાર જયંતી મહોત્સવનો લાભ લેવા તથા પરમકલ્યાણસ્વરૂપ ભગવાન શંકરચરણમાં ઉચિત સેવા અર્પણ કરવા આપણે ભેગા થયા છીએ.

મહાશયો! આજ હું શ્રી શંકરાચાર્ય ભગવાનનો અવતાર થઈ જગત્ ઉપર એમણે શું શું ઉપકારો કર્યા છે તે સંબંધી તથા તેમના કેવલાદ્વૈતનું શું રહસ્ય છે તથા ત્રીજું હાલના મતમતાન્તર વિષે કંઈક બોલવા ઇચ્છું છું.

મ્હારી કૃતિની ન્યૂનતાથી હું અજાણ્યુ નથી. વક્તા કે પંડિત નથી એ પણ જાણું છું. તથાપિ જે કંઈક થોડો ઘણો બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનો સમાગમ છે અને તેમણે જે શિખવ્યું છે તથા વેદાંતના કંઈક ગ્રંથો વાંચ્યા વિચાર્યા છે, તે ઉપરથી મને જે સમજાયું છે તે કહી બતાવાનું સાહસ કરવા ઉભો થયો છું. તેમાં ખામીઓ આવશે અને મારી વાણીની દુબળતાથી હું આપ સર્વેને છટાદાર શબ્દોથી રંજન કરી શકીશ નહિ. પણ મારા ઉદ્દેશ તરફ નજર રાખી ક્ષમા કરશો એમ આશા રાખું છું.

"આખા જગતમાં ઉપનિષદોના મનન જેવો લાભકારક અને આત્મોન્નતિએ લઈ જનાર કોઈ અભ્યાસ નથી. મારા જીવનને એણે સુખી કર્યું છે. અને મારા અવસાનને પણ એ જ શાંતિ આપશે"—પ્રખ્યાત જર્મન તત્ત્વવેત્તા સોપનહોરના આ ઉદ્ગારને ઉત્તમ પ્રતિષ્ઠાને કીર્તિવાળા પંડિત અને વિદ્વાન્ દાક્તર મૅક્ષમુલરે અનુમોદન આપેલું છે. ઉપનિષદોમાં સંગ્રહાએલા તત્ત્વને આવી કોઈ ભલામણની આવશ્યકતા નથી. પ્લેટોથી શોપનહોર પર્યંત સર્વ તત્ત્વવેત્તાઓ વેદાંતની આત્મોન્નતિકારક સુખાનુભાવક અસરની સાક્ષી પુરે છે. માત્ર શ્રીશંકરના માયાવાદથી જેઓ ભડકે છે તેમને જ આ યુક્તિઓનું સ્મરણ કરાવવું પડે એમ છે.

---

* આ વિષય ઉપર સિદ્ધપુરમાં ઉજવાએલી શંકરજયન્તીમાં રા. પ્રહલાદજી મેવકરામે ભાષણ આપ્યું હતું.

મહાશયો ! જે મહાત્માનો અત્રે જન્મ થયો છે તે મહાત્મા શંકર ક્યારે થયા એ આદિ અનિશ્ચિત એવા વિવાદમાં ઉતરવું અનુચિત છે. શંકર એ નામ ધારી ઉપાધિમાં વિલસતા મહાત્મા સાથે આપણે કામ છે. જે પ્રબોધક મોહક ગાનમાધુર્યદ્વારા તે મહાત્મા અનંત યુગ અને કાળ સાથે પોતાનું ઐક્ય પ્રગટ કરે છે તેની જ આપણને જીજ્ઞાસા છે. શંકર ક્યારે થયા તે નક્કી નથી. કેટલાએક એમને ક્રાઇસ્ટ પછી થયા માને છે. કેટલાક તે પૂર્વે થયા માને છે. મલબારના કિનારા ઉપરના કોઈ અપ્રસિદ્ધ ગામના બ્રાહ્મણના તે પુત્ર હતા. તે શિવાવતાર હતા એમ કહેવાય છે. આઠ વર્ષનું વય હતું તેવામાં જ તેમને સ્વરૂપાનુસંધાન થઈ આવ્યું અને વાત્સલ્યપૂર્ણ વિધવા માતુશ્રીની આજ્ઞા લેઈ તેમણે સંન્યાસ લીધો. સંન્યાસદ્વારા તેમણે પોતાના હૃદયને પોતાની સાદી પર્ણકુટીની સીમા પાર અનંત જનસમૂહ અને નિરવધિ જગતના ઉપકારમાં પરોવ્યું. એમણે જે દર્શનનો ઉપદેશ કર્યો તે દ્વારાએ આર્યવર્તના એક અતિ સૂક્ષ્મ અને વિકટ પ્રસંગનો તેમણે નિકાલ કરી આપ્યો અને આર્યભૂમિના હૃદય ઉપર અતિ ગંભીર, સબળ, ઉંડી છાપ પાડી. આથી એમણે જે દિગ્વિજય કર્યો તેથી એમને આચાર્યપદ પ્રાપ્ત થયું. એમણે આ દેશની ચાર દિશાએ ચાર મઠ સ્થાપ્યા. જે અદ્યાપિ વિદ્યમાન છે. આવા મહાન્ આત્માની સ્થૂલ ઉપાધિ બત્રીશ વયની બાળ વયે વિશીર્ણ થઈ ગઈ.

એમણે ગદ્ય, અને પદ્ય, એવાં ઘણાં પુસ્તકો રચ્યાં છે. ગદ્યાત્મક તે પ્રાયશઃ બધી ટીકાઓ જ છે. મોહક, માદક, ગંભીર, પ્રાસાદિક સંસ્કારવાળી હૃદયગ્રાહી વાક્યરચના સર્વદેશી, અનાગ્રહી, નિર્ભય, અનુકંપાયુક્ત વિવેચન એમની વિવિધ સાહિત્યપ્રવૃત્તિનાં આ મુખ્ય લક્ષણ છે. જે દર્શન તેઓ ઉપદેશતા તેના પોતે પુરા માર્મિક અનુભવી જ્ઞાતા હતા. શ્લોકાર્ધમાં તેનું રહસ્ય દર્શાવી શકતા કે પ્રસંગે તેના જ ઉપર સહસ્રાવધિ પત્રોનો ગ્રંથ લખી શકતા. નાસ્તિક, ચાર્વાક, કર્મકાંડી, ઐન્દ્રજાલિક, યોગી, યતિ, તાંત્રિક, ગમે તેની સાથે વિવાદ કરી જય મેળવતા. જે સમયમાં તેમનો પ્રાદુર્ભાવ થયો તે સમયની છાયા તેમના લેખોમાં સમન્વય છે. પણ જે ઇંદ્રજાલના મંત્રબળથી ગમે તેવા ભેદમાત્રને અભેદમાં મેળવી લેવાની શક્તિ આ મહાત્મામાં હતી તે સર્વત્ર અસ્ખલિત રીતે પ્રકટ થાય છે. તેમની સાહિત્યપ્રવૃત્તિના કીર્તિમંત સ્તંભ પ્રસ્થાનત્રય ઉપરનાં તેમનાં ભાષ્ય છે. અદ્યાપિ પર્યંત વેદાંતાનુસારી જનોના મુખમાં રમતાં તેમનાં અનેક સ્તોત્રાદિની તો ગણના પણ નથી. તે સમય તથા સર્વ કાળને માટે આર્યાવર્તને તેમ જ આખા જગતને જે અદ્વૈત દર્શન કરાવ્યું તેમાં જ તેમના નામનું નિત્ય માહાત્મ્ય છે. પ્રત્યેક મહાત્માના જીવનચરિત્ર જે અદ્ભુત અને આકર્ષક વાર્તાઓનો શેળભેળમાં અવશ્ય કરીને થાય છે જ તે લઈ લેતાં સાદે સાદી જે વાર્તા જગતના સર્વોપરિ તત્ત્વજ્ઞ એવા આ મહાત્મા સંબંધે અવશેષ રહે છે તેજ ઉપર બતાવી છે. આ મહાત્મા સંબંધી લેખો ઉપરથી એવું જણાય છે કે આર્યાવર્તમાં અનેક મત અને સંપ્રદાયોનો વિરોધ પેઠો હતો. લોક માત્રના જ્ઞાતિ આદિ વિભાગ પડી ગયા હતા અને વેદપ્રતિપાદિત જે પરમાર્થ ભાવના હતી, તેમાંથી શુષ્ક કર્મકાંડના ભારે કરીને તત્ત્વ નિકળી જવા લાગ્યું હતું. ઉપનિષદોમાં જેને પરાવિદ્યા એ નામથી છેવટની દીક્ષારૂપે કહ્યું છે, તેને માટે લોકો યથાર્થ અધિકાર પ્રાપ્ત કર્યા વિના જ્ઞાનની ચેષ્ટા માત્ર કરવાના અર્થે આ રહસ્યમાં માથું મારવા આવતા. તેમના પ્રત્યે એ રહસ્યના રક્ષકો દિનપ્રતિદિન દ્વેષ દર્શાવવા લાગ્યા હતા. જેમને એ પ્રકાશનું દર્શન થતું તેમની દૃષ્ટિને તે સહન કરવાનું સામર્થ્ય હતું નહિ. તેવા દુર્બલ જનો એનો અર્થ સ્થૂલ ભાષામાં

ઉતારતા અને પરમાર્થભાવનાનો અનુભવ વામમાર્ગના બીભત્સ પ્રયોગોમાં અનુભવતા. એવા સમયમાં કપિલવસ્તુના રાજ્યભવનમાંથી નિર્વેદ પામી ત્યાગ ગ્રહણ કરી આવેલા દયાનિધિ મહાત્મા બુદ્ધ ભગવાનને સાક્ષાત્કાર થયો તે મહા કૃપાળુએ જ્ઞાતિવર્ણ, અધિકાર કશાની અપેક્ષા રાખ્યા વગર સર્વને બોધ આપવા માંડ્યો. ઉત્તમ શુદ્ધિ સાથે પર પ્રેમનો માર્ગ તેમણે ઉપદેશવા માંડ્યો પ્રાકૃત જનોની સ્થૂલ બુદ્ધિને સંતોષવા જે ધર્માચારાદિ વ્યવસ્થા જોઇએ તે એ માર્ગમાં નહતી. બધું ક્ષણિક છે, દુઃખમય છે માટે સર્વત્ર અનાત્મભાવના કરી પરમ દયા અને પ્રેમ સહિત ઉપરામ પામવાથી નિર્વાણ અનુભવાય એમ ભગવાન્ બુદ્ધના ઉપદેશનું તત્ત્વ હતું. પરમ ભાવના બુદ્ધદેવે ધરી પણ જે અધિકારપ્રાપ્તિ સર્વથા આવશ્યક હતી તેની ઉપેક્ષા થવાથી સત્ તત્ત્વ અનંત વિનાશ પામે એવું ભય ઉત્પન્ન થયું. અધિકાર પૂર્વે ઉપદેશ કર્યાથી આમ થઈ આવે છે. બુદ્ધધર્મની જે સ્થિતિ બુદ્ધના નિર્વાણ પછી થઈ તેમાંથી આ વાતની સારી સાક્ષી મળે છે.

આર્યાવર્તનો ભૂતકાળ અને તેની સાથે એ અસીમ સીમામાંથી જગત્‌ના ઉપકારાર્થે વારવાર સ્રવતી તત્ત્વસરિતા આ પ્રકારે ઇતિહાસના પટ ઉપરથી ભુસાઈ જવાની અણી ઉપર હતાં તેવામાં શ્રી શંકર ભગવાને જે તુમુલ વાગ્યુદ્ધો એક પાસા વામમાર્ગી તાંત્રિકો સાથે ને બીજી-પાસા-શુષ્ક કર્મકાંડના દુરાગ્રહી ભક્તો સાથે ચલાવ્યા છે તે ઉપરથી આ અનુમાનને ટેકો મળે છે. રાજ્યકીય સ્થિતિ પણ આશાભરી કે આશાજનક હતી નહિ. કપિલવસ્તુના ક્ષત્રિયકુમારને ગુરૂ તથા અગ્રણી રૂપે પ્રાપ્ત કરી આર્યવર્તની સામે બલવો કરી ઉઠી હતી. અદેખા બ્રાહ્મણો અને તેમનો ધર્મ વિષેમાં જે માની લીધેલો અધિકાર તેની વિરૂદ્ધ લડવા તત્પર થઈ હતી. એ સર્વની સ્થિતિ વિચારતાં આ તત્ત્વદર્શી શ્રીશંકરભગવાને પોતાના દર્શન અને દૃષ્ટાંતથી આવા વિકલ્પનું નિર્વાણ કરી શાંતિ દ્વારા જે સિદ્ધ કરી આપ્યું તે માટે ભવિષ્યના ઇતિહાસમાં જેટલું માન તેમને આપીએ તેટલું ઓછું છે.

જ્યારે શુષ્ક તર્કના પ્રલાપોથી વેદમાર્ગ છેક નિર્માલ્યવત્ થઈ ગયો હતો જે શંકરના પૂર્વના વખતમાં થયેલા પ્રબુદ્ધ, બુદ્ધ મહાત્માના બોધના કિરણોથી છેક ઓગળીને વિલય થવા લાગ્યો હતો, તે વખતે શ્રી શંકર ભગવાને બુદ્ધ ભગવાનના ઉપદેશમાંનું તત્ત્વ તુર્ત જોઈ લીધું ને તે એટલા લગી સ્વીકાર્યું કે પોતાના ઉપર પ્રચ્છન્ન બૌદ્ધનો અપવાદ આવ્યો તેની પણ તેમણે ઉપેક્ષા કરી. પરંતુ એમણે કર્યું એ કે બુદ્ધિ અને બુદ્ધિના અંતઃકરણ અને અંતઃકરણના જે તારતમ્યોથી અધિકાર ઘડાય છે તેને લક્ષમાં આણ્યા અને એમ અભેદમાં ભેદને માટે આવશ્યક એવો અવકાશ કરી આપ્યો. મહાત્મા બુદ્ધની જે ભાવના હતી તેમાંની ન્યૂનતા આમ એમણે પુરી પાડી. અને પંથ તથા મત, જાત, તથા ધર્મ એવા ભેદ માત્ર જે જે અધિકારના તે સૂચક હોય તે પ્રમાણે વિશ્વવ્યવસ્થામાં સર્વથા આવશ્યક અને ઉપયોગી છે એમ બતાવી પારમાર્થિક અભેદ જ્ઞાન અને વ્યાવહારિક ભેદજ્ઞાન તેની વચ્ચે સમાધાન સાધ્યું !

આર્યવર્તના મૃતપ્રાય ઇતિહાસને આ રીતે તેમણે નવીન જીવન આપ્યું. મરણની સામા થવાનું સામર્થ્ય આપ્યું અને આખા જગત્‌માં ઉત્તમોત્તમ તથા સર્વદેશી એવી ને અતિ પ્રાચીન તત્ત્વભાવના છે, તેને તેમણે પુનઃ દૃઢ આધાર ઉપર સ્થાપી. યુગ અને કલ્પના ક્રમમાં ઇતિ-

હાસની પુનરાવૃત્તિ થયા જાય છે એ વાત ખરી હોય તો મનુષ્ય વર્ગે આ સમયમાં બુદ્ધિ-વિલાસની રમતો અને ભૌતિક અનર્થો ઉપર પોતાના શ્રદ્ધા અને વિશ્વાસ વ્યર્થ નાખી દેવા કરતાં ઇતિહાસમાંથી જે શીખવાનું છે તે શીખવું જોઇએ. મન અને શરીરની પાર એવા અભેદમાં થઈને વિજય ને શાંતિનો માર્ગ નિકળે છે, જીવન અને સત્તા માત્રનો પરમ પુરૂષાર્થ અભેદમાં જ છે, વ્યવહાર માત્રનો નિયમ અભેદમાંથી જ ઉદ્ભવે છે, વ્યકતિ વ્યકાતના ભેદ પરસ્પર રાગદ્વેષના કલહ ઉર્મિ અને કામનાના ભૂત માત્ર જે સર્વ અતિ મહાન કર્તવ્યતાને પણ એક તૃણવત્ માની વ્યર્થ કરી નાખે છે.

તત્ત્વમાં જે પારમાર્થિક દર્શન હતું તે તો શ્રી ગૌડપાદ અને વ્યાસ જેના મહાત્મા-ઓએ ચિરકાલથી જાણ્યું ને જણાવ્યું હતું. ભેદમાં અભેદ અને પ્રવૃત્તિમાં નિવૃત્તિનો માર્ગ સર્વને સમજાવ્યો હતો. શ્રી શંકર ભગવાને તો તે પ્રકારે સંપ્રદાયથી ચાલી આવેલા તત્ત્વનો વિસ્તા-રથી ઉપયોગ કર્યો. પરંતુ જે પ્રકારે આ દર્શનને તેમણે પોતાના સમયના મહાપ્રશ્નોનું નિરા-કરણ કરવામાં પ્રયોજ્યું તે પ્રકાર જોતાં અવ્યસ્થા નાસ્તિકતા ને આત્મઘાતના ખાડામાં પડ-વામાંથી ઉગારી લીધા તે ગુણસમૂહના આપણે જેટલાં ઓવારણાં લેઇએ તેટલાં ઓછાં છે.

શ્રી શંકરના માહાત્મ્યનું મૂલ્ય ઇતિહાસના એક મહા પુરૂષ જેટલુંજ છે એમ ન જાણવું. જે દર્શન એમણે શીખવ્યું ને સમજાવ્યું તે સર્વદેશી અને સર્વ કાલે સિદ્ધ છે. વિચારવેપા-રનો એક વર્ગ એવો નથી, પદાર્થવિજ્ઞાનની એક પદ્ધતિ કે શોધ એવી નથી, વ્યવહારનો કોઈ પ્રદેશ એવો નથી, કે જેને તેનું પોતાનું યોગ્ય સ્થાન અવિવાદ રૂપ એવા આ અદ્વૈત દર્શનના વિશાલ ભંડારમાં ન મળી શકે. મનુષ્યને આ સમય અને સર્વદા જે સુખ અને શાંતિની સ્પૃહા રહે છે તેનો એ જ્ઞાનઝરો છે. પ્રત્યેક મહાકાર્યનો નિયમ અને નિર્વાહ એમાં છે દુઃખ માત્રનો એ ઉપાય છે એના એક સ્પર્શ માત્રથી આખા વિશ્વનું ઐક્ય અનુભવાય છે. કર્તવ્યમાં નવો જીવ આવે છે, શબ્દોમાં નવો અર્થ આવે છે, આચારમાં નવું ચેતન આવે છે, વિચારમાં નવી વસ્તુ પ્રાપ્ત થાય છે, એવો એનો ચમત્કાર છે.

અદ્વૈત દર્શન સમગ્ર વિશ્વનો વેદ છે, દુરાગ્રહી જડવાદીઓ જેને વિશ્વ કહે છે તે વિશ્વનો નહિ પણ જીવન માત્ર અને પ્રેમ માત્રના એકતંત્રરૂપ જે વિશ્વ છે, તેનો એ વેદ છે. દેશે દેશ પ્રજાએ પ્રજા નાતે નાત વ્યક્તિએ વ્યક્તિ જેને વચે અલંઘ્ય સમુદ્ર આવી રહેલો જણાય છે તેના ઉપરે એ દર્શન ઘણો દૃઢ સેતુ રચી આપે છે. ભેદ માત્રના ભ્રમને અભેદની પ્રભામાં એ ઓગાળી લે છે. આચાર્ય પોતે વદે છે કે નિસ્તરંગ સહજાનંદાવબોધ સમુદ્ર એવી વસ્તુને વિષે આ વિપ્ર અને આ ચાંડાલ એવો ભેદ ભ્રમ શો? તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા પ્રાચીન કાલથી પંડિતોએ અનેકમાં એકનું દર્શન એવી કરેલી છે અને અનેકમાં એકનું દર્શન કરવા કરાવવાના ગૂઢ પ્રશ્નનું અતિ રમણીય નિરાકરણ જો કોઇએ પણ કર્યું હોય, ધર્મ વ્યવહાર રાજ્ય સર્વત્ર એ એકને યોજવામાં કોઈ પણ વિજયી થયું હોય તો તે એ સમયના આ એક મહાત્મા શંકર જ છે.

આ પ્રમાણે શ્રી શંકર ભગવાનના જગત્ ઉપરના ઉપકારોનું વર્ણન પુરૂં થાય છે. હવે તેમના કેવલાદ્વૈત સંબંધમાં શરૂવાતમાં કરેલા સંકલ્પાનુસાર કંઇક બોલવા પ્રવૃત્ત થાઉંછું.

શ્રી ગૌડપાદાચાર્ય એમણે પોતાની કારિકાઓમાં કહેલું છે કે અદ્વૈતવાદ એ સર્વને કેવલ અવિરુદ્ધ છે પણ તે વાત ક્યારે સમજાય કે કર્મ, ઉપાસના, વ્યવહાર સર્વથી કેવલ છુટા થઈ જઈ અભેદ અનુભવવો. એ જ્ઞાન માર્ગ જ સર્વનો અંત છે ને ઉપનિષદોમાં તે જ બતાવેલું છે.

અદ્વૈત નામ પાડવાનું કારણ એ છે કે જેમાં દ્વિતીય નહિ હોય તે અદ્વૈત. અર્થાત્ ઈશ્વર, જગત, જીવ એ ત્રિપુટીનું ઐક્ય માનવું. ત્રણે એક જ એમ સમજવું એટલું જ નહિ પણ અનુભવવું. એ વ્યવસ્થામાં ચિન્મય બ્રહ્મ વિના બીજું કશું ન માનવું તે અદ્વૈત. અદ્વૈત એ નામ મળવાનું બીજું કારણ એ છે કે અદ્વૈતમાં ત્રણ પક્ષ છે. એક કેવલાદ્વૈત જે શ્રી શંકરાચાર્યનું મત, બીજો વિશિષ્ટાદ્વૈત જે શ્રી રામાનુજાચાર્યનું મત, ને ત્રીજો શુદ્ધાદ્વૈત જે શ્રી વલ્લભાચાર્યનું મત. આ ત્રણ અદ્વૈતમાં તફાવત એ છે કે બ્રહ્મથી જગત અને જીવની ઉત્પત્તિ માનવામાં કેવલાદ્વૈત વિવર્તવાદ માને છે, વિશિષ્ટાદ્વૈત વાળા ભેદાભેદ માને છે, શુદ્ધાદ્વૈતવાળા પરિણામ–અવિકૃત પરિણામ–માનેછે. વિવર્ત એનું નામ કે જ્યાં વસ્તુને તે જે ન હોય એવો આરોપ થાય જેમકે રજ્જુમાં સર્પનો. બ્રહ્મ અને જગતનો ભેદાભેદ એમ કે ચિત્, અચિત્ અને ઈશ્વર ત્રણે પરસ્પર ભિન્ન છે છતાં જેટલાં ચિત્ છે જેટલાં અચિત્ છે, તે સર્વ નાના પ્રકારનાં છતાં સ્વરૂપે એક જ છે ને પરસ્પર ત્રણે ઓતપ્રોત છે. પરિણામ એનું નામ કે જ્યાં એક વસ્તુ બીજા રૂપે થાય જેમ કે દુધ દહિ થાય. અને અવિકૃત પરિણામ એ કે વસ્તુ બીજુ રૂપ લે પણ વિકાર પામે નહિ જેમકે કનક કુંડલ. શુદ્ધાદ્વૈત વાળા એ વાદને અનુસરી જગતવાદીને બ્રહ્મની લીલા માત્ર કહી અવિકૃત પરિણામથી વ્યવસ્થા કરે છે. જરા વધારે સ્પષ્ટતાથી કહિએ તો જગતની યાવત્ વસ્તુ બ્રહ્મ પોતે જ બને છે. અને તેને લેઇને જગતને સત્ય માને છે.

આ ત્રણ મતના ગુણ દોષ તપાસવાનો આ પ્રસંગ નથી. તેમ જ એ ત્રણ મતના પરસ્પર ખંડન મંડન કરવાથી અત્રે પ્રસંગાન્તર થઈ જાય. શ્રી શંકરના કેવલાદ્વૈત સંબંધમાં જ વિચાર કરવાનો છે તે માટે ટુંકામાં કહેવાનું કે કેવલાદ્વૈત વધારે સમંજસ અને શ્રુતિ અનુસારી છે એમ ઘણા સમર્થ પંડિતોનું માનવું છે જે વાતને પાશ્ચિમાત્ય તત્ત્વજ્ઞાનીઓ સ્વતંત્ર રીતે એ જ નિર્ણય ઉપર આવ્યા છે તેનો ટેકો છે. અર્થાત્ મનુષ્યબુદ્ધિની પરાકાષ્ઠા તે તો કેવલાદ્વૈત જ છે. વચલા માર્ગ અધિકારાનુકૂલ શ્રેણી માત્ર છે. પર પ્રસ્થાનત્રય ગીતા, ઉપનિષદ, ને સૂત્ર તેના સમન્વય પૂર્વક અર્થ કરવાથી જે તત્ત્વો ઉત્પન્ન હોય તે સશાસ્ત્ર ગણવું એવો આપણા દેશનો પ્રાચીન સંપ્રદાય છે. તે તરફ જોતાં શ્રી રામાનુજનું શ્રીભાષ્ય શ્રી વલ્લભાચાર્યનું અણુભાષ્ય, અને શ્રીમદ્શંકરાચાર્યનું શારીરક ભાષ્ય આ ત્રણેમાં શારીરકનો સમન્વય સારો લાગે છે. બનારસ કોલેજના મુખ્ય દાક્તર થીબો જેમણે શારીરક ભાષ્યનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે તેમણે ઉપોદ્‌ઘાતમાં લખ્યું છે કે સૂત્રકારનું મત શું હશે તે જાણવાનાં સાધન નથી પણ શ્રીભાષ્ય અને શારીરક બન્નેને સૂત્રકારના આશયના અનુમાનથી જોતાં શ્રીભાષ્યની અર્થસંગતિ વધારે સાહજીક લાગે છે. પરંતુ એમ જોવા જઇએ કે પ્રસ્થાનત્રયમાંના મુખ્ય વિભાગ ઉપનિષદોનો સમન્વય કોણે સારો કર્યો છે અને કોનું મત ઉપનિષદોના મૂળ મત સાથે વધારે નિકટ સંબંધવાળું છે તો આપણે ખસુસ શારીરકભાષ્યકાર શંકરને તે માન આપવું જોઇએ. આ શિવાય એવા અનેક તત્ત્વજ્ઞાનીઓનો પુરાવો છે તે તો આપણે અત્રે ઉમેરતા નથી.

ઉપનિષદ એટલે શ્રી શંકરાચાર્ય કહે છે તેમ જે જ્ઞાનથી સર્વ જ્ઞાન થાય તે જ્ઞાન. આ ઉપનિષદોમાં જે જ્ઞાન છે તેને વેદના માર્ગ સાથે સંબંધ નથી. તે આ પ્રકારે કે વેદના ત્રણ વિભાગ છે કર્મ, ઉપાસના, અને જ્ઞાન. કર્મ એટલે સૂત્રસ્મૃતિકારાદિ એ વેદાર્થને અનુસરી જે વિહિત અવિહિત બતાવ્યાં છે તેને પાળવાનો માર્ગ. ઉપાસના એટલે કોઈ એક દેવની એવી ભક્તિ કે જેથી તન્મય થવાય અને એવી તન્મયતા આવડે ત્યાર પછે પરમ જ્ઞાન જે અભેદ તેના વિષે તન્મય થઈ કર્મોપાસનાના વ્યવહાર સર્વથી કેવલ છુટા થઈ અભેદ અનુભવવો એ. જ્ઞાન માર્ગ સર્વનો અંત છે. વેદનો પણ અંત છે. માટે જ તે વેદાંત કહેવાય છે ને ઉપનિષદોમાં એ જ બતાવ્યો છે. એટલે વેદમાર્ગ કરતાં તે કેવલ ભિન્ન હોવાથી વેદ સાથે સંબંધ રાખતો નથી એમ કહી શકાય જો કે તે છે તો સર્વના પર્યવસાન રૂપ જ. અદ્વૈતનો અર્થ એ છે કે જેમાં સર્વ સમાય છે એવું કંઈક. બ્રહ્મને કંઈક એમ જ કહેવું જોઇએ. કેમકે સ્વરૂપે અવર્ણ્ય જ છે. તટસ્થ લક્ષણદ્વારા તેને સત્, ચિત્, આનંદ એવું કહી શકાય. પણ જે નિર્ગુણ, નિર્વિકલ્પ છે તેનું વર્ણન જ કેમ થઈ શકે? સ્વસંવેદનગ્રાહ્ય જ ગણાય. જડ અને ચૈતન્ય એવા વિભાગ આપણને સહજ જણાય છે પણ ચૈતન્ય એ શક્તિ જડજન્ય કે જડ સંઘાતજન્ય છે એમ માનવામાં આપણી પાસે કંઈ સાધન નથી. જડવાદી પાશ્ચિમાત્ય પદાર્થ વિજ્ઞાનવાળા પણ સીધી રીતે બતાવી શક્યા નથી. પરંતુ માનસ શાસ્ત્રના શોધોથી ધીમે ધીમે ચિત્ શક્તિ જડજન્ય કે જડસંઘાતજન્ય છે એ પક્ષ પરિક્ષીણ થતો ચાલે છે. ચૈતન્ય ન હોય તો જડ પોતે છે એમ અનુભવ જ ન પામી શકે. અર્થાત્ જડનું અસ્તિત્વ સ્વસંવેદ્ય ચિત્ના અસ્તિત્વથી જ ગતાર્થ છે એટલે જે અદ્વૈત કહેવામાં આવે છે તે પણ એ જ પ્રકારે છે કે ચિત્ વિના બીજું કંઈક છે કે નહિ તે કહી શકાતું નથી. વ્યાસસૂત્રના ભાષ્યમાં શ્રી શંકરાચાર્ય એમણે કહ્યું છે કે વ્યતિરેકથી અભાવ એટલે ચિત્ વિના માયા રહી શકતી નથી. એમ તેનો અભાવ છે એટલે ચિત્ એ જ એક વસ્તુ અદ્વૈત છે. માયા, જડ, અજ્ઞાન, એ આદિ નામે જે વ્યવહરાય છે તે છે એ વાત કહી શકાતી નથી. કેમકે તે છે એમ કહીએ તો તેની સત્તા ચિત્ જેવી ત્રિકાલાબાધ થાય. નથી એમ કહીએ તો ઉપલભ્યમાન અનુભવનો ભંગ થવાનો પ્રસંગ આવે. ત્યારે અનિર્વચનીય જ કહેવાય છે અને અજ્ઞાન રૂપ છતાં ભાવ રૂપ જ મનાય છે. જ્ઞાનાભાવરૂપ નહિ. હવે વિવર્તવાદનુ રહસ્ય સમજાશે કે ચિત્તમાં જડ ન છતાં સમજાય છે એ જ વિવર્તવાદ. ચિત્ત તે જ બ્રહ્મ એ પ્રકાર સમજાવવા માટે ગ્રંથકારોએ જુદી પ્રક્રિયા બાંધી છે. પ્રથમ તે એમ કહે છે વસ્તુ માત્રના પાંચ વિભાગ થઈ શકે: સત્, ચિત્, આનંદ, નામ, અને રૂપ. વસ્તુ માત્ર છે એમ સમજાય છે તે અમુક છે એમ જ્ઞાન થાય છે તે મારી તારી હોઈ આનંદને વિષે થાય છે. તેને અમુક નામ હોય છે અને અમુક આકાર હોય છે. આમાં સત્, ચિત્, અને આનંદ એ ત્રણ અંશ સર્વત્ર અનુગત અને એકાકાર છે એટલે તે પક્ષે વસ્તુ માત્રનું ઐક્ય છે અને નામ રૂપ જુદા હોવાથી વસ્તુ માત્રની એ પછે ભિન્નતા છે. પરંતુ નામ રૂપ એ કંઈ પદાર્થ નથી, વસ્તુ નથી, માત્ર નામ કલ્પના જ છે એટલે મિથ્યા છે. વાસ્તવિક તો સત્, ચિત્, આનંદ એ ત્રણ જ છે. તેમાં પણ આનંદ જ્ઞાનનો લય ચિત્માં છે કેમકે જ્ઞાન વિના આનંદ સંભવતો નથી અને જ્ઞાનનો લય પાછો સત્તામાં છે કેમકે સત્તા તે જ જ્ઞાન છે. સત્તા અથવા જ્ઞાન તે જ બ્રહ્મ. આ પ્રક્રિયા. બીજી પ્રક્રિયા આનું જ રૂપાંતર છે. કોઈ પણ વસ્તુ લ્યો જેમકે ઘટ એ માટીનો છે માટી પૃથ્વિ

છે, પૃથ્વિ પ્રકૃતિનો ભાગ છે પ્રકૃતિ પરમાણુરૂપ, પરમાણુ બ્રહ્મથી અનન્ય છે–મતલબ કે વસ્તુ અદ્વૈત છે એમ સર્વથા અદ્વૈતસિદ્ધિ છે. યથાર્થ વ્યવસ્થા એમ છે કે પ્રકૃતિ અથવા અજ્ઞાન તે તો પરિણામ પામે છે અને તેનું કારણ સૂક્ષ્મ સ્થૂલ દશામાં તેની સાથે બ્રહ્મના ચિદંશનો જે સંબંધ તે વિવર્ત વડે રહે છે, અને પ્રાજ્ઞ અથવા કૂટસ્થ હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા વિરાટ અથવા વૈશ્વાનર એવાં નામ પામે છે. બ્રહ્મ સંબંધી ચિત્ અને જડ અંશથી જગતની વ્યવસ્થા ને તેમાં પણ જે ચિત્તના વિવર્ત કહ્યા તે સમજાવવા માટે વેદાંતના આચાર્યોએ ઘણાક વાદ યોજેલા છે બિમ્બપ્રતિબિમ્બ અવચ્છેદાવચ્છેદક દષ્ટિસૃષ્ટિ સૃષ્ટિદષ્ટિ ઈત્યાદિ. પણ ખરો વાદ તો શ્રી ગૌડપાદાચાર્યે પોતાની કારિકામાં બતાવ્યો છે તે અજાતિવાદ છે. એનો સિદ્ધાંત એવો છે કે—

" न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः
न मुमुक्षुर्न वैमुक्त इत्येषा परमार्थता "

(નિરોધ નથી, ઉત્પત્તિ નથી, બંધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી, મુક્ત નથી, એ જ પરમાર્થ છે.) પણ જ્યારે સર્વત્ર અભેદનો ઉદય થાય ત્યારે જ અજાતિવાદનું યથાર્થ સ્વરૂપ જાણવા અનુભવવામાં આવે છે. અર્થાત એ વાદ સિદ્ધાંતની દૃષ્ટિથી રચેલો છે પણ વ્યવહારિક કનિષ્ઠ પંક્તિના અધિકારીઓ માટે તો બિમ્બપ્રતિબિમ્બ આદિ દ્વારા બોધ આરંભવાથી જ લાભ છે.

છેવટ એક વાત પણ કહેવા જેવી છે કે અદ્વૈતવાદને જ વખાણ્યો ને જગતમાં સર્વમાન્ય ગણ્યો ત્યારે ન્યાય સાંખ્ય દર્શનોમાં શું તત્ત્વ હશે તે જાણવું જોઇએ. દર્શનો એટલે તત્ત્વજ્ઞાનના ૭ માર્ગ કહેવામાં છે. ન્યાય વૈશેષિક સાંખ્ય યોગ પૂર્વ અને ઉત્તર–મિમાંસા. ન્યાય અને વૈશેષિક પરસ્પરમાં સોળ કે ૫૨ પદાર્થ માનવાના હીસાબે ભિન્ન છે. તથાપિ એકંદર જગત વ્યવસ્થાની બાબતમાં એક મત છે. એ એમ માને છે કે અતિ સૂક્ષ્મ પરમાણુથી જગતની ઉત્પત્તિ છે અને પરમાણુના તટસ્થ એવા કોઈ ઈશ્વર નામના નિયંતા છે જે જ્ઞાન ઈચ્છા ક્રિયાને વશ હોઈ સૃષ્ટિસંહારાદિ કરે છે. આખા જગતના પદાર્થના ૭ વિભાગ કે સાત ભાગ થઈ શકે છે. એમાં ન્યાયના સોળ પણ સમાય છે જે જીવ તે ઈશ્વરથી અત્યંત ભિન્ન છે તે પણ દ્રવ્ય એ પદાર્થનો વિભાગ છે ઈશ્વર પણ દ્રવ્ય જ છે મુક્તિ ક્યારે થાય છે કે જ્યારે તત્ત્વજ્ઞાન પદાર્થજ્ઞાન થઈ અત્યંત દુઃખાભાવ થાય અને આનંદ ઉદય પામે.

આ મત ઉપર અદ્વૈત મત વાળા અનેક દૂષણ આપે છે પણ તેમાં મુખ્ય એ છે કે જીવઈશ્વરભેદ અને ઈશ્વરઈચ્છાથી સૃષ્ટિ એ આરંભવાદને જ દુષે છે જે વાત ચિત્સુખી આદિમાં વિસ્તારથી ચરચેલી છે મુખ્ય તાતપર્ય એ કહાડવામાં આવે છે કે ન્યાય વૈશેષિક પ્રમાણે વસ્તુ પદાર્થાદિ પ્રથમ નહતા તે ઈશ્વરઈચ્છાથી તે તે રૂપે થયાં એમ જ કહેવું પડશે તો તે બંધ બેસતું આવતું નથી કારણ કે સતથી જ સત્ બને અસતથી કંઈ બને નહિ. માટે એ વાદ અસંગત છે અને ઈશ્વિરનાં કર્તવ્યની કશી જરૂર લાગતી નથી કેમકે તેનું સામર્થ્ય અસતથી સત્ સરજે એવું કોટિકલ્પે પણ થવાનું નથી.

હવે સાંખ્ય મત એ જ સિદ્ધાંતથી આરંભે છે કે સતથી જ સત્ થાય સત રૂપે જે

પ્રકૃતિની મૂળ પ્રકૃતિ ત્રિગુણસામ્યાવસ્થા તેમાંથી પરિણામ પામતે પામતે ચોવીશ તત્વદ્વારા જગત વિસ્તરે છે પણ એ જડરૂપ પ્રકૃતિ જ્ઞાનધર્મ પામી શકતી નથી માટે જ્ઞાન રૂપ એવો અવિકૃત પુરૂષ તે પ્રકૃતિથી અભિન્ન સાંખ્યવાળા માને છે. પુરૂષો અનંત છે અને પ્રકૃતિ તેના સાંનિધ્ય માત્રથી પ્રવર્તે છે એ એનો યોગ અંધપંગુ જેવો મનાય છે. પુરૂષ પ્રકૃતિના ગુણો આરોપી ભ્રાંતિમાં પડે છે પણ જ્યારે પ્રકૃતિના ત્રણ ગુણ સત્વ, રજસ્ અને તમસ્ તેમાંથી સત્વ જે જ્ઞાન ગૃહવા સમર્થ તે જ સર્વોપરી થઈ વિશુદ્ધ વર્તે ત્યારે પુરૂષને ભ્રાંતિ ટળે છે સ્વરૂપાનુસંધાનરૂપ કૈવલ્ય અનુભવાય છે એમ એ મતનો સિદ્ધાંત છે. આ વાત અદ્વૈતમતવાળા સહન કરી શકતા નથી. પ્રકૃતિ જે સત કહેવામાં આવે છે તે સાથે પુરૂષનો અભિન્ન યોગ છે તો મોક્ષનોજ અસંભવ છે અને વળી જડ એવી પ્રકૃતિ સ્વતઃ કર્મ કરે એ પણ અસંગત છે. પુરૂષભેદની કલ્પના પણ નિરર્થક છે કેમકે તેમ કલ્પવાથી કશો લાભ થતો નથી. યોગ મતમાં તો સાંખ્યનો જ વિસ્તાર છે. સાંખ્યમાં પચીશ તત્ત્વ માન્યાં છે તે ઉપરાંત ઈશ્વર એવું છવીસમું તત્ત્વ યોગ માને છે. યોગનો મુખ્ય હેતુ અને ક્રિયા વૃત્તિનિરોધ, પ્રાણનિરોધ, આદિ કરાવીને સાંખ્યોક્ત કેવલ અનુભવવાનો છે. તેના માર્ગ રૂપે સત્ત્વ શુદ્ધિ એ જ મુખ્ય માની છે અને તે સારૂ યમનિયમાદિ અષ્ટાંગનો વિસ્તાર છે. આ શાસ્ત્ર સાથે અદ્વૈતનો બીજો કશો વિરોધ નથી પણ સાંખ્યનું તત્ત્વજ્ઞાન જેટલા અંશે એમાં મનાય છે, તેટલા અંશે તે અદ્વૈતને ગ્રાહ્ય નથી. બાકી યોગ એટલે ચિત્તવૃત્તિનિરોધ ત્યાંથી માંડીને છેવટ રાજયોગ રૂપ નિર્વિકલ્પ સમાધિપર્યંતનો ક્રમ અદ્વૈતને માન્ય છે.

અદ્વૈત તે જ ઉત્તરમીમાંસા. પૂર્વમીમાંસા એ કર્મકાંડનો વિષય છે અને વેદાનુસાર યજ્ઞ યાગાદિના વિધિનિષેધ સાચવવા એ તેનો મુખ્ય સિદ્ધાંત છે. વિધિનિષેધ સાચવવાથી ધર્મ એવું કંઈ અપૂર્વ પેદા થાય જેથી સ્વર્ગ મળે છે. પરંતુ અદ્વૈતવાળા કહે છે કે ધર્મથી પ્રાપ્ત થયેલું સ્વર્ગ તો કાર્યરૂપ છે ને જેમ કાર્ય માત્ર ક્ષયશીલ છે તેમ ક્ષયશીલ હોઈ ધર્મનો ક્ષય થતાં ક્ષીણવાળું છે એટલે તેનો મોક્ષ નિરૂપયોગી છે.

ત્યારે સ્પષ્ટ થયું કે સર્વ દર્શનો કરતાં અદ્વૈત દર્શનની જ વ્યવસ્થા ઉત્તમોત્તમ છે. કિંબહુના જગત્ માત્રના ધર્મથી તેમ તત્વજ્ઞાની પરાકાષ્ઠાથી પણ એ વાત સર્વમાન્ય જણાય છે વિશ્વવ્યવસ્થા મોક્ષસ્વરૂપ નીતિનિયમ એ બધાં અદ્વૈતથી જેવાં સમજાય છે તેવાં બીજા કશાથી સમજાતાં નથી. જગતુના એક ભાવમાં નિમગ્ન કરી ક્લેશ માત્રને નિર્મૂળ કરનાર પ્રેમમય ઐક્ય વિસ્તારનાર એવો કોઈ પણ સિદો અને સરળ ઉપાય હોય તો તે માત્ર અદ્વૈત નીતિનો પ્રસાર અદ્વૈતજ્ઞાનનો ઉપદેશ અદ્વૈતયોગનો અનુભવ એ જ છે.

અને આ અદ્વૈત દર્શનનો સિદ્ધાંત પણ વારંવાર અસમજથી કેટલાએક ધારે છે તેવો અગમ્ય કે વિરોધવાળો નથી તેમ એ દર્શન થોડાક પંડિતોના માટે જ છે એકાંત અભ્યાસના અર્થે છે એમ પણ નથી. ક્ષુદ્રમાં ક્ષુદ્ર બુદ્ધિમાં પણ ઉતરી શકે એવું છે. ગમે તેવા સમાજમાં પણ એનાથી આનંદ વૃદ્ધિ થાય તેમ છે. પણ એટલું અવશ્ય છે કે પ્રત્યેક કાર્ય, પ્રત્યેક શબ્દ, પ્રત્યેક વિચાર, પ્રત્યેક વસ્તુ, પ્રત્યેક અનુભવ, તેમાં એ દર્શનની ભાવનાને જોવાની દૃષ્ટિ પ્રાપ્ત થવી જોઇએ. એવું છે નહિ કે આપણને એથી કંઈનનું રસાયન પ્રાપ્ત થઈ જશે કે પદાર્થ માત્ર ને સુવર્ણ કરી દે એવો રસ હાથમાં આવી જઈ કીમીયાગરોના તરં-

ગની પ્રત્યક્ષતા થઈ રહેશે, પરંતુ એવા રસાયન કરતાં કંઇક અલૌકિક શાસ્ત્રનું દર્શન થાય તેવી દ્દષ્ટિ પ્રાપ્ત થાય છે. પછે સ્પર્શમણિ અને અમરકુપો તમારા હાથમાં જ છે. કેમકે સમષ્ટિની સુશ્લિષ્ટતા અનુભવાય પછે અનંત જ્ઞાનના મૌન્ય આશ્ચર્યનો આસ્હાદ થાય છે જીવન અને પ્રેમનું અભેદમય અદ્વૈત અપરોક્ષ સમજાય છે.

હવે આ બીજા વિષયના ઉપસંહાર તરીકે થોડું કહી લઉં છું કે આ વીસમી સદીનો પ્રકાશ આપણી ચોપાસ પ્રગટી રહ્યો છે તે સમય પણ શંકર ભગવાનના કાળની તુલના આ વર્તમાન કાળની સ્થિતિ સાથે આપણાથી સહેજ જ થઈ જાય છે. સ્થિતિ ઘણી સુચક છે સાદૃશ્યના અંશ બહુ ઉગ્ર રીતે આકર્ષક છે અને એ મહાત્માના કૌશલ્યનું સર્વથા મનન અને અનુકરણ કરવા જેવું છે. આખા જગત્ ઉપર અત્યારે શંકરના અનુકરણની બહુ જ આવશ્યકતા છે એમ મારૂં માનવું છે.

હવે મત મતાંતર વિષે બે બોલ કહેવાની છુટ લઉં છું.

કોઈ શિવને મોટા કહે છે કોઈ વિષ્ણુને વખાણે છે કોઈ શક્તિને સર્વોપરી બતાવે છે કોઈ લોક ઇશ્વરને આકારવાળો કહે છે કોઈ નિરાકાર કહે છે કોઈ ઇશ્વર એવું કે જુદા જુદા દેવ એવું કંઈ માનતા જ નથી. આવા મુખ્ય ભેદમાં વળી બીજા પંથ અને સંપ્રદાય ઘણાક છે. કોઈ રામાનંદ, કોઈ સ્વામીનારાયણ, કોઈ રામાનુજ, કોઈ વલ્લભ, કોઈ કબીર, એમ અનેક ભેદ ચાલે છે. પણ એ બધા તો એક જ ધર્મના ભેદ છે. બીજા ધર્મ વાળા આખા ધર્મને જ માનતા નથી ને પોતાની વાતને જ માને છે. વળી એમ પણ વ્યક્તિઓ છે કે ખાઈ પીને સુખમાં રહેવું તે ઉપરાંત કશું જ માનતા નથી. હાલ વળી સિદ્ધપુરમાં સ્માર્ત વૈષ્ણવનો પંથ નીકળ્યો છે.

ક્રિશ્ચિયન ધર્મવાળા એમ માને છે કે નાશી છુટતી વખત મુસા પેગંબરને સમુદ્રે માર્ગ આપ્યો. પરંતુ જ્યારે એમ સાંભળે છે કે શ્રી કૃષ્ણચંદ્રને લેઈ જતાં વસુદેવને યુમના નદીએ માર્ગ આપ્યો હતો ત્યારે તે વાતને અસંભવિત ગણી હસે છે. મુસલમાનો એમ માને છે કે કાબા આગળ એક પથ્થર છે તેને ચુંબન કરવાથી પાપ નાશ પામે છે છતાં હીંદુઓની મૂર્તિપૂજા રમણરેતી ગોપીચંદન અને ભસ્મવિભુતિ તુલસી રૂદ્રાક્ષને હસે છે. વળી અગ્નિની પૂજાથી અને તેના દર્શનથી મુક્તિ માનનારા ઉપલા બેને હસે છે. હીંદુ ધર્મમાં પણ જુદા જુદા સંપ્રદાય ને પંથવાળા એમ જ જાણે છે કે અમારા વિના બીજે મત પાળનારા અધોગતિએ જવાના છે હિંદુ ધર્મમાં મતભેદ છે એમ નથી પણ ઈસ્લામ, ક્રિશ્ચિયન, પારસી એઓમાં પણ મતભેદ ને ઘણા પણા પંથ છે. વળી ઘણાક એવા નાસ્તિક છે કે કશું માનતા જ નથી. આ પ્રમાણે આખા જગત્ ઉપર ઘણા ધર્મ અને ભેદ દૃષ્ટિએ પડે છે.

આવા મતભેદના વિષયમાં એક વિદ્વાને કહ્યું છે કે બધા ધર્મ બે વાતમાં એક બીજાને મળતા આવે છે એક તો પોતાના ધર્મનાં ગપ્પાંને પણ માનવાં ને સામાના ધર્મની ખરી વાતોને પણ ધિક્કારવી. આવું શાથી થાય છે તે વિચારી જોતાં માણસની પ્રકૃતિ જ એવી છે કે બધી વાતોમાં એક બીજાના વિચાર એકસરખા થઈ શકતા નથી. આનું કારણ ખોળતાં જ્ઞાનની ન્યૂનતા અને તેથી પેદા થતો અભિમાન એ બે જ જણાય છે. જ્યારે પૂર્ણ રીતે

જ્ઞાન થાય છે ત્યારે એવું કંઈ રહી શકતું નથી. જો કે આવા મતભેદ અભિમાનને આભારી છે તથાપિ મતમતાંર ચાલે અને સત્ય વાત તરી નીકળે એમ ગણવું પણ ઘણું જરૂરનું છે. એક વાત વિષે ભિન્ન મત હોવા એ કોઈ પણ દેશના લોકોની વિદ્યાનું ચિહ્ન છે પણ તે દેશના જ્ઞાનનું ચિહ્ન એ છે કે મતાંતરને જુદા જુદા મતવાળાએ ઉદાર બુદ્ધિથી સહન કરવાં. તેમાં ધર્મની બાબતમાં તો કોઈ મત વિરુદ્ધ બીજો કોઈ પોતાનો મત પ્રગટ કરે તે તો લોકો કલ્યાણની જ વાત છે. કારણ જે ધર્મ જે માનતો હોય તેના વિરૂદ્ધ બીજાની દલીલો સાંભળશે અને તેને તે યોગ્ય લાગે તો પોતાનું મત બદલવા તેને લાભ મળશે. જો બીજાની દલીલો તેને સયુક્તિક નહી લાગે તો જે ધર્મ તે પાળે છે તે વધારે દૃઢ થશે. તાત્પર્ય કે પોતાના વિચાર પ્રસિદ્ધ કરનાર ઉપર દ્વેષ કરવો એ પાપ છે કેમકે જે વિચારશક્તિ ઇશ્વરે સર્વને સરખી રીતે આપેલી છે તેનો સર્વે સ્વતંત્રતાથી ઉપયોગ કરે. અને વિચારનો સ્વતંત્ર ઉપયોગ એ જ કોઈ પણ દેશના લોકના ઉંચ સંસ્કાર નક્કી કરવાનું પ્રમાણ છે. વિચાર ઉપર જ્યાં દબાણ રખાય છે તે દેશ અજ્ઞાની કે અધર્મી હોય છે. વિચાર જ્યારે આચારના રૂપ ઉપરથી તેવા વિચારોને કેટલે સુધી અટકાવવા કે બંધ પાડવા એ નક્કી થાય છે પણ જેનાથી બીજા કોઇને કોઈ પણ પ્રકારે હાની નથી અને પોતાના મતને અત્યંત શાંતિ થવા રૂપી લાભ છે એવા ધર્મવિચાર માટે જરા પણ દ્વેષભાવ રાખવો કે કલહ કરવો એ કામ સારૂં નથી. કહેવાનો ભાવાર્થ વધારે સ્પષ્ટ બોલોમાં કહીએ તો એ છે કે ધર્મ સંબંધી બાબતમાં પોતાનો મત પ્રસિદ્ધ કરવા તે સ્વતંત્ર છે પણ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે કોઈના પણ મનની લાગણી દુખાય અથવા ગાલીપ્રદાન કે બીભત્સ ભાષામાં કહેવું લખવું ન જોઇએ. હાલમાં કંઈ ન ઇચ્છિવા લાયક કલહ થયો છે તે ખરૂં હોય તો ખેદની વાત છે એમ કહેવું પડે છે. અને જેના તરફથી તેમ થયું હોય તો તેની એક બીજાએ ઉદાર વૃત્તિથી ઉપેક્ષા કરી હવેથી એવો પ્રસંગ કોઈના તરફથી ન થાય એ ઈચ્છિવા લાયક મને લાગે છે. અને તે જ ઉદ્દેશથી આ વાત કહેવાની મને પ્રવૃત્તિ થઈ છે તેનો કંઈ પણ સારો ઉપયોગ થશે તો મને અતિ આનંદ થશે. જ્ઞાનાંકુશ નામના ગ્રંથમાંના શ્લોકનો ભાવાર્થ કહી બતાવવાની રજા લઉં છું:

"મારી નિંદા કરવાથી કોઇને સંતોષ થતો હોય તો મારા ઉપર એ મોટો અનુગ્રહ ને વળી તે સિદ્ધ કરવામાં મારે કશો પ્રયત્ન કરવો પડતો નથી."

"જે પુરૂષો શ્રેયને ઇચ્છે છે તે પારકાને સંતોષ પમાડવાના અર્થે તો દુઃખે કરીને પ્રાપ્ત કરેલા એવા ધનનો પણ ત્યાગ કરે છે. નિરંતર જ્યાં દૈન્ય અતિ સુલભ છે એવા સુખહીન સંસારમાં કોઇને મારી નિંદા કરવામાં પ્રીતિ આવતી હોય તો તેણે મારી સમક્ષ કે મારી પરોક્ષે યથેષ્ટ નિંદા કરવી કેમકે બહુદુઃખરૂપ જગતમાં પ્રીતિનો લાભ થઈ આવવો એ જ દુર્લભ છે.""

આ અતિ ઉત્તમ કથન ધ્યાનમાં લેઈ નિંદા કરનારની નિંદા કે બીભત્સ ભાષા લખવા બોલવાનું છોડી દેવું એ જ ઉચ્ચતાનું લક્ષણ છે. એમ મારી અલ્પમતિમાં આવે છે. આ જ વાતને સંબંધ કરતા ઉત્તર ગીતાના શ્લોકનો ભાવાર્થ પણ કહી બતાવું છું. "દ્વિજાતિનો દેવ અગ્નિ છે મુનિઓનો દેવ હૃદયમાં છે અલ્પ બુદ્ધિવાળાનો દેવ પ્રતિમામાં છે અને સમદર્શિનો દેવ સર્વત્ર છે." આ પ્રમાણે સમદૃષ્ટિ વાળાને કોઇની નિંદા કરવાનો અવકાશ જ નથી આની સાથે શ્રી પુષ્પદંતાચાર્ય એમણે મહિમ્નઃ સ્તોત્રમાં કહ્યું છે કે "ત્રણ વેદ સાંખ્ય યોગ

પાશુપત વૈષ્ણવ એમ પ્રસ્થાનો ભિન્ન ભિન્ન છે અને માણસો પોતપોતાની રૂચિના વૈચિત્ર્યને લીધે આ ઋજુ માર્ગ છે, આ કુટિલ માર્ગ છે એમ નાના પ્રકારના માર્ગ ઉપર પ્રેમ ધરે છે છતાં સર્વેનો જળ માત્રને ગમ્ય સમુદ્રની પેઠે ગમ્ય તું એક જ છે."

આ પ્રમાણે મત કે ધર્મ ગમે તેવી રીતે બાંધ્યા હોય તેનાથી સાધવાની વાત તો માત્ર એજ છે અને તે એ કે આ વિશ્વની રચના સમજવી અને તેમાંથી ઉત્તમમાં ઉત્તમ માર્ગ સાધવો. એમ જણાય કે એક મતથી ચાલતા જેવી ઉત્તમ પ્રવૃત્તિ નીપજે છે તેવીજ બીજાથી પણ નીપજે છે તો તેમાંનો એકે મત ખોટો નથી પ્રત્યેક વાત સમજવાના અનેક માર્ગ હોય છે જેમ એકજ ગામ જવાના પણ બે માર્ગ હોય છે. માણસોની બુદ્ધિ એકજ સરખી હોતી નથી. જેમ અન્ન પચવવામાં એક ઘરના બે ચાર માણસને પણ એકજ જાતનો આહાર પચતો નથી તેમ, જગતના જુદાં જુદાં સ્ત્રી પુરૂષની જુદી જુદી શક્તિવાળી બુદ્ધિઓને એક સરખું જ્ઞાન પચતું નથી. જેને જેવું ઘરે તેવું કહિએ તોજ તે વાત તેને ગળે ઉતરે છે. એટલુંજ નહિ પણ વધારે કહેતાં તેને અશ્રદ્ધા થાય છે કે શ્રદ્ધા થાય તો પણ ક્વચિત્ તેનો ખોટો ઉપયોગ કરી પોતાને ને બીજાને હાની કરે છે. આંધળા આગળ આરશી નકામી છે અથવા જેને નબળી આંખ્યો છે તેને તેના તેજથી તમર ચડે છે. આ પ્રમાણે તેજ ખમવાને સમર્થ ન હોય તેના આગળ જ્ઞાનની જળઝળતી આરશી ધરાતી નથી. શ્રીમદ્ ભગવત્ ગીતામાં "स्वधर्मे निधनंश्रेयः परधर्मोभयावह" એમ જે કહ્યું છે તેનો હેતુ પણ અધિકાર પ્રમાણે ઉપદેશ કરવો અને સાંભળનારે પોતાના અધિકાર પ્રમાણે વર્તવું એજ છે. શ્રી કૃષ્ણે ભગવત્ ગીતામાં પણ એજ કહ્યું છે કે અજ્ઞાનીના મનને ચળાવી નાંખવું નહિ. આ કહેવાનો ઉદ્દેશ એ છે કે ધર્મની બાબતમાં પરસ્પર કલહ કરવો એ યોગ્ય નથી.

હવે મારે બોલવાનું પુરૂં થાય છે મને અદ્વૈત દર્શન તરફ જે રૂચિ થઇ તે મારા સદ્ગત સાક્ષ- શિરોમણિ બ્રહ્મનિષ્ઠ મણીલાલ નભુભાઇ દ્વિવેદી જેમના નામથી ભાગ્યેજ કોઈ અજાણ્યો હશે તેમનો સમાગમ એ મુખ્ય છે અને વિશેષે કરીને તેમણે જણાવેલા વિચારો તેમના લેખો જેવું હું હમેશ મનન કરૂં છું તે ઉપરથીજ મારો પક્ષપાત કેવલાદ્વૈત તરફ થયો છે. કારણ કે શ્રુતિ, યુક્તિ, અને અનુભવથી મને એ સિદ્ધાંત ખરો લાગ્યો છે અને એ બ્રહ્મનિષ્ઠ મહાત્માએ શીખવેલું લખેલું ગોઠવીને મારા વિચાર મેં આપના આગળ મુક્યા છે. જેમાં ખામીઓ હશે એમ હું શરૂઆતમાંજ કહિ ચુક્યો છું. છેવટ આ પ્રસંગનો લાભ લઈ મારા મિત્ર પણ ખરી રીતે બ્રહ્મવિદ્યામાં મારા ગુરૂ તરીકે બ્રહ્મનિષ્ઠ મણીલાલના ગુણાનુવાદનુ સ્મરણ કરતાં મને જે આનંદ થાય છે તેનું વર્ણન કરવા મારામાં શક્તિ નથી. હું તો તેમના અવસાનથી ઘણી ખોટ અનુભવું છું પણ જો હું ભૂલતો ન હોઉં તો આખા ગુજરાતને તેમની સ્થૂલ ઉપાધિના વિયોગથી ઘણી ખોટ ગઈ છે. આ મહાત્મા તો વિદેહમુક્ત થયા છે એટલે તેમના માટે આટલા વિવેચન કરતાં વધારે શું કહેવું તે મને સુજતું નથી. મહાશયો ! આપ જેવા સમર્થ પંડિતોએ મારા આ અસ્તવ્યસ્ત ઉદ્ગારો સાંભળવાને જે તસ્દી લેઇ અમૂલ્ય વખત રોક્યો છે તે બદલ આભાર માની બેસવા રજા લેઉ છું. ॐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.

પ્રહ્લાદ સેવકરામ.

---

# વરસાદ વિષે ઈશ્વરપ્રાર્થના.

( રાગ. પ્રભુના ચરણ કમલ. )*

પ્રભુજી મોકલશો કૃપા કરીને મેઘને રે.
મોકલી શાન્તિ કરોને આ દેશે જગતાત.
વૃષ્ટિ મોકલવા તમે કૃપા કરો હો તાતજી રે.

સાખી.

મંગલમય છો હે પ્રભુ કરૂણાસાગર નામ,
ઇચ્છા પણ મંગલ તેવી છે, મંગલ તારાં કામ

તેથી ભરુસો અમને સાચો છે જગતાતનો રે,
શાન્તિ શાન્તિ કરશો મોકલી સર્વે ઠામ
વૃષ્ટિ મોકલવા—૧

સાખી.

જો નહીં આવે મેહુલો, દુકાળ પડશે આંહી.
પ્રાણી સર્વે દુઃખી થશે અન્ન વિના જગ માંહી,

મરશે ગરિબ જનો પશુ પક્ષી સર્વે રીબી રીબી રે.
અન્ન પણ ક્યાંથી થાશે, વિણ મેઘે જગનાથ
વૃષ્ટિ મોકલવા—૨

સાખી.

પાપી જનો થયાં ઘણાં, આ દેશે જગતાત;
પાપ ન તે વિચારશો, ઓ પ્રભુ ! મારા નાથ;

લક્ષે પુત્ર તણા અવગુણ પિતા નવ લે કદી રે
પુત્ર કપુત થાશે પણ કદી નહી થાશે માત
વૃષ્ટિ મોકલવા—૩

સાખી.

દૂર કરી દુનીઆ થકી પાપ તાપ સંતાપ.
સદ્ગુણ સ્થાપીને પ્રભુ કષ્ટ જનોનાં કાપ;

પ્રેમે પાય પડીને વિનવે બાળક તાહરાં રે,
આવા કષ્ટ સમયમાં સહાય કરો પિતુ માત
વૃષ્ટિ મોકલવા—૪

---

* "પૂન્યમ ચાંદની"—ની ચાલ આ પ્રકારની જ છે. ત. લો.

સાખી.

તો પણ ઇચ્છા આપની, હોય જો એવી નાથ
કષ્ટસહન સામર્થ્ય દ્યો સંકટમાં સહી હાથ

આવા કષ્ટ સમે પણ ભૂલીએ નહી પિતુ માતને રે.
કર્તવ્યપ્રેમે કરીએ સત્યસ્વરૂપ ભગવાન

વૃષ્ટિ મોકલવા—૫

સાખી.

બનતી રીતે ઓ પ્રભુ એક બીજાને નાથ,
બન્ધુ જનો સઘળાં અમે સહાય કરીએ તાત.

સઘળા સ્વાર્થ તજી દઇને મનમાંથી કે વિભુ રે.
કરીએ આવી રીતે પરોપકારી કાર્ય

વૃષ્ટિ મોકલવા—૬

સાખી.

દીન દયાળુ શ્રીપતિ અનાથોના નાથ
સહાય કરશે સર્વને ત્રણે લોકનો નાથ

હેતુ ઇચ્છા સર્વે મંગલ છે પિતુ માતનાં રે
અમને સુખ દેવાને કરુણા કરશો તાત.

વૃષ્ટિ મોકલવા—૭

સાખી.

દીનના વાણિ સાંભળી અલ્પ શિશુની તાત
દેવા મેઘ તમે પ્રભુ મહેર કરો મહારાજ

મોકલી શાન્તિ કરોને આ દેશે વિશ્વંભરા રે
આટલી વિનતિ સુણવા કૃપા કરો ભગવાન,

વૃષ્ટિ મોકલવા—૮

**સ્વ. વસન્તકુમારી** (સ્વ. ભીમરાવ ભોળાનાથની પુત્રી.)*

---

* ઉપરનું કાવ્ય રા. રા. નરસિંહરાવ ભોળાનાથ પાસેથી અમને મળ્યું છે. એમાં, એ પોતે કહે છે તેમ, કાંઈ અસાધારણ ચમત્કાર નથી, પણ એક બાલિકાના સાદા ઉદ્ગાર છે, અને તે, એક દુકાળના વર્ષ પછી બીજા વર્ષના આરંભ વખતે—જ્યારે સૌ લોકનાં ચિત્ત વૃષ્ટિ માટે ઉત્કંઠ બની રહ્યાં છે ત્યારે—પ્રાસંગિક હોઈ આવકારલાયક થઈ પડે છે.

તન્ત્રી.

# "બંસીવાલા પ્રતિ."

બંસીવાલા હો ! બજાવ તારી બંસી;
બંસીવાલાઓ !

મીઠડી છે એ તો રૂડલી વળી;
બંસીવાલાઓ !—

તુજ બંસીએ મુજને અરે હાં મત્ત કીધો છે અતી
તુજ બંસીમાં હું લુબ્ધને, લુબ્ધા ખરે આ સુંદરી
મુજને ગમે એ ચારૂ ન્હાનકડી
બંસીવાલાઓ
ત્હારી તો બંસી છે નાજૂક નમણી હો !

ધન્ય છે એ બંસીને હાં ધન્ય છે તુજને વળી
તુજ બંસીએ મ્હારી સખી શાણી વળી લક્ષ્મીવતી.

છબીલી છટાવતી વેલ સરખીઓ !
બંસી ત્હારી તો અલબેલી રસીલી
બંસીવાલાઓ !

કોડવતી તુજ બંસીમાં મુગ્ધા અરે આ રમણી ભલી
આપે મ્હને બંસી અરે આ શીખ કંઈ દેવી અતી.

બજાવ તારી બંસી ! બંસીવાલાઓ
ત્હેમાં તો છે આનંદ દેવી
બંસીવાલાઓ.

રમણીક ત્રિવેદી.

## ગ્રાહકોને ખાસ વિનંતિ.

આ પત્રનું કદ બીજીવાર વધારવામાં આવ્યું છે—અને તે છતાં લવાજમમાં કાંઈ ફેરફાર કર્યો નથી. એટલુંજ નહિ, પણ ગ્રાહકો તરફથી અમને ઉત્તેજન મળે તો હજી પણ કદમાં વધારો કરવાનો અમારો ઇરાદો છે—અને તેમ થશે ત્યારેજ બધી જાતના વિષયોને દરેક અંકમાં યોગ્ય સ્થાન આપી શકાશે. તે માટે અમારા ગ્રાહકોને અમારી બે વિનતિ છે

(૧) દરેક ગ્રાહક એક ગ્રાહક નવો ઉમેરી આપવા તસ્દી લેશો?

(૨) જે ગ્રાહકોએ ચાલુ વર્ષનું લવાજમ ન ભર્યું હોય તેમણે તુરત મોકલી આપવા કૃપા કરવી. ચાલુ વર્ષના ૭ માસ વીતી ગયા છે એ તરફ તેઓનું લક્ષ ખેંચવામાં આવે છે. વ્યવસ્થાપક.

## ગયા અંકનું શુદ્ધિપત્રક.

| અશુદ્ધ. | શુદ્ધ. | પાનું. | લીટી. |
|---|---|---|---|
| Polite theism ને બદલે | Polite atheism | ૨૩૦ | ૩૧ |
| ઉપનિદ્ ધર્મમાં | ઉપનિષદ્ ધર્મમાંથી | ૨૩૬ | ૩૧ |
| શ્રતિનું | શ્રુતિનું | ૨૩૮ | ૨૮ |
| ઇ. મ | ઇ. સ. પૂર્વે | ૨૪૦ | ૧૩ |
| એવું | જેવું | ૨૪૦ | ૨૦ |
| માર્દવ જોવામા | માર્દવ વધારે જોવામા | ૨૪૦ | ૨૨ |
| રાખવુ વધારે જોઇએ | રાખવું જોઇએ | ૨૪૦ | ૨૩ |
| 'સેવાના' | 'સેવા' | ૨૪૦ | ૨૩ |
| 'સંબન્ધ' | 'સંબન્ધ' ના | ૨૪૦ | ૨૩ |

ઇત્યાદિ ઘણી ઘણી અક્ષન્તવ્ય ભૂલો થઇ છે, તથા લીટીઓ વચ્ચે યોગ્ય અન્તર રાખવું વગેરે મુદ્રણકલાના સૌન્દર્યના નિયમો ઉપર બિલકુલ લક્ષ અપાયું નથી. તેવા દોષ ફરીથી થવા ન પામે તે માટે યોગ્ય બંદોબસ્ત કરવામાં આવ્યો છે. વ્યવસ્થાપક.

## લવાજમ મોકલનારને વિનંતિ.

મ. ઓ. દ્વારા લવાજમ મોકલનારે કોના તરફથી કેટલી રકમ મોકલવામાં આવી છે એ પુરેપુરૂં ચોખ્ખા અક્ષરથી શીરનામા સાથે કુપનમાં લખી જણાવવું નહીં તો ગેરવલ્લે પડવાનો સંભવ છે.

ગેરવલ્લે પડેલા મ. ઓ. માટે વિનંતિ:—નીચે દર્શાવેલ મનીઓર્ડર કુપનમાં પુરૂં નામ ન હોવાથી જમા કર્યા વગર અમારી પાસે છે માટે જેમના હોય તેમણે વીગતવાર નામ આપવાની કૃપા કરવી

૧. "વસન્તના લવાજમના સન ૧૯૧૨ ની સાલના રૂ ૨) બે મોકલાવ્યા છે તે સ ખુ ખાતા નં. ૧ ના ખાતે જમા કરશોજી. એજ અરજ ૨૪-૫-૧૨

હુકમથી

ગોરાજી કાળીદાસ પંડયા.

આસિ."

૨. 'બા. નં. ૨૬૫

૩. ૨-૦ મે. સા. સંવત ૧૯૬૮—૬૯ નું લવાજમ મોકલ્યું છે તો તે પહોંચેથી તેની ઇનામની પહોંચ દફતરે દાખલ કરાવી મોકલવા મે. થશે રજીસ્ટર નં. ૭૩ વસન્ત ૧૯૬૮—૬૯ નું લવાજમ મોકલ્યું છે."

વ્યવસ્થાપક—'વસન્ત'

# *Work and Fee.*

All healthy people like their dinners, but their dinner is not the main object of their lives. So all healthily minded people like making money—ought to like it, and to enjoy the sensation of winning it; but the main object of their life is not money; it is something better than money. A good soldier, for instance, mainly wishes to do his fighting well. He is glad of his pay—very properly so, and justly grumbles when you keep him ten years without it—still, his main notion of life is to win battles, not to be paid for winning them. So of clergymen. They like pew-rents and baptismal fees, of course; but yet, if they are brave and well educated, the pew-rent is not the sole object of their lives, and the baptismal fee is not the sole purpose of baptism—the clergyman's object is essentially to baptize and preach, not to be paid for preaching. So of doctors. They like fees no doubt,—ought to like them; yet if they are brave and well educated, the entire object of their lives is not fees. They, on the whole, desire to cure the sick; and,—if they are good doctors, and the choice were fairly put to them,—would rather cure their patient, and lose their fee, than kill him, and get it. And so with all other brave and rightly trained men; their work is first, their fee second—very important always, but still second. But in every nation, as I said, there are a vast class who are ill-educated, cowardly, and more or less stupid. And with these people, just as certainly the fee is first, and the work second, as with brave people the work is first and the fee second. And this is no small distinction. It is the whole distinction in a man; distinction between life and death in him, between heaven and hell for him. You cannot serve two masters;—you must serve one or other. If your work is first with you, and your fee second, work is your master, and the lord of work, who is God. But if your fee is first with you, and your work second, fee is your master, and the lord of fee, *who is the Devil; and not only the Devil, but the lowest of devils—the* 'least erected fiend that fell.' So there you have it in brief terms; Work first—you are God's servants; Fee first—you are the Fiend's. And it makes a difference, now and ever, believe me, whether you serve Him who has on His vesture and thigh written, "King of Kings," and whose service is perfect freedom; or him on whose vesture and thigh the name is written, "Slave of Slaves," and whose service is perfect slavery.

—*John Ruskin.*

Reg. No. B. 453.

# वसन्त.

। सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
व योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

त्र प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
व्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

---

અંક ૭. [ માસિક ] દ્વિતીય આષાઢ, સંવત્ ૧૯૬૮.

---

## આત્મવિલોપન.

( તત્ત્વજ્ઞાનના એક અજ્ઞાત પ્રદેશની શોધ. )

**વિશેષ નામની ઉત્પત્તિ.**

તત્ત્વવેત્તાઓ એમ કહેછે કે ભાષામાં વિશેષ નામની ઉત્પત્તિ અદ્વૈતભાવનાનો લોપ થવાની સાથે થઈછે. અમુક માણસ, પ્રાણી, પદાર્થ—ને સ્વતન્ત્ર વ્યક્તિ તરીકે અસ્તિત્વ આપવા માટે હેને વિશેષ નામ આપીને ઓળખાવાયછે. મોહનલાલ, મગનલાલ, તલકચંદ, ભદ્રંભદ્ર; ચન્દ્રાપીડનો ઘોડો ઇન્દ્રાયુધ, ઇન્દ્રનો હાથી ઐરાવત, દેવોની કુતરી સરમા; લંડન, મુંબાઈ — એ સર્વે વિશેષ નામની સાથે જ સૂચવાયછે કે એ સર્વે જુદી જુદી વ્યક્તિ છે; શાસ્ત્રીય ભાષામાં કહીશું કે વિશેષ નામ તે અન્યવ્યવચ્છેદક છે; મોહન તે મગન નહિં; ને મગન તે મોહન નહિં. અદ્વૈતભાવનાથી આ સ્પષ્ટ રીતે વિરુદ્ધ જ છે.

**વિશેષ નામનું મહત્વ.**

પરંતુ સંસારવ્યવહારમાં વિશેષ નામ વાપર્યા શિવાય નભે એમ નથી. મોહનને મગન ને મગનને મોહન કહેવા માંડે તો હેમનાં માબાપો, સ્ત્રીઓ, છોકરાં, ગોટાળામાં લડી મરે અને દુનિયામાં ગડબડગોટા થઈ જાય. મ્હારી મ્હોટી બ્હેન અનેકવાર મ્હારા નામથી મ્હારા ભાઈને બોલાવતી અને મ્હારા ભાઈના નામથી મ્હને બોલાવતી; અને તેથી ગડબડગોટા થતા. મ્હારું ખાવાનું મ્હારા ભાઈને જાતું અને મ્હારા ભાઈનું ખાવાનું મ્હને મળતું. આથી પણ વિશેષ વિશેષ નામની જરૂર

ા. "ું " હમને ચૂલા ઉપર મૂકું ?—હ્યો. ", ઇત્યાદિ સતત વાત કરતો, અને હેને મન વાસણો સજીવ જે હતાં; પરંતુ હેનામાં પણ એ ખામી હતી કે દરેક વાસણને વિશેષ નામ આપી તે નામથી સંબોધન કરતા ન્હોતો. એ ખામીને લીધે જુદા જુદા વાસણનું વ્યક્ત રૂપે ઓળખાણ થવામાં હેને ઊનતા આવતી હતી. તેથી દાળની તપેલી નીચે અને ચોખાની તપેલી ચૂલા ઉપર એમ ફેરબદલ મૂકાતી અને રસોઈ કોકવાર બગડતી. ભરવાડ પોતાનાં ઘેટાંમાંનાં દરેકને, ગોવાળ ગાયો ભેંશોના ટોળામાંની દરેકને, પોતપોતાના નામથી બોલાવેછે અને ઓળખેછે. એ લોકો નામ દઈ સંબોધવાનું આ તત્ત્વ સમજતા હોવા જોઈએ.

કાંઇક આ પ્રકારના કારણથી જ, કુમુદસુન્દરીને પ્રમાદધન તરફ અંતરની ઊર્મિ ન્હોતી આવતી તે ન્હરાણે આણવાના સાધન તરીકે "પ્રમાદધન મુજ સ્વામી સાચા", "પ્ર—મા—દ—ધ—ન" એમ વારાફરતી છૂટક છૂટક અક્ષરો બોલીને, વગેરે પ્રયોગોથી, નામરટન હેની કને ગોવર્ધનભાઇયે કરાવ્યું જણાયછે. ભાષાશાસ્ત્રીઓ કહેછે કે પુનઃ પુનઃ-પણાના વાચક ( re-iterative ) પ્રયોગો ઉત્કટતા ( intensity ) ના પણ વાચક કાલક્રમે બનેછે;—એ પ્રકારમાં આ તત્ત્વ જ સમાયુંછે. "ગોવિન્દ ! ગોવિન્દ !", "શંકર ! શંકર !" ઇત્યાદિ આકારમાં પ્રભુનું નામરટન કરવાનો ઊંડો હેતુ પણ એ પ્રકારનો જ—સંબોધ્યનું વિસ્મરણ ના થાય એ જ—જણાયછે. આરાધ્યના નામનું તો શું પણ શરીરના [illegible] રટન કરનારા કેટલાક જોયાછે; ઇન્દુકુમાર કાન્તિકુમારીનાં નયનો જોઈ તત્કાળ [illegible] નયનોને રખે તે ભૂલી જવાય માટે 'નયન!' 'નયન!' 'નયન!' [illegible] જાણતા નથી કે રટન શી રીતે કર્યું હશે; 'ઇન્દુકુમાર નાટક'માં પ્રથમ [illegible] 'નયનને રટેછે' એમ સૂચના છે તેથી લાગેછે કે આ પ્રકારે જ રટન કર્યું [illegible] તત્ત્વવેત્તા[illegible]ી લોકો ભલે હસો.

**નામની છાપનું મહત્ત્વ.**

સારાંશ એ કે નામ દઈને સંબોધવાથી તે નામધારીનું વ્યક્તિત્વ આપણા મનમાં છપાયલું રહેછે. આ વ્યક્તિત્વ ઘણીવાર અમુક માણસના વ્યવહાર વિશેષ નામ કરતાં હેને ઉપહાસ, વિનોદ, ઇત્યાદિ માટે અપાયલા ઉપનામ ( nick-name ) થી વધારે ઉત્કટરૂપે રહેછે. ફલાણાનું તો અમુક નામ છપાઈ ગયું,—એ વચનમાં જ છાપની દૃઢતા સૂચવાયછે. એ ઉપનામની છાપ કાઢી નાંખવા માટે મથનાર પસ્તાયછે. એક માણસ વાઘરીમાં ધીરધાર કરતો હતો તેથી હેનું ઉપનામ જ " વાઘરી " છપાઈ ગયું હતું. હેને એ બહુ ખટકતું હતું; તેથી લોકોને કહ્યું કે—મ્હારું 'વાઘરી' નામ કાઢી નાંખો તો હું ચોરાશી જમાડું. કબૂલ. ચોરાશી જમાડી. જમીને પાછા આવતાં રસ્તે જતા લોકો પૂછવા લાગ્યા—"કો'ની ચોરાશી જમી આવ્યા ?" તો જવાબ દેવા લાગ્યાઃ—" ગોકળ " વાઘરી " ની ! આમ છપાયલું નામ ખસવાને બદલે વધારે પાકું છપાઈ ગયું ! માટે નામ ઉપનામ વિલોપવાનો આ પ્રકાર કોઈ સેવશો જ નહિ. કોઈએ પાડેલું નામ હમને ગમતું ના હોય, અથવા સંસ્કૃત ભાષાની શુદ્ધિમાંથી ભ્રષ્ટ થયેલું હોય, તો ઉપાય એટલો જ કે પોતે પોતાની મેળે જ છાનામાના

નામ બદલવું, શુદ્ધ નામથી સહી કરવી. 'સાકરબાઈ' નામ હોય તો 'શર્કરાબાઈ' એમ લખવું, એટલે હેની મેળે નવું નામ છપાઈ જશે. નામ બદલાવવામાં ભય છે, નામ બદલવામાં જય છે. એ સૂત્રમાં સર્વ રહસ્ય છે.

નામગ્રહણનો આટલો મહિમા છતાં, એ તત્ત્વનો અનાદર કરનારાં કેટલાંક આપણે જોઈયે છિયે. જુવો ને નાગરાણિયો;–પોતાનાં છોકરાંનાં નામ નથી દેતી; 'પેલો', 'પેલી', કે કોઇવાર તો 'પેલું' કહીને અસલ તો બોલવતી; કવચિત્ 'એ' આવ્યું, 'એ' ગયું, એમ કહેતી.

સંબોધનનું નામ ના દેનારાં.

હજી પણ નામ દેવાનું ટાળેછે;—સુધરેલા વર્ગની વાત બાદ જ કરવી. કદી નામ દે તો જે નામ પાડેલું હોય ત્હેને બદલે બીજું વિશેષણ જેવું નામ પાડીને બોલાવે;—'મ્હોટો',—'ન્હાનો'; 'મ્હોટી',–'ન્હાની'; 'જાડો', 'જાડી'; 'અલ્યા',—'અલી'; અથવા તો 'પ્હેલી', 'બીજી', 'ત્રીજી', 'ચોથી',—એમ જન્મક્રમની સંખ્યા સૂચવનારૂં નામ આપી અજાણતાં જ પોતાની ફલદ્રૂપતા સૂચવેછે. નામ ના દેવાનું કારણ શું? લાજ પાળવી તે. સસરા સન્ધ્યામાં બેઠા'તા, પોતે રાંધતી'તી, ઘરમાં બીજું કોઇ ન્હોતું, અને છોકરો રમતે રમતે અકસ્માત્ ટાંકામાં પડ્યો; ધબકારો બાયાએ સાંભળ્યો, પણ શરમાળ વહૂથી સસરાને કહેવાય કેમ? ટાંકાના મ્હો આગળ જઈને ધીમે અવાજે બોલીઃ—"અલ્યા! હમણાં નીચે બેશી રહેજે, હોં! ગોર આવશે એટલે ત્હમને કાઢશે." હેવી લાજ! એ લાજને લીધે બાળકના જીવનું જોખમ થાય પણ લજ્જાવશ નાગરાણીથી નામ ના દેવાય, બાળક પડ્યું ના કહેવાય! પરંતુ નાગરાણિયો જાણતી નથી કે નામ ના દેવાથી વિશેષનામ ઘસાઈ જઈ બાળકનું વ્યક્તિત્વ ઘસાઈ જવાનું જીવ કરતાં વધારે ભારે જોખમ પોતે ખેડેછે!

એ જ રીતે વરનું નામ વહૂથી અને વહૂનું નામ વરથી ના દેવાય. ત્હેમાં પણ આ મ્હોટું જોખમ ખેડાયછે તે કોઇ જાણેછે? કાળ જતે વરને વહૂ અને વહૂને વર ભૂલી જશે તો પછી કરશો શું? આ અનિષ્ટ પરિણામ રોકવા માટે જ સુધારાવાળાઓએ એમ નામ ના દેવાનો રિવાજ કાઢી નાંખ્યોછે. વર અથવા વહૂના નામને બદલે 'એ' (અસલના વખતની બાયડીઓ 'ઈયો' કહેતી તે 'એઓ'નું રૂપાન્તર 'ઇયો'), અથવા તો "ઘરમાંથી", "ઘરવાળાં", "ઘરવાળા"—એમ લૂલી ટેકિયો મૂકાયછે; પણ તેથી આ સ્મરણ-મન્દિર તૂટતું શી રીતે અટકશે? એ ટેકિયો વળી સંબોધન વખત તો કામ જ ના આવે. બાકી 'ઘરવાળાં' શબ્દમાં ગૃહિણીની પદવીદ્વારા માન સૂચવાયછે, અને મરાઠીમાં (કોંકણમાં ખાસ) પોતાની પાછળ પાછળ બાયડી મુસાફરીમાં ચાલે એ અપમાન ભરેલી સ્ત્રી તરફની વર્તણૂકને ઉઘાડી પાડનારો શબ્દ માગારીન છે તે કરતાં આ શબ્દ સ્ત્રીસંમાન-પતાકા તરીકે ચઢિયાતો છે, એ વાતની ના નહિં.

વાણિયણો સંબોધન માટે પણ જુદી રીતની ટેકિયો વાપરેછે; "મગનિયાના બાપા!" કરીને વરને બોલાવવાની બેવડી છૂટ લે છે;—છોકરાનું નામ દેવાની પૂર્ણ છૂટ, અને વરનું રૂપાન્તરે નામ દેવાની અધવચલી છૂટ. પણ એ દીર્ઘસૂત્રી પ્રયોગ-વિશેષનામયુક્ત સંબોધન-

નું પૂર્ણ કામ શી રીતે સારશે ? અલબત્ત, “ મગનિયાના બાપા ' કહેવાથી એક જ પુરુષ લક્ષ્ય થાયછે તેથી વ્યક્તિત્વ-સ્થાપન તરફ કાંઇક ક્રમ ભરાયછે ખરો. પણ તે પૂર્ણક્રમપરંપરાને અભાવે છેવટ સુધી પ્હોંચાતું નથી અને વિશિષ્ટ સંબોધનનું રહસ્ય સચવાતું નથી. ' મગનિયાના બાપા ' નું પણ વિશેષ નામ ઘસાઈ જવાનું અને વ્યક્તિત્વ પણ ડગમગવાનું. માટે વાણિયણોએ પણ નાગરણોની પેઠે જ વેળાસર ચેતવાની જરૂર છે. પરોક્ષ વચનમાં સંબોધનથી ભિન્ન પ્રસંગમાં—' મગનિયાના બાપા ' આવશે-ઇત્યાદિ વાક્યોમાં વળી એક રીતે અજાણતાં સુરુચિનો ભંગ થાયછે. મગનિયાના એ બાપા છે એ કેવળ ખાનગી વાત જગતમાં ડંકો વગાડીને કહેવાની શી જરૂર ? પણ હાલી સુરુચિની ઝીણવટની તો આશા શી રીતે રખાય ?

વરના નામ માટેની આ યુક્તિ વહુના નામ માટે પણ યથાભેદ કામમાં લેવાયછે;— ' મગનિયાની મા ' એમ કહીને શેઠ શેઠાણીને સંબોધેછે. એ પ્રકારને પણ ઉપરની ટીકાનું તત્ત્વ લાગૂ પડેછે. બહુ છોકરા હોય તો કિયા છોકરાની મા કે કિયા છોકરાના બાપા કહેવા તે કૂટપ્રશ્ન ઊભો જ નહિ કરિયે.

આ લૂલી ટેકી જૂના જમાનાના રજપૂત રાજાઓને તો નિરુપયોગી જ થાત. રાણિયોની સંખ્યા મ્હોટી, હેની સંતતિ પણ ગણવી અશક્ય, એટલે રાણિયોનાં અને કુંવર કુંવરીઓની સંખ્યા જ યાદ ના હોય, તો પછી હેમનાં નામ સ્મરણમાં ટકે જ નહિં તો ક્ષમા કરવી જોઇયે. એ સ્થિતિમાં અમુક કુંવરની મા—એમ ક્યાંથી બોલી બોલાવી સકાય ?

આત્મસંબોધન.

વિશેષ નામ વાપરી સંબોધન કરવાનું આ અસાધારણ મહત્ત્વ વિચારતાં આત્મસંબોધનની આવશ્યકતા કોને નહિં જણાય ? આપણે પોતાને જ પોતાના વિશેષ નામથી ના બોલાવિયે, તો આપણું વ્યક્તિત્વ ઘસાઈ જવાનું પ્રથમ સાધન આપણે જ પૂરું પાડવાનો અપરાધ થાય. અને પછી બીજાં આપણને આપણા વિશેષ નામથી બોલાવવામાં પણ શિથિલતા રાખે; અને એમ પછી આપણું વ્યક્ત સ્વરૂપ જતું રહે. પ્રથમ તો એ જ થાય કે આપણે જ આપણા વ્યક્ત પિંડને ભૂલી જઇયે. પિંડને જ નહિં, પણ આત્માને પણ. આ કારણથી જ ગામડિયાઓને ખાસ પોતાનું નામ દઈને બોલવાની ટેવ વિશેષ હોયછે. “ મ્હેં ચીધું—ના ભા ! હું તો આવ્યોહ્‌ ના; તોણે ગોપાળદા બોલ્યાઃ—ના, રખીદા, ના; હેંડો ને હેંડો. ”—ઇત્યાદિ અનેક રીતે રખીદાસ પોતાને સંબોધેલું વિશેષ નામ આગળ કરેછે તો જ હેમને ગતાગમ પડેછે.

તખલ્લુસની તત્ત્વ પરીક્ષા.

સાહિત્યક્ષેત્રમાં પોતાનું નામ લુપ્ત કરીને કૃત્રિમ નામ પ્રગટ કરનારા લેખકોની કૃતિની પરીક્ષા કરિયે. એ લોકો આ માર્ગ આદર્યાથી પોતાનું ખરું નામ ભૂલી જવાનું જોખમ ખેડેછે તે વાતનું ભાન હેમને ભાગ્યે જ હશે. ચોથી સાહિત્યપરિષદ્‌ની બેઠક વડોદરામાં ભરાઈ તે વખતે એક જણે પોતાના નિબન્ધમાં તખલ્લુસની વિરુદ્ધ સખત શબ્દો વાપર્યા હતા;

ત્હેને હું શાબાશી આપુંછું. માત્ર તખલ્લુસની વિરુદ્ધ આ પોતાનું નામ ભૂલી જવાના જોખમની દલીલ એ લેખકને સૂઝી ન્હોતી તેટલી ઊનતા હું પૂરૂંછું. એક બીજું પરિણામ પણ તખલ્લુસ ધારેણથી થવાનો સંભવછે. તખલ્લુસ તે માણસનું પોતાનું જ નામ કાલક્રમે જાણી જાયછે; અને પછી તખલ્લુસની તખલ્લુસતા ખરી જાયછે; આમ તખલ્લુસસેવન તે તખલ્લુસના ઉદ્દેશનું ઉચ્છેદક બનેછે. કાજે કરીને તખલ્લુસધારક તે તખલ્લુસથી ઓળખાઈ પણ જાયછે. એક માસિકે તો પોતાના અંકોમાં આવનારાં તખલ્લુસ અને તે તે માણસનાં વ્યવહાર નામ એમ સ્હામ સ્હામે મૂકીને યાદી છેવટના અંકમાં પ્રગટ કરી હતી. તખલ્લુસનો ઉદ્દેશ ઉચ્છિન્ન કરવા માટે આ ઉત્તમ માર્ગ હતો.

અદ્વૈતભાવનાનું પ્રથમ સાધન.

પરંતુ આ સર્વ ચર્ચાથી જણાશે કે આમ વિશેષ નામના સતત ઉપયોગથી મનુષ્ય મનુષ્યના સ્વતન્ત્ર વ્યક્તિત્વની રેખાઓ બહુ તીક્ષ્ણ રૂપે અંકાયછે; એ માર્ગે દ્વૈત શું? પણ અનન્ત વ્યક્તિત્વ જ પ્રગટ થાયછે; અને તેથી અદ્વૈતભાવનાની સિદ્ધિને વિરોધી વ્યવહાર થાયછે; અને મ્હારે તો અદ્વૈતભાવના અનુભવગોચર કરવાની ઊંચી આકાઙ્ક્ષા છે. આમ હું વિચાર કરતો બેઠો હતો. ત્હેવામાં મ્હારા બાળમિત્ર (વિશેષ નામ હમણાં તો વાપરું ?)–નામે શોભારામ—આવી ચઢ્યા; મ્હને પૂછવા લાગ્યાઃ—

"કાં ભાઈ! શા વિચારના વમળમાં વીંટાયાછો?" (એ કવિ છે, અને હેમને વર્ણાનુપ્રામ–અક્ષર સગાઈ–ઉપર બહુ પ્રેમ છે.)

મ્હેં કેટલીક આનાકાની. ટાળાટાળી, કરીને અને મ્હારા મનની મુસ્કેલી કહી. તો કહેઃ—

"ઓ—હો! એ જ કે? પણ શી મ્હોટી ભૂલ્યમાં પડયાછો! અદ્વૈતભાવના તે પરમાર્થ માનોછો? શો ભ્રમ! જુવો;—રેલવેની સડકના પાટા તરફ નજર કરીશું તો દૂર દૂર છેડે બંને પાટા એકઠા મળી ગયેલા જણાશે; ખરું કની? પરંતુ તે ઠેકાણે જઈને જોઈશું તો પાટા સમાન્તરે જુદા જ જણાશે. દૃષ્ટિવિદ્યામાં હેને optical illusion, દૃષ્ટિમાયા, કહેછે. આ શું સૂચવેછે? એ જ કે અદ્વૈતભાવના તે માયાનું પરિણામ છે અને 'દ્વૈતભાવના' તે જ પારમાર્થિક સત્ય છે. માટે આ મૃગતૃષ્ણાનાં ફાંફાં ના મારશો."

આ વાત મ્હારે ગળે ઊતરી નહિં. વિવેકને ખાતર મૌન સેવ્યું. વાત બીજા વિષયમાં દોરી. પાનસોપારી આપીને શોભારામને વદાય કર્યા. પછી સ્થિર ચિન્તન કરતાં વિમલ સત્ય પ્રગટ થયું. અદ્વૈતભાવનાનું પ્રથમ ક્રમરૂપી સાધન જડયું?—જગતમાંથી વિશેષ નામ નાબૂદ કરાવવાં. આ માટે સરકાર કને કાયદો કરાવવાનો પરાધીન પ્રકાર મ્હને ના ગમ્યો. મ્હારા સ્વપરાક્રમથી જ એ કાર્ય સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. આ મહાન્ કાર્ય માટે દિગ્વિજય કરવા નીકળવું, વિશેષ નામનું નિકંદન એ જ મહાન્ લક્ષ્ય રાખવું, એ મનમાં સ્થિર કર્યું.

પરંતુ એ પ્રથમ સાધનનું પણ પ્રથમ સાધન બીજું જડયું. "પોથીમાંનાં રીંગણાં," 'परोपदेशे पाण्डित्यम्,'—એ આરોપનો પ્રસંગ ટાળવા માટે પ્રથમ તો મ્હારે મ્હારા પોતાના વિશેષ નામનું વિલોપન કરવું જોઈયે; એ મ્હારું નામ ભૂલી જ જવું જોઈયે; તો જ અહંભાવનો નાશ થાય. આ મનોરથ તો ઉમદા હતો, પરંતુ એ પ્રાપ્ત કરવામાં મ્હોટું વિઘ્ન નડ્યું; અશક્યતારૂપી વિઘ્ન. મ્હારું નામ સંભારવું જ નહિં, મનમાંથી ભૂંસી નાંખવું, એમ ઠરાવ કરી, તે અમલમાં આણવાનું કરું કે તરત—ડિકન્સના પેલા મિ. ડિક આગળ મેમોરિયલ ઘડવામાં હમેશાં રાજા ચાર્લ્સનું માથું આવીને ઊભું રહેતું તેમ—મ્હારું નામ મ્હોટા ઝળકતા અક્ષરે આવીને મ્હારા મનની નજર સ્હામે ઊભું રહે! આ તો યોગ સાધતે ભૂત વળગ્યું!

પ્રથમ સાધનનું પણ પ્રથમ સાધન.

આ અશક્યતાનો ખ્યાલ મ્હારા એક બીજા અનુભવના વર્ણનથી આવશે. અસલ મ્હને કીમિયાનો મોહ બહુ હતો; ત્હેવામાં એક બાબીએ મ્હને કહ્યું કે પાંચ પળમાં તાંબાનું સનું બનાવી આપું. એક કુલડીમાં તાંબાના પાંચ પૈસા મૂક્યા; કુલડીના ઢાંકણાને છાંદીને બંધ કર્યું;—ભૂલ્યો, તે પ્હેલાં પૈસા ભેગી પાંચ જાતની ગૂઢ ચમત્કારી ભૂકીઓ નાંખી;—કુલડીની ચારે બાજૂ દેવતા અને ઉપર પણ દેવતા મૂકી પંચાગ્નિસાધન કરવા મૂકી. પછી મ્હને કહેઃ—"પાંચ પળ પછી કુલડી કાઢીને ઉઘાડજો, પૈસાને બદલે સનાના સિક્કા થઈ જશે."—પછી કહેઃ—"હાં—પણ એક ન્હાની સરખી વાત રહી ગઈ; એ પાંચ પળની અંદર 'ઊંટ' એ નામ સંભારવું નહિં; જો સંભાર્યું તો પૈસા તાંબાના ને તાંબાના જ રહેશે."

આમ ત્હારે પેલા ઊંટના નામની પેઠે મ્હારું નામ નજર આગળ તરવા લાગ્યું. નામ ભૂલી જવાની પ્રતિજ્ઞા સાથે જ પ્રતિજ્ઞાભંગ થયો. એક વિદ્યાર્થીને હેના સહાધ્યાયીઓ બહુ પજવતા હતા; એક બે વાર સ્હામા જવાબ હેણે વાળ્યા; તો એ પજવે; એટલે થાકીને બોલ્યોઃ—"જુઓ, તમારા જેવાને ઉત્તર આપવાને બદલે મૌન જ ઉચિત છે." એટલે વળી પેલા ચીડવવા લાગ્યા કે આ મૌનની પ્રતિજ્ઞામાં જ મૌનનો તું ભંગ કરેછે! એક બહુ બોલકણો પટાવાળો હતો ત્હેને સાહેબ બહુ ચૂપ રહેવાનું કહે તો એ બોલે; આખર સાહેબે કહ્યુંઃ—"તુમ એકદમ ચૂપ રહો; બકવા છોડ દો." એટલે મૌનશત્રુ પટાવાળો બોલ્યોઃ—"છોડ દિયા, સાબ!" આમ ચૂપ રહેવાના વચનમાં જ ચૂપકી તછ! મ્હારે પણ આમ પ્રતિજ્ઞામાં પ્રતિજ્ઞાભંગ થયો!

ત્હારે કરવું શું? મ્હને યાદ આવ્યું કે સર્વ સાધનાઓ માટે ગુરુની અપેક્ષા રહેછે. માટે મ્હારે પણ આ કાર્ય માટે ગુરુ સોધવા નીકળવું. પણ ગુરુ કોણ તે જાણવું જોઈયે. લક્ષ્યહીન ભ્રમણ તે શાસ્ત્રમાં દોષ કહેલોછે. મ્હને યાદ આવ્યું કે પ્રવીણ ચોર લોકો—જે'ને પોલીસ બામટા, ઊચલ્યા, ઠગ, ઇત્યાદિ ભેદદર્શક વિશેષણોથી ઓળખેછે, તેઓ—ખરી અદ્વૈતભાવના સાધનારા છે. બીજાનું ધન લેવામાં પર અને નિજનો

એ સાધનના ગુરુ, અને ત્હેમની ખોળ કરવા માટે પ્રવૃત્તિ.

ભેદ ભૂલી જાયછે એ રીતે જ નહિં,—એ તો બહુ સ્થૂલ રૂપનું અદ્વૈત છે, અને કાચાચોરને પણ આવડેછે. આ તો વધારે સૂક્ષ્મ અને ઊંચા પ્રકારના આધ્યાત્મિક સાધનથી અદ્વૈત અનુભવેછે. તે સાધન—આત્મવિલોપન; પોતાનું વ્યક્ત સ્વરૂપ ભૂસી નાંખવું. તેથી એ લોકો પોતાનું વિશેષ નામ જ ભૂલી જાયછે. કોર્ટ આગળ અને પોલીસ આગળ આ પ્રકારનું વિસ્મરણ અનેક વાર એ લોકો પ્રગટ કરેછે. પછી પોલીસના અને કોર્ટના આગ્રહથી નામ દેવું પડેછે, તો ગમે તે નામ એ લોકો આપેછે.* તે ક્યહાં સુધી સ્મરણમાં રહે? એકવાર એક નામ, તો બીજીવાર બીજું, અને ત્રીજીવાર ત્રીજું, એમ અનેક નામ આપેછે. પણ તેથી પોતાના વ્યક્ત નામના લોપને બાધ નથી આવતો.

ગુરુના આશ્રમમાં પ્રવેશ, શિક્ષણ, અને ત્યહાંથી નિષ્ક્રમણ.

આમ ગુરુ જડ્યા. તેથી એ ગુરુના આશ્રમ તરફ પ્રવાસ શરૂ કર્યો. કેટલાક ભોમિયા સાધુજનોની મદદથી એ આશ્રમનું સ્થાનક જડ્યું. ચોરોના નાયકને વન્દન કર્યું. મનનો મનોરથ જણાવ્યો. મ્હારા ઉપર કૃપાદૃષ્ટિ કરી નાયકે એક ઉપનાયકના તાબામાં મ્હને સોંપ્યો. થોડાક માસ પછી હું મ્હારું નામ તો ભૂલ્યો નહિં, પણ બીજાં નામ આપતાં શીખ્યો. મ્હારા સહાધ્યાયીઓની સાથે એકવાર હમારા નિકટ સંબન્ધીઓ—પોલીસ—નો સત્કાર સ્વીકારવાને જવાનું થયું, ત્યહારે મ્હારો વારો આવતાં મ્હારાથી ભૂલમાં મ્હારું ખરું નામ દેવાઈ ગયું! મ્હારા સહાધ્યાયીઓએ તિરસ્કારભરી દૃષ્ટિ મ્હારા ભણી નાંખી. પોલીસ મંડળમાંના એકે મ્હારું નામ સાંભળતાં જ મ્હને "કોણ?—કાકા કે?" કરીને મ્હને ઓળખ્યો. લજ્જાથી કે કસોટીને પ્રસંગે મ્હારી સાધનાની નિષ્ફળતાથી તે હું કહી સકતો નથી,—પણ હું તો મૌન ધારીને રહ્યો. આખરે મ્હારા ઓળખીતાની આજ્ઞાથી મ્હને પોલીસે મ્હારા સહચરોથી છૂટો પાડીને મ્હારા ઘર તરફ મ્હને વદાય કર્યો.

નિરાશા, ઉવરનો ઉપાય, અને ચમત્કાર.

ઘેર જવાનું મન થાય નહિં, અને પાછા ફરવું પણ ક્યહાં? આમ વિચારશૂન્ય દશામાં ભટકતો ભટકતો એક અરણ્યમાં હું પેઠો. આત્મવિલોપનનું પ્રથમ સાધન નામવિસ્મરણ તે જ અશક્ય, તો પછી અદ્વૈતભાવનાની સિદ્ધિ ક્યહાંથી મળશે?—આ વિચારથી હું કેવળ ભમારો થઈ લક્ષ્યહીન ભમવા લાગ્યો. આખર થાકીને નિદ્રાપરવશ થયો. ઊંઘમાં

---

* સાહિત્યક્ષેત્રમાં તખલ્લુસધારકો વિશે પાછળ હું કહી ગયો છું, તે અને આ ચોર લોકો વચ્ચે એકતાનો ભ્રમ ના થવો જોઈયે. તખલ્લુસધારકો કેવળ કાચા ચોરછે. એ લોકોનો ઉદ્દેશ આત્મવિલોપન જેવો ઉન્નત નહિં, પણ આત્મવિગોપનનો અધમ હોયછે, એ વળી ગુણના ઉમદાપણાનો ભેદ છે તે તો જુદું જ. તખલ્લુસને ખજે પોતાનું ખરું નામ ખેરવી નાંખનારા અપવાદરૂપ પુરુષો વખતે આ ચોરવર્ગની ઊંચી પદવીના અધિકારી ગણી સકાય. પણ પોતાનું કૃત્રિમ નામ પણ પ્રયોગમાં આણવું એ આત્મવિલોપનના મૂળ તત્ત્વની વિરુદ્ધ હોવાથી ચોરની પદવી પૂર્ણ રૂપે હેમને પણ અર્પાશે નહિં."

એક મ્હોટું સરોવર દીઠું. તે સાથે જ નિરાશાના વેગમાં છેવટનો ઉપાય—અન્ય પ્રકારે, આત્મઘાતદ્વારા, આત્મવિલોપન સાધવાનો ઉપાય—મનમાં સ્ફુરી આવ્યો. ક્ષણવારમાં સરોવરમાં ઊંડા પાણીમાં ડૂબકી મારી; મ્હને તરતાં આવડતું હતું તે વાત હું ભૂલી ગયો. કોટે પથરો બાંધવાનું યાદ ના આવ્યું. એટલે સ્વાભાવિક રીતે જ ડૂબવાને બદલે તરવાના વ્યાપારમાં હું પડ્યો. કોકે મ્હારો હાથ ઝાલ્યો, અને મ્હને બ્હાર કાઢ્યો. બ્હાર કાઢ્યો? કાઢ્યો એમ સ્વપ્નમાં ભાસ્યું. પણ જાગીને જોઉં છું તો કોક વટેમારગુ મ્હને હાથ પકડીને ઊઠાડતો હતો ત્હેને દીઠો. તે બોલ્યોઃ—"ભાઈ! પેલો સાપ આવેછે, તે ડંખશે." હું તરત ચમકીને ઊઠ્યો. વટેમારગુ જોડે થોડે છેટે ગયો. હેણે પૂછ્યું:—"ભાઈ! ત્હમારું નામ શું?" શો જવાબ દઉં? પેલા સ્વપ્નમાં સરોવરમાં પેઠાથી કે કેમ—મ્હારું નામ મ્હારે હોઠે આવે જ નહિં! ચમત્કાર કહો કે ગમે તે કહો,—આમ મ્હને આત્મવિલોપનનું પ્રથમ પગથિયું, નામવિસ્મરણ, પ્રાપ્ત થયું. એ નામ મ્હારું ભૂલ્યો તે ભૂલ્યો જ. હવે યાદ આવતું જ નથી.

ચમત્કારનાં અનુગામી પરિણામ.

વટેમારગુએ મ્હને મૂઓ ધાર્યો કે ઘેલો ધાર્યો કે ગમે તે હો. એ મ્હને મૂકીને ચાલ્યો ગયો. અથવા એમ તો નહિં હોય? કોઈ સાચા મહાત્મા એ હોય, અને મ્હારા ઉપર કૃપા કરી મ્હને કરસ્પર્શથી જ આત્મવિલોપનની સિદ્ધિ આપી, તે સિદ્ધિ પ્રાપ્ત થઈ કે નહિં તે પરીક્ષા જોવાને મ્હારું નામ પૂછ્યું હોય; અને ખાતરી થવાથી એ મહાત્મા ચાલ્યા ગયા હોય. એમ જ હશે. સરોવરનું સ્વપ્ન પણ હેમણે જ પ્રેરેલું. હું નામવિસ્મરણની સિદ્ધિથી આનન્દ પામી 'અદ્વૈત', 'અદ્વૈત', એમ બોલતો ચાલવા લાગ્યો. અંતે એક નગરમાં પેઠો. રાત્યનો સમય હતો. પોલીસ-ચોકી આગળ સેંટ્રીએ 'હુકમધર' કરીને મ્હને રોક્યો; હું ચૂપ રહ્યો તેથી મ્હને રોક્યો; અને આંનતો આગ્રહ રાખ્યો તેથી અંતે મ્હને રોક્યો. રાત્રે તો ચોકીમાં મ્હને બેસાડી મૂક્યો. બીજે દિવસે ફર્સ્ટ ક્લાસ માજિસ્ટ્રેટ આગળ મ્હને ઊભો કર્યો. ચોર જેવો વેશ દેખાવ ના જણાયો; ચોરીનો માલ કને થી ના નીકળ્યો. તેથી છૂટવાનો સંભવ હતો. પણ માજિસ્ટ્રેટે મ્હારું નામ પૂછ્યું,—તો નામ શું દઉં? નામ સ્મરણમાં જ ના મળે! આત્મવિલોપનના પ્રથમ પગથિયામાં હું તો ઊભો હતો. કશું ના સૂઝવાથી "અદ્વૈત, આત્મવિલોપન." એમ શબ્દો અસંબદ્ધ જણાતા હું બોલવા લાગ્યો. મ્હને ગાંડો ધારીને સિવિલ સર્જન કને મોકલી દીધો. અમુક મુદત પછી એ અમલદારે પણ મ્હને ગાંડો ઠરાવી સર્ટિફિકેટ લખી આપી પોલીસના તાબામાં માજિસ્ટ્રેટ કને મોકલ્યો. માજિસ્ટ્રેટે વૉરંટ તૈયાર કરી ગાંડાની ઇસપિતાળમાં મ્હને મોકલી દીધો. સિવિલ સર્જનને, માજિસ્ટ્રેટને, પોલીસને, સિપાઈઓને, બધાને મ્હેં બહુ બહુ કહ્યું કે હું ગાંડો નથી; પણ કોણ માને? અહિં આવીને અહિંના સુપરિન્ટેંડંટ સાહેબને પણ કહ્યું, પણ હેમની એ ખાતરી થઈ જ નહિં. મ્હેં કહ્યું:—"મ્હને છોડો, પછી પરીક્ષા જુવો. આ ભૌતિક બન્ધનમાંથી છૂટવાની મ્હને કાંઈ પ્રબળ તૃષ્ણા નથી. કેમકે વ્યક્તિત્વના સૂક્ષ્મ બન્ધનમાંથી હું છૂટી કૃતાર્થ થયોછું. પણ આ ઉન્મત્તગૃહના બન્ધનમાંથી છૂટું તો વિશેષનામવિલોપનને અર્થે હવે મ્હારાથી દિગ્વિજયની માત્રા

આરમ્ભાય અને જગતનો ઉદ્ધાર થઈ સકે. એટલો જ હેતુ અને મનોરથ છે." આ દલીલ-થી પણ હેમનું મન પીગળ્યું નહિં. પરંતુ સુપરિંટેંડંટ સાહેબ મ્હારી સાથે માયાથી વર્તેછે. હેમણે મ્હને વખત ગાળવા માટે લેખનસામગ્રી અપાવીછે. આ ઇસ્પિતાળમાં બેઠે બેઠે આ નિબન્ધ લખ્યોછે. તે સુપરિંટેંડંટ સાહેબને આપુંછું. તે તો ગુજરાતી સમજતા નથી; નહિં તો નિબન્ધ વાંચે કે તરત મ્હારા મગજની સ્થિરતાની ખાતરી હેમને થાય. તેથી વિનંતી કરીછે કે 'વસન્ત'ના તન્ત્રીને મોકલી દેજો. એ માયાળુ તન્ત્રી મ્હને અહિંથી છોડાવે ત્હારે. આટલી આશાએ અહિં દિવસ ગણતો બેઠોછું. એ જ. સહી શી રીતે કરું? મ્હારું નામ જ ભુલી ગયોછું. ત્હારે શું લખું?—આમ લખું:—

ઉન્મત્તગૃહ<br>
સ્થાનકપુર<br>
જૂન ૧૯૧૨

આપનો સેવક<br>
ચિલુપ્તાત્મા.

---

# સાહિત્યપરિષદ્‌નો કાર્યપ્રદેશ.

મે. "વસંત"ના અધિપતિ જોગ,

"વસંત"ના ગયા વૈશાખના અંકના દિગ્દર્શનમાં ઉપરના વિષય ઉપર આપે સારી ચર્ચા કરેલી છે. પરિષદ્‌ની બાલ્યાવસ્થાનો વિચાર કર્યા સિવાય તેના વિશે દોષપાત્ર ટકટ-કારો કરનાર ટીકાકારોને આપે ઘણો ડહાપણભરેલો ઉત્તર દીધો છે. પરંતુ એ સિવાય એક બીજા પ્રકારના પણ ટીકાકારો છે. તેઓ સાહિત્યપરિષદ્‌ની અગત્ય સ્વીકારતા નથી અને કહે છે કે આપણા દેશ, કાળ, અને પરિસ્થિતિ વિચારતાં સાહિત્યપરિષદ્ કરતાં કેળવણીપરિષદ્ જેવી સંસ્થા વિશેષ લાભકારક થાત. સાહિત્યની ઉન્નતિ પરિષદોથી થતી નથી. એ તો પ્રજાકીય જીવનના વિકાસનું પ્રકટ સ્વરૂપ છે. માટે જે પ્રવૃત્તિથી આપણા પ્રજાકીય જીવનવૃક્ષના મૂળમાં અમૃતસેચન થાય, અને તેનાં સર્વ અંગમાં રસ ચઢે તે જ પ્રવૃત્તિ હાલમાં ઇષ્ટ છે. અને આપણાં સાધન ટુંકાં તથા કામ કરનાર થોડા હોવાથી, આપણે બહુમુખી ન થતાં શરૂઆતમાં, જેનાથી કાળક્રમે આપણાં સર્વ અંગ ખુલવા માંડે તેના ઉપર જ દૃઢ લક્ષ મૂકવું જોઇએ. સર્વ ઉન્નતિનું મૂળ જ્ઞાન છે, અને આપણા દેશમાં જે નિરક્ષરતા ને અજ્ઞાન રહેલાં છે, તે જ્યાં સુધી ફેડવામાં નહિ આવે ત્યાં સુધી "સા-હિત્ય અને કલા" જેવાં ઉચ્ચ અંગોને વિકસવાને ઝાઝો અવકાશ મળનાર નથી. કારણ કે પ્રજાના જીવન ઉપર ચિરસ્થાયી અસર કરી નવીન યુગ પ્રવર્તાવે એવા સાહિત્યગ્રંથો કંઈ સાહિત્યપરિષદોના પ્રયત્નથી ઉત્પન્ન થતા નથી. આ સર્વ વિચાર સાહિત્યપરિષદ્‌ના સ્થાપકોએ કર્યા હશે કે નહિ, તે હું કહી શકતો નથી; પરંતુ તેના કાર્યપ્રદેશ પરત્વે હજી પણ જે અનિશ્ચિતતા અને દુર્લક્ષ છે, તે જોતાં સ્વાભાવિક રીતે એમ અનુમાન થાય છે

કે એની સ્થાપના કાંતો મોહ અને ઉત્સાહના આવેશમાં, અથવા અન્યદેશોમાં તેવી સંસ્થા છે તો આપણામાં કેમ નહિ એવા એક જાતના મિથ્યાભિમાનમાં કદાચ થઈ હશે. આપ જ કહો છો કે "એ તરફ (પરિષદ્‌ના કાર્યપ્રદેશના પ્રશ્ન તરફ) અમારા કોઈ પણ સાક્ષર-બંધુનું લક્ષ ગયું નથી." તો શું એમ અનુમાન ન થાય કે કર્તવ્યની દૃઢ પ્રતીતિ અને દીર્ઘદૃષ્ટિ પૂર્વક એની સ્થાપના થઇ નથી?

દેશની ઉન્નતિ ખાતર કેળવણીની હડહડતી જરૂર જાણી આપણા અગ્રણી દેશભક્ત ઑનરેબલ મી. ગોખલે તેને માટે જે પ્રયત્ન કરી રહ્યા છે તેનો પ્રતિધ્વનિ દરેક પ્રાંત, જીલ્લો, શહેર ને ગામડામાં થવો જોઇએ છે. આપણી હાલની પ્રાથમિકશાળાઓ કેવી કંગાળ અવસ્થામાં છે તે સર્વે કોઈ જાણે છે. પરંતુ કેળવણીનો તે વિભાગ સ્થાનિક સ્વરાજ્યને આધારે કેટલેક અંશે આપણે સ્વાધીન થએલો છે છતાં તેને સુધારવા વધારવા પરિષદ્ જેવી એકે સંસ્થા સ્થાપવાની અગત્ય ગૂજરાતના નેતાઓને જણાઈ નથી તે આપણા સ્વાભાવિક વ્યવહારકૌશલ્યની ખામી બતાવે છે. વળી વિજ્ઞાનના પ્રચાર સંબંધે આપ કહો છો તેમ "હિંદુસ્થાનને સાંપ્રતકાળમાં ઘણીજ જરૂર છે." સાહિત્યપરિષદ્ જે કાર્ય કરે છે વા કરશે, તેના કરતાં ઉપર્યુક્ત પ્રવૃત્તિઓથી પ્રજાને વધારે સંગીન, અને સર્વદેશી લાભ થાય તેમ છે તે સર્વે કોઈ સહેલથી સમજી શકશે. તે કાર્યો સાહિત્યપરિષદ્‌નાં નથી પણ કેળવણીપરિષદ્‌નાં છે એમ કહી અલગ રાખવામાં આવે એ કદાચ યોગ્ય ગણાય. પરંતુ તેમની અગત્ય વિશેષ હોય તો સાહિત્યપરિષદ્ જેવી ગૂજરાતના વિદ્વાનોની સમાજ કોઈ પણ દિને તે કામ ઉપાડી લે તેમ થવું જોઇએ. કારણ કે આપણામાં કામ કરનારની સંખ્યા થોડી અને સાધન ટુંકાં હોવાથી વળી નવીન કેળવણીપરિષદ્ સ્થાપવાની આશા રાખવી વ્યર્થ છે. તો સાહિત્યપરિષદ્ જ પોતાના સ્વરૂપ, ઉદ્દેશ અને જરૂર જણાય તો નામમાં પણ યોગ્ય ફેરફાર કરી પોતાના કાર્યપ્રદેશમાં કેળવણીની પ્રગતિનો વિષય દાખલ કરે તો લોકના ઉપર ભારે ઉપકાર થશે; એટલું જ નહિ પણ આપણા લોકની સ્વાભાવિક દાનવૃત્તિને હાલના કરતાં વિશેષ ફળપ્રદ ક્ષેત્રમાં વહેવાનો માર્ગ ખુલ્લો કરી શકશે. મારી આ નમ્ર સૂચનાને ધ્યાનમાં લેવાને સાહિત્યપરિષદ્‌ના નેતાઓને હું ઘણાજ માનપૂર્વક વિનંતિ કરૂંછું.

ઉપરની સૂચના સ્વીકારવા વિરુદ્ધ એક ગંભીર હરકત બતાવી શકાય તેમ છે. તે એ કે સાહિત્યપરિષદ્‌ના સભ્યોમાં વિશેષ ભાગ કેળવણીખાતાના સરકારી નોકરોનો હોવાથી તેઓ કેળવણીનો વિષય ચર્ચતી એક સ્વતંત્ર સંસ્થામાં કેવી રીતે સામેલ રહી શકે? પરંતુ પ્રયત્ન થાય તો આ હરકતનો પણ યોગ્ય ન જ આવી શકે એમ કહી શકાય નહિ. સરકારની તેમજ નામદાર સમ્રાટ્‌ની પ્રજામાં પ્રાથમિક કેળવણી તથા વિજ્ઞાનની વૃદ્ધિ કરવાની ખરી ભાવની ઉત્કંઠા વિચારતાં, વિદ્વાનમંડળ તે કામમાં સહાયભૂત થવા આવે તો કેટલેક અંશે સરકાર પોતાના નોકરોને છૂટ આપવા ખાતાના નિયમોમાં સુધારો વા અપવાદ કરે એ છેક અશક્ય લાગતું નથી. કંઈ નહિ તો તેમ થવા પ્રયત્ન કરી જોવો કેવળ વ્યર્થ નહિ જાય. માટે આગેવાન સાક્ષરો એ સંબંધે પ્રથમ નામદાર સરકારને અરજ કરે અને છૂટ માગે તો સાહિત્યપરિષદ્‌નું ઉપરની સૂચના મુજબ રૂપાન્તર કરી શકાય.

અને લોકને માટે તે જોઇએ તે કરતાં વિશેષ કઠિન થઈ પડે છે. સાહિત્યની કસોટી ઘણે ભાગે લોકપ્રીતિથી થવી જોઇએ. તે પ્રમાણે અત્યાર સુધીમાં થએલાં ઇંગ્રેજીનાં ભાષાન્તરો કેટલે ભાગે લોકપ્રિય થયાં છે તે વિચારવું જોઇએ. વળી ગુજરાતીભાષા પણ હજી કૌમારાવસ્થામાં છે; તે કાળે એક પ્રૌઢભાષાનું કામ તેની પાસે લેવા જતાં, તેની વૃદ્ધિ જેવી સંગીન થવી જોઇએ તેમ થઈ શકતી નથી. તેથી આ સ્થિતિમાં પ્રૌઢ ગ્રંથોનાં શબ્દશઃ ભાષાન્તરો કરતાં વિષય, પરભાષાદ્વારા અભ્યાસી સ્વભાષામાં પુનઃ વિચારી, સ્વતંત્ર લેખરૂપે બની શકે તેટલા સ્વરૂપમાં લોકયોગ્ય સરળતાથી મૂકાય તો જ ભાષાન્તરોથી લાભ થાય.

આપ કહો છો કે "અત્યારે સાહિત્યપરિષદે એનાં બધાં કાર્યોને ગૌણ કરી, આ કાર્યને (ભાષાન્તરો) પ્રથમસ્થાન આપવું જોઇએ." સાહિત્યપરિષદ્‌ને આખરે ભાષાન્તરોનું જ કાર્ય આ રીતે કરવાનું હતું તો આટલો બધો ઊહાપોહ કરવાની જરૂર હતીજ નહિ. બિચારી વર્નાક્યુલર સોસાઇટી તે કામ યથામતિ ધાંધળવગર ઘણા કાળથી કરતી આવી છે, અને હજી પણ કરશે. હું એમ કહેવા નથી માગતો કે તેનું કાર્ય ખામીવાળું નથી. પરંતુ ભાષાન્તરોજ મુખ્ય કર્તવ્ય હોય તો નવીન સંસ્થા સ્થાપતાં જૂનીને સુધારીને પોષવામાંજ આપણા સામાજીક જીવનની દૃઢતા ને સંગીનતાની વૃદ્ધિ સમાયલી છે. જ્યાંસુધી સુધારકોએ તે દિશામાં બને તેટલો પ્રયાસ કર્યો ન હોય ત્યાંસુધી એકજ ઉદ્દેશ ને પદ્ધતિવાળી નવીન સંસ્થા સ્થાપવામાં ડહાપણ નથી. પરંતુ હું ધારૂં છું કે સાહિત્યપરિષદ્ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સાથે સ્પર્ધામાં ઉતરવા સ્થપાઈ નથી જોકે અત્યારે તો એમની ભંડોળ કમીટીના રીપોર્ટ ઉપરથી તેવી સ્થિતિ થઈ હોય એમ જણાય છે. પરિષદ્‌ને માટે વધારે યોગ્ય કર્તવ્ય તો આપ ખુલાસો કરો છો તેમ તે "સાહિત્યની પ્રગતિ માટે નકશો દોરે, અને તે વર્નાક્યુલર સોસાઇટી શ્રીમંત મહારાજા ગાયકવાડનું કેળવણીખાતું વિગેરે આગળ રજુ કરે"—તે હોવું જોઇએ. તેમ કરવાથી અત્યારે ભાષાન્તરોમાં યોગ્ય સંકલનાની ને દીર્ઘદર્શી યોજનાની જે ખામી જણાય છે તે પૂરી પડશે. સાહિત્યપરિષદ્ એક એવી યોજના ઘડી કાઢે કે જેથી દશેક વર્ષની અંદર ગુજરાતીમાં મુખ્ય મુખ્ય વિદ્યાના અંગ્રેજી મૂળતત્ત્વો ગ્રંથોને આધારે સ્વતંત્ર રીતે લખાએલા ગ્રંથો રચાઈ તૈયાર થઈ શકે. અને પછી તે પાયા ઉપર પ્રૌઢ સાહિત્યની રચના ક્રમે ક્રમે થાય.

પરંતુ આ રીતે ભાષાન્તરો માટે માત્ર નકશો દોરવો તે એક મંત્રી–કાર્ય થયું. તેમની સૂચનાને વર્નાક્યુલર સોસાઇટી કે શ્રીમંતનું કેળવણીખાતું અનુસરે વા ન પણ અનુસરે તો તે કાર્ય પરિષદ્‌નું વિશિષ્ટ વા મુખ્ય કર્તવ્ય બની શકે નહિ. ત્યારે લોકને વાંચન પૂરૂં પાડવા માટે પરિષદે પોતે શું કાર્ય કરવું? 'શોધખોળ' ને 'લોકકથાઓનો સંગ્રહ'? 'શોધખોળ' શેની? પ્રાચીન શિલાલેખ, સિક્કા વિ. ની? તેથી માત્ર ગુજરાતના પ્રાચીન ઇતિહાસના કેટલા ભાગમાં કંઇક વિશેષ પ્રકાશ પડે, તે સિવાય બીજો શો લાભ છે? પરંતુ હાલ સુધીમાં જણાએલા ઇતિહાસ પણ જ્યાં લોકો જાણતા થયા નથી, ત્યાં સુધી આવી બારીકાઇઓ ખોળવાનો સમય આવ્યો છે એમ કહી શકાય? વળી એવી બારીકાઇઓમાં

સામાન્ય લોકસમૂહને રસ પડે ખરો ? તથાપિ આ વિષયો માટે કેટલાક તરફથી એવો આગ્રહ થાય છે કે જાણે તેમને સ્થાન ન મળે તો સાહિત્યપરિષદ્ બીજું શું કરશે ? સાહિત્યપરિષદને લોકસેવા કરવી હોય ને માત્ર વિદ્યાવિલાસ કરવો ન હોય તો આ ' શોધખોળ ' નું ભૂત તેનાથી જેટલું દૂર રખાય તેટલું દૂર હાલમાં રાખવું જોઇએ. એ સિવાય વધારે ફળદાયી અને પ્રાથમિક આવશ્યક નાનાં બીજાં ઘણાં કાર્યો છે તેમનો વિવેકથી પ્રથમ આદર કરવો ઇષ્ટ છે.

લોકમાં સાહિત્યની અભિરુચિ પ્રકટાવવી, તેમની રસવૃત્તિ શુદ્ધ કરવી ને વધારવી, તેમનું ઐતિહાસિક ને વિજ્ઞાનવિષયક અજ્ઞાન ફેડવું, તેમની વિવેકબુદ્ધિ ખિલવવી, તથા ગુજરાતી સાહિત્ય ઉપર અસર કરનાર સામાન્ય વલણો ઉપર દેખરેખ રાખવી—એ સાહિત્ય પરિષદ્‌ના હાલમાં મુખ્ય ઉદ્દેશ હોવા જોઇએ. તે ઉદ્દેશને અનુસરી પરિષદે પ્રથમ સાહિત્ય સંબંધી લોકરુચિ ચોક્સ કઇ દિશા તરફ હાલમાં જાય છે તેનું નિરીક્ષણ કરવાનું છે. પુસ્તક વેચનારી મુખ્ય મુખ્ય કંપનીઓમાં તપાસ ચલાવી કયાં પુસ્તકો લોકપ્રિય થયાં છે તથા કયાં પુસ્તકો પૈસા ખરચીને પણ લોકો વાંચે છે તે હકીકત મેળવી પ્રસિદ્ધ કરવી. પછી તેમાં જે પુસ્તકોનો પ્રચાર વધુ થવા યોગ્ય હોય તેની સસ્તી આવૃત્તિઓ કઢાવી ગામડાઓમાં પણ મળી શકે એવી યોજના કરવી. અત્યારની સ્થિતિ એવી છે કે કોળીઓ મોંમાં મૂકીશું તોજ લોકની મરી ગએલી ભૂખ ધીમે ધીમે જાગૃત થશે. બીજું, જે પ્રકારનું સાહિત્ય લોકપ્રિય થએલું છે તેમાં હાલ પ્રચલિત પુસ્તકો કરતાં એક ભૂમિકા આગળ લેઈ જનાર સાહિત્ય રચાવવું અને તેવું તૈયાર હોય તેનો પ્રચાર કરાવવો. રસવૃત્તિની શુદ્ધિ ને વૃદ્ધિ અર્થે પરિષદે નાટક ને રંગભૂમિનો વિષય હાથ ઉપર ધરવો. લોકોના વિચાર ને વૃત્તિ ઉપર નાટકોની જે ભારે અસર થાય છે તે વિચારી, શિષ્ટ વર્ગે ઉપેક્ષેલા આ વિષયને પરિષદે પોતાનો ગણી રાખવો. અને તે દિશામાં ઐતિહાસિક યથાર્થતા તથા ચારિત્ર સાચવી, આધુનિક પ્રેક્ષકોને અનુકૂળ થાય એવાં, નવીન નાટકો વિદ્વાનો પાસે રચાવવાં; તથા ઇંગ્રેજી ને સંસ્કૃત નાટકોના આવશ્યક ફેરફાર સાથે, ગુજરાતીમાં પ્રયોગ કરાવવા. ત્રીજું, લોકોપયોગી ઇતિહાસગ્રંથો રચાવવા તથા ઐતિહાસિક વસ્તુવાળી નવલકથાઓનો વિશેષ પ્રચાર કરાવવો. ચોથું લોકપ્રિય ગ્રંથોનાં ને નાટકોનાં સવિસ્તર અવલોકન કરાવી તેમાં રહેલા ચિરસ્થાયી અંશો જૂદા પાડી લોકની વિવેકબુદ્ધિ જાગૃત કરવી. પાંચમું,-વાચનમાળા ભાષાશુદ્ધિ વિ. સામાન્ય વિષયો પરત્વે વિદ્વાનોના મતની એકતા કરાવી પ્રસિદ્ધ કરવા, તથા સરકારમાં તે સંબંધી કર્તવ્ય પ્રાપ્ત થતાં તેમાં પ્રવૃત્ત થવું.

અધિપતિ સાહેબ, ધાર્યા કરતાં આ પત્ર ઘણો લાંબો થઈ ગયો છે માટે દરગુજર કરશો. ઉપસંહારમાં કહેવા રજા લઉં છું કે ગુજરાતને હાલમાં સાહિત્યપરિષદ્ કરતાં કેળવણીપરિષદ્‌ની વધારે જરૂર છે એમ હું માનું છું. અને તેથી પરિષદ્‌નું રૂપાન્તર થઈ કેળવણીનું કામ ઉપાડે એવું ઇચ્છું છું. પરંતુ સાહિત્યપરિષદ્‌ને એ સૂચના રુચિકર ન થાય તો તે સંસ્થા હાલના સ્વરૂપમાં પણ વધારે લોકોપયોગી શી રીતે થઈ શકે તે બતાવવા

વિષય આગળ ચલાવ્યો છે. આખા પત્રમાં આપ તથા પરિષદ્ પ્રત્યે પૂર્ણ સદ્ભાવ ને માન સાચવવા મેં પ્રયત્ન કર્યો છે. તથાપિ ભૂલેચૂકે કંઈ અસદ્ભાવ વા કટાક્ષ થઈ ગયાં હોય તો તે માટે માનનીય મંડળની તેમજ આપની ક્ષમા ઇચ્છું છું.

મારા વિચારો મારી વ્યક્તિ અનુસાર નહિ તોલતાં તેમાં જે કંઈ યથાર્થતા હોય તે પ્રમાણે તેનો ધડો થાય એવી ઇચ્છાથી નામ આપ્યા સિવાય પત્ર પ્રસિદ્ધ કરવા ઇચ્છું છું.

વઢવાણ કૅંપ
તા. ૩૦-૬-૧૨

એક ગ્રેજ્યુએટ.

*** આ લેખ લખી મોકલવા માટે અમે રા. "ગ્રેજ્યુએટ" નો ઉપકાર માનીએ છીએ અને એ વિષય ઉપર અન્ય વિદ્વાનો ચર્ચા ચલાવી પ્રતિષ્ઠિત લોકમત ઉત્પન્ન કરશે એમ આશા રાખીએ છીએ.

તન્ત્રી.

---

# ભરતખંડના વીસ મહાન પુરૂષો.

૧૧.

૧. શ્રી રામચંદ્ર—આદર્શભૂત નૃપતિ, સામ્રાજ્યસ્થાપક.
૨. શ્રી કૃષ્ણ—અનાર્ય પ્રજાના સુધારક.
૩. વિશ્વામિત્ર—પ્રથમ રાજર્ષિ.
૪. પાણિનિ—સંસ્કૃત વ્યાકરણના વ્યવસ્થિત અધ્યાપક.
૫. વ્યાસ—મહાભારતનું મહાકાવ્ય રચનાર.
૬. મનુ—હિન્દુ ધર્મશાસ્ત્રનું પુસ્તક રચનાર.
૭. બુદ્ધ—મહાન સામાજિક સુધારક, બુદ્ધધર્મના સ્થાપક, અંત્યજના ઉદ્ધારક.
૮. અશોક—સમસ્ત જગતમાં હિન્દુ વિદ્યા અને જ્ઞાનનો પ્રસાર કરનાર.
૯. શંકરાચાર્ય—મહાન્ તત્વવેત્તા.
૧૦. કાલિદાસ—સંસ્કૃત સાહિત્યના આદર્શભૂત કવિ.
૧૧. અકબર—આદર્શરૂપ રાજ્યકર્તા.
૧૨. નાનક—શીખ ધર્મના સ્થાપક.
૧૩. કબીર—મહાન ધર્મોપદેશક, સંસાર સુધારક.
૧૪. ચૈતન્ય—બંગાળાનો ધર્મસુધારક.
૧૫. ગુરૂગોવિંદસિંહ—શીખ પ્રજાને રણવીર કરનાર.
૧૬. પ્રતાપસિંહ—શૂરવીર રજપુત.

૧૭. શિવાજી—મરાઠા રાજ્યના સ્થાપનાર.
૧૮. સ્વામિ દયાનંદ સરસ્વતી-સંસાર સુધારક.
૧૯. રાજારામ મોહનરાય—સંસાર સુધારક.
૨૦. રવીન્દ્રનાથ ટાગોર—National Idealist.

અમદાવાદ. સૌ. શારદા મહેતા.

---

૧૨.

(૧). વાલ્મીકિ—આદિ કવિ.
(૨). કણાદ—ભૌતિકબળોથી જ સૃષ્ટિની ઉત્પત્તિ આલેખનાર.
(૩). પાણિનિ—આદિવૈયાકરણ.
(૪). મનુ—આદિધર્મશાસ્ત્રકાર.
(૫). બુદ્ધ—સહાનુભૂતિ સાથ સમાજનો ઉદ્ધારક.
(૬). અશોક—ધર્મમય સામ્રાજ્ય સ્થાપનાર.
(૭). કાલિદાસ—શૃંગાર તથા સૃષ્ટિસૌંદર્યનો આલેખનાર ઉત્તમ કવિ.
(૮). શંકરાચાર્ય—વર્ણાશ્રમધર્મનો જીર્ણોદ્ધાર કરનાર તત્વવેત્તા.
(૯). અકબર—વિજીયી વિદેશીને પરાજીત સ્વદેશી વચ્ચે સમતા સ્થાપનાર તથા ધર્મસહિષ્ણુતા પ્રવર્તાવનાર.
(૧૦). ટોડરમલ—મહેસુલને મુકરર કરી ખેડુતને સજીવન કરનાર.
(૧૧). તુલસીદાસ—સર્વમાન્ય નૈતિક કવિ.
(૧૨). પ્રતાપસિંહ—દેશધર્મ તથા કુળલાજ સારૂ લડનાર રજપૂત.
(૧૩). શિવાજી—રાષ્ટ્રીય પુનરુદ્ધારક.
(૧૪). નાના ફડનવીસ—સ્વદેશભક્ત કાર્યકારી પ્રધાન.
(૧૫). રામ મોહનરાય—શુષ્ક જીવનમાં પ્રાચીન રસ રેડી અર્વાચીન સામાજીક સુધારાનું બીજ રોપનાર.
(૧૬). દયાનંદ સરસ્વતી—રાષ્ટ્રીય ધર્મ માટે ઐક્યતા સાધનાર.
(૧૭). રાનડે—જ્ઞાન તપોમય જીવનનો આદર્શ, સામાજીક સુધારક.
(૧૮). સૈયદ અહમદ—નિસ્વાર્થ સુધારક સ્વદેશાભિમાની જ્ઞાનપ્રસારક.
(૧૯). સયાજીરાવ ગાયકવાડ—હિંદનો પ્રવૃત્તિમય માર્કસ ઓરીલિયસ સુધારક.
(૨૦.) દાદાભાઈ—હિંદમાં લોકમતવાળું રાજ્ય દાખલ થવું જોઇયે તે માટે પહેલો પ્રયત્ન કરનાર.

વિનાયક નંદશંકર મહેતા.

---

# માણસની અવસ્થાઓ.

૧.

## શિશુ અવસ્થા.

માણસ જાતના ઇતિહાસના ઘણા અર્વાચીન જમાનામાં, અત્યાર સુધી શાંત રહેલાં ઘણાં પ્રાણીઓ બોલવાં લાગ્યાં છે; સ્ત્રીઓએ પણ પોતાના ઓઠ ઉઘાડયા છે; અસ્પર્શ્યજાત, વેશ્યા, અને પોતાની જાતથી પતિતે પણ પોતાના અવાજ ઉઠાવ્યા છે. પરંતુ મુંગુ શિશુ હજી મુંગુંજ છે; તેને વાચાની બક્ષિસ નથી. તેથી આપણે તેને વિષે જ ફક્ત નહીં, પણ તેને માટે લખવું જોઇએ.

લોકોને માટે લખવાનો ધંધો જોખમભર્યો છે. શિશુ "રોશની અને તે ક્યાંથી ઝરે છે તે જુવે છે," એમ કહેવામાં વર્ડઝવર્થ ખરો છે એ સંભવિત થઇ શકે? હું એમ ધારીશ નહીં અને તે પ્રખ્યાત ગઝલને કવિનો તીવ્ર ઉભરો ગણીશ. આપણા જમાનામાં હરેલ માનસશાસ્ત્રે શિશુને બારીકાઇથી તપાસીને તે શું છે તે શોધી કહાડયું છે. તેની જીંદગી સામાન્ય સંજોગોમાં શરૂ થાય છે. માતાના ઉદરની વેદનાના અવર્ણનીય દુઃખોનો હિંદુ રીલસુફોએ આપેલો ચિતાર ખોટો છે. જેવી રીતે પછીથી શિશુ ઘોડીઆમાં ઉંઘે છે તેવી રીતે સારી પેઠે તે ત્યાં ઉંઘે છે. જેવી રીતે પાછળથી ભુખ્યું થતાં રડે છે તેવી રીતે રડતું તે દુનિયામાં અવતરે છે. પરંતુ પોતાના ડુસકાંના પ્રમાણમાં તેને કંઇપણ વેદના થતી નથી. વેદના ભોગવવાને સશક્ત તો મોટું થયેલું શરીર છે.

તેને વિષે ધ્યાન ખેંચનારી બીના તો તેનામાં ઝડપથી પોષાતું વ્યક્તિત્વ છે. બુદ્ધિ ભૌતિક જીવનના સખ્ત કાયદાઓ તો તે ઘણુંજ ધીમે શિખે છે; આત્માનો આત્મા સાથે સંબંધ તે નૈસર્ગિક પ્રેરણાશક્તિથી સમજે છે. ને જલદીથી પોતાની માતાને સ્મિતહાસ્ય ઉપરથી

* "વસંત" માસિકના વિદ્વાન તંત્રીનો પૂર્વ અને પશ્ચિમના આચાર વિચાર, જીવન અને સાહિત્યનો વિદ્વાનોમાં અભ્યાસ વધારવા અને તેમને ગુજરાતી પ્રજામાં પ્રસિદ્ધિમાં લાવવાનો મહદ્ ઉદ્દેશ છે. તેને અનુસરીને જ મુંબઇની સેકન્ડરી ટીચર્સ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સીપાલ અને સુપ્રસિદ્ધ કેળવણીકાર અને સાક્ષર મી. નેલ્સન ફ્રેઝર એમ. એ. ના "Ages of Man"—કે જેના ઉપર આપણા ગુજરાતી, સંસ્કૃત અને ફારસી સાહિત્યમાં ઘણાં વિચારો પ્રકટ થયા છે તેની સાથે તુલના કરવાનો પ્રસંગ રચવા—મનુષ્યની અવસ્થાઓ વિષેના બંધબેસ્તા વિચારો ગુજરાતીમાં પ્રકટ કરવા ઉચિત ધાર્યા છે. પ્રાચીન ગુજરાતી, સંસ્કૃત અને ફારસી સાહિત્યમાંના અને એશિયાના જીવનના આચારવિચારમાંથી તારણ કરી એવો બીજો નિબંધ પ્રકટ કરવામાં આવે તો ગુજરાતી ભાષાની ઉપયોગી સેવા થાય. મૂળ નિબંધમાળાના પ્રકાશક, મેનેજર, "વેડનસડે રીવ્યુ" ત્રીચીનોપોલી, અને મૂલ્ય ચાર આના છે. ભા. કે.

ઓળખતાં શિખે છે; અને જીંદગીનું મુખ્ય હિત આત્માઓના સુખમય ઐક્યમાં સમાયલું છે, એમ તેને સમજાય છે. અફસોસ! આ બોધ, જે તે ઘણી સ્હેલાઇથી શિખે છે, સ્હેલાઇથી ભુલી જાય છે અને પાછળથી તે ક્વચિત જ વ્યવહારમાં મુકે છે! ઇર્ષ્યાનું વલણ તેનેમાટે કંઇ ઓછું નૈસર્ગિક નથી; તમે શિશુઓ જોશો કે જેઓ ચાલી કે બોલી પણ શકતા નથી; તો પણ આપખુદી, અવગણનાવૃત્તિ, અને શિક્ષાની આડે આવવાને કેટલે સુધી પ્રયત્નો થઇ શકે તે જોવાની શક્તિવાળા છે.

પોતાની જાતને માટે તો તેમને ભાષાની જરૂર નથી, પણ આપણી જાતને માટે આપણને કોઇને ભાષાની જરૂર નથી. આપણા વિચારો બીજાઓને જણાવવાનું ભાષાનું કામ છે, અને ચૈતન્યનાં સાધનો વેગળા રાખીયે તો—આને માટે કંઈ નિશાનની જરૂર છે. તેથી માથાતોડ ઝહેમતની ભાષાની સઘળી ગોઠવણ છે—જે મહાભારત પળોની એક જ નજરે—દૃષ્ટિ આગળ હલકી પડે છે—અને શિશુ અવસ્થાની વાચાળ આંખોથી વારંવાર નિરાશ પણ થાય છે.

ફક્ત શરીરના સ્થૂળમાં નહીં પણ સૌંદર્ય અને દેખાવની ચંચળતામાં પણ શિશુઓમાં ઘણો ફેર હોય છે તે વિષે અમે સંદેહ આણી શકતા નથી. રાફેઅલે ક્રાઇસ્ટની દિવ્યતા શિશુના ચક્ષુઓમાં દર્શાવી છે. પણ તે અપ્રમાણિક, બલ્કે, દૂષિત કામ હતું. અપ્રમાણિક, કેમકે, એવાં બાળકો હસ્તીમાં નથી; અને દૂષિત, કેમકે, દિવ્યતા માણસ સ્ત્રી કે બાળકનાં સ્વરૂપમાં જોઈ શકાતી નથી.

સામાન્ય રીતે, શિશુ અવસ્થા, આપણા સ્વભાવમાં ખેંચાણકારક સ્થિતિ છે કે કેમ તે ઘણી સ્હેલાઇથી ઉકલી શકે તેવી મૂંઝ નથી. તે કુદરતનો અભ્યાસી, કે જે તેના વાનર સ્વરૂપ અને અગાઉથી ખોવાયલા હાથ વર્ણવે છે, તેને રસ આપનારૂં છે. તે, માબાપો, કે જેમને ઓલાદના ઉતરી આવેલા ચિન્હો કોઈ અજબ સંજોગથી આ ઉમ્મરે પ્રસંગોપાત્ત ખુલ્લા જણાય છે તેમને તે આનંદદાયી છે. કદાચ, તે સ્ત્રીઓને આનંદદાયી છે. સ્ત્રીઓ દાવો કરે છે કે તેમ છે; પ્રસૂતિગૃહની ઝહેમતો કે જે ઘણી નાપસંદ હોય છે, તે તેમને નાપસંદ હોતી નથી. એટલું તો ખરૂં કે તેની નાપસંદ બાબતોથી તે ઘણાં કચવાતાં નથી; જેવી રીતે કે બળવાન શિયાળનો શિકારી કીચડથી ઘણો કચવાતો નથી. સ્વતંત્રતા ભોગવતી સ્ત્રીઓ આ અભિપ્રાય માન્ય રાખતી નથી. તેઓ શિશુઓ તરફ જંતુઓની સંભાળ લેતા પ્રાણીશાસ્ત્રીની માફક વ્યવહારિક દૃષ્ટિથી વર્તશે. પરંતુ આ નિબંધ સ્ત્રીઓ ઉપર નથી, તેથી હાલના જમાનાને પડતો નાંખીને આપણે દંતકથા તરફ વળીશું. દંતકથા સ્ત્રીઓ શીશુઓ તરફ દિલસોઝ અને પુરૂષો દિલસોઝ નથી હોતા એમ જણાવે છે. માણસની તો એ બેહની લાગણી છે કે આવી માન વગરની રીતથી પોતાની જાત તેને વધારવી પડે છે. જો કુદરતની બીજી જાતની વલણ હોત તો આપણે આ ત્રાસથી પુરાણા રોમનના કહેવા પ્રમાણે અલગ થાત. દોડવાને અને ખાવાને શક્તિવાન મરઘીના બચ્ચાની માફક આપણને તે જન્મ આપી શકત.

ફીલસુફ તરીકે હું આ અભિપ્રાયને ટેકો આપુંછું. કુદરતની શક્તિ કદી પણ Hyle-ચૈતન્ય ઉપર સંપૂર્ણ કાબુ મેળવતી નથી. અંધકાર ધીરે ધીરે અદશ્ય થાયછે, પણ તે નિવ-

માત્મક સૃષ્ટિથી કદી પણ પરાજય પામતો નથી. દરેક શિશુ જોવાથી મનુષ્યના મૂળ પાપની યાદદાસ્ત તાજી થાય છે. "કેલ્વીનીસ્ટ" ને માટે આ યાદદાસ્ત ઘણાં અંધકારમય અનુમાનોથી ભરેલી છે. જોન્થન એડર્વર્ડઝ કહે છે કે નરકના ઉમરા ઉપર પેટે ચાલતા બાળકોને તમે જોશો. વિશુદ્ધિના પુષ્પ સિવાય શિશુમાં બીજું કંઈ પણ ન જોવું એ કદાચ ઉપરના અભિપ્રાયથી વિરૂદ્ધ વલણ છેઃ—

"Ere Sin could blight or Sorrow fade
Death came with kindly care,
The opening bud to heaven conveyed
And bade to blossom there."*

એક શિશુ કે જે જન્મ્યા પછી સારા નસીબે તરતજ ગુજરી ગયું, તેના વિષે કવિ આમ લખે છે. પરંતુ કવિઓ ખ્યાલી પ્રજા છે. થીઓડોરડે બેનવીલેની પોતાની પીછાનના શિશુ ઉપરની લીટીઓ આપું?

"Souviens toi de Paradis,
Chedr coeur! et je te le dis
An moment on nulle fange
Terrestre ne te Corrompt;
Pendant que ton petit front
Est encore celui d'un ange."[1]

છટ્! છટ્! ખરી રીતે શિશુની નિર્દોષતા પુષ્પના જેવી છે. તે નિર્દોષ છે કારણ કે તે બધું કરવાને માટે અશક્ત છે. તેને વખત આપો, અને તેની ગુન્હો કરવાની લાગણી જાગ્રત થયા વિના રહેશે નહીં. તમને તે સંબંધીનો સ્વપ્ને પણ ખ્યાલ આવશે તે પહેલાં તેના હૃદયમાં આપમતલબ અને ઈર્ષ્યા પુરેપુરાં ઉગી નીકળશે, સેતાન પોતાનો દાવો કરશે.

એવું નથી કે તે હમ્મેશાં અને દરેક સ્થળે વિજય પામે છે. ઈશ્વરની કૃપાદૃષ્ટિ, મેદાનમાં ઝપાઝપી મચાવે છે. અને આપણે કેટલીક વખત સૌથી ન્હાનામાં ન્હાનાં બાળકને સદ્ગુણી માણસની સુધરેલા જોવાની કલ્પનાશક્તિની બહાર અને તેને સુધારવાને વર્ષોની પણ શક્તિની બહાર જોઈએ છીએ. પણ આ વખતે આપણે બાલ્યાવસ્થામાં આવી પહોંચ્યા છીએ. ચોક્સાઈથી કહેતાં શિશુ દરેક રીતે અજ્ઞેય છે. દુનિયામાં નસિબથી નાંગર્યા પછી "તમે મારી સાથે શું કરવા માંગો છો?" એ ભારી સવાલનો હવે તે વિષય છે. આપણે તેને ઉચું ન્હ-

---

* પાપ ભુસાઈ જાય અથવા તો શોક કરમાઈ જાય તે પહેલાં મોત માયાળુ સંભાળથી આવ્યું અને ખીલતી કળીને સ્વર્ગમાં લઈ જઈ ત્યાં ખરી પડવાની આજ્ઞા કરી.

૧. વ્હાલાં હૃદય સ્વર્ગને યાદ કર. પૃથ્વિની જમીને તને જે વખતે કલંકિત કર્યો નથી તે વખતે હું તને કહું છું. વળી જ્યારે તારો ન્હાનો ચ્હેરો હજી સુધી પણ ફીરેસ્તાને મળતોછે.

ડાબીશું અને ખેંચીશું કે નહીં તેને માટે તે આપણા ઉપર આધાર રાખે છે. અને જીંદગીમાં આપણે તેને શું પ્રસંગો આપીશું અને કોઈ પણ જાતની સલામતિ વિના અને પાછા બદલાની થોડી આશાથી આપણે તેને માટે કેટલો ભોગ આપીશું? એ નવાઈ જેવું નથી કે જે પ્રજા આ પ્રશ્નો ઘણી કાળજીથી વિચારે છે તે પોતાનો નિભાવ કરવાને અંચકાય છે?"

એમ છતાં પણ શિશુ અવસ્થાના સંબંધમાં પણ કેટલીક ચીજો ખુશનુમાં છે. શિશુના પગ જેવા સ્ત્રી અને પુરૂષના પગ સુંદર હોતા નથી અને મેં મહાભારતમાં વાંચ્યું છે અને તે ખરૂં છે એમ અનુભવ્યું છે કે શિશુઓના મસ્તકની સુવાસ ઘણી મધુરી હોય છે. પુરાણા હિંદીઓ કે જેઓ પોતાના શિશુઓને જંતુમય ચુંબન કરવાને બદલે તેમના મસ્તક સુંઘતા તે ડહાપણનું કામ હતું.

શિશુઓએ પાશ્ચાત્ય ચિત્રકલામાં ખરાબ દેખાવ દીધો નથી. એ પ્રજામાં મારા દાખલા તરીકે બર્લિનની બાદશાહી ચિત્રશાળામાંથી ફ્રાન્સ હૉલ્સનું ચિત્ર મારે પસંદ કરવું જોઇએ. શિશુ મળતાવડી નમ્રતાનો દેખાવ આપે છે અને તેની બાજુએ લાયક જન તેની દાઈન્ધાવ-નો ઉત્તમ નમુનો છે.

## ૨.

## બાલ્યાવસ્થા.

આપણે બધાએ બાળક હતા, પરંતુ આપણે આપણી બાલ્યાવસ્થા, છુટા છવાયા કોઈ પિતા, કવિ, માનસશાસ્ત્રી કે જેણે પ્રેરણાશક્તિ યા અભ્યાસથી ફરી સંશોધન કર્યું છે, તેના સિવાય સૌ ભુલી ગયા છીએ. સપ્ત અને સપ્ત અભ્યાસની જરૂર છે. તેનું કારણ બાલકો એકાંત વાસ પસંદ કરે છે તે નથી, પણ આપણા મગજો મર્યાદાની અંદર પાછા હઠવાને ના પાડે છે. આપણી પોતાની જાતથી મોટા અથવા તો નાના પ્રાણીને સમજવાનું મુશ્કેલ છે. જો કે બાળકોએ પોતાના વિષે પુસ્તકો (જે તેમણે અમેરિકામાં સહાસની ખાતર લખ્યાં છે) લખ્યાં નથી તો પણ ઓછામાં ઓછી તેઓ પોતાના વિષે વાત તો કરે છે તેઓને લાગે છે કે તેમની દુનિયા તેમની પોતાની જ છે. ચીજોને માટે તેમને તેમના પોતાના વિચારો હોય છે. તેઓ પોતાના વિચાર જણાવવા ઇચ્છેછે. આપણા વડવાઓના સખ્તાઈના જમાનામાં આ હક્ક નાકબુલ રાખવામાં આવતો હતો. પણ હવે આપણે વસ્તુસ્થિતિ બદલી છે, આપણી સઘળી નીતિમાંથી જબરી દૂર કરવામાં આવી છે. આજનું ઈંગ્લાંડ જૉન આથરના કાળનું ઈંગ્લાંડ નથી.

બાલ્યાવસ્થાની મુખ્ય નિશાની ખરી વસ્તુસ્થિતિ સાથેના સંયોગનો અભાવ છે. બાલકોના અંદાજ તદ્દન ખોટા હોય છે. વખત લાંબો જણાય છે અને જગ્યા આપણા કરતાં તેમને વધારે લાંબી જણાય છે, તેઓ તેમની આસપાસના સઘળા પદાર્થોને ઘણા મોટા પાયા ઉપર કલ્પે છે.

"I remember, I remember
The fir trees dark and high;
I used to think their slender tops
Were right against the sky,
It was a childish fancy."—*

કેમકે બાલ્યાવસ્થા કલ્પનાનો કાળ છે; અંગકસરતો શરીરની રમતો છે, તેવી રીતે તે મગજની રમત છે. કલ્પનાની સ્ફૂર્તિ, જમીન ઉપર ગોઠવવાને નજરમાં આવે ત્યાં સ્થિર થતી, ઉતરતી, ચ્હડતી, પતંગની માફક વિચારના ટોળે ટોળાં છૂટાં મેલે છે. બાલકોને તર્કશાસ્ત્રનાં બંધન નથી. તેમની કલ્પના એક પત્થરને ભૂત બનાવે અથવા તો જંગલમાં લોકોનો વાસ કરાવે. તેમને કંઈ નવાઈ જેવું નથી. કારણ કે સઘળી ચીજો નવાઈ જેવી છે અને સત્ય અસત્યના પ્રશ્નો હજુ સુધી તેમને કાને પહોંચ્યા નથી. તેઓ સ્હેલાઈથી ગમે તે ચીજમાં વ્યક્તિત્વનો આરોપ કરે છે કેમકે તેની મર્યાદા શોધવાને ફીલસુફીના સવાલનો તેમને હજી ખ્યાલ આવ્યો નથી.

બાલકોની લાગણી ઉપર ખરેખર ચોખ્ખી છાપો હોય છે પરંતુ તેના અર્થ કરવાને તેની શક્તિ નબળી હોય છે. જ્યારે તેઓ આ કામ કરવા બેસે છે ત્યારે તેમના રમત ગમતના દિવસો પુરા થઈ ગયા છે અને નિશાળનું જીવન શરૂ થયું છે. જ્યાં સચ્ચાઈની શોધ કલાનું બનાવટી કામ હોતું નથી, પણ જેવી રીતે માણસાઈમાં શરીરના હાજતોને લીધે ફરજીયાત થાય છે તેવી રીતે બાલ્યાવસ્થામાં હોય છે. ત્યાં જો જીવન સખ્ત સંજોગોમાં શરૂ થતું નથી તો તે સુદૈવની વાત છે. આમ ગરીબના બાલકોના સંબંધમાં હોય છે. તેમને માબાપોની અડચણો અને આફતોમાં ભાગ લેવો પડે છે. હમ્મેશાં આ કંઈ એવું નથી કે એમાં દુઃખી કે અધોગતિ કરનારો અનુભવ હોય. આપણે પોતાના માબાપને મદદ કરતાં, આનંદ લેતાં, અને યોગ્ય વખતે આનંદથી જીંદગીની ઝુંસરી ઉપાડી લેતાં બાલકોને જોઈએ. પરંતુ ખરી ભૂખથી પીડાતા અને હાજતમંદ માણસની યુક્તિ પ્રયુક્તિઓને આધીન થતી બાલ્યાવસ્થા જોવા કરતાં વધારે દિલગીરી ભર્યું શું છે? આવા જીવનમાંથી મરીલોના ભીખારીઓ અને વર્ડ્ઝવર્થના "આનંદી રખડેલ" જે "So blithe of heart, seemed fit For finest tasks of earth or air."† હોય છે તે છતાં સઘળા આનંદોની જીંદગી ઉડી જાય છે.

ખરા મહોલાના આરબ સ્ટીવન ફોઝનેનું કલંકિત મનુષ્ય જીવન છે, કે જેને આપણે બાલ્યાવસ્થાનું નામ આપતાં દીલગીર થઈશું. કારણ કે આનંદનો હક ધરાવતી અવસ્થા બાલ્યાવસ્થા છે. તેને આનંદનો ઉપભોગ કર્યા સિવાય બીજું થોડું જ કરવાનું છે. માત્ર એક જ

* મને યાદ આવે છે, મને યાદ આવે છે, ઉંચા અને કાળા દેવદારનાં ઝાડો. હું એમ ધારતો હતો કે તેમનાં નાજુક શિખરો સીધા આકાશ સુધી હતાં. તે બાલ્યાવસ્થાની કલ્પના હતી.

† એટલા સુખી હૃદયનો કે હવા કે જમીનમાં સુંદરમાં સુંદર કામોને માટે લાયક જણાતો.

ચીજ છે કે જે છોકરાં ખરી રીતે સારી કરી શકે છે. તેમને ઇંદ્રિયો પણ આનંદનો ઝરો છે, કલ્પનાનો વિનોદ આનંદદાયી છે, અને માણસોનો સંસર્ગ આનંદદાયી છે. મલતાવડી ખાસીયત જે તેમના વડીલોને જબરાઇથી એકત્ર કરે છે, તે તેમના સંબંધમાં માત્ર ઉભરા અને આવેશ ને આધીન છે. તેમના સદ્ગુણના સંબંધમાં પસંદ કરવા જેવા અભિપ્રાયો છે. કવિઓ વારંવાર જાતે બાળકો અને બાળકોના જેવા ખ્યાલી હોવાથી બાલ્યાવસ્થાની ઘણી તારીફ કરે છે:—

> " Du bist wie eine blume,
> So hold und schon und rein,
> Ich schau' dich an und wehmut
> Schleicht mir ins Hirz hinein
> Cllir ist, als ob ich die Hande
> Aufs Hauft dir legen sollt,
> Betend das golt dich erhalt
> So rein und schon und hold."[1]

પરંતુ ખરી રીતે બાળકોમાં પણ તફાવત હોય છે. કરેલા સદ્ગુણ અથવા તો નક્કી થઈ ગયેલી માણસાઈની દુષ્ટતા સિવાય તેઓ શુદ્ધ ભલાઈ અને શુદ્ધ ઇર્ષ્યાના અંતિમ ચિત્રો આપે છે. આ ખરેખર અજાયબ જેવું છે અને આપણે તેની કિંમત કર્યા વિના રહીએ તેમ નથી, જો કે તે ભવિષ્યની વર્તણુંકની તારીજ આપતા નથી. સ્વચ્છંદીપણું કેટલીક વખતે નૈસર્ગિક શક્તિનાં ચિન્હ હોય છે તો કેટલીક વખત પેણામાંના તેલનો ઉભરો હોય છે. પરંતુ એક ચિજની મને ખાત્રી છે કે બાળકોમાં ગાઢ પ્રેમ જવલ્લેજ હોય છે. તેઓ પોતાની જાતમાંજ નિમગ્ન રહેલા છે.

બાલકો કેમ ઉછેરવાં એ કેલવણીનો મહાપ્રશ્ન છે કે જેમાં આ નિબંધના બીજા સઘળા વિષયોનો સ્હેલાઇથી સમાવેશ થઈ જાય. પરંતુ હું એક સિદ્ધાંત ઉપર ભાર મૂકીને તે દાબી દેવા માંગું છું, તે એ છે કે તેમની પાસેથી તેમની બાલ્યાવસ્થા લઈ તેમને મહાભારત બોધવચનોથી કે મોટી કારીગરીના રમકડાંઓથી બગાડો નહીં. તેમને કલ્પનાનો ખાસ હક ભોગવવા દો. બારિક તપાસના સવાલોથી તેમનાં મગજો ફીલસુફીવાળાં કરો નહીં. યાદ રાખજો કે તેઓ પણ હેમલેટની માફક તેમનાથી લેવાતો વિનોદ અકારો ગણે છે. શિક્ષકવિધાના આ જમાનામાં શિક્ષક આ ભૂલો કરવાની વલણ ઘણી ધરાવે છે. તેથી બાલ્યાવસ્થામાં સામાન્ય માણસનો આનંદ તેને પોતાની વિદ્યાની વસ્તુ મોટે ભાગે ધારીને ગુમાવે છે.

નુકશાન બહુ જાજ નથી, કેમકે દુનિયાના ગમે તેટલા ઋણમાં હોય છે તેનો બદલો

---

૧ તું પુષ્પ જેવું એટલું બધું શુદ્ધ અને સુંદર છે કે જ્યારે હું તારા તરફ જોઉં છું, ત્યારે ચિંતા મારા હૃદયમાં રૂદન કરે છે. મને લાગે છે કે હું ઇશ્વરને તને એટલું બધું શુદ્ધ અને સુંદર રાખવાની પ્રાર્થના કરતો મારા હાથો તારા માથા ઉપર મુકી શકું.

પોતાની મોહિનીથી કંઈ ઓછો વાળતા નથી. તેમની કુદરતી ચાલથી ગંભીર અવસ્થાની સુરત હાલતમાં સ્ફુર્તિ આવે છે. જ્યારે આપણે આપણી જાતનો કોઈ પણ વસ્તુમાંનો આનંદ બંધ પાડીએ છીએ ત્યારે આપણે હજી સુધી પણ બાળકોનો આનંદ ભોગવી શકીએ છીએ. અને તે તેમનામાં નિર્દોષ હોય છે તેથી તેનું પ્રતિબિંબ પણ આપણામાં નિર્દોષ હોય છે. તે દુનિયા તરફથી આપણને બીનશરતે મળતો આનંદ છે અને આપણે નૈસર્ગિક આવેશથી તેનો સ્વીકાર કરીએ છીએ. જ્યારે આપણે બાળકોને આપણી આસપાસ દોડતા નિહાળીયે છીએ ત્યારે આપણા અવયવોને જડ થતા ભૂલી જઇએ છીએ. આપણી કલ્પનાનો વિનોદ આપણે તેમની સાથે રહિએ છીએ ત્યારે આપણને ફરીથી ખરા અર્થમાં બાળકો બનાવે છે. “આ આપણને જ્યારે આપણે વૃદ્ધ હોઇએ છીએ, ત્યારે જુવાન બનાવવાનું છે અને જ્યારે લોહી ઠંડું પડી ગયું હોય છે ત્યારે તેને ગરમ કરવાનું સાધન છે.” વિશેષમાં બાલકો પશુઓની માફક આપણા વિચારો તપાસી કે ચોરી શકતાં નથી. આપણે તેમની સોબતમાં સ્વતંત્ર છીએ. જો કે તેઓ જણાય છે તેટલાં નિર્દોષ હોતાં નથી, એમ છતાં પણ તેઓ આપણી આગળ નિર્દોષતાનું ચિત્ર ખડું કરે છે. અને જો આપણે માટે તેમના ખુલ્લાદિલનો અને વહેમ વગરનો વિશ્વાસ પાછો આણી શકીયે તો આપણે તે પાઠ કે જેને હૅગલ–આપણને બાળકો જેવા થવાનું નહીં પણ બાળકો થવાનું કે જેથી આપણે ઇશ્વરના રાજ્યમાં દાખલ થઇએ તેમ કરવાનું શિખવે છે.

મને હમ્મેશાં અજાયબી થઈ છે કે શા માટે બાલકો આટલાં બધાં ખુબસુરત હોય છે? કદાચ કુદરતમાં કોઈ પણ ચીજ શા માટે ખુબસુરત છે તે સવાલનો આ એક પેટા-સવાલ છે. છીપો, પુષ્પો, પક્ષિઓ અમે જાણીયે છીએ કે તેમની ખુબસુરતી, તેમના પોતાના હેતુઓ પુરા પાડે છે. પરંતુ શા માટે તે આપણને ખુબસુરત જણાવાં જોઇએ? મોરનો અવાજ તેની પુંછડીના રંગો જેટલો તેની સ્ત્રીને મધુર લાગે છે. કાગડાનું ગીત તેની પ્રિયાને પ્રિય લાગે તેવું સુંદર હોય છે. પણ તે મનુષ્યના કાનને એટલું બધું સુંદર લાગતું નથી. કદાચ આપણે ફક્ત એટલું કહીયે કે નસીબદેવી દદલાવાળી નહીં હોવાથી તેણે દુનિયાને તદ્દન બેડોળ બનાવી નથી. ખરેખર મને લાગતું નથી કે બાલકોને ખુબસુરત થવાથી ઘણો લાભ નથી. એ સંભવિત છે કે આ ગુણથી માણસો તેમના રક્ષણને માટે ગુંથાય છે. ગમે તે રીતે તે સાધારણ છે. સ્ત્રીની ખુબસુરતી કરતાં તે થોડું ધ્યાન ખેંચે છે, કારણ કે તેમાં જાતિના સંબંધ નથી. તો પણ તે વધારે સામાન્ય છે. ચિતારાઓએ એમ છતાં તે નિહાળ્યું છે, અને મને લાગે છે કે તેમનાં બાલકો તેમની સ્ત્રીઓ કરતાં વધારે ફતેહમંદ ઉતરે છે. ફ્લૉરેન્સના ચિતારાઓમાંના ઘણાઓએ બાળકોના સ્વરૂપને ભાવનામય કર્યું છે, અને ઑંબ્રિયામાંના ફ્લિપીનોના ચિત્રોને ચિત્રકળા હઠાવી શકે તેમ નથી. કન્યા માતા ન્હાના ફિરસ્તાઓના ઝુંડ સાથે સેન્ટ બર્નાર્ડની મુલાકાત લે છે, તેમના ચ્હેરાઓ ખરેખર ફિરસ્તાઓ જેવા છે. ડેલા-રોબીઆ બેમ્બીની પણ ફ્લૉરેન્સને લગતું છે.

પણ મને લાગે છે કે ઇંગ્રેજી સાહિત્યે બાલ્યાવસ્થાની વિજયમાળ છતી છે અને અમેરિકાને તેની જન્મભૂમિનું માન છે. તેનું નામ લૉંગફેલો છે, ગદ્યમાં અનુકરણીય આ વિ-

પદ્યનો ઉસ્તાદ હેન્સ એન્ડરસન જેણે ફક્ત બાળકોને વિષે નહીં પણ બાળકોને માટે લખ્યું છે તે છે. આપણા મગજમારીના જમાનામાં એવું સાહિત્ય પેદા થઈ શકે તેમ નથી. તે એક વર્ણની શૈલીને વિચારની સરળતા ગણે છે અને તેની દાંભિક કળાવિહીનતામાં લેખકની અંગત અગત્યતા આપણને મળી આવે છે.

બાળકોનું પણ લખાયલું સાહિત્ય છે, જો કે શું તે લખનારા બાલકો હતા? બાર વર્ષની ઉમ્મરે લખનારૂં બાળક કેવી જાતનું હતું?:—

Helen, thy beauty is to me<br>
Like those Nicean barks of yore,<br>
That gently o'er a perfumed sea,<br>
The weary wave-worn wanderer bore<br>
To his own native shore.<br>
On desperate seas long want to roam<br>
Thy hyacinth hair, thy classic face<br>
Thy Naiad airs have brought me home.<br>
So the glory that was Greece<br>
And the grandeur that was Rome.<br>
Lo, in yon brilliant window niche<br>
How statue like I see thee stand,<br>
The agate lamp within thy hand,<br>
Ah Psyche! from the regions which<br>
Are holy land!

( અપૂર્ણ. )

નરહરી કુરણરામ દેશાઈ.

---

* હેલન તારૂં સૌંદર્ય, સુવાસિત દરીયા ઉપર તરતી અને મોઝાંઓથી કંટાળેલો પ્રવાસી સ્વદેશ લઈ જતો તેવી નિસીઆની પ્રાચીન છાલો જેવું મને લાગે છે. છેવ, ઉપર આવેલા દરીઆઓમાં તારા હીએસીન્થ જેવા કેશ અને પૌરાણિક નમુના રૂપ તારો ચ્હેરો. તારી નાયડ જેવી છટાએ મને ગ્રીસની કિર્તી અને રોમની ભવ્યતાનો ચિતાર આપ્યો છે. જુવો, પેલી પ્રકાશીત બારીના ગોખમાં હું તને કેવી મૂર્તિ જેવી ઉભેલી જોઉ છું! તારા હાથમાં હકીકના લેમ્પ-દીપકથી, પવિત્ર ભૂમીઓમાંની સાઇકે દેવી જેવી તું જણાય છે.

# ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ.

હિન્દુ સ્ત્રીઓની દશા અધમ છે એ મત હવે સર્વત્ર સ્વીકારાયો છે. અલબત ક્રિશ્ચન મીશનરીઓ તેમનું ચિત્ર બતાવે છે તેવું અધમ ચિત્ર હિન્દુઓ પોતે સ્વીકારતા નથી. તોપણ હિન્દુઓમાં પણ જે સુધારાવાળા ગણાતા નથી તેઓ પણ સ્ત્રીઓની દશા સુધારવી જોઇયે પૂર્વકાળની સ્ત્રીયો વધારે ઉન્નત દશા ભોગવતી વગેરે મતોનો સ્વીકાર કરે છે. યુરોપની સ્ત્રીયોના જેવી અને જેટલી ઉંચી સ્થિતિએ આપણી સ્ત્રીયોને મૂકવી કે કેમ એ પ્રશ્ન ઘણાને ગુંચવે છે. પરન્તુ, ગઇ દિવાળીને પ્રસંગે રા. ઉત્તમલાલ કે. ત્રિવેદીએ મુંબાઇની "ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના સભાસદોને નવા વર્ષમાં બે બોલ" લખી સંભળાવ્યા છે, તે ઉપરથી જણાય છે કે હિન્દુ સ્ત્રીઓને યુરોપની સ્ત્રીયો જેવું અને જેટલુંજ સન્માન મળવું જોઇયે એવા મતનું પ્રતિપાદન હવે થવા લાગ્યું છે. કેટલાંક વર્ષ ઉપર સ્વ૦ કાશીરામ દવેએ સ્ત્રીપુરુષોના સમાન હક એ નામનું ચોપાનીયું પ્રસિદ્ધ કર્યું હતું; પરન્તુ રા. ઉત્તમલાલ તો સ્ત્રી ને પુરૂષ કરતાં કાંઈ વિશેષ હક અને વધારે ઉંચે આસને બેસાડવાનો પ્રયત્ન કરે છે. અને તેના આધાર માટે સ્મૃતિગ્રન્થોની સહાયતા લે છે.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा।
पूज्या भूषयितव्याश्च बहु कल्याणमीप्सुभिः॥
यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम्।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा॥
जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः॥
तस्मादेताः सदा पूज्याः भूषणाच्छादनाशनैः।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च॥

मनु. ३–५६–५९.

પિતા, ભાઈ, પતિ, દેવર, જેમને બહુ કલ્યાણની ઇચ્છા હોય તેમણે સ્ત્રીઓ પૂજ્ય છે, ભૂષણાદિકથી શણગારવા યોગ્ય છે. જ્યાં પિતા વગેરે સંબંધીઓથી સ્ત્રીઓ પૂજા પામે છે, ત્યાં દેવતા રમણ કરે છે; અને જ્યાં તેમનું પૂજન નથી થતું ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફલ થાય છે. જે કુલમાં સ્ત્રી, પત્ની, દુહિતા, સ્નુષા વગેરે સંબન્ધવાળી સ્ત્રીઓ દુઃખી હોય છે, તે કુલ શીઘ્ર વિનાશને પામે છે; અને જે કુલમાં તેમને દુઃખ નથી હોતું તે કુલમાં હમેશાં

ધનધાન્યસમૃદ્ધિ વૃદ્ધિ પામે છે. જે કુલની સ્ત્રીઓ પૂજા ન પામવાથી 'આમનું અનિષ્ટ થજો' એવો શાપ આપે છે તે કુલ કામણટુંમણ થયું હોય તેની પેઠે વિનાશ પામે છે; માટે, સમૃદ્ધિ મેળવવાની કામનાવાળાઓએ સ્ત્રીઓનું સદાસર્વદા ભૂષણ અને અન્નવસ્ત્રાદિકથી પૂજન કરવું; અને ખાસ કરીને સત્કાર અને ઉત્સવોના પ્રસંગોમાં. ( મનુઃ ૩; ૫૫ થી ૫૯. )

ઉપર પ્રમાણે નારીને સંતુષ્ટ રાખવાની આજ્ઞા કરનારનાં જ બીજાં વચન ન મજોઽર્હતિ સ્વાતન્ત્ર્યમ્–આવું છે. આમ આ બે પરસ્પર વિરુદ્ધ આજ્ઞાઓનું રા. ઉત્તમલાલ સમર્થન કરવાનો પ્રયત્ન કરે છે કેઃ—

સ્ત્રીઓને જીવનયાત્રાની ચિંતામાંથી એટલે સુધી મુક્ત કરી છે કે પિતા અને પુત્રને અભાવે પતિના સપિણ્ડવર્ગે અને તે ન હોય તો પિતૃપક્ષે તેમનું ભરણપોષણ કરવું. અને આવી રીતે ભરણપોષણ કરનાર કોઇ ન મળી આવે તો રાજાએ સ્ત્રીઓનું ભરણપોષણ કરવું. આટલે સુધી સ્ત્રીવર્ગના નિર્વાહનો બોજો સગાં સંબન્ધીઓ અને જનસમાજ ઉપર મૂકવાની સાથે સ્ત્રીએ સ્વતન્ત્રતાનો આશ્રય ન લેવો એવું વચન છે એ ધ્યાનમાં રાખવાનું છે. તેમ છતાં પણ અસ્વાતન્ત્ર્ય સ્મૃતિનો દુરુપયોગ ન થાય તે માટે, અથવા તે દુરુપયોગના પ્રતિકારરૂપે, સ્ત્રીધનની યોજના કરવામાં આવી છે, અને સ્ત્રીધન ઉપર સ્ત્રીઓને સ્વતન્ત્ર અધિકાર આપીને આ અસ્વાતંત્ર્યની વિષમતાનો કંઇક પ્રતિકાર પણ કર્યો છે.

આ પ્રયત્નમાં એક કુશલ પક્ષવાદીનું ચાતુર્ય જણાય છે. પરન્તુ એ ચાતુર્યના પરિણામમાં રા. ઉત્તમલાલનો પ્રયત્ન સફળ થયો છે એમ મને જણાતું નથી. જે ગ્રન્થકાર સ્ત્રીને પૂજ્ય સ્થાને બેસાડે તે જ અન્ય સ્ત્રીને સ્વતંત્રતાનો અધિકાર જ આપે નહિ એ સંભવતું નથી. પૂજ્યસ્થાનના અધિકારી તે સ્વતંત્રતાના અધિકારી નહિં એ આશ્ચર્ય જેવુંજ લાગે છે. આ બન્ને વચનોમાંથી એકાદ કદાચ ક્ષેપક હોય. જો ક્ષેપક ના હોય અને બન્ને એક જ ગ્રન્થકારનાં હોય તો બે અનુમાન નીકળી સકે છે. એક અનુમાન જરા અનુદાર સ્ત્રી પુરુષ બન્ને માટે, અને સ્મૃતિકાર માટે પણ અનુદાર છે. જે શ્લોકોમાં સ્ત્રીને પૂજ્ય ગણવાની. તેને પ્રસન્ન રાખવાની, તેને વસ્ત્રાલંકારથી સંતુષ્ટ કરવાની આજ્ઞા છે–તે કોના ઉદ્ગાર હશે? સ્ત્રીને વાસ્તવિક પૂજનીય ગણનારના કે સ્ત્રીના દુર્ગુણોથી કાયર થયેલાના? દુરાગ્રહી પુત્રીના દોરથી દબાયેલા પિતા–ભયંકર ભગિનીની ભીષ્મ પ્રકૃતિથી ભય પામેલા ભાઈના, કર્કશા પત્નીના જુલમથી કંટાળેલા પતિના, જાજ્વલ્યમાન ભોજાઈથી ભય પામેલા દીયરના, કે જુલમગાર સાસુથી કાયર થયેલા જમાઈના ત્રાસ દર્શક વચનો નહિ હોય? સ્ત્રીને ગમે તે રીતે પ્રસન્ન રાખો, નહિ તો કાંઈ પણ સફળ થશે નહિ. આ વચનમાં સ્ત્રીની ઉચ્ચતા જણાય છે? જ્યાં સ્ત્રી અપ્રસન્ન ત્યાં સર્વ ક્રિયા વિફળ થશે એ વચનથી શું સિદ્ધ થાય છે? સ્ત્રીના દુર્ગુણોથી કાયર થયેલા પુરુષો જેમ ઉચ્ચાર કરે તેવા ઉચ્ચાર આ શ્લોકમાં નથી જણાતા? આ કલ્પના અનુદાર છે ખરી પરન્તુ અસંભવનીય નથી. વિશેષે કરીને જે ગ્રન્થકાર સ્ત્રીને સ્વતંત્રતાની અધિકારણી ગણતા નથી પરન્તુ માત્ર વસ્ત્રાભૂષણથી સંતુષ્ટ રાખ-

વાનું કહે છે તે ગ્રન્થકારનાં આ વચનો માત્ર કાયર થયેલા પુરુષોના ઉદ્‌ગાર જેવાંજ લાગે છે. બીજું અનુમાન–ઉદાર અનુમાન–એ થાય છે કે આ ઉદ્‌ગાર સ્ત્રીથી કાયર થયેલાના નહિં પરન્તુ સ્ત્રીની વિશિષ્ટ પ્રકૃતિનો અભ્યાસ કરેલા અનુભવી પુરુષના–એટલે સ્ત્રી વસ્ત્રાભૂષણથી પ્રસન્ન થાય છે એ સર્વ દેશમાં સર્વકાલમાં જાણીતી વાત છે–તે પ્રકૃતિના અનુભવી પુરુષે આજ્ઞા કરી કે સ્ત્રીને વસ્ત્રાલંકારથી વિભૂષિત અને સંતુષ્ટ રાખવી પરન્તુ તે ઉપરાંત તેને કાંઈ અધિકાર નહિં, સ્વતંત્રતા નહિં. આમ બે અનુમાન થાય છે. ગમે તેમ ગણો તો પણ રા. ઉત્તમલાલ કહે છે તેમ સ્વતંત્રતાનો અધિકાર સ્ત્રીને ન આપવામાં તેની ઉચ્ચ સ્થિતિ કાયમ રાખવાનો સ્મૃતિકારનો હેતુ છે–એ મનાતું નથી. પૂજનીયતા અને ઉચ્ચ સ્થાનને યોગ્ય વ્યક્તિ કે જાતિ સ્વતંત્રતાને અયોગ્ય હોય એ કેવળ અસંગત લાગે છે. વળી, ઉચ્ચાસને સ્ત્રીને આ શ્લોકથી બેસાડી છે એમ પણ જણાતું નથી, કારણ કે પૂજનીયતાની ભાવના પણ કેવી છે? પૂજનીય એટલે વસ્ત્રાભૂષણથી સંતોષ આપવો એમાં પૂજકનું કર્તવ્ય સમાએલું છે! આ ભાવના ઉંચી નથી. તે ઉપરથી જણાય છે કે સ્વતંત્રતાનો અધિકાર ન આપનારા શ્લોક ક્ષેપક નહિં હોય.

"King can do no wrong" એ ઇંગ્રેજી પોલીટીકલ સૂત્ર સાથે "न स्त्री स्वातन्त्र्यमर्हति"ને બદલે "न भजेत्स्त्री स्वतन्त्रताम्" એ વચનની તુલના રા. ઉત્તમલાલ કરે છે; પરન્તુ ઇંગ્રેજી વચનમાં રાજાની સ્વતંત્રતા સમાયલી છે અને સંસ્કૃત વચન તો સ્પષ્ટ રીતે સ્વતંત્રતાનું બાધક છે. સ્ત્રીની જવાબદારી ઓછી કરવા માટે આમ આડકતરી રીતે શા માટે આજ્ઞા કરે? જે સ્મૃતિકાર સ્ત્રીને પ્રસન્ન રાખવા માટે સ્પષ્ટ વિશિષ્ટ માર્ગ–આભૂષણાદિકના બતાવે છે તે સ્મૃતિકાર સ્ત્રીની જવાબદારી ઓછી કરવા માટે સ્પષ્ટ વચન ન કહેતાં આડકતરી રીતે કહે એ સંભવિત છે.

સ્ત્રીપુરુષના સમાન હકના હિમાયતી અથવા સ્ત્રીને દેવીને પદે સ્થાપનારે શાસ્ત્રનો આધાર ખોળવાનો મિથ્યા પ્રયત્ન કરવાની જરૂર નથી. સામાન્ય દૃષ્ટિથી ન્યાયનિયમ પ્રમાણેજ બન્નેના સમાન હક સ્થાપિત થઇ શકે છે. દરેક સુધારા માટે શાસ્ત્રનો આધાર માગવાનો કાળ હવે ગયો છે અને હવે સુધારાવાળા કે વગર સુધારાવાળા ન્યાયદૃષ્ટિથી ઘણા ખરા સુધારાની આવશ્યકતા સ્વીકારે છે. અને તેમાં સ્ત્રીકેળવણી, સ્ત્રીની પદવી સુધારવી તેને તેના યોગ્ય હકો આપવા વગેરે વાતોનો સર્વ કોઇ સ્વીકાર કરે છે, તો પછી શાસ્ત્રાધાર નહિં હોય તો પણ સ્ત્રીવર્ગની ઉન્નતિનો માર્ગ હવે સરળ રીતે ચાલશે. કેમકે હવે સ્ત્રીઓ પણ પોતાના હકની માગણી કરવાની કોશિસ કરે છે. અલબત સ્ત્રી–પુરુષના સમાન હક સ્વીકારનારા પણ તેમની જૂદી જૂદી કર્તવ્ય દિશાની અવગણના કરી શકતા નથી. કેમકે, ઈશ્વરની રચના જ એવી છે કે કેટલાંક કાર્ય સ્ત્રીથી થાય તે પુરુષ ન કરી શકે અને પુરુષથી થાય તે સ્ત્રી ન કરી શકે. બાળકોને ઉછેરવાનું, માંદાની માવજતનું વગેરે કેટલાંક કાર્ય પુરુષોથી બની શકે નહિ. જે ધૈર્ય અને સહનશીલતા બાળકો ઉછેરવામાં અને માંદાની સારવાર માટે જરૂરનાં છે, તે ધૈર્ય કે સહનશીલતા પુરુષપ્રકૃતિમાં નથી. ગમે તેવી મહાવિપત્તિ ઘણા ધૈર્યથી સહન કરનાર પુરુષ એક રડતા બાળકને છાનું રાખવાનાં ધીરજ ખોઈ

બોલવાની જરૂર નથી. માતપિતા કે ગમે તે ગૃહપતિની કેળવણીથી નીતિના અંકુરને અસર થાય છે. અને તે પછી શાળામાં અપાતી કેળવણી તેવી જ વ્યવહારની અર્થાત્ સંગતિની જે અસર, તે પણ આ અંકુરોને પ્રફુલ્લિત કરી ફલ-ફૂલ વગેરે પ્રકટ કરે છે. આવે પ્રસંગે પ્રશ્ન માત્ર એવો ઉદ્દભવે કે નીતિની કેળવણી અલગ આપવી, કે સાંસારિક કેળવણીમાં આડકત્રી રીતે નીતિનાં ધોરણોનું માપ લેવાય છે અને પ્રતિપાદન થાય છે તેટલાથી સંતોષ માનવો. સારા- એટલે સુશીલ અને સુજ્ઞાત એવા શિક્ષકોના હાથમાં વ્યવસ્થા જે શાળાઓની રહે છે તેવી શાળાઓનું વાતાવરણ જ નીતિનાં ધોરણોથી ભરપૂર હોય છે. તેવી શાળાઓમાં સર્વ શિક્ષણનો દોર સામાન્ય રીતે નીતિ તરફ રહે છે.

નીતિનાં બીજો છે કે કેમ એનો નિર્ણય પૂર્વ જન્મ-પુનર્જન્મ માનનારાઓને કરવો કઠણ ન લાગે તો અસ્વાભાવિક નથી. પણ ગમે તે વિચારશીલ માણસ એમ તો કબૂલ કરશે કે જન્મે ત્યારથી કેળવણી પ્રત્યેક શિશુ પરત્વે આરંભાય છે તો તે કેળવણીના ત્રણ પ્રકાર થઈ શકે: નીતિ તરફની; અનીતિ તરફની; અને તટસ્થ અર્થાત્ બંનેને નિરપેક્ષ; અગર નીતિમય અને નીતિમય—નહિ તેવું. હવે (૧) આસપાસના સંયોગો; (૨) ગૃહદશા; (૩) કુટુંબજાળ; (૪) જ્ઞાતિસમુદાય વગેરે અનેક ઉપાધિઓની અસર બાળકના મન તથા હૃદય ઉપર કુદરતી રીતે થયા કરે છે. અને એ અસરની અનુસાર નીતિ કે અનીતિ ઇત્યાદિ તરફનો માર્ગ લેવાને માટે તત્પરતા બાળકના હૃદય માંહે ઉદ્દભવે છે.

આ પ્રમાણે અનિયમિત નીતિ-શિક્ષણ અપાયા જાય છે એમ માનવું પડે છે;- છતા એટલી વાત તો નિર્વિવાદ કે એ શિક્ષણ બસ નથી; વળી અનિયમિત છે. જ્યાં ત્યાંથી વેરણછેરણ થયેલ ધડાધોરણ વિનાનો બોધ કાંઈ બોધ નથી. ધોરણ વિનાનું ભણતર કોઇએ ગ્રહણ કર્યું હોય તો તેનામાં કેટલે દરજ્જે જ્ઞાન સંપાદન કરાયું હોય છે તે સહજ જણાશે; અને સરેરાશ ધોરણસર ભણનાર ભણેલ સાથે તેનાથી સરસાઈ તો નહિ જ થાય.

નીતિનાં તત્ત્વો પ્રત્યેકમાં કેવા પ્રકારનાં છે તે જ્યાં સુધી ન જણાયું હોય ત્યાં સુધી તે તત્ત્વો ગ્રહણ ન કરવામાં ડહાપણ સમાયું છે. "નીતિતુંબી" સંસારસાગર તરવામાં ઘણી સહાયકારક છે, તો પછી જ્યાં ત્યાંથી નીતિનું ગ્રહણ કરાય, તેવા શિક્ષણોને સંસ્કાર સારા પાડવા એ ફરજ તરીકે શાળાઓના અધિકારીઓએ ગણી લેવું જોઇએ, અને બાળકોને ગૃહશિક્ષણમાં નીતિ શિખવાય તે ઉપરાંત શાળાઓમાં શિખવવાની પૂર્ણ સગવડતા કરી આપવી જોઇએ, એ માન્યતા બાધકારક નહિ ગણાય. વળી શાળાઓમાં પણ નીતિનો બોધ માત્ર આડકત્રી રીતે થાય તેટલાથી સંતોષ ન પામવું, એમાં યોગ્યતા સમાયેલી છે. કારણ કે એ પણ ધડાધોરણ વિનાનું કેવળ નહિ, તોપણ વેરણછેરણ થયેલ શિક્ષણમાં તો તેનો સમાસ થઈ શકે ખરો.

ઇતિહાસમાં સાલવારી કે રાજાઓનાં રાજ્ય ઉપરની તારીખ, અગર લડાઇઓનાં

વર્ષો, અથવા અનેક અન્ય બનાવોની ગણત્રી–વગેરેથી જે ગણિત, ઈતિહાસના શિક્ષણ સાથે શિખાય છે એમ કહેતાં ન્યાયપુરઃસરતા છે, તો એ વાત કદાપિ ખરી મનાય કે ઈતિહાસના બણુતર સાથે નીતિ પણ શિખવી શકાય. પરંતુ બંને એકજ સાથે રૂચતું નથી એમ લાગે છે. ગણિતના વિષયમાં વળી જો સંસ્કૃત કે અંગ્રેજી નામો આંકડા કે અંકગણોને માટે શિખવાય તેથી તે તે એ ભાષાના જ્ઞાનની સંપત્તિ–પ્રાપ્તિનો સંતોષ વળી શકતો હોય, તો નીતિનું શિક્ષણ પણ અલગ કરવાની આવશ્યકતા ટળી એમ માની લેવાય. પ્રત્યેક ભાષા શિખતી વખતે જેમ તે તે ભાષામાં વાતચીત ખુલાસે કરતાં આવડ્યાથી જ માત્ર તે તે ભાષા ઉપર કાબુ આવે છે, કે તે તે ભાષા ઉપર પ્રીતિ ચોટે છે એમ માની લેવાય; અર્થાત્ ભાષાજ્ઞાનને માટે કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે તેના સાહિત્યમાં છેક રચ્યા પચ્યા રહી, તે સાહિત્યને ઝીભને ટેરવે કે કલમની અણી ઉપર સહેલાઈથી એટલું ફેરવી ફેરવી શકાય કે તેમાંના શબ્દો, વાક્યો વગેરે રમતમાં ઉપયોગી કરી શકાય; અને ત્યારે જ તે ભાષાનું ખરૂં જ્ઞાન સંપાદન કર્યું કહી શકાય. હવે પ્રક્રિયાને પ્રયોગ એમ પ્રત્યેક વિષયના વિભાગો થઈ શકે છે; તે જ પ્રમાણે ભાષા પરત્વે; અને તે જ પ્રમાણે વિજ્ઞાનમાં એટલે કે જડ–પદાર્થ–શાસ્ત્રમાં માની લેવું. કારણ કે રસાયનશાસ્ત્રનું દૃષ્ટાંત સહેલું લઈ જોતાં લાગશે કે જો પ્રક્રિયા સાથે પ્રયોગો પણ લાવ્યા રહ્યા હોય તો તે વિષયનું જ્ઞાન વ્યવહારને તદ્દન ઉપયોગી થઈ પડવાનો સંભવ રહે છે; પરંતુ પ્રયોગ વિનાની કેવળ પ્રક્રિયા છેક નિરર્થક ગણવી જોઇએ.

નીતિ સંબંધે તો તપાસી જોતાં સહજ ભાન થાય છે કે ત્રણ વસ્તુઓની નીતિ—જ્ઞાનમાં અપેક્ષા તથા આવશ્યકતા રહેલ છે. માત્ર (૧) પ્રક્રિયા તો કાંઈ જ ઉપયોગી નહિં; પણ તેની સાથે (૨) પ્રયોગ અર્થાત્ અન્યનાં નીતિમય દૃષ્ટાંતો અવશ્ય જોઇએ; (૩) અને તેની સાથે વળી એટલું સુદૃઢ ચિત્તમાં ચોંટયા પછી પોતે પણ તેવી જ રીતે જે જે નીતિનાં તત્ત્વો ગ્રહણ કર્યા હોય તે તે પ્રયોગમાં પોતાના વ્યવહાર સમયે ઉતારી અજમાશ કરવી જોઇએ કે પોતાના કાળ–સ્થળને કેટલે અંશે તે અનુકૂળ છે. કારણ કે નીતિનાં ખરાં તત્ત્વો-માં કોઈ પણ યુગમાં ફેરફાર થઈ શકતો નથી. નીતિ એકસરખી અખંડિત છે. નીતિ ખરૂં જોતાં મનુષ્યકર્તવ્ય છે જ નહિ. તે તો માત્ર પ્રકૃતિ–કુદરત–નો નિયમ છે. પ્રકૃતિનાં વર્તનો ઉપરથી વ્યાપ્તિ—નિયમો—ઘડી કાઢી, પોતાના વર્તનોમાં વ્યવહાર સમયે ઉતારવાના જે જે ધોરી રસ્તા તે ચાલચલાઉ નીતિ શબ્દની સમજુતિ તરીકે લઈ શકાય; અગર જો કે વ્યાખ્યા જરા વધારે કાળજીથી મૂકી શકાય, પરંતુ તે તે સંબંધે આ સ્થળમાં અધિક ચર્ચાનો અવકાશ નથી.

તો હવે એટલું સિદ્ધવત્ માની શકાય કે નીતિનો વિષય ગૃહમાં ઉપયોગી છે, અર્થાત્ ગૃહના વર્તન માટે તથા બાળકોના શિક્ષણ માટે ઉપયોગી છે, એટલું જ નહિં પણ શાળા-ઓમાં પણ પ્રત્યક્ષ એ શિક્ષા સંપાદન થવી જોઇએ, અને ત્યાં પણ વર્તનમાં ઉતારવી જોઇએ; એટલું જ નહિં પણ જ્યારે માણસ વ્યવહારમાં પડે ત્યારે પણ પોતાનાં બાળકોને શિક્ષણ આપી, પોતાના વર્તનમાં ઉતારવાની ક્રિયા સબળ કરતા જવી જોઇએ.

થયો ન્હોતો ! પછી હેમના કોઈ ગૂઢ ગ્રન્થો હવે કોઈ ખોદી કાઢે અને ત્હેમાં 'શું ફિકર' જેવા પ્રયોગો નીકળે તો જુદી વાત !

(૨) 'શું' શબ્દની ઉત્ક્રાન્તિ कीदृशमांथी થયેલી બતાવીછે તે માટે ઉદાહરણો પ્રાકૃત તથા પ્રાચીન સાહિત્યમાંથી ઉતારુંછું:—

(क)

(૧) સં. ૧૪૫૦ માં રચાયલા મુગ્ધાવબોધ ઔક્તિકમાં નીચે પ્રમાણે જડેછે:—

(a) किसिउं । कीदृशम् । ( હ. હ. ધ્રુવે પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ, પૃ. ૧૬, કોલમ ૨).

(b) तउ किसिउं । ततः किम् । ततः कीदृशं वा । ( હ. હ. ધ્રુવે પ્રસિદ્ધ કરેલી આવૃત્તિ, પૃ. ૧૭, કોલમ. ૧ ).

(c) किसुं तरइ ( પૃ. ૩ કોલમ ૧ )=કશું (શું) તરેછે. તે જ સ્થળે किसिइं એમ તૃતીયાન્ત 'કશેં'–'શેં'ના અર્થમાં પણ પ્રયોગ છે.

અહિં तउ किसिउंનો એક અર્થ 'તો શું' એમ બતાવ્યોછે તે ઉપરથી સ્પષ્ટ જણાયછે કે વિક્રમ સંવતના ૧૫ મા સૈકામાં 'શું'ના અર્થમાં किसिउं, किसुं ('કશું,' 'કિશું'નું પૂર્વરૂપ) એ શબ્દ પ્રચારમાં હતા. 'શું'ની વ્યુત્પત્તિ कीदृशं ઉપરથી કાઢવામાં આ બહુ જ સબળ પ્રમાણ છે.*

( ઉપરમાંનો (a) વાળો ભાગ ફાલ્ગુન સં. ૧૯૬૬ના 'વસન્ત'માં

---

* 'કશું' શબ્દ 'કાંઇ' ( किमपि )ના અર્થમાં હાલ વપરાયછે: મૂળ कीदृश ઉપરથી આવ્યા છતાં મૂળનો અર્થ આ પ્રસંગે તજી નવો 'કાંઇ' એમ અર્થ થાયછે. આ વાત 'શું'ના અર્થમાં 'કશું'ના પ્રયોગને એક રીતે આડકતરી મદદ આપશે. कीदृशंનું किसिउं થતાં એક દિશામાં 'શું' ( किम् )ના અર્થમાં પ્રચાર થયો, અને બીજી દિશામાં 'કાંઇ' ( किमपि )ના અર્થમાં પ્રવૃત્તિ કવચિત્ થઈ.

ખરું જોતાં 'કાંઇ'ના અર્થમાં 'કશું' વપરાયછે ત્હારે 'કશું પણ' એ વચનમાં 'પણ'નો રૂઢિબળે ત્યાગ થાયછે અને ત્હેનું જ અવશિષ્ટ સ્વરૂપ 'કશું' એમ રહેછે. અર્થાત્ किम् + अपि = કશું + પણ, એ સ્થિતિમાં अपि નો પ્રતિરૂપ 'પણ' હોઈ किम्નો પ્રતિરૂપ શબ્દ 'કશું' છે; અને તે 'કશું' તે 'શું'ના અર્થનો હોવો સમ્ભવેછે. આમ પણ 'કશું'નો અર્થ પકડી સકાયછે.

મ્હેં બતાવ્યો હતો; તે વખત (b) વાળો तउ किसिउं । ततः किम्। એ મહત્ત્વનો ભાગ તેમ જ (c) વાળો ભાગ નજરચૂકથી દીઠો ન્હોતો.)

(૨) વિક્રમ સંવત્ ૧૫૦૮ માં રચાયલા 'વસન્તવિલાસ' માંથી નીચેના બે પ્રયોગો જડેછે:—

(a) मान रचु किशा कारण तारुण दीह विच्यारि ।

(શ્લો. ૨૪)

**અર્થ:**—માન કશા (શા) કારણ રચેછો? તારુણ્યના દિવસ વિચારીને.

(b) सकल कला तुं निशाकर शा करं सहरि संताप ।

(શ્લો. ૪૨)

**અર્થ:**—સકલ કલા (વાળા) નિશાકર (ચન્દ્ર)! તું શા કરં (=શા માટે) સહિયરને સંતાપેછે?

અહિં પ્રથમના ઉદાહરણમાં 'કિશું' શબ્દ (कीदृश ઉપરથી આવેલો) 'કેવું' એ અર્થમાં નહિં પણ 'શું'ના અર્થમાં જ છે. किसिउं=किम् (શું) એ અર્થ 'મુગ્ધાવબોધ ઔક્તિક'ના કાળમાં, અર્થાત 'વસન્તવિલાસ'ની ૫૮ વર્ષ પૂર્વે જ પ્રચારમાં આવી ચૂકેલો જ હતો.

બીજા ઉદાહરણમાં 'શા' એમ કિશું માંથી કિ* ખરી જઈને થયેલું રૂપ જ

* સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસની 'ઉત્સર્ગમાળા'માં સિઉં એમ રૂપ નજરે પડેછે;—

સંસ્કૃત— नग्नानां ग्रामे धावी किं धवनि
પ્રાકૃત— नगाण गामे धावी सिउं धोवइ

પૃ. ૧૨૦ (ઈ. સ. ૧૮૭૦ની આવૃત્તિ)

ગુજરાતી—નાગાના ગામે ધોબી સ્યું ધુવે.

પરંતુ વ્રજલાલ શાસ્ત્રીને અનેકવાર કેવળ સ્વકલ્પિત રૂપો રચવાની ટેવ હતી, તેથી આ સિઉં રૂપ કિયા પ્રાચીન ગ્રન્થમાંથી પ્રાપ્ત કર્યુંછે તે કહેવું કઠણ છે. પરંતુ 'શું'ની વંશાવળી ઉપર જોઈ ગયા તે જોતાં સંભવ લાગેછે કે સિઉં રૂપ પણ કોક ગ્રન્થમાં જડશે. सह-(=સાથે), ઉપરથી ગુજરાતીમાં 'શું' થયુંછે તે (સિદ્ધ હેમચન્દ્ર ૮-૪-૪૧૯ પ્રમાણે) અપભ્રંશમાંના सहुं માં થઈને આવ્યુંછે; હેને માટે પણ હેમણે 'ગુજરાતી ભાષાનો

નજરે પડેછે. આમ સં.—૧૫૦૮ માં કિશું અને શું બંને રૂપો સાથે સાથે ('શું'ના જ અર્થવાળાં) વપરાતાં જોઇયે છિયે. પરંતુ किशा कारण વાળા પ્રથમના ઉદાહરણમાં કિ છન્દમાં વધારે પડતો છતાં વળગાડી રાખેલોછે, તેથી તર્ક થાયછે કે એ શતકમાં હજી કિ ને ખરાવી પાડવાનો બહુ પ્રચાર નહિં હોય; તેથી કિશું એ વધારે વ્યાપકરૂપે પ્રચારમા હશે, અને શું એ નવીન પ્રચાર થોડો થોડો થયો હશે એમ અનુમાન થઈ સકે.

સં. ૧૪૫૦ માંના કિસિઉં નો સં. ૧૫૦૮ માં કિશું બનેછે;—૫૮ વર્ષમાં આટલો ફેરફાર થાયછે એ ધ્યાન ખેંચનારી વાત છે,

किना कारण ('વસન્ત વિલાસ'નું) તે હાલના હિન્દી किस कारन જોડે સરખાવવા લાયક છે. હિન્દીમાં વિભક્તિભંગ (inflexion) ને પ્રસંગે क्या, कौन એ શબ્દોને (कि એમ વિકાર થયા પછી) स આગળ આવેછે (किसने, किसको, ઇત્યાદિ) તે મૂળ कीदृश માંનો અવશેષ છે: એ પણ મહત્ત્વ વાત છે.

(૩) સં.-૧૫૧૨ માં રચાયલા 'કાન્હડદે પ્રબન્ધ'માં 'કેવું'ના અર્થમાં કિસ્યું રૂપ નજરે પડેછે:—

पूछइ वात पातसाह इसी
गूजराति ते कहीइ किसी ।

---

ઇતિહાસ' નામના પોતાના નિબન્ધમાં (ઈ. સ. ૧૮૬૬ ની આવૃત્તિ પૃ. ૫૮ મે) સિઉં એમ 'ગુજરાતી' રૂપ મૂકયુંછે, ને 'મુગ્ધાવબોધ ઔક્તિક'માંથી જ ઉતારેલુંછે.

† चैत्रु लोक सिउं वात करइ ।
સંસ્કૃત—चैत्रो लोकेन सह वार्तां करोति.

અર્થાત્ સં. ૧૪૫૦ ની ગુજરાતી ભાષામાં सह ના અર્થમાં સિઉં રૂપ હતું. આ માત્ર સામ્યને માટે જ ઉતારુંછું. 'શું' = किम् તે તો જુદા જ પેઢીનામામાંથી આવેછે.

સ્વ. વ્રજલાલ શાસ્ત્રીએ પણ, સ્વ. હ. હ. ધ્રુવના જેવો જ ભ્રમ પામીને 'મુગ્ધાવબોધ'ને પ્રસ્તુત સ્થળે ગુજરાતી ભાષાનું વ્યાકરણ કહ્યુંછે. વસ્તુસ્થિતિએ તો એ સંસ્કૃત વ્યાકરણ ગુજરાતીમાં સમઝાવવાની માર્ગોપદેશિકા છે, તે મ્હેં ઈ. સ. ૧૮૯૦ માં 'ગુજરાત શાળા પત્ર'માં (ઑગસ્ટ, સેપ્ટેમ્બર અને નોવ્હેમ્બરના અંકોમાં) એ ગ્રન્થના અવલોકનમાં બતાવ્યુંછે.

---

† હ. હ. ધ્રુવે પ્રગટ કરેલા પુસ્તકમાં (પૃ. ૩ કોલમ ૧) चैत्त છે. વ્રજલાલ શાસ્ત્રીએ चैत्रु આપ્યુંછે.

किस्युं खंभायत अणहल्लपूर
किस्युं दीवगढ मंगलहूर।

આ ઉપરથી જણાયછે કે જેમ પ્રેમાનન્દના સમયમાં, અર્થાત્ ૧૮ મા શતકનામુખ્ય ભાગમાં, ' કશું ' શબ્દ ' કેવું ' તેમ જ ' શું ' એ બંને અર્થમાં પ્રચારમાં હતો તેમ, ૧૬ મા શતકના આરમ્ભમાં પણ કિશું—किस्युं એ શબ્દ પણ એ બંને અર્થમાં વપરાતો હતો.

(૪) સં. ૧૬૮૫ માં કૃષ્ણદાસ કૃત ' મોટા સુદામો ' નામના પુસ્તકમાં ' શું ' શબ્દ જડેછે, પણ ' સ્યું ' એ રૂપમાં:—

दत होयि तु विठा पामाये तेहनु स्यो महिमाय

( ' નવગ્રન્થાવલી ', ભાગ-૨, પૃ. ૪૪. )

અહિં આ ' સ્યો 'માંનો પકાર કિસિઉ, કિસ્યો માંનો અવશેષ છે.

( ख ) વિક્રમ સંવતના ૧૭ મા–૧૮ મા શતકમાં પ્રેમાનન્દ, વલ્લભ, શામળના ગ્રન્થોમાં નીચે પ્રમાણે ' કશું ' તથા ' શું ' ના પ્રયોગો જડેછે:—

(૧) બાળ બીહામણુ આવી વશ્યો
કહરજાને વિજોગ તે કશો

( પ્રેમાનન્દ—નળાખ્યાન—કડવું ૬૫ મું, )
બૃહત્કાવ્યદોહન ગ્રન્થ ૧, પૃ. ૧૬૯. )

(૨) નાર બુદ્ધિ જેને ગન વશી,
લાજ મરજાદા તેને કશી.

(૩) અકરમીને ઉદ્યમ કશો.

( શામળ—નંદબત્રીશી.
બૃહત્કાવ્યદોહન, ગ્રં. ૧, પૃ. ૩૪૬. )

(૪) ચંદનો તે છન્દ કશો ? મંદ સૌ ઉજાસ છે

(૫) એમાં પવિત્ર કશું છે ? અન્ન તેના પ્રાણ છે.

(૫) અરસિક જાણે કશું, રત્ન પડયું રંક હાથ

(વલ્લભ-'કુન્તીપ્રસન્નાખ્યાન'-આરમ્ભમાં.
કવિત ૯, ૧૮, તથા ૮)

અહિં 'કશું' શબ્દનો અર્થ 'કેવું' અને 'શું', એમ બંને સંભવે એ રીતે અધવચ રહેતો અર્થ છે. આ પગથિયું સૂચવે છે કે 'કેવું'-માંથી 'શું' એ અર્થમાં સંક્રમણ શી રીતે થયું.

(૬) ત્યાર પૂંઠે શું થયું મુને સંભળાવોને એહ.

(પ્રેમાનન્દ—ઓખાહરણ કડવું ૬ ઠું. બૃહત્કાવ્યદોહન
ગ્રં. ૧, પૃ. ૪૦.)

(૭) તમે ધરી બેઠા શું ધ્યાન.

(પ્રેમાનન્દ-ઓખાહરણ કડવું ૬ ઠું. બૃહત્કાવ્યદોહન,
ગ્રં. ૧, પૃ.-૪૧.)

(૮) કેહે ભટ પ્રેમાનન્દ પછે શું દુખ પામી સુંદરીરે.

(પ્રેમાનન્દ—નળાખ્યાન-કડવા ૩૮ માનું વલણ
બૃહત્કાવ્યદોહન, ગ્રં. ૧, પૃ. ૧૭૨.)

(૯) શું કરું દેહ ધરી રે.

(પ્રેમાનન્દ—નળાખ્યાન કડવા ૬૩ માનું
વલણ બૃહત્કાવ્યદોહન, ગ્રં. ૧ પૃ. ૨૫૧)

(૧૦) અમો અબળા તણું શું બળ?

(પ્રેમાનન્દ—નળાખ્યાન-કડવું ૪૫ મું.
બૃહત્કાવ્યદોહન ગ્રં. ૧, પૃ. ૧૮૧).

(૧૧) બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને વૈદર્ભ દેશમાં શું થયું રે.

(પ્રેમાનન્દ-નળાખ્યાન-કડવા ૪૫ નું વલણ
બૃહત્કાવ્યદોહન, ગ્રં.-૧, પૃ. ૧૮૧.)

(૧૨) શું ઘેલાનું હમણાં કાજ?

(શામળ-નંદબત્રીશી બૃહત્કાવ્યદોહન
ગ્રં. ૧. પૃ. ૩૭૫.)

(૧૩) ગુણકાને મન શેની લાજ ?
આળસુંને મન શેનું કાજ ?

( શામળ-નંદબત્રીશી બૃહત્કાવ્યદોહન,
ગ્રં. ૧, પૃ. ૩૪૬-૭).

ઇત્યાદિ, ઇત્યાદિ.

આ ઉપરથી તર્ક થઈ સકશે કે પ્રેમાનન્દ, શામળ અને વલ્લભના સમયમાં અર્થાત્ વિક્રમ સંવતના ૧૭ મા ૧૮ મા શતકોમાં 'કશું' શબ્દનો પ્રચાર ઘટી ગયો હતો-પણ તદ્દન નાબૂદ ન્હોતો થયો, અને 'ક' ખેરવી નાંખેલું 'શું' એ રૂપ બહુ વ્યાપકરૂપે પ્રચારમાં આવ્યું હતું. આમ ત્હારે 'શું' નો ક્રમે ક્રમે વિકાસ कीदृशं-कइसं-किसिउं-किसुं-किશું કશું-શું એ રીતે થયેલો પ્રત્યક્ષ થાયછે. ઉપરના ઇતિહાસદર્શનમાં કિશું અથવા 'કશું' અને 'શું' એ એક જ સમયમાં, એક જ ગ્રન્થમાં, પ્રચરિત જણાયછે હેમાં અસંભવ માનવાનું, અથવા એ બે શબ્દો જુદા મૂળમાંથી આવ્યાની કલ્પના કરવાનું, કારણ નથી. આ પ્રકારની શબ્દોની સ્થિતિ ભાષાવિકાસમાં, ભાષાના ઇતિહાસમાં, સર્વ કાળે નજરે પડે-છે. સંસ્કૃત ભાષામાં વૈકલ્પિક રૂપોમાં આ પ્રકારના દાખલા જડશે. અન્ય ભાષાઓમાં પણ આ પ્રકાર મળશે. દૂર શું કામ જઇયે ? હાલ ગુજરાતીમાં જ 'અને' ( સંસ્કૃત- अन्यत्, પ્રાકૃત—अण्णं, પ્રાચીન ગુજરાતી 'અનઈ') અને (અસ્વરિત પ્રથમ શ્રુતિ લુપ્ત થઈ) 'ને' એમ બંને રૂપો પ્રચારમાં છે. કાળે કરીને 'ને' એટલું જ રૂપ કદી રહી જાય તો હાલના સમયની સ્થિતિમાં બંને રૂપ સાથે હોવામાં અસંભવ કોઇ તે વખત ગણે તે જેમ ખોટું કહેવાય, તેમ જ આ 'કશું' અને 'શું'ના એક કાળમાં જણાતા પ્રચારનું જાણવું.

વાંદરા.
તા. ૧૦-૯-૧૯૧૧.

નરસિંહરાવ ભોળાનાથ.

---

# એક સુપ્રીન્ટેન્ડન્ટની ડાયરી.

ભવનનું વર્ષ પૂરું થવા આવ્યું છે. પરીક્ષાનાં પરિણામો હાઇસ્કૂલમાં ઘણાં ખરાબ છે. મારું હૃદય દૂભાયું છે. નબળા અને ઠોઠ વિદ્યાર્થીઓને બાબાપો ભવનમાં મોકલે છે એટલે અંશે ભવનનું સ્વરૂપ સમાજને જ્ઞાત નથી. આ તો બધા વગર પરીક્ષાએ વગસગથી ચડેલા નમુનાઓ છે! આશ્ચર્ય તો એ કે અહિ આવી નાપાસ થાય તેમાં દોષ ભવનનો! અસ્તુ.

વિદ્યાર્થી આવ્યો ત્યારે તે જે સપાટી ઉપર ઊભો હતો ત્યાંથી અમુક કાળે તે એક ઇંચ પણ વધ્યો છે કે નહિ એટલું જ મારે તો જોવાનું છે—આગળ વધીને. એમ પણ કહી શકાય કે વધ્યો ન હોય તોપણ આગળ વધવાની શુદ્ધ ઇચ્છા તેના હૃદયમાં જન્મી છે? પોતાની ને સમાજની કોઇપણ પ્રકારની પ્રગતિમાં પોતાનું કર્તવ્ય યથાર્થ કરવાની બુદ્ધિ ઉપજે એટલે બસ.

* * * *

* * * મને ભય છે કે ભવનનો ઉચ્ચ ઉદ્દેશ આવી જ્ઞાતિઓની બોર્ડિંગોમાં ફળીભૂત થશે નહિ. જ્ઞાતિમાંથી સ્વાત્મભોગે નીકળી આવેલા સુપ્રીન્ટેન્ડન્ટ પ્રતિ જ્ઞાતિ અને જ્ઞાતિના વિદ્યાર્થીઓ સર્વ કાળે મીઠી નજર રાખી શકતા નથી. બોર્ડિંગોમાં ઉપયોગી હૃદયોનો અચ્છો રાગ આવાં સ્થળોમાં જામતો નથી અને અતિ ઉત્સાહથી કાઢેલી બોર્ડિંગ પણ વીશી થઇને ઊભી રહે છે.—બોર્ડિંગ કેવું સ્વરૂપ ધારણ કરે છે તે જોવાનું છે.

કેળવણી માણસને સારું નરસું કરી શકે? કેળવણી સ્વભાવને કેટલે અંશે બદલી શકે, વારુ? આપણા જેવી બોર્ડિંગો તો વિદ્યાર્થીઓનાં અંતઃકરણમાં selfeducation નાં બીજકો રોપી શકે તો બસ છે.

આપણને કેળવણીની કિંમત નથી. પોતાના પુત્રને દ્રવ્યનો મોટો મૂકી જનાર શેઠ તેને મૂર્ખ રાખતાં શરમાતો નથી. આંતરબાહ્ય વિકાસ જીવનનો અમૂલ્ય અંશ છે, એ ઉચ્ચ રસાસ્વાદ અને આકાશમાં ઉડતી દૃષ્ટિ જાતેજ માનવજીવનનો મોંઘો વારસો છે એ કેટલા થોડા સમજે છે? માબાપો **મનુષ્યત્વની** ખરી કિંમત આંકતાં શીખે અને બ્રહ્માંડની રગે રગે જે પ્રભુત્વ વ્યાપી રહ્યું છે તેમાં મનુષ્યો પણ અપવાદ નથી એટલું શુદ્ધ હૃદયથી સ્વીકારે તો પછી કેળવણી તરફ આપણે જૂદી દૃષ્ટિથી જોઈએ ખરા.

* * * *

* * * એક મનુષ્યતરીકે જે જે ક્ષુધાઓ જાગે તે સર્વપ્રકારની ક્ષુધાઓને યોગ્ય તૃપ્તિ આવાં ભવનોમાં મળશે કે કેમ તે શંકાવાળુંઃછે પરંતુ મનુષ્યતરીકેની આવી સર્વ ક્ષુધાઓને મારી ન નાંખતાં તેમને ઉપાડવી અને સૃષ્ટિમાંથી પૌષ્ટિક આહાર શોધી લેતાં શીખવવું એ તો અમારું કામ છે ખરું.

કેળવણીનો પણ spirit છે. એ spirit આવી ગયો કે માણસને થોડું ભણવાથી પણ પાસ બેસી જાય છે. પછી તો એ spirit પોતાનો માર્ગ કરી લેશે.

* * * * *

ભવનને એક વર્ષ થયું. તેનું શરીર અમુક સ્થિતિએ પહોંચ્યું છે એમ તો હું જાણું છું અને બીજાઓ પણ જોઈ શકે ખરા.

તા. ૨૮-૧૨-૧૧ ના રોજ વાર્ષિક મહોત્સવમાં કેટલા બધા કહેવાતા મોટા માણસો ગેરહાજર હતા? હજી સમાજને શુદ્ધ પ્રયત્નોની ગરજ નથી—અથવા તો એ ગેરહાજરી અમારી નિષ્ઠાની કસોટી હોય.

હવે આ વિદ્યાર્થિગૃહ શારીરિક, માનસિક ને આધ્યાત્મિક વિકાસનું ક્ષેત્ર થાય એ જોવાનું છે. જે સંસ્થાને આજસુધી હું સંસ્થાના આંતરનાયક તરીકે જોતો તે જ સંસ્થાને બહારના એક પ્રેક્ષક તરીકે તટસ્થ દૃષ્ટિથી જોવાનો મને અવકાશ મળશે.

શરુઆતનાં વર્ષોમાં પાયો દૃઢ નાંખવાની જરૂર છે. ભવનની tradition ઉચ્ચ અને મજબૂત કરવાની છે. સુપ્રીન્ટેન્ડન્ટ ભવનને મારું ગણનાર હોય તોજ આ બની શકે.

લીંબડીના ઠાકોર સાહેબે અમને ઉપકૃત કર્યા. મને તો ફંડ માટે એમ પણ જણાય છે કે ભવનના એક ખૂણામાં બેસીને જો સુપ્રીન્ટેન્ડન્ટ પ્રભુપ્રાત્યર્થે પોતાનો પ્રયત્ન કર્યા કરશે તેમાં પોતાનું self-realisation સ્વીકારશે તો પૃથ્વીના ગમે તે પડમાંથી દ્રવ્યની મદદ આપનાર નીકળી આવશે. આ સર્વ સુપ્રીન્ટેન્ડન્ટના નિષ્કામ તપ ઉપર આધાર રાખે છે. એ ઉપાસકની પોતાના ઇષ્ટમાં અનાસ્થા અથવા દુર્બુદ્ધિ થશે ત્યારથી આ ભવનની પડતીનું બીજ રોપાયું માનવું. આ તપને ભવનનો અમર આત્મા સમજજો.

* * * * *

મને લાગે છે કે આપણી બોર્ડિંગનો રિપોર્ટ રા. રણજીતરામભાઈ જેવા તટસ્થ અને આપણા નિકટસંબંધમાં આવેલા વિદ્વાનના હાથથી લખાવો જોઇએ. આ વખતનો વાર્ષિક રિપોર્ટ મેં લખ્યો છે તેમાં હું મારા પ્રયત્નોને તટસ્થ દૃષ્ટિથી જોઈ શક્યો છું એમ કહેવાય ખરું કે? મને ખરેખર લાગી આવે છે કે મારા દોષો મને કોઈજ નથી બતાવતું!

* * * * *

મારા વ્યવસ્થાપકો હવે ફંડની તૈયારી કરવા ધારે છે. હું સમજું છું કે આપણું ભવન ઘણું ગરીબ છે. અમે સર્વ નિર્ધનજેવા છીએ, વગવિનાના છીએ. પરંતુ મને તો ચોક્કસ લાગે છે કે જો આપણો પ્રયત્ન શુદ્ધ ને અડગ છે તો પછી ફંડ તો જગતની કોઈ પણ અણધારી દિશામાંથી મળી આવશે. દ્રવ્યને પહેલું ઢૂંઢવું અને દ્રવ્ય મળે પછી પ્રયત્ન આરંભવો એ વિચાર સર્વ રીતે ડહાપણ ભરેલો નથી. આપણું કાર્ય આપણા તપરૂપ થાય અને એ તપના બળે દ્રવ્ય આદિ તણાઈ આવે તેમાંજ ખરી મજા છે. ઈતિહાસ કહે છે કે દ્રવ્ય આદિ પુષ્કળ બાહ્યસામગ્રી હોવા છતાં સંસ્થાનો આત્મા સડેલો હોવાથી અનેક

સંસ્થાઓ તૂટી પડી છે; સવીર્ય આત્મા હોવા છતાં બાહ્યસામગ્રીનો અભાવ રહ્યો હોય અને સંસ્થા તૂટી પડી હોય એવું જોયું સાંભળ્યું નથી. મને તો શ્રદ્ધા છે કે જો પ્રભુપ્રીત્યર્થે પ્રયત્ન થાય અને વિશ્વમાં સંસ્થાની ઉપયોગિતા હોય તો બાહ્યસામગ્રી તો આવીને અથડાતી ઉપર પડશે. પ્રયત્ન કરવો, દેશના ધનાઢ્યોને મળવું, યોગ્ય શબ્દોમાં વસ્તુસ્થિતિ બહાર મૂકવી—સંસ્થાનાં બણગાં ફૂંકવાં નહિ—અને પછી જુઓ કે ફંડ મળે છે કે નહિ. પ્રયત્ન કરો તેપણ આવી શુદ્ધ બુદ્ધિથી કરજો.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ.

સુપ્રીન્ટેન્ડન્ટ, શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન. (ભાવનગર.)

---

# પ્રેમાનંદનાં નાટકો.

## ( ૫ )

### મરાઠી સંપર્ક.

સાક્ષર નરસિંહરાવ માને છે, કે મરાઠી ભાષાના સંસ્કાર પોતાની રચનામાં પેસાડે એવો સંપર્ક એ ભાષાના સાહિત્ય જોડે પ્રેમાનંદને નહોતો. મરાઠાઓનો ગુજરાતમાં પૂર સત્તામાં પ્રવેશ ઈ. સ. ૧૭૨૦ માં શરૂ થયો; પરંતુ પ્રેમાનંદના વતન વડોદરામાં ગાયકવાડની કાયમ સ્થાપના ઈ. સ. ૧૭૩૪ માં થઈ, અને તે જ સાલમાં પ્રેમાનંદનું મરણ થયું. રા. નરસિંહરાવ કહેછે તે પ્રમાણે સાહિત્યના સંપર્કની જરૂર તો તે સાહિત્યમાંથી વસ્તુ, વિચાર, ધાટી વગેરે ગ્રહણ કરવામાં પડે: ક્વચિત ક્વચિત શબ્દો ગ્રહણ કરવામાં નહીં. આભ્યંતર પ્રમાણો અંક (૫) માં અને પૂરવણી અંક ૧૩ માં જે શબ્દો બતાવ્યાછે તે શબ્દો વડોદરામાં ગુજરાતી કારકુનો સુદ્ધાં વાપરે છે. તે મરાઠી જાણતા પણ હોતા નથી, અને તેમણે મરાઠી સાહિત્યનાં દર્શન પણ કરેલાં હોતાં નથી. તેમની સાથે કામ કરનાર મરાઠી કારકુનોના બોલવા લખવામાંથી તેઓ પોતાને ગમે તે શબ્દો યાદ કરી લે છે ને વાપરે છે.

શબ્દો વિચિત્ર રીતે વિના સંપર્કે પણ ભાષામાં દાખલ થઈ જાય છે. ફ્રાન્સ દેશનો દેશ શબ્દ ફરેનો ફરંગો ને રૂપ બદલતો ફિરંગીના નામથી ગુજરાતીમાં ઘુસી ગયો છે. પોર્તુ-

ગાલ દેશના મેજ ને પાદરી શબ્દો ગુજરાતીમાં ઘરગથુ થઈ ગયા છે. કાનડી શબ્દો વકટ, લેન-રૅંટ, મુઠ, નારન્નીલ (એક, બે, ત્રણ, ચારના અર્થમાં) વગેરે મોઈ (ગિલ્લી) દંડાની રમત રમનાર છોકરા ગુજરાતમાં ઠેર ઠેર વાપરે છે; તો પછી મહારાષ્ટ્ર દેશ, જે ગુજરાતની નજીક ને તેની લગોલગ આવેલો છે, અને જેનો સંબંધ ગુજરાત સાથે પ્રાચીન કાળથી ચાલ્યો આવ્યો છે, તે દેશના કોઈ પણ શબ્દો ગુજરાતીમાં પેઠા જ ન હોય એવું કેમ બને? મહારાષ્ટ્રના ઉત્તર પ્રદેશમાં ગુજરાતીઓની ઘણી વસ્તી છે; તે દેશનું કોઈ પણ મોટું ગામ એવું ભાગ્યે જ હશે કે જેમાં ગુજરાતી કે વહોરાનાં ઘર ન હોય. દક્ષિણમાં રહેનાર ગુજરાતીઓ ગુજરાતના સર્વે ભાગમાંથી ગએલા છે; તેમાંના ઘણાક હજી ગુજરાત સાથે સામાજીક સંબંધ ધરાવે છે, એટલે ત્યાંની કન્યાઓ ગુજરાતમાં ને ગુજરાતની કન્યાઓ દક્ષિણમાં જાય છે; તે છતાં ગુજરાતને મરાઠી કોઈ શબ્દોનો સ્પર્શ પણ ન થાય એ માની શકાતું નથી. રા. નરસિંહરાવના માનવા પ્રમાણે તો મરાઠી લોક ગુજરાતમાં દાખલ થયા પછી મરાઠી શબ્દો તેમાં દાખલ થયા છે. જો એ ખરું હોય, તો: "આઈ આઈ કહેશે, કાલું બોલશે, તેવ લાગશે મીઠું રે, એ ભાલણની કવિતામાં "આઈ (મા) આઈ" શબ્દો શી રીતે પ્રવેશ્યા?

વળી

બેરો બાઈ બૂડતો તારો રે,
અંબે આઈ પાર ઉતારો          એ કવિતામાં

'આઈ' ક્યાંથી આવ્યો?

ઉટાંટીયાની દેવીને આઈ ટાંરી કહે છે અને તેની મૂર્તિની બાધા રખાય છે, તે માતા શું મરાઠા ને પેશવાના પગપેસારા પછી ગુજરાતમાં પ્રકટ થઈ હશે?

"ગાર પાણી આણ" એવો મરાઠી પ્રયોગ આપણે વાપરતા નથી, પણ પાણી ઠંડુ ગાર થઈ ગયું છે, એમ કહીએ છીએ. આપણે ઓળો શબ્દ મરાઠીની પેઠે લીલાના અર્થમાં સર્વત્ર વાપરતા નથી, પણ લીલા ચણાનો "ઓળો" કહીએ છીએ. આપણે અંઘોળ કેલા (સ્નાન કર્યું) એમ કહેતા નથી, પણ નહાવા સારૂ પાણી ઉનું મુકવાના માટીના પાત્રને આંઘોળીઉ (અંઘોળીઉ) કહીએ છીએ. સુરત જીલ્લામાં "પોરિયો," "પોરી" (છોકરો, છોકરી,) "શેકરો" (સરગવો) એ શબ્દો ધૂમ વપરાય છે. મોજણી, મોજણીદાર, પાણી પત્રક, લાવણી પત્રક એ શબ્દો વડોદરેથી પ્રવર્ત્યા નથી, પણ તે ગુજરાતના પ્રથમ સ્થપાએલા સરવે ખાતાને આભારી છે, અને તે આખા ગુજરાતમાં વપરાય છે. રા. નરસિંહરાવ ચકરાં, ઇકિડ, તીકડ એ નિત્ય વ્યવહારના શબ્દોને માટે સ્વ. નવલરામની ગરબીમાંથી ઉતારો આપે છે, તેની સાથે એ યાદ રાખવું જોઇએ, કે મરાઠા લોકોને મજાકમાં તાક (છાશ) ભાતિયા કહે છે (તાક એ નિત્ય વ્યવહારનો શબ્દ નથી,) તથા દક્ષણી

લોકોની મજાક "પૂરાણાચી પોળી ને તૂપાચી હોળી" કહીને પણ છેક અમદાવાદના લોક સુદ્ધાં કરે છે. 'ચી' અને 'તૂપ' એ નિત્ય વ્યવહારના શબ્દ નથી. કદાચ પૂરણ પોળી શબ્દ પણ મરાઠીમાંથી લેવાયો હશે. વડોદરા રાજ્યની બહારના લોકોએ ડોસમાડકર, દિલ-વાડકર, મટડાકર, એવી મરાઠી અડકો ધારણ કરેલી છે તે કંઈ નિત્ય વ્યવહારના શબ્દો કહી શકાશે નહીં. ભવાઈ સંગ્રહમાં રૂડા **ચાંગલા** શબ્દ વપરાયો છે (જુઓ ઢેડનો વેષ.) વળી કવિઓ પોતાને ફાવતું આવે ત્યારે ગમે તે ભાષાના શબ્દ ગ્રહણ કરે છે, કે શબ્દોમાં ગમે તેવી ભાંગફોડ કરે છે. કવિ દલપતરામને મરાઠી સાહિત્ય સાથે સંપર્ક નહોતો, તે છતાં તેમણે ફાર્બસ વિરહમાં ફાર્બસને તોડીને ફારત્બસ શબ્દો કર્યા, અને ફારને મરાઠી અર્થમાં (દૂર-ઘણું) વાપરી દીધો, અને જોડે બસ એ યાવની શબ્દને સાંકળ્યો!

રા. નરસિંહરાવના પિતામહ મોટા અધિકારી તરીકે વડોદરાની એક ગુજરાતી પોળમાં કેટલીક મુદ્દત રહ્યા હતા, તે ઉપરથી જ્યારે તેમના કુટુંબમાં આપારાવ, બાબારાવ એવાં નામાભિધાન થયાં, રાવ પ્રત્યય દરેક પૌત્રના નામને જોડાયો, અભંગ ઢીંડીમાં કવિતા રચાઈ, અને સંગીતનો વિશેષ શોખ પ્રસર્યો; ત્યારે પ્રેમાનંદે તરુણ અવસ્થાથી માંડીને આખર પર્યંત ઘણું કરીને પ્રત્યેક વર્ષના કેટલાક માસ નંદુરબારમાં ગાળ્યા, છતાં તેને મરાઠીનો સ્પર્શ પણ ન થાય એ શું માની શકાય એમ છે? પરંતુ રા. નરસિંહરાવ જણાવે છે, કે ત્યાં તો ખાન-દેશી ભાષા ચાલતી હતી, અને તેના પુરાવામાં ડાક્તર ગ્રીયર્સનો અભિપ્રાય ટાંકે છે. ખાન-દેશી એ સ્વતંત્ર ભાષા (Language) નથી, પણ એક બોલી (Dialect) છે. જો સ્વતંત્ર ભાષા કહેવામાં આવે, તો તે કચ્છી જેવી સાહિત્ય વગરની ને બોલી ચાલીમાં જ વપરાતી છે. ખાનદેશની ભાષા વિષે સરકારી ગેઝેટીઅરમાં આ પ્રમાણે લખ્યું છે. "તાપીની ઉત્તરે ચડતા વર્ગના ખેડુતોની ભાષા ગુજરાતી છે, અને તે જ ભાષા આખા પ્રાંતની વેપારી ભાષા છે; પણ મરાઠી જે દક્ષિણ ને પશ્ચિમના લોકોની ભાષા છે, તે સરકારી કચેરીઓની ને નિશાળોની ભાષા છે, અને તે ધીમે ધીમે પસરતી જાય છે. જનસમુહનો ઘણો ભાગ પોતાના ઘરમાં એક બોલી વાપરે છે, જેને ખાનદેશી કે આહીરાની કહે છે, અને જે ગુજ-રાતી, મરાઠી, નીમાડી ને હિંદુસ્તાનીનું મિશ્રણ છે." નગરોમાં અને ઉંચા લોકોમાં મરાઠી ભાષા પ્રવર્તે છે, અને પ્રેમાનંદને નંદુરબારમાં ઉંચા લોકોનો સમાગમ હોવાથી તેને મરાઠી ભાષાની પ્રસાદી થોડે ઘણે અંશે પણ મળેલી હોવી જોઇએ.

જો પ્રેમાનંદે પોતાના બીજા કોઈ પણ પુસ્તકમાં ક્યારે પણ મરાઠી શબ્દો ન વાપર્યા હોય, ને તે માત્ર નાટકોમાં જ દ્રષ્ટીગોચર થતા હોય, તો રા. નરસિંહરાવની શંકાને કંઈ આધાર મળી શકે, પરંતુ પ્રેમાનંદે તો અન્ય ઠેકાણે પણ મરાઠી શબ્દોનો ઉપયોગ કર્યો છે; જુઓઃ—

દ્વારિકા લાવું ઉચળી હો માય
તેણે ઉચળ્યો ગોવરધન, કુંવરજી કાલારે
અભિમન્યુ આવ્યો પાહતો (જોતો)
અભિમન્યુ નીમર્યો નિરાળો (જુદો)

} સુભદ્રાહરણ } [illegible]

| | |
|---|---|
| ઉભો અંત્યજ જ્યાંય | ઋષ્યશૃંગ |
| હારની જોડી ચીચપટી | આખ્યાન |

| | | |
|---|---|---|
| પગ ઉચળી ઘુઘર વજાડતી | | |
| આસન સહિત ઉચળી નારી. | મદાલસા | આખ્યાન |
| ગંગા ત્રટેથી અંઘોળીજી (સ્નાન કરીને) | | |
| ને નિરાળો કીધો પાપીજી | | |

અભિમન્યુ આખ્યાન સંવત ૧૭૨૭ માં, ઋષ્યશૃંગ આખ્યાન સંવત ૧૭૨૯ માં, અને મદાલસા આખ્યાન સંવત ૧૭૨૮ માં, એટલે વડોદરામાં મરાઠી રાજ્ય સ્થપાયું તે અગાઉ ખાસડથી ચોસઠ વર્ષ પર પ્રેમાનંદે રચ્યું હતું. અંત્યજ શબ્દ સંસ્કૃત છે પરંતુ તે ગુજરાતીમાં (ઢેડ–ચમારના અર્થમાં) નથી વપરાતો. (હાલમાં તે વડોદરાના કેળવણી ખાતાએ મરાઠીમાંથી લીધો છે.) ચીચપટી (ગળે પહેરવાનો દાગીનો) તો કેવળ મરાઠી-માંથી જ આવેલી છે. મરાઠીમાં તેને ચીંચપેટી (આમલીના કાતરા ને માદળીઆં–પેટી જેવું હોય છે તેવા આકારને લેઈ) કહે છે. આ શિવાય પણ કેટલાક મરાઠી દાગીનાનાં નામ ઋષ્ય શૃંગ આખ્યાનમાં નજરે પડે છે.

રા. નરસિંહરાવે માની લીધું છે, કે ગુજરાતમાં ગાયકવાડી ને પેશવાઈ રાજ્યની સ્થાપના થયા અગાઉ મહારાષ્ટ્ર ને ગુજરાત વચ્ચે સંબંધ હોવો ન જોઈએ; પરંતુ એ સંબંધ પ્રાચીન-કાળમાં પણ હતો તે સાબીત કરવા ઉપર દ્રષ્ટાંતો આપેલા છે, તે ઉપરાંત મરાઠીમાં ગુજરાતી શબ્દો જૂના વખતથી વપરાતા હતા તે જણાવવા માટે નમુના તરીકે થોડાક દાખલા જ્ઞાનેશ્વરીમાંથી નીચે આપ્યા છે. આ જ્ઞાનેશ્વરી સુમારે પાંચ સેં વર્ષ ઉપર નાસીક નજીક ગોદાવરી તટે રચાઈ હતી.

| | | |
|---|---|---|
| तैसें आपण पैं नाहीं दिठें (દેખીલે) | અધ્યાય ૫ | ઓવી ૧૧૨ |
| ते निश्चित जैय सुतले (નિજલે) | | ઓવી ૧૪૮ |
| चेतविना (જાગે હોત નાહીંત) | | ઓવી ૧૪૮ |
| जे ऐसेनि सतें मातले (મત ઝાલે) | | ઓવી ૧૩૭ |
| पहुडला असे (નિજલા) | અધ્યાય ૬ | ઓવી ૬૨ |
| अटुतें हियें (છાતી—હૃદય) | | ઓવી ૭૭ |
| आरोगु लागे (ખાઉ–જેવુ લાગે) | | ઓવી ૨૩૦ |
| तैसा नपवी च कहीं (કોડે) | અધ્યાય ૧૨ | ઓવી ૨૮ |

ભાષાઓની પરસ્પર અસર થાય, એ વાત એટલી બધી સિદ્ધ થએલી છે, કે આ મુદ્દા ઉપર વિશેષ વિવેચનની જરૂર નથી.

કુન્તીપ્રસન્નઆખ્યાનમાં વલ્લભે એક કવિતામાં છંદ, પદ, દુહા ને ચોપાઈ એ ચાર પદ્ય રચનાઓના ભેદમાં પ્રેમાનંદની સરસાઈ વર્ણવી છે, તો અભંગ વિષે કેમ તેણે મૌન રાખ્યું હશે, એવો પ્રશ્ન રા. નરસિંહરાવ કરે છે, અને કહે છે, કે "હિંદી જોડેની સ્પર્ધાનો પ્રસંગ હતો માટે આમ હશે? આ શંકાને વિશેષ બળ હું નહીં આપું." પરંતુ આ શંકા જ ખોટી છે, કેમકે વલ્લભનું કવિત પદ્ય રચનાઓ બતાવવા માટે છે જ નહીં. હિંદીમાં જે ચાર પાંચ મોટા કવિઓ થઈ ગયા છે અને અમુક રાગને માટે ખ્યાતિ ભોગવે છે, તેમણે મળીને જેટલું કર્યું છે તે કરતાં વિશેષ એકલા પ્રેમાનંદે કર્યું છે એ જણાવવાનો વલ્લભનો હેતુ છે. હિંદીમાં

ચંદ છંદ પદ સૂરકે, દુહો બિહારીદાસ;
ચોપાઈ તુલસીદાસકી, કેશવ કવિત વિલાસ.

એ દહીરો ચાલે છે તેને ઉદ્દેશીને વલ્લભનું કવિત છે; તેમ જ

સૂર સૂર તુલસી શશિ, ઉડ્ડુને કેશવદાસ;
સૌ કવિઓ ખદ્યોત જ્યોં, ચલકત કરત પ્રકાસ.

આ દહીરામાં સૂરદાસ, તુલસીદાસ અને કેશવદાસનાં વખાણ કર્યાં છે, તે અને ચંદ જેણે સવા લાખ પૂરનો રાસો રચ્યો, એ સૌ કરતાં પ્રેમાનંદે અધિક કર્યું છે.

અભંગ વિષે બોલતાં જણાવવું જોઈએ, કે રા. નરસિંહરાવની કબુલાત મુજબ તુકારામની પૂર્વે પણ અભંગનું અસ્તિત્વ મરાઠીમાં હતું. તુકારામના મરણપછી ૪૦ વર્ષ દ્રૌપદી હરણ રચાયું એમ રા. નરસિંહરાવ કહે છે, અને તુકારામે અભંગ વીશ પચીશ વર્ષની વયે લખવા માંડ્યા હોય, તો તે પછી ૬૦ વર્ષે પ્રેમાનંદે અભંગ રચ્યા એમ ઠરે. તુકારામની ભક્ત કવિ તરીકે ખ્યાતિ આખા મહારાષ્ટ્રમાં થઈ હતી, ને ખુદ શિવાજીએ તેને માનપાન માટે નોતર્યો હતો, તો પ્રેમાનંદના વખતમાં નંદુરબાર જેવે સ્થળે તુકારામના અભંગ ન ગવાતા હોય એમ માની શકાય નહીં. આ ઉપરાંત તુકારામની પહેલાં પણ મરાઠીમાં અભંગ રચાયા હતા. ખરું જોઈએ તો અભંગનાં પ્રથમ દર્શન નામદેવની કવિતામાં થાય છે. તેનો સમય સંવત ૧૩૨૮ થી ૧૪૦૮ નો હતો; અર્થાત્ તે તુકારામ પૂર્વે સુમારે ત્રણ સેં વર્ષ ઉપર થઈ ગયો. તેણે તેમ જ તેની માતુશ્રી ગોણાઈ અને તેની દાસી જનાબાઈએ અભંગ તે સમયમાં રચ્યા હતા, એટલે ત્રણ સેં સાડી ત્રણ સેં વર્ષથી જે અભંગ પ્રચારમાં હતા તેની ઝાંખી પણ નંદુરબારમાં પ્રેમાનંદને ન થઈ હોય એ શું માની શકાય એવું છે? તેઓ જે પ્રાસનો આક્ષેપ લે છે તે વિષે એટલું જ કહેવું બસ થશે, કે તુકારામ વગેરે મરાઠીના જૂના કવિઓ સાદી ભાષામાં લખતા અને પ્રાસ ઉપર વધારે લક્ષ આપતા નહીં; ત્યારે નરસિંહ મહેતા વગેરે ગુજરાતનાં આદિ કવિઓ સુદ્ધાં પ્રાસ ઉપર વિશેષ લક્ષ આપતા. પ્રેમાનંદ કે જેની બરાબરી પ્રાસની બાબતમાં શામળથી પણ થઈ શકી નથી, તે અભંગમાં પ્રાસ લાવીને તેમને વધારે રસિક કરે તેમાં આશ્ચર્ય શું છે? ગઝલો વગેરે જે રાગ સાંપ્રત કાળમાં દાખલ થવાનું રા.

નરસિંહરાવ કહે છે, તેમની અસલ ભાષાની ગુજરાતી ગઝલો સાથે સરખામણી કર્યાથી જણાશે કે ગુજરાતી ગઝલો પ્રાસથી વધારે ભરપૂર છે.

હવે જો પ્રેમાનંદનો મરાઠી જોડે સંપર્ક હતો, તો તેણે તે ભાષાની સ્પર્ધા કેમ ન કરી એવો પ્રશ્ન રા. નરસિંહરાવ ઉઠાવે છે. તે વિષે જણાવવાનું, કે પ્રેમાનંદનો સંકલ્પ ગુજરાતીને તેની બીજી મોટી ગણાતી બહેનો કરતાં ચઢીઆતી બનાવવાનો હતો, અને તે કામ તેણે વધારે ઝડપથી ને સુગમતાથી પાર પાડવા માટે વહેંચી નાખ્યું હતું. જેમ વલ્લભને હિંદીની સ્પર્ધાનું કામ સોંપ્યું હતું, તેમ બીજા શિષ્ય રત્નેશ્વરને મરાઠીની સ્પર્ધાનું કામ સોંપ્યું હતું, અને પોતે સંસ્કૃત પદ્ધતિનાં ઉચાં પુસ્તકો રચવાનું કામ માથે લીધું હતું, એમ છતાં પણ તેણે મરાઠીની સ્પર્ધા અચ્છી રીતે કરી છે, તેના નમુના દ્રૌપદીહરણ અને અષ્ટાવક્રાખ્યાન છે. આ બે કાવ્યો પણ પ્રેમાનંદના નથી એમ રા. નરસિંહરાવ કહે છે, પરંતુ જ્યાં સુધી એમનું અનુમાન સાબીત ન થાય, ત્યાં સુધી તે ગ્રાહ્ય થઈ શકે નહીં. મરાઠીમાં જે જે વિશેષતા જોવામાં આવે છે, તે આઃ—

(૧) અભંગ, દીંડી, ઓવી, વગેરે ખાસ રાગ.

(૨) આર્યા ગીતિનો વિશેષ પ્રચાર

(૩) અંત્ય યમકની ખૂબીઓ, અને

(૪) પાછલા કવિઓની ભાષાની પ્રૌઢતા.

પ્રેમાનંદે સંસ્કૃત શૈલી પકડી હતી તેથી ભાષાની પ્રૌઢતા તેના કેટલાક ગ્રંથોમાં આવી છે જ. અભંગ ને આર્યા ગીતિ તેણે રચ્યાં છે, ને અંત્ય યમક મરાઠી જેવા આણ્યાં છે (જુઓ દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન ને બીજાં કેટલાંક પુસ્તકો)

મરાઠી શબ્દોના સંબંધમાં રા. નરસિંહરાવે એક તત્વ સ્વીકાર્યું છે, તે એ કે સંસ્કૃતમાંથી ઉતરી આવેલા શબ્દો તેની સર્વે પૌત્રીઓમાં સામાન્ય રીતે વપરાય, એકમાં વિશેષ વપરાય, એકમાં વપરાય ને બીજીમાં ન પણ વપરાય, એટલે એ વિષે આપણે કંઈ બોલીશું નહીં; પરંતુ દુર્મિલ શબ્દ ઉપર તેમણે ખાસ ભાર મૂકી લાંબું વિવેચન કર્યું છે. પોતે કહે છે, સંસ્કૃતમાં મિલ્ ધાતુ મળવાના—ભેગા થવાના (to assemble—to meet—to embrace) અર્થમાં છે અને આપ્ટેએ તે જડવા—પ્રાપ્ત થવાના (to find) અર્થમાં આપ્યો છે, તે માટે આધાર જણાતો નથી. આપ્ટેએ આપેલા અર્થને આધાર ન હોય તોપણ મળવા ભેગા થવાના મૂળ અર્થમાંથી પ્રાપ્ત થવું એવો અર્થ ઉપજે છે, કેમકે મળવું—ભેગા થવું જેમ મનુષ્ય મનુષ્યને લાગે તેમ તે મનુષ્ય અને વસ્તુને પણ લાગી શકે; જેમ કે, હું તે માણસને મળ્યો, તેમ મને કાગળ મળ્યો કહી શકાય. મરાઠી ધાતુ મિળણેં ને દૂર લગાડી દુર્મિલ શબ્દ કોઈક hybrid (ભાષાસંકર) જેવો ઘડી કાઢેલો જણાય છે, એમ કહીને

મરાઠી લોકોની ડેકડી જેવું તેઓ કરે છે, પરંતુ સંસ્કૃત મિલ્ ધાતુને દુર્ લગાડી દુર્મિલ શબ્દ ઉપજાવ્યો હોય, તો તે સંકર થતો નથી. એ શબ્દ મરાઠીમાં તેમ જ ગુજરાતીમાં જૂના વખતથી ચાલ્યો આવે છેઃ કોઇએ નવિન ઘડી કાઢેલો નથી, તેમ તે ઋષ્ય શ્રૃંગ આખ્યાનમાં પ્રેમાનંદે પોતે વાપરેલો છે, તે આપણે લેખ (૨) માં જોયું છે. આ બધું જોતાં વાંચનારને સહેજ જણાશે, કે મરાઠી શબ્દોના મુદ્દા ઉપર જે ઇમારત રા. નરસિંહરાવે ચણી છે, (રમવાનાં) પત્તાંના બંગલા જેટલી જ સંગીન છે.

"દ્રા."

---

# ચર્ચાપત્ર.

## (પ્રાચીન હિન્દુસ્થાનમાં સામ્રાજ્ય ભાવના.)

વસન્તના મેહેરબાન તંત્રી સાહેબ.

સંવત્ ૧૯૬૭ ના શ્રાવણના વસન્તમાં આપના લખેલા દિગ્દર્શનમાં દર્શાવેલા અભિપ્રાયો માટે આધારભૂત હકીકત વિશેષ જાણવા ઉત્કંઠા થવાથી કેટલાક સવાલો નીચે લખી મોકલું છું તેને વસન્તમાં સ્થાન આપી ઉત્તર આપશો.

પાને ૨૯૧ મે આપ લખો છો કે "અનેક રાજ્યોની સ્થાનિક સ્વતંત્રતા કાયમ રાખી, એક સમ્રાટ્‌ની છાયા તળે એમને એકત્ર કરવાં એ પ્રાચીન રાજકીય એકતાની અમારી ભાવનાહતી."

આ ભાવના ક્યારે જન્મી હતી? એનો વિકાસ કેવાં બીજમાંથી થયો હતો? કયા ગ્રંથોપરથી કે ઇતિહાસના કયા કયા પ્રસંગો પરથી એ ભાવના પ્રતીત થાય છે? સ્મિથના ઇતિહાસમાં જે જે રાજવંશો વર્ણવ્યા છે તેમાંથી કેટલાના અમલમાં આ ભાવના સિદ્ધ થઈ હતી? આખું હિન્દુસ્તાન એક સમ્રાટ્‌ના છત્ર તળે ક્યારે ક્યારે એકત્ર થયું હતું? આ બધાં માટે ઐતિહાસિક પૂરાવા છે? વીગતવાર એવા પૂરાવા બતાવશો? સ્થાનિક સ્વતંત્રતા એટલે શું? એકત્ર થનારાઓને સામ્રાજ્યમાં શા શા હક અને શી શી સત્તા હતી? સામ્રાજ્યનાં બંધારણ અને નિર્વાહ પર તેમનો કેવો અને કેટલો પ્રભાવ પડતો? પૌર, જાનપદ, શ્રેણી અને ગણના કીમતી ગણાતા મત ક્યારે ક્યારે લેવામાં આવ્યા છે? મત લેનારની વિરુદ્ધ એ મત જતા ત્યારે પણ એ મત કબૂલ થતા ખરા? અને ન થતા તો majority નાની સત્તા શી રીતે જમાવતી? ઐતિહાસિક યુગમાં આવું ક્યારે ક્યારે બન્યું છે? તામ્રપત્ર અને શિલાલેખોમાં આવા મત લેવાના કેટલા પ્રસંગો નોંધાયલા છે?

રાજસત્તાપર પ્રજા સમસ્તનો અંકુશ હતો કે બ્રાહ્મણોનો જ? વૈશ્યો અને શૂદ્રોએ રાજસત્તા પર પોતાની સત્તા વાપરી પ્રજાહિત સાધ્યાના ઐતિહાસિક દાખલા છે?

એ જ લેખમાં આપ આગળ પર લખો છો કે "માત્ર એ ઉજ્જવળ યુગો ગયા તેની સાથે એ ભાવના પણ ભ્રષ્ટ થઈ, અને રાજ્યો પરસ્પરમાં લડવામાં જ વખત કાઢવા લાગ્યાં" વગેરે. ક્યારથી આવું બન્યું? શાથી આવું બન્યું?

"આવું પરિણામ આવવા માટે એ સંસ્થા જવાબદાર નથી" ત્યારે કોણ જવાબદાર છે? અમુક કાળે લાભદાયી સંસ્થા બીજે વખતે હાનિકારક નથી થતી? વિદ્યાનું સેવન કરી તે વિદ્યા વડે જનહિત સાધે એવા બ્રાહ્મણોને પ્રજાએ નિર્વાહની ચિંતામાંથી મુક્ત કર્યા ત્યારે વિદ્યાનું સેવન પડતું મૂકી બ્રાહ્મણો માંગણ અને ભીખારી થયા—એ પરિણામ નિર્વાહની ચિંતા દૂર કરવાની વ્યવસ્થામાંથી નથી નીકળ્યું એમ કહેવાશે? જમીનરસ બ્હાર કહાડનાર પાણી ખાડામાં પડી રહે તો કહોવાઈ મલિન અને રોગોત્પાદક થાય છે. દરેક સંસ્થામાં રહેલા સદસદંશની કાળે કાળે સારી યા નરસી અસર થાય છે?

હિંદુ સામ્રાજ્યની ભાવના ઇજિપ્ત, ઇરાન, મેસીડોનીયા, રોમ આદિના સામ્રાજ્યની ભાવનાથી વીગતમાં અને સિદ્ધિમાં કેવી કેવી રીતે જૂદી પડે છે?

આશા છે કે આપ સવિસ્તર ચર્ચા કરી આ પ્રશ્નો વિશે ચોક્કસ રૂપમાં વધારે હકીકત જાણવાની ઉત્કંઠા તૃપ્ત કરશો.

Ic

---

** આ ચર્ચાપત્ર અમારી પાસે લગભગ એક વર્ષથી પડ્યું હતું. જે અભિપ્રાયો પર એમાં ચર્ચા ઊઠાવવામાં આવી છે તે અમે ગયા વર્ષના શ્રાવણ માસના હિંદુદર્શનમાં એક પ્રસંગે જણાવ્યા હતા. ત્યાર પછી થોડાક જ માસમાં મહારાજાધિરાજ જ્યૉર્જના અત્રે થએલા રાજ્યાભિષેકના ઉત્સવને પ્રસંગે—પ્રાચીન કાળની આપણા દેશની રાજ્યભાવના અને રાજા-પ્રજાના સંબન્ધ પરત્વે ઘણાં વર્તમાનપત્રોમાં લેખો પ્રસિદ્ધ થયા. (જૂઓ "બ્રહ્મવાદી" પત્રનો રાજ્યાભિષેક અંક, તથા "મૉડર્ન રિવ્યુ"નો જાતેવારીનો અંક). આથી અમે માની લીધું કે રા. "Ic"ની શંકાનું સમાધાન થઈ ગયું હશે. પણ એ ચર્ચાપત્ર પ્રસિદ્ધ કરવા માટે એમના તરફથી—હમણાં જ થોડા વખત ઉપર—ફરી સ્મરણ દેવામાં આવ્યું, ત્યારે અમને થયું કે પૂર્વોક્ત વર્તમાનપત્રોના લેખ તરફ એમનું લક્ષ નહિ ગયું હોય, અથવા તો એમને અમારા ઉત્તરની ખાસ અપેક્ષા હશે. અમે જણાવવાને દિલગીર છીએ કે, અન્ય વ્યવસાયને લીધે, રા. "Ic" ઇચ્છે છે તેવો સાંગો લેખ (અને જેવો જોઇએ તે) લખવાનો

અમને અવકાશ નથી, પરંતુ થોડાંક મહત્ત્વનાં પ્રમાણો તરફ અમે એમનું ધ્યાન ખેંચીએ છીએ, અને આશા રાખીએ છીએ કે એ માર્ગે વિચાર ચલાવવાથી એમને અમારા અભિપ્રાયો સપ્રમાણ જણાશે.*

૧. રા. "R" પૂછે છે કે—"આ (સામ્રાજ્ય-)ભાવના ક્યારે જન્મી ?" ક્યારે જન્મી એ ચોક્કસ કહેવું તો અશક્ય છે. પણ ઐતરેય બ્રાહ્મણની—

"स य इच्छेदेवंवित् क्षत्रियमयं सर्वा जितीर्जयेतायं सर्वान् लोकान् विन्देतायं सर्वेषां राज्ञां श्रैष्ठयमतिष्ठां परमतां गच्छेत....अयं समन्तपर्यायी स्यात् सार्वभौमः सार्वायुषः आन्तादापरार्धात् पृथिव्यै समुद्रपर्यन्ताया एकराळिति"

એ પંક્તિ જન્મી તે પહેલાં તો એ ભાવના જન્મી ચૂકી હતી જ એમ કહેવામાં બાધ છે ?

આ ભાવના રામાયણ મહાભારત અને પુરાણોમાં પણ નોંધાએલી જોવામાં આવે છે. પુરાણો હાલ જે રૂપમાં આપણે જોઇએ છીએ તે રૂપમાં એ જોકે ઘણે ભાગે મધ્ય યુગની કૃતિ છે, તથાપિ એમાં વર્ણવેલી ઘણી હકીકત પુરાણી છે, અતિ પુરાણી છે, અને જે અદ્ભુત સ્મરણશક્તિવાળા આર્યોએ વેદને અક્ષરશઃ કંઠસ્થ રાખ્યા તેમણે પ્રાચીન વાર્તાઓ પણ લોકમુખે સાચવી રાખી, એમ માનવામાં કાંઈ વધારે પડતું માની લેવામાં આવતું નથી. ઇતિહાસ( રામા૦ મહાભા૦) અને પુરાણોમાં માંધાતા–સગર–ખટ્વાંગ–રામ–યુધિષ્ઠિરાદિ આસમુદ્ર ચક્રવર્તી ક્ષિતીશોનાં ઘણાં નામો આવે છે. પણ જેઓની પ્રકૃતિ આ ગ્રન્થોને પ્રમાણ માનવાની વિરુદ્ધ જ હોય, તેમણે ઐતરેય બ્રાહ્મણની અષ્ટમપંચિકાના ચોથા અધ્યાયના ખાસ કરી ૨૧–૨૨–૨૩ ખંડ જોવા. એમાં કયા કયા રાજાઓને કયા કયા પુરોહિતોએ ઐન્દ્ર મહાભિષેક કરાવ્યો, કે જે વડે પૂર્વોક્ત શ્રુતિમાં કહેલું સમુદ્રપર્યન્ત પૃથ્વીના રાજ્યરૂપી ફળ થાય છે—તેની નામાવલિ આપેલી છે. વળી ગૌતમ બુદ્ધે કરેલી ધર્મપ્રવૃત્તિને 'ધર્મચક્રપ્રવર્તન' નામ આપવામાં આવ્યું તેમાં પણ પૂર્વના રાજાઓએ કરેલા 'રાજ્યચક્રપ્રવર્તન'ની જ સ્મૃતિ સમાએલી છે, અને એ 'રાજ્યચક્રપ્રવર્તન'થી આ 'ધર્મચક્રપ્રવર્તન'ની વિલક્ષણતા સૂચવવાનો યત્ન રહેલો છે. ચન્દ્રગુપ્ત–અશોક અને એમના પછીનાં સામ્રાજ્યોની મર્યાદા તો હાલમાં રચાએલા ઘણા ઇતિહાસોમાં સ્પષ્ટ આપેલી છે. પરંતુ આ સંબન્ધમાં, જેઓએ ચાર્લ્સ જોપન કૃત "Historical Atlas of India" ન જોયો હોય તેમને એ જોવા વિનંતિ છે. એ જોયા પછી હિન્દુસ્થાનમાં સામ્રાજ્યભાવના અનેક વખત સિદ્ધ થએલી છે એ વિષે કોઇને શંકા રહે એવું નથી. અશોકના વખતમાં હિન્દુસ્થાનનો છેક દક્ષિણનો ખૂણો સામ્રાજ્યની મર્યાદા બહાર રહી ગએલો દેખાય છે, પણ તેને બદલે નેપાલ

* પૂર્વોક્ત "પ્રજાબંધુ" અને "મૅાડર્ન રિવ્યૂ"ના અંકો વાચક વાંચી લેશે એમ ની માત્ર વધારાની હકીકત જ અત્રે આપવામાં આવી છે. આ ચર્ચાપત્રના સંપૂર્ણ ઉત્તર માટે અત્રે આપેલા ઉત્તરમાં એ માસિકોના લેખ યથાયોગ્ય ઉમેરી લેવા.

અને વાયવ્ય કોણમાં ઘણો વધારો છે. સમુદ્રગુપ્તના વખતમાં છેક દક્ષિણનો ખૂણો, અને પશ્ચિમ અને વાયવ્ય કોણનો થોડોક ભાગ બાદ કરતાં—કામરૂપ ( આસામ ) અને સમતત ( ગંગામુખનો પ્રદેશ ) સુદ્ધાંત આખા ઉત્તર હિન્દુસ્થાનમાં ગુપ્ત સામ્રાજ્ય સ્થપાયું હતું, અને એનો દિગ્વિજય તો દક્ષિણમાં છેક મદુરા પર્યન્ત પહોંચ્યો હતો. આ ઉપરાંત, જ્યારે અમે હિન્દુસ્થાનના સામ્રાજ્યો વિષે લખ્યું ત્યારે ચન્દ્રગુપ્ત–હર્ષવર્ધન–તથા ચોલ–ચાલુક્યાદિકનાં સામ્રાજ્યો પણ અમારી દૃષ્ટિ આગળ હતાં. બેશક આ સર્વ આખા હિન્દુસ્થાનમાં વ્યાપેલાં ન હતાં; એવી વ્યાપકતા પ્રતિપાદન કરવાનું અમારૂં તાત્પર્ય ન હતું, તેમ તે પ્રતિપાદન કરવાની જરૂર પણ ન હતી. અમારા વાદનો મુદ્દો એટલો જ હતો કે—અનેક રાજ્યને પોતાના અંગમાં સમાવનાર, પોતાની પાંખ નીચે રાખનાર, એવાં સામ્રાજ્ય પ્રાચીન હિન્દુસ્થાનમાં જાણીતાં હતાં કે કેમ? અતિ પુરાણા કાળમાં હિન્દુસ્થાનમાં આસમુદ્રચક્રવર્તી રાજાઓ થઈ ગયા છે એમ પુરાણોથી તથા મહાભારત–રામાયણાદિ ઉપરથી જણાય છે—અને એ ગ્રન્થો પ્રત્યે કેવળ અશ્રદ્ધાની દૃષ્ટિથી જોવું અમે વાજબી ધારતા નથી. સ્પષ્ટ ઐતિહાસિક સમયમાં અશોકનું રાજ્ય ચક્રવર્તી રાજ્ય હતું એમાં પણ શંકા નથી—માત્ર તે સિવાયનાં જે સામ્રાજ્યો અમે ઉપર બતાવ્યાં તે જો કે આખા હિન્દુસ્થાનમાં વ્યાપેલાં ન હતાં, તો પણ અમારા વાદના ઉપયોગ અર્થે જે સામ્રાજ્યનું લક્ષણ ( "अवरं हि राज्यं परं साम्राज्यम्"—શતપથ બ્રાહ્મણ ) બાંધવાની જરૂર હતી તેમાં તો બેશક એ પણ આવે છે જ. અમારો લેખ ફરી વાંચી જોવાથી જણાશે કે અમારા વાદનો મુદ્દો સામ્રાજ્યભાવના હિન્દુસ્થાનમાં એક "political category" તરીકે જાણીતી હતી અને એ અનુભવમાં આવી હતી એટલું જ બતાવવાથી સિદ્ધ થાય છે, અને એ માટે હિન્દુસ્થાનનાં પ્રાચીન સામ્રાજ્યો આખા દેશ ઉપર વ્યાપેલાં હોવાની જરૂર નથી.

૨. પૂર્વકાળમાં સામ્રાજ્યભાવનાનું અસ્તિત્વ સ્વીકારી—એ ભાવનાનું વિશિષ્ટ સ્વરૂપ અમે જે બતાવ્યું છે તે સ્હામે કદાચ શંકા લેવાનું રા. "R"નું તાત્પર્ય હોય. પરંતુ અમે નથી ધારતા કે હિન્દુસ્થાન ઉપર થઈ ગએલા અનેક રાજ્યપરિવર્તોમાં પ્રજાની સ્થાનિક સ્વતન્ત્રતાનો પાયો જે ગામલોક( "Village Community" )ની સત્તા, તે લુપ્ત થઈ હતી એમ કોઈ પણ ઇતિહાસકારનો મત હોય. બલ્કે, સર્વ ઇતિહાસકાર એવા સમયમાં પણ સ્થાનિક સ્વતન્ત્રતા સચવાઈ રહેતી હતી એમ ઉચ્ચ સ્વે પ્રતિપાદન કરે છે. આ સ્થાનિક સ્વરાજ્યનું સામાન્ય સ્વરૂપ એ ઇતિહાસકારોના લેખથી સહજ જાણી શકાશે. પરંતુ તે ઉપરાંત હાલ થોડાક વખત ઉપર જ પ્રસિદ્ધ થએલા મિ. કૃષ્ણસ્વામી ઐયંગર કૃત "Ancient India" નામના પુસ્તકનાં ૧૫૮ થી ૧૯૦ પાનાં વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. એ વાંચવાથી પરાંતક–રાજરાજ–રાજેન્દ્ર વગેરે ચોલ રાજાઓના સામ્રાજ્યમાં અસલ સ્થાનિક સ્વરાજ્ય કેવી જાતનું હતું એ બહુ સારી રીતે જાણવામાં આવશે. ગામોનાં મંડળો, એની મહાસભાઓ, મહાસભાની અવાન્તર કમિટિઓ, એમાં નીમવા માટે ચૂંટણી, ચૂંટણી માટે યોગ્યતા, ચૂંટણીનો વિધિ,—વગેરે અનેક રસિક બાબતો વિષે હકીકત દક્ષિણ

હિન્દુસ્થાનના સિક્કાઓને આધારે નિર્ણીત થએલી એમાં નોંધી છે.* આ ચોલ રાજ્ય ઘણા પ્રાચીન વખતથી—છેક કાત્યાયનના સમયથી—જાણીતું છે, અને એમાં પ્રાચીન રિવાજો સચવાઈ રહેલા હતા એમ સ્પષ્ટ જણાય છે.

---

* દરેક ગામનું પંચ હતું. કેટલાંક ગામો મળી એક ગામમંડળ થતું, અને તે દરેકની એક મહાસભા હતી. એ મહાસભા રાજાના અધિકારીઓની દેખરેખ નીચે ગામનો વહીવટ કરતી. મહાસભાને અંગે જુદાં જુદાં કામો માટે, એક જળાશયો ઉપર, બીજી વાડી વઇફા ઉપર, ત્રીજી ધર્માદા દેવસ્થાન ઉપર, ચોથી સુવર્ણાદિ દ્રવ્ય ઉપર, વગેરે દેખરેખ રાખવા માટે જુદી જુદી કમિટિઓ હતીઃ અધિકારીઓને ગામના હિસાબ તપાસવાની સત્તા હતી. તે તપાસીને રાજ્યની ઉપજમાંથી લોકસભાઓને ખર્ચ માટે રકમો આપવામાં આવતી, અને એ રકમનો વહીવટ એ સભાઓ કરતી. આ સભાઓમાં ચૂંટણી કેવી રીતે થતી એની હકીકત ખરેખર રસિક છે. સભ્ય થવાને લાયક માણસોનાં નામની ચીઠીઓ અને તે સાથે કેટલાં માણસો ચૂંટવાનાં છે એની સંખ્યાની એક બીજી ચીઠી દરેક વર્ષે સભા ઉપર મોકલી આપવામાં આવતી. એ ચીઠીઓ એક ગાગરમાં નાંખી, પછી તે ગામના સઘળા જનોની સમક્ષ કાઢીને તે ઉપરથી ચૂંટણી કરવામાં આવતી. તે એવી રીતે કે દેવસ્થાનના સઘળા બ્રાહ્મણો ત્યાં એકઠા થાય અને એમાંથી જે ઘરડો હોય તે એક ખાલી ગાગર સૌ જનોને દેખાડે. પછી એક ન્હાનો છોકરો પેલી સભા ઉપર આવેલી ચીઠીઓ એમાં નાંખે અને તે સારી રીતે હલાવે. પછી એમાંથી એક ચીઠી કાઢી મુખ્ય બ્રાહ્મણના હાથમાં—(એણે હાથની પાંચે આંગળીઓ સીધી રહે એમ હાથ ખુલ્લો રાખવો) એ ચીઠી મૂકે. અને તે વાંચતાં જેનું નામ એમાં હોય તે સભ્ય થાય. એમ જેટલા સભ્યોની નીમણુક કરવી ઠરી હોય તેટલાની આ જ રીતે એક પછી એક એમ ચૂંટણી થાય. આ ચૂંટણી માટે નીચેના પુરુષો યોગ્ય ગણાતાઃ—

(૧) સરકારનો કર ભરનારો અમુક માપની જમીનવાળો.

(૨) પોતાની જમીન ઉપર જેનું ઘર હોય તેવો.

(૩) પાંત્રીસ અને પંચોતેર વર્ષની વયમાંનો.

(૪) મન્ત્ર-અને બ્રાહ્મણનું અધ્યયન અને અધ્યાપન કરી શકે તેવો.

(૫) કલમ (૧) માં બતાવેલી જમીન જેને ન હોય તે જો એક વેદ અને ચાર ભાષ્યો ભણ્યો હોય તો તે.

(ક) ઉપરના ગુણવાળામાં પણ જેઓ વ્યવહારના જાણીતા હોય, અને ધર્મ પ્રમાણે વર્તનારા હોય—

તથા (ખ) જેઓએ ન્યાયથી દ્રવ્ય સંપાદન કર્યું હોય, પવિત્ર મનવાળા હોય, અને ત્રણ વર્ષ સુધી સભ્ય તરીકે નિયુક્ત ન હોય–તેવાને જ પસંદ કરવામાં આવતા.

અમુક અમુક દોષને લીધે નાલાયકીના પણ નિયમો હતા—જે વિસ્તરભયથી અહીં છોડી દેવામાં આવે છે.

૩. "સ્થાનિક સ્વતન્ત્રતા એટલે શું ?"—ઉત્તર૦—સ્થાનિક સ્વતન્ત્રતા એટલે સામ્રાજ્ય-ઘટક તે તે રાજ્યોએ, સમ્રાટ્ના શાસનને માન આપી સમ્રાટ્ને ખંડણી ભરવી, યુદ્ધ વખતે મદદે આવવું, મહોત્સવના* અને દરબારના પ્રસંગોમાં ભાગ લેવો, એ સિવાયની સઘળી બાબતોમાં પોતાની ઇચ્છા મુજબ વર્તવાની છૂટ. દરેક રાજ્યમાં રાજાની ઇચ્છા ઉપર ધર્મશાસ્ત્રનો પ્રબળ અંકુશ હતો, અને ધર્મશાસ્ત્ર ઉપર અસન્ત શ્રદ્ધાના યુગમાં એ અંકુશની ભાગ્યે જ અવગણના થતી, એટલે વગર પાર્લ્યમેન્ટે દેશના કર (રાજાની મુખ્ય લાલચ) ઉપર નિયન્ત્રણ રહેતું. વૈશ્યો એ જનસમાજનું પ્રબળ અંગ હોવાથી રાજા 'વિશાંપતિ' કહેવાતો, અને "विशस्त्वा सर्वा वांछन्तु" (અથર્વવેદ) એમ વૈશ્યપ્રધાન પ્રજાસામાન્યની પ્રીતિ રાજા માટે જરૂરની ગણાતી. તેઓની અનુમતિ લઇને જ દશરથ રાજાએ રામચન્દ્રને યુવરાજપદે બેસાડવાનો ઉપક્રમ કર્યો હતો, અને કૌરવોએ પાંડવોને વનવાસ આપ્યો ત્યારે નિર્ભયતાથી તેઓએ પોતાની નાપસંદગી સ્થળે સ્થળે એકઠા થઇને જાહેર કરી હતી. એકંદરે પ્રાચીન સમયમાં વેન જેવા દાખલા ભાગ્યે જ બનતા, કારણ કે એક પાસ "सर्वदेवमयो राजा" એમ પ્રજાને ઉપદેશ કરવામાં આવતો, અને બીજી પાસ "राजा प्रकृतिरंजनात्" એમ પ્રકૃતિરંજનમાં રાજભાવના સિદ્ધ થતી મનાતી.

૪. પ્રાચીન સમયમાં બ્રાહ્મણોએ ધારણ કરેલી સત્તા સ્હામે રા. "R" નો કટાક્ષ અનુચિત છે. સઘળી પ્રજા તે તે પ્રજાના "બ્રાહ્મણો"ની સહાયતાથી જ માણસાઇમાં આવી છે, અને ધર્મ એ મનુષ્યના સુધારાની પ્રથમમાં પ્રથમ શક્તિ છે તેનું જ એ પરિણામ છે. આ કારણથી સર્વ વર્ણોની સત્તામાં બ્રાહ્મણને અધિકતા હોય એ સ્વાભાવિક છે.∴ પણ એ સત્તાના અધિકારી થવા માટે બ્રાહ્મણોએ પોતા ઉપર કેવી સખ્ત કસોટી મૂકી હતી તે "ब्राह्मणं च पुरोदधीत विद्याभिजनवाग्रूपवयःशीलसंपन्नन्यायवृत्तं तपस्विनम्" (ગૌતમ ધર્મસૂત્ર) ઇત્યાદિ અસંખ્ય વચનોમાં બ્રાહ્મણને લગાડેલાં વિશેષણોમાં પ્રતીત થશે. ન્યાયની સત્તા એકલી રાજાની કે એકલા બ્રાહ્મણની જ ન હતીઃ ન્યાયાધીશ, અમાત્ય, બ્રાહ્મણપુરોહિત, અને સભ્યો એટલાની સહાયતાથી રાજા ન્યાય કરતો, અને ન્યાયનું કામ વધી ગયા પછી તો તેઓને જ એ કામ સોંપી પોતે પ્રેક્ષક રહેતો. ("सप्राड्विवाकः सामात्यः सब्राह्मणपुरोहितः। ससभ्यः प्रेक्षको राजा स्वर्गे तिष्ठति धर्मतः"—કાત્યાયન.) સભ્ય અર્થાત્ સભાસદોમાં વૈશ્યોને (પ્રજાસમસ્તનો મુખ્ય ભાગ) નીમવાની ભલામણ છે ("कुलशीलवयोवृत्तवित्तवद्भिरमत्सरैः। वणिग्भिः स्यात् कतिपयैः कुलभूतैरधिष्ठितम्"—કાત્યાયન). વળી "જ્યૂરિ"ની પદ્ધતિના આધારભૂત તત્ત્વને માન આપીને ગૌતમધર્મસૂત્રમાં કહ્યું છે કે

---

* ઉદા૦—હર્ષવર્ધનના ઉત્સવોનું હ્યુએનસંગે આપેલું વર્ણન વાંચો.

∴ "The fittest would tend to rise in the struggle and partly to exploit and control, partly to educate the rest."

—"*The Realm of Ends.*"
Prof. James Ward.

ખેડૂત, વેપારી, ગ્વાળી, શરાફ અને કારીગર—એ સર્વેને પોતપોતાના વર્ગમાં ન્યાય કરવા માટે બોલાવવા—અને તેઓમાં કાયદા સંબન્ધી મતભેદ પડે તો એમની પાસેથી 'અર્થ' એટલે કે હકીકત (facts)–પૂરતો નિર્ણય લેવો, અને એ ઉપર 'ધર્મવ્યવસ્થા' (law) કરવી. 'અર્થ' અને 'ધર્મવ્યવસ્થા' વચ્ચેનો આ વિભાગ વર્તમાનકાળમાં જજ્જ અને જ્યૂરિના કાર્યપ્રદેશ વચ્ચે 'law' અને 'facts' એવો જે ભેદ પાડવામાં આવે છે તેને બરાબર મળે છે. ("कर्षकवणिक्पशुपालकुसीदिकारवः स्वे स्वे वर्गे"। "तेभ्यो यथाधिकारमर्थान् प्रत्यवहृत्य धर्मव्यवस्था"—ગૌતમધર્મસૂત્ર.) કાત્યાયન બ્રાહ્મણ ઉપરાંત જે સભાસદોની મદદ લેવાનું કહે છે તેમને માથે એવી ભારે ફરજ નાંખે છે કે એ ફરજને મળતી એમના હાથમાં સત્તા ન હોય તો એ ફરજ નાંખવાનું સ્મૃતિકારને સૂઝે જ નહિ. કાત્યાયન કહે છે કે રાજા અન્યાયથી ચાલે અને સભાસદો એને વારે નહિ તો તેઓ એની સાથે દોષભાગી થાય છે.

"ब्राह्मणः अनियुक्तः सभासदस्तु नियुक्ता इति भेदः। अत एवोक्तम् 'नियुक्तो वाऽनियुक्तो वा धर्मज्ञो वक्तुमर्हती'ति। तत्र नियुक्तानां यथावस्थितार्थकथनेऽपि यदि राजान्यथा करोति तदाऽसौ निवारणीयोऽन्यथा दोषः। उक्तं च कात्यायनेन 'अन्यायेनापि तं यान्तं येऽनुयान्ति सभासदः तेऽपि तद्भागिनस्तस्माद्बोधनीयः स तैर्नृपः' इति॥"

બ્રાહ્મણ અને સભાસદોનાં કર્તવ્ય વચ્ચે ફેર એ છે કે બ્રાહ્મણની ફરજ માત્ર જેવું હોય તેવું કહી દેવાની છે, અને સભાસદની ફરજ એ પ્રમાણે કહેવા ઉપરાંત એને અન્યાય કરતાં વારવાની છે.

૫. દેશનું રાજ્યબન્ધારણ ('constitution') જનસમાજનું બન્ધારણ, અને જનતાને અંગે દરેક જનનાં કર્તવ્યો—એ સર્વેને યથોચિત ઘડવાનું કામ બ્રાહ્મણોનું હતું. બ્રાહ્મણો એ ઘડતા, એટલે પોતાના મનના તરંગ પ્રમાણે કલ્પી કાઢી એને અમલમાં મૂકાવતા એમ નહિ. પણ જનસમાજની જ આન્તર વૃત્તિઓને સ્મૃતિના નિયમરૂપે મૂર્તિમન્ત કરતા, અને તેમ કરવાની સાથે કેટલીક વાર પોતા તરફથી કેટલુંક ઉમેરતા તો તે હાલ જેમ ગોખલે વગેરે દેશહિતૈષીઓ લોકના પ્રતિનિધિ હોવાની સાથે જ લોકના નેતા અને સુધારક પણ હોય છે તે જ રીતે. બ્રાહ્મણો કાંઈ જનસમાજની બહાર ન હતા. તેઓ પોતે જનસમાજનું અંગ હતા, અને વધારે બુદ્ધિમાન અને કેળવાએલા વર્ગને જનસમાજની જરૂરિયાતો જેટલી વધારે સમજાય તેટલે અંશે જનસમાજના સ્મૃતિકાર બનવાનું એમનામાં સ્વાભાવિક છે—તેમ કરવાનો એમનો અધિકાર છે. હાલ પણ આપણા ધારાશાસ્ત્રીઓ આ જ ન્યાયને અનુસરી જનસમાજના કાયદા ઘડે છે.

૬. "બ્રાહ્મણોને પ્રજાએ નિર્વાહની ચિન્તાથી મુક્ત કર્યા ત્યારે વિદ્યાનું સેવન પડતું મૂકી બ્રાહ્મણો માંગણ અને ભિખારી થયા"—એમ કહેવું બરાબર નથી. ખરી વિદ્યાનું સેવન નિર્વાહની ચિન્તા ઊભી રાખવાથી થઈ શકતું નથી. ઉલટું, અન્ય કારણોથી જ્યારે વિદ્યાનું

સેવન ઓછું થયું ત્યારે એમનું જીવન જે અત્યાર સુધી મુષ્ટિભર અન્ન ખાઈ પ્રજાના કલ્યાણ અર્થે વ્યતીત કરવામાં આવતું તે "માંગણ અને ભિખારી"ના જીવન જેવું થઈ ગયું. આ કારણોથી વિદ્યાનું સેવન ઓછું થયું—બંધ થયું એમ તો અમે કહીશું જ નહિ, કારણ કે હિન્દુસ્થાનના પૂર્ણ અન્ધકારના સમયમાં પણ મન્દ મન્દ બળતો દીવો સંકોરી રાખવાનું માન બ્રાહ્મણોને છે જ—એનાં કારણો તે આખી હિન્દુસ્થાનની પડતીનાં સામાન્ય કારણોનો જ એક વિશેષ ભાગ છે. ક્ષત્રિયો લુટારા અને લડકારા થયા, વૈશ્યો અપ્રામાણિક અને લોભી થયા, અને શૂદ્રો પશુતુલ્ય રહ્યા એમાં કોણ જવાબદાર છે? જે કારણો એમાં પ્રવર્ત્યાં છે તે જ બ્રાહ્મણોને "માંગણ અને ભિખારી" કરવામાં પ્રવર્ત્યાં છે. આમાં કોઈ પણ સંસ્થાનો દોષ કાઢવો એ વાજબી નથી. અમુક કાળે લાભદાયી સંસ્થા બીજે વખતે હાનિકારક થાય છે, પણ એ દોષ સંસ્થાનો નથી, સંસ્થાને ચલાવનાર મનુષ્યોનો છે. જગતની કોઈ પણ સંસ્થા એવી નથી કે જેનો મનુષ્ય દુરુપયોગ ન કરી શકે. એ દુરુપયોગ કરે, ત્યારે જે સદંશ હોય તે જ અસદંશ કહેવાય: જેમકે, અમુક સંસ્થાના અંગમાં રહેલું સ્વાતન્ત્ર્યનું તત્ત્વ તે દુષ્ટ મનુષ્યના હાથમાં સ્વચ્છન્દનું રૂપ લે. ઉત્તમ સામ્રાજ્યમાં, સ્થાનિક સ્વતન્ત્રતા અને એકચક્રી સત્તા—એ વિરોધી તત્ત્વોનો સમન્વય કરવો પડે છે, અને તે કરવો હમેશાં કઠણ જ જણાયો છે. વર્તમાન સમયના અંગ્રેજ રાજ્યતન્ત્રીઓ પણ એ મુશ્કેલીને તરી શક્યા નથી. બ્રિટિશ સામ્રાજ્યનાં અવયવોને પોતપોતાનાં કાર્યોમાં સ્વતન્ત્ર સત્તા આપવી અને છતાં બ્રિટિશ સામ્રાજ્યની એકતાને હાનિ ન પહોંચવા દેવી—એ વિકટ કામ અત્યારે ઇંગ્લંડના લિબરલ પક્ષે માથે લીધું છે, પણ "યાવચ્ચન્દ્રદિવાકરૌ" એની મેળે એ થયાં જ કરે એ માટે કોઈ પણ તરેહનું રાજકીય યન્ત્ર ગોઠવી શકાતું નથી—જે યોજાશે તે પણ મનુષ્યના જ હાથમાં સોંપાશે, અને તે કેટલા દહાડા ચાલશે એ મનુષ્યના જ ગુણદોષ ઉપર આધાર રાખશે. યન્ત્ર કરતાં મનુષ્ય હમેશાં અધિક જ રહેશે.

તન્ત્રી.

---

# લંડન હિન્દુસભા.

"વસન્ત" ના અધિપતિ સાહેબ,

નીચેના સમાચાર આપના માસિકમાં જાહેર કરશો તો ઉપકાર થશે:—

ગ્રેટ બ્રિટનમાં વસતા તેમજ અમુક સમય માટે આવતા હિંદુઓએ હિંદુઓ તરીકે

પોતાની એકતા બહાર લાવવાને હજુસુધી સફલ પ્રયત્ન કર્યો નથી તે શોચનીય છે. હિંદુસ્થાનનો કિનારો છોડ્યા પછી હિંદુ વાતાવરણ હતું ન હતું થઈ જાય, એટલુંજ નહિ પણ હિંદુ ભાવનાઓ અને હિંદુઓનું સામાજિક ઐક્ય અહિંનાં ધુમ્મસ અને ધુમાડાના ગોટાઓથી ઢંકાઈ જાય, એ અહિં આવતા હિંદુઓને કોઈ રીતે શોભા ભરેલું નથી. આ સ્થિતિમાં કંઈક ઇષ્ટ ફેરફાર કરવાને લંડનમાં વસતા કેટલાક અગ્રણી હિંદુઓએ ગયા અઠવાડિઆમાં એક નવીન માર્ગ સ્વીકાર્યો છે તે જાણીને કેટલાંક હિંદુ હૃદયોને આનંદ થશે એમ આશા છે.

તા. ૮–૬–૧૨ ને દિવસે લંડનમાં "યુસ્ટેસ માઇલ્સ" રેસ્ટોરાંમાં "રજપુત હેરલ્ડ" ના એડિટર ઠાકુરશ્રી જસરાજસિંહજી સિસોદિયાના પ્રમુખપણા નીચે હિંદુભાઇઓની એક જાહેર સભા મળી હતી, અને તે દિવસે "લંડન હિંદુ સભા" નામનું એક આશાપૂર્ણ મંડળ સ્થાપવામાં આવ્યું હતું. પશ્ચિમમાં હિંદુ ધર્મનો પ્રકાશ પાડવામાં અગ્ર ભાગ લેનાર સ્વામી બાબાભારતી પણ તે સમયે હાજર હતા, અને તેમણે આ નવીન પ્રયત્નને સહર્ષ વધાવી લીધો હતો.

"લંડન હિંદુ સભા" ના ઉદ્દેશોનો ભાવાર્થ સંક્ષેપમાં નીચે પ્રમાણે છેઃ—

૧. ગ્રેટ બ્રિટનમાં વસતા હિંદુઓમાં પરસ્પર ભ્રાતૃભાવની લાગણી દૃઢતર કરવી.

૨. ગ્રેટ બ્રિટનમાં વસતા હિંદુઓને કોઈ પણ સંકટ કે તંગીને પ્રસંગે બનતી મદદ આપવી.

૩. હિંદુઓની સામાજિક તથા ધાર્મિક ભાવનાઓ આ દેશમાં જાગ્રત રાખવી; તથા હિંદુઓના તહેવારો અહિં ઉજવવા.

૪. હિંદુઓનું સામાન્ય હિત જાળવવાને પ્રયત્ન સેવવા.

આશા છે કે હિંદુસ્થાનથી આવતા નવા હિંદુઓ આ સંસ્થામાં જેમ બને તેમ વિશેષ ભાગ લેશે, અને હિંદુસ્થાનમાં જ રહેનારા હિંદુ ભાઇઓ આ સંસ્થાને પોતાની શુભેચ્છાઓ વગરખર્ચે સમુદ્ર પાર મોકલાવશે.

પત્ર વ્યવહાર ની, સુ.
ધ રજપુત હેરલ્ડ
૨૨૭, ૨૨૮ સ્ટ્રેન્ડ. ડબ્લ્યુ સી.
ઓપોઝીટ રોયલ કોર્ટ ઓફ જસ્ટીસ.
લંડન.

હું છું આપનો
**વિભાકર. નૃસિંહદાસ ભગવાનદાસ.**
'લંડન હિંદુસભા' ની કમિટીનો એક સભાસદ.

Reg. No. B. 453.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम । कुशलान्न प्रमदितव्यम भूत्यै न प्रमदितव्यम । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम ।

उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૮. [ માસિક ] શ્રાવણ, સંવત્ ૧૯૬૮.

## મારૂં રાજીનામું.

વસન્તના તન્ત્રી તરીકે યથાશક્તિ યથામતિ ૧૦-૧૧ વર્ષ સેવા બજાવી, એ પત્ર હું હવે રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ—એમને આધીન કરૂં છું. મારો સંબન્ધ છોડતાં મને બિલકુલ શોક થયો નથી એમ કહેવાનો હું ઢોંગ નહિ કરૂં. પણ એ પત્ર જે મેં ખરેખર ગુજરાતની સેવા બજાવવા માતર જ ઊભું કર્યું છે, તો મારા કરતાં વધારે યોગ્ય અને સબળ હાથમાં એને સમર્પતાં મને શા માટે ખેદ થવો જોઇએ ?—આ વિચાર મારા શોકને ઓવટે બેહવા સમર્થ થયો છે, અને વસન્તના વાચકોને પણ મારી એટલી જ વિનંતિ છે કે તેઓએ પણ કૃપા કરી આ દૃષ્ટિબિન્દુથી જ જોવું, અને તેમ કરશે તો મને આ પત્રનું તન્ત્રીપણું છોડવા માટે ઠપકો દેવાનું એમને કારણ નહિ રહે.

આપણું જીવન આપણે ચલાવતા નથી—કોઇક અનિર્વચનીય ચૈતન્યના આવિર્ભાવ-તિરોભાવનાં આપણે તો સ્થાન માત્ર છીએ. જે ચૈતન્યશક્તિએ પોતાને પ્રકાશ કરવા માટે એ પત્રને જન્મ આપ્યો, તે જ એને ભવિષ્યમાં પણ ટકાવી રાખશે એમ મને શ્રદ્ધા છે: આજથી દશ વર્ષ ઉપર આવા પત્રની જે જરૂર હતી તે કરતાં આજ ઓછી છે ? હું ધારું છું કે અધિક છે; અને અધિક છે તો—જેટલી એ અધિક છે તેટલા જ એ પત્રના અસ્તિત્વના પાયા પણ વધારે મજબૂત છે.

# મારી પ્રાસંગિક નોંધ.

"The Heart of Hinduism."

કેટલાક મિત્રો મને પૂછે છે: "તમને સર નારાયણ ચંદાવરકરના 'The Heart of Hinduism' ઉપરના લેખો કેવા લાગ્યા?"

'Fry's Cocoa' (કોકો) ની પેઠે આને માટે એમ તો ન કહી શકાય કે "There is nothing to throw away"="આમાં કાંઈ જ ફેંકી દેવા જેવું નથી." કયી મનુષ્યકૃતિને માટે એમ કહી શકાય છે?—પણ મારો એવો તો મત ખરો કે સર નારાયણ ચંદાવરકરે હિન્દુ ધર્મના હૃદય ઉપર સ્ટેથોસ્કોપ ઠીક મૂક્યું છે. જેઓ આ લેખોમાં હિન્દુ ધર્મના મગજના ઝબકારા જોવા માગતા હશે તેમને તો અસન્તોષ થશે. પણ દાક્તર તમને હૃદયના ધબકારા સંભળાવે તે વખતે 'ના મારે તો મગજ જોવું છે' એમ આગ્રહ કરવાનો તમારો શો અધિકાર છે? તમારો અધિકાર માત્ર એટલું જ જોવાનો કે દાક્તર જેને હૃદય કહે છે તે ખરેખર હૃદય જ છે કે શરીરનો કોઈ અન્ય-'સ્પ્લીન' (પ્લીહ-બરોળ) જેવો નકામો ભાગ છે? મને તો લાગે છે કે એ હૃદય જ છે, અને એના થોડાક ધબકારા સર નારાયણે બરાબર સાંભળ્યા છે, અને આપણને બરાબર સંભળાવ્યા છે. બીજું આપણામાં હજી જુદા જુદા પ્રસંગને વાસ્તે જુદી જુદી ભાષાશૈલી અને જુદી જુદી નિરૂપણપદ્ધતિ જોઇએ એ વાત સુજ્ઞાત નથી. એવી વિવિધ શૈલી અને વિવિધ નિરૂપણપદ્ધતિ હજી આપણી ભાષામાં ખીલી જ નથી એમ કહીએ તો ચાલે. અને તેથી કેટલીક વાર એક મહાન પુસ્તકનું ગૌરવ એક ન્યૂઝપેપર આર્ટિકલમાં પણ આવે એમ આપણે આશા રાખીએ છીએ. પરંતુ એ ભૂલ છે. અને તેથી આ ગૌરવને અભાવે કોઇને સર નારાયણના લેખો નાપસંદ પડતા હોય તો ભલે—મને તો આ અંશમાં પણ એ લેખો ગમ્યા છે. કેટલીક વખત, એક બાળકને કાને સ્ટેથોસ્કોપ અડાડ્યું હોય અને એમાં હૃદયના ધબકારા સાંભળી એ જેમ આશ્ચર્યચકિત થાય, તેમ સર નારાયણરાવના મુખ ઉપર નવીન શોધનો વિસ્મય છાઈ રહેલો દેખાય છે. પણ હું ધારું છું કે સર નારાયણરાવ આ વિષયમાં બાળક નહિ હોય; વર્ડ્ઝવર્થનાં નેત્ર આગળ સૃષ્ટિ હમેશાં નૂતનતા ધારી રહેતી હતી, તેમ એમનાં નેત્ર આગળ કદાચ આવા વિષયો હમેશાં મનોહર નૂતનતાથી જ ભરેલા રહેતા હશે—

આ વર્ડ્ઝવર્થનું નામ દેતાં જ, સર નારાયણ વર્ડ્ઝવર્થની કવિતાના સારા અભ્યાસી અને પ્રેમી છે એ વાત સાંભરી આવે છે. અને તેની સાથે જ, સર નારાયણના "The Heart of Hinduism" માં સ્વીકારાએલા દૃષ્ટિબિન્દુના પ્રકારનો ખુલાસો થઈ જાય છે. વર્ડ્ઝવર્થના વાચકોને સારી પેઠે જાણીતું છે કે એ મહાન અંગ્રેજ કવિ સામાન્ય મનુષ્યજીવનમાં—બાળકોમાં અને ખેડૂતોમાં—દૈવી પ્રભા જોતો, અને મ્હોટા વયના અને સંસ્કાર પામેલા જનોએ પણ એમને ગુરુ કરી બોધ લેવા જોયે છે એમ પ્રતિપાદન કરતો. આ દૃષ્ટિબિન્દુ ગમે તેટલું અપૂર્ણ હશે, પણ એ વડે મનુષ્ય-હૃદયની એક અદ્ભુત બાજુ—એની મનોહર સાદાઈ—દૃષ્ટિગોચર કરી

શકાય છે એમાં સંશય નથી. વળી એ સાદાઈ તે વસ્તુનું પહેલું પડ નથી પણ ઊંડું પડ છે, ઉપલી છાલ નથી પણ અંદરનો ગર્ભ છે. અને એનો મહિમા જેમ અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થે જોયો છે, તેમ આપણે ત્યાં ભાગવતકારે પણ જોયો છે—અને તે પણ સર નારાયણની પેઠે જ, ધર્મના વિષયમાં. ભાગવતકારે કૃષ્ણની પૂર્ણ મૂર્તિ ક્યાં રમતી જોઈ? ભરવાડણોના રાસમાં; ઋષિઓના યજ્ઞમાં નહિ. તેમ સર નારાયણ પણ " હિન્દુ ધર્મનું હાર્દ " 'મલ્હારી ધ મહાર (મલ્હારી–ઢેડ)' અને 'હરિ ધ હાઉસહોલ્ડર (હરિબા–ગૃહસ્થ)' માં શોધે છે અને જુવે છે—એમાં એ આપણા પ્રાચીન ભાગવત ધર્મને જ અનુસરે છે.

સર નારાયણરાવે આ લેખોમાં હિન્દુ ધર્મને લગતી કેટલીક બાબતો બહુ સારી રીતે તારવી બતાવી છે.

(૧) એમનું એક એમ કહેવું છે અને તે યથાર્થ છે કે—હિન્દુ ધર્મશાસ્ત્રોમાં વૈરાગ્ય અને સંન્યાસનો ઉપદેશ કરનારાં સેંકડો વચનો છે, પણ એ સર્વેની પાર ગૃહસ્થાશ્રમનો મહિમા પણ થોડો ગાયો નથી—અને તે માત્ર શાસ્ત્રનાં વચનોમાં જ સમાઈ રહેલો નથી, પણ વાસ્તવિક હિન્દુ જીવનમાં નજરે પડે છે. આ વાત એમની રસિક કલમથી, હિન્દુ ગૃહસ્થાશ્રમીઓનાં સાદાં વર્ડ્ઝવર્થીઅન ઉદાહરણો લઈને, વર્ણવી છે, અને એ વર્ણન એવાં હુબેહુબ કર્યાં છે કે હિન્દુ જનસમાજનાં મહાર અને ખેડૂત વર્ગનાં—અજ્ઞાન પણ જ્ઞાનીઓ કરતાં પ્રભુની અધિક સમીપ—એવાં સ્ત્રીપુરુષોનાં જોડાં આપણી નજર આગળ તરે છે. હિન્દુ જનસમાજમાં સ્ત્રી પુરુષથી કચરાઈ ગએલી કહેવાય છે, અને એમાં કેટલેક અંશે સત્ય પણ છે, પણ તે જ સાથે ગૃહવ્યવહારમાં સ્ત્રીનું પુરુષ ઉપર કેવું રાજ્ય છે—એક સાડી ખરીદી આવેલો પતિ કદાચ ઘરવાળીને એ ધ્યાનમાં નહિ આવે એ ભયથી કેવો થરથરે છે! ઇત્યાદિ રમુજ પણ બોધક રીતે બહુ સારૂં બનાવ્યું છે. પણ હિન્દુ સ્ત્રીનું જોર આમ સાડીઓ અને ઘરેણાં પહેરવાના અધિકારમાં જ રહેલું નથી; ભાવનાના પ્રદેશમાં પણ એનો અધિકાર પહોંચે છે, અને ત્યાં એની પદવી બહુ ઊંચી છે. " સ્ત્રી વિના ઘર નહિ "; " સ્ત્રી વિના સ્વર્ગ નહિ. " આ વચન માત્ર શાસ્ત્રોનાં નથી, પણ અભણ મહારનાં છે!—એ હિન્દુ ધર્મની ઊંડી અસર બતાવી આપે છે. આ ઉદ્ગાર કેવળ સાદા મનુષ્યભાવના હોઈ, હિન્દુ ધર્મ સાથે એને કાંઈ લેવા દેવા નથી એમ ધારવું નહિ. યાજ્ઞવલ્ક્યાદિક અનેક સ્મૃતિકારોના આ ઉદ્ગાર છે અને તે હિન્દુ જનસમાજમાં મહાર પર્યન્ત ઊતર્યા છે.

(૨) બીજી એક વાત સર નારાયણરાવે એ સારી બતાવી છે કે—હિન્દુ જનસમાજમાં અત્યારે અસંખ્ય ભીખારીઓ જોવામાં આવે છે તેથી હિન્દુ ધર્મના હૃદયમાં આત્મમાનનો વાસ નથી એમ ન સમજવું. પોતે એક ગામડા પાસે ફરવા નીકળ્યા હતા ત્યાં એમણે રસ્તામાં થોડાંક સ્ત્રી–પુરુષ–અને છોકરાં ગાડામાં બેસી જતાં જોયાં. ચોમાસું માથે આવ્યું હતું અને ખેતીનો વખત થયો હતો, તેથી શહેરમાં આઠ મહિના મજૂરી કરી, હવે પોતાને ગામ પોતાનું ખેતર વાવવા તેઓ જતાં હતાં. સૌ ગાડીમાંથી ઊતર્યા અને ગામને ગાંદરે ઝાડ નીચે વાસો કર્યો. ગાડામાંથી સામાન ઊતારાતો હતો. અને રાંધવાની તૈયારી થવાની હતી

એટલામાં એક છોકરૂં-ભૂખ્યું થવાથી-રોવા લાગ્યું. એને રોતું જોઈ સર નારાયણરાવને દયા આવી અને એમણે ગામને નાકે એક જણ કેરી વેચતો હતો ત્યાંથી કેરી લાવી આપવા એની માને કહ્યું, અને બે ચાર પૈસા આગળ ધર્યા. મા છોકરાના કળકળાટથી ગભરાઈ છોકરાને ધમકાવતી હતી તે એકદમ સર નારાયણરાવને સંબોધીને બોલીઃ " તું તારા ઘરનો બાદશાહ! અમે ભીખારી નથી કે તારા પૈસા લઇએ." એટલામાં એના ધણીએ આગળ આવી વધારે શાન્ત વાણીમાં કહ્યુંઃ "મહારાજ! આ મારી ઘરવાળી કહે છે એ ખરૂં છે. અમે માંગણ જાત નથી કે દાન લઇએ. અમે તો મજૂરી કરી ચાર પૈસા કમાઇએ છીએ અને ગુજરાન ચલાવીએ છીએ. દાન લેવું એ નીચું છે." સર નારાયણ ચકિત થઈ ગયા, અને લાખો આળસુ ભીખારીથી ભરપૂર આ દેશમાં હજી ગૃહસ્થાશ્રમનું આત્મમાન લુપ્ત થયું નથી એમ એમને ખાતરી થઈ.

(૩) એક ત્રીજી મહત્ત્વની વાત સર નારાયણરાવે આ બતાવી છે કે—હિન્દુ ધર્મશાસ્ત્રકારો મનુષ્યજીવનને બહુ ગંભીર રીતે વિચારે છે, અને આત્માના ચિન્તનમાં એ દેહને અવગણે છે એમ જે કેટલાકનું ધારવું છે તે ખોટું છે. એ શાસ્ત્રકારોએ ધર્મ-અર્થ-કામ-અને મોક્ષ એમ ચાર ભાગમાં પુરુષાર્થ વહેંચ્યો છે (અર્થાત્ અર્થ અને કામનો પણ એમાં સમાવેશ કર્યો છે.) અને મનુષ્યનું આયુષ્ય ઓછામાં ઓછું શીત્તેર વર્ષનું તો થવું જ જોઇએ એમ દેહસંરક્ષણ પરત્વે આગ્રહ દર્શાવ્યો છે. લોકના આરોગ્ય અર્થે કરવામાં આવતા દાનની પુરાણાદિકમાં પ્રશંસા કરેલી છે. વળી વૃદ્ધતા માટે પણ તેઓને એવું તો માન છે કે અમુક ઉમ્મર ઉપરના શૂદ્રને બ્રાહ્મણવત્ માન આપવાની આજ્ઞા કરી છે. અને આ સર્વ બાબત ઉપર હિન્દુ શાસ્ત્રકારોએ એટલું બધું લક્ષ આપ્યું છે કે એઓએ જીવનની એક કલા ('Art of life') કરી મૂકી છે એમ કહીએ તો ચાલે. દંતધાવનથી માંડી દિવસના સઘળા વ્યવહારમાં શારીરિક સ્વચ્છતા જાળવવાના નિયમો મૂક્યા છે. એમાં અતિશય પડતું થઈ જતું હશે, પણ વર્તમાન સમયની "કલબ અને જીમખાનાની લાઇફ" માં એટલું સ્મરણમાં રાખવા જેવું છે કે—" Health means holiness "—તન્દુરસ્તી એ એકલી તન્દુરસ્તી જ નથી પણ પવિત્રતા પણ છે. માટે પ્રાચીન " સદાચાર " નું સેવન કરો—એ આચારના બાહ્ય સ્વરૂપને વળગવાની જરૂર નથી,પણ એના આન્તર સ્વરૂપને ખૂબ સમજો અને આચરો.

પણ આ સર્વે વિગતો કરતાં પણ સર નારાયણરાવે પ્રકટ કરેલી બે બાબતો મને ખાસ કરીને ગમે છેઃ

(૧) એક તો એમણે પહેલા જ આર્ટિકલમાં હિન્દુ ધર્મના લક્ષણ પરત્વે બહુ ઉત્તમ વિચાર પ્રતિપાદન કર્યો છેઃ જો બ્રહ્મનું લક્ષણ શક્ય હોય તો હિન્દુ ધર્મનું લક્ષણ શક્ય છે. આ વિચાર આ જ આકારે હું ઘણા વખતથી ધરાવું છું, અને હિન્દુ ધર્મનું લક્ષણ શું એ પ્રશ્ન કોઈ ઠેકાણે પૂછાએલો હું વાંચું છું*, કે તુરત મારા મનમાં પહેલો વિચાર આ આવે

*દાખલા તરીકે, ગયે વર્ષે મેં વસન્ત પત્રમાં કેટલાક ધર્મ સંબન્ધી લેખો લખ્યા હતા. તે વખતે એમાંના એક લેખનું અવલોકન કરતાં ગુજરાતીમાં કોઇક ગૃહસ્થે આ પ્રશ્ન પૂછેલો.

છે કે—' આ પ્રશ્ન કરનારને ધર્મ એટલે શું એની ખબર હશે ખરી? શું ધર્મ એ પરમાત્મ-વિષયક નથી? અને પરમાત્મા કદી પણ લક્ષણથી બાંધી શકાય છે ખરા? અને નથી બાંધી શકાતા તો એના પ્રત્યેની વૃત્તિ પણ લક્ષણથી કેમ બાંધી શકાય? અને જો ધર્મનું લક્ષણ ન બાંધી શકાય, તો હિન્દુ ધર્મ—જો એ વાસ્તવિક રીતે ધર્મ હોય તો—એનું લક્ષણ પણ કેમ બાંધી શકાય? માટે—સર નારાયણરાવનો પૂર્વોક્ત સિદ્ધાન્ત ખરો છે, અને હિન્દુ ધર્મના હાર્દનું, બલ્કે ધર્મના હાર્દનું, એમને સાચું જ્ઞાન છે એમ લાગે છે.

(૨) એક બીજી ધ્યાન ખેંચનારી બાબત એમણે એ બતાવી કે હિન્દુ ધર્મનું રહસ્ય જાણવું હોય તો હિન્દુઓના જીવનમાં જુવો—અને એ જીવન પરદેશી વિદ્યાથી રૂપાન્તર પામી ગએલા કે શહેરના એશઆરામથી વિકાર પામેલા હિન્દુ જીવનમાં નહિ જણાય—એ માટે તમારે અભણ અને ગરીબ લોકોનાં ઝૂંપડાંમાં જઈ ત્યાંનું જીવન જોવું જોઇશે—અને તે પણ બહારનાં પડ ઊતારીને અંદર દૃષ્ટિ નાંખવાથી જ જણાશે. જેમને આ દૃષ્ટિબિન્દુ પૂર્વે સૂઝયું ન હોય તેમને મારી વિનંતિ છે કે તે ઉપર સ્થિર ચિત્તે મનન કરવું, અને તેમ થશે તો મને ખાતરી છે કે કીટસ આગળ ચૅપમનના 'હોમર' જેવા—હિન્દુ ધર્મની એક નવી જ પોથી એમની નજર આગળ ઊઘડેલી દેખાશે. અને એ જોઈ એમને મુખેથી,—શાસ્ત્રવ્યસની અને તર્કવ્યસની પંડિતોને મુખેથી—કીટસને મળતા ઉદ્ગાર નીકળ્યા વિના નહિ રહે કે—

> "Much have I travelled in the realms of gold,
> And many goodly states and kingdoms seen;
> Round many western islands have I been
> Which bards in fealty to Apollo hold.
> Oft of one wide expanse had I been told
> That deep-browed Homer ruled as his demesne;
> Yet did I never breathe its pure serene;
> Till I heard Chapman speak out loud and bold;
> Then felt I like some watcher of the skies—
> When a new planet swims into his ken!"

* * * * * * *

મિત્રો.

આજકાલનાં વર્ષો યુગપરિવર્તનનાં હોય એમ જણાય છે. ઈ. સ. ૧૯૦૦ થી તે આજ પર્યન્ત ઇતિહાસના ગગનમંડળમાંથી કેટલા તારા અસ્ત પામ્યા એ જુવો—મહારાણી વિક્ટોરિયા ગયાં, મહારાજાધિરાજ એડ્વર્ડ ગયા; ગ્લૅડસ્ટન ગયા, રાનડે ગયા, દત્ત ગયા; સ્પેન્સર, માર્ટિનો ટૉલ્સ્ટૉય વગેરે ફિલસૂફો ગયા—હજી સ્ટેડ જેવા પત્રકારને ગયે બે માસ ભાગ્યે જ થયા છે એટલામાં

તો વળી એક મહાન પ્રજાકાર—જાપાનના મહારાજા મિકાડો ગયા ! ઓગણીસમી સદીનો પહેલો દશકો જગતના મહાન પુરુષોના જન્મ * માટે મશહૂર છે; તેમ આ વીસમી સદીનો પહેલો દશકો શું એમનાં મરણ માટે પ્રખ્યાત રહેશે ? અત્યારે કેટલા ગ્લૅડસ્ટન અને ડાર્વિન પારણામાં ઝૂલતા હશે એ ખબર નથી; પણ આ દસ વર્ષમાં જગત અનેક નરરત્નોના લુપ્ત થવાથી દરિદ્ર બન્યું છે એ ભાન અત્યારે તો થયા વિના રહેતું નથી.

જે મહાન રાજાના મરણ સંબન્ધી અત્રે નોંધ કરવામાં આવે છે તેનું સ્થાન આ પૃથ્વીના અસંખ્ય—પ્રાચીન, અર્વાચીન—રાજાઓમાં પણ વિલક્ષણ છે. જગતમાં રાજ્યકર્તા રાજાઓ ઘણા થઈ ગયા, પણ પ્રજાકર્તા રાજાઓની સંખ્યા જૂજ છે. અર્વાચીન ઇતિહાસમાં, ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથ, મોગલ પાદશાહ અકબર, અને શિવાજી છત્રપતિ—વગેરે થોડાંક નામો યાદ આવે છે. પણ એ સૌ કરતાં સ્વદેશાભિમાન કે લોકકલ્યાણની બાબતમાં જરા પણ ન્યૂન નહિ, બલ્કે સ્વદેશાભિમાન અને લોકકલ્યાણ એના સમુચ્ચયમાં તો એમના કરતાં પણ ચઢે, એવા પ્રજાકાર રાજા તે જાપાનના મિકાડો મર્હૂમ મુત્સુ હિટો હતા.

એ રાજર્ષિ—'રાજર્ષિ' શબ્દ વિવક્ષાહીન વાણીવિલાસ રૂપે અત્રે વાપર્યો નથી, પણ યુગધર્મના દ્રષ્ટા અને સ્મૃતિકાર રાજાને એ સર્વથા લાગુ પડે છે તેટલા માટે વાપર્યો છે—એ રાજર્ષિ ઈ. સ. ૧૮૫૨ માં જન્મ્યા હતા. એમના પિતાના મરણ પછી ઈ. સ. ૧૮૬૮ માં એ ગાદીએ આવ્યા તે વખતે જાપાનની પ્રજામાં બે પક્ષ પડેલા હતા. કેટલાક પરદેશીઓને જાપાનમાં વેપાર કરવા આવવા દેવાની વિરુદ્ધ હતા, અને કેટલાક એની તરફેણમાં હતા. મુત્સુ હિટોએ પહેલું કામ એ કર્યું કે એમણે પોતાની લાગણી આ બીજા પક્ષ તરફ સ્પષ્ટ રીતે બતાવી. એટલું જ નહિ, પણ ૧૮૬૮ ની ૨૩ મી માર્ચે પરદેશી પ્રતિનિધિઓને પોતાની હજૂર આવવા નિમન્ત્રણ કર્યું. આ તારીખથી જાપાનના ભાગ્યોદયની શરૂઆત થઈ એમ કહીએ તો ચાલે. પણ પ્રત્યેક વ્યક્તિનો તેમ જ દેશસમસ્તનો ભાગ્યોદય એના આત્મબળ ઉપર આધાર રાખે છે, અને આત્મબળનો આધાર સ્વાર્થત્યાગ અને ઉચ્ચ સંકલ્પ ઉપર રહે છે. મિકાડોએ ઉદાર દિલે પરદેશીઓનો સત્કાર કર્યો, તે જ સાથે એઓના ઉત્કર્ષનાં કારણોનો પણ વિચાર કર્યો, અને એ વિચાર કરી—દૃઢ નિશ્ચય કર્યો કે જે કારણોથી પરદેશીઓને મારી પ્રજા કરતાં ચઢીઆતા જોઉં છું તે જ કારણો મારા દેશમાં પણ પ્રકટાવીશ અને મારા દેશને જગતમાં માનવંતો કરીશ.

ગાદી ઉપર બેસતાં જ એમણે પાંચ પ્રતિજ્ઞા લીધી હતીઃ—

(૧) રાજ્યનાં કાર્યો સંબન્ધી વિચાર કરનારાં મંડળો સ્થાપવાં, અને રાજ્યનાં સઘળાં પગલાં લોકમતથી નક્કી કરીને ભરવાં.

---

* ડાર્વિન ગ્લૅડસ્ટન ડિઝરાએલી ન્યૂમન માર્ટિનો વિલ્બર્ફોર્સ ટેનિસન વગેરે ઘણા.

(૨) સઘળા વર્ગોએ—ઉચ્ચ અને નીચ સર્વેએ—એકત્ર થઈ જુસ્સાથી રાજ્યની નવી યોજના અમલમાં મૂકવી.

(૩) દિવાની અને લશ્કરી અમલદારોની તેમ જ સામાન્ય લોક સમસ્તની વાજબી ઇચ્છાઓ પૂર્ણ કરવી—જેથી તેઓમાં કોઈ પણ તરેહનો અસન્તોષ ન રહે.

(૪) જૂના રિવાજો જંગલી હોય તે તોડી નાંખવા, અને દરેક સંસ્થા કુદરતના ન્યાયી ધોરણ ઉપર રચવી.

(૫) જ્ઞાન આખી પૃથ્વીમાં જ્યાં જ્યાં મળે ત્યાંથી શોધી લાવવું—જેથી સમસ્ત રાજ્યનું કલ્યાણ થાય.

આ **પ્રતિજ્ઞાપંચકમાં** જાપાનના ઉદયનાં સઘળાં બીજ સમાએલાં છે એ સહજ સમજી શકાશે.

પહેલી પ્રતિજ્ઞામાં દેશનો સઘળો રાજકીય સુધારો આવી જાય છે. અને એ સુધારો સફળ થવા માટે પ્રજામાં સ્વદેશસેવાનો જુસ્સો જોઇએ તે માટે બીજી પ્રતિજ્ઞા છે. એ જુસ્સો પ્રજા અને પ્રજાના અમલદારો અને અગ્રણીઓની સહાનુભૂતિ વગર અશક્ય છે,—જે પ્રાપ્ત કરવા માટે ત્રીજી પ્રતિજ્ઞા છે. રાજકીય સુધારો સામાજિક સુધારા વિના સત્ત્વહીન ખોખું છે—તેથી ચોથી પ્રતિજ્ઞામાં જૂના રિવાજો પૈકી જે જંગલી હોય તેને છૂટથી તોડવા માટે મન સ્વતન્ત્ર કરી દીધું છે. અને છેવટે, સર્વ શ્રેયનો આધાર કેળવણી ઉપર છે, અને એ કેળવણી કૂપમંડૂકની વૃત્તિ ત્યજી સર્વતઃ સારગ્રાહી ભ્રમરની વૃત્તિ સ્વીકારવાથી જ મળી શકે છે એ વાત પાંચમી પ્રતિજ્ઞામાં દર્શાવી છે.

પ્રવાસ અને અનુકરણના આ જમાનામાં પરદેશીઓની બહારની રીતભાત જોઈ એ ધારણ કરવી અને સુધરેલા લોકમાં ખપવું સહેલું છે. પણ તદ્દન નવીન અને અપરિચિત સુધારાનું ખરેખરૂં અન્તસ્તત્ત્વ પકડી લઈ, મૂળ કરતાં નકલને ચઢીઆતી બનાવવી એ બહુ દુર્ઘટ છે. એ દુર્ઘટ કાર્ય જાપાનની પ્રજાએ ગયા અડધા સૈકામાં જે ઝડપથી અને ગંભીરપણે કરી નાંખ્યું, એ મનુષ્યસંકલ્પના પ્રભાવનું એક અદ્ભુત ઉદાહરણ છે. પણ એ અદ્ભુતતા વિશેષ ચમત્કારી આથી થાય છે કે એ સંકલ્પ મૂળ પ્રજા સમસ્તનો ન હતો, પણ માત્ર એક વ્યક્તિ—મિકાડો—નો પોતાનો જ હતો. યુરોપની પ્રજાનું શ્રેય જ્યારે બહુ ભાગે પ્રજાએ પોતે શ્રમ કરી લઈ ઝઘડી રાજા પાસેથી પડાવ્યું છે, ત્યારે એશિયાની આ પ્રજાને રાજાએ પોતે—એશિઆ ખંડની પ્રાચીન રાજભાવનાને અનુસરી—કેળવી છે, અને જગતમાં આગળ પાડી છે. તેમ કરવામાં રાજાને થોડી મુશ્કેલતો નડી નથી-પણ ખરા હૃદયમાં સામાને સ્વ-સ્વરૂપ કરી દેવાની અદ્ભુત શક્તિ રહેલી છે તેને લઈ—આખો દેશ જાણે પાનખર જતાં વસન્ત ઋતુમાં પ્રવેશ કરતો હોય તેમ નવા યુગમાં દાખલ થયો ! 'राजा कालस्य कारणम्'

એ ઉક્તિ આ યુગધુરંધર રાજાએ અક્ષરશઃ સત્ય કરી. અમીર લોકોએ પોતાના વિશેષ અધિકાર છોડી દીધા, પોતાની જાગીરો પ્રજાને સમર્પી દીધી અને પોતાના ક્ષાત્રવીર્યનો લશ્કરી સેવામાં વિનિયોગ કર્યો. દેશના કાયદા પણ ફરી ગયા, રેલવે બંધાઈ, યુનિવર્સિટિઓ સ્થપાઈ—પશ્ચિમના સુધારાની બહારની ટાપટીપ આવી, પણ તે સાથે એની ફતેહનું અન્તસ્તત્ત્વ—એની ભૌતિકવિદ્યા અને એનો સાહસિક ઉદ્યોગ એ પણ આવ્યાં.

વર્તમાન જમાનો વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે અને પ્રજા-પ્રજા વચ્ચે અશ્રાન્ત સ્પર્ધાનો છે. એ સ્પર્ધામાં પાછળ પડનાર માટે હાર કે અકીર્તિ જ નથી, પણ દુઃખ અને દારિદ્ર્ય છે. એ સ્પર્ધામાં વિજય એકલી વિદ્યાથી, એકલા બાહુબળથી, કે એકલા ધનથી પ્રાપ્ત થઈ શકતો નથી—આપણાં શાસ્ત્રોની પરિભાષામાં બોલીએ તો, બ્રહ્મ-ક્ષત્ર-અને વૈશ્યવૃત્તિત્રણેનો સમન્વય કરવાની જરૂર પડે છે. જાપાને પરદેશથી નવીન યુગની વિદ્યા મેળવી આવવા અસંખ્ય વિદ્યાર્થીઓ મોકલ્યા, અને પરદેશી તથા પોતાના નવા વિદ્વાનોની સહાયતાથી દેશમાં નવી વિદ્યાનો પુષ્કળ પ્રચાર કર્યો. શાળાઓ સ્થપાઈ અને દેશમાં કેળવણી ધમધોકાર વધતી ચાલી. તે સાથે જળ અને સ્થળનાં લશ્કરો સ્થાપી, એને જર્મની અને ઇંગ્લંડનાં ઉત્તમ ધોરણોનું અનુકરણ કરીને કેળવ્યાં. વિદ્યાનો દેશના હુન્નર અને વેપાર વધારવામાં પણ ઉપયોગ કર્યો. અને પોતાનું નવું સત્ત્વ તકલાદી છે કે મજબૂત છે એ ઈ. સ. ૧૮૯૪ માં ચીન સ્હામેના મામલામાં કસોટીએ ચઢાવી જોયું, અને છેલ્લા જાપાન-રૂશિઆના યુદ્ધ વખતે જગતને બતાવી આપ્યું. આ યુદ્ધમાં જાપાનનું નવું સત્ત્વ કસાયું તે જ સાથે, એના મૂળ પ્રાચીન સત્ત્વની પણ જગતને ઓળખાણ થઈ. એ સત્ત્વમાં ધૈર્ય-વીર્ય-ટેક, અહંતાનો ત્યાગ, પરલોકમાં ઐહિક કુટુમ્બવત્ શ્રદ્ધા—એ ગુણો પ્રત્યક્ષ થયા. અને એશિઆની પ્રજા યોગ્ય કેળવણી વગેરે સાધનો પ્રાપ્ત કરીને યુરોપની એક મ્હોટી પ્રજાને પણ પરાભવ પમાડી શકી એ દેખાડીને જગતની પ્રજાઓનાં નેત્ર ઉઘાડ્યાં.

જાપાન એ પૃથ્વીના નકશા ઉપર પૂર્વ દિશાનું ઇંગ્લંડ છે. ઇંગ્લંડ સાથે એને મૂળથી જ સારો સંબન્ધ હતો, અને રૂશિઆ સાથેના છેલ્લા યુદ્ધ પછી ઇંગ્લંડ સાથે એને પરસ્પર કોલકરાર થયા છે, અને તે આ જ વર્ષમાં ફરી તાજા કરવામાં આવ્યા છે—જેથી જગતની શાન્તિનું સંરક્ષણ થાય છે, અને હિન્દુસ્થાન પુષ્કળ લશ્કરી ખર્ચમાંથી બચે છે. એ ખર્ચમાં બચત થવાથી—હિન્દુસ્થાનમાં કેટલાં લોકોપયોગી અને કલ્યાણકારી કામોમાં હિન્દી સરકાર હાલમાં ખર્ચ કરી શકે છે એ જોશો તો, હિન્દી સરકારની પ્રજાહિતની લાગણી ઉપરાંત, આપણા શ્રેયના કાર્યકારણભાવની એક સાંકળ મર્હૂમ મિકાડોના સિંહાસન સાથે પણ જોડાએલી નજરે પડશે.

તે માટે વિદેહ થએલા એ મહાન નરેશ પરલોકમાં સુખી થાઓ! એમ હિન્દુસ્થાન એમને આશીર્વાદ દે છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# ગ્રન્થાવલોકન.

"ગુજરાતી નવલકથાનું સાહિત્ય"*—આ નામનું એક નવું પુસ્તક વસન્તના તન્ત્રી તરીકે હું કામ કરતો હતો તે સમયમાં મને મળ્યું હતું. એનું અવલોકન લખવાની ઇચ્છા થવાથી એ વિષે અત્રે મારા વિચાર જણાવું છું.

આ પુસ્તકને હું 'નવું' પુસ્તક કહું છું તે એ પુસ્તક થોડા જ વખત ઉપર પ્રસિદ્ધ થયું છે, અથવા તો એનાં પૂંઠાં–પાનાં વગેરે તાજાં છે એ અર્થમાં નહિ; પણ આ વિષય ઉપર આ પહેલું જ પુસ્તક ગુજરાતી ભાષામાં મારા જોવામાં આવ્યું છે તેથી. દસ બાર વર્ષ ઉપર રા. સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવટીયાએ એક સભામાં 'નવલકથા' ઉપર એક નિબન્ધ વાંચેલો કાંઇક સાંભરે છે; અને થોડાંક વર્ષ ઉપર—રા. રમણભાઇએ ગુજરાતી સાહિત્યના ઇતિહાસ ઉપર એક લેખ વાંચ્યો હતો, તથા એને અંગે એમણે ગુજરાતી નવલકથાના સાહિત્ય પરત્વે કેટલુંક વિવેચન કર્યું હતું. પણ આ વિષયના ખાસ પુસ્તક રૂપે તો રા. મણીભાઈ તન્ત્રીનો લેખ પહેલવહેલો જ છે એમ હું ધારૂં છું. કોઈ પણ વિષયમાં પ્રથમ પ્રયત્ન કરનારને—ભલે એ પ્રયત્ન અપૂર્ણ સફળતા વાળો નીપજે તો પણ—માન ઘટે છે.

પ્રસ્તાવનામાં ગ્રન્થકર્તાએ, "(સાહિત્યમાં) નરસાને વખોડી કાઢવું એ સારાને માટે બજાવેલું કર્તવ્ય છે. કારણ કે જે માણસને કંઈ પણ નરસું લાગતું નથી તેને કંઈ પણ સારૂં લાગશે નહીં." એ શૉપનહૉઅરના શબ્દો ટાંકીને, આપણને એમના પોતાના પુસ્તક વિષે પણ એ કડવા શબ્દો કહેવા પડે તો તે છૂટથી કહેવા માટે દ્વાર ઉઘાડી આપ્યાં છે. પણ હર્ષ પામવા જેવું એ છે કે આપણે ભાગે એ કડવી ફરજ બહુ આવે એમ નથી.

ગ્રન્થના ચાર વિભાગ પાડેલા છે. (૧) પ્રથમ 'પ્રસ્તાવના'માં લેખકે નવલકથાનું લક્ષણ, એના પ્રકાર, તથા એની ઉત્કૃષ્ટતા માટે જોઈતાં વિવિધ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે. ત્યાર પછી (૨) 'સિંહાવલોકન'માં ગુજરાતી નવલકથાનો ટુંકામાં ઇતિહાસ આપ્યો છે. (૩) ત્યાર પછી એમાંની થોડીક નવલકથાઓ લઈ એનું વિવેચન કર્યું છે, અને છેવટે (૪) 'ઉપસંહાર'માં વાચકને કેટલુંક માર્ગદર્શન કરાવી, પરિશિષ્ટ, શબ્દ–કોષ, તથા 'વાંચવા લાયક નવલકથાઓનાં નામ' આપી સમાપ્તિ કરી છે.

નવલકથાનું સ્વરૂપ ગ્રન્થકર્તાએ આ પ્રમાણે બતાવ્યું છે: "આનંદ અથવા બોધ અથવા એક પ્રાપ્ત થાય એવા પ્રયોજનથી રચેલી, જનસ્વભાવનું વર્ણન કરનારી અને કેવળ કલ્પિત

---

* કર્તા રા. રા. મણીભાઈ નારણજી. તન્ત્રી. બી. એ. રાજમહેલ રોડ, વડોદરા. કીમ્મત બે રૂપીઆ.

પરંતુ વાસ્તવિકતાના આરોપણવાળી મનુષ્યની પ્રવૃત્તિનું, અથવા તો કલ્પિત અને યથાતથ બેઉ પ્રકારના મિશ્રણવાળી અને વાસ્તવિકતાના આરોપણ અથવા દર્શનવાળી મનુષ્યની પ્રવૃત્તિનું જે લિખિત ચિત્ર તે નવલકથા કહેવાય." આ સ્વરૂપકથન લાંબું છતાં, લક્ષણ તરીકે અસાધારણ ધર્મ દર્શાવવામાં નિષ્ફળ નીવડ્યું છે. ઉપલા વાક્યમાં "આનન્દ અથવા બોધ અથવા બેઉ" એ શબ્દો બરાબર છે? કોઈ પણ નવલકથાનો ઉદ્દેશ એકલો આનન્દ કે એકલો બોધ આપવાનો હોય છે ખરો? કદાચ એકલો આનન્દ આપવાનો હોય એમ ક્ષણ વાર માની લઇએ, પણ એકલો બોધ આપવાનો હોય એમ કદી પણ બને? એમ હોય તો મનુષ્યસ્વભાવનું વર્ણન કરનારો એક ધર્મગુરુનો ઉપદેશ (sermon) પણ નવલકથા કહેવાય. પણ કદાચ આના જવાબમાં એમ કહેવામાં આવે કે અત્રે આનન્દ સાધન તરીકે અને બોધ સાધ્ય તરીકે ઉદ્દિષ્ટ છે. પણ એમ હોય તો પણ આ નવલકથાનું વિશેષ લક્ષણ સામાન્ય કાવ્યના લક્ષણથી શી રીતે જુદું પડે છે એ સમજી શકાતું નથી. લક્ષણના બાકીના ભાગમાં "જનસ્વભાવનું વર્ણન" ઇત્યાદિ જે શબ્દો છે એમાં એવું કાંઈ પણ બતાવાતું નથી કે જે નવલકથામાં જ હોય અને કાવ્યના અન્ય કોઈ પણ પ્રભેદમાં ન હોય. બીજે એક સ્થળે 'કવિતા' અને 'નવલકથા' નો ભેદ બતાવતાં રા. મણીભાઈ (ગ્રન્થકર્તા) એ લખ્યું છે કે "નવલકથા-માટે સ્ફુરણ કરતાં યોજનાની વિશેષ આવશ્યકતા છે." પણ આ વાક્યમાં જો કાંઈ સત્ય હોય તો તે જેટલું નવલકથાને લાગુ પડે છે તેટલું જ નાટકને પણ પડે છે.

ત્યાર પછી "નવલકથાના વિભાગો" નું નિરૂપણ છે તે પણ બહુ અલ્પ અને અસન્તોષકારક છે. મને લાગે છે કે ગ્રન્થકર્તાએ આરંભથી જ ભૂલ એ કરી છે કે આ વિષયને ઐતિહાસિક પદ્ધતિએ ચર્ચ્યો નથી. પ્રાચીન-ગ્રીસ-યુરોપ-હિન્દુસ્થાન વગેરે દેશોની કથા-વાર્તા વગેરે વિષે થોડુંક દિગ્દર્શન કરાવી,—જેને આપણે સવિશેષ અર્થમાં 'નવલકથા' કહીએ છીએ તેનો ઇટાલિ-ઇંગ્લંડ-ફ્રાન્સ વગેરે દેશોમાં કેવો ઉદય થયો અને ધીમે ધીમે એનાં કેવાં રૂપ-રૂપાન્તરો થયાં—બંધાયાં—અને આગળ વિકાર પામતાં ગયાં ઇત્યાદિ ચર્ચા કરી હોત, તો નવલકથાનું વિશિષ્ટ સ્વરૂપ વાચકથી સહજ રીતે સમજી શકાત, અને એના કેવા કેવા પ્રકારો સંભવે છે એ પણ એના જાણવામાં આવત. જીવંત પદાર્થો જે હમેશાં જીવનને અંગે વિકાર અને વૃદ્ધિ પામતા જાય છે, તેને એક દૃઢ લક્ષણથી કાલત્રયમાં બાંધવા જતાં અનેક અવ્યાપ્તિ-અતિવ્યાપ્તિ વગેરે દોષો ઉપજે છે; એને નિવારવાનો એક સુગમ માર્ગ એ છે કે જીવન્ત પદાર્થનું લક્ષણ જીવન્ત પદાર્થને ઉચિત કરવું—અર્થાત્ એના જીવનનો આરંભથી આજ પર્યન્તનો ઇતિહાસ આપવો. એ રીતે કરવાથી એનું વિશિષ્ટ સ્વરૂપ યથાર્થ બતાવી શકાય છે, અને એના સ્વરૂપના વિવિધ રંગો ઠીક દૃષ્ટિગોચર કરાવાય છે—નવલકથાના ગુણોને અંગે "સાક્ષાત્કારતા"—(હું ધારું છું કે 'vividness' ને માટે આ અર્ધસંસ્કૃત શબ્દ યોજ્યો છે.)—એનું નવલકથાની સફળતામાં મહત્ત્વ ઠીક બતાવ્યું છે. ત્યાર પછી "નવલકથાના અંશો" નું પ્રકરણ ચાલે છે. તેમાં ગ્રન્થકર્તા કહે છે કે "નવલકથાની રચના ત્રણ અંશથી બને છે—કલ્પના, જનસ્વભાવચરિત્ર અને બોધક હેતુ. આ ત્રણેનો કથાના કૌતુકમયત્વ (*Incidentalness*) સાથે નિકટ સંબંધ છે. તે એટલે સુધી કે કથાના પ્રસંગો

# ગ્રન્થાવલોકન.

"ગુજરાતી નવલકથાનું સાહિત્ય"*—આ નામનું એક નવું પુસ્તક વસન્તના તન્ત્રી તરીકે હું કામ કરતો હતો તે સમયમાં મને મળ્યું હતું. એનું અવલોકન લખવાની ઇચ્છા થવાથી એ વિષે અત્રે મારા વિચાર જણાવું છું.

આ પુસ્તકને હું 'નવું' પુસ્તક કહું છું તે એ પુસ્તક થોડા જ વખત ઉપર પ્રસિદ્ધ થયું છે, અથવા તો એનાં પૂંઠાં-પાનાં વગેરે તાજાં છે એ અર્થમાં નહિ; પણ આ વિષય ઉપર આ પહેલું જ પુસ્તક ગુજરાતી ભાષામાં મારા જોવામાં આવ્યું છે તેથી. દસ બાર વર્ષ ઉપર રા. સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવટીયાએ એક સભામાં 'નવલકથા' ઉપર એક નિબન્ધ વાંચેલો કાંઇક સાંભરે છે; અને થોડાંક વર્ષ ઉપર—રા. રમણભાઇએ ગુજરાતી સાહિત્યના ઇતિહાસ ઉપર એક લેખ વાંચ્યો હતો, તથા એને અંગે એમણે ગુજરાતી નવલકથાના સાહિત્ય પરત્વે કેટલુંક વિવેચન કર્યું હતું. પણ આ વિષયના ખાસ પુસ્તક રૂપે તો રા. મણીભાઈ તન્ત્રીનો લેખ પહેલવહેલો જ છે એમ હું ધારૂં છું. કોઈ પણ વિષયમાં પ્રથમ પ્રયત્ન કરનારને—ભલે એ પ્રયત્ન અપૂર્ણ સફળતા વાળો નીપજે તો પણ—માન ઘટે છે.

પ્રસ્તાવનામાં ગ્રન્થકર્તાએ, "(સાહિત્યમાં) નરસાને વખોડી કાઢવું એ સારાને માટે બજાવેલું કર્તવ્ય છે. કારણ કે જે માણસને કંઈ પણ નરસું લાગતું નથી તેને કંઈ પણ સારૂં લાગશે નહીં." એ શોપનહોઅરના શબ્દો ટાંક્યા. આપણને એમના પોતાના પુસ્તક વિષે પણ એ કડવા શબ્દો કહેવા પડે તો તે છૂટથી કહેવા માટે દ્વાર ઉઘાડી આપ્યાં છે. પણ હર્ષ પામવા જેવું એ છે કે આપણે માથે એ કડવી ફરજ બહુ આવે એમ નથી:

ગ્રન્થના ચાર વિભાગ પાડેલા છે. (૧) પ્રથમ 'પ્રસ્તાવના'માં લેખકે નવલકથાનું લક્ષણ, એના પ્રકાર, તથા એની ઉત્કૃષ્ટતા માટે જોઈતાં વિવિધ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે. ત્યાર પછી (૨) 'સિંહાવલોકન' માં ગુજરાતી નવલકથાનો ટુંકામાં ઇતિહાસ આપ્યો છે. (૩) ત્યાર પછી એમાંની થોડીક નવલકથાઓ લઈ એનું વિવેચન કર્યું છે, અને છેવટે (૪) 'ઉપસંહાર'માં વાચકને કેટલુંક માર્ગદર્શન કરાવી, પરિશિષ્ટ, શબ્દ-કોષ, તથા 'વાંચવા લાયક નવલકથાઓનાં નામ' આપી સમાપ્તિ કરી છે.

નવલકથાનું સ્વરૂપ ગ્રન્થકર્તાએ આ પ્રમાણે બતાવ્યું છે: "આનંદ અથવા બોધ અથવા બેઉ પ્રાપ્ત થાય એવા પ્રયોજનથી રચેલી, જનસ્વભાવનું વર્ણન કરનારી અને કેવળ કલ્પિત

* કર્તા રા. રા. મણીભાઈ નારણજી. તન્ત્રી. બી. એ. રાજમહેલ રોડ, વડોદરા. કીમ્મત બે રૂપીઆ.

પરંતુ વાસ્તવિકતાના આરોપણવાળી મનુષ્યની પ્રવૃત્તિનું, અથવા તો કલ્પિત અને યથાતથ એક પ્રકારના મિશ્રણવાળી અને વાસ્તવિકતાના આરોપણ અથવા દર્શનવાળી મનુષ્યની પ્રવૃત્તિનું જે લિખિત ચિત્ર તે નવલકથા કહેવાય." આ સ્વરૂપકથન લાંબું છતાં, લક્ષણ તરીકે અસાધારણ ધર્મ દર્શાવવામાં નિષ્ફળ નીવડ્યું છે. ઉપલા વાક્યમાં "આનન્દ અથવા બોધ અથવા બેઉ" એ શબ્દો બરાબર છે? કોઈ પણ નવલકથાનો ઉદ્દેશ એકલો આનન્દ કે એકલો બોધ આપવાનો હોય છે ખરો? કદાચ એકલો આનન્દ આપવાનો હોય એમ ક્ષણ વાર માની લઈએ, પણ એકલો બોધ આપવાનો હોય એમ કદી પણ બને? એમ હોય તો મનુષ્યસ્વભાવનું વર્ણન કરનારો એક ધર્મગુરુનો ઉપદેશ (sermon) પણ નવલકથા કહેવાય. પણ કદાચ આના જવાબમાં એમ કહેવામાં આવે કે અત્રે આનન્દ સાધન તરીકે અને બોધ સાધ્ય તરીકે ઉદ્દિષ્ટ છે. પણ એમ હોય તો પણ આ નવલકથાનું વિશેષ લક્ષણ સામાન્ય કાવ્યના લક્ષણથી શી રીતે જુદું પડે છે એ સમજી શકાતું નથી. લક્ષણના બાકીના ભાગમાં "જનસ્વભાવનું વર્ણન" ઇત્યાદિ જે શબ્દો છે એમાં એવું કાંઈ પણ બતાવાતું નથી કે જે નવલકથામાં જ હોય અને કાવ્યના અન્ય કોઈ પણ પ્રભેદમાં ન હોય. બીજે એક સ્થળે 'કવિતા' અને 'નવલકથા'નો ભેદ બતાવતાં રા. મણીભાઈ (ગ્રન્થકર્તા) એ લખ્યું છે કે "નવલકથા-માટે સ્ફુરણ કરતાં યોજનાની વિશેષ આવશ્યકતા છે." પણ આ વાક્યમાં જો કાંઈ સત્ય હોય તો તે જેટલું નવલકથાને લાગુ પડે છે તેટલું જ નાટકને પણ પડે છે.

ત્યાર પછી "નવલકથાના વિભાગો"નું નિરૂપણ છે તે પણ બહુ અલ્પ અને અસન્તોષકારક છે. મને લાગે છે કે ગ્રન્થકર્તાએ આરંભથી જ ભૂલ એ કરી છે કે આ વિષયને ઐતિહાસિક પદ્ધતિએ ચર્ચ્યો નથી. પ્રાચીન-ગ્રીસ-યુરોપ-હિન્દુસ્થાન વગેરે દેશોની કથા-વાર્તા વગેરે વિષે થોડુંક દિગ્દર્શન કરાવી,—જેને આપણે સવિશેષ અર્થમાં 'નવલકથા' કહીએ છીએ તેનો ઇટાલિ-ઇંગ્લંડ-ફ્રાન્સ વગેરે દેશોમાં કેવો ઉદય થયો અને ધીમે ધીમે એનાં કેવાં રૂપ-રૂપાન્તરો થયાં—બંધાયાં—અને આગળ વિકાર પામતાં ગયાં ઇત્યાદિ ચર્ચા કરી હોત, તો નવલકથાનું વિશિષ્ટ સ્વરૂપ વાચકથી સહજ રીતે સમજી શકાત, અને એના કેવા કેવા પ્રકારો સંભવે છે એ પણ એના જાણવામાં આવત. જીવંત પદાર્થો જે હમેશાં જીવનને અંગે વિકાર અને વૃદ્ધિ પામતા જાય છે, તેને એક દૃઢ લક્ષણથી કાલત્રયમાં બાંધવા જતાં અનેક અવ્યાપ્તિ-અતિવ્યાપ્તિ વગેરે દોષો ઉપજે છે; એને નિવારવાનો એક સુગમ માર્ગ એ છે કે જીવન્ત પદાર્થનું લક્ષણ જીવન્ત પદાર્થને ઉચિત કરવું—અર્થાત્ એના જીવનનો આરંભથી આજ પર્યન્તનો ઇતિહાસ આપવો. એ રીતે કરવાથી એનું વિશિષ્ટ સ્વરૂપ યથાર્થ બતાવી શકાય છે, અને એના સ્વરૂપના વિવિધ રંગો ઠીક દૃષ્ટિગોચર કરાવાય છે—નવલકથાના ગુણોને અંગે "સાક્ષાત્કારતા"—(હું ધારું છું કે 'vividness'ને માટે આ અર્ધસંસ્કૃત શબ્દ યોજ્યો છે.)—એનું નવલકથાની સફળતામાં મહત્ત્વ ઠીક બતાવ્યું છે. ત્યાર પછી "નવલકથાના અંશો"નું પ્રકરણ આવે છે. તેમાં ગ્રન્થકર્તા કહે છે કે "નવલકથાની રચના ત્રણ અંશથી બને છે—કલ્પના, જનસ્વભાવચરિત્ર અને બોધક હેતુ. આ ત્રણેનો કથાના કૌતુકમયત્વ (Incidentalness) સાથે નિકટ સંબંધ છે. તે એટલે સુધી કે કથાના પ્રસંગો

( Incidents ) જે કૌતુકમયતત્વનું બંધારણ રચતા જાય છે તે જો રુચિકર અને સંભવ્ય હોય તો તેનાં કલ્પના, જનસ્વભાવચિત્ર અને બોધક હેતુ એ સર્વે રસોત્પત્તિ કરી શકે અને જો પ્રસંગો એવા ન હોય, એટલે કે કૌતુકમયતત્વ અરુચિકર અને અસંભાવ્ય લાગે તો કલ્પના, જનસ્વભાવચિત્ર અને બોધક હેતુ એ સર્વે ઉત્કૃષ્ટ છતાં કથાની સમગ્ર ગણના ઘણી ઊતરી જાય છે." ઇત્યાદિથી શરૂ કરી પૂર્વોક્ત નવલકથાના અંશો પરત્વે ગ્રન્થકર્તાએ વિચારવાળું સારૂં વિવેચન કર્યું છે. પોતે અંગ્રેજી પુસ્તકોની મદદથી લખે છે—( અને તેમ કરવામાં કાંઈ બાધ નથી, કારણ કે અર્વાચીન નવલકથાનું સાહિત્ય અંગ્રેજીમાંથી આપણે ત્યાં આવ્યું છે ) છતાં પોતે જે કાંઈ લખે છે તે સમજીને લખે છે, સ્વતન્ત્ર વિચાર કરીને લખે છે—એમ સ્પષ્ટ જણાઈ આવે છે. માત્ર એક પૅરેગ્રાફ—જેમાં ગ્રન્થકર્તાએ 'કલ્પના' સંબન્ધી વિવેચન કર્યું છે—તેને માટે આ પ્રશંસાના શબ્દો ઉચ્ચારતાં જરા સંકોચ રહે છે. "કલ્પના કવિતાનું મૂળ તો નથી જ" એમ "હિન્દના પ્રાચીન અલંકારશાસ્ત્રી મમ્મટે" પણ બતાવ્યું છે એમ અજ્ઞાન માણસને સુલભ બેધડકતાથી ગ્રન્થકર્તા લખે છે, પણ મમ્મટના મહાન ગ્રન્થની મંગળાચરણ-કારિકા પણ ધ્યાન દઈ વાંચી હોય એમ અત્રે લાગતું નથી. કલ્પનાના 'જ્ઞાનજનિત' અને 'અનુભવજનિત' એમ બે ભેદ સ્વીકાર્યા પછી, 'કલ્પના એ સર્વથા નૈસર્ગિક શક્તિ છે' એ મતને અસત્ય કહેતા પહેલાં થોભવું પડે છે. થોભવું એટલા માટે પડે છે કે 'સર્વથા' શબ્દ ઉપર ભાર મૂકીને એ મત પ્રતિપાદન કરવામાં આવે તો તે બેશક અસત્ય છે. પણ જેટલે અંશે એ 'અનુભવ' ( Experience ) વગર માત્ર 'જ્ઞાન' ( Intuition ) થકી પણ ઉત્પન્ન થઈ શકે એમ હોય છે તેટલે અંશે એને 'નૈસર્ગિક' શક્તિ કહેવામાં ખોટું નથી—અને ગ્રન્થકર્તા જેને 'જ્ઞાનજનિત' કલ્પના કહે છે એ નૈસર્ગિક શક્તિનું જ નામાન્તર છે. વળી જેઓ 'કલ્પના'ને નૈસર્ગિક શક્તિ કહેવાનો આગ્રહ ધરાવે છે તેઓ 'અનુભવ'ના પ્રમાણમાં 'જ્ઞાન'ની અધિકતા સૂચવવાનું તાત્પર્ય ધરાવે છે; એટલું જ નહિ પણ 'જ્ઞાન' વિનાનો 'અનુભવ'—ચૈતન્ય વિનાના જડ પદાર્થ જેવો—આંધળો છે; જ્યારે એમાં 'જ્ઞાન'નું કિરણ પડે છે ત્યારે જ એ જીવન્ત—દેખતો અને બોલતો થાય છે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. વળી, "સત્યદર્શક કલ્પના જ ઉપયોગી" છે ઇત્યાદિ પ્રતિપાદનમાં પણ મૂળ વિવાદ ક્યાં સુધી ઊંડો જાય છે એ ઊંડા ઊતરીને જોયું નથી. એક પક્ષ સત્ય ઉપર ભાર મૂકે છે અને બીજો પક્ષ એને ગૌણ કરી નાંખે છે તેમાં ખરો વિવાદ સત્ય કોને કહેવું એ સંબન્ધે છે. અને એ વિવાદ તે 'Idealism' અને 'Realism'—નો મહાવિવાદ છે. એ મહાવિવાદનો નિર્ણય કરવાની આપણે ગ્રન્થકર્તા પાસે અપેક્ષા રાખી શકીએ નહિ, પણ એટલું તો સ્પષ્ટ સમજવું જોઇએ કે 'સત્ય અને વાસ્તવિકતા'ને નામે સામાન્ય દુનીઆના અનુભવ જ કાવ્યમાં સ્થાન પામે અને ખરૂં સત્ય અને ખરી વાસ્તવિકતા વાળી કવિની અપૂર્વ અને અદ્‌ભુત ભાવનાઓએ પ્રદેશમાંથી બહિષ્કૃત થઈ જાય એ યોગ્ય નથી. આવા બહિષ્કારનો ભય માત્ર કલ્પિત નથી. આગળ જોઇએ છીએ કે ગ્રન્થકાર પોતે આ કારણથી પ્રાચીન વાર્તાઓમાં આનન્દ લેવા અશક્ત થઈ ગયા છે, એટલું જ નહિ પણ

કરણઘેલો" વગેરે નવલકથાનું અવલોકન કરતાં, એના 'અમાનુષ બનાવ' થી વારંવાર એમના હૃદયમાં રસની ક્ષતિ થાય છે. અન્યત્રે પણ ગ્રન્થકર્તા કહે છે:

"પ્રાચીન વાર્તાઓમાં ઘણું ખરૂં એમજ કલ્પી લેવામાં આવ્યું હોય છે કે એક કુલીન નાયક પ્રવાસપર નીકળી પડે છે અને ત્યાં એક અલૌકિક સૌન્દર્યવાળી કુમારિકા મળે છે અને દૃષ્ટિમેળાપથી બેઉના અંતઃકરણમાં પ્રેમ સ્ફુરે છે; પછી તેઓ જરા દુઃખી થાય છે અને પછી પાછાં ઘણાં સુખી થાય છે. આવાં અદ્દ્ભુત અને બીજાં અશક્ય લાગતાં ચિત્રો જુના જમાનામાં કદાચ વાસ્તવિક ગણાયાં હોય અને અનુભવી વાચકને કદાચ મનોરંજક લાગ્યાં હોય પરંતુ હાલ એની શક્યતા જોવામાં આવતી નથી અને એવાં ચિત્રમાંથી કોઈ પણ પ્રકારનાં ઉત્તેજન અને બોધ વાચકના મગજપર અથડાવા પામતાં નથી."

'*Romance*'—એ મૂળ નવલકથાનો જ એક પ્રકાર છે એ ધ્યાનમાં રાખીને નવલકથાનું લક્ષણ બંધાવું જોઇએ. 'Romance' સારી કે હાલની 'વાસ્તવિકતા' વાળી નવલકથા સારી એ જુદો પ્રશ્ન છે; અને એનો નિર્ણય વાચકના પોતાના શોખ ઉપર આધાર રાખે છે એટલું જ નહિ, પણ એક જ વાચકની જુદા જુદા સમયની જુદી જુદી માનસિક સ્થિતિ ઉપર પણ આધાર રાખે છે: મેકોલેએ એક વખત વાંચેલાં અમુક લૅટિન કાવ્યો સાત વર્ષ પછી વાંચતાં આસ્વાદ પરત્વે ઉથલપાથલ થઈ ગયાં—એમ પોતે કરેલી નોંધ સુપ્રસિદ્ધ છે. પરંતુ જ્યારે અમુક નવલકથા પોતાને કેવી લાગે છે એવો 'સ્વાનુભવરસિકતા'નો પ્રશ્ન હોય અને નવલકથા કોને કહેવી એવી 'સર્વાનુભવરસિકતા'થી નિર્ણય કરવો પ્રાપ્ત થાય ત્યારે તો વિશાળ દૃષ્ટિથી વસ્તુનું અવલોકન થવું જોઇએ. એટલું જ નહિ પણ 'સ્વાનુભવરસિકતા' પણ એવી કેળવાવી જોઇએ કે જેમાં Sponser's "Faery Queene" ના વસ્તુ જેવા વસ્તુવાળી નવલકથા સાથે Goldsmith's "Vicar of Wakefield" કે Jane Austen's "Pride and Prejudice" ને પણ અવકાશ મળે;—અને આ જ માર્ગે ખરી રસશક્તિનો વિકાસ છે.

એમ કહી શકાય ખરૂં કે—અર્વાચીન નવલકથાનું સ્વરૂપ જે ઈંગ્લંડમાં ઉત્પન્ન થયું છે તે એવું તો વિશેષલક્ષણી છે કે કથાના વિશાળ પ્રદેશમાંથી એનો પ્રદેશ જુદો આંકી કાઢવાની જરૂર છે; એ સ્વરૂપમાં અલૌકિકતાનું તત્ત્વ સર્વથા નિષિદ્ધ છે અને તેથી કેવળ 'વાસ્તવિકતા' વાળી, દિનદિનના મનુષ્યજીવનનાં વર્ણનવાળી, અને જનસ્વભાવનાં ચિત્રથી વિશિષ્ટ એવી વાર્તાને જ "નવલકથા" નું નામ આપવું ઉચિત છે. અર્થાત્ 'અલૌકિકતા'ના તત્ત્વવાળી Romanceને એ શબ્દ ન લગાડવો. આમ આખા પ્રશ્નને એક શબ્દપ્રયોગનો જ પ્રશ્ન કરી નાંખવામાં આવે તો તેમાં બહુ વાંધો જણાતો નથી. પરંતુ તે સાથે આટલી સમજણ સ્પષ્ટ રહેવી જોઇએ: એક તો એ કે નવલકથાનું હાલનું વિશિષ્ટ સ્વરૂપ—જેના ઉપર આ 'વાસ્તવિકતા'ના યુગની અને 'વાસ્તવિકતા'ના પૂજક દેશ(ઈંગ્લંડ)-સ્વભાવની સ્પષ્ટ છાપ છે—તે જ એવું સાર્વત્રિક અને સાર્વકાલિક સ્વરૂપ નથી, હોવું સંભવતું પણ નથી; બીજું,—ભલે 'નવલકથા'—શબ્દ અમુક જાતની જ કથાને લાગુ પાડવામાં આવે, પણ તેથી અમુક અંશમાં જુદી પડતી કથા તે દોષવાળી એવી ભ્રાન્તિ ઉત્પન્ન થવી ન જોઇએ. કારણ કે અલૌકિકત્વ એ જ રસવિઘાતક થઈ પડતું હોય તો હોમર વર્જિલ

અને વ્યાસ વાલ્મીકિ આદિનાં કાવ્યો પણ તે જ કારણથી સદોષ થઈ જાય; એટલું જ નહિ પણ શેક્સપિયરનાં નાટકોની પણ કેટલેક દરજ્જે એ જ ગતિ થાય. ટુંકામાં—અર્વાચીન ઇંગ્લંડની નવલકથાનું સ્વરૂપ બહુ ભાગે, ગ્રન્થકારને જેવું અભિમત છે તેવું જ છે, પણ એના આસ્વાદને પરિણામે આપણી રસવૃત્તિ સાંકડી ન થઈ જાય, અને ત્યાંના નવલકથાકારોએ નાંખી આપેલા રેલના પાટા ઉપર જ આપણે ચાલી શકીએ એવી આપણી રસકલા પરતન્ત્ર ન થઈ જાય તે માટે આટલી ચેતવણી ઉચ્ચારવાની જરૂર છે.

" સિંહાવલોકન " નું પ્રકરણ, તેમ જ વિવિધ ગુજરાતી નવલકથાઓના અવલોકનનું પ્રકરણ—ગ્રન્થકર્તાના એ વિષય સંબન્ધી વિશાળ વાચનનો, તથા એ નવલકથાને નિષ્પક્ષપાત અને સ્વતન્ત્ર રીતે અવલોકન કરવાની શક્તિનો સારો પૂરાવો છે. વર્તમાન ગુજરાતી નવલકથાઓનું મારૂં વાંચન આ ગ્રન્થકારના જેટલું વિશાળ નથી અને તેથી એમનું અવલોકન કેટલું યથાર્થ છે એ સંબન્ધી હું મારો મત આપી શકું એમ નથી. પણ એકંદરે એટલું કહેતાં અડચણ નથી કે કે એમાંની જે જે નવલકથાઓ મારા વાંચવામાં આવી છે તેમાં બહુ ભાગે ગુણ-દોષની તુલના ઠીક થએલી જોવામાં આવે છે.

વાચકને આ નવલકથાના વિષયને અંગે એક પ્રશ્ન સ્વાભાવિક રીતે થશે. આપણા દેશમાં પ્રાચીન કાળમાં આ જાતનું સાહિત્ય હતું કે કેમ? અને નહોતું તો શા કારણથી નહોતું? આ પ્રશ્નના પૂર્વાર્ધનો જવાબ નવલકથાના લક્ષણ ઉપર આધાર રાખશે. અને તેમાં પ્રાચીન રીતિની કથાઓ અને આખ્યાયિકાઓને ' નવલકથા ' નું નામ આપવું કે કેમ—એમ બહુધા શબ્દપ્રયોગનો જ પ્રશ્ન રહેશે. પરંતુ આ સંબન્ધમાં હું મારૂં એક માનવું અત્રે જણાવવા માગું છું તે એ કે—બૌદ્ધ સમયમાં ઉજ્જયિની કૌશામ્બી પાટલિપુત્ર વગેરે સ્થળોને લગતાં નવલકથાનાં પુષ્કળ વસ્તુઓ ઉત્પન્ન થયાં હતાં અને એ અસંખ્ય કથા-વાર્તાઓમાં વણાવા લાગ્યાં હતાં—જેનું પુષ્કળ—પણ ખરા વિસ્તારના પ્રમાણમાં અલ્પ—દર્શન આપણને કથાસરિત્સાગર દશકુમારચરિતાદિ સંસ્કૃત ગ્રન્થોમાં થાય છે. ગુણાઢ્યનો પૈશાચી ભાષામાં રચાએલો મહાન ગ્રન્થ નષ્ટ થયો એ ઘણા શોકની વાત થઈ છે. એ ગ્રન્થ વિદ્યમાન રહ્યો હોત તો આપણા દેશના શિષ્ટ સાહિત્યમાં પછીના વખતમાં સંસ્કૃતે જે એકચક્રી રાજ્ય કર્યું તે ન કર્યું હોત, અને પાશ્ચાત્ય દેશમાં ' Classical ' ની સાથે ' Gothic ' કલાવિધાને જેમ હરીફાઈ કરી તેમ આપણે ત્યાં સંસ્કૃત કાવ્ય નાટકોની સાથે પ્રાકૃત લોકવાર્તાઓએ રસક્ષેત્રમાં ભાગ પડાવ્યો હોત, અને જનસમાજના પ્રાકૃત વર્ગોના જીવન સાથે સંસ્કૃત કરતાં અધિક સંબન્ધમાં આવી એમનાં સુખ-દુઃખ, એમની આશા-નિરાશા, એમના ગુણદોષ, જનસ્વભાવ—વગેરે અનેક તત્ત્વોદ્વારા એણે નવલકથાનું પરિપૂર્ણ રૂપ ધારણ કર્યું હોત. હિન્દુસ્થાનને બૌદ્ધધર્મને ઠેકાણે બ્રાહ્મણ ધર્મ, પ્રાકૃત ભાષાને બદલે સંસ્કૃત ભાષા, સ્વીકારવાથી બીજા ગમે તેટલા લાભ થયા હોય—થયા છે એમ હું માનું છું—પણ એને એ જ સાથે એક મ્હોટું નુકસાન એ થયું કે અસંસ્કૃત વર્ગનો જનસમાજ અર્થાત્ એ સમયનાં સ્ત્રી શૂદ્રાદિકમાં પ્રકટ થતું સામાન્ય મનુષ્યહૃદય—સાહિત્યમાં બહુ પ્રવેશ પામી ન શક્યું.

છેવટે બે શબ્દો આ કહેવાના: રા. મણીભાઇએ ટાંકેલો સર વૉલ્ટર બેસન્ટનો મત કે "આ જમાનામાં સૌથી વધારે અગત્ય—સારાં અથવા નરસાં પરિણામ માટે—અને સૌથી વધારે પ્રખ્યાત અને ઉત્કંઠાશ્રૂયમાણ શિક્ષક, નવલકથાકાર છે." એ મત જેમ ઈંગ્લંડ માટે સત્ય છે તેમ આપણા દેશ માટે છે, અને તે દિનપરદિન વધારે સત્ય થતો જાય છે. અને તેથી આપણા લોક આ નવા ગુરુ તરફ જેમ અધિક રુચિથી વળે છે, તેમ એ ગુરુ આપણા વર્તમાનકાળના ધાર્મિક ગુરુઓ અને આચાર્યો જેવા પૈસા કમાનાર દુકાનદાર ન થઈ જાય તે માટે આપણે પૂરતી સંભાળ રાખવાની જરૂર છે. અત્યારે આપણાં નાટકો અને આપણી નવલકથાઓ અને ત્રીજાં આપણાં ન્યૂઝપેપરો—એ ત્રણના કર્તાઓએ પોતાના ધન્ધાની પવિત્રતા અને દેશ પ્રત્યે જવાબદારી સમજવાની આવશ્યકતા છે; પરંતુ મનુષ્યસ્વભાવ જ્યાં સુધી લોભાદિક વૃત્તિઓને ઉચ્છેદી શક્યો નથી ત્યાં સુધી ગુરુ પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે કરશે જ એમ માનીને ન બેસી રહેતાં એ કર્તવ્ય યથાર્થ રીતે કરવાની એને ફરજ પડે એવો પ્રબળ શિષ્યમત યાને લોકમત ઉત્પન્ન થવો જોઇએ. અને તે માટે આ ત્રણે વિષય ઉપર પ્રબળ લોકમત જગાવનાર પુસ્તકોની મને ઘણા વખતથી જરૂર લાગી છે. એમાંના આ એક વિષયને લગતું આ પહેલું જ પુસ્તક છે, અને એ કારણથી પણ આ પુસ્તકના કર્તાને ધન્યવાદ આપી આ અવલોકન સમાપ્ત કરૂં છું. અને ઇચ્છું છું કે આ જ પ્રમાણે બાકી રહેલા બે વિષય ઉપર કોઈ ઉત્સાહી લેખક પુસ્તકો લખી ગુજરાતને ઉપકૃત કરે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

## બન્ધવિમોચન.

**(હુંહુંરામની આત્મકથા યાને તત્ત્વજ્ઞાનના એક સુપ્રસિદ્ધ પ્રદેશમાં પ્રવાસ.)**

રા. રા. "विलुप्तात्मा."

આપનો પત્ર મળ્યો. આપ જાણીને રાજી થશો કે આપ જેને આત્મા કહો છો એ આત્મા વિલુપ્ત થયો નથી:. "હું"કારમાં ભરાઇને—કમળના દોડામાં ભૃંગ ભરાય તેમ ભરાઇને—આપના પત્ર સાથે વસન્તના તન્ત્રીને એ સહીસલામત પહોંચ્યો છે. (આપ નિર્ભય રહેજો કે જ્યાં સુધી ગુજરાતી ભાષામાં 'હું'કાર જીવતો રહેશે ત્યાં સુધી આપનો એ આત્મા વિલુપ્ત થવાનો જ નથી.) અને એમણે એ પત્ર વાંચી તુરત આપનું બન્ધવિમોચન કરવા મને આજ્ઞા કરી છે. તે માટે હું આપને આ પત્ર પાઠવું છું, અને એની આપના

મન ઉપર કાંઈ પણ અસર થએલી જેલના સુપરિન્ટેન્ડન્ટને જણાશે કે તુરત એ આપને મુક્ત કરશે.

પણ વસ્તુતઃ આપ જેને આત્મા કહો છો એ આત્મા નથીઃ એ તો નામરૂપધારી 'અહમ્' છે—જેનો લોપ કરીને બુદ્ધ ભગવાન નિર્વાણ પામ્યા, જેના લોપથી ઇસસ પરમાત્મરૂપ મનાયો, અને જેના લોપથી વામદેવાદિકથી માંડી અસંખ્ય મહાત્માઓ આ ભૂમિમાં તત્ત્વમસિનો સાક્ષાત્કાર કરતા આવ્યા છે. એટલું જ નહિ, પણ જગતમાં એક પણ સારૂં પરોપકારનું કૃત્ય એના લોપ વિના બની શકતું નથી.

"નામ" અને "રૂપ"—એ બેને અમારા અદ્વૈતી ભાઇઓ માયિક પદાર્થ સમજે છે, અને એના વિનાશથી તત્ત્વની પૂર્ણતામાં કાંઈપણ ખામી આવતી હોય એમ એ માનતા નથી. અદ્વૈતતત્ત્વની પૂર્ણતા એવી અલૌકિક છે કે કોઈ પણ લૌકિક પૂર્ણતાની એમાંથી બાદબાકી કરવાથી એની પૂર્ણતા ઘટતી નથી—બલ્કે લૌકિક પૂર્ણતા એ અલૌકિક પૂર્ણતાના પ્રકાશથી પૂર્ણતારૂપે પ્રકાશે છે. અને તેથી જ ઉપનિષદ્ કહે છે "**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते**"

આપને દુઃખી જોઈ મારૂં હૃદય દ્રવે છે. પણ આપ જેવા બુદ્ધિમાન, "અદ્વૈતભાવના અનુભવગોચર કરવાની ઊંચી આકાંક્ષા" વાળા—જનો હાથે કરીને જ ચોર અને લૂટારાની સોબતમાં અદ્વૈત શોધી પોતાનો આત્મા ગુમાવે અને દુઃખી થાય તેમાં અમારા અદ્વૈતીઓનો શો વાંક?

સંસારમાં અનુભવની અપૂર્ણતા એ અસંખ્ય દુઃખોનું કારણ છે. આપ ધારો છો કે વિશેષ-નામનો મહિમા બરાબર ન સમજવાથી જ આપની વર્તમાન દશા ઉદ્‌ભવી છે. પણ એ ભ્રાન્તિ છે. સામાન્ય નામના દ્વેષીઓની સ્થિતિ વધારે સારી નથી. છેવટે, એકે પક્ષમાં સુખ નથી, તો જવું ક્યાં?—એમ કદાચ આપ પૂછશો. પણ ઉભય પક્ષમાં મુસ્કેલી છે એમ આપને એક વખત ખાતરી થાય, તો પછી એ મુસ્કેલીમાંથી નીકળવાનો જે માર્ગ મને સૂઝ્યો છે તે હું આપને બતાવીશ.—બલ્કે આપ જેવા બુદ્ધિમાનને એ એની મેળે સૂઝશે. પણ પ્રથમ તો ઉભય પક્ષને બરાબર સમજી લઈ, બંને પક્ષનાં સુખદુઃખ સારી પેઠે અનુભવગોચર અને નિશ્ચયગોચર કરવાં જોઇએ. તે માટે હું હવે આપને વિશેષનામને ઉપાસનાથી કેવાં સંકટો ઉત્પન્ન થાય છે તે બતાવીશ.

"સંસારવ્યવહારમાં વિશેષ નામ વાપર્યા સિવાય નભે એમ નથી. મોહનને મગન અને મગનને મોહન કહેવા જાય તો હેમનાં માબાપો, સ્ત્રીઓ, છોકરાં, માંહોમાંહિ લઢી મરે અને દુનિયામાં ગડબડગોટા થઈ જાય." એ આપનું કહેવું વાજબી છે. પણ મોહન મગનને કહે, કે "આપણે સર્વ મનુષ્યો છીએ," અને વિશેષનામનો ઉપાસક મગન ગુસ્સે થઈ જવાબ દે કે—"જોજે, ફરી બોલ્યો તો; હું મગન છું, મનુષ્ય નથી." તો એ

મગન વિષે આપ શું ધારશો ? સામાન્ય તત્ત્વમાં એકતા સ્વીકાર્યા છતાં, મોહન અને મગનના 'ગડબડગોટા' કેમ નિવારાય એનો કાંઈક માર્ગ વેદાન્તસૂત્રકારે "**भोक्त्रापत्तेरविभागश्चेत् स्याल्लोकवत्**" એ સૂત્રમાં બતાવ્યો છે—એ આપ સ્વીકારશો ?

"જીવણલાલભાઈ" અને "કુન્તલા બ્હેન"નો આપને તો જે અનુભવ હોય તે ખરો. પણ એમના કુટુમ્બમાં મારા જોવામાં આવ્યું છે તે કહું છું. એમને એક દિવસ એમના ભાઈ મિ. વિશેષકુમારે "જીવણલાલ" અને "કુન્તલાકુમારી" કહીને બોલાવ્યાં. એ નિઃસ્નેહ સંબોધનથી એ ગુસ્સે થઈ ગયાં અને બોલ્યાંઃ "શું અમે 'જીવણલાલ' અને 'કુન્તલાકુમારી' થયાં એટલે તારાં ભાઇ-બ્હેન મટી ગયાં ? કાલે તો તું અમને માણસ પણ નહિ ગણે !"

રસ્તે જનારને સામાન્ય નામથી બોલાવતાં દરેક જણ ડોકું ફેરવે, અને દરેક જણને 'નેતિ' '**नेति**' કહેતાં છેડો ન આવે, અને એકાદ જણનુ ડોકું રહી જાય અને નુકસાની માટે દાવો કરે તો શું કરવું ?—એ ચિન્તામાં આપ પડયા છો. પણ તે સ્હામે હું આપને એક બીજી ખબર કહું તે નોંધજોઃ હું એક વખત ગાડીમાં જતો હતો તે વારે મારો ગાડીવાન "ચલો, બાજુ ! ચલો, બાજુ !" એમ બૂમ પાડતો હતો, છતાં એક વિશેષનામના ઉપાસકે એની દરકાર ન કરી, અને એને પરિણામે ઘોડાએ એને વગાડયું. એણે ગુસ્સે થઈ ગાળો દેવા માંડી. મેં એને કહ્યુંઃ "ભાઈ, તમને આટલી બૂમ પાડી છતાં તમે ધ્યાન ન દીધું એમાં કોનો વાંક ?" પેલા વિશેષોપાસકે જવાબ દીધોઃ "શેનું દે ? ચુનીલાલ ચલો, ચુનીલાલ ચલો એમ કહેતાં શું થતું'તું ?" આપ મૅજિસ્ટ્રેટ હો તો આ સંબન્ધી ફરિયાદનો શો ચુકાદો આપો ?

આપને ભય રહેતો હોય કે વિશેષનામનો ઉપયોગ નહિ થાય તો કાલક્રમે એ ઘસાઇને લુપ્ત થઈ જશે, તો હું પૂછું છું કે—વિશેષ નામ સાથે "મનુષ્ય" એ સામાન્ય શબ્દ ન જોડવાથી મનુષ્યત્વ લુપ્ત થઈ જવાનો તો ભય નથી ને ?

આપે રસોઈઆની વાત ઠીક યાદ કરી. મેં એક રસોઇઓ જોયો છે, એ વિશિષ્ટતાનો એવો તો ઉગ્ર ઉપાસક હતો કે એને દેવતા સળગાવવા ભૂંગળીને બદલે પંખો આપે તો તે લે નહિ–બંને તત્ત્વતઃ પંખો નાખવાનાં સાધન માત્ર છે એટલી એને સમજણ ન હતી ! વળી એ આપે જોએલા રસોઇઆ કરતાં પણ ચઢી જાય એવો હતો. રાંધવાનાં વાસણને "કેમ ? હવે તમને ચૂલા ઉપરથી ઉતારૂં ?–લ્યો, બેસો." ઇત્યાદિ શબ્દોથી સંબોધીને બોલાવતો એટલું જ નહિ, પણ એણે તો એનાં વિશેષનામ પાડયાં હતાં–'કાશીબાઇ' અને 'મથુરાંબાઈ' વગેરે ! એ નામથી એ એમને બોલાવતો અને રાંધવાની વાત ભૂલી જઈ, એ વિશેષનામમાં જ ગુલ્તાન રહેતો. વિશેષ આકૃતિના ઉપાસક પેલા ભદ્રંભદ્ર તો રેલવેમાં પણ બેસતા નહિ; કારણ કે શાસ્ત્રમાં રથમાં બેસવાનો જ વિધિ છે ! અને આપ જાણતા તો હશો જ કે એ મહાત્માના જ ભાઇ, ગુરુને ત્યાં ભણવા ગયા હતા ત્યાં એમને ગુરુએ કહ્યું કે "**काकेभ्यो दधि रक्ष्यताम्**"—"જોજે, કાગડા દહીં ન ખાઈ જાય." ત્યારે બિલાડીને એમણે નીરાંતે એ દહીં ચાટવા દીધું !

વિશેષના ઉપાસકોની ભક્તિ ક્યાં સુધી જાય છે એના મેં આપને થોડાક દાખલા આપ્યા. હવે, કુમુદસુન્દરીએ પ્રમાદધનના નામનું રટન કર્યું હતું. તેમાં આપને જે વિશેષ નામનો મહિમા પ્રતીત થયો છે એમાં આપે ખરૂં તત્ત્વ પૂરેપૂરૂં સમજવામાં ભૂલ ખાધી છે એમ કહું તો ખોટું ન લગાડશો. જેમ જેમ વિશેષનામ વિશીર્ણ થતું ગયું તેમ તેમ જ એના હૃદયનો વેગ વધતો ગયો, અને એના ભાનની ઉત્કટતા જામતી ગઇ. તેથી જ "પ્રમાદધન" પછી "પ્ર–મા–દ–ધ–ન". આખરે શબ્દ પ્રેમચૈતન્યના આકાશમાં વિલય પામી ગયો. ભક્ત જ્યારે 'ગોવિન્દ! ગોવિન્દ!' એમ રટન કરે છે ત્યારે હું આવો અને તું તેવો એમ 'જીવ'–'શિવ'નો ભેદ કોરી આપવા માટે નહિ, પણ એના અનુભવમાં ગળી જવા માટે. અને એમ ગળવાની સાથેજ એ નિઃશબ્દ બને છે. શબ્દનો અભાવ એ જ અનુભવનો પ્રકર્ષ છે.

નાગરાણિયો જ્યારે વર અને છોકરાનું નામ નથી લેતી—ત્યારે એમને મુખે લજ્જા અને પ્રેમના નિઃશબ્દ ઉચ્ચાર થાય છે એ જ એમના આન્તર ઊર્મિનું ભાન કરાવવા પૂર્ણ સમર્થ છે.—મને લાગે છે આપે જે નાગરાણી વિષે આપના પત્રમાં લખ્યું છે—જેનું છોકરૂં ટાંકામાં પડ્યું અને તે છતાં જેણે નિયમવશ રહી એનું નામ ન દીધું—એ બાઈ વિશેષની ઉપાસક હોવી જોઇએ. નહિ તો, પ્રેમનું સ્વાભાવિક સામાન્ય છાંડીને કૃત્રિમ નિયમના વિશેષને એ કેમ ઉપાસે ? એ એટલું ન સમજે કે વિશેષ સામાન્યમાંથી જ આવે છે, અને સામાન્યમાં લય પામવા યોગ્ય છે ?

આપને "મગનની મા" અને "મગનના બાપા" એ સંબોધનમાં મા અને બાપનું આત્મવિલોપન થઈ જવાનો ભય દેખાય છે. પણ આ જાતનું આત્મવિલોપન શું ભયંકર છે? ભવભૂતિ તો કહે છે કે "आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति बध्यते" અને 'Biology'નું શાસ્ત્ર પણ એ જ સાક્ષી પુરે છે. આપ કાંઇક આત્મવિલોપનથી સ્થાને–અસ્થાને બહુ જ બ્હી ગયા લાગો છો.

આપ શોભારામના દ્વૈતવાદના દૃષ્ટાન્તથી એ તરફ તણાઇ ન ગયા, એ સારૂં કર્યું. બિચારા શોભારામને એ દૃષ્ટાન્ત આપતી વખતે એટલું લક્ષમાં ન રહ્યું કે માત્ર ઇન્દ્રિયાર્થસંનિકર્ષમાં ભ્રાન્તિને અવકાશ જ નથી. ઇન્દ્રિયાર્થસંનિકર્ષથી અમુક ચિત્ર અંહીં થાય અને અમુક ચિત્ર ત્યાં થાય–પણ આ ચિત્ર યથાર્થ છે અને આ ચિત્ર યથાર્થ નથી એ બુદ્ધિનો નિર્ણય છે, અને તે ચિન્તનથી જ થઈ શકે છે. હવે જો અર્થચિન્તન કરતાં દ્વૈત વાસ્તવિક લાગે તો તે સ્વીકારવું પડે, અને અદ્વૈત વાસ્તવિક લાગે તો તે સ્વીકારવું પડે–ઇન્દ્રિયોને આ નિર્ણયમાં પ્રમાણ બનવાનો અધિકાર નથી. અને આટલું સ્વીકારાય તો વેદાન્તના અદ્વૈતવાદના માર્ગમાં મૂકવામાં આવતી એક મ્હોટી મુશ્કેલી–આ ઇન્દ્રિયગ્રાહ્ય બ્રહ્માંડ મિથ્યા કેમ હોઇ શકે?—એ દૂર થાય છે. હવે પછી જો ફરીથી શોભારામ અનેકમાં એકતાની ભ્રાન્તિ કેવી રીતે થાય છે એ બતાવવા આપને રેલવેની સડકના પાટાનું દૃષ્ટાન્ત આપે, તો એકમાં અનેકતાની દૃષ્ટિ કેવી રીતે થાય છે એ બતાવવા આપ દ્વિચન્દ્ર (આંગળીવતી આંખ દબાવવાથી એક ચન્દ્ર તે બે દેખાય છે.) એનું દૃષ્ટાન્ત આપજો.

હું–હું રામની આત્મ કથા

ભાઈ, આપને મારી એક આત્મજીવનની કથા કહું એ સાંભળો. જુવાનીમાં મને પરાક્રમ કરવાનું બહુ મન હતું. પણ તે શી રીતે કરવું? તુરત મને સૂઝી આવ્યું કે લોક 'પરાક્રમ કરવું' એને બીજા શબ્દોમાં 'નામ કાઢવું' એમ પણ કહે છે, તેથી પરાક્રમનું રહસ્ય નામમાં રહ્યું હોય એમ લાગે છે. માટે ગમે તેમ કરીને પણ મારૂં નામ જગતમાં પ્રસિદ્ધ કરવું એ જ મ્હોટા થવાનું ખરૂં સાધન છે. 'ચુનીલાલ' 'માણેકલાલ' 'હીરાલાલ' 'મણિલાલ' એમાંથી ગમે તે એક રત્નજડિત નામ ધારણ કરીને જગતમાં પ્રસિદ્ધ થવા નીકળી પડવું એમ વિચાર કર્યો. પણ 'હીરા' 'માણેક' વગેરે સામાન્ય નામથી મારો ઉદ્દેશ પાર નહિ પડે એમ સમજી, મેં કોહીનુર કુલીનન વગેરે વિશેષ નામોનો ઉપયોગ કરવા ધાર્યો. પણ આ કોહીનુર કુલીનન પણ વિશિષ્ટતામાં મારા 'હું'ની તોલ ન આવે એમ સમજી આખરે મેં મારૂં નામ "હું–હું રામ" રાખ્યું, અને એ અસાધારણ નામનું રટન કરતો કરતો હું જગતમાં પરાક્રમ કરવા નીકળી પડ્યો.

અમેરિકાના શબ્દશાસ્ત્રીઓ કહે છે કે શબ્દના ઉચ્ચારથી રેતી ઉપર ફૂલ વગેરે આકૃતિઓ પડે છે. 'હું હું'ના રટનથી ઋષ્યશૃંગના શીંગડા જેવું મને એકાદ શીંગડું ઊગી જાય તો જગતમાં નામ થઇ જાય; અથવા તો મહાવરાહ જેવી એક દંષ્ટ્રા નીકળે તો એ વડે હું આખી પૃથ્વી એના ઉપર ઉપાડું. પણ એ દિવસ ક્યારે આવે?!

'હું'—નામની ધુન મેં મચાવી. હરતાં–ફરતાં–ખાતાં–પીતાં, મને 'હું' 'હું' ને 'હું'–નું રટન કરતો સાંભળીને લોકે ધાર્યું કે હું ગાંડો થઈ ગયો છું. અને તેથી તેઓએ મને પોલિસને સ્વાધીન કર્યો. પોલિસે મને મેજિસ્ટ્રેટ આગળ ઊભો કર્યો. મેજિસ્ટ્રેટે મારૂં નામ પૂછ્યું: મેં કહ્યું "મારૂં નામ 'હું હું'" (પોતાને મોઢે પોતાનો માનવાચક ઉલ્લેખ–'રામ' ઉમેરવો મને ઠીક લાગ્યો નહિ.) મેજિસ્ટ્રેટ સાહેબ હસ્યા, અને મને કોમળતાથી કહ્યું: "ભાઈ, તમારૂં પોતાનું નામ શું? 'હું' તો આપણે બધા છીએ: હું પણ 'હું,' તમે પણ 'હું,' અને આ કોર્ટમાં માણસો બેઠા છે એ બધા પણ પોતપોતાને 'હું' તરીકે જ જાણે છે. માટે 'હું'—તો સામાન્ય નામ થયું. તમારૂં વિશેષ નામ શું એ કહો." આવા માયાળુ મેજિસ્ટ્રેટ થોડા હોય છે. એમની મીઠી અને બોધક વાણી સાંભળીને મારાં નેત્ર ઉઘડ્યાં: કાંઇક નવું અજવાળું મારા મગજમાં પડતું હોય એમ મને થવા માંડ્યું. અને તે જ ક્ષણે 'હું—હું રામ' નામ તજી—ચુનીલાલ માણેકલાલ વગેરે પૂર્વોક્ત રત્નજડિત નામમાંથી એકાદ વિશેષનામ ધારણ કરવાનો મેં વિચાર કર્યો. "મારૂં નામ ચુનીલાલ" એમ હું કહેવા જતો હતો એટલામાં મને વિચાર થઈ આવ્યો કે 'મારૂં' એટલે કોનું? ક્ષણે ક્ષણે 'હું' તો બદલાતો લાગ્યો. કેટલીક દુકાનોની બહાર—'હેરકટિંગ સલુન'—કે એવી જ કોઈ જાહેરખબરવાળું ચકરચકર ફરતું સિલિંડર (ભૂંગળું) હોય છે: તેવી મારા હુંની દશા જણાઈ. બલ્કે એથી પણ વિચિત્ર: ક્ષણે ક્ષણે 'હું' બદલાય, અને ભૂતકાળમાં પસાર થઈ ગયેલો 'હું' એક વખત ગયો તે ફરીથી ન આવે—પેલો ગ્રીક તત્ત્વવેત્તા કહે છે તેમ નદીના એક ને એક પાણીમાં બે વાર પગ બોળાય નહિ,—તેમ મારા હુંનો પ્રવાહ પણ ક્ષણે ક્ષણે

નવતા પામતો ચાલ્યો! પણ નવતાની સાથે રમણીયતા આવવાને બદલે મને તો ગુંચવણ પેદા થઈ. 'હું' તે કોણ તેની મને સમજણ પડે નહિ—અને અનેકને એક નામ શી રીતે લગાડાય એ વાંધો નડવા માંડ્યો. આખરે અકળાઇને હું બોલી ઊઠ્યોઃ "ચુનીલાલ—આલેકલાલ—હીરાલાલ—મણિલાલ—મોતીલાલ—રતનલાલઃ (રત્નોની હાર ખૂટી, તેથી એકદમ નવી હાર શરૂ કરીને) કચરાભાઈ, પૂંજાભાઈ, ઊકરડાભાઈ......" હું એકદમ અટક્યો. એક નામ બોલું એટલામાં ચાર 'હું' ચાલી જાય! હું કોનું નામ દઉં? મૅજિસ્ટ્રેટને નિશ્ચય થયો કે હું ખરેખર ગાંડો થયો છું—તેથી એમણે મને સિવિલ સર્જનને ત્યાં મોકલી દીધો. સિવિલસર્જને જે વિધિ તમારા ઉપર કર્યા તે જ મારા ઉપર કર્યા—એક 'સર્ટિફિકેટ લખી આપી એક પોલિસના તાબામાં મૅજિસ્ટ્રેટ પાસે મોકલ્યો, અને એમણે મને ગાંડાની ઇસ્પિતાલમાં વદાય કર્યો.

વિશેષનામ અને હું–હુંની ઉપાસનામાંથી હું આટલી વિડંબણા પામ્યો. આટલો ઇતિહાસ મારો અને તમારો લગભગ સમાન છે. હવે આ છેવટની દુર્દશામાંથી મારી શી રીતે મુક્તિ થઈ એ સાંભળો.

હું ઇસ્પિતાલમાં હતો તેવામાં ત્યાં એક મહાત્મા, જે દુઃખી અને પાપીને ઉદ્ધારવા ગુન્હેગારનાં તુરંગ અને ગાંડાની ઇસ્પિતાલોમાં ફરતા હતા અને ઉપદેશ કરતા હતા, તે આવી ચઢ્યા. એમણે મારી સાથે વાત કરી અને એમને મે મારો સર્વ ઇતિહાસ કહ્યો.

એ દયાળુ મહાત્માએ મારૂં ચિત્ત સ્થિર કરવા અને મારા આત્માનું કલ્યાણ કરવા 'પ્રભુનું સ્થિર ચિત્તે ધ્યાન કર' એમ ઉપદેશ કર્યો, અને વિશેષમાં મારી કુટેવ લક્ષમાં રાખી એ પણ ઊમેર્યું કે "જોજે હો, પરમેશ્વરનું ધ્યાન ધરતી વખત તારા હુંને આગળ ન કરીશ." એમ કહી એ ચાલ્યા ગયા. મેં પણ એમના ઉપદેશાનુસાર પ્રભુચિન્તન માંડ્યું. પણ આપને ફીમીઓ કરતી વખતે જેમ 'ઊંટ'—ન બોલવાનો શબ્દ—સાંભરી આવતો હતો, તેમ પ્રભુના ધ્યાન વખતે મારા 'હું'એ પણ ઊંટની માફક ડોકું કાઢવા માંડ્યું! હું ઘણુંએ કરૂં પણ એ દબાય નહિ. લાંબા કાળની વાસના એકદમ કેમ જાય?

કેટલાક માસ પછી એ મહાત્મા ફરી ફરતા ફરતા આવ્યા. એમને મેં મારી મુશીબત કહી. એમને થયું કે આ માણસને જ્યાં સુધી તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં હું–હુંના ભાવથી કેવી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે એ નહિ સમજાવું ત્યાં સુધી એનું 'હું'નું ઊંટ માથું ઊંચું કરતું બંધ થવાનું નથી. મારા હું હુંનું ઓસડ કરવા એમણે મને પ્રાચીન અદ્વૈતવેદાન્તનું તત્ત્વજ્ઞાન આપ્યું. મારા હૃદય ઉપર એમના ઉપદેશની અદ્ભુત અસર થઈ. મારા નિશ્ચયો બદલાઇ ગયા. આજ સુધી 'હું'ને લાગે તે સત્ય, 'હું'ને લાગે તે નીતિ, 'હું'ને લાગે તે ધર્મ—એમ સર્વત્ર હું–હુંની દીવાલ ફરી વળેલી હતી. પણ હવે સત્ય, નીતિ, ધર્મ વગેરેની ભાવનાઓમાં જે સાર્વત્રિકતા છે તે સર્વવ્યાપક આત્માની ભાવના વિના અશક્ય જણાઈ. હુંની કોટડીમાં પૂરાઇ રહેતાં મારો આત્મા ગૂંગળાવા લાગ્યો. અને આખરે દ્વાર તોડી જન્મભૂમિમાં સ્વાનુભવ કરવા જવાની ઇચ્છા થઈ.

. ઇસ્પિતાલના સુપરિન્ટેંડંટને હું મળ્યો. એમને મારી વર્તણુક ઉપરથી ખાતરી થઇ કે હવે મારો 'હુંહું'નો–સંનિપાત શમી ગયો છે. તેથી એમણે રીતસર નોંધ કરી મને બન્ધનમાંથી મુક્ત કર્યો. તે દિવસથી હું 'સર્વભૂતાત્મભૂતાત્મા' થઈ જગતમાં વિચરૂં છું, અને જગતના વ્યવહાર કરૂં છું. જે આત્માનુભવ મને થયો છે તે આપને થાઓ!–એટલુ કહી હું મારો પત્ર સમાપ્ત કરૂં છું.

લિ.

આપનો

" સર્વભૂતાત્મભૂતાત્મા. "

---

# પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન.

અને

## દયારામ.

તા. ૭ મી જુલાઈ ૧૯૧૨ ના " ગુજરાતી " માં રા. રણજિતરામ વાવાભાઈએ આ મથાળાથી ચર્ચાપત્ર લખી " પ્રેમાનન્દનાં નાટકો " ના વાદગ્રસ્ત પ્રશ્ન ઉપર અપૂર્વ પ્રકાશ પાડ્યોછે. ( એ ચર્ચાપત્ર આજ મ્હારા જોવામાં આવ્યું. ) રા. રણજિતરામ શાન્ત, મનનશીલ, અને ગંભીરતાથી વિદ્યા તરફ વ્યસન રાખનાર તરુણ વિદ્વાન્ છે. તેથી આ હેમના ચર્ચાપત્રમાં નવું જ્ઞાનદર્શન થાય એ આશ્ચર્યકારક નથી, અને તેથી હેમના વિચારો તરફ આદરની દૃષ્ટિ રાખીને પરીક્ષા કરવાનું મન સ્વાભાવિક રીતે થાયછે.

હેમની ચર્ચાનું સારતત્ત્વ નીચે પ્રમાણે છે:—

'પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન ' માં નીચેનું કવિત છેઃ—

> " આ તે લાલત સુમન મધુકણ સવે શકે,
> વા મધુરી ગુર્જરીની મીઠાશ મોંઘી ઘણી!
> કિંશુક કુસુમ રક્ત પીત વર્ણ વાસ વનું,
> અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ!
>
> ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે,
> અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી!

સુરભિયે સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કીધા,
**પ્રમુદિત દ્વિજ ગિરા* સુરભિ સુહામણી* !**

દયારામભાઇના "ષડ્ઋતુ" કાવ્યમાં નીચે પ્રમાણે નજરે પડેછેઃ—

"જો વયસ્યા ! વદે રાધિકા, ઋતુ આવી વસંત,
સંજોગી સુખ સાગરી, વિરહી દુખદા અનંત.
**કુસુમિત વન ઉપવન થયાં ગુંજે ભૃંગ મદમાતા,**
મદનરતિ જાણે લગ્ન લહી મગ્ન મંગળ ગાતા.

**કિંશુક ફુલ પીત રક્તતા** લાગે એ જ પ્રમાણે,
વિનતુ વ્યાઘ્ર વિરહી હૃદે વિદાર્યુ નખ જાણે.
ત્રિવિધ સમીર જંદાટવી, **પરભૃત કલ બોલે;**
**લલિત સુમન મધુકણ સ્રવે;** હરિનણ ઉર છોલે.

**પ્રફુલ્લિત દ્રુમ સહકારનાં; દ્વિજ પ્રમુદિત ઝુમે*;**
અનુપમ મોરી એલચી; લચી ગોરતની લુમે.
હાહા હિતુ રિતુરાજમાં ન મળ્યા વ્રજરાજ !
***સાજ *સુખદ સુરભિ તણો** મારે આજ અકાજ."

આ બે પદ્યોમાં મ્હોટા ટાઇપમાં છાપેલા શબ્દો તથા શબ્દસમૂહો સરખા સરખા જ છે તે ઉપરથી બે અનુમાનો વિકલ્પ રૂપે રા. રણજિતરામ દર્શાવેછેઃ—

(क) દયારામે પ્રેમાનન્દનાં નાટકો વાંચ્યાં હશે, અને ઉપરના કવિતમાંથી શબ્દો લઈને 'ષડ્ઋતુ' માં તે ગૂંથ્યા જણાયછે;

અથવા તો—

(ख) પ્રેમાનન્દને નામે નાટકો લખનાર અજ્ઞાત લેખકે દયારામના ઋતુવર્ણનમાંથી ચોરી કરીને અમુક પંક્તિયો ગોઠવી - આ કવિત 'પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન' માં મૂક્યું હશે.

---

* આ નિશાનીવાળા શબ્દો બંને પદ્યોમાં સમાન નથી, છતાં રા. રણજિતરામે શા કારણથી મ્હોટાં ટાઇપમાં દર્શાવ્યાછે તે સમઝાતું નથી. તેમ જ 'અકલ' અને 'કલ' એ બે શબ્દોમાં અર્થનો મૂલગત ભેદ છે, છતાં એ શબ્દો પણ સમાન ગણ્યાનું કારણ પણ અકળ જ છે. વળી 'સુરભિ' એટલો છૂટક શબ્દ બંનેમાં સમાન હોવામાં કાંઇ પણ અ-સાધારણપણું કે અસંભવ નથી. તેથી "સાંજ સુખદ સુરભિતણો" એ આખો શબ્દસમૂહ સમાન અંશમાંથી બાતલ કરવો પડશે. બાકીના અંશ સમાન અને સૂચક ગણાશે.

પ્રસ્તુત નાટકોનો પ્રશ્ન "મહત્ત્વનો છે, હેનો નિકાલ વર્ષ બે વર્ષમાં થાય હેવો નથી;" એમ કહી રા. રણજિતરામે મ્હને "ધીરજથી રાહ જોવા" નો સદુપદેશ કર્યોછે, અને તે માટે હું હેમનો બહુ આભાર માનુંછું; પરંતુ એ પોતે તો રાહ જોવાને તૈયાર નથી જણાતા. કેમકે હેમણે તો તરત નિકાલ ના થઈ સકે હેવા આ વિષયનો લગભગ તત્કાળ જ નિકાલ કર્યોછે, અને (क) પક્ષનું અનુમાન જ સ્વીકાર્યું જણાયછે. કેમકે એઓ કહેછેઃ—

"દયારામનું પદ સરખાવતાં પ્રેમાનન્દનું પદ પ્હેલું અને દયારામનું અનુકરણથી રચાયલું જણાયછે."

આ માટે સ્પષ્ટ કારણો દર્શાવ્યાં નથી. બંને પદો સરખાવતાં હેવું શું છે કે અમુક જ મૂળ અને અમુક જ અનુકરણ એમ નિર્ણય કરી સકાય? મ્હારી અલ્પમતિને તો કાંઇ જણાતું નથી. દયારામે પ્રેમાનન્દના 'ઓખાહરણ'માં ઉમેરા કર્યા કહેવાયછે; તેમ જ ભાલણના 'દશમસ્કન્ધ'માંથી એક પદ લઈને થોડા ફેરફાર સાથે પોતાના નામથી પ્રચરાવ્યું હતું એમ સ્વ. હ. હ. ધ્રુવે સાબીત કર્યું હતું;—તેટલા માટે આ સ્થળે પણ તે જ પ્રકાર થયોછે, એ દલીલ સર્વથા ન્યાયયુક્ત નથી. ન્યાયની કોર્ટ આગળ પુરાવામાં અપરાધીએ પૂર્વે કરેલા અપરાધોની સાબીતી અપાયછે તે પ્રસ્તુત અપરાધ કર્યોછે એ સાબીત કરવા માટે નહિં, પણ એ પ્રસ્તુત અપરાધ **અન્ય સ્વતન્ત્ર પ્રમાણોથી** સાબીત થાય **તો અને તે પછી,** વધારે શિક્ષા કરવા માટે અપાયછે. આ ધોરણમાં સત્ય તત્ત્વ સમાયલુંછે; અને એ જ ધોરણ આ પ્રસંગે વાપરવાનુંછે; ખાસ એટલા માટે કે 'ઓખાહરણ' અને ભાલણનો 'દશમ' એ નિશ્ચિત વસ્તુઓ પ્રથમથી જ છે; અને આ નાટકો તો પ્રેમાનન્દના કર્તૃત્વને સંબન્ધે સંદિગ્ધ વસ્તુની કક્ષામાં મૂકાયલાંછે; માટે એ રીતે તર્ક કરવામાં તો સાધ્યસ્વીકારનો દોષ વળી આવી જાય એમછે. અલબત, (क) પક્ષવાળા અનુમાન શિવાય બીજો નિર્વાહ જ ના હોય તો એ દોષનો પ્રસંગ ટળે. પરંતુ હેવો અનિર્વાહ અહિં નથી; (ख) પક્ષવાળા અનુમાનને સંપૂર્ણ અવકાશ રહેછે. અને એ અનુમાન પણ તેટલું જ, બલ્કે વિશેષ, બળવાળું છે.

ચર્ચાના મહત્ત્વના પ્રશ્નનો જ સ્પર્શ કરવો ઉચિત છે; તેથી રા. રણજિતરામે મ્હારે વિશે સૌજન્યભંગ ઇત્યાદિના આરોપો મૂક્યાછે તે વિશે મૌન જ રાખુંછું. પરંતુ હેમણે મ્હને ભવિષ્યમાં વર્તન સુધારવાની શીખામણ દઈને જે વડીલપણાનું અથવા ગુરુ તરીકેનું કર્તવ્ય બજાવ્યુંછે તે માટે આભાર માન્યા વિના આ લેખ સમાપ્ત કરું તો અકૃતજ્ઞતા થાય, તેથી તે આભાર દર્શાવી બસ કરુંછું.

વાંદરા
તા. ૧૭ મી જુલાઈ ૧૯૧૨.

નરસિંહરાવ ભોળાનાથ.

# વેપારમાં ફત્તેહ શી રીતે મળે છે.*

ઉદ્યોગી પુરુષો કેવી રીતે કામ કરે છે, અને વેપારમાં શી રીતે ફત્તેહમંદ થાય છે, એ સંબન્ધમાં કેટલાક ધુરંધર વેપારીઓના મત નીચે પ્રમાણે છેઃ—

**મિ. રૉક્ ફેલર** કહે છે કે નિત્યક્રમ એ એક મુખ્ય સિદ્ધાન્ત છે. અને દરેક બાબતમાં ઊંડા ઉતરી નિપુણતા મેળવવાથી જ વેપારમાં ફત્તેહ મળે છે.

**લૉર્ડ સ્ટ્રેથકોનાનો** એવો મત છે કે ફત્તેહમંદ થવા માટે કાર્ય સિદ્ધ કરવાની મહાન ફરજ સમજવી જોઇએ; અને તેની સાથે ઉત્સાહ, જાત–મહેનત અને પદ્ધતિ એટલાં વાનાં હોવાં જોઇએ.

**સર હર્બર્ટ્ ટ્રી** એમ સૂચવે છે કે પ્રત્યેક કામકાજના બન્ધારણની યોગ્ય વ્યવસ્થા કરવી, અને જેમ ખાવા પીવાની ફરજો યોગ્ય સમયે અદા કરવામાં આવે છે, તેવી જ રીતે તેનો પણ વખતસર અમલ કરવો જોઇએ.

**સર ટૉમસ્ ડેવાર્નો** એવો અભિપ્રાય છે કે દરેક ખાતાના ઉપરી—ઉચ્ચક કામ કરનારથી કે મુખ્ય વહિવટદાર સુધી—ને તેના પોતાના ખાતાને અંગે સઘળી સત્તા આપી, તેને પૂરતો જવાબદાર બનાવવો.

**સર ઝેરેમીઆહ્ કૉલ્મેન** જણાવે છે કે ફત્તેહ મેળવવામાં રહેલા રહસ્યની ગહનતાને કોઈ પહોંચી શકતું નથી. પણ સંકલ્પ, ચિત્તાસક્તિ અને ચોકસ દેખરેખની સાથે મળતી દરેક તકનો લાભ લેવાની સબળતા અને તત્પરતા એ તેનાં મુખ્ય તત્વો છે.

**સર ટૉમસ્ લિપ્ટન્** ભલામણ કરે છે કે વેપારમાં પડવા ઇચ્છતા દરેક માણસના મન ઉપર એવી છાપ બેસાડવી જોઇએ કેઃ—" There's no fun like work "—કામના જેવી બીજી એક પણ મઝા નથી.

**સર વૉલ્ટર ગિલબીઃ** એ અંગ્રેજી કહેવત "Work while you work and play while you play." ને જ વળગી રહે છે. આ ઉક્તિનો ભાવાર્થ એવો છે કે—કામના વખતે કામ જ કરવું, અને ગમ્મતના વખતમાં જ ગમ્મત કરવી.

**મિ. ગૉર્ડન્ સેલ્ફ્રીજ્** કહે છે કે મુખ્ય માણસે નજીવી બાબતોમાં ઊંડા ઉતરવું એ એક મહાન ભૂલ છે. કારણકે મુખ્ય વહિવટદાર બહુ જંજાળી ના હોય તો તે વેપારમાં બહુ ઉપયોગી થઈ પડે અને અગત્યનાં કામોમાં પૂરતું લક્ષ આપી શકે. પ્રત્યેક બાબતમાં ઊંડા ઉતરવા કરતાં મનોવ્યાપાર ચલાવવો અને યોજનાઓ ઘડવી એજ મુખ્ય માણસની ફરજ છે.

**શંકર દ્વારકાદાસ પરીખ.**

---

* ધી સ્ટ્રેન્ડ મેગેઝાઇનમાં આવેલા લેખના રિવ્યૂ ઑફ રિવ્યૂઝમાં લીધેલા સારના આધારે.

# ભરતખંડના વીસ મહાન પુરૂષો.

૧૩.

પાણિનિ.—જગતની સઘળી ભાષાઓના વ્યાકરણોમાં અનુપમ વ્યાકરણના રચનાર.

બુદ્ધ.—પૃથ્વીના વિશેષ ભાગમાં વ્યાપી રહેલા ધર્મના પરમ વિરાગવાન્ સ્થાપક.

શંકરાચાર્ય.—બ્રહ્મસૂત્ર, ઉપનિષદો અને ગીતા ઉપર તત્ત્વદષ્ટિથી અપૂર્વ ભાષ્યકાર.

રાજા રામમોહનરાય.—મહાન-વિશાળ-હૃદય-વિભૂષિત અર્વાચીન દષ્ટિથી વેદને જોનાર મહાત્મા.

સ્વામી દયાનંદ સરસ્વતી.—કાલોચિત વેદનું રહસ્ય સમજાવનાર દેશોદ્ધારક.

સ્વામી વિવેકાનંદ.—અમેરિકાને આશ્ચર્યચકિત કરનાર, વેદને કર્તવ્યભૂમિ ઉપરથી જોનાર સમર્થ વક્તા.

લીલાવતી.—ભાસ્કરાચાર્યની ગણિતવિષયક પ્રિય પુત્રી.

કૃષ્ણદાસ પાલ.—૫૭ ના બળવાથી ખીજાએલા અંગ્રેજોને પોતાની વાણીથી શાન્ત પાડી હિન્દુસ્થાનને સંકટમાંથી બચાવનાર ' હિંદુ પેટ્રિયટ 'ના અધિપતિ.

દાદાભાઈ નવરોજજી.—' હિંદના દાદા '-'The G. O. M. of India.'

મહાદેવ ગોવિંદ રાનડે.—દેશભક્ત, રાષ્ટ્રીય સમાજના પ્રાણાત્મા, ' ગોખલે ' ના પૂજ્ય ગુરુ.

સર ફિરોઝશાહ મહેતા.—હિંદમાં હાલ જે થોડા ' સ્ટેટસમેન ' છે, તેમાંના એક.

ઑનરબલ ગો. કૃ. ગોખલે, સી. આઈ. ઈ.—ઘેર ઘેર ગવાતા નામની ઓળખ શી આપવી ?

સુરેન્દ્રનાથ બૅનરજી.—હાલના સમયમાં હિંદના અદ્વિતીય વક્તા અને રાજકીય નર.

રમેશચંદ્રદત્ત.—હિંદને લગતા અનેક ઉપયોગી વિષયો ઉપર વિચારશીલ લેખક.

સર સૈયદ અહમદ.—મુસલમાન કોમની આંખ ઉઘાડી ખરે રસ્તે દોરનાર પહેલો જ મુસલમાન.

જમશેદજી નસરવાનજી ટાટા.—બેંગલૂરના રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટનો અનન્ય સ્થાપનાર.

લૉર્ડ મેકૉલે.—હિંદમાં અંગ્રેજી કેળવણીનું બી વાવનાર ઉમરાવ દિલનો અમીર.

લૉર્ડ રિપન.—હિંદમાં સમાનતા અને સ્વરાજ્યની ભાવના પેદા કરનાર ગવર્નર જનરલ.

પ્રતાપસિંહ.—ચિતોડનો સૂર્યવંશી, શૂરો રાણો, તેણે પોતાનો ટેક પ્રાણાન્તં જાળવ્યો.

શિવાજી.—મરાઠા રાજ્યનો બુદ્ધિમન્ત શૂરવીર અને સ્થાપનાર.

તા. ૧૮-૭-૧૨ સુરત. } ગણપતરામ અનુપરામ ત્રવાડી.

## ૧૪.

ભરતખંડના વીસ મહાન્ પુરુષો હું નીચે પ્રમાણે ગણાવું છું:—

| | |
|---|---|
| ૧. વાલ્મીકિ. | ૧૧. અશોક. |
| ૨. વ્યાસ. | ૧૨. અકબર. |
| ૩. કાલિદાસ. | ૧૩. શિવાજી. |
| ૪. ભવભૂતિ. | ૧૪. પ્રતાપસિંહ. |
| ૫. શંકરાચાર્ય. | ૧૫. મહાદેવ ગોવિંદ રાના |
| ૬. મનુ. | ૧૬. દાદાભાઈ નવરોજી. |
| ૭. પાણિનિ. | ૧૭. શ્રી રામચંદ્ર. |
| ૮. ચરક. | ૧૮. શ્રી કૃષ્ણ. |
| ૯. ભાસ્કરાચાર્ય. | ૧૯. રાજારામમોહનરાય. |
| ૧૦. બુદ્ધ. | ૨૦. સ્વામી દયાનંદ સરસ્વતી. |

તા. ૩-૬-૧૨ કાશી. } મોહનલાલ પાર્વતીશંકર દવે.

## રમ્ય મૂર્તિ !

### ને

### મ્હેનું બલિદાન !

આવી ગઈ વિદ્યુતશી કો કન્યકા સામીપ્યમાં,
બેઠો હતો જ્યાં એકલો હું એક દિ વિચારમાં;
સૌન્દર્યની મૂર્તિ હતી, જ્યોત્સ્ના સમી શૃંગારતી,
પિયૂષ શાં મીઠાં ઝરા ગાલે ઝરે મૃદુ હાસ્યથી.

૨.

ઉષા સમે જેવી રીતે વિકસે લઘુ સુમનો મૃદુ,
જલબિન્દુથી સૌન્દર્ય ને માધુર્યમાં વાધે તનુ;
વિભાકરે નહીં ધવલતા જોકે રમે ભાનુ ઉગે,
તોયે ઘણો લાલિત્યથી એ રશ્મિમાં હરે ઝુલે.

૩.

એવી રીતે એ વ્યક્તિનું સૌન્દર્ય સૌ પ્રસિદ્ધ છે,
એવી રીતે ગૌરાંગમાં માધુર્ય એ સન્નદ્ધ છે;
ભુલાય ના કો યુગમાં એવું વસે ત્યાં રૂપ એ,
જોઈ રહ્યો હું તો ઘડી એ દિશામાં એકી ટમે.

૪.

ધાર્યાં હતાં એણે નવાં આભૂષણો સૌ અંગમાં,
સાડી લીલી ગૌરાંગમાં ફરફર કરે સૌ હર્ષમાં;
ને બાપડી શરમાતી એ સંકોચતી ધીમે રહી
એ ફરફરો વારે ઘડી; પાછું જુવે એ વળી વળી.

૫.

જાણું ન હું એ કોણ છે; શા કારણે, શા ભાવથી,
એ ચક્ષુઓ પાછી વળી, વારે ઘડી પાછી જતી;
એ કન્યકા નિર્દોષ ને આશ્રિતતાના ભાવથી,
આનન્દમાં રાત્રિઅહો આયુષ્ય ગાળે ભાગની.

એ ચક્ષુમાં પ્રીતિતણાં કે બિન્દુડાં નાચ્યાં કરે,
એ ચક્ષુઓ પ્રીતિતણાં તારા સન્ટક ખેંચ્યાં કરે:
એ ચક્ષુમાં પ્રીતિનિધિ શી મસ્તીથી કુદ્યાં કરે,
**એ ચક્ષુઓ પ્રેમીતણાં સંભ્રમની આશા કરે.**

૭.

એ આસ્યમાં નિર્દોષ ને આનન્દ ને પ્રીતિતણાં,
મૃદુ.હાસ્ય કે ધીમા ધીમા છાના રહી રમતા મીઠાં;
સુગન્ધએ પ્રસરાવતાં ચોદિશમાં અતિ વેગથી,
દેખાય એ ન્હાની કલી ખીલ્યાં સમું અતિ રક્ત શું.

૮.

જ્યારે જુવે પાછી વળી મ્હારા પ્રતિ જે જે ક્ષણે,
ત્યારે દમે મુજ હ્રદને કે શોકથી તે તે ક્ષણે;
જાણું નહિં ઉત્પાત એ મુજ હ્રદમાં કાં થાય છે,
જોયાં નથી કોઈ દીને તોફાનના તોફાન એ.

૯.

કમલો પરે ધીમે રહી છુપાઈને એકાન્તમાં,
વારિ મહિં ડૂબી જશું એ બ્હીક ના ગણકારતાં;
કે પ્રાણને કોઈ હરી લેશે નકી એ નોતરતાં,
ભૃંગો ઝુલે આનન્દથી લૈ ચુંબનો વિલાસમાં.

૧૦.

પ્રેમી પરે ધીમે રહી પ્રીતિ ધરે એકાન્તમાં,
ચોપાસના સંજોગને ઘડી બેઘડી ભૂલી જતાં;
કે સ્વાત્મને ભૂલી જઈ—શું વિશ્વને ભૂલી જતાં,
પ્રેમી ઝુલે પ્રીતિઅંકમાં લૈ ચુંબનો અન્યોન્યમાં.

૧૧.

ચમકી ગઈ આવેગમાં આવેશથી એ કન્યકા,
ઉંડા અતિ રોપી ગઈ આ હ્રદમાં નિજસ્નેહના

અંકુર જે આવે મ્હને : હાવે મીઠાં અંતર માહિં
થાયે કેમ જુદા જુદા ભાવો ક્ષણ ક્ષણએ અતિ.

૧૨.

હૃદમન્દિરે એ કન્યકા—કૌમારીના દિવ્યાનને,
આલ્હાદ જે થાતાં હતાં; નવ વેગથી જે ઉછળે
હૈયું કુણું;– હૈયું મીઠું : જે ભાવ ત્યાં સ્ફુર્યાં કરે,
ને ઉર્મિઓ પ્રીતિ ઝરે : જોયાં કરું હું એ દિલે

× × × × ×

( ૨ )

૧૩.

ઘડી એ વિને આવી અને બેઠી ગઈ મુજ પાસમાં,
ક્ષોભે ખસે–ઘડી આમ ને ઘડી તેમ એ જાણ્યા વના;
મૃદુ હાથથી ધીમે રહી શરમાતી એ નિજ અંગને,
ઢાંકે બધું : પણ રમ્યતા વળગી રહી તે ના ખસે.

૧૪.

એ રમ્યતા, એ ચારૂતા, નિર્દોષતા, એ મૃદુતા,
બૃહસ્પતિ નાચ્યાં કરે શા શક્તિથી આનન્દમાં;
ઘેલો બની સ્વચ્છન્દથી એ નેત્રમાં : હું જોઈ આ,
પ્રફુલ ઘે' રાચ્યો ઘણો નિજ ઉરમાં બેભાનમાં.

૧૫.

મુખ ફેરવે ને ફેરવે વારે ઘડી ધીરે રહી,
જાણ્યું પછી જ્યારે ઘડી ઘડી બે પછી પુછવા કંઈ;
એ સાન છે : ત્યારે પછી અંગમાં કીધાં મ્હેં તે ક્ષણે
વ્યવહારની જુદી રીતો – વ્હેમો જુઠાં જે ત્યાં વસે.

× × × × ×

૧૬.

" તું કોણ છો ? બાલા અહો ! તું મૂર્તિ જે નિર્દોષતી,
" ક્યાંથી અહિં ? ક્યાં જાય છે ? શીદ આમ તું એકાકિની ?

"-અભિન્નત તું દીસે 'અતિ; પુછવા ચહે કે' ના કહે,
" વાંચ્યું ખરે તુજ હૃદમાં વહ્નિ છુપો સળગ્યાં કરે.

૧૭.

ધીમે રહી થોડું વદી, "સ્ત્રીઓ તણા આ વહ્નિને,
" કોઈ નહિ હોલ્વી શકે ; એ વહ્નિ તો છૂપો બળે;
" મુજ લગ્નની વાતો કરે માતા પિતા ને સ્નેહિયે,
" વિચારૂં હું શાને બધાં આવું કરી મૂર્ખાં બને.

૧૮.

" જે લગ્નમાં આનન્દ ના, કો સ્નેહ ના, કો આશ ના,
" જે દમ્પતી સાથે વસી બારે ઘડી વિલાપતાં;
" જેની વિણા દુઃખો થકી કટુતાભર્યા સુરો રચે,
" ત્હેનાં જીવન શી રીતથી ક્યારે સખે ! મીઠાં બને ? !

૧૯.

" વિદ્યા વિના, સંસ્કારી ના, ગુણ રજ ના, જે એ પતિ,
" નિર્માલ્ય જે, વણ સત્ત્વ જે, એવા સખે ! મ્હારા પતિ?
" જાણે નહિ જીવન તણી ઉદાત્ત શી કે ભાવના,
" વિચાર સૌ એવા ઘણાં મુજ ચિત્તમાં યે પીડતા."

૨૦.

આવું કહી, રોઈ પડી, બિચારીએ, લાચારીથી,
ધાર્યું ઘણું કે'વુ બીજું પણ ઉઠીને ચાલી ગઈ;
જોતો રહ્યો એ દિશામાં ક્યાં જાય છે ઉઠી અને,
એ રમ્યતા, એ ગેયતા, એ ઇશ્વરી જે ત્યાં વસે.

( ૩. )

૨૧.

કે સુમનો લાલિત્યશાં કુમળાં અતિ આવી રીતે,
સંસારના કુ-વેદિમાં નિષ્કારણે રાત્રિદીને;
દીનમુખ થૈ ચીમળાઇને નિજઆત્મને હોમાવતાં.
અંતર બળે દાવાગ્નિથી આ આર્તસુરો ગુણતાં—

૨૨.

આંસુ ખરે ખળખળ વહે! જોવાય ના આ યજ્ઞ સૌ,
પ્રગટે બધે સૌ અંગમાં ઉશ્કેરતો અગ્નિ ક્રોધ;
કંપે અને મૂર્છી ઉડે કાયા બધી આ ખૂનથી,
હોમાય જ્યાં બારે ઘડી ગૃહરાજ્ઞીની જીવન કલી.

૨૩.

પુરાણમાં, સ્મૃતિ વિષે, વિદ્વાન સૌ સાથે વદે,
"નારી પૂજે જ્યાં જ્યાં ત્હમે ત્યાં દેવ સૌ કલ્લોલશે;
"નારી બને ગૃહલક્ષ્મી ને ગૃહરાજ્ઞી ને એ પૂજ્ય છે,
પણ એ બધું, એ રમ્યતા, વેદિ માહિં હોમાવ છે.

૨૪.

ગૃહરાજ્ઞીને આ ભૂમિમાં રોવા વિના બીજું નહિં,
કાંઈ મળ્યું એના પિતા માતા અને સ્નેહિ થકી;
સંસ્કારતા માતાપિતા નિજ બાળને કોઈ નહિં,
ફેંકી દીયે વિષ્ટા ગણી રશ્મિમણિ પાપી બની.

મુંબઈ, ૨૦ : ડીસેમ્બર ૧૯૧૧.

—રમણીયરામ—

---

# વડોદરાની સાહિત્યપરિષદે ભજવાવેલું નાટક.

વડોદરામાં ચોથી ગુજરાતી સાહિત્યપરિષદ્ સંબન્ધે યોજનાઓ થઈ તે વખતે કેટલાક મહિના અગાઉથી જ ત્હાંની મંડળીએ રૂ. ૫૦૦ ) પ્રેમાનન્દના નામે પ્રસિદ્ધ થયેલું એકાદ નાટક કોઇ નાટકકંપની કને ભજવાવવા માટે જુદા કાઢ્યા હતા. આ ઉપરથી મ્હેં એક લાગતા વળગતા મિત્રને પૂછ્યું કે પરિષદ્‌ની દ્વારાએ નાટકોને આમ પરોક્ષ રીત્યે ટેકો અપાવવો વાજબી છે? ઉત્તરમાં મ્હને એ મિત્રે કહ્યું કે હેમાં પરિષદ્‌ને સાક્ષાત્ સંબન્ધ નથી, વડોદરાવાળું મંડળ પોતે એકઠી કરેલી રકમમાંથી જેમ પ્રદર્શન કરશે, તેમ આ નાટક માટે રકમ કાઢે હેમાં આપણાથી વચ્ચે ના પડાય.

આ પછી લાંબી મુદતે પરિષદનું પ્રોગ્રામ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયું તે સાથે રોપ-દર્શિકા સત્યભામાખ્યાન નાટક ભજવવાની પણ વાત જાહેર થઈ, તે વખતે એક મિત્રે મ્હને કહ્યું—જુવો ! પરિષદે તો નાટક પ્રેમાનન્દનાં છે એમ સ્વીકાર્યું પણ ખરું ! મ્હેં ઉત્તર આપ્યો કે એટલા ઉપરથી હેવો સ્વીકાર થયો એમ અવશ્ય અનુમાન ના કઢાય; ઢીલો પક્ષ સબળ કરવાની ઇચ્છાથી હેવો આડકતરો માર્ગ પકડવાની ક્ષુદ્ર યુક્તિ કરવાનું; પરિષદની છાયામાં રહીને આમ અયોગ્ય લાભ લેવાનું, પ્રેમાનન્દપક્ષના સજ્જનોના સ્વપ્નમાં પણ ના આવે;-મ્હારા મિત્રનું સમાધાન થયું નહિં.

પરિષદ ભરાઈ; છેવટને દિવસે નાટક પણ ભજવાયું. મ્હેં જોયું. એ ખેલથી પ્રેક્ષકોને સંતોષ થયો નહિં એમ ચોગમથી પુકાર થયો. પરંતુ એ પુકારમાં હું શામિલ થતો નથી. કેમકે હાલની ગુજરાતી રંગભૂમિ તરફથી આશા રખાય તે કરતાં વિશેષ હેમાં કશું હતું જ નહિં. અને નાટકિયા ગીતો વગેરે ફેરફાર થશે જ એ માટે હું તૈયાર થઈને જ ગયો હતો. પરંતુ તે પ્રશ્ન અહિં અપ્રસ્તુત છે.

અહિં માત્ર એટલું જ જોવાનું છે કે પરિષદે પ્રેમાનન્દના કર્તૃત્વની કલ્પનાને આ પ્રયોગ કરાવીને ગૂઢ અનુમોદન આપ્યું એમ માનવાને કશો આધાર છે ? આ પ્રશ્નને અંગે બે પક્ષ તરફથી પ્રમાણો મળેછે. અસ્તિપક્ષ માટે નીચેની હકીકતો જડેછેઃ—

(૧) "સયાજીવિજય" ના તા. ૫–૪–૧૨ ના અંકમાં "સ્વર્ગમાં વિદેહી સાક્ષર-સભા" ના મથાળાનો એક રમૂજી લેખ આવ્યો હતો હેમાં નીચેનું વચન સરસ્વતીના મુખમાં મૂક્યુંછેઃ—

> "મ્હારી ખાતરી છે કે પરિષદ્ તે ( અર્થાત્ જોડણી ) બાબત મોડું વ્હેલું કાંઈ પણ કરશે. નાટકની બાબતમાં તો પ્રેમાનન્દને ઇનસાફ હેમણે આપ્યો જ છે."

આ ઉપરથી માત્ર એટલું જણાય કે પરિષદે નાટકનો પ્રયોગ કરાવવાનું ઠરાવ્યું તે કૃતિમાં 'સયાજીવિજય'નો લેખક પ્રેમાનન્દના કર્તૃત્વપક્ષ તરફ પરિષદની-અથવા તો પરિષદ્-ના વડોદરાવાસી કાર્યવાહકોની—સંમતિ જુવેછે. આ પરિણામ માટે એ લેખકની બુદ્ધિને જવાબદાર ગણવી કે એ કાર્યવાહકોની કૃતિને એ પ્રશ્નનો ઉત્તર સુજ્ઞોને જ સોંપવો એ ઇષ્ટ છે.

(૨) એક સાપ્તાહિક પત્રના ખબરપત્રીએ આ નાટકના પ્રયોગ વિશે નીચે પ્રમાણે ટીકા કરી જણાયછેઃ—

> "વડોદરાના કાર્યવાહકો હાલમાં ચર્ચાનું સ્થાન થઈ પડેલાં ત્રણ;નાટકો-સત્યભામા-રોપદર્શિકા, પાંચાલીપ્રસન્નાખ્યાન, અને તપત્યાખ્યાન તે-પ્રેમાનન્દનાં નાટકો માનેછે, અને તે ભજવાવી હેની ઓર ખૂબીથી ગુજરાતી પ્રજાને આંજી નાંખવાની હેમની ધારણા હતી."

આ વચનમાં કાર્યવાહકોના હૃદયમાં પેશી નીકળવાનો આશ્ચર્યકારક હક કર્યો જણાય છે. કાર્યવાહકોનો મત—સર્વનો—અમુક જ પ્રકારનો છે એમ કહેવા માટે કશો આધાર નથી, અને પ્રજાને આંટો નાંખવાની ધારણા કલ્પવા માટે તો અન્તર્યામિત્વની અદ્‌ભૂત શક્તિ જ જોઇયે.

(૩) પરિષદ્‌ના દૈનિક કાર્યક્રમનાં પત્તાંઓમાં આ પ્રમાણે સ્થિતિ છેઃ—
તા. ૫–૪–૧૨ નં. ૫ નું કાર્ય—'આ તે લલિત સુમન'—

પ્રેમાનન્દ

તે જ પ્રમાણે તા. ૬—૪–૧૨ ના સ્હવારના કાર્યક્રમના નં. ૫ કાર્યમાં છે.

પરંતુ આ ઉપરથી નિશ્ચિત અનુમાન બાંધવામાં અન્યાયનો ભય છે; બહુ હાથે કામ થવાને લીધે અમુક વ્યક્તિયે પોતાના ખાનગી મતને વશ થઈ આમ આડકતરી રીતે નામ ઘુસાડી દઈ આનન્દ માન્યો હોય એમ સંભવે છે. કેમકે એ જ કાર્યક્રમની પત્રિકાઓમાં બીજા પ્રકારની સ્થિતિ પણ જણાયછેઃ—

> તા. ૭–૪–૧૨ ના સાંઝના કાર્યક્રમમાં છેવટે "સાંગોપાંગ સુરંગ વ્યંગ (!) અતિશે"—ઇત્યાદિ વાળો શ્લોક મૂકી તે નીચે કાઉંસમાં 'રોપદર્શિકા સત્યભામાખ્યાન' એટલું જ લખી પ્રેમાનન્દનું નામ ન ઉમેરી, તકરારી બાબતમાં તાટસ્થ્ય સાચવ્યું છે. અને તા. ૬–૮–૧૨ ના સાંઝના કાર્યક્રમમાં—

"૪. સંગીત—શાર્દૂલવૃત્ત ?—પ્રેમાનન્દ

એમ દેખિયે છિયે. અહિં પ્રશ્નનું ચિહ્‌ન મૂકવું છે તે સંદેહ બતાવવા માટે હશે કે પ્રેમાનન્દના કર્તૃત્વ વિશે સંદેહ બતાવવા તે સમઝાતું નથી.

અસ્તિપક્ષના તરફમાં જ્યારે આમ તર્ક અને અટકળોની નિર્બળ સામગ્રી છે, ત્યારે નાસ્તિપક્ષની બાજુએ મ્હારી જાતે મેળવેલી માહિતી, શબ્દ પ્રમાણના બળવાળી, તૈયાર છે તે પ્રગટ કરવાની જરૂર ઉપર દર્શાવેલા ભ્રમ લોકોમાં થયેલાછે તેથી સવિશેષ જણાય-છે. તો તે પ્રજા સમક્ષ મૂકુંછુંઃ—

(૧) છેલ્લે દિવસે નાટકના ખેલ વખતે બીજા અને ત્રીજા અંક વચ્ચેના વિશ્રામના સમયમાં પરિષદ્‌ના એક તન્ત્રીએ મ્હને વાતપ્રસંગે કહ્યુંઃ—

> "આ નાટકનો પ્રયોગ પરિષદે કરાવડાવ્યો તે ઉપરથી એમ ઠરાવવાનું નથી કે પ્રેમાનન્દના કર્તૃત્વ બાબત પરિષદે નિર્ણય કર્યો."

મ્હેં કહ્યું—"હું પણ તે જ દૃષ્ટિયે જોઉંછું, અને આ પ્રકારની ખાતરી આપવાની જરૂર નથી." આ વાતચીત સંપૂર્ણ સ્નેહભાવથી થઈ હતી.

(૨) આ બનાવ પછી તા. ૧૪–૪–૧૨ ને રોજ મ્હેં એ તન્ત્રીને ખાનગી પત્ર લખ્યો ત્હેમાંથી ઉતારો ટાંકુંછું.

'સયાજીવિજય'માંના પૂર્વોક્ત લેખ તરફ હેમનું લક્ષ ખેંચી મ્હેં લખ્યું:—"આ ઉપરથી કાંઇ આ મત પરિષદ્‌નો છે એમ ના જ કહેવાય તે ખરું. પરંતુ નાટક સંબન્ધે 'સયાજીવિજય'ના આ લેખકને તો ગ્રહબંધાયો સ્પષ્ટ છે, તે જ રીત્યે, એ લેખથી ખાસ, અન્ય જનોને પણ ભ્રમ થવાનો સંભવ છે. આ સ્થિતિમાં જેમ મ્હને ખાનગીમાં ત્હમે ખાતરી આપી હતી તેમ પ્રગટ રીત્યે વર્તમાનપત્રાદિદ્વારા આ પ્રશ્નમાં તટસ્થવૃત્તિની ખાતરી આપવાની ફરજ વડોદરાની પરિષદ્‌ના કાર્યવાહકોની શું નથી? અને તે ફરજ સત્વર બજાવવામાં આવશે? આ પ્રશ્નો હું પૂછુંછું તે અનુચિત નહિં ગણો એમ આશા છે."

આ પત્રનો ઉત્તર તા. ૨૦–૪–૧૨ ના રોજના પત્રમાં એ તન્ત્રી તરફથી મળ્યો, ત્હેમાં નીચે પ્રમાણે લખ્યુંછેઃ—

"પ્રેમાનન્દનાં નાટકો બાબતમાં કેટલાકો સાથે વાત કરી જોઈ. એમ કરવામાં જ આપના પત્રનો ઉત્તર આપતાં વિલમ્બ થયોછે. એ પૈકી બહુ જ થોડા આપની સૂચના પ્રમાણે હમારી તટસ્થ વૃત્તિ પ્રસિદ્ધિમાં મૂકવા રાજી છે. ત્હેમનું કહેવું હેવું છે કે નાટકના કર્તૃત્વ સંબન્ધી પરિષદ્‌ના કાર્યવાહકોએ કશું કહ્યું નથી–કશું પ્રસિદ્ધ કર્યું નથી—તો તે સંબન્ધે કશું લખવાની જરૂર નથી."

આમ લખી તેઓ ઉમેરેછે કેઃ—

"મ્હેં આપને જે વાત કરીછે ત્હેનો, ખાનગી કે જાહેર, જે ઉપયોગ મ્હારે નામે આપ કરી સકો તે શિવાય વધારે બનવું કઠિન છે. આપને જાણીને આનન્દ થશે કે પરિષદ્‌ના પ્રમુખ સાહેબ, રા. રણછોડભાઈ, પણ એ બાબતમાં કેવળ ઉદાસીન વૃત્તિ રાખેછે એમ હેમણે મ્હને કહ્યુંછે. તેઓ પણ નાટકના કર્તૃત્વ સંબન્ધે કોઇ પણ અભિપ્રાય બાંધી ચૂક્યા નથી એ હું જાણુંછું."

આ તન્ત્રીએ નાટક ભજવાતી વખતે મ્હને ઉપર કહેલી વાત કહી તે સાથે એમ પણ કહ્યું હતું કે—નાટક ભજવવાની યોજના રજૂ થતાં પ્રમુખ સાહેબે વડોદરામાં એક જણ ઉપર પત્ર લખી લખ્યું હતું કે નાટક ભજવાશે માટે ત્હેના કર્તૃત્વ માટે મ્હેં અનુમોદન આપ્યું એમ સમઝવાનું નથી.

વળી આ પત્રના મ્હારા ઉત્તરના ઉત્તરમાં (તા. ૨૨–૪–૧૨ ના રોજના પત્રમાં) એ તન્ત્રી લખેછેઃ—

"સાહિત્યપરિષદ્‌ના કાર્યવાહકો પ્રેમાનન્દ જ આ નાટકનો કર્તા છે એમ માનતા નથી એ નિર્વિવાદ છે. નાટકના કર્તૃત્વ સંબન્ધે તેઓ તટસ્થ જ રહ્યાછે એ વાતનો ઉપયોગ આપ કરશો ત્હેમાં મ્હને કશો બાધ નથી."

આ રીતે પરિષદ્‌ની તટસ્થતા પ્રસિદ્ધ કરવાની મ્હને પરવાનગી મળ્યાથી હું પરિષદ્‌ના કાર્યવાહકોનો ઉપકાર માનુંછું. અને કાંઇ નહિં તો મ્હારા મુખે પણ પોતાની ખરી વૃત્તિ પ્રજા સમક્ષ મૂકવાનો પ્રસંગ એઓએ આપ્યો તેથી બહુ સંતોષ થાયછે. પરિષદ્‌ના કાર્યવાહકો જાતે આ બાબતમાં પ્રજાની આગળ આવવું અનિષ્ટ ધારેછે તે અનેક દૃષ્ટિયે ઇષ્ટ જ જણાશે. પ્રજાના સામાન્ય વર્ગના ભ્રમ દૂર કરવા એ વિષમ વાત છે. એ ભ્રમના અનેક વાર હસવા જેવા પ્રકાર હોયછે ત્હેનો એક નમૂનો નાટક ભજવાતું હતું તે વખત જણાઈ આવ્યો હતો; પ્રેક્ષકમાંથી એક જણ કહેવા લાગ્યોઃ—

"અરેરે! આ નાટકમાં પ્રેમાનન્દ તો રંગભૂમિ ઉપર આવ્યા જ નહિં!"—'પ્રેમાનન્દનું નાટક' એ શબ્દોનો અર્થ એ સરલ બુદ્ધિના પ્રેક્ષકે જુદો જ કર્યો હતો!

નાટકનો પ્રયોગ કરાવાને અંગે, ઉપર પ્રમાણે જોતાં, પરિષદ્‌ના કાર્યવાહકો તરફથી મળેલી ખાતરીને જ વિશ્વસનીય ગણવી જોઇયે, અને વૃથા તર્કોને તજી દેવા જોઇયે, એમ આ સવિસ્તર ખુલાસા ઉપરથી સર્વેના મનમાં ઊતરશે હેમાં સંશય નથી.

| વાંદરા<br>તા. ૨૭–૪–૧૨ | નરસિંહરાવ ભોળાનાથ. |
|---|---|

---

અનુલેખઃ—

ઉપરનો લેખ પૂરો થયો, પછી આજ વડોદરા પરિષદ્‌ના કાર્યવાહકોમાંના એક મુખ્ય સજ્જનનો પત્ર મ્હારા ઉપર આવ્યો; ત્હેમાંથી નીચેના શબ્દો નોંધવા લાયક છેઃ—

"The play was allowed to be performed by the *Parishad* Committee more to give materials to the people to judge about their authorship than to palm them off as Premanand's according to the official view of the Baroda Committee."

એ મિત્ર ઉમેરેછેઃ—

"You are at liberty to make any public use of these assurances."

આ ઉપરથી સ્પષ્ટતા થશે જ. માત્ર શઙ્કા એટલી રૂહેછે કે નાટકોના કર્તૃત્વ વિશે નિર્ણય કરવાને અર્થે ગુર્જર પ્રજાને સામગ્રી પ્રગટ થયેલા ગ્રન્થોથી જ અપાય તે કરતાં વિશેષ નાટકના પ્રયોગથી શી મળવાની હતી તે અગમ્ય રૂહેછે. જે વર્ગ નાટકગ્રન્થ વાંચીને નિર્ણય કરવાને અસમર્થ છે ત્હેમનામાં પ્રયોગ જોઈને નવું સામર્થ્ય આવવું અસંભવિત લાગેછે. વળી નાટકમાં ગીતો વગેરે નવાં દાખલ કરી ઉથલપાથલ કરી નાંખ્યા પછી તો નિર્ણય માટે એ સામગ્રી સર્વથા અયોગ્ય જ થઈ જવાની, તે વાત ઉપર કહેલો ઉદ્દેશ રાખનારા કર્તાહર્તાઓના મનમાં પેઠી જ નહિ હોય કે કેમ—એ વિશે વૃથા તર્કવિતર્ક કરવામાં કાળ અને મનોબળનો વ્યય શું કામ કરવો ? માત્ર શુદ્ધ હેતુ વિશે જે ખાતરી આપવામાં આવેછે ત્હેને જ કીમતી ગણીને સ્વીકારવાનું કર્તવ્ય વધારે આદરણીય છે.

તા. ૨૮-૪-૧૨ } ન. ભો.

---

# હિન્દમાં સ્વાભિમાન નહોતું ?

ઉપરનો પ્રશ્ન કદાચ કોઈને વિચિત્ર લાગશે. પરંતુ પાશ્ચાત્ય દેશોમાં જઈ આવેલા અને ત્યાંના રીતરિવાજોનો કડવો વા વાયો હોય તેવા જનોના સંબન્ધમાં આવેલા માણસોને તે વિચિત્ર નહિ લાગે. "How can I live here? the stairs are not carpeted!" ( દાદરનાં પગથિયાં પર સાદડી સરખી પણ પાથરેલી નથી ! આ દેશમાં મારાથી કેમ રહેવાય ? )—આવી વૃત્તિ અનુભવનારા બહુ તો નહિ હોય. પણ જેમને 'દૂરથી ડુંગર રળિયામણા' લાગે છે અને પાસેની નિર્મળ શ્વેત જળની નદી ઉપર આસક્તિ થતી નથી તેમને કદાચ આ લેખમાંથી કાંઈક જાણવાનું મળશે.

સ્વાભિમાન ( Self-respect ) એ શબ્દમાં 'અભિમાન' શબ્દ તેના સંસ્કૃત અર્થમાં વપરાએલો છે. પોતાની જાત પ્રતિ માનની લાગણી, પોતાની પ્રતિષ્ઠા જાળવવાનું માન તેનું નામ સ્વાભિમાન. પરંતુ આટલું બસ નથી. સ્વાભિમાનના જુદા જુદા પ્રકારો બરાબર લક્ષમાં આણવા સારૂ તેના અર્થની વધારે પૂર્ણ રીતે વ્યાખ્યા બાંધવાની જરૂર છે. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે—

"Self-respect does not mean vanity or rashness; but if

means that state of mind which is always prepared not to let go its privileges either for the sake of fear or idleness." (સ્વાભિમાન એટલે મગરૂરી અથવા ઉછાંછળાપણું નહિ; પણ સ્વાભિમાન એટલે મનનો એવો ગુણ કે જે ગુણ વડે, બીકને લીધે અથવા આળસને લીધે પોતાના હક નહિ જવા દેવાને મન હમેશાં તત્પર રહે છે.) એક બાજુએ ખુશામત અને બીજી બાજુએ ઉદ્ધતાઈ આમ બે છેડા લઇએ તો તેનું મધ્યબિંદુ ( golden mean ) તે સ્વાભિમાન. ખુશામતીઆ માણસના મનની અધોદશા અને ઉદ્ધત માણસના મનની ઉચ્છૃંખલતા—આ બંનેમાંનો એકે દોષ સ્વાભિમાની જનના મનમાં હોતો નથી. ઊલટું, તે એવું દૃઢ હોય છે કે ઉપરના બંને અન્તિમ વિકારો ઉત્પન્ન થતાં જ તેમને દબાવી તેમના ઉપર વિજય મેળવવા તે સમર્થ થાય છે. અત્ર એટલું જણાવવું આવશ્યક છે કે સ્વાભિમાનને ઉદ્ધતાઇથી સ્પષ્ટ રીતે જુદું પાડી બંનેનો વિવેક કરવો એમાં તીવ્ર વિવેચનશક્તિની જરૂર છે. તેને અભાવે સદ્ગુણ કેળવવા જતાં દુર્ગુણના પાશમાં સપડાઈ જવાય એ સંભવિત છે.

આવી રીને સ્વાભિમાનનો અર્થ કાંઇક સમજ્યા પછી ઉપરના પ્રશ્ન તરફ વળીએ. હિન્દમાં સ્વાભિમાન નહોતું ?-આ પ્રશ્ન કેટલીક રીતે બહુ સ્વાભાવિક લાગે છે. જે સમયે સુધરેલા દેશોમાં સ્વાભિમાન વગરના માણસની કાંઈ જ કીમત અંકાતી નથી, જે સમયે હિન્દવાસીઓમાં સ્વાભિમાન જેવો ઉચો સદ્ગુણ વિરલ છે એવી આપણા દેશહિતેચ્છુઓની બૂમ સંભળાય છે—તેવે સમયે ( હાલના સમયે ) હિન્દુસ્થાનમાં સ્વાભિમાન હતું કે નહિ તેનો વિચાર સ્વાભાવિક છે. આ પ્રશ્નનો ઉત્તર આ દેશના પ્રાચીન સાહિત્યમાં શોધવો એ ઇતિહાસદૃષ્ટિથી ખોટું નથી એમ ધારી પ્રકૃત લેખમાં કેટલાએક ઉતારા આપવામાં આવ્યા છે. જનસમાજના સદ્ગુણો તેમ જ દુર્ગુણો તથા તેની ઊંડી હૃદયની લાગણીઓ તેના સાહિત્યમાં ઘણે અંશે ઊતર્યા વિના રહેતી નથી એ સત્ય સ્વીકારી, રાજર્ષિ ભર્તૃહરિના ગ્રન્થમાંથી કેટલાએક હૃદયના ઊભરાઓ નીચે દર્શાવવામાં આવ્યા છે. તે ઉપરથી સ્પષ્ટ સમજાશે કે હિન્દમાં—પ્રાચીન હિન્દમાં—સ્વાભિમાન એટલું તીવ્ર હતું કે તેનો નિષેધ કરવો તદ્દન અશક્ય છે.

હા ! એ લાગણી અર્વાચીન હિન્દમાં કેટલેક અંશે મન્દ પડી ગઈ છે એ સત્ય સ્વીકારતાં અચકાવું જોઇએ નહિ. ઇ. સ. ૧૦૦૦ પછીના વિગ્રહકાળના અંધકારના યુગમાં પ્રાચીન હિન્દના ઘણા સદ્ગુણોની સાથે સ્વાભિમાનનો પણ પ્રધ્વંસ થયો હશે એમ લાગે છે, અને પાશ્ચાત્ય પ્રજાના ગાઢ સંસર્ગ પછીથી એનો પુનરુદ્ધાર થતો જણાય છે. એ સદ્ગુણની વૃદ્ધિમાં આપણા પ્રાચીન સાહિત્યની સાહ્યથી આપણે કાંઇક ઉમેરો કરી શકીએ તો તેનું માન આપણા સદ્ગુણી પૂર્વજોને ઘટે છે.

અત્રે ઉતારેલા શ્લોકો ભર્તૃહરિમાંથી લીધેલા છે. અન્ય કવિઓના ગ્રન્થોમાંથી પણ યોગ્ય ઉતારા આપવા ઇરાદો છે.

( १ ) फलमलमशनाय स्वादु पानाय तोयं
शयनमवनिपृष्ठे वल्कले वाससी च ।
नवधनमधुपानभ्रान्तसर्वेन्द्रियाणा-
मविनयमनुमन्तुं नोत्सहे दुर्जनानाम् ॥

ખાવાને માટે ફળ બસ છે; પીવાને માટે પાણી સ્વાદિષ્ટ છે; સુવાને માટે જમીન, અને પહેરવાને માટે બે વલ્કલ મળશે તો ચાલશે ! પણ નવાસવા પૈસા મળવાથી, મદિરાપાન કર્યું હોય તેમ, જેમની સર્વ ઇન્દ્રિયો અવશ થઈ ગઈ છે એવા દુર્જનોના ધપ્પા ખાવાનું હું સહન કરનાર નથી !—આવા ઉદ્‌ગારો શુદ્ધ સ્વાભિમાનની તીવ્ર લાગણી સિવાય કોણ કાઢી શકે? અને આવા ઉદ્‌ગારો કયા હૃદયમાં સ્વાભિમાન જાગૃત ન કરે ? શ્લોકના ઉત્તરાર્ધમાં દર્શાવેલી સ્થિતિ મોટા મોટા શેઠીઆઓને ત્યાં નોકરી કરનાર વર્ગના અનુભવમાં આવતી હશે.

( २ ) त्वं राजा वयमप्युपासितगुरुप्रज्ञाभिमानोन्नताः
ख्यातस्त्वं विभवैर्यशांसि कवयो दिक्षु प्रतन्वन्ति नः ।
इत्थं मानद नातिदूरमुभयोरप्यावयोरन्तरं
यद्यस्मासु पराङ्मुखोसि वयमप्येकान्ततो निःस्पृहाः ॥

તું રાજા છે, તો હું ગુરુની ઉપાસના કરી છે જેણે એવો અને તેથી જ કરીને પ્રજ્ઞાશાલી છું; તું તારી દોલતથી લોકોને જાણીતો થએલો છે, તો મારી કીર્તિ કવિઓએ સર્વ દિશામાં પ્રસારેલી છે; આ પ્રમાણે, હે બીજાઓનું માન ( ગર્વ ) ઉતારનાર ! આપણા બંનેમાં બહુ ફેર નથી; છતાં જો તું મારી બિલકુલ દરકાર કરતો નથી, તો હું પણ તારા પ્રતિ તદ્દન નિઃસ્પૃહ છું.

આવી રીતે એક રાજા પ્રતિ પણ પોતાની આવી સ્થિતિ કોઈ વિદ્વાન કલ્પી શકે, તો તેના અંતરમાં સ્વાભિમાનની કેવી ઉચી લાગણી હોવી જોઈએ ? સ્વાભિમાન અને ઉચ્છૃંખલતા વચ્ચે ભેદ દર્શાવનારો આ એક સારો નમુનો છે.' સામો માણસ આપણી જરા પણ દરકાર ન કરતો હોય છતાં તેની સોડમાં વારંવાર પેસ્યાં કરવું એ સ્વાભિમાનનો નિતાન્ત અભાવ સૂચવે છે. આ શ્લોકમાં બતાવેલી મનની સ્થિતિ વિનીત માણસને ન શોભે એવી બિલકુલ નથી એ સ્પષ્ટ છે.

( ३ ) नायं ते समयो रहस्यमधुना निद्राति नाथो यदि
स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति द्वारेषु येषां वचः ।
चेतस्तानपहाय याहि भवनं देवस्य विश्वेशितु-
र्निर्दौवारिकनिर्दयोक्त्यपरुषं निःसीमशर्मप्रदम् ॥

સાહેબ હમણાં મળી શકશે નહિ, હમણાં તો ખાનગી ચાલે છે, શેઠ ઊંઘી ગયા છે, જો ઊઠીને જોશે તો ગુસ્સે થશે—ઇત્યાદિ વચનો જે બડેખાંઓને બારણે સાંભળવાં પડે છે તેમને એક બાજુએ મૂકીને, હે મન! તું સકળ વિશ્વના રાજા એવા જે ભગવાન તેમને બારણે જા—તેમનું ચિન્તન કર; કેમકે પ્રભુના દ્વાર આગળ કોઈ પટાવાળાની નિર્દય વાણી સાંભળવી નહિ પડે અને તેથી જ તે દ્વાર અપરુષ છે, કઠોર નથી; વળી ત્યાં જવાથી અપાર સુખનો લાભ થાય છે તે જુદો.

ધનાઢ્યોને ત્યાં અથવા પોતાના ઉપરીઓને ત્યાં અનેક પ્રકારના સ્વાર્થ સાધવા જોડા ઘસનાર મનુષ્યોને ઉપરનો બોધ કેટલો સુમાર્ગદર્શક થવો જોઈએ!

( ૪ ) अमीषां प्राणानां तुलितबिसिनीपत्रपयसां
कृते किं नास्माभिर्विगलितविवेकैर्व्यवसितम् ।
यदाढ्यानामग्रे द्रविणमदनिःसंज्ञमनसां
कृतं वीतव्रीडैर्निजगुणकथापातकमपि ॥

કમળપત્ર ઉપરના જળબિન્દુ જેવા આ ક્ષણિક જીવનને માટે આપણે વિવેકનો ત્યાગ નથી કર્યો? ધનની કેફથી અચેતન મન વાળા ધનિકોની આગળ નિર્લજ્જ થઈને પોતાના ગુણ ગાવાનું પાપ કર્યું એ વિવેકનો ત્યાગ નહિ તો બીજું શું?

આત્મશ્લાઘા એ સ્વાભિમાની પુરુષને વર્જ્ય છે એમ આ ઉપરથી ફલિત થાય છે.

( ૬ ) ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो
वयमपि तदभावाद् गालिदानेऽसमर्थाः ।
जगति विदितमेतद् दीयते विद्यमानं
न हि शशकविषाणं कोपि कस्मै ददाति ॥

ગાળોથી ભરપૂર એવા તમે ભલે ગાળો દો; પણ મારી પાસે ગાળોનો અભાવ હોવાથી હું તમને તે આપવાને અશક્ત છું. જગતમાં પ્રસિદ્ધ વાત છે કે જે વસ્તુનું અસ્તિત્વ હોય તે જ કોઈને આપી શકાય; સસલાનું શિંગડું કોઈ કોઈને આપતું નથી.

સામા માણસને હમેશાં માન આપવું, તેનામાં દુષ્ટત્વ હોય તો તેનો દુષ્ટતાથી બદલો ન વાળવો એ સ્વાભિમાની જનનું લક્ષણ છે. ગાળ દેનારને ગાળ ન દેવી એ હૃદયની વિશાળતા બતાવે છે.

(૬) फलं स्वेच्छालभ्यं प्रतिवनमखेदं क्षितिरुहां
पयः स्थाने स्थाने शिशिरमधुरं पुण्यसरिताम् ।
मृदुस्पर्शा शय्या सुललितलतापल्लवमयी
सहन्ते सन्तापं तदपि धनिनां द्वारि कृपणाः ॥

વને વન વૃક્ષનાં ફળ જ્યારે જોઇએ ત્યારે વિના શ્રમે મળી શકે છે; પવિત્ર નદીઓનાં ઠંડાં અને મીઠાં પાણી ઠેકાણે ઠેકાણે મળે છે; સુકોમળ લતાઓ અને પાંદડાંઓની ખૂંચે નહિ એવી પથારી પણ મળી શકે એમ છે;—છતાં નીચ માણસો શેઠીઆઓને ત્યાં કષ્ટ સહન કરે છે!

સાધારણ રીતે સ્વાભિમાનનો ત્યાગ સ્વાર્થને અંગે લોકોને કરવો પડે છે; તો તેનો પણ રસ્તો ભર્તૃહરિ એવો આપે છે કે કુદરતની મહેરથી સુલભ્ય વસ્તુઓથી ચલાવી લેવું; એથી અધિક સુખ પ્રાપ્ત કરવા યત્ન કરવો, પણ તેમ કરવામાં આપણા સદ્‌ગુણોનો ભોગ આપવો પડે તો તે સુખ ન જ મેળવવું એ હજારધાણું સારૂં છે.

આવા આવા સ્વાભિમાની હૃદયના ઊભરા ભર્તૃહરિમાં અનેકાનેક મળી આવે છે. તે સર્વે અત્ર ઊતારવાનું ખાસ પ્રયોજન નથી.

અમદાવાદ,
૧૫-૧-૧૨.

શાકરલાલ અમૃતલાલ દવે.

---

# ભાષા અને જોડણી.

સાહિત્ય પરિષદનું શિશુપણું વ્યતિત થયું છે. એ અવસ્થામાં તેણે જે કર્યું છે તે સમાધાનકારક ગણાય, જો કે તેના પૂજકોએ ધાર્યું હોત તો કેટલુંક વધારે કરી શકત. આરંભમાં કોઈ પણ સંસ્થા ભાષણો ને વ્યાખ્યાનો કરી લોકોનાં મત પોતા તરફ વાળે છે, અને તેમ કરવાને પરિષદ્ શક્તિમાન થઈ છે. છેલ્લી બે બેઠકોમાં રાજા રાણીઓએ સામેલ થઈ તેના ગૌરવ અને માન ગુજરાતમાં વધારો કર્યો છે, પરંતુ તેનીજ સાથે તેની જોખમદારી ને જવાબદારી વધી છે, તેથી હવે પછી તેણે વધારે ને વધારે ઉત્સાહથી પોતાનું કર્ત્તવ્ય કરવું ઘટે છે. ત્રીજી બેઠક વખતે જે જોડણીનો પ્રશ્ન ઉત્પન્ન થયો હતો, તેનું બે વર્ષે પણ કંઈ પરિણામ ન આવ્યું, અને ખાસ પેટા-સભાનું વૃત્તાંત પરિષદ્ દફતરે નંધાઈ ગયું. સભાસદો એકમત ન થયા, અને તેથી પરિષદ્ કંઈ નિર્ણય ઉપર ન આવી એ શોચનીય છે.

ભાષાની અભિવૃદ્ધિ કરવાનું કામ પરિષદનું છે, તે માત્ર બે ત્રણ વર્ષે ભેગા મળી ભાષણો, વ્યાખ્યાનો કરવાથી થઈ ન શકે. અભિવૃદ્ધિમાં સુધરાવટનો સવાલ થઈ શકે કે કેમ? ભાષા ઉપર તે બોલનારા સઘળા લોકની સામાન્ય માલકી રહેલી છે, તેથી તેને સુધારવાનો હક અમુક વ્યક્તિ કે વ્યક્તિઓને નથી. માત્ર તેને બગડતી અટકાવવાના અથવા તે જે સ્થિતિમાં છે તે જાળવી રાખવાના યત્ન, વ્યાકરણ કોશ આદિથી કરી શકાય. સુધરાવટ બહુમત શિવાય થઈ શકે નહિ. જોડણીનો પ્રશ્ન સુધરાવટમાં ન લાવીએ તોપણ ચાલે, કેમકે અમુક શબ્દો અનેક રીતે બોલાતા લખાતા હોય, તેમાંથી એક રીતે બોલવા લખવાનું નક્કી કરવું એ હાલની જોડણીનો વિષય છે.

જોડણીના વિષયમાં ઉતરતા અગાઉ કેટલીક સામાન્ય બાબતો ઉપર લક્ષ આપવાની જરૂર છે.

ગુજરાતી ભાષા એ સંસ્કૃતની પૌત્રી કહેવાય છે, એટલે સંસ્કૃતમાંથી પ્રાકૃત અને પ્રાકૃતમાંથી તે ઉદ્ભવી છે. પરંતુ બિગાડના જે નિયમો પ્રાકૃતને લાગુ થયા, તે સઘળા નિયમો પ્રમાણે ગુજરાતી આદિ હાલની ભાષાઓ થઈ નથી, તેથી તેને પ્રાકૃત ભાષાના સઘળા નિયમો લાગુ થઈ શકે નહિ; એટલે જોડણી સુધારવામાં એકલા પ્રાકૃત નિયમો ઉપર આધાર રાખવો યોગ્ય થશે નહિ.

ગુર્જર ભાષામાં યાવની શબ્દોનું મોટું ભરણું દાખલ થયું છે, અને તેમાં હાલ અંગ્રેજી શબ્દોથી વધારો થતો જાય છે. ગુજરાતીમાં દેશ્ય શબ્દોનો જથો પણ છેક નાનો નથી, એટલે હાલની ગુજરાતી ભાષા શુદ્ધ સંસ્કૃત શબ્દો, અપભ્રષ્ટ શબ્દો, યાવની ને અન્ય ભાષાના શબ્દો, તથા દેશ્ય શબ્દો વડે થએલી છે.

આપણી ભાષા મૂળ વ્યવહારૂ છે; તેની ખૂબી સાદાઈ, મૃદુપણું અને માધુર્યમાં રહેલી છે, અને તેથીજ તેને હિંદુસ્તાનની ઇટાલિઅન કહેવામાં આવે છે. અને સંસ્કૃત ભાષાના સુંદર ઉચ્ચાર માટે સૌરાષ્ટ્ર નારીના અરાં-પરાં બોલવાની તરાહનું ઉદાહરણ અપાય છે. જોડણી સુધારવામાં કે સાહિત્યની વૃદ્ધિ કરવામાં તેના આ ગુણો નષ્ટ પામી તે અવ્યવહારૂ, કઠિણ ને કઠોર ન થઈ જાય એ જોવાનું છે.

ગુજરાતી એ એકલા હિંદુઓની માતૃ-ભાષા નથી. તે ઉપર પારસી અને ઘણા મુસલમાન ભાઇઓ એવોજ દાવો રાખે છે. જોડણી અને ભાષા કઠિણ કરવા જતાં એ બંને કોમને અણગમો થાય, અને તે પરિણામે વિખુટા પડે એમ થવું નજ જોઇએ. કેટલાંક વર્ષોથી હાઈસ્કૂલોમાં કઠિણ ગ્રંથો દાખલ થવાથી, અને પ્રવેશક (મેટ્રિક) ની પરીક્ષામાં ઘણા અઘરા પ્રશ્નો—જેના, સારૂં ગુજરાતી જાણનાર હિંદુ પણ ભાગ્યે સંતોષકારક જવાબ આપી શકે તેવા પ્રશ્નો-પૂછવાથી પારસી મુસલમાન વિદ્યાર્થીઓ ગુજરાતી ભાષા છોડી દઇને બીજી કોઈ ભાષા લેવા લાગ્યા છે. આ પરિણામ ઇચ્છવા લાયક નથી.

શિષ્ટ લોકોની ભાષા તે શુદ્ધ ગુજરાતી એમ કહેવામાં આવે છે, પરંતુ શિષ્ટ તે કયા લોકો તે જોવાનું રહે છે. એકલું સંસ્કૃત જાણનાર પંડિતોને શિષ્ટ કહેવા કે કેમ? જો એમ કહેવામાં આવે, તો તેઓ અભણના જેવુંજ અશુદ્ધ લખે છે, અને ગુજરાતીમાં શુદ્ધાશુદ્ધ હોય એવું સાંભળીને જ આશ્ચર્ય પામે છે. ઉચ્ચ વર્ણના લોક શિષ્ટ વર્ગમાં આવે કે કેમ? ગામડામાં રહેનાર તેવાં લોક શિષ્ટમાં ખપે કે કેમ? નગરોમાં વસનાર ઘણા જનો અશુદ્ધ બોલનાર લખનાર હોય છે. અંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ કરનાર શિષ્ટ ખરા કે કેમ? એવા લોકો ઘરમાં અને વાતચિતમાં જે ભાષા વાપરે છે તે વાંધા ભરેલી હોય છે, અને જો તેઓ ગુજરાતીનો સારો અભ્યાસ કરીને સંસ્કૃતના આધાર સહ ભાષાનો ઉપયોગ ન કરતા હોય, તો તેઓ પણ શિષ્ટમાં ભાગ્યેજ ખપી શકે. એકલું અંગ્રેજી જાણનાર શિષ્ટ વર્ગમાં લેખાય કે કેમ? ચોથા ધોરણ સુધી માત્ર ગુજરાતી શીખીને અંગ્રેજીનો અભ્યાસ કરનારને શિષ્ટ વર્ગના ગણી ન શકાય. કોઈ અમુક પ્રદેશના લોકને શિષ્ટ માની ત્યાંની સ્થાનિક ભાષાને શુદ્ધ ગણી શકાશે? તેમ પણ બને એમ નથી, કેમકે દરેક પ્રદેશમાં શુદ્ધ અને અશુદ્ધ બંને વપરાય છે. ત્યારે શુદ્ધ ભાષા કોની અને ક્યાંની ગણાય એ પ્રશ્ન ખડો થાય છે, અને તેનો ખુલાસો કરવો મુશ્કેલી ભરેલો છે. ઉપરના સર્વ વર્ગ અને સ્થાનોમાંથી ખરેખરૂં શુદ્ધ ખોળી કાઢવું અને સ્વીકારવું એજ માર્ગ પકડી શકાય.

પેશવા સરકારે મરાઠીનો ઉદ્ધાર કરવાનું માથે લીધું, ત્યારે પુનાની અને રાજદરબારો વપરાતી ભાષાનું મુખ્ય ધોરણ સ્વીકાર્યું હતું. અંગ્રેજી ભાષા પહેલાં વિચિત્ર રીતે બોલાતી લખાતી હતી, તે લંડનમાં ને પાર્લામેન્ટમાં વપરાતી ભાષાને આધારે સુધરી હતી. ગુજરાતી ને માટે એવું બની શકે એમ નથી, કેમકે તેમાં કોઈ પાટનગર નથી, કે જેનું અનુકરણ બીજા કરી લે. આપણે અહીંતહીં જૂદા જૂદા ભાગમાં વપરાતી ભાષામાં મહત્વનો ફેર પડે

છે, એટલે સુરતી, ચરોતરી, અમદાવાદી, પટ્ટણી, અને કાઠીઆવાડી એવાં તેના પાંચ કે વધારે ઓછા ભાગ પડે છે. પ્રાંતિક ભાષામાંની કયી શુદ્ધ ગણાય એ વાત ભારે વિવાદગ્રસ્ત છે.

માઠાં ભાગ્યે ગુજરાતની નાતોમાં જેમ ભાગ, વિભાગ ને તડ પડે છે, તેમ અમારા સાક્ષરોમાં પણ બાર પૂરવીઆના તેર ચોકા જેવું થયું છે. તડના ઉપરીઓ જેમ નજીવી બાબતમાં હઠ પકડી લઈ બેસે છે, તેમ સાક્ષરી તડોના આગેવાનો પણ પકડેલું પૂછડું છોડતા નથી. સાક્ષરો જ્યારે ભાષણો કરવા ઉભા થાય છે, ત્યારે દેશમાં સંપ કરવા માટે દક્ષતાથી ને અસરકારક વિવેચન કરે છે, પરંતુ તેમના પોતાના વાડાઓમાં તો કુસંપજ વ્યાપી રહેલો જણાય છે. સંસ્કૃત પંડિતો જેમ વિવાદને અંતે ગાળાગાળી ઉપર આવી જાય છે, તેમ અમારા અંગ્રેજી સાક્ષરો વીસમી સદીમાં એવાંજ પગલાં ભરે એ શોકજનક છે. જોડણીની બાબત એવી નથી કે જેમાં નમ્યું આપવાથી કોઈને નુકસાન થઈ બેસે. જે બાજુ તરફ બહુ મત પડે તે બાજુ ઓછા મત વાળાએ સ્વીકારવી જોઇયે. દેશ કલ્યાણની વાતોમાં જક છોડી દેવામાંજ ડહાપણ છે. આવી બાબતોમાં ધરછોડથીજ કાર્યસિદ્ધિ થાય છે. એક વખત સુરતી પ્રયોગ ગ્રાહ્ય કર્યો, તો બીજી વખત ચરોતરી, ત્રીજી વખત અમદાવાદી, ચોથી વખત પટ્ટણી, ને પાંચમી વખત કાઠીઆવાડી પ્રયોગ સ્વીકારવો. એથી કોઈ પ્રાંતવાળાને નારાજ થવાનું ન રહેતાં, જોડણીની મુકરરતા થઈ શકશે.

જોડણી મુકરર કરવામાં જેમ પ્રાકૃત ઉપર વિશેષ આધાર રાખવાની જરૂર નથી, તેમ સંસ્કૃત ઉપર પણ વિશેષ આધાર રાખવાની જરૂર નથી. જે ઉચ્ચારો હાલ થાય છે, તેમાં જે વધારે શુદ્ધ જણાય તેમને માન્ય કરવા. વધારે શુદ્ધ એટલે સંસ્કૃત પ્રાકૃતથી ઓછા વિકૃત પામેલા જણાય તે, અથવા જે ઘણા ભાગમાં, નગરોમાં ને ઉંચ વર્ણોમાં વપરાતા હોય તે. યાદ રાખવાનું છે કે પ્રથમ ઉચ્ચાર અને પાછીથી લેખન ઉત્પન્ન થયું છે, અને લેખનનો વિશેષ આધાર ઉચ્ચાર પર રહે છે.

જોડણી નક્કી કરવામાં પ્રાચીન સાહિત્ય મોટી મદત કરી શકે એમ છે, છતાં તે ઉપર લક્ષ આપવામાં આવતું નથી. કેટલીક વાર એમ કહેવામાં આવે છે, કે લહિયાઓએ પ્રમાદથી ગમે તેમ લખ્યું હોય, તે ઉપર આધાર રાખી શકાય નહિ. આ વાત ખરી છે; તો પણ સારા લહિયાઓએ અને ખાસ કરીને કવિના મુખ્ય શિષ્યોએ લખેલા ગ્રંથને આધારભૂત માની શકાય. વળી કવિતામાં પ્રાસાનુપ્રાસ વડે કેટલાક શબ્દોની જોડણી નક્કી થઈ શકે છે. પ્રેમાનંદના વખતની ગુજરાતી હાલની ગુજરાતી સાથે મળતી આવે છે. તેમના વખતના હાથે લખાએલા ગ્રંથો ઉપલબ્ધ થાય છે; વળી મહાકવિ દયારામ જેમને પ્રાચીન કરતાં આધુનિક લેખક કહી શકીએ, અને જેમના ઘણાખરા ગ્રંથો તેમની હયાતીમાં, કે તે અરસામાં તેમના મોટેરા શિષ્યે જ લખેલા છે, તેમનો આધાર જોડણીની બાબતમાં શા માટે ન લેવો ?

જોડણી સુધારવામાં એકલું સંસ્કૃત વલણજ પકડવામાં આવે તો ગુજરાતી ભાષા

તેની ખાસીઅતજ ખોઈ બેસે. અપભ્રષ્ટ શબ્દોનું ભરણું ભાષામાં સૌથી વધારે છે; તેમને શુદ્ધ કરવા જતાં પાલવે એમ નથી. કોઈ 'મુછ' ને ઠેકાણે 'સ્મશ્રુ', 'ઘઉં' ને ઠેકાણે 'ગોધૂમ' અને 'જાઉંછું' ને ઠેકાણે 'ગચ્છામિ' લખવાનું સૂચવે, તો પરિણામ શું આવે? વિભક્તિ, કાળ અને સાધિત શબ્દોના પ્રત્યયો વડે મુખ્યત્વે કરીને ભાષાઓ જૂદી પડે છે. તે જો સંસ્કૃતજ વપરાય, તો ગુજરાતીની હયાતીજ નાબુદ થઈ જાય.

જોડણી મુકરર કરવામાં કેટલીક વાર પ્રાકૃત નિયમો (જે સ્વાભાવિક કહી શકાય) કામ લાગે છે, અને તેવે વખતે શુદ્ધ સંસ્કૃતનો પણ અનાદર થાય છે! સંસ્કૃત શુદ્ધ શબ્દ 'કિમ્' ગુજરાતના ઘણા ભાગમાં કોળી ભીલ વગેરે વાપરે છે, પરંતુ તે શિષ્ટ લોકોનો ઉચ્ચાર ન હોવાથી ગ્રાહ્ય ગણાતો નથી. 'ઈ' નો 'ય' થાય, 'ઈ' ઉડી જાય (એટલે તેને ઠેકાણે 'અ' રહે), કે 'ઈ' નો 'એ' પ્રાકૃત નિયમે થાય છે, તેથી 'કિમ્' ના 'કયમ' 'કમ' અને 'કેમ' એવાં ત્રણ રૂપ થાય, અને તે ચરોતર (છેક પૂર્વ ગુજરાતના ઝાંપા સુધી), વડોદરા ડભોઈ તરફ, અને સુરત કાઠીઆવાડ તરફ અનુક્રમે વપરાય છે. ત્રણે રૂપ અપભ્રષ્ટના નિયમે ખરાં છે, છતાં તકરાર મટાડવા ખાતર 'કેમ' શબ્દને પસંદગી આપવામાં કંઈ હરકત નથી. અર્થાત્ 'કયમ' અને 'કમ' બોલનારાઓએ પોતાનો આગ્રહ છોડી દેવો ઘટે છે. ગુજરાતના મોટા ભાગમાં 'શું' વપરાય છે, અને સુરત તરફ 'સું' નો વાપર વિશેષ છે, તો પણ 'સું' કરતાં 'શું' ને પસંદગી આપવી યોગ્ય થશે, એટલે ત્યાં સુરતીઓએ પોતાની જક છોડી દેવી યોગ્ય છે.

પર પ્રાંતની ભાષા ને જોડણી ઉપર અભાવ બતાવવો અને પોતાના જ પ્રાંતને વળગી રહેવું એ યોગ્ય કહેવાય નહિ. પ્રાચીન કવિઓ સર્વદેશી ભાષા વાપરતા હતા. નરસિંહ મહેતા જાણે કાઠીઆવાડી જ નહોતા, એવી તેમની ભાષા છે. એ જ પ્રમાણે પ્રેમાનંદ આદિ કવિઓએ સર્વદેશી ભાષા વાપરી છે. કાઠીઆવાડી 'ઉભે છે,' 'ઉભરો' પ્રયોગને ગ્રહણ કરવામાં શો બાધ છે? શું કાઠીઆવાડની ભાષા ગુજરાતી નથી? એ શબ્દને બદલે એક શબ્દથી વિચાર જણાવી શકાય તે ચલાવા લાયક છે. એનો ઉપયોગ પ્રેમાનંદે તેમ બીજા કવિઓએ પૂર્વે કરેલો છે, અને સ્વ. ઝવેરીલાલે શાકુંતલના ભાષાંતરમાં પણ તે શબ્દ વાપર્યો છે. અંગ્રેજીની શરૂઆત થઈ તે વખત કહેવામાં આવતું, કે અંગ્રેજીના એક શબ્દને બદલે ગુજરાતી બબ્બે શબ્દ વાપરવા પડે છે! તે કેવી અપૂર્ણ ભાષા છે! 'કીડ' એટલે બકરીનું બચ્ચું, 'લેમ્બ' એટલે ઘેટીનું બચ્ચું, 'કાઉહર્ડ' એટલે ગાયનું ટોળું, ને 'રિમેરી' એટલે નાતરે જવું કે પુનર્લગ્ન કરવું એમ કહેવું પડે છે. આ ભાષાંતર કરનારની અજ્ઞાનતા બતાવે છે, કેમકે 'કીડ' એટલે 'લવારું,' 'લેમ્બ' એટલે 'હલવાન,' 'કાઉહર્ડ' એટલે 'ગોર' કે 'ધણ,' અને 'રિમેરી' એટલે 'ગરગનું,' એવા શબ્દો વપરાય છે, અને તેમાંના છેલ્લા બે કાઠીઆવાડી પ્રયોગ છે. કાઠીઆવાડમાં 'પેરેપેટ' ને 'દૈયારખી,' ભેંસોના ટોળાને 'ખાડું' અને બકરીના ટોળાને 'બાળધું' કહે છે, તે શું અનુકરણ કરવા સરખા નથી? ત્યાં 'હસે છે' ને 'હાસે છે' એમાં જે ભેદ રાખવામાં આવે છે તે ગ્રહણ કરવા

યોગ્ય છે. 'બીન્યો,' 'બીધો,' 'બીન્યો' ને 'બીજ્યો' એ ચરોતરી ને સુરતી પ્રયોગ માન્ય રહે, તો 'જણાવ્યું' 'તણાવ્યું' (ભૂત કાળ) તથા 'ખાધેલ' 'કહેલ' (અવિકારી ભૂત કૃદંત) એ કાઠીઆવાડી પ્રયોગ 'ખાધેલું' ને 'કહેલું' ને ઠામે કેમ ન વાપરવા? મધ્ય અને પૂર્વ ગુજરાતમાં ગાભણી થવા લાયક પાડી, વાછડી ને લવારાને અનુક્રમે 'ઝોટડી,' 'વોઠકી' અને 'મતીરી' કહે છે, તે ભેદ બતાવવા માટે કીમતી શબ્દો છે. કાઠીઆવાડમાં "હું" ને જ વિભક્તિના પ્રત્યય લગાડવામાં આવે છે, (એટલે હું ને, હુંથી વગેરે) તે માન્ય કેમ ન કરવા? અરાંપરાં, હોરા, પરો, ઓલ્યો, વગેરે કાઠીઆવાડી શબ્દો અગ્રાહ્ય શા માટે? કાઠીઆવાડમાં સામાન્ય રીતે ડાંગેરને કમોદ કહે છે અને સુરત તરફ તેને ભાત કહે છે, તેમ લાલ જાડા ચોખાની ડાંગેરને સુરત તરફ કડો, પૂર્વ ગુજરાતમાં વરી અને મધ્ય ગુજરાતમાં સાઠી કહે છે, તે સઘળા શબ્દો શું કોશમાં દાખલ કરવા નહિ પડે? બીજા પ્રાંતોમાં ન વપરાતા એવા ઘણા શબ્દો દરેક પ્રાંતમાં હોય છે, અને ગુજરાતી એ જ્યારે સર્વ પ્રાંતોની એકત્ર ભાષા છે, ત્યારે પ્રાંતિક શબ્દો, જોડણી વગેરેનો અનાદર કરવો એ કોઈ રીતે યોગ્ય કહેવાશે નહિ.

ગુજરાતી ભાષાને પ્રૌઢ અને વિસ્તીર્ણ કરવા માટે સંસ્કૃત અને અન્ય ભાષાના શબ્દોનું ભરણું કરવાની અગત્ય છે, પરંતુ જોવાનું એટલું જ છે, કે માત્ર ભાષાને કઠિણ કરવા સારૂ તેવા શબ્દો વાપરવા, અગર ગુજરાતીના સારા જ્ઞાનને અભાવે જ્યાં ગુજરાતી શબ્દો મળી શકે એમ હોય, ત્યાં પણ સંસ્કૃત શબ્દ લેવા, અથવા અન્ય ભાષાના શબ્દોને બહિષ્કૃત કરવાની ખાતર તેવા શબ્દોનો ઉપયોગ કરવો, એ ચહાવા લાયક નથી. ખાસ કરીને પારિભાષિક શબ્દો લેવાની જરૂર છે, તેમ જ્યાં ગૂઢ વિચાર દર્શાવવામાં શબ્દોની તૂટ પડે ત્યાં સંસ્કૃત કે અન્ય ભાષાના શબ્દો બેલાશક વાપરવા.

યાવની ભાષાના શબ્દોનો જથ્થો આપણી ભાષામાં મોટો છે, અને ઘણા શબ્દ એવા ઘરઅખુ થઈ ગયા છે, કે તેમને દૂર કરી શકાય એમ નથી, તથા તેમ કરવાને ખાસ કારણ પણ નથી. 'અક્કલ' 'સવાર' 'ગરીબ' 'કસર' 'ફકીરભાઈ' 'ગુલાબ વહુ' ને શું આપણે કાઢી મૂકીએ એમ છે? ફારસી અરબી જાણનાર હિંદુ, પારસી ને મુસલમાનો એવા શબ્દો સ્વાભાવિક રીતે વાપરે એ દેખીતું છે. અંગ્રેજી શબ્દો 'સ્લેટ,' 'પેન,' 'સ્ટેશન,' 'ટીકટ,' વગેરે સાધારણ થઈ પડ્યા છે, ને 'વીલ' 'રજીસ્ટર,' 'રેલ્વે,' 'કાર્ડ,' 'કોર્ટ' વગેરે શબ્દો ઘુસતા જ ચાલ્યા છે, તેનો અટકાવ કેમ થઈ શકે?

જે સૂચના હિંદુઓને આપવાની તે સૂચના મુસલમાન પારસી ભાઈઓને પણ સવિનય કરવાની છે. તેઓ વિના પ્રયોજન ફારસી અરબીનું ભરણું કરવાથી અલગ રહેશે, અને માતૃભાષાની શુદ્ધિ વૃદ્ધિ ઉપર વિશેષ લક્ષ આપશે, એવી આશા છે. ગુજરાતી વાપરનાર મુસલમાનો ધર્મના ને અન્ય કારણસર ઉરદુનો ઉપયોગ કરવા જાય છે, તે ગુજરાતી-ઉરદુ હોય છે, અને ઉરદુનું વલણ ગુજરાતીમાં પડે છે, તેથી ગુજરાતી ઉલટી અશુદ્ધ થાય છે.

તેઓ ઘણાખરા ગામડામાં રહેનાર હોવાથી ગ્રામ્ય પ્રયોગ ગ્રહણ કરે છે, તે ગામડામાં રહેનાર હિંદુઓની માફક તેમણે સુધારવા ઘટે છે. સહેજ વધારે લક્ષ આપવાથી તે સુધરી શકે એમ છે. પારસી ભાઇઓએ પ્રથમ ગામડામાં આવી નિવાસ કર્યો, તેથી તેમને અનુકરણ કરવા માટે ગ્રામ્ય ભાષા પ્રાપ્ત થઈ; તથા તેમનો સહવાસ તેવા લોકો સાથે વિશેષ હોવાથી તે સુધરી શકી નહિ. તેઓ પણ સહેજ વધારે ધ્યાન આપવાથી પોતાની ગુજરાતી સુધારી શકે એમ છે. બંને કોમમાં ગુજરાતી શુદ્ધ લખનારા સાક્ષરો આપણે જોઇએ છીએ, તેઓના યત્ન ને અનુકરણ વડે બીજાઓ ભાષા સુધારવામાં ઓછે પ્રયાસે ફાવી શકે એમ છે. એક કોમનું લખેલું બીજી કોમોને પસંદ પડે, ને તે હોંસથી વાંચે એમ થવાની જરૂર છે.

અંગ્રેજીમાં પહેલાં લાટિન, ગ્રીક વગેરે શબ્દો લખાણની અંદર પુષ્કળ વપરાતા હતા. જોનસન, મેકાલે વગેરે ગ્રંથકારો લાટિન, ગ્રીક વગેરેના વિદ્વાન હોઈ અંગ્રેજી ભાષા પ્રૌઢ કરવાને ઇરાદે તેમણે તે ભાષાઓના શબ્દોનું ભરણું ઘણું કર્યું હતું. એવા લેખકો તે કાળમાં તેને લીધે ખ્યાતિ પણ પામ્યા હતા, પરંતુ સાંપ્રત કાળમાં આપણે શું જોઇએ છીએ? લાટિન, ગ્રીક વગેરે ભાષાના શબ્દો વાપરવાનો પવન ધીમે ધીમે કમી થયો, અને જેમ બને તેમ દેશ્ય (સેક્સન) શબ્દોનો ઉપયોગ કરવો, અને ભાષા સાદી લખવી એટલું જ નહિ, પણ અંગ્રેજી જોડણી વિચિત્ર (જો કે શબ્દનું મૂળ બતાવવા માટે ઉપયોગી) હોવાથી બનતા સુધી જેવું બોલાય તેવું લખવાનો અને નકામા સ્વર વ્યંજન કાઢી નાખવાનો ઇંગ્લાંડ ને અમેરિકામાં વિચાર થયો. સાદી ને ઘરગથુ ભાષામાં લખાએલી જેન આસ્ટીનની નવલ કથાઓ શાળા-પુસ્તક (ટેકસ્ટ બુક) તરીકે માહાપાઠશાળાઓ (કાલેજો) માં ચાલે છે. 'Colour' (કલર) અને 'Honour' (ઓનર) શબ્દોમાંથી 'u' (યુ) નિરર્થક હોવાથી તે ઘણા માણસો લખવામાં બાતલ કરે છે. શાસ્ત્રીય પ્રૌઢ વિષયોનાં પુસ્તકો પણ સાદી ભાષામાં લખાય છે. વિષયની કઠિણતામાં શબ્દની કઠિણતાનો ઉમેરો કરવો એ ઠીક ગણાતું નથી. એમ છતાં, આપણા કેટલાક આધુનિક સાક્ષરો મરાઠી બંગાળીની નકલ કરવા કે પ્રૌઢતા શબ્દોમાં જ રહી છે એમ ધારીને અપ્રસિદ્ધ અન્ય ભાષાના શબ્દો ધુમ વાપરવા લાગ્યા છે.

સંસ્કૃત આદિ પરકીય શબ્દો વાપરવાનું એક કારણ એવું જણાવવામાં આવે છે, કે ગુજરાતી ભાષા બહુ નાની છે, અને તેમાં વિચાર દર્શાવવા માટે જોઇએ તેવા ને તેટલા શબ્દો મળી શકતા નથી. એ વાત ખરી છે, કે ચાલુ યુગમાં જે જે નવી વિદ્યાઓ પશ્ચિમ દેશના શોધકોએ ખોળી કાઢી છે, તેમાં વપરાતા પારિભાષિક શબ્દો હિંદુસ્તાનની કોઈ પણ દેશી ભાષામાં અને ઘણુંખરૂં સંસ્કૃત ભાષામાં પણ ન હોય. એવા શબ્દો જેમ ગ્રીક ને લાટિનને આધારે એ લોકો નવા ઉત્પન્ન કરે છે તેમ આપણે પણ સંસ્કૃતની મહાન ટંકશાળમાંથી તે પાડી શકીએ છીએ; અથવા જરૂર લાગે, તો મૂળ અંગ્રેજીમાં વપરાતા શબ્દોનો પણ ઉપયોગ કરી શકીએ. ઘણી વાર નવા ઉપજાવેલા શબ્દો વડે ખરો અર્થ ગ્રહણ થતો નથી, અને વખતે શિક્ષકો પણ તે કયા અંગ્રેજી શબ્દને બદલે છે તે ન જાણ-

વાથી તેનો અર્થ કરવાને અસમર્થ થાય છે. વળી દરેક નવો લેખક જૂદા જૂદા શબ્દ યોજે છે, તેથી પણ ગોટાળો થાય છે. દાખલા તરીકે 'યુનિવરસિટિ' ( University ) ને માટે અનેક શબ્દ યોજાયલા તે વિષે થોડી મુદત ઉપર જ ચર્ચા ચાલી હતી. ગુર્જર ભાષા કેટલાક ધારે છે એવી નાની ને સાંકડી નથી. જ્યારે તેનો સંપૂર્ણ કોશ થશે, ત્યારે ખબર પડશે, કે તે હિંદની બીજી ભાષાઓને મહત્વમાં નમ્યું આપે તેમ નથી. શોચનીય એટલું જ છે, કે આપણા વિદ્યાર્થીઓ તેનો સારો અભ્યાસ કરતા નથી, અને ભાષાને માથે દોષ મૂકે છે. જે ભાષામાં તત્વજ્ઞાન ( ફિલસુફી ) ને વેદાંતના વિષયનાં ભાષાંતર થઈ શક્યા છે, જેમાં મહાભારત, રામાયણ ને પુરાણોના વિષયો વર્ણાઈ ગયા છે, જે ભાષામાં શિલ્પ ને વૈદ્યક જેવા વિષયો પ્રસિદ્ધ થયા છે, અને જે ભાષાની કવિતામાં સર્વ રસ ઉત્તમ રીતે ઉતારી શકાયા છે, તે ભાષા અણખેડાયલી ને સંકુચિત કહી શકાય નહિ.

નવા શબ્દો હમેશાં પંડીતો જ ઉપજાવે છે એમ નથી. જો એમ હોય, તો "આગબોટ" "મનવાર" જેવા સંકર શબ્દ ગુજરાતી મુશાફીમાં પ્રસરવા ન પામત. સંસ્કૃત સમાસને નિયમે 'આગગાડી' શબ્દ યોજી શકાત નહિ. 'લગેજ' ( Luggage ) ને બદલે લોકોએ 'તૈયારી' શબ્દનો ઉપયોગ કર્યો છે. રિટર્ન ટિકિટને ઠેકાણે કેટલાક જત-વળતની ટિકિટ કહે છે. આવા શબ્દો જતે દહાડે ભાષામાં ભળી જાય છે. દા. બ્યુલરે ગુજરાતી વ્યાકરણમાં સમાસનો વિષય જોઈ કહ્યું, કે એ તો સંસ્કૃતનો વિષય છે, માટે તે ગુજરાતી વ્યાકરણમાં આવવો ન જોઇએ. જે સમાસો ગુજરાતીમાં વપરાય છે, તે સર્વે સંસ્કૃત છે. જ્યારે તેમને જણાવવામાં આવ્યું, કે ગુજરાતી સમાસની અમારી ભાષામાં ખોટ નથી અને 'દાળભાત,' 'હાથવણાટી,' 'હૈયારખી,' 'ચાદાની,' 'ઘીગળણી' વગેરે ઉદાહરણ આપ્યાં ત્યારે તે ચકિત થઈ ગયા. વળી તેમને કહેવામાં આવ્યું કે સમાસનો વિષય સર્વ ભાષાના વ્યાકરણમાં આવી શકે; અને અંગ્રેજીમાં પણ 'Common wealth' ( કોમન-વેલ્થ, ) 'Well-to-do' ('વેલ-ટુ-ડુ,') 'Sky-light' ( સ્કાઈ-લાઈટ, ) 'Summer house' ('સમર હાઉઝ') 'Loop-hole' ( લૂપ હોલ ) એવા પુષ્કળ સામાસિક શબ્દો છે ને તેવા બને છે. તેમણે પોતાનું મત ફેરવ્યું.

હવે આપણે મહા તકરારી એવો શબ્દ-જોડણીનો વિષય લઇએ. જોડણીના નિર્ણય માટે શબ્દોને ત્રણ વર્ગમાં વહેંચી શકાય, એટલેઃ—

(૧) શુદ્ધ સંસ્કૃત અને અન્ય ભાષાના શબ્દો.

(૨) અપભ્રષ્ટ થએલા સંસ્કૃત અને અન્ય ભાષાના શબ્દો, ને

(૩) દેશ્ય શબ્દો.

પહેલા વર્ગના શબ્દો જેવી રીતે મૂળ ભાષામાં લખાતા હોય તેવી રીતે લખવા સંબંધે બે મત નથી. માત્ર એમાં થોડીક બાબનો આપણું ધ્યાન ખેંચે છે. સંસ્કૃતમાં સ્વર ૧૬ છે,

તેમાંથી આપણે બહુ ભાગે ચાર સ્વર બાદ કરી બાર સ્વર ઉપયોગમાં લઇએ છીએ, અને તેથી જ વ્યંજન સાથે તેમને મેળવવાની રીતને બારાખડી ( બારાક્ષરી ) કહીએ છીએ. છોડી દીધેલા ચાર સ્વરમાંથી ऌ, ॡનો ઉપયોગ ગુજરાતીમાં છે જ નહિ, માટે તે વગર ચાલી શકે. બાકીના બે ऋ, ॠમાંથી દીર્ઘ સ્વરનો ઉપયોગ થતો નથી, પણ હ્રસ્વ સ્વર ક્વચિત્ જૂદો અને ઘણી વાર વ્યંજન સાથે વપરાય છે. 'ઋતુ' 'ઋષિ' કે તેને ઠેકાણે 'રૂતુ' 'રૂષિ' લખવા એ પ્રશ્ન છે. એનો નિકાલ એટલો જ કે શુદ્ધ સંસ્કૃત વાપરનાર 'ઋ' અને અપભ્રષ્ટ વાપરનાર 'રૂ' વાપરે; પરંતુ 'પૃથ્વી' 'પૃષ્ટ' આદિમાં રહેલું 'ઋ' સમજાવવા માટે 'ઋ' ને સ્વરોની અંદર રાખવો પડે. તેને 'રૂ' તરીકે વાપરીને 'પ્રુથ્વી,' 'પ્રુષ્ટ' એમ લખી શકાય નહિ. સંસ્કૃતમાં 'ળ' નથી ( જો કે વૈદિક ભાષામાં છે ), અને હાલની પ્રાકૃત ભાષામાં તે ઘણો વપરાય છે. કોઈ કહેશે, કે "નિર્મળ,' 'કોમળ,' 'મૂળ' ને ઠેકાણે 'નિર્મલ,' 'કોમલ,' 'મૂલ,' શબ્દો વાપરો; પરંતુ તેમ કરવાની જરૂર નથી, તેમ વખતે એથી અર્થમાં પણ ગોટાળો થાય છે. 'ગોળી'ને ઠેકાણે 'ગોલી,' 'વાળ' ને ઠેકાણે 'વાલ,' 'કાળ' ને ઠેકાણે 'કાલ' વાપરવા જતાં અર્થમાં પણ ફેર પડી જાય છે. યાવની ભાષાના કોઈ કોઈ અક્ષર ને ઉચ્ચાર પૂર્ણ રીતે દર્શાવનાર આપણી ભાષામાં અક્ષર તે ઉચ્ચાર નથી. ત્યાં આગળ અમુક ચિન્હ યોજવાની કેટલાક ભલામણ કરે છે, પરંતુ તેવા અક્ષરોને માટે જે તેને મળતો આવે તે અક્ષર જ વાપરવો, અને ખરો ઉચ્ચાર જોઇએ, તો શિક્ષકે શીખવવો. 'ખ,' 'ફ,' 'ઝ' વગેરેનાં જેવા ઉચ્ચાર યાવની ભાષામાં થાય છે, તેવા ગુજરાતીમાં થતા નથી, તથાપિ લખવામાં તો 'ખ,' 'ફ,' 'ઝ' જ વાપરવા. ચિન્હો યોજીને ભાષામાં ગુંચવાડો કરવો ઠીક નથી. આપણામાં જ એક સ્વરના બે ઉચ્ચાર થાય છે, જેવા કે 'ખેર' (બારીક ધુળ ઉડે છે તે), ખેર ( ખેર જાતનું લાકડું ), 'કોઠી' (દાણા ભરવાની), 'કોઠી' ( ઝાડ ), 'મોર' ( પક્ષી ), 'મોર' (આંબાનો ): તેને માટે ચિન્હ યોજવાની જરૂર નથી. એ ભેદ તો બાળકો બીજાનું સાંભળીને કે વર્ગમાં શિક્ષક પાસેથી જાણી લે છે.

બહુ મારામારી માત્ર બીજા વર્ગના શબ્દો માટે છે. આપણે ઉપર કહ્યું છે તેમ તેવા શબ્દોને કેવળ મૂળ ભાષા પ્રમાણે શુદ્ધ કરી શકાય નહિ. એવા શબ્દોને સુધારવા કે કેમ, અને તે અનેક રીતે બોલાતા લખાતા હોય તેમાંથી કયો પ્રયોગ કાયમ રાખવો એ મોટી ભાંજગડવાળો પ્રશ્ન છે, અને તેમાં જ મતભેદ પડે છે. તેવા શબ્દો સુધારવા કે તેમનું એક રૂપ નક્કી કરવા માટે પ્રાકૃતના નિયમો ઉપર આધાર રાખવો કે કેમ ? એક રૂપ તે કયા પ્રાંતનું કે કયા લોકનું સિદ્ધ કરવું ? મને લાગે છે, કે શબ્દની અશુદ્ધતા એવડી તેવડી થઈ ગઈ હોય, ત્યાં તેને એકાદ પગથીઉં ઉંચો ચઢાવવો. જેમ 'રૂક્મિણી' ને 'રૂકમણી,' 'રૂખમણી,' 'રૂખમાણી' કહેવામાં આવે છે, ત્યાં 'રૂકમણી' શબ્દ માન્ય કરી શકાય. 'સૂત્રધાર' ઉપરથી 'સુતાર' ને 'સુથાર' શબ્દ બન્યા છે, 'કુંભકાર' ઉપરથી 'કુંભાર' ને 'કુમાર' શબ્દ થયા છે, 'લોહકાર' ઉપરથી 'લુહાર' ને 'લવાર' શબ્દ ઉપજાવ્યા છે,

તેમાંથી પહેલા શબ્દ ઓછા અશુદ્ધ ગણી માન્ય કરાય. 'સંવત્સરી' ઉપરથી 'સમચરી' ને 'સમછરી' થયા છે, તેમાંનો પહેલો વધારે પરિચિત હોવાથી તે પસંદ કરવો. પ્રાંતભેદ રૂપ હોય, તેમાંથી જે વધારે શુદ્ધ ને સારા લોક બોલતા હોય તેનો બહુ અને ને ઘરછોડની રીતે સ્વીકાર કરવો. જેમને પ્રાકૃત ભાષાના નિયમો લાગુ કરી શકાય, તેમને તે નિયમોને આધારે સુધારવા કે પસંદગી આપવી.

ત્રીજા વર્ગના દેસ્ય શબ્દો છે. જે મૂળ સંસ્કૃત આદિ ભાષામાં જણાતાં નથી અને જે દેશના મૂળ વતનીઓના શબ્દો છે તેમને દેસ્ય કહેવામાં આવે છે. એવા શબ્દોને માટે જેમ સ્વ. સાક્ષર ગોવર્ધનરામે જણાવ્યું હતું, તેમ દીર્ઘ 'ઈ' અને હ્રસ્વ 'ઉ' વાપરવું. એમનું કહેવું યોગ્ય લાગે છે, અને તે વિષે ઝાઝો મતામત થવાનો પણ નથી. એ ખરૂં છે, કે હાલ જેમને દેસ્ય શબ્દો કહેવામાં આવે છે, તેમાંથી કેટલાકના મૂળ સંસ્કૃતમાંથી મળી આવશે. સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસે 'હૈમ' કોશમાં 'કર્કર' શબ્દ છે, તે ઉપરથી 'કાકરો' શબ્દ ગુજરાતીમાં થયો છે એમ જણાવ્યું હતું. એ જ કોશમાં 'બર્કર' શબ્દ છે તે ઉપરથી ગુજરાતીમાં 'બકરો' શબ્દ આવ્યો છે એમ તેઓ કહેતા હતા. દેસ્ય શબ્દો બહુ કરીને જેવા બોલાતા હોય તેવા લખવા. તેમનાં અનેક રૂપ હોય, તો ઘરછોડની રીતે અમુક રૂપ ગ્રહણ કરવું.

હવે સાહિત્ય પરિષદ્‌ની પેટા સભાએ જોડણીની પ્રશ્નમાળા કાઢી છે તે ઉપર લક્ષ આપીએ.

### વ્યંજન.

૧. પ્રથમ હકારથી તે શરૂ થાય છે, અને તેમાં છ પેટા કલમો સમાઈ છે. પહેલી બાબત 'બ્હેન', 'મ્હોરો' વગેરે શબ્દોમાં (વ્યુત્પત્તિને અનુસાર બોલાતો) હકાર લખવામાં દર્શાવવો કે કેમ, અને દર્શાવવો તો કેવી રીતે? વ્યંજનથી શરૂ થતા શબ્દોમાં તે કેવી રીતે લખવો અને સ્વરથી શરૂ થતા શબ્દોમાં કેવી રીતે લખવો? 'બ્હેન' શબ્દ સંસ્કૃત 'ભગિની' શબ્દ ઉપરથી થયો છે, તેનું મરાઠી રૂપ 'બહીણ' અને ઉરદુ રૂપ 'ભેણ' છે, તેનો વિચાર કરતાં મરાઠીમાં 'ભ'નો 'બ,' 'ગ'નો 'હ', 'ન'નો 'ણ' કરી, છેલ્લી 'ઈ' ઉડાવી દઈ, 'બહીણ' રૂપ કર્યું છે. ઉરદુમાં 'ભ' કાયમ રાખી, 'ગ' ઉડાવી 'ઇ'નો 'એ' કરી, 'ભ' ઉપર લઈ, 'ની' માંની 'ઈ' ઉડાવી, 'ન'નો 'ણ' કરી 'ભેણ' રૂપ ઉપજાવ્યું છે. 'ભગિની'માં 'ભ' વ્યંજન નથી, અને તેનો 'બ' કરવામાં આવે તે પણ વ્યંજન નથી, તેમાં હ ભળી ન શકે, એટલે ગુજરાતીમાં 'ભ'નો 'બ', 'ગ'નો 'હ', 'ઈ'નો 'એ' કરી 'હ' ઉપર ચડાવી, 'ની' માંથી 'ઈ' ઉડાવી દઈ, 'બહેન' એવો શબ્દ ઉપજે, અને 'બ' માં 'હ' જોડાય નહિ. 'ગ' માંની 'ઈ' 'બ' માં મેળવી બીન શબ્દ હજી ગુજરાતના ઘણા ભાગમાં વપરાય છે. કોઈ કહેશે, કે જો 'ભ' 'બ' ખોડા નથી તો તેમાં 'એ' 'ઈ' કેમ ભળે? અને ભળે તો તેના 'ઐ,' 'એ' કેમ ન થાય? પણ ગુજરાતીમાં એ પ્રમાણે સ્વર ભળતાં સંધિના નિયમને કેટલીક વાર અનુસરાતું નથી. એજ પ્રમાણે મહત્ ઉપરથી જે શબ્દ થાય

તે મોઢું કે મ્હોઢું થાયઃ મ્હોઢું ન થાય. જો હકારને પ્રથમના અક્ષર સાથે જોડવામાં આવે તો પ્રથમ સ્વર હોય ત્યારે શું કરવું? 'એને' ને બદલે 'અ્હેને' થઈ શકે? સ્વરને વ્યંજનનો જોડાક્ષર થઈ શકતો નથી, માટે સર્વત્ર એક નિયમ જાળવતાં 'હ' ને છૂટો પાડવો એજ સારો માર્ગ લાગે છે.

૨. બીજી બાબતમાં જ્યાં વ્યુત્પત્તિમાંથી 'ઢ' આવેલો હોય ત્યાં 'ડ્' અને 'હ્'નો વાપર કરવો કે કેમ એ પ્રશ્ન છે. 'કાઢવું', 'પઢવું', 'દાઢી' વગેરેમાં 'ઢ' કાયમ રાખવો એજ વ્યુત્પત્તિને આધારે યોગ્ય છે. તેમ તે આખા કાઠીઆવાડમાં પ્રવર્તે છે.

૩. ત્રીજી બાબત 'મ્હોઢું' 'લ્હોઢું' કેમ લખવા તે છે. વ્યુત્પત્તિ પ્રમાણે 'ડ્' 'હ્' જૂદા આવેલા છે એટલે 'મુખ' માંના 'ખ' મહાપ્રાણનો 'હ' રહે, એટલે 'મુહ' થાય (જે ઉરદુમાં વપરાય છે). 'ઉ' નો 'ઓ' થઈ, મોહ થાય, તેમાં 'ડું' પ્રત્યય ઉમેરાઈ 'મોહડું' થાય, અને 'ડ' માં 'હ' મળતાં તે મહાપ્રાણનું રૂપ લે. એટલે 'મોઢું' શબ્દ બને. એજ પ્રમાણે 'લોહ' + 'ડું' મળીને લોઢું થાય, માટે 'મોઢું', 'લોઢું', એજ લખવું રીતસર ને સરળ છે.

૪. 'મ્હારૂં', 'ત્હારૂં', 'જ્હાં', 'ત્હાં' માંથી 'હ' ને દૂર કરવો અને 'મારૂં' 'તારૂં', 'જ્યાં' 'ત્યાં' એ પ્રમાણે જોડણી કરવી, આવા શબ્દમાં 'હ્' વ્યુજ બોલાય છે, એટલા માટે તેને લખવામાં દાખલ કરવાની જરૂર નથીઃ એથી ભાષાની કઠણાશ વધેછે.

૫. પાંચમી બાબત 'ક્હે', 'રૂહે' એવા હકારવાળા ધાતુઓમાં હકાર શી રીતે લખવો તે છે. વ્યુત્પત્તિ જોતાં 'કથ્' ઉપરથી 'કહ્' થયો છે, તેમાં 'ક' એ વ્યંજન નથી, માટે 'થ્' નો 'હ્' થએલો નિરાળો રહેવો જોઇએ. 'કથતિ' ઉપરથી 'કહે છે' થયો છે, અને 'તિ' માંની 'ઈ' 'હ' ઉપર થડકીને ચઢી છે, તથા 'તિ' નાં મૂળ 'છી', 'છઈ' એવ રૂપ બની આખરે 'છે' રૂપ થયું છે, એટલે 'કથતિ' નું 'કહે છે' થાય. આજ પણ કોઈ 'કયે છે' એવું બોલે છે, અને તેને બદલે 'ય' નો 'હ' થતાં 'કહે છે' એ રૂપજ થાયઃ આ શબ્દને ઠેકાણે 'ક્હે છે', 'કેહેછે', 'કેહ છે' 'કહે છ' એવાં રૂપ વપરાય છે તે અમાન્ય કરવાં જોઇએ.

૭. યકાર 'આંખ્ય' (સંસ્કૃત 'અક્ષિ' ઉપરથી), અને 'આવ્ય' 'પાંખ્ય' 'રોક્ય' વગેરે ક્રિયાપદના આજ્ઞાર્થ બીજા પુરૂષના એક વચનમાં કેટલેક ઠેકાણે વપરાય છે. એના ધાતુ 'આવ', 'પાંખ' 'રોક' છે, તેથી ક્રિયાપદનું રૂપ જૂદું પાડીએ તો આવ્ય વગેરે લખવું યોગ્ય ગણાય; પરંતુ અકારાંત શિવાયના બીજા ધાતુ 'જા', 'પી', 'લે' માં જ્યારે 'ય' દાખલ થતો નથી, 'ય' થોડોકજ બોલાય છે, અને 'ય' વાળું રૂપ સર્વત્ર પણ નથી, તો તે છોડી દઈ 'આવ,' 'પાંખ', 'રોક' એમ લખવું ... છે. 'આંખ્ય' શબ્દ 'અક્ષિ' ઉપરથી થએલો હોવાથી 'ઈ' નો 'ય' થાય અને ...રી તે ઉચ્ચરાય છે ખરો, પરંતુ ઉપરના કારણથી 'આંખ' એ શબ્દ પ્રમાણ કરવો.

૮. 'સકવું', 'સોધવું', 'સુણવું' એમાં મૂળ શકાર હતો, કેટલાક ભાગમાં શકાર બોલાય છે, અને પ્રાચીન કવિઓએ શકાર વાપર્યો છે, તો તે 'સ' ને ઠેકાણે 'શ' વાપરવો ઇષ્ટ છે, એટલે શકવું, શોધવું, શુણવું એ રૂપ ગ્રહણ કરવાં.

૯. 'સ' પછી 'ઈ' આવે ત્યાં 'સી' લખવું કે 'શી'? એટલે 'બેસીને' લખવું કે 'બેશીને', 'ડોસી' લખવું કે 'ડોશી'? મૂળ 'બેસ' ધાતુ ઉપરથી બેસીને થાય, અને 'ડોસો' ઉપરથી 'ડોસી' કહી શકાય; પરંતુ 'સ' માં જ્યારે તાળુસ્થાનની 'ઈ' ભળે, ત્યારે સકાર પણ સ્વાભાવિક ઉચ્ચારણ ( Euphony ) વડે તાળવ્ય થાય. આ નિયમ મરાઠી ને અંગ્રેજી જેવી ભાષામાં પણ પ્રવર્તે છે. મરાઠીમાં 'માવસી' નહિ, પણ 'માવશી' ( માશી ) બોલવા લખવામાં આવે છે; અંગ્રેજીમાં Apprehension શબ્દનો 'એપ્રીહેનસન' નહિ, પણ 'એપ્રીહેનશન' એવો ઉચ્ચાર થાય છે. આ ધોરણે તો બેશીને અને ડોશી લખવાનું સકારણ થાય છે.

૧૦. 'ભેંશ'—'ભેંસ', 'છાશ'–'છાસ' વગેરે જુદા ઉચ્ચાર ગુજરાતના જુદા જુદા ભાગમાં બોલાય છે તેમાંથી કયો લખવો? 'ભેંશ' શબ્દ 'મહિષી' ઉપરથી થયો છે, તે જોતાં 'ષ' ની નજીકમાં શકાર આવે છે, તે લખવો વધારે ઠીક. છાશ શબ્દ 'છચ્છિકા' ઉપરથી થએલો છે, તેથી તાળવ્ય અક્ષરનો અપભ્રષ્ટ તાળવ્ય શકારમાં થાય, એટલે 'છાશ' એમ લખવું વધારે ઉચિત લાગે છે.

૧૦–અ. 'વિશે' કે 'વિષે' લખવું? મૂળ શુદ્ધ શબ્દ 'વિષે' છે તો તેજ પસંદ કરવો.

૧૧. ફારસી શબ્દોમાં મૂળ 'સ' હોય તે તાળવ્ય 'ઈ' સાથે ભળવાથી 'શિ' થાય, અને તેમ બોલાય છે પણ ખરો, માટે 'શિવાય' 'શિપાઈ' એમ લખવું.

૧૨. અનુસ્વાર અને અનુનાસિક તત્સમ શબ્દોમાં અનુસ્વાર લખવા અડચણ નથી. અને સરળતાની ખાતર તેમ કરવું સારૂં છે. બોલવામાં સ્વાભાવિક રીતેજ જે ખરો અનુનાસિક હોય તેજ ઉચ્ચરાય છે. માત્ર જ્યાં શંકા પડે એવું હોય ત્યાં જરૂર લાગે તો અનુનાસિક જોડી બતાવવો, એટલે 'કાંત' ( સુતર ) અને 'કાન્ત' ( ધણી ) નો ભેદ બતાવવા 'ન્' જોડયો હોય, તો અડચણ નહિ. અનુસ્વારના કારણથી જ્યાં છોકરાં ઉચ્ચારમાં ભૂલ કરે ત્યાં શિક્ષક સુધારી આપે એટલે બસ થશે.

૧૩. જ્યાં અનુસ્વાર પોચો બોલાતો હોય, ત્યાં અનુસ્વાર અર્ધચંદ્રકાર કરવાની જરૂર નથી. મરાઠીમાં કે હિંદીમાં પણ એવું કંઈ ચિન્હ પોચા અનુસ્વાર માટે યોજાતું નથી.

૧૪. નાન્યતર જાતિ વાચક ઉકારાંતમાં ગુજરાતના કેટલાક ભાગમાં અનુસ્વાર બોલાતો નથી, તે કારણે તે ન વાપરવો એ બરાબર નથી. લીંબુ, સાબુ વગેરેથી જૂદો પાડવાને તેની જરૂર છે, એટલું જ નહિ પણ તેના બહુ વચનમાં પણ અનુસ્વાર કાયમ રહે

છે, અને તે એક વચનમાં ન વાપરનારને પણ વાપરવો પડે છે, એટલે 'શું' ના 'શાં', 'આવું' ના 'આવાં', ને 'સારૂં' ના 'સારાં' થાય છે. વળી સંસ્કૃતમાં નાન્યતર જાતિ એક વચનમાં અનુસ્વાર હોય છે, તે અપભ્રષ્ટ થતાં કાયમ રહ્યું છે, તેનું એથી સૂચન થાયછે.

૧૪. અ. નહિ શબ્દ શુદ્ધ સંસ્કૃત છે, અને આપણે બોલીએ છીએ પણ હ્રસ્વ 'ઇ', અને અનુસ્વાર જેવો ભાસ તો ઘડકાઇને થાય છે, માટે 'નહિં' કે 'નહીં' લખવાની જરૂર નથી.

૧૫. 'લ'. 'ળ'.

તત્સમ રૂપ બોલાતું હોય ત્યાં 'લ' ને ઠેકાણે 'ળ' લખવો (પાછળ આ વાત જણાવી છે), કેમકે 'ળ' એ સાંપ્રત ભાષામાં 'લ' ને ઠેકાણે પ્રવર્તે છે, અને પ્રાકૃત નિયમમાં "રલયોડલમોભેદ" એવું સૂત્ર પણ છે. જ્યાં 'લ'નો 'ળ' થતો નથી, ત્યાં 'લ' કાયમ રહે છે, જેમ 'મલ્ય'–'મલ્લ'.

૧૬. તદ્‌ભવ શબ્દોમાં લકારને ઠેકાણે ળકાર વાપરવો, એટલે 'માલી' નહિ, પણ 'માળી'.

૧૭. 'ર', 'ડ', 'ળ', 'લ' અને 'ણ'

એ ઉચ્ચારને ઠેકાણે ગુજરાતના કેટલાક ભાગમાં 'ય' વપરાય છે, કે પાછલા અક્ષરને દ્વિપદ કરાય છે, જેમકે 'દોરડું'ના 'દોયડું' 'દોડ્ડું'. એ બંને અશુદ્ધ છે, ને અર્થ વાચક નથી માટે 'દોરડું', 'પરણવું', 'તરણું' (મૂળમાં 'તયણુ' છે ને ભૂલ હશે), 'ખાંડણી' 'દળણું', 'પાળણું', 'બાધડી' એમ લખવું જોઇએ. કાઠીઆવાડમાં 'કશાં' ને 'ચાંશો'ને બદલે 'કડશાં' ને 'ચાંદશો' એવાં રૂપ વપરાય છે. જો અર્થ ઉપર આધાર રાખીએ તો તેમનાં રૂપ સ્વીકારવાં જોઇએ: પણ ઉચ્ચારના સ્વાભાવિક નિયમે લકાર બોલાય છે.

૧૮. મહાપ્રાણનું દ્વિત્વ.

મહાપ્રાણનું દ્વિત્વ શી રીતે દર્શાવવું? આ પ્રશ્ન વિચિત્ર લાગે છે. મહાપ્રાણનું દ્વિત્વ તો બે મહાપ્રાણથી જ થાય. એક અલ્પ ને બીજો મહાપ્રાણ મળે તેથી મહાપ્રાણનું દ્વિત્વ બન્યું કહેવાય નહિ. સ્વાભાવિક ઉચ્ચારણને આધારે તો મહાપ્રાણ જ બોલાય. સંધિના નિયમ પણ તેને જ અનુસરે છે. 'તત્'+'ટિકા' ના 'તટ્ટિકા', 'સત્'+'ચિત્'+'આનંદ'ના 'સચ્ચિદાનંદ' થાય છે. અંગ્રેજીમાં પણ 'ઇન'+'મેટિરિયલ' ના 'ઇમ્મેટિરિયલ' ( Immnterial ) ને 'ઇન'+'રિસ્પેક્ટિવ'ના 'ઇર્રિસ્પેક્ટિવ' ( Irrospectivo ) થાય છેઃ તે સ્વાભાવિક ઉચ્ચારણને અનુસરે છેઃ એટલે 'ચોખ્ખો', 'ઝિટ્ટી', 'પથ્થર'

એ રૂપ બરોબર છે. દ્વિત્વ મહાપ્રાણમાંથી એક કાઢી નાંખે, તો 'ચોખો', 'ચીઠી', 'પથર' એવાં રૂપ ચાલી શકે, પરંતુ તેથી ઉચ્ચારમાં ફેર પડે છે.

૧૯. વ્યંજનાંત શબ્દો.

તત્સમ રૂપે લખે, અગર અકાર મેળવે તો ચાલે; પણ અકાર મેળવવો એ વધારે સારું છે, કેમકે જ્યારે તેમને પ્રત્યય આદિ લગાડીએ છીએ ત્યારે ખોડા કે અકારવાળા વ્યંજનમાં ભેદ જોવામાં આવતો નથી. જેમ 'જગત્' માં બોલાય છે તેમ જ 'ભરત' માં બોલાય છે. ખરું જોઇએ, તો અંગ્રેજી પેઠે આપણા અંત્ય વ્યંજન ખોડા જ ઉચ્ચારાય છે, તો પછી તેને ખોડવાની જરૂર પણ શી?

૨૦. બે પ્રકારના ઉચ્ચાર.

જે અક્ષરોના ઉચ્ચાર કેટલાક ભાગમાં કે સર્વત્ર બે રીતે થતા હોય તે દર્શાવવા જૂદા અક્ષર કે ચિન્હની જરૂર નથી.

૨૧. તત્સમ અને તદ્ભવ.

તત્સમ શબ્દોની જોડણીમાં ફેરફાર ન કરવો. સંસ્કૃત તત્સમ શબ્દોના નિયમ ફારસી, અરબીને કે અંગ્રેજીને બહુ લાગુ કરી ન શકાય. જો ઉદાહરણ આપ્યાં હોત, તો વિવેચન કરવાનું ઠીક પડત.

૨૨. તદ્ભવ શબ્દોમાં સહેજ વિકાર હોય, તો તે બંને રીતે વાપરી શકાય, એટલે 'કઠિન' ને 'કઠિણ': ઘણા લોક તો 'કઠણ' ને 'કઠીન' એ બે તદ્ભવ રૂપ વાપરે છે.

૨૩. ગુજરાતમાં એક ભાગમાં તત્સમ અને બીજામાં તદ્ભવ વપરાતો હોય, તો તત્સમને પ્રથમ માન આપવું. (ઉદાહરણ આપવાં હતાં.)

૨૪. તત્સમ અને તદ્ભવ વચ્ચે ઘણો ફેર પડી ગયો હોય, તો ચાલતા અપભ્રષ્ટ શબ્દો વાપરવા એટલે 'માગશર,' 'સૂરજ,' 'અચરજ' વગેરે.

૨૫. ગુજરાતના જૂદા જૂદા ભાગમાં શિષ્ટ જનો એક જ શબ્દના જૂદા જૂદા ઉચ્ચાર કરતા હોય, તો કયો ઉચ્ચાર સ્વીકારવો? શિષ્ટતા અને જૂદા જૂદા ઉચ્ચાર વિષે પૂર્વે કથન કરેલું છે.

૨૬. જે ઉચ્ચાર વ્યુત્પત્તિને વધારે મળતો હોય તે સ્વીકારવો, કે જે ઉચ્ચાર પુસ્તકોમાં ઘણોખરો દર્શાવાતો હોય તે સ્વીકારવો? જે ઉચ્ચાર પુસ્તકોમાં છપાઈ બોલાઈ રૂઢ થઈ ગયો હોય, તેને પ્રથમ દરજ્જે માન આપવું.

૨૭. વ્યુત્પત્તિને ઓછા મળતા ઉચ્ચાર કે જોડણી કેળવણી ખાતાના પુસ્તકોમાં વપરાતાં હોય, તો તે કાયમ રાખવાં કે કેમ ? કાયમ રાખવા ન રાખવાની સત્તા આપણને નથી, પરંતુ જે જોડણી સાક્ષરો છેવટ મુકરર કરે તેનો ઉપયોગ કરવા તેઓ સાહિત્ય પરિષદ્ દ્વારા માગણી કરી શકે. શાળા પુસ્તકોની ને અન્ય ગ્રંથોની જોડણીમાં ફરક રહે તે ચલાવા લાયક નથી.

૨૮. વ્યુત્પત્તિનું ધોરણ સ્વીકારવામાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જુની ગુજરાતી, તેમ સાંપ્રત, બીજી ભાષાઓનું ધોરણ અનુકૂળતા પ્રમાણે લેવું. એકને જ વળગી રહેવાથી ઠીક ન થાય.

૨૯. વિકલ્પ.

વિકલ્પ રૂપ બનતા સુધી ન રાખવાં. જ્યાં બે રૂપને માટે ભારે મતામત પડે ત્યાં સમાધાનાર્થે બંને સ્વીકારવાં. એક તત્સમ અને બીજું તદ્‌ભવ રૂપ વાપરીએ તે વિકલ્પ નથી, પણ એક શુદ્ધ અને બીજું વિકૃત રૂપ છે.

## સ્વર.

૩૦. 'ઈ,' 'ઉ'

તત્સમ શિવાયનાં શબ્દોમાં 'ઈ' 'ઉ' શા ધોરણે હ્રસ્વ દીર્ઘ લખવા ? તત્સમ શિવાયના શબ્દોના ઉપર જણાવ્યા પ્રમાણે બે ભાગ પડે: અપભ્રષ્ટ અને દેસ્ય. અપભ્રષ્ટને પ્રાકૃતના નિયમ કે વ્યુત્પત્તિનું ધોરણ લાગુ કરી શકાય. જ્યારે જોડાક્ષરમાંથી એક વ્યંજન જતો રહે છે, ત્યારે તેની પહેલાંનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે: જેમ 'મિષ્ટ' ઉપરથી 'મીઠું,' 'ભિક્ષા' ઉપરથી 'ભીખ,' 'શિક્ષણ' ઉપરથી 'શીખવું,' 'ઉષ્ટ્ર' ઉપરથી 'ઊંટ,' 'પુત્ર' ઉપરથી 'પૂત,' 'વર્તિકા' ઉપરથી 'વાટ.' દેસ્ય શબ્દોને માટે સ્વ. સાક્ષર ગોવર્ધનરામે જેમ જણાવ્યું હતું, તેમ 'ઈ' દીર્ઘ ને 'ઉ' હ્રસ્વ રાખવામાં આવે તો અડચણ નથી. ફારસી તત્સમ શબ્દોના સ્વરની જોડણી બદલવાનું કંઈ કારણ નથી. સંસ્કૃતની પેઠે જે શુદ્ધ હોય તે શુદ્ધ, અને જે અપભ્રષ્ટ હોય તે અપભ્રષ્ટ લખવો. 'જુદા' કે 'જૂદા' માંથી હું 'જૂદા' નો સ્વીકાર કરું છું, પરંતુ 'જુદા' શબ્દ કાયમ કરવામાં આવે તો વાંધો નથી.

૩૧. ઉપરની કલમમાં સમાવેશ થઈ જાય છે. કદી કોઈ ઠેકાણે ઉચ્ચારનું ધોરણ લેવું પડે તો લેવું.

૩૨. મતભેદ પડે તો વ્યુત્પત્તિનો પ્રથમ અને માત્રા-ભારનો બીજો દરજ્જો સ્વીકાર કરવો ( દષ્ટાંત આપ્યાં હોત, તો ઠીક પડત ).

૩૩. જોડાક્ષર પહેલાંનાં અને અનુસ્વારવાળાં 'ઈ' ને 'ઉ' હ્રસ્વ લખવાં.

૩૪. જોડણી એક વાર કાયમ કર્યાં પછી પ્રત્યય વગેરેના કારણે શબ્દ મોટો થાય માટે ફેરવવાની જરૂર નથી. 'દુગ્ધ' ઉપરથી 'દૂધ' થાય, તે "દૂધાળી"માં ને 'દૂધપાક'માં પણ કાયમ રહે. એ જ રીતે 'રીસ'—'રીસાળ,' 'ઊછળવું,'—'ઊછાળવું,' 'શીવવું'—'શીવડાવવું,' 'ભૂલવું'—'ભૂલે છે,' 'દૂધ'—'દૂધભાઈ', 'ચિઠ્ઠી'—'ચિઠ્ઠી ચપાટી.'

૩૫. અંત્ય કે ઉપાંત્ય 'ઈ' દીર્ઘ લખવી, એટલે 'ઘી,' 'કડી,' 'શીખ,' 'કીડી' કાયમ રાખવા.

૩૬. હ્રસ્વ ઇકારાંતવાળાં સંસ્કૃત નામ શુદ્ધ જ રાખવાં એટલે 'હરિ,' 'મણિ,' 'શાન્તિ'.

૩૭. વાંચનમાળાનો નિયમ સકારણ જણાતો નથી. અપભ્રષ્ટ શબ્દની વ્યુત્પત્તિ જોતાં તેમ સર્વત્ર કરવું યોગ્ય નથી. 'બિલાડી' એ 'બિડાલ' ઉપરથી થયો છે, માટે 'ઈ' હ્રસ્વ કાયમ રહે; 'નાળિએર' 'નાળિકેર' ઉપરથી અને 'ઘડી' 'ઘટિ' ઉપરથી થયો છે માટે 'ઈ' હ્રસ્વ રહે. એ નિયમ ખીચડીને લાગે નહીં, માટે તે દીર્ઘ રહે. ખિસકોલીમાં 'ઈ' હ્રસ્વ બોલાય છે માટે તે હ્રસ્વ રહે.

૩૮. બહુ વચન દર્શક પ્રત્યય 'ઓ' તેને ફેરવીને 'યો' કરવાની જરૂર નથી; તેથી કવિઓ, નદીઓ એમ લખવું. ઘડિઆળ વિષે ઉપર જણાવ્યું છે. 'પીએ'માં 'એ' કાળદર્શક પ્રત્યય છે તે જ કાયમ રહે, એટલે 'પિયે' કરવાની જરૂર નથી.

૩૯. એક અક્ષરી કે બે અક્ષરી શબ્દોમાં 'ઉ' દીર્ઘ યોજાય છે, માટે તે દીર્ઘ લખવું.

૪૦. 'જૂઓ' જો ક્રિયાપદ હોય, તો 'જુઓ' લખવું, અને 'જૂ'નું બહુ વચન હોય કે ઢોરને વળગનાર જંતુના અર્થમાં હોય, તો 'જૂઓ' લખવું. ઓકારાંત ધાતુના 'ઓ'નો હ્રસ્વ 'ઉ' થાય છે, માટે જુઓ, ધુઓ એવા રૂપ બને. 'કોઈ' ઉપરથી 'કુઓ' શબ્દ પણ હ્રસ્વ 'ઉ' લે. 'કોઈ'ને 'કુઈ,' 'કૂઈ' કહેવામાં ઘણે ઠેકાણે આવે છે.

૪૧. વ્યુત્પત્તિ પ્રમાણે શુદ્ધ તો 'ગૂજરાત,' પરંતુ 'ગુજરાત' એ લગભગ સર્વત્ર પ્રચારમાં હોવાથી 'ગ્'ને હ્રસ્વ 'ઉ' લગાડવું.

૪૨. 'એ.' 'ઓ.'

સાંકડા પહોળા ઉચ્ચાર 'એ,' 'ઓ' ને બતાવવા માટે કોઈ ચિન્હ યોજવાની જરૂર નથી.

૪૩. 'અં.' 'આં.'

'રાંધવું,' 'પાઈ,' 'પૈસો,' 'ચોકું,' 'સૌ,' 'પૈઆ,' એ રૂપ લખવાં.

૪૪. અરૂઢ શબ્દો.

રૂઢ નહિ થએલા પર ભાષાના શબ્દોને માટે ઉપરના જ નિયમ પાળવા એમ કહી શકાય નહિ. જ્યાં હ્રસ્વ દીર્ઘ ઉચ્ચાર મૂળમાં થતા હોય, ત્યાં બનતા સુધી કાયમ રાખવા, એટલે અંગ્રેજી 'Kit' ના 'કિટ્' અને 'Moot'ના 'મૂટ' લખવા. અંગ્રેજી 'i'નો ઉચ્ચાર જ્યાં 'ઈ'કારાંત ન થતો હોય, ત્યાં 'આઈ'થી અને 'ou'નો ઉચ્ચાર 'આઉથી' બતાવવો.

ઉપરના વિચારો કે નિયમોને આધારે કિંવા અન્ય રીતે જોડણી નક્કી શી રીતે ને કોણે કરવી એ પ્રશ્ન ઉભો રહે છે. જ્યારે સાહિત્ય પરિષદે નીમેલી પેટા સભાનું કામ પડી ભાગ્યું છે, ત્યારે મને સારો માર્ગ એ લાગે છે, કે પરિષદે દરેક પ્રાંતના સાક્ષરોને લખી પાંચ પાંચ પ્રતિનિધિઓ ચૂંટી કઢાવવા. પાટણ તરફના ભાગને કદાચ અમદાવાદમાં લઈ લેવાય તો ચાલી શકે, એટલે ચાર કે પાંચ પ્રાંત માટે ૨૦ કે ૨૫ ગ્રહસ્થો નિમાય, અને એ ત્રણ પારસી ને બે ત્રણ મુસલમાન સાક્ષરોને તે તે કોમના સાક્ષરો ચૂંટી કાઢે. આ પ્રતિનિધીઓ તથા પરિષદના પ્રમુખની સભા મળે, તેમાં પ્રત્યેક શબ્દ વિષે વાદ વિવાદ થાય, અને તેની જોડણી ધરછોડ કરીને પણ સર્વાનુમતે કે બહુ મતે મુકરર થાય, તે તેમણે તેમ સાહિત્ય પરિષદે માન્ય રાખવી, એટલું જ નહિ પણ માન્ય રાખનારા સર્વેએ તેવી જોડણી લખવાનો નિયમ રાખવો.

કદિ ઉપર પ્રમાણે થાય તો પણ એક મહત્વનો સવાલ કાયમ રહે છે. સાક્ષરો મુકરર કરેલી જોડણી લખવા માંડે, તોપણ જ્યાં સુધી તે શાળા ખાતાના પુસ્તકોમાં દાખલ ન થાય, ત્યાં સુધી તેનો વિશેષ ઉપયોગ થાય નહિ. છોકરાં શાળામાં કંઈ જોડણી કરે, અને બીજાં પુસ્તકોમાં જૂદી જાતની જોડણી દેખે, તો તેઓ ગુંચવાડામાં પડે. બચપણમાં જે શીખવામાં આવે છે, તે જ ઘણુંખરૂં જન્મ પર્યંત કાયમ રહે છે. હું ધારૂં છું, કે આપણી સાહિત્ય પરિષદ્ સારી પેઠે શોધ ખોળ કરીને તેમ ગંભીર વિચારથી જે પસંદ કરે, તે પરિષદના લખાણને શાળાખાતું માન્ય રાખ્યા વગર રહેશે નહિ.

આ લેખ માત્ર માર્ગદર્શક છે. મતભેદનું સમાધાન થાય, અને સરળતાથી જોડણી મુકરર થાય એ તેનો હેતુ છે.

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

# જાહેરાત.

વડોદરા દેશી કેળવણી ખાતા તરફથી હાલમાં નીચે પ્રમાણેનાં પુસ્તકે બહાર પડયા છે.

| | | | લેખક. |
|---|---|---|---|
| ૧ | નીતિશિક્ષણ (ગુજરાતીમાં) | ૦–૧૨–૦ | રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. |
| | | | ભાષાંતરકાર. |
| ૨ | શાંકર ભાષ્ય (મરાઠીમાં) | ૫–૧૦–૦ | રા. રા. વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર, રા. રા. દિનકર ત્ર્યંબક ચાંદોરકર |
| ૩ | યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ. (ગુજરાતીમાં) | ૧–૧૦–૦ | રા. રા. વિનાયક નરસિંહલાલ યાજ્ઞિક |
| ૪ | તર્કભાષા (ગુજરાતીમાં) (કેશવમિશ્રકૃત સંસ્કૃતનું ભાષાંતર). | ૦–૪–૦ | પ્રો. મણીલાલ નભુભાઈ દ્વિવેદી |
| ૫ | વધૂવર પરીક્ષા. (ગુજરાતીમાં) | ૦–૩–૦ | રા. રા. નરનાથ કે. દીક્ષીત અને પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઇ |
| ૬ | પાટીદાર જ્ઞાતિના રીતરીવાજનું એકીકરણ. | ૦–૪–૬ | સાંસારિક પ્રશ્ન કમીટી. |
| ૭ | વાણીયા જ્ઞાતિના રીત રીવાજનું એકીકરણ. | ૦–૭–૬ | સાંસારિક પ્રશ્ન કમીટી. |

સરકારી ભાષાંતર સ્ટોરમાં લખો.

વિદ્યાધિકારી.
વડોદરા રાજ્ય.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારોના વર્ષે એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે)

અન્ય સર્વ માટે વર્ષે એકના રૂ ૩-૮-૦ (પોસ્ટેજ સાથે)

છુટક નકલ એકના દર ફાર્મે એક આના પ્રમાણે

મળવાનુ ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.


---

# વસન્ત.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૯. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૮.

## "આપણાં વર્તમાનપત્રો અને માસિકો."

*વર્તમાનપત્રોની ઉત્પત્તિ*

વર્તમાનપત્રોની પ્રથમ ઉત્પત્તિ પાશ્ચાત્ય દેશોમાં થયલી હતી. ત્યાં જ્યાં સુધી છાપવાની કળાની શોધ થયલી નહોતી, ત્યાં સુધી પુસ્તકોની આપણા દેશમાં પૂર્વે હતી તે જ પ્રમાણે માત્ર હસ્તલિખિત પ્રતો હતી; અને પુસ્તકોનાં અવતરણો હસ્તની સાહાય્યથી કરવામાં અથાગ પરિશ્રમ સહન કરવો પડતો હોવાથી, તેમની સંખ્યા પણ બહુ ઓછી માલમ પડતી હતી, અને જે પ્રતો હાથ લાગતી હતી તે પણ પૂર્વોક્ત કારણથી બહુ ઉપયોગી ગ્રન્થોની જ માલમ પડતી હતી. કાલાન્વયે, છાપવાની કળાની શોધ થયા પછી પુસ્તકોની છાપેલી પ્રતો હાથ લાગવા માંડી અને જેમ જેમ એ કળામાં નવા નવા સુધારા થવા લાગ્યા તેમ તેમ દિનપ્રતદિન તેમની સંખ્યામાં પણ અસાધારણ વૃદ્ધિ થવા લાગી. આ અરસામાં ઈંગ્લાંડમાં ઠેકાણે ઠેકાણે 'ક્લબ' અને 'કૉફી હાઉસ' ( આનન્દ સંમેલન સ્થળો ) સ્થપાયલાં હતાં, ત્યાં વિવિધ સ્વભાવના પુરુષો પોતાના ધંધા વગેરેને લીધે લાગેલા શ્રમનું નિવારણ કરવાના હેતુથી, વિનોદાર્થે સાયંકાલે એકઠા થતા હતા, ગામ ગપાટા કહેતા સાંભળતા હતા, તત્પરત્વે પોતાનો અભિપ્રાય પણ કોઈકવાર દર્શાવતા હતા. આવા પ્રકારની જનસ્થિતિમાંથી લાભ લેવાનું આવા સમયમાં કેટલાક વિચારશીલ અને બુદ્ધિશાલી પુરુષોએ ધાર્યું. અને છાપવાની કળાના તે અરસામાં શોધ થયલી હોવાથી, દરરોજ બનતા વૃત્તાન્તો, તેમના સંક્ષિપ્ત અહેવાલ અને તે ઉપર પોતાના અભિપ્રાય—એ સર્વે કાગળના નાના પતાકડા ઉપર દરરોજ છાપીને એવી ક્લબોના સભાસદોમાં દરરોજ સવારે વહેંચવા લાગ્યા. આમાં તેમણે તેમની પત્રે 'ન્યૂસ

લેટર્સ ' નો રિવાજ જે પ્રચલિત હતો તેનું અનુકરણ કર્યું હોય તેમ સમજાય છે. આવી જાતનું " ન્યુસલેટર " ને અનુસરતું અને પરચુરણ વૃત્તાન્તોનો અહેવાલ આપતું પ્રથમ ' ન્યુસ પેપર '–વર્તમાનપત્ર–ઇંગ્લાંડમાં ઈ. સ. ૧૬૨૧ ના ઑક્ટોબર માસની ૯ મી તારીખે પ્રગટ થયલું જાણવામાં આવ્યું છે. તેને ' કુરાન્ત ' ( 'Courant' or 'Weekly News from Foreign Parts' ) કહેતા, તે જ દર અઠવાડીયે નીકળતું હશે તેવું તેના નામ ઉપરથી સમજાય છે.

આવા પ્રકારની પ્રવૃત્તિ પ્રચારકોમાં બેન જૉન્સન, શેક્સપીયર, રેલે, બૉમન્ટ અને ફ્લેચર, ઍડીસન, સ્વિફ્ટ, ડીફો, બૉલીંગબ્રોક વગેરેનાં નામ સુપ્રસિદ્ધ છે. કાલક્રમે વર્તમાનપત્રોની સંખ્યા એ દેશમાં બહુ જ વધવા પામી છે. ઈ. સ. ૧૯૧૦ માં એ દેશમાં વર્તમાનપત્રોની કુલ સંખ્યા ૨૩૦૩૧ અને એકલા લંડન શહેરમાં જ કુલ સંખ્યા ૪૧૪ ની આંકવામાં આવી હતી. ઈ. સ. ૧૮૮૧ માં ઇંગ્લાંડમાં પસાર થયલા ' લાઇબલ ઍન્ડ રજીસ્ટ્રેશન ઍક્ટ ' માં વર્તમાનપત્રોની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છેઃ—

વર્તમાનપત્રોની વ્યાખ્યા.

" It is any paper containing public news, intelligence or occurrences, or any remarks, or observations therein printed for sale, and published periodically or in parts or numbers, at intervals not exceeding 26 days. "

( ભાવાર્થ=સાર્વજનિક વૃત્તાન્તો જેમાં અમુક મુદતને અંતરે પ્રકટ કરવામાં આવે છે એવું પત્ર તે વર્તમાનપત્ર–કારણ કે વર્તમાન એટલે હાલમાં બનતો બનાવ તે કહેતું પત્ર તે. ) વળી, ઇંગ્લાંડના પોસ્ટખાતા તરફથી વર્તમાનપત્રોની વ્યાખ્યા આપવામાં આવી છે જેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

" Any publication, printed and published in numbers; at intervals of not more than 7 days, consisting wholly or in part of political or other news, or of articles, relating thereto or to other current topics, with or without advertisements. "

( ભાવાર્થ=રાજદ્વારી બનાવોવાળા અગર ચાલુ–વર્તમાન સમાચાર વાળા—અહેવાલ જેમાં આપવામાં આવેલા છે એવું વધારેમાં વધારે ૭ દિવસના અંતરે છપાતું–જાહેર ખબરો વાળું કે વિનાનું પત્ર તે વર્તમાનપત્ર. )

વર્તમાનપત્રોની ઉપર ટાંકેલી વ્યાખ્યાઓ જાણી. હવે આપણે ' માસિકો ' કે ' માસિક પત્રો ' જેને અંગ્રેજીમાં ' મૅગેઝિન્સ, ' ' રિવ્યુઝ ' કે ' પીરીઑડિકલ્સ ' કહે છે તેની સાથે તેમને સરખાવીશું. ' માસિકો ' ની વ્યાખ્યા આપતાં એક લેખકે લખ્યું છે કેઃ—

માસિક પત્રોની વ્યાખ્યા.

" A periodical is a general term for literary publications, which appear in numbers; or parts at regular intervals of time, as a rule weekly, monthly, or quarterly. They are akin to newspapers in that they come out in numbers at regular intervals, but differ from them in their having not been meant for the circulation of news or information of *ephemeral* interest; they are a. kind of reviews for the supply of miscellaneous reading."

( ભાવાર્થ=દર અઠવાડીયે કે મહિને વા ત્રણ ત્રણ મહિને પ્રકટ થતું પત્ર જેમાં સાહિત્ય કે તેના જેવા બીજા ખાસ વિષયોનું વિવેચન કરવામાં આવેલું હોય છે. ) ઈંગ્લાંડમાં સૌથી પહેલવહેલું માસિક Mercurius Liberariaus નામનું ઈ. સ. ૧૬૮૦ માં લંડનમાં પ્રકટ થયું.

આ પ્રમાણે વર્તમાનપત્રો અને માસિકોની વ્યાખ્યાઓ જાણ્યા પછી તેમનો અરસ પરસ મુકાબલો કરવો હોય અગર તેમનો પુસ્તકો સાથે મુકાબલો કરવો હોય તો કરી શકાશે.

પુસ્તકો, માસિકો, અને વર્તમાનપત્રો—એ ત્રણેમાં કોઈ પણ મનુષ્ય પોતાના મનના વિચાર, પોતાનું જ્ઞાન, પોતાનો અનુભવ કે પોતાની મનની લાગણીઓ અન્ય મનુષ્યને જણાવે છે. આ કારણથી મનુષ્યની જિજ્ઞાસા સફલ કરવાનો અને જ્ઞાનપ્રસારક ઉદ્દેશ તેમનો ત્રણેનો સરખો જ છે. પરંતુ એ ત્રણે પોતાનો આ સામાન્ય ઉદ્દેશ જુદા જુદા કે વધતા ઓછા પ્રમાણમાં પાર પાડે છે. પૂર્વોક્ત ઉદ્દેશ સૌથી વધારે પ્રમાણમાં પાર પાડી આપવામાં ' પુસ્તક ' સાહાય્યભૂત થઈ પડે છે. તેનું પ્રથમ કારણ એ કે પુસ્તકોમાં અમુક એક જ માણસના વિચારો—અને તે પણ અમુક એક જ વિષય પરત્વે—નિબદ્ધ થઈને મુકાયલા હોય છે—છપાયલા હોય છે, તે કારણથી; તેને પ્રગટ કરવામાં દ્રવ્યનો ને જ્ઞાનનો પણ વિશેષ ખપ પડતો હોવાથી, તેમ જ તે છાપવામાં કોઈ પણ જાતની ઉતાવળ—તે વિચારોને લખી કાઢવામાં પણ કોઈ પણ જાતની ત્વરાની જરુર નહિ પડતી હોવાથી પુસ્તક રચાતું હોય તે દરમ્યાન તેમાં વિચારોની પ્રૌઢતા, પરિપક્વતા અને ચિત્તની સમગ્રતા ને પૂર્ણ અવકાશ મળી શકે છે. એ કારણથી પુસ્તકની જ્ઞાન પ્રસારક સેવા અને સાહિત્ય સેવા સર્વોત્તમ છે—અપૂર્વ જ છે! પુસ્તકમાં લખેલાં બોધ વચનની વાંચકવૃન્દના મન ઉપર થયેલી અસર કેવી ચિરંસ્થાયી પ્રકારની છે તે અંગ્રેજી સુપ્રસિદ્ધ કવીશ્વર મિલ્ટનની પુસ્તકો ને ઉદ્દેશીને કહેલી નીચેની ઉક્તિ વાંચ્યાથી સહજ પ્રતીત થશેઃ મિલ્ટને કહ્યું છે કેઃ—

પુસ્તકો અને વર્તમાનપત્રોની તુલના.

" A *good book* is the *precious life-blood* of a *master-spirit*, embalmed and treasured up on purpose *to a life beyond life*. "

મિલ્ટનનું આ વાક્ય જો કે સારાં પુસ્તકોને ઉદ્દેશીને લખાયેલું છે તથાપિ તે પુસ્તક

માત્રને લાગુ પાડી શકાય; કારણ કે સારો ગ્રન્થ જ ચિરંજીવી રહે છે, ખોટો ગ્રન્થ તો "જેમ નદીનાં પાણી સાથે મિશ્રિત થયલો મલ વહનમાર્ગમાં ક્રમશઃ નીચો બેસતો જાય છે ને નિર્મળ જળ આગળ વધ્યું જાય છે, તેમ સમય રૂપી પ્રવાહમાં નઠારાં—નબળાં—પુસ્તકો—હલકા દરજ્જાનાં પુસ્તકો—અદૃશ્ય થાતાં જ જશે અને માત્ર સારાં એટલે ઉત્તમ પ્રકારનાં પુસ્તકો ટકી રહેશે." આ પ્રમાણે આપણે પુસ્તકોનું મૂલ્ય આંક્યું. હવે આપણે હેમની સાથે દૈનિક કે રોજીંદા અને દર અઠવાડિયે પ્રગટ થતાં વર્તમાનપત્રોની તુલના કરીશું. વર્તમાનપત્રો પ્રગટ કરવામાં જ્ઞાનનો તેમ જ દ્રવ્યનો, પુસ્તકોની માફક કાંઈક અંશે ખપ પડે છે, તથાપિ તેમાં અમુક એક જ મનુષ્યના વિચારોને નહિ પણ એક કરતાં વધારે મનુષ્યોના વિચારોને ઘણી વાર સ્થાન મળતું હોવાથી, તે વિચારો માત્ર એક જ વિષય પરત્વે નહિ હોવાથી, પરંતુ વિવિધ વિષયો પરત્વે—તેમાં મુખ્યત્વે કરીને દૈનિક વૃત્તાન્તો જેવા તદ્દન સાધારણ પ્રકારના વિષયો પરત્વે નિબદ્ધ થયલા હોવાથી, અને એક દિવસ એટલે માત્ર ૨૪ કલાક અગર ૭ દિવસ જેટલા બહુ જ ટૂંકા સમયમાં હેમને છાપી નાખવા માટે બહુ જ ત્વરા વેઠવી પડતી હોવાથી, પુસ્તક રચનામાં જે પાંડિત્ય, વિચારની પરિપક્વતા, ચિત્તની એકાગ્રતા, વગેરે ગુણો દૃશ્યમાન થાય છે તે ગુણોની વર્તમાનપત્રોમાં છેક જ ઓછી—કેટલીકવાર સમૂળગી નહિ કહીયે તો પણ ચાલે એવી—ઝાંખી થાય છે। આ કારણોને લેઇને વર્તમાનપત્રોની જીજ્ઞાસા તૃપ્ત કરવાની શક્તિ, જ્ઞાનપ્રસારક શક્તિ અને સાહિત્ય સેવા જો કે કાંઈક છે તોપણ પુસ્તકોની તેવા પ્રકારની શક્તિ કરતાં સેંકડો ગણી કે હજાર ગણી ઓછી છે. વિદ્વાનોએ વર્તમાનપત્રોમાં પ્રગટ થતાં લખાણને "Ephemeral kind of Literature" (અર્થાત્ 'ક્ષણિક કે એકાહિક સાહિત્ય') કહેલું છે તે યથાર્થ જ છે. ઈંગ્લાંડમાં વર્તમાનપત્રોના અધિપતિઓ પોતાના લેખોમાં પુષ્કળ વિદ્વત્તા, વ્યવહાર કુશળતા, દીર્ઘદૃષ્ટિ, સમયસૂચકતા, દેશ્યપણું વગેરે ઉમદા ગુણોનું પ્રદર્શન કરતા હોવાથી ત્યાં વર્તમાનપત્રોની—વર્તમાનપત્રોમાં પ્રગટ થતાં લખાણોની—કિંમત બહુ જ આંકવામાં આવી છે, અને તે જ કારણથી તેમને "Fourth Estate" (ચોથું અંગ કે રાજ્યનો ચોથો સ્તંભ) કહેલો છે, તે વાસ્તવિક છે. ગમે તેમ હો પણ પુસ્તકનું સાહિત્ય વર્તમાનપત્રોના સાહિત્ય કરતાં સેંકડો ગણું ઉમદા છે એ વાતની કોઇથી ના કહી શકાય તેમ નથી જ. ડૉ. જહૉન્સને ઈ. સ. ૧૭૫૮ માં પ્રગટ થયલા પોતાના આઈડ્લર નામના અઠવાડિયા પત્રમાં એક સ્થળે કહેલું છે કેઃ "વર્તમાનપત્રોની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે પણ **તેનાથી જ્ઞાનમાં વૃદ્ધિ થતી જતી નથી.** સ્હવારના વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થયલા સમાચાર સ્હાંજના વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થાય છે,—અને સ્હાંજના સમાચાર સ્હવારના પત્રમાં પ્રસિદ્ધ થાય છે; આમ એકની એક વાત વાંચ્યાથી સમયનો દુરુપયોગ થાય છે, અને સૌથી વધારે ઉત્સાહપૂર્વક વાંચનારો માણસ પણ છેવટ સુધી વાંચી રહેતાં પહેલાં તો થાકી જાય છે (!)" વિદ્વાન્ ડૉક્ટરના આ શબ્દો મનન કરવા યોગ્ય છે. આમ કહેવામાં વર્તમાનપત્રોની કિંમત છેકજ ઉતારી પાડવાનો મ્હારો ઉદ્દેશ બિલકુલ છેજ નહિ, ઉલટું, પૃથ્વી ઉપર અહર્નિશ બનતા વૃત્તાન્તોથી વાકેફ રહેવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે,

અને એ વૃત્તાન્તો માત્ર દૈનિક કે અઠવાડિક વર્તમાનપત્રોમા પ્રગટ થતા હોવાથી એવાં પત્રો વાંચવાં એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય જ છે, એમ સૌ કોઈ કબૂલ કરશે જ. વળી મહાન્ સદ્વક્તાઓનાં ભાષણોને વર્તમાનપત્રો જાળવી રાખતાં હોવાથી તેમની કિંમત પણ બહુ એકાવન છે, તેથી પણ તે ખપનાં છે; પરંતુ હું જે વિષય સામે વાંધો ઉઠાવું છું તે એજ છે કે 'વર્તમાનપત્રો'ના વાચનમાં કેટલાક મનુષ્યને છેક 'ગાંડા' થઈ ગયલા જોવામાં આવે છે—આખો દિવસ જાણે તેટલું જ કામ કરવા માટે પોતે સરજાયા હોય તેમ આખો દિવસ તેમના હાથમાં તેનું તેજ જોવામાં આવે છે—તેજ વાંચ્યા કરે છે તે ઉપરથી તેઓ પોતાના જીવનનો કેટલો બધો અમૂલ્ય વખત દુર્વ્યતીત કરે છે તે સામે છે. વર્તમાનપત્રોની કિંમત પુસ્તક કરતાં આટલી બધી ઓછી હોવા છતાં તેમની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો આવે છે (કારણ કે ઈંગ્લાંડમાં ને લંડનમાં એકલામાં કેટલાં બધાં પ્રગટ થાય છે ને તથા આપણા દેશમાં—તેમાં મુખ્યત્વે મુંબાઈ ઇલાકામાં અને ગુજરાત પ્રાન્તમાં—અંગ્રેજી, ગુજરાતી, મરાઠી વગેરે કેટલાં બધાં પ્રગટ થાય છે તે બધું આપણે જાણીયે છીએ ) તેનાં કારણો અનેક છે, તે પૈકી સૌથી વધારે અગત્યનાં કારણો નીચે ગણાવ્યાં છે:—પ્રથમ આખી પૃથ્વી ઉપર નવા નવા દેશો જડ્યા છે ને અદ્યાપિ જડે છે તેમાં જે અવનવા બનાવો દરરોજ બને છે તે તથા આધુનિક સમયમાં વિજ્ઞાનશાસ્ત્રની જે અવનવી શોધો થતી આવે છે તે જાણવાની હમણા કેટલોક વખત થયાં લોકોની ઇચ્છા સાધારણ રીતે વિશેષ બળવતી—તીક્ષ્ણ—તીવ્ર—થતી આવે છે—જે ઇચ્છાને આવાં વર્તમાનપત્રો તેમાં એવા બનાવો—વૃત્તાન્તો—પ્રગટ કરીને તૃપ્ત કરે છે. બીજું, અર્વાચીન સમયમાં વિજ્ઞાનશાસ્ત્રની નવીન શોધો થતી આવે છે જેથી કાગળોની બનાવટમાં સરળતાને ઉત્તમપણું આવતું જતું હોવાથી તેમની સફાઇમાં થતો આવતો સુધારો અને કિંમતમાં થતો આવતો ઘટાડો એ છે. ત્રીજું, તેજ શાસ્ત્રની શોધોથી છાપવાનાં મુદ્રાલયોની સંખ્યામાં થતો આવતો વધારો, ઈ. સ. ૧૮૧૪ ની સાલથી છાપવાનાં મુદ્રાલયોમાં લેવાતી વરાળબળની સાહાય્ય એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે તે સાહાય્યથી ૧ કલાકમાં ૨૦,૦૦૦ કરતાં પણ વધારે નકલો છપાઈ શકે છે એટલુંજ નહિ પણ તેમની પચીસ પચીસની નકલો વળાઈ જાય છે ને ગણાઈ ગણાઇને તેટલી નકલોના થોક નોખા નોખા બની રહે છે! ચોથું, આ પૃથ્વી ઉપર દિન પ્રતિદિન જ્યેમ વ્યાપારની વૃદ્ધિ વા વ્યાપારનો વિકાસ થતો આવે છે ત્યેમ ત્યેમ ખબર પત્રિકાઓનો—જાહેરખબરોનો—Advertisements—નો દિન પ્રતિદિન ખપ પણ બહુ પડતો આવે છે તેઃ જાહેરખબરોને યોગ્ય સ્થાન વર્તમાનપત્રોમાં મળતું હોવાથી તે માર્ગે પણ વર્તમાનપત્રના ધંધામાં આવક બહુ આવતી હોવાથી વર્તમાનપત્રનો ધંધો વધારે લોકો લેવા ઇચ્છે છે, પરિણામે વર્તમાનપત્રકારોની, જાહેરખબરો આપનારાની તેમજ વાચકોની—ગ્રાહકોની—સંખ્યામાં પણ દિન પ્રતિદિન વૃદ્ધિ થતી આવે છે. પાંચમું ને છઠ્ઠું કારણ રેલ્વે અને તાર એ દેશમાં દાખલ થયાં ત્યારથી વર્તમાનપત્રના ધંધાને નાના પ્રકારની સગવડ કે અનુકૂળતા અને તેથી ઉત્તેજન મળવાં લાગ્યાં. આપણાં પોતાના દેશમાં વર્તમાનપત્રો અસ્તિત્વ-

વર્તમાનપત્રોની સંખ્યામાં થતો વધારો ને તેનાં કારણો

માં આવ્યાં તેને માટે આપણો દેશ ઈંગ્લાંડનેજ આભારી છે.

આપણાં વર્તમાનપત્રો. કારણ કે જ્યારથી આપણો દેશ એ રાજ્યની સત્તા નીચે આવ્યો ત્યારથી આપણી વિવિધ પ્રકારની ઉન્નતિ થયેલી જોવાને તે રાજ્યકર્તાઓએ અનેક પ્રયાસો આરંભ્યાં; જેમાંનો એક પ્રયાસ દેશીઓને વર્તમાનપત્રો પ્રગટ કરવાની આપેલી પરવાનગી એ છે. આપણા દેશમાં સૌથી પહેલું વર્તમાનપત્ર "ધી કલકત્તા ઈંગ્લીશમેન" નામનું ઈ. સ. ૧૮૨૬ માં પ્રગટ થયું હતું. ત્યાર પછી ઈ. સ. ૧૮૩૦ માં સર ચાર્લ્સ મેટકાફ, લૉર્ડ વિલ્યમ બૅન્ટિંક જેવા ઉમદા વિચારવાળા ગવર્નરોના અને લૉર્ડ મેકોલે જેવા મહાબુદ્ધિશાળીને દીર્ઘદષ્ટિવાળા રાજદ્વારી પુરુષોને ધારાશાસ્ત્રીઓના હાથે વર્તમાનપત્રોને ભારે ઉત્તેજન મળ્યું. ઈ. સ. ૧૮૯૩ માં મુંબઈ ઇલાકામાં 'ધી ઇન્ડીયન ડેઇલી મીરર' નામનું વર્તમાનપત્ર પ્રથમ પ્રગટ થયું હતું. ત્યાર પછી "ધી ટાઇમ્સ ઑવ્ ઈન્ડિયા", "બોમ્બે ગેઝેટ", એડવોકેટ ઑવ્ ઈન્ડિયા, "મુંબાઈ સમાચાર"—"રહાંજ વર્તમાન"—"પ્રજાબન્ધુ"—"ગુજરાતીપંચ" "શ્રી સયાજી વિજય"—"ધી ઇન્ડિયન સોશ્યલ રિફોર્મર" વગેરે વગેરે અનેક પત્રો—વર્તમાનપત્રો—અંગ્રેજી, ગુજરાતી, મરાઠીપત્રો દૈનિક, અઠવાડિક વગેરે જાતનાં પત્રો-પ્રગટ થવા લાગ્યાં. વર્તમાનપત્રોની સંખ્યા આ પ્રમાણે દિન પ્રતિદિન વધતી આવે છે ને તેથી તેઓ જનસમાજની ક્રમશઃ વધારે ને વધારે વ્યક્તિઓનાં મન ઉપર પોતાનાં લખાણોની અસર વધારે વધારે કરવા માંડે છે તે કારણથી વર્તમાનપત્રોના અધિપતિઓએ પોતાને શિર શી જવાબદારી રહેલી છે તે વિષે પુખ્ત વિચાર કરવો બહુ જરુરનો છે. વર્તમાનપત્રોમાં દરરોજના વૃત્તાન્તોનો અહેવાલ આપીને, તેમજ જાહેર ખબરો છાપીને વર્તમાનપત્રોના અધિપતિ પોતાનું કૃત્ય પરિસમાપ્ત કરતા નથી. તેઓએ વિદ્યા, કળા, ઉદ્યોગ, વગેરે પરચુરણ વિષય પરત્વે દિનપ્રતિદિન જે અવનવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે પ્રશ્નો ઉપર સ્વતંત્ર રીતે—ને એકાગ્ર ચિત્તથી—પુખ્ત વિચાર ત્હેમણે કરવો જોઇએ છે ને તેમ કર્યા પછી તે વિચાર પ્રગટ કરવો જોઇએ છે, કારણ કે ત્હેમણે જાહેર રીતે દર્શાવેલા વિચારો વાચક વર્ગમાંના ઘણા ભાગને અમુક રસ્તે દોરવી લઈ જવાનું સામર્થ્ય ધરાવે છે; અને તેજ કારણથી જનસમાજનું કલ્યાણ થાય એવે સન્માર્ગે લોકોની બુદ્ધિને પ્રેરવી એવું દરેક વિચારશીલ વર્તમાનપત્રના અધિપતિનું પરમ કર્તવ્ય છે. આમ ન કરતાં જ્યારે તેઓ પોતાના "લીડર્સ" "એડિટોરિયલ" કે "અધિપતિના પોતાના અભિપ્રાય દર્શાવતા લેખો" માં પુખ્ત વિચાર કર્યા વિના ગમે તેવા નિર્માલ્ય—trash—લખાણ લખે ને તેથી પોતાની, પોતાના દેશબન્ધુનીને આખા દેશની અવનતિ થાય ત્યારે મનને પરમ વિષાદ માનવાનું કારણ રહે.

## વર્તમાનપત્રોના ભાગ.

વર્તમાનપત્રોમાં સાધારણ રીતે નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવેલા છે.

( ૧ ) 'એડિટોરિયલ્સ' કે અધિપતિના પોતાના અધિપતિના પોતાના અભિપ્રાય દર્શાવતા લેખો.

( ૨ ) સરકારી ખબરો.

( ૩ ) વાદવિવાદ કે ચર્ચા.

( ૪ ) પરદેશની ખબરો—પરગામની ખબરો.

( ૫ ) દેશની કે ગામની ખબરો.

( ૬ ) ખાસ વિષય સમ્બન્ધી લેખો. ( વિજ્ઞાનશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, આર્થિકશાસ્ત્ર, સામાજિકશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ઇતિહાસ, ભૂગોળ, ગણિત વગેરે વિષયો પરત્વે. )

( ૭ ) કાયદા સમ્બન્ધી અને પોલીસ સમ્બન્ધી ખબરો.

( ૮ ) રમતગમતની ખબરો.

( ૯ ) શેર, વીમા, ભીક્ષે, વગેરેના ભાવતાલ.

( ૧૦ ) ટપાલખાતાની, તારખાતાની અને કેળવણીખાતાની ને બીજા ખાતાની ખબરો.

( ૧૧ ) હવામાનની ખબરો.

(૧૨) આ સિવાય કેટલીક વાર Literary or Pictorial supplement એટલે સાહિત્યનો ચિત્રોનો ખાસ ઉપઅંક પણ કેટલાંક વર્તમાનપત્રો કાઢે છે—જેમકે "Illustrated Weekly Edition of the Times of India" "Saturday Supplement of the Advocate of India" વગેરે વગેરે.

તા. ૧-૫-૧૯૧૨
અમદાવાદ.

"જ્ઞાનભક્તિ."

---

તા. ક. આ લેખ પ્રેસમાં ગયા પછી, ઇંગ્લંડમાં મી. એડવર્ડ કૂકને નામદાર સરકાર તરફથી 'સર'નો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો હતો તે માટે તેમને માન તથા મુબારકબાદી આપવા માટે એક સભા ત્યાં મળી હતી, તેના પ્રમુખ લૉર્ડ મોર્લી સાહેબ હતા. તેમણે તે પ્રસંગે સર કૂકને અભિનન્દન આપતાં પોતાનાં ભાષણમાં સર કૂક પોતે એક વર્તમાનપત્રના અધિપતિ હતા તેથી વર્તમાનપત્રો સંબન્ધી કેટલીક અગત્યની વાતો કહી હતી, જે આ વિષયને અંગે મનન કરવા યોગ્ય હતી. તેઓ ( લૉર્ડ મોર્લી) સાહેબે વર્તમાનપત્રોને "રાજ્યનો ચોથો સ્તંભ" કહેલો હતો. અને કેટલાક લોકો માત્ર પ્રતિષ્ઠા—આબરૂ—સંપાદન

કરવાના હેતુથીજ એ ધંધો પસંદ કરે છે અને તેમાં પૈસાની તંગી વેઠવી પડતી હોય છે ત્યારે પણ કીર્તિના લોભથી તેવી તંગી વેઠી લે છે. વર્તમાનપત્રના ધંધાને વકીલાતના અને છાપખાનાનાં ધંધા સાથે સરખાવીને તે ત્રણેમાં જરૂરમાં આવતી બુદ્ધિપર વિશેષ ભાર મૂક્યો હતો. અને વિશેષમાં, બુદ્ધિવાળા પુરૂષો તે ધંધામાં ફાવે છે તોપણ ઘણીવાર 'નસીબ'ની પણ અસર થાય છે એવું કહેલું હતું. અર્થાત્ જેનું નસીબ અને બુદ્ધિ બન્ને સારાં હોય તેજ ફાવે છે. તે ધંધામાં જવાબદારી અને જોખમ રહેલાં છે. તેથી તે ધંધો ચલાવનારા પુરૂષોએ બહુજ વિચાર કરીને અને ધીમાશ કે ઠરેલપણાથી વર્તવું જોઇએ છે; વગેરે વગેરે બાબતો વિષે તેમણે બહુ અગત્યનું ભાષણ કર્યું હતું. જે વાંચવા તથા મનન કરવા યોગ્ય છે.

તા. ૮-૯-૧૯૧૨.
અમદાવાદ.

"જ્ઞાનભક્તિ."

---

# માણસની અવસ્થાઓ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૪૪ થી. )

૩.

## કિશોરાવસ્થા.

શીશુઓની માફક બાલકો દરેક જમાનામાં એક સરખા હોય છે. હેકટરના હથીઆરમાં સજ્જ થયેલો એસ્ટીયેનેસ ગેલેરીઆ પીટીમાં લીઓપોલ્ડ જેવો લાગતો, અને આપણને સૌને નાનો ઇયુલસ નવાઈ જેવો લાગત નહીં. "પિતાજી! કેમ નહીં, આપણે આપણું ભોજન જમી ગયા છીએ?" ઈનીડમાં સૌથી ખુશનુમાં મનુષ્યના સ્વભાવનું આ ચિત્ર છે.

પરંતુ કિશોરો શરૂઆતથી જ તેમની પ્રજાની પેદાયશ હોય છે. આપણે તેમને માટે સામાન્ય ભાષામાં લખી શકીએ નહીં. જર્વેલેજ રગબીના ટૉમ બ્રાઉન, નાના જૈન અથવા તો નાના આરબમાં કંઈક મળતાપણું હોય છે. કીયા અધ્યાત્મિક રસાયણ શાસ્ત્રથી તેમના

તફાવતો તારવી કહાડવા તે હું જાણતો નથી. ત્રીશ વર્ષ પૂર્વે ઇંગ્રેજી કિશોર કેવો હતો તે લખું છું, જો કે સવડ પડતી કલ્પિત વાર્તા ઉપરથી હું કિશોરાવસ્થા વિષે લખવાનો દાવો કરૂં છું.

સ્વતંત્રતાના જુસ્સાની શરૂઆત તેને બાલ્યાવસ્થાથી જુદી પાડે છે. બાલ્યાવસ્થા મોટા ઉપર આધાર રાખવાનું પસંદ કરે છે. કિશોરાવસ્થા પોતાને ધાર્યે માર્ગે જવાનું વધારે પસંદ કરે છે. કિશોરો પોતાની નાની યુક્તિઓ ચ્હાય છે અને તેઓએ મદદને પડતી નાંખી છે એમ ધારવાનું પસંદ કરે છે.

તેમની કલ્પના બાલ્યાવસ્થાથી થોડી ચંચળ હોય છે, તેઓ દુનિયા વિષે વધારે જાણે છે. તેમના આનંદના સાધનો કામને મળતાં હોય છે, અને તેમનું કામ તેમના રાની પૂર્વજોના કામ સાથે ઘણી વખત મળતું આવે છે. તે જાત પસંદગીનું કામ છે અને તેથી તે એક રીતે વિનોદ છે. પરંતુ તે સમાજની પ્રવૃત્તિથી અલગ છે. તેથી તે બિન જોખમદાર છે; કિશોરાવસ્થાના કામ અને રમત વચ્ચે આ જ ફેર છે.

ખ્યાલ કલ્પનાને સ્થાન આપે છે. દુનિયાને સમજવી અને તેના મુખ્ય પાત્ર તરીકે ગાંહે જોડાવવાની કિશોરની ધારણા હોય છે. તેનું અજ્ઞાન તેને વારંવાર અવળે માર્ગે દોરવી જાય છે, તો પણ કેટલીક વખત નૈસર્ગિક બુદ્ધિ જાહેર થઈ જાય છે. નેસમીથના ચિત્રમાં બર્નસને સ્કૉટ મળતો, અને મિલીઆસમાં સ્પેનીશ ખલાસીને નાનો રેલે સાંભળતો આપણે જોઇએ છીએ. છતી થયેલી કિશોરાવસ્થાની એવી બીજી ઘણીએ વાતો છે. આ આપણા સ્વભાવની ઉચ્ચ ભૂમિકાઓ છે, જે આપણને મનુષ્ય જીવન સાથે મળતા કરે છે. આર્લેના મ્યુઝીયમ-સંગ્રહસ્થાનમાં—ના માર્સેલ્સના બાવલા કરતાં વધારે અસરકારક નમૂનો મૂર્તિ-વિદ્યામાં હું જાણતો નથીઃ—

Here shows the antique Roman mould;
This is the Rome that ruled of old!
That brow serenely calm, but fraught
With public care and princely thought;

That eye beneath, whose steady gaze
Is bent to read Time's purposes,
Those lips that speak a spirit sure
Alike to conquer and to endure,

Show us Marcellus, what thou wast
And what the world and Cæsar lost.
The sculptor's chisel gave to thee
This marble immortality.

And Virgil laid upon thy hearse
One Chaplet of immortal verse.
Yes, not unmoved this latter age,
Reads still upon the Mantuan's page
The mother's love, the father's pride
The nation's hope that with thee died! *

હૉરેસ કે જેણે નિચલી લીટીઓ લખી તેનો તે મિત્ર હોવો જોઇએ એમ ધારવું કેવું નવાઈ જેવું છે ?

Nec tenerum Lycidam mirabere, quo juventus
Vunc calet, et mox virgines tepebent. †

પરંતુ દુઃખ રહિત કિશોરાવસ્થાનો ચ્હેરો સાફ રીતે ઘણી વખત સુંદર હોય છે, અને હોઠ હજી ગોળ હોય છે, અને આંખોએ "કૉડલીવર"ના તેલ જેવી અવસ્થાનો રંગ હજી ધારણ કર્યો નથી. તે મોટે ભાગે કદાચ તંદુરસ્તીનો સવાલ છે. તે સ્વર્ગીય આંખોમાં આપણી ઉપરની ભૂરી કમાન ( આકાશ ) ના કરતાં વધારે સ્વર્ગ નથી.

કમભાગ્યે કિશોરો સંપૂર્ણ રીતે સારા હોતા નથી. અવસ્થાના આવેશ જો દુષ્ટતા તરફ ન વળ્યાં હોય તો આની સચ્ચાઈ વિષે કોઇને વહેમ પડે. હું ધારૂં છું કે તેમના ઉપર સખ્ત નજર-દેખરેખની જરૂર છે; છુપી નહીં પણ વહેમ વગરની ખુલ્લી નજર. નિર્દયતા તરફ તેમની વલણ હોય છે, અને રાની ખાસીયત કે જેનાથી પોતાના વર્ગના દુર્બળ વ્યક્તિનું ખુન થાય છે તેનો કઇંક અંશ હોય છે. તેઓ કચરો પસંદ કરે છે, અને તેમને સ્વચ્છ થતાં શિખવવું જોઇએ. તેમની વાતચીત મૂર્ખાઈ ભરેલી હોય છે. બધી બાબતોમાં તેમનો શોખ અપક્વ હોય છે. તેમને શિક્ષકો ઘણી ઉતાવળથી આગળ ધસડે એ હું ઇચ્છતો

* અહિંઆ પૂરાતન રોમની પ્રતિમા છે, આ રોમ છે કે જે પુરાતન કાળમાં હકુમત ચલાવતું હતું ? તે મધુર શાંતિવાળું પણ પ્રજાકીય ચિંતા અને બાદશાહી વિચારોથી ભરપુર ભવું ! તે આંખો કે જેની દૃઢ નજર સમયની ધારણાઓ વાંચવામાં ગુંથાયેલી છે, તે ઓઠો કે છતવા અને વેઠવાનો એક સરખો જુસ્સો જણાવે છે ! માર્સેલ્સ, એ મને કહે કે તું શું હતો અને તારાથી સીઝર અને દુનિયાએ શું ગુમાવ્યું ? મૂર્તિકારે આ અરસામાં તને અમરતા આપી છે, અને વરજીલે તારી શબ વાહીની ઉપર -અમરતાનો હાર નાખ્યો છે. હા, તોપણ આ અર્વાચીન જમાનો બદલાયા વિના માંટુઅનના પાના ઉપર માતાનો પ્રેમ, પિતાની મગરૂબી, અને પ્રજાની આશા જે તારી સાથે જતાં રહ્યા, તે હજી વાંચે છે.

† નાનો લીસીડાસ કે જેને માટે હમણાં સઘળા જુવાનીઆઓ આતુર છે અને કન્યાઓ લજ્જાશીલ થાય છે તેના તરફ એકતાન થઈ દૃષ્ટિ તું સ્થિર કરીશ નહીં.

નથી. તેમની દુકરીઆ બુદ્ધિ આગળ ઉચ્ચ કળાના મોતી નાંખવા નિરર્થક છે. તેથી તેઓ દાંભિક થાય છે. પરંતુ જ્યારે ઉચ્ચ વૃતિઓ ખીલવા લાગે ત્યારે તેમને ઉછેરવી જોઇએ.

. વૃદ્ધોની તેમના તરફની વર્તણુંક ખુશનુમાં અને તેમનો મરતબ્બો જાળવે તેવી જોઇએ. જો તમને એકવાર ફરીથી કિશોર થવાની અને કિશોરની માફક વર્તવાની ઇચ્છા થાય તો તમારી મૂર્ખતાના સાથીઓ તમારા જેવાં મોટાં મૂર્ખો હોવા દો! તેમની પંક્તિએ ઉતરી પડ્યાથી તમને કિશોરોની પ્રશંસા મળી શકશે નહીં. તમે તેમની સાથે ગંભીરતાથી વર્તો તે કિશોરોને વધારે પસંદ પડે છે. તમે તેમના આનંદ વિનોદ માટે વખત આપીને તેમની શુભેચ્છા સંપાદન કરી શકશો. પરંતુ તેઓ તેમના સ્વભાવ પ્રમાણે તમારી હાજરીમાં વર્તવાનું પસંદ કરશે. તમારે તેમને આ વલણ જાળવી રાખવામાં મદદ કરવી જોઇએ, કેમકે, તેઓ સ્હેલાઇથી તે છોડી શકે. પરંતુ તેઓ તેમની વર્તણુંક માટે પશ્ચાતાપ કરશે અને તેને માટે તમને દોષ દેશે.

પુખ્ત માણસો, હું ધારૂં છું કે તેમની કિશોરાવસ્થા યાદ કરવામાં ઘણો કાળ ગાળતા નથી. કેટલીક વખતે વિસારે પડેલી સુવાસથી તે તાજી થાય છે. ભૂતકાળ પાછો ધસે છે: તે કેટલા કષ્ટથી ભાગે છે! નુકશાન અને ગુમાવેલા વર્ષો માટેની કેવા લાગણીથી!

> Forty years on, when afar and asunder
> Parted are those that are singing to-day,
> When you look back and regretfully wonder
> What you were like in your work and play
> What will it help you that once you were stray.*

પ્રાચીન ઇંગ્રેજી નિશાળો કાવ્યભૂવનો નહતાં. આ એક સિવાય તેમના પોતાના ગીતો ભાગ્યે જ હશે. અને મને લાગતું નથી કે આ રચાયું તે વખતે સઘળી કાવ્યદેવીઓ બિરાજમાન હોય. એમ છતાં તેમની જુની દિવાલો ઉપર, દુનિયાના ચારે ખુણામાંથી આવીને કિશોરોએ પોતાની ખરી લાગણી મોટે ભાગે દર્શાવી છે. આ મહેમાનોની લાગણીઓ ઉગતી પ્રજાની જાણમાં થોડી છે. તેઓ પણ જુવાની થોડી સમજી શકે છે. કિશોરોના આંસુઓથી યાદદાસ્ત છેતરાય છે, અને કિશોરાવસ્થાને ખોટા રૂપમાં ચિતરે છે. આપણે એક બીજાને ઉંધા સમજવા જન્મ્યા છીએ.

સાહિત્યમાં કિશોરો ઘણો થોડો ભાગ ભજવે છે. ટૉમ સૉયર પુરાતન કાળનો રસ વિહિન વ્યક્તિ છે. ટૉમ બ્રાઉનના પુસ્તકને માટે ખુલાસાની જરૂર છે. મીસ વુડની એટલી બધી અવગણના થવાનું શું કારણ? "Channings" કિશોરો વિષેના અને માટેના પુસ્તક તરીકે એક સરખી રીતે સારૂં છે, અને કિશોરો માટેના પુસ્તકો એ આપણા જમાનાની નિયમાં નિય શોધ છે. મારો હેન્રી તરફનો તિરસ્કાર! તેના સામાન્ય પાત્રો અને

સામાન્ય પાત્રોની નીતિ અને મલિન લાગણીથી એક પ્હેડીની સાહિત્યની ભાવનાઓ તેણે નષ્ટ કરી નાંખી છે ! * કાવ્યમાં લૉંગફેલોના "Lost youth" ની બરાબર હું બીજું જાણતો નથી. તે તેની કુશળતાનો સંપૂર્ણ નમુનો છે, અને આ કાવ્યથી તે અમરોનું સ્થાન મેળવે છે. હું એમાંથી એક કડી પસંદ કરતાં શરમાઉં છું, પરંતુ આપણે એક પસંદ કરવાની હોય તો—

I remember the gleams and glooms that dart
Across the school boy's brain;
That in part are prophecies, and in part
Are longings wild and vain.

And the voice of that fitful song
Sings on and is never still,
"A boy's will is the wind's will
And the thoughts of youth are long long thoughts" †

૪.

## યુવાવસ્થા.

આપણી પાસેની રોશનીમાં જ્યારે ભાવનાનો આત્મા પાંખો ફફડાવે છે, ત્યારે યુવાવસ્થા આવી પહોંચે છે. આ પ્રમાણે યુવાવસ્થા કિશોરાવસ્થા કરતાં બાલ્યાવસ્થાને વધારે મળતી છે. કારણ કે, કિશોરો વિચારો કરતાં ચિન્હોમાં ગુંચાય છે. પણ યુવાન, ચીજોની ખરી વસ્તુથી અજાણ નહીં હોવા છતાં, નહીં જોયેલી દુનિયાં તરફ એકાએક ખેંચાય છે, તેની આશાઓ અને વિજયના સ્વપ્નાઓ સળગાવે છે. આફતો તે ભાખે છે, પણ તેમને આશિર્વાદ રૂપ લેખે છે અને તેમને આધિન થવાને અસ્તિત્વ ધરાવતી લેખે છે. શરત ચપળને માટે અને લડાઈ બળવાન માટે છે, એમાં તેમને વ્હેમ નથી—કેમકે, ખરેખર આ નિયમ શરૂઆતથી જ લાગુ પડે છે. શા માટે તે સૌને માટે સાચો ન હોવો જોઇએ.

---

* ચાળીશ વર્ષો વહી ગયા, જ્યારે આજે જે કવન કરે છે તે દૂર અને છુટા થઈ પડ્યા છે. તમે તમારા કામ અને રમતમાં કેવાં હતાં, તેને વિષે પાછળ જુવો છો અને દીલગીરીથી અજબ થાવ છો, ત્યારે એક વખત તમે અવળે માર્ગે હતાં એવો વિચાર શા કામનો છે?

† વિદ્યાર્થીના મગજમાં જે ચળકારા અને અંધારા ફેંકાય છે તે હું યાદ કરૂં છું. તે એક ભાગમાં ભવિષ્ય વાણીઓ અને બીજા ભાગમાં જંગલી અને નિરર્થક ઇચ્છાઓ છે; અને તે ચોગ્ય ગીતનો સ્વર ચાલુ રહશે અને કદી બંધ પડશે નહીં કે, "કિશોરની ઈચ્છા પવનેચ્છા છે અને જો કે યુવાનોના વિચારો લાંબા લાંબા હોય છે."

તેના સ્વભાવો છતાં, જુવાન વારંવાર પોતાનો વખત અને સંજોગો ગુમાવી દે છે. વખત તેને ભવિષ્યનો મહાસાગર અને મુંડી કે જેમાંથી હરકોઈ હુંડીઓ લખી શકાય એવો દેખાય છે.

Die Jahre die sind alle-liebste Leute
Sie brachten gestern; sie bringen heute.*

અને દુનિયા જવલેજ જુવાનો તરફ અમાયાળુ હોય છે. ચીજોએ હજી તેમને દાબીને ગંભીર કર્યા નથી. તેઓ તેમના આનંદી અને નીખાલસ સહવાસનો ઉપભોગ કરે છે. ગરીબાઈના ફેરફારોમાં પણ આનંદની બાજુ હોય છે, અને ઉપલા પાયલના વિચારો વેગળા રાખીયે તો જુવાનો બીજાની સંપત્તિ દેખીને બળતા નથી. બેરેન્જરે ૨૦ વર્ષની ઉમરે "ગેરેટ" માંની જીંદગીના સુખ વિષે કવન કર્યું ન હતું ?

બીન જોખમદારી એ અવસ્થાનું ચિન્હ છે. તે શક્તિઓ કે જે બ્હાનાઓ સાંભળવાને બદલે ફળો જોવા માણસની હાજરી લે છે, તેની અસરો અનુભવી નથી. તેને પહોંચી વળતી વર્તણુકની અસરો તેણે અનુભવી નથી. જે અભિપ્રાયો પ્રમાણે માણસોને વર્તવાનું હોય છે, અને જે અભિપ્રાયો તેઓ બીજા લોકોની વર્તણુંક વિષે અભિપ્રાય બાંધતા આપે છે તેમની વચ્ચે કંઈ પણ તફાવત જોતા નથી. તેની ભાવના પ્રમાણિકતા ઉપર છે, ભાવના કે જે ગંભિર કામનાં દબાણ આગળ એકદમ ખરી પડે છે. આ દબાણની ગેરહાજરીથી જુવાનોનું સ્વચ્છંદીપણું સમજાય છે, એમ જણાય છે. કેટલીક વખત તેઓ દોષ દૃષ્ટાની જગ્યા લે છે, કેટલીક વખતે તેઓ સ્વચ્છંદીપણાને વાસ્તેજ દિલગીર હોય છે. તેથી કેટલીક કેટલીક વખતે તેમણે ધારણ કરેલી માન્યતા અને તેમની ખરી અંગત ઉદારતા વચ્ચે હસવા જેવો તફાવત ઉભો થાય છે. આ સામાન્ય કબુલાતથી, જુવાવસ્થાનું પ્રકાશિત ઉપાંગ છે. બીજાને મદદ અને મિત્રાચારી કરવાની તત્પરતા ન્હાના તેમ જ મ્હોટા આત્મભોગ પ્રશ્નને આધિન નથી. જુવાવસ્થા એક જાતની સમાજાત્મક લાગણી દર્શાવે છે. તે માને છે કે માયાળુ કામોનો અહેશાન કબુલ કરાય છે અને તે નિરર્થક જતાં નથી. મદદ અને સારા અભિપ્રાયોને માટે તે ઉદાર છે. રાજ્યકિય પ્રકરણોના સંબંધમાં તેમ નથી. પણ તેનો તિરસ્કાર ઉદાર મતલબો સાથે ભળેલો હોય છે. તે ધનવાનને ધીક્કારે છે, (પોતે જો ગરીબ હોય છે તો)— ફક્ત ઇર્ષ્યાથી નહીં પરંતુ તેઓ જુલમગાર અને તિરસ્કારને પાત્ર પ્રાણીઓ હોય છે તેથી. તેના જાતીય સંબંધમાં જુવાવસ્થા વિચારવાની આપણી વલણ હોય છે. નવલકથાનાં પ્રચારને આની સાથે ઘણો સંબંધ છે. દરેક નવલકથા પ્રેમનું નવન્યાસ છે. આ રૂઢી કે વિષયની ખરી ખુબી હોય, તોપણ લેખકના ઉદ્દેશો માટે તે જીંદગીનું સત્ય નથી.

* વર્ષો આનંદદાયી જન છે, તેઓ ગયો દિવસ લાવ્યા હતા, તેઓ આજનો દિવસ લાવે છે.

"Man's love is of Man's life a thing apart." * કર્મવાદી મહાન પુરૂષોએ પોતાની યુવાવસ્થા વિકારોમાં ગુમાવી નથી. તેમણે આ ક્ષેત્ર કવિઓને સ્વાધિન કર્યું છે. એમ છતાં "semel insanivimus omnes,"

કોઈ પણ જીંદગી નથી કે જેમાં વિકારે ભૂમિકા ઓળંગી ન હોય.

આપણે જાણીએ છીએ કે પાશ્ચિમાત્ય દુનિયામાં, તેણે પોતાની વસ્તુને ભાવનામય કરી છે. શા માટે, તેની આપણને બરાબર ખબર નથી. માણસને લાલસામાંથી બચાવવાની કુદરતની કદાચ આ યુક્તિ હોય ! હવે, યુવાવસ્થા હરેક રીતે ભાવનામય જીંદગી છે; અને તે નારી સૌંદર્યને ભાવનામય કરવામાં ઘણો આનંદ માને છે. એ એટલે બધે સુધી લઈ જવામાં આવે છે કે શારિરીક ઐક્ય તદન ભૂલી જવામાં આવે છે અને પ્રેમીને લાગે છે, અને કવિ ગાય છે કેઃ—

A la tres bonne, a la tres-belle,
Qui fait ma joie et ma sante,
A l'ange, al'idole immortelle.
Salut en immortalite !+

અર્વાચિન કાળના એરોઝ અને સાઇકે તેમના મૂળ સ્વરૂપો કરતાં વધારે વખત આલિંગન લે છે. એકમેકને વધારે કહેવાનું તેમને હોય છે, અને જાતિય સુખો તેમને માટે ઓછા છે.

આલિંગનના આનંદો કામવિકારની જાળો છે. યુવાનને લગ્ન આકર્ષક નથી. તેથી ભાવનાઓ દુર થાય છે. અભિલાષાઓની હદ બંધાય છે, અને જીંદગીનો સૌંદર્ય ઢંકાઈ જાય છે.

ખુલેલી આંખોની આધેડ ઉમ્મર માટે તાપણીનો આશ્રય, યુવાવસ્થાને માટે જીંદગીના સંજોગ, કુદરત જે શાંતિથી આપણી જાતનો વધારો શોધે છે તેણે પોતાની આ લાગણી પણ પોતાના લાભમાં વાળવી જોઇએ. તે પ્રેમનું વિજય ચિન્હ વચ્ચે મુકે છે. પિતાની જહેમતો અને જોખમોની અવગણના કરે છે. નહીંતર કોઈ પણ રક્તમાંસ ફરી અવતરત નહીં. યુવા અને વૃદ્ધાવસ્થા પરાપૂર્વથી પરસ્પરના વિરોધિ છેઃ—

---

* માનુષિ પ્રેમ એ મનુષ્ય જીવનની એક અલગ ચીજ છે.

\+ સૌથી ભલી સુંદર, અને જેમને આનંદ અને તંદુરસ્તી બક્ષે છે તેને, તે ફીરસ્તાને, તે અમર મૂર્તિને અમરતામાં આવકાર છે!

Crabbed age and youth
Cannot live to-gether ? *

* પરંતુ તેમની વચ્ચે ઘણા ભાગ્યશાળી સંબંધો છે. હું ધારૂં છું કે દુશ્મનાવટ યુવાન કરતાં વૃદ્ધોને હાથે વધારે બંધાય છે. તેમના અપકવ વિચારો અને આત્મશ્રદ્ધાથી તેઓ ખિજવાય છે. કદાચ તેમને ઇર્ષ્યા અને પશ્ચાતાપ પણ તપાવે છે. si jeunesse savait; si vieillesse pouvait.§ પરંતુ યુવાનો કુદરતી રીતે વૃદ્ધોને પૂજ્યભાવથી જુવે છે. તેઓ તેમના અનુભવને કિમતી ગણે છે; અને તેમની સલાહ ઇચ્છે છે. જો કે તેઓ હમેશાં તે લેતા નથી. તેમની એકાંતતા તેઓ એઈ સમજે છે અને દિલસોજીથી પાસે જાય છે. તેમના તરફથી ભાગ્યે જ અવગણના હોય છે. જો વૃદ્ધોની પસંદગી હોય તો તેઓ જુવાનોના વિશ્વાસનો ઉપભોગ કરી શકે. પણ તેઓએ "અહંભાવ" અને પોતાનું ઉચાપણું વેગળા મુકવા જોઇએ. અને જો તેઓ સલાહ આપે તો તેમણે ગંભિર સલાહ આપવી જોઇએ. વૃદ્ધો અને યુવાનો વચ્ચેના સુખી સંબંધો જીવનના સૌથી સુંદર દેખાવો છે, અને કોઇને નહીં માનવા જેવી કાંઈ મોટી મુસ્કેલીઓ તેમાં આડે આવતી નથી.

યુવાસ્થાની લાગણી સ્હેલાઇથી ધર્મને વશ થતી નથી. આનંદની મોસમ હોવાથી તેણે ઇશ્વર તરફ સુખના મૂળ તરીકે જોવું જોઇએ, અને તેના તરફથી જોઇતી લાગણી કૃતજ્ઞતાની છે. આ લાગણી નભાવવાનું હમ્મેશાં મુસ્કેલ છે. જુવાનો તેમના માતાપિતા કે જેમને જોયા હોય છે તેમના તરફ ઓછા કૃતજ્ઞ હોય છે. ઇશ્વર કે જેને તેમણે જોયો નથી તેના તરફ તેઓ કેવી રીતે કૃતજ્ઞ થશે ? અને સામાન્ય રીતે કદાચ માણસની સ્થિતીમાં થતા ફેરફારને લીધે તે ધર્મને સત્ય માને છે. આબાદીના પરોઢીઆ માટે દુઃખી ઇશ્વરનો ઉપકાર માને છે. પોતાના જન્મથી ભાગ્યશાળી—

When age, disease or sorrows strike him,
Inclines to think there is a God,
*Or something very like him.*

પરંતુ તે પ્રસંગોમાં જેઓએ તેને શરૂઆતથી શોધ્યો છે તેની નજદીકમાં તે જણાશે.

"Remember now thy Creator in the days of the youth, ere the evil

* વળી ગયેલી અવસ્થા અને યુવાવસ્થા સાથે રહી શકે નહીં.

§ જો યુવાનો ઇચ્છે, તો વૃદ્ધો કરી શકે.

day come, and the days wherein thou shalt say, "I have no pleasure in them."*

સાહિત્યમાં મોટો ભાગ ભજવવાનો યુવાવસ્થાનો હક્ક છે. પ્રેમની કથાનો નાયક યુવાન વિના બીજો કોઈ હોતો નથી.

પરંતુ યુવાનો ઘણા રસમય નાયકો નિવડતાં નથી. કેમકે તેમના ચારિત્રના તડકા અને છાયાના ચિત્રો તેમનામાં બંધારણ પામેલા હોતાં નથી. સ્કૅાટના નીગલ જેવો જુવાન માણસ આશક સિવાય બીજી રીતે આપણને રસ આપનાર જવલ્લેજ જણાય છે. કર્મવાદી તરીકે યુવાનને નાયકત્વ હોય છે. પરંતુ ઈલીયડમાં જુવાન માણસ કોઈ નથી. Nibelungenlied માં siegfried પુરાણા કાળનો ઉત્તમોત્તમ નમુનો છે. કેવો બહાદુર, કેવો ઉદાર, અને કેવો માયાળુ તે છે! કેવા નિખાલસપણે તે તેના કૃતઘ્ન પ્રારબ્ધને આધિન થાય છે.

જર્મનીએ વર્થરમાં ફીલસુફ–જુવાનીયાનું સારૂં ચિત્ર આપ્યું છે. આ અજબ સૃષ્ટિ કદી પણ એની શક્તિ:ગુમાવશે નહીં. જ્યારે અને જ્યાં પણ, ભવિષ્યના જમાનાઓમાં, પોતાની જાતને ચ્હાતો આત્મા જન્મશે, માણસ જાતની કીર્ત્તિવંત સંભવિતતાઓ જોશે, ત્યારે તેને ત્યાં તે વર્થરના શોક તરફ વળશે. તેને લાગશે કે અણીના વખતે વર્થર નિષ્ફળ ગયો, તે પોતાના જીવનના નિસ્વાર્થ સિદ્ધાંતોથી ફસાયો, પણ માણસની માણસ તરફની ફરજોના ઘણા પાઠો માટે તેનો તે ઉપકાર માનશે. અને તે ભુલશે નહીં કે વારંવાર આ પાઠો જુવાનીના ઉત્તમોત્તમ પ્રસંગોમાંથી શિખવાના છે.

(અપૂર્ણ.)

નરહરી કુરણારામ દેશાઈ.

---

* જ્યારે અવસ્થા, રોગ અથવા શોક તેને અફળાય છે ત્યારે એમ વિચારવાની તેની લાગણ થાય છે કે કોઈ ઇશ્વર અથવા તો તેના જેવુંજ કોઈ છે.

તારી યુવાવસ્થામાં દુઃખના દિવસો કે જ્યારે તારે કહેવું પડશે કે "મને તેમાં આનંદ નથી" તે પહેલાં ઇશ્વરને સંભાર.

# ગામનાં નામ.

ગામોના નામની વ્યુત્પત્તિ અથવા તે કેવી રીતે પડ્યાં છે તે વાંચનારને કંઈક ઉપયોગી ને રમુજી લાગશે એમ ધારી કેટલીક હકીકત નીચે આપી છે. વળી એ ઉપરથી જે નામના ને પ્રસના સ્પષ્ટ અર્થ થતા નથી, તે ઉપર બીજા વિદ્વાનોનું લક્ષ દોરાશે.

ગામનાં નામ બહુ કરીને તે વસાવનાર, રાજા, હાકેમ, મોટા માણસ, વધારે વસતી પ્રજા, દેવ દેવી, જાનવર, ઝાડબીડ, કુવો-વાવ-તળાવ આદિના નામથી અને જગાની ખાસિયત કે બીજા અર્થને લઇને પડેલાં હોય છે.

ગામ કે નગર વાચક પ્રત્યય ઘણાં ગામને છેડે લાગેલો હોય છે, અને તે વડે તે ગામ છે તેમ સ્પષ્ટ થાય છે.

ગામનાં નામ હિંદુ, મુસલમાન અંગ્રેજ કે અન્ય જાતિને લઇને પડેલાં હોય છે. જેમ હિંદુ-રામપુર, ભાવનગર, ચાંપાનેર; મુસલમાન-અમદાવાદ, મેમદાવાદ, સાહજહાનપુર; અંગ્રેજ પોપટપુરા; પોર્તુગીઝ, નોવા ગોવા.

**વસાવનારના નામ** ઉપરથી પડેલાં નામ.

મેમદાવાદ (મહમદબેગડાએ વસાવેલું,) ચાંપાનેર (ચાંપા દિવાને વસાવેલું.) રામપટેલનું મુવાડું, (રામાપટેલના નામ ઉપરથી,) ભાવનગર, (ભાવસિંહજી રાજાએ વસાવેલું.)

**વધારે વસ્તી** ઉપરથી. નારણ ગામ (નારણો વિશેષ વસતા હોવાથી,) ચમારગામ, જોસીઓનું મુવાડું, બ્રહ્મપુરી, બામણ ગામ, ગઢવીનું મુવાડું, ભાટપરા, ભીલપુર.

જાનવરો ઉપરથી.

(૧) **મહિષી—ભેંસ** ઉપરથી-મહીશા, મહેસાણા, મહીસર (મહિષાસુર રાક્ષસ ઉપરથી વ્યુત્પત્તિ ગણાય છે,) ભેંસાવાડા.

(૨) ઉંટ ઉપરથી-ઉંટડી, ઉંટખરી.

(૩) ઉંદર ઉપરથી ઉંદરા.

(૪) બિલાડી ઉપરથી બિલાડા, બલાડા.

(૫) વાંદરા ઉપરથી વાંદરા.

ઝાડ બીડ ઉપરથી.

(૧) **લીમડા ઉપરથી,** લીમડી, લીમડા, નીમ (લીમ) ખેડા.

(૨) **આમલી—આમળી** ઉપરથી આમલીઆળા, મ્હોરઆમલી, આમલનેર.

(૩) **બીલી ઉપરથી.** બીલ, બીલી (મોરા, ) બેળગાંવ. (મરાઠી બીલી ને બદલે બેળ.)

(૪) **પીંપળા-પીંપર** ઉપરથી પીપલોદ, પીપલાતું, પીપલનેર, પીપરલગ.

(૫) **બોરડી-બદરી** ઉપરથી બોરડી, જાળા બોરડી, બોરસદ, બદરી (બોરડી) કેદાર.

(૬) **સમડા-ખીજડો** ઉપરથી સમડીઆળા, ખીજડીઆ.

(૭) **ખેર** ઉપરથી, ખેરડા, ખેરાળુ.

(૮) **કેળ** ઉપરથી કેળ.

(૯) **આંબા** ઉપરથી બોડા આંબા. આંબેગાંવ.

(૧૦) **મહુડા** ઉપરથી, મહુડી, પાંચ મહુડી.

(૧૧) **વડ-વટ** ઉપરથી વડાગામ, વાડોદર, વડોદર (વટોદર, વટ પત્તન, વટપત્ર એવી વ્યુત્પત્તિ આપવામાં આવે છે.)

(૧૨) **કોઠી** ઉપરથી કોઠ, કોઠા, કોઠમ્બા.

(૧૩) **પીલવા** ઉપરથી પીલવાઈ, પીલુદરા.

(૧૪) **સીમલા** ઉપરથી સીમલીઆ, સીમલોજ. સમળાયા, સીમલા (?)

(૧૫) **વાંસ** ઉપરથી વાંસવાડા.

(૧૬) **ખાખરા** ઉપરથી ખાખરીઆ.

(૧૭) **દર્ભ-ડાભ** ઉપરથી, દર્ભાવતિ-ડભોઈ, ડભાસા, ડભાલી, ડભોડા, ડાભલા.

(૧૮) **વીરણ** (જેના મુળને ખસ કહે છે તે ઘાસ) ઉપરથી વીરણીઆ.

(૧૯) **ખસલી** ઉપરથી, ખરસલીઆ.

**દેવ-તીર્થ** ઉપરથી જગન્નાથપુરી, અંકલેશ્વર, દેવલીઆ, દેવપુરા, દેવડી, દેવગિરિ, શુક્લતીર્થ.

**કુવા-વાવ** ઉપરથી કુવા, મરઘાકોઇ, દેવકોઈ, કુકાવાવ, વાવ્યો.

**તલાવ** ઉપરથી, સાત તલાવ, તેન તલાવ.

**નોંધ.** પરૂં એ નાના ગામ-ગામડાં ( Hamlet ) ને અર્થે મધ્ય ગુજરાતમાં ચાલે છે. એ જ અર્થ વાચક પૂર્વ ગુજરાતમાં મુવાડું શબ્દ વપરાય છે; જેમ, મીરા કોટવાળનું મુવાડું, ગઢબીનું મુવાડું, રાઘવનું મુવાડું. કોઈ શહેરનો અમુક ભાગ પછી તે તેને જોડાયલો હોય કે જૂદો હોય તેને માટે પણ પર, પરા, વપરાય છે; જેમ જમાલપર ( અમદાવાદમાં ) ગોમતીપર ( અમદાવાદની નજીક અલગ વસેલું ) લહેરીપરા-પુરા ( વડોદરામાં ) રૂદિગરામપુરા-પરા ( સુરતમાં. )

(૬) **પત્તન-પટ્ટણ-પાટણ** ઉપરથી. અનહિલપત્તન-પટ્ટણ, સોમનાથપાટણ, મછલીપટ્ટન-( પાટણ, ) થી રંગપટ્ટણ. ઝાલરાપાટણ.

(૭) **ગામ** ઉપરથી; વીરમગામ, ચમારગામ. નવાગામ, માલેગાંવ ( મરેઠી ગામને બદલે ગાંવ ) એળગાંવ, જળગાંવ, ગામડી.

(૮) **ગઢ** ઉપરથી જુનાગઢ, રાજગઢ, દેવગઢ, પ્રતાપગઢ.

(૯) **કોટ** ઉપરથી રાજકોટ, સિયાલકોટ, ફરીદકોટ, નારકોટ, કોટ, કોટા.

(૧૦) **દુર્ગ** ( કિલ્લો ) ઉપરથી રામદુર્ગ, ચિત્રકલ દુર્ગ.

(૧૧) **પાલ્લિ-વાલ્લિ, વેલ, પાલી, પોલી, પોલીસ** ઉપરથી.

(૧) પલ્લિ-ત્રિચિનાપલ્લિ-પોલી.

(૨) વલ્લિ-તિનેવલ્લિ, વેડવલ્લિ.

(૩) વેલ-લાડવેલ, ફાગવેલ, વાંદરવેડ ( લ, નો, ડ થઈ)

(૪) પાલી-પાલી, પાલૈયા.

(૫) પોલી—ત્રિચિનાપોલી, દાપોલી, ગાલીપોલી ( યુરોપી ટર્કીમાં ) નીકોપોલી (સદર) ત્રિપોલી ( આફ્રિકામાં. )

(૧૧) પોલીસ-પરસી પોલીસ, સારડાના પોલીસ, ફિલિપો પોલીસ, ઇંડિયાના પોલીસ (યુનાઇટેડ સ્ટેટસમાં.)

(૧૨) **મેર**-મેરૂ ઉપરથી; અજમેર, જેસલમેર.

(૧૩) **આબાદ**—અહમદાબાદ, (અમદાવાદ) હૈદરાબાદ, સિકંદરાબાદ, અલ્હાબાદ.

**નોંધ.** આબાદના આવાદ કરીને લોકો અમદાવાડ મેમદાવાદ એમ બોલે છે.

**જગાની ખાસિયત** ઉપરથી-જ્યાં ધૂળ વિશેષ તે સ્થળે ધૂળીઆ, ધૂળેરા; ગોરાડૂ જમીનને લઈ ગોરાડા, ગોરીઆદ; ગાયને ચરવા લાયક જમીનવાળુ તે ગોધરા, પથ્થરવાળુ તે ધરાંગધરા, (ધરાયા+અક્રમ=ધરાનો અવયવ, અર્થાત્ પથ્થર એવો અર્થ કરવામાં આવે છે; પરન્તુ પાષાણ વાચક ધરાંગ શબ્દ સંસ્કૃતમાં સ્વતંત્ર જણાતો નથી.) ડુંગરપુર (સ્પષ્ટ છે.)

**બીજા અર્થે** સૂચક-ભરૂચ (ભૃગુ ક્ષેત્ર), વિલાયત (ભરૂચ જીલ્લામાં ગામ; મૂળ-વતનના અર્થમાં,) વડાગામ (મોટું ગામ) નવાગામ (નવું વસેલું ગામ, તેજ પ્રમાણે અંગ્રેજીમાં ન્યુ (નવું) ઉપરથી ન્યુયોર્ક, ન્યુજરસી વગેરે નામ પડેલાં છે.) જુનાગઢ (જુનો-અસલી,) વનથલી (વામન સ્થલી,) દાહોદ (દોહદ-બેહદ જણાવનાર એટલે માળવા એ ગુજરાતની હદે આવેલું છે.)

### ગામને લાગનારા પ્રત્યયો.

(૧) **નગર** (શહેર;) શ્રીનગર, રાજનગર (અમદાવાદનું હિંદવી નામ), નવાનગર, ઝાલાનગર, નગરનું નગરી કરીને મથુરાનગરી.

(૨) **નગરના નેર** થઇને ચાંપાનેર, વાંકાનેર, આમલનેર, પીપલનેર.

(૩) **પુર** (શહેર) રામપુર, ગોરખપુર, સીતાપુર.

(૪) **પુરી.** અલકાપુરી, ઇંદ્રપુરી, બ્રહ્મપુરી, પુરી (જગન્નાથપુરીનું નામ.)

(૫) **પરૂં-પરા-પર** દાગજીપરૂં, રતનપરૂં (પરૂં નાન્યતર છે, તે જાતિ ફારસી-ઉરદુમાં ન હોવાથી પરના મુસલમાનોએ પરા કર્યાથી દાગજીપરા, રતનપરા એમ વપરાય છે; અને એ જ રીતે વડોદરૂં ધોળકું, ધંધુકું ને વડોદરા, ધોળકા, ધંધુકા કહેવામાં આવે છે.)

વળી પરૂંમાંથી ઉ ઉરાડી દઈ પર અપભ્રષ્ટ રૂપે ચાલે છે, જેમ ગોમતીપર, રામપર.

**નોંધ.** મુસલમાની નામને પ્રત્યય હિંદવી લાગે છે, જેમ શાહજહાનપુર, સુલતાનપુર, ખાનપુર, અહમદનગર.

વળી એ જ રીતે અંગ્રેજી નામને પણ એવો પ્રત્યય લગાડે છે. જેમકે પોપટપુરા (રેવાકાંઠાના એક પોલિટીકલ એજન્ટ, જે રાજા પ્રોપર્ટને નામે ઓળખાતા, તેમના નામથી પ્રોપર્ટપુરા નામ પાડ્યું, તેનો અપભ્રષ્ટ કરી હાલ પોપટપુરા કહેવાય છે.)

(૧૪) જ પ્રત્યય (કદાચ ઉપજેલાના અર્થમાં હશે) ઉપરથી ભાળજ, ધોળજ, મહાતજ, જવારજ, ધનતજ–તેજ, માંતજ—તેજ રાળજ, અડાળજ.

(૧૫) ઓલ–લ પ્રત્યય ઉપરથી કાલોલ, હાલોલ (કેટલાક કલાલ વસતા તે ઉપરથી કાલોલ, ને હલાલખોર વસતા તે ઉપરથી હાલોલ થયાનું અને તે ચાંપાનેરના પુરા હોવાનું કહે છે) દેરોલ, પીલોલ, મહેલોલ, કલોલ, બલોલ.

(૧૬) કેટલાંકને દરા, દ્રા, દર પ્રત્યય લાગે છે; જેમ વડોદરા, લીંબોદરા વારોદર, ઘોડાદર, પિલુદ્રા, લસુંદ્રા.

(૧૭) કેટલાંકને છેડે સદ હોય છે. જેમ ઉનારસદ, વાસદ, બોરસદ, વીરસદ.

(૧૮) કેટલાંકને સર લાગેલો હોય છે; જેમ, જેતલસર, માલસર, માસર, કાલસર, ઘોડાસર, અમૃતસર.

જુણાગઢ, }
તા. ૨૩–૭–૧૨ }

હરગોવિંદ દ્વારકાદાસ.

# પ્રેમાનંદનાં નાટકો.

( ૬ )

## ફારસી શબ્દો.

સા. નરસિંહરાવ નાટકોમાં ફારસી શબ્દો વપરાયા છે, માટે તે પ્રેમાનંદનાં નથી એમ કહે છે, ને જણાવે છે, કે પ્રેમાનંદનાં બીજા જાણીતા "આખ્યાનોમાં ફારસીનું મિશ્રણ હેવું નજરે પડતું નથી. પ્રેમાનંદની પોતાની ભાષામાં ફારસીનું મીશ્રણ અપરિચિત છે". છેવટ તેઓ નાટકોમાં વપરાએલા ફારસી શબ્દોની યાદી ટાંકે છે, તેમાં બંદા ને ખામુખા શિવાય રોષદર્શિકામાંથી ૧૩ શબ્દો અને પાંચાલીમાંથી પાંચ શબ્દો આપે છે, તેથી કુલ શબ્દો ૨૦ થાય છે; તેની સામે મેં મારા (૨) લેખમાં ઘ—૧૧ માં પ્રેમાનંદનાં બીજાં પુસ્તકોમાંથી ૧૧ શબ્દો આપ્યા છે. તેટલા કદાચ તેમને બસ ન થાય, અથવા તેમાં દ્રૌપદી હરણના શબ્દો વાપર્યા.છે પણ તે કાવ્ય પ્રેમાનંદનું નથી એમ તેઓ માની બેઠા છે, માટે પ્રેમાનંદનાં જે કાવ્ય તેમને માન્ય છે ( અમાન્ય નથી એમ જણાવ્યું નથી ત્યાં સુધી ) તેમાંથી આપણે ફારસી, અરબી ( ઉરદુ બાદ કરીને ) શબ્દો આપીશું; અને જો દરેક નાના કાવ્યમાંથી ઘણા શબ્દો આપી શકાય, તો પછી પ્રેમાનંદને ફારસી શબ્દો અપરિચિત હતા, માટે નાટકોમાં ફારસી શબ્દો હોવાથી તે તેમનાં નથી, એ દલીલ આપોઆપ નષ્ટ થઈ જાય છે. લંબાણ ભયથી ફક્ત બે કાવ્ય લેઇશું.

### ઋષ્યશૃંગી આખ્યાનમાંથી.

| | | | |
|---|---|---|---|
| ૧ | બુલબુલ | અરબી | ( કડવું. ૧ ) |
| ૨ | નિશાન | ફારસી | ( કડવું. ૧ ) |
| ૩ | બાકી | અ. | ( ક. ૩ ) |
| ૪ | મસ્ત | ફા. | ( ક. ૪ ) |
| ૫ | રાજ મહેલ | અ. | ( ક. ૪ ) |
| ૬ | જવાહીર | અ. | ( ક. ૪ ) |
| ૭ | મહેલ | અ. | ( ક. ૪ ) |
| ૮ | મસ્ત | ફા. | ( ક. ૫ ) |
| ૯ | મહેનતે | અ. | ( ક. ૬ ) |
| ૧૦ | વતન | અ. | ( ક. ૬ ) |
| ૧૧ | હિમ્મત | અ. | ( ક. ૮ ) |
| ૧૨ | પારશી | ફા. | ( ક. ૮ ) |

| | | | |
|---|---|---|---|
| ૧૩ | ખબર | અ. | ( ક. ૮ ) |
| ૧૪ | દાવો | અ. | ( ક. ૯ ) |
| ૧૫ | લશ્કર | ફા. | ( ક. ૯ ) |
| ૧૬ | બાગ | ફા. અ. | ( ક. ૯ ) |
| ૧૭ | બેશુદ્ધ | ફારસી આધપ | ( કડવું ૧૦ ) |
| ૧૮ | જાહરી | અરબી. | ( કડવું ૧૦ ) |
| ૧૯ | બાજુબંધ | ફા. | ( ક. ૧૧ ) |
| ૨૦ | લશ્કર | ફા. | ( ક. ૧૧ ) |
| ૨૧ | ગુલાબ | ફા. | ( ક. ૧૩ ) |
| ૨૨ | ખબરદાર | અ. ફા. | ( ક. ૧૩ ) |
| ૨૩ | મર્દ | અ. | ( ગ ) |
| ૨૪ | જેવર | ફા. | ( ક. ૧૪ ) |
| ૨૫ | મઝા | ફા. | ( ક. ૧૪ ) |
| ૨૬ | હાલ | અ. | ( ક. ૧૫ ) |
| ૨૭ | રમલ | અ. | ( ક. ૧૭ ) |
| ૨૮ | જાહેર | અ. | ( ક. ૧૮ ) |
| ૨૯ | બાગ | ફા. અ. | ( ક. ૧૮ ) |
| ૩૦ | ગુલાબ | ફા. | ( ક. ૧૮ ) |
| ૩૧ | તાબે | અ. | ( ક. ૧૯ ) |
| ૩૨ | નોબત | અ. | ( ક. ૧૯ ) |
| ૩૩ | આખર | અ. | ( ક. ૧૯ ) |
| ૩૪ | ઝાઝ | અ. | ( ક. ૧૯ ) |
| ૩૫ | ગુલાબ | ફા. | ( ક. ૧૯ ) |
| ૩૬ | મરદ | ફા. | ( ક. ૨૧ ) |
| ૩૭ | કેદ | અ. | ( ક. ૨૨ ) |
| ૩૮ | આખર | અ. | ( ક. ૨૩ ) |
| ૩૯ | તૈયાર | અ. | ( ક. ૨૫ ) |
| ૪૦ | બાકી | અ. | ( ક. ૨૫ ) |

આ ઉપરથી જણાશે, કે બંને નાટકોમાંથી જ્યારે રા. નરસિંહરાવ ૨૦ શબ્દોની યાદી આપે છે, ત્યારે એકલા ઋષ્ય શૃંગી આખ્યાનમાંથી ૪૦ શબ્દો નીકળી આવે છે, અને તેથી પ્રેમાનંદના પુસ્તકોમાં ફારસી શબ્દો અપરિચિત છે, એ કહેવું સકારણ નથી.

હવે આપણે બીજું આખ્યાન અભિમન્યુ લેઇએ. તેમાં નીચેના યાવની શબ્દો નજરે પડે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | પિંજર | ફારસી. | ( ક. ૫ ) |
| ૨ | બખતર | ફા. | ( ક. ૭ ) |
| ૩ | ફોક | અ. | ( ક. ૭ ) |
| ૪ | સુરત | અ. | ( ક. ૧૮ ) |
| ૫ | હુશીઆર | ફા. | ( ક. ૨૪ ) |
| ૬ | વાયદો | અ. | ( ક. ૩૨ ) |
| ૭ | નોબત | અ. | ( ” ) |
| ૮ | નિશાન | ફા. | ( ” ) |
| ૯ | બખતર | ફા. | ( ” ) |
| ૧૦ | અરબી | અ. | ( ” ) |
| ૧૧ | ફોજ | અ. | ( ” ) |
| ૧૨ | *અસવાર | અ. | ( ” ) |
| ૧૩ | ચાબુક | ફા. | ( ક. ૩૩ ) |
| ૧૪ | લગામ | ફા. | ( ” ) |
| ૧૫ | બાકી | ફા. | ( ક. ૩૫ ) |
| ૧૬ | જબાપ ( જવાબ ) | અ. | ( ક. ૫૦ ) |
| ૧૭ | નીમક ( નમક ) | ફા. | ( ક. ૫૧ ) |

આ કરતાં વધારે દાખલાની જરૂર છે? રા. નરસિંહરાવનું લખાણ તપાસતાં અનુમાન થાય છે, કે તેમણે પ્રેમાનંદનાં બધા ગ્રંથ વાંચ્યા નથી, અગર વાંચ્યા છે, તો તેમનો પૂરો અભ્યાસ કર્યો નથી, અગર અભ્યાસ કર્યો છે, તો જાણી બુઝીને પોતાનો ફક્કો ખરો કરવાની ખાતર ખોટું લખે છે.

H. ક્ષ. A.

---

* સ્વ. ભોળાનાથભાઈ "અસવાર" એ શબ્દ અશ્વ ઉપરથી થયો છે એમ કહેતાં; એ વાત જો તેમના ગુણી પુત્ર સિદ્ધ કરી આપશે, તો યાવની યાદીમાંથી તેને બાતલ કરીશું.

# ગ્રન્થાવલોકન.

**" વિક્રમોર્વશીય નાટક "***—નિપુણિકાના ' માણુકાબટ ' એક સ્થળે કહે છે: "દેવતાઓનાં ઢાંક્યાં મનુષ્યે શે ઊઘાડ્યાં જાય ? " પણ આપણે જાણીએ છીએ કે એ ' ઢાંક્યાં ' પણ આખરે ઊઘડ્યાં જ. તો મનુષ્યનાં ' ઢાંક્યાં ' મનુષ્યે ' ઊઘાડ્યાં જાય ' એમાં શી નવાઈ ? તેમાં પણ રહસ્ય પોતે જ જ્યાં સ્વરસના વેગથી ' આ તૂટું તૂટું કરે ' ત્યાં તો દુર્ગ ભેદવાની જરૂર જ શી ? ઢાકાની મલ્‌મલીનનો બુરખો મુખને ઢાંકવા માટે નહિ તેટલો મુખને મનોહર રીતે પ્રકટાવવા માટે પહેરવામાં આવે છે. પણ હવે તો એ મુખાવગુંઠન પણ કાઢી નાંખવામાં આવ્યું છે, અને આ મનોહર કૃતિ રા. કેશવલાલની ' બાની ' તરીકે ગુર્જર વાચકને પોતાની અનન્યસાધારણ લટકથી, અને પોતાને ખાસ વહાલાં ઘરેણાં સજી, મોહ પમાડતી ઊભી છે. નિકટ પરિચય ધરાવનાર વાચકોને તો—એ કૃતિ રા. કેશવલાલની ' બાની ' તરીકે પહેલેથી જ જણાતી હતી: ઉર્વશીએ પાછળથી આવી રાજાનાં નેત્ર દાબ્યાં, ત્યારે રાજાએ તો શું સ્પર્શમાત્રથી જ એને ઓળખી લીધી ન હતી ? પણ એ સ્હામી આવીને ઊભી રહે ત્યારે જ એને આવકાર આપી ' અર્ધાસને બેસાર 'વાનો પ્રસંગ આવે. આ કારણથી રા. કેશવલાલની વાણીના અતિપ્રેમી વાચકોએ પણ એને સાકાર આપવામાં કાંઈ વિલંબ કર્યો હોય તો તે ક્ષન્તવ્ય ગણાશે.

રા. કેશવલાલે પ્રથમાવૃત્તિ વખતે ' વનમાળી ' નામ કેમ ધારણ કર્યું હતું એ આજ કાલ—એમના ભાષાન્તરના ગુણદોષ કરતાં પણ વધારે—ચર્ચાનો વિષય થયો છે. મને પોતાને તો એમાં અદ્વૈતમાં દ્વૈતની લીલા સિવાય અન્ય હેતુ જણાયો ન હતો. પણ પ્રથમાવૃત્તિ સાથે " સંબન્ધનો સ્વીકાર " કરતાં આ આવૃત્તિમાં, રા. કેશવલાલ એ ' બાળક 'ને પાંચ વર્ષ અજ્ઞાતચર્યામાં પોતે ગાળ્યાં તેમાં કાંઈક ઊંડો ભેદ છે એમ સૂચના કરે છે, અને ' એ ભેદ ખુલ્લો કરવાનો અવધિ હજી આવ્યો નથી ' એમ કહે છે. આપણે એ ભેદના પડદા પાછળ અવિનય અને અનાગરિકતાથી ડોકીયાં નહિ કરીએ. ઉર્વશીએ ચ્યવનના આશ્રમમાં તાપસીને સોંપી મૂકેલા આયુની પેઠે આ ' અળગું પડેલું ' સુન્દર બાળક આખરે એના કુટુમ્બમાં ભળ્યું એટલું જ જોઈ આનન્દ પામીશું.

રા. કેશવલાલભાઇની આ ' બાળક ' ઉપર અસાધારણ મમતા જણાય છે. આયુએ પોતાના નારાચ ઉપર પોતાનું નામ લખ્યું હતું તેમ રા. કેશવલાલભાઇએ આરંભમાં જ આ બાળકના અંગ ઉપર " આશાથી આજ અલકેશ વળી હતી તે "—એમ પોતાના નામનું એક અજ્ઞાત છૂંદણું છૂંદી રાખ્યું હતું—જે અત્યારે જરા ઉપસાવીને લોકને દૃષ્ટિગોચર કરી આપ્યું છે.

---

* ભાષાન્તર કર્તા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. કીમત ૨.

રા. કેશવલાલની આ બાળક ઉપરની મમતા આટલેથી જ અટકી નથી. પેલી યાહુદી આખ્યાયિકામાં, ઉડાઉ દીકરો પસ્તાઇને ઘેર આવ્યો ત્યારે એના પિતાને અન્ય દીકરાઓ કરતાં પણ વધારે વહાલો થઈ પડ્યો હતો, તેમ આ બાળક અજ્ઞાતચર્યા ભોગવી ઘેર આવ્યું ત્યારે અન્ય કોઈ બાળકને જેટલા વહાલથી નહિ ભેટેલા તેટલા વહાલથી પિતા ભેટ્યા છે. એના સૌન્દર્યથી મુગ્ધ બની પિતા કહે છેઃ

"એની ભભકી નીકળતી સુંદરતા જ મોહ ઉપજાવનારી છે, તેથી હું એને શણગારે સજાવતો નથી. એના પ્રસંગમાં આવનાર જોશે, કે એની વાણી તોતડી મટી એમાં મીઠાશ આવી છે; એના ઉદ્‌ગારમાં નવાં પ્રતિભાનાં કિરણો ઝળકે છે, એવું અંગ કુદરતની નજર ઠરે એવું ખીલ્યું છે; અને એની રગેરગમાં અજબ ચૈતન્ય ઊભરાયું છે. એ પહેલ વહેલાં ઉમ્મર ઓળંગતાં પણ ઠોકર ખાઈ અખડાઈ પડ્યાનું જાણવામાં નથી; અને હવે તો ઠોકરનો સંભવ જ ઓછો છે. અથવા તો આટલેથી અટકું નથી ને કોઈ કહે, કે "सर्वं आत्मीयं कान्तं पश्यति।"

હું એટલું તો નહિ કહું—પણ પિતાની વહાલઘેલી આંખમાં ગૌરવર્ણું બાળક છે તે કરતાં કાંઈક વધારે સુન્દર લાગ્યું છે એટલું કહેવાની રજા લઉં તો હું આશા રાખું છું કે સુજ્ઞ પિતા તે ક્ષમા કરશે, અને તેમ કહેવામાં હું વિદ્વાનોને પણ સહજ એવા મનુષ્યસ્વભાવના નિયમ ઉપરાંત લેશભાર પણ અધિક પક્ષપાત એમને આરોપતો નથી એટલી મારા તરફથી ખાતરી આપું છું એ સ્વીકારશે.

આ ભાષાન્તરને "ગૌરવર્ણું બાળક" કહેવામાં જે સામાન્ય ઉજ્જ્વળતાનો નિર્દેશ થાય છે તેમાં હું ખાસ કરીને નીચેના ગુણોનો સમાવેશ કરૂં છુંઃ (૧) એક તો ગુજરાતી ભાષાના શબ્દકોશ ઉપર સંપૂર્ણ પ્રભુતા—એ કોશની વિશાળતા અને શબ્દની પસંદગી કરવામાં ઝીણો વિવેક; (૨) અર્થ કરતાં રસ ઝીલવા તરફ વિશેષ લક્ષ, પણ તે મૂળના અર્થને હાનિ પહોંચાડીને ભાષાન્તરની સરળતા કે અર્થની સુગમતા પ્રાપ્ત કરવા માટે નહિ—પણ આવા ગ્રન્થોમાં રસ એ જ એનો આત્મા હોય છે તેટલા માટે; અને તે ઉપરાંત, (૩) ઊંડું નિરીક્ષણ અને સંશોધન કરી મૂળના પાઠનો નિર્ણય—જેથી ભાષાન્તરને ઉત્તમમાં ઉત્તમ અર્થનો લાભ મળે.

આ સામાન્ય ગુણો રા. કેશવલાલના "વિક્રમોર્વશીય" માં પાને પાને ઊભરાય છે એમ એક વખતે હું કહી દઉં, અને ત્યાર પછી આ ગૌરવર્ણા બાળકની સુન્દરતામાં મારી દૃષ્ટિએ જે જે ખામીઓ લાગે છે એ ગણાવું, તો હું આશા રાખું છું કે એનો ગૌરવર્ણ મારી નજરબહાર છે અથવા તો એ તરફ હું ઓછી પ્રીતિ ધરાવું છું એમ કોઈ ધારશે નહિ.

હવે આ ગુણોનો વિપરીત ક્રમ—જે એમના મહત્વનો સવળો ક્રમ છે—તે પ્રમાણે દરેક ગુણ લઇને, એ ગુણ કયે કયે સ્થળે દોષવાળા થાય છે એ જોઇએ.

૧. જ્યાં મૂળની પ્રતોમાં અનેક પાઠ હોય ત્યાં અમુક પાઠ સ્વીકારવાનો સંશોધનકારનો હક છે. તદનુસાર, 'उपसृत्य'ને બદલે 'उपनृत्य,' 'महोत्पलं प्रत्युपसीव पद्मिनी'ને બદલે 'निशावसाने नलिनीव पङ्कजम्' ઇત્યાદિ પાઠ સ્વીકારવામાં રા. કેશવલાલભાઇએ યોગ્ય કર્યું છે એમ હું ધારૂં છું. વળી આ હાનોપાદાનની ક્રિયામાં ભાષાન્તરકારને સંશોધનકાર કરતાં પણ એક અધિક છૂટ એ છે કે એ મૂળનો પાઠ કવિનો છે કે નહિ એની દરકાર ન કરતાં રસિક દૃષ્ટિએ ઉત્તમ પાઠ કયો છે એટલું જ એ જુવે તો તેમાં કાંઈ અયોગ્ય નથી. પણ જ્યારે—

"બે હજાર વરસના અંતરે કવિ થયો હોવાથી विक्रमोर्वशीय જેવા ન્હાના નાટકમાં પણ સો એક સ્થળે પાઠ ભ્રષ્ટ થયેલા જોવામાં આવે છે. એ પાઠ કાળજી અને ઝીણવટથી શોધી લેઈ મૂળનું ભાષાન્તર આપ્યું છે અને કલ્પિત સ્થાન ફુદડીની નિશાનીથી બતાવ્યાં છે." ("ખુલાસાના બે બોલ.")

—એમ કહીને ભાષાન્તરકાર તે સંશોધનકાર પણ બને, ત્યારે સંશોધનકારના હકોની મર્યાદા શી છે એ ધ્યાનમાં રાખવું પડે છે. મારા મત પ્રમાણે સંશોધનકારનો હક કલ્પિત પાઠ ઉપજાવી કાઢવાનો નથી. કયો પાઠ કલ્પવાથી અર્થ ઉત્તમ બેસે છે, શા ફેરફાર કરવાથી પૂર્વાપર વિરોધ ટળે છે, ઇત્યાદિ વિચાર સંશોધનકારના કાર્યની બહાર છે. કવિ પણ મનુષ્ય છે, સરતચૂકથી કોઈ ઠેકાણે પૂર્વાપર વિરોધ આવી ગયો હોય તો તે સંભવિત છે; કવિના તૈયાર કામ ઉપર સ્હેજસ્હાજ ફેરફાર કરવાથી કદાચ એ કામ વધારે ઉત્કૃષ્ટ પણ થઈ શકે, તથાપિ એ ફેરફાર કરવાનો સંશોધનકારનો હક નથી: એની ફરજ તો મૂળ પાઠ જ તારવી આપવાની છે; માત્ર જ્યાં અનેક પાઠ મળે અને એમાં અમુક જ મૂળ પાઠ છે એમ નિર્ણય કરવાનું સાધન ન હોય, ત્યાં કવિની કૃતિને ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપમાં દેખાડી શકે એવો પાઠ સ્વીકારી લેવાની એને છૂટ છે. ઘણી ઉપલબ્ધ પ્રતો પૈકી કોઈ પણ ઉપલબ્ધ પ્રતનો જેને આધાર ન હોય,—જો કે એથી અર્થ વધારે સારો અને સુશ્લિષ્ટ બનતો હોય—એવો પાઠ કલ્પી લેવાના પાયામાં એક અયથાર્થ કલ્પના એ રહી છે કે કવિની તો કોઈ પણ સ્થળે સરતચૂક થાય જ નહિ, અને રસિકમાં રસિક શબ્દ ને અર્થની યોજના તે એ કવિની જ હોવી જોઇએ. આવી જ ભૂલ આપણા જૂના ટીકાકારોમાં થતી આપણે કેટલીક વખત જોઇએ છીએ—જેમકે વૈશેષિકસૂત્રકારે "द्रव्य-गुण-कर्म-सामान्य-विशेष-समवायाश्च" એમ—પદાર્થ માત્રના ૬ વિભાગ કર્યા અને અભાવ ન ગણાવ્યો, ત્યારે ટીકાકારે 'चकारोऽनुक्तसमुच्चयार्थः' એમ કહીને 'અભાવ' ઉમેરી લીધો, અને તે સૂત્રકારને વિવક્ષિત જ હતો એમ કલ્પ્યું! પણ વસ્તુતઃ આ ટીકાકારને માટે તો એટલું કહી શકાય કે એનો પદાર્થવિભાગ વધારે યથાર્થ રીતે ઉપદેશવાનો વ્યવહારૂ ઉદ્દેશ (practical object) હતો, જેને મળતો ઉદ્દેશ હજી ભાષાન્તરકારમાં માની શકાય, પણ સંશોધનકારને તો તે હોવો ન જ જોઇએ. તામ્રલેખ શિલાલેખ વગેરેમાં નવા પાઠ કલ્પવા વાજબી ગણાય છે તે એ કારણથી કે એ જાતના લેખો કેટલીક વાર ખંડિત થઈ ગયા હોય છે, અને ગ્રન્થના લહીઆ જેટલી કુશળતાથી અસલની નકલ કરે છે તેટલી કુશળતાથી એ લેખ ખોદનારા પોતાનું

કામ કરતા નથી એ સુપ્રસિદ્ધ છે. વળી ત્યાં પણ જે નવીન પાઠકલ્પના થાય છે તે અર્થહીન ભાગને અર્થવાળો કરવા માટે જ, સરતચૂકના દોષ ટાળવા માટે કે વધારે સારા અને મનપસંદ અર્થ ઊપજાવવા માટે નહિ જ—અને તેમાં પણ ઉત્તમ સંશોધકો મૂળનો લેખ યથાર્થ સ્થિતિમાં આપી, એમાં ખંડિત ભાગ અમુક રીતે પૂરી લેવાથી અર્થ બેસે છે એમ પોતાની કલ્પના જુદી રજુ કરે છે. ઊહાપોહ કરી અમુક કલ્પિત પાઠ હોવો જોઇએ, માટે તે જ છે, એમ 'ought' ( જોઈએ ) ઉપરથી 'is' ( છે ) ઉપર કૂદી પડવાની પદ્ધતિ એ યથાર્થ સંશોધનપદ્ધતિ નથી.*

રા. કેશવલાલભાઇના ભાષાન્તરમાં, પાઠસંશોધનની ક્રિયા બહુ ઉત્કટ હોવાથી, યથાર્થ સંશોધનની શી મર્યાદા છે એ સંબન્ધી આટલું સામાન્ય રૂપે કહેવું પડ્યું. પણ વસ્તુતઃ રા. કેશવલાલે સ્વીકારેલા સઘળા પાઠ કાંઈ છેક જ કલ્પિત નથી—ઘણા ખરા મિ. પંડિતની વિવિધ પ્રતોના પાઠમાંથી પસંદગી કરીને, અથવા તો એના જુદા જુદા ટુકડા એકઠા મેળવીને કલ્પિત પાઠ ઊભો કરીને કર્યા છે.

પણ આ દરેક ઠેકાણે મૂળના અર્થમાં કાંઈ લાભ થયો છે કે કેમ, એ વિષે મને તો શંકા છે. થોડાંક ઉદાહરણો આપું.

(૧) પ્રથમાંકમાં રાજા ઉર્વશીને છોડાવી લાવે છે અને ઉર્વશી ભાનમાં આવતાં પૂછે છે કે "બહેન, સખીઓ ક્યાં છે?" પાસેની ચિત્રલેખા કહે છેઃ "આ અભયદાયી મહારાજા રહ્યા છે." ત્યારે રાજા જણાવે છે કે "એમનો તમારા ઉપર બહુ સ્નેહ છે અને તમારે માટે એ બહુ ચિન્તામાં પડ્યાં છે—" આ સાંભળી ઉર્વશી કહે છે કે "તેથી જ મારૂં મન એમને જોવાને તલસે છે." એટલી વાત થતાં થતાંમાં, હેમકૂટ ઉપર સખીઓ નજરે પડે છે, તે લાંબે હાથે બતાવી રાજા કહે છેઃ

---

* બૉમ્બે સંસ્કૃત સીરીઝમાં 'વિક્રમોર્વશીય'ના પ્રથમ સંપાદક મિ. પંડિત પણ આ દોષમાંથી સર્વથા મુક્ત રહ્યા નથી. ચોથા અંકના પ્રવેશકના અન્ત ભાગમાં એમણે એકઠી કરેલી સઘળી પ્રતોમાં તથા મિ. બોલેન્સનની પ્રતમાં સહજન્યા અને ચિત્રલેખાના મુખમાં બે પંક્તિઓ છે એને પ્રક્ષિપ્ત ગણી એ છોડી દે છે. મિ. પંડિતના બચાવમાં એટલું કહેવું જોઇએ કે એ પંક્તિઓ સ્વીકારતાં તુરત જ પહેલાંની પંક્તિ સાથે વિરોધ આવતો એમને લાગ્યો છે અને તેથી એમણે આ હિંમત ધરી છે. રા. કેશવલાલ સુદ્ધાં સર્વ ટીકાકારો અને ભાષાન્તરકારો એમને અનુસરે છે. પણ મારા પોતાના મત પ્રમાણે એ પંક્તિઓ ટાળવી ન જ જોઇએ— અને જે વિરોધ બતાવવામાં આવે છે તેનો પરિહાર પણ સર્વથા અશક્ય નથી એમ મારૂં માનવું છે. પણ રા. કેશવલાલે તો પાઠસંશોધનની ક્રિયામાં મિ. પંડિત કરતાં બહુ આગળ પગલાં ભર્યાં છે.—આ.

" જો, જો, સખીઓ મુખ તવ આ શિખરે હેમકૂટના હરખે
ગ્રહણ થકી મૂકાઈ ઝળહળતા ચંદ્ર શું નિરખે."

રાજાના હસ્તનિર્દેશથી એકદમ જોઈ શકેલી ચિત્રલેખા ઉર્વશીને કહે છે: " બ્હેન ! જો, જો." ઉર્વશીનું હૃદય આ વખતે બે પ્રબળ વૃત્તિઓ વચ્ચે ખેંચાતું હતું—સખીઓને મળવાને એ બહુ ઉત્સુક હતી, પણ તે જ સાથે રાજામાં એનું મન લોભાવા માંડયું હતું. અને હેમકૂટ આવતાં જે અલ્પ સમય થયો તેટલી વાર એની આંખ વારંવાર રાજા ઉપર—સસ્પૃહ ઠરતી હતી. એવી જ એક સુભગ ક્ષણમાં ઉર્વશીને ભાન વિનાની જોઇને ( એક બીજી પ્રત પ્રમાણે ) ચિત્રલેખાને કહેવું પડયું હતું કે " બ્હેન, નથી જોતી કે ? " ઉર્વશીએ આ મિશ્રવૃત્તિની દશામાં ઉત્તર આપ્યો કે " મારા દુઃખના ભાગી જાણે આંખ્ય ભરી મને જુવે છે!" ચિત્રલેખા, ઉર્વશીની આંખ વખતોવખત શૂન્ય થતી તથા અન્યત્ર—રાજા ઉપર—વારંવાર જઇને ઠરતી, તેથી કાંઇક સમજી હતી કે ઉર્વશીનું હૃદય અત્યારે કોઇક બીજી જ દુનીઆમાં—રાજાના પ્રેમમાં—ભમવા માંડયું છે. અને તેથી જ મશ્કરીના ભાવથી એણે વિશેષ પ્રશ્ન કર્યો કે "કોણ?": તારૂં મુખ તો રાજા સ્હામું છે, અને રાજાનું તારી સ્હામું વારંવાર વળે છે—માટે પૂછું છું કે " જાણે આંખ્ય ભરી મને જુવે છે" એમ તું કહે છે તે કોણ? સખીજન કે રાજા ? આ માર્મિક પ્રશ્નનો ઉર્વશી ઉડાવતો તેમજ લજ્જાભર્યો શરમાળસ્ત્રીનો ઉત્તર દે છે કે—" સખીજન ". આ મનોહર, અને હૃદયના મિશ્ર ભાવનું સુન્દર, ચિત્ર નીચેનો ચાર વાક્યોની વાતચિતમાં કવિએ દોર્યું છે:

"चित्र० । हला पेख्ख ।
उर्व० ( राजानं सस्पृहं पश्यन्ती ) । समदुख्खो पिबईव्व मं णअणेहिं ।
चित्र० ( साकूतम् ) । अयि को ?
उर्व० । सहिअणो ।"

( મિ. પંડિતની આવૃત્તિ )

આ ચાર ઉક્તિઓને ઠેકાણે રા. કેશવલાલે—

"चित्र० । हला पेक्खीअदु समद्दुक्खसुहो सहीअणो"

એવી એક ઉક્તિ કલ્પીને ભાષાન્તર કર્યું છે.

આ ફેરફાર આટલેથી જ અટકતો નથી: એક ફેરફાર બીજો ફેરફાર માગી લે છે. રાજાનો રથ પર્વત ઉપર ઊતરતાં, ખડબચડી જમીનને લીધે હેલો લાગે છે—અને રાજાનું શરીર ઉર્વશીના શરીર સાથે એકદમ અથડાય છે. રાજા આનન્દથી મનમાં કહે છે:

" મમ આ સ્કંધ ફરકતો રાગાંકુરરૂપ રોમ પાંગરતો
મર્દીમાં રથ અથડાતાં લલનાના સ્કંધ શું અડકયો."

શરીર અડકતાં ઉર્વશી લજ્જાથી સંકોચાઈ ચિત્રલેખાને કહે છે—" બ્હેન! જરા ખસ તો." ત્યારે ચિત્રલેખા પરિહાસથી "સ્મિતપૂર્વક" ઉત્તર દે છેઃ "માગ નથી, બહેન લાચાર છું."

રા. કેશવલાલ આં 'सस्मितम्'('સ્મિતપૂર્વક'—'મ્હોં મલકાવી') પદ છોડી દે છે! કારણ એટલું જ કે—એમને—'ભોળી (???*) અપ્સરા' ચિત્રલેખાને ઉર્વશીના રાજા સાથેના પ્રેમથી અજાણી જ રાખવી છે!

પણ કોઈ મને એટલું સમજાવશે કે આ છેવટની ચિત્રલેખાની ઉક્તિ એ પરિહાસ-ઉક્તિ નથી ત્યારે એ ઉક્તિ ચિત્રલેખાના મુખમાં મૂકવામાં કવિનો શો હેતુ છે? શું કવિ રાજાના રથનું માપ કાઢી આપવા બેઠો હતો કે ચિત્રલેખા દ્વારા એ એમ કહેવડાવે કે આ રથમાં ત્રણ જણ પરાણે ભરાઈ બેસતાં હતાં, અને વધારે જગ્યા નહોતી?

આ પુસ્તકના મારી પૂર્વના એક અવલોકનકાર કહે છે તેમ "ચિત્રલેખા બિચારી એ (રાજા અને ઉર્વશીના પ્રેમની) વાતથી અજાણી જ છે" એમ માનવાનું કાંઈ પણ કારણ છે કે કેમ એ આપણે આગળ જોઇશું—પણ આ સ્થળે તો હું એટલું કહેવાની હિંમત ધરૂં છું કે રા. કેશવલાલ સિવાય અન્ય કોઈ સાધારણ ભાષાન્તર-કારે પૂર્વોક્ત "अयि कः? सखीजनः" વાળો અને આ "सस्मितम्" વાળો પ્રસંગ મૂકી દીધો હોત, અગર તો આ બંને પ્રસંગના ત્યાગનું સમર્થન કરવા બુદ્ધિપ્રકાશમાં એક અવલો-કનકારે જે સમર્થ યત્ન કર્યો છે તે કોઈ જેવા તેવા અવલોકનકારની કલમથી નીકળેલો મને ભાસ્યો હોત, તો—હું બંનેને માટે એટલું જ કહેત કે આ ભાષાન્તરકારને અને આ અવલોકનકારને હજી કાલિદાસનો આત્મા સમજવાને વાર છે; એટલું જ નહિ, પણ ઉર્વશી રાજા અને ચિત્રલેખા આટલો વખત સાથે રહ્યાં, એ દરમિયાન રાજાના તેમ જ ઉર્વશીના હૃદયમાં વિકાર થયો, અને તે ચિત્રલેખાના સમજવામાં ન આવ્યો—એમ જે માને તેને, એ વિકારમાં કેવી અગોપ્ય ભભક હોય છે, અને એ સમજવાની સ્ત્રીનાં—નાયિકા તેમ જ સખીઓનાં—નેત્રમાં અને હૃદયમાં કેવું અશિક્ષિત પટુત્વ હોય છે, એનું જ્ઞાન નથી. આ સખ્ત શબ્દોમાં મારાથી અવલોકનકાર તરીકેની મર્યાદાનો ભંગ થતો હોય તો હું ક્ષમા યાચું છું. પણ મારી પોતાની દષ્ટિએ, કાલિદાસની રસિક કલાની મૂર્તિ ઉપર બહુ જ કઢંગા ટચકા વાગતા દેખાય છે, અને તેથી જ મારાથી આટલું કહેવાઈ જાય છે.

આ ફેરફાર કરવાનાં કારણો હજી રા. કેશવલાલ તરફથી રજુ થયાં નથી. હવે પછી પ્રસિદ્ધ થનારી અંગ્રેજી આવૃત્તિમાં એ દર્શાવવામાં આવશે તો તે વખતે આપણે એના ઉપર ઘટતો વિચાર કરીશું. અત્યારે તો આપણી આગળ બુદ્ધિપ્રકાશના અવલોકનકારે કરેલું સમર્થન છે તે જ વિચારીએ. એ અવલોકનકાર લખે છેઃ

*આ ચિહ્ન મારાં છે.

"મિ. પંડિતે ઉપયોગમાં લીધેલી ઘણીખરી પ્રતોમાં આવો જ કંઈ ચાર ઉક્તિવાળો પાઠ છે. રણછોડભાઈ અને કીલાભાઈનાં ભાષાંતરોમાં પણ ચાર ઉક્તિ આપી છે. એ ચાર ઉક્તિ કબૂલ રાખતાં વસ્તુસ્થિતિ કેવી પ્રાપ્ત થાય છે તે વિચારિયે. ઉર્વશી ને ચિત્રલેખાના છૂટકારાથી રંભા મેનકા અને સહજન્યાનો આનંદ માતો નથી. સખીઓનો અપાર આનંદ જોઈ ઉમંગમાં આવતી ચિત્રલેખા ઉર્વશીને કહે છે કે, અરે આ જો જો ! અલબત ચિત્રલેખા સખીઓ વિષે કહે છે. તેને ઉર્વશી ઉત્તર આપે છે કે હા જોઉં છું દુઃખના ભાગી મને નેત્ર ભરી જુએ છે તે. અહિં દુઃખના ભાગી તે સખીજન પણ લેવાય ને રાજા પુરૂરવા પણ લેવો હોય તો લેઈ શકાય. ઉર્વશીનું આવું ભેદ ભરેલું બોલવું સાંભળી ચિત્રલેખા મર્મથી પૂછે છે કે અલી કોણ ? ઉર્વશી ઉડાવતી જવાબ દે છે કે સખીજન; બીજું કોણ ? આ સંભાષણ કબૂલ રાખતાં પ્રથમ એમ માનવું પડે છે કે રાજા તે વખતે ઉર્વશીના મુખ સામું નેહભરી દૃષ્ટિએ જોતો હતો. પરંતુ ઉક્તિ ૪૩ માં हस्तेन दर्शयन् એવી સૂચના છે ખરી, પણ उर्वशीमवलोकयन् એવી છે નહિ. એ સૂચના વગર પણ કદાચ આપણે ઘડીભર માનિયે, કે ઉર્વશી અને પુરૂરવા એક બીજાના પ્રેમમાં પડ્યાં છે તે ચિત્રલેખાના લક્ષમાં છે ને તેથી જ ઉપર મુજબ પરિહાસમાં પૂછે છે. પણ આ માન્યતાને બીજા અંકની ચિત્રલેખાની ઉક્તિથી બાધ આવે છે. ઉર્વશી સ્વર્ગથી પુરૂરવાને મળવા આવવાને નીકળે છે તે વખતે ચિત્રલેખા તેને પૂછે છે, કે 'બહેન ! તું ક્યાં જાય છે ? કહે તો ખરી.' જો ઉર્વશી ને પુરૂરવાના પ્રેમની વાત ચિત્રલેખાના જાણવામાં હોય, તો તે આવો પ્રશ્ન પૂછે નહિ. ખરું જોતાં તે બિચારી એ વાતથી અજાણી જ છે. ઉર્વશીના મનનો વિકાર કળી જવાય એવું સબળ કારણ પણ તેને અદ્યાપિ મળ્યું નથી. એકાવળ હાર વેલની ડાળીમાં ભરાતાં ઉર્વશી તે મિષે પુરૂરવા સામું જોતી ચિત્રલેખાની મદદ માગે છે. પ્રસંગે ક્ષણભર ચિત્રલેખાના મનમાં એમ આવે છે કે હાં, ઉર્વશી આ રાજા ઉપર આસક્ત થઈ છે. પણ એ તર્ક બીજે જ ક્ષણે એ ભોળી અપ્સરાના મનમાંથી જતો રહે છે. આ રીતે ચિત્રલેખાને નાયકનાયિકાના પ્રેમવિકારથી આરંભમાં અજાણી સમજતાં ઉપર આપેલી પરિહાસભરી ઉક્તિ પ્રત્યુક્તિ અસંગત ઠરે છે; અર્થાત્ ચાર ઉક્તિ અસ્વીકાર્ય છે. U પ્રત આ નિર્ણયને ટેકો આપે છે. એ પ્રતનો પાઠ પણ ભ્રષ્ટ છે. પરંતુ તેને વનમાળીએ A પ્રતના તથા B P' પ્રતની મદદથી ઠીક સુધારી લીધો છે.

હેમકૂટ આવી પહોંચતાં રાજા સારથિને રથ નીચો વાળવા કહે છે. હવામાંથી ખડબચડી પત્થરવાળી ભૂમિ ઉપર ઊતરતાં હેલો લાગે છે, જેથી રાજાનું અંગ ઉર્વશીના અંગ સાથે અથડાય છે. ઉર્વશી શરમથી સંકોચાતી ચિત્રલેખાને જરા આઘી ખસવાનું કહે છે. અહિં પણ પૂર્વે ચર્ચેલી એક ઉક્તિની ચાર ઉક્તિ કરનાર પરિવર્તકની ગેરસમજના પરિણામે ઘણીખરી પ્રતમાં ચિત્રલેખાને મ્હોં મલકાવી ઉત્તર આપતી કહી છે. વનમાળી K પ્રતને અનુસરી ક્ષેપક सस्मितम् મૂકી દે છે તે ઠીક કરે છે." (બુ. પ્ર. જુન ૧૯૦૭.)

આપણે જોયું કે પૂર્વોક્ત બે ફેરફારમાં એક ફેરફાર બીજો ફેરફાર માગી લે છે. હવે

હુ પૂછુછુ કે એક ફેરફારને જે પ્રતનો ટેકો છે તે જ પ્રતનો બીજા ફેરફારને પણ છે? એમ હોત તો હજી આપણે એમ માની શકત કે કોઈક અરસિક લહીઆને કે વિદ્યાર્થીને બને પ્રસગો ન જ ગમ્યા, અથવા તો એના તાર્કિક મગજને ઉપરના ઉતારામા બતાવેલી બીજા અકની ઉક્તિનો બાધ બહુ નડ્યો પણ વસ્તુત એક જ પ્રતનો બને ફેરફારને માટે આધાર નથી વળી આ દલીલ પણ જવા દઈને વસ્તુત. આ બને પ્રસગને બીજા અકની ચિત્રલેખાની ઉક્તિનો વિરોધ આવે છે કે કેમ એ જ વિચારીએ

બીજા અકમા આકાશમાર્ગે ઉર્વશી અને ચિત્રલેખા પ્રવેશ કરે છે, ત્યા ચિત્રલેખા ઉર્વશીને પૂછે છે "બહેન! ક્યા જાય છે કેમ જાય છે એ કહ્યાકર્યા વગર ક્યા ચાલી? જરા કહે તો ખરી" ત્યારે ઉર્વશી જવાબ દે છે "હેમકૂટને શિખરે વેલની ડાળીમા મારી વૈજયન્તી માળા ભરાઈ ને હું ક્ષણભર રોકાઈ તે વખતે, બહેન, તું મારા સ્હામુ જોઈ હસી હતી તે છતા અત્યારે તુ મને શુ પૂછતી હઈશ?" આમાથી કાઈ એમ નીકળતુ નથી કે ચિત્રલેખા ઉર્વશીના રાજા પ્રત્યેના પ્રેમ વિષે અજાણી જ હતી–ઉલટુ, કાઈ નીકળે છે તો એ જ કે અત્યારે પ્રસગ ન હોવાથી ક્ષણવાર વિસ્મરણથી, અથવા તો જાણી જોઈને ઉર્વશીને મ્હોએ કહેવડાવવાના હેતુથી, ચિત્રલેખા પૂછે છે, અને ઉર્વશી જાણે, ન-જાણ્યુ જણાવતી હોય એમ નહિ પણ જાણ્યાનું જ સ્મરણ આપતી હોય એમ, ઉત્તર દે છે આ રીતે અર્થ લેવાથી જ, વૈજયન્તીમાળા ડાળીમા ભરાઈ અને ઉર્વશીએ કહ્યુ કે "બહેન છોડાવ તો" ત્યારે ચિત્રલેખાએ મ્હો મન કાવી મશ્કરી કરી કે "दृढ खलु लग्ना दुर्मोचनीयेव प्रतिभाति "બહેન! સજ્જડ ગાઠ પડી છે છૂટવી મુશ્કેલ છે ઇત્યાદિનો પરામર્શ અહીં બધ બેસે છે

(૨) હવે એક બીજે સ્થળે રા કેશવલાલની પાઠાન્તરકલ્પના કેવી નિરાધાર છે, અને એના સમર્થનમા બુદ્ધિપ્રકાશના અવલોકનકારે કરેલી દલીલ કેવી પોચી છે એ બતાવુ બીજા અકમા ઉર્વશી જ્યા રાજાને પ્રેમનો ઉત્તર દેવા માટે પોતાના પ્રભાવ થકી ભૂર્જપત્ર ઉત્પન્ન કરી એ ઉપર પોતાનો ઉત્તર લખી આપવા માગે છે, અને એ વિચાર ચિત્રલેખાને એ જણાવે છે, અને ચિત્રલેખા એમા અનુમતિ આપે છે, ત્યા મૂળમા "उर्वशी ससम्भ्रम गृहीत्वा यथोक्त करोति" (="ઉર્વશી ઝડપથી અને કાઇક ગભરાટ સાથે ( ) લઇને, ઉપર કહ્યા પ્રમાણે કરે છે') એવી અભિનયાર્થે નટને સૂચના છે ત્યા પ્રશ્ન થાય છે કે શુ લઇને? પ્રસગ અને સનિધિ જોતા સ્પષ્ટ છે કે—ભૂર્જપત્રાદિ લખવાના સાધન લઇને એ સાધન કોણે ઉપજાવ્યા? સનિહિત વાક્ય જોતા એ પણ સ્પષ્ટ છે કે ઉર્વશીએ પોતે જ પણ રા કેશવલાલ એમ માને છે કે ચિત્રલેખાએ વારુ, એમ હોય તો પણ એમા બહુ મહત્ત્વનો મતભેદ નથી પણ રા કેશવલાલે એ ફેરફાર બહુ ઝીણો વિચાર કરીને કર્યો છે એમ એમના અવલોકનકાર કહે છે, અને તેનું એ નીચે મુજબ સમર્થન કરે છે

"સ્હેજ જોઇયે કે આ નટનિર્દેશના મુદ્દાના શબ્દ प्रभावनिर्मितभूर्जपत्र શી રીતે પડ્યા! ક્યા ગૂમ થયા? ચેગજે શોધવા જવુ પડે એમ નથી, પગેરુ તરત જ પકડાય છે. જુઓ!

એ ઉર્વશીની ઉક્તિના છેવટ ભાગમાં ઘૂસી ગયા છે. એ ભાગ તે વક્ષાવળિર્મ્મિર્દેણ મુબ્-
પત્તેણ સંપાદિદુત્તરા હોતું ઇચ્છામિ એવા રૂપમાં ભળી આવે છે તે છે. આ ભાગ અશુદ્ધ છે.
ભૂર્જપત્ર તે માત્ર લખવાનું ઉપકરણ છે. તે શબ્દબંધાત્મક ઉત્તર બની શકે નહિ. ભોજપત્ર
તાડપત્ર કેવળ પદાર્થવાચક શબ્દો છે. એથી ઊલટું પત્રશબ્દ પદાર્થવાચક તેમ જ લેખ-
વાચક છે. ઉર્વશી લેખથી ઉત્તર વાળવા ઇચ્છે છે. અર્થાત્ મૂળ પાઠ તો पत्तेण संपादिदुत्तरा
होदुं इच्छामि એવો હોવો જોઇયે. એમાંના पत्तेणને ઠેકાણે પાછળથી पहावणिम्मिदेण मुब्भपत्तेण
શબ્દો દાખલ થયા. આ આપણા નટનિર્દેશમાંથી ગૂમ થયેલા મુદ્દાના શબ્દો.

કોઈ કહેશે કે ઉર્વશીએ જ ભોજપત્રાદિ પ્રભાવથી કેમ ઊપજાવી લીધું ન હોય?
ઉત્તર એટલો જ કે જે અન્યમનસ્કતાને લીધે અપરાજિતા વિદ્યાનું જેને ચિત્રલેખાએ ભાન
કરાવવું પડ્યું હતું તેને તે જ અન્યમનસ્કતાને લીધે આ પ્રસંગે લખવાના ઉપકરણ પણ
ચિત્રલેખાએ પૂરાં પાડવાં પડે છે. વિચારીયે તો તો पत्तेण संपादिदुत्तरा होदुं इच्छामि એ
વિકળ ઉર્વશીની ચિત્રલેખા પ્રત્યે સાધન પૂરાં પાડવા વિનીત પ્રાર્થના જ છે. આ કારણથી
વનમાળીએ સ્થાનભ્રષ્ટ શબ્દોને સ્વસ્થાને ગોઠવ્યા છે તે અમારા અભિપ્રાયમાં ઠીક કર્યું છે."

મને લાગે છે ભૂર્જપત્ર કરતાં પણ આ નાટકના પાઠ વધારે સહેલાઇથી આઘા અવળા
ઊડે છે! હવામાંથી અપ્સરાઓ ભૂર્જપત્ર ઊભાં કરે તે કરતાં પણ વધારે સહેલાઇથી સંશો-
ધનકર્તા પાઠ ઊભા કરે છે! બુદ્ધિપ્રકાશના અવલોકનકારની મુખ્ય દલીલ એ છે કે
"જે અન્યમનસ્કતાને લીધે અપરાજિતા વિદ્યાનુ જેને ચિત્રલેખાએ ભાન કરાવવું પડ્યું
હતું તેને તે જ અન્યમનસ્કતાને લીધે આ પ્રસંગે લખવાનાં ઉપકરણ પણ ચિત્રલેખાએ પૂરાં
પાડવાં પડે છે." આ દલીલ બરાબર નથી. ચાર પાનાં અગાઉ, આ અપરાજિતા વિદ્યા
બૃહસ્પતિ પાસેથી પોતાને મળી છે એ વાત ઉર્વશી 'અન્યમનસ્ક તા'ને લીધે ભૂલી ગઈ
હતી એનો નિર્દેશ છે, પણ એનું ચિત્રલેખાએ એકવાર સ્મરણ આપ્યુ એટલે ઉર્વશીને એ
ભાન આવી ગયું છે, અને તેથી જ્યારે 'દુર્લભ વલ્લભા'ના સામાન્ય ઉલ્લેખને ઉદ્દેશીને
ઉર્વશી ચિત્રલેખાને પૂછે છે કે "રાજાની પ્રાર્થનાનુ આવું માન માણતી સ્ત્રી કોણ હશે?"
અને ચિત્રલેખા એના ઉત્તરમાં કહે છે કે "બ્હેન, પામર મનુષ્યના જેવો—જાણે એ જાણ-
વાની તારામાં દૈવી શક્તિ ન હોય એવો–ડોળ શું કરે છે?" ત્યારે ઉર્વશી ઉત્તર આપે છે કે
"बिमेमि सहसा प्रभावाद् विज्ञातुम्"—"બ્હેન! એકદમ મારી દૈવી શક્તિથી એ જાણી લેતાં મને
બ્હીક લાગે છે." અર્થાત્ પોતામાં જે દૈવી શક્તિ છે તે પ્રત્યે તો એની આંખ ઊઘડી ગઈ
છે—અને ત્યારપછી એક જ પાનાને અંતરે પૂર્વોક્ત વિવાદાસ્પદ ભૂર્જપત્રનો પ્રસંગ આવે છે.
એટલે ફરીને એને 'પ્રભાવ'(દૈવી શક્તિ)નું વિસ્મરણ આરોપવાથી રસમાં ચર્વિતચર્વણનો
દોષ ઉત્પન્ન થાય છે. આટલું સ્મરણમાં રાખ્યા પછી "ભૂર્જપત્ર તે માત્ર લખવાનું ઉપકરણ
છે. તે શબ્દબંધાત્મક ઉત્તર બની શકે નહિ" એ દલીલમાં બહુ કસ રહેતો નથી. 'મુખે-
પ્રત્યક્ષ-ઉત્તર ન વાળતાં, ભૂર્જપત્ર ઉપર લખીને હું ઉત્તર વાળવા ઇચ્છું છું' એમ કહેવાનું એનું
તાત્પર્ય છે એ એ વાક્યમાંથી નીકળવામાં બાધ આવતો નથી.

(૩) હવે એક બાજુએ મહાવિવાદી પાઠ લઇએ. જ્યાં ઉર્વશીએ 'પુરુષોત્તમ'ને બદલે 'પુરૂરવા' નામ લેવાથી ભરતમુનિએ એને શાપ દીધાનો પહેલો ઉલ્લેખ છે ત્યાં મિ. પંડિતની આવૃત્તિમાં નીચેના અર્થના શબ્દો છેઃ "તેં મારા શિક્ષણનું ઉલ્લંઘન કર્યું તેથી હવેથી તારૂં દિવ્યલોકમાં સ્થાન ન હશો—એમ ગુરુએ શાપ દીધો. પણ ઉર્વશી જે શરમથી નીચું મ્હોં ઘાલી બેઠી હતી તેને, ખેલ પૂરો થતાં, મહેન્દ્રે કહ્યું કે જે રાજર્ષિમાં તારૂં ચિત્ત ચોંટ્યું છે અને જે મારા રણના સાથી છે તેનું મારે પ્રિય કરવું છે માટે જા તું કામના પૂરી કર અને પુરૂરવાની સેવામાં રહે—જ્યાં સુધી એને તારાથી સન્તાન થાય ત્યાં સુધી." ત્યાર પછી ચોથા અંકના પ્રવેશકમાં, ઉર્વશી કુમારવનમાં પેસતાં જ વેલ બની ગઈ એ સંબન્ધી ચિત્રલેખા સહજન્યા સાથે વાત કરે છે તેમાં 'गुरुशापसंमूढहृदया'="ગુરુના શાપથી જેનું હૃદય મૂઢ બની ગયું હતું એવી" એવું ઉર્વશીને વિશેષણ લગાડ્યું છે. એ ઉપર પ્રશ્ન ઊઠે છે કે—ગુરુના શાપમાં હૃદય મૂઢ બની જવાની વાત ક્યાં છે? આ કારણથી રા. કેશવલાલે એ વિશેષણ ત્યજી દીધું છે. પણ આગળ ચોથા અંકમાં ઉર્વશી સ્વસ્વરૂપને પામ્યા બાદ પોતે વેલ કેમ બની ગઈ હતી એનું કારણ રાજાને કહે છે ત્યાં પણ ફરી 'गुरुशापसंमूढहृदया' એ વિશેષણ જોવામાં આવે છે. ત્યાં પણ રા. કેશવલાલે ફરી એ વિશેષણ ત્યજ્યું છે. અને છેવટે પાંચમા અંકમાં ઉર્વશી મહેન્દ્ર સાથેના પોતાના 'સમય'ની વાત રાજાને કહે છે ત્યાં પણ મિ. પંડિતની U પ્રતમાં 'गुरुशाप(साप)संमूढ'– એવો પાઠ છે. ત્યાં પણ રા. કેશવલાલે એ પાઠ ત્યજ્યો છે. પણ મિ. પંડિતની આવૃત્તિમાં એ એક સ્થળે એ પાઠ સ્વીકાર્યો નથી એટલે એ ત્યાગ માટે એમને માથે ખાસ જવાબદારી નથી. હવે પ્રશ્ન એ થાય છે કે આ સર્વ સ્થળે "गुरुशापसंमूढ"—એ પાઠ ખોટો જ ઘુસી ગયો હશે? બેશક, ઉપર મેં કહ્યું તેમ, પ્રથમ જ્યાં ગુરુના શાપનો ઉલ્લેખ છે ત્યાં હૃદય મૂઢ બની જવાની વાત નથી જ. પણ આટલી અને આવી જ અસંગતિ ઉપરથી બીજે બે સ્થળે એ વાતનો જ્યાં સ્પષ્ટ ઉલ્લેખ છે ત્યાં એ ઉલ્લેખ પ્રક્ષિપ્ત ગણતાં આંચકો આવે એવું છે. આ અસંગતિ ટાળવા કેટલાક એવી કલ્પના કરે છે કે ગુરુના શાપમાં દિવ્યસ્થાનમાંથી ભ્રષ્ટ થવાનું કહ્યું છે તેમાં દૈવી શક્તિનો નાશ આવી જાય છે, અને તેથી જ ઉર્વશી કુમારવનમાં પ્રવેશ કરતી વખતે એ વન સ્ત્રીજાતે પરિહરવાનું છે એ સ્વર્ગલોકમાં સાંભળેલી વાત ભૂલી ગઈ. પણ આ સ્હામે એમ બતાવવામાં આવે કે પાંચમા અંકમાં ઉર્વશી પોતાના શાપની વાત કરે છે ત્યાં એને સ્વર્ગલોકની વાત યાદ રહી છે જ, તો આ વાત કેમ યાદ ન રહી? તેથી આ અસંગતિ ટાળવાના બંને માર્ગ જો મિથ્યા પ્રયત્ન જણાય તો તેમ કરવા કરતાં, અને અનેક પ્રતોમાં એક કરતાં વધારે સ્થળે ઉપલબ્ધ થતા પાઠ વામી દેવા કરતાં—વધારે પ્રામાણિક અને યથાર્થ માર્ગ એ છે કે કવિને શાપ સંબન્ધી પોતાના મૂળ શબ્દોની સ્હેજ સરતચૂક થવાથી આ અસંગતિ ઊપજી છે એમ માનવું. ગમે તેમ પણ—"गुरुशापसंमूढ"–વાળો પાઠ બધે ત્યજી જ દેવો એ અનેક સ્થળે એ ઉપલબ્ધ થતા હોવાના કારણથી ખોટું છે; એટલું જ નહિ, પણ રા. કીલાભાઈ એમની ટીકામાં બતાવે છે તેમ મત્સ્યપુરાણમાં એ શાપને અંગે ઉર્વશીનો રાજા થકી અમુક વખત સુધી વિયોગ થવાનું કહ્યું છે એથી પણ વિવાદિત પાઠ અસત્ય હશે એ મતને પુષ્ટિ મળે છે. મત્સ્યપુરાણ જોઇને પછીથી કાલિદાસે આ નાટક રચ્યું એમ

હું મનાવવા માગતો નથી; પણ કાલિદાસના નાટક ઉપરથી મત્સ્યપુરાણની વાત લખાઈ હોય તો પણ "गुरुशापसंभूत—" વાળો પાઠ મત્સ્યપુરાણના કર્તાને જાણીતો હતો અને તેથી તે જૂનો હોવો જોઇએ એટલું અનુમાન કરવું ગેરવાજબી નથી.

(૪) પ્રથમાંકમાં એક સ્થળે એકલું "सुन्दरि" વાંચો કે "सुन्दरि समाश्वसिहि समाश्वसिहि" એમ "समाश्वसिहि" બે વાર વાંચો; બીજે એક સ્થળે 'कहं' વાંચો કે 'कहिं' વાંચો—ઇત્યાદિમાં બહુ મુદ્દો સમાએલો નથી—પણ જ્યાં અકારણ બહુ ફેરફાર કરવામાં આવે, અને તેમ કરવામાં બહુ મહત્ત્વનું કારણ રહેલું છે એમ અન્ય–અવલોકનકાર–તરફથી જણાવવામાં આવે, ત્યાં એ કારણની તુલના કરવી સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. પ્રથમાંકની પ્રસ્તાવનામાં "नेपथ्ये । परित्ताअदु परित्ताअदु जो सुरपक्खवादी" ઇત્યાદિ શબ્દો છે—ત્યાં એ નેપથ્યોક્તિને બદલે માત્ર "नेपथ्ये कलकलः" એવો પાઠ કલ્પવાને કાંઈ આધાર છે? કે કાંઈ કારણ છે? બુદ્ધિપ્રકાશના અવલોકનકાર એના સમર્થનમાં શું કહે છે એ સાંભળીએ. એ કહે છેઃ

"સૂત્રધારના શબ્દોમાં કહિયે, તો પ્રથમ ટીટોડીઓના જેવા શબ્દ સંભળાય છે. અર્થાત્ એ શુદ્ધિની વ્યક્ત મનુષ્યવાણી નથી, પણ ભયની અવ્યક્ત ચીસ જ છે. અપ્સરાઓનો એ ભયશબ્દ નેપથ્યગત છે. એમનું આક્રંદ પણ નેપથ્યગત જ છે, જે સૂત્રધાર રંગભૂમિ ઉપરથી જતાં જતાં અને પુરૂરવા સૂર્યનારાયણ પાસેથી વળી આવતાં સાંભળે છે. પછી તેઓ વ્હાર માગતી એક તરફથી પ્રવેશ કરે છે ને અભય આપતો પુરૂરવા બીજી તરફથી આવે છે. આ રીતે અનર્થ ગુજરતાં ભયના આવેશની ચીસ, દુઃખનું ભાન થતાં આક્રંદ અને અનર્થનો પ્રતીકાર શોધતાં વ્હારની બુમ, એવો ક્રંદિક ક્રમ કવિને અભિપ્રેત જણાય છે; અને એ જ ક્રમ સ્વાભાવિક છે.

વસ્તુસ્થિતિ ઉપર મુજબ હોવાથી અપ્સરાઓની પ્રકાશોક્તિ **परित्ताअदु परित्ताअदु जो सुरपक्खवादी जस्स वा अम्बरतले गदी अत्थि ।** નેપથ્યોક્તિરૂપે પ્રસ્તાવનામાં ઘુસી ગઈ છે, તે બરાબર નથી. નૂતન અનુવાદક તેને સ્થાને **नेपथ्ये कलकलः ।** એવો પાઠ કલ્પે છે, તે વાસ્તવિક જ છે. એ પાઠભ્રંશના અનિષ્ટ પરિણામરૂપે સૂત્રધારના નિર્ગમશ્લોકમાં **क्रन्दत्यतः शरणम्** એવું વિલક્ષણ પાઠાંતર ઉત્પન્ન થયું છે, જે વ્યાકરણની દૃષ્ટિએ ઘટાવવું મુશ્કેલ છે. એ જ પાઠપરિવર્તનને લીધે પાઠક **શંકર પાંડુરંગ**ની U પ્રતમાંનો ક્ષેપક ભાગ પ્રક્ષિપ્ત થવા પામ્યો છે, જે આપાતરમણીય હોઈ પ્રમાણભૂત મનાઈ ધનંજયના **दशरूप** ઉપર ધનિકકૃત **अवलोक**માં ઉદાહૃત બન્યો છે." (બુ. પ્ર. મે ૧૯૦૭.)

પૂર્વોક્ત ઉક્તિ વસ્તુતઃ નેપથ્યોક્તિ નથી પણ માત્ર 'કલકલ'—ચીસ—જ છે અને પ્રસ્તાવના પછીની અપ્સરાના પ્રવેશની ઉક્તિ તે અત્ર નેપથ્યોક્તિરૂપે દાખલ થઈ ગઈ છે એમ મારૂં માનવું નથી. નેપથ્યોક્તિ તે પ્રેક્ષક જનોને પ્રથમથી સ્પષ્ટ આકારે જ સંભળાય એમ કાંઈ નિયમ નથી, પ્રથમ સૂત્રધારને સંભળાય છે તે દૂર દૂરની નેપથ્યોક્તિ છે, જે

ધીમે ધીમે પાસે આવતાં વધારે સ્પષ્ટ થાય છે—પણ જે સ્પષ્ટ થાય છે તે ઉક્તિ જ છે, 'કલકલ' નથી. 'કલકલ' જ હોય તો હું પૂછું છું કે આખરે સૂત્રધાર કર્ણ દઈને પણ કેમ જાણે કે ઉર્વશીને રસ્તામાંથી દૈત્યો હરી જાય છે? કદાચ એમ કલ્પના કરાય કે સૂત્રધારે અપ્સરાઓનો શબ્દ ઓળખ્યો અને દેવાસુરવિરોધ ચાલતો હતો એ તો એના જાણ્યામાં હતું જ, તેથી એ પ્રમાણે અનુમાન કર્યું. પણ એમ હોય તો પણ, બહુમાં બહુ "આમ તો નહિ હોય?" એમ વિતર્ક રૂપે એ કહે; જે નિશ્ચયપૂર્વક "હાં હાં સમજ્યો." એમ કહે છે તે વધારે સ્પષ્ટ શ્રુતિ સૂચવે છે વળી ઘણામાં ઘણું "ક્લિષ્ટતરમ્ તત્ સમર્થનમ્" એ ન્યાયે એ અનુમાન કરાય, પણ જ્યાં નેપથ્યોક્તિ પૂર્વોક્ત રીતે બંધ બેસતી થઈ શકે છે ત્યાં અન્ય પાઠ કલ્પવાનું કારણ શું?

(૫) આવો જ એક અકારણ ફેરફાર દ્વિતીય અંકને આરંભે વિદૂષકની ઉક્તિમાં કર્યો છે. ત્યાં "णिमन्तणेक्कपरो" ઇત્યાદિ પાઠ છે ને તેના સમર્થનમાં બુદ્ધિપ્રકાશના અવલોકનકારે કેવી કલ્પનાની પરંપરા રા. કેશવલાલમાં ભરી દીધી છે એ જુવો. એ લખે છે:

"પ્રસ્તુત ઉપોદ્ઘાતના આરંભના વાક્યનો પાઠ એકેએક પ્રતમાં ભ્રષ્ટ છે. એ ભ્રષ્ટતા દૂર કરવા વનમાળીએ જે પ્રયત્ન કર્યો છે, તે સર્વ પ્રકારે સફળ ગણિયે છિયે. શુદ્ધ પાઠ જેવો ટૂંકો, તેવો સરળ છે; ને જેવો સરળ ને ટૂંકો છે, તેવો જ સમુચિત છે. કેટલાક મનુષ્યની પ્રકૃતિ એવી હોય છે, કે કંઈ નવતર જાણવામાં આવે તે બીજાને કહે, ત્યારે જ તેમને જંપ વળે. માણવકનો આવો બરબડિયો સ્વભાવ હતો. છાની વાત કહી દેવા તેની જીભ સળવળ્યા કરતી હતી. એ કારણથી જ તે મૌન જાળવવા એકાંત સ્થળ શોધતો હતો. આ વાત લક્ષમાં લેનારને વનમાળીના मन्तणेक्कपरो પાઠનું પૂરેપૂરું સ્વારસ્ય સમજાશે. એ મુદ્દો ચૂકી માણવકના ખાઉધરપણા ઉપર દૃષ્ટિ ફેરવનારને હાથે પ્રકૃત પાઠમાંથી णिमन्तणेक्कपरो એવો વિકૃત પાઠ ઊભો થયો. પરંતુ ખાઉધરપણું અહિં અપ્રસ્તુત હતું, તેથી બેગાબેગો ત્રિઅનો પ્રક્ષેપ પણ કરવો પડ્યો. ખાઉધરની વાતનું અહિં સૂચન છે એવો ભ્રમ મનમાં વસતાં राअरहस्सेण ને જવાબ આપનારા परमण्णेण નો કહિંક ને णिमन्तणेक्कपरोની પૂર્તિ કરનારા पक्कण्णो નો બહુમાં બહુ ભળતે ભળતો ઉમેરો થયો. કાળાંતરે णिमन्तणेक्कपरो પાઠની णिमन्तणेक्कपरावसो અને णिमन्तणेण परवसो એવી બે વિકૃતિઓ ઉત્પન્ન થઈ. છેલ્લી વિકૃતિમાં परवसो પદ પૂર્વ પદથી નોંખું લેનારના હાથે णिमन्तणेण પદનું ક્ષેપક परमण्णेण ને મળતા णिमन्तणोवाअणेण પદરૂપે પરિવર્તન થયું, ને નોંખુંનછરું પડેલું परवसो પદ અન્યત્ર ખસેડાયું. ત્યાં તેની ખાસ ઉપપત્તિ ન હોવાથી પાછળથી તેનો લોપ પણ થયો. ખાઉધરની જ ભ્રાંતિમાંથી फुट्टमाणेण ને સ્થાને फुट्टमाणो પદ યોજાયું. 'નવ્વાણું ત્યાં સો' એ ન્યાયે કોઈ પરિવર્તકે વજ્જૂર વગરનો अहं ને अहं त्ति નો પણ ઉમેરો કર્યો.

આ પાઠભ્રંશ વિચારવા નરરકેના સંપાદક શંકર પંડિતને ને ટીકાકાર કાટયવેમે આપેલું મૂળ જોશો, અથવા તો અનુવાદક ડીલાબાઈએ આપેલું ભાષાંતર જોશો,

અને તેની સાથે વનમાળીએ નિર્ધારેલો પાઠ અને તેનો અનુવાદ જોશો, તો આ સુઘટિત અને પેલાં અઘટિત જણાઈ આવશે. આલંકારિક ભાષામાં વાતનો આફરો ચઢ્યો કહિયે છિયે, પણ દાનદક્ષિણાનો આફરો ચઢતો વિક્રમોર્વશીયના ભ્રષ્ટ પાઠમાં જ જોઇયે છિયે; સ્ફોટનનું પીંજણ તો કોરે રહ્યું." ( બુ. પ્ર. ઑગસ્ટ ૧૯૦. )

આ અવલોકનકારને 'ખાઉધરપણા'નો ભલે કંટાળો હોય, પણ વિદૂષકને એ નિષેધવામાં હાસ્યરસના આસ્વાદ લેવાની ખામી તેમ જ કાલિદાસના વિદૂષકની એક ખાસિયતનું વિસ્મરણ પણ છે. સામાન્ય રીતે પેટમાં વાત ન સમાવી એમાં મનુષ્યસ્વભાવની શી ઝીણી શોધ છે? લાડુભટ બ્રાહ્મણને નોતરૂં આવે અને તેથી એનો હરખ માય નહિ, અને એને પરિણામે જ્યાં ત્યાં એનાથી એ વાત કરી જવાય એમાં જ એ લાડુભટની વધારે ઝીણી ખાસિયત કવિ તરફથી તારવી અપાય છે.

૨. રા. કેશવલાલના ભાષાન્તરનો મુખ્ય ગુણ જે પાઠસંશોધન એમાં કયે કયે સ્થળે સ્ખલિતો થએલાં દીસે છે એ વિષે આટલું લખાણથી વિવેચન કર્યા પછી, બીજા એ ગુણોના અવલોકનમાં આપણે બહુ કાળ નહિ ગાળીએ. ભાષાન્તરકાર તરીકે અર્થ કરતાં રસ ઝીલવા તરફ રા. કેશવલાલભાઈ વિશેષ લક્ષ આપે છે અને તે કારણથી એમણે ગુજરાતી ભાષાન્તરકારોમાં અપ્રતિમ સ્થાન મેળવ્યું છે. પણ જે ફતેહ એમણે ગીતગોવિન્દના ભાષાન્તરમાં મેળવી છે તે અન્ય ભાષાન્તરોમાં મેળવી નથી એમ કહું તો તેમાં એમનાં પોતાનાં ભાષાન્તરોમાં જ ન્યૂનાધિકતાનો ક્રમ બતાવું છું એમ સમજવાનું છે. મૂળનો રસ બહુ ઉત્તમ રીતે ભાષાન્તરમાં ઊતાર્યાનો એક દાખલો તે માણવક અને નિપુણિકાની વાતચિતના હાસ્યરસનો, અને બીજો દાખલો રાણીની ચન્દ્રપૂજા વખતે માણવક મહારાજના સ્વસ્તિવાચનના હાસ્યરસનો પ્રસંગ છે. ને ઉપરાંત બીજા દાખલા, ઉન્મત્ત વેષે પુરુરવા વનમાં ઉર્વશીને શોધતો ભટકે છે તે પ્રસંગની અનેક ઉક્તિઓમાં મળી આવશે. પણ જેમ પાઠસંશોધનમાં ઝીણવટ એ જ કેટલેક પ્રસંગે અતિ ઝીણવટ થઈ દોષરૂપ થઈ છે, તેમ આ અંશમાં પણ અતિશય ગુણે જ કોઈ કોઈ સ્થળે દોષનું રૂપ ધારણ કર્યું છે. પણ જે આગ્રહથી મેં પાઠસંશોધનમાં મારા મતભેદ પ્રતિપાદન કર્યા તે આગ્રહ હું આ વિષયમાં ધરાવતો નથી. કારણ કે આ મને, ઘણે અંશે, માણસની પોતાની જ જાતિકી રુચિ ઉપર આધાર રાખતો વિષય લાગે છે.

"અમરશતક" જેવી એક એક શ્લોકના શૃંગારરસની ચિત્રાવળિમાં—ઘણે ભાગે કેવળ રસ સિવાય બીજું કાંઈ ઊતારવાનું હોતું નથી, કારણ કે એમાં નાયકનાયિકા તે બહુ ભાગે શૃંગારરસથી ભરપૂર મનુષ્યસ્વભાવની—કાલત્રયમાં એકની એક—સામાન્ય આકૃતિ જ હોય છે. પણ "વિક્રમોર્વશીય" જેવાં નાટકોમાં, રસ ઉપરાંત તે તે પાત્રોની આસપાસનું વાતાવરણ તથા ભૂતકાળની છાયા પણ ઊતારવાની હોય છે; અને તેથી રસને પ્રત્યક્ષ કરી આપવાના લોભમાં ભાષાન્તરકાર પાત્રોના વાતાવરણને તથા એમની આસપાસની ભૂતકાળની છાયાને છિન્નભિન્ન કરી હાનિ નો પહોંચાડતો નથી એ જોવાનું છે. આવે પ્રસંગે જ્યાં 'Vagueness'

—અવ્યક્ત છાયા—રૂપણુ રૂપ હોય છે. ત્યાં 'Vividness'—વ્યક્ત આકૃતિ—રૂપણુ બને છે. આ જ કારણથી આપણી હાલની રંગભૂમિ ઉપર વિષ્ણુ અને મહાદેવની આકૃતિઓ હસવા જેવો દેખાવ કરે છે. કેટલાક કવિઓએ દેવદેવીઓને સ્વર્ગમાંથી ઊતારી આપણાં હમેશનાં સહવાસી અને સંગાંવહાલાં જેવાં કરી દીધાં છે એ ખરૂં. પણ આ કાર્ય જો અતિશય ફતેહમન્દીથી તેઓ કરી શકે છે તો જ તેઓને આપણે, એ જ ફતેહમંદી ખાતર, યશ આપીએ છીએ, અને એમાં મૂળ કરતાં કાંઇક જુદી જ તરેહનો રસ અનુભવીએ છીએ. પણ આ કામ અપૂર્ણ ફતેહમંદીથી થયું હોય છે તો કવિના પ્રયત્ન સંબન્ધે બે મત રહે છેઃ દાખલા તરીકે, પ્રેમાનન્દે મહાભારતનાં ભવ્ય પાત્રોને ગુજરાતનાં સામાન્ય સ્ત્રીપુરુષો કરી મૂક્યાં છે એમ કોઇક દોષ દેશે; અને પ્રાચીન સમય અતિ દૂર દૂર થઈ ગયો હતો તેને વર્તમાનવત્ કરી આપ્યો એમ કેટલાક પ્રશંસા કરશે. વળી કેટલાક, મહાભારતનો ભીમ અને માણભટનો ભીમ એ બે જુદાં પાત્રો ગણી બંનેનો જુદો જુદો જ રસ લેશે. પણ જ્યાં ભૂતકાળનાં પાત્રોને વર્તમાનવત્ કરી આપવાનો સ્પષ્ટ ઉદ્દેશ અને સફળ પ્રયત્ન નથી હોતો, ત્યાં તો ચોખ્ખી વિરસતા જ ઊપજે છે.

આટલા સામાન્ય વિવેચન પર્વક હું કહેવા એ માગું છું કે રા. કેશવલાલનો રસસાક્ષાત્કાર કરાવવાનો પ્રયત્ન સ્તુત્ય છે, પણ જ્યાં એ અલ્લા પછી ચોથી જ પેઢીના પાત્રને મુખે 'અલબેલી' અને 'ગોરી' શબ્દો કહાવે છે ત્યાં તો મને હાલની રંગભૂમિ ઉપર પ્રેક્ષક વર્ગ પાસે 'વન્સમોર' કરાવતો 'જમાલ' જ ઉપસ્થિત થાય છે. અન્ય કોઇને આમાં વિરસતા ન લાગતી હોય તો મારો એ સંબન્ધી આગ્રહ નથી."

---

* પ્રસંગોપાત્ત,

શેક્સ્પિયરનો એક ટીકાકાર જેને "fidelity to atmosphere" કહે છે તદનુસાર, મહાકવિ કાલિદાસે આ નાટકમાં પાત્રોનું વાતાવરણ કેવી રીતે ઉપજાવ્યું છે તથા સાચવ્યું છે એ જુવો. બીજા કોઈ સાધારણ નાટકકારે પુરુરવાને એક પાર્થિવ રાજા તરીકે વાચક આગળ રજુ કરી પછી એનો ઉર્વશી જોડે સંબન્ધ કરાવ્યો હોત—પણ તેમ ન કરતાં, કાલિદાસે આરંભથી જ પુરુરવાને સૂર્યલોક પર્યન્ત ગતિ અર્પી છે, અને ઉર્વશી આદિ અપ્સરાઓનો સહાય થઈ શકે એવા દિવ્ય મનુષ્ય તરીકે જ વાચક આગળ રજુ કર્યો છે. એટલે આ નાટકની હવા, જેટલી પાર્થિવ છે તેટલી જ દિવ્ય પણ છે. અને તેનું ભાન, વખતો વખત ગન્ધર્વ દેવર્ષિ અપ્સરાઓ આદિ દિવ્ય લોકનાં વાસીને અન્તરિક્ષ અને પૃથ્વી વચ્ચે જા–આવ કરતાં દેખાડીને કવિએ સાચવ્યું છે. પણ તે જ સાથે આ દિવ્ય અંશ પાર્થિવ અંશને લોપી દે–વિસારાવી દે–એમ નથી કર્યું. કલાવિધાનમાં અકુશલ બીજા કવિએ કદાચ પુરુરવા અને ઉર્વશીના પ્રેમનો વિકાસ સ્વર્ગલોકમાં જ કરાવ્યો હોત—પણ કાલિદાસે તેમ ન કરતાં દમ્પતીને પૃથ્વી ઉપર પ્રેમવિલાસનો ઉપભોગ કરાવ્યો છે, અને એ રીતે પાર્થિવ અંશને તરતો રાખી, અતિમાનુષ રસમાં માનુષ રસને વિલુપ્ત થવા દીધો નથી. પણ એ પાર્થિવ

પણ આ જ જાતનો એક બીજો ઉત્કટ દોષ મને પ્રતીત થાય છે એ હું ખાસ નોંધવા માગું છું. રા. કેશવલાલે કેટલીક વાર પ્રાકૃત પાત્રોના મુખમાં હાલના અભણ વર્ગ જેવી ભાષા મૂકી છે એ તદ્દન અનુચિત છે. એમના ભાષાન્તરમાંથી ત્રીજા અંકના વિષ્કંભક-માંથી ભરતમુનિના શિષ્ય ગાલવ અને પૈલનો સંવાદ હું નીચે ઉતારૂં છું—એમાં પૈલના ભાષા ઉપર ધ્યાન આપજો:

"( ગાલવ ) ભાઈ પેલ ! ઇંદ્રભવને જતાં ગુરુજીએ તને આસન લેવાનું કહી જોડે લીધો; અને મને અગ્નિ સાચવવાનું સોંપી ઘેર રાખ્યો. તેથી તને પૂછું છું, કે ગુરુજીના પ્રયોગથી દિવ્ય સભાજન પ્રસન્ન તો થયા ને ?

( પૈલ ) ભાઈ ગાલવ ! પરસન તો શું, એ સારદા દેવી કૃત લખમીસયંવરના ખેલમાં તે તે રસભે પરસંગોમાં, મારા સમજ્યા પરમાણે, સૌ એકતાર થઈ રયાતા. પણ

( ગાલવ ) તું એમ કહેવા માગે છે, કે કંઈ ચૂક પડી ?

( પૈલ ) એમ જ. ઉરવસીમાં એટલુ ચોક વેનશઈ ગયુ !

( ગાલવ ) એટલે ?

( પૈલ ) લખમી વેસધારી ઉરવશીને વારુણી વેસધારી મેનકાએ પૂછ્યું, કે ' બેન ! આ તરણે લોકના સત્તાધારી લોક પાળ એકઠા મળ્યા છે, તેમાં તારુ મન કોનામાં રમે છે ?

( ગાલવ ) પછી પછી ?

( પૈલ ) તારે કેવાનુ હશે ' પરસોતમમાં. ' પણ બોલી જવાયુ ' પરૂરવામાં. '

---

અંશ તે સર્વથા પાર્થિવ ન થઈ જાય તે માટે વળી એક સાવચેતી રાખી છે. રાજાને ઉર્વશી*સાથે રતિવિલાસ પાર્થિવ મહેલમાં કે ઉપવનમાં કરાવ્યો નથી પણ ગન્ધમાદન પર્વ-તમાં કરાવ્યો છે, અને ત્યાં કુમારવનનો ઉલ્લેખ દાખલ કરી દેવતાઈ ભૂમિ સાથે સંબન્ધ જોડ્યો છે. આમ પરસ્પર વિરુદ્ધ અંશો—પાર્થિવ અને દિવ્ય અંશો—નો બહુ અદ્દભુત કુશળતાથી આ નાટકમાં સમન્વય થયો છે. અને આ યોજના એના આખા વાતાવરણને સ્વર્ગ અને પૃથ્વીના અંશોથી એકીવારે ભરેલું રાખે છે. આવી વસ્તુસ્થિતિમાં, ' ગોરી ' ' અલબેલી ' વગેરે—વર્તમાન સમયમાં માત્ર હલકાં ગૃંગારી પાત્રોને મુખે જ નીકળતા—શબ્દો પુરૂરવા જેવા ધીર ગંભીર દિવ્ય અને ઉદાત્ત પાત્રના મુખમાં મૂકવાથી ઉચ્ચ જાતિના શૃંગાર રસને ક્ષતિ થાય છે. આ દોષ બાદ કરતાં, ભાષાન્તરકારે સંસ્કારી વાણીથી ચતુર્થ અંકનો રસ વતાવ્યો છે.

(ગાલવ) ભાવી આગળ આપણી ઇંદ્રિયો પણ આપણી થતી નથી! ગુરુજી તો તો એના ઉપર કોપાયમાન થયા હશે?

(પૈલ) હા રે હા. શરાપ દીધો.

(ગાલવ) હેં!

(પૈલ)—કે 'મારું શીખવ્યું તેં વગોવ્યું, માટે પડીશ પરથવીમાં!' પછી ગળે ઢીલ થઈ ગયો, તારે શરમની મારી નીચું જોતી ઉરવશીને મહિંદ્રે કહ્યું, કે 'જેમાં તારું ચિત્ત લાગી રહ્યું છે, તે રાજરખી પરૂરવા મારા રણસહાય છે. હું આમે એમનું પ્રિય કરવા ઇચ્છું છું. માટે, જા, તારાથી એ સંતાનનું સુખ જુએ, તાં સૂધી તું એમની જ સાથે રહે અને મનકામના પૂરણ કર.'

(ગાલવ) જતના મનના જાણનાર ઇંદ્ર ભગવાનને એ જ ઘટે.

(પૈલ ઊચું જોઈ) અરે! વાતમાં ને વાતમાં આપણે ગુરુજીનો અસનાનનો સમે તો ચૂકી જ ગયા! ચાલો, ચાલો, હજી એ જઈ પોગિયે."

શું ભરતમુનિના—ભલે પ્રાકૃત બોલતા—શિષ્યને મુખે આ ભાષા સમુચિત છે? સંસ્કૃતની સરખામણીમાં પ્રાકૃત ભાષા તે પ્રાકૃત; પણ તે વર્તમાન સમયના હલકા વર્ગની ભાષા નહિ. એ ભાષાનું, વર્તમાન અભણવર્ગને મુખે જ છાજે એવી ભાષામાં ભાષાન્તર કરવામાં આવે ત્યારે સ્વર્ગના નાટ્યાચાર્ય ભરતમુનિનો આ શિષ્ય છે એ ભાન ટકતું નથી.

૩. રસ, શબ્દ અને અર્થદ્વારા જ પ્રકટ થાય છે, તેથી રસવિચારને અંગે ભાષા સંબન્ધી પણ બોલવું પ્રાપ્ત થયું. હવે હું ખાસ, રા. કેશવલાલની ભાષા ઉપર આવું છું. એમાં સામાન્ય રીતિ એમની ગુજરાતી ભાષા ઉપર કેવી પ્રભુતા છે એ હું ઉપર કહી ગયો છું. એમને વર્તમાન ગુજરાતીનો તેટલો જ પ્રાચીન ગુજરાતીનો પણ પરિચય છે, બન્ને ઉપર એમની પ્રીતિ છે પણ પ્રાચીન તરફ જરા વધારે મોહ છે. તેથી કેટલેક ઠેકાણે ભાષામાં કૃત્રિમતા દેખાય છે, અને કેટલીકવાર તો પ્રસાદને પણ હાનિ પહોંચે છે. પણ એકંદરે એ ભાષાની પ્રભુતાને લીધે એમનો શબ્દકોશ વધારે વિશાળ થયો છે, અને શબ્દની પસંદગી પણ પોતે બહુ ઝીણવટથી કરી શક્યા છે.

(૨) " ઉરવશીના મોહથી મહારાજ પણ ભાનસાન ભૂલ્યા દેખું "—એમાં 'દેખું' શબ્દ.

(૩) " આમ ઊભો "—' ઊભા રહો 'ના અર્થમાં ' ઊભો.'

કાલિદાસમાં ક્વચિત્ ક્વચિત્ જ દેખાતા ' ઝડઝમક ' રા. કેશવલાલના ભાષાન્તરમાં એટલા બધા વધી પડયા છે કે એ દાખલ કરવાની લાલચ એમને બહુ દૂર ખેંચી જાય છે. પણ ગુજરાતી ભાષામાં એ જાતના અલંકારનો વધારે પ્રચાર હોવાથી તથા એમની શબ્દ ઉપરની પ્રભુતાને લીધે એ બહુ સ્વાભાવિક રીતે અને સરળતાથી દાખલ કરી શકે છે તેથી, રસાસ્વાદમાં બહુ ભાગે વિઘ્ન આવતું નથી. આનાં માત્ર બે બે જ ઉદાહરણ અને પ્રત્યુદાહરણ નીચે ટાંકું છું:—

(૧) " દયિતા થકી આ અચિંતવ્યો ને
સહવો સખ્ત વિયોગ ઉદ્ભવ્યો; ને
નવલી વર્ષા વાદળીથી શોભા
દિન ઉન્માદક આવિયા રસીલા ! "

(૨) " આ વૃષ્ટિએ ર્ચોપચ્યા વનભૂમિમાં જ્યાં,
એ એમના ગઈ હશે ડગલાં દઈ, ત્યાં
પ્રૌઢા નિતંબથી પૂંઠે ઢળતાં ઢળેલાં,
રાતાં હશે જ અળતે પગલાં પડેલાં. "

(૧) " ભૂધરના ભુવનના ભૂપતિ હે ! ભમતી વનમાંહી,
સર્વ અંગે સુંદર રામા મેં ભાળી તેં જોઈ ? "

(૨) " રડયાથી રેલા પડિયા સ્તનમંડા."

હવે આ વિષય, અને તે સાથે આ અવલોકન, સમાપ્ત કરતાં પહેલાં, થોડાંક પરચુરણ શબ્દોનાં પ્રયોગ જે મારે મતે બરાબર નથી—તે સંબન્ધી, તથા મૂળ સંસ્કૃતનું એમાં યોગ્ય ભાષાન્તર થયું છે કે કેમ એ સંબધી નોંધ કરૂં છું.

(૧) '**સુરપક્ષપાતી**' નો અર્થ રા. કેશવલાલ " જેને દેવ વહાલા હોય " એમ કરે છે. પણ અત્રે 'પક્ષપાત'નો અર્થ 'વહાલ' છે ? " જેને દેવ વહાલા હોય" એમાંથી તો એમ સમજાય કે દેવથી ભિન્ન જાતિના—મનુષ્યાદિ—જેને દેવ ઉપર પ્રીતિ હોય. પણ અપ્સરાઓ તો આ વખતે દેવ અને અસુરો વચ્ચે કલહ ચાલતો હતો તેમાં જેઓ દેવના પક્ષમાં—ગન્ધર્વાદિક—હોય તેની મદદ માગે છે. પુરૂરવા આવી ચઢ્યો એ તો અપ્સરાઓના ધાર્યા બહારનો

એક આકસ્મિક અદ્દભુત બનાવ બન્યો—જેમાંથી આ નાટકનો રસ જન્મ્યો.
" विजयन्ते द्विषतो यदस्य पक्ष्याः " ત્યાં ' પક્ષ્ય ' શબ્દનો અર્થ એનો પક્ષ લઇને લડનારા થાય છે. વળી આગળ જતાં " त्रिदशप्रतिपक्षस्य भलङ्कनीव कृते स्वः " આવે છે ત્યાં પણ " દેવોના સ્હામા પક્ષવાળા." એવો અર્થ છે.

(૨) " મહારાજ અખોવન આવ્યા " ત્યાં ' अपरिक्षत 'ને સ્થાને ' અખોવન ' શબ્દનો પ્રયોગ બરાબર છે ? મૂળ ' અખોવાન ' શબ્દ હોઈ, આ અર્થ નીકળે ખરો; પણ ચાલુ ભાષામાં તો ' અખોવન ' શબ્દ જે સ્ત્રીનાં સઘળાં સન્તાન હયાત હોય એની જ પ્રતીતિ કરાવે છે.

(૩) ' अवधूय '—એટલે ઉપેક્ષા કરીને, તરછોડી કાઢીને. એને માટે ' ધુત્કારી ' શબ્દ બરાબર છે ? રાણીએ રાજાના પ્રણિપાત વખતે પગ ખસેડી લીધો હશે કે હાથના ચેષ્ટાથી તરછોડીને ચાલી ગઈ હશે—પણ રાજાને એણે ધુત્કારી કાઢ્યા એમ કહેવામાં તો એને અસાધારણ ગ્રામ્યતા આરોપાય છે.

(૪) ' પનોતુ તનયે તારા થયુ આ ઘરસૂત્ર છે' : ' ઘરસૂત્ર ' ગૃહિણીના સંબન્ધમાં જ વપરાય છે. પુત્રથી ઘરસૂત્રને પનોતું થયું કહેવું તેમાં ' ઘરસૂત્ર 'નો પ્રયોગ બરાબર છે? ગુજરાતીમાં ' ઘરસૂત્ર ' તે સંસ્કૃત प्रजातन्तु ના પર્યાયરૂપે વાપરી શકાય ? હું તો ધારૂં છું કે ગૃહિણીથી ગૃહસૂત્ર. અને પુત્રથી પ્રજા( વંશ )- સૂત્ર ચાલે એમ કહેવું જ ઉચિત છે.

(૫) " ને ખેંચાઇ રહતી ભારુ હૃદય ધીમે કયમે સન્મુખ
શાણી બ્હેનપણીની આણીં ડગલાં દેઈ પધારે સખે ! "

એ સ્થળે સંસ્કૃત ' चतुरा ' ને ઠેકાણે " શાણી " શબ્દનો પ્રયોગ બરાબર છે ? મારી સમજણ પ્રમાણે ગુજરાતીમાં શાણું શબ્દ ' અવિચારી 'થી ઉલટો હોઈ જે સહસા કાંઈ પણ કામ ન કરે તેને માટે વપરાય છે. અને પ્રકૃત સ્થળે ' चतुर ' શબ્દનો અર્થ તો પોતાના કામમાં કુશળ, નિપુણતાથી કામ કરી જાણનાર એવો થાય છે.

(૬) માણવક પાસે ' ભૂખ્યો ડાંહ છું ' એમ કહેવડાવવું, અને તે જ પંક્તિમાં ' સ્વસ્તિવાચન ' ' સારા ભાગ્યે ' આદિ શુદ્ધ સંસ્કૃત શબ્દો બોલાવવા, એમાં કૃત્રિમતા નથી દેખાતી ?

(૭) " शुकोदरश्याममिदं स्तनांशुकम "—આ મધુર પંક્તિમાં મધુર રીતે બની રહેતા ' સ્તનાંશુક ' શબ્દ માટે, " પડો પછેડો શુક તુલ્ય નીલ આ " એમ

કર્ણકઠોર ' પછેડો ' શબ્દ વાપરતાં છ હાથની ડાંગવાળા નર રબારીનું સ્મરણ નથી થતું ?

(૮) " प्रभुता रमणेषु योषिताम् "—એ સુન્દર માધુર્યભરી પંક્તિને ઠેકાણે રા. કેશવલાલ જેવા રસિક ભાષાન્તરકાર "ધણિઆણી ધણીની એ ધણી" એવી ગ્રામ્ય પંક્તિ જ આપશે ?

(૯) " મધુરિયું મકલાયે ગૂમ ગોરી થયાથી "—ત્યાં " તિરસ્કાર લઘુતાવાચક પ્રત્યયથી અને તુચ્છતા ન્યાન્યતર જાતિથી દર્શાવેલ " ભલે હોય; પણ મને તો એમાં પણ રબારી જ બોલતો સંભળાય છે.

(૧૦) "શજે વીજે ગગન ગરવું ચંદવો હેમનો આ"—એમાં ગગનરૂપી ચંદરવા ઉપર પડતી વીજળીની વેલનો ભાવ ક્યાં ?

(૧૧) "ધારા મોતીસર સમરપે અબ્દ સોદાગરો આ"—ત્યાં 'અબ્દ' મૂળના "सानुमन्तः" ને ઠેકાણે છે? "सानुमन्तः" એટલે તો પર્વત; એ જ અર્થમાં આ અંકમાં અન્યત્ર એ શબ્દ વપરાયો છે. કાલિદાસના એટલે કે સંસ્કૃત ભાષાના કાળમાં તો એ કે એના પર્યાય ' पर्वत ' વગેરે શબ્દનો કોઈ પણ વાર 'અબ્દ'ના અર્થમાં પ્રયોગ થયો યાદ આવતો નથી.

(૧૨) " જળકણભીના અમણા કદલીના ટોડલા સ્મરાવે આ
આંસુએ ઊભરાતાં રોષે રાતાં નયન એનાં"—ત્યાં 'अन्तर्बाष्पै'નો અર્થ ક્યાં? મૂળમાં આંસુ ઊભરાવાનો ભાવ નથી, માત્ર ભરાવાનો જ છે; અને એ રીતે જ અંદર જળથી ભરેલાં નવકન્દલીનાં કુસુમો સાથે સમતા આવે છે.

(૧૩) "કરી ડોક ઊંચી ટહુકે કલાપી ગણું વિકાસી લોચન, ને
મનમુખ પવનથી થન થન થાતાં પીંછે જુએ ઘનને."

એમાં ચિત્ર સુન્દર છે. અને ભાષા પણ, રા. કેશવલાલે ટિપ્પણમાં બતાવ્યું છે તેમ, અર્થને અનુકૂલ છે. પણ એમાં "प्रबलपुरोवाततताडितशिखण्डः"—સ્હામા વાતા પ્રબળ પવનથી પીંછાં પ્રસરે છે એ વિશિષ્ટ અંશ ક્યાં?

(૧૪) " ससीत्कारमिवाननम् "—ત્યાં 'વામાવદન'ને "ગગણતું" કહેવું તો શોભતું નથી.

(૧૫) " नीपस्कन्धनिषण्णहस्तः "—ત્યાં કદમ્બના થડ ઉપર સૂંઢ ટેકવીને ઊભેલા હાથીનું ચિત્ર છે, તેને બદલે માત્ર " કદંબને અડેલીને " એને ઊભો રાખવો એ ઓછું નથી.

(૧૬) " स्त्रीरत्नेषु ममोर्वशी प्रियतमा यूथे तवेयं वशा "—એ પંક્તિમાં, જેવી કરિણીના યૂથમાં આ તારી કરિણી તેવી સ્ત્રીરત્નોમાં મારી ઉર્વશી છે એમ કહેવાનું તાત્પર્ય છે. તેને બદલે " યૂથે હસ્તિનીમાં તું, ઉરવર્શીમાં અંતઃપુરે-લુબ્ધ હું " એમ લુબ્ધતાનો ભાવ આગળ મૂકવો ઉચિત નથી. 'પ્રિયતમા' કરતાં 'લુબ્ધ' એ પદ જુદો જ ભાવ—મોહથી ઘેરાએલાનો ભાવ—દર્શાવે છે એ વાત આઘી મૂકીએ તો પણ, અત્રે 'પ્રિયતમા' શબ્દને ઉદ્દેશ્યના અંગમાં લેવાને બદલે વિધેયના અંગમાં લેવાની રા. કેશવલાલે ભૂલ કરી જણાય છે. રાજા પોતાનું અને હાથીનું સાધર્મ્ય બતાવે છેઃ તેમાં બીજા અંશો ઉપરાંત એક અંશ એ બતાવે છે કે જેવી તારે હાથણીઓમાં આ હાથણી છે તેવી જ મારે સ્ત્રીઓમાં ઉર્વશી છે. પોતાનો એના ઉપર કેવો પ્રેમ છે એ બતાવવાનું તાત્પર્ય નથી—કારણ કે એ પ્રેમ રાજાનું ખાસ લક્ષણ નથી—પણ સ્ત્રીઓમાં એ કેવા અનુપમ સૌન્દર્યવાળી છે—રાજાની રાણી જ થવા યોગ્ય ગણાય એવી છે—એ કહેવાનું તાત્પર્ય છે—અર્થાત્ પ્રેમરૂપી 'subjective state' કહેવાની નથી, પણ સૌન્દર્યરૂપી 'objective fact' જણાવવાની છે.

(૧૭) " हन्त मदीयैर्दुरितपरिणामैर्मेघोऽपि शतह्रदाशून्यः संवृत्त."—મેઘ વીજળી (પ્રિયા) રહિત થયો તે જાણે રાજાનાં જ કર્મ કરીને—એમ એકનાં કર્મ ચડી અન્યને કેટલીક વાર સોસવું પડે છે એવી કર્મના નિયમને અંગે જે માન્યતા ચાલે છે તેનો અત્રે ઉલ્લેખ છે. પણ એ વાત રા. કેશવલાલભાઇના લક્ષ બહાર ગઈ જણાય છે. પોતે એ પંક્તિનો અર્થ—" ક્યાં કર્મની વાત? વીજળી પણ ઝબકતી બંધ પડી ગઈ. " એમ 'મેઘ શબ્દ' મૂકી દઈને કરે છે.

(૧૮) " विभावितैकदेशेन देयं युद्भियुज्यते "—એનું ભાષાન્તર
" ઝલાતાં માલ, મુદ્દો એ આરોપી આપવો પડે. "

એવું કર્યું છે. પણ વ્યવહાર( કાયદા )શાસ્ત્રના આ નિયમનો મુદ્દો જે' एकदेश ' શબ્દમાં રહેલો છે. તે ભાષાન્તરમાં બિલકુલ આવતો નથી, અને એ વિના " हंस प्रयच्छ मे कान्ताम् " એમ સમગ્ર પદાર્થની માગણીનું ઔચિત્ય ઉપપન્ન થતું નથી.

(૧૯) " पृथुलोचना सहचरी यथैव ते । सुभगां तथैव खलु सापि वीक्षते "—એમાં જોવાની ક્રિયા ઉપમાવડે બતાવી છે, તેને બદલે માત્ર "અતિ એહનાં નયનિયાં રસાળ છે" એમ કહેવાથી એ ક્રિયા શમી જઈ ઉપમા નિર્બળ પડેછે.

[ગાથા.]

(૨૦) " ભૂપરના ભૂધરના ભૂપતિ હે ! ભમતી ભવ્ય વનમાંહી
સર્વે અંગે સુંદર રામા મેં ખોઈ તેં જોઈ?

(કાન માંડી હર્ષ સાથે) વાહ! તું પણ અક્ષરે અક્ષર મારા જ બોલોમાં 'જોઈ' કહે છે! તો હવે સાંભળ બીજો પ્રશ્ન.

[અનુષ્ટુભ્.]

એ મારી માનિની ક્યાં છે?—

(એના એ શબ્દો પડઘામાં સાંભળી) અરેરે! આ તો ડુંગરની બખોલમાંથી મારા જ બોલનો પડઘો સંભળાય છે!"

રા. કેશવલાલ પ્રમાણે, આ ડુંગરની બખોલમાંથી કેટલા શબ્દનો પ્રતિશબ્દ ચોખ્ખો સંભળાઈ શકતો માનવો એ પ્રશ્ન છે. પ્રથમની ગાથાના તો માત્ર 'જોઈ' શબ્દ જ ડુંગરની બખોલમાંથી ફરી સંભળાતો હશે એમ માનવું પડે છે—કારણ કે એ કરતાં વધારે શબ્દ સંભળાયા હોય તો રાજાને ભ્રાન્તિ થવાનું કારણ ન રહે. 'મેં ઓળખી તેં જોઈ' એટલા બધા શબ્દો તો શું, પણ માત્ર વધારામાં 'તેં' શબ્દ સંભળાયો હોય, તો પણ, ભ્રાન્તિ સંભવે નહિ—કારણ કે 'રાજાએ જોઈ' એમ એનો અર્થ નીકળે. માત્ર 'જોઈ' શબ્દનો જ પ્રતિધ્વનિ થયો એમ માનીએ તો બે અક્ષરના એક બોલ માટે "અક્ષરે અક્ષર મારા જ બોલોમાં" એ ભાષાન્તરની ઉક્તિ બંધબેસતી નથી. એટલું જ નહિ પણ, એ પ્રમાણે તો "એ મારી માનિની ક્યાં છે?" એ આખી ઉક્તિનો પ્રતિધ્વનિ ન થતાં માત્ર 'છે' અગર "ક્યાં છે?" એટલાનો જ થવો જોઈએ. એટલાથી પણ કાર્ય સરે, પણ એમ હોય તો "એના એ શબ્દો પડઘામાં સાંભળી" એમ ન કહેતાં "'ક્યાં છે?' શબ્દ પડઘામાં સાંભળી" એમ કહેવું જોઈએ. હવે આ ભાષાન્તરના મૂળની ખૂબી જુવો. મૂળમાં નીચે પ્રમાણે છેઃ-

" सर्वक्षितिभृतां नाथ दृष्टा सर्वाङ्गसुन्दरी ।
रामा रम्ये वनोद्देशे मया विरहिता त्वया ॥
( आकर्ण्य । सहर्षम् ) कथम् यथाक्रमं दृष्टेत्याह । "

અત્રે કાલિદાસની કલ્પના પ્રમાણે આ ડુંગરની બખોલ એવી અદ્ભુત* રચનાવાળી છે કે એમાં માત્ર એકાદ શબ્દનો નહિ પણ આ આખા વાક્યનો પ્રતિધ્વનિ સંભળાઈ શકે છે. અને તેથી બીજીવાર જેમ "क्व तर्हि मम प्रियतमा" એ આખું વાક્ય સંભળાયું તેમ પહેલી વાર લગભગ આખો શ્લોક સંભળાયો હતો. હું 'લગભગ' કહું છું તેમાં કારણ છે. આખો શ્લોક સંભળાએલો માનીએ તો તેમાં કાંઈ બાધ આવતો નથી—પણ હું ધારૂં છું કે કાલિદાસ વસ્તુસ્થિતિના સૂક્ષ્મ અવલોકનથી અને તજ્જન્ય ચોકસાઈથી કહે છે કે "दृष्टा"થી 'त्वया' પર્યન્તના શબ્દો જ સંભળાયા કારણ કે રાજા શ્લોક પૂરો ઉચ્ચારી રહ્યો ત્યાં સુધીમાં "सर्वक्षितिभृतां नाथ" એટલા શબ્દનો પ્રતિધ્વનિ થઈ ગયો હતો, અને એણે કાન દીધો

ત્યાં " दृष्टा " થી શબ્દો સંભળાવા માંડ્યા તે છેક " त्वया " સુધી. તેથી રાજા " यथाक्रमं दृष्टेत्याह ", એમ કહે છે. એ વાક્યનાં અન્તભાગમાં ' विरहिता ' શબ્દ છે તેનો અન્વય એક તરફ ' मया ' સાથે અગર બીજી તરફ ' त्वया ' સાથે થઈ શકે અને એ બેમાંથી જે બાકી રહે તેનો અન્વય ' दृष्टा ' સાથે ;ચાય—એટલે ' મારાથી છૂટી પડેલી તેં જોઈ? ' અને ' તારાથી છૂટી પડેલી મેં જોઈ. ' એમ બે રીતે અર્થ થઈ શકે, અને એમાંનો એક પ્રશ્નને અંગે અને બીજો ઉત્તરને અંગે લેવાય. આ સર્વ ખૂબી રા. કેશવલાલભાઇના ભાષાન્તરમાં આવતી નથી એટલું જ નહિ પણ આરંભમાં બતાવ્યું તેમ એમાં પૂર્વાપરવિરોધ દીસે છે.

આ અવલોકન ધાર્યા કરતાં વધારે લાંબું થઈ ગયું. એમાં ગુણનું સામાન્ય આકારમાં અને દોષનું વિશેષ વિસ્તારથી કથન થએલું છે તે ઉપરથી એમ અનુમાન કરવાનું નથી કે હું ગુણને ઓછું મહત્ત્વ આપું છું. આ વાત હું ઉપર અનેકવાર કહી ગયો છું. છતાં ભ્રાન્તિ ન થાય તે માટે અન્તમાં ફરી ભાર મૂકીને કહું છું કે મારા મત પ્રમાણે ગુણ એ જ આ ભાષાન્તરનું સામાન્ય સ્વરૂપ છે, અને દોષ એ અપવાદરૂપ હોઈ વિશેષાકારે નિર્દેશી શકાય છે. એ નિર્દેશ કરવાનું એક બીજું કારણ એ છે કે સાંભળ્યા પ્રમાણે આ ભાષાન્તર નવી આવૃત્તિ પામવાની તૈયારીમાં છે ને પ્રસંગે ગુણાનુવાદ કરતાં સુધારાની સૂચના વધારે પ્રાસંગિક છે. હું જાણું છું કે એમાંનો મ્હોટો ભાગ—દૃષ્ટિભેદના કારણથી—ગ્રાહ્ય થવા સંભવ નથી. પણ આવે પ્રસંગે વાચકની કર્તા આગળ પોતાના વિચારો નિખાલસપણે મૂકવાની જે ફરજ છે, એ ફરજને અનુસરી મેં મારા નમ્ર વિચારો અત્રે રજુ કર્યા છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* આ અશક્ય નથી.

# ભરતખંડના વીસ મહાપુરૂષો.

૧૫.

રા. રા. વસન્તપત્રના અધિપતિ,

મુ. અમદાવાદ.

આપની ખાયશ મુજબ હિંદુસ્તાનના વીસ મહાન પુરુષોનાં નામ નીચે મુજબ આપવા હું રજા લેઉં છું.

---

| | |
|---|---|
| તત્વજ્ઞાની— | ૧ કપિલ |
| | ૨ વ્યાસ |
| ધર્મશિક્ષક અને પ્રવર્તક | ૩ મનુ |
| | ૪ બુદ્ધ |
| | ૫ મહાવીર |
| | ૬ શંકર |
| | ૭ કબીર |
| | ૮ નાનક |
| | ૯ દયાનંદ |
| કવિ— | ૧૦ વાલ્મીકિ |
| | ૧૧ કાલિદાસ |
| શાસ્ત્રકાર— | ૧૨—પાણિનિ |
| | ૧૩—ચરક |
| | ૧૪—ભાસ્કરાચાર્ય |
| ભૂપતિ— | ૧૫—અશોક |
| | ૧૬—અકબર |
| | ૧૭—અહલ્યાબાઈ |
| દેશભક્ત— | ૧૮—રાણા પ્રતાપ |
| | ૧૯—શિવાજી |
| | ૨૦—દાદાભાઈ નવરોજજી |

નોટ—ગુજરાતના વીસ મહાન પુરૂષોનો નિર્ણય જેટલા ભિન્ન મતવાળો થાય તેવો ભિન્ન મત હિંદુસ્તાનના વીસ મહાન પુરૂષો પસંદ કરવામાં થવાનો સંભવ નથી.

શિવાભાઈ મોતીભાઈ પટેલ.

૧૬.

ભરતખંડના વીસ મહાન પુરુષોની મારી યાદી નીચે પ્રમાણે થાય છેઃ—

| | |
|---|---|
| રામ. | ભરત. |
| કૃષ્ણ. | અશોક. |
| બુદ્ધ. | અકબર. |
| શંકરાચાર્ય. | |
| | અર્જુન. |
| મનુ. | પૃથુરાજ. |
| કપિલ, | પ્રતાપ. |
| વિજ્ઞાનેશ્વર. | શિવાજી. |
| વ્યાસ. | ભીષ્મ. |
| વાલ્મીકિ. | ટોડરમલ. |
| કાલિદાસ. | રાનડે. |

અમદાવાદ. }
તા. ૧-૯-૧૨ }

**ઉત્તમલાલ કે. ત્રિવેદી.**

---

૧૭.

૧. ઋષભદેવ—મોક્ષમાર્ગના પ્રથમ ઉપદેશક.

૨. શ્રવણ—માબાપ ઉપર અંત્યન્ત ભક્તિ ધરાવનાર.

—મહાન બાણાવળી ઉપર અત્યંત સ્નેહ ધરાવનાર.

[illegible] જ્ય ત્યાગ કરનાર, તથા બ્રહ્મચર્ય અંગીકાર

* આ અશક્ય નથી.

૫. મહાવીરસ્વામી—હિંસાના યજ્ઞોનું ઉન્મૂલન કરનારા જૈનોના ૨૪ મા તીર્થંકર.

૬. વીર વિક્રમાદિત્ય—પરમાર્થે આખી જીંદગી ગુજારનાર.

૭. ભોજરાજ—વિદ્વાનો અને કવિઓની કદર બુજનાર.

૮. હેમચંદ્રાચાર્ય—કુમારપાલ રાજાના ગુરૂ અને સર્વે વિદ્યાના પારંગામી જેને વિદ્વાનોએ કળિકાળસર્વજ્ઞની ઉપમા આપી છે.

૯. યશોવિજય ઉપાધ્યાય—ન્યાયશાસ્ત્રોના રચનારા અને કાશીના પંડીતોની વચમાં પોતાના વિદ્યાગુરૂની લાજ રાખનારા.

૧૦. હીરવિજયસુરિ—જેને અકબર શહેનશાહને પ્રતિબોધી આખા હિંદમાંથી ગૌવધ અટકાવ્યો.

૧૧. સમયસુંદર ઉપાધ્યાય—રાજાનો દદતે સૌખ્યં એટલા વાક્યના આઠ લાખ અર્થ કરનારા જે હાલ પણ "અષ્ટલક્ષી" ગ્રંથ જૈન ભંડારમાં વિદ્યમાન છે.

૧૨. અકબર બાદશાહ—હિંદુ મુસલમાનોની ઐક્યતા વધારનાર પ્રજાપાલક.

૧૩. દાદાભાઈ નવરોજજી—હિંદના માટે સર્વસ્વ અર્પણકરનારા.

૧૪. જમશેદજી તાતા—હિંદમાં અપૂર્વ ઉદ્યોગના શોધક અને વિદ્યાહુન્નરને ઉત્તેજન આપનાર વીર.

૧૫. વીરચંદ કરમચંદ ગાંધી—સ્વદેશી બંધુઓ માટે આત્મભોગ આપી ટ્રાન્સવાલના જુલમને વાસ્તે લડનાર મહાનવીર.

૧૬. ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર—હિંદનો હુશીયાર રસાયનશાસ્ત્રી.

૧૭. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી—સરસ્વતીચંદ્ર અને બીજા અનેક ગ્રંથો બનાવી ગુજરાતી ભાષાને રસમય બનાવનાર તથા વિદ્વાન ગ્રંથ રચનાર.

૧૮. દયાનંદ સરસ્વતી—હિંદુ સમાજનો મહાન સુધારક અને અંધ શ્રદ્ધામાંથી બહાર ખેંચનાર.

૧૯. મણિલાલ નભુભાઈ—હિંદુઓમાં ચાલતા પ્રાચીન અર્વાચીન પંથોના સિદ્ધાંતનું રહસ્ય પ્રગટ કરનાર.

૨૦. ગોખલે—હિંદને ફરજ્યાત કેળવણી અપાવવા લડત ચલાવનાર વીરનર કે જેથી હિંદુસ્તાનને કેળવણીના બારામાં સારો લાભ થયો છે.

પત્યુકાસ લાઇન.
કલકત્તા.

લી. જૈન યુવક.

૧૮.

૧. રામચન્દ્ર—સર્વોપરિ રાજા.
૨. વશિષ્ઠ—સર્વોપરિ બ્રહ્મર્ષિ.
૩. નારદ—ભક્તશિરોમણિ.
૪. લક્ષ્મણ—આદર્શરૂપ અનુજ.
૫. ભરત— ,, ,,
૬. દત્તાત્રેય—સર્વોપરિ પરમહંસ.
૭. પરશુરામ— ,, બ્રહ્મક્ષત્રી.
૮. કૃષ્ણ— ,, યોગેશ્વર.
૯. ભીષ્મપિતામહ—,, જ્ઞાની.
૧૦. વ્યાસ—ભારતના મહાકવિ.
૧૧. વાલ્મીકિ—આદિ કવિ.
૧૨. યુધિષ્ઠિર—ધર્માવતાર.
૧૩. ભીમ—મહાવીર.
૧૪. અર્જુન—નરશિરોમણિ.
૧૫. જનક—વિદેહી.
૧૬. યાજ્ઞવલ્ક્ય—મહાન ઉપદેશક.
૧૭. કપિલ—મહાન ફિલસુફ.
૧૮. પતંજલિ—યોગાનુશાસનના મહાન લેખક.
૧૯. સત્યકામ જાબાલ—આદર્શરૂપ બ્રહ્મચારી.
૨૦. શંકરાચાર્ય—ભરતખંડના છેલ્લા મહાપુરુષ.

મણિશંકર રત્નજી ભટ્ટ.

---

# સાહિત્યપરિષદ્‌ને કેળવણીપરિષદ્‌નું રૂપ આપવું કે કેમ?

રા. 'ગ્રેજ્યુએટે' વસન્તના છેલ્લા અંકમાં કરેલી કેટલીક સૂચનાઓમાં પ્રથમપદ ઉપરની સૂચનાએ લીધેલું જણાય છે, તેથી બીજી સૂચનાઓ બીજા વિચારકો માટે રહેવા દઈ, આ એકજ સૂચના વિષે જરા કહેવા રજા લઉં છું.

સાહિત્યપરિષદનો મૂળ અને મુખ્ય ઉદ્દેશ, ગુજરાતી ભાષા અને ગુજરાતી પ્રજાનાં સમગ્ર જીવન અને વિકાસ સંબંધે વિચાર કરનારૂં એક શિરોમંડલ સ્થાપવું એવો હતો, એ હકીકત રા. ગ્રેજ્યુએટના જાણવામાં કદાચ નહિં હોય એમ જણાય છે. તેના મૂળ સ્થાપકો જ્યારે વિચારમંથન કરતા હતા ત્યારે મ્હારી સ્થિતિ અમદાવાદમાં હોવાથી તે વખતે થતી ચર્ચાઓમાં આવો ઉદ્દેશ હોવાનું મને યાદ છે. તે ઉપરાંત પણ પરિષદોમાં લખી મોકલવા માટે માર્ગદર્શક યાદીરૂપે જે વિનંતિપત્રો તૈયાર કરવામાં આવ્યા હતા તેના ઉપર નજર ફેરવતાં પણ સહેજ જાણી શકાશે કે સાહિત્યપરિષદની દૃષ્ટિમર્યાદા ઘણી વિસ્તૃત અને તેના નેતાઓનો લોભ તેટલો જ અમર્યાદિત છે—અમુકજ બાબતોમાં રમવું એવો આશય હતોજ નહિં. સાહિત્યના શાસ્ત્રોના દેશલાભના, પ્રજાજીવનના દરેકે દરેક વિષય ઉપર વિચાર કરવાઃ તે તે વિષયો માટે યોગ્ય વિચારકો ઉત્પન્ન કરી, પ્રવીણ પુરુષો તૈયાર કરવાઃ તે દરેકને માટે સાહિત્ય રચવું—રચાવવુંઃ ગુજરાતના વિકાસને અર્થે જે જે પગલાંઓ યોગ્ય લાગે તે બધાં જનસમાજ અને કાર્યકરો સમક્ષ સ્ફુટ કરી બતાવી આપવાંઃ અને આવું આવું કરી, મનુષ્યમાં 'મગજ' જે કામ કરે છે તેવું કામ સકળ ગુજરાત માટે કરવું, અને ગુજરાતના સઘળા પુત્રોને અનેક પ્રયત્નો માટે પ્રેરવા એવો ઉંચો અને અતિવિશાળ આશય સાહિત્યપરિષદનો હતો એવું મ્હારૂં માનવું છે.

કયે વખતે કયા વિષયને કેટલું વજન અને સ્થાન આપવું એ તો તે તે પરિષદના કાર્યકરો અને સભ્યોનુંજ કર્તવ્ય ગણાય. તેવા વિચારોની મુખ્ય જવાબદારી સકળતંત્રને ધારણ કરનાર મંત્રીયો ઉપર જ રહે છે. જે જે વિદ્વાનોને મંત્રીપદ આપવામાં આવે છે એ બધા ઉપરના ઉદ્દેશથી વાકેફ હોય છે, અને સતત અને સંતત પ્રગતિને માટે દેશકાળ પ્રમાણે જોઈતાં યોગ્ય સાધનો તેઓ વિચારપૂર્વક તૈયાર કરે છે. આવું હોવાથી પરિષદના કાર્યકરો અને સભ્યોની ફરજ જ છે કે કેળવણીના વિશ્વ—સામાન્ય વિષયને યોગ્ય મહત્તા આપવી અને તેની ચર્ચા ચલાવવીઃ તેમાં તેઓની ઉદાસીનતા કે શિથિલતા જણાય તો ગુજરાતનો દરેક પુત્ર તેમને સાવધાન કરવા સમર્થ છે. આટલું સમજાય તો પછી સ્વીકારી શકાશે કે સાહિત્યપરિષદને તેનાં એક અંગ—કેળવણીપરિષદ—માં ફેરવી નાખવાનો વિચાર સાહિત્ય પરિષદના ઉદ્દેશને સાંકડો કરી દેવા જેવોજ છે.

આપણી પ્રજાને કેળવણીની ઘણીજ જરૂર છે એટલું તો બધા વિચારકો હવે સ્વીકારે

છે ખરા. પરંતુ કમભાગ્યે તે બાબતપર પોતાની સર્વ શક્તિ અને પોતાનો સર્વ કાળ ગાળવાનું હજી સુધી કોઇને યોગ્ય લાગ્યું નથી, અને જ્યાં સુધી તેવા તેવા વિરલા 'ભેખધારીઓ' ન નીકળે ત્યાં સુધી એકધારી પ્રગતિ ચાલુ રહી શકે નહિં. પ્રાથમિક કેળવણી કઈ પ્રતિની અપાવી જોઇએ અને હાલમાં કેવી અપાય છે એ કેટલા જાણે છે? હાઇસ્કૂલો અને કૉલેજોમાં. વિદ્યાર્થીઓ, કાચી ઉમ્મર, અદીર્ઘ દૃષ્ટિ, મંદદોષ, અને એવાં એવાં અનેક કારણોથી તેમની ઉમ્મરનો ઉત્તમમાં ઉત્તમ કાળ કેવાં આળસ, કેવા અનુત્સાહ, અને કેવા મિથ્યાપ્રયાસોમાં ગાળે છે એની કોણ દરકાર કરે છે? કેળવણીને માટે ખર્ચ કેટલું કરવું જોઇએ અને હાલ કેટલું થાય છે તેના આંકડા કોઇએ તૈયાર કર્યા છે? વિવાહ અને મરણ પ્રસંગે અને એવા એવા બીજા પ્રસંગે અવિચારી ખર્ચમાં ઉતરનારા આપણા ભાઇયો કેળવણી માટે નાની મુની રકમ પણ ખરચતા નથી તેવાને યોગ્ય બોધ આપી ખરી રીતે દેશદાઝ જાણનારા કેટલા નીકળ્યા છે? 'સ્થાનિક સ્વરાજ્ય' માં કામ કરનારા આપણા સભાસદોમાંથી કેળવણી માટે પોતાના વખતનો મોટો ભાગ રોકનારા કેટલા છે? દેશી રાજ્યોમાં તો સર્વ સત્તા દેશીયોનાજ હાથમાં છે, છતાં કેળવણીમાં દેખીતો સુધારો વધારો કેટલાં રાજ્યોમાં માલમ પડે છે? આ બધા પ્રશ્નોના જવાબ નિરાશાજનક છે, અને તેથીજ રા. ગ્રેજ્યુએટ જે જરૂર બતાવે છે તે બહુ ગંભીર છે એમ સવિશેષ ભારથી આપણે કહેવું જોઇએ.

કેળવણી સંબંધે વિચાર અને વિવાદની ઘણીજ જરૂર છે એ ખરૂં. તોપણ સાહિત્યપરિષદ્ એ એકજ બાબતમાં પોતાની શક્તિનો મોટો ભાગ અર્પી દે તેવું તો ઇચ્છવા જેવું જણાતું નથી. એ ખરૂં છે કે કેળવણી લઈ વાંચવાને સમર્થ થયેલાં સ્ત્રી પુરૂષોજ સાહિત્ય પરિષદનાં ભાવિ સ્તંભો અને પોષકો થવાનાં. તોપણ તે પરિણામ માટે હાલ તૈયાર થયેલાં સ્ત્રીપુરૂષોને રસ પડે અને તેમને માર્ગદર્શક થઈ પડે તેવી પ્રવૃત્તિને ભોગે માત્ર ભાવિ સભ્યો તૈયાર કરનાર કેળવણી પાછવાડેજ પરિષદ્ બધો કે ઘણો વખત ગાળે, તો તો 'હાજર જવાબી પ્રધાન' ની વાતમાં, પેલા નબળાને તૈયાર કરી, સબળાને કમતાકાત થવા કહેનારા પ્રધાનના જેટલીજ લાયકાત પરિષદની પણ ગણાય. સમસ્ત ગુજરાતની ઉચ્ચાવચ સર્વ કોટિની પ્રજાનાં જીવન અને વિકાસનો વિચાર કરનાર સાહિત્યપરિષદ્ કેળવણીપરિષદનો અવતાર લઈ લે એ સૂચના તો ભાગ્યેજ ગ્રાહ્ય ગણાશે.

છતાં, એટલુ તો કહેવું જ જોઇએ કે કેળવણી તરફ દુર્લક્ષ એ મોટામાં મોટો આત્મઘાતક દોષ છે અને તે દોષ દૂર કરવા ગુજરાતના દરેક પુત્રે તૈયાર થવું જોઇએ. પરિષદના વાવટા હેઠળ કે પરિષદની ચર્ચામાંથી સૂચનાઓ અને રસ્તાઓ સ્વીકારી, કે સ્વતંત્રપણે પણ અનેક મંડળો સ્થપાવાં જોઇએ અને કેળવણી વિષે વિચાર કરવા જોઇએ. સરકારી અમલદારો આવાં મંડળમાં ન ભળે એવી રા. ગ્રેજ્યુએટને ધાસ્તી લાગે છે. કદાચ મંડળના સભાસદ ન થઈ શકે તો વાત જૂદી છે. પણ મંડળના કાર્યમાં તો તેઓ ઘણો ભાગ લઈ શકે એમ મ્હારૂં માનવું છે. આપણી સરકારજ કેળવણી માટે કેટકેટલું કરે છે! તાજેતરમાં જ ખાસ ફંડમાંથી શિક્ષકોના પગાર વધારી આપવાની બતાવેલી કૃપા શું ન્હાનીસુની છે!

જોતજોતામાં કેટલી નિશાળો વધારી આપી છે! દરેક અંગ્રેજ અમલદાર તે વિષય માટે કેટલી કાળજી રાખે છે! કેળવણી જેવા નિર્દોષ વિષયમાં સરકારનાં પગલાંને અનુમોદન આપીએ તેવી રીતિએ, અનુભવી અમલદારોની મદદથી જો તે વિષય યોગ્ય મર્યાદાથી ચર્ચીયે—અને યોગ્ય મર્યાદા તો સંસારમાં જીવન ગાળનાર સૌએ રાખવીજ જોઇએ—તો કોઈ પણ જાતની મુશ્કેલી ભાગ્યેજ નડશે. માત્ર તે વિચાર સ્વીકારી, પોતાને આજીવિકા આપનાર વિષયપર ખરૂં હૃદય બેસાડી, સરકારની ઇચ્છાઓને પરિપૂર્ણ કરવાના રસ્તાઓ શોધી, પ્રજાને યોગ્ય કેળવણી આપવાની સરળતા કરી આપી, પોતાની ફરજ સાથે જ દેશકાર્ય પણ કરી, આપણાં કેળવણી ખાતાના બાહોશ અમલદારો આવાં મંડળ સ્થાપે અને જનસમાજના વિચારકોને પ્રેરે તોપણ ઘણું સત્કાર્ય થઈ શકે એમ છે.

અન્ય ગૃહસ્થો પણ ઘણું કરી શકે એવું છે. કેળવણી સંબંધે વિચાર કરવો અને તેની પ્રગતિના ઉપાયો ચર્ચવા એ કાર્ય દરેક ગુજરાતીનું પ્રથમ કર્તવ્ય ગણાવું જોઇએ. અને તેવી તકો મેળવવા ખાતર યોગ્ય મંડળો સ્થપાવાં જોઇએ. થોડા સમયપર મુંબઇમાં એક એવું મંડળ સ્થપાયું છે. હજી તેની કાર્યદિશા નિર્ણીત થઈ હોય એમ જણાતું નથી, પણ, જાણીતા સોલિસિટર મી. દફતરીના પ્રમુખપણાં હેઠળ 'ગુર્જર કેળવણી મંડળ' એવું એક મંડળ તૈયાર થાય છે અને આશા છે કે તે અને તેના જેવાં બીજાં અનેક મંડળો સ્થપાઈ, સાહિત્યપરિષદની સાથે યોગ્ય સંપર્કમાં રહી, કેળવણીના વિચાર અને કેળવણીના પ્રચાર વિષે યોગ્ય પગલાં ભરી ગુજરાતી પ્રજાની એક ખોટ પૂરી પડશે.

રા. ગ્રેજ્યુએટની ભાષાંતર અને લોકપ્રિય સાહિત્ય વિષેની સૂચનાઓ પણ ખરેખર વિચારવા જેવી છે અને સાહિત્યપરિષદને સફળ ઇચ્છનાર દરેક વિચારક એ સંબંધે યોગ્ય ઊહાપોહ કરશે એવી આશા છે.

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

---

## "સુજાતા." §

ગંગા કેરા રમણીય તટે બે ઝરાઓ ભભૂકે,
વાંકાં ચૂકાં રૂમઝૂમ કરી મંજુલાં નીર મૂકે;
મીઠાં પંખી લલિત લયથી કૈંક ગીતો ય કૂજે,
એ લીલામાં પ્રભુપ્રકૃતિનાં નિર્મળાં દર્શ સૂજે.

§ ભગવાન બુદ્ધના જીવનચરિતમાં મ્હોટામાં મ્હોટો બનાવ હોય, તો ત્હેની સુજાતા સાથની મુલાકાત હતી. પોતાના અમરકારી આત્માને લક્ષ્યે બુદ્ધે સંસારનો ત્યાગ કર્યો:

રમા પુત્ર અભિલાષી સુજાતા નામ ત્હાં હતી,
કર્યાં કૈં વ્રત સેવાનાં વિનીત સુખથી સતી.
ઉતરી પ્રભુની માયા, પ્રસવ્યું રૂડું બાલુડું,
દેવપૂજા તણે કાજે ગઈ એ લઈ વ્હાલુડું.

દેવતાબુદ્ધને જાણી કંઈ મન પ્રસન્નથી
ધર્યો સુખડે નૈવેદ્ય, ક્ષુધા ગંતોષી અન્નથી.
આવી ત્હાં બુદ્ધને શુદ્ધ, વધા હર્ષિત અંતરે
" શું કરવા ધર્યું અન્ન, શું કરવા પૂજે મ્હને ?"

સુજાતા:—

થોડેક કામ કરું માનતું એક ન્હાનું,
સૌન્દર્યરસ ગણિ અરજુ એ મઝાનું:
તે માંહિ છે ધનપતિ પ્રિય કાન્ત મ્હારા,
" રાખે કૃપા અમ પરે પ્રભુ દુઃખહારા.

" ઉજમાળી સ્નેહ નવકોડથી પુત્ર આવ્યો,
" હૈયાહીરેથી પ્રભુબાળ અમે વધાવ્યો:
" આવી અહીં પ્રીતથી અર્ઘ્ય હું આપવાને,
" બીધી જગ તન અપિ અભડાવવાને—"

બુદ્ધ:—

નહીં તિલકની નામ જન્મે જન્મથી બ્રાહ્મણો,
કરતો મસ્ત તે દ્વિજ, શૂદ્ર છે જ બીજા જનો:
" વહે આંખથી જે રેલ, વહે નિઃશ્વાસ દુઃખનાં
" છે સમભાવી સૃષ્ટિમાં, એમાં ન જાતિભેદ ના.

" નહિ પવિત્રતા પાપ ઉદરે ગણુકારતું,
" અધે છાયે વિરાટ છાય, મૈયા ! શું કામ બીધી તું ?"

---

સુજાતાએ ત્હેને મસાર સેવા શીખવી. Practical asceticismનો મંત્ર આપ્યો. આમ બુદ્ધને સત્ય પ્રેરનાર તો સુજાતા જ હતી. એડવીન આરનોલ્ડની "લાઈટ ઑફ એશિયા" ઉપરથી સૂચના લઈ યોજકે આ વાર્તા પોતાના મન પ્રમાણે ગોઠવી છે. ત્હેની ગુર્જર બ્હેનોને સુજાતાની શિક્ષણપદ્ધતિ આકર્ષક લાગશે, તો તે પોતાનો પ્રયત્ન સફળ માનશે.

હા. હી. ચા.

સુજાતા:—

" દેવ ! હૃદય છે મ્હારું, પૂજા અમ અધૂકડી
" અમારી અધુરી તાત ! છે દેવસેવા આ ઘડી. "

બુદ્ધ:—

" હો મૈયા ! પ્રભુ આશિષ ! પ્રભુતા તુજ અંતરે,
" પણ જગની છે સેવા તુજથી ભિન્ન હા ખરે !
" જોડીને નમ્ર હાથો એ દેવોનાં વ્રત સાધતાં,
" વિરામવા ય ને દુઃખો વિવિધા વર માગતાં.

" પણ જ્હારે પશુપંખી જેનાં તેઓ જ દેવ હા !
" દયા દિને દિને ઇચ્છે ત્હેને કચરી નાખતાં.
" મનુષ્ય થઈને દેવ ન ભક્ત વાંછ્યુ આપશે
" તેઓના દેવતા કેમ પછી ય દુઃખ કાપશે ?

" ધરે દેવપદે હોમ નિર્દોષ પશુલોહીનો.
" શું દેવો ઇચ્છતા લોહી, ઇચ્છતા વધ કોઇનો ?
" હૃદય શોષી દે પાપ લોહી થકી લુવાય શું ?
" દીધેથી અન્યને દુઃખ નિજનાં દુઃખ જાય શું ?

" નથી નથી નથી મૈયા ! દિવ્ય કો' સ્વર્ગદેવ હું,
" સૃષ્ટિમાં સત્યની શોધે ભટકતો સદૈવ હું.
" જોઈ જીવ તણાં દુઃખો છે દુઃખી મમ જીવન
" જગને દુઃખી જોઈને ચીરાય મુજનું મન.
" પણ કહેની અરે મૈયા ! કેવી છે તુજ જીંદગી ?
" છે એ શું કડુ કે મીઠી, છે એ વિરોધી કે સગી ? "

સુજાતા:—

" અરે દેવા ! છે આ હૃદય લઘુ, ઝાઝું નહિં કશું,
" ધપાવે છે ધીધો જરીક નીર મ્હારૂં દિલ જ શું !
" નહીં જે છરિથી ભીંજતું જરીયે ક્ષેત્ર અમતું,
" લઘુ મેઘો એવા પૂર પ્રસરતા એ મહિં શું શું !!

" પ્રભાતે ઊઠું છું, સ્તવન કરૂં છું, દાન દઉં છું,
" સમારૂં છું ને હું તુલસી, અતિશે મમ રહું છું,
" બપોરે પોઢાડું પતિ મધુર ગીતો વિલસીને
" મીઠો હોજ વાયુ, વિરત વર પામી છું ય હું એ.

" વિનોદે વિલાસી નિશ પૂરી અને વાણુ પિરસું.
" પડોશીને સાથે મધુર મધુરી ગોઠડી કરું:
" સુખે સુઉં છું એ, સુજ ગૃહ કૃપા છે પ્રભુ તણી,
" દુઃખી કાં હો મ્હારૂં જીવન ? નકી છું હું સુખી ઘણી.

" કરી ચૂકે મૃત્યુ શરણ મુજ સ્વામી મ મધુરા,
" જરામાં થાઉં હું સતી, મધુર લ્હાવા કરું પૂરા.
" લખ્યું છે શાસ્ત્રોમાં તરત સતિને સ્વર્ગ મળતું
" શિરે વાળો જે તે થકી વરસ ક્રોડ ફળતું.

" મ્હને શાસ્ત્રે શ્રદ્ધા, ન ખબર મ્હને શાસ્ત્રથી વધુ,
" ન ડાહ્યાં શાસ્ત્રીથી, નહિ સમજીએ એટલું બધું;
" અમોને છે શ્રદ્ધા, અમ ખચિત છે મીઠું જીવન,
" અમારૂં નિત્યે છે સરળ, પ્રીતીલું, વિમળું મન.

બુદ્ધ:—

" અહાહા ! પવિત્ર મૈયા ! અરે શું ત્હારી શુદ્ધતા !
" નકી બોધતી તું જેને જે આખું જગ બોધતા.
" અજ્ઞાત જ્ઞાનથી ત્હારા, પણ ઓ જ્ઞાનદેવી રે !
" બોધે છે શું મહા સત્ય સહેજે બાળક શાસ્ત્રીને ! !

" નિર્ભય ખીલજે પુષ્પ ! કલ્લોલ કર તું પંખીડાં !
" ખીલજો તુજ સંસારે પ્રેમ ફૂલ રસીકડાં.

" આશીર્વાદ મ્હને તું દે ત્હારા વિમળ અંતરે.
" તું છે મૈયા ! ખરી જ્ઞાની, તું છે અધિક મ્હ

× × ×

" આશીર્વાદ સુજાતાએ બુદ્ધને દીધ એ ફળ્યા,
" પ્રગટ્યું દિલડે જ્ઞાન, થયાં જગત્ ઉજળાં.
" ગુર્જર બ્હેન મ્હારી ! દો આશીર્વાદ બન્ધુને.
" પમરે ગૃહની કુંજો, ફેલે બધે પ્રકાશ એ."

હાસમ હીરજી ચારણીયા.

" વિનોદે વિલાસી નિશ પડી અને વાણુ પિરસું.
" પડોશીને સાથે મધુર મધુરી ગોઠડી કરૂં:
" સુખે સુઉં છું એ, સુજ ગૃહ કૃપા છે પ્રભુ તણી,
" દુઃખી કાં હો મ્હારૂં જીવન? નકી છું હું સુખી ઘણી.

" કરી ચૂકે મૃત્યુ શરણ મુજ સ્વામી ય મધુરા,
" જરામાં થાઉં હું સતી, અધુર લ્હાવા કરૂં પૂરા.
" લખ્યું છે શાસ્ત્રોમાં તરત સતિને સ્વર્ગ મળતું
" શિરે વાળો જે તે યશ વરસ કોડ ફળતું.

" મ્હને શાસ્ત્રે શ્રદ્ધા, ન ખબર મ્હને શાસ્ત્રથી વધુ,
" ન ડાહ્યાં શાસ્ત્રીથી, નહિ સમજીએ એટલું બધું;
" અમોને છે શ્રદ્ધા, અમ ખચિત છે મીઠું જીવન,
" અમારૂં નિત્યે છે સરળ, પ્રીતીલું, વિમળું મન.

બુદ્ધ:—

" અહાહા! પવિત્ર મૈયા! અરે શું ત્હારી શુદ્ધતા!
" નકી બોધતી તું જેને જે આખું જગ બોધતા.
" અજ્ઞાત જ્ઞાનથી ત્હારા, પણ ઓ જ્ઞાનદેવી રે!
" બોધે છે શું મહા સત્ય સહેજે બાળક શાસ્ત્રીને!!

" નિર્ભય ખીલજે પુષ્પ! કલ્લોલ જ તું પંખીડાં!
" ખીલજો તુજ સંસારે પ્રેમફૂલ રસીકડાં.

" આશીર્વાદ મ્હને તું દે ત્હારા વિમળ અંતરે,
" તું છે મૈયા! ખરી જ્ઞાની. તું છે અધિક સંત રે!

× × ×

" આશીર્વાદ સુજાતાએ બુદ્ધને દીધ એ રૂડા,
" પ્રગટ્યું દિલડે જ્ઞાન, થયાં જગત ઉજળાં.
" ગુર્જર બ્હેન મ્હારી! દ્યો આશીર્વાદ બન્ધુને,
" પમરે ગૃહની કુંજે, રેલે બધે પ્રકાશ એ."

 હાસમ હીરજી સારણીયા.

Reg. No. B. 463.

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૧૦. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૮.

## મારી પ્રાસંગિક નોંધ.

એક હરિકીર્તન.

અંગ્રેજ પ્રજાની અનુપમ સફળતાવાળી રાજ્યપદ્ધતિમાં એક લાક્ષણિક તત્ત્વ એ જોવામાં આવે છે કે—સહસા એને કોઈ ફેરફાર કરવો રૂચતો નથી: પ્રથમ તો એ ફેરફારની વિરુદ્ધ જ પડે છે; પણ એ ફેરફાર એના આન્તર સત્ત્વ અને ન્યાયને બળે પોતામાં ચૈતન્ય દાખવે છે એટલે એ એને સત્કાર આપવા માંડે છે, એને પોતામાં ભેળવે છે, એને પોતાનો જ કરી લે છે: પ્રથમ સ્હામી પ્રીત, પછી સત્-કાર, પછી સહ-કાર, અને પછી સ્વી-કાર, એવો ક્રમ છે. આવી જ રીતની સંરક્ષણની અને ઉદારતાની વૃત્તિ હિન્દુસ્થાનના ધાર્મિક ઇતિહાસમાં, બ્રાહ્મણોએ દેખાડી છે. ધર્મકોશના રક્ષક તરીકે પ્રથમ તેઓએ નવા સુધારાની વિરુદ્ધ લાગણી દર્શાવી છે, તો એ સુધારાએ પોતામાં ધાર્મિક ચૈતન્ય સિદ્ધ કરી બતાવ્યું કે તુરત એને સત્કાર પણ આપ્યો છે, અને એ સુધારાને એના મૂળ પ્રવર્તકે જે સેવા નહિ કરી હોય તે સેવા એ બ્રાહ્મણોએ કરી છે. એટલું નહિ. પણ જેમ હિન્દુસ્થાનમાં અંગ્રેજ રાજ્યકર્તાઓએ પોસ્ટ-તાર-રેલવે-શહેરસુધરાઈ અને કેળવણી વગેરે સુધારા માટે મૂળ લોકમાગણીની વાટ જોઈ નથી, તેમ આ બ્રાહ્મણ શાસ્ત્રકારોએ પણ ઘણા સુધારા પોતાની મેળે જ દાખલ કર્યા છે—અને એનું એક ઉત્તમ ઉદાહરણ, ધર્મનાં ઊંડાં સત્યોને લોકગોચર કરવા માટે ઉત્તરોત્તર એમણે કરેલા યત્નો છે.

પ્રથમ એમણે વેદને જ પ્રમાણ માન્યા; અને એની શુદ્ધિ જાળવવા ખાતર શબ્દાદિકને

વેદનું શ્રવણ કરવાનો નિષેધ કર્યો. પણ તે જ સાથે, ઇતિહાસ અને પુરાણ રચી, વેદનાં જ ઊંડાં સત્યો લોકને, મધુર અને-સુન્દર વાણીમાં—વેદ કરતાં પણ વધારે ચિત્તાકર્ષક રૂપે, આપ્યાં; અને 'इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्'='ઇતિહાસ અને પુરાણ વડે વેદનું સારૂં ઉપબૃંહણ—વિસ્તાર, પોષણ—કરવું.' એવો વિધિ દાખલ કર્યો. કાળ જતાં, અસંખ્ય વનસ્પતિથી ભરપૂર આ વનમાં, અમૃત-ઓષધિની સાથે નકામાં ઝાંખરાં પણ ઘણાં ઊગ્યાં, અને વિષૌષધિ પણ ઊગી. આખરે નકામી અને હાનિકારક ઓષધિઓથી અમૃત ઓષધિને ઓળખી કાઢી એની એક નવી વાડી રચવાનો પ્રયત્ન થયો: કહે છે કે વ્યાસજીને મહાભારત અને અષ્ટાદશ પુરાણ રચીને આત્મતુષ્ટિ ન થઈ, તેથી સર્વનાં મધુરરસરૂપ શ્રીમદ્‌ભાગવત રચ્યું. પણ જો વેદ પર્વતની સાતમી ટૂંકે હતા, તો આ વાડી પણ પર્વતની કરાડે જ હતી. શિખર જેટલી તો બેશક એ દુરધિરોહ નહતી તથાપિ સંસ્કૃત ભાષાની વિષમ શિલાઓ ઉપર પગ મૂકી મૂકીને ત્યાં ચઢવું પડતું. તેથી એ વાડીમાંથી સુન્દર સુન્દર ઝાડો લઈ કેટલાક સાધુ પુરુષોએ એ પર્વતની તળેટીએ વાવ્યાં—જેમાં ગામના મજુરિયાત લોકો હરી-ફરી આખા દિવસનો થાક ઊતારે, અને આરોગ્ય મેળવે. આ રીતે ભાગવતાદિક —જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યના સંસ્કૃત ગ્રન્થો-માંથી કેટલાંક આખ્યાનો લઈ, એના રસિક વિવેચનરૂપે, હરિદાસોએ, સામાન્ય લોક આગળ હરિકીર્તન કરવાની પદ્ધતિ દાખલ કરી. ભગવાને પણ કહ્યું કે હું જેવો વૈકુંઠમાં નથી વસતો તેવો સાધુ પુરુષના હૃદયમાં વસું છું, અને જ્યાં ચાર ભક્તો મળી મારૂં કીર્તન કરે છે ત્યાં વસું છું. પામર મનુષ્ય ભગવાન પાસે જઈ ન શક્યો ત્યારે કૃપાળુ ભગવાન પોતે પગે ચાલીને મનુષ્ય પાસે આવ્યા. આ આપણા હરિકીર્તનનો પૂર્વ વંશાવતાર.

આ હરિકીર્તનને ધર્મોપદેશના સાધન ઉપરાંત એક મનોહર કળા બનાવવાનું માન મહારાષ્ટ્રને છે. ગુજરાતે જેમ હિન્દુસ્થાનની સંગીતકળાને સ્ત્રીઓનો *ગરબો આપ્યો, તેમ મહારાષ્ટ્રે ઉપદેશકળામાં 'હર(રિ)દાસની કથા' શોધી કાઢી. મહારાષ્ટ્રનું અનુકરણ કરીને ગુજરાતે પણ ઘણાંક વર્ષ થયાં હરદાસની કથા દાખલ કરી છે—પણ હજી કેળવાએલા ગુજરાતીઓએ એમાં બહુ ભાગ લીધો નથી. એને રૂપાન્તર પમાડીને—જો કે રસિક રૂપાન્તર પમાડીને—રા. અનન્તપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવ આપણા પ્રાન્તમાં હરિકીર્તન કરે છે. પણ મહારાષ્ટ્રના ઢબની હરદાસકથા તો રા. નરસિંહરાવ, રા. બ. રમણભાઈ આદિ થોડાક વિદ્વાનો પ્રાર્થનાસમાજના ઉત્સવ વગેરે પ્રસંગે કરે છે તે જ.

હાલમાં રા. નરસિંહરાવનું એક હરિકીર્તન સાંભળવાનો મને ગઈ તા. ૨૫ મી ઑગસ્ટને દિને સાંતાક્રૂઝમાં પ્રસંગ મળ્યો હતો. સાંતાક્રૂઝ મુંબઈનું એક પરૂં છે, અને હાલમાં ત્યાં, વિદ્યા-અર્થે મુંબાઈ ગએલા ઘણા વિદ્યાર્થીઓ અને અન્ય વિદ્યાવ્યાસંગી યુવકો વસે છે. તેઓના સાહિત્યવિષયક પ્રેમથી આકર્ષાઈ, રા. નરસિંહરાવે ઉપર કહેલી તારીખે સાંઝે એક મેળાવડો યોજ્યો હતો—તેમાં પુરુષો અને સ્ત્રીઓ ઉભયે બહુ સારી રીતે ભાગ લીધો હતો.

* ગરબી ઉપરાંત.

હરદાસી કીર્તનના સાંપ્રદાયિક રૂપમાં—પૂર્વરંગ અને આખ્યાન એવા બે ભાગ હોય છે. પૂર્વરંગમાં સિદ્ધાન્તની ભૂમિકા બાંધી, એ ઉપર આખ્યાન રચવામાં આવે છે, અને છેવટે મૂળના ઉપદેશ ઉપર શ્રોતાજનને લાવી સમાપ્તિ કરવામાં આવે છે. તદનુસાર, રા. નરસિંહરાવે પૂર્વરંગમાં—

> निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
> लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
> अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
> न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥

એ પ્રસિદ્ધ ભર્તૃહરિનો શ્લોક લઈ, એનો અર્થ સમજાવી, એનાં બે ઉદાહરણ અને એક પ્રત્યુદાહરણ રૂપે (૧) ઉત્તરરામચરિતનો સીતાત્યાગ, (૨) ગૌતમબુદ્ધનું મહાભિનિષ્ક્રમણ, અને (૩) યુધિષ્ઠિરનું અશ્વત્થામાના મરણ સંબન્ધી અવ્યક્ત અસત્યકથન—એ ત્રણ પ્રસંગો લીધા હતા. અને છેવટે, દઢતાથી નીતિ આચરવાનો, તે માટે લક્ષ્મીની દરકાર ત્યજી સાદાઈ વગેરે ગુણો કેળવવાનો, તથા વસ્તુતઃ મરણ એવું કાંઈ છે જ નહિ એ સમજવાનો ઉપદેશ કર્યો હતો.

મારે યુધિષ્ઠિરના એ અસત્યકથનની કથા પરત્વે રા. નરસિંહરાવ જોડે જૂનો મતભેદ છે—એ સંબન્ધી હું અન્ય પ્રસંગે કહીશ. અત્યારે તો હું માત્ર પહેલાં બે આખ્યાનો સાંભળતાં મારા મનમાં જે જે ભાવ ઉદ્ભવ્યા તે જ હું અત્રે નોંધવા માગુ છું. તેમ કરવામાં—રા. નરસિંહરાવના વિવેચનમાંથી મારી સમક્ષ ઉપસ્થિત થતા કેટલાક તત્ત્વજ્ઞાનના પ્રશ્નો ચર્ચવાનો લોભ પણ હું બાજુપર રાખીશ—જેથી તે જ સમયની મારી હૃદયની સ્થિતિ એના સાદા રૂપમાં મારા વાચકો આગળ હું મૂકી શકું.

(૧૦) મને રા. નરસિંહરાવના આ કીર્તનમાં સૌથી વધારે સીતાત્યાગનો પ્રસંગ ગમ્યો. હું જાણું છું કે વર્તમાન સમયમાં, જ્યારે આપણા લોકને પ્રાચીન રાજભાવના ઝાંખી થઈ ગઈ છે અને સ્ત્રી પ્રત્યેના આપણા ધર્મો વધારે સારી રીતે સમજાવા લાગ્યા છે, ત્યારે રાજધર્મની કલ્પના કરવા કરતાં પતિધર્મની કલ્પના કરવી વધારે સરળ પડે છે, અને તેથી રામે કરેલો સીતાત્યાગ રામમાં દૂષણરૂપે જ ઘણાને ભાસે છે. પણ આ વિષયમાં પ્રાચીન દૃષ્ટિબિન્દુને વળગી રહી, રા. નરસિંહરાવે રામમાં ઉગ્ર રાજધર્મની ભાવના મૂર્તિમન્ત થતી જોઈ, એથી હું બહુ રાજી થયો. રામ પોતે જ પોતાનો ન્યાય હાથમાં લે તો કેવું પરિણામ આવે ઇત્યાદિ દલીલનું શરણ ન લેતાં—રા. નરસિંહરાવે બહુ અદ્ભુત કુશળતાથી—સંગીતથી તેમ જ એમની મનોહર વાણીથી, શ્રોતાઓનાં હૃદય રામના સીતા પ્રત્યેના પ્રેમમાં એવાં એકતાન કર્યાં કે વિવાદના આખા પ્રશ્નને બુદ્ધિની ભૂમિકામાંથી ઉપાડી હૃદયની ભૂમિકા ઉપર મૂકી દીધો.

" હૃદય હો ! તેજ પ્રિયા પરહરી !—(ધ્રુ૦)
બાળપણાથી પ્રેમ ધરી મન
ઉછેરી પોષણ કરી—હૃદય હો !
સપ્પ્રયોગથી દૂર વસ્યાની
લેશ વાત નવ ધરી—હૃદય હો !
કસાઈ પાળી પોષી કપોતી—
ઉર નિર્દય દે છરી,
તેમ કપટથી આજ પ્રિયાને
મૃત્યુમુખે દઉં, હરિ !—હૃદય હો !

આ અને આવાં બીજાં વચનો સંગીતદ્વારા સાંભળીને જેને એકવાર રામનો સીતા ઉપર કેવો પ્રેમ હતો એનું ભાન **હૃદયમાં**—મગજમાં નહિ પણ હૃદયમાં—જામી ગયું છે, તેને દસ સીતાત્યાગથી પણ એ ભાન શિથિલ થવાનું હતું ? ઉલટું, એ પ્રેમ તે સ્ત્રીના સમાગમકાલનું સ્વાર્થી સુખ ન હતું, પણ વિયોગ—નિત્ય વિયોગ—ની કસોટીથી અધિક દીપી નીકળતો અનન્યભાવ હતો એ પ્રતીતિ વધારે તીવ્ર થતી હતી. બેશક, એ અનન્યભાવ હૃદયમાં ઊતાર્યો વિના પૂરેપૂરો કલ્પનામાં આવવો કેવો મુશ્કેલ છે એ જાણીને જ વાલ્મીકિએ કહ્યું છે કે—

" हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् "

રામ અને સીતાનાં હૃદય—ભૂલ્યો, એમનું હૃદય—એ જ તેઓનો પરસ્પર પ્રીતિયોગ જાણે છે. અને રા. નરસિંહરાવ જેવાની મધુર વાણીથી, અને સંગીતની મદદથી, કે પ્રબળ કલ્પનાના પ્રભાવથી, એ હૃદય તે ક્ષણવાર આપણું થાય ત્યારે જ સીતાત્યાગનું યથાર્થ સ્વરૂપ સમજાય. બાકી નીતિશાસ્ત્રમાં કુશળ જનો—વધારે લાભ સીતાને ત્યજવાથી થાય કે સીતાને રાખવાથી થાય, રાજધર્મ અધિક કે પતિધર્મ અધિક, હું એને ત્યજીશ તો એનું અને એના ઉદરમાં બાળ છે તેનું શું થશે ? ઇત્યાદિ પરિણામના વિચારને નૈતિક ડહાપણ કહેનારા જનો—ના દૃષ્ટિબિન્દુથી રામે જોયું હોત તો એમને જુદું જ કરવું સઝત. પણ રામને તો નીતિશાસ્ત્રીઓની દરકાર નહોતીઃ—

" निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु "

—એ એમનું દૃષ્ટિબિન્દુ હતું. સીતા ક્યાં પોતાથી જુદાં હતાં કે એમના પ્રત્યે ધર્મનો સવાલ એમને વિચારવો પડે ? એમને તો વાલ્મીકિ કહે છે તેમ " **प्रकृत्यैव प्रिया सीता रामस्यासीन् महात्मनः ।** " સીતા પ્રકૃતિ થકી જ, સ્વાભાવથી જ, નૈસર્ગિક રીતે જ, વહાલાં હતાં. એ વહાલનો એમને જગતને દેખાડો કરવાનો નહોતો.

( ૨. ) મૂલમન્ત્રની બીજી પંક્તિ—"लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्"—એના ઉદાહરણમાં રા. નરસિંહરાવે સિદ્ધાર્થ—ગૌતમ બુદ્ધ—ના મહાભિનિષ્ક્રમણની કથા લીધી. આ ક્રમ શ્રોતાજનને ઠીક પડ્યો, કારણ કે મહાભિનિષ્ક્રમણમાં પણ સીતાત્યાગની માફક ધર્મઅર્થે સ્વસુખના ત્યાગની જ વાત છે—તથાપિ એમાં સીતાત્યાગ જેવો કર્તવ્યનો વિકટ પ્રસંગ નથી, અને તેથી કલ્પનાશક્તિને પહેલા આખ્યાન કરતાં આમાં ઓછો શ્રમ પડે છે. એ માટે રા. નરસિંહરાવે પોતે મૂળ એડવિનઆર્નોલ્ડના "Light of Asia" ને આધારે, ગુજરાતીમાં કેટલાક કાવ્યખંડ રચ્યા છે તેમાંના એકનો ઉપયોગ કર્યો.

આ કથા—જે સીતાત્યાગ કરતાં સામાન્ય વાચકને ઓછી જાણીતી છે તે નીચેના ઊતારાથી જાણવામાં આવશેઃ—

( દોહરો. )

નાથ સમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઊઠી ત્હાં રાણી એ, તજી પ્રાવરણે દેહ.
કરતલ બે ભાલે ધર્યાં, ઉર ઉછળે અવિરામ,
ગરગર અશ્રુ ઢાળતી, સુન્દરી એ ગુણધામ;
સિદ્ધાર્થતણો કર પછી, ચુમ્બ્યો કંઈ ત્રણવાર.
ત્રીજે ચુમ્બને કરુણરવ, કીધો મૃદુ ઉચ્ચાર.

---

" નાથ ! જાગો ! નાથ ! જાગો !
વાણી ઘો આશ્વાસની "
' શું છે ? પ્રાણ ! શું ? વ્હાલી ! શું છે ? '
પૂછતો ઉલ્લાસથી.

( ગીતિ. )

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી કાંઈ અટકી;
ડૂમો હૃદય ભરાયો;—અંતે રાણી વદી સુદીન બની.

( દ્રુતવિલમ્બિત. )

સૂતી હું નાથ ! સુખે મૃદુ નીંદરે;
શિશુ વધે ઉદરે તુજ તે ,સ્ફુરે,

યૌવન, મોદ, અને વળી પ્રેમની,
ત્રિગુણ નાડી વહી હૃદયે રહી;
સુખદ ગાન જ તેતણું હું સુણી,
મધુર નીંદરમાં રમતી ઘણી;
પણ અહો ! કંઈ સ્વપ્ન જ કારમાં
અનુભવી છળી જાગી હુતો હવાં."

પછી રાણીએ પોતાને આવેલાં સ્વપ્નો સિદ્ધાર્થને કહ્યાં ત્યારે—

વદે સિદ્ધાર્થઃ—" ઓ મ્હારી મધુરી પદ્મની કળી !
મર્મ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી."
રાણી કહેઃ—" સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં,
ઘોર વાણી સુણી મ્હેંતોઃ—' આવી એ વેળ ? ' એમ ત્હાં."

સિદ્ધાર્થે ઘણું આશ્વાસન દીધું—પણ ' આવી એ વેળ ' એ શબ્દોનો ભેદ રાણીથી સમજાયો નહિ, અને એ વધારે ને વધારે મૂંઝાવા લાગી. આખરે—

( અનુષ્ટુપ્. )

" રોતી રોતી પડી નિદ્રા મહિં તોય નિસાસથી,
ઊછળ્યે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાશતીઃ—
" વેળ એ ' આવી વેળ એ ' "

એ સમયની સિદ્ધાર્થની સ્થિતિ કવિ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

**( વિષમ હરિગીત. )**

" એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમમાંહિં નિહાળતો,
ને, જો ! શશી તહિં કર્ક રાશિમાં રહ્યો'તો વિરાજતો,
ને અહો ચિરકાળ પૂર્વે ભાખિયા ક્રમમાં ઊભા,
વદતા જઃ—" આવી રજનિએ ! ઉદ્ધારવા જન જે રૂંધ્યા;
માર્ગ વર્યતું ગુણ્યનો કે જગતકેરી વિભૂતિનો,
આ ક્ષણજ નિર્ણય કઠિન કર્ય સુખદુઃખકેરી પ્રસતિનોઃ
રાજનો અધિરાજ બનીને આણ નિજ વર્તાવવા,
કે મુકુટ ગેહ વિણ અન્ય બરણી જગતને જગાવવા."

( વલણ. )

"વિશ્વ તારવા કાજ આ આવી પળ અણમૂલ."

મનુષ્યને કર્તવ્ય કરવાની માત્ર એક જ પળ આવે છે—એ પળ એ સાચવે છે તો તરે છે અને ચુકે છે તો ડુબે છે. "આ અણમૂલ પળ" સિદ્ધાર્થ સાચવીઃ એ બોલી ઉઠયોઃ—

( ગરબી. )

" દુઃખડૂબ્યા ઓ જગજન ! આ હું આવ્યોરે;
તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાંરે,
રાજમન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાંરે,

( સાખી. )

તજું સર્વ એ આ ક્ષણે સહુ થકી દુસ્ત્યજ એક,
રાણી મધુરી ! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ."

પણ આખરે એ ' દુસ્ત્યજ એક 'ને, અને તેની સાથે, એના ' ઉદરે આ વાર સ્ફુરે જે ઉમંગેરે'—એને પણ, વિશ્વના ઉદ્ધાર અર્થે ત્યજવાને એ તૈયાર થઈ ગયો અને—

( ચોપાઈ ત્રણ તાલની. )

કરી યશોધરાને પ્રણામ, સતી જે ભરનિદ્રામાં આમ,
કાંઈ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદનપર ઘેલાં;
હજી અશ્રુથી ભીનું વદન, લેવા ઈચ્છી વદાયનું મન,
કીધી પ્રદક્ષિણા ત્રણવાર, શય્યા કેરી ધરી ભક્તિભાર;
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ—
" ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાહિં."
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર;
અન્તે બળ કરી છુટયો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો, શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.

આ આખ્યાનમાં અનેક રમણીય ચિત્રો છે. કોઈ એક ચિત્રથી આનન્દ પામ્યું હશે, તો કોઈ બીજાથી. હું પણ કદાચ જુદે સમયે જુદા ચિત્રથી આનન્દ પામત. પણ આ સમયે વસ્તુતઃ મારા મન ઉપર સૌથી વધારે અસર કરનાર નીચેની બે લીટીઓ નીવડીઃ—

"એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમમાંહિં નિહાળતો,
ચાલ્યો, સ્યામ રજનિમાં ચાલ્યો,.........."

"એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમ માંહિ નિહાળતો." એ સંગીત સુખે સાંભળતાં જ—એક તરફ ઊંચું વ્યોમ અને બીજી તરફ સિદ્ધાર્થ—એ બે વચ્ચેનો ભેદ બહુ ઉત્કટ રીતે મારી દૃષ્ટિ આગળ ઉપસ્થિત થયો, અને મનમાં પ્રશ્ન ઊઠયો કે—આ બેમાં અધિક કોણ? કવિ કહે છે સિદ્ધાર્થને તારકવૃન્દે પ્રેર્યો. પણ મને લાગે છે પ્રકૃતિ અને જીવલોક ઉભયમાંથી સત્યનું દર્શન કરાવવાના લોભમાં કવિથી સિદ્ધાર્થના જ્ઞાનનું વિશિષ્ટ સ્વરૂપ ભૂલાઈ ગયું છે.

"મ્હને પ્રેરતા તારકવૃન્દ! આ હું આવ્યોરે." એ નહિ; પણ—

"દુઃખડૂબ્યા ઓ જગજન! આ હું આવ્યોરે."

—એ જ સિદ્ધાર્થના અભિનિષ્ક્રમણનો હેતુ છે. અને આ વાત સ્મરણમાં આવતાં એ તારકવૃન્દ મને સિદ્ધાર્થના અભિનિષ્ક્રમણના પ્રેરક બળરૂપે ન જણાતાં, ક્ષુદ્ર ભૌતિક રજકણની માફક એ મારી દૃષ્ટિ આગળથી વળાઈ ગયા—અને સિદ્ધાર્થ એકલો જ એની અદ્ભુત ભવ્યતાથી મારી દૃષ્ટિ આગળ ઊભેલો રહ્યો. "દુઃખડૂબ્યા ઓ જગજન! આ હું આવ્યો રે!"—એ ઉદ્‌ગાર કદી પણ તારકવૃન્દ—'Nature red in tooth and claw'—કાઢી શકવાનાં હતાં? અન્તે એ—

'ચાલ્યો, શ્યામ રજનિમાં ચાલ્યો'

એમ કીર્તનકારે ગાયું, અને અંધારી રજની વિસ્તરેલી શ્રોતાજનને, કુશળ વ્યાખ્યાનના બે ચાર શબ્દોથી, પ્રત્યક્ષ દેખાઈ, તે વારે એ શ્યામ રજનીનો અન્ધકાર પણ મારાં નેત્ર આગળ ગૌતમ બુદ્ધના જ્ઞાનતેજથી ફેડાતો હોય એમ દીસવા લાગ્યું—અને

'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी'

એ પંક્તિનો અર્થ બેવડા સત્યથી ભરાએલો મારી નજર આગળ આવ્યો.

(૩.) ત્રીજું આખ્યાન યુધિષ્ઠિરના અસત્ય કથનનું પ્રત્યુદાહરણ રૂપે હતું.

'अद्यैव वा मरणमस्तु युगान्तरे वा'

એવી દૃઢતાને અભાવે—યુધિષ્ઠિર જૂઠું બોલ્યા; એ બતાવી.

( ૪. ) જીવનની તૃષ્ણા જે અનેક પાપનું મૂળ છે તે ટાળવા કીર્તનકારે નીચેની પંક્તિઓ વડે જગતની ક્ષણિકતા તરફ શ્રોતાજનનું બહુ અસરકારક રીતે ધ્યાન ખેંચ્યું:—

" જાય છે જગત ચાલ્યું રે ઓ જીવ જોને.
જોને તું પાટણ જેવાં, સારાં હતાં શહેર કે'વાં;
આજ તો ઉજડ એવાંરે, ઓ જીવ જોને.
રૂડા રૂડા રાણીજાયા, મેળવી અથાગ માયા;
કાળે તેની પડી કાયારે, ઓ જીવ જોને.
છત્રે જેને છાયા થતી, રૂડી જેની હતી રતી;
ક્યાં ગયા કરોડપતિરે, ઓ જીવ જોને.
જરી જો આજારી થતા, હાજર હકીમ હતા;
તેના તો ન લાગે પતારે, ઓ જીવ જોને.
નેક નામદાર નામે, ઠર્યા જઈ સ્મશાન ઠામે;
દીઠા દલપતરામેરે, ઓ જીવ જોને. "

આ વૈરાગ્યનો ઉપદેશ એ રા. નરસિંહરાવના કીર્તનમાં એક મ્હોટો દોષ હતો, એમ એક અવલોકનકારે "The Oriental Review" નામના પત્રમાં જાહેર કર્યું છે. એ અવલોકનકાર પૂછે છે કે શું મરણ કરતાં જન્મ ઓછા મહત્ત્વનો બનાવ છે કે ધર્મોપદેશકો જન્મનો આનન્દ વીસરી જઈ મરણનાં દુઃખો જ ગાયાં કરે છે? અને જગતના સઘળા ધર્મોમાં મૃત્યુ વિષે બહુ કહેવામાં આવે છે એ માટે એ ખેદ દર્શાવે છે. પણ હું પૂછું છું કે ધર્મનો ઉદ્દેશ જો બીજી દુનીઆ તરફ મનુષ્યનાં નેત્ર ઊઘાડવાનો હોય—આ જીવનને પણ અનન્ત જીવનના એક ભાગ તરીકે જ પવિત્ર ઠરાવવાનો હોય—તો જે જે બનાવથી એ બીજી દુનીઆનું—એ અનન્ત જીવનનું—ભાન વધારે ઉત્કટ થાય તે તે બનાવ ઉપર ધર્મોપદેશમાં વિશેષ લક્ષ અપાય એ સ્વાભાવિક છે. આવા બનાવો કયા કયા છે એ વિષે Prof. James' "Varieties of Religious Experience" જોવાથી, અને એમાં મૃત્યુનો બનાવ માણસના મન ઉપર કેવી અસર કરવા સમર્થ છે એ વિષેની વિગત વાંચવાથી—એ બનાવનો ધર્મોપદેશમાં આટલો બધો મહિમા કેમ છે એ સમજાશે. મૃત્યુ એ આ જીવનમાંથી પરજીવનમાં જવાનું દ્વાર છે; અને એ દ્વાર તરફ નજર જાય છે ત્યારે પરજીવનનું ભાન થાય છે. તેથી જ પ્લેટોએ તત્ત્વજ્ઞાનને મૃત્યુ ઉપરનું નિદિધ્યાસન કહ્યું છે, અને આપણાં ઉપનિષદ્‌માં નચિકેતાએ પણ તત્ત્વજ્ઞાન મૃત્યુદેવ—યમ—પાસેથી મેળવ્યાની આખ્યાયિકા છે.

આ પ્રમાણે વૈરાગ્યનો ઉપદેશ કરવામાં રા. નરસિંહરાવનો ઉદ્દેશ શ્રોતાજન ઉપર શોકની છાયા પ્રસારવાનો નહોતો. મૃત્યુના ભાનથી જીવનની ગંભીરતા પ્રકટ કરી, તુરત એમણે—

". મરવાં સૌ ભૂલીરે, સંતો સુખે જગતથી જાશે."

એમ બતાવી, મરણમાંથી શેકની છાયા ઊડાવી દીધી—અને મૃત્યુનો ખરો અર્થ સમજાતાં જ જીવન અનન્ત થઈ ગયું, એટલે જ્ઞાનીની દૃષ્ટિએ તો

"મૃત્યુ મરી ગયું રે લોલ."

પછી મરણનો શોક ક્યાં રહ્યો?—એમ બહુ ઉત્તમ રીતે છેવટનો બોધ કર્યો.

હવે આ કીર્તનમાં મને એક ઊનતા લાગી તે કહું. નીતિની ઉગ્ર ભાવના—હરિકીર્તનમાં, પ્રભુરસથી જેવી પીગળવી જોઇએ તેવી પીગાળવામાં આવી ન હતી. કર્તવ્યની અસિધારાને પ્રભુપ્રેમની પુષ્પમાળા બનાવવામાં આવી ન હતી. પશ્ચિમના ધાર્મિક ઇતિહાસમાંથી એક સ્થૂળ ભેદ ઉપયોગમાં લઉં તો—આખા કીર્તનમાં 'Old Testament' ને 'New Testament' કરવામાં આવ્યું ન હતું—'Law' ને 'Love' કરવામાં આવ્યો ન હતો.

રા. નરસિંહરાવનું કીર્તન સાંભળતાં મારા મનમાં જે ભાવ ઊગેલા તેની આ મારી ટૂંક નોંધ. અત્યારે એ નોંધનું હું અવલોકન કરૂં છું તો એમાં તત્ત્વજ્ઞાનના ચાર મહત્વના વિષયો સમાએલા મારી નજરે પડે છેઃ—

(૧) બુદ્ધિ અને હૃદય.

(૨) પ્રકૃતિ અને પુરુષ.

(૩) આ જીવન અને પર જીવન.

(૪) નીતિ અને પ્રેમ.

જેમ રા. નરસિંહરાવે પોતે કીર્તનમાં ચર્ચેલા કે ઉલ્લેખેલા તત્ત્વજ્ઞાનના પ્રશ્નો મેં બાજુ પર મૂક્યા છે, તેમ મારા પોતાના ભાવમાંથી ઉપસ્થિત થતા આ તત્ત્વજ્ઞાનના વિષયો પણ મારે છોડી દેવા પડે છે. એના અલ્પ નિરૂપણ માટે પણ અત્રે સ્થળ નથી. તેમ એને રા. નરસિંહરાવના રસિક કીર્તનને તત્ત્વજ્ઞાનની વિષમ દલીલોમાં ગૂંચવી નાંખવું એ, આવાં કીર્તનના ઉદ્દેશથી તેમ મારી નોંધના ઉદ્દેશથી વિરુદ્ધ હોઈ, મને અનુચિત લાગે છે.

* * * *

---

**બાલાશંકર ઉમીયાશંકરનો સ્વર્ગવાસ.**

મરણ એ આ સંસારમાં મનુષ્યની આંખ ઊઘાડી દઈ અનન્ત જીવનને પ્રત્યક્ષ કરી આપનાર—નિત્ય બનતો, છતાં નિત્ય નવો, એવો અદ્ભુત—બનાવ છે. એ વિષે ઊપલી નોંધમાં બે શબ્દો લખીને, અંગ્રેજીમાં કહે છે તેમ મારી 'કલમ ઊપરથી શાહી તો હજી સુકાઈ નથી', એટલામાં, ગૂજરાતના બલ્કે આખા મુંબાઈ ઈલાકાના એક મહાન પુરુષે આ દુનીઆમાંથી નીકળી પર દુનીઆમાં પ્રવેશ કરવા મૃત્યુનું દ્વાર ખોલ્યું!

રા. 'લાલશંકર ઉમિયાશંકર યાજ્ઞિક' એ નામ ગૂજરાતમાં સર્વત્ર, બાળકથી તે વૃદ્ધ પર્યન્ત સર્વ વર્ગના અને સર્વ કોમના જનોમાં, પ્રસિદ્ધ છે. એ મહાપુરુષે એક યાજ્ઞિક પિતાને ત્યાં જન્મી, વેદ અને યાજ્ઞિકી વિદ્યામાં કુશળ થઈ, નવી જ દાખલ થએલી નવી કેળવણીનો, માત્ર પોતાના જ ઉત્સાહ અને ખંતથી, લાભ લેવા માંડ્યો. આર્થિક અને વ્યાવહારિક અડચણોને લીધે એ યુનિવર્સિટિની કેળવણી તો ન લઈ શક્યા, તથાપિ અસંખ્ય મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢી એમણે જે વિદ્યા સંપાદન કરી, એ એમનો કેળવણી પ્રત્યેનો ઊંડો શોખ અને સ્વાભાવિક બુદ્ધિનું અસાધારણ બળ દર્શાવે છે.

એમના સમયના અનેક નરરત્નોની માફક રા. લાલશંકરભાઈએ પણ કેળવણી ખાતામાં જોડાઈ, પછી કાયદાનો અભ્યાસ કરી, એની પરીક્ષાઓમાંથી પાર ઊતરી, ન્યાયખાતામાં પ્રવેશ કર્યો. એ ખાતામાં એમણે સ્મરણશક્તિ, વ્યવહારજ્ઞાન, સત્યપરીક્ષા, અને ગૂંચ ઊકેલવાની અસાધારણ કુશળતાથી સારો યશ મેળવ્યો. પણ એ યશ પણ અત્યારે એમના અન્ય કાર્યપ્રદેશના અતિ ઉજ્જ્વળ યશ આગળ ઝાંખો પડી ગયો છે. રા. લાલશંકરને ગૂજરાત 'અંકગણિતના કર્તા' અને 'ફર્સ્ટ ક્લાસ સબૉર્ડિનેટ જજ્જ' તરીકે ભાગ્યે યાદ રાખશે, પણ એ કરતાં પણ વધારે પ્રેમથી અને પૂજ્યભાવથી એમણે કરેલી લોકસેવા પ્રત્યે જોશે.

વેદનો અભ્યાસ એમણે થોડાંક વર્ષો જ કર્યો. પણ એ અભ્યાસ જે હાલના સામાન્ય વેદીઆ બ્રાહ્મણોમાં જડતા અને સંકુચિત દૃષ્ટિ જ ઊપજાવે છે તેણે આ ઉત્તમ પાત્રમાં ઉત્તમ ગુણો ઉત્પન્ન કર્યા. એ અભ્યાસમાં "निष्कामं वेदोऽध्येतव्यः"—એની જે નિષ્કામપણાની ભાવના રહેલી છે, તથા વેદનો મહાન અક્ષરરાશિ મુખે કરવામાં દૃઢતા ખંત અને અથાગ શ્રમના જે ગુણો જોઈએ છે—એ જીવનની ભાવના અને એ કાર્યશક્તિના ગુણો એમના આખા જીવનમાં પ્રવેશી રહ્યાં હતાં. અને એને પરિણામે એ એટલી બધી લોકસેવા કરી શક્યા છે કે જે કરવા એમના કરતાં વધારે બુદ્ધિમાન પુરુષો પણ ભાગ્યે જ શક્તિમાન થયા છે.

કેળવણી અને સંસારસુધારો—એ બે એમના જીવનના મહાન ઉદ્દેશ હતા. ઊંચા ઊંચા પણ નિષ્ફળ અભિલાષો બાંધવા, કે વૃથા વાદવિવાદ અને તર્કવિતર્કથી કાર્યબળને ચૂંથી નાંખવું તે કરતાં, સાદા ઉદ્દેશ લઈ, એને સાદા રૂપમાં સમજી, એમાંથી લોકહિતનાં ખરાં કાર્યો ઊપજાવવાં એ એમના સ્વભાવને વધારે પસંદ હતું—અને તે પ્રમાણે વર્તન કરીને એમણે ગૂજરાતને ઘણી લોકોપકારી સંસ્થાઓ આપી છે. ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિની નાણાંની સ્થિતિ અત્યારે જે સંગીન પાયા ઉપર મુકાઈ ગઈ છે એ સ્વર્ગસ્થ લાલશંકરભાઈના સતત પ્રયાસનું ફળ છે. એ સોસાઇટિએ સામાન્ય વાચકોને માટે સરળ ભાષામાં આરોગ્યશાસ્ત્ર વગેરેને લગતાં—સ્ત્રીઉપયોગી અને બાલોપયોગી જે ન્હાનાં ન્હાનાં પુસ્તકો રચાવ્યાં છે તે ખાસ એમની સૂચનાનું પરિણામ છે. સાદા અને નિરભિમાન સ્વભાવને લીધે વિદ્યાના મ્હોટા આડંબર કરતાં સામાન્ય લોકની કેળવણી ઉપર એમનું વિશેષ લક્ષ રહેતું, અને તેથી પ્રાથમિક કેળવણી વિસ્તારવા માટે તથા એ મફત આપવા માટે એ નિરન્તર પ્રયત્ન કર્યાં કરતા. સ્ત્રીકેળવણી એ એમનો પ્રિય વિષય હતો—અને એને અંગે પોતે તન મન ઉપરાંત ધનથી પણ લોકસેવા કરી છે.

એમના હૃદયમાં ખરી દયાવૃત્તિ પણ પુષ્કળ હતી. દક્ષિણમાં પોતે મુનસફ હતા તે દરમિયાન, વિધવાઓનાં ભ્રૂણ અને બાલની રક્ષા કરવા માટે કેટલેક સ્થળે આશ્રમો બંધાવ્યા છે. અને આપણે ત્યાં છપ્પનીઓ દુકાળ પડ્યો તે વર્ષે 'મહીપતરામ-અનાથાશ્રમ'માં, ખર્ચની જરા પણ ફિકર ન કરતાં પોતાના પગારમાં પુષ્કળ ધનની મદદ આપીને જે જે અનાથ બાળક આવ્યું તેને પાળ્યું ! અને આજ એમના મરણથી જેટલાં બાળક રોયાં છે તેટલાં ગૂજરાતમાં ભાગ્યે જ કોઈના મરણથી અત્યાર સુધીમાં રોયાં હશે.

મૃત્યુ મનુષ્યના મન ઉપર અનેક તરેહની અસર કરે છે. જ્યારે લીલા છોડ ઉપરથી ખીલતું ગુલાબનું ફૂલ કાળરૂપી માળીને હાથે ચૂંટાઈ જાય છે ત્યારે સંસારની વિષમતાનું ભાન થાય છે. તૃણ ઉપર મોતી જેવું સોહાતું પ્રાતઃકાળનું જળબિન્દુ જરા પવન વાતાં ખરી પડે છે—ત્યારે જીવનની નશ્વરતા આપણને ઉપસ્થિત થાય છે. પણ આવા કાર્યવીર, યોગ્ય આયુષ્ય ભોગવી, જ્યારે જગતમાંથી જતા આપણે જોઇએ છીએ, ત્યારે આ સંસાર એ કર્મક્ષેત્ર છે—આપણાં કર્તવ્ય કરવાનું પવિત્ર ક્ષેત્ર છે—એ વાતનો આપણને બોધ થાય છે. એવા પુરુષોને ઉદ્દેશીને જ પેલી પંક્તિ છે કે—

"મરવાં સોહામણાં રે, સંતો સુખે જગતથી જાશે."

પરમાત્મા આ સાદા, પ્રેમાળ, નિરભિમાન, અને સદા કાર્યપરાયણ મહાપુરુષને નિત્ય પોતાના સાંનિધ્યમાં રાખો; પણ તે જ સાથે એમના જેવા પુરુષો આ દેશને હમેશાં આપ્યાં કરો—એટલી એના પ્રત્યે પ્રાર્થના છે !

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# "ભારતીય તારો.*"

આર્યાવર્તના તારલા,
તુજ મોંઘેરા ચમત્કાર;
ચમક્યો ઝાઝાં વર્ષ ને,
પ્રકટ્યો દિવ્ય પ્રકાશ.
દિવ્ય રશ્મિ પ્રકાશની,
ચમકી હારોહાર;

* દાદાભાઈ નવરોજજીની ૮૮ મી વર્ષગાંઠ નિમિત્તે.

હિંદ અને ઇંગ્લંડમાં,
જેનો જયજયકાર.
રાજા પ્રજા ઊભય તણા,
પ્રિય એ મોંઘા બાળ;
ભરતભૂમિ સમ જનનીની,
લીધી ત્હેં સંભાળ.
એમ મોંઘેરા વીરનો,
અમુલ્ય જીવનપ્રવાહ;
વૃદ્ધિગત થાઓ સદા,
પ્રાર્થું જગદાધાર.

ગેઇટી બીલ્ડીંગ્સ.
મુંબાઈ.
કૃષ્ણજયંતિ.

સીતારામ જે. શર્મા.

---

# સેવાતણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને.

## ( હરિગીત. )

" દુનિયાતણાં દુઃખ દારવા કૈં કૈં પ્રયાસો આદર્યા,
રે ! એકદર દુનિયા છતાં કરતી જરી દરકાર ના;
શાને અરે ! અજ્ઞાન જન સેવા ન મુજ સ્વીકારતા ?
શાને હશે વ્યાપી રહી દુનિયામહીં અકૃતજ્ઞતા ? "

ફરિયાદ એ બન્ધુ ! કદી અધીરો બની કરતો નહીં,
માને ન શું કૃતકૃત્યતા સેવકગણ જન સેવામહીં,
નાદાન બાલક માતના શુભ આશયો સમજે નહીં ?
શું માત માટે વ્હાલસોયી બાલને તરછોડતી ?

દુઃખાન્ધ દર્દી નિજ હિતૈષી વૈદ્યને તો ગાળ દે,
શું ધર્મપ્રેમી વૈદ્ય તેથી દર્દીને મરવા દિયે ?
નિષ્કામ સેવા સ્નેહમય બન્ધુ ! સદૈવ કર્યે જજે,
સેવાતણા સ્વીકારની આશા ન શોભે સ્નેહને.

સાન્ટાક્રૂઝ,
તા. ૨૫–૯–૧૯૧૨ } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

---

# ભરતખંડના વીસ મહાન પુરૂષો.

૧૯.

૧ વૈવસ્વત મનુ—ધર્મશાસ્ત્ર રચનાર.

૨ વ્યાસ—મહાભારત રચનાર.

૩ શ્રીકૃષ્ણ—આદર્શ મનુષ્ય.

૪ શ્રી રામચંદ્ર—આદર્શ રાજવીર.

૫ શ્રીબુદ્ધ—બૌદ્ધધર્મના સ્થાપક અને સહાનુભૂતિના આદર્શ.

૬ શ્રીમહાવીર સ્વામી—જૈનધર્મને તેનું છેવટનું સ્વરૂપ અર્પનાર, 'અહિંસા પરમો ધર્મ' એ સૂત્રનો પરમ ઉદ્ઘોષ કરનાર ૨૪ મા જૈન તીર્થંકર.

૭ અશોક—બૌદ્ધધર્મના સિદ્ધાંતો ફેલાવનાર ઉદાર ભાવનાવાળો મહાન્ નરપતિ.

૮ વિક્રમ—પરોપકારપરાયણ મહાન્ નરપતિ.

૯ કાલિદાસ—સંસ્કૃત ભાષામાં સર્વોપરિ કવિ.

૧૦ શંકરાચાર્ય—મહાન્ તત્ત્વવેત્તા અને હિંદુ ધર્મમાં જ્ઞાનમાર્ગને પ્રાધાન્ય અર્પનાર.

૧૧ ગુરૂ નાનક—શિખધર્મના આદ્ય સંસ્થાપક.

૧૨ કબીર—મહાન્ ધર્મોપદેશક—સંસારસુધારક.

૧૩ હેમચંદ્રાચાર્ય—સાડાત્રણ કરોડ શ્લોક લખી દરેક વિષયપર પુસ્તકો લખનાર મહાન જૈન આચાર્ય.

૧૪ અકબર—શ્રેષ્ઠ મુસલમાન નરપતિ.

૧૫ શિવાજી—મહારાષ્ટ્રનું રાજ્ય સ્થાપન કરનાર.

૧૬ પતંજલિ—મહાભાષ્યકાર અને યોગ સૂત્રનાપ્રણેતા.

૧૭ આનંદઘનજી—જૈનોમાં અધ્યાત્મરસ રેડી જ્ઞાનમાર્ગ તરફ દોરનાર પરમયોગી.

૧૮ રાણા પ્રતાપસિંહ—રજપૂતોના શૌર્યનો અને ધર્મભક્તિનો આદર્શ.

૧૯ ભીષ્મપિતામહ—બ્રહ્મચર્ય, પિતૃભક્તિ અને એકવચનીપણાના આદર્શ.

૨૦ યુધિષ્ઠિર—સાત્વિક વૃત્તિના ધર્મિષ્ઠ નરપતિ.

રતનપોળ—અમદાવાદ.
તા. ૧૫-૧૦-૧૨.

મણિલાલ નથુભાઈ દોશી.

---

# પ્રેમાનંદનાં નાટકો.

## (૭)

### ચરોતર.

નાટકો પ્રેમાનંદનાં નથી તેના પુરાવામાં રા. નરસિંહરાવે એક કારણ એવું આપ્યું છે, કે તેમાં ચરોતરનાં વખાણ છે, ચારૂતર શબ્દ આધુનિક ને ખોટા પ્રયોગનો હોવા છતાં વપરાયો છે, અને વડોદરું એ ચરોતરમાં નથી. વડોદરૂ ચરોતરમાં નથી તેના વિશેષ પુરાવા તેમણે પૂરવણી અંક ૩માં આપ્યા છે. આ બાબતમાં થોડોક ખુલાસો મેં પાછલા અંકમાં આપ્યો છે, પરંતુ જ્યારે રા. નરસિંહરાવ આ બાબતમાં ઘણું લખીને વિશેષ ભાર મૂકે છે, ત્યારે વધુ ખુલાસાની આવશ્યકતા છે.

ગુજરાતના રાજકીય વિભાગો જે હાલ "પ્રચરિત" છે, તે શિવાય તેના પુરાતન વિભાગો પણ વપરાય છે, અને તે જમીનનાં લક્ષણ અને અન્ય કારણોથી પડેલા જણાય છેઃ જેમકે લાટય, કાનમ, ચરોતર, દંડોકોશી, ચુંવાળ, વાઠીઆર, ભાલ, ઝાલાવાડ, સોરઠ વગેરે. આવા વિભાગોની પરિસીમા અથવા વ્યાખ્યાઓ સ્થૂળ હોય છે. નર્મદાની દક્ષિણ તરફનો મુલક તે લાટય, નર્મદા અને મહી વચ્ચેનો ભાગ તે કાનમ, મહી અને વાત્રક વચ્ચે

નો ભાગ તે ચરોતર, વગેરે. કાનમ (કૃષ્ણું) એ કાળી જમીનના પ્રદેશનું નામ ગુજરાતના અમુક ભાગને અપાઈ તેને સાધારણ રીતે નર્મદા અને મહી વચ્ચેનો મુલક કહેવામાં આવે છે, પણ નર્મદાની દક્ષિણનો થોડો ભાગ તે પણ કાનમ છે,× અને મહીની દક્ષિણનો થોડો ભાગ કાનમ નથી. આ છેલ્લા ભાગને મુખ્ય કરીને વાકળ (વેકુર—રેતી ઉપરથી રેતાળ) કહેવામાં આવે છે, અને વીસ સો વાકળ—વીસો વાકળ એમ તેમાં ૧૨૦ ગામ આવેલા હોવાથી બોલાય છે. વાકળ અને ચરોતરની જમીન એક સરખી એટલે રેતી ને ગોરમટીના મિશ્રણથી થએલી બેસર છે. બેસર જમીન—પછી તે કાળી માટી મળીને થએલી કાળી બેસર કે ગોરમટી મળીને થએલી ગોરાડુ બેસર હોય—તે ઉત્તમ—ચઢીઆતી ગણાય છે. આવી જમીન નદીઓની કૃતિથી બહુ કરીને તેના મુખ તરફ થાય છે, તેથી નદીની બંને બાજુએ તે હોઈ શકે. બેસર જમીનમાં સકળ વસ્તુ પાકી શકે, અને કીંમતી પાક નીપજે, તેથી તે ચારૂતર કે સૌરાષ્ટ્ર જેવાં નામને પાત્ર થાય છે. વાકળની ગણના ચરોતરમાં પણ થાય છે, અને વડોદરાને વાકળનું તેમ ચરોતરનું નાકું ગણવામાં આવે છે. છેક કડી પ્રાંતના લોકો વડોદરું, છાણી, દશરથ, વગેરેને ચરોતરમાં ગણે છે; એટલે રા. કેશવલાલે વડોદરાને ચરોતરમાં ગણ્યું છે તે યથાર્થ છે, અને તેનો વતની પ્રેમાનંદ હોવાથી તે ચરોતરી ગણી શકાય.

ગેઝેટીઅરમાં ચરોતરની વ્યાખ્યા અપાઈ છે તે સ્થૂળ છે, અને સ્વ. નવલરામની ગરબીને તો પ્રમાણભૂત માની શકાયજ નહીં, કેમકે એક નાની ગરબીમાં આખા ગુજરાતનું વર્ણન કરવા જતાં તેમાં બારીક વર્ણન આવી શકે નહીં, અને નવલરામ પણ સ્થૂલ વ્યાખ્યાને અનુસરે એ દેખીતું છેઃ વળી તેઓ સુરતના વતની હતા અને ચરોતરના લોકોના સહવાસમાં પ્રેમાનંદ કે રા. કેશવલાલ જેટલા આવ્યા નહોતા. કાન્હડદે પ્રબંધમાં ચિઊતર શબ્દ તે મહીવાળું ચરોતર નહીં, પણ ઉત્તર ગુજરાતમાં હશે એવી કલ્પના રા. કેશવલાલ કરે છે તે ખરી પણ હોય, કેમકે જે ચઢીઆતી જમીન હોય તે ચિઊતર—ચરોતર કહી શકાય, પરંતુ હાલ તો એ શબ્દ રૂઢ થઈ મહી ને વાત્રક વચ્ચેના પ્રદેશ માટે વપરાય છે. ગેઝેટીઅરમાં ચરોતરના તાલુકા બતાવ્યા છે તે વાસ્તવિક નથી; કેમકે તેમાંનો મહેમદાવાદ અને માતરનો કેટલોક ભાગ ચરોતરમાં નથી, અને તેમાં ખંભાતનું નામજ નથી, જો કે તેનો કેટલોક ભાગ ચરોતરમાં છે. ચરોતર ઓળખવાની એક બીજી પરીક્ષા છે. ચરોતરના પાટીદાર સૌથી વધારે કુળવાન ગણાય છે; જે અમુક ગામોમાં તેઓ રહે છે, તે ગામોમાં ન આવે તેમને માટે કહેવત ચાલે છે, કે "નહીં ત્રણમાં, નહીં તેરમાં, ને નહીં છપ્પનના મેળમાં;" એટલે ચરોતરમાંનાં કુલે ૭૨ ગામ કુળવાન ગણાય છે, અને તે જૂદે જૂદે સ્થળે આવેલાં હોવાથી તેમની હદમાંનો ભાગ તે ચરોતર કહેવાય. એ ગામોમાં ખંભાતનું તારાપુર અને વડોદરાનું સાવલી આવે છે, અર્થાત્ તે બંને ચરોતરમાં ગણાય. ચરોતરના પાટીદારથી ઉતરતા પણ બીજે દરજ્જે વાકળના પાટીદાર ગણાય છે, અને તેમને કાનમના તેવા

---

×ભરૂચ નર્મદાની ઉત્તરે કાનમમાં આવ્યું છતાં તેની ગણના લાટમ દેશમાં પણ થાય છે.

છેક નાંદોદના રાજ્યના પાટીદાર ને કણબીઓ ભારે પહેરામણી આપે છે, એટલે વાકળ પણ ચરોતર જેવું ગણાય છે.

રા. નરસિંહરાવે નવલરામના ગરબીમાંથી ઉતારો આપતાં વિના પ્રયોજન "ભોલી ને બુદ્ધિ જ્યાં જાડી રે" એ પદ દાખલ કરીને ચરોતરના લોકોની લાગણી દુખાય એવો અવિવેક કર્યો છે. નવલરામનું લખેલું તેઓ પ્રમાણ ગણતા હોય, તો ઝવેરીલાલ યાજ્ઞિક, ગોવર્ધનરામ ત્રિપાઠી, હરિલાલ ને કેશવલાલ ધ્રુવ, બાળાશંકર કંથારીઆ, મણિલાલ દ્વિવેદી, રણછોડભાઈ ઉદયરામ, મણીભાઈ જશભાઈ વગેરેમાં એ દોષનું આરોપણ થાય છે. સુરતી લોકો તો અમદાવાદીઓને પણ ચરોતરીઆં ગણી તેમને રોંચા—જાડી બુદ્ધિ ને ભાષાવાળાજ—કહે છે, પણ જો રા. નરસિંહરાવ પોતાને લાટય દેશના વતની ગણાવતા હોય તો તેમને તેમાં લેવા દેવા નથી. આ વિષે જ્યારે નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે ઝઘડો ચાલ્યો, ત્યારે દલપતરામે સુરતીઓની ઓછી ઝાટકણી કાઢી નહોતી; પરંતુ આવી જાતની મજાક—મશ્કરીઓ સાક્ષરોને છાજતી નથી. પ્રાંતિક ફેરને માટે હઠમમત્વ રાખવો ઘટતો નથી. પ્રાચીન કવિઓની માફક ભાષાના વાપરમાં સર્વદેશી થવું જોઇએ.

ચરોતર શબ્દની શુદ્ધિ "ચારૂતર" ના રૂપમાં કરવાનું પ્રથમ માન રા. નરસિંહરાવ સ્વ. મનઃસુખરામને, અને બીજું માન સ્વ. બાલાશંકરને તેમ સ્વ. ગોવર્ધનરામને આપે છે; ને કહે છે, કે સંવત્ ૧૯૪૧ અગાઉ મનઃસુખરામે અને તે સાલમાં બાલાશંકરે નામ શુદ્ધિ કરી, તેથી પ્રેમાનંદનાં "કહેવાતાં" નાટકો તે પછી રચાયલાં હોવાં જોઇએ; કેમકે જેવો પ્રયોગ મનઃસુખરામે અને બાલાશંકરે કે ગોવર્ધનરામે યોજ્યો, તેવો પ્રેમાનંદે બસેં વર્ષ પૂર્વે યોજ્યો હોય એમ સંભવતું નથી. જે પ્રયોગ ત્રણ જણને સુઝયો તે ચોથાને ન સુઝયો હોય તેનું કાંઈ પ્રમાણ? જો ચોથાને ન સુઝયો હોય, તો એ પ્રયોગ આધુનિક કાળમાં યોજવાનું પ્રથમ માન તો શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસને છે અને તે તેમણે પચાશ વર્ષ પૂર્વે યોજ્યો હતો, એટલે યોજનાર ચાર થયા. કદાચ તેમનું અનુકરણ પાછળના ત્રણ સહસ્થોએ કર્યું હોય, કે તેમણે પણ વ્રજલાલની માફક યોજના કરી હોય. ધ્યાનમાં રાખવાનું છે, કે આ ચારે સાક્ષરો ચરોતરના હતા, અને પ્રેમાનંદ પણ ચરોતરનો હતો. કૃત્રિમ વ્યુત્પત્તિ અસવારની, અસ્વાર કે દેશાસરીની દેવાશ્રયી કરવામાં આવે છે, અને હિંદુસ્તાનને ઠેકાણે હિંદુસ્થાન વપરાય છે. ચરોતર એ સૌમાં તર (તરને બીજા અર્થમાં લેઇને) છે, એમ તો ચરોતરના ખેડુતો વટીક હાલ પણ કહે છે,§ અને ચરોતરના પુરાણીઓ શાસ્ત્રીઓ તેને ચારૂતર ભૂમિ કહેતા આવ્યા છે. ચરોતરનો અર્થ ચઢીઆતી ભૂમિ થાય છે, (ચરો—ગોચર

---

§ રા. અંબાઈદાસ પટેલ "પ્રેમાનંદનાં નાટકો" નામના પોતાના નિબંધમાં પૃષ્ઠ ૨૭૬ માં આ વાતને પુષ્ટી આપે છે. તેઓ પોતે ચરોતરના પાટીદાર હોવાથી ચરોતર વિષેનું તેમનું કથન માન્ય કરવા યોગ્ય ગણાય. વળી રા. નરસિંહરાવની માફક કલ્પના કરીએ, તો "ચરોતર ચડવે ઉગ્યો" એવી કહેવત ચાલે છે, તેથી તે ચડવા પાણીથી ઉગ્યો થઈ જાય, તો ચરૂ જેટલા પાણીથી તર થઈ જાય, માટે તે ચારૂતર કહેવાય.

ઉપરથી શબ્દ ઉદ્‌ભવ્યો નથી એમ તો રા. નરસિંહરાવ પોતેજ કહે છે) તેથી વડોદરૂં જે ચરોતરને આંટવે અને જેમાં પાન પરવળ થાય છે એમ કહી જેને, રા. નવલરામે પણ વખાણ્યું છે, તેને પ્રેમાનંદે શબ્દાર્થ પ્રમાણે ચરોતરમાં ગણ્યું હોય, તો તે ખોટું નથી. વળી જે અર્થે રા. કેશવલાલે કાન્હડદે પ્રબંધમાંના ચિડોતર (ચરોતર) ને ગુજરાતની ઉત્તમાં ગણ્યો છે, તે અર્થે ગુજરાતનો કોઈ પણ ચઢતો પ્રદેશ—વડોદરા, નવસારી, ગણદેવી, કોડીનાર, સોરઠ આદિ—ચરોતર કહી શકાય.

ધારો, કે વડોદરૂં ચરોતરમાં નથી, અને તેથી પ્રેમાનંદ ચરોતર નિવાસી નહોતો, તો પણ શું પ્રેમાનંદ પડોશમાંજ આવેલા સારા પ્રદેશને ન વખાણે? આપણેજ "સુરતનાં જમણ ને કાશીનાં મરણ" કહી બંનેને વખાણીએ છીએ. પંચરત્નવાળા સૌરાષ્ટ્રની આપણે સ્તુતિ કરીએ છીએ. કવિ કાળીદાસે મેઘદૂતમાં હીમાલયનાં પુષ્કળ વખાણ કર્યાં છે, પણ તે માળવાનો વતની હોવાથી મેઘદૂત તેણે રચેલું નહીં પણ કોઈ હીમાલયવાસીએ રચેલું એમ કહી શકાશે? નર્મદાશંકરે ઘાટને અને દલપતરામે આબુને પોતાની કવિતામાં વખાણ્યાં છે, પરંતુ તેઓ સુરતી અને અમદાવાદી હોવાથી શું તે તેમની કૃતિ નથી એમ કહી શકાશે? વળી પ્રેમાનંદે કોઈ પણ ઠેકાણે એવું કહ્યું નથી કે વડોદરૂં ચરોતરમાં છે, અગર પોતે ચરોતરનો વતની છે. તેણે જે કહ્યું છે, તે ઉપરથી ફક્ત એકજ અનુમાન ન્યાય પુરઃસર નીકળી શકે, તે એ કે પોતે ચરોતરને વખાણતો હતો અને તેની બોલીને ખરી ગુજરાતી ગણતો હતોઃ—

× × ×

તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારુતર છે, મહિમા ન જાયે કહ્યો;
તેવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,

× × ×

તપત્યાખ્યાન.

આવા અંગત અભિપ્રાય સામે કશો વાંધો લેઈ શકાય નહીંજ.

રા. નરસિંહરાવ કહે છે, "પ્રેમાનંદ ચરોતરી હશે, જો આ નાટક એમનાં હશે તો; અથવા તો આ નાટક લખનારો ગૂઢ પુરૂષ ચરોતરી હશે;" તેના પ્રમાણમાં પોતે કહે છે, કે "ઘર ઈશ," "જઉછું," "રઈ", એ રૂપો ચરોતરી બોલીના લેખકે વાપર્યાં છે. ચરોતરી બોલી એટલે ચરોતરમાં વપરાતી હોય એવો અર્થ રા. નરસિંહરાવ કરતા હશે, તો તેમને જણાવવું ઉચિત છે, કે એવા શબ્દ ચરોતરમાંજ નહીં, તેમ કેવળ વડોદરામાંજ નહીં, પણ પંચ મહાલમાં ગુજરાતના છેક પૂર્વ છેડે એટલે ડુંગરપુર સુધી, કડી પ્રાંતમાં તે અમદાવાદ જીલ્લાના ઘણા ભાગમાં વપરાય છે. આકાર નો અકાર ઉતાવળ કે સરળતાને

કારણે લોકો કરી નાંખે છે. "જા" ધાતુનું "જઉછું" ખોટું મનાયું, ને "જશે" ખરૂં મનાયું. પાટણ-તરફ "જાશે," એમ બોલે છે, તે શુદ્ધ ગણાય કે "જશે," એ શુદ્ધ ગણાય? જોડણીની શુદ્ધાશુદ્ધિ ગણવાનું ધોરણ વિચિત્ર છે. કોળી ભીલ ને ગામડાના લોકો (નાગરો સુદ્ધાં) કેટલાક ભાગમાં સંસ્કૃત શુદ્ધ "કિમ" વાપરે છે, તે હશી કાઢવામાં આવે છે. એજ ભાગમાં ઉચ્ચ વર્ણના લોક "કયમ" વાપરે છે અને તે ભાલણ, શામળ, પ્રેમાનંદ આદિના પુસ્તકોમાંથી પણ મળે છે, છતાં તે અશુદ્ધ ગણાય છે. વડોદરા ને કાનમમાં તેને ઠેકાણે "કમ" શબ્દ વાપરે છે, તે માન્ય થતો નથી, અને "કેમ" ને શુદ્ધ ગણવામાં આવે છે. "કિમ્" ઉપરથી અપભ્રષ્ટના નિયમ અનુસાર, "ક્યમ્" "કમ" ને "કેમ" રૂપ થઈ શકે. "ઈ" નો "એ" કરીને વાપરેલો "કેમ" શુદ્ધ અને એજ રીતે "ઈ" ને ઠેકાણે "એ" વાપરીને "લીમડાને" ને ઠેકાણે "લેમડો" કહે તે ચરોતરીઓ ખોટો પ્રયોગ! આવા પ્રયોગ મરાઠીમાં પણ ચાલે છે; જેમકે, મેણબત્તા (મીણબત્તિઓ) બેંડે (ભીંડા), અને તે અશુદ્ધ ગણાતા નથી. "ચતું" ને બદલે "છતું" નો વાપર ચરોતરી કે ગામડીઆ ગણો છો, પરંતુ ઉંધાનું છતું કહેવામાં આવે ત્યાં તે અશુદ્ધ કે ગામડીઆ પ્રયોગ છેજ નહીં, કેમકે "ચતું" એટલે છાતી તરફનું એ અર્થ તેમાં રહેલો છે. "ચતું" સુરતી પ્રયોગ છે, અને જે અર્થે "છતું" નાટકમાં વપરાયો છે તે અર્થે તો તે અમદાવાદમાં પણ વપરાય છે, એમ રા. નરસિંહરાવ તપાસ કરશે તો તેમને જણાઈ આવશે. પ્રેમાનંદે આવા શબ્દ વાપર્યા માટે તે ચરોતરી હશે એ કલ્પના પણ ખોટી છે, કેમકે પ્રેમાનંદે તો ગુજરાતના સર્વ ભાગના શબ્દો વાપર્યા છે, એ વાત પ્રથમ કહેવામાં આવી છે. પોતાના અન્વેષણમાંજ રા. નરસિંહરાવે કેટલેક ઠેકાણે સુરતી પ્રયોગ વાપર્યા છે તેથી શું આપણે તેમને સુરતી ગણીશું, કે એ અન્વેષણ એમનું ન હોય એમ કહીશું?

એથી વિશેષ તો એ છે, કે નાટકોમાં ચરોતરી શબ્દો આવેલા છે, માટે પ્રેમાનંદ ચરોતરી હશે અથવા નાટકો લખનારો ગૂઢ પુરૂષ ચરોતરી હશે એમ એક ઠેકાણે જણાવ્યું છે. બીજે ઠેકાણે લખ્યું છે કે એ કૃત્રિમ વ્યુત્પત્તિ સ્વીકારનાર કોઈ અજ્ઞાત કવિની રચના આ નાટકો છે; પ્રેમાનંદની નહીં. ત્રીજે ઠેકાણે રા. નરસિંહરાવ કહે છે, કે તે લખનાર કોઈ હરિ નામનો પુરૂષ તો નહીં હોય; એ પુરૂષ ચરોતરી હોવાનો સંભવ પણ વિશેષ છે વગેરે. જે ગૂઢ ને અજ્ઞાત હોય તે પ્રેમાનંદ જેવાં નાટકો લખી શકે ખરો, અથવા તેવી શક્તિ ધરાવતો પુરૂષ બીજી રીતે છાનો ને અપ્રસિદ્ધ પડી રહે ખરો? ગૂઢ ને અજ્ઞાત શબ્દો હરિને લાગુ કરી શકાશે? તેમણે યોજેલો ચરોતરીઓ હરિ તો ગૂઢ નહોતો ને અજ્ઞાત પણ નહોતો. તે સાક્ષર તરીકે, ને સારા લેખક તરીકે સુપ્રસિદ્ધ હતો. આ પરસ્પર વિરૂદ્ધતા શી રીતે બંધ બેસાડવી? એમાંની એક કલ્પના ખોટી માનવી પડશે. "ગુજરાતી" પત્રમાં પ્રગટ થએલા એક લેખમાં પાંચાલી પ્રસન્નાખ્યાનમાંથી હરિ શબ્દ લેઈ જણાવ્યું છે, કે હરિ (વાનર—હનુમાન) એ જેવું દ્વીપાંતર ગમન કર્યું હતું, તેવું દ્વીપાંતર ગમન હરિ (નાટકના માનેલા લેખક) એ પણ કર્યું હતું. ફેર માત્ર એટલોજ કે એક કૂદીને ગયો ત્યારે બીજાને આગબોટનો આશ્રય લેવો પડ્યો: એકને પૂંછડું હતું તે બીજાને નહોતું! કલ્પના

શક્તિનો કેટલો મોટો કૂદકો ! રા. નરસિંહરાવ પોતાના હરિને ચરોતરીઓ કહે છે. હરિનું મૂળ વતન ચરોતર ખરૂં, પણ તેનો જન્મજ અમદાવાદમાં થયો હતો, અને તેણે પોતાની આખી જીંદગી અમદાવાદ, મુંબાઈ, સુરત, વડોદરા ને નવસારીમાં ગાળી હતી. વળી એ ચરોતરીઆના જે લેખ ને પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, તેમાં કોઈ ઠેકાણે "ધરધણ" "જઉં છું" જેવા પ્રયોગ રા. નરસિંહરાવ બતાવશે ? જો તેવા પ્રયોગ અન્ય ઠેકાણે વાપર્યા ન હોય તો હરિએ શું તે નાટકોમાં જાણી બુઝીને વાપર્યા હશે ? અને તેમ કરવાનો હેતુ પ્રેમાનંદને ચરોતરીઓ ઠરાવવાનો હશે ?

"ક્ષ"

---

# આપણાં વર્તમાનપત્રો અને માસિકો.

## (૨)

## "માસિકો."

'માસિકો'નું અસ્તિત્વ.

જેમ "ન્યુસપેપર્સ" નું પ્રથમ અસ્તિત્વ "ન્યુસલેટર્સ" માંથી આવ્યું તેમ માસિકોનું પ્રથમ અસ્તિત્વ 'ન્યુસપેપર્સ' માંથી આવેલું હશે એમ અનુમાન થાય છે; અને સંજોગો પણ તેવાજ બલ્કે તેને અનુસરતા—બહુધા અનુસરતા—હોવા જોઇએ. ઈંગ્લંડમાં સૌથી પ્રથમ અસ્તિત્વમાં આવેલું માસિક "Morcurins librarius" નામનું હતું. તે ઈ. સ. ૧૬૮૦ માં લંડનમાં પ્રગટ થયેલું જણાય છે. હાલમાં ઈંગ્લંડમાં માસિકોની સંખ્યા બહુ વધી ગયલી જોવામાં આવે છે, ને તે જનસમાજની વિચારશ્રેણિપર બહુ કાબુ ધરાવતાં જણાય છે. આનું કારણ ત્યાંના માસિકપત્રોના તન્ત્રીઓનું અસાધારણ વિચારબળ, વ્યવસ્થા, વગેરે છે. આપણા દેશમાં સૌથી પ્રથમ અસ્તિત્વમાં આવેલું માસિક "Asiatick Miscellany" (એશિઆટિક મિસેલની) નામનું હતું. તે ઈ. સ. ૧૭૮૫ માં કલકત્તામાં પ્રગટ થયું હતું. મુંબાઈમાં ઈ. સ. ૧૮૧૧ માં "ધી બૉમ્બે મેગેઝીન" નામનું માસિક પ્રથમ પ્રગટ થયેલું હતું.

માસિકોના પ્રકાર

આપણાં એટલે આપણા દેશમાં પ્રગટ થતાં માસિકો ઘણી જાતનાં છે. કેટલાંક અંગ્રેજીમાં, કેટલાંક મરાઠીમાં, કેટલાંક હિન્દીમાં, કેટલાંક બંગાળીમાં ને કેટલાંક ગુજરાતી ભાષામાં લખાયલાં. કેટલાંક દર માસે પ્રગટ થાય છે, તે 'મંથલી' કહેવાય છે; ત્યારે કેટલાંક ત્રણ ત્રણ માસે; તે 'ક્વૉર્ટર્લી' કહેવાય છે. કેટલાંકનો ઉદ્દેશ વાંચકવર્ગના જ્ઞાનની વૃદ્ધિ કરવાનો, કેટલાંકનો વિજ્ઞાન અને

તત્ત્વજ્ઞાનના વિષયો પરત્વે ચર્ચા કરવાનો, કેટલાંકનો સામાજિક ( જ્ઞાતિની ) ઉન્નતિ સાધવાનો, કેટલાંકનો સાહિત્ય સમ્બન્ધી વિવેચન કરવાનો, કેટલાંકનો ઉપયોગી વિષય ચર્ચવાનો—કેટલાંકનો રાજકીય હકીકતની ચર્ચા કરવાનો, વ્યાપારિક હકીકત આપવાનો, અને બીજાં કેટલાંકનો રમત ગમત વિષેની, અને એવી બીજી પરચુરણ વાતો ચર્ચવાનો હોય છે—એ રીતે આપણા દેશમાં પ્રસિદ્ધ થતાં માસિકો જુદા જુદા ઉદ્દેશ ધરાવે છે.

"માસિકો"ની સાહિત્ય સેવા

'માસિકપત્રો' કે 'માસિકો'ની વ્યાખ્યા મેં પૂર્વે એટલે ભાદ્રપદના અંકમાં આપી છે, તે વાંચ્યાથી પુસ્તકોની સાથે તેમજ વર્તમાનપત્રોની સાથે તેમની તુલના સહજ થઈ શકશે. માસિકો પુસ્તકો અને વર્તમાનપત્રોની પેઠે મનુષ્યના વિચારોને દર્શાવવાનું એક સાધન છે, તેથી મનુષ્યની જિજ્ઞાસા તૃપ્ત કરવામાં અને જ્ઞાનપ્રસારક શક્તિમાં તેમજ સાહિત્યસેવામાં તેઓ પુસ્તક અને વર્તમાનપત્રોને અનુરૂપજ છે. ફેર માત્ર પ્રમાણનો છે; અને તે એ કે કાર્ય સાધવામાં માસિકો તે પુસ્તકો અને વર્તમાનપત્રોની વચ્ચેનું સ્થાન ભોગવે છે. અમુક સમયને અન્તરે પ્રગટ થતાં હોવાથી, તેમજ એક કરતાં અધિક વિષયોની ચર્ચાનો તેમાં સમાવેશ થતો હોવાથી, માસિકો વર્તમાનપત્રોના વર્ગમાં પડી જાય છે ત્યારે બીજી પાસે, વર્તમાનપત્રોમાં દૈનિક વૃત્તાન્તોની ગણનાથી ને વર્ણનથી તેમજ તેમના વિષયોમાં રહેલી સાધારણતાથી જે રસની શુષ્કતા—ક્ષણિકતા—દૃષ્ટિગોચર થાય છે તેવીજ નીરસતા ને ક્ષણિકતા માસિકોમાં, વિષયોની ચર્ચામાં અમુક પ્રકારનું ગાંભીર્ય—ગૌરવ—આવી રહેલું હોવાથી, દૃષ્ટિગોચર થતી નથી; અને એજ કારણથી વર્તમાનપત્રોના કરતાં સાહિત્યના દૃષ્ટિબિન્દુથી તેમની કિંમત વધારે આંકી શકાય છે. વળી, પુસ્તકોની અંદર ચર્ચેલા વિષયમાં જે ખાસ લાભ, ગુણ ઇત્યાદિ રહેલા છે તેમને માસિકોમાં અવકાશ કે સ્થાન નહિ મળી શકતું હોવાથી, માસિકોની કિંમત પુસ્તકની કિંમત કરતાં ઓછી આંકવામાં આવી છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે માસિકો એ પુસ્તકોથી ઉતરતી પાયરીનું અને વર્તમાનપત્રોથી ચઢતી પાયરીનું—અર્થાત્ બેઉની વચ્ચેનું સ્થાન ભોગવે છે. આપણા દેશમાં—તેમાં આપણા મુંબાઈ ઇલાકામાં, અને ગુજરાતમાં, માસિકોની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો આવ્યો છે; તેનું કારણ પણ જે સંજોગોમાં પુસ્તકો અને વર્તમાનપત્રોને ઉત્તેજન મળ્યું હતું તેજ સંજોગો હતા એમ કહી શકાય. માત્ર લોકોની જિજ્ઞાસા તૃપ્ત કરવાનું સામર્થ્ય માસિકો વર્તમાનપત્રો કરતાં ઓછું ધરાવે છે, તો પણ જ્ઞાનપ્રચારક બળ કાંઇક તેમના જેટલુંજ અને સાહિત્યસેવા તેમનાથી અલબત્ત વધારેજ. વળી, વર્તમાનપત્રના લેખક જેટલું ને કોઇકવાર તેથી પણ વધારે માન માસિકપત્રના લેખકને ઘટે છે, તોપણ ગ્રન્થકર્તાના જેટલું તો નહિ જ. વળી, વર્તમાનપત્રોનાં લખાણ વાંચનારી સંખ્યા, માસિકપત્રમાં પ્રસિદ્ધ થયલાં લખાણ વાંચનારી સંખ્યા કરતાં વધારે હોવાથી વર્તમાનપત્રના અધિપતિઓને શિર જેટલી જનસમાજના કલ્યાણ માટે જવાબદારી રહેલી છે તેટલી કદાચિત્ માસિકપત્રના અધિપતિ ઉપર નહિ હોય, તોપણ અમુક માસિકપત્ર જ્યારે અમુક જ વર્ગ કે વ્યાપારની શાખાની સુધારણાર્થે ખાસ પ્રગટ થતું હોય ત્યારે તેનો ઉદ્દેશ પાર પાડવાને તે માસિકે એટલે તે માસિકના તન્ત્રીએ અથાગ શ્રમ લેવો ઘટે છે.

માસિકમાં લેખલખનારાના બે પક્ષ છે. એક માસિકના તન્ત્રી ને બીજી તરફ લેખક મંડળ.

**માસિકપત્રના તન્ત્રીનું કર્તવ્ય.**

તન્ત્રી દ્રવ્યનો વ્યય, અન્ય પ્રકારની વ્યવસ્થા કરે છે, તેપર દેખરેખ રાખે છે ને 'એડીટોરિયલ' દ્વારા પોતાના પુખ્ત વિચારો દર્શાવીને અન્ય લેખકોએ લખી મોકલેલા લેખોનો તેમની કિંમત પ્રમાણે યોગ્ય સત્કાર કરીને, તેમને માર્ગદર્શક આદર્શરૂપ થઇને, કૃતકૃત્ય થયા સમજે છે. તેમણે તે ઉપરાંત પોતાને અન્ય લેખકોએ લખેલા ગ્રન્થો અવલોકનાર્થે મળેલા હોય તેનું અવલોકન કરીને—સ્વતંત્ર રીતે અવલોકન કરીને—પોતાનો વધારે પુખ્ત અને વિદ્વત્તાવાળો અભિપ્રાય તત્પરત્વે જાહેર રીતે—માસિકમાં અવલોકનરૂપે લેખ લખીને—તે ગ્રન્થકર્તાને જણાવવો જોઇએ, કે જેથી તેમાં દર્શાવેલા ગ્રન્થકર્તાના ગુણથી—પ્રશંસાવચનોથી—તેને એ દિશામાં એનાં જેવાં બીજાં કાર્યો કરવાનું ઉત્તેજન મળે, અને તેમાં દર્શાવેલી ખામીઓ કે દોષથી તેને સુધરવાનો અવકાશ મળે—સુધરવાનું મન થાય. આપણા ગુજરાતમાં જે માસિકો પ્રગટ થાય છે તેમાંના ઘણાખરામાં જો કે ઉપર પ્રમાણે થતું જોવામાં આવે છે, તોપણ હજી વધારે અવલોકનો થવાની જરૂર છે કે જેથી નિર્માલ્ય પુસ્તકો કે જેની સંખ્યા દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી આવે છે તેપર સખ્ત ટીકા માસિકપત્રોના વિદ્વાન તન્ત્રીઓ કરતા આવે તો વાચકવર્ગ તે ટીકાથી તેવાં પુસ્તકોનો બહિષ્કાર કરી શકે. માસિકોના તન્ત્રીઓનું ઉપર પ્રમાણે કર્તવ્ય સૂચવ્યું. એ કર્તવ્ય આપણા દેશના માસિકપત્રોના તન્ત્રીઓ સર્વે બજાવે છે એ વાત નિઃસંશય છે, તથાપિ હજી તેમાં વધારે મન, વધારે ઉત્સાહ (enthusiasm), વધારે ઊંડાપણું (depth), વધારે મનની શુદ્ધતા (sincerity of heart) આણવાની જરૂર છે. તેઓ પોતાના દ્રવ્યનો, તેમજ સમયનો અને શક્તિનો જે વ્યય કરે છે તે બેશક સ્તુત્ય છે. તેના બદલામાં ગુજરાતનો વાચકવર્ગ તેમને યોગ્ય પ્રત્યુપકાર—ગ્રાહક થઇને અથવા લેખ વાંચીને આભારની લાગણી દર્શાવીને—વાળતો નથી એવું જ્યારે બને ત્યારે તે શોચનીય છે.

**લેખક તેમજ વાચકવર્ગનું કર્તવ્ય.**

માસિકપત્રોના તન્ત્રીનાં કર્તવ્ય વિષે આપણે ઉપર વિચાર કીધો. હવે લેખકમંડળના કર્તવ્યનો વિચાર કરીએ. લેખક વર્ગમાંથી પ્રત્યેકે પ્રથમ તો એમજ સમજવું જોઇએ કે અમુક માણસે અમુક માસિક સાર્વજનિક લાભને અર્થે પ્રકટ કર્યું ત્યારથી સામો પક્ષ બે રીતે તેના ઋણ તળે છે. પ્રથમ તો સામા પક્ષમાં જે કોઈ વ્યક્તિને લેખ લખવાનો મ્હાવરો ન હોય તેણે તે માસિકના ગ્રાહક થઇને અગર આર્થિક સ્થિતિ સારી નહોય તો લેખો વાંચીને તન્ત્રીના ઉપકારના ઋણ તળેથી મુક્ત થવું જોઇએ; અને જો કોઈ પણ વ્યક્તિને ચર્ચા લખવાનો મ્હાવરો—'knack' or 'habit' હોય તો તેમણે લેખો લખી મોકલીને તન્ત્રીના ઉપકારના ઋણ તળેથી મુક્ત થવું જોઇએ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે તેમ છતાં કેટલાક મનુષ્યો કોઈપણ માસિકના ગ્રાહક થઇને અગર તેમાં પ્રગટ થવા માટે લેખ લખી મોકલીને એમ છાતી ઠોકીને કે સગર્વ કહે કે અમે તો ગ્રાહક થયા છીએ એટલે તન્ત્રીને ઉપકાર કર્યો છે અગર અમે લેખ લખી મોકલ્યો છે તેથી તન્ત્રીને ઉપકાર કર્યો

છે—એવું જ્યારે કોઈ કહે તો તેમાં તેઓની મોટી ગેરસમજુતી થયલી જણાય છે. કારણ કે અમુક માસિકના તન્ત્રીએ અમુક માસિક પ્રગટ કર્યું ને તેના 'upkeep' માટે દ્રવ્યનો, અમૂલ્ય સમયનો—અનુકૂળતાનો—વગેરે પ્રકારનો વ્યય તેણે કરવાનું આદર્યું અને તેમ કરવામાં પણ સાર્વજનિક લાભ પ્રાપ્ત કરવાનો તેનો મુખ્ય ઉદ્દેશ રહેલો હોય, ત્યારે તેના તે સાર્વજનિક ફાયદાનાં કામમાં હરકોઈ મનુષ્ય ગ્રાહક થઈને અર્થાત્ નાણાં ભરીને અગર લેખક થઈને અર્થાત્ લેખ લખી મોકલીને જે કાંઈ કામ કરે છે તે જનસમાજ પ્રત્યે જે તેનું કર્તવ્ય છે તેજ બજાવે છે, નથી કરતો તન્ત્રીને ઉપકાર કે નથી કરતો વાચક વર્ગને ઉપકાર. આમ છતાં પણ સુજ્ઞ વાચકવર્ગ કે વિદ્વાન્ તન્ત્રી તે લેખકના લેખની બહુ ભારી કિંમત થતી હોય તેથી જો ઉપકાર સ્વીકારે તો તેમાં સુજ્ઞવાચકનું ને વિદ્વાન્ તન્ત્રીનું સૌજન્ય પ્રત્યક્ષીભૂત થાય છે. માટે લેખકોના મનમાં જો એવા પ્રકારનો ગર્વ કે પવન હોય તો તે તેઓ જેટલી ત્વરાથી ઓછો કરશે તેટલી ત્વરાથી તેમનો, અને જનસમાજનો ઉત્કર્ષ સધાશે એવું મ્હારૂં નમ્ર માનવું છે. વળી કેટલીકવાર એવું પણ બને છે કે કેટલાક ઉદાર મનના તન્ત્રીઓ પોતાના માસિકમાં પ્રગટ કરવા માટે લખી મોકલેલા લેખ કેવળ નિર્માલ્ય હોય તથાપિ લેખકનો ઉત્સાહ જોઈને અગર તેના લેખમાં ગુપ્ત રહેલાં યશનાં અગર ઉત્તમપણાનાં બીજાંકુરની પ્રતીતિ થવાથી, તેનો એ લેખ પોતાના માસિકમાં પ્રકટ કરે છે તો તે તે સાહિત્યપ્રેમી અને ઉત્સાહી લેખકના ઉત્સાહને માત્ર ઉત્તેજન આપવાના હેતુથી જ. નહિ તેના લેખની અસાધારણ કિંમતથી. ત્યારે હવે ઉપકારની વાત ક્યાં રહી?

ઉપસંહાર.

આ બધી બાબતો ધ્યાનમાં લીધાથી સહજ સમજાશે કે એવા વિચાર ધરાવનારા ગ્રાહકો વા લેખકો એ માટે પોતાને કૃતાર્થ કરે છે ને તન્ત્રી તેમને ઉપકાર કરે છે. લેખકવર્ગનું લક્ષ આ ઉપરાંત એક બીજી વાતપર પણ ખેંચવા યોગ્ય છે; અને તે એ કે કેટલાક મનુષ્યો લેખક થવાની બહુજ ઉતાવળ કરે છે. લેખક તરીકે કીર્તિ મેળવવાની અતિશય ત્વરામાં ને ત્વરામાં તેઓ પોતાના નવા ધંધા માટે ખપની જે લાયકાત છે—જ્ઞાનની, ભાષાશૈલીની વગેરેની લાયકાત—તેનો વિચાર કર્યા સિવાય એકદમ માસિકપત્રોમાં કે વર્તમાન પત્રોમાં લેખો લખી મોકલવાનું કાર્ય આરંભી લે છે! આમાં તેઓની મોટી ભૂલ છે. આમ કર્યાથી તેઓનું જ્ઞાન વૃદ્ધિ પામતું નથી ને સંકુચિત રહે છે, તેથી તેઓ પોતાને તેમ જ જનસમાજને એક પ્રકારનો અન્યાય કરે છે. લેખકે લેખ એવો લખવો જોઈએ કે જેમાં લેખકનાં પોતાનાં પાંડિત્યનાં—વિદ્વત્તાનાં—બણગાં ન ફુંકાયાં હોય—જેમાં આત્મસ્તુતિનાં ગાન ન ગવાયાં હોય—જેમાં અર્ધદગ્ધ સ્થિતિવાળા વિચારોનું—દૌર્જન્યનું, તિરસ્કારનું, ઈર્ષ્યાનું કે ગર્વનું દર્શન જરા પણ નહિ થયલું હોય. સંક્ષેપમાં કહીએ તો ગ્રન્થકર્તામાં જે ગુણ આવશ્યક છે તેજ ગુણોનું આબેહૂબ દર્શન માસિકમાં લેખ લખી મોકલનારનામાં થવું જોઈએ. બાકી ગમે તેવો લેખ લખી દેવો તે કાર્ય તો આ યુગમાં કઠિન છેજ નહિ. લૉર્ડ મોર્લી જેવા મહાબુદ્ધિશાળી વિદ્વાને અને તત્ત્વચિન્તકે મહાન્ બર્કનું જીવનચરિત્ર લખતાં એક સ્થલે કહ્યું છે કે "લેખક થવું હોય તો તે કામ બહુ કઠિન નથી. કલમ, કાગળ, શાહી અને સમય કે અનુકૂળતા

હોય ને થોડુંઘણું જ્ઞાન હોય તો લેખક થઈ શકાય! તેમાં નથી પડતો બહુ દ્રવ્યનો ખપ! કે બુદ્ધિનો!" આ કહેવું બરાબર છે. હાલમાં જે લેખકોની સંખ્યામાં અસાધારણ વધારો થયલો આપણે જોઇએ છિએ તે ઉપલી ઉક્તિના સત્યને સબળ અનુમોદન આપે છે. આ કારણથી લેખકોએ જો ખરેખરી જનસેવા બજાવવી હોય અને તે માર્ગે ખરો યશ સંપાદન કરવો હોય તો પૂર્વોક્ત બધા દોષોથી વિનિર્મુક્ત રહેવા સદા યત્ન કરવો અને જ્ઞાનનો અનુભવનો અને પરિપક્વ ને ઠરેલ વિચારબળનો સંચય કર્યા પછીજ લેખક તરીકે કામ કરવા માટે કલમ હાથમાં પકડવી એ ઉત્તમ આ પ્રમાણે તેઓ કરશે તો મને દૃઢ આશા છે કે આપણા ગુજરાતના સાહિત્યનો સર્વોદય—ઉન્નતિ દિવસ—પાસે આવ્યો એમ કહી શકાશે.*

તા. ૧-૫-૧૯૧૨
અમદાવાદ.

"જ્ઞાનભક્તિ."

---

તા. ક. 'ગુજરાતી' પત્રના સિંહાવલોકનમાં મારા લેખના પૂર્વાર્ધ ઉપર કેટલીક ટીકા થઈ છે તે સંબન્ધમાં ખુલાસો:—

(૧) "trash" લખાણ વિષે જે ઇશારો કરવામાં આવ્યો હતો તે અમુક વ્યક્તિને ઉદ્દેશીને કીધેલો નહોતો. અમુક વ્યક્તિ ઉપર ટીકા કરવી એ મને પ્રિય નથી. ઘણાંએક પત્રોમાં એવું નિર્માલ્ય અને નિરુપયોગી લખાણ મારા વાંચ્યામાં આવતું હતું તેથી એ વિષે ઇશારો કરવાની આવશ્યકતા મને જણાઈ હતી.

(૨) પ્રસ્તુત લેખમાં ઐતિહાસિક વિગતને મેં ગૌણ સ્થાન આપેલ હતું, અને 'વર્તમાન પત્રોની સાહિત્યસેવા' અને 'વર્તમાન પત્રોના તન્ત્રીનું કર્તવ્ય અને જવાબદારી' એ વિષયોને પ્રધાન સ્થાન આપેલ હતું. તેથી ઐતિહાસિક હકીકત સંપાદન કરવાને મેં બહુ પ્રયાસ નહિ કીધેલો હોવાથી એ વિષે ચર્ચા ઉપસ્થિત થઈ તે સ્વાભાવિક હતું. કેટલીક તારીખો સંબન્ધી મારી ભૂલ સુધારવા માટે એ લેખકનો હું ઉપકાર માનુંછું. મેં પણ કોઈક પુસ્તકને આધારેજ તારીખો આપી હતી. છતાં એ ભૂલ કેમ થઈ એ હું કહી શકતો નથી.

---

* આ શીખામણ માત્ર ભાવના તરીકે મેં ઉછરતા લેખકો આગળ મૂકી છે—હું પોતે એમાં કહેલા દોષથી મુક્ત હોવાનો દાવો કરતો નથી. "જ્ઞા."

# નિરાશા પછીની આશા.

(ગઝલ.)

હતી જ્યાં ઘોર રાત્રી ત્યાં ઉષા કેરો ઉદય થાશે,
ભયાનક મૌનને સ્થાને મધુર સંગીત પણ થાશે. ૧

જ્યહાં ધિકતા વિષમ વહ્નિ ત્યહાં અમીબિન્દુડાં સરશે,
સુતાં નિશ્ચેષ્ટ થઇને જે, ફરી કલ્લોલ તે કરશે. ૨

રવિનાં ઉગ્ર રશ્મિથી તપેલી ભૂ ઉપર થાશે
ફરી વર્ષાતણી ધારા, સુગન્ધી વાયુ પણ વાશે. ૩

ભયંકર દુઃખના ભારે નયન પર અશ્રુઓ છલકે,
ફરીથી તે નયન પાછાં અનેરા હર્ષથી મલકે. ૪

નિરાશાની પછી આશા, અશાન્તિની પછી શાન્તિ,
રુદન અંતેજ હર્ષાશ્રુ ધરે કંઇ અવનવી કાન્તિ. ૫

ઉદય ને અસ્તનાં ચક્રો સદા ગતિમાન થઇ રહેછે,
વિપદ સંપદ તણું જોડાં અલગ પણ સાથમાં રહેછે. ૬

વિપત્તિ વ્યાધિઓ ત્યારે ભલે આ વિશ્વમાં રહેજો!
હમો ને જે હમારાં તે ભલે દુખદર્દ પણ સ્હેજો! ૭

પ્રભૂ! સામર્થ્ય એ આપો! સહન કરિયે ત્રિવિધ તાપો!
નિરાશામાં છુપાઈ જે અમર આશા ઉરે થાપો! ૮

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# હાસ્યરસ.

( વડોદરામાં મળેલી ચોથી સાહિત્ય પરિષદ્ આગળ વંચાયલો નિબન્ધ. )

## પ્રસ્તાવના.

આ અગત્યના વિષય સમ્બન્ધી એક વખતે સદ્દગત સાક્ષર શ્રી નવલરામભાઈ તરફથી કેટલીક ચર્ચા કરવામાં આવી હતી, અને એજ વિષય ઉપર હાલ ગુજરાતના એક જાણીતા સાક્ષર તરફથી વધારે વિસ્તૃત અને વિદ્વત્તાભરી ચર્ચા કરવાનું કામ ઉપાડી લેવામાં આવ્યું છે. જે વિષયને આવા સમર્થ વિદ્વાનોને હાથે ચર્ચા પામવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે તેના સમ્બન્ધમાં કેટલાક ઉપલકિયા વિચારો દર્શાવવાની હું આ સ્થળે હિંમત કરૂં છું તેના બચાવમાં જો મ્હારાથી કંઈ પણ કહી શકાય એમ હોય તો તે એટલુંજ છે કે કેટલાક ખાસ સંજોગોને લીધે એ વિષય ઉપર કંઈક વિશેષ વિચાર કરવાની મ્હને જરૂર પડી હતી.

## પ્રયોજન.

આ વિષય સમ્બન્ધી ચર્ચા કરવામાં આવે તેનું ખાસ પ્રયોજન એ છે કે હાસ્યરસવાળાં લખાણોની આપણા સાહિત્યમાં ઘણી ખોટ છે અને એ ખોટ પૂરાવા તરફ આપણું લક્ષ રહે એ ઘણું સ્વાભાવિક છે. એ લક્ષને પરિણામે ખરેખરા હાસ્યરસ વગરનાં અને નિર્માલ્ય લખાણોથી આપણું સાહિત્ય દૂષિત ન થાય પણ ઉત્તમ પ્રકારની રચનાઓ રચાય તેને માટે ખરેખરો હાસ્યરસ કોને કહેવાય તે વિષે શાન્ત અને નિર્વિકાર બુદ્ધિથી ચર્ચા ચલાવવાની ઘણી જરૂર છે.

## રસ.

પણ ખરેખરો હાસ્યરસ કોને કહેવાય એ પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપી શકાય તેને માટે રસ એ શું છે અને હાસ્ય તથા હાસ્યરસ એ એને એકબીજાની સાથે કેવી રીતનો સમ્બન્ધ છે એ પ્રશ્નનો નિર્ણય થવો જરૂરનો છે. રસ એટલે શું એ પ્રશ્નના સમ્બન્ધમાં મમ્મટ વગેરે કાવ્યશાસ્ત્રના ગ્રન્થકારોએ ઘણો ઊંડો વિચાર કરેલો છે, પણ વિસ્તારભયને લીધે એવા પ્રમાણભૂત ગ્રન્થોમાંથી લાંબા ઉતારાઓ આપવાનું કામ હું આ સ્થળે હાથમાં લેતો નથી. એ વિદ્વાનોનાં વચનોનું તાત્પર્ય જણાવીનેજ મ્હારે આ સ્થળે સન્તોષ માનવો પડશે. અને એ તાત્પર્ય એટલુંજ છે કે મનુષ્યના આગલા અનુભવોને પરિણામે રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય વગેરે સ્થાયી ભાવો તેના હૃદયમાં વસતા હોય છે, અને અમુક રચના વડે કરીને અમુક સ્થાયી ભાવનો જ્યારે તેને સાક્ષાત્કાર થાય ત્યારે તેનું હૃદય આર્દ્ર બને છે, પીગળે છે અને રસની નિષ્પત્તિ થયલી કહેવાય છે.

## હાસ્યરસ.

આ પ્રમાણે રસ તે શું છે એ આપણે જોયું. હવે આપણે હાસ્યરસ કોને કહેવાય તેનો વિચાર ચલાવીશું. આપણે ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે રસશાસ્ત્રના મીમાંસકોએ હાસને પણ સ્થાયી ભાવ તરીકે ગણાવ્યો છે. આમ ગણવાનું કારણ સ્પષ્ટજ છે. અમુક માઠો બનાવ બને ત્યારે માણસને જેમ શોક થયા વગર રહેતો નથી તેમ અમુક સારો બનાવ બને ત્યારે તેને હર્ષ પણ થયા વગર રહેતો નથી. હર્ષ કે શોકનો અનુભવ થતાં હસવું કે રડવું આવે એ મનુષ્યમાત્રનું સ્વાભાવિક લક્ષણ છે. હાસ્ય કે રુદન કરવાની ટેવ મનુષ્ય સિવાય બીજાં કોઈ પ્રાણીઓમાં હશે કે નહીં કદાચ એ શંકાસ્પદ ગણાય, પણ મનુષ્યના સમ્બન્ધમાં તો એ વિષે મતભેદનો અવકાશજ નથી. રોમમાં એક વખતે કેટલાક ફિલસુફો (stoics) એવા નીકળ્યા હતા કે જેઓ હર્ષશોકનો ત્યાગ કરવો એવા જિતેન્દ્રિયતાના અકુદરતી ખ્યાલો ધરાવતા હતા. સિનેકાના સમ્બન્ધમાં એવું કહેવાય છે કે નીરો તરફથી એને મૃત્યુની શિક્ષા ફરમાવવામાં આવી ત્યાર પછી મૃત્યુનું દુઃખ ભોગવતાં ભોગવતાં પણ એ ફિલસુફીનાં ભાષણ ચલાવ્યો જતો હતો ! પણ એવા પ્રકારના વર્તનને સર્વ કોઈ અસ્વાભાવિકજ ગણે છે, અને સિનેકાના સમ્બન્ધમાં પણ એ વાત ઘણું ખરૂં એના દંભીપણાના ઉદાહરણ તરીકેજ રજુ કરવામાં આવે છે. જે માણસ હસી શકે નહીં તેનામાં મનુષ્યત્વની એટલી અપૂર્ણતા છે એમ આપણે કહી શકીએ. શેક્સપિયરની કૃતિઓનાં જે વખાણ કરવામાં આવે છે તેનું મ્હોટામાં મ્હોટું કારણ એ છે કે મૂર્ખમાં મૂર્ખ, રે ! દુષ્ટમાં દુષ્ટ માણસ તરફ પણ સમભાવની દૃષ્ટિથી જોઇને તેની સાથે હસી શકે એવું એનામાં સામર્થ્ય હતું. ડાઉડને પોતાના "Shakespeare, His Mind and Art" એ ગ્રન્થમાં શેક્સપિયરના હાસ્યનું વૈવિધ્ય (many-sidedness) બતાવી આપ્યું છે અને એ વિદ્વાને જણાવ્યું છે કે ઉંડી નજરથી જોનારને હમેશાં વિશ્વની રચનામાં હાસ્યનું તત્ત્વ પણ સમાયલું માલમ પડશે. ગંભીર તત્ત્વચિંતકોમાં હાસના સ્થાયીભાવનું પ્રાબલ્ય ન હોવાથી એ અગત્યના તત્ત્વનું તેઓ દર્શન કરી શકતા નથી, અને તેને લીધે તેઓના વિશ્વસમ્બન્ધી વિચારોમાં અમુક પ્રકારની અપૂર્ણતા આવી જાય છે. પણ શેક્સપિયરમાં એવી અપૂર્ણતા ન્હોતી, પ્રાણિમાત્રની સાથે નિખાલસ હૃદયથી એ હસી શકતો હતો. એ કારણથીજ એની કૃતિઓમાં કુદરતનું યથાર્થ પ્રતિબિમ્બ પડેલું આપણા જોવામાં આવે છે.

### હાસ્ય અને હાસ્યરસ.

પણ શું હસવું આવે ત્યારેજ હાસ્યરસ ઉત્પન્ન થયલો કહેવાય ? હાસ્ય અને હાસ્યરસ એ બેની વચ્ચે શું એવો અનિવાર્ય સમ્બન્ધ છે કે જ્યાં હાસ્ય આવે ત્યાં હાસ્યરસ હોવોજ જોઇએ અથવા જ્યાં હાસ્યરસ હોય ત્યાં હાસ્ય આવવુંજ જોઇએ એમ આપણાથી કહી શકાય ? આ પ્રશ્નનો ઉત્તર આપણે નકારમાંજ આપી શકીશું. જીવનમાં અનેક પ્રસંગો એવા બને છે, અનેક લખાણો એવાં વાંચવામાં આવે છે કે જેનાથી આપણને ઘણું હસવું આવે, છતાં

તે પ્રસંગોને અથવા તે લખાણોને હાસ્યરસવાળાં આપણે કહી શકીશું નહિ. લખાણની બાલિશતા જોઇને આપણને કેટલીક વખતે હસવું આવે છે, તે લખાણ આપણને હસાવે છે, પણ તેટલા ઉપરથી તે લખાણમાં **હાસ્યરસ** છે એવું આપણાથી કહી શકાશે નહિ. નાટકોમાં ફારસો ઘણા આવે છે તે કેટલીક વાર આપણને પેટ પકડીને હસાવે છે, છતાં ઘણી વખતે તે ફારસોથી જોઇએ તેવો આનન્દ આપણને મળતો નથી, રે ! બીલકુલ આનન્દ મળતો નથી અને ઉલટો કંટાળો આવે છે એમ કહીએ તો તે પણ ખોટું નથી. એવી સ્થિતિમાં હાસ્યનું તત્ત્વ પુષ્કળ હોવા છતાં હાસ્યરસની નિષ્પત્તિ થઈ નથી એમજ આપણે કહેવું પડશે. એથી ઉલટું, જ્યાં હાસ્યરસ હોય ત્યાં આગળ હમેશાં ખડખડ હસવું આવે એમ પણ બનતું નથી. એડીસનનો " Fans " ( પંખાઓ ) ઉપરનો નિબંધ, સ્ટીલનો " The Ugly Club " ( બેરોળ માણસોની સભા ) એ નામનો નિબંધ, શેક્સપિયરના " હૅમ્લેટ " માંનો " grave-digger " ( કબર ખોદનાર ) નો પ્રવેશ, એ સર્વ રચનાઓ આપણને ખડખડ હસાવે એવી નથી. એ રચનાઓ હાસનો જે સ્થાયી ભાવ આપણા હૃદયમાં હોય તેનો સાક્ષાત્કાર કરાવીને ચિત્તને વધારે પ્રફુલ્લ બનાવે છે અને એટલેથીજ અટકે છે; છતાં એમાં હાસ્યરસ છે અને તે પણ ઘણા ઉંચા પ્રકારનો છે એ વાતની કોનાથી ના પાડી શકાશે ?

હાસ્ય ઉત્પન્ન કરે એવી કૃતિમાં જો બીજી ઉત્કૃષ્ટ રચનાઓની પેઠે અલૌકિક આનન્દ આપવાનું સામર્થ્ય ન હોય તો તેમાં હાસ્યરસ છે એમ આપણાથી કહી શકાય નહીં એ આપણે જોયું. છતાં **હાસ્ય અને હાસ્યરસ એ બેની વચ્ચે ઘણોજ ગાઢો સમ્બન્ધ છે એની કોઇથી પણ ના પાડી શકાશે નહીં; અને જે કૃતિમાં હાસ્યરસ હોય તે કૃતિ આપણને ઘણીખરી વાર તો ખડખડ હસાવેજ છે એવું સાધારણ રીતે આપણાથી નિર્ભયપણે કહી શકાશે.** આ નિયમ સાહિત્યમાં એટલો બધો પ્રચલિત છે અને એના દાખલાઓ ડિકન્સ, માર્ક ટ્વેન, સ્વિફ્ટ, મોલિયર વગેરે સમર્થ લેખકોની કૃતિઓમાંથી એટલા મળી આવે એમ છે કે તેનાં ઉદાહરણ આપવાની જરૂર સાધારણ રીતે કોઇને પણ લાગે નહીં. છતાં " હાસ્ય અને હાસ્યરસ એ બેની વચ્ચે આસ્માન અને જમીન જેટલો અંતર છે " એવું અદ્ભુત અને આધાર વગરનું વાક્ય કેટલીક વાર ઉચ્ચારવામાં આવે છે તેને લીધેજ એ વિષયનાં એક બે સંક્ષિપ્ત ઉદાહરણો ટાંકવાની આ સ્થળે જરૂર પડે છે. પહેલું ઉદાહરણ મોલિયરના " Le Mariage Forcé " ( જોરજુલમનાં લગ્ન ) એ નામના નાટકમાંથી હું લઇશ. એ નાટકના પહેલા અંકનો ચોથો પ્રવેશ વધારે હાસ્યરસવાળો છે, પણ વિસ્તારભયને લીધે એ પ્રવેશ ન લેતાં એજ અંકનો પાંચમો પ્રવેશ આપની આગળ રજુ કરીને હું સન્તોષ માનીશ. એ પ્રવેશમાં ' અમુક સ્ત્રીની સાથે પોતે પરણવું કે નહીં ? " તેના સમ્બન્ધમાં માર્ફુરિયસ નામના ફિલસુફની સલાહ લેવાને સ્ગેનેરેલ નામના ગૃહસ્થ તેની પાસે આવે છે. એ બેની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થાય છેઃ—

ફિલસુફ—કેમ, ભાઈ ! તમારૂં આગમન શેને માટે થયું છે ?

ગૃહસ્થ—સાહેબ, એક ન્હાની સરખી બાબતમાં આપની સલાહ લેવાની મ્હારે જરૂર પડી

છે, અને તેથી હું આપની પાસે આવ્યો છું. (સ્વગત) આ બાઈ કંઈ ઠીક જણાય છે ખરા. આપણે વાત કરીએ ત્યારે એ શાન્ત રહીને આપણું કહ્યું સાંભળે તો છે.

ફિલસુફ—માસ્તર, ત્હમારી બોલવાની રીત ત્હમે લગાર સુધારો તો સારૂં. હમારી ફિલસુફીમાં એવું કહ્યું છે કે કોઈ પણ સિદ્ધાન્ત બહુ ચોક્કસ રીતે મૂકવો નહીં; દરેક બાબતમાં સંકોચ રાખીને બોલવું; પોતાનો અભિપ્રાય દર્શાવવાનું હંમેશાં મુલ્તવી રાખવું; અને એ નિયમ પ્રમાણે 'હું આવ્યો છું' એમ નહીં, પણ 'હું ધારૂં છું કે હું આવ્યો છું' એમ ત્હમારે કહેવું જોઇએ.

ગૃહસ્થ—હું ધારૂં છું?

ફિલસુફ—હા.

ગૃહસ્થ—પણ 'હું એમ ધારૂં છું' તેનું કારણ શું? હું ધારૂં છું, કારણ કે હું ખરેખરો આવ્યોજ છું.

ફિલસુફ—ત્હમે ધારો છો તેટલા ઉપરથી ત્હમે આવ્યાજ છો એમ કંઈ ફલિત થતું નથી; કારણ કે ત્હમે ધારતા હો, છતાં ત્હમે ખરેખરા ન આવ્યા હો એ બનવા જોગ છે.

ગૃહસ્થ—શું! હું અહીં આવ્યો છું એ વાત ચોક્કસ નથી?

ફિલસુફ—ના. એ વાત અનિશ્ચિત છે, અને આપણે દરેક વિષયમાં સંશયાત્મક વૃત્તિ રાખવી જોઇએ.

ગૃહસ્થ—શું! હું અત્યારે અહીં આવેલો નથી? શું હું ત્હમારી સ્હામે ઊભો રહીને ત્હમારી સાથે વાત કરતો નથી?

ફિલસુફ—મ્હને એમ લાગે છે કે ત્હમે અહીં આવેલા છો, અને હું ધારૂં છું કે હું ત્હમારી સાથે વાત કરૂં છું, પણ એમ છેજ એવું કંઈ ચોક્કસ કહી શકાય નહીં.

ગૃહસ્થ—રે! ત્હમે મ્હારી મજાક કરો છો કે શું? હું આ અહીં ઊભેલો છું અને ત્હમે મ્હારી સ્હામે ઉભેલા છો એ વાત ઉઘાડી છે, અને એમાં કંઈ હું ધારૂં છું ને મ્હને લાગે છે ને એવો કંઈ સવાલજ નથી. મહેરબાની કરીને આપ એ સઘળા ગહન વિચારો છોડી દો, અને મ્હારી વાત સાંભળો. હું ત્હમને એવું કહેવા આવ્યો છું કે મ્હારે પરણવાની ઇચ્છા છે.

ફિલસુફ—હું કંઈ એ વિષે જાણતો નથી.

ગૃહસ્થ—પણ હું ત્હમને જણાવું છું.

ફિલસુફ—તે હશે.

ગૃહસ્થ—જે કન્યાની સાથે મ્હારી પરણવાની ઇચ્છા છે તે ઘણી જુવાન અને ખુબ સુરત છે.

ફિલસુફ—એમાં કંઈ અસંભવિત નથી.

ગૃહસ્થ—ત્યારે હું તેની સાથે પરણું તો સારૂં કે નઠારૂં ?

ફિલસુફ—એમાંથી એક તો ખરૂંજ.

ગૃહસ્થ—(સ્વાગત) રે! અહીં વળી જુદોજ રંગ છે. (ફિલસુફ ભણી જોઈને) હું ત્હમને પૂછું છું કે જે કન્યા વિષે મ્હેં ત્હમારી આગળ વાત કરી, તેની સાથે હું પરણું તો સારૂં થાય કે નહીં ?

ફિલસુફ—તે તો જે થાય તે ખરૂં.

ગૃહસ્થ—ત્યારે હું પરણું તે નઠારૂં ?

ફિલસુફ—હા, કદાચ એમ પણ હોય.

ગૃહસ્થ—હું આપને વિનંતિ કરૂં છુ કે આપ મ્હને બરાબર જવાબ આપો.

ફિલસુફ—મ્હારી ધારણા એમજ કરવાની છે.

ગૃહસ્થ—એ છોકરી તરફ મ્હારો ઘણો પ્રેમ છે.

ફિલસુફ—સંભવિત છે.

ગૃહસ્થ—એના બાપે પણ લગ્નની કબુલાત આપી છે.

ફિલસુફ—આપી હશે.

ગૃહસ્થ—પણ મ્હને બ્હીક એ રહે છે કે એને પરણીને હું મૂરખ તો નહીં બનું !

ફિલસુફ—સંભવિત છે.

ગૃહસ્થ—ત્હમે એ વિષે શું ધારો છો ?

ફિલસુફ—એમાં કંઈ અસંભવિત નથી.

ગૃહસ્થ—પણ ત્હમે જો મ્હારી જગાએ હો તો ત્હમે શું કરો ?

ફિલસુફ—તે હું જાણતો નથી.

ગૃહસ્થ—મ્હને ત્હમે શું કરવાની સલાહ આપો છો ?

ફિલસુફ—ત્હમારી ધારણામાં આવે તે

ગૃહસ્થ—ત્હમે તો મ્હને ગાંડો બનાવી મૂકશો!

ફિલસુફ—મ્હારે કંઈ એમાં લેવા દેવા નથી.

ગૃહસ્થ—હત ત્હમારૂં ભલું થાય!

ફિલસુફ—તે તો જે થવાનું હશે તેમજ થશે.

ગૃહસ્થ—( સ્વગત ) આ માણસ કેવો મૂર્ખ છે! ખરેખરો વેદિયો ઢોર! અલ્યા! હવે ત્હને બતાવી આપું છું. હરામખોર! ( ફિલસુફને મારે છે. )

ફિલસુફ—ઓ મા! ઓ રે! હાય, હાય, હાય!

ગૃહસ્થ—લેતો જા, લેતો જા. હવે, ત્હને ત્હારા ડહાપણનો બદલો મળ્યો, અને મ્હને સન્તોષ થયો.

ફિલસુફ—વાહ! આ તે કંઈ રીત! મ્હારૂં આવું અપમાન! મ્હારા જેવા ફિલસુફને આમ મારતાં ત્હને કંઈ શરમ ન લાગી?

ગૃહસ્થ—મહેરબાની કરીને ત્હમારી બોલવાની રીત સુધારજો. દરેક વિષયમાં માણસે સંશયાત્મક વૃત્તિ રાખવી જોઇએ! અને "મ્હને માર્યો" એમ નહીં પણ "હું ધારૂં છું કે મ્હને માર્યો" એ પ્રમાણે ત્હમારે બોલવું જોઇએ.

ફિલસુફ—રે! મેજીસ્ટ્રેટની પાસે જઇને હું હમણાં ફરિયાદ કરૂં છું કે ફલાણાએ મ્હને માર માર્યો.

ગૃહસ્થ—એમાં મ્હારે કંઈ લેવાદેવા નથી.

ફિલસુફ—માર પડ્યાની નિશાની હજી મ્હારા શરીર પર છે.

ગૃહસ્થ—તે હશે.

ફિલસુફ—મ્હારૂં આવું અપમાન કરનાર તુંજ છે.

ગૃહસ્થ—એમાં કંઈ અસંભવિત નથી.

ફિલસુફ— હું ત્હારે માટે સમન્સ કઢાવીશ.

ગૃહસ્થ—હું કંઈ એ વિષે જાણતો નથી.

ફિલસુફ—ત્હને એનું ફળ મળશે.

ગૃહસ્થ—તે તો જે થાય તે ખરૂં.

ફિલસુફ—હું ત્હને બતલાવી આપીશ! મ્હને એક વાર જવા દો! ( એમ કહીને ફિલસુફ ચાલ્યો જાય છે. )

બીજું ઉદાહરણ આપણે ગોલ્ડસ્મિથના " She Stoops to Conquer " માંથી લઇશું. મિસ હાર્ડકેસલની સાથે મિસ્ટર હેસ્ટિંગ્સ પોતાના શરમાળ મિત્ર મિસ્ટર માર્લોની ઓળખાણ કરાવે છેઃ—

હેસ્ટિંગ્સ—મિસ હાર્ડકેસલ, મિસ્ટર માર્લો. પિછાન થતાં ને વાર એકબીજા તરફ મહતની લાગણીથી જોઈ શકે એવાં બે ગુણવાન્ માણસોને એકબીજાની સાથે ઓળખાણ કરાવતાં મ્હને ઘણો આનન્દ થાય છે.

મિસ હાર્ડકેસલ—(સ્વગત ) હવે હાવકાં હુમકાં બની જઇને આપણા શરમાળ સદ્ગૃહસ્થનો બરાબર એનીજ રીત પ્રમાણે સત્કાર કરવાને તૈયાર થઈ જઇએ. ( ક્ષણવાર શાન્તિ રહે છે તે દરમ્યાન મિસ્ટર માર્લો ઘણા અસ્વસ્થ અને ગુંચવાયલા જણાય છે ) સાહેબ, ત્હમે સહીસલામત આવી પહોંચ્યા તે જોઇને મ્હને ઘણોજ આનન્દ થયો છે. મ્હેં સાંભળ્યું કે રસ્તામાં ત્હમને કેટલીક અડચણ પડી હતી ?

મિસ્ટર માર્લો—નહીં, બહુ અડચણ નથી પડી. હા, કેટલીક પડી હતી ખરી. હા, ઘણી પડી હતી. દિલગીરી—નહીં—આનન્દ એટલો થાય છે કે એ સઘળી અડચણોનો અન્ત આવો સારો આવ્યો. ઉહું '

હેસ્ટિંગ્સ ( માર્લોને )—જિંદગીમાં તું કોઈ દહાડો આવું સારૂં નથી બોલ્યો. એજ પ્રમાણે ચલાવ્યો જજે, એટલે ત્હારૂં કામ ફત્તેહ.

મિસ હાર્ડકેસલ—સાહેબ, ત્હમે તો અમસ્યું મ્હને સારૂં લગાડવાને કહેતા હો એમ જણાય છે. ત્હમે સારા સારા લોકમાં ફરેલા તેને આ ગામડાના એક ખુણામાં ને ક્યાંથી આનન્દ મળી શકે ?

માર્લો ( હિંમત રાખીને )—હાજી, હું દુનિયામાં ફર્યો છ હર્યો છ ખરો; પણ બહુ માણસોના પરિચયમાં આવવાની દરકાર મ્હેં નથી રાખી. બીજાઓ દુનિયાની મઝાહ મેળવતા હોય ત્યારે તેનું આઘા રહીને અવલોકન કરવું એવીજ રીત મ્હેં રાખી છે.

મિસ હાર્ડકેસલ—પણ કહે છેની કે દુનિયાની મઝાહ મેળવવાનો ખરેખરો રસ્તો એજ છે?

હેસ્ટિંગ્સ ( માર્લોને. )—સિસેરો આના કરતાં વધારે સારૂં નથી બોલ્યો. એક વાર ફરીથી; એટલે ત્હારો બેડો પાર.

માર્લો ( હેસ્ટિંગ્સને ) ઉહું ! ત્યારે તું મ્હારી પાસે ઉભો રહે, અને હું ગુંચવાઉં એટલે એક બે શબ્દ વચમાં બોલજે, કે મ્હારૂં ગાડું અટકી ન પડે.

મિસ હાર્ડકેસલ—મ્હને લાગે છે કે આપની પેઠે દુનિયાનું જેઓ આઘેથીજ અવલોકન કરતાં હોય તેઓને ઘણી વાતનો અસન્તોષ થતો હશે, કારણ કે દુનિયામાં પોતાને પસંદ ન પડે એવું ઘણું તેઓના જોવામાં આવતું હશે.

માર્લો—નાજી, મ્હારે એમ નથી. હું તો હમેશાં આનન્દ પામવાનેજ ઉત્સુક રહું છું. ઘણાંખરાં માણસોની મૂર્ખાઈ સન્તાપના કરતાં ઉપહાસને પાત્ર વધારે હોય છે.

હેસ્ટિંગ્સ ( માર્લોને )—શાબાસ, શાબાસ! ત્હારી આખી જિંદગીમાં તું આવું સરસ કોઈ દિવસ નથી બોલ્યો. વાર, મિસ હાર્ડકેસલ, મ્હને લાગે છે કે ત્હમને અને મિસ્ટર માર્લોને વાતચીતનો આનન્દ ઠીક મળશે. હું ધારૂં છું કે હમે અહીં હોઇશું તો ત્હમારી વાતચીતમાં નકામાં ગુંચવણ રૂપ થઈ પડીશું.

માર્લો—નહીં રે, મિસ્ટર હેસ્ટિંગ્સ, જરાએ નહીં. ત્હમારી કંપની તો હમને ઘણીજ ગમે છે. ( હેસ્ટિંગ્સને ) જ્યૉર્જ, તું સમાલજે હોં! હમને એકલાંને મૂકીને ત્હારાથી જવાયજ કેમ?

હેસ્ટિંગ્સ—હમારી હાજરીમાં વાતચીત કરવી ત્હમને બરાબર નહિ ફાવે, માટે હમે બીજેના રૂમમાં જઇશું. ( માર્લોને ) ભલા માણસ, તું વિચાર નથી કરતો કે હમારે પણ હમારી પોતાની કંઈ પંચાત હોય કે નહીં? (જાય છે).

મિસ હાર્ડકેસલ ( થોડીક વાર રહીને )—પણ હું ધારૂં છું કે ત્હમારો સઘળો વખત દુનિયાનું દૂરથીજ અવલોકન કરવામાં નહીં ગયો હોય. હું ધારૂં છું કે સ્ત્રીઓનું સન્માન કરવામાં પણ ત્હમારો કેટલોક વખત રોકાયો હશે.

માર્લો ( પાછો ગભરાઈ જઈને )—નાજી, અત્યાર સુધી તો મ્હેં—મ્હેં—મ્હેં—તેઓની—પ્રીતિને—અં—પાત્ર થવાનોજ પ્રયત્ન કર્યો છે.

મિસ હાર્ડકેસલ—પણ કેટલાક કહે છે કે એવો પ્રયત્ન કરવો એ તો એ પ્રીતિ મેળવવાનો સૌથી નઠારો રસ્તો છે.

માર્લો—કદાચ એમ હશે. પણ સ્ત્રીજાતિમાં જેઓ વધારે ઠરેલ અને ડાહ્યાં હોય તેઓની સાથેજ વાતચીત કરવાનું મ્હને પસંદ છે. પણ મ્હને લાગે છે કે હું હવે ત્હમને કંટાળો આપનારો થઈ પડું છું.

મિસ હાર્ડકેસલ—નહીંજી, જરાએ નહીં. ડાહ્યી રીતે વાતચીત કરવાનું મ્હને ઘણુંજ ગમે છે. એવી વાતચીત સાંભળતાં હું કદી કંટાળતીજ નથી. ખરેખર, મ્હને કેટલીક વાર બહુ નવાઈ લાગે છે કે જે હૃદય સુધી પ્હોંચતી ન હોય એવા ખાલી ગમ્મતોમાં કોઈ પણ વિચારશીલ માણસને કેમ રસ પડતો હશે?

માર્લો—એ—એ—એક જાતનો વ્યાધિ છે—મનનો. જગતમાં ભિન્ન ભિન્ન રુચિનાં માણસો હોય છે તેમાં કેટલાકને એવું હોય કે—અં—જે—અં—

મિસ હાર્ડકેસલ—હું ત્હમારા કહેવાનો ભાવાર્થ સમજી. જગતમાં કેટલાક એવા હોયજ કે જેઓ વધારે ઉંચા પ્રકારના આનન્દોનો ઉપભોગ ન કરી શકે, અને તેથી જે આનન્દ પોતાને ન મળી શકે તેના તરફ તેઓ તિરસ્કાર બતાવે એવું ઘણી વાર બને છે.

માર્લો—હું એજ કહેવા માંગતો હતો. પણ મ્હારા કરતાં ત્હમે તે ઘણી સારી રીતે કહી બતાવ્યું. અને મ્હારે કલા વગર નથી ચાલતું કે—જે છે તે—અં—.

મિસ હાર્ડકેસલ—(સ્વગત) આ માણસ કોઈ કોઈ વખતે ધૃષ્ટ થતો હશે એ વાત કોણ માની શકે? (માર્લોને) ત્હમે, સાહેબ! એવું કહેવા જતા હતા કે—

માર્લો—હા, હું એમ કહેવા જતો હતો કે—કે—ખરેખર, હું શું કહેવા જતો હતો તે હવે મ્હને યાદ આવતું નથી.

મિસ હાર્ડકેસલ—(સ્વગત) ને મ્હને પણ ક્યાં યાદ છે? (માર્લોને) ત્હમે; સાહેબ, કંઈ એવું કહેવા જતા હતા કે આ દંભી દુનિયામાં—કંઈ દંભ વિષે ત્હમે બોલતા હતા.

માર્લો—હા. આ દંભી દુનિયામાં એવા કોઈકજ હોય છે કે જેઓના સમ્બન્ધમાં ચોક્કસ તપાસ કરતાં—છે તે—છે તે—છે તે—

મિસ હાર્ડકેસલ—હું ત્હમારા કહેવાનો ભાવાર્થ બરાબર સમજી છું, સાહેબ.

માર્લો—(સ્વગત) ખરેખર! મ્હારા કહેવાનો ભાવાર્થ હું પોતે તો સમજતો નથી!

મિસ હાર્ડકેસલ—ત્હમારા કહેવાની મતલબ એ છે કે, આ દંભી દુનિયામાં એવા થોડાજ હોય છે કે જેઓ ખાનગીમાં પોતે જે કર્મ કરતા હોય તેનીજ જાહેરમાં નિન્દા કરતા નથી, અને તેઓ એમ ધારે છે કે નીતિનાં વખાણ કીધાં એટલે પછી નીતિના સમ્બન્ધમાં પોતાને બીજું કંઈ કરવાનું બાકીજ રહેતું નથી અને નીતિની પ્રશંસા કરવા ઉપરાંત પોતાના વર્તનમાં નીતિમાન્ થવાની બીલકુલ જરૂરજ નથી.

માર્લો—હા, એમજ છે. જેઓ મ્હોંડેથી નીતિની બહુ વાતો કરતા હોય તેઓના હૃદયમાં નીતિનું તત્ત્વ ઘણું થોડું હોય છે; પણ મ્હારી ખાત્રી છે કે હવે ત્હમને મ્હારાથી કંટાળો આવતો હશે.

મિસ હાર્ડકેસલ—નહીંજી, જરાએ નહીં. આપની બોલવાની ઢબમાં કંઈક એવી મીઠાશ છે, કંઈક એવું ચેતન છે—મહેરબાની કરીને, સાહેબ, આપની વાત આગળ ચલાવો.

માર્લો—હા. હું એમ કહેતો હતો કે કેટલાક પ્રસંગો ઉપર હિંમતની તદ્દન ખામીને લીધે પેલી સઘળી જે છે તે જતી રહે છે અને આપણને જે છે તે–છે તે–છે તે–

મિસ હાર્ડકેસલ—હું ત્હમારી સાથે બરાબર મળતી આવું છું. કેટલીક વખતે હિંમતની ખામી એ અજ્ઞાનનું સ્વરૂપ ધારણ કરે છે અને જે વખતે આપણું ચઢિયાતાપણું બતાવી આપવાનો આપણને ખાસ લાભ હોય છે તે વખતેજ આપણને ફસાવી દે છે. હું વિનંતિ કરું છું કે આપની વાત આગળ ચલાવો.

માર્લો—હાજી; નીતિના દૃષ્ટિબિન્દુથી વાત કરતાં-પણ પાસેના રૂમમાં મિસ નેવિલ આપણી રાહ જોતાં જણાય છે. આપનો વખત વધારે રોકવા હું માંગતો નથી.

મિસ હાર્ડકેસલ—હું, સાહેબ, ખાત્રીપૂર્વક કહું છું કે આખી જિંદગી કોઈ દિવસ મ્હને આટલો આનન્દ મળ્યો નથી. મહેરબાની કરીને આપની વાત આગળ ચલાવો.

માર્લો—હાજી. હું-પણ એ આપણને નિશાની કરીને બોલાવે છે. હું આપને ત્યાં આગળ તેડી જાઉં?

મિસ હાર્ડકેસલ—ઠીક, ત્યારે. ત્હમારી એમજ મરજી છે તો હું આવું છું.

માર્લો—(સ્વગત) આ સાદી વાતચીતે તો મ્હને ખરેખરો થકવી નાંખ્યો.

(જાય છે.)

મિસ હાર્ડકેસલ—(સ્વગત) હા! હા! હા! આવી ગંભીર અને હાવકી વાતચીત કોઈ બે જણની વચ્ચે કદી થઈ હશે ખરી? મ્હારી ખાત્રી છે કે આટલા બધા વખતમાં એણે મ્હારા મ્હાસું પણ ભાગ્યેજ જોયું હશે. પણ એના હદબહારના શરમાળપણાને બાદ કરીએ તો બીજી રીતે માણસ ઠીક જણાય છે. એનામાં બુદ્ધિ સારી છે, પણ ને ભય અને સંકોચને લીધે એવી દટાઈ ગઈ છે કે મૂર્ખતાના કરતાં પણ એ બુદ્ધિ વધારે કંટાળો આપનારી થઈ પડે છે. જો એનામાં લગાર હિંમત આવે એટલું હું કરી શકું તો અમુક માણસની મ્હેં એક ઉપયોગી સેવા બજાવેલી ગણાશે. પણ એ અમુક માણસ તે કોણ? એ પ્રશ્નનો જવાબ ખરેખર મ્હારાથીજ આપી શકાય એમ નથી.

(જાય છે.)

(અપૂર્ણ.)

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# માણસોની અવસ્થાઓ.

## ૫.

### પુષ્પાવસ્થા.

( અનુસન્ધાન પૃ૪ ૪૪૮ થી. )

પુષ્પાવસ્થાના નિબંધને ભાવનામય સ્વરૂપ નહીં આપવાનું મુશ્કેલ છે. મનુષ્ય શબ્દ જ ભાવના સૂચવે છે. અમને લાગે છે કે સર્ગ શક્તિવાળા પુરૂષો વિરલ હોય છે. પરંતુ દરેક માણસની શક્તિઓના મ્હારમાં માનુષિજીવન અને સ્વભાવને મહાન્ કરનારા ગુણો દુર રહેતા નથી.

આ ગુણોની સમાલોચના કરતાં આપણને જણાય છે કે તેમાંનો સૌથી પ્રથમ-અગત્યતામાં પહેલો નહીં, પરંતુ પ્રવેશક તરીકે પહેલો-જ્ઞાનનો છે. પુષ્પ માણસ ચીજો જેવી હોય છે તેવી જુવે છે. જીંદગીને દ્રઢતાથી અને આખી જોવી, એ મૃત માનુષિ શક્તિઓના ગજા ઉપરાંતની ભાવના છે. પરંતુ ડાહ્યો માણસ આસપાસ જુવે છે એ આ ભાવનાનું સત્વ છે. તે પોતાના આંતરમાં પણ ગ્રીક મહાત્માની સલાહ પ્રમાણે જુવે છે, કે જેથી તે પોતાની જાતને ઓળખી શકે. જાતને ઓળખવી અને દુનિયાને ઓળખવી, અને ઉંડી ખાસિયતો મ્હાવરાથી કેળવીને, તે વ્યવહારિક શું છે તેનો ન્યાય કરે છે અને તે નિરર્થક સ્વપ્નાઓમાં વખત ગુમાવતો નથી.

તેનો સદ્ગુણ એક જલદ લાગણી નહીં પણ ટેવ છે. તેનું શું મૂલ્ય બેસે છે તે તે જાણે છે, પરંતુ તેની પસંદગી તેમ ચલાવવાને નક્કી થયેલી છે. તે પોતાની જાતને વિસરતો નથી કે પોતાની જાતનો વિચાર કરતો નથી. તે કર્મની અગત્યતા જાણે છેઃ—

> Alles kann der elder leisten
> Der versteht und rasch ergreift. *

અને આનંદ કે કિર્ત્તિનો તિરસ્કાર ન કરતાં તે વિશ્વંભરને માથે છોડે છે. તેનો હિસ્સો કર્મ કરવાનો છે. જો તેની ભુલો છે તો તે તે પશ્ચાતાપ કે બળતણા વિના સુધારે છે.

જો આ ગુણો મોટાં પ્રમાણમાં વિરલ હોય તો, ઘણા માણસો છે કે જેઓ તેના ચિન્હ બતાવે છે. અને આ ચિન્હથી આપણે પુષ્પાવસ્થાને યુવાવસ્થાથી જુદી પાડીયે છીએ. અનુભવ તેમને પોષે છે. પરંતુ મનુષ્યે સંપૂર્ણ બનાવવાને કેટલા બધા અનુભવની જરૂર છે?

* વીર સઘળું પરીપૂર્ણ કરે છે. જે ચીજો સમજે છે અને કર્મમાં ત્વરીત છે.

તેણે દુનિયાનો કોઈ પણ ખુણો સારી પેઠે જાણવો જોઇએ. તેણે મુસાફરી પણ કરેલી હોવી જોઇએ. જીંદગીના તબક્કાઓ એકમેકમાંથી કેવી રીતે પસાર થઈ જાય છે તે પણ તેણે જોયેલું હોવું જોઇએ. સમાજના કુંડાળાઓ કેવી રીતે ફરે છે! તેણે ભય જાણ્યો અને જીત્યો હોવો જોઇએ, તેણે લાલચ અને શોક પણ જીત્યા હોવા જોઇએ. તે પણ જરૂરનું છે કે તેણે ફતેહ અને આનંદ પણ જોયા હોવા જોઇએ. તેણે વહીતરાઓ સાથે વહીતરૂં કરેલું હોવું જોઇએ, અને જોખમદારીના સખ્ત પાઠો શિખેલા હોવા જોઇએ. તેણે આ ચીજો જાતે શીખેલી હોવી જોઇએ; કેમકે, બીજા અનુભવીઓ આ પુસ્તકોથી શીખી શકતો નથી.

આ અનુભવના માર્ગમાં કંઈ થોડી મુશ્કેલીઓ નથી. આપણી બધી કસોટીઓના ઇતિહાસમાં આપણી પ્રથમ આંખો ખુલવા જેટલું કંઈ પણ ભયદાતા નથી. જ્યારે પ્રથમ આપણે આપણી મર્યાદા અને આપણા સહગામીઓની મર્યાદા તેમની કૃતઘ્નતા આળસ મૂર્ખાઈ અને મગરૂરી જાણીએ છીએ, ત્યારે આપણે બધા આપણી ભાવના ત્યજી દેવા લલચાઇએ છીએ. સ્વાર્થ અને દોષદૃષ્ટિ પોતે વ્યવહાર કુશળતા જેવા જણાય છે. આપણા કે બીજાના દોષો આપણને જણાય છે કે આપણે એક સરખી રીતે શસ્ત્રો નીચે મુકી દઇએ છીએ. આપણે આપણી વિદ્વતા જમીનમાં દફન કરીયે છીએ.

આવી અંતિમ નિરાશા બહુ સામાન્ય નથી, પરંતુ નીચી ભાવનાઓ ઘણી સાધારણ છે. ઘણા માણસો માટે જીંદગીના તરફડીયા ઘણા જબરા હોય છે. તેઓ તે મહા સૈન્યમાં જોડાય છે કે જેમની યુવાવસ્થા એક ભુલ જેવી, પુખ્તાવસ્થા તરફડીઆ જેવી, વૃદ્ધાવસ્થા શોક જેવી હોય છે. ખાસ કરીને તેઓ યુવાનો સાથે સબુરી ગુમાવે છે, તેમને સલાહ આપવાની ના પાડે છે, અતિસ્પોકતી વાળી ભાવનાઓથી તેમને દુર કરે છે અને તેમને સંજોગોની ચાબુકને સ્વાધિન કરે છે.

જ્યારે પુખ્તાવસ્થા આ માર્ગે લે છે ત્યારે કેવી ગંભિર ભુલ થાય છે? કારણ કે ઘણી વખત પુખ્તાવસ્થા કે જે જીંદગીનો સૌથી ઓછામાં ઓછો આકર્ષક તબક્કો છે તે તેના ખરા ઉચ્ચ સ્થાને પ્હોંચાડી શકાય છે. તેને તેના ખાસ હક્કો ભોગવવા દો! મૂર્ખ યુવાનો "આગળ વધો" એ શબ્દ વાપરે છે તેવી રીતે નહીં પણ દૃઢતા અને જ્ઞાનના વિશ્વાસથી તેને તેનો મુદ્રાલેખ રાખવા દો! ખરેખર, સઘળા માણસો એવા દુઃખી નથી કે ભવિષ્યમાં તેમને ગેરે કંઈ કરવાને અવકાશ ન હોય! અંધકારમય ઐતિહાસિક તબક્કાઓ કમનસીબ જીંદગીઓ છે. પરંતુ સઘળું અસ્તિત્વ એટલું બધું એકલવાયું નથી. પોતાના શ્રમના ફળો પાકતાં જોવું એ મધ્યમાવસ્થાનું સુખ છે. Nulla dies sine linea આ સિદ્ધાંતની મુખમુદ્રાવાળી યુવાવસ્થાનું સુખ કોને ઇચ્છીત નથી? અને પુખ્તાવસ્થાને તેની તરફેણમાં લાંબા માર્ગનું ભાવિ છે. એક વખત યુવાવસ્થાનો જ્વર ગયો એટલે પુખ્તાવસ્થાના ચાલીશ ઉપયોગી વર્ષો આપણી સમિપમાં છે.

* કોઈ પણ દિવસ રૂપરેખા—ચિન્હ વિનાનો નહીં.

Alt marden steht in Gottes Gunst,
Jung bleiben, das ist Leben's Kunst. *

"હું તો એમ કહીશ કે વૃદ્ધ થવું એ તો જીંદગીની કળા છે; તમારી શક્તિઓ શોધવી અને તેમનો ઉપયોગ કરવો; પ્યાલો હાંકી કહાડવા અને સત્યના ખડક ઉપર ઉભાં રહેવું.

માણસો પોતાની યુવાવસ્થા ઉપર વિશ્વાસ મુકે છે, તેમાં આપણે જવા દીધેલા સંજોગો, ચિત્રોના મરણ માટે શોક, અને કમ થતી શક્તિઓ માટે કચવાટ સાંભળીયે છીએ. આપણું ભવિષ્ય બંધાઈ ચુક્યું છે તેને માટે મંદ પડતી લાગણી પણ હોય છે; તુરંગી આશાઓના દિવસ વહી ગયા છે. તેનાથી ધાઢો થતો ફેરફાર અને નાશના વિચારમાંથી ઉત્પન્ન થતો શોક હોય છે. જે દિવસો વહી ગયા તેનું દિવ્ય રહસ્ય! આપણા આત્માઓમાંથી કોઈ પણ રીતે આપણે આ હાંકી કહાડી શકીયે તેમ નથી કોઈ પણ ફીલસુફને એમ કરવાની કોશિપની જરૂર નથી. તે મનુષ્યને માટે અયોગ્ય શોક નથી. તે તેના હૃદયમાં ઇશ્વરી સંદેશો છે. અને સઘળા માણસોએ થોડાક કલાકો પ્રાર્થનાને માટે ફાજલ રાખવા જોઇએ, તેથી આ વિષય દુષિત નથી. જીવનનું દિવ્ય રહસ્ય ફરી આપણને કર્મનું આવાહન કરે છે, વ્યય થયેલા કાળની યાદદાસ્ત આપણને વર્ત્તમાનનો ઉપયોગ કરવાનું ફરમાવે છે.

પુખ્તાવસ્થા કે યુવાવસ્થા સ્ત્રીઓને વધારે આનંદ આપે છે તે સંદેહ ભર્યું છે. તમે સ્ત્રીને એડોનીસ કે હરક્યુલીસની પસંદગી સોંપશો તો તે સરમાશે એમ કહેવાય છે; પરંતુ તે હરક્યુલીસ પસંદ કરશે. અને કદાચ માણસ પોતાની જુવાની કરતાં પુખ્તાવસ્થામાં સંપૂર્ણ દેખાય છે. પરંતુ દરેક અવસ્થાના હિમાયતીઓ મળી આવશે. પુખ્તાવસ્થા તરકીબ બાજ દુશ્મન છે; ચાર્લસ જેમ્સ ચલોપ્લશની આત્મકથા જુઓ. પરંતુ બ્રહ્મચર્યની પસંદગીના વહેમને લીધે માણસ સ્ત્રીઓમાં માન ગુમાવે છે. અને પોતાના પ્રેમ પ્રત્યેની કૃતઘ્નતાનું બ્હાનું પણ તેને ભાગ્યે જ મદદ કરશે. તિરસ્કાર પ્રત્યે વળી જતી દયા તે સંપાદન કરશે. હું લાગણીને ઠપકો દઈશ નહીં, કુંવારો માણસ અપૂર્ણ માણસ છે. પરંતુ આ પસંદગી અને લગ્નને માટે ઘણા કારણો છે. એમ કહેવામાં આવે છે કે માણસને તેની તરફેણ કે વિરૂદ્ધમાં નિકાલ કરવા દો, પરંતુ તે તેના ફેંસલા માટે પશ્ચાતાપ કરશે.

સાહિત્યમાં માણસ (પુખ્તાવસ્થા) નુ ચિત્ર મેળવવું સહેલ નથી. સામાન્ય શબ્દોમાં આપણને સુખી યોદ્ધા મળે છે. પરંતુ કલ્પિત કથાના નાયકો કંઇક વહેમ અથવા તો નબળાઇનો ભોગ હોય છે. સંકટમાં પડેલો સારો માણસ એરીસ્ટોટલનો પસંદ કરેલા કરૂણારસ નાટકનો નાયક છે. પરંતુ ઘણા થોડાં જ મુખ્ય પાત્રો એ આદર્શને લાગુ પડે છે. ઓઇડીપસ તેની લગભગ આવે છે. ઇનીઝ કંઇક વૃદ્ધ છે; પરંતુ તે ચાલશે. સ્કૉટની સ્પષ્ટ સીડીઓ માટે ફીટ્ઝ જેમ્સ યાદ રાખવા જેવો છે:—

---

* વૃદ્ધાવસ્થા ઇશ્વરને હાથ છે, જુવાન રહેવું એ જીવનની કળા છે.

On his bold visage middle age
Had slightly pressed its signet sage.

સેક્ષપિઅર અને ગોથેમાં કેન્ટની માફક પુરુષો હલકાં પાત્રો છે. ટોમ જોન્સ સામાન્ય નમુનો છે. અને ડીકનસ કે ઠેકરે બેમાંથી એકે પણ આપણને માણસ (પુખ્તાવસ્થા) નું ચિત્ર આપ્યું નથી. જીવનચરિત્રોમાં આપણે માણસ માટે જોવું જોઇયે અને સ્કૉટ જાતે પોતાના જીવનવૃતાંતમાં તે નામ શોભાવે છે. છેલ્લા વર્ષો દરમ્યાન ઉત્તમોત્તમ વ્યક્તિ ડૉ. આર્નોલ્ડ છે. આપણે તેનામાં દઢ કુદરતી જીવન અને તેના પોષણની બરાબર સામગ્રી જોઇયે છીએ. તે એકી વખતે ગૃહસ્થી અને જનસેવક હતો, સાક્ષર અને કર્મવાદી, વિદ્યાર્થી, મુસાફર, ફીલસુફ—પતિ, પિતા અને મિત્ર તે એક મહાન ધંધાના શિખરે વિરાજે છે. અને કોઈ પણ ટીકાકાર કે વિરોધી તેનું નામ હલકું પાડી શકે તેમ નથી. વર્ડઝવર્થના સુખી યોદ્ધાનો જમાનો—ઈંગ્લાંડનો મહાન જમાનો, કે જે હવે આપણે માટે નથી—તેને તે લગનો છે.

૬.

## વૃદ્ધાવસ્થા.

હું વૃદ્ધાવસ્થા વિષે લખું છું તે જેકસની

Sans teeth, sans taste, sans everything *

એવી બીજી બાલ્યાવસ્થા નથી.

આવી જાતની બાલ્યાવસ્થા ઈંગ્લાંડમાં વિરલ થઈ ગઈ છે,—જો કે મેં તેને થોડા વખત ઉપર લાકડીઆ ખાતી, શ્રાતકી અને ખુણે પડેલી જોઈ છે. કદાચ આપણે ઘરડા માણસોની કેવી રીતે સંભાળ લેવી તે વધારે સારૂ જાણીયે છીએ. કદાચ મધ્યમાવસ્થા તેની ટેવોમાં દરેલ હશે, પણ ગમે તે રીતે વૃદ્ધાવસ્થામાંથી તેની કેટલીક ભયાનકતા ઓછી થઈ છે.

ખરેખર પુરતાં અને ગંભિર સંકટો છે કે જેમાંથી તે છટકી શકતી નથી. આપણો માટીનો બાંધો—શરીર—ગમે તેવી બ્હાદુરીથી દુનિયા સાથે બાથ ભીડે છે તો અહિં તહિં તે ભાંગી જાય છે. આપણે આપણી શક્તિઓ ગુમાવીયે છીએ. અનિશ્ચયની ટેવ આપણા ઉપર ફરી વળે છે. આપણે નવા સંજોગોને પ્હોંચી વળતા નથી. હું નવા વિચારો કહેતો નથી, કેમકે નવા વિચારો પુખ્તાવસ્થાની શક્તિઓને પણ હંફાવે છે. પણ વૃદ્ધાવસ્થા સાદામાં સાદી નવી યોજનાઓથી પણ ગભરાય છે. તેનો વિશ્વાસ જતો રહે છે અને પહેલાં પોતાની જાત અને પછી પોતાના મિત્રો અને સલાહકારોને વ્હેમની નજરે જુએ છે. એકાંતતા અને કડુતા પછી આવે છે અને અપજશીઓ જીવ અહંભાવનો આશ્રય લે છે.

---

૧. તેના ગંભીર ચ્હેરા ઉપર મધ્યમાવસ્થાએ ડહાપણ મુદ્રા અંકીત કર્યું હતું.

એમ કંઈ નથી કે જીર્ણતા હમેશાં એ જ માર્ગ લે છે. કેટલીક વખત જુની ખાસીયતો દૃઢીભૂત કરે છે. કેટલીક વખતે તેમને બદલી નાંખે છે, દૃઢ નિશ્ચય વાળો બીજા ઉપર આશ્રય રાખે; તે જીર્દમાં અધોગતિ પામે. કજીઆખોર સ્વભાવ કેટલીક વખત નરમ થાય છે, કેટલીક વખત તેમાંથી હમ્મેશનો ગુસ્સો જન્મ પામે છે, કે જે એક પળ પણ શાંતિથી રહી શકતો થથી. પરંતુ ગમે તે હોય તો પણ ન્યાયશક્તિ મંદ થાય છે, અંતિમ માનસિક શક્તિઓ રહે છે અને બુદ્ધિ સાથેના કાર્ય કારણની સમજાવટથી શક્તિ જતી રહે છે. ખાસ કરીને ઘરડા આશકને માટે કહેવામાં આવે છે કે ઘરડા મૂર્ખાના જેવો કોઈ મૂર્ખો નથી.

એમ છતાં પણ હમેશાં સાર અસારનો વિચાર વૃદ્ધાવસ્થામાં જતો રહેતો નથી. કેટલીક વખત ન્યાયશક્તિથી પોતાની શક્તિઓ નક્કી કરે છે. અને દુનિયાનો કેવી રીતે ઉપભોગ કરવો અને તેની સેવા કરવી તે જુવે છે. " રીપબ્લીક " માં આવી શરૂઆત છે કે " વૃદ્ધાવસ્થાનું તમે શું કરો છો ? તે શાંતિ અને સ્વતંત્રતાની ભૂમિકા છે. " લાલચો અને અભિલાષાથી મુક્ત—જોખમમાંથી પણ મુક્ત—વૃદ્ધાવસ્થા દુનિયાને ચંચળ આંખોથી તપાસે છે અને તેનો અર્થ વાંચે છે. હું મિલ્ટનની માફક કહીશ નહીં કે ભવિષ્ય વાણીનો વાગો તેની ઉપર ઉતરે છે, કેમકે, તે સ્નતને બક્ષેલો નથી. પણ તે સ્વર્ગોનું સંગિત સાંભળે છે. તે પોતાની પ્હેડીની પોતાના અનુભવથી સેવા કરે છે. યુવાનોને નવું ભવિષ્ય રચવા દો. વૃદ્ધો ભૂતકાળ કેવો હતો અને શું જોયું અને કર્યું છે તે તો કહી શકશે. આ ખબરથી કંઈ નવા સવાલોનો નિર્ણય થતો નથી, પણ તેમને સમજવાથી આંતરશક્તિઓ કેળવાય છે અને આપણને કેટલીક મુર્ખાઇથી બચાવે છે.

જુવાનીયા જેવા ઘરડા માણસો પણ થયા છે. રણક્ષેત્ર ઉપરના વૃદ્ધ ડેન્ડોલો અને તૈમુર, કવિઓમાં એનક્રિયોન; આ ભયસૂચક ચિન્હોનું શું કરવું તે કોઈ ભાગ્યે જ જાણે છે. એનક્રિયોનના સંબંધમાં મારી થોડીક નિંદા થાય છે. પ્રેમ સાથે ફળદાયી વિનોદ કરતી શ્વેત કેશની અવસ્થા હોઈ શકે ? પરંતુ મને એરમ અને ઈવના સંબંધમાં મારા સંશય હતા, અને મિલ્ટન સખ્ત નીતિવેત્તા હતો. કદાચ દરેક અવસ્થા પોતાની જાત માટે નિર્ણય કરે. એ કામને માટે ઘણી શક્તિની જરૂર છે. મશ્કરીઓ છોડી દેતી વૃદ્ધાવસ્થા એક ગમગીન દેખાવ છે. મારી વૃદ્ધ મશ્કરા તરફ દિલસોજી નથી અને ધારૂં છું કે ફૅાલસ્ટૅાફનો ઠપકો બરાબર યોગ્ય હતો. પરંતુ દંતકથામાં યુલીસીસને ડેન્ટે અને ટેનિસને ચિતર્યો છે તે પ્રમાણે આપણે ટીકા કરીયે નહીં તેવું પાત્ર છે. જો કે આપણે તેના તરફ પૂજ્ય બુદ્ધિ બતાવી શકીયે નહીં, અથવા તો તેની પુરેપુરી તારીફ કરી શકીયે નહીં, તોપણ આપણે તેને માટે ચકિત થઈ શાંત રહેવું જોઇયે.

વ્યવહારબુદ્ધિ એવું માંગતી નથી કે વૃદ્ધાવસ્થાએ આ દુનિયાનો તખ્તો ત્યજી દેવો

---

* દાંત સિવાય, સ્વાદ સિવાય, દરેક ચિજ સિવાય.

જોઇએ. દુનિયાનું વૃદ્ધ મંત્રીઓ અને રાજ્યકર્તાઓ પાસે કેટલું ઋણ છે તે તે જાણે છે. તેઓ વારંવાર પોતાના જમાનામાં સુલેહ કરનારાઓ છે. ગેરસમજુતીઓને ઓળંગી જવાનું તેઓ શીખ્યા છે. જ્યારે તેઓ અડચણ કર્તા થાય, ત્યારે તેમને ખસી જવાનું છે. પરંતુ તેમનો ત્યાગ કરવાનું કેટલું મુશ્કેલ છે. જો વૃદ્ધોને ફક્ત ક્યારે ખસી જવું એ ખબર હોય તો તે હમેશ કરતાં વધારે માન, પ્રેમ, તાબેદારી, અને મિત્રોના સમૂહના આપદનો ઉપભોગ કરે.

એકંદરે વૃદ્ધો સાથે દુનિયા ખરાબ રીતે વર્તતી નથી. તેઓએ કળામાં સારો દેખાવ દીધો નથી. સાહિત્ય અને ચિત્ર અને મૂર્તિકળાના ઉત્તમોત્તમ અભ્યાસો વૃદ્ધ માણસોના છે. તેમની યાદી કરવાનું કામ કંટાળા ભરેલું થઈ પડશે. સેક્ષપીઅરમાં વૃદ્ધ નોકરથી વૃદ્ધ રાજા સુધી લગભગ સઘળા નમુનાઓ આપણને મળે છે. તેણે અવસ્થાને તેની પૂર્ણ દઢતા અને મૂર્ખતા સાથે બતાવ્યા છે. તેની મૂર્ખતાનો વિચાર કરતાં એંથોલોજી સાથે મળતા થાય છે:—

> If any grey-beard lives that prays,
> To heaven to send him length of days,
> *Methinks his just reward would be*
> Ten decades of senility

ગોલ્ડસ્મિથના "વિકાર" નો સ્વભાવ, અને ગોથેની વૃદ્ધાવસ્થા વિશ્વંભર આપણને આપો, અને કોણ દિવસની મર્યાદા મુકી દેવાની ઉતાવળ કરશે? કોને લાગશે નહીં કે સૌથી વધારે અહેસાન કરેલ અને સુખી જીંદગીના પુરા થતાં વર્ષોનો છે. હું પિતામહના ખોળામાં રમતાં બાળકો વિષે કંઈ પણ કહેતો નથી, કારણ કે, હું તો ખાસ કરીને જીંદગીના ભાવિનો વિચાર કરૂં છું. આપણી જીંદગીના સંધ્યાકાળે આ ભાવિ ઘણું ચોખ્ખું અને મધુર હોય છે, અને આપણામાં જે શ્રદ્ધા હોય છે તે આકાશ તરફ વળે છે.

નરહરી કુરણારામ દેશાઈ.

---

* જો કોઈ હયાત શ્વેત દાઢી લાંબા દિવસો બક્ષવાને સ્વર્ગની પ્રાર્થના કરે છે તો મને લાગે છે કે તેનો યોગ્ય બદલો ડહાપણભર્યા દશ તબક્કાઓ થશે.

# સ્ત્રી કવિ જેબાઈ.

આ સ્ત્રી કવિની કોઈ પણ કવિતા આજ સુધીમાં છપાઇને પ્રસિદ્ધ થયેલી જણાતી નથીઃ તેથી ત્હેમની રચેલી બે આરતીઓ આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ આરતીઓની ભાષા જોતાં તે સંસ્કારી ભાષા જણાય છે તેમ કવિતાનો ભાવાર્થ જોતાં, આ બાઇને ધર્મ વિષયનું સારું જ્ઞાન હોય એમ માલૂમ પડે છે.

આ બાઇની હકીકત મળી આવતી નથી, તો પણ સહેરા તાલુકે ગોધરામાં મોતિરામ કહુજી નામના એક ચિત્રોડા નાગર કવિ થઈ ગયા, ત્હેમના શિષ્યોમાં વેલજી મ્હોટા નામના વણિક કવિ હતા, ત્હેમની આ શિષ્યા હોય, એમ આપેલી કવિતા પૈકી, પહેલી આરતીની બીજી કડીથી માલુમ પડી આવે છે. વેલજી મ્હોટાને, મોતિરામ કવિએ 'મ્હોટા' શબ્દથીજ ઘણી જગોએ ઓળખાવ્યા છે, તેજ આ વેલજી§ મ્હોટા હોય એમ જણાય છે. આથી આ બાઈ, સહેરાની, અથવા ત્હેની આસપાસના ગામોની વતની હશે એમ અનુમાન કરવાને હરકત નથી.

### સ્ત્રી કવિ જેબાઈ કૃત.

આરતી ૧.

જી રે પૂરણ× બ્રહ્મને શીસ સમર્પીને, ભક્તિ માગું મહારાજ રે;
જી રે ઉલ્લાસ આનંદ રૂપ તણો, **મને મોટે કરી છે મહેર.**
પૂરણ બ્રહ્મને આરતી.

આરતી કરૂં મારા હરિ પૂર્ણ બ્રહ્મ,
ટાળ્યાં સર્વ કર્મ.
પૂરણ બ્રહ્મને

આરતી કરૂં મારા જુગલ કીશોર,
પૂર્યા મનના કોડ.
પૂરણ બ્રહ્મને

જી રે હૃદય કમળની આરતી, પ્રેમનાં પૂરૂં તેલ રે;
જી રે સુબુદ્ધિની બત્તી કરૂં, થાય રંગ રસની રેલ
પૂરણ બ્રહ્મને

---

§ આ વેલજી મ્હોટાનું મંદિર, માળવણ તાલુકે સોંથ-રામપુરમાં આવેલું છે.
× પૂર્ણ.

જી રે આરતી કરીને લેઉં વારણાં, કરી સ્મરણ+ મનમાં ધ્યાન રે;
જી રે શ્રી હરિને શીસ સોંપતાં, મારૂં ટળીયું દેહાભિમાન.
પૂરણ બ્રહ્મને

જી રે પૂર્ણ બ્રહ્મ ભરપૂર છે, જળ સ્થળમાં એનો વાસ રે,
જી રે સ્થાવર જંગમ વ્યાપી રહ્યા, એ તો અચલ શ્રી અવિનાશ.
પૂરણ બ્રહ્મને

જી રે જ્ઞાન દીપક પ્રકટીને, લાવી નિવૃત્તિ નાર રે;
જી રે લાવી મહેલમાં, તેહનો કવિ ન પામે પાર.
પૂરણ બ્રહ્મને

જી રે દીપક જ્યોત ત્યાં ઝગમગે, અજવાળું અંતરમાં જણાય રે;
જી રે પ્રેમી જન કોય જાણશે, જેહેને સહેજે સમાધી થાય.
પૂરણ બ્રહ્મને

જી રે સહેજ સમાધી થાય ત્યારે, પ્રકટે ગગનમાં નાદ રે;
જી રે વાજીંત્ર વાગે બહુ વિધનાં, થાય સુરત નરત એક તાર.
પૂરણ બ્રહ્મને

જી રે તંત્ર વીણા ને ઝાંઝરી, થાય ઝાલરનો ઝમકાર રે;
જી રે ઘંટા શબ્દ ઘનઘોર છે, આરતી ઉતારે જીવાભાઈ દાસ.
પૂરણ બ્રહ્મને

---

આરતી ૨.

જય જય પૂરણ, જય શ્રી પૂરણ બ્રહ્મ;
પૂર્ણાનંદ પુરુષોત્તમ, પૂર્ણાનંદ પુરુષોત્તમ.
હું છું તમારે શર્ણે. જય જય.

આદ્ય અનાદિ એક છે, અનેક રૂપે પ્રકાશી,
પ્રભુ અનેક રૂપે પ્રકાશી;
તુંહી તુંહી તુંહી કર્તા (૨), વિશ્વ રહ્યા વ્યાપી. જય જય.

---

+ સ્મર્ણ.

અખંડ આનંદ રૂપ, અંતરમાં રાખું,
પ્રભુ રૂદિયામાં રાખું;
વિજ્ઞાન રસના મેવા (૨), પ્રેમ કરી ચાખું. જય જય.

પૂર્વ જન્મની પ્રીત, રીત સંભાળી લીધી,
પ્રભુ પ્રીત સંભાળી લીધી;
સેવક જનની સાહ્ય (૨), બહુ હામે કીધી. જય જય.

દાસની રાખી લાજ, અનેક ઓધાર્યા;
પ્રભુ અનેક ઓધાર્યા;
ગજ માટે ગોવિંદજી (૨), પગ પાલા ધાયા. જય જય.

ભક્ત વત્સલ નાથ, યુગ યુગ અવતરીયા,
પ્રભુ યુગ યુગ અવતરીયા;
સ્થંભ થકી મહારાજ (૨), નરહરિ પ્રકટીયા. જય જય.

દુર્યોધન દુશાસન, દુષ્ટો સંહાર્યા,
પ્રભુ દુષ્ટો સંહાર્યા;
ભારત સંગ્રામ માંહે (૨), પાંડવ ઊગાર્યા. જય જય.

હવે હરિ કેમ વિલંબ, કરો છો પાર ઉતારો,
પ્રભુ પાર ઉતારો;
દાસને શાની લાજ, (૨) છીવણ જશ જાશે તારો. જય જય.

જન્મ મર્ણનો તાપ, તનથી નિવારો;
પ્રભુ તનથી નિવારો;
જેબાઇને કરો ન્હાલ (૨), ચર્ણ કમલ રાખો. જય જય.

---

આ જેબાઈ, સિવાય પાનબાઈ* નામની સ્ત્રી કવિએ કેટલીક કવિતા બનાવી છે, તેમ જૂનાગઢમાં મગળીબાઈ નામની એક નાગરેણ સ્ત્રી કવિ થઈ ગયેલી જણાય છે.

જધડિયા,
તા. ૨૧-૧-૧૨

છગનલાલ વિદ્યારામ રાવળ.

---

* આ પાનબાઈ તથા મંગળીબાઈની હકીકત, ગુજરાત ફાર્બસ સભાનાં જૂનાં હસ્ત લિખિત પુસ્તકોની યાદી ઉપરથી લીધી છે.

# પ્રભુજીનાં પધરામણાં

( ગઝલ. )

આવો, આવો, આવો, આવો: વન્દિયે પ્રભુ !
વન્દિયે પ્રભુ: આવો આનન્દિયે સહુ !
આવો સાધુ સંત સંગ વન્દિયે—પ્રભુ !

આનન્દ મંગળને પ્રસંગ,
ઉમંગ અતિશય જાગતો—
નયને નયન મળતાં, પ્રભુ. જ્યોતિ—
પ્રકટ પરખાવનો ! '

એકમાં અનેકમય વધાવિયે પ્રભુ !
વધાવિયે પ્રભુ: આવો, આનન્દિયે સહુ !
યોગ—ક્ષેમ—કર દયાળુ ભાવમાં—પ્રભુ !

પ્રભુનાં જનો પગભર થઇ—
પગલે પ્રભુને પરવરે '
પગલાં પ્રભુતાનાં ભરે:
ત્યાં જગતજન સહુ સંચરે !

પુણ્યને પ્રદર્શને પીછાનિયે પ્રભુ !
પીછાનિયે પ્રભુ: આવો, આનન્દિયે સહુ !
યજ્ઞ—દાન—તપ—વ્રત—સદ્‌વર્તને: પ્રભુ ! !
આવો, 'આવો, આવો,' આવો: વન્દિયે પ્રભુ !

" લલિત. "

# ગ્રંથાવલોકન.

" **અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર** " § I am one of those who base their belief in the future progress of mankind; in most departments, upon the application of Scientific method to practical life. And, believe me, we are only at the beginning of that movement; we are only at the beginning of this marriage between Science and practice.

( Mr. Balfour on the Doctrine of Survival. )

વિવિધ શક્તિ તેમજ સાધનની સહાયતાથી સમૃદ્ધ થયલા પાશ્ચાત્ય સાહિત્યની સાથે સરખામણી કરતાં આપણું ગુર્જર સાહિત્ય એટલું તો દુર્બળ છે કે કોઈ પણ સાહિત્ય સેવકનો સાહિત્યના ઉત્કર્ષ માટેનો લઘુ પ્રયત્ન પણ સત્કારને પાત્ર ગણાશે. અને તેથી હમે વડોદરાની મેલ ટ્રેનીંગ કૉલેજના અધ્યાપક રા. મગનલાલ વિદ્યાર્થી કૃત ઉપરોક્ત પુસ્તકને્જો કે સ્વયંકલ્પિત કૃતિનથી કે કોઈ મહાન પ્રતિભાશાળી કાવ્યનો પ્રસાદ નથી–છતાં આપણા સાહિત્યની વર્તમાન સ્થિતિયે એની ઉપયોગિતા માપતાં આનન્દપૂર્વક આવકાર આપવાનું કર્તવ્ય સમજીએ છીએ.

આપણી પ્રજાનું જીવન સંસ્કારીને ઉન્નત કરવા માટે, આપણા પુસ્તકોમાં નૈસર્ગિકતાનું તત્વ વધવા માટે, તેને પોષવનારી અને પોષણ આપનારી અનુકૂલ સામગ્રી પૂરી પાડવા માટે, તેમજ યુગ આંકનારી વર્તમાન શોધોથી દેશને અલંકૃત કરી તેનો ઉત્કર્ષ સાધવા માટે જોઈતી યોગ્યતા સંપાદન કરવાને આપણી પ્રજાના સામાન્ય જ્ઞાનની મર્યાદા, જ્ઞાનનું વર્તુલ, વધવાની જરૂર છે. જ્યાં સુધી સામાન્ય જ્ઞાનની આ મર્યાદા વિશાળ ન થાય, કે વૃદ્ધિ ન પામે ત્યાં સુધી વર્તમાન જગતના પ્રગતિક્રમમાં આપણી સુસંગતિ થઇ શકવી મુશ્કેલ છે. આ માટે પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંથી સંશોધનદ્વારા કે પ્રાચીન અર્વાચીન પાશ્ચાત્ય સાહિત્યમાંથી અવતરણદ્વારા ઘણું પ્રાપ્ત થઈ શકે એમ છે. આ ઉદ્દેશાનુસાર આ પુસ્તકના પ્રકાશક શેઠ રણછોડદાસ ભવાને જ્ઞાન પ્રસારનો આ પ્રકાર જે નિષ્કામ વૃત્તિથી સેવ્યો છે તે બેશક અભિનંદનને પાત્રજ છે. રા. રા. રણછોડદાસ પોતાની પ્રસ્તાવનામાં બહુ વિનયપૂર્વક ઉત્સાહ પ્રગટ કરે છે અને જણાવે છે કે " પણ ખોટ વેઠવા છતાં, જો ગુજરાતી વાચકવર્ગ એનો સદ્ઉપયોગ કરશે તો મારો અલ્પવ્યય સફળ થયલો ગણીશ, અને એવાં બીજાં પુસ્તક બહાર પાડી સેવા બજાવતો રહીશ." એમની કર્તવ્ય બુદ્ધિ તેમજ ઉદાર વૃત્તિ દાખવનારા આ ઉદ્ગારો માટે વધુતો શું? ગુર્જર પ્રજા કર્તવ્ય વશાજ રહેશે, આભારી બનશે.

---

§ અંગ્રેજીપરથી ભાષાંતર કર્તા રા. રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી બી. એ. બી. એસ. સી. વડોદરા પ્રકાશક શેઠ રણછોડદાસ ભવાન મૂલ્ય. ૦–૮–૦

રા. મગનલાલ વિદ્યાર્થી કૃત એ પુસ્તક Modern Science and Modern Thought નું ભાષાંતર હોઈ મૂલ ઇંગ્રેજીમાં મી. સેમ્યુએલ લૅંગની કૃતિ છે. અને સ્વતંત્ર ઉદાર વિચારના સાહિત્યને ઉત્તેજન આપી ફેલાવો કરવા માટે જાણીતા થયલા "બુદ્ધિવાદ મુદ્રણમંડળ" તરફથી મૂલ પ્રસિદ્ધ કરવામાં આવેલું છે. મી. લૅંગ પોતે કાંઈ ખાસ વૈજ્ઞાનિક નહોતો. છતાં વિજ્ઞાનના સર્વ પ્રદેશોમાં એનું ભ્રમણ એનાં પુસ્તકમાં જણાય છે. અને વિષયને રૂચિકર બનાવવાની એનામાં સારી શક્તિ હોવાથી, વિજ્ઞાનના સાદા અને પ્રાથમિક સિદ્ધાંતથી માંડીને કેટલાક ગહન તેમજ શુષ્ક શાસ્ત્રીય અને તાર્કિક વિષયોનું પણ લોકપ્રિય શૈલીમાં નિરૂપણ કર્યું છે. આવા સરળ અને લોકપ્રિય પુસ્તકની પસંદગી કરવા માટેજ રા. મગનલાલે સારી ન્યાયબુદ્ધિ વાપરી છે.

પુસ્તકને અર્વાચીન ભૌતિકશાસ્ત્ર અને તેપરથી નિષ્પન્ન થતા શાસ્ત્રીય વિચાર આવા બે મુખ્ય ભાગ પાડી આખાં પુસ્તકને દશ પ્રકરણમાં વહેંચેલુ છે. પ્રત્યેક પ્રકરણ સંબન્ધી વિસ્તારભયથી બહુ વિવેચન કરવું બની શકે એમ નથી, પણ જે પ્રકારનું અણુથી માંડી વિભુ સુધીનું વિશ્વદર્શન થાય છે એ એવું તો ગંભીર છતાં રસમય લાગે છે કે પ્રકરણોના શિર્ષક આપવાં અસ્થાને નહીં ગણાશે. પ્રથમ પ્રકરણમાં—દિક્ કે અવકાશ, પછી કાળ, પછી પ્રકૃતિ, પછી ચેતનોત્પત્તિ, પછી માનવોત્પત્તિ, પછી મનુષ્ય સૃષ્ટિમાં સ્થાન, જેમાં ઉત્ક્રાંતિના નિયમોનું સ્થાપન કરનારી સર્વ હકીકતો દર્શાવી છે. આ પછી બીજા ભાગમાં સાયન્સે ધર્મ વિચારમાં કરેલાં પરિવર્તન—જેમાં સ્પેન્સરનો અજ્ઞેયવાદ, કોમ્ટીનો નિશ્ચયવાદ–હેતુવાદ વિગેરેનું વિવેચન કરી શોપનહોરના નિરાશાવાદ, મેસ્મેરીઝમ વિગેરે સંબન્ધમાં ઉહાપોહ કરી બહુ બોધક પ્રકાશ પાડ્યો છે. અને છેવટે ચમત્કાર મીમાંસા, ચમત્કાર રહિત ધર્મ અને વ્યાવહારિક જીવન એમાં પાશ્ચાત્ય દૃષ્ટિએ ધર્મનું સ્વરૂપ અવલોકી જનહિતવાદની દૃષ્ટિએ નીતિપોષક સદ્ગુણો જેવા કે આત્મમાન, આત્મભાન, આત્મસંયમ, વિગેરેનું વિસ્તારપૂર્વક વિવેચન કરી તેના વિવેકપૂર્વક વર્તનમાં જીવનસાફલ્ય માન્યું છે. ભાષાંતરમાં દેશોચિત તેમજ સમયોચિત યોગ્ય ફેરફાર કર્યો છે. આપરથી સહજ અનુમાન થઈ શકશે કે ભાષાંતરમાં કેવા ગંભીર વિષયોનું સંક્ષિપ્તમાં વિવેચન કરવામાં આવ્યું છે. ઇંગ્રેજીથી અપરિચિત વિદ્યાવિલાસીને અણુથી વિભુ સુધીનું અને જીવવિદ્યાના મૂલતત્વો પ્રોટોપ્લાઝમથી મનુષ્યની ઉત્ક્રાંત થયલી સ્થિતિ સુધીનું પાશ્ચાત્ય સાહિત્યની મર્યાદામાં આવતું ઘણુંખરૂં જ્ઞાન સારરૂપે જાણવાનુ મળે છે. અનંત સૂર્યમંડળના વિસ્તાર તેમજ અંતર સંબન્ધીનું વર્ણન તેમજ અણુની સૂક્ષ્મતાનું વર્ણન એટલું તો અદ્ભુત ભાવથી ભરેલું છે કે કલ્પનાના ઘોડા થાકી જાય છે. નાસ્તિક સાનંદાશ્ચર્યમાં સ્તબ્ધ થાય છે તો આસ્તિક એમાં મહાનપ્રભુનું દર્શન કરે છે. પણ આવા વિષયોનું તો દિગ્દર્શનજ કરાવાયું છે. કારણ કે પુસ્તકનો ઉદ્દેશ તો ગ્રંથકાર લખે છે તેમ "આવી શોધથી માનવ-નીતિ જ્ઞાન અને ભાવના ઉપર શી અસર થઈ છે તે તપાસવાનું છે." અને તેથી પાછલાં પ્રકરણો યોજાયલાં છે. અલબત્ત ગ્રંથકારના આ પ્રકરણોમાં જણાવેલા કેટલાક વિચારો, જેવા કે જીવનનો અંતિમહેતુ, પુનર્જન્મ, તેમજ ઇશ્વર સંબન્ધી કલ્પના વિગેરે સંબન્ધમાં મતભેદને અવકાશ જણાશે. પણ મતભેદ ક્યાં નથી હોતો ? આર્યદર્શનકારને સાંખ્ય ક્યાં અણજાણ્યું

હતું ? પ્રામાણિક મતભેદ તો જ્ઞાન વૃદ્ધિનું સુચિન્હ છે. ટેનીસન કહે છે તેમ "પ્રામાણિક શંકાશીલ માણસોમાં મતપંથપર શ્રદ્ધા રાખનારા કરતાં વધારે ધાર્મિકતા રહેલી છે."

પાશ્ચાત્ય શાસ્ત્ર સંપૂર્ણ હોવાનો દાવો જ નથી કરતું. તે તો જગતના અંતિમ સત્ય સંબન્ધી અજ્ઞેય કહી મૂક રહે છે. "અને માનવસુખસમૃદ્ધિ સદાચારે, સદ્વિચારે, અને શાસ્ત્રીય જ્ઞાને કેટલી વધી શકે એવા હેતુથી સંસારમાં શાંતિ પ્રસરાવવાના પ્રયત્નમાં મચ્યું રહે છે." વ્યવહાર માટે પુરૂષાર્થમયી જીવન અને આશાવાદ ઉપદેશી પરોપકારમયી પ્રવૃત્તિ સ્વીકારે છે. માત્ર એક ફકરો ઉતારી મી. લૅંગ પોતાના જીવન સંબન્ધી શું કહે છે તે જોઇએ "મારા સીત્તેર વર્ષનાં લાંબાં જીવનમાં અનેક અનુભવ થયા છે, ઘણો તડકો છાંયડો જોયો છે, ઘણા દેશોમાં ફર્યો છું, ઘણી રાજનીતિ જોઈ છે, રાજકાજમાં પણ અને એટલો ભાગ લીધો છે, પણ છેવટે સંસાર મિથ્યા છે એવા ફકીરી નિર્ણયપર આવ્યો નથી. માનવ જીવનમાં ખોડ ખાંપણ હોવા છતાં એ જીવન નાંખી દેવા જેવું નથી. વિસમી સદી જેવા સુધરેલા યુગમાં જન્મ પામવો એ મહા ભાગ્યનું કામ છે; એટલા માટે જેટલો આભાર મનાય તેટલો ઓછો છે. કેટલાકને જાતનો દોષ ન હોવા છતાં જીવન કડવું લાગે છે ખરૂં; પણ ઘણા તો જાતની જ ભૂલથી જીંદગીને કડવી ઝેર જેવી કરી મૂકે છે. જો સ્ત્રી પુરૂષો નિર્ભય રહી જે આવી મળ્યું હોય તેનો સદુપયોગ કરે તો ઘણે ભાગે મનુષ્ય દેહ, સુખી, પ્રતિષ્ઠાવાન, અને સાર્થક કરી શકે છે." આટલી વયે આ ઉત્સાહ અનુપમ હોઈ અનુકરણીય છે.

પણ આ વાતો છોડી દઈ જોઇશું તો જણાશે કે આપણે ત્યાં વિચાર વ્યવહારમાં જે વહેમ, અંધશ્રદ્ધા, દૃષ્ટિની સંકુચિતતા, અનુદારતા, સત્ય સહન કરવાની અશક્તિ વિગેરે વ્યાપી રહેલાં છે તે દૂર કરવાને આવાં ભૌતિક જ્ઞાન આપનારાં શાસ્ત્રીય પુસ્તકો બહુ શિક્ષણપ્રદ નીવડે છે.

પશ્ચિમની પ્રજા અને આપણી પ્રજામાં આવાં પુસ્તકોના: વાંચન સંબન્ધી એક વાત લક્ષમાં લેવા જેવી છે. ત્યાંની પ્રજાની આવા વાંચનની જીજ્ઞાસા સંતોષવાની હોય છે ત્યારે આપણી પ્રજામાં અભિરૂચી ઉત્પન્ન કરવાની છે, આપણા જનસમૂહની વિચાર કરવાની ટેવમાં શાસ્ત્રીયતા આણવાની છે. આપણી પ્રજાના વ્યવહારિક જીવનમાં શાસ્ત્રીયતાનું તત્ત્વ પ્રવેશ કરાવવાનું છે. વ્યવહાર અને વિજ્ઞાન વચ્ચેનું અંતર દૂર કરી પ્રાચીન આર્યજીવનની સંસ્કૃતિ પ્રકાશમાં આણવાની છે. લેખને મથાળે ટાંકેલા મી. બાલફરના વચનો ઉચ્ચ વકતૃત્વથી ભરપૂર હોઈ મનન કરવા યોગ્ય છે. આને માટે આવા પુસ્તકો માત્ર પ્રૌઢ ભાષામાં લખાઈ પંડિત પ્રિય થાય, અને સામાન્ય લોકને દુર્ઘટ લાગે તે કરતાં સરલ ભાષામાં લખેલાં પુસ્તકો વધારે ઉપયોગી નીવડે છે. આ ભાષાંતરમાં રા. મગનલાલે તેમ કરવા પ્રયત્ન વધુ પ્રમાણમાં કર્યો છે. કદાચ કાંઈ ન્યૂનતા જોવામાં આવે જેમકે "સભ્યાસ્ત્રી" ને ઠેકાણે સુશીલ સ્ત્રી એવો શબ્દ પ્રયોગ હોત તો કર્ણપ્રિય થઈ શકત, પણ આ તો ક્ષમ્ય કરવા યોગ્ય જ ગણાશે. ભાષાની સુંદરતા કે પ્રૌઢતા વર્તમાન સ્થિતિ જોતાં ઉપયોગી પુસ્તકો કરતાં રસદાયી

પુસ્તકોમાં વધુ ઇચ્છવા જોગ છે. શાળામાં કેળવણી લેતા વિદ્યાર્થીઓને સામાન્ય જ્ઞાન મેળવવા અને સ્વતંત્ર વિચાર શક્તિ કેળવી નીતિના ઊંચા આદર્શ તેમની સન્મુખ રજુ કરવા આ પુસ્તક ઉપયોગી થશે. એકંદરે આવા સફલ પ્રયત્ન માટે રા. મગનલાલ વિદ્યાર્થીને તેમજ પ્રકાશક શેઠ રણછોડદાસ ભવાનને તેઓએ દાખવેલી કર્તવ્યપરાયણતા માટે અભિનંદન આપીએ છીએ. પુસ્તક વિદ્યાવિલાસીઓ માટે ગૃહના પુસ્તકાલયમાં રાખવા યોગ્ય છે.

વલસાડ—શેઠ ફ્લીઉ' | લી. નેત્રમણિલાલ રાજારામ શ્રોફ.
તા. ૨૭–૮–૧૨ |

---

# गुर्जराणां मुखं भ्रष्टम्

## ગુર્જરોનું મુખ ભ્રષ્ટ ક્યહારથી થયું ?

तुलसी तलसी जातो मुकुन्दोऽपि मकन्दकः ।
गुर्जराणां मुखं भ्रष्टं* शिवोऽपि शवतां गतः ॥

એ ગુર્જરોના ઉચ્ચારની ભ્રષ્ટતાનો ઉપહાસ કરનારો શ્લોક ક્યહારે રચાયો ? કોણે રચ્યો ? એ શ્લોક કેટલો પ્રાચીન હશે ? આ પ્રશ્નનો ખાતરી લાયક ખુલાસો કોઇ આપી સકશે ?

રા. રમણભાઈ 'કવિતા અને સાહિત્ય' નામના હેમના ગદ્યસંગ્રહમાં પૃ. ૭૦૯ મે 'ગુજરાતી સાહિત્યનું હાલનું વલણ' એ વિષયની ચર્ચામાં કહેછે કે "કાશ્મીરનો પંડિત બિલ્હણ ગુજરાતમાં આવ્યો ત્યહારે ત્હેને ગુજરાતી ભાષામાં એટલી બધી આમ્યતા જણાઈ કે ત્હેણે" ઉપરનું વચન કહ્યું. હેમણે આપેલા શ્લોકમાં કાંઇક રૂપાન્તર છે. એ—તેમ જ 'પાંચાલીપ્રસન્નાખ્યાન' ની ટીકા લખનાર (પૃષ્ઠ ૫ મે)—નીચે પ્રમાણે આપેછેઃ—

गुर्जराणां मुखं भ्रष्टं शिवोऽपि शवतां गतः ।
तुलसी तलसी जाता मुकुन्दोऽपि मकन्दतां ॥

અહિં मुकुन्दोऽपि मकन्दतां હેનો અન્વય પૂર્વાર્ધના गतः જોડે લઈ સકાય એમ નથી, અને जातः એમ શબ્દ તૃતીય ચરણમાંથી કાઢીને લેતાં मकन्दतां जातः એ વચન

---

* भ्रष्टंने બદલે भ्राष्ट्य એમ પણ પાઠાન્તર છે.

અર્થહીન બનેછે.' મ્હેં સાંભળેલા પાઠમાં **मकन्दकः** છે તે લેવાથી બધી ઘટના બેસેછે; અને **मुखं प्राप्य** એમ પાઠ સ્વીકાર્યાથી તો સર્વથા સુઘટિતતા આવેછે. આ પ્રસંગવશાત્ વાત થઈ.

પરંતુ બિલ્હણના કર્તૃત્વ વિશે વિચાર કરિયે. આ શ્લોક બિલ્હણે રચ્યો એ વિશે કશું પ્રમાણછે કે કેવળ દન્તકથાનો આધાર છે, તે કોઇ જણાવે તો કાંઇક માર્ગ સૂઝે. તે જ્ઞાનને અભાવે સંભવાસંભવની પરીક્ષાનો આશ્રય લેવો પડશે. હવે, બિલ્હણનો સાહિત્યપ્રવૃત્તિનો અને મુસાફરીનો સમય ડોકટર બ્યૂલરે ઈ. સ. ના ૧૧ મા સૈકાના ઉત્તરાર્ધમાં મૂક્યોછે.§ જે વિક્રમાદિત્ય ( ત્રિભુવનમલ્લ ) ને વિશેનું ' વિક્રમાઙ્કદેવચરિત ' મહાકાવ્ય બિલ્હણે રચ્યુંછે તે કલ્યાણમાં ઈ. સ. ૧૦૭૬ થી ૧૧૨૭ સુધી રાજ્ય ઉપર હતો. હેણે બિલ્હણને આશ્રય આપી વિદ્યાપતિની પદવી આપી હતી. * તો એ કાળમાં ગુજરાતી ભાષા ઉત્પન્ન જ થઈ ન્હોતી, તો પછી આ વચન શી રીતે સંભવે ? જે ભાષા તે સમયમાં ગુજરાતમાં પ્રચરિત હતી ત્હેને ગુજરાતી માનીને ચાલિયે; તોપણ વિચારવાનું એ છે કે—તે સમયમાં આ શ્લોકમાં દર્શાવેલી ' ભ્રષ્ટતા ' નો ઉદ્ભવ થઈ ચૂક્યો હતો કે કેમ ? બિલ્હણની પછી ૩૦૦—૩૫૦ ✕ વર્ષને શુમારે રચાયલા ગ્રન્થોમાં—' મુગ્ધાવબોધ ઔક્તિક ' માં (સં. ૧૪૫૦), કે ' કાન્હડદે પ્રબન્ધ ' ( સં. ૧૫૧૨ ) માં—જે ભાષા આપણી નજરે પડેછે, ત્હેમાં તો આ ' ભ્રષ્ટતા ' નજરે પડતી નથી.§ એ ભ્રષ્ટતાનું સ્વરૂપ અનન્ત્ય હ્રસ્વ ઇ તથા

---

§ ' વિક્રમાઙ્કદેવચરિત ' નું ડૉ. બ્યૂલરનું Introduction જુવો.

† " Early History of the Deccan " by Dr. Sir R. G. Bhandarkar Pp. 74, 63, and 67.

* "Early History of the Deccan" by Dr R. G. Bhandarkar P. 65.

✕ ' વિક્રમાઙ્કદેવચરિત ' શુમારે ઈ. સ. ૧૦૮૫ માં રચ્યું એમ આચાર્ય વલ્લભજી હરિદત્ત આપેછે. ( હેમનું એ કાવ્યનું ભાષાન્તર, પ્રસ્તાવના પૃષ્ઠ ૨૨ મું જુવો. ) અર્થાત્ સં. ૧૧૪૧ એ મહાકાવ્ય રચાયાનો સમય થશે.

§ ' કાન્હડદે પ્રબન્ધ ' માં—

जिहां पीपलतलसी पूजीइ वेदपुराण धर्म बुझीइ

એમ પંક્તિ નજરે પડેછે. અહિં ' તલસી ' શબ્દ ( ' તુલસી ' ને બદલે ) શી રીતે પ્રવેશ પામ્યો ? એ સમયમાં આખરે આ પ્રકારની ' ભ્રષ્ટતા ' દાખલ થયેલી હતી ? કદી હોય તો પણ બિલ્હણના પછી ૩૭૧ વર્ષે આ નજરે પડેછે; એટલે બિલ્હણના સમયમાં એ ' ભ્રષ્ટતા ' હોવા માટે પ્રમાણ નહિં ગણાય. આ પ્રબન્ધમાં ' જિહાં ', ' તિહાં ', ' જિમ ', ' નવિ ' ( = નવ, નકારાર્થ ), ઇત્યાદિમાં ઇકાર કાયમ છે: તેથી શંકા રહે છે કે ' તલસી ' જેવામાં અકાર થયો ભાગ્યે હોય, અને માત્ર લેખકની ભૂલ હોય. પણ—

ઉ નો અકાર બનાવવામાં છે. ખાસ વળી એ જોવાનું છે કે એ સ્વરવિકાર આ શ્લોકમાંના ઉદાહરણો જોતાં મનુષ્યના વિશેષ નામને પ્રસંગે જ થતો દેખાડ્યોછે. 'શિવજી'ને બદલે 'શવજી' નામ ગ્રામ્ય રીતે અર્વાચીન કાળમાં ગુજરાતમાં સંભળાયછે. પરંતુ 'શિવ! શિવ!' એ ઉદ્‌ગાર કરતાં ગામડિયા લોકો પણ 'શવ! શવ!' નહિં કહે; 'શિવપાર્વતી'ને પણ 'શવપારવતી' નહિં કહે. આ વ્યવહારસ્થિતિની વાત થઈ. શ્લોકના અન્તર્ગત શબ્દો જોતાં પણ **तुलसी तलसी जातः** એ પાઠ પણ શ્રવણગોચર હોવાથી તે જોતાં પણ મનુષ્યના વિશેષ નામનો ઉદ્દેશ સ્પષ્ટ જણાયછે. તો એ પ્રકારનાં વિશેષ નામમાં ઇકાર ઉકારને સ્થાને અકારના વિકાર અર્વાચીન ગુજરાતીમાં જ નિયન્ત્રિત હોવાનું અનુમાન નિરાધાર નથી. સં. ૧૭૩૨ માં લખાયલા "અશ્વમેધ" નામના આખ્યાનમાં ત્હેના કર્તાએ પોતાનું નામ 'તુલશી' આપ્યુંછે, 'તલશી' નથી આપ્યું. આ સ્થિતિ આજથી ૨૩૬

---

पातशाहनी करी सिलाम

એમ 'સલામ'નું 'સિલામ' એમ વ્યુત્ક્રમવાળો પ્રયોગ બતાવ્યોછે તેથી તર્ક થાય કે ઇ નો અ થવાનો પ્રચાર પેઠો હશે. ગમે તેમ હોય, પણ ઉપર કહ્યું તેમ, એ પ્રબન્ધની ૩૭૧ વર્ષ પૂર્વે બિલ્હણના વખતમાં આ સ્વરવિકાર હોવાનો સંભવ નથી. પરંતુ આ પ્રકારથી ખાત્રીથી કશું અનુમાન થાય એમ નથી. अ નો इ પ્રાકૃતમાં જ થવાનો આરમ્ભ થયેલોછે. સિ. હે. ૮—૧—૪૬ (इःस्वप्नादौ) પ્રમાણે स्वप्न વગેરે શબ્દોના ગણમાં **सिविणो, सिमिणो, किविणो** (कृपणः) ઇત્યાદિમાં અકારનો ઇકાર થતો જણાયછે. તે ઇનો અ થવાના વ્યુત્ક્રમરૂપ નથી જ. સંવત્ ૧૫૮૩ નું વેચાણ ખત રા. રમણભાઇએ હેમના નિબન્ધમાં બતાવ્યુંછે ત્હેમાં **गर्णाने** બદલે **गिर्णा** છે, ને પણ આ પ્રકારનો જ નમનો હશે. ('ગુજરાતી ભાષાનો આરમ્ભ' પૃષ્ઠ. ૧૨-૧૩. 'શ્રીજી સાહિત્યપરિષદ્‌નો અહેવાલ.') શુદ્ધ સંસ્કૃત બનાવવાનો વ્યુત્ક્રમ જણાતો નથી. એ જ નિબન્ધમાં આગળ ઉપર, પૃષ્ઠ ૧૫ મે સંવત્ ૧૮૨૪ માં લખાયલા ખતમાં 'નરભેરામ'ને બદલે '**नीरभेराम**' છે, એ ધ્યાન ખેંચે એમ છે. આ સર્વ કારણોથી 'કાન્હડદે પ્રબન્ધ'માં **तलसी** શબ્દ તરફ સંશયની દૃષ્ટિ નાંખવાનું મન થાયછે. ખાસ એટલા માટે કે સંવત્ ૧૬૪૮ ના હસ્તલેખમાં **तलसी** છે, અને તે પછી ૧૬ વર્ષને અંતરે જ લખાયલા સંવત્ ૧૬૬૪ના હસ્તલેખમાં **तुलसी** છે. (આમ રા. ડાહ્યાભાઈ દેરાસરી મ્હને કૃપા કરી ખબર આપેછે.) તેથી ખરું અનુમાન કશું ના જ નીકળે. ઉલટો સંભવ એમ થાય કે **तलसी**માં ઉકાર ભૂલથી રહી ગયેલો.

ઉકારનો અકાર પાલી ભાષામાં પણ દર્શન દેછે; ઉદાહરણઃ—સં. **गुरु** પાલી—**गरु**; અને આથી પણ આગળ વધીને જોઇશું તો મૂળ સંસ્કૃતમાં પણ **गुरु**નું Comparative **गरीयस्**, અને Superlative **गरिष्ठ** થાયછે; તેમ જ **गरिमन्** એ ભાવવાચક નામ થાયછે; ત્હાં ઉનો અ થાયછે. પરંતુ આ પ્રકારોમાં ઐતિહાસિક પ્રમાણ જોવાને બદલે આ વિકારનું વાગ્વ્યાપારદર્શને નિદાન જોવું જ વાજબી ગણાશે. અને બિલ્હણે તો આ વિકારને 'ભ્રષ્ટતા' માની હોય એ સંભવ ભાગ્યે જ કલ્પી સકાશે.

વર્ષ પૂર્વની છે. વળી બિલ્હણના સમયમાં ગુજરાતમાં ' શવજી ' ' તળશીદાસ ', અને ' મકનજી ' જેવાં વિશેષ નામો હોવાનો પણ અસંભવ બહુ પ્રબળ છે.

ગુજરાતીમાં અનન્ત્ય હ્રસ્વ ઇ તથા ઉને સ્થાને અકાર શિષ્ટભાષામાં અનેક શબ્દોમાં થયો જણાયછેઃ—ઉદાહરણઃ—

तिल—તલ; कठिन—કઠણ; लिखति—લખે(છે); स्थितं—થયું; निपानः—निवाणो-નવાણ; मत्कुणः—मक्कुणो—માંકણ; मुद्‌गः—मुग्गो—મગ; पुटं—पुडं—પડ; लुनाति-लुणइ—લણે (છે); ઇત્યાદિ. *

પરંતુ આ સ્વરવિકૃતિ પણ ઉપર કહેલા વિક્રમ સંવત્ ૧૫ મા તથા ૧૬ મા સૈકામાં થયેલી જણાતી નથી. તો વિશેષ નામમાં ઉપર કહેલાં રૂપાન્તરનો સંભવ દૂર જ રહેછે. એટલે બિલ્હણનું ધ્યાન જોરથી ખેંચી હેના ઉપર તરત અને દૃઢ છાપ પાડે એમ આ ' પ્રષ્ટના 'નું અસ્તિત્વ જ હેના કાળમાં તો વળી વિશેષ અસંભવનીય જણાયછે.

આ સ્થિતિમાં મ્હારા નમ્ર મતે તો એક જ કલ્પના સંભવિત લાગેછે. ગુજરાતી ભાષાની નિન્દા કરવાની પ્રવૃત્તિ તે ભાષા જોડે સ્પર્ધા કરનારી ભાષાના પુત્રોએ જ કરી હોવી જોઇયે. ત્હેવી સ્પર્ધા કાશ્મીરી બિલ્હણને વિશે બંધ બેસતી નથી. એ સ્પર્ધા તો મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચે પ્રસિદ્ધ છે, અને તે સ્પર્ધાનો આરમ્ભકાળ ગુજરાતમાં ગાયકવાડી અને પેશવાઈના પ્રવેશ પછીનો છે એ પણ વિચારશીલ મનુષ્યે સ્વીકારે એમ છે. મહારાષ્ટ્ર તરફના ઉપહાસના ઉત્તરમાં ગુજરાત તરફથી

§ वरो नवरतां प्रासो रागो जानस्तुक्रोधताम् ।
महाराष्ट्रमुखेगत्वा रामो रामात्वमागतः ॥

એ ઉપહાસવચન—અશુદ્ધિયોવાળું પણ—ફેંકાયલુંછે તે વાત ઉપર કહેલી સ્પર્ધાની કલ્પનાને પુષ્ટિ આપેછે.

તો એ સ્પર્ધાના પરિણામ રૂપે गुर्जराणां मुखं भ्रष्टं વાળો શ્લોક રચાયો હોવો જોઇયે એમ સંભવેછે. તો તે, ઉપર સમજ્યું તેમ, ગાયકવાડી પેશવાઈના પ્રવેશ પછી રચા-

---

* ઇ તથા ઉની આ વિકૃતિનું દૂરતમ બીજ પ્રાકૃતમાં છે. સિ. હે. ૮-૧-૮૮,૮૯; ૮-૧-૧૦૭,૮,૯ જુવો. પરંતુ એ બહુ જ ગણતર શબ્દોમાં નિયન્ત્રિત છે.

§ ' થોડાક મરાઠી શબ્દો ' એ મથાળાના લેખમાં ' આર્યધર્મપ્રકાશ ' ના સંવત્ ૧૯૫૫ ના ફાલ્ગુનના અંકમાં રા. નર્મદાશંકર બાળાશંકરે આપેલા શ્લોકને—સ્પષ્ટ ભૂલ્યો સુધારીને સંસ્કાર આપીને—ઉપર મૂકયોછે. प्रासः નું प्रासो કર્યુંછે, અને रागोरागात्वमनું रामोरामात्वम કર્યુંછે.

યાનો સંભવ બળવાન્ લાગેછે. બિલ્હણે જ—અથવા બીજા કોઇયે પ્રાચીનકાળમાં જ—એ શ્લોક રચેલો હોય, અને મહારાષ્ટ્રીઓએ તો માત્ર તે શ્લોકનો ઉપયોગ કરી ગુર્જર ભાષાને વગોવી હોય,—એમ કેમ ના સંભવે ? આમ શઙ્કા કોઇ કાઢે. ત્હેને ઉત્તર ઉઘાડો જ છે. બિલ્હણની કૃતિ હોવાની સ્હામે ઉપર બતાવેલો અસંભવ સ્વતન્ત્ર પ્રમાણોથી સ્થાપિત થાયછે; અને અન્ય કોઇયે પ્રાચીન કાળમાં રચ્યાનું પ્રમાણ હજી સુધી પ્રગટ થયું નથી.

બિલ્હણે કાશ્મીરથી ઊપડી હિન્દુસ્થાનના અનેક ભાગમાં પર્યટન કર્યું તે પ્રસંગે તે ગુજરાતમાં થઈને ગોરઠી સોમનાથ ગયેલો, તે બનાવને ઉદ્દેશીને 'વિક્રમાઙ્કદેવચરિત' મહાકાવ્યના છેવટના ભાગમાં બિલ્હણ નીચે પ્રમાણે કહેછેઃ—

कक्षाबन्धं विदधति न ये सर्वदैवाविशुद्धा
स्तद् भाषन्ते किमपि भजते यज्जुगुप्सास्पदत्वम् ।
तेषां मार्गे परिचयवशादर्जितं गुर्जराणां
यः संतापं शिथिलमकरोत् सोमनाथं विलोक्य॥

(અર્થઃ—જે લોકો કછોટા વાળતા નથી, જે હમેશાં અવિશુદ્ધ (મલિન) છે, જે હેવી કાંઇક ભાષા બોલેછે કે જે જુગુપ્સા (કંટાળો) ઊપજાવેછે, ત્હેવા ગુર્જરોનો—(પ્રયાણ, મુસાફરીના) માર્ગમાં—પરિચય મેળવ્યાથી થયેલો સંતાપ જેણે (જે બિલ્હણે) સોમનાથનું દર્શન કરીને શિથિલ કર્યો.)

આ ઠેકાણે મહારાષ્ટ્ર અને ગુજરાત વચ્ચેનો પડછો कक्षाबन्ध બાબતના વચનમાં જોઈશું તો ભૂલ થશે. કેમકે—યદ્યપિ આ કાવ્ય કલ્યાણમાં રાજ્ય કરનારા મહારાષ્ટ્ર રાજાના આશ્રયમાં રહીને લખ્યું હતું તેથી મહારાષ્ટ્રના લોકોના પક્ષનું વચન બિલ્હણ કહે એ સંભવ છે ખરો,—તથાપિ મહારાષ્ટ્રમાંની સ્ત્રીઓ કક્ષાબન્ધ કરેછે (કછોટા મારેછે) અને ગુજરાતની સ્ત્રીઓ નથી કરતી એમ વિરોધ છે, અને આ શ્લોકમાં તો પુરુષોને વિશે વાત છે; સ્ત્રીઓ માટે હોત તો 'જે દેશની સ્ત્રીઓ કક્ષાબન્ધ નથી કરતી' એમ કહેત, અહિં તો જે ગુર્જરો કક્ષાબન્ધ નથી કરતા એમ વચન છે.* માટે ઉત્તર હિન્દુસ્તાનના બધા હાલ

* આચાર્ય વલ્લભજી હરિદત્તે આ શ્લોકનો અર્થ કરતાં—"જે લંગોટી વાળતા નથી" એમ લખ્યુંછે તે પુરુષપરત્વે છે તેટલે અંશે બરાબર છે; પરંતુ 'લંગોટી'ને બદલે 'કછોટા' એમ અર્થ કરવો વાજબી હતો. લંગોટી ઉદ્દિષ્ટ હોત તો તો कौपीन શબ્દ વાપરત; कौपीनं ये परिदधतिनो એમ કાંઇક કહેત.

તેમ જ—'જે લંગોટી વાળાતા નથી, હમેશ અશુદ્ધ, અને જે કાંઇ નિન્દાનું સ્થાન થઈ પડે હેવું બોલેછે હેવાઓનો ગુર્જરોના માર્ગમાં પરિચય થવાને લીધે'—એમ અર્થ આચાર્યે

જેમ કછોટો વાળીને ધોતિયાં પ્હેરેછે તેમ તે કાળે પણ રિવાજ હશે તેથી ગુર્જર દેશના પુરુષો વિશે બિલ્હણનું આ વચન સ્પષ્ટ જણાયછે. હેમના એ વેશ હેનું ધ્યાન ખેંચ્યું હશે, અને નામર્દાની સ્વરૂપ તરીકે હેણે નિન્દા કરી હશે. અર્થાત્ **गुर्जराणां मुखं भ्रष्टं** એ વચન બિલ્હણે મહારાષ્ટ્રની જોડે 'સમભાવવાળો થઈને રચ્યું હશે ત્હેના પ્રમાણમાં ઉપરના 'કક્ષાબન્ધ' ની વાત લવાશે નહિં.

બિલ્હણે ગુર્જરોના ઉચ્ચારમાં **जुगुप्सास्पदत्व** દીઠાનું આ શ્લોકના પૂર્વાર્ધમાં છે, તે અશુદ્ધિ 'તુલસી'નું 'તળશી' ઇત્યાદિ વાળી નહિં, પણ સામાન્ય રીતની જ હોવી જોઈયે હેમાં શક નથી. કેમકે, ઉપર બતાવ્યું તેમ, એ પ્રકારના સ્વરવિકાર તે કાળમાં તો શું પણ તે પછી ત્રણ ચાર સૈકાને અન્તરે પણ થયા ન્હોતા. સંભવ એમ લાગેછે કે આ શ્લોકમાં ગુર્જરોની ભાષાની અશુદ્ધિ બિલ્હણે કહીછે તે વાતની જોડે મેળવી દઈને **गुर्जराणां मुखं भ्रष्टं** એ શ્લોકનું કર્તૃત્વ પણ હેને નામે ચઢાવી દેવામાં આવ્યું હશે.

**गुर्जराणां मुखं भ्रष्टं** વાળા શ્લોકનાં પાઠાન્તરો છે તે ઉપરથી એ શ્લોકની પ્રાચીનતા સૂચવાયછે એમ તર્ક અવશ્ય થાય જ એમ નથી. ઉલટું એમ સૂચન સબળ થાયછે કે એ શ્લોક કોઇ પણ ગ્રન્થમાંનો ના હોઈ માત્ર કંઠપરંપરાથી આવેલો અને હેમાં સ્વેચ્છા પ્રમાણે ફેરફાર થયેલા. અને પ્રાચીનતાવિરુદ્ધ ઉપર કહેલી સ્પર્ધાની અને સ્પર્ધાના કાળની કલ્પના બાધક થઈને ઊભી રહેછે.

છતાં કોઇ પણ વિદ્વાન્ આ પ્રશ્ન ઉપર વિશેષ પ્રકાશ પાડનારાં પ્રમાણ પ્રગટ કરશે તો સર્વને લાભ થાય એમ છે. માટે આ પ્રશ્ન આ પ્રકારે વિદ્વાનોની સમક્ષ ઊભો કરીને મૂકુંછું.

વાંદરા,
તા. ૧૯-૯-૧૨

નરસિંહરાવ ભોળાનાથ.

---

કર્યો છે તેથી એમ ભાસ થાય કે એ નિન્દાવચન ગુર્જરો વિશે નહિં પણ ગુર્જર દેશમાં આવતે માર્ગમાં (ગુજરાત બ્હાર) મળેલા કોઇ લોકો વિશે છે. પરંતુ તેમ નથી. **गुर्जराणां मार्गे** એમ અન્વય લેવાનો નથી. **मार्गे** (કાશ્મીરથી દક્ષિણ જતે રસ્તામાં) તેષાં **गुर्जराणां परिचयवशात्** એમ અન્વય છે.

'સર્વદા અશુદ્ધ' તે શરીરની મલિનતા માટે જુદું વિશેષણ લેવાનું છે કે ભાષાની અશુદ્ધિ જોડે જ ગણવાનું છે તે ખાતરીથી કહી સકાય એમ નથી. શરીરની મલિનતાનો અર્થ વધારે સુઘટિત જણાયછે. પણ **किमपि**નો અન્વય **भावन्ते** જોડે લઈ **किमपि** એટલે તિરસ્કારપાત્ર કાંઇક એમ સમઝવાનું છે તે સ્થળે **भजते** જોડે અન્વય લઈ કાંઇ પણ નિન્દાનું સ્થાન ઇત્યાદિ અર્થ આચાર્યે કર્યોછે તે તદ્દન નિઃસત્ત્વ થઈ પડેછે. અને ખોટો જણાયછે.

# સરળ ભાષાશાસ્ત્ર.

તા. ૮ મી ઓક્ટોબર ૧૯૧૨ ના "ગુજરાતી" માં કોઇક 'શુદ્ધ ગાયકવાડી' નામથી સહી કરનારના ચર્ચાપત્રમાં 'શિક્ષક' ને બદલે 'શિસંક' એમ શબ્દ લખનારનો ઉપહાસ કરવામાં આવ્યોછે. એ લખનારા મિ. મસાણી—વડોદરાના વિદ્યાધિકારી—ની તરફથી બચાવ કરવાનું મ્હારું કામ આ સ્થળે નથી. હું નથી ધારતો કે ગુજરાતી ભાષાના પંડિતપણાનો એઓ કદી દાવો કરતા હોય. અને આ રીતે શબ્દ હેમણે લખ્યોછે કે નહિ તે પણ આપણે નિશ્ચયથી જાણતા નથી.

પરંતુ ગુજરાતી ભાષાને સંબન્ધે દાવો કરનારા વર્ગમાંથી જ્યહારે વિચિત્ર કલ્પનાઓ ઉદ્ભવ પામે ત્યહારે તો કાંઇક બોલવાનું કર્તવ્ય પ્રગટ થાય ખરું. શ્રાવણ (સં. ૧૯૬૮) ના 'વસન્ત' માં "ભાષા અને જોડણી" એ મથાળાથી રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાનો લેખ પ્રગટ થયોછે હેમાં અનેક રમૂજી નમૂના છે, તે બધાની ગણના આજ કરવી નથી. હેમાંથી માત્ર એક જ વાનગી સાક્ષર વર્ગ આગળ મૂકવાની જરૂર છે. રા. બા. હરગોવિન્દદાસને મતે—

| | | |
|---|---|---|
| સં. **भगिनी**. | ગુજ. બહેન. | અને મરાઠી **बहीण** |
| એ શબ્દોમાં— | | **भ** નો બ થયો, |
| | | **ग** નો હ થયો, |
| | | (મરાઠીમાં) **न** નો ણ થયો; |

અને ગુજરાતીમાં **नि** માંના ઈ નો એ થયો; અને ગુજરાતી તથા મરાઠીમાં છેવટનો (**नी** માંનો) ઈ ઊડી ગયો. (ઈ નો અ થયો એમ કહેવાની મતલબ હશે; કેમકે ઊડી જાય તો તો બહેન્ **बहीण्** થાય.)

ભાષાશાસ્ત્રમાં થોડો ઘણો પ્રવેશ કરનારા તો આજ સુધી એમ માનતા આવ્યાછે કે **भगिनी** માંના **ग्** નો લોપ, **भ** માંના બકાર અને હકારનો વિચ્છેદ, ઇત્યાદિને પરિણામે **बहिणी** એ પ્રાકૃતમાં આદેશ, મરાઠી **बहीण**, અને ગુજરાતી 'બ્હેન' શબ્દ થયાછે. પરંતુ આ નવીન પદ્ધતિથી તો ભાષાશાસ્ત્રનો માર્ગ શોધી સડક જેવો થઈ જાયછે. ભાષાશાસ્ત્રમાં સ્વીકારાયલાં વાગ્વ્યાપારનાં તત્ત્વો—વર્ણની ક્ષીણતા ( Phonetic decay ), સામ્યાભાસ ( False Analogy ), ઇત્યાદિ અને હેનાં રોધક તત્ત્વો સંસ્કાર ( Education ), સુગમ્યતા ( Intelligibility ) શિષ્ટમત ( Cultured opinion), અને સાહિત્યસંપત્તિ (Literature ), ઇત્યાદિની પ્રવૃત્તિના પરિણામે શબ્દોના અક્ષરોમાં રૂપાન્તરો થવાના અનેક નિયમો

પ્રવર્તતા મનાયાછે. તે સર્વને એક સમર્થ સ્ટીમરોલર ફેરવીને હમવાર સપાટ માર્ગ કરનારો આજ નવીન નિયમ આપણને પ્રાપ્ત થયો જણાયછે. એ નિયમનું નામ બિમ્બપ્રતિબિમ્બ-ભાવ પાડીશું તો ચાલશે. સંસ્કૃત શબ્દ અને ગુજરાતી શબ્દ સ્હામસ્હામા મૂકવા અને પ્રત્યેક અક્ષર પોતપોતાની સંખ્યાને અનુક્રમે સંસ્કૃત બિમ્બનું ગુજરાતી પ્રતિબિમ્બ ઠરાવવું એટલે બસ. ભાષાની સ્વયંભૂ ઉત્ક્રાન્તિનું ઉપમર્દન આ સ્ટીમરોલરથી સરસ રીતે થઈ જશે. આ બિમ્બપ્રતિબિમ્બભાવના નિયમથી નીચેની વ્યુત્પત્તિઓ પણ સુગમ થઈ જશેઃ—

| સંસ્કૃત | ગુજરાતી | વ્યુત્પત્તિ |
|---|---|---|
| गर्दभः | ગધેડો | ग નો ગ; र्द નો ધે; भः નો ડો; |
| द्विवसः | દહાડો | द्वि નો દ, व નો હા, सः નો ડો, |
| सर्पः | સાપ | स નો સા, पः નો પ; |
| गृहं | ઘર | गृ નો ઘ; हं નો ર, |
| मातृगृहं | મહિયર | मा નો મ, तृ નો હિ, गृ નો ય, हं નો ર: |

ઇત્યાદિ ઇત્યાદિ.

આ સરળ ભાષાશાસ્ત્રનો માર્ગ મૂકીને આજ સુધી વાંકાચૂંકા નિયમોના જંગલમાં ભાષાશાસ્ત્રીઓ શું કામ ભમ્યા હશે ?

રા. બા. હરગોવિન્દદાસના આ નવીન પ્રયાસ માટે વિશેષ લખવાની જરૂર નથી. ઉપહાસલેખને માટે હેમાં પુરતી સામગ્રી છે. પરંતુ તે માર્ગ ના સેવતાં એઓને એટલી જ વિનંતિ કરુંછું કે હેમના આ નવીન સરળ ભાષાશાસ્ત્ર વિશે સ્વતન્ત્ર ગ્રન્થ એઓ રચે તો હેમનાં ધોરણો ઉપર કાંઇક વિશેષ પ્રકાશ પડે ખરો. હાલ તો હમે પ્રાચીન પદ્ધતિના નિયમોના વનમાંથી પગદંડીઓ શોધી શોધીને ચાલવાનો ક્રમ જ સેવવાનું પસંદ કરીશું.

વાંદરા, <br>
તા. ૧૦-૧૦-૧૨.

નરસિંહરાવ ભોળાનાથ.

# જાહેરાત.

વડોદરા દેશી કેળવણી ખાતા તરફથી હાલમાં નીચે પ્રમાણેનાં પુસ્તકો બહાર પડયા છે.

| | | લેખક. |
|---|---|---|
| ૧ નીતિશિક્ષણ (ગુજરાતીમાં) | ૦-૧૨-૦ | રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. |
| | | ભાષાંતરકાર. |
| ૨ શાંકરભાષ્ય (મરાઠીમાં) | ૫-૧૦-૦ | રા. રા. વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર<br>રા. રા. દિનકર ત્ર્યંબક ચાંદોરકર |
| ૩ યુનાઇટેડ સ્ટેટ્સનો ઇતિહાસ. (ગુજરાતીમાં) | ૧-૧૦-૦ | રા. રા. વિનાયક નરસિંહલાલ પાઠક |
| ૪ તર્કભાષા (ગુજરાતીમાં) (કેશવમિશ્રકૃત સંસ્કૃતનું ભાષાંતર) | ૦-૪-૦ | પ્રો. મણીલાલ નભુભાઇ દ્વિવેદી |
| ૫ વધૂવર પરીક્ષા. (ગુજરાતીમાં) | ૦-૩-૦ | રા. રા. નંદનાથ કે. દીક્ષીત અને<br>પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઇ |
| ૬ પાટીદાર જ્ઞાતિના રીતરીવાજનું એકીકરણ. | ૦-૪-૬ | સાંસારિક પ્રશ્ન કમીટી. |
| ૭ વાણીયા જ્ઞાતિના રીતરીવાજનું એકીકરણ. | ૦-૭-૬ | સાંસારિક પ્રશ્ન કમીટી. |

સરકારી ભાષાંતર સ્ટોરમાં લખો.

વિદ્યાધિકારી.
વડોદરાંરાજ્ય.

પ્રવર્તતા મનાયાછે તે સર્વને એક સમર્થ સ્ટીમરોલર ફેરવીને કચરી સપાટ માર્ગે કરનારો આજ નવીન નિયમ આપણને પ્રાપ્ત થયો જણાયછે એ નિયમનું નામ બિમ્બપ્રતિબિમ્બ-ભાવ પાડીશું તો ચાલશે. સંસ્કૃત શબ્દ અને ગુજરાતી શબ્દ સ્હામસ્હામા મૂકવા અને પ્રત્યેક અક્ષર પોતપોતાની સંખ્યાને અનુક્રમે સંસ્કૃત બિમ્બનું ગુજરાતી પ્રતિબિમ્બ ઠરાવવું એટલે બસ ભાષાની સ્વયંભૂ ઉત્ક્રાન્તિનું ઉપમર્દન આ સ્ટીમરોલરથી સરસ રીતે થઈ જશે આ બિમ્બપ્રતિબિમ્બભાવના નિયમથી નીચેની વ્યુત્પત્તિયો પણ સુગમ થઈ જશે:—

| સંસ્કૃત | ગુજરાતી | વ્યુત્પત્તિ |
|---|---|---|
| **गर्दभ** | ગધેડો | ग નો ગ, र्द નો ધે, भः નો ડો, |
| **दिवस** | દહાડો | दि નો દ, व નો હા, स નો ડો, |
| **सर्प** | સાપ | स નો સા, प નો પ |
| **गृह** | ઘર | गृ નો ઘ, ह નો ર, |
| **मातृगृह** | મહિયર | मा નો મ, तृ નો હિ, गृ નો ય, ह નો ર, |

ઇત્યાદિ ઇત્યાદિ

આ સરળ ભાષાશાસ્ત્રનો માર્ગ મૂકીને આજ સુધી વાંકાચૂકા નિયમોના જંગલમાં ભાષાશાસ્ત્રીઓ શું કામ ભમ્યા હશે ?

રા બા હરગોવિન્દદાસના આ નવીન પ્રયાસ માટે વિશેષ લખવાની જરૂર નથી ઉપહાસલેખને માટે હેમાં પુરતી સામગ્રી છે પરંતુ તે માર્ગ ના સેવતા એઓને એટલી જ વિનંતિ કરુંછું કે હેમના આ નવીન સરળ ભાષાશાસ્ત્ર વિશે સ્વતન્ત્ર ગ્રન્થ એઓ રચે તો હેમના ધોરણો ઉપર કાંઈક વિશેષ પ્રકાશ પડે ખરો. હાલ તો હમે પ્રાચીન પદ્ધતિના નિયમોના વનમાંથી પગદંડીઓ શોધી શોધીને ચાલવાનો ક્રમ જ સેવવાનું પસંદ કરીશું

વાંદરા,
તા ૧૦-૧૦-૧૨

નરસિંહરાવ ભોળાનાથ.

## *Modern Educational Ideal.*

"This expansion belongs to the most beloved of the dogmas of modern political economy. As much knowledge and education as possible; therefore the greatest possible supply and demand–hence as much happiness as possible:—that is the formula. In this case, utility is made the object and goal of education,–utility in the sense of gain–the greatest possible pecuniary gain. In the quarter now under consideration culture would be defined as that point of vantage which enables one to 'keep in the van of one's age,' from which one can see all the easiest and best roads to wealth, and with which one controls all the means of communication between men and nations. The purpose of education, according to this scheme, would be to rear the most 'current' men possible,–'current' being used here in the sense in which it is applied to the coins of the realm. The greater the number of such men, the happier a nation will be; and this precisely is the purpose of our modern educational institutions: to help every one, as far as his nature will allow, to become 'current'; to develop him so that his particular degree of knowledge and science may yield him the greatest possible amount of happiness and pecuniary gain. Every one must be able to form some sort of estimate of himself; he must know how much he may reasonably expect from life. The 'bond between intelligence and property' which this point of view postulates has almost the force of a moral principle. In this quarter all culture is loathed which isolates, which sets goals beyond gold and gain, and which requires time: it is customary to dispose of such eccentric tendencies in education as systems of 'Higher Egotism,' or of 'Immoral Culture—Epicureanism.' According to the morality reigning here, the demands are quite different; what is required above all is 'rapid education,' so that a money-earning creature may be produced with *all speed; there is even a desire to make this* education *so thorough that* a creature may be reared that will be able to earn a great deal of money. Men are allowed only the precise amount of culture which is compatible with the interests of gain, but that amount, at least, is expected from them. In short: mankind has a necessary right to happiness on earth–that is why culture is necessary–but on that account alone!"

—*Friedrich Nietzsche.*

Reg. No. B. 463



# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
नप्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૧૧. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૬૯.

## મારી પ્રાસંગિક નોંધ.

**મારા ન્હાનપણના સાથી**

મુમ્બાઈ યુનિવર્સિટિની એમ. એની "ભાષા અને સાહિત્ય"ની પરીક્ષામાં એક અંગ્રેજી નિબન્ધ લખવાનો હોય છે. ઘણા જૂના—યુનિવ્હર્સિટિના લગભગ આરંભના—કાળમાં વિદ્યાર્થીઓ પાસે નિબન્ધને ઠેકાણે એક અંગ્રેજી કવિતા રચાવવાનો રિવાજ હતો. આમ પરીક્ષા માટે કવિતા રચાવવાથી કાંઈ કવિઓ ઉત્પન્ન કરી શકાતા નથી, પણ પદ્યરચનાના મ્હાવરાથી કાન કેળવાઈ કાવ્યનો આનન્દ લેવાનું એક મુખ્ય સાધન પ્રાપ્ત થતું હશે એમ તો લાગે છે. જતે દહાડે કવિતાને ઠેકાણે ગદ્ય નિબન્ધ દાખલ થયો. હાલ આ નિબન્ધ, પરીક્ષા માટે નીમેલાં પુસ્તકોમાંના, અગર તેને લગતા, કોઇક વિષય ઉપર લખાવવામાં આવે છે. પણ અમારા વખતમાં એમ મનાતું કે—પરીક્ષક ગમે તે વિષય ઉપર નિબન્ધ લખાવી શકે. દાખલા તરીકે, સાહિત્યના વિદ્યાર્થીને 'સાઇક્લોન' વિષે નિબન્ધ લખવાનું પણ કહે! અંગ્રેજી ભાષાના કાબુ ઉપરાંત નિબન્ધના વસ્તુમાં સત્ત્વ પણ આવવું જોઇએ તે માટે અમારા પ્રોફેસરે અમને જુદાં જુદાં શાસ્ત્રોની માર્ગોપદેશિકા ('Science Primers') વાંચવાની ભલામણ કરી હતી. આથી કાંઈ અમે તે તે શાસ્ત્રોમાં નિષ્ણાત થઈ જતા એમ નહિ; પણ જુદાં જુદાં શાસ્ત્રો પ્રત્યે અમને રુચિ ઉત્પન્ન થતી, તથા સર્વ શાસ્ત્રનું થોડું થોડું જ્ઞાન એકઠું થઈ અમારી કેળવણી વધારે સંસ્કારી બનતી. પણ અમારા પ્રોફેસરે આ ઉપરાંત અમને એક

ખીજી કિમતી સલાહ આપી હતી તે એ કે અંગ્રેજી પહેલી ચોપડીથી માંડી બી. એ. સુધીના અભ્યાસક્રમમાં જે જે ચોપડીઓ અમારે આવી હોય તે ક્રમવાર ફરી વાંચી જવી. આ જાતનું પુનરાવર્તન કેટલું લાભકારી છે એ કહેવાની જરૂર નથી. એ સલાહ મારા હૃદયમાં એવી ઊતરી ગઈ કે ત્યાર પછી—ઘણીવાર મારાં ન્હાનપણમાં સ્કૂલ અને કૉલેજમાં વાંચેલાં પુસ્તકો હું ફરી વાંચું છું, અને કેટલાંકની તો જૂની એનીએ નકલ હજુ મારી પાસે હોવાથી તે વાંચતાં " **अहो जानामि तस्मिन्नेव स्थाने तस्मिन्नेव काले वर्ते** "—એવો આહ્લાદભર્યો અનુભવ અનુભવું છું.

ખરેખર—જાણે એ જ સ્થાન અને એ જ કાળ ! છતાં પણ કેટલો બધો ભેદ ! પૂર્વે સરળ હૃદય જ્યાં માત્ર કાવ્યના સંસ્કાર જ ઝીલતું, ત્યાં અત્યારે, વિચારપરાયણ બુદ્ધિ એ સંસ્કારને દુનીઆના અનુભવ અને પુસ્તકોના જ્ઞાન સાથે મેળવે છે, ભેળવે છે, એમાંથી સાર ખેંચે છેઃ કેટલીકવાર સાદા સંસ્કારને સુધારી સમૃદ્ધ કરે છે, તો કેટલીકવાર બગાડી નીરસ પણ કરી નાંખે છે.

હમણાં જ મેં ગોલ્ડસ્મિથનાં 'ડિઝર્ટેડ વિલેજ.' અને 'વિહકાર ઑફ વેઇકફીલ્ડ' ફરી વાંચ્યાં. એ કવિનાં પુસ્તકો અમારા છેક બાળપણના સાથી હતાં ('ડિઝર્ટેડ વિલેજ' ચોથા ધોરણમાં, 'વિહકાર' છઠ્ઠામાં અને 'ગુડનેચર્ડ મૅન' અને 'શી સ્ટૂપ્સ ટુ કૉન્કર' પ્રીવિ-યસમાં અમારા વાંચવામાં આવ્યાં હતાં) એ કારણ હો, અથવા તો એ કવિમાં જે મોહક નિર્દોષતા અને સરળતા છે એ કારણ હો—ગમે તેમ હો, પણ એના સમાગમમાં ઘડીક બેસીએ છીએ ત્યાં એમ જ થાય છે કે જેમને મિલ્ટન વર્ડઝવર્થ અને બ્રાઉનિંગ જોઇતા હોય તે ભલે એ લો, અમને તો અમારો બાળકવિ ગોલ્ડસ્મિથ જ આપો !

આ વાંચી કેટલાકને એમ થશે કે—એક સાર્વજનિક ગૂજરાતી માસિકમાં, આ આત્મવૃત્તાન્તનું અને એક અંગ્રેજી કવિની કૃતિના અવલોકનનું શું પ્રયોજન ? હું અત્રે આત્મવૃત્તાન્ત લખવા નથી બેઠો, અને ગોલ્ડસ્મિથના ગ્રન્થો ઉપર વિવેચન ચલાવવા પણ નથી માગતો—જો કે મને એમ તો લાગે છે કે આપણા વિદ્વાનો, દિ. બ. અંબાલાલભાઇથી માંડી તાજામાં તાજા ગ્રેજ્યુએટ પર્યન્ત, પોતપોતાના સમયની કેળવણીનું વર્ણન આપે તો એમાંથી આપણાં છેલ્લાં સાઠ વર્ષની કેળવણીનો બહુ રસિક અને બોધકારક ઇતિહાસ ઊભો થાય; તેમજ અંગ્રેજી કવિઓ વિષે કોઈ કોઈવાર ગૂજરાતી માસિકોમાં અવલોકન આવે તો તે પણ નિરર્થક નથી—કારણ કે એથી જે વર્ગને અંગ્રેજીનો લાભ મળેલો નથી, તેને એ ભાષાના કવિઓના વિચારો સાથે પરિચય થાય અને તેઓની સાહિત્યવિષયક દૃષ્ટિમર્યાદા વિસ્તરે, તથા જેઓ અંગ્રેજી જાણે છે તેમને પણ માતૃભાષામાં એ સંબન્ધી પોતાના વિચારોનો પરસ્પર વિનિમય કરવાથી એ વિચારો પરાયા મટી પોતાના થઈ જાય. પરંતુ અત્યારે આ બેમાંથી એકે હેતુથી પ્રેરાઈ મેં આ નોંધ લખવા માંડી નથી. મારો ઉદ્દેશ માત્ર—ગોલ્ડસ્મિથની પૂર્વોક્ત કૃતિઓ આજ વાંચતાં, આપણા દેશની વર્તમાન જરૂરિયાતો વિષે જે વિચારો સૂઝ્યા છે તે જ ટૂંકામાં નોંધવાનો છે.

'ડિઝર્ટેડ વિલેજ'માં, એક સુખી ગામડું કેવું હોય, અને તેની વસ્તી જતી રહેતાં એ કેવું થાય, તેનું બહુ અસરકારક વર્ણન છે. કવિ એના વ્હાલા ગામને સંબોધી એના સુખના દિવસો સંભારે છે, અને અત્યારે એ ઊજડ થઈ ગયું છે તે માટે શોક કરે છે. ગામડાના મેળાવડાઓ—જેમાં આખો દિવસ કામ કરી પરવારીને ગામડાનાં તરુણ અને વૃદ્ધ સ્ત્રી પુરુષો એકઠાં મળે છે, જેમાં બહાદુર જુવાનીઆઓ અંગકસરતની રમતો રમે છે, અને વાતોડીઆ ઘરડાઓ પાસે બેશીને વાહવાહ કહી ઉત્તેજન આપે છે, એનું મનોહર વર્ણન કરે છે, અને તે પછી ગામના પાદરી અને મહેતાજીનાં બહુ મજાનાં ચિત્રો દોરેછે. આ વાંચી પ્રશ્ન થયા વિના રહેતો નથી કે—હિન્દુસ્થાનની અત્યારે ખરામાં ખરી અને મ્હોટામાં મ્હોટી જરૂર તે એનાં ગામડાંની સ્થિતિમાં સુધારો કરવો એ જ નથી ? હિન્દુસ્થાનની વસ્તીનો ઘણો મ્હોટો ભાગ ગામડાંમાં જ વસે છે અને તેથી આ દેશનું ખરૂં કલ્યાણ ગામડાંની સ્થિતિ સુધારવા ઉપર આધાર રાખે છે. ગામડાંનાં ખેડૂત અને મજૂર વર્ગનાં માણસો પાસેના મ્હોટા શહેરનાં કારખાનાંમાં મજૂરી કરવા જાય અને એને પરિણામે ગામડાંની ખેતી પડી ભાગે એથી એકંદરે લાભ નથી. કારખાનાનું દ્રવ્ય શહેરના ધનિકવર્ગમાં વ્હેંચાય છે, અને મજૂર ગામડીઆને એમાંથી મજૂરીના ચાર પૈસા ગામડા કરતાં વધારે મળે છે તો એને બદલે શહેરનાં દુર્વ્યસનો વળગી તનથી અને ધનથી એ વધારે ખરાબ થાય છે. ગામડાં ભાગી વસ્તી શહેર તરફ વળે એ વધતા સુધારાનું સ્વાભાવિક ચિહ્ન છે, અને તે અનિવાર્ય છે એટલું જ નહિ પણ ઇષ્ટ છે, એમ મિ. જસ્ટિસ રાનડેના એક લેખને અનુસરી ઘણા માને છે. એ લેખ બહુ વર્ષો ઉપર હું ધારૂં છું કે લોકમાં હુન્નર-કારીગરીનાં નવાં કારખાનાંઓ કાઢવાનો ઉત્સાહ પ્રેરવાના ખાસ ઉદ્દેશથી જ લખાએલો હતો, અને જો ખેતીને પણ જમીન ઉપર હળવતી દસવીસ લીટા ખેંચી એ ઉપર દાણા વેરી આકાશ સ્હામું જોઇને બેશી રહેવા કરતાં વધારે બુદ્ધિ અને પુરુષાર્થ વાળો હુન્નર બનાવવામાં આવે* તો હું ધારૂં છું કે આજ મિ. જસ્ટિસ રાનડે એ પ્રવૃત્તિને બહુ ઉમંગથી વધાવી લે, એટલું જ નહિ પણ એ તરફ લોકનો ઉત્સાહ પ્રેરે.

૧. ખેતીને બુદ્ધિ અને પુરુષાર્થવાળો હુન્નર શી રીતે બનાવવો ? આ પ્રશ્નનો ઉત્તર ટૂંકામાં ટૂંકા શબ્દોમાં આપું, તો ગયા ઑક્ટોબર માસના "Review of Reviews"ના "Give us this day our daily bread" એ મથાળાના એક સમર્થ લેખમાંની નીચેની પંક્તિઓ ઉતારૂં:—

"The section of agriculture should be composed of four bureaus. The first should deal with administration, associations and guilds, rearrangements of farms, irrigation, agricultural instruction, and congresses. The second should deal with the *improvement* of agricultural products, the des-

---

* "The agricultural industry must be industrialized."—J. Nugent Harris, *Secretary* Agricultural Organization Society. ( જુઓ નવેમ્બરનું, 'Review of Reviews.' )

ruction of harmful insects, breaking up of new ground, and improvement of industries. The third bureau should deal with the improvement in the breeding of domestic animals, the choice and inspection of breeding studs, and veterinary and blacksmith affairs. The fourth should deal with the improvement of horses, the inspection of stallions, and supervision of stud farms and stables. In countries where agriculture is seriously regarded the Ministry of Agriculture is by far the most efficiently organised Department."

ઉપરની સૂચનાઓ ઈંગ્લંડની ખેતી સુધારવા માટે ઘડાએલી છે, પણ એમાંની છેલ્લી સૂચનામાં ઘોડાને બદલે બળદ મૂકી લઇએ—તો જાણે હિન્દુસ્થાનની જરૂરિયાતને માટે જ એ ઘડવામાં આવી હોય એમ લાગે. એ સૂચનાઓ આપણી લોકોક્તિના 'ખેડ ખાતર અને પાણી' અને તે માટે જોઇતી નાણાંની સગવડ—એટલા શબ્દોમાં સાદે રૂપે સમાવી શકાય, અને, તે આપણા ખેડૂતોને, તથા એમનું કલ્યાણ કરવાનું જેમના હાથમાં છે તેમને, સારી રીતે જાણીતી છે. પણ એને ક્રિયામાં મૂકવા માટે આપણા પ્રાન્તમાં સર્વતોમુખ અને સર્વાંશી યત્ન થતો જણાતો નથી. મારા સાંભળ્યા પ્રમાણે દખ્ખણના જેવું ગૂજરાતનું પણ એક 'ઍગ્રિકલ્ચરલ એસોસિએશન' યાને ખેતીનો ઉત્કર્ષ કરવા ઇચ્છતું મંડળ છે. પણ દિલગીરીની વાત એટલી જ છે કે દખ્ખણનું મંડળ બહુ ઉત્સાહથી, અને પૂનાની ખેતીવાડીની કૉલેજનો અને ખાસ કરીને એના ઉત્સાહી પ્રિન્સિપાલ ડૉ. મૅનનો પૂર્ણ લાભ લઇને, કામ કરે છે, ત્યારે આપણું ગૂજરાતનું મંડળ અસ્તિત્વમાં છે કે નહિ એ પણ કોઈ ભાગ્યે જ જાણે. આવાં મંડળનું શું કામ હોવું જોઇએ તે એ લેખમાં નીચે પ્રમાણે બતાવ્યું છેઃ—

"1. Meetings, congresses, exhibitions, sale of seeds and plants, agricultural museum and handicraft conferences.
2. Reports, lectures and analyses.
3. Distribution and exchange of seeds, of fertilisers, of agricultural machines and breeding animals.
4. Preventive and destructive measures against pests.
5. Drainage and irrigation, and the adjustment of lands.
6. Encouragement and preparatory work.
7. Agricultural and industrial output.
8. Agricultural statistics.
9. Replying to the official questions.
10. The question of improvement and development."

૨. ખેતીનો સુધારો માત્ર બાહ્ય સાધનો ઉપર જ આધાર રાખતો નથી. ગોલ્ડસ્મિથ એના પૂર્વોક્ત કાવ્યમાં સુખી ગામડાની સ્થિતિ—

"Where health and plenty cheered the labouring swain."

એ શબ્દોવડે બહુ સારી રીતે દર્શાવ્યું છે: પહેલી તન્દુરસ્તી ( heatlh ) અને પછી સમૃદ્ધિ ( plenty ) એમ ક્રમ છે; અને જ્યાં મહેનતુપણું ( labour ) છે ત્યાં જ એ બે આવે એ પણ ખરૂં છે. પરંતુ આપણા ખેડૂતોને જો કે અંગતોડ મહેનત કરવાની તો ટેવ છે, તોપણ દારિદ્ર્યને અને અજ્ઞાનને લીધે તન્દુરસ્તીના બીજા નિયમો પાળવાની તેઓમાં શક્તિ નથી અને આવડ પણ નથી. આ કારણથી આપણાં ગામડાંમાં હવા અને પાણીની સ્વચ્છતા રખાવવાના યત્નો હજી જોઇએ તેવા સફળ થયા નથી. છતાં, સરકારના યત્નોને ગામના લોક તરફથી મદદ મળે અને કેળવાએલા લોકો આ વિષયમાં અજ્ઞાન લોકને બરાબર ઉપદેશ કરે તો કેટલુંક કાર્ય સિદ્ધ થાય.

૩. પણ આ માટે ખરી જરૂર કેળવણીની છે. આખા દેશમાં ગામેગામ નિશાળ સ્થાપવાની અને મફત અને ફરજિયાત કેળવણી દાખલ કરવાની સરકાર પાસે માગણી કરવામાં આવે છે—એ માગણી ગમે ત્યારે સફળ થાઓ, પણ અત્યારે તો ખરા દેશભક્તોનું એ કર્તવ્ય છે કે સરકારના ઉપર આધાર ન રાખતાં એ તરફ આપણાં ધર્માદા ફંડ વાળવાં જોઇએ. ગોલ્ડસ્મિથ પોતાના વ્હાલા ગામડામાં પણ મહેતાજીનું મહત્ત્વ નોંધવું ચૂક્યો નથી. એમાં દોરેલું મહેતાજીનું રમુજી ચિત્ર કદી પણ ભૂલાય એવું નથી:

" Beside yon *straggling* fence that *skirts* the way,
With blossomed furze unprofitably gay,
There, in his noisy mansion skilled to rule,
The village master taught *his little school*,
A man severe he was, and stern to view,
I knew him well, and every truant knew.
Well had the boding tremblers learned to trace
The day's disasters in his morning face:
*Full well they laughed with counterfeited glee*,
At all his jokes, for many a joke had he:
Full well the busy whisper, circling round,
Conveyed the dismal tidings when he frowned;
Yet he was kind, or if severe in aught,
*The love he bore to learning* was in fault;
The village all declared how much he knew;
'Twas certain he could write and cipher too
Lands he could measure, terms and tides presage,
And even *the story ran that he could gauge*;
In arguing too, the parson owned his skill,
For e'en though vanquished, he could argue still;

While words of learned length, and thundering sound,
Amazed the gazing rustics ranged around,
And still they gazed, and still the wonder grew,
That one small head should carry all he knew."

*   *

આ વાંચી બેશક આપણને એ સમયના મહેતાજીના સાદા ગ્નાન ઉપર હસવું આવે છે— પણ જરા વિચાર કરીએ તો, જે જીવ નાંખીને અને પોતાના ઉમદા ધંધામાં તન્મય બનીને, એ મહેતાજી કામ કરતા દેખાય છે—તેવું આપણા ટ્રેઇન્ડ કૉલેજીયન મહેતાજીઓ કરતા હશે કે કેમ એ વિષે મને ઘણો શક છે.

૪. આ ગામડાની બીજી મહત્ત્વની વ્યક્તિ તે ત્યાંનો સન્તોષી પવિત્ર માયાળુ અને પરોપકારી ધર્મગુરુ (પાદરી) છે. ગોલ્ડસ્મિથ એનું ચિત્ર નીચે પ્રમાણે આપે છેઃ—

" A man (The village preacher) he was, to all the country dear,
And passing rich with forty pounds a year,
Remote from towns he ran his godly race,
Nor e'er had changed, nor wished to change, his place;
Unskilful he to fawn, or seek for power
By doctrines fashioned to the varying hour;
Far other aims his heart had learnt to prize,
More bent to raise the wretched than to rise.

*   *   *

At church with meek and unaffected grace,
His looks adorned the venerable place;
Truth from his lips prevailed with double sway,
And fools, who came to scoff, remained to pray.
The service past, around the pious man,
With steady zeal, each honest rustic ran;
Even children followed, with endearing wile,
And plucked his gown, to share the good man's smile.
His ready smile a parent's warmth expressed;
Their welfare pleased him, and their cares distressed;
To them his heart, his love, his griefs, were given,
But all his serious thoughts had rest in heaven:
As some tall cliff that lifts its awful form,
Swells from the vale, and midway leaves the storm,
Though round its breast the rolling clouds are spread,
Eternal sunshine settles on its head."

ખેદ થયા વિના રહેતો નથી કે જ્યાં આવા સાદા પણ ઉન્નત ધાર્મિક જીવન ગાળના ધાર્મિક નેતાની જરૂર છે, ત્યાં આપણા દેશમાં અત્યારે નિરુદ્યમી બાવાનાં ઝુંડ ગામને ગોંદરે અડ્ડા નાખી પેટ ભરવામાં કૃતાર્થતા માને છે! આપણા દેશમાં ધાર્મિક સાહિત્યની ખોટ નથી, એના પ્રસાર માટે ગામેગામ દેવસ્થાનમાં કથા કરવાનો રિવાજ પ્રાચીન કાળથી જાણીતો છે. પરંતુ એ જૂની સંસ્થા યોગ્ય મનુષ્યને અભાવે નિરર્થક અને અસ્તપ્રાય બની ગઈ છે. ગામના દેવસ્થાનમાં હજી પણ કોઈવાર એકાદ સંત પુરુષ વસતો હોય છે તો તે ગામના લોકને પોતાના જીવનથી અને ઉપદેશથી કેવો ઉપકાર કરી શકે છે, એમના જીવનમાં કેવી સાચ, પ્રામાણિકતા, દયા, શાન્તિ, સ્વચ્છતા વગેરે અનેક ગુણો પ્રેરી શકે છે—એ તદ્દન અજ્ઞાત નથી. વળી ખરા સંત પુરુષનું જીવન ગૃહસ્થાશ્રમમાં પણ બની શકે છે, અને તે કેવું હોવું જોઇએ એ ગોલ્ડસ્મિથે 'વિકાર ઑફ્ વેકફીલ્ડ' માં વધારે સ્પષ્ટતાથી અને વિસ્તારથી બતાવ્યું છે.

ડૉ. પ્રિમરોઝ નામનો એક ગામનો પાદરી એ નવલકથાનો નાયક છે. એના ઘરનું સાદું પણ ખરા દિલનું અને નિરર્ગળ આતિથ્ય 'ચાળીસમી પેઢી' નાં સગાંવહાલાંને માટે પણ ખુલ્લું છે. એ પાદરી દેશદેશાવર ફરેલો માણસ નથી, અને એની સ્ત્રી પણ જમાનાના પ્રમાણમાં જ કેળવાએલી હતી—ગોલ્ડસ્મિથ કહે છે તેમ, 'રસોઈ અથાણાં અને મુરબ્બા કરી જાણતી તથા ભાગ્યાતૂટ્યા બે શબ્દ વાંચી જાણતી'. બંને બહુ કુટુમ્બવત્સલ હતાં. મ્હોટા છોકરાનાં લગ્ન પાસેના એક પાદરીની છોકરી થવાનો હતો એટલામાં લંડનનો એક વેપારી ભાગ્યો, અને એમાં ડૉ. પ્રિમરોઝની બધી પૂંજી ગઈ! સામા પાદરીને એણે પોતાની બદલાએલી સ્થિતિ જણાવી અને એને પરિણામે છોકરાનો વિવાહ ભાગ્યો. ડૉ. પ્રિમરોઝે પોતાના કુટુમ્બને પોતાની બદલાએલી સ્થિતિને અનુકૂળ થઈ જવા ઉપદેશ કર્યો અને સર્વે હવે ગરીબાઇથી રહેવા લાગ્યાં. મ્હોટો છોકરો ભણી ઊતર્યો હતો અને વિદ્વાન થયો હતો—તેને લંડનમાં કમાવા મોકલ્યો. પ્રસ્થાન વખતે પિતાએ પુત્રને આપેલો ઉપદેશ અને વાત્સલ્યનો ઉદ્‌ગાર થોડા પણ બહુ અસરકારક શબ્દોમાં ગોલ્ડસ્મિથે મૂક્યો છે:—

"I have been young, and now am old; yet never saw I the righteous man forsaken, or his seed begging their bread. Let this be your consolation as you travel on. Go, my boy; whatever be thy fortune, let me see thee once a year; still keep a good heart, and farewell."

સત્પુરુષને પ્રભુ તાવે તો છે, પણ કદી ત્યજતો નથી. માથે દુઃખ આવવાં એ સંસારી જીવની સ્વાભાવિક સ્થિતિ છે, અને એ જીવની વિશુદ્ધિની અને પરમાત્મપ્રેમની એ કસોટી છે—દુઃખ એ પ્રભુના ત્યાગની નિશાની નથી, એ ત્યાગની ખરી નિશાની સન્નિષ્ઠામાંથી ચ્યુત થવું એ જ છે: સત્ય ધર્મનો આ પરમ સાર વિકાર (પાદરી)ના જીવનમાં ગોલ્ડ-સ્મિથે આપણને બતાવ્યો છે.

ડૉ. પ્રિમરોઝને હવે જીવનનિર્વાહ માટે બીજા ગામનું પાદરીપણું લેવું પડ્યું. ત્યાં

કુટુમ્બ નવે ગામ ગયું, અને ત્યાં સાદી રીતે દિવસો નિર્ગમવા માંડયા. પહેલે જ રવિવારે દેવળમાં જવા મા દીકરીઓ ટાપટીપ કરીને મેડીએથી ઊતર્યાં—એ જોઈ ડૉ. પ્રિમરોઝને ખેદ થયો કે હજી બિચારાં એ પોતાની ખરી સ્થિતિ સમજ્યાં નથી ! ડૉ. પ્રિમરોઝ બોલ્યો " ઊભાં રહો, ભાડે બગી મંગાવીએ ! આ વેષે તમારાથી ચાલતાં જવાશે નહિ—ચાલતાં જશો તો ગામનાં છોકરાં મશ્કરી કરશે !" મા અને દીકરીઓ શરમાઈ ગયાં. મા બોલી: " મેં જાણ્યું—સૌને સ્વચ્છ વસ્ત્ર પહેરેલાં જોઇને તમે રાજી થશો." ડૉ. પ્રિમરોઝે કહ્યું:— " ખરું; પણ ટાપટીપ અને સ્વચ્છતા તે એક નથી. આ લુગડાંમાં જે નકામી ચીણો બાંધી છે અને નિરર્થક ઘેર રાખ્યા છે—તે કાઢી નાંખો તો એટલા લુગડામાંથી બિચારાં નવસ્ત્રાં ગરીબ લોકનાં શરીર ઢંકાય." કુટુમ્બ ડૉ. પ્રિમરોઝની ઉમદા અસર નીચે ઊછર્યું હતું—એટલે આ ઉપદેશ માન્ય કરતાં કોઇને વાર લાગી નહિ.

ગરીબ અવસ્થાના કેટલાક ગુણ છે—સાદાઈ ઉદ્યોગ વગેરે—તેમ એક દોષ પણ છે: પૈસાદારને જોઇ ગરીબનું મન ઘણીવાર અંજાઈ જાય છે અને વિવશ બની જાય છે. ડૉ. પ્રિમરોઝના મહાન આત્માને તો પૈસાનો ચળકાટ કદી પણ મોહ ઉપજાવે એમ ન હતું, પણ એના ઘરમાં પાસેનો ' સ્કવાયર ' ( ગામનો ધણી—ન્હાનો લૉર્ડ ) આવતો જતો થયો એને જમાઈ કરવાની ડૉ. પ્રિમરોઝની સ્ત્રીને અને છોકરીઓને લાલસા ઉત્પન્ન થઈ. આ વખતથી ડૉ. પ્રિમરોઝને માથે સંકટોની પરંપરા આવવા લાગી. ડૉ. પ્રિમરોઝ સુદ્ધાં આખું કુટુમ્બ ભોળીયું હતું—એને ધૂતારાઓ ઠગી જતા; અને પેલો સ્કવાયર તો બિહકાર-ની એક છોકરીને કાઢી નાશી ગયો ! બિચારા બિહકારનું ઘર બળી ગયું, બે ન્હાનાં છોકરાં-ને બચાવવા જતાં એનો હાથ બળ્યો ! ભાડા માટે એને સાધારણ ગુન્હેગારો ભેગો તુરંગમાં નાંખવામાં આવ્યો—પણ સુખડને જેમ જેમ ઘસો તેમ તેમ એમાંથી સુગન્ધ જ નીકળે છે એ ન્યાયે આ અત્યન્ત સંકટની દશામાં પણ એણે પોતાના સહવાસી બંદીવાનોને ધર્મ અને નીતિનો ઉપદેશ કરી એમનું કલ્યાણ કરવામાં જ વખત કાઢ્યો. ઉદાર દિલે એ સ્કવાયરની દુષ્ટતા ક્ષમા કરે છે—પણ સ્કવાયર એની બીજી દીકરીને પણ કઢાવી જાય છે, અને મ્હોટા છોકરા ઉપર ખૂનનો ખોટો આરોપ લાવી બંદીખાનામાં નંખાવે છે ! બિચારા ડોસાનું હૃદય ભાગી જાય છે—એ મરણતોલ થઈ પડયો છે, પથારીમાં પરાણે બેસી શકે છે, પણ એ અવસ્થામાં પણ છોકરાને અને માને ટેકો દઈ બેઠો થઈ—સંસારનાં સુખદુઃખના રહસ્ય ઉપર પોતાનાં છોકરાંને અને બીજા બંદીવાનોને ઉપદેશ દેછે. એ ઉપદેશનો સાર એવો છે કે—નાસ્તિક તત્ત્વજ્ઞાન એ રહસ્યનો જે ખુલાસો કરે છે તે યથાર્થ નથી, એનો ખરો ખુલાસો ધર્મથી જ મળે છે: એ તત્ત્વજ્ઞાન કહે છે કે આપણે સુખ ભોગવી જાણીએ તો દુનીઆ પુષ્કળ સુખથી ભરેલી છે—થોડાંક અનિવાર્ય દુઃખ છે ખરાં, પણ જીંદગી ટૂંકી છે એટલે એનો જલદી છેડો આવી જાય છે તેથી દુઃખો માટે ફરિયાદ કરવાનું કારણ રહેતું નથી. ડૉ. પ્રિમરોઝ કહે છે કે જીંદગીનાં સુખદુઃખના રહસ્યનો આ ખરો ખુલાસો નથી—કારણ કે એમાં વ્યાઘાત દોષ આવે છે: જો જીંદગી સુખથી ભરેલી છે પણ તે જ સાથે જો તમે કહો છો તેમ એ ટૂંકી છે, તો એની ટૂંકાઈ એ જ એક મ્હોટું દુઃખ છે. અને એ લાંબી છે

એમ કહો તો. જે દુઃખો તમે કબૂલ કરો છો એ લાંબો વખત ચાલ્યાં કરીને સુખને દાબી નાંખે છે. ધર્મ—જે પરલોકનું અસ્તિત્વ મનાવે છે—એ જ આ રહસ્યનો ખરો ખુલાસો આપે છેઃ તે એવી રીતે કે, જો આપણે અહીં સુખી છીએ તો પરલોકમાં પણ એ સુખ અનન્તગણુ થઈ ચાલતું રહેશે; અને જો અહીં આપણે દુઃખી છીએ તો એ દુઃખનો અન્ત આવી પરલોકમાં સુખ થશે. પ્રભુ 'અનાથનો નાથ,' 'નિર્ધનનું ધન' 'દીનનો દયાળ' છે—એમ કહેવામાં આવે છે તે યોગ્ય જ છે, કારણ કે પ્રભુના ધામનું સુખ જેવું આ દુનિઆના દુઃખી જીવને મીઠું લાગે છે તેવું સુખી જીવને લાગી શકતું નથી. ઇત્યાદિ.

આખરે ડૉ. પ્રિમરોઝનો અને આખા કુટુમ્બનો દિવસ ફરે છે. સ્કવાયર સુદ્ધાંત એના દુશ્મનો પણ પસ્તાઇને ઠેકાણે આવે છે. છોકરા છોકરીઓ ઠેકાણે પડે છે. દેવાળું કાઢી નાશી ગએલો વેપારી બેલ્જીયમમાં પકડાય છે, એની મિલ્કતમાંથી ડૉ. પ્રિમરોઝનું ગયું ધન પણ પાછું આવે છે. અને સઘળાં સારાં વાનાં થાય છે.

આજ મને આ વાર્તામાં ડૉ. પ્રિમરોઝનું અડગ ધૈર્ય, એની અદ્દ્ભુત પ્રસન્ન વૃત્તિ, એનું ભોળું ક્ષમાળુ હૃદય, અને એનો પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ—એ તત્ત્વો આકર્ષક લાગે છે. અને તેથી એના ગુણોના વર્ણનમાં ધાર્યા કરતાં મારાથી વધારે લંબાણ થઈ ગયું. પણ મારે કહેવું જોઇએ કે ન્હાનપણમાં મને—અને હું ધારું છું મારી સાથેના સર્વ વિદ્યાર્થીઓને—જે વધારેમાં વધારે ગમતું અને જેનો અત્યારે હું-ઉપર-ઉલ્લેખ કરવો પણ ભૂલી ગયો, તે ડૉ. પ્રિમરોઝનાં બે ટટ્ટુ—એક કાણું અને બીજું બાંડું, અને એ ઉપર દેવળ જવા ચઢેલી કુટુમ્બની સ્વારી!—પાસેના શહેરના શુક્રવારમાં ટટ્ટુ વેચવા ગએલો અને એને બદલે પાંચ ૭ આનાનાં ચશ્મા લઈ પાછો આવેલો મોઝીઝ (વિકારનો ન્હાનો છોકરો), અને વિકારને પણ મન્ત્રી ગએલો પેલો મ્હોટી દાઢીવાળો શબ્દાડંબરી ફિલસૂફ ધૂતારો—મિ. જેન્કિન્સ.

* * * *

તા. ૫ મી નવેંબર ગુરુવારે "ગુજરાતી" પત્રના અધિપતિ અને માલેક રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ ગત થયા—જાણી કોઈ પણ ગૂજરાતી વાચકને શોક થયા વિના નહિ રહે. હું જાણું છું—'મહાન' શબ્દ આજકાલ સાધારણ મનુષ્યની આગળ પણ એના મિત્ર અને લાગતાવળગતા તરફથી સહેલાઇથી જોડી દેવામાં આવે છે, અને એટલા જ કારણસર એ શબ્દ કદાચ કોઇને નહિ ગમે એમ ધારી એ હું એમને લગાડતો નથી. પણ શબ્દાન્તરમાં એટલું તો કહું કે ખંત શ્રમ ઉત્સાહ પરાક્રમ નિર્ભયતા—આદિ નૈતિક ગુણોના સાધારણ કરતાં સ્પષ્ટ અધિક માપવાળા મનુષ્યોમાંના એ એક હતા, અને એમના જવાથી ગૂજરાતને એક ભારે ખોટ પડી છે, જે અત્યારે પૂરાવી કઠણ છે. મર્હૂમના રાજકીય અને સાંસારિક તથા ધાર્મિક વિચારોમાં, અને એને પ્રકટ કરવાની રીતમાં, જેઓ મળતા નહિ થતા હોય—હું પોતે ઘણીવાર નથી થતો—તેઓ પણ એમના પૂર્વોક્ત ગુણો કબૂલ કરશે જ, તથા રામાયણ-

ઇ. સૂ. દેસાઈ.

મહાભારતાદિકનાં ભાષાન્તર અને બૃહત્કાવ્યદોહન વગેરે પુસ્તકો પ્રસિદ્ધ કરીને એમણે પ્રાચીન ગુજરાતી અને સંસ્કૃત સાહિત્યનો ગુજરાતી વાચકને લાભ આપવા માટે જે અતુલ શ્રમ કર્યો છે તે માટે એમને ધન્યવાદ આપશે. ગુર્જરભૂમિ મારી છે, ગુજરાતીઓ મારા બન્ધુઓ છે—એવી લાગણી વિના આવી સેવા બનતી નથી, અને એ લાગણી જ્યાં હોય ત્યાં, હજાર મતભેદની વચ્ચે પણ, માનને પાત્ર છે.

મર્હૂમ, પ્રભુના ધામમાં, નિત્ય શાન્તિમાં વસો, અને ગુજરાતી સાહિત્ય અને ધર્મને "ગુજરાતી" પ્રેસે કરવા માંડેલી સેવા દિન પર દિન વધતી જાઓ!—એટલું કહી આ ટૂંકી નોંધ સમાપ્ત કરૂં છું.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

## વિસ્મૃતિવશ મન્દિરો.*

(હરિગીત.)

મ્હેં પ્રશ્ન પૂછ્યો કાલને: "આ મન્દિરો કોનાં હશે?<br>
તુજ સર્વભક્ષી શક્તિની જે આમ અવગણના કરે?<br>
જો તુજ સનાતન ગ્રન્થ, જો ઇતિહાસ સર્વ સમાવતો—"<br>
કરીને ઉપેક્ષા પ્રશ્નની હા! કાલ તો ચાલ્યો ગયો.

મ્હેં પ્રશ્ન પૂછ્યો કીર્તિને: "આ મન્દિરો કોનાં હશે?<br>
નિજ સ્વામીના મહિમાતણી કૈં કે કથા જે સૂચવે?<br>
ક્ષણિકને સ્થાયી કરે તુજ ફૂંક તો જાદુભરી,—<br>
દીધો ન ઉત્તર; મૌન ધારી, કીર્તિ પણ ચાલી ગઈ.

ઉભી હતી ત્યાં વિસ્મૃતિ અભિમાનની મૂર્તિ સમી,<br>
"આ મન્દિરો કોનાં હશે?"—મ્હેં પ્રશ્ન પૂછ્યો વિનયથી;<br>
"પરવા ન છે ત્હેની મ્હને; બસ, જાણું હું તો એ જ કે<br>
છે હાલ એ સહુ મન્દિરો મ્હારાં જ, હા! મ્હારાં જ છે."

સોલાપુર,<br>
તા. ૨૮–૮–૧૨

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

* એક વખતે દક્ષિણની અંદર આદિલશાહી વંશની રાજધાની તરીકે જાહોજલાલી ભોગવતા બિજાપુરની ભવ્ય ઇમારતો જોઇને પાછા ફરતાં એક અંગ્રેજ સહપ્રવાસીના હાથમાં "ગાઇડ ટુ બિજાપુર" નામનું પુસ્તક જોયું. તે પુસ્તકના પ્રારંભમાં એક અંગ્રેજી કાવ્ય હતું ત્હેના ત્વરિત વાચને મન ઉપર પાડેલા સંસ્કાર પુનઃ જાગૃત થતાં આ કાવ્ય રચાયું હતું. મનુષ્યોની માંફક મન્દિરોને પણ વારાફેરા હોય છે.

# "ભરતખંડના વીસ મહાન પુરુષોના અંગે દેશોદય સૂચક અન્ય ગંભીર પ્રશ્નો."

## ચર્ચાપત્ર.

સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ એ મનુષ્ય જન્મનું જોકે દિવ્ય લ્હાણું છે, પરન્તુ સત્યનું ગ્રહણ કેવી દ્રષ્ટિએ કરવું કે જેથી જીવનની પ્રત્યેક પળે ગ્રહણ કરેલું—સ્વીકારેલું સત્ય સત્યરૂપેજ પ્રતીત થાય. આ એક મહાન ગંભીર પ્રશ્ન છે. એકનું સત્ય બીજા માટે સર્વાંશે સત્ય ભૂતકાળમાં ઠર્યું નથી, વર્તમાનકાળમાં ઠરવું નથી અને ભવિષ્યકાળમાં ઠરશે એવા નિશ્ચયપર આવવા માનસશાસ્ત્ર કે વિજ્ઞાનશાસ્ત્રથી કોઈ પણ પ્રકારના ચોકસ સંજોગો અદ્યાપિ પર્યન્ત ઉપલબ્ધ થયા જાણવા-સમજવામાં નથીજ. ઠોકર ખાતાં ખાતાં બાળક ચાલતા શિખે છે એ ન્યાયે સત્ય શોધવામાં ઠોકર ખાતાં ખાતાં મનુષ્ય આખર સત્યને પામી શકે એ સર્વાંશે વ્યાજબી છે. પરન્તુ ઠોકર કેવી રીતની અને કેટલા પ્રમાણમાં ખાવી એ પ્રશ્નપર અલક્ષ કરવું કોઈ પણ દ્રષ્ટિએ ઇષ્ટ તો નથી એ નિઃસંશય છે. અર્વાચીન વિદ્વાનો સત્યનું સંશોધન કરવા ઉદ્યુક્ત છે, પણ તેઓમાંનો મોટો ભાગ પાશ્ચાત્ય પ્રજાના આધારેજ ઝઝુમે છે એ ડગલે ડગલે સહજ સિદ્ધ થઈ શકે તેમ છે. સત્યનું ગ્રહણ ગમે ત્યાંથી કરવા શાસ્ત્રો સમન્ત છે એ સાથે આ લેખકને કાંઈ પણ વાંધો નથી; પરન્તુ પાશ્ચાત્ય પ્રજાનું ખાવાપીવામાં—પ્હેરવા ઓઢવામાં—વાંચવા લખવામાં ટુંકામાં ઘણીખરી બાબતમાં અનુકરણ કરવાથી આપણી ઉન્નતિનો—ભરતખંડની ઉન્નતિનો માર્ગ વધારે સહેલાઇથી ખુલ્લો મૂકી શકીએ તેમ નથી, એ ખાસ આધુનિક વિદ્વાન વર્ગે યાદ રાખવા જેવું છે.

યુરોપમાં આખી પૃથ્વીપર ચાર હજાર વર્ષોમાં કેટલા મહાન પુરુષો થયા તેમાંના પચાસતા નામો ચુંટવા હેરીસને પ્રશ્ન ઉઠાવ્યો. બીજા વિદ્વાનો તે પ્રશ્નને અનુમોદન આપવા પોતાના તરફથી અમુક મહા પુરુષોના નામની યાદી મોકલતા થયા, એટલે ચર્ચા રસભરી બની. આ પ્રશ્નને અવલમ્બી રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે "ભરતખંડમાં વીસ મહાન નરો કોણ થઈ ગયા"—એ રસ ભર્યો મહાન પ્રશ્નને ગુર્જરપ્રજા સમક્ષ ધર્યો. તેની સાથે એ પ્રશ્ન ઉપર ચર્ચા ચલવવા અનેક વિદ્વાન મિત્રોને ખાસ નિમંત્રણ આપવાની પણ ભલામણ કરી દીધી. જેટલા ઉત્સાહથી રા. રા. ધ્રુવે એ પ્રશ્નને પોતાના હૃદય—મનમાં સ્થાન આપ્યું છે તે કરતાં—તેથી પણ વિશેષ ઉત્સાહથી એ પ્રશ્નને આ પત્રમાં સ્થાન આપવા રા. રા. તન્ત્રીશ્રીએ જે ઔદાર્ય દર્શાવ્યું એ ઓછું અભિલષણીય નથી.

રા. રા. ધ્રુવની "ભરતખંડના વીસ મહાન પુરુષો" ની યાદી ઘણી વિચાર દ્રષ્ટિપૂર્વક અપાયેલી છે, તોપણ તેને કેવી દ્રષ્ટિથી અને કેટલા પ્રમાણમાં સત્ય અંશવાળી માનવી-મનાવવી એ પ્રશ્નને અનુસરી વિવિધ દ્રષ્ટિએ ઘણા સમર્થ લેખકોએ પોતપોતાની ઉત્કૃષ્ટ લેખિનીને પ્રેમપૂર્વક વેગ આપ્યો છે—આપે છે—અને હજુ પણ આપ્યા કરશે; પણ કયા

વિદ્વાનની " ભરતખંડના વીસ મહાન પુરુષો " ની યાદીને સર્વાંશ સત્યવાળી સમજવી—દર્શાવવી એ પ્રશ્ન માટે કયા પ્રમાણભૂત શાસ્ત્રોનો આધાર લેવો અને તેના નિર્ણયાર્થે કયા સાક્ષરોને આમંત્રણ આપવું એ પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે અને આ પ્રશ્ન ઉપર રસથી રેલાતી આનન્દથી ઉભરાતી ચર્ચા ચલવવાનુંજ વિદ્વાન વર્ગ માટે પાછું અવશેષ રહે છે એ ખાસ વિચારવા જેવું છે.

રા. રા. ધ્રુવની યાદીમાંનો મોટો ભાગ " એક જૈન યુવક " ની યાદીને બાદ કરતાં બધી યાદીને લગભગ મળતો આવે છે અને તેમ છતાં આ ચર્ચાને આમને આમ લંબાવી લંબાવી ગુર્જર સાહિત્ય પ્રેમીજનો કયા રસની—અમૃતની ઉપલબ્ધી કરવાં—કરાવવા ચાહે છે એ આટલેથી ગ્રહણ થઈ શકતું નથી.

" ભરતખંડના વીસ મહાન પુરુષો " ની યાદી આપવાનું પ્રથમ માન જો કે રા. રા. ધ્રુવને આપવું ઘટે છે તોપણ ભરતખંડમાંથી વીસ મહાન પુરુષો ચુંટી કાઢવાની પદ્ધતિ તો સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથનીજ ઇચ્છવા લાયક—આદરણીય છે.

ભરતખંડમાંથી વીસ મહાન પુરુષો ચુંટી કાઢવાનો ઉપરોક્ત પ્રશ્ન એટલો બધો મહત્વનો તો નહિજ ગણી શકાય કે જેના માટે સાક્ષર વર્ગે પોતાના અમૂલ્ય વખતનો પાણીના પૂરની માફક વ્યય કરવા પગપર થવું પડે. ભરતખંડ માટે મહત્વના ઘણા પ્રશ્નો છે અને જે પ્રશ્નોમાં આખા ભરતખંડનું ભાગ્યોદય ખુલવાની કુંચીઓ આવી રહી છે તેમાંના વીસ કે ત્રીસ પ્રશ્નોનું સંશોધન આ પત્રદ્વારા ચર્ચાના રૂપે કરવું. પ્રશ્નોની યાદી અમુક સત્ય દ્રષ્ટિએ યોગ્ય ઠર્યાબાદ એકેક પ્રશ્નોને લગતાં કર્તવ્યો ભારતવાસીઓના જીવન પ્રવાહમાં કેવી રીતે ઓતપ્રોત થાય થઈ શકે—એ પ્રશ્નના સમાધાનાર્થે સત્ય દ્રષ્ટિથી નિષ્પક્ષપાતપણે અનેક વિદ્વાન્ મિત્રોને નિમંત્રણ આપવું એજ અધિક રસ ભરી ચર્ચા અર્થાત્ રસ—પ્રભુની પ્રાપ્તિના નિર્ણિત પગથીયાનું અંતિમ ઉત્કૃષ્ટ પગથીયું છે. સાક્ષરવર્ગ આ મારી નજીવી પણ અંતઃકરણ પૂર્વક બહાર આવેલી દલીલને યોગ્ય ટેકો આપશે એવી આશા છે.

કરાંચી. લિ.
તા. ૧૨–૧૦–૧૯૧૨. માણેકલાલ માહાદેવ વોરા.

---

*_* આ પત્રના પૂર્વે તન્ત્રી રા. આનન્દશંકર તરફથી અમને જણાવવામાં આવ્યું છે કે આ યાદીઓ પ્રસિદ્ધ કરવાનો હેતુ માત્ર તે તે પુરુષનાં નામ ગણાવવાનોજ નહોતો. નવા વર્ષમાં ભરતખંડના વીસ ઉત્તમ મહાનપુરુષો ઉપર દર માસે જુદા જુદા વિદ્વાનો પાસે એક એક લેખ લખાવવાનો એમનો ઇરાદો હતો. એને અનુસરી, અમે આવતા વર્ષ માટે અમુક અમુક વિદ્વાનોને અમુક અમુક મહાન પુરુષ ઉપર લેખ લખી મોકલવા વિનંતિ કરવા ધારીએ છીએ.

તન્ત્રી.

---

# *શ્રી બુદ્ધ મહાત્માનું ચરિત્ર શું શિખવે છે?

## ઇનામી નિબંધ.

" Lives of great men all remind us
We can make our lives sublime,
And, departing, leave behind us
Footprints on the sands of time:—
Footprints, that perhaps another,
Sailing o'er life's solemn main,
A forlorn and shipwrecked brother,
Seeing shall take heart again."

ભાવાર્થ ( ઝુલણા છંદ ):—

ઝીંદગાની ખરી મોટ મોટા તણી, યાદ આપી ખરૂં એમ બોલે,
કોઈ એ માંહેના લોકના નોક તો, ક્યાં હતા એક તરણાજ તોલે;
તેજ પ્રખ્યાતિને પામીઆ ને વળી, જામીઆં જોર જેનાંજ ભારી,
એમ જો આપણે ચાહીએ ચિત્તથી, થાય સંસારમાં કીર્તિ સારી.
વાસના વેરીને કામ એવાં કરોં, નામ નિશાની રહી જાય જેથી,
દાખલો આપણો જોઇને કોઈ જન, મન થકી માનીલે ધીર એથી;
જગત દરીઆ વિષે ખેડતાં જેહનું, વા'ણ ભાગે ખરાબે ચઢેથી,
આદમી એકલો અરણવે આથડે, પાસ પોતા કને ના રહેથી.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

---

* આ નિબંધ પરીક્ષક કમીટીના સેક્રેટરી રા. વાડીલાલ મોતીલાલ શાહ તરફથી રા. મણીલાલ નથુભાઈ દોશી માર્ફત અમને અત્રે પ્રસિદ્ધ કરવા મળેલો છે. વિશેષમાં તેઓ જણાવે છે કે "મહાત્મા બુદ્ધનું ચરિત્ર શું શિખવે છે?" એ વિષય ઉપર રા. દોશી મણીલાલ નથુભાઈ બી. એ. રચિત 'શ્રીબુદ્ધ ચરિત્ર' તથા 'બુદ્ધોપદેશ' એ બે પુસ્તકો વાંચી ઇનામી નિબંધો જાહેર પ્રજા પાસેથી માંગવામાં આવ્યા હતા. પરીક્ષક કમીટીએ પસાર કરેલા નિબંધોમાંથી પ્રથમ નંબરનો નિબન્ધ આપને મોકલવામાં આવ્યો છે. તેના લેખક રા. પી. કે મ્હેતા. બી. એ. છે. અને તેમને વીશ રૂપિઆનું ઇનામ આપવામાં આવ્યું છે." તન્ત્રી.

મહાત્માઓનાં ચરિત્ર જગતને એક અમુલ્ય અને અમર વારસા સમાન છે. તેમનાં ચરિત્રમાં એક પ્રકારનું દૈવી વશીકરણ હોય છે. તેમનાં ચરિત્રથી જે જે મનુષ્ય પરિચિત થાય છે તે તે મનુષ્ય પારસમણી થઈ જાય છે. તેમનાં ચરિત્રથી અનેક વ્યક્તિ ઉન્નત થઈ સમગ્ર પ્રજા ઉન્નત દશામાં આવી છે. જેમ આત્મા શરીરથી ભિન્ન થતાં શરીર તૃણવત્ થઈ પડે છે તેમ મહાત્માઓનાં જીવનચરિત્રની ગેરહાજરીમાં જગત્ તૃણવત્ થઈ જાય છે. અખિલ વિશ્વનાં ધર્મ અને નીતિ મહાપુરૂષનાં ચરિત્રથીજ ઘડાય છે. સકળ સમાજનો અસ્ખલિત વ્યવહાર પણ તેમનાં ચરિત્રથીજ ચાલ્યો જાય છે. તેમની સર્વોત્કૃષ્ટ અને અદ્‌ભૂત શક્તિની અસર આખા સમાજપર થાય છે. તે મનુષ્યનાં મન અને આત્માને શુદ્ધ કરી નાંખે છે. મનુષ્યજાત માત્ર તેમનાં અલૌકિક સદ્‌ગુણોનું અનુકરણ કરવા તત્પર થઈ જાય છે અને પ્રભુપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. આવી પરિસ્થિતિમાં માનવ સમાજ દેવ સમાજ થઈ જાય છે અને આ મર્ત્યભૂમિ અમર્ત્યભૂમિ—સ્વર્ગભૂમિ થઈ જાય છે !

યદ્યપિ મહાપુરૂષોનાં જીવનચરિત્રોથી ચમત્કારિક પરિણામો ઉત્પન્ન થાય છે, તથાપિ સંકુચિત મનના માણસો મહાપુરૂષની મહત્તા અને પ્રતિષ્ઠા જોઈ શક્તા નથી તેમ તેની સ્તુતિ કરી શક્તા નથી. માણસનાં જેવાં ભાવ અને વૃત્તિ હોય તેવાંજ ભાવ અને વૃત્તિવાળી વસ્તુ તેને પ્રિય લાગે છે. જેમ દેડકો દેડકાને પસંદ કરે છે તેમ નીચ માણસ નીચ વસ્તુનેજ પસંદ કરે છે. દારૂડીયો દારૂડીયા જોડેજ મૈત્રી કરે છે; ચોરને ચોરજ વહાલો લાગે છે; ખાઘરો માણસ ભોજન સિવાય અન્ય કશું દેખતોજ નથી; વ્યભિચારીનાં મનમાં વ્યભિચારના જ વિચાર ઘોળાયા કરે છે; અદેખાનાં અંતઃકરણમાં વેર અને ચિંતાનાંજ આંદોલનો વહ્યાં કરે છે; વહેમીની નજર આગળ ખ્યાલી તરંગો તર્યા કરે છે; ડેનિસ નામના એક મારાને માણસની ગરદન સિવાય બીજું કંઈ સુંદરજ લાગતું નહિ; એક હિંસક પ્રાણિ હિંસામાંજ મગ્ન હોય છે; અને છાણના કીડાને છાણનોજ વાસ પસંદ પડે છે; એવીજ રીતે નીચ વૃત્તિવાળા મનુષ્યને નીચ વસ્તુજ આદર્શરૂપ હોય છે. સાંકડાં મનના માણસો મહાપુરૂષના ગુણો જોઈ શક્તા નથી, તેનું અનુકરણ કરી શક્તા નથી, અને ઇર્ષ્યાને ઇર્ષ્યામાંજ તણાઈ છેવટે પોતાની જાતને અત્યંત હાનિ પહોંચાડે છે. આવા અધમ માણસોપર ઉચ્ચ દષ્ટાંતોની કિંચિત્ પણ અસર થતી નથી, કારણ કે તમને સર્વને સુવિદિત છે કે ભેંસ પાસે ભાગવત્ નિરર્થક છે.

એડમન્ડ બર્ક કહે છે, " દષ્ટાંત એ મનુષ્યોની શાળારૂપ છે, અને તેઓ બીજી કોઈ પણ પ્રકારની શાળામાંથી તેટલું શિક્ષણ ગ્રહણ કરશે નહિ. " આ કથન વાસ્તવિક છે. સર્વ મનુષ્યો કુદરતથીજ અનુકરણ કરનારા છે, અને તેમને ઉચ્ચ આશય અને ઉચ્ચ સ્થિતિ પ્રત્યે વાળવા માટે તેમની સમક્ષ સર્વદા ઉચ્ચ દષ્ટાંતો રજુ કરવા જોઇએ. ઉચ્ચ દષ્ટાંતોથી એક માણસ કેવો થઈ શકે અને શું કરી શકે તે તે જાણે છે. ઉતરતામાં ઉતરતી પંક્તિનો માણસ પણ ઉચ્ચ ચારિત્ર વાંચી અને વિચારીને ભવિષ્યમાં પોતાની સુધારણા કાજે આશા અને હિમ્મતવાળો થાય છે. ઉચ્ચ ચારિત્રના સર્વવ્યાપક ને ઉજ્વલ પ્રકાશની અનુપમ સત્તા

નીચે આવી જઈ અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી મનુષ્ય આલોક તેમજ પરલોકમાં પરમ સુખ અનુભવે છે.

બુદ્ધભગવાનના ઉપદેશ સંપૂર્ણ રીતે જાણવા માટે અને તે ઉપદેશની આધુનિક જન-સમાજને શી અપેક્ષા છે તે જાણવા માટે પ્રથમ તો એ જાણવું આવશ્યકીય છે કે જે સમયમાં એ મહાન્ અપૂર્વ વ્યક્તિનો અવતાર થયો તે સમય કેવો હતો અને પચ્ચીસ સૈકા પછીનો સાંપ્રત સમય કેવો છે, તેનું ફક્ત દિગ્દર્શન કરવું અહીં ઉચિત લાગે છે. જે સમયમાં મહાત્મા બોધિસત્વનો અવતાર આ પૃથ્વીતલપર થયો તે સમય એક એવો સમય હતો કે જ્યારે અજ્ઞાનરૂપી અંધકારનાં આવરણથી લોકો આચ્છાદિત થઈ ગયા હતા. ધર્મ, બુદ્ધિ, ને જ્ઞાનની દુર્દશા થઈ હતી. દુરાચારી ક્ષુદ્ર લોકો વધી પડયા હતા. રાજાઓ સ્વાર્થી થયા, અને પ્રજામાં અસંતોષ અને નિર્ધનતા ફેલાયાં. ટુંકામાં હિંદની આવી દુર્દશામય સ્થિતિ થઈ હતી તે વખતે અંધકારનો નાશ કરવા અને પુનઃ ધર્મપ્રકાશનો પ્રચાર કરવા ભગવાન્ બુદ્ધનો અવતાર થયો. પશ્ચિમ દેશો તરફ દૃષ્ટિ કરતાં માલુમ પડે છે કે મહાન્ રોમનું રાજ્ય સંપૂર્ણ કળાએ પહોંચ્યા પછી તેની અધોગતિ પણ પરિપૂર્ણ થઈ; ધર્મ, બુદ્ધિ, જ્ઞાન, નીતિ વિગેરે સદ્ગુણો નષ્ટ થયા, અને અજ્ઞાનતા, અધર્મ અને અનીતિનું સામ્રાજ્ય થવા લાગ્યું એવા સંજોગોમાં ધર્મનો પુનઃ પ્રચાર કરવા મહાત્મા જીસસ ક્રાઇસ્ટનો અવતાર થયો. તેવીજ રીતે અરેબિઆ તરફ પણ દૃષ્ટિ કરોઃ ત્યાંના અપૂર્વ સંસ્કૃતિનો ધ્વંશ થયો અને તેની અવનત હાલત થઈ પડી તે સમયે પુનઃ ધર્મપ્રકાશ લાવવા મહાન્ પેગંબરનો અવતાર થયો. મહાવીર સ્વામિનો અવતાર પણ ભગવાન્ બુદ્ધના સમયમાં થયો હતો, અને તેણે પણ જગતનાં કલ્યાણ અને ઉદ્ધાર માટે સતત્ પ્રયાસ કર્યો હતો. આ બધા બનાવોથી ગીતામાં કહેલાં અને આ લેખના આરંભમાં ટાંકેલાં વચન સિદ્ધ થાય છે.

હવે સાંપ્રત સમયમાં આપણે કેવી સ્થિતિમાં આવી પડયા છીએ તે વિષય હાથ ધરીશું. બહેનો અને બંધુઓ ! જ્યારે પ્રથમ આર્યપ્રજાને આ દેશનું સ્વામિત્વ પ્રાપ્ત થયું ત્યારે આ દેશમાં સંપૂર્ણ જાહોજલાલી ને સુખ હતાં. આ દેશમાં સર્વદેશીય ઉન્નતિ દૃષ્ટિગોચર થતી હતી. ધાર્મિક, નૈતિક, સાંસારિક, ઔદ્યોગિક, આર્થિક વિગેરે ઇતર પ્રકારની સર્વદેશીય ઉન્નતિની પ્રતીતિ થતી હતી. પરંતુ સાંપ્રત સમયમાં તેમાંનું કશું પણ જણાતું નથી એ અત્યંત શોચનીય છે ! ક્યાં છે આપણા પ્રાચીન બુદ્ધભગવાન્ જેવા મહા સમર્થ તત્ત્વજ્ઞ યોગીઓ—ઋષિ મહર્ષિઓ ? ક્યાં છે આપણા બુદ્ધદેવ, મહાવીરસ્વામિ, યુધિષ્ઠિર, જનક, ને હરિશ્ચંદ્ર જેવા ધર્માત્માઓ ? ક્યાં છે આપણા પાણિનિ ને પતંજલિ જેવા અગાધ બુદ્ધિવાળા વૈયાકરણો ? ક્યાં છે આપણા વાગ્ભટ્, સુશ્રુત, કિંવા ધન્વન્તરિ જેવા સમર્થ વૈદ્યો ? ક્યાં છે આપણા ભિષ્મ અને ભીમ જેવા અમાનુષિક શરીરબળવાળા વીરનરો ! ક્યાં છે આપણા અંગદ જેવા મહાન્ ઇજનેરો ? ક્યાં છે આપણી ગાર્ગી, મૈત્રેયી જેવી વિદુષી બાઇઓ ? ક્યાં છે આપણી પૂજ્ય નકુલમાતા (બુદ્ધમાર્ગી), સીતા કે સાવિત્રી જેવી સતીઓ ? આપણી આ સર્વ પ્રાચીન જાહોજલાલીમાંથી અને આપણાં આ સર્વ સુખમાંથી કશુંએ સાંપ્રત સમયમાં

જણાતું નથી ! હાલના કાળને સુધારાને પ્રગતિનો કાળ કહેવામાં આવે છે; પરંતુ કયા કારણને લીધે હાલના કાળને સુધારાનો કાળ કહેવામાં આવે છે તે આપણને સમજાતું નથી. હાલના કાળમાં તો પુરાતન કંચનને બદલે કથીરજ રહ્યું છે. હાલના કાળમાં તો અસલને બદલે નકલજ રહી છે. હાલના કાળમાં જગત્ જડવાદમાંજ રસબસ થઈ ગયું છે. હાલના કાળમાં તો માણસ માણસ વચ્ચે નાશકારક લડાઇઓ ને લડાઇઓજ થતી ચોપાસાં જોવામાં આવે છે, અને વળી આપણા લાખો મનુષ્યભાઇઓના સંહાર અર્થે ભવિષ્ય માટે પણ મોટી મોટી મનવારો, ડ્રેડનોટો, અસ્ત્રશસ્ત્રો વિગેરે લડાઇની અન્ય સામગ્રી ચાલી રહી હોય એમ જણાય છે. જ્યાં ત્યાં મદ્યમાંસનું યથેચ્છ સેવન થતું જણાય છે. જ્યાં ત્યાં વિષયવાસનામાંજ જનસમાજનું નિમજ્જન થયું છે. જ્યાં ત્યાં ખરાં સુખ ને ખરી શાંતિને બદલે અજ્ઞાન, મિથ્યાવાદને કલહ પ્રવર્તિ રહ્યાં છે. આ સંબંધમાં "જૈનસમાચાર" ના ધર્મ અને દેશને માટે હૈડે દાઝ રાખનારા અધિપતિ શ્રીયુત્ વાડીલાલ મોતીલાલ શાહ પોતાના "સંસારમાં સુખ ક્યહાં છે" એ નામના ગ્રંથમાં કહે છેઃ—"ખ્રીસ્તીઓ નાસ્તિકને ધિક્કારે છે, નાસ્તિકો ખ્રીસ્તીઓને ધિક્કારે છે, વૈષ્ણવો શિવના ભક્તોને ધિક્કારે છે, અને શિવના ભક્તો વૈષ્ણવી સંપ્રદાયનાને ધિક્કારે છે. જૈનો બ્રાહ્મણોને ધિક્કારે છે અને બ્રાહ્મણો જૈનોને ધિક્કારે છે. આ પ્રમાણે ધર્મ કે જ્યહાં સંપૂર્ણ પ્રેમ અને શાંતિ હોવી જોઇએ ત્યહાં તે કલહ અને કંકાસ જ આપણી નજરે પડે છે." વિશેષમાં મારે નમ્રપણે જણાવવું જોઇએ કે જૈનબંધુઓ પણ પોતાના જૈનબંધુઓને ધિક્કારે છે ! આવી સર્વે હાનિકારક, નિરસ અને શુષ્ક પ્રવૃત્તિને શું આપણે જનહિતસાધક ખરા ધર્મ સમજવાનો છે ? નહિજ. આ સર્વે પ્રવૃત્તિને નિરસ અને શુષ્ક કહેવાનું કારણ એ કે એ પ્રવૃત્તિમાં હૃદયવિકાસને અવકાશ નથી, અને એ પ્રવૃત્તિમાં મનુષ્યધર્મનો સમાવેશ નથી. જ્યાં સુધી હૃદયની શક્તિનો વિકાસ કરવામાં આવ્યો નથી, જ્યાં સુધી તનમનને શાંત અને નિરોગી કરવામાં આવ્યાં નથી, જ્યાં સુધી કષાય—પાપરૂપી રાક્ષસો—શત્રુઓ ઉપર પૂર્ણ જીત મેળવી નથી, જ્યાં સુધી ખરા ધર્મનું આચરણ કરવામાં આવ્યું નથી, અને જ્યાંસુધી પરમ સત્ મેળવવા યત્ન થયો નથી, ત્યાંસુધી કોઇપણ વ્યક્તિ કિંવા સમષ્ટિનો ઉદ્ધાર થવો અશક્ય છે.

(અપૂર્ણ.)

પી. કે. મહેતા.

# ગુજરાતી ભાષાનું બંધારણ.‡

( રા. બ. રમણભાઈ મહીપતરામના નિબન્ધથી સૂચિત ચર્ચા. )

રા. બ. રમણભાઈનો આ નિબન્ધ ખાસ ધ્યાન ખેંચનારો છે. છેલ્લી સાહિત્યપરિષદ્‌માં જે થોડાક નિબન્ધો ખરા ગુણવાળા આવ્યા હતા, ત્હેમાં પણ ઉત્તમ પદવીનો આ નિબન્ધ છે. ત્હેમાં ઉપોદ્‌ઘાતરૂપે ભાષાના * વિકાસક્રમ—evolution—વિશેની ચર્ચા ગમ્ભીર ચિન્તનથી ભરેલી અને આપણી ગુર્જર ભાષાની ભવિષ્યમાં ખીલવણી માટે સત્ય ધોરણો દર્શાવનારી છે. એ ધોરણો લક્ષમાં રાખીશું તો પછી ગુજરાતીને વિભક્તિના પ્રત્યયો શિવાય બાકીના અંશમાં સંસ્કૃતમય કરી નાંખનારી યોજના, તેમ જ વિદેશીય ભાષાના શબ્દોનો પ્રવાહ આપણી ભાષામાં યોગ્ય પ્રકારે પેસતો અટકાવવાના પ્રયાસ, ઇત્યાદિ પ્રકારોની અશાસ્ત્રીયતા તરત જણાઈ આવશે.

આ ધોરણોનો અર્થ હેવો કરવાનો નથી કે વિદેશીય ભાષાની રૂઢિ જે આપણી ભાષાના જીવનસ્વરૂપ અને રૂઢિથી પ્રતિકૂળ હોય ત્હેનો પણ સંગ્રહ કરવો. રા. બ. રમણભાઇયે એ માટે સ્પષ્ટ શબ્દોમાં કહેલું જ છે:—

" પ્રાચીન નહિં હેવા જે નવા અંશો ભાષા ગ્રહણ કરી સકે તે પણ આ જ પ્રમાણે આ ભાષાના શરીરના બંધારણને અનુકૂળ હોવા જોઇયે."

( જ્ઞા. સુ. પૃષ્ઠ ૭૫ )

આ તત્ત્વને આધારે—' on the one hand ' ઉપરથી ' એક હાથ પર ' ' the wind blows ' ઉપરથી ' પવન ફુંકે છે ', ' to give countenance ' ઉપરથી ' ચ્હેરું આપવું ', ' how are you ? ' ઉપરથી ' તમે કેમ છો ? ',—ઇત્યાદિ રીત્યના;

‡ ચોથી ગુજરાતી સાહિત્યપરિષદ્‌માં રા. બ. રમણભાઈ મહીપતરામે વાંચેલો નિબન્ધ; ' જ્ઞાનસુધા ', એપ્રિલ ૧૯૧૨, પૃષ્ઠ ૭૪–૯૦

* આ વિકાસક્રમ વિશે બોલવાનો આરમ્ભ કરતાં રા. બ. રમણભાઇયે એક રૂપકગર્ભ શબ્દ વાપર્યોછે ત્હાં ભ્રમનો સંભવ થઈ કાંઇક ક્ષતિ થાયછે.

" ભાષાઓમાં......એમ વંશાવળી બંધાયછે, દરેક નવા વંશજના જન્મકાળમાં એ જ ગોત્રની બીજી શાખાઓ પણ જન્મેછે." (જ્ઞા સુ. પૃ. ૭૪ પ્રથમ પેરેગ્રાફ.) અહિં ' શાખા ' શબ્દનો 'કુટુમ્બના વૃક્ષની શાખા' એમ રૂપકગર્ભ પ્રયોગ ઉદ્દિષ્ટ જણાયછે. પણ ' ગોત્ર ' શબ્દની જોડાજોડ મૂકવાથી ગોત્ર, પ્રવર, વેદ, શાખા,—એ સંસ્થાઓનું જ સ્મરણ થાયછે; અને ત્હાં તો ' શાખા ' શબ્દનો અર્થ તદ્દન જુદો જ છે એ પ્રસિદ્ધ વાત છે. ' ગોત્ર 'ને બદલે ' કુટુમ્બ ' એ શબ્દ વાપર્યો હોત તો ઠીક થાત.

પારસીઓએ અંગ્રેજી ઉપરથી માત્ર શબ્દશઃ ભાષાન્તરની પદ્ધતિથી સ્વીકારેલા પ્રયોગોની હસનીયતા તથા અયોગ્યતા જેમ જણાયછે, તેમ જ 'શી ચિન્તા' ને બદલે 'શું ચિન્તા' જેવા ગુજરાતી ભાષાનાં વિશેષણ તથા વિકારી સર્વનામોના અન્તર્ગત બંધારણનો અનાદર કરનારા પ્રયોગોની અશુદ્ધિ તથા અશિષ્ટતા પ્રગટ થાયછે. આ પ્રકારના પ્રયોગો વિશે રા. બ. રમણભાઇયે અન્ય સ્થળે કાંઇક વિસ્તારથી સબળ અરુચિ દર્શાવેલી છે. ('કવિતા અને સાહિત્ય', પૃષ્ઠ ૭૩૧-૨, 'ગુજરાતી સાહિત્યનું હાલનું વલણ' એ નિબન્ધ.)

આમ રા. બ. રમણભાઇના આ નિબન્ધમાંનાં પાયારૂપ તત્ત્વો જોડે મળતા આવતાં આનન્દ થાયછે; તે જ વખતે ખેદની સાથે સ્વીકારવું પડેછે કે એ સામાન્ય તત્ત્વોમાંથી ઊતરીને પ્રાકૃત, ગુજરાતી, ઇત્યાદિનાં કેટલાંક વિશેષ સ્વરૂપોમાં એઓ પ્રવેશ કરેછે ત્હારે મતભેદને માટે મ્હોટાં દ્વાર ઊઘડેછે. એ સ્થિતિ થોડાક પ્રસંગોમાં છે તે કાંઇક વિશેષતા અને સ્પષ્ટતાથી દર્શાવવાની જરૂર જણાયછે. તો તે ક્રમ આદરીશું.

(૧) હિન્દી, ગુજરાતી, અને સંસ્કૃતમાં વાક્યબંધારણનું સરખાપણું બતાવવા માટે-

इह नष्ट ग्यान सुनिये न कान

એ 'પૃથીરાજ રાસા' માંનું વાક્ય આપીને હેનાં સંસ્કૃત તથા ગુજરાતી પ્રતિબિમ્બ નીચે પ્રમાણે રા. બ. રમણભાઇયે આપ્યાંછેઃ—

(સં૦) **इदं नष्टज्ञानं श्रवणीयं न कर्णे**

(ગુજ૦) એ નષ્ટ જ્ઞાન સુણિયે ન કાનઃ

અને **कान न सुनिये** નું હિન્દીમાં **कानमें न सुनिये** એમ રૂપાન્તર પણ આપ્યું છે.

આ ઠેકાણે **कान** એ સપ્તમી વિભક્તિનું રૂપ માન્યુંછે તે અયોગ્ય લાગેછે. હિન્દી, ગુજરાતી, અને સંસ્કૃત ત્રણે ભાષાની રૂઢિ પ્રમાણે એ તૃતીયાનું જ સ્થળ છે.' **कर्णेन शृणोति** તે જ ખરું છે; **कर्णे शृणोति** એ દૂષિત સંસ્કૃત છે. **कर्णेन** એ તૃતીયાનું ગુજરાતીમાં 'કાને' (કાને સાંભળવું) છે તે તૃતીયા જ છે, સપ્તમી નથી. તેમ જ હિન્દીમાં પણ **कानमें सुनना** એ દૂષિત રૂપ થશે; **कानसें सुनना** તે જ ખરું છે. **कान सुनिये** ત્હાં તો **कानसें** ઉપરથી નહિં પણ **कण्णें** (તૃતીયા) ઉપરથી આવેલું છે.§

---

§ સિ. હે. ૮-૪-૩૩૩ તથા ૩૪૨ ના પરિણામમાં **कण्णें** એમ રૂપ (**कर्णेन**નું) થાયછે. પછી અનુસ્વારનો લોપ થઈ; **कण्णे**નું **कण्णइ**, **कण्णि** એ અવાન્તર રૂપોમાંથી 'કાન' એમ આખર રૂપ થયું. અથવા સિ. હે. ૮-૩-૧૩૫ પ્રમાણે તૃતીયાને સ્થાને સપ્તમી-**कण्णि**માંથી પ્રાપ્ત થશે.

(૨) **सुनिये**, સુણિયે—એ રૂપો સં. **श्रवणीयम्** ઉપરથી રા. બ. રમણભાઈ કાઢેછે. પરંતુ મ્હને એ બહુ અસંભવિત અને કેટલીક મહત્ત્વની ક્ષતિયો ઉપસ્થિત કરનારી વ્યુત્પત્તિ લાગેછે. એ ક્ષતિયો નીચે પ્રમાણે છેઃ—

(**क**) **श्रवणीयं** કૃદન્ત છે, તો, જેમ **क्रान्त** વગેરે કૃદન્તો ઉપરથી આવેલાં રૂપ વિશેષણ હોઈ લિંગવચનના વિકાર સ્વીકારેછે ( **गत**—ગયો, ગયું, ગઈ; ગયા, ગયાં;— **कुर्वत्** કરતો—તી—તું—તાં ), તેમ આ પણ સ્વીકારે; પરંતુ ' કરિયે ' એમ અવિકારી જ આતો છે, અને પ્રથમ તો તે વિશેષણ જ નથી. " **सुनिये**, સુણિયે એ રૂપ હિન્દી અને ગુજરાતીમાં કૃદન્ત રહ્યાં નથી, "—એમ કહેવાથી ખરું સમાધાન થતું નથી.

(**ख**) **श्रवणीयं** નું (**सुनिये**) સુણિયે થયું; તો **करणीयं**, **लभनीयं** ઇત્યાદિનું શું થવાનું ? હેમાંથી ' કરણિયે ', ' લહનિયે ', એમ નથી થતું; ' કરિયે ', ' લહિયે ', ઇત્યાદિ જ થાયછે. તો હેમાં **अनीय**માંના નકારનું શું થઈ ગયું ? ખરી વાત એ છે કે (**सुनिये**) ' સુણિયે ' હેમાંના (**निय**) ' ણિય ' એ અવયવના બાહ્યરૂપથી દોરાઈ જઈને એ **अनीय** પ્રત્યયાન્તમાંથી ઉપજાવવાનું મન રા. બ. રમણભાઈને થઈ ગયુ જણાયછે. પરંતુ એ ણકાર તો **श्रु** ધાતુને પાંચમા ગણના ધાતુઓના વિકરણ **श्नु** (**नु**) લાગીને સંસ્કૃતમાં **शृणोति** અને પ્રાકૃતમાં **सुणइ** થાયછે હેમાંથી આવેલો સ્પષ્ટ છે. એ ' સુણવું ' ધાતુના આકસ્મિક યોગને વ્યાપકરૂપ આપી દેવાથી આ ભ્રમ થયોછે હેમાં શક નથી.

ખરું જોતાં ' સુણિયે ', ' કરિયે ', ઇત્યાદિ રૂપનું મૂળ § **सुणिज्जइ**, **करिज्जइ**,-**सुणीअइ**, **सुणियइ**, **करीअइ**, **करियइ**, ઇત્યાદિ સહભેદના તૃતીયપુરુષ એકવચનનાં પ્રાકૃત રૂપોમાં જડે એમ છે. **सुणिज्जइ** ઇત્યાદિ ઉપરથી ગુજરાતી કવિતામાં વપરાતાં ' સુણીજે ' ઇત્યાદિ રૂપ આવ્યાંછે; અને **सुणियइ** ઇત્યાદિ ઉપરથી ' સુણિયે ' ઇત્યાદિ રૂપ આવ્યાં. આ ' સુણિયે ' માં ' આપ સુણિયે ', અને ' આપણે સુણિયે ' એ અર્થમાં ક્રિયાપદોના કાળ, પ્રયોગ, વગેરેને સંબન્ધે મૂળ કરતાં અર્થફેર થઈ ગયોછે એ ખરૂં. પરંતુ એ રીતે તો ફેરફાર ગુજરાતી ક્રિયાપદોનાં રૂપોમાં અનેકવાર થાયછે; ઉદાહરણઃ—**करोतु** એ આજ્ઞાર્થ તૃતીય પુરુષ એક વચનના રૂપ ઉપરથી પ્રાકૃત **करउ** દ્વારા ગુજરાતીમાં ' કરો ' એ આજ્ઞાર્થ તૃતીય પુરુષ એકવચન તેમ જ દ્વિતીય પુરુષ બહુવચન પણ થયાંછે; ( અને દ્વિતીય પુરુષ બહુવચન અનિશ્ચિત અને સંકેત વર્તમાન પણ એ જ છે ); તેમ જ પ્રાકૃત **करइ** એ વર્તમાનકાળના રૂપનું ગુજરાતીમાં ' કરે ' એમ અનિશ્ચિત અને સંકેત વર્તમાનનું રૂપ બન્યું છે. **श्रवणीयम्**

§ સિ. હે. ૮—૩—૧૬૦; ' મુગ્ધાવબોધ ઔક્તિક ' પૃષ્ઠ ૬—૭ માં **कहीयइ**, **कहियउ** એમ બંને રૂપ નજરે પડેછે.

એ કૃદન્તનું વિશેષણ રૂપ નષ્ટ થવા માટે આધાર બીજો નથી, ત્હારે આ કાળ પ્રયોગ ઇત્યાદિના ફેરફારોનાં ઉદાહરણ અનેક છે. તે ઉપરાંત अनीय પ્રત્યયના નકાર સંબન્ધી ક્ષતિ ઉપર બતાવીજ છે તે રા. બ. રમણભાઇયે બતાવેલી વ્યુત્પત્તિને અત્યન્ત બાધક બનેછે.

'સુણિયેં' ઇત્યાદિમાં પૂર્વે અનુસ્વાર લખાતો હતો તે श्रवणीयम् ના અન્ત્ય અનુનાસિકનો શેષ છે એમ સમર્થન નહિં થઈ સકે; કેમકે 'અનેં', 'કરેં', ઇત્યાદિ બહુ પ્રસંગે પ્રાચીન જૈન ગ્રન્થાદિકમાં અનુસ્વારનો પ્રક્ષેપ કરવાની પદ્ધતિ હતી, ત્હેની જ અસર 'સુણિયેં' ઇત્યાદિના અન્ત્ય અનુસ્વારમાં રહેલી એમ ખરું દર્શન જણાયછે.

( ૩ ) 'જ્ઞાનસુધા' પૃષ્ઠ ૭૫ મે—ગુજરાતીમાં અકર્મક ક્રિયાપદોના ભૂતકાળ 'આવ્યો', 'ગયો', 'ચાલ્યો' ઇત્યાદિ, તેમ જ કેટલાંક સકર્મક ક્રિયાપદોના ભૂતકાળ 'ભણ્યો', 'પામ્યો', 'અડક્યો', ઇત્યાદિ કર્તરિ પ્રયોગનાં રૂપો માટે રા. બ. રમણભાઈ કહેછે કે તે રૂપો પ્રાકૃત ( અને અપભ્રંશ ) ના ભૂતકાળના રૂપ ઉપરથી થયાંછે; અને એ પ્રાકૃતરૂપ માટે ईअ પ્રત્યય છે, જે ઉપરથી चल्लीअ, चोल्लीअ, नणीअ, થયાંછે. ( આ પ્રાકૃત ભૂતકાળનાં રૂપ તે સં. अचलत् ઇત્યાદિનાં પ્રતિરૂપ છે; क्तान्त—चलितः ઇત્યાદિનાં નથી એ ખાસ યાદ રાખવાનું છે. ) આમ કહીને તરત જ રા. બ. રમણભાઈ કહેછે કે 'આવ્યો', 'કાંપ્યો' ઇત્યાદિ સંસ્કૃત आगतः, कम्पितः ઇત્યાદિ ઉપરથી છે, અર્થાત્ क्तान्त પ્રત્યય ઉપરથી છે, ( आगच्छत् ), अकम्पत કે चकम्पे ઉપરથી નથી. આ વચનોની સંગતિ બેસતી નથી. રા. બ. રમણભાઈ એ સંગતિ બેસાડવાનો પ્રયત્ન કરેછે ખરા, ને વચમાં કહેછેઃ—

" પરંતુ આ ईअ પણ ઉપરના જ क्त પ્રત્યયપરથી થયેલું છે."

આ સમાધાન ખરું લાગતું નથી; એ માટે કશું પ્રમાણ નથી, તેમ જ क्त પ્રત્યય ઉપરથી એ રૂપ થયું હોય તો વિશેષણ જેવાં લિંગવચન ત્હેને લાગે. તેમ તો બિલકુલ નથી થતું. ખરી વાત એ છે કે 'આવ્યો', 'ગયો' ઇત્યાદિ અકર્મક ભૂતરૂપો, તેમજ 'ભણ્યો', 'પામ્યો' ઇત્યાદિ સકર્મક કર્તરિ ભૂતરૂપો, એ સર્વ—'મ્હેં કહ્યું', 'મ્હેં લખ્યું', ઇત્યાદિ સકર્મક કર્મણિ ભૂતરૂપોની પેઠે જ—સંસ્કૃત क्त પ્રત્યયાન્ત રૂપમાંથી જ વિકાસ પામ્યાંછે. પ્રાકૃત ( વ્યંજનાન્ત ધાતુ માટેના ) ભૂતકાળના રૂપમાં પ્રત્યય ईअ માં દીર્ઘ ઈકાર છે, અને क्तान्त રૂપના त ને इ લાગી થયેલા इत ઉપરથી આવેલા इअ પ્રત્યયમાં હ્રસ્વ ઇકાર છે એ વાત પણ ભૂલવાની નથી. તેમ જ યાદ રાખવાનું છે કે ईअ પ્રત્યય પ્રાકૃતમાં વ્યંજનાન્ત ધાતુ માટે જ છે, અને ગુજરાતીમાં ભૂતકાળમાં કર્તરિ રૂપો તો ગમે તે ધાતુનાં હોઈ સકે; ઉદાહરણઃ—થા—થયો.

હવે ગુજરાતીભાષાના વિકાસક્રમમાં સ્થાન વિશેના મહત્ત્વના પ્રશ્ન ઉપર આવિયે. ભાષાઓના ચાર પ્રકારના વિકાસક્રમ રા. બ. રમણભાઇયે બીમ્સના પુસ્તકને આધારે ગણાવ્યાછે, ત્હેમાંના પ્રથમના બે—syntactical (અન્વયાધાર) અને agglutinative

( સંલગ્નાવસ્થાવિશિષ્ટ )—આપણે સાક્ષાત્ ઉપયોગના નથી તે છોડી દઈશું, અને છેવટના બે ક્રમ—synthetical ( સમસ્તદશા ) અને analytical ( વ્યસ્ત દશા ) એ તરફ નજર કરીશું. આ બે દશાઓનાં લક્ષણ રા. બ. રમણભાઈએ બહુ અંશે બરાબર દર્શાવ્યાં છે. માત્ર એક બે અંશ વિશે અરુચિ રહેછે. વ્યસ્તદશાનું લક્ષણ આપતાં એઓ કહેછે કે શબ્દોની " વિભક્તિ, કાળ વગેરે દર્શાવવા સારું એ શબ્દોની જોડે ઉપસર્ગ વાપરવા પડે છે. " અહિં 'ઉપસર્ગ' શબ્દનો પ્રયોગ ઠીક નથી લાગતો. સંસ્કૃત ધાતુઓમાં અર્થનો ફેરફાર કરનારા, પૂર્વે લાગનારા **प्र, परा** ઇત્યાદિ ગણતર prefix અર્થાત્ પૂર્વેલગાડવાના અર્થશબ્દોને જ આજ સુધી આપણે ઉપસર્ગ કહેતા આવ્યા છિયે; તો હાવી વ્યાકરણપરિભાષાનો આ ભાષાચર્ચામાં ત્યાગ કરવાથી અનર્થ થાયછે.* રા. બ. રમણભાઈયે આમ ફેરવી નાંખેલા અર્થમાં 'ઉપસર્ગ' શબ્દ ઠેર ઠેર વાપર્યોછે; તે એટલે સુધી કે વિભક્તિના પ્રત્યયો,—ને, થી, માં, નું ( નો—ની ),—એ પ્રત્યયો નથી પણ ઉપસર્ગ છે એમ હેમણે કહ્યુંછે. આ કારણથી સમસ્ત દશા અને વ્યસ્ત દશાનાં લક્ષણનું ફરીથી દર્શન કરવું પડશે; કેમકે અમુક શબ્દો પ્રત્યય છે કે કેમ તે એ લક્ષણના બીજમાં છે.

સમસ્ત દશામાં નામ તથા ક્રિયાપદોનાં રૂપાન્તરો દર્શાવવા માટે લાગનારા અવ્યયો પ્રત્યયરૂપ બની જાયછે, તે અવ્યય તરીકે જુદા હોતા નથી, પણ શબ્દોની અંદર દાખલ થાયછે અને શબ્દોના છેવટના અક્ષરો બદલી રૂપાખ્યાન ઉત્પન્ન કરે છે.

વ્યસ્તદશામાં ઉપર કહેલા પ્રત્યયો ઘસાઈ જવાથી રૂપાન્તરો દર્શાવવાને માટે નવા **સહાયકારક શબ્દો** દાખલ કરવા પડેછે. ( બીમ્સ અહિં particles શબ્દ નથી વાપરતો પણ auxiliary words એ શબ્દનો ઉપયોગ કરેછે. રા. બ. રમણભાઈ એ વાત લક્ષમાં ના રાખીને 'ઉપસર્ગ' શબ્દ વાપરેછે. )

રા. બ. રમણભાઈ બીમ્સને આધારે અંગ્રેજી ભાષાને analytical stage ( વ્યસ્ત દશા ) માં આવેલી કહેછે. પરંતુ ગુજરાતીમાં જેમ સમસ્ત તેમ જ વ્યસ્ત દશાનાં સ્વરૂપોનું મિશ્રણ છે તેમ અંગ્રેજીમાં પણ છે. ઉદાહરણઃ—

---

* રા. કેશવલાલ ધ્રુવે પણ જેને રા. બ. રમણભાઈ 'ઉપસર્ગ' કહે છે તેને 'પ્રત્યય' નામ જ આપ્યુંછે. ('મુગ્ધાવબોધ ઔક્તિક' ઉપર ચર્ચા, બુદ્ધિપ્રકાશ ઑગસ્ટ ૧૮૯૧.)

રા. બ. રમણભાઈના 'ઉપસર્ગ' શબ્દ માટેના આગ્રહે હેમને છેક લાંબા છેડા સુધી દોર્યા જણાયછે. 'ફરીને', 'આગળથી', 'અંદરથી' હેવા સ્વતન્ત્ર શબ્દોને પણ હેમણે 'ઉપસર્ગ' નું નામ આપ્યું છે ! ( શા. સુ. પૃ ૮૮ ). **उपसर्गाः क्रियायोगे** ( પાણિનિ, અષ્ટાધ્યાયી ૧—૪—૫૯ ) એ સૂત્રમાં કહ્યા પ્રમાણે **प्र, परा** ઇત્યાદિ નિપાતસંજ્ઞક શબ્દો ક્રિયાપદને જોડાતાં ઉપસર્ગ કહેવાયછે.

Man's—તે synthetic રૂપ;
Of man—તે analytic રૂપ;
Higher—તે synthetic રૂપ;
More high—તે analytic રૂપ;
Loved— તે synthetic રૂપ;
Did love—તે analytic રૂપ;
will be loved—તે analytic રૂપ.

માત્ર એટલું જ કહી સકાય કે અમુક ભાષાના બંધારણમાં જે અંશ પ્રધાન અથવા વ્યાપક હોય તે અનુસારે સમસ્ત અથવા વ્યસ્તદશા હેની ગણાય. કદાચ આ ધોરણે અંગ્રેજીને વ્યસ્તદશામાં ગણાવી હશે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

## આશિસ.

ઉતારોજી અમ દેશે ઈશ્વર આશીર્વાદ;
બાન્ધવ દેશ થયા જાગૃત સૌ, એક રહી અમ દાદ—
ઉતારો—

શતકો વીત્યાં ભર નિદ્રામાં કીધો પૂર્ણ પ્રમાદ—
પૂર્વજની ઉજ્વલ કીર્ત્તિનો ન કરી સાચી યાદ—
ઉતારો—

જીવનવિગ્રહને નવ સમજ્યા, કરતાં નિષ્ફલવાદ—
આજ ફરી કરુણા નવ યુગનો, નવલ સુણાવો નાદ—
ઉતારો—

કાન્ત.

---

# ચર્ચાપત્ર.

## 'શું' ફિકર.'

ગતદ્વિતીય આષાઢના વસન્તમાં રા. રા. નરસિંહરાવનો 'શું' શબ્દ સંબંધી એક લેખ પ્રસિદ્ધ થયો છે. આ લેખમાં રા. નરસિંહરાવ 'શું' શબ્દને વિકારી સર્વનામ જણાવી, 'શો' 'શી' 'શું' એ એનાં શુદ્ધ રૂપાન્તરો છે; અને 'શું ફરક' 'શું ફિકર' વિગેરે તેના અશુદ્ધ મુંબઇગીરી ભ્રષ્ટ ભાષાના સંસ્કારથી ઉત્પન્ન થયેલા પ્રયોગો છે એમ કહે છે. તેમના મત પ્રમાણે 'શું ફિકર' જેવા પ્રયોગની મુંબઇગીરી ભ્રષ્ટતાનો સ્પર્શ પ્રેમાનન્દ અને સામળને થયો નહોતો; અને તેવા પ્રયોગો તેમની પ્રસિદ્ધ કવિતામાંથી મળી આવતા નથી. પરન્તુ આ રા. નરસિંહરાવનું એક ઉતાવળથી બાંધેલું અનુમાનજ હોય એમ જણાય છે. શો, શી, શું વિગેરે રૂપાન્તરો સાથે 'શું ફિકર' જેવા પ્રયોગ પણ પ્રેમાનન્દ અને સામળની પ્રસિદ્ધ કવિતામાંથી મળી આવે છે; અને તે ઉપરથી તેવા પ્રયોગ તેમના સમયમાં પણ પ્રચારમાં હશે એમ જણાય છે.

પ્રેમાનન્દ અને સામળની કવિતામાંથી ઉપર ટપકે તપાસ કરતાં મળી આવેલા 'શું ફિકર' જેવા પ્રયોગના નીચે આપેલાં જુજ ઉદાહરણથી વાચક વર્ગની આ બાબત ખાત્રી થશે.

૧. "તું થી ભક્તિ મારગ વેગળો, શું ગર્વ કરે છે અજાણ."
પ્રેમાનન્દ, સુધન્વા આખ્યાન બૃ. કા. દો. ગ્રં. ૩. પૃ. ૮૧

૨. "તમો સુદામાને વિપત્તિ પાડી, શું પુજા કીધી પાટ બેસાડી;"
ઉપરનો ગ્રં. પૃ. ૯૫

૩. "નળ અમરમાં વહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ."
પ્રેમાનન્દ–નળાખ્યાન બૃ. કા. દો. ગ્રં. ૧. પૃ. ૬૩૨

૪. "ઋતુવર્ણને બાહુક પૂછેરે, કાં વહેવાનો વિલંબ શું છેરે;"
ઉપરનો ગ્રં. પૃ. ૨૦૨

૫. "હાર કાજે શું વિલંબ."
પ્રેમાનન્દ–હારમાળા પદ. ૧૦૮

૬. "વડો મૂરખ તું વાંદરા, વઢિવઢિ કરે શું વાત;"
સામળ—અંગદવિષ્ટિ બૃ. કા. દો. ગ્રં. ૧ પૃ. ૯૭૪.

૭. "કહાં મળવા તું આવિયો, શું લાવ્યો છે ભેટ;"

૮. "રઇયત ઉપર કોપે રાય, રંક માણસ શું કરે ઉપાય;"
સામળ—નંદ બત્રીશી બૃ. કા. દો. ગ્રં. ૧. પૃ. ૩૫૨

ઉપરનાં ઉદાહરણોથી જણાશે કે "શું ફિકર" જેવા પ્રયોગ ભ્રષ્ટ મુંબઇગીરી ભાષાના સંસ્કારથી થયેલા નથી, અને પ્રેમાનન્દ તથા સામળના સમયમાં પણ તે વપરાતા હતા એમ બતાવવાને તેમના કોઈ ગુઢ ગ્રંથો ખોદી કાઢવાની જરૂર નથી. ફક્ત કોઈ પણ વાત, પોતાના મતને અનુકુળ હોવાથી તે સત્ય હોવી જોઇએ એમ માની નહિ લેતાં પૂર્ણ તપાસ કર્યા પછીજ અભિપ્રાય બાંધવાની આવશ્યકતા છે.

વડોદરા.
તા. ૮-૯-૧૨.

અંબઈદાસ કાલીદાસ પટેલ.

## ગુર્જરોનું મુખ ભ્રષ્ટ ક્યારથી થયું?

'વસંત' ના તંત્રી જોગ,

સાહેબ,

ઉપરના મથાળા નીચે આપના આસો મહીનાના અંકમાં પ્રસિદ્ધ ભાષાશાસ્ત્રી રા. નરસિંહરાવે કલ્પનાના ઘણા ઘોડા દોડાવ્યા છે, પણ તેમાંનો સૌથી વધારે તુરંગી ને વેગવાળો આ રહ્યો.

"તે કલ્યાણમાં ઈ. સ. ૧૦૭૬ થી ૧૧૨૭ સુધી રાજ્ય ઉપર હતો. × × તો તે કાળમાં ગુજરાતી ભાષા ઉત્પન્ન જ થઈ નહોતી × ×"

ઈ. સ. ૧૧૨૭ એટલે બારમા સૈકામાં ગુજરાતી ભાષા "ઉત્પન્ન જ" (જ એટલે બિલકુલ) થઈ ન હોતી એ વાત રા. નરસિંહરાવ ઐતિહાસિક રીતે સાબીત કરે અગર તેમની પાસે જે પુરાવા હોય તે જાહેર કરે એવી હું તેમને આપની મારફત નમ્ર વિનતિ કરૂં છું; અને આશા છે, કે તેઓ મને ઉપકૃત કરશે.

સાહેબ, કાન્હડદે પ્રબંધ અગર મુગ્ધાવબોધ ઔક્તિકને આગળ ધરી તેમના લગભગ સમકાલિન નરસિંહ મહેતો ને મીરાંબાઈની અવગણના કરી કેટલાક સાક્ષરો ભાષા સંબંધી ખ્યાલી સિદ્ધાંતો બાંધી બેઠા છે; તેમ જ આઠમા શતકમાં પારસીઓ ગુજરાતમાં ઉતર્યા ત્યારે તેમણે ગુજરાતી માતૃ ભાષા સ્વીકારી હતી તે ઐતિહાસિક સત્યનો તથા ચૌદમા સૈકાના પુષ્કળ મળી આવતા ગુજરાતી દસ્તાવેજોનો અનાદર કરી તેઓ ખાલી કલ્પનાના પ્રવાહમાં તણાય છે. જે ભાષામાં ચૌદમા સૈકામાં દસ્તાવેજો લખાયા છે, તે ભાષા બારમા સૈકામાં "ઉત્પન્ન જ" થઈ નહોતી એમ કહેવાને કાંઈ વિશેષ કારણ હોય તો તે રજુ થવું જોઇએ, નહીં તો નાહક અનુમાન પરંપરાના મનોરાજ્યમાં વિચરવાની જરૂર નથી.

લી. સેવક,

"જ્ઞા."

# શાંકર સિદ્ધાન્ત અને યોગ.

## ચર્ચાપત્ર.

શ્રીયુત આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.

અમદાવાદ.

વિ. કે આ વર્ષે ઊજવવામાં આવેલી શંકરજયન્તી પ્રસંગે પ્રમુખ તરીકે આપે જે અપૂર્વ મનનીય વિચારો દર્શાવ્યા છે, તે આપનાં ચાલુ માસનાં વસંતમાં વાંચી તેમાંથી એકાદ વિષય પરત્વે શંકા ઊઠી છે. આશા છે કે ખાનગી પત્રદ્વારા અથવા આપના માસિકમાં તેનું સમાધાન આપવા કૃપાવન્ત થશો.

જ્ઞાનનાં સાધનનું નિરૂપણ કરતાં આપ જણાવો છો કે ' શંકરાચાર્ય જ્ઞાન થકી મોક્ષ માને છે. પણ એ જ્ઞાન શુષ્ક તર્ક નહિ, તેમ સાંખ્યનો પ્રકૃતિ-પુરૂષનો વિવેક માત્ર પણ નહિ, પણ સર્વ વ્યાપક ચૈતન્ય સાથે એકતાનો અનુભવ આ એકતાનો અનુભવ પામવા માટે પ્રાણાયમાદિ અષ્ટાંગ યોગ સાધન નથી..........આ શ્વાસ લેવાથી શારીરિક લાભ ગમે તે હો, યોગશાસ્ત્રનો વિષય ભલે રસિક અને જાણવા શોધવા લાયક હો. પણ શાંકર સિદ્ધાન્તમાં તો બ્રહ્મજ્ઞાનના સાધન તરીકે આ યોગનો સ્પષ્ટ નિષેધ છે એ હું આપને જણાવું છું."

આપનાં ઉપરના કથનની નીચે લખ્યાં શ્રીમત્ શંકરભગવાનનાં વાક્યો સાથે એકવાક્યતા કેમ થઈ શકે છે એ શંકા છે.

अयश्चापि प्रबुद्धानामज्ञानां प्राणपीडनम् ॥

( આપ માત્ર ઉત્તરાર્ધ આપો છો, તેમ તેની અર્થઘટના પણ ફેરવાળી જણાય છે— પ્રબુદ્ધ અને અજ્ઞ એમ અધિકારભેદે એ માર્ગનું કથન હોય એમ મને લાગે છે ) 'અપરોક્ષાનુભૂતિ ' ના છેવટના શ્લોકે આ પ્રમાણે છેઃ—

एभिरङ्गैः समायुक्तो राजयोग उदाहृतः ।
किञ्चित्पक्वकषायाणां हठयोगेन संयुतः ॥
परिपक्वं मनो येषां केवलोऽयञ्च सिद्धिदः ।

" हरिमीडेस्तोत्र " માં આચાર્યશ્રીનું કથન આમ છેઃ—

प्राणानायम्यो मिति चित्तंहृदि रुध्वा, नान्यत्स्मृत्वा तत्पुनरत्रैव विलाप्य ।
क्षीणे चित्ते भादृशिरस्मीति विदुर्यम्, तं.....................
रागामुक्तं लोहयुतं हेम यथाग्नौ, योगाष्टाङ्गैरुज्ज्वलितज्ञान-
मथाग्नौ । दग्ध्वात्मानं ज्ञं परिशिष्टं च विदुर्यं,...............

"स्पर्शान्कृत्वाबहिर्बाह्यान्" એ ભગવદ્વાક્ય પર ભાષ્ય લખતાં આચાર્ય શ્રી લખે છેઃ—
सम्यग्दर्शननिष्ठानां संन्यासिनां सद्योमुक्तिरुक्ता, कर्मयोगश्च ईश्वरार्पितसर्वभावेनेश्वरे ब्रह्मण्याधाय क्रियमाणः सत्त्वशुद्धिज्ञानप्राप्तिसर्वकर्मसंन्यासक्रमेण मोक्षायेति भगवान्पदे पदेऽब्रवीद्वक्ष्यतिच, अथइदानीं ध्यानयोगं सम्यग्दर्शनस्यान्तरङ्गं विस्तरेण वक्ष्यामीति तस्य सूत्रस्थानीयान् श्लोकानुपदिशति स्म भगवान्वासुदेवः स्पर्शानिति ॥

ભગવદ્ગીતાનો છઠ્ઠો અધ્યાય, તેપરનું ભાષ્ય, તેમજ ભાષ્યટીકા એ સર્વનો ભાવ, બ્રહ્મજ્ઞાનનાં સાધન તરીકે અષ્ટાંગયોગનો સ્પષ્ટ નિષેધ કરે છે એમ કેમ માની શકાય?

ઉપનિષત્માં પણ કેટલાંક વાક્યો નજરે પડે છેઃ—

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमांगतिम् ॥
तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रिय धारणाम् ।
अप्रमत्तःसदा भवति योगो हि प्रभवाप्ययौ ॥
यच्छेद्वाङ्मनसि प्राज्ञः ઇત્યાદિ......... कठोपनिषत्

यदा पञ्चावतिष्ठन्ते—એ શ્રુતિનાં ભાષ્ય પર ટીકા લખતાં શ્રી આનન્દગિરિ કહે છેઃ—

'श्रवणमननाभ्यां प्रमाप्रमेयासंभावनानिरासेऽपि चित्तस्यानेकाग्रतादोषः
प्रतिबन्धकः संभवति तदपनयाय योगोऽनुष्ठातव्य उपदिश्यत इत्यर्थः ॥
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ।
मुण्डकोपनिषत्

'ध्यायमानः सत्यादिसाधनवानुपसंहृतकरण एकाग्रेणमनसा ध्यायनमानश्चिन्तयन्" ॥

શ્રી શંકર.

આનન્દગિરિ અહિં લખે છે કેઃ—ध्यायमानो ज्ञानप्रसादं लभते ज्ञानप्रसादेनात्मानं पश्यतीति क्रमो द्रष्टव्यः

શ્વેતાશ્વતરોપનિષત્‌નો બીજો અધ્યાય યોગનું સવિસ્તર વર્ણન કરે છે. આદ્યશંકરાચાર્યનું ભાષ્ય તેપર નથી એમ કેટલાકનો મત છે તો તે મૂકી દેતાં, શાંકર સિદ્ધાન્તનાં પરમ રહસ્યને જાણવામાં જેમણે પોતાનું આખું જીવન સમર્પ્યું હતું, જેમની બુદ્ધિ આજનાં અનેક આવરણોથી રહિત નિર્વિકાર નિશ્ચલ અચલ હતી, જેઓ કેવળ નિઃસ્વાર્થી, તત્ત્વનિષ્ઠ હતા તેમના એ અધ્યાયપરના વિચારો જોતાં શ્રી શંકરે અષ્ટાંગયોગનો સ્પષ્ટ નિષેધ કીધો છે એવું નીકળતું નથી. શ્રીશંકરાનન્દ સ્વામી એ અધ્યાયની અવતરણિકા કરતાં જણાવે છેઃ—

आत्मनो ब्रह्मविज्ञानेनावगमादविद्यानिवृत्तेर्निरतिशय पुरुषार्थसिद्धिरित्युक्तम् । ब्रह्मज्ञाने च केचनोपायाः स्वदेहमरणिंकृत्वेत्यादिना बहिर्मुखस्य सर्वमिदं कुञ्जरशौचवत्तस्यादतो बहिर्मुखतानिवारणार्थमस्मिन्नध्याये उपायः प्रायेण कथ्यते........

નારાયણ તો એ અધ્યાયના અંતમાં નીચે પ્રમાણે લખે છેઃ—

ननु ज्ञाननिष्ठयैव कार्तार्थ्ये सिद्धे किमष्टाङ्गेन योगेन ।
मैवम् । योगस्य मनआदिजयार्थत्वादजितेन्द्रियाणां ज्ञानानुदयात् तदुक्तम्
हठं विना राजयोगो राजयोगं विना हठः ।
न सिद्ध्यति द्वयं तस्माज्ज्ञाननिष्पत्तेः समभ्यसेत् ॥

વિજ્ઞાનભિક્ષુ એ અધ્યાયના છઠ્ઠા મન્ત્રમાં કહે છેઃ—

अनेकजन्मानुष्ठितपुण्यनिचयैः प्रक्षीणाशेषपापस्य शुद्धान्तःकरणस्य विरक्तस्य शमदमादिसाधनकलापवत उत्तमाधिकारिणो मुमुक्षोर्मोक्षसाधनमात्मैकत्वज्ञानमुपदिश्य तस्मिन्नयोग्यस्य मध्यमाधिकारिणोऽन्तःकरणशुद्धिद्वारेणाऽऽत्मज्ञानाधिकारसिद्ध्यर्थं योगमुपदिशत्युत्तरे केचिन्मन्त्राः ॥

પંચદશીકાર કહે છેઃ—

बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्नहि ।
योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥

अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।
सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥

ધ્યાનદીપ ૧૩૧—૧૩૨

આવાં અનેક વાક્યો આપની દષ્ટિમર્યાદાથી બહાર નહિજ હોય તેમજ આપનું 'શંકર સિદ્ધાન્તમાં અષ્ટાંગનો સ્પષ્ટ નિષેધ છે' એ કથન પણ લાંબા અભ્યાસનાં ફલરૂપે છે એટલે પરસ્પરથી વિરૂદ્ધ જણાતાં એ વાક્યોની એકવાક્યતા તો હોવીજ જોઇએ આ એકવાક્યતા કેમ થાય છે તે સમજાતું નથી.

અભ્યાસકાલે આવી શંકા અભ્યાસીને થવી સ્વાભાવિક ગણી તેનું સમાધાન અવકાશે આપવાની કૃપા કરશો તેમજ તસ્દી આપી છે તે માટે ક્ષમા કરશો એજ—

લી. આભારી

મુંદરા—કચ્છ. ન્હાનાલાલ વિ. દેવશંકર વૈદ્ય.

---

ત્રણ ચાર માસ ઉપર વસન્તના તન્ત્રી તરીકે મારા ઉપર આ ચર્ચાપત્ર આવ્યું હતું. એમાં એ લખનાર ગૃહસ્થ પ્રસિદ્ધ અગર ખાનગી રીતે મારા શંકરજયન્તીના ભાષણના એક મુદ્દાનો ખુલાસો માગે છે. મારા એ ભાષણના અસ્પષ્ટ શબ્દોથી બીજા કોઇને પણ આવી જ શંકા થઈ હોય એ સંભવિત છે—તેથી એ પત્રનો ઉત્તર ખાનગી રીતે ન વાળતાં પ્રસિદ્ધ રીતે વાળવા ઇચ્છું છું. આશા છે કે વસન્તના તન્ત્રી એ પ્રસિદ્ધ કરવા કૃપા કરશે.

આ. બા. ધ્રુવ.

## ખુલાસો.

(૧) શાંકર સિદ્ધાન્તમાં બ્રહ્મજ્ઞાનના સાધન તરીકે આ (પ્રાણાયામાદિ અષ્ટાંગ) યોગનો સ્પષ્ટ નિષેધ છે એનું પ્રથમ પ્રમાણ—શ્રીશંકરાચાર્યનો સ્વતન્ત્ર ગ્રન્થ "અપરોક્ષાનુભૂતિ." અષ્ટાંગયોગ બે રીતે આચરી શકાય—રાજયોગની રીતિએ અને હઠયોગની રીતિએ. તેમાં રાજયોગની રીતિએ એને સ્વીકારવામાં શંકરાચાર્યને વાંધો નથી, બલ્કે એ રાજયોગનું જ પૂર્વોક્ત ગ્રન્થમાં નિરૂપણ છે. મારા ભાષણમાં જે અષ્ટાંગયોગનો શાંકરસિદ્ધાન્તમાંથી મેં નિષેધ કર્યો છે, તે હઠયોગની રીતના અષ્ટાંગયોગનો જ—કારણ કે એ અર્થમાં જ આજ-

કાલ યોગના હિમાયતીઓ એ સમજે છે અને આચરે છે.* શંકરાચાર્યે પણ એ જ કારણથી અષ્ટ અંગને બદલે પંચદશ અંગ કલ્પી અષ્ટાંગયોગનાં કેટલાંક અંગોને જુદા જ અર્થમાં—પોતાને અનુકૂલ અર્થમાં—નિરૂપ્યાં છેઃ

> "यमो हि नियमस्त्यागो मौनं देशश्च कालना ।
> आसनं मूलबंधश्च देहसाम्यं न दृक्स्थितिः ॥
> प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।
> आत्मध्यानं समाधिश्च प्रोक्तान्यंगानि वै क्रमात् ॥"

એમ પંદર અંગો ગણાવી દરેકનું સ્વરૂપ બતાવે છે. તેમાં

> "दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद् ब्रह्ममयं जगत् ।
> सा दृष्टिः परमोदारा न नासाग्रावलोकिनी ॥
> दृष्टिदर्शनदृश्यानां विरामो यत्र वा भवेत् ।
> दृष्टिस्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥"

એમ બે વાર જોરથી "નાસાગ્રાવલોકિની" દૃષ્ટિનો નિષેધ કરીને '**प्राणायाम**'નું લક્ષણ કહે છેઃ

---

* ભાષણમાં આ વાતનો ઉલ્લેખ અમુક પ્રસંગમાંથી ઊપજ્યો હતો. અમદાવાદમાં શંકરજયન્તીને પ્રસંગે હું બોલ્યો તેને પહેલે જ દહાડે અમદાવાદમાં મારે એક દક્ષિણી ગૃહસ્થ યોગીનો સમાગમ થયો હતો. એ યોગીએ હઠયોગની ઘણી અદ્ભુત ક્રિયાઓ દિ. બ. અંબાલાલભાઈ વગેરે એક મિત્રમંડળ આગળ કરી દેખાડી—આ ક્રિયાઓ જોઇને અમને સૌને ઘણું સાનન્દ આશ્ચર્ય થયું. તેમાં મને ખાસ કરીને, એ યોગીનું અનુપમ તન્દુરસ્તીથી સુન્દર શોભતું શરીર જોઈ એવો આનન્દ થયો કે જે મને કોઈ કોઈ વાર સુન્દર ઉષઃકાળ જોઇને થયો હશે. પણ પાછીથી એ મંડળમાં એક ગૃહસ્થે—જાણે એ ક્રિયાઓથી બ્રહ્મસાક્ષાત્કાર થતો હોય એવી માન્યતા દર્શાવી, ત્યારે મારે આ સંબન્ધી શાંકર સિદ્ધાન્ત શો છે એ વિષે ઇશારો કરવો પડ્યો. અમારા મંડળમાં એક વિદ્વાન દાક્તર હાજર હતા તે પણ આ યોગીની ક્રિયાથી આનન્દ પામ્યા, પણ એમણે અમને સૌને જણાવ્યું કે જે ક્રિયાઓવડે યોગીએ પોતાનું શરીર અંદરથી ધોઈ બતાવ્યું તે ઓછા શ્રમથી કરવા માટે હવે કેટલાંક દાક્તરી ઓજાર બનાવવામાં આવ્યાં છે. બીજે દહાડે શંકરજયન્તી વખતે મારે શાંકરસિદ્ધાન્ત સંબન્ધી બોલવું પ્રાપ્ત થયું ત્યારે મેં આ યોગના પ્રયોજન સંબન્ધી લોકનો ભ્રમ દૂર કરવા માટે કેટલુંક કહ્યું. 'અષ્ટાંગયોગ'થી મને શું વિવક્ષિત હતું તે આટલા ખુલાસાથી જણાવામાં આવશે.

"चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात्।
निरोधः सर्ववृत्तीनां प्राणायामः स उच्यते ॥"

આથી શંકરાચાર્યને કેવો 'પ્રાણાયામ' ઇષ્ટ છે એ જાણવામાં આવશે. ત્યાર પછીના શ્લોકમાં હઠયોગના 'પૂરક' અને 'કુંભક'ને બદલે પોતાને મતે ખરો 'પૂરક' અને 'કુંભક' તે કયો એ બતાવે છેઃ

"निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ।
ब्रह्मैवास्मीति या वृत्तिः पूरको वायुरीरितः ॥
ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ।
अयं चापि प्रबुद्धानामज्ञानां घ्राणपीडनम् ॥"

આમ સળંગ શ્લોકોની સંગતિ જોતાં સ્પષ્ટ જણાશે કે શંકરાચાર્યનો ઉદ્દેશ આ છેલ્લી પંક્તિમાં અજ્ઞોને માટે **'घ्राणपीडन'**–નાક દબાવવાનો વિધિ કરવાનો નથી, પણ નિન્દામુખે નિષેધ કરવાનો છેઃ અત્રે "**अज्ञानां घ्राणपीडनम्**"="**अज्ञैर्घ्राणपीडनं कर्तव्यम्**" એવો વિધિરૂપ શાબ્દબોધ થતો નથી; પણ "**अज्ञानां घ्राणपीडनम्**"="**ये घ्राणपीडनं कुर्वन्ति ते अज्ञाः तस्माद् घ्राणपीडनं न कर्तव्यम्**" એમ નિષેધરૂપ શાબ્દબોધ છે.

શું શંકરાચાર્યે આપણને અજ્ઞ જાણી નાક દબાવ્યા કરવાનું કહે છે? એમ હોય તો આપણો અજ્ઞાનમાંથી કદી પણ ઉદ્ધાર ન થાય. એ તો આપણો ઉદ્ધાર ઇચ્છે છે, અને તેથી અજ્ઞો જે ક્રિયાઓ કરતા હોય તે છોડી જ્ઞાનને અનુકૂલ થાય એવાં સાધનો સેવાનું ઉપદેશે છે. એ સાધનો ક્યાં તે પોતે "શારીરક ભાષ્ય"ના આરંભમાં અને અનેક બીજે સ્થળે બતાવ્યાં છે. એ સર્વ સાધનો–નિત્યાનિત્યવસ્તુવિવેકાદિક એવાં છે કે જેમાં બ્રહ્મજ્ઞાનને અનુકૂલ થવાનું સામર્થ્ય છે. એમાં હઠયોગનો કોઈ પણ સ્થળે વિધિ નથી. એ સાધનના આપણે અધિકારી નથી એમ તમે કહેશો? એ સાધનમાં એવું કયું છે કે જે આચરવાનો આપણે થોડો ઘણો પણ આરંભ ન કરી શકીએ? અને એ આરંભ કરવા માટે હઠયોગની શી આવશ્યકતા છે એ હું જોઈ શકતો નથી. ચિત્તની એકાગ્રતા કરવી વગેરે બાબતો બેશક જરૂરની છે, પણ એનો હઠયોગમાં અન્તર્ભાવ કરવાની આવશ્યકતા નથી. 'અજ્ઞ'ને અધિકારિવિશેષ તરીકે મૂકવામાં આવે છે એ ભૂલ છે. અજ્ઞાવસ્થા તો હમેશાં ફેડવાની સ્થિતિ છે, અને તે ફેડવા માટે જે સાધન અનુકૂલ થાય તે અને તે જ આચરવાનો અજ્ઞને અધિકાર છે—તાત્પર્ય કે અજ્ઞને જ્ઞાન તરફ પ્રયાણ કરવાનો અધિકાર છે, અજ્ઞને અજ્ઞાનનો અધિકાર નથી.

આ અજ્ઞાન હઠયોગથી ન ફેડાય? શંકરાચાર્યના સિદ્ધાન્તમાં વિવેકાદિકને જ જ્ઞાનનાં સાધન માન્યાં છે એ જોતાં, એમના સિદ્ધાન્ત પ્રમાણે તો તે ન જ ફેડાય.

(૨.) હવે રા. વૈદ્ય—"एभिरङ्गैः" આદિ છેવટના શ્લોકોમાંથી ત્રણ પંક્તિ ટાંકી છે તેમાં ચોથી ટાંકવી મૂકી દીધી છે તે ઉમેરી લઈ ચારે પંક્તિનો હું નીચે અર્થ કરી બતાવું છું:

"एभिरंगैः समायुक्तो राजयोग उदाहृतः।
किंचित् पक्वकषायाणां हठयोगेन संयुतः ॥
परिपक्वं मनो येषां केवलोयं च सिद्धिदः।
गुरुदैवतभक्तानां सर्वेषां सुलभो जवात् ॥"



એમ બે શ્લોક છે. તેમાં પહેલી પંક્તિમાં આખા પ્રકરણના વિષયની (રાજ્યોગની) સમાપ્તિ કરી, પછીની ત્રણ પંક્તિમાં રાજ્યોગનો ઉપયોગ બતાવે છે. તે નીચે પ્રમાણે:—

(૧) પ્રથમ તો જેઓ અપક્વકષાય (રાગાદિ દોષ જેના થોડાક જ પાકેલા—બળેલા, ક્ષીણ થએલા—છે) હોઈ, સામાન્ય પદ્ધતિને અનુસરી હઠયોગ આચરે છે તેમને માટે કહે છે કે તેઓએ હઠયોગ સાથે આ રાજ્યોગને જોડવો—ધ્યાનમાં રાખવું કે અત્રે રાજ્યોગમાં હઠયોગને જોડવાનો વિધિ કર્યો નથી, પણ હઠયોગમાં—એનો અનુવાદ માત્ર કરીને—રાજ્યોગ જોડવાનો વિધિ કર્યો છે. તાત્પર્ય કે જેઓ અપક્વકષાય હોઈ એમ સમજતા હોય કે હઠયોગ આચરવાથી એમના કષાય પક્વ થશે તેઓને બોધ કરે છે કે હઠયોગમાં પણ રાજ્યોગ જોડાશે તો જ કષાય પક્વ થશે—કારણ કે રાજ્યોગમાં જ એને પકવવાનું ખરૂં સામર્થ્ય રહેલું છે. (૨) જેઓના કષાય પાકી ગએલા છે તેમને તો આ રાજ્યોગ એકલો પણ સિદ્ધિ (બ્રહ્મસાક્ષાત્કાર) પમાડી શકે છે. (૩) અને એ આચરવો કઠણ હોઈ, પહેલાં હઠયોગથી કષાય પકવવા જોઇએ એમ કોઇનું કહેવું હોય—તો તેના જવાબમાં કહે છે કે પક્વકષાય અને અપક્વકષાય સર્વ કોઈ, માત્ર ગુરુ અને દેવતાની ભક્તિથી, રાજ્યોગ સહેલાઇથી અને ઝડપથી પ્રાપ્ત કરી શકે છે. જો અપક્વકષાય માટે હઠયોગની આવશ્યકતા હોય તો આમ '**सर्वेषाम्**'='સર્વ કોઇને માટે' એ પદ નિરર્થક થઈ જાય. આમ ત્રણ રીતે રાજ્યોગનો ઉપયોગ છે—અને એના પૂર્વરંગમાં પણ હઠયોગની જરૂર નથી, માત્ર ગુરુ અને દેવની ભક્તિ જ જોઇએ એમ ઊંડું તાત્પર્ય છે.

દરેક મહાન આચાર્ય પોતાની પૂર્વેથી ચાલતી આવતી ધાર્મિક રીતો એકદમ ફેરવી શકતો નથી—પણ જેટલીને એ તુરત ઉખેડીને ફેંકી દેતો નથી તેટલી સર્વ એને સંમત હોય છે એમ નહિ. એના ગ્રન્થો ઉત્તરોત્તર ગોઠવીને તપાસતાં—ગ્રન્થકારનું મુખ કયી દિશામાં છે એ સમજાય છે. મીમાંસાની પરિભાષામાં બોલીએ તો ગ્રન્થકારના વિધિઓને અનુવાદ માત્રથી છૂટા પાડીને ઓળખવા જોઇએ—એમ થાય ત્યારે જ સંસ્કૃત ટીકાકારો જેને ગ્રન્થકારનો 'સ્વરસ' અથવા 'સ્વારસ્ય' કહે છે તે પકડાઈ આવે છે. અને જે મતમાં ગ્રન્થકારનું સ્વારસ્ય હોય તે જ એનો સિદ્ધાન્ત ઠરે છે.

તમે પૂછશો કે ત્યારે શંકરાચાર્યે " किंचित् पक्वकषायाणां " એ પંક્તિ લખી જ કેમ ? એ પંક્તિનું તાત્પર્ય શું છે એ તો હું સમજાવી ગયો. પણ એ લખી કેમ એમો ખુલાસો આપું છું:—

શંકરાચાર્ય દરેક વસ્તુને એવી સંપૂર્ણ રીતે સમજતા હતા કે કેટલાક હઠયોગ કરતાં કરતાં ચિત્તની એકાગ્રતા પામી જાય છે એ વાત એમની જાણ બહાર નહોતી. પણ હઠયોગ એ ખરો માર્ગ નથી, અને તેથી એવા લોકોને પ્રિય થઈ પડેલા હઠયોગ સાથે રાજયોગ જોડવાને એમને ઉપદેશ કરે છે—એવી સમજણથી કે જતે દહાડે રાજયોગ હઠયોગને એની મેળે હઠાવી દેશે. ઉદા૦ દરેક શિક્ષક સારી પેઠે જાણે છે કે કેટલીકવાર ગોખણપટ્ટીથી પણ કેટલાક વિદ્યાર્થી પોતાનું કામ કરી લેછે, અને એ ટેવ એમની એવી સુદૃઢ હોય છે કે એમને એકદમ એ છોડી દો કહેવાથી છૂટતી નથી. તેથી પ્રથમ એમને એ વિષય સમજીને ગોખો એમ ઉપદેશ દેવામાં આવે છે—પણ એકવાર એમને સમજણનો મહિમા સમજાય છે કે તુરત ગોખણપટ્ટી એની મેળે ખશી જાય છે. આથી શું એમ સમજવાનું છે કે ગોખણપટ્ટીને શિક્ષકો લેશભાર પણ અનુમોદન આપે છે ? એમાં ઉપદેશનું તાત્પર્ય ' સમજી ' પદમાં છે, ' ગોખો ' પદમાં નથી.

( ૩. ) શંકરાચાર્યનો રાજયોગમાં જ 'સ્વરસ' હતો એ આ 'અપરોક્ષાનુભૂતિ' ઉપરાંત બીજા ઘણા ગ્રન્થોથી જણાય છે. શ્રીમદ્ભગવદ્ગીતા ઉપરના ભાષ્યમાં રા. વૈદ્યે ઉલ્લેખેલા " स्पर्शान् कृत्वा " વાળા શ્લોકની નીચે લખતાં શંકરાચાર્યે " अथेदानीं ध्यानयोगं सम्यग्दर्शनस्यान्तरङ्गं विस्तरेण वक्ष्यामीति..." વગેરે કહેલું છે તેમાં ' अन्तरंङ्ग ' શબ્દ લક્ષમાં રાખવાનો છે—એનું તાત્પર્ય, હઠયોગ કે જે સમ્યગ્દર્શનનું અન્તરંગ સાધન થઈ શકતો જ નથી તેનો આ ધ્યાનયોગથી વ્યવચ્છેદ કરવાનું છે. આગળ જતાં—

"समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥" भ. गी.*

એ શ્લોકના ભાષ્યમાં પોતે કહે છે:—

"स्वं नासिकाग्रं संप्रेक्ष्य सम्यक्प्रेक्षणं दर्शनं कृत्वेवेतीवशब्दो लुप्तो द्रष्टव्यः। न हि स्वनासिकाग्रसंप्रेक्षणमिह विधित्सितं किं तर्हि चक्षुषोर्दृष्टिसंनिपातः। सचान्तःकरणसमाधानापेक्षो विवक्षितः। स्वनासिकाग्रसंप्रेक्षणमेव चेद्विवक्षितं मनस्तत्रैव समाधीयेत नाऽऽत्मनि।"

---

* એટલું ધ્યાનમાં રાખવું કે પ્રાચીન ગ્રન્થોમાં હઠયોગનો વિધિ છે કે નહિ એ પ્રશ્ન નથી; શંકરાચાર્ય હઠયોગને નિષેધીને રાજયોગનો વિધિ કરે છે કે કેમ એ જ પ્રશ્ન છે. અને સ્પષ્ટ રીતે હઠયોગના વિધિવાળાં પ્રાચીન વાક્યો પણ રાજયોગમાં જ્યારે એ ઘટાવે, ત્યારે એમનું સ્વારસ્ય હઠયોગની વિરુદ્ધ છે એમ ઝીણી દૃષ્ટિએ જોતાં જણાયા વિના રહેતું નથી.

તાત્પર્ય કે—નાકની દાંડીએ આંખ ઠેરવવાથી ફળ નથી; નાકની દાંડીએ આંખ ઠેરવવી એટલે કે વિષયમાંથી નેત્ર ખેંચી લેવાં—

( "दृष्टिसंनिपातो दृष्टेश्चक्षुषो रूपादिविषयवृत्तिराहित्यम् ।....
बाह्याद्विषयवैमुख्येनान्तरेव संनिपतनम्" ).

તે માટે અન્તકરણના સમાધાનની જરૂર છે. અર્થાત્ ડોળા મીંચવાથી ફળ નથી—અન્તઃકરણનું આત્મામાં સમાધાન—સમ્યગ્ આધાન—કરવું જોઇએ. આ અન્તરંગ ધ્યાન યોગની અર્થાત્ રાજયોગની પ્રક્રિયા છે. જે જનથી મન એકદમ કબજે ન લઈ શકાય તેને માટે આગળ જતાં ૬ અધ્યાય ૨૬ મા શ્લોકના ભાષ્યમાં કહે છે કે—

"स्वभावदोषान्मनश्चञ्चलमत्यर्थं चलमत एवास्थिरं ततस्ततस्तस्मात्तस्माच्छब्दादेर्निमित्तान्नियस्य तत्तन्निमित्तं याथात्म्यनिरूपणेनाऽऽभासीकृत्य वैराग्यभावनया चैतन्मन आत्मन्येव वशं नयेदात्मवश्यतामापादयेत्"

તાત્પર્ય કે—મન વશ કરવા માટે પણ હઠયોગનો પ્રયોગ નહિ પણ રાજયોગનો પ્રયોગ—વૈરાગ્યભાવના કરવાની છે.*

(૪.) રા. વૈદ્યે શ્રુતિઓ વગેરેના બીજા જે જે ઊતારા આપ્યા છે તેનો ઉત્તર હું શંકરાચાર્યના જ શબ્દોમાં ("**एतेन योगः प्रत्युक्तः**"—એ સૂત્રના ભાષ્યમાંથી ) આપીશ.

"यत्तु दर्शनमुक्तं तत्कारणं साङ्ख्ययोगाभिपन्नमिति वैदिकमेव तत्र ज्ञानं ध्यानञ्च साङ्ख्ययोगशब्दाभ्यामभिलप्येते प्रत्यासत्तेरित्यवगन्तव्यं, येन त्वंशेन न विरुध्यते तेनेष्टमेव साङ्ख्ययोगस्मृत्योः सावकाशत्वं तद्यथाऽसङ्गो ह्ययं पुरुष इत्येवमादिश्रुतिप्रसिद्धमेव पुरुषस्य विशुद्धत्वं निर्गुणपुरुषनिरूपणेन सांख्यैरभ्युपगम्यते । तथाच योगैरपि "अथ परिव्राड् विवर्णवासा मुण्डोऽपरिग्रहः" इत्येवमादिश्रुतिप्रसिद्धमेव निवृत्तिनिष्ठत्वं प्रवज्याद्युपदेशेनानुगम्यते"

અત્રે ધ્યાનમાં રાખવું કે આસનાદિક યોગમાર્ગની સમર્થક બીજી શ્રુતિઓ પૂર્વપક્ષીના મુખમાં શંકરાચાર્યે મૂકી હતી—પણ ઉત્તરપક્ષ કરતી વખતે યોગીઓની શ્રુતિમાંથી મુખ્ય સંન્યાસસમર્થક શ્રુતિને જ પસંદ કરી લીધી છે—એ એમનું સ્વારસ્ય શેમાં છે એ બતાવે છે. અને જેમાં સ્વારસ્ય તે જ સિદ્ધાન્ત, એથી જ મેં શાંકર સિદ્ધાન્તમાં અમુક છે અને અમુક નથી એમ 'સિદ્ધાન્ત' શબ્દ વાપરીને વાત કરી છે.

---

*આ સર્વ નિરૂપણ ધ્યાનમાં રાખીને જ મધુસૂદનસરસ્વતીએ કહ્યું છે કે "**अत एव भगवत्पूज्यपादाः कुत्रापि ब्रह्मविदां योगापेक्षां न व्युत्पादयांबभूवुः**" (જૂઓ પૃ. ૫૭૯.)

વળી, શંકરાચાર્યનું આ સ્વાનસ્ય માત્ર અનુમાનથી જ સમજવાનું રહેતું નથી. ચતુર્થાધ્યાય પ્રથમપાદના સાતમા સૂત્ર ( ' आसीनः संभवात् ' ) માં આસન ( બેસવું ) સંબન્ધી વિચાર કર્યો છે—ત્યાં શંકરાચાર્ય લખે છે કે—

" कर्माङ्गसम्बन्धिषु तावदुपासनेषु कर्मतन्त्र त्वान्ना समादि चिन्ता नावि सम्यग्दर्शने वस्तुतन्त्रत्वात् ज्ञानस्य । "

અર્થાત્, કર્માંગને લગતી જે ઉપાસનાઓ છે તેમાં તો આસનાદિકનો વિચાર કરવાનો નથી કારણ કે એ ઉપાસનાઓ તો કર્મને અધીન હોવાથી કર્મમાં બેસવાનો કે ઉભા રહેવાનો વગેરે જે વિધિ બતાવ્યો હોય તે પ્રમાણે કરવાનું છે. તેમજ **સમ્યગ્દર્શન–જ્ઞાન માટે પણ આસન સંબન્ધી વિચાર પ્રાપ્ત થતો નથી**, કારણ કે જ્ઞાન વસ્તુ ( યથાસ્થિત સત્ય ) ઉપર આધાર રાખે છે. પણ બીજી ઉપાસનાઓ—જે ઉપાસના હોઈ સમ્યગ્દર્શનરૂપ નથી, તેમજ જે કર્મના અંગની નથી—તેને માટે જ આસન જરૂરનું છે કે કેમ એ વિચાર પ્રાપ્ત થાય છે. અને તેથી આસન ( બેસવું ) જરૂરનું છે એવો જે સિદ્ધાન્ત બાંધ્યો છે તે શંકરાચાર્યના મતમાં આ જાતની ઉપાસનાને જ લાગુ પડે છે. રામાનુજાચાર્ય ઉપાસના ધ્યાન જ્ઞાન સર્વે એક અર્થમાં લઈ સર્વને માટે આસનની જરૂર માને છે તે શંકરાચાર્યને અભિમત નથી. પછી અમુક દિગ્દેશકાલાદિક જરૂરનાં છે કે કેમ એ વિચાર શરૂ થાય છે તેમાં ઉપર કહી તેવી ઉપાસના માટે જે એકાગ્રતા જોઇએ તે જ્યાં સહેલાઇથી બની શકે તેવાં દિગ્દેશકાલાદિકની ભલામણ કરે છે. " **यत्रैवास्य दिशि देशे काले "वा मनसः सौकर्येण" एकाग्रता भवति तत्रैवो पासीत** "—આમ તદ્દન રાજયોગનું જ સમર્થન કર્યું છે. ગ્રન્થના આ ભાગમાં બ્રહ્મજ્ઞાનનાં સાધનનો વિચાર કરવામાં આવ્યો છે—પરંતુ તેમાં કોઈ પણ સ્થળે સૂત્રોમાં કે શાંકરભાષ્યમાં હઠયોગનો બિલકુલ ઇસારો નથી. હઠયોગ જો સૂત્રકારને કે શંકરાચાર્યને ઇષ્ટ હોત તો તેનો વિધિ કરવાનું આ જ સ્થાન હતું.

(૫.) શંકાપત્રમાં ટાંકેલાં **આનન્દગિરિ શંકરાનન્દસ્વામી**, વિદ્યારણ્યમુનિ એ સર્વનાં વાક્યોને હું રાજયોગને લાગુ પડતાં માનું છું, અને આ રીતે શાંકર સિદ્ધાન્ત સાથે એની એકવાક્યતા કરૂં છું. "શાંકરસિદ્ધાન્તનાં પરમ રહસ્યને જાણવામાં જેમણે પોતાનું આખું જીવન સમર્પ્યું હતું, જેમની બુદ્ધિ આજનાં અનેક આવરણોથી રહિત નિર્વિકાર નિશ્ચલ અચળ હતી જેઓ કેવળ નિઃસ્વાર્થી, તત્ત્વનિષ્ઠ હતા તેમના એ અધ્યાયપરના વિચારો જોતાં શ્રી શંકરે અષ્ટાંગયોગનો સ્પષ્ટ નિષેધ કીધો છે એવું નીકળતું નથી." જે ટીકાકારોની આ વાક્યમાં સ્તુતિ કરવામાં આવી છે તેઓને એ સ્તુતિ યથાર્થ રીતે લાગુ પડે છે એ હું કબૂલ કરૂં છું, અને એમના કરતાં હું અધિક માનને પાત્ર છું એમ સૂચવવાની મારામાં ઇશ્વરકૃપાએ હજી ધૃષ્ટતા આવી નથી. પણ શાંકરવેદાન્તનો ઇતિહાસ લક્ષમાં રાખવાની આપણને જે અનુકૂલતા પ્રાપ્ત થઈ છે તેનો લાભ લઇને વિચાર કરતાં મને લાગે છે કે શાંકર સિદ્ધાન્ત અને **શાંકરવેદાન્ત એ સર્વથા એક નથી—સર્વથા એક હોત તો અપ્પયદીક્ષિતના " સિદ્ધાન્ત**

લેશ " માં જે અનેકાનેક શાંકર વેદાન્ત સંબન્ધી મતમતાન્તરો નોંધ્યાં છે તે નોંધાયાં ન હોત. દરેક મહાનપુરુષની કૃતિ બહુ અર્થગર્ભ હોય છે† —તેમાંથી એના અનુયાયીઓ પોતપોતાના સમયની, પોતાના અનુભવની, અને પોતાના માનસિક બન્ધારણની ખાસિયત પ્રમાણે જુદાં જુદાં સિદ્ધાન્તસ્વરૂપ ઉપજાવે છે. એમાંનાં કેટલાંક દેશકાળની જરૂરિયાત જોઈ જાણી બુઝીને નક્કી કરવામાં આવે છે, કેટલાંકમાં સમયની, અનુભવની, અને માનસિક બંધારણની અણધારી અસર થએલી હોય છે. શંકરાચાર્ય પછી એમના સિદ્ધાન્ત સમજવાના અને સમજાવવાના જે અનેક યત્નો થયા છે, તેમાં આ ઐતિહાસિક પરિણામ થએલો નજરે પડે છે. હું શંકરાચાર્યના ગ્રન્થો જોઈ એ પરિણામથી મૂળ સ્વરૂપને જુદું પાડી—અવલોકવા સૌને વિનંતિ કરૂં છું. આવી રીતે અવલોકન કરતાં જણાશે કે કેટલાક ટીકાકારોએ જેમ શ્રીમદ્‌ભગવદ્ગીતાની ટીકામાં શંકરાચાર્યે નિરૂપેલા ધ્યાનયોગ ઉપર ભાર મૂક્યો છે, તેમ બીજા કેટલાકે સાંખ્યયોગ અને તત્ત્વવિચાર ઉપર ભાર મૂક્યો છે. પણ કોઈ પ્રતિષ્ઠિત અને પ્રાચીન ટીકાકારે હઠયોગનું પ્રતિપાદન શાંકર ગ્રન્થમાંથી મેળવ્યું નથી.*

તત્ત્વવિચારને પ્રાધાન્ય આપી, શ્રીમદ્‌ભગવદ્ગીતાના સમર્થ ટીકાકાર અને પ્રૌઢ શાંકરવેદાન્તી મધુસૂદનસરસ્વતી નીચે પ્રમાણે એક સ્થળે લખે છે:

"अत एवाह वसिष्ठः "द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव। योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यग वेक्षणम्। असाध्यः कस्य चियोगः कस्यचित् तत्त्वनिश्चयः। प्रकारौ द्वौ ततो देवो जगादपजः शिवः"। इति।........। प्रथममुपायं प्रपञ्च परमार्थवादिनो हैरण्यगर्भादयः प्रपेदिरे। श्रीमच्छङ्करभगवत्पूज्यपादमतोपजीविनस्त्वौपनिषदाः प्रपञ्चानृतत्ववादिनो द्वितीयमेवोपाय[ज्ञान–]मुपेयुः तेषां ह्यधिष्ठानसाक्ष्ये सति नरच च कल्पितस्य बाधितस्य चित्तस्य तद्दृश्यस्य चादर्शनमनायासेनैवोपपद्यते। अत एव भगवत्पूज्यपादाः कुत्रापि ब्रह्मविदां योगापेक्षां न व्युत्पादयांबभूवुः। अत एव चौपनिषदाः परमहंसाः श्रौते वेदान्तवाक्यविचार एव गुरुमुपसृत्य प्रव-

---

† "Hegel speaks of certain great writers who are like knots in the tree of human development, at once points of concentration for the various elements in the culture of the past and the starting points from which the various tendencies of the new time diverge."—E. Caird.

* "हठं विना राजयोगो राजयोगं विना हठः
न सिद्ध्यति द्वयं तस्मादानिष्पत्तेः समभ्यसेत्"

આ શાંકર વેદાન્તનું પ્રમાણ નથી અને યથાર્થ શાંકર સિદ્ધાન્ત તરીકે હું એને માન્ય રાખી શકતો નથી. તેનું કારણ હું ઉપર જણાવી ગયો છું.

र्तन्ते ब्रह्मसाक्षात्काराय न तु योगे। विचारेणैव चित्तदोषनिराकरणेन तस्यान्यथासिद्धत्वादिति कृतमधिकेन ॥"

ભાવાર્થ—"વસિષ્ઠ કહે છે કે ચિત્તનો નાશ કરવાની બે પદ્ધતિ છેઃ યોગ, અને જ્ઞાન. યોગ એટલે વૃત્તિનો નિરોધ, અને જ્ઞાન એટલે વસ્તુને સારી પેઠે જોવી-સમજવી. કેટલાકને યોગ અસાધ્ય છે, કેટલાકને તત્ત્વજ્ઞાન અસાધ્ય છે—તેથી શિવજીએ ચિત્તનાશ કરવાની બે રીત બતાવી. એમાંનો પહેલો ઉપાય ( સાધન ) પ્રપંચને સત્ય માનનારા હૈરણ્યગર્ભ વગેરે (યોગીઓ)એ સ્વીકાર્યો છે. અને શ્રીમત્ શંકરભગવત્પૂજ્યપાદના મતને અવલંબનારા વેદાન્તીઓ પ્રપંચ (જગત્) ને મિથ્યા માને છે, અને તેથી બીજો ઉપાય જે જ્ઞાન એનું તેઓએ ગ્રહણ કર્યું છે. તેઓના મત પ્રમાણે-અધિષ્ઠાન-જે બ્રહ્મ એનું જ્ઞાન દૃઢ થયું, એટલે એમાં કલ્પિત જે ચિત્ત અને એથી દેખાતું જે જગત્, એ સર્વનો બાધ થઈ એ દેખાતાં મટી જાય એ બન્ધ બેસતું છે. તેથી જ ભગવત્પૂજ્યપાદે કોઈ પણ ઠેકાણે બ્રહ્મજ્ઞાનીઓને માટે યોગની જરૂર બતાવી નથી. અને તેથી જ વેદાન્તી પરમહંસો બ્રહ્મસાક્ષાત્કાર માટે યોગની દરકાર ન કરતાં શ્રુતિએ કહેલો વેદાન્તવાક્યનો વિચાર કરવા ગુરુ પાસે જાય છે. **વિચાર (જ્ઞાન) વડે જ ચિત્તનો દોષ કાઢી શકાય છે, અને તેથી યોગ એ દોષ કાઢવાનું સાધન નથી."**

શાંકર સિદ્ધાન્તનું વિચારપ્રધાન અને યોગવિમુખ સ્વરૂપ બતાવવા માટે આ કરતાં કયા શબ્દો વધારે સ્પષ્ટ હોઈ શકે? * છતાં બીજા શાંકર વેદાન્તીને એમ અનુભવમાં આવે કે 'બહુ વ્યાકુલચિત્ત' વાળા જનો વિચાર માત્રથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી, તો તેમને ચિત્તનો વેગ શાન્ત કરવા માટે યોગનો—અર્થાત્ રાજયોગનો જ એ ઉપદેશ કરે એ સ્વાભાવિક છે. પરંતુ એમાંથી એકેને હઠયોગ વિવક્ષિત છે એમ ન સમજવું.

ટૂંકામાં સાર કે—

(૧) શાંકરસિદ્ધાન્તમાં અષ્ટાંગયોગનો નિષેધ છે એમ કહેવામાં મને હઠયોગરૂપી અષ્ટાંગ યોગનો નિષેધ જ વિવક્ષિત હતો.

---

* આમાં કોઇને એમ શંકા થાય કે મધુસૂદનસરસ્વતીએ તો આ માત્ર બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી ચૂકેલા માટે જ કહ્યું છે, તો એનો ઉત્તર કે પ્રકરણનો પૂર્વાપર સંબન્ધ તથા અત્રે **'गुरुमुपसृत्य'** એ શબ્દો આ કલ્પનાને વારે છે. ગીતાના સઘળા ટીકાકારોમાં **નીલકંઠને** યોગ માટે અધિક આગ્રહ છે અને એણે મધુસૂદનસરસ્વતીના આ વાક્યનું ખંડન કરવા યત્ન કર્યો છે પણ એ માટે ' अथातो ब्रह्मजिज्ञासा ' એ સૂત્રના ભાષ્યમાં શંકરાચાર્યે જે સાધન ચતુષ્ટય-ચાર બતાવ્યાં છે તેમાં સમાધિ આવે છે એ કરતાં એ આધિક પ્રમાણ બતાવી શક્યો નથી. એ સમાધિ તે તો રાજયોગનું અંશ છે એ આપણે જાણીએ છીએ.

(૨) હઠયોગ શાંકર સિદ્ધાન્તમાં અનભિમત છે—એનું એક પ્રમાણ, હઠયોગની ક્રિયાઓને સ્પષ્ટ નિષેધીને અને અર્થાન્તર પમાડીને 'અપરોક્ષાનુભૂતિ' માં કરેલું પંચદશાંગ રાજયોગનું પ્રતિપાદન. બીજું પ્રમાણ, ભગવદ્ગીતાના હઠયોગને ટેકો આપતાં વચનો પણ શંકરાચાર્યે રાજયોગમાં ઘટાવ્યાં એ વાતમાંથી સ્પષ્ટ જણાઈ આવતો એમનો હઠયોગમાં અસ્વરસ. અને ત્રીજું પ્રમાણ, યોગપ્રત્યાખ્યાનના વેદાન્તસૂત્રના ભાષ્યમાં યોગસ્મૃતિના સારા અંશરૂપે એનો પ્રવ્રજ્યાનો ઉપદેશ ખાસ કરીને ગણાવ્યો અને આસનાદિકનાં વિધાન જતાં કર્યાં એ વાત.

(૩) શાંકર સિદ્ધાન્તનો નિર્ણય કરવા બેસવું તેમાં એક તો શંકરાચાર્યનું સ્વારસ્ય શેમાં છે એ જોવું. કારણ કે આચાર્ય સેંકડો વાતો કહે તેમાંથી જેમાં એમનું સ્વારસ્ય જણાય તે જ એમનો સિદ્ધાન્ત સમજવો—ગ્રન્થકારનો ગૂઢ આશય સમજવાની આ જ શાસ્ત્રીય રીત આપણા શાસ્ત્રકારોને અભિમત છે. બીજું—જ્યાં શાંકરસિદ્ધાન્તના સ્વરૂપનો વિચાર ચાલતો હોય ત્યાં એ સ્વરૂપનો નિર્ણય કરવામાં માત્ર શંકરાચાર્યના ગ્રન્થોનો જ ઉપયોગ કરવો. આપણાં શાસ્ત્રોનાં અન્ય વચનોને, અથવા તો પોતપોતાના સમયની જરૂરિયાત પૂરી પાડનારા શાંકર ટીકાકારોનાં વચનોને અલગ રાખીને વિચાર કરવો. કોઈ પણ ટીકાકારનું વચન માત્ર એ પ્રતિષ્ઠિત ટીકાકારનું છે એટલા ઉપરથી જ એને આ વિષયમાં છેવટનું પ્રમાણ ન માનવું. આપણે ગળે એ અર્થ ઊતરે છે કે કેમ, મૂળ ભાષ્યકારનાં વચન સાથે એ મળે છે કે કેમ, એ જોવું—એમ કરવામાં કશી ધૃષ્ટતા નથી. કારણ કે તમારૂં માનવું વિચારપૂર્વક હશે તો અત્રે મધુસૂદનસરસ્વતીની માફક કોઇને કોઈ પ્રતિષ્ઠિત ટીકાકાર તમને ટેકો આપતો જોવામાં આવશે. વસ્તુતઃ ચાલતા વિચારને સ્થળે તો વિદ્યારણ્ય વગેરે ટીકાકારનો પણ વિરોધ નથી—તેઓનાં વચનો રાજયોગ પરત્વે હોઈ શાંકર સિદ્ધાન્ત સાથે એમની એકવાક્યતા છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# દમયન્તીનો વિલાપ.

( અનુષ્ટુભ્. )

નળરાજા ગયા ત્યારે ભરનિદ્રા વિષે હતી<br>
સતી તે ઝબકી જાગી, બ્હાવરી અતિશે થઈ. ૧<br>
ન જોયા નાથને ત્યારે શોકદુઃખ થયું ઘણું,<br>
એકલી ગભરાતી તે કરે કલ્પાન્ત કારમું. ૨

" હે નાથ ! હે મહારાજ ! સ્વામી ! શાને તજો મ્હને ?
મરૂં છું હું ! બળું છું હું ! બ્હીઉં છું એકલી વને ! ૩

સત્યવાદી મહારાજા ! ધર્મજ્ઞ આપ છો, છતાં
તજીને ભરનિદ્રામાં આમ શું ચાલતા થયા ? ૪

ત્હમારે વશ રહેનારી ભાર્યા જેહ પતિવ્રતા,
વિસારી તેહને નાથ ! નમેરા છેક શું થયા ? ૫

દેવોના દેખતાં દીધા કોલ આપે મ્હને ઘણા;
અરેરે ! નાથ ! તે સર્વે વચનો આજ ક્યાં ગયાં ? ૬

પરિહાસ કરો છો શું ? જવા દો મશ્કરી હવે !
ઘણી હું ગભરાઉં છું ! છતા થાઓ પ્રભૂ ! ત્હમે. ૭

દેખાયા ! રાજ ! દેખાયા ! આઃ રહ્યા પ્રિય માહરા !
છુપાયા વૃક્ષમાં શાને ? અબોલા આમ શું રહ્યા ? ૮

વિલાપ કરતી એકી અરણ્યે આ અભાગણી,
વળગી તેહને નાથ ! શાન્ત શે કરતા નથી ? ૯

નિજને કાજ કે કાંઈ અન્યને કાજ ના રડું;
હશો ક્યાં એકલા આપ ? ચિન્તા હું એટલી કરૂં. ૧૦

સંધ્યાકાળે મ્હને જ્યારે વૃક્ષ પાસે ન દેખશો,
ક્ષુધા કે શ્રમથી પીડ્યા આપ શાં દુખિયા થશો ! " ૧૧

શોકથી બળતી બાળા, ઉદ્વિગ્ન ઉરમાં થતી,
ન્હાસતી આમ ને તેમ, દુઃખથી રડતી હતી. ૧૨

ફલંગો મારતી જાયે, વળી વ્યગ્ર થઈ પડે;
બ્હીએ–છૂપાય–ને પાડે બૂમો–ને કારમું રડે. ૧૩

અત્યન્ત શોકના તાપે તપેલી ભીમની સુતા
નિસાસા નાંખતી જાતી રોતી બોલી પતિવ્રતા. ૧૪

" જેના શાપ થકી મ્હારા નાથજી દુઃખ પામતા
દુઃખ તે દુષ્ટને હોજો આનાથીયે ઘણાં ઘણાં ! " ૧૫

કરતી એમ કલ્પાન્ત ભાર્યા નૈષધરાજની
ઘોર વેરાનમાં પોતે પતિને શોધતી ફરે. ૧૬

ભીમની તનયા આજે ગાંડી જેવી થઈ હતી,
' મહારાજા ! ' ' મહારાજા ! ' કહેતી ને દોડતી જતી. ૧૭

ભાન કાયાતણું ન્હોતું, શોક માત્ર કર્યા કરે,
ગ્રહી અજગરે તેને, તોય નૈષધને સ્મરેઃ— ૧૮

" હે નાથ ! શૂન્ય આ સ્થાને સર્પ આ મુજને ગળે,
તોય નિર્દોષની રક્ષાઅર્થે આવો નહીં ત્હમે ? ૧૯

ભાન જ્યાં આપને થાશે, પાપ આ વેગળું જશે,
મ્હને સંભારશો નાથ ! આપની શી દશા થશે ? ૨૦

ક્ષુધા ને શ્રમથી આર્ત આપ જ્યારે થયા હશો,
શ્રમ એ ટાળવા કાજે યત્ન કો કરશે ? કહો !" ૨૧

મૃગવ્યાધ જતો'તો કો એ ભયંકર સ્થાનથી
પાસે આવ્યો ત્વરાથી તે કલ્પાન્ત એહનું સુણી. ૨૨

હણ્યો તે સર્પને તેણે, બચાવી કમલાક્ષિને,
પાણી છાંટયું, કરી શાન્ત, જમાડી, ને પછી કહેઃ— ૨૩

" કોની છે એ મૃગાક્ષિ ! તું ? કેમ આ વનમાં ફરે ?
મહાદુઃખ પડયું શાથી આવું ? તે મુજને કહે !" ૨૪

આ પ્રમાણે મૃગવ્યાધ પ્રશ્નમાળા કરી રહ્યો,
દમયન્તીએ પછી તેને વૃત્તાન્ત વિસ્તરી કહ્યો. ૨૫

અર્ધવસ્ત્ર વિંટાળ્યું'તું, મધુરૂં બોલતી હતી,
સુકુમારી તણાં અંગે ખોડ ના જરિયે હતી. ૨૬

મુખ પૂર્ણશશી જેવું, પીન શ્રોણી પયોધરો,
નેન સુન્દર જોયાં ને કામને વશ તે થયો. ૨૭

મીઠડા બોલ બોલીને કામપીડિત વ્યાધ તે
ભામિનીને રિઝાવાને યત્ન કંઇ કંઇ આદરે. ૨૮

જાણી તે સતીએ જ્યારે દુષ્ટની મનકામના,
તીવ્ર રોષ ધરી તેણે બોધનાં વચનો કહ્યાં. ૨૯

ક્રોધથી સળગી જાણે તોય દુષ્ટ નહીં હઠયો,
દીપ્ત અગ્નિશિખા જેવી સતીને અડવા ગયો. ૩૦

પતિરાજ્યવિહોણી તે દુઃખણી દમયન્તીએ
ધર્યો રોષ અને દીધો શાપ દુષ્ટ શિકારીનેઃ— ૩૧

" નળથી અન્ય જો કોઈ નર મ્હેં ચિન્તવ્યો નહીં,
મૃગોને મારનારો આ ક્ષુદ્ર વ્યાધ મરો અહીં !" ૩૨

વચનો આ વદાયાં કે તુર્ત પ્રાણ જતો રહ્યો,
અગ્નિદગ્ધ તરુ પેઠે વ્યાધ ભૂમિ પરે પડ્યો. ૩૩

પછી તે કમલાક્ષીએ ઘોર શૂન્ય અરણ્યમાં
એકલાં ચાલવા માંડ્યું, ભયદુઃખ પરાં કર્યાં. ૩૪

* * *

અનેક તમરાંઓના અવાજો આવતા હતા,
સિંહ, વ્યાઘ્ર અને બીજાં પશુઓ ગાજતાં હતાં. ૩૫

પક્ષીઓ રંગબેરંગી કિલ્કિલાણ મચાવતાં,
મ્લેચ્છો ને તસ્કરો તેયે ઘણા ત્યાં આવતા જતા. ૩૬

ઈંગુદી, કેસુડાં, જાંબુ, આમ્ર ને વડપીપળા,
વાંસનાં વૃન્દનાં વૃન્દો, ખજૂરી તરુઓ હતાં. ૩૭

હતા ગિરિવરો મ્હોટા, હતી ધાતુ ઘણી ઘણી,
હતા કુંજો, હતાં પક્ષી, ગુફા અદ્‌ભુતદર્શની. ૩૮

નદીઓ ને તળાવો ને વાપીઓ ત્યાં હતાં ઘણાં,
ભયંકર પિશાચો ને પન્નગો બહુ જાતના. ૩૯

રીંછ ને વાંદરાઓનાં, ભેંશ ભૂંડ શિયાળનાં,
પન્નગોનાં ઘણાં ટોળાં તે વને દૃષ્ટિયે પડ્યાં. ૪૦

સૌન્દર્ય તેજ ને કાન્તિ અને આ નવલી સ્થિતિ,
એજ સાથી હતાં જેનાં, એકલી તે જતી હતી. ૪૧

પતિને શોધતી ચાલી ભીમરાજ તણી સુતા,
ભયંકર અરણ્યોમાં ભર્તૃવ્યસનકર્શિતા. ૪૨

ભર્તૃશોક સતીકેરા અંગઅંગે ભર્યો હતો,
શિલા ઉપર બેસીને વિલાપ એહણે કર્યોઃ— ૪૩

"પરાક્રમી ! મહાબાહુ ! નિષધોના નરાધિપ !
એકલી વનમાં મૂકી ક્યાં ગયા આપ હે નૃપ ? ૪૪

અશ્વમેધ અને એવાં પુણ્યનાં કાર્ય આદરો,
દાન આપો ઘણાં, તોયે અસત્યાચાર શે કરો ? ૪૫

કહ્યું'તું જે નરશ્રેષ્ઠ ! પૂર્વકાળે ત્હમે મ્હને,
કરીને તેહ દેખાડો ! આપને એજ શોભશે. ૪૬

ચારે વેદતણો પાઠ એક પાસ મુકો ત્હમે,
એકલા સત્યને મૂકો,—બેઉ એ સરખાં થશે. ૪૭

માટે વીર ! કહ્યાં મુંને પૂર્વે જે વચનો ત્હમે,
ખરાં તે પાડવાં એજ આપનો શુભ ધર્મ છે. ૪૮

હે વીર! પુણ્યશાલી હે! આપને પ્રિય જે ઘણી,
આથડે તે અરણ્યે આ, તોય શું બોલતા નથી? ૪૯
સિંહરાજ ખ્હણે પેલો ભૂખ્યો ને ઘોરઆકૃતિ
ગભરાવે મ્હને, નાથ! વ્હારે શું આવશો નહીં? ૫૦
'મુજને કોઈ ત્હારાથી વિશેષ પ્રિય છે નહીં'–
ખરી કરી બતાવો એ વાણી જે આપની હતી. ૫૧
ગાંડી જેવી રડે છે આ ભાર્યા, જે પ્રિય આપની.
ઇષ્ટમાં ઇષ્ટ છો તેના; વ્હાલા! શું વદતા નથી? ૫૨
ઢીલી વ્હીલી અને સુક્કી, અર્ધ વસ્ત્રે વિંટાયલી,
રડતી અનાથની પેઠે, અંગે મલિન, એકલી, ૫૩
જૂથથી વિખુટી એવી મૃગલી સરખી મ્હને
વિલાપ કરતી રાખી લેખવો શું નહીં ત્હમે? ૫૪
મહારાજ! મહારણ્યે એકલી આથડી રહી,
નિજ સ્ત્રીનાથ બોલાવ્યા આપ શું બોલશો નહીં? ૫૫
કુળવન્તી, સુશીલા, ને ચારુસર્વાંગ શોભતી,
સતી સંભારતી તોયે નાથ શે બોલતા નથી? ૫૬
સિંહ વ્યાઘ્ર વસે જેમાં એવા ઘોર અરણ્યમાં
નથી હું આપને જોતી પાસે;—એ શે, નરોત્તમ! ૫૭
બેઠા હો કે ઉભા હો કે સુતા હો, નિષિધાધિપ!
કે જતા હો કંઈ, મ્હારા શોક સર્વ નિવારતા. ૫૮
ક્યાં છો તે નાથ મ્હારા? રે! તજીને શું જતા રહ્યા?
'દીઠા છે નળરાજને?' પૂછું કોને અરણ્યમાં? ૫૯
"રૂપયુક્ત મહાત્મા જે શત્રુનાં દળ સંહરે,
પદ્મશાં નેત્ર જેનાં છે, જેને તું શોધતી ફરે.
આ રહ્યા નળરાજ તે", એહવી મધુરી ગિરા, ૬૦
કોની શ્રવણમાં મ્હારા આવશે આ અરણ્યમાં? ૬૧
શ્રીમાન્ અરણ્યના રાજા શાર્દૂલ આવતા અહીં
સ્હામેથી, તેમને પૂછું આજે નિઃશંક હું થઈ:— ૬૨
"મૃગોના રાજ છો પોતે, વસો છો આપ આ વને,
વિદર્ભરાજની પુત્રી દમયન્તી જાણજો મ્હને. ૬૩
શત્રુને હણનારની ભાર્યા છું નળરાયની,
પતિને શોધતી આજે એકલી રખડું અહીં. ૬૪

સિંહસ્કંધ મહાબાહુ પદ્મ શાં નેત્ર જેહનાં,
નળ આપે નિહાળ્યા છે? હોય તો મુજને કહો! ૬૫

નળની જો કથા કાંઈ આપની જાણમાં નથી,
તો કરો ભક્ષ મ્હારો કે છૂટું દારુણ દુઃખથી." ૬૬

સાંભળીને કહ્યું મ્હારૂં જાતે આ મૃગરાજ તે
શુદ્ધ છે વારિ જેનું તે નદીની પાસ જાય છે. ૬૭

નભને સ્પર્શતાં, મ્હોટાં, ઉંચાં ને સુમનોહર,
રંગબેરંગી શૃંગોથી શોભતો આ શિલોચ્ચય. ૬૮

જ્યાં છે ધાતુ ઘણી ને જ્યાં પત્થરો જાત જાતના,
જે મહારણ્યના કેતુ જેવો ઉન્નત શોભતો, ૬૯

જ્યાં વસે સિંહ, શાર્દૂલ, માતંગ, રીંછ ને મૃગો,
અને કલ્લોલતાં સર્વે સ્થળે જ્યાં પક્ષીનાં ગણો, ૭૦

કિંશુકાશોક જેવાં જ્યાં વૃક્ષો વિવિધ જાતનાં,
કરેણાં ને બીજાં પુષ્પો જેની શોભા વધારતાં, ૭૧

સરિતાઓ વહે છે જ્યાં, વિહંગો જ્યાં અનેક છે,
પૃથ્વિચૂડામણિ જેવા ચારુ આ ગિરિરાજને ૭૨

પૂછું છું: "હે ગિરિશ્રેષ્ઠ! દિવ્યદર્શન! વિશ્રુત!
શરણ્ય! બહુકલ્યાણ! નમસ્તે, પૃથિવીધર! ૭૩

નમું છું આપને, દેવ! રાજકન્યા પિછાનજો!
રાજસ્નુષા, રાજભાર્યા, દમયન્તી નામ જાણજો! ૭૪

વિદર્ભ દેશના રાજા પિતા મ્હારા મહારથી,
રક્ષિતા ચાર વર્ણોના, ભીમ નામે મહીપતિ. ૭૫

રાજસૂય કર્યા જેણે, અશ્વમેધ કર્યા ઘણા,
દક્ષિણા વિપ્રને આપી, પાર્થિવશ્રેષ્ઠ જે હતા, ૭૬

સત્યવાદી સદાચારી શુદ્ધ નિર્મળ આત્મના,
શીલયુક્ત અને શૂરા ધર્મને જેહ જાણતા, ૭૭

પ્રજાને પાળનારા ને શત્રુસૈન્ય વિદારતા,
તેની છું તનયા, દેવ! આવી આપ સમીપમાં. ૭૮

વીરસેન મહારાજ, નૈષધ દેશના નૃપ,
હતા શ્વસુર તે મ્હારા સુવિખ્યાત નરોત્તમ. ૭૯

તેના પરાક્રમી પુત્ર હાલ છે રાજ્યના પતિ
નળ નામે સુવિખ્યાત, પુણ્ય કર્મ વિષે મતિ. ૮૦

શત્રુને હણનારા, ને દાની, ધર્મી, સુપણ્ડિત;
યજ્ઞ કીધા ઘણા જેણે, વાગ્મી, બ્રહ્મણ્ય, સોમપ, ૮૧

યોદ્ધા સમર્થ છે, જેણે રાજ્ય રૂડી રીતે કર્યું,
ભાર્યા છું, ઓ ગિરિશ્રેષ્ઠ! તેમની, માનજો કહ્યું. ૮૨

ભર્તૃહીન અનાથા છું, મહાસંકટમાં પડી,
પતિને શોધતી આખા અરણ્યે બહુ આથડી. ૮૩

નભને સ્પર્શનારાં જે ઘણાંયે શૃંગ આપનાં,
દીઠા છે તે વડે આપે નળને આ અરણ્યમાં? ૮૪

દીર્ઘબાહુ અને શૂરા બુદ્ધિશાળી પરાક્રમી,
યશસ્વી બળવન્તા તે દીઠા નૈષધના પતિ? ૮૫

એકલી આ રડું છું હું, વ્યગ્રચિત્ત થઈ ઘણી,
પુત્રી જેવી ગણી તેને ધૈર્ય શું આપશો નહીં? ૮૬

શૂરવીર અને સાચા ધર્મજ્ઞ, હે મહીપતિ!
વને આ આપ જો હો તો છતા કેમ થતા નથી? ૮૭

અતિ સ્નેહાળ, ગંભીર, મેઘના સ્વરના સમી,
સુધા શી નાથની વાણી, શ્રવણે પડશે કદી! ૮૮

શોકને હણનારી ને શુભ અર્થવતી ગિરા
"વૈદર્ભી! આવ તું!" એવી શ્રવણે પડશે કદા?" ૮૯

વદી ને ગિરિને એવું, વધી આગળ તે ઘણી,
દિશા ઉત્તરમાં ચાલી, સતી પાર્થિવનન્દિની. ૯૦

દિનત્રય સુધી ચાલી અરણ્યે ને અહર્નિશ,
તપોવન દીઠું ત્યારે, દિવ્યકાનનશોભિત. ૯૧

વસિષ્ઠ, ભૃગુ, ને અત્રિ જેવા તાપસ ત્યાં હતા,
અન્નપાનાદિના તીવ્ર નિયમો પાળતા હતા. ૯૨

જળભક્ષી હતા કોઈ, વાયુભક્ષી કંઈ હતા,
જિતેન્દ્રિય, મહાભાગ, સ્વર્ગના માર્ગ શોધતા. ૯૩

વલ્કલો મૃગચર્મોને અંગે જેણે ધર્યાં હતાં,
એવા તાપસના રમ્ય આશ્રમો ત્યાં ઘણા હતા. ૯૪

મૃગો ને વાનરો કેરાં જૂથોનાં જૂથ જ્યાં હતાં,
પવિત્ર ઋષિઓનાં ત્યાં દર્શને દુઃખ વામતાં. ૯૫

આવી તે સ્થાનમાં સાધ્વી વીરસેનસુતપ્રિયા,
યોષિદ્રત્ન, મહાભાગા, દમયન્તી તપસ્વિની. ૯૬

વિનયાન્વિત તે બાળા તપસ્વીચરણે નમી;
"ભલે આવ્યાં તમે!" એવી વાણી ત્યાં સર્વની થઈ. ૯૭

સર્વેએ દમયન્તીનો સત્કાર સ્નેહથી કર્યો,
અને બોલ્યાઃ-" અહીં બેસો, શી ઇચ્છા છે ? સુખે કહો ! " ૯૮

સતીએ તાપસોને ત્યાં કુશલ પ્રશ્ન પૂછિયા,
તેના ઉત્તર આપીને પછી તે તાપસો વધાઃ— ૯૯

" સુન્દરી ! કોણ છો આપ ? ઇચ્છા શી આપને ઉરે ?
આપનું રૂપ ને કાન્તિ જોઇ વિસ્મય થાય છે. ૧૦૦

ધૈર્યને ધરજો આપ ! વૃથા શોક વિસારજો !
અને છો કોણ પોતે તે વૃત્તાન્ત હમને કહો ! ૧૦૧

આપ આ ગિરિનાં દેવી છો ? કે છો વનદેવતા ?
કે છો સરિતનાં દેવી ? સાચું કહો આપ સર્વથા ! " ૧૦૨

વદી તેઃ-" નથી હું કોઇ દેવતા આ અરણ્યની,
ગિરિની કે નદીની, હે વિપ્રો ! હું દેવતા નથી. ૧૦૩

તપસ્વીઓ ! ત્હમે જાણો-હું છું માનવ જાતની,
વિસ્તારી મુજ વૃત્તાન્ત કહું તે સાંભળો ! મુનિ ! ૧૦૪

વિદર્ભ દેશમાં રૂહે છે ભીમ નામે મહીપતિ,
પિતા તે થાય છે મ્હારા, જાણજો સર્વ હે ઋષિ ! ૧૦૫

નળ નામે યશસ્વી ને બુદ્ધિશાળી પરાક્રમી,
નૃપ ધર્મિષ્ઠ ને જ્ઞાની સત્યવાદી મહાબળી. ૧૦૬
દેવરાજ સમી જેની કાન્તિ, ચક્ષુ વિશાળ, ને
પૂર્ણિમાચન્દ્રના જેવું મુખ, જે અરિને હણે. ૧૦૭
તેની સાથે અનાર્યોએ દ્યૂતની રમતો રમી,
હરાવ્યા છળથી તેને, રાજ્યલક્ષ્મી લીધાં હરી. ૧૦૮

તે નૃપશ્રેષ્ઠની ભાર્યા દમયન્તી જાણજો મ્હને !
ભર્તાના દર્શનાર્થે હું તલસું છું ઘણી ખરે ! ૧૦૯
વનોમાં, પર્વતોમાં, ને અનેકાનેક સ્થાનમાં,
શોધતી નળરાજને આવડું આ અરણ્યમાં. ૧૧૦
કદી તે આ સ્થળે આવ્યા હોય નૈષધના નૃપ,
તો મ્હને તે જણાવો કે મળે કાંઇક સાન્ત્વન. ૧૧૧
થોડા દિવસમાં મ્હારા નાથ જો જડશે નહીં,
સાધીશું આત્મનું શ્રેય દુષ્ટ આ દેહને તજી. ૧૧૨
શા અર્થે જીવવું મ્હારે તે નરશ્રેષ્ઠના વિના ?
મૃત્યુ એજ મ્હને વ્હાલું, છું સ્વામીશોકપીડિતા. " ૧૧૩

આ પ્રમાણે અરણ્યે તે રોતી'તી ભીમનન્દિની;
સત્યવાદી તપસ્વીએ વાણી આ શુભ ઉચ્ચરીઃ— ૧૧૪
" ભવિષ્ય શુભ છે ત્હારૂં! કલ્યાણી! ધૈર્ય ધારજે!
થોડા સમયમાં ત્હારા સ્વામીને તું નિહાળશે!" ૧૧૫
તપસ્વીઓ વધા એવું, પછી અદૃશ્ય તે થયા,
આશ્ચર્ય પામતી ઊભી વીરસેનનૃપસ્નુષા. ૧૧૬
સુન્દરી દમયન્તીએ ચિન્તા ચિત્ત વિષે કરીઃ–
" જોયું શું મ્હેં અહીં આજે? ગયું તે સર્વ ક્યાં ઉડી? ૧૧૭
હતું શું સર્વ એ સ્વપ્ન? થયું શું આ સમે અહીં?
ગયા ક્યાં તાપસો સર્વે? ગયા ક્યાં આશ્રમો નદી? ૧૧૮
પવિત્ર જળવાળી ને સુન્દર દ્વિજસેવિતા,
ક્યાં છે તે સરિતા? ક્યાં છે ગિરિ તે રમ્ય શોભિતા?" ૧૧૯
વિચારો કરતી એવી દમયન્તી શુચિસ્મિતા
ભિખારી દુઃખિતા દારા વ્હીલી જેવી થઈ ગઈ. ૧૨૦
રોતી કકળતી ચાલી, ઊભી અન્ય સ્થળે જઇ,
અશોક તરુને જોતાં ચોધારાં અશ્રુએ રડી. ૧૨૧
રમ્ય તે વૃક્ષને પત્રો અને પુષ્પો ઘણાં હતાં,
વિહંગોના અવાજો ત્યાં મધુરા આવતા હતા. ૧૨૨
પાસે તેની ગઈ, તેને પૂછી નાથ તણી કથા,
ઠાલવ્યો ભાર હૈયાનો, જણાવી મનની વ્યથાઃ— ૧૨૩
" હરો શોક ત્હમે મ્હારો ' અશોક! પ્રિયદર્શન!
કહો જો સુખમાં જોયા ત્હમે નૈષધના નૃપ! ૧૨૪
નળ છે નામ જેનું ને જે વ્હાલા નાથ માહરા,
અર્ધ વસ્ત્ર ધર્યું જેણે, જે સુકોમળ ગાત્રના, ૧૨૫
શૂરવીર અને સાચા, અરણ્યે જેહ સંચર્યા,
નૈષધોના અધિપતિ આપની નજરે પડ્યા? ૧૨૬
વિશોક થઇને જાઉં, અશોક! એહવું કરો,
"અશોક" નામને સિદ્ધ કરો, ને શોક સંહરો!" ૧૨૭
કહ્યું તે વૃક્ષને એવું, પાછી તે ચાલતી થઈ,
ત્યાંથીયે ઘોર સ્થાનોમાં ભીમની તનયા ગઈ. ૧૨૮

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# હાસ્યરસ.

( અનુસન્ધાન પૃ૪ ૫૨૩ થી. )

## હાસ્યરસ માટે શું શું જરૂરનું છે ?

### (૧) નૈસર્ગિક શક્તિ.

ઉપરનાં બે ઉદાહરણોથી હાસ્યરસ અને હાસ્ય એ બેની વચ્ચેનાં કેવો ગાઢો સમ્બન્ધ છે તે જણાઈ આવશે, અને " હાસ્ય તથા હાસ્યરસ એ બેની વચ્ચે આસ્માન ને જમીન જેટલો અન્તર છે " એ વિચાર કેવો ભૂલભરેલો છે તે પણ સમજાશે. હાસ્યરસની નિષ્પત્તિ થવાને માટે શું જરૂરનું છે તે હવે આપણે તપાસીશું. સૌથી પહેલી જરૂર નૈસર્ગિક શક્તિની છે. હાસ્યરસની રચના રચવી એટલા વિચાર માત્રથી હાસ્યરસની રચના કદી રચી શકાતી નથી. હાસ્યરસવાળાં લખાણો વારંવાર વાંચવાથી પણ એવી રચનાઓ રચવાનું સામર્થ્ય આપણામાં ન હોય તે કદી આવી શકતું નથી. મોલિયર અને માર્ક ટ્વેન જેવા ગ્રન્થકારોમાં હાસ્યરસ ઝમાવવાની જે શક્તિ જોવામાં આવે છે તે સર્વ કોઈમાં હોય એમ બનતું નથી. ઘણા સમર્થ લેખકો પણ હાસ્યરસ ઝમાવવામાં અનેક વાર નિષ્ફળ નીવડ્યા છે. વૉલ્ટર સૅવેજ લૅન્ડૉર જેવો કુશળ કલાવાન્ પણ હાસ્યરસવાળા સંવાદો રચવામાં કેટલીક વખત નિષ્ફળ ગયો છે, અને હાસ્યરસને માટે જે ચાંચલ્ય અને ચેતન ( lightness ) ની જરૂર છે તે ન આણી શકાયાથી એનો હાસ્યરસ કેટલીક વખત ભારે–ગંભીર–" elephantine " થઈ ગયો છે. વળી અમુક પ્રસંગો બંધ બેસતા ન આવતા હોય, અમુક શબ્દપ્રયોગો અસ્થાને હોય છતાં કેવળ હાસ્ય ઉત્પન્ન કરવાને ખાતરજ તે ઘુસાડી દેવામાં આવ્યા હોય એવું પણ કેટલીક રચનાઓમાં જોવામાં આવે છે, અને તે રચનારની નૈસર્ગિક શક્તિની ખામીજ સૂચવે છે. હાસ્યરસ ઝમાવવાની હદ બહારની ઉત્સુકતાને લીધે સુરુચિનો ત્યાગ કરવામાં આવ્યો હોય એવા દાખલા પણ ઘણા દીઠામાં આવે છે, અને તે પણ હાસ્યરસની નૈસર્ગિક શક્તિના અભાવનુંજ પરિણામ છે.

### (૨) હૃદયની શુદ્ધતા.

આ નૈસર્ગિક શક્તિની સાથે હૃદયની શુદ્ધતા એ ગુણ પણ અતિ આવશ્યક છે. ગમે તેવી અંગત ટીકાઓ કરવી, અમુક વ્યક્તિઓ ઉપર હલકા આક્ષેપો કરવા એવા અયોગ્ય હેતુથી જે રચનાઓ રચાઈ હોય તે કુદરતી રીતેજ નિષ્ફળ નીવડે છે અને એવા રચનાઓનો રચનાર અન્યનો ઉપહાસ કરવા જતાં પોતે જાતેજ ઉપહાસને પાત્ર થાય છે. અલબત્ત સાહિત્યનાં કે સમાજનાં જે ગંભીર દૂષણો હોય તેના ઉપર ટીકા કરવી, એ દૂષણોને સમાજના ઉપહાસનો વિષય બનાવવાં, એ દૂષણોની ઉપહસનીયતા ખરેખરા ઉત્કટ

સ્વરૂપમાં જણાઈ આવે અને રસની નિષ્પત્તિ થાય એવી રીતે એ દૂષણોને વાંચકની સમક્ષ રજુ કરવાં એ હાસ્યરસની રચના રચનારનું અગત્યનું કર્તવ્ય છે. શેક્સપિયર, ઍડિસન, સ્ટીલ, સ્વિફ્ટ વગેરે અનેક લેખકોએ એ કર્તવ્ય બજાવ્યું છે. ગ્રન્થવિવેચન એ પણ અસલથી હાસ્યરસનો વિષય ગણાતો આવ્યો છે. ગ્રન્થવિવેચકો ગ્રન્થકાર ઉપર સખ્ત પ્રહાર કરવા ચૂકતા નથી તેમ ગ્રન્થકારો પણ સ્વાભાવિક રીતે ક્ષુદ્ર ગ્રન્થવિવેચકોની ક્ષુદ્રતાને પોતાના ઉપહાસનો વિષય બનાવતાં અચકાતા નથી. જ્હોન્સનનો "Dick Minim" (ડિક મિનિમ) એ નામનો નિબંધ આવાજ ઉદ્દેશથી લખાયો હતો. એ ઉપરાંત વૉશિંગ્ટન અર્વિંગનું "The Art of Book-Making" (ચોપડી બનાવવાની કળા), લૅન્ડૉરનો "વિટ્ટોરિયા કોલોના અને મિશેલ ઍન્જેલો" નો સંવાદ એવાં અનેક લખાણો સાહિત્યનાં દૂષણોની ઉપહાસવૃત્તિને લીધેજ લખાયાં હતાં. પણ એ સર્વમાં અંગત ટીકાઓ કરીને અમુક વ્યક્તિઓને હલકી પાડવી એવો હેતુ જોવામાં આવતો નથી. વળી ઍડિસનની રચનાઓમાં એવી અયોગ્ય ટીકાઓ નથી હોતી તેને લીધેજ એના હાસ્યરસને "સદ્ગૃહસ્થને શોભે એવો" (the gentlemanly humour of Addison) એમ કહેવામાં આવે છે.

એથી ઉલટું સ્વિફ્ટના "The Vindication of Isaac Bickerstaff" એ સુપ્રસિદ્ધ લેખમાં બિકરસ્ટાફને હલકો પાડવાનો ઉદ્દેશ ઉઘાડો છે. છતાં એ લેખ વખણાય છે, અને તેનું કારણ એ છે કે એ લેખમાં બિકરસ્ટાફનો ઉપહાસ કરવામાં આવ્યો હતો તે કોઈ ખાનગી દ્વેષને લીધે નહિ, પણ એવા અજ્ઞાન જ્યોતિષીઓની ભવિષ્યવાણીથી સમાજને જે હાનિ થતી હતી તે અટકાવવાના નિર્મળ હેતુથીજ કરવામાં આવ્યો હતો. અને તેમાં પણ બિકરસ્ટાફ ઉપર જે ટીકાઓ કરવામાં આવી હતી તે એના સામાન્ય વ્યક્તિત્વને ઉદ્દેશીને નહિ, પણ એની જ્યોતિષી તરીકેની પ્રવૃત્તિને ઉદ્દેશીનેજ કરવામાં આવી હતી. એજ પ્રમાણે સાહિત્યનાં કે સમાજનાં અમુક દૂષણોની વિનોદભરી ચર્ચા કરતી વખતે એ દૂષણોના સમ્બન્ધમાંજ અમુક વ્યક્તિઓને લાગુ પડતાં પણ હોય એવાં વચનો પ્રસંગવશાત અમુક રચનામાં દાખલ થવા પામે તો તેમાં કંઈ પણ અયોગ્ય છે એમ કોઈ પણ સમજુ માણસથી કહી શકાશે નહીં. પણ કેવળ દ્વેષને લીધે કરવામાં આવેલા હલકા હુમલાઓ તો સર્વથા તિરસ્કારનેજ પાત્ર છે એ વાતતો સર્વ કોઈ કબૂલ કરશે.

## (૩) અનુકરણશક્તિ અને કલ્પનાશક્તિ.

હાસ્યરસવાળી રચનામાં અનુકરણશક્તિ અને કલ્પનાશક્તિ એ બેઉની જરૂર છે. દુનિયામાં બનતા હોય તેવા બનાવોનુંજ આબેહુબ ચિત્ર આપવાથી હાસ્યરસ જોઇએ તેવો ક્વચિતજ જામી શકે છે. કલ્પનાના વ્યાપારથી એ ચિત્રની અંદર અમુક રેખાઓ ઉમેરવામાં આવે ત્યારેજ હાસ્યરસ ખરેખરો જામે છે. પ્રેમાનંદના "સુદામાચરિત્ર" માં શ્રી કૃષ્ણને મળ્યા પછી સુદામો પાછો ફરે છે તે વખતે પોતાની અસલની ઝુંપડી ન જોવામાં આવતાં એને જે નવાઈ લાગે છે તેનું અને એની સ્ત્રી એનો સત્કાર કરવા આવે છે તેનું વર્ણન

હાસ્યરસથી ભરેલું છે, કારણ કે તેમાં કવિની કલ્પનાનો પ્રભાવ સ્પષ્ટ જણાઈ આવે છે. એ વર્ણનમાંની નીચલી પંક્તિઓ અત્રે ઉતારવી આવશ્યક જણાય છેઃ—

" સાહેલી એક સહસ્ર લેઇને, સતિ જતિ પતિને તેડવા;
જળ ઝારી ભરિને નારી જાય, જાણે હસ્તિની કળશ રેડવા.

હંસગમની હર્ષે પૂરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીછિયા.

સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુક્મિણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શિવશંકર તણી.

સાહેલી સહુ વીટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.

થર થર ધ્રૂજે ને કાંઈ ન સૂજે, છુટિ જટા ઉઘાડે શીશ,
હસ્ત ગ્રહવા જાય સુન્દરિ, તવ ઋષિજી પાડે ચીશ.

હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર;
હું તો વૃદ્ધ ને તમે જોબન નારી, છે કહેણુ લોકાચાર.

ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દો મને ક્યાં દમો છો, તમને હજો કલ્યાણ.

આંગણામાં કોઈ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્યઃ
તમને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુંને કાં આણ્યો છો વાજ્ય."

### " અસંભવિતપણું. "

એજ કવિની નળાખ્યાન, હુંડી, મામેરૂં વગેરે અનેક કવિતાઓમાં કલ્પનાના વ્યાપારને હાસ્યરસની નિષ્પત્તિ થયાના આવાજ, બલ્કે એથી વધારે ચઢિયાતા દાખલા મળી રે છે, પણ આ સ્થળે તે દાખલાઓ ટાંકવાની જરૂર નથી. સ્વિફ્ટના "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) એ નામના પુસ્તકમાં પણ કવિકલ્પનાના વ્યાપારને લીધેજ હાસ્યરસ ઝામ્યો છે, અને મોલિયર વગેરે ગ્રન્થકારોની કૃતિઓમાં પણ એમજ છે. એ હાસ્યરસનાં ચિત્રો દુનિયામાં સાધારણ રીતે ન જોવામાં આવે એવાંજ હોય છે, પણ તે છેક અસંભવિત હોતાં નથી. હાસ્યરસની રચનાઓમાં અસંભવિતપણાની ખાસ જરૂર છે એવું જે સદ્ગત સાક્ષરશ્રી નવલરામભાઇની ચર્ચાનું તાત્પર્ય છે તેની યથાર્થતા વિષે મ્હને ભય રહે છે કે કદાચ મતભેદનો અવકાશ રહેશે. "Gullivers' Travels" (ગુલિવરની મુસાફરી) માં જે જુદા જુદા દેશોનાં વર્ણન આપવામાં આવ્યાં છે તે દેશો કોઇના જોવામાં આવ્યા હોય એવા નથી. એ દેશોની કલ્પના કવિની પોતાનીજ છે, પણ

"હૅમ્લેટ", "મૅકબેથ," "ધી ટેમ્પેસ્ટ" વગેરે શેક્સપિયરનાં નાટકોમાં ભૂતો, ડાકણો વગેરેની સૃષ્ટિ જોવામાં આવે છે તેમાં અને ગુલિવરની સૃષ્ટિમાં સંભવાસંભવની દૃષ્ટિથી જોતાં કંઈ ભેદ જણાતો નથી. "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) નું પુસ્તક હાસ્યરસવાળું છે તેથી તેમાં વધારે અસંભવિતપણું જોવામાં આવે છે અને "હૅમ્લેટ", "મૅકબેથ" વગેરે નાટકોમાં કરુણરસ છે તેથી તેમાં ઓછું અસંભવિતપણું જોવામાં આવે છે એવું કંઈ નથી. જગતમાં ભૂતો, ડાકણો વગેરેનું જો ખરેખરૂં અસ્તિત્વ હોત તો તે શેક્સ-પિયરનાં ભૂતો, ડાકણો વગેરે જેવી રીતે વર્તે છે તેવીજ રીતે વર્તત એટલું સંભવિતપણું કોઈ પણ રચના, પછી તે હાસ્યરસની હોય કે કરુણરસની હોય, તેને માટે બસ થાય છે. એ પ્રકારનું સંભવિતપણું "Gulliver's Travels" (ગુલિવરની મુસાફરી) માં પણ છેજ. એટલે હાસ્યરસની નિષ્પત્તિને માટે અસંભવિતપણું જરૂરનું છે એવા સિદ્ધાન્તના સમર્થનમાં ઉદાહરણ તરીકે એ પુસ્તકનું નામ ગણાવી શકાય એમ નથી. વળી "The Merchant of Venice" (વેનિસનો વ્યાપારી) એ નાટકમાં, અમુક કરારની શરતો નક્કી થયા પછી તે શરતો પ્રમાણેનો અમલ કરાવવાને માટે શાઇલૉક જેવો માણસ આગ્રહ ધરાવે તેમાં કંઈ અસંભવિતપણું આ લેખકને તો જણાતું નથી.

એક રીતે જોતાં ઈશ્વરની સૃષ્ટિ ઉપરાંત બીજી—કવિની સૃષ્ટિ—રચવામાં આવે તેમાં અસંભવિતપણુંજ હોય છે; કારણ કે એવી સૃષ્ટિનો ઉદ્ભવ કવિની કલ્પનામાંથીજ થયો હોય છે. એવા અસંભવિતપણાને લીધેજ પ્લેટો જેવા ફિલસુફે પોતાના "ધી રિપબ્લિક" નામના ગ્રંથમાં કવિ માત્ર તરફ પોતાનો અણગમો બતાવ્યો હતો. પણ પ્લેટોનો એ વિચાર તદ્દન ખોટો હતો એમ અનેક વિદ્વાનોના સમર્થ વિવેચનને પરિણામે હવે તો ચોક્કસ સ્થાપિત થઈ ચૂક્યું છે, અને જગતના વ્યાપક અને વિશાળ અનુભવથી પણ એ વિદ્વાનોના મતને ઘણો મજબૂત ટેકો મળ્યો છે. ત્યારે એવા અસંભવિતપણાને આપણે દોષરૂપ ન ગણીએ તો એ સિવાય બીજી કોઈ રીતનું અસંભવિતપણું તો કોઈ પણ સારી રચના—પછી તે હાસ્યરસની હોય કે કોઈ બીજા રસની હોય—તેમાં ભાગ્યેજ જોવામાં આવે છે, અને એવું અસંભવિત-પણું જ્યાં જ્યાં જોવામાં આવે ત્યાં ત્યાં તે દોષ તરીકેજ ગણાય. બીજી રીતે કહીએ તો, અસંભવિતપણું બે જાતનું હોય છેઃ (૧) કવિની સૃષ્ટિ અપૂર્વ હોય, કવિની સૃષ્ટિ એ તેના કલ્પનાવ્યાપારનુંજ પરિણામ હોય તે અસંભવિતપણું, અને (૨) એ સૃષ્ટિમાં ઈશ્વરરચિત નિયમોનું અનુકરણ કરવામાં ન આવ્યું હોય, ઈશ્વરની સૃષ્ટિ જેવા ચોક્કસ નિયમોથી ચાલે છે તેવી રીતના ચોક્કસ નિયમોથી એ સૃષ્ટિનું સૂત્ર ચાલતું દર્શાવવામાં ન આવ્યું હોય તે અસંભવિતપણું. આમાંનું પહેલું અસંભવિતપણું આપણને કવિકલ્પનાના પ્રભાવની સાબિતી પૂરી પાડે છે, અને બીજું અસંભવિતપણું સઘળાં પ્રકારની રચનાઓમાં દોષરૂપજ ગણાય છે. 'હાસ્યરસની રચનામાં અસંભવિતપણું જરૂરનું છે' એ વિચારના સમર્થનમાં જે જે દાખલાઓ આપવામાં આવે છે તેમાંના ઘણાખરામાં અસંભવિતપણું હોતું નથી, અને હોય છે તો તે પહેલા પ્રકારનુંજ હોય છે. હાસ્યરસની રચનામાં કુદરતની નકલ એકલી બસ થતી નથી, પણ તેમાં કવિકલ્પનાનો વ્યાપાર પણ ઉમેરાવો જોઈએ એટલુંજ સત્ય 'હાસ્યરસમાં

અસંભવિતપણું અસ્થાને નથી ' એ વચનમાં સમાયલું છે, અને એ સત્યને લીધેજ હાસ્ય-રસની સફળ રચના રચવાનું કામ ઘણું અઘરૂં ગણાય છે અને એવી રચના રચી શકે એવા સમર્થ લેખકોની સંખ્યા હમેશાં ઘણી ન્હાની હોય છે.

## હાસ્યરસને અનુકૂળ વિષયો.

ડાઉડને એક સ્થળે જણાવ્યું છે કે જ્યાં આગળ અમુક ગુણની ન્યૂનતા હોય ત્યાં આગળ હાસ્યરસ પ્રવર્તે છે, અને જ્યાં આગળ અમુક ગુણનો અતિશય હોય ત્યાં આગળ કરુણરસ પ્રવર્તે છે. હૅમ્લેટ એ કરુણરસનું પાત્ર બને છે, કારણ કે એનામાં વિચાર ( speculation ) એ ગુણનો અતિશય જોવામાં આવે છે; "Grave-digger" ( કબર ખોદનાર ) એ હાસ્યરસનું પાત્ર બને છે, કારણ કે એનામાં બુદ્ધિની ખામી જોવામાં આવે છે. સમાજની કે સાહિત્યની જે જે ખામીઓ હોય તે દર્શાવવાને માટે હાસ્યરસની રચનાનો ઘણી વાર ઉપયોગ કરવામાં આવે છે. ઍડિસન અને સ્ટીલે પોતાનાં પત્રોમાં સર રૉજર ડી કૉવર્લી જેવાં અનેક પાત્રો દાખલ કર્યાં હતાં તે સમાજસુધારણાના ઉદ્દેશથીજ કર્યાં હતાં. જ્હૉન્સને "Dick Minim" ( ડિક મિનિમ ) નામનો નિબંધ લખ્યો હતો તે અજ્ઞાન ટીકાકારોને ઉપહાસપાત્ર બનાવવાના ખાસ ઉદ્દેશથીજ લખ્યો હતો. એ ઉપરાંત, આપણે જોઈ ગયા છિયે કે સ્વિફ્ટે "The Vindication of Isaac Bickerstaff" એ નામનો લેખ અમુક વ્યક્તિને ઉઘાડી પાડવાના ચોક્કસ હેતુ સાથેજ લખ્યો હતો, પણ બિકરસ્ટાફ એ ઉપહાસને પાત્ર હતો અને તેથી તેની ઉપહસનીયતા દર્શાવી આપવામાં સ્વિફ્ટે પોતાની ઉચ્ચ પ્રકારની બુદ્ધિનો ખોટી રીતનો ઉપયોગ કીધો ન્હોતો એમ સર્વ કોઈ કબૂલ કરે છે. ઉલટું, એ રચનાને વિષે કહેવામાં આવે છે કે સ્વિફ્ટે એ રચના વડે હાસ્યરસનો એક ઉત્તમ નમૂનો વાંચક સમક્ષ રજુ કર્યો છે અને તેથી કરીને બિકરસ્ટાફ જેવા તુચ્છ માણસનું નામ પણ હમેશને માટે અમર થયું છે. આ ઉપરથી સ્પષ્ટજ છે કે હાસ્યરસની રચનામાં અમુક વ્યક્તિઓ ઉપર આક્ષેપો કરવામાં આવે તે જો સાચા હોય તો તે આક્ષેપોને આપણે અનુદાર ગણી શકીએ નહીં અને તેવા આક્ષેપો કરનાર માણસ પોતાના અધિકારની બહાર ગયો છે એમ પણ આપણાથી કહી શકાય નહીં.

## હાસ્યરસને પ્રતિકૂળ વિષયો.

તેની સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે સમાજનો મ્હોટો ભાગ જે રૂઢિઓ તરફ ઘણા માનની નજરથી જોતો હોય તે રૂઢિઓને અને સમાજમાં અથવા સાહિત્યમાં જે વ્યક્તિઓ પોતાની સંગીન સેવાને લીધે સારી પ્રતિષ્ઠાને પામી હોય તે વ્યક્તિઓને હાસ્યરસની રચના વડે ઉપહાસપાત્ર બનાવવાનો પ્રયત્ન ઘણી વાર નિષ્ફળ જાય છે, કારણ કે લોકોનાં મન ઉપર તેની બીલકુલ અસર થતી નથી પણ એવી રચના રચનાર તરફ તેઓના હૃદયમાં ઉલટી કંટાળાની લાગણી ઉત્પન્ન થાય છે. આનું એક ઉદાહરણ આપણે અંગ્રેજી સાહિત્ય-માંથી લઇશું અને બીજું ગુજરાતી સાહિત્યમાંથી લઇશું. વૉલ્ટર સૅવેજ લૅન્ડૉરે "Bona

parte and the President of the Senate " એ નામનો સંવાદ છપ્યો છે તેમાં બોનાપાર્ટને એણે એટલો મૂર્ખ ચીતર્યો છે કે જે વખતે પોતાને પુત્ર હતોજ નહીં તે વખતે એ પ્રેસિડન્ટને નીચે પ્રમાણે કહે છે:—

*Bonaparte*—. . . And now you are here, you may lay your heads together and prepare an address to me on the birth of my son, the King of Rome: President! why do you lift up your shoulders?

*President*—*May it please your imperial Majesty, the glorious prince, whom France and the whole world sighs for, is unborn.*

*Bonaparte*—What the devil is that to you? He will be born within a day *or two, or at most a week, and I may not have leisure or* inclination to send after you again. Write done my words.

અને એ પ્રમાણે પુત્રજન્મ થયા પહેલાં, પુત્રજન્મ પ્રસંગે પોતાને જે માનપત્ર મળવું જોઇએ તેના આરંભના શબ્દો નેપોલિયન જાતે પોતાના પ્રેસિડન્ટને ઉતરાવે છે. આમાં નેપોલિયન જેવા વીર પુરુષને એટલો તો મૂર્ખ ચીતર્યો છે કે એ ચિત્રથી આનન્દ થવાને બદલે ઉલટો આપણને ત્રાસ છૂટે છે, અને નેપોલિયનની મૂર્ખતા જણાવવાને બદલે લેખકની પોતાનીજ મૂર્ખતા આપણને જણાય છે.

બીજું ઉદાહરણ " ઉત્તર ભદ્રંભદ્ર " એ નામના રા. પથિકના લખેલા એક આધુનિક લેખમાંથી આપણે લઇએ:—

" રેલવે લાઇન ઉપરથી ભેંશનું મડદું ખશેડયા પછી ટ્રેન પૂર્વવત્ ચાલી; થાણાનું સ્ટેશન વટાવી આગળ જતાં પર્વતમાં કોરી કાઢેલી બે 'ટનલો' ( ગુફાઓ ) આવે છે તે આવતા પ્હેલાં વલ્લભરામનો આંખ્યનો ઇશારો કોક તરફ થયો, ત્હેણે ઇલેક્ટ્રિક—લાઇટની 'સ્વિચ' ( switch )—ચાંપ—ફેરવી દીધી અને તેજ વખતે ટનલના મુખમાં ગાડી પેસવા માંડી અને અંધારૂં થઈ ગયું; તે સાથેજ નીચેના શબ્દો સંભળાયા:—

" ગાડી જ્હારે જાય ટનલમાં, તે વેળાએ, થોડીવારના, અંધારામાં, *નિજ ગુરુજનને*, મહાપુરુષના, ગોળ શરીરને, પૂજા અર્ચા, ખૂબ ભાવથી, કરવી કરવી !"

આ શબ્દો બોલાતા હતા તે સાથેજ ભદ્રંભદ્ર બેઠા હતા તે ઠેકાણે સ્થૂલ શરીર ઉપર મુષ્ટિપ્રહાર થતા હોય હેવા ધ્વનિ થયા; અને હેમના કંઠમાંથી ગદ્ગદ રવ—જાણે કોઈ ગળચી દાબતું હોય હેવો—સંભળાયો. ટનલ પાર થઈ અજવાળામાં ટ્રેન આવતાં ભદ્રંભદ્રના મુખમાં 'કેક' ( cake ) નો કડકો ભરેલો હમારી નજરે પડયો."

આ સ્થળે એટલું આપણે ઘણી ખુશીથી કબૂલ કરીશું કે આગલા ઉદાહરણમાં વોલ્ટર સૅવેજ લૅન્ડૉરની જેવી મૂર્ખતા દીઠામાં આવે છે તેવી મૂર્ખતા આ ઉદાહરણમાં નથી જોવામાં આવતી. તોપણ એટલું ઉઘાડું છે કે કવિ નર્મદાશંકર, જેના કટાવને આ સ્થળે ઉપહાસનો વિષય બનાવવામાં આવ્યો છે, તેના તરફ જેને કંઈ પણ માનની લાગણી હોય અને ધર્મને લીધે અથવા લાંબા વખતની પડી ગયલી ટેવને લીધે 'કેક' ખાવામાં બાધ સમજનારા સઘળા મૂર્ખા છે એમ જેને લાગતું ન હોય તેને આ વચનોથી એવો કંઈ આનન્દ મળી શકે નહીં. અને સારે નસીબે કે કમનસીબે એવા માણસોની સંખ્યા હાલમાં તો ગુજરાતમાં ઘણી મ્હોટી છે. એજ પ્રમાણે મૂર્તિપૂજાને કોઈ પોતાના ઉપહાસનો વિષય બનાવે તો તેની રચનાને બહુ સફળતા મળે નહીં; કારણ કે હજી જનમંડળનો મ્હોટો ભાગ એ રૂઢિ તરફ અસન્ત પ્રેમની લાગણીથી જાય છે.

## દોષોના નિરૂપણ માટે હાસ્યરસની યોગ્યતા.

આ ઉપરથી સમજાશે કે જે દોષોની ઉપહસનીયતા જનમંડળના હૃદયમાં ઉતારી શકાય એમ હોય તે દોષોનેજ હાસ્યરસનો વિષય બનાવવામાં આવે એ યોગ્ય છે. એ ઉપરથી એટલું પણ ફલિત થાય છે કે દોષોનું નિરૂપણ કરવું એ કામ હાસ્યરસવાળી રચના વડે ઘણી સારી રીતે બની શકે છે. અમુક વિષય લઇને તેની બેઉ બાજુ તપાસવી એ કામ હાસ્યરસની રચનામાં જોઇએ તેવી સારી રીતે થઈ શકતું નથી. ઉદાહરણ તરીકે "જીવનચરિત્ર" નો વિષય આપણે લઇએ. હવે, એ વિષયના દોષોની ગંભીરતા તરફ જોવું વધારે લક્ષ રહેલું હોય તે એ દોષોને ઉઘાડા પાડવાને માટે હાસ્યરસની રચના રચે તો તે સફળ નીવડવાનો પૂરો સંભવ છે. જીવનચરિત્રનું કામ ઘણી વાર ખુશામતિયાઓ તરફથી ઉપાડી લેવામાં આવે છે, તેઓ સત્યકથન કરવાની બહુ દરકાર રાખતા નથી, તેઓ જીવનચરિત્રના નાયકની અણઘટતી રીતે સ્તુતિ કરે છે, એવા એવા દોષોને ઉપહાસનો વિષય બનાવવાનું કામ એ રચનામાં એનાથી સારી રીતે કરી શકાશે. પણ એ સિવાયના બીજા ગંભીર વિચારો અંદર આણવા હોય તો તે એમાં આણવા મુશ્કેલ થઈ પડશે. વિષયની સંપૂર્ણ ચર્ચા કરવાને ખાતર, કેવળ ઉચ્છેદક ચર્ચા ( destructive criticism ) થી સન્તોષ ન માનતાં અન્ય વિચારોને પણ રસક્ષતિ ન થાય એવી રીતે પોતાની રચનામાં દાખલ કરવાનું એ ધારે તો તે એનાથી નજ દાખલ કરી શકાય એટલે સુધી કહેવું એ તો ભૂલભરેલું છે, પણ એ વિચારો અન્ય પ્રકારની રચનામાં જેટલો ભાર દઇને એનાથી મૂકી શકાત તેટલો ભાર દઇને આ હાસ્યરસવાળી રચનામાં એનાથી નહીં મૂકી શકાય એ તો નક્કી છે.

( અપૂર્ણ. )

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# કાઠિયાવાડી ગુજરાતી.

આ મથાળું વાંચીને આશ્ચર્ય પામવા જેવું કારણ નથી. ભાષાના સૂક્ષ્મ ભેદો ઉપર જ્યારે વિવેચન કે ચર્ચા થાય છે ત્યારે પ્રાંતવાર ભેદ ચર્ચવામાં આવે છે. હિંદુસ્તાનમાં હિંદી, બંગાળી, પંજાબી, મરાઠી વગેરે ભાષાઓ બોલનાર લખનારની સંખ્યા જો કે ઘણી છે તો-પણ ગુજરાતી ભાષા બોલનારા લખનારા કાંઈ છેક ઓછા નથી. કરોડ ઉપરાંત મનુષ્યોની ભાષા ગુજરાતી ગણાય છે. તેથી સુરત, મુંબઈ અને વડોદરા ભરૂચ સુધીની; તથા અમદા-વાદ, નડીયાદ પાટણ અને ચરોતરની; તેમજ છેવટ કચ્છ કાઠિયાવાડ તરફની ગુજરાતી ભાષામાં કેટલેક તફાવત જોવામાં આવે છે.

લોકો જેવી ભાષા બોલે છે તેવી ઘણું કરીને લખતા નથી. લખવામાં વધારે શુદ્ધિ કે શિષ્ટતા જળાવે છે. ગુજરાતી ભાષાના પ્રાચીન અર્વાચીન સાહિત્યમાં એક જોવા જેવો ભેદ માલુમ પડે છે. જુના સાહિત્યમાં ગદ્ય વિભાગ નહિ જેવો છે પણ ઘણો ખરો પદ્ય વિભાગ જોવામાં આવે છે. પદ્યમાં જેવો પ્રાંતભેદ હાલ જોવામાં આવે છે તેવો જુના પદ્યમાં વધારે હોવો જોઇએ છતાં થોડો જોવામાં આવે છે. તેથી એમ લાગે છે કે ભાષાશુદ્ધિ માટે હાલ જેવો મતભેદ ચાલે છે તેવો જુના કામમાં નહિ હોવો જોઇએ. પ્રેમાનંદ વડોદરા તર-ફના કવિ હતા. શામળભટ અમદાવાદી હતા અને નરસિંહ મહેતો કાઠિયાવાડી હતા. પણ ત્રણે કવિઓની ભાષામાં બહુ તફાવત લાગતો નથી. કદાચ લહીઆઓ નકલો ઉતારવામાં ફેરફાર કરતા ગયા હોય તોય એ લહીયાઓ જૂદા જૂદા પ્રાંતના હોઈ તેમની ભાષા પણ સરખી હોવા કારણ નથી.

ગુજરાતી ભાષા બોલનાર લખનારા મોટે ભાગે હિંદુઓ છે. પણ મુસલમાનોનું સાહિત્ય જોકે વધારે નથી પણ તેમની સંખ્યા છેક થોડી નથી. પારસી ભાઇઓની વસતી લાખ જેટલી હશે. તેઓ સાહસિક વેપારી અને સુધરેલા હોઈ જગતના ઘણાખરા ભાગમાં ફરી-વળેલા છે. જેમ ચીન જાપાનમાં પારસીઓ છે તેમ યુરોપ અમેરિકામાં પણ તેઓ છે. પારસી લેખકોનું અર્વાચીન ગુજરાતી સાહિત્ય ઘણું હોવાથી પારસી ગુજરાતી એવો એક ભાષાભેદ કહેવાય છે. હિંદુ ગુજરાતીમાં પ્રાચીન સાહિત્ય ઘણું છે. પણ અર્વાચીન સાહિત્ય વધાને શિષ્ટ વધારે શુદ્ધ કરવાના મમતમાં હિંદુસાક્ષરો પારસી મુસલમાનોને ભારે પડે એવી ભાષા કરતા ગયા છે એવો પોકાર છે. નડીયાદ અને અમદાવાદ તરફના હાલના હિંદુ સાક્ષરો, જેઓ વિદ્વત્તામાં અગ્રપદે છે, સાહિત્ય પરિષદ્ કે સાહિત્ય સભાદ્વારા વધારે પરિ-ચયમાં આવ્યા છે તેઓ નવલકથાઓ કે નિબંધોની ભાષા વધારે ઊંચી કરતા ગયા છે. આથી પારસી મુસલમાનો કોલેજ કે હાઇસ્કુલોમાં સંસ્કૃત નહિ લેતાં પરસ્યન શીખે છે અને ગુજરાતી ભાષાનો શોખ કમી કરતા જાય છે એમ કહેવાય છે.

જો કે હિંદુ પંડિતો એટલા બધા સંખ્યાબંધ વધતા ગયા છે કે ભાષા શૃંગારમાં પારસી મુસલમાનો દૂર થઈ જાય તોય કાંઈ ખામી આવે તેમ નથી. એકલા હિંદુ સાક્ષરો ગુજરાતીભાષાને સમૃદ્ધ કરવાને પુરેપુરા શક્તિમાન્ છે. પ્રાચીન ગુજરાતી સાહિત્ય બધું હિંદુ કવિઓનું જ છે. તેમાં પારસી મુસલમાન કવિઓનું જુદું સાહિત્ય જરા પણ નથી. તેમ છતાં પ્રાચીન હિંદુ ગુજરાતી સાહિત્યને તેથી કાંઈ ખમવું પડ્યું હોય એમ લાગતું નથી. આ ઉપરથી પારસીઓ કે મુસલમાનો કદી રીસાઈ જાય, હિંદુસાક્ષરો તેમનો સત્કાર કરતા નથી કે ભાષાસંબંધી સંસ્થાઓમાં તેમની દરકાર ઓછી કરે છે એમ ગણી તેઓ દૂર થઈ જાય તોય અર્વાચીન ગુજરાતી ભાષાની ઉન્નતિ અટકી પડે તેમ નથી. પારસી કે મુસલમાનભાઈઓ રાજકીય વિષયમાં ઐક્યની વધારે જરૂર કદાચ મનાવી શકે પણ ભાષાની ઉન્નતિમાં તેની જરૂર મનાવી શકે તેમ નથી. હિંદુસાક્ષરો એ બધી ખોટ પુરી પાડવાને પુરેપુરા સમર્થ છે એમ ઇનસાફને ખાતર કહ્યા વગર છૂટકો નથી. પરંતુ ભાષા શુદ્ધિ કે ઉન્નતિના પરોપકારી મહાનકાર્ય ઉપાડી લેવામાં એકલા હિંદુઓ તૈયાર થઈ જાય અને પારસી મુસલમાનો ખસી જાય એ વાત પસંદ કરવા જેવી નથી. એમ કરવાની કોઈ ખાસ જરૂર લાગતી નથી.

તેથી વડોદરાની સાહિત્ય પરિષદ્‌માં પારસી મુસલમાન લેખકોને તથા સાક્ષરોને સન્માન દેવામાં આવ્યું હતું. રાજકોટની ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્‌માં પણ તેમ થયું હતું. એ બંને પરિષદ્‌નાં વર્ણન રાસ્તગોફ્તાર તથા ગુજરાતીમાં આ લેખકે લખ્યાં તેમાં આ પ્રકારની ભલામણ લખવામાં આવી છે. હાલમાં સાક્ષર શ્રીમાન્ કાંટાવાળાએ ગુજરાતી ભાષા અને જોડણી ઉપર લેખ પ્રસિદ્ધ કર્યો છે તેમાં પણ આવી ભલામણ કરી છે કે પારસીભાઈઓ તથા મુસલમાન બીરાદરોના માનને ખાતર ગુજરાતી ભાષા સરલ રાખવી જોઈએ. સરલ એટલે અશુદ્ધ ગ્રામ્ય કે કેવળ ઘરગથુ નહિ. પણ સંસ્કૃત શબ્દો કે પ્રયોગોના ઉમેરો કરી અઘરી ભાષા લખાતી જાય છે તેવી નહિ લખવી જોઈએ. પારસી મુસલમાનો ઉપરાંત સ્ત્રીવર્ગ અને બાલકવર્ગને ખાતર પણ અમે કહીશું કે ગુજરાતીભાષા સરલ લખવી જોઈએ. મી. હરગોવન દ્વારકાદાસ કાંટાવાળા જુના અનુભવી સાક્ષર છે તેથી ભાવિ પરિષદ્‌ના પ્રમુખ થવાને યોગ્યતાવાળા ગણાય છે. તેમનો આ લેખ કેટલાક માસિક અને વર્તમાનપત્રમાં પણ આવેલ છે. પ્રાંતભેદના શબ્દો તથા જોડણીના વિવાદમાં તેઓ જુના વિચારને વળગી રહ્યા જણાય છે. રાજકોટની ત્રીજી પરિષદ્‌માં પ્રમુખ અંબાલાલભાઈએ જોડણી વિષયમાં બાંધછોડની ભલામણ કરી હતી. શાસ્ત્રિય વિષયમાં એવી ભલામણ અસ્થાને છે એવી ચર્ચા તે કાળે થઈ હતી. પણ ચોથી પરિષદ્‌માં જોડણી કમિટિએ જે રીપોર્ટ વાંચી વિકલ્પ સ્વીકારવા ભલામણ કરી છે તે ભલામણ આ બાંધછોડના નિયમને અનુસરતી લાગે છે. મી. હ. દ્વા. કાંટાવાળા પણ આ લેખમાં એવીજ ભલામણ કરે છે.

જોડણી કમિટિમાં જે સાક્ષરો હતા તેમાં એકે કાઠિયાવાડી સાક્ષર હતો નહિ. તેથી કેટલાક કાઠિયાવાડી પ્રયોગને ઇનસાફ મળ્યો નથી. મી. કાંટાવાળા કાઠિયાવાડમાં રહી ગયા

છે તેથી કાઠિયાવાડી ભાષાની આ લેખમાં તેમણે કદર બુઝીને ભલામણ કરેલી લાગે છે. જેમકે દોરડું, પરણવું, તરણું, કડલાં, સાડલો, ચાંદલો આ શબ્દો કાઠિયાવાડમાં આ રીતે બોલાય છે ગુજરાતમાં સાહ્યો, કલાં કહે છે. દોયડું, પયણવું, તયણું એવા ઉચ્ચાર ઠીક ગણાતા નથી. પ્રાંતભેદના સંસ્કાર એવા સજ્જડ છે કે ભક્ત માસિકમાં રા. નૃસિંહરાવે પયણવું શબ્દ લખ્યો તે વાંચીને વિચાર થયો હતો. ઘણા ગુજરાતી સાક્ષરો પ્રાંતભેદની ગ્રામ્યતાને વશ થાય છે. વસંતમાસિકમાં શ્રાવણના અંકમાં પ્રો. આ. બા. ધ્રુવના લેખમાં ગાંદરો અને ડાંગેર વગેરે લખાયેલ છે. તેમાં ડાંગેરને બદલે કાઠિયાવાડમાં ડાંગર કહે છે તે જૂદી વાત પણ ગોંદરોમાંથી ગાંદરો થયો એટલે માત્રા ઉડી ગઈ તે ગ્રામ્યતા લાગે છે. તેજ વસંતમાં સાક્ષર કાંટાવાળાના લેખમાં નંધાઈ ગયું શબ્દ લખ્યો છે. તે નોંધાઈ ગયું શુદ્ધ છે. ગુજરાતીઓ ખાઈ ઉઠયા ને ખઈ ઉઠાય બોલે છે તેના જેવો આ નંધાઈ ગયું અશુદ્ધ પ્રયોગ છે.

બાજરી, ખાંડણી કે ખારણી, દળણું, પાળણું, ઘી ગળણી આમાં ળકારનો ગુજરાતમાં ણકાર થાય છે તે કરતાં આ રૂપમાં કાઠિયાવાડમાં વપરાતા શબ્દો વધારે ઠીક છે એમ મી. કાંટાવાળા લખે છે તે ખરૂં લાગે છે. હાલમાં કેટલાક લેખમાં ભાયડા અને બાયડી એવા શબ્દો લખાય છે તે દેખીતા અશુદ્ધ લાગે છે કેમકે ભાઈ, બાઈ મૂળ શબ્દોમાં ડા ડી વગેરે પ્રત્યયો મળી ભાઈડા બાઈડી શુદ્ધ લાગે છે. ખાડુ અને ધણ શબ્દો કાઠિયાવાડમાં ઘણા પ્રસિદ્ધ છે. ભેંશના ટોળાને ખાડુ કહે છે. અને ગાય બળદ વાછરડાં વગેરે ટોળાને ધણ કહે છે. આ શબ્દો નાના છતાં તેમાં ઘણો અર્થ સમાય છે. તે લેખમાં ગરગવું અને હેરો લખ્યા છે તેને બદલે આ બાજુ ઘરઘવું અને વહોરો બોલાય છે. સ્ત્રી પુરૂષ ઉભાં છે એમ બધે બોલાય છે. ઉભાં રહ્યાં છે એમ વધારેલો પ્રયોગ થતો નથી. તેથી ઉભશે, ઉભેલાં, ઉભો એ બધાં રૂપ વપરાય છે. નાની ગાયને વોઢકી નહિ પણ વોડકી કહે છે. વોડય પણ કહે છે. ઢકારને બદલે ડકાર વાપરે છે. શિપાઈ અને સિપાઈ બંને બોલાય છે. ઙકાર નાન્યતરમાં અનુસ્વાર બધે લખાય છે પણ ગુજરાતીઓ અનુસ્વાર વગરનો ઉચ્ચાર જ્યારે કરે છે ત્યારે કાઠિયાવાડમાં ચોખ્ખો અનુસ્વાર બોલાય છે.

ચોખ્ખો, ચોકી અને પથ્થર કાઠિયાવાડમાં લખાય બોલાય છે બલકે જૂની વાચન-માળામાં એ પ્રયોગ હતો. નવા લેખોમાં ચોક્ખો, પત્થર એવા અસરલ પ્રયોગ થવા લાગ્યા તે મી. કાંટાવાળા સ્વીકારતા નથી તે ઠીક લાગે છે. લીપીમાં વધારે ચિન્હો યોજવાથી અસરલતા થાય છે. અને પરભાષાવાળાને શીખવામાં જ એવા ચીન્હોની ખાસ જરૂર છે. સ્વભાષાવાળાને એવી લીપીનો ખપ પડતો નથી. સાંકડા પહોળા ઉચ્ચારથી શબ્દના અર્થમાં ફેર પડે છે તોય લીપી એકની એક રહ્યા છતાં સ્વભાષાવાળાને વાંધો નડતો નથી. ગોળ અને ગૉળ, મહોર અને મ્હોર, ચૉપડી અને ચોપડી એમાં અર્થનો અનર્થ થાય છે માટે કેટલાકો માત્રાઓ એ જાતની લખવા આગ્રહ કરે છે. મરહુમ સાક્ષર માધવલાલભાઈએ એ માટે ગુજરાતમાં ઘણા લેખકોને પૂછાવ્યું હતું પણ તે માટે ઘણાએ ના પાડી હતી. તે રીતે ફારસી ફ ખ ઝ અક્ષરોના જૂદા ઉચ્ચારો તે ભાષામાં હોવાથી તેનાં ચિન્હ બદલવાનો

એક નિબંધ સાક્ષર પાલણપુરી બરજોરજી દેશાઇએ ગતપરિષદ્‌માં વાંચ્યો હતો તેને કાંઈ અક્ષરતળે ટપકાં યોજવાની ભલામણ થઈ હતી. પણ મી. કાંટાવાળા લીપીને સરલ રાખવા નિમિત્તે તે બંને સુધારાની ના પાડે છે. અને તે વગર ચાલે છે એમ કહે છે તે અમને તો ઠીક જણાય છે.

કાઢવું, પઢવું, દાઢી, મોઢું, લોઢું, કહે છે, રહે છે, મહેતાજી, શકવું, શોધવું, સુણવું; લેશ, છાશ, ડોશી, બેશીને કાઠિયાવાડનો ટેકો દઈ મી. કાંટાવાળા જે વિવેચન લખે છે તે અક્ષરે અક્ષર સત્ય છે. સકવું, સુણવું, છાસ, બેસી એમ આ તરફ કોઈ બોલતું નથી. મોંઢું અને લોઢુંના ગુજરાતમાં મહોડું કે લોહડું જેવા અસરલ ઉચ્ચાર કાઠિયાવાડમાં નથી. કહે છે, રહે છે તેને હાલમાં કોઈ હ જોડીને કોઈ ક્ તથા ર્ ખોડા લખીને જે લખવા માંડ્યું છે તે કરતાં આખા અક્ષરો રાખવાની ભલામણ સરલતાવાળી છે. આંખ્ય, આવ્ય, રોક્ય એમ લખાતું નથી પણ સેહેજ યકાર કાઠિયાવાડમાં બોલાય છે ખરો. માત્ર સુરતીઓ તે ય વગરના ઉચ્ચાર આંખ, આવ, રોક કરે છે. આ સેહેજ ય કાર બોલાય છે તેને બદલે પુરો યકાર બોલાતો હોય એવી લીપી લખવાનું મી. કાંટાવાળા પસંદ કરતા નથી. સાક્ષર નરસિંહરાવનો હકાર કાઠિયાવાડમાં લખાતો બોલાતો નથી એમ રાવ બહાદુર રમણભાઈને વડોદરા પરિષદ્‌માં આ લેખકે કહ્યું ત્યારે તેઓ બોલ્યા કે નથી બોલાતો તેથી શું થયું? પણ હ કયે સ્થળે મૂકવો એમાં મતભેદ રહ્યો છે. જુની વાચનમાળા હોય સીરીઝમાં આ હકાર ઉમેર્યો નથી. હજી બધા સાક્ષરો ઉમેરતા નથી અને લીપીમાં તો એ ઉમેરણ ઘણું કઢંગું લાગે છે. સંસારમાં સુખ ક્યાં છે? એ એક નાની ચોપડીનું નામ છે. ત્યાં ક્‌હ્યાં શબ્દ વાંચી ઘણા વાંચનારને ત્રાસ છૂટે છે. મારૂં, તારૂં, અમારૂં; અમે, તમે; જ્યાં, ત્યાં, ક્યાં એ લીપી એ શબ્દો એટલા બધા પરિચિત થઈ ગયા છે કે તેમાં હકાર ઘુસાડી સરલતાનો ભંગ કરવાની જરૂર શી પડી તેજ નવાઇ લાગે છે. ખરી વાત છે કે કાઠિયાવાડમાં હકાર નહિ બોલાતો હોય પણ ગુજરાત નડીયાદ અમદાવાદ તરફ સેહેજ બોલાતો હશે. ઉચ્ચાર પ્રમાણે લખવું એ નિયમ પાળવા જતાં કાઠિયાવાડમાં નથી બોલાતો એ બાધ નડે છે. માત્ર અમદાવાદ નડીયાદ તરફના ઉચ્ચારને અગ્રપદે મૂકતાં અસરલતા આવે છે એ બીજો દોષ છે. અને માર્ગશીર્ષને બદલે માગશ ચલાવવામાં જો અશુદ્ધિ ન ગણાતી હોય તો જ્‌હાંને બદલે જ્યાં લખવામાં અશુદ્ધિ શી રીતે ગણાય? ઉચ્ચારમાં સેહેજ કે છ આની બોલાતો હોય અને તે પણ અમુક ભાગમાં બોલાય એટલા માટે સરલતાનું રૂપ શા માટે છોડી દેવું જોઇએ? અહ્મે, તહ્મે, તહ્મને એ લીપી જેમ વિચિત્ર દેખાય છે, અઘરી જણાય છે તેમ હને મહલાવીને બોલતાં અમુક સ્થળે હાસ્યમાત્ર છૂટે છે. તેથી કેટલાક સાક્ષરો જે નવીનતા ઉમેરવા આગ્રહ કરે છે અને મતભેદમાં પડી મુકરર કરી શકતા નથી તે કરતાં મી. કાંટાવાળાની ભલામણ વધારે વ્યવહાર અને સર્વ દેશી શક્ય લાગે છે. શાળાખાતું અને જુની વાચનમાળા વગેરે એના લાભમાં છે.

વલ્લભદાસ પોપટભાઇ શેઠ—ડેપ્યુટી વહીવટદાર મહુવાસાં ભાવનગર.

---

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

वर्ष १२, अङ्क १२ [ आश्विन ] मार्गशीर्ष, संवत् १९७०

## ભેટનું પુસ્તક અને લવાજમ.

## " હૃદય—ઝરણાં. "

### સ્વ. સૌ. સુમતિ રચિત મનોહર કાવ્ય.

### રા. રા. નરસિંહરાવ ભોળાનાથના ઉપોદ્ઘાત સાથે.

સ્વ. સૌ સુમતિના પિતા રા. રા. ઑનરબલ લલ્લુભાઈ સામળદાસે અમારા ગ્રાહકોને વ્હેંચવા માટે મોકલેલાં આ પુસ્તકો અમારા ગ્રાહકોને વિના મૂલ્યે ભેટ આપવામાં આવશે.

(આ માટે અમે રા. લલ્લુભાઇનો ઉપકાર માનીએ છીએ.)

જેમના તરફથી લવાજમ મોકલાઇ ગયું છે તેમણે ટપાલ ખર્ચના ૦-૨-૦ બે આનાની ટીકીટો બીડી ભેટનું પુસ્તક મંગાવી લેવું.

જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ બાકી છે તેમને ભેટનું પુસ્તક વી. પી. દ્વારા મોકલી લવાજમ વસુલ કરવામાં આવશે માટે તે સ્વીકારવા કૃપા કરવી.

ચાલુ વર્ષ (જે લગભગ પૂરૂ થવા આવ્યુ છે.)

| | | |
|---|---|---|
| લવાજમ | રૂ. ૨-૦-૦ (લાયબ્રેરી વગેરે) | અથવા રૂ. ૨-૮-૦ (સામાન્ય નિયમ પ્રમાણે) |
| વી. પી ચાર્જ | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ભેટના પુસ્તકનું પોષ્ટેજ | ૦-૨-૦ | ૦-૨-૦ |
| એટલે | રૂ. ૨-૩-૦ | અથવા રૂ. ૨-૧૧-૦ |

માટે વી. પી કરવામા આવશે તે સ્વીકારવા ગ્રાહકોએ કૃપા કરવી.

☛ ભેટનાં પુસ્તકો જે ગ્રાહકો તરફથી લવાજમ આવી ગયુ છે પણ ટપાલ ખર્ચની ૦-૨-૦ બે આનાની ટીકીટો મળી નથી તેમનાં પડી રહ્યા છે. તેમ વસન્તનું અગીઆરમું વરસ પૂરૂં થાય છે માટે ટપાલ ખર્ચ મોકલી ભેટનું પુસ્તક મંગાવી લેવાને વિનતિ છે

કેટલાક પુસ્તકાલયો તથા શાળાઓ જેમના તરફથી લવાજમ તેમજ ટપાલ ખર્ચ મળેલ નથી તેમનાં ભેટનાં પુસ્તકો પણ પડી રહ્યાં છે. માટે વરસ પૂરૂં થાય છે જેથી તેમણે પણ લવાજમ તથા ટપાલ ખર્ચ મળી રૂ. ૨-૨-૦ મ. ઓ. દ્વારા મોકલી તાકીદથી ભેટનું પુસ્તક મંગાવી લેવું.

વ્યવસ્થાપક

---

## રૂ. ૨૦૦ નું ઈનામ.

### વિવાહ પદ્ધતિ ઉપર ગુજરાતીમાં નિબંધ.

ગુજરાત કાઠિયાવાડના હિંદુઓમાં હાલ જે વિધિથી લગ્ન કરવામાં આવે છે તે વિધિ ઉપર એટલે વાગદાન (સગાઇ—સંબંધ—વેશવાળ) થી આરંભી ચોરી પર્યંત થતી સર્વ ક્રિયાઓ ઉપર મૂળ મંત્રો અને તેના ભાષાન્તર સહિત ગુજરાતી ભાષામાં નિબંધ લખવાનો છે. વધુ ખુલાસા માટે લખો—

VAJSURWALA,

ચી ઍડમિનિસ્ટ્રેટર સં. પોરબંદર

Reg. No. B. 463.



# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૧, અંક ૧૨ [ માસિક ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૮.

## મારી પ્રાસંગિક નોંધ.

**યુધિષ્ઠિરનું અસત્ય-કથન.**

આશ્વિન માસમાં રા. નરસિંહરાવના હરિકીર્તનનું અવલોકન કરતાં મેં જણાવ્યું હતું કે યુધિષ્ઠિરના અસત્યકથન પરત્વે મારો એમની સાથે જૂનો મતભેદ છે. આ વાંચી કેટલાકને આશ્ચર્ય સાથે પ્રશ્ન થયો હશે કે શું હું અસત્યનો બચાવ કરતો હઇશ? આ શંકાના ઉત્તરમાં હું આરંભે જ જણાવી દઉં કે હું અસત્યનો લેશમાત્ર પણ બચાવ કરતો નથી: એટલું જ નહિ પણ, મારે મતે, આવું અસત્ય—અર્ધસત્ય હોઈ, સત્યમાં ખપી, સત્યનું મિથ્યા રૂપ ધારણ કરી—સંપૂર્ણ અને હડહડતા અસત્ય કરતાં પણ વધારે નુકસાનકારક છે. પણ પ્રકૃત પ્રસંગમાં અસત્યની નિન્દા કરવા જતાં ઘણા વ્યાખ્યાનકારો યુધિષ્ઠિરને અને મહાભારતકારને અણધારી રીતે* કેટલોક અન્યાય કરે છે એ પ્રકટ કરવાનું મારૂં તાત્પર્ય છે. એ શી રીતે તે બતાવતા પહેલાં—એ અસત્યકથનના પ્રસંગનો ટૂંકામાં અનુવાદ કરૂં. પ્રસંગ આવો છે:—

દ્રોણ પાંડવની સેના સ્હામે રણે ચડયા છે, અને અગણ્ય સૈનિકોનો નાશ કર્યે જાય છે—એ જોઈ પાંડવો કંપવા લાગ્યા. માત્ર અર્જુન દ્રોણની સ્હામે લડી શકે એવો છે, પણ અર્જુન 'ધર્મવિત્'—ધર્મજ્ઞ, કાર્યાકાર્ય જાણનાર—છે એટલે ગુરૂ સ્હામે એ કદી પણ શસ્ત્ર ઊપાડનાર નથી—એમ વિચારી "मतिमान् श्रेयसे युक्तः केशवोऽर्जुनमब्रवीत्"—'પાંડવોના શ્રેયમાં તત્પર અને બુદ્ધિમાન' એવા કૃષ્ણે અર્જુનને કહ્યું—કે દ્રોણના હાથમાં

* મારે 'મતભેદ' કરતાં 'દૃષ્ટિભેદ' કહું તો તે વધારે યથાર્થ જણાશે.

જ્યાં સુધી શસ્ત્ર છે ત્યાં સુધી જયની આશા વ્યર્થ છે એટલું જ નહિ, પણ એ સર્વનો નાશ કરી નાંખશે, માટે હવે તો કાંઇક યુક્તિ શોધી કાઢવી જોઇએ. મને લાગે છે કે અશ્વત્થામાને મરાયો જાણે તો એ શસ્ત્ર ફેંકી દે. માટે કોઇક માણસ 'અશ્વત્થામા મરાયો' એમ એને કહે તો ઠીક. અર્જુને આ સલાહ પસંદ ન કરી, ભીમે કરી. ભીમે માલવરાજના અશ્વત્થામા નામના હાથીને માર્યો, અને દ્રોણ પાસે જઈ **"अश्वत्थामा हत इति शब्दमुच्चैश्चकार ह"**—'અશ્વત્થામાં મરાયો' એમ ઊંચે સ્વરે જાહેર કર્યું: આ સાંભળી દ્રોણને શરીરે ક્ષણવાર પરસેવા છૂટી ગયા, પણ ભીમની વાણીમાં એને શ્રદ્ધા નહોતી અને પોતાના પુત્રનું બળ એ જાણતો હતો એટલે એ વાત માની નહિ, અને બેવડા જુસ્સાથી શત્રુની સેનાનો સંહાર ચાલતો રાખ્યો. આ જોઈ,—ભારતકાર કહે છે કે—વિશ્વામિત્રાદિક ઋષિઓને ચિન્તા પડી કે પૃથ્વી નિઃક્ષત્રિય થઈ જશે; અને તેથી તેઓએ દ્રોણ સમક્ષ આવી બ્રાહ્મણ તરીકે એનો શો ધર્મ છે, અને શો અધર્મ કરવા એ બેઠો છે, એનું એને ભાન કરાવ્યું. એમાં '**अधर्मतः कृतं युद्धम्**'='તેં આ યુદ્ધ અધર્મથી આદર્યું છે' ઇત્યાદિ કહેવા ઉપરાંત એક વાત એ બતાવી કે તારા જેવા વેદવેદાંગવિત્ બ્રાહ્મણને આ ક્રૂર કર્મ શોભે નહિ, એટલુંજ નહિ પણ '**ब्रह्मास्त्रेण त्वया दग्धा अनस्त्रज्ञा नरा भुवि**'—બ્રહ્માસ્ત્ર વડે તેં, અસ્ત્રવિદ્યા ન જાણનારા પૃથ્વી ઉપર હજારો પુરુષોને બાળી મૂકયા એ કામ તેં સારૂં કર્યું નથી. માટે શસ્ત્ર છોડી દે, અને શાશ્વત બ્રહ્મને માર્ગે ચઢ—મનુષ્યલોકમાં વસવાનો તારો કાળ પણ પૂરો થયો છે.* ભીમનો પૂર્વોક્ત ઉચ્ચાર અને ઋષિઓનાં આ વચનો સાંભળી દ્રોણના મન ઉપર એટલી અસર થઈ કે પુત્ર મરી ગયો હોય તો હવે મારે શસ્ત્ર છોડી દેવાં; ભીમના વચનમાં તો એમને શ્રદ્ધા નહોતી, તેથી દ્રોણગુરુ—( રા. નરસિંહરાવે આ પછીની બધી હકીકત એમના હરિકીર્તનમાં લીધી છે તેથી તે એમના સુન્દર શબ્દોમાં જ નીચે ઊતારૂં છું.)

ઢાળ.

યુધિષ્ઠિરને પૂછતો નિજ સુત હણાયો કે નહિં,
દ્રોણગુરુની પૂર્ણ શ્રદ્ધા પાર્થનાં વચનો મહિં;

---

* विश्वामित्रो जमदग्निर्भरद्वाजोऽथ गौतमः ॥ वसिष्ठः कश्यपोऽत्रिश्च ब्रह्मलोकं निर्वापः॥ सिकताः पृश्नयो गर्गा वालखिल्या मरीचिपाः ॥ भृगवोऽङ्गिरसश्चैव सूक्ष्माश्चान्ये महर्षयः॥ ते एनमब्रुवन्सर्वे द्रोणमाहवशोभिनम्॥ अधर्मतः कृतं युद्धं समयो निधनस्य ते ॥ न्यस्यायुधं रणे द्रोण समीक्षास्मानवस्थितान् ॥ नातः क्रूरतरं कर्म पुनः कर्तुमिहार्हसि ॥ वेदवेदांगविदुषः सत्यधर्मरतस्य ते ॥ ब्राह्मणस्य विशेषण तवैतन्नोपपद्यते ॥ त्यजायुधममोघेशो तिष्ठ वर्त्मनि शाश्वते ॥ परिपूर्णश्च कालस्ते वस्तुं लोकेऽद्य मानुषे ॥ ब्रह्मास्त्रेण त्वया दग्धा अनस्त्रज्ञा नरा भुवि॥ यदेतदीदृशं विप्र कृतं कर्म न साधु तत् ॥ न्यस्यायुधं रणे विप्र द्रोण मा त्वं चिरं कृथाः ॥ मा पापिष्ठतरं कर्म करिष्यसि पुनर्द्विज ॥

મળે રાજ્ય ત્રિલોકનું પણ એ વદે ન અસત્ય જો,
બાલ્યકાળથી સત્ય કેરી આશ હેની રાખતો.
ગોવિન્દે જોયું જે પૃથ્વી થાશે પાંડવહીન,
સમરાંગણ જો દ્રોણ ઘૂમશે, તેથી વ્યથિત થઈ દીન;
ધર્મરાજાને વદતો વાણી,—અર્ધ દિવસ જો દ્રોણ,
ક્રોધ ધરીને ઝૂઝશે તો, સત્ય કહું રાજન,
સેના ત્હારી જશે ધસડાઈ વિનાશના મુખમધ્ય;
માટે દ્રોણ થકી તું બચાવે, થોડું વદીજ અસત્ય.
સત્ય થકીજ અસત્ય રૂપાળું, જીવન અર્થે કોઈ;
અનૃત ભાષણ કરે ત્હેને પાપનો સ્પર્શ ન હોય.*

આ પ્રમાણે વાત ચાલતી હતી ત્યાં ભીમે યુધિષ્ઠિરને કહ્યું કે—" મહારાજ ! વાત એમ બની છે કે દ્રોણને મારવાનો બીજો ઇલાજ ન જડવાથી, માલવરાજા આપણા સૈન્યમાં પેસતો હતો ત્યાં મેં એના અશ્વત્થામા નામના હાથીને માર્યો, અને ' અશ્વત્થામા મરાયો !' એમ બૂમ પાડી. પણ આથી પોતાનો પુત્ર મરાયો છે એમ એમને શ્રદ્ધા પડી નહિ. દ્રોણને તમારા શબ્દમાં શ્રદ્ધા છે, માટે એ તમને પૂછે કે ' ખરી વાત શી છે ?' ત્યારે તમે કહેજો કે 'અશ્વત્થામા ( ગુરુ પુત્ર ) મરાયો. ' તમારૂં કહ્યું એ માનશે અને યુદ્ધ બંધ કરશે—કારણ કે ત્રણ લોકમાં ' સત્યવાન ' તરીકે તમારી કીર્તિ છે. "

( ચોપાઈ ત્રણ તાલની. )

સુણી હેવાં વચન વૃકોદરનાં,
વળી માની વચન ભૂધરનાં;
અને ભાવિ તથાજ પ્રભાવે,
ધર્મરાજા વદે દ્વૈધભાવે—
કોઈ ભીતિ અસત્યની ધારી,
વળી વિજયનો લોભ વિચારી;
બોલ્યો ધીરે યુધિષ્ઠિર,
પડ્યો અશ્વત્થામા—કુંજર.

---

*संदिह्यमानो व्यथितः कुंतीपुत्रं युधिष्ठिरम् ॥ अहतं वा हतं वेति पप्रच्छ सुतमात्मनः ॥ स्थिरा बुद्धिर्हि द्रोणस्य न पार्थो वक्ष्यतेऽनृतम् ॥ त्रयाणामपि लोकानामैश्वर्यार्थे कथंचन ॥ तस्मात्तं परिपप्रच्छ नान्यं कंचिद्द्विजर्षभः ॥ तस्मिंस्तस्य हि सत्याशा बाल्यात्प्रभृति पांडव ॥ ततो निष्पांडवामुर्वीं करिष्यन्तं युधांपतिम् ॥ द्रोणं ज्ञात्वा धर्मराजं गोविंदो व्यथितोऽब्रवीत् ॥ यद्यर्धदिवसं द्रोणो युध्यते मन्युमास्थितः ॥ सत्यं ब्रवीमि ते सेना विनाशं समुपैष्यति ॥ स भवांस्त्रातु नो द्रोणात्सत्याज्ज्यायोऽनृतं वचः ॥ अनृतं जीवितस्यार्थे वदन्न स्पृश्यतेऽनृतैः ॥

"अव्यक्तमब्रवीद्राजन् हतः कुञ्जर इत्युत."

—'અશ્વત્થામા મરાયો' એમ કહ્યું—પણ તે કહેવાની સાથે જ એના 'હૃદ્ગચ પુરુષે' —અન્તરાત્માએ–એને ઠપકો દીધો, તેથી એણે ઉમેર્યું કે 'કુંજર'. આ અસત્યકથનને પરિણામે, તે જ વારે, યુધિષ્ઠિરનો રથ જે અત્યાર સુધી જમીનથી ચાર આંગળ ઊંચો ચાલતો હતો તે પૃથ્વીને અડ્યો।—

" तस्य पूर्वं रथः पृथ्व्याश्चतुरङ्गुलमुच्छ्रितः ।

बभूवैवं च तेऽनीके तस्य वाहाः स्पृशन् महीम् । "

—આ પ્રમાણે મહાભારતમાં કથા છે.

ધર્મરાજનું આ અસત્યકથન એમના જીવનમાં દૂષણરૂપ મનાય છે એ યોગ્ય જ છે. પણ મને ભય રહે છે કે આ વાર્તાના સામાન્ય શ્રોતાઓ માત્ર આટલી વાત સાંભળીને, અને એ ઉપર ઊંડો વિચાર ન કરીને, ધર્મરાજને અને મહાભારતકારને ઉભયને કાંઇક કાંઇક અન્યાય કરે છેઃ ધર્મરાજને તો અન્યાય ખુલ્લો જ છે—કારણ કે આ એક દૂષણના ભાનમાં તેઓ ધર્મરાજનું ભવ્ય નીતિથી ભરપૂર ચરિત્ર ભૂલી જાય છે. મને આ અન્યાયમાં રા. નરસિંહરાવે અન્ય સંબન્ધમાં કહેલી એક મિથ્યા જૈનની ઉપહાસવાર્તા લાગુ પડતી દેખાય છે. જૈનોને આર્દ્રા નક્ષત્રમાં કેરી ખાવાનો બાધ છે પણ એક મિથ્યા જૈન હતો તેણે હદ બાંધીને પ્રતિજ્ઞા કરી કે મારે હજારથી વધારે ન ખાવી. પહેલેથી જ મ્હોટી સંખ્યા રાખી હતી એટલે મનમાની ખાવામાં કાંઈ હરકત આવે એમ નહોતું. ખૂબ ખાધી—ત્રણસો ખાધી; પણ આ છેડેથી, ખાધી તે ન ગણતાં, બીજે છેડેથી, સાતસો ન ખાધી એ ગણી ! અને પોતે અદ્‌ભુત સંયમ કર્યો એમ માન્યું ! આ જ પ્રમાણે જ્યારે યુધિષ્ઠિરના અસત્યકથનની વાત સામાન્ય શ્રોતાજન સાંભળે છે ત્યારે આ છેડેથી, એમનાં નવાણું સત્ય ગણવાં જોઇએ તેને બદલે, બીજે છેડેથી, સોમું અસત્ય જ ગણે છે, એ ઉપર જ એમની નજર ઠરે છે। યુધિષ્ઠિરની આ સમયની દયામણી સ્થિતિ માટે દયા ધરવાને બદલે એનો ઉપહાસ કરવામાં આનન્દ માને છે। વળી જેમ એ યુધિષ્ઠિરને અન્યાય કરે છે તેમ મહાભારતકારને પણ કરે છે. મહાભારતકારને જગત્‌નાં ઊંડાં સત્યનું વિશાળ જ્ઞાન હતું, અને તેથી ખરા કવિને શોભે તેમ એ સત્યને પૂર્ણ સ્વરૂપમાં દર્શાવવા એમણે યત્ન કર્યો છે. જગત્‌નાં સત્યો સાદાં નથી ઘણાં ગુંચવણ ભરેલાં છે. એ ગૂંચ ઉકેલવી એ કામ કવિનું નથી, પણ એના ઉપર પ્રકાશ નાંખી એનું સ્વરૂપ જેવું હોય તેવું બતાવવાનું કામ તો એનું છે જ. તદનુસાર આ મહાકવિએ યુધિષ્ઠિરના આ વિકટ પ્રસંગના વિશ્લેષણમાં કેવાં ગૂઢ સત્યો પ્રકટ કર્યાં છે તે જુવોઃ—

૧. એક તો એ વાત પ્રકટ કરી છે કે કર્તવ્યના નિર્ણય સહેલા નથીઃ કર્તવ્યની પસંદગી હમેશાં સારા અને ખોટા વચ્ચે જ કરવાની હોતી નથી, કેટલીકવાર સદ્‌ગુણ સદ્‌ગુણ વચ્ચે પણ વિરોધ આવી પડે છે. એક તરફ સત્ય બોલવાની ફરજ છે—ઊંચાડી ફરજ છે; બીજી

તરફ એવી જ ભારે ફરજ પોતાને વિશ્વાસથી વળગેલા અસંખ્ય બન્ધુઓ—સ્વજનો અને અકારણ મિત્રો—ના જીવ બચાવવાની છે. આ બે પરસ્પરવિરોધી ફરજો વચ્ચે નિર્ણય કરવો સહેલો નથી; બલ્કે એમ પણ કહી શકાય કે યુધિષ્ઠિરે પોતાની સેનાનો સંહાર થવા દઈ પોતાનું સત્ય સાચવ્યું હોત તો એમાં ' selfishness of virtue' અથવા તો 'spiritual pride' જ પ્રકટ થાત. (એ નિર્ણય કોઈ સહેલો માનતું હોય તો તેને Paulsen's "System of Ethics" માં Veracity (સત્ય) ઉપરનું પ્રકરણ વાંચવા મારી વિનંતિ છે.)

૨. હવે નીતિના આચરણની વ્યાસજીએ ધ્યાનમાં રાખેલી એક ઝીણી psychology (માનસ સ્વરૂપ) લક્ષમાં લો: કેટલાંક કર્તવ્યોનું અનુષ્ઠાન લગભગ બુદ્ધિના નિશ્ચયમાંથી જ નીકળે છે; બીજાં કર્તવ્યોના અનુષ્ઠાનમાં બુદ્ધિના નિશ્ચયને હૃદયની લાગણી (Emotion) ગતિ આપે છે. આ બે જાતનાં કર્તવ્ય વચ્ચે જ્યારે વિરોધ ઉત્પન્ન થાય છે ત્યારે ઘણું કરી જે કર્તવ્યના અનુષ્ઠાનમાં હૃદયની લાગણી મદદે હોય છે તેનો જય થાય છે—કારણ કે એનું અનુષ્ઠાન સરળ બને છે. આથી જ્યારે યુધિષ્ઠિરની એક તરફ સત્યનું કર્તવ્ય હતું અને બીજી તરફ સ્વજનને ઉગારવાનું કર્તવ્ય હતું—તે વખતે સત્યનું કર્તવ્ય કોરું પડતું હતું, અને સ્વજન પ્રત્યે પ્રેમ અને દયાની લાગણી બીજા કર્તવ્યને આર્દ્ર બનાવતી હતી—અને તેથી આ બીજા કર્તવ્યનો જય થયો.

૩. આવે પ્રસંગે હૃદયની ઉચ્ચ—પ્રેમ અને દયાની—લાગણી જ કામ કરતી હોય છે એમ ન સમજવું. એ ઉચ્ચ લાગણી સાથે વિજયની સ્વાર્થી અભિલાષા પણ યુધિષ્ઠિરના મનમાં ભળેલી હતી. અને તેથી આ ઉચ્ચ લાગણીને બ્હાને આ અસત્યકથનનો બચાવ કરવા મહાભારતકારે યત્ન કર્યો નથી. વસ્તુતઃ યુધિષ્ઠિર સ્વાર્થ ખાતર જ જૂઠું બોલ્યા ન હતા—બલ્કે મૂળ પ્રેરકબળ તો દયાની લાગણીનું જ હતું, પણ આવે પ્રસંગે ઘણીવાર બને છે તેમ મિશ્ર બળથી છેવટનું પગલું ભરાયું એમ બતાવવામાં મહાભારતકાર, પાપની આપણા અન્તરમાં ગુપ્ત રીતે પેસી જવાની અને કેવી યુક્તિ હોય છે એ સૂચવે છે. આમ ઉચ્ચ હેતુ સાથે ક્ષુદ્ર હેતુ છાનોમાનો કેવો ભળી ગયો—એમ કહેવામાં વ્યાસજી મનુષ્યમનનું બંધારણ બહુ ઊંડી દૃષ્ટિથી બહાર આણી આપે છે.

૪. વળી એ પણ જોવાનું છે કે પ્રભુએ કરેલી આ સંસારની અદ્ભુત ઘટનામાં, ધર્મવડે અધર્મનો પરાભવ થાય એમાં તો નવાઈ જ શી? પણ કોઈકવાર અધર્મવડે પણ અધર્મનો પરાભવ થાય છે. જેમકે—ઔરંગઝેબની ધર્માન્ધ અનીતિનો શિવાજીના છળથી વિનાશ થયો. અને આ જાતનાં—પાપે પાપને આથડ્યાનાં—દૃષ્ટાન્તો ઇતિહાસમાં પુષ્કળ છે. પરિણામમાં ધર્મનો જય અને પાપનો ક્ષય કરાવનાર શક્તિ સદા સર્વત્ર જો પરમાત્મા જ છે, તો પાપ સ્હામે પાપ ઊભું કરનાર શક્તિ પણ પરમાત્મા જ છે એમ માનવું જોઇએ. આ વિચિત્ર ઘટનાને પ્રભુના નિર્દોષ સ્વરૂપ સાથે શી રીતે ઘટાવવી એ ધર્મના તત્ત્વજ્ઞાનનો મહાપ્રશ્ન છે—જેનો ખુલાસો કરવાની કવિને માથે ભાગ્યે જ ફરજ છે. એનું કામ તો, જગતની ઘટના ઉપર પ્રતિભાનો પ્રકાશ નાંખી એ ઘટના જેવી છે તેવી વાચક આગળ પ્રત્યક્ષ કરવાનું છે; બલ્કે

એ ઘટનાની પ્રભુના નિર્દોષ સ્વરૂપ સાથે સંગતિ કરવા જતાં જે વિરોધ આવે છે તે પ્રકટ કરી, એ વિરોધવડે આ જગતની ઘટનાનું અદ્ભુતપણું દર્શાવવું એ એનું કામ છે. જેઓ આ વિશ્વની વ્યવસ્થામાં ઇશ્વર અને શેતાન એવી સમાન કક્ષાની પરસ્પરવિરુદ્ધ શક્તિઓનું દ્વૈત માનતા નથી* તેઓ શેતાનનું અસ્તિત્વ સ્વીકારીને પણ છેવટે એની પાર ઇશ્વરને જ મૂકે છે—અર્થાત્ આ જગતના વ્યવહારમાં મનુષ્ય જે લાલચો અનુભવે છે એ ઇશ્વરે જ સર્જેલી છે, એ લાલચોના વિષયો ઇશ્વરે જ સર્જ્યા છે, એટલું જ નહિ પણ એ વિષયો મનુષ્યના મન ઉપર અસર કરે એવું વિષયનું સ્વરૂપ અને મનુષ્યના મનનું બંધારણ ઘડ્યું છે એ પણ ઇશ્વરની જ કૃતિ છે—માટે જ મહાભારતકાર કહે છે કે શ્રીકૃષ્ણ પરમાત્માએ યુધિષ્ઠિરને જયની લાલચ બતાવી. આમાં શ્રીકૃષ્ણને કાંઈ દોષ લાગતો હોય તો તે આ જગતમાં લાલચો ઉત્પન્ન કરીને તથા એ લાલચો મનુષ્યના મન ઉપર અસર કરે એવું એ લાલચોનું અને મનુષ્યના મનનું સ્વરૂપ ઘડીને પ્રભુએ પોતાને માથે જે દોષ વ્હોર્યો છે તે જ છે. વસ્તુતઃ સિદ્ધાન્તમાં, આ સદોષ જગત્ રચીને પણ પરમાત્મા નિર્દોષ જ રહે છે—આ પ્રપંચના ચાલક હોઇને પણ કૃષ્ણ યથાર્થ કહી શકે છે કે "**नोक्तपूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन**".†

૫. વ્યાસજી, ઉપર પ્રમાણે કર્તવ્યની મુશ્કેલી, લાલચનું સ્વરૂપ, તથા એમાં પરમાત્માની અદ્ભુત રચના બતાવીને અટક્યા નથી. એમ કર્યું હોત તો આપણે એમને અસત્યને ઉત્તેજન આપનાર તરીકે નિન્દવાનું કારણ રહેત. પણ એમણે તો આ અસત્યના પ્રસંગની વિકટતા બતાવવાની સાથે—એ અસત્યનો બિલકુલ બચાવ કર્યો નથી; બલ્કે એ અસત્ય બોલ્યાનું શું પરિણામ આવ્યું એ એક લીટીમાં પણ બહુ સચોટ નાપસંદગીથી જણાવી દીધું છેઃ તે એ કે યુધિષ્ઠિરનો તે જ ક્ષણે પ્રભાવ નષ્ટ થઈ ગયો—એમનો રથ જે અત્યાર સુધી જમીનથી ચાર આંગળ ઊંચો ચાલતો હતો તે જમીનને અડ્યો ! આટલું જ નહિ પણ આ વાત ખાસ સ્મરણમાં રાખી મહાભારતકાર અસત્યની નિન્દાનો એમના ગ્રન્થમાં ફરી એક પ્રસંગ રચે છે. સ્વર્ગારોહણ પર્વમાં યુધિષ્ઠિરને કવિ નરકમાં ફેરવે છે—અને નરકમાં ભાઇઓને જોઇને એને દુઃખ થાય છે, ત્યારબાદ એ બધો નરકનો દેખાવ સ્વપ્નવત્ ઊડી જાય છે. એના કારણમાં ઇન્દ્ર યુધિષ્ઠિરને કહે છે—

---

* કોઇને કોઈ રીતે સર્વ ધર્મમાં આવા દ્વૈતનો નિષેધ થતો જોઇએ છીએઃ અહુરમઝ્દ અને અહ્રિમાનને સ્હામસ્હામા ગોઠવનાર ધર્મમાં પણ અહ્રિમાનની પાર અહુરમઝ્દને મૂકવાનો એક યત્ન થયો છે. દેવ અને અસુર પણ પ્રજાપતિ(દેવાધિદેવ)માંથી ઉત્પન્ન થયા હતા એમ ઉપનિષદ્ કહે છે (**'देवासुरा हवै यत्र संयेतिरे उभये प्राजापत्याः'**). ખ્રિસ્તી ધર્મમાં પણ Manichæanism નો ઇનકાર કરવામાં આવ્યો છે.

† ઉત્તરાના બાલકને અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્રથી બાળી નાંખ્યો ત્યારે એ બાળકને ખોળામાં લઈ ઉત્તરા વિલાપ કરવા લાગી અને એને જીવતો કરવા કૃષ્ણને પ્રાર્થના કરી ત્યારે "**अब्रवीच्च विशुद्धात्मा सर्वं विश्रावयन् जगत् । नोक्तपूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन**" એમ ભારતકાર કહે છે.

" व्याजेन हि त्वया द्रोण उपचीर्णः सुतं प्रति
व्याजेनैव ततो राजन् दर्शितो नरकस्तव ॥ "

—"હે રાજન્ ! તેં અશ્વત્થામાની બાબતમાં દ્રોણને મિથ્યા ભાન કરાવ્યું હતું, તેનું જ મિથ્યાભાન તને આજ—આ નરકદર્શનમાં—થયું." તાત્પર્ય કે ધર્મરાજ જેવા સત્યવાદી જીવનમાં પણ અસત્યનો એક ન્હાનો સરખો દેખાતો દોષ અને તે એવે વિકટ પ્રસંગે થએલો કે એને દોષ કહેતાં પણ ક્ષણવાર થોભવું પડે,—એ દોષ પણ એનું ફળ ઉત્પન્ન કર્યા વિના રહેતો નથી. આ મનુષ્યના †નૈતિક જીવન( moral life )નો એક દયાલાયક 'tragedy' યાને કરુણરસજનક પ્રસંગ છે, અને એ જ મનુષ્યત્વનું ભાન કરાવનાર સાધન છે. કર્ણ જેવો અર્જુનની સમાનકોટિનો વીર અસત્યનો પરિણામે—ખરે અણીને વખતે પોતાની અસ્ત્રવિદ્યા ભૂલી બેઠો એ પ્રસંગમાં કવિએ જે tragedy ( કરુણચિત્ર ) રચી છે તે કરતાં આ tragedy ( કરુણચિત્ર ) જુદી જ જાતની છે, પણ જરાએ ન્યૂન નથી. કર્ણ તો પોતાની અસ્ત્રવિદ્યા ભૂલી બેઠો, પણ યુધિષ્ઠિર તો પોતાનું સ્વસ્વરૂપ—સત્યવાદિત્વ—ભૂલી બેઠો ! પહેલા કરતાં આ બીજું વિસ્મરણ થોડું નથી. વળી કર્ણના અસત્યનું ફળ તો આ લોકમાં જ ભોગવાઈ ગયું—યુધિષ્ઠિરના અસત્યનું ફળ સ્વર્ગમાં પણ એને નડયા વિના રહ્યું નહિ. આમ કલ્પવામાં કવિએ કર્મનાં ફળના નિયમની વિવિધરૂપતા દર્શાવી છે.

૭. વળી ધર્મરાજ યુધિષ્ઠિર શા માટે ઠગે છે એનો એક સ્થૂલ ખુલાસો મહાભારતકારે એ આપ્યો છે કે—જેને માથે સગાંવહાલાં મિત્ર આશ્રિત વગેરે અસંખ્ય સ્વજનોના પ્રાણ રક્ષવાની ફરજ છે તેને કર્તવ્યના અનેક વિકટ પ્રસંગો પ્રાપ્ત થાય છે, અને તેમાંથી એક 'moral paradox' યાને નૈતિક વિષયની વિરોધગર્ભ સ્થિતિ એ ઉત્પન્ન થાય છે કે એક તરફથી એને માથે પાપ કરવાનું કર્તવ્ય (સ્વાર્થી સદ્ગુણ વૃત્તિથી કે વિશુદ્ધતાના અભિમાનથી પ્રેરાઈ ને ચોખ્ખો રહેવા માગે તો જુદી વાત) આવી પડે છે અને બીજી તરફથી એ જ પાપરૂપ કર્તવ્ય ( આ જ 'paradox' ) કરવા માટે એને શિક્ષા—નરક—ખમવું પડે છે ! આ વિષમ સ્થિતિ રાજધર્મને અંગે યુધિષ્ઠિરને પ્રાપ્ત થાય છે. માટે સ્વર્ગારોહણપર્વમાં કવિ કહે છે કેઃ—" अवश्यं नरकस्तात द्रष्टव्यः सर्वराजभिः"—રાજમાત્રને, અર્થાત્ જેમને માથે લોકતન્ત્ર ચલાવવાની મ્હોટી જવાબદારી છે તેવા સર્વને, નરક જોયા વિના છુટકો નથી—અર્થાત્ એમને પાપ કરવાનો જરૂર પડયા વિના રહેતી નથી, અને પરિણામે પાપનાં ફળ પણ ભોગવવાં પડે છે. યુદ્ધ એ પણ લોકતન્ત્ર ચલાવવાને અંગે ક્ષત્રિયને માથે આવી પડતું કર્તવ્ય છે, પણ એ કર્તવ્ય અનેક પ્રપંચ વ્યૂહ વગેરે દોષોથી સંકુલ છે*, અને પરલોકમાં એની શિક્ષા ખમવાની—યુદ્ધમાં તરવાર ખમવાની એની જેવી ફરજ છે તેવી જ—ફરજ છે.

---

† પરશુરામને હું બ્રાહ્મણ છું એમ મનાવી અસ્ત્રવિદ્યા શીખી લાવેલો હતો એ અસત્ય જાણવામાં આવતાં ગુરુએ શાપ દીધો કે ખરે વખતે તું વિદ્યા ભૂલી જઈશ.

* આ બાબત, વિશ્વામિત્રાદિક ઋષિઓ, દ્રોણને ચેતાવીને, અસત્ય સ્હામે એનો ફરિયાદનો હક બંધ કરે છે એમ કહીએ તો ચાલે. યુદ્ધનાં અસંખ્ય પાપો અને સ્નેહવિધ્વંસનો

૮. પણ આ ઉપરાંત હજી એક ઊંડું સત્ય મહાભારતકારે આ કથામાં સૂચવ્યું છે—એ મનન કરવા જેવું છે. 'અશ્વત્થામા મરાયો' એમ અસત્ય બોલતાં ભીમને જરા પણ સંકોચ આવતો નથી; યુધિષ્ઠિરને સંકોચ આવ્યો, પણ આખરે એ પણ બોલ્યોઃ ન બોલ્યો એક અર્જુન. આ ભેદનું શું કારણ? આમાં મનુષ્યસ્વભાવનું એક ગૂઢ તત્ત્વ કવિ તારવી આપે છે. આ પ્રમાણેઃ–ભીમ, વૃત્તિના વેગને–ઉપનિષદ્ જેને 'શ્રેય' વિરુદ્ધ 'પ્રેય' કહે છે તેને—જલદી તાબે થઈ જાય એ સ્વાભાવિક છે. યુધિષ્ઠર ધર્મ(Law)નો અવતાર છે, પગલે પગલે કાર્યાકાર્યનો વિચાર કરીને ચાલનાર છે, પણ એને આ ધર્મબુદ્ધિ સિવાય વધારે ઊંચું અવલમ્બન નથી, અને તેથી એ આખરે ધર્મમાંથી ચ્યુત થાય છે. પણ અર્જુન પરમાત્માનો સખા છે, ભક્ત છે. એની ભાવના ધર્મ( Law )ની નથી, પ્રેમ( Love )ની છે; અને જેમ રાતદિવસ પોતાનું આરોગ્ય સાચવવાનો બુદ્ધિપૂર્વક યત્ન કરનાર મનુષ્ય ભાગ્યે જ પોતાનું આરોગ્ય સાચવી શકે છે, તેમ રાતદિવસ નીતિ જાળવવાની ચિન્તા રાખનાર મનુષ્ય ભાગ્યે જ નીતિનું બરાબર સંરક્ષણ કરી શકે છે. અર્જુને નીતિની દરકાર કરી નથી, પણ વીરત્વ કેળવ્યું છે અને પ્રભુ સાથે પ્રેમ બાંધ્યો છે—એ આ ક્ષણે યુધિષ્ઠિરના 'અધર્મભીરુત્વ' કરતાં પણ એને વધારે કામ આવે છે. મનુષ્ય મનુષ્યત્વ કેળવતાં જેવું દેવત્વ પ્રાપ્ત કરે છે, તેવું બુદ્ધિપૂર્વક દેવત્વ કેળવવા જતાં તે પ્રાપ્ત કરી શકતો નથીઃ બલ્કે એનો પાત થાય છે.

પ્રભુ! મને મનુષ્ય જ રાખો, પણ **તમારો** રાખો—એ કરતાં હું અધિક માગતો નથી.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# કાળિદાસના સમયનું નિરૂપણ.

કાળિદાસ નામના કેટલાએક સંસ્કૃત કવિ થયા છે. મહાન્ નરોને પગલે ચાલનારા પોતાનું નામ પણ તેવુંજ રાખવા ઇચ્છે છે, તેમ કેટલાંક વર્ષ પૂર્વે કાળિદાસનું નામ રાખવાનો પ્રથા પડેલો હોય અથવા એજ ખરા નામાભિધાનવાળા અનેક મહાન્ કવિઓ પાકયા હોય અને તેથી મળતા નામથી શંકાઓ ઉત્પન્ન થવાને અનેક સાધન મળે છે. હાલમાં આપણે ગુર્જર કવિરાજેશ્વર પ્રેમાનંદના નામને માટે અથવા તેમના નામે પ્રગટ થયલાં પુસ્તકો માટે ચર્ચા ઉપસ્થિત થયેલી જોઈએ છીએ. કોઈ કોઈ કવિ કાળિદાસ અગર પ્રેમાનંદના નામના તોરમાં પોતાના નામ સાથે એ નામ જોડતા હશે અને પાછળથી એકલા ઉપનામથી સંબોધાય

---

દર્શાવીને મહાભારતકારે બ્રાહ્મણો માટે—અર્થાત્ ઉચ્ચ સંસ્કારી જીવો માટે—યુદ્ધ પ્રતિ નિર્વેદ ઉત્પન્ન કરવાનો ઇરાદો રાખ્યો જણાય છે.

એમ ઇચ્છતા હશે અથવા કોઈ અભિનવ કાળિદાસ થાતો પ્રેમાનંદ થતા હશે. ગમે તેમ હો; પરંતુ સાહિત્યમાં તેમના લખાણુથી વધારો તો થયોજ છે. રાજશેખર નામના એક કવિએ પોતાની સૂક્તિમુક્તાવલી નામક ગ્રંથમાં ત્રણ કાળિદાસ હોવાનો ઉલ્લેખ કર્યો છે.

> एकोपि जीयन्ते हन्त कालिदासो न केनचित् ।
> शृङ्गारे ललितोद्गारे कालिदासत्रयी किमु ॥

નવ સહસાંક ચરિતના કર્તા પદ્મગુપ્તે પોતાનું નામ પરિમલ કાળિદાસ રાખ્યું હતું. એઓ ધારાધિપ મુન્જ રાજાના સભાકવિ હતા. ભોજરાજાના સમયમાં પણ એક કાળિદાસ થઈ ગયા છે. તેમજ જ્યોતિર્વિદાભરણ અને શ્રુતબોધ નામના જ્યોતિષ ગ્રંથોના કર્તાઓનાં નામ પણ કાળિદાસ હતાં. રઘુવંશ આદિ કાવ્યોના કર્તા વિશ્વવિશ્રુત કાળિદાસને લોક દીપશિખા-કાળિદાસ કહે છે. રઘુવંશના ૬ ઠ્ઠા સર્ગમાં એક શ્લોક છેઃ—

> सञ्चारिणी दीपशिखेव रात्रौ यं यं व्यतीयाय पतिंवरा सा ।
> नरेन्द्रमार्गाट्ट इव प्रपेदे विवर्णभावं स स भूमिपालः ॥

આ મનોહર પદ્યમાં જે દીપશિખા પદ છે, તેનું કારણ પ્રસિદ્ધ કાળિદાસનું નામ દીપશિખા કાળિદાસ પડ્યું હતું. કિરાતાર્જુનીયના એક પદ્યમાં 'આતપત્ર', શિશુપાલવધના એક પદ્યમાં 'ઘણ્ટા' અને હરવિજયના એક પદ્યમાં 'તાલ' આવે છે. તે ઉપરથી એ ત્રણે કાવ્યોના કર્તા, આતપાત્ર—ભારવિ, ઘણ્ટા—માઘ અને તાલ—રત્નાકર કહેવાય છે, એ ઉપરથી એમ સમજાય છે કે પ્રાચીન કવિઓના કાવ્યોમાં જો કોઈ સુંદર શબ્દ આવતા તો તે સુંદર શબ્દોના નામથી તે કાવ્યોના લખનારાને લોકો બોલાવતા.

જે મહાકવિએ રઘુવંશની રચના કરી છે તેણેજ કુમારસંભવ, મેઘદૂત, શકુન્તલા, વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્રની રચના કરી છે. એ સિવાય ઋતુસંહાર અને શૃંગારતિલક વગેરે બીજાં નાનાં નાનાં કાવ્યો પણ એજ કવિએ કરેલાં હોવાં જોઇએ. પરંતુ પાછલાં કાવ્યોની રચના રઘુવંશ, કુમારસંભવ, મેઘદૂત, શકુન્તલા, વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્ર લખાયાં તે પહેલાંની હોવી જોઇએ.

કાળિદાસના ગ્રંથોમાંથી તેમજ તેમને લગતી બીજી એવી અનેક વાતો ઉપરથી કાળિદાસના સમયનું નિરૂપણ થઈ શકે તેમ છે.

( ૧ ) કોઈ વિક્રમનામધારી રાજાનો એ મહાકવિ સાથેનો સમ્બન્ધ.

( ૨ ) વાલ્મીકિની ગવાયલી પ્રશંસા. ( રઘુવંશ સર્ગ. ૧૪. )

( ૩ ) રઘુવંશમાં હૂણ યવન આદિ જાતિઓનો ઉલ્લેખ.

तत्र हूणावरोधानां; यवनीमुखपद्मानां–६० ( રઘુવંશ સર્ગ. ૪ )

( ૪ ) રઘુવંશની આકસ્મિક સમાપ્તિ.

( ૫ ) ભાસ, ધાવક, કવિપુત્ર આદિ પોતાના સમકાલીન કવિઓનાં નામનો ઉલ્લેખ.

આજ સુધી કાલિદાસના સમય માટે વિદ્વાનોએ જે કલ્પનાઓનો આશ્રય લીધો છે તેમાંની મુખ્ય કલ્પનાઓનો સમ્બન્ધ નીચે દર્શાવ્યો છે.

( ૧ ) અગ્નિવર્ણના પુત્રનો સમય.

( ૨ ) વિક્રમ સંવતના આરંભનો સમય.

( ૩ ) સ્કન્દગુપ્તનો સમય.

( ૪ ) કોરૂરના યુદ્ધનો સમય.

એ સિવાય ઇ. સ. ૧૧ મા સૈકામાં ધારાધિપ ભોજના સમયમાં કાલિદાસ થયાની કલ્પના પણ કેટલાક વિદ્વાનોએ કરેલી જણાય છે. એ કલ્પના તદ્દન ગેરવ્યાજબી છે. કદાચ ભોજરાજાના સમયમાં કોઈ અન્ય કાલિદાસ નામનો કવિ થયો હશે, પરંતુ તેજ રઘુવંશ આદિનો લેખક છે તેમ ધારવું ખોટું છે. ડાક્તર ભાઉ દાજીએ માતૃગુપ્તને કાલિદાસ સિદ્ધ કરવા યત્ન કરેલો જણાય છે પરંતુ તે યત્ન અને કલ્પના ખોટાં હોવાં જોઇએ.

રઘુવંશના ૧૯ મા સર્ગમાં અગ્નિવર્ણનું વૃત્તાન્ત છે. એ લખ્યા પછી કાળિદાસે રઘુવંશની સમાપ્તિ કરી છે. પરંતુ સમાપ્તિસૂચક કંઈ વાત લખેલી જણાતી નથી. કોઈ વિદ્વાનો એવો ખ્યાલ કરે છે કે અગ્નિવર્ણના પુત્રના સમયમાં કાલિદાસ થયા છે કારણ કે તેમણે પોતાના આશ્રયદાતાના પિતાનું પણ વૃત્તાંત લખ્યું છે. હવે એ રાજા ઈ. સ. પૂર્વે ૮૦૦ વર્ષ ઉપર થઈ ગયો છે, માટે એ કલ્પના પણ વ્યાજબી જણાતી નથી. અગ્નિવર્ણના સમયમાં રઘુવંશી રાજાઓનો મહિમા અને પ્રભુતા ક્ષીણ થઈ ગયાં હતાં; તેથી તેમની પહેલાં થઈ ગયલા રાજાઓ અને રાજ્ય ફેરફારીનું લખવું કાલિદાસને ઠીક નહિ લાગ્યું હોય, અથવા રાજાઓનો વૃત્તાંત લખવાથી કાવ્યનો વિસ્તાર વધી જતો હશે. જો કાળિદાસ અગ્નિવર્ણ રાજાના પુત્રના સમયમાં હોય તો તે પોતાના કાવ્યોમાં તે રાજા માટે થોડુંક પણ લખવા ચૂકત નહિ, અને આશ્રયદાતા અથવા સામયિક રાજાનું વર્ણન લખી તેને જાહેર તો કરતજ; માટે એ કલ્પના ગ્રાહ્ય નથી.

કેટલાક લોકોનું કહેવું છે કે કાલિદાસ, વિક્રમ સંવતના આરમ્ભમાં મહારાજ વિક્રમાદિત્યની સભામાં હતા. પરંતુ કાલિદાસનો સંબંધ વિક્રમ નામના રાજા સાથે હતો એ બાબતમાં એ કલ્પના ઠીક છે પણ કાલિદાસના સમયની બાબતમાં એ કલ્પના ઠીક લાગતી નથી.

રઘુવંશમાં હૂણનું વર્ણન જોઇને કોઈ પંડિતોએ કાલિદાસનો સમય સ્કન્દગુપ્તના સમયમાં

એટલે ઈ. સ. ૫ મા સૈકાના અન્તમાં કલ્પ્યો છે. પરંતુ ભારતીય ગ્રંથકારોએ હૂણ, યવન, શક આદિ શબ્દોનો પ્રયોગ જાતિવાચક કોઈ ગ્રંથોમાં કર્યો છે. તેથી એ પણ નિશ્ચયપૂર્વક કહી નહિ શકાય કે ઇતિહાસ પ્રસિદ્ધ હૂણ, જેણે ઈ. સ૦ ૪૫૮ માં ભારતપર ચઢાઈ કરી હતી તેજ હૂણ બાબત તેમાં લખાણ છે. ભારતવાસીઓને એ શબ્દ ત્યાર પહેલાંનો જાણમાં હતો, કેમકે ભારતની અંદર લૂટફાટ કરવા એ લોકો વારંવાર ચઢી આવતા હતા.

કોઈ કોઈ ઇતિહાસ લેખકોનું લખવું છે કે ઉજ્જૈનના કોઈ વિક્રમ નામધારી રાજાએ કોરરની લડાઇમાં મ્લેચ્છોને હરાવ્યા હતા. એ લડાઈ ઈ. સ. ૬ ઠ્ઠા સૈકાની મધ્યમાં થઈ હતી. વિન્સેંટ સ્મીથ સાહેબે ભારતવર્ષીય ઇતિહાસમાં લખ્યું છે કે " ભારતમાં યશોધર્મા નામનો એક રાજા હતો. મગધનરેશ બાલાદિત્યની સહાયતાથી તેણે મિહિરગુલ નામના મ્લેચ્છ રાજાને હરાવ્યો હતો." આ વાત કોરર યુદ્ધના સમય પહેલાંની છે, છતાં કોઈ લેખકોએ યશોધર્મા રાજાનેજ વિક્રમાદિત્ય સમજી એવી કલ્પના કરી કે માલવ સંવતને પોતાની જીતના ઉપલક્ષ્યમાં પોતાના નામાનુસાર વિક્રમ સંવત્ કર્યો. પરંતુ તેમ નથી. વળી એ લેખકોએ એવી પણ કલ્પના કરી કે સંસ્કૃત સાહિત્યનું પુનરુજ્જીવન પણ એજ યશોધર્મા રાજાના સમયમાં થયું અને કાલિદાસ પણ એનીજ સભાનો એક સભાસદ હતો. એ કલ્પના કરવાનું કારણ એ છે કે " धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशङ्कु:" ઇત્યાદિ નવરત્ન સમ્બન્ધી શ્લોકમાં કાલિદાસની સાથે વરાહમિહિરનું નામ પણ છે, અને વરાહમિહિરનો સમય ઈ. સ. ૬ ઠ્ઠા સૈકાની શરૂઆતમાં માનવામાં આવે છે. તેથી એમ અનુમાન નીકળ્યું કે જ્યારે વિરાહમિહિર યશોધર્મા રાજાના વખતમાં હતા ત્યારે કાલિદાસ પણ જરૂર એ સમયમાં હોવા જોઇએ; કારણ કે એ બંને વિક્રમની નવરત્નમાલિકાના અન્તર્ગતમાં છે. પરંતુ ભોજપ્રબન્ધમાં ભવભૂતિ, ભારવિ, માઘ અને કાલિદાસ બધા સમકાલિન માન્યા છે તેથી એ કલ્પના પણ અગ્રાહ્ય છે. ત્યારે હવે એ જોવાનું છે કે કાલિદાસ ક્યારે થઈ ગયા ?

એમાં કંઈ સંદેહનું કારણ નથી કે કાલિદાસ કોઈ વિક્રમ નામધારી રાજાના સભાસદ હતા. એમના રુપકોનું એકનું નામ વિક્રમોર્વશીય રાખ્યું છે, અને તેની પ્રસ્તાવનામાં પણ લખ્યું છે કે " अनुत्सेकः खलु विक्रमालङ्कारः—" એથી પુષ્ટિ મળે છે કે રાજા વિક્રમ સાથે કાલિદાસનો કંઈ સમ્બન્ધ અવસ્ય હતો. જનશ્રુતિ પણ એજ કહે છે. કવિવર અભિનન્દકૃત રામચરિતમાંથી પણ એ વાતને પુષ્ટિ મળે છે.

'ख्यातिं कामपि कालिदासकवयो नीताः शकारातिना'

ઇત્યાદિ શ્લોક પણ એની પુષ્ટિ કરે છે. જ્યાં સુધી આ કલ્પના વિરુદ્ધ કંઈ પ્રમાણ ન મળે ત્યાં સુધી એ કલ્પના માનવામાં કંઈ બાધ નથી.

હવે આપણે એ જાણવાનું રહ્યું કે કયા વિક્રમના સમયમાં કાલિદાસ વિદ્યમાન હતા ? ઇસ્વીસનના ૧ લા સૈકામાં વિક્રમ નામનો કોઈ ઐતિહાસિક રાજા ન હતો. એ નામનો સંવત્ ચાલ્યો તે પહેલાં 'માલવગણ સ્થિત્યાબ્દ' કહેવાતો. મન્દસોરમાં સંવત ૫૨૯ નો ઉત્કીર્ણ લેખ મળ્યો છે, તેમાં આ સંવત દર્શક જુનામાં જુનો લેખ છે. તેમાં લખ્યું છે કે

" मालवानां गणस्थित्या याते शतचतुष्टये "—ઇત્યાદિ. મહારાજ યશોધર્માના પછી ઘણા વખતે એ સંવત્ નું નામ વિક્રમ સંવત્ પડયું હશે. ગણરત્ન મહોદધિના કર્ત્તા વર્ધમાન પહેલા ગ્રંથકાર છે, જેમણે વિક્રમ સંવતનો ઉલ્લેખ કર્યો છે:

सप्तनवत्यधिकेष्वेकादशसु शतेष्वतीतेषु ।
वर्षाणां विक्रमतो गणरत्नमहोदधिर्विहितः ॥

માલવ સંવત્ નું નામ વિક્રમ સંવત્ કોણે કર્યું એનો પત્તો મળતો નથી. એ ફેરફારી ભ્રમથી થઈ હોય એમ સંભવ છે. માલવગણુ સ્થિત્યબ્દ, જેમ એક તો બહુ લાંબું નામ છે, તેમ કર્ણ મધુર પણ નથી, તેથી કોઇ કથાસરિત્ના નાયક કલ્પિત વિક્રમાદિત્યને માલવેશ્વર સમજી એ નામથી સંવત્ પ્રસિદ્ધ કર્યો હશે.

તો હવે કાલિદાસના વિક્રમનો પત્તો મેળવવો જોઇએ. કાલિદાસ શુઙ્ગ રાજાઓથી પરિચિત હતા. તે ફલિતજ્યોતિષ તેમજ ગણિત જ્યોતિષ જાણતા હતા. મેઘદૂતમાં બૃહત્કથાની કથાઓનો ઉલ્લેખ કર્યો છે. હૂણ આદિ સીમાપ્રાન્તની જાતિઓનું પણ તેમને જ્ઞાન હતું. પોતાના ગ્રંથોમાં પાતંજલ અનુસાર વ્યાકરણપ્રયોગનો ખાસ રીતે ઉપયોગ કર્યો છે. તેથી અમે કાલિદાસનો સમય ઈ. સ. ના પૂર્વમાં થયલો માની શકતા નથી. પતંજલિ ઈ. સ. પૂર્વે ૨ જા સૈકામાં થઈ ગયા છે. તે પછી પાલીની પુત્રી પ્રાકૃતે કેટલાંએ રૂપ ધારણ કર્યાં, અને એટલું જોર બતાવ્યું કે કેટલાક સમય સુધી તેણે સંસ્કૃત ભાષાને દબાવી દીધી. તેથી જે સમયમાં પ્રાકૃતનું આટલું બધું જોર હતું તે સમયમાં કલિદાસ જેવા સંસ્કૃત કવિનો પ્રાદુર્ભાવ થઈ શકવો ન જોઇએ. વળી પૈશાચી ભાષામાં લખાયલી ગુણાઢયકૃત બૃહત્કથાઓથી કાલિદાસ પરિચિત હતા, એવું મેઘદૂત ઉપરથી જણાય છે; તો ગુણાઢય પછી થયલી પ્રાકૃતભાષાના સમયમાં કાલિદાસ થયલા ન હોવા જોઇએ. કાલિદાસે પોતાના ગ્રંથોમાં જ્યોતિષ સંબંધી વાતો લખી છે તેથી આર્યભટ્ટ અને વરાહમિહિરના સમકાલિન હોય તેમ જણાય છે; અથવા તો એ બન્ને ગ્રંથકારોના ગ્રંથો ઉપરથી જ્યોતિષનું જ્ઞાન મળ્યું હોય અથવા તો તેમના પણ પહેલાંના ગ્રંથકારોના ગ્રંથો ઉપરથી જ્યોતિષ સમજ્યાં હોવા જોવા જોઇએ. એ અનુમાન ઉપરથી સમજાય છે કે કાલિદાસ ઈ. સ ના ત્રીજા સૈકા પહેલાં તો નહિ થયાં પરંતુ તે સાથે એટલું પણ માનવું પડે છે કે ઈ. સ. ના પાંચમા સૈકા પછીથી પણ નહિ હોવા જોઇએ. કારણ કે ૭ મા સૈકાના કવિ બાણભટ્ટે હર્ષચરિતમાં કાલિદાસના નામનો ઉલ્લેખ કર્યો છે. વળી પુલકેશિની પ્રશસ્તિમાં રવિકીર્તિએ પણ ભારવિની સાથે કાલિદાસનું નામ લખ્યું છે. એ પ્રશસ્તિ પણ ૭ મા સૈકાની છે. આ પ્રશસ્તિનો સમય ભારવિ પછી કમમાં કમ એક સૈકાનો છે. કેમકે કોઈ પ્રસિદ્ધ રાજાની પ્રશસ્તિમાં તેનો કવિ પ્રસિદ્ધ હોય તોજ તેનું નામ પણ તેમાં લખી શકાય. વળી બાણ અને કાલિદાસના નામોલ્લેખ સિવાય સુબન્ધુની વાસવદત્તાનો પણ ઉલ્લેખ છે. સુબન્ધુ પણ બાણ પહેલાં સો વર્ષ પૂર્વે થઈ ગયલો હશે. આ હિસાબે ભારવિ અને સુબન્ધુનું અસ્તિત્વ ઈ. સ. ૬ ઠ્ઠા સૈકામાં સિદ્ધ થાય છે. ભારવિ અને સુબન્ધુની રચનામાં ભંગશ્લેષ આદિ કારણથી ક્લિષ્ટતા આવી છે. પણ એ

દોષ કાલિદાસની કવિતામાં નથી. તેથી એ ભારવિ અને સુબન્ધુ પહેલાં સો વર્ષ ઉપર હોવા જોઇએ. આ રીતે કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે કાલિદાસ ઈ. સ. ના ચોથા સૈકાના અન્તમાં અથવા પાંચમા શતકના આરંભમાં વિદ્યમાન હતા, એ વાજબી લાગે છે. અમારૂં માનવું એવું છે કે કાલિદાસ ગુપ્ત નરેશ બીજા ચન્દ્રગુપ્ત ઉપનામ વિક્રમાદિત્ય અથવા તત્પશ્ચાત્‌ કુમારગુપ્તના સમયમાં વિદ્યમાન હતા, અર્થાત્ અનુમાને ઈ. સ. ૩૭૫ થી ૪૫૦ સુધીમાં થઈ ગયા.

છઠ્ઠા શતકમાં થયેલા ભારવિ અને સુબન્ધુએ પાણિનીય વ્યાકરણના નિયમોનું ઉલ્લંઘન કર્યું નથી. “तं पातयां प्रथममास पपात पश्चात्;” ‘वपुः प्रकर्षात्’ ‘शाक्यमास्थिन्तुं पचनैः” ઇત્યાદિમાં કાલિદાસે ઉલ્લંઘન કર્યું છે. તેથી પણ એ ભારવિ અને સુબન્ધુની પહેલાં જરૂર હોવા જોઇએ. ભારવિ અને સુબન્ધુના સમયમાં પાણિનિની વ્યાકરણ વિષયક આજ્ઞા સર્વમાન્ય હતી. અને કોઇએ તેનું ઉલ્લંઘન કરેલું જણાતું નથી પરંતુ કાલિદાસના સમયમાં એ વાત નહતી. તેથી કાલિદાસ અને અશ્વઘોષના કાવ્યોમાં પાણિનિની આજ્ઞા વિરૂદ્ધ પ્રયોગ જણાય છે. તે ઉપરથી કાલિદાસ, ભારવિ અને સુબન્ધુ પહેલાં થયા હતા એમ માનવામાં કંઈ સંદેહ રહેતો નથી.

કાલિદાસના ગ્રંથોનું અવલોકન કરવાથી જણાય છે કે તેમને જ્યોતિષનું જ્ઞાન ઘણું સારૂં ન હતું. તે ઉપરથી આર્યભટ્ટ પછી કે વરાહમિહિરના સમકાલિન પણ થઈ શકતા નથી. સમકાલિનતા સૂચક માત્ર નવરત્નવાળું પદ્ય છે. એ પદ્ય જ્યોતિર્વિદાભરણનું છે. એ પુસ્તકની રચના કોઈ અર્વાચિન જૈન પંડિતની હોય તેમ જણાય છે. તેમાંનું સંસ્કૃત અશુદ્ધ છે તેથી તે વિશ્વસનીય નથી.

કાળિદાસ ઉજ્જયિની નરેશની સભામાં સભાસદ હતા તથાપિ તેમની જન્મભૂમિ ઉજ્જયિની ન હતી. કાલિદાસને ગ્રીષ્મ ઋતુ ઉપર ઘણો પ્રેમ હતો, તેનું એમનાં કાવ્યોમાં ઘણી જગ્યાએ એ ઋતુ વિષે વર્ણન કર્યું છે તે ઉપરથી જણાય છે. હિમાલય પ્રદેશનો પણ તેમને પરિચય હશે કેમકે જ્યાં જ્યાં તેનું વર્ણન કર્યું છે. ત્યાં ત્યાં ઘણું જ સારી રીતે વર્ણન કરેલું છે. મહાકવિ બાણની પેઠે તે પણ કાશ્મીરના નિવાસી હતા. વિલ્હણે વિક્રમાંક દેવચરિતમાં લખ્યું છે કે કવિતા અને કેસર કેવળ કાશ્મીરમાંજ પેદા થાય છે.

> “सहोदराः कुङ्कमकेसराणां भवन्ति नूनं कविताविलासाः ।
> न शारदादेशमपास्य दृष्टस्तेषां यदन्यत्र मया प्ररोहः ॥ ”

જો કાળિદાસ કાશ્મીરી ન હોય તો વિલ્હણને આ ગર્વોક્તિ લખવાનું સાહસ ન થાત.

અનુમાન થાય છે કે મોટી ઉમરે કાલિદાસે ઉજ્જયિની નરેશનો આશ્રય લીધો હશે. કેમકે કુમારસંભવ તેમજ માલવિકાગ્નિમિત્રમાં ઉજ્જયિની સંબંધની કંઈ પણ સૂચના નથી. આ ગ્રંથો કાળિદાસે યુવાવસ્થામાં લખેલા જણાય છે. જો એ પુસ્તકોની રચના વખતે પોતે ઉજ્જયિની-માં હોત તો કંઈ પણ ઉજ્જયિની વિષે તે તેમાં અવશ્ય લખત. હવે મેઘદૂત વગેરે પાછળના ગ્રંથો જુઓ. તેમાં ઉજ્જયિનીનાં મંદિરો, મહેલો, ઉદ્યાન વગેરે જોએલા સ્થળોનાં વર્ણન કરેલાં છે. તેથી કાલિદાસે પ્રૌઢ વયે ઉજ્જયિની આવી ત્યાંના તે વખતના રાજાનો આશ્રય લીધો હશે.

હવે એ સમયે ઉજ્જયિનીમાં કોણ રાજા હતું તે તપાસીએ. રઘુવંશના ૬ ઠ્ઠા સર્ગમાં ઇન્દુમતિના સ્વયંવરનું વર્ણન છે. એ વર્ણનમાં સ્વયંવરમાં આવેલા રાજાઓના ઉલ્લેખમાં મગધ નરેશને પ્રધાનતા આપી છે, એટલે પહેલું તેનું વર્ણન કર્યું છે. અને ઇન્દુમતીને તેની સામે ઉભી રહેલી ચિત્રી છે. કહો ત્યારે ઉજ્જયિની નરેશને કેમ પ્રધાનતા ન આપી? જવાબ એજ છે કે કાલિદાસના સમયમાં મગધેશ્વરજ અવન્તીનો અધીશ્વર હતો. આ વાત માન્ય કરવાથી સઘળો ભ્રમ દૂર થશે. જો કાલિદાસ યશોધર્મ્મા અથવા જેના ઉપર મગધેશ્વરની સત્તા નહોય એવા બીજાને ત્યાં હોયતો તે કદાપિ મગધરાજાની એટલી પ્રતિષ્ઠા ન કરત અને એટલો પક્ષપાત પણ ન કરત. રઘુવંશના ૬ ઠ્ઠા સર્ગમાં જેટલા રાજાઓનું વર્ણન કરેલું છે તે સઘળાઓમાં અવન્તિ અને મગધના રાજાઓને ઘણા બળવાન અને શક્તિવાળા ઠરાવ્યા છે. અવન્તિના રાજાના વિષયમાં લખ્યું છે કે "તેના ઘોડાઓની ખરીઓથી ઉડેલી ધૂળે અન્ય રાજાઓના મુકુટ મણિઓની પ્રભાને ક્ષીણ કરી છે. મગધપતિ અતિ ધનવાન છે. બીજા રાજાઓ બહુજ ક્ષુદ્ર છે." એથી જણાય છે કે કાલિદાસના સમયમાં અવન્તિ (જેની રાજધાની ઉજ્જયિની હતી) અને મગધ એ બંને એકજ રાજાને તાબે હશે. જે મગધનો રાજા તેજ અવન્તિનો રાજા હશે. ઇતિહાસકારોએ લખ્યું છે કે મગધના સિંહાસન ઉપર એ સમયમાં બીજો ચન્દ્રગુપ્ત રાજા હતો. તેણે અવન્તીને જીતીને પોતાના રાજ્ય સાથે ભેળી દીધું હતું. એ ઉપરથી સિદ્ધ થાય છે કે કાળિદાસ આજ રાજાના આશ્રય નીચે હતા. એ સિદ્ધાંતની પુષ્ટિ માટે વળી જરા વધારે વિચાર કરીએ. રઘુવંશના ૬ ઠ્ઠા સર્ગમાં "ઇન્દુમતી મગધાધિપ અને અવન્તિનાથના સામે ઉભી રહી પરંતુ તેણે તેમને પસંદ કર્યા નહિ તથાપિ શ્રદ્ધા અને ભક્તિથી તે પ્રાપ્ત થઈ હતી. તેણે તેમની સામે કંઈ અનાદરચેષ્ટા અથવા આક્ષેપની વાત કહી નહી, પણ બીજા રાજાઓનેતો જોઈ ઘૃણા અને તિરસ્કારપૂર્વક તે આગળ વધતી ચાલી." એમ લખેલું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે કાલિદાસનો મગધ અને અવન્તીના રાજા વિષે સારો ભાવ હતો. રઘુવંશનો પૂર્વાર્દ્ધ ભાગ લખતી વખતે રુદ્રદામાનો વિજેતા મગધાધિપ બીજો ચંદ્રગુપ્ત વૃદ્ધ થયો હતો. કાલિદાસે સ્વયંવરમાં આવેલા મગધનરેશનું નામ પરન્તપ લખ્યું છે, જેને ઇન્દુમતીએ પસંદ કર્યો નહતો. કાલિદાસના આ લેખની ચન્દ્રગુપ્તે વૃદ્ધ હોવાથી પરવા કરેલી જણાતી નથી. પરંતુ પરન્તપ વિષે જો બીજી અનુચિત વાત લખી હોત તો ચંદ્રગુપ્ત અવશ્ય ગુસ્સે થયો હોત.

રઘુવંશના ૬ ઠ્ઠા સર્ગમાં પરન્તપનું વર્ણન કરતાં કાલિદાસે લખ્યું છે કે—

'ज्योतिष्मती चन्द्रमसैव रात्रिः'

વળી આગળ અવન્તિ નરેશના વર્ણનમાં લખ્યું છે કે—

'इन्दुर्नवोत्थानमिवेन्दुमत्यै'

આ શ્લોકોમાં 'ચન્દ્રમસ' અને 'ઇન્દુ' શબ્દોમાં ચન્દ્રગુપ્તનો અને કાલિદાસનો સંબંધ જણાઈ આવે છે. આવું જ સાંકેતિક વર્ણન વિશાખદત્તે મુદ્રારાક્ષસની પ્રસ્તાવનામાં પણ કર્યું છે.

क्रूरग्रहः सकेतुश्चन्द्रमसं पूर्णमण्डलमिदानीम् ।
अभिभवितुमिच्छति बलाद्रक्षत्येनं तु बुधयोगः ॥

અહીં પણ 'ચન્દ્રમસં' પદથી મૌર્ય ચન્દ્રગુપ્તનો અર્થ સમજાય છે. કાલિદાસે પણ પૂર્વોક્ત શ્લોકોમાં 'ચન્દ્રમસ્' અને 'ઇન્દુ' શબ્દોમાં દ્વિતીય ચન્દ્રગુપ્તની ધ્વનિ કરી છે.

આ સિદ્ધાંતની પુષ્ટિમાં રઘુ અને દિલીપનાં ચરિત્રો છે. કાલિદાસનાં ચિત્રેલાં આ આ ચરિત્રોમાં જે વિલક્ષણતા છે તે માટે આપણે કાલિદાસનો અને ચંદ્રગુપ્તનો સંબંધ માની લેવો પડશે, અને તે માનવાથીજ એ વિલક્ષણતા જણાઈ આવશે. પ્રાચીન પુરાણ કથાઓમાં દિલીપે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો તેવું લખાણ છે નહિ, તેમ રઘુએ દિગ્વિજય કર્યો હોય તેવો ઇસારો પણ નથી. તેથી અમે એમ માનીએ છીએ કે કાળિદાસે બીજા ચન્દ્રગુપ્તના ચરિત્રને આદર્શરૂપ માની રઘુનું ચરિત્ર ચિતર્યું છે, અને તેથી દિલીપ અને રઘુનાં ચરિત્રમાં જે નવી નવી વાતો જણાવી છે તે ઉપરથી તેમનો આશ્રય સાફ જણાઈ આવે છે. રઘુવંશમાં જે રાજાઓનો વૃત્તાંત છે તેમાં રઘુ અને રામ શ્રેષ્ઠ છે. રામચંદ્રનું ચરિત્ર તો એટલું વિશ્રુત છે કે તેને આદર્શ રૂપ લઇને પોતાના આશ્રયદાતા બીજા ચંદ્રગુપ્તના ચરિત્રને ચિતરવાનું કાલિદાસને ઠીક નહિ લાગ્યું હોય, તેથી તેમણે રઘુને ચન્દ્રગુપ્તનો પ્રતિનિધિ બનાવ્યો.

કાલિદાસના આશ્રયદાતા દ્વિતીય ચંદ્રગુપ્તના પિતાનું નામ સમુદ્રગુપ્ત હતું. આ સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેથી કાળિદાસે રઘુના પિતા દિલીપે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો એમ વર્ણવ્યું; એમ સમજીને કે પિતા પુત્રનો સંબંધ જળવાય. તેથી ચન્દ્રગુપ્તને રઘુ અને સમુદ્રગુપ્તને દિલીપ બનાવ્યો. વળી ચન્દ્રગુપ્તની મા મગધદેશના કોઈ ખંડિયા રાજાની કન્યા હતી. અને તે ઉપરથી રઘુની મા 'માગધી' બનાવી. ચંદ્રગુપ્તની માનું નામ દત્તાદેવી હતું અને રઘુની માનું નામ 'સુદક્ષિણા' છે. એ 'દત્તા' અને 'દક્ષિણા' શબ્દ સરખા અર્થી છે. ચંદ્રગુપ્ત ઇતિહાસ પ્રસિદ્ધ રાજા હતો ને તે ઉપરથી રઘુને દિગ્વિજયી બનાવ્યો. ફા હિયાન નામના એક ચીના મુસાફરે ગુપ્ત રાજ્યના આરંભમાં ભારતમાં મુસાફરી કરી હતી. તેણે લખ્યું છે કે 'આ રાજ્યમાં ચોરોનું નામનિશાન નથી.' કાલિદાસે દિલીપ અને રઘુના સમયમાં પણ એજ વાત વર્ણવી છે.

' वातोऽपि नास्रंसयदंशुकानि
को लम्बयेदाहरणाय हस्तम् ।'

કાલિદાસે રઘુવંશમાં કરેલા રાજાઓનાં વર્ણનમાં ઘણી જગાએ ગોપ્ત શબ્દ લખ્યો છે. આ શબ્દ બીજા કવિઓએ ક્વચિત્ વાપરેલો જણાય છે. હવે, ગોપ્ત શબ્દ જે ધાતુ ઉપરથી થયો છે તેજ ધાતુ ઉપરથી ગુપ્ત પણ થયો છે, તેથી એમ અનુમાન થાય છે કે 'ગોપ્તા, ગોપ્તરિ' વગેરે પ્રયોગ મગધના ગુપ્તનરેશ માટેજ છે. વળી એક જગાએ રઘુવંશમાં ' स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः " લખી ગુપ્ત શબ્દનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

એ ઉપરથી સર્વથા સિદ્ધ છે કે વિક્રમાદિત્ય, વિક્રમાંક વગેરે વિરૂદધારી, પશ્ચિમમાં સમુદ્ર સુધી ગુપ્ત રાજ્યનો વિસ્તાર વધારનાર, ગુજરાતના શક શત્રુઓનો સંહાર કરવાથી શકારિ પદી પામનાર મગધાધીશ બીજો ચંદ્રગુપ્ત રાજા હતો, અને તેનાજ સમયમાં કાલિદાસ વિદ્યમાન હતા. એજ રાજા પૂર્વનો સુહ્મ પ્રદેશ, અને દક્ષિણમાં ચૌલ વગેરેનો પ્રદેશ મૂકી દેતાં બાકી રહેલા આખા ભારતવર્ષ ઉપર ૪૦ વર્ષ સુધી ચક્રવર્તી રાજા હતા. રઘુવંશના ૪ થા સર્ગમાં કાલિદાસે જે જે દેશો રઘુએ જીતેલા જણાવ્યા છે તે તે સર્વ ભાગ ઉપર ચંદ્રગુપ્તનો અધિકાર હતો. પરંતુ રઘુના જીતેલા દેશોનાં નામોમાં મગધ અને અવન્તીનું નામ નથી. એ ઉપરથી સાફ જણાય છે કે રઘુતો માત્ર બીજા ચંદ્રગુપ્તની છાયા હતી. અવન્તી અને મગધનો તો એ પોતે રાજા હતો, તેથી કાલિદાસ તેવો ઉલ્લેખ કેમ કરી શકે? જ્યાં જેનો પહેલેથી અધિકાર હોય તેને જીતવું શું? એ ઉપરથી રઘુને ચંદ્રગુપ્તનો પ્રતિનિધિ ( porsonified man ) માન્યા સિવાય છુટકો નથી.

કાળિદાસનો સ્વર્ગવાસ વૃદ્ધપણમાં થયેલો હોય એમ સમજાય છે. પોતાના આશ્રયદાતાના સ્વર્ગવાસ પછી કેટલાક સમયસુધી જીવતા હશે. પોતાના અન્તિમ સમયમાં તેમણે શકુન્તલા અને રઘુવંશ ઉત્તરાર્દ્ધ લખ્યો હશે. કાળિદાસનો ઉજ્જયિની નગરી ઉપર ઘણોભાવ હતો. પરંતુ વૃદ્ધપણમાં એ નગરી અને રાજપ્રાસાદથી કંટાળો આવ્યો હશે. એમ દુષ્યન્તના રાજભવનના વિષયમાં કણ્વઋષિના શિષ્યના મુખથી બોલાવેલા 'जनार्कीर्णं मन्ये हुतवहपरीतं गृहमिव ।' ઉપર અનુમાન બાંધવામાં આવે છે. જેટલો ચન્દ્રગુપ્તના સમયમાં તેમનો આદર સત્કાર થતો હશે તેટલો તેના પછીના રાજા કુમારગુપ્તના સમયમાં નહિ હોય, તેથી ખિન્ન થઇને શકુન્તલા અને રઘુવંશના અંતના કેટલાક સર્ગોમાં પોતાના માનના વિકારને વિવશ થઇને પ્રગટ કર્યા છે. મેઘદૂતમાં ઉજ્જયિનીની પ્રશંસા બહુજ કરી છે. ચન્દ્રગુપ્તના પછી ઉજ્જયિનીની સ્થિતિ ક્ષીણ થતી ગઈ એ લક્ષમાં લઇને કાલિદાસે રઘુવંશના ૧૮ મા સર્ગમાં રઘુવંશિઓના રાજાની હીનાવસ્થા દેખાડી છે અને અન્તમાં એટલે ૧૯ મા સર્ગમાં રાજા અગ્નિવર્ણની કામુકતા અને મૃત્યુનું વર્ણન કરી રઘુના વંશની તદ્દન સમાપ્તિ કરી નાંખી છે.

તેથી સિદ્ધ થાય છે કે કાલિદાસ ઈ. સ. ૪ થા સૈકાના અંતમાં અને ૫ મા સૈકાના આરંભમાં વિદ્યમાન હતા. અશોકના સમયમાં ભારતવર્ષના ગૌરવની વૃદ્ધિ થઈ. મેણ્ઠ, સુબન્ધુ, ભાસ આદિ મહાકવિ, દિઙ્નાથ, ઉદ્યોતકર આદિ દાર્શનિક અને આર્યભટ્ટ, વરાહમિહિર આદિ વૈજ્ઞાનિક પણ એજ સમયમાં થયા. એ સમયમાં ભારતમાં થયલા વિદ્યોન્નતિનો પ્રાદુર્ભાવ લગભગ એક હજાર વર્ષ ટક્યો. ૧૩ મા સૈકામાં રાજા લક્ષ્મણસેનના રાજ્યના અંતમાં તેનો પણ અંત આવ્યો.

સાહિત્યાચાર્ય પંડિત રામાવતાર શર્મા એમ. એ ના એક હસ્ત લિખિત સંસ્કૃત અંગ્રેજી લેખના આધારે આ લેખ લખાયો છે. વિદ્વાનો આ બાબત ધ્યાનમાં લઈ અન્ય પ્રખ્યાત લેખકોના સમયનું નિરૂપણ કરશે.

લલ્લુભાઇ ગોકળદાસ પટેલ.

# હાસ્યરસ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૯૬ થી. )

## આનન્દ આપવો એજ હાસ્યરસની રચનાનો મુખ્ય ઉદ્દેશ છે.

આપણે જોયું કે સાહિત્યના તથા સમાજના દોષો એ હાસ્યરસવાળી રચનાનો યોગ્ય વિષય ગણાય છે. પણ આ સ્થળે પ્રશ્ન એ ઉઠે છે કે સાહિત્ય અને સમાજમાં જે દોષો અસ્તિત્વ ધરાવતા હોય તેના સમ્બન્ધમાંજ હાસ્યરસવાળી રચના રચાવી જોઇએ કે કેમ? અમુક દોષો દૂર થાય તેને માટે તેને ઉપહાસનો વિષય બનાવવા એવો ખાસ ઉદ્દેશ દરેક હાસ્યરસની રચના રચનારે પોતાના ચિત્તમાં રાખવો જોઇએ કે કેમ? આ પ્રશ્નનો ઉત્તર આપણે નકારમાંજ આપી શકીશું. ડી કિવન્સિ જેવા સમર્થ લેખકે સાહિત્યના જે બે વિભાગ પાડ્યા છે, જ્ઞાનનું સાહિત્ય ( literature of knowledge ) અને બળનું સાહિત્ય ( literature of power ), તેમાં હાસ્યરસની રચનાને આપણે બીજા વિભાગમાંજ મૂકવી જોઇએ. એ બીજા વિભાગના સાહિત્યથી આપણી કોઈ પણ સ્થૂલ જરૂરિયાત પૂરી પડતી નથી. એ સાહિત્યથી આપણને કંઈ નવું જ્ઞાન મળે છે એવું પણ હોતું નથી. એ સાહિત્ય આપણને કેવળ આનન્દજ આપે છે. પણ એ આનન્દ અલૌકિક હોય છે. એ આનન્દ આપણી બુદ્ધિમાં અમુક જ્ઞાનનો ઉમેરો કરવા કરતાં ઉચ્ચતર પરિણામ આણે છે. એ આનન્દ ઠેઠ આપણા હૃદય સુધી પ્હોંચે છે અને આપણા જીવનને સાર્થક કરે છે. આ વાત ઘણી વાર કેટલાક વિદ્વાનોના લક્ષમાં પણ જોઇએ તેવી ન રહેતી હોય એમ જણાય છે. અમુક રચના સારી છે કે નહીં તેનો નિર્ણય કરતી વખતે ઘણી વાર એવી દલીલ કરવામાં આવે છે કે " એ રચના આપણને આનન્દ આપે છે ખરી, પણ એનો કંઈ ઉદ્દેશ જણાતો નથી ". લૅન્ડૉરના " કાલ્પનિક સંવાદો "ના સમ્બન્ધમાં પણ ખાનગી વાતચીતના પ્રસંગમાં આવી રીતની દલીલ મ્હારા એક વિદ્વાન્ મિત્ર તરફથી કરવામાં આવી હતી; પણ એ દલીલ ભુલભરેલી છે. અધ્યાત્મવિદ્યાનું અમુક જ્ઞાન આપવાને માટે, ફિલસુફીનાં અમુક સત્યોનું કથન કરવાને માટે લખાયલા વિદ્વત્તાભર્યા સંવાદો અને કેવળ સાહિત્યદષ્ટિથી લખાયલા આ સંવાદો એ બેનું સ્વરૂપજ જુદી રીતનું છે. અમુક જ્ઞાન આપવું એ સાહિત્યદષ્ટિથી લખાયલા સંવાદોનો પ્રધાન ઉદ્દેશ હોઈ શકેજ નહીં, અને એ ઉદ્દેશને જો પ્રાધાન્ય આપવામાં આવે તો એટલે અંશે સાહિત્યની રચના તરીકેનું એનું સૌન્દર્ય નષ્ટજ થાય. અમુક રમ્ય ચિત્રો આપણી આગળ રજુ કરવાં, ઉચ્ચ ગુણોવાળાં જગતનાં નરનારીઓનું એ ચિત્રદ્વારા આપણને ભાન કરાવવું, આપણા હૃદયને ઉંચા પ્રકારનો આનન્દ આપીને તેને ઉચ્ચતર સ્થિતિએ લઈ જવું એ સાહિત્યની રચનાઓનું કર્તવ્ય છે, અને જે સંવાદો વડે લૅન્ડૉર એ કર્તવ્ય બરાબર બજાવી શક્યો છે તે સંવાદોને લીધેજ સાહિત્યમાં અમર કીર્તિ એણે સંપાદન કરી છે. ગ્રીસ દેશમાં રસિક કળાઓ જે વખતે સંપૂર્ણ ખીલી નીકળી હતી તે વખતે ગ્રીસના શિલ્પ-

કારોએ અને ચિત્રકારોએ સૌન્દર્યનેજ પોતાની કળાનો વિષય બનાવ્યો હતો, અને આનન્દ આપવો એજ પોતાની પ્રવૃત્તિનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ ગણ્યો હતો. હાસ્યરસની રચનામાં આનન્દ આપવા સિવાય બીજા કોઈ ઉદ્દેશનું પ્રાધાન્ય હોવુંજ જોઇએ એમ કહેવામાં આવે તો તો પછી "શ્રી મૂર્ખજયન્તી" જેવા હાસ્યરસથી ભરેલા લેખને માટે ગુજરાતી સાહિત્યમાં કંઈ સ્થાનજ રહેશે નહીં ! અને અંગ્રેજી સાહિત્યનાં "The Ugly Club" જેવાં ઉત્તમ લખાણોને કચરાપટીની ટોપલીમાં મૂકવા જેવાં ગણવાં પડશે !

## હાસ્યરસના વિષયોની મર્યાદા અત્યન્ત સાંકડી ન હોવી જોઇએ.

જે ભાષામાં હાસ્યરસનાં સારાં લખાણોની ઘણી ખોટ છે તેમાં આપણી અતિગંભીરતાને લીધે આપણે હાસ્યરસના વિષયોની અત્યન્ત સાંકડી મર્યાદા બાંધી દઇએ અને અમુક વિષય ઉપર તો હાસ્યરસની રચના રચાવીજ ન જોઇએ એવો આકરો નિયમ સ્થાપિત કરીએ એ તો તદ્દન ભૂલભરેલું અને શોચનીયજ કહેવાય. શેક્સપિયર, મોલિયર વગેરે અનેક સમર્થ લેખકોએ હાસ્યરસ માટેનું ક્ષેત્ર કેટલું વિશાળ છે તે પોતાની હાસ્યરસવાળી અનેક કૃતિઓથી બનાવી આપ્યું છે. શેક્સપિયરે તો ઓટોલિકસ જેવા પાત્રની કલ્પના વડે કરીને ચૌર્યકળામાં વ્યાપૃત થનારા મનુષ્યો તરફ પણ સમભાવ રાખીને હસી શકવાનું પોતાનું અદ્ભુત સામર્થ્ય દાખવ્યું છે, અને અનીતિના પ્રશ્નનો જ્યાં અવકાશજ નથી રહેતો એવા ઉચ્ચતર સ્થાનક ઉપર આપણને લઈ જઇને ચોરો અને ખિસ્સાંકાતરુઓ તરફ પણ નિર્વિકાર દૃષ્ટિથી જોઇને આપણે કેવી રીતે હસી શકીએ એ સચોટ રીતે બતાવી આપ્યું છે. આ કારણથી હાસ્યની ઉજ્જવળ ઊર્મિઓને કૃત્રિમ નિયમો રચીને આપણે શમાવી દઇશું નહીં, પણ એ ઊર્મિઓને ઉલ્લાસથી ઉછળતી જોઇને આપણે આનન્દ પામીશું.

## હાસ્યરસની રચનાનું સ્વરૂપ.

જ્યારેજ્યારે કોઈ પણ હાસ્યરસની રચના રચાયલી જોવામાં આવે ત્યારે ત્યારે તે વર્તમાન સમયઅમુક અમુક સામાજિક અથવા સાહિત્યવિષયક દોષોનો ઉપહાસ કરવાના હેતુથીજ રચાયલ્‌ાય છે અથવા હોવી જોઇએ એમ માનવું એ ભૂલભરેલું છે. સાંપ્રત સ્થિતિનો આબેહૂબ ...ર આપવો એ તરફજ દરેક હાસ્યરસની રચના રચનારનું ખાસ લક્ષ રહેવું જોઇએ એ...વું, એ રચનામાં જે જે વચનો કહેવામાં આવ્યાં હોય તે સઘળાં સમાજની અમુક રૂઢિઓ ...નુલક્ષીનેજ કહેવામાં આવ્યાં છે અથવા અમુક અમુક વ્યક્તિઓની સાહિત્યવિષયક અ...ામાજિક પ્રવૃત્તિઓને દૂષિત ઠરાવવાના ઉંડા હેતુથીજ એ રચના રચાઈ છે એવો આગ્રહ એ નકામું છે. એ રચનામાં દર્શાવેલા કેટલાક દોષો વર્તમાન સમયના સાહિત્યમાં અ...માજમાં જોવામાં આવતા હોય તેટલા ઉપરથી એમાં દર્શાવાયલા સઘળાજ દોષો વર્તમા...ની સ્થિતિને લાગુ પાડવાનો પ્રયત્ન કરવો એ કલ્પનાશક્તિને આડે માર્ગે દોરવા જેવું છે. રચના ... ...તે, જે દોષો મનુષ્યની સાહિત્ય-

વિષયક અથવા સામાજિક પ્રવૃત્તિઓમાં ખરેખરા અસ્તિત્વ ધરાવતા હોય અથવા અસ્તિત્વ ધરાવી શકે એવા હોય તેને રસની નિષ્પત્તિ થાય એવી રીતે વાંચનારની સમક્ષ રજુ કરવા એ તરફજ રચનારનું લક્ષ હોય તો તેમાં કંઈ પણ અયોગ્ય કે અસંભવિત નથી. એથી વધારે ઉંડા હેતુની કલ્પના કરવામાં આવે એથી એ રચના રચનારને કદાચ વધારે માન મળતું હશે; પણ ઘણી વખત એવું બને છે કે એવા માનનો લોભ એ રચના રચનારે રાખ્યો નથી હોતો અને એવા માનની લાયકાત એ રચનારની રચેલી રચનામાં હોતી નથી. અસંભવના દોષથી મુક્ત રહીને અતિશયોક્તિ વગેરેનો પણ એવી રચનામાં છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હોય તો તે અસ્થાને નથી. વાંચનારને અમુક પ્રકારનો નિર્દોષ આનન્દ આપવો, સાહિત્ય અથવા સમાજમાં જે દોષો સંભવતા હોય તેનું નિરૂપણ કરવું એટલોજ એ રચના રચનારનો હેતુ હોય છે, અને એ હેતુ પાર પાડવાને માટે પોતાના દોષને પણ હાસ્યનો વિષય બનાવતાં એ અચકાતો નથી અને પોતાની ખામીઓ તરફ નોંધને પણ એ વગર સંકોચે હસી શકે છે. ઉદાહરણ તરીકે, "The Ugly Club" એ નામના હાસ્યરસવાળા નિબંધમાં લેખક જાતે પોતાને વિષે નીચે પ્રમાણે કહે છે:—

"For my own part, I am a little unhappy in the mould of my face, which is not quite so long as it is broad. Whether this might not partly arise from my opening my mouth much seldomer than other people, and by consequence not so much lengthening the fibres of my visage, Iam not at leisure to determine."

( કમનસીબે મ્હારૂં પોતાનું મ્હોં જેટલું પ્હોળું છે તેના પ્રમાણમાં લાંબું નથી. આનું કારણ શું હશે, બીજા માણસોના કરતાં હું મ્હારૂં મ્હોં વધારે થોડી વખત ઉઘાડું છું અને તેથી મ્હારા મુખની રેખાઓ એટલી બધી લંબાતી નહીં હોય તેને લીધે એમ થયું હશે કે કેમ તેનો નિશ્ચય મ્હારાથી થઈ શકતો નથી ).

એવોજ દાખલો મોલિયરના "Le Malade Imaginaire" નામના નાટકમાંથી પણ મળી આવે છે. મોલિયરે પોતાનાં કેટલાંક નાટકોમાં ડાક્તરોને સારી રીતે બનાવ્યા છે તેના સમ્બન્ધમાં એક પાત્રને મુખેથી પોતાને વિષે એણે નીચલા શબ્દો કહેવડાવ્યા છે:—

Now by all that's terrible, if I was a doctor I should be revenged on his impertinence, and if he were ill I would let him die without relief. He should say and do everything in vain. *I should not prescribe the slightest bleeding, the smallest clyster, and would say to him, "Perish! Perish! it will teach you another time to make a jest of the faculty."*

( જો હું દાક્તર હોઉં તો એની બેઅદબીનો બદલો એને આપ્યા વગર ન રહું, અને એ જો માંદો પડે તો એનું દુઃખ ઓછું કરવાના કંઈ પણ ઉપાય કર્યા વગર હું એને મરવા દઉં. એ ગમે તેટલું કહે અને ગમે તેટલું કરે, પણ હું એને લેખવું નહીં. હું એની કોઈ પણ રીતની દવા કરૂં નહીં, પણ એટલુંજ કહું કે " મરી જા ! મરી જા ! તું મરીશ એટલેજ, ત્હને ખબર પડશે કે દાક્તર લોકોની મજાક કર્યાનું કેવું ફળ મળે છે." )

એજ લેખકનું "The Misanthrope" ( જનશત્રુ ) નામનું હાસ્યરસનું નાટક છે તેમાં "જનશત્રુ" ના પાત્રની કલ્પના એણે પોતાની જાત ઉપરથીજ કરી છે અને એવી રીતે પોતાની જાતનેજ ઉપહાસનો વિષય બનાવતાં એ અચકાયો નથી.

આ પ્રમાણે પોતાની જાતને પણ ઉપહાસને પાત્ર ગણતાં સ્ટીલ અને મોલિયર જેવા લેખકો અચકાયા નથી, તો પોતાની આસપાસની સાહિત્ય અથવા સમાજની સ્થિતિ ઉપરથી કેટલાંક દૂષણોને ઉપહાસનો વિષય બનાવતાં કોઈ પણ લેખકને અચકાવાનું શું કારણ? એટલા ઉપહાસ ઉપરથી, લેખકે પોતાની રચનામાં અંગત આક્ષેપો સિવાય બીજું કંઈજ કીધું નથી, એણે જે કંઈ લખ્યું તે કોઈ કોઇના ઉપર હુમલા કરવાના હેતુથીજ લખ્યું છે, અને એમ કરવામાં એ દ્વેષબુદ્ધિથીજ પ્રેરાયો હતો એવું ધારવામાં આવે તેમાં જો કોઇની પણ અનુદારતા હોય તો તે લેખકની તો નથીજ એમ આપણે નિર્ભયપણે કહી શકીશું.

## હાસ્ય સ્વાભાવિક, વિશુદ્ધ, અને પરિપૂર્ણ હોવું જોઇએ.

હાસ્યરસની રચનાથી હાસ્ય ઉત્પન્ન થાય છે તે વખતે વાચકનાં અંગોમાં કેવો ફેરફાર થાય છે અથવા એના ચિત્તમાં કેવા વિચારો આવે છે, એ વખતે એને પોતાના ચઢિયાતા-પણાનું ભાન થાય છે, પોતે કંઈ વિજય મેળવ્યો હોય એવું લાગે છે, પોતે એવી સ્થિતિ-માં મૂકાયો હોત તો એવી ભૂલ ન કરત એવા ખ્યાલ ઉત્પન્ન થાય છે કે કેમ તે વિષે ચર્ચા કરવાની આ સ્થળે જરૂર નથી. આ સ્થળે તો આપણે એટલુંજ કહીશું કે અમુક રચનાદ્વારા ગ્રન્થકારના જે હાસ્યની આપણને પ્રતીતિ થતી હોય તે હાસ્ય જો સ્વાભાવિક, વિશુદ્ધ અને પરિપૂર્ણ હોય તોજ વાચકના હૃદયમાં પણ એવાજ હાસ્યની ઊર્મિઓ ઉછાળા-વવામાં તે રચના સફળ નાવડે છે; નહીંતો હાસ્યરસની રચના તરીકે તે નિષ્ફળ જાય છે. કુદરતી રીતે માણસને હસવાનું વલણ થઈ આવે તે વખતે હસવું એજ તેનો ધર્મ છે. એ હાસ્યમાં જો દ્વેષ કે એવો કો[illegible]ર ન આવતો હોય તો એ હાસ્યને કૃત્રિમ રીતે દબાવી દેવાનું એને કોઈ પણ રી[illegible]ગ્રહ [illegible]ી. એ હાસ્ય કરતી વખતે બીજા કોઈ આડાતેડા વિચારથી કે અમુક મ[illegible]રવાની હદબહારની કાળજીથી એણે પોતાના હાસ્યને ગુંગળાવી નાંખવું ન જોઈએ, [illegible] એણે ખુલ્લા મનથી હસવું જોઇએ. હાસ્ય કરતાં કરતાં એણે એકાએક ગંભીરતા ધારણ કરવી ન જોઇએ. "હું હાસ્ય કરૂં છું" એવાં વચનો

કહેવાને એણે થોભવું પણ ન જોઇએ, પણ પોતાના ઉજ્જ્વળ હાસ્યમાં પોતાના વ્યક્તિત્વને એણે વિસારી દેવું જોઇએ.

### હાસ્યરસનું વિરોધી તત્ત્વ.

એ ઉપરાંત, હાસ્યરસની રચનામાં હાસ્યરસનું વિરોધી તત્ત્વ ન હોવું જોઇએ. કોઈ હાસ્યરસવાળી રચના હોય તેમાં હાસ્ય આવવાને બદલે શોક થાય અથવા ત્રાસ ઉપજે એવું કંઈ પણ કથન કરવામાં આવે તો તે અસ્થાને છે. દુષ્કાળનાં દુઃખનું નિવારણ કરવાને માટે બાળકોને મારી નાખીને તેનું માંસ વાપરવું એવી સ્વિફ્ટની સૂચના આ પ્રકારની છે, અને "પંડિત શ્રીયુત નારાયણશાસ્ત્રી" ની વાર્તામાં "भार्या रूपवती शत्रुः ॥" એ વચનને આધારે શાસ્ત્રીજી પોતાની રૂપવતી ભાર્યાની આંખમાં લોઢાની સળી ખોસી દે છે, તે બુમો પાડે છે અને રોય છે, તેની એક આંખમાંથી લોહી અને બીજી આંખમાંથી પાણી વહે છે, તે જોઇને શાસ્ત્રીજી સન્તોષ પામે છે, અને પછી "एकाक्षी कुलनाशिनी ॥" એ સૂત્ર સાંભરી આવ્યાથી બીજી આંખ પણ ફોડી નાખે છે એ વૃત્તાન્તમાં પણ કંઇક આવી રીતનો દોષ થતો હોય એવું આ લેખકને જણાય છે.

### સુરુચિનો ત્યાગ.

હાસ્યરસવાળી રચનામાં સુરુચિનો ત્યાગ પણ ન થવો જોઇએ. આ વાત સર્વે કોઈ સ્વીકારે એવી હોવાથી એ વિષે વધારે વિસ્તાર કરવાની આ સ્થળે જરૂર લાગતી નથી. સુરુચિનો ત્યાગ થયાના એકાદ બે દાખલા સ્વ. નવલરામભાઇની "ભટનું ભોપાળું" એ નામની ઉત્તમ રચનામાં પણ જોવામાં આવે છે એ લગાર નવાઈ જેવું છે,

### હાસ્ય અને કરુણ.

હાસ્યરસવાળાં નાટકોમાંથી ઉપર આપણે કેટલાક ઉતારાઓ આપી ગયા છિયે; પણ તે ઉપરાંત કરુણરસવાળાં નાટકોમાં પણ હાસ્યરસ ઘણો ઉપયોગી થઈ પડે છે. કરુણરસ અને હાસ્યરસ એ બેઉનાં ચિત્રો ઘણાં પાસે પાસે મૂકાવાથી કેટલીક વખતે કરુણરસમાં ઘણો વધારો થાય છે. "હેમ્લેટ" ના નાટકનો "grave-digger" (કબર ખોદનાર) નો પ્રવેશ કબર આગળનાં "grave-digger" (કબર ખોદનાર) નાં વચનોને લીધે કબરની ભયાનકતામાં વધારો કરે છે અને ત્યાર પછી ઓફીલિયાનું શબ લઇને તેનો ભાઈ વગેરે આવે છે તે દેખાવની અસર પણ એ હાસ્યરસના સંમિશ્રણથી વધારે મજબૂત થાય છે. "કિંગ લિયર" ના નાટકમાં પણ કુદરતનાં ભયંકર તોફાનોને વખતે કિંગ લિયર અને મશ્કરાનાં પાત્ર સાથે સાથે મૂકાવાથી એવોજ હેતુ સિદ્ધ થાય છે; અને "એન્ટની અને ક્લિયોપેટ્રા" એ નાટકમાં ઝેરી સર્પ વેચનાર ગામડિયાના "I wish you joy of the worm" એ વચનથી પણ એવોજ અર્થ સરે છે. એ ઉપરાંત, કોઈ વખતે કરુણ-

રસના અતિશયથી હૃદયનું ઘણું તંગ ખેંચાણ થયું હોય તે વખતે હાસ્યરસના પાત્રનો પ્રવેશ માત્ર થવાથી આપણે એકદમ નવી સ્થિતિમાં મૂકાઇએ છિએ અને એના એક અટ્ટહાસ્યની સાથે આપણા હૃદય ઉપરનો સઘળો ભાર ખસી જાય છે.

## ગંભીરતા.

હાસ્યરસની રચનામાં ગંભીરતા એ અસ્થાને છે. એવી રચનામાં તુચ્છ વિષયોના સમ્બન્ધમાં ગંભીર વચનો ઉચ્ચારવામાં આવે એવું તો ઘણી વાર બને છે, પણ તે ગંભીરતા ખરેખરી નહીં પણ ઉપલકિયાજ હોય છે, અને હાસ્યરસની નિષ્પત્તિ થાય એજ એ ગંભીરતાનો હેતુ હોય છે. આ પ્રમાણે હાસ્યરસની રચના ગંભીરતાહીન હોય એ એ પ્રકારની રચનાનું દૂષણ નથી, પણ ભૂષણ છે.

## વાચાળતા.

હાસ્યરસની રચનામાં વાચાળતા પણ સાધારણ રીતે હોય છેજ. કેટલાક રમૂજી ટુચકાઓ ઘણા ટૂંકા હોય છે એ ખરૂં, પણ તે આપણને વાક્ચાતુર્ય ( Witticism ) નાજ દાખલાઓ પૂરા પાડે છે. હાસ્યરસ ( humour ) ની નિષ્પત્તિને માટે તો કંઇક વાચાળતાનીજ જરૂર પડે છે. મોલિયરનાં હાસ્યરસવાળાં નાટકોમાં ભાગ્યે એ પાનાં એવાં જતાં હશે કે જેમાં એવી વાચાળતા નહીં જોવામાં આવતી હોય. મૂર્ખ માણસની મૂર્ખતાને ઉઘાડી પાડવાને માટે એના મુખમાં અનેક શબ્દો મૂકવાની નાટકકારને ઘણી વખતે જરૂર પડે છે. આજ કારણથી, મોલિયરના એક નાટકમાં, વૃદ્ધ વયે પરણવા ઇચ્છનાર માણસના મુખમાં નીચે પ્રમાણેનાં વચનો મૂકવામાં આવ્યાં છેઃ—

> ડોસો—શું હું મ્હારો ઇરાદો છોડી દઇશ ? શું, સાહેબ, તમે એમ ધારો છો કે હવે હું પરણવાને લાયક નથી ? મ્હારી ઉમ્મર કેટલી થઈ છે તે વાત તમે જવા દો, અને ખરેખરી વસ્તુસ્થિતિ શી છે તેનોજ તમે વિચાર કરોઃ ત્રીસ વરસનો માણસ હશે તે પણ શું મ્હારા કરતાં વધારે મજબૂત અને તંદુરસ્ત હશે ખરો ? મ્હારાં સઘળાં અવયવો જોઇએ તેવાં મજબૂત નથી ? મ્હારે કોઈ દહાડો ગાડીમાં બેસવાની જરૂર પડે છે ? (પોતાનાં દાંત બતાવીને) હું દિવસમાં ચારે વખત ખાસી મઝેથી જમતો નથી ? અને કોઇની પણ પાચનશક્તિ મ્હારા કરતાં વધારે મજબૂત હશે ખરી ? ઉહું ! ઉહું ! કેમ, આ બધાંનું તમે શું કહો છો ?

ગૃહસ્થ—તમારૂં કહેવું ખરૂં છે. મ્હારી ભૂલ હતી. તમારે પરણવુંજ જોઇએ.

ડોસો—હું જાતે આગાઉ પરણવાની વિરુદ્ધ હતો, પણ હવે મ્હને પરણવાની તરફેણ-

માં મજબૂત કારણો જણાયાં છે. એક સુન્દર સ્ત્રી ઉપર અધિકાર ચલાવ્યાનો આનન્દ મ્હને મળશે; એ સ્ત્રી મ્હને લડાવશે, મ્હને રમાડશે, અને હું થાકી જઇશ ત્યારે મ્હને હીંચકામાં ઝુલાવશે એ આનન્દ ઉપરાંત મ્હને વિચાર આવે છે કે હું નહીં પરણું તો હમારો વંશ આખો નાબુદ થશે; પણ જો પરણીશ તો અન્યદ્વારા મ્હારૂં જીવન ટકી રહેલું મ્હારા જોવામાં આવશે. મ્હારા જેવાંજ બાળકો મ્હારાથી ઉત્પન્ન થયલાં જોવાનો સન્તોષ મ્હને મળશે. એ બાળકો ઘરમાં આખો દહાડો રમ્યાં કરતાં હશે, હું બહારથી આવીશ ત્યારે તેઓ 'બાપા' 'બાપા' કહીને મ્હને બોલાવશે, અને પોતાની ગાંડી ગાંડી વાતો કરીને ઘણી પ્રિય લાગે તેવી રીતે કરશે. રે ! અત્યારેજ એ બાળકોનો પિતા હું થઈ ચૂક્યો હોઉં એવું મ્હને લાગે છે, અને અડધોએક ડજન છોકરાંઓને મ્હારી આસપાસ વીંટળાઈ વળેલાં હું જોઉં છું.

હૅમ્લેટના ગાંડપણનું કારણ પોતે શોધી કાઢ્યું છે એવા ખોટા અભિમાનથી મલકાતો મલકાતો પોલોનિયસ પોતાના રાજા આગળ પોતાના અનુમાનનું કારણ રજુ કરે છે તે વખતે પણ—

> "That he his mad, 'tis true; 'tis true 'tis pity,
> And pity 'tis 'tis true..."

વગેરે વચનોમાં એવોજ વિસ્તાર કરવામાં આવેલો આપણે જોઇએ છિયે, અને એ સિવાય હાસ્યરસની નિષ્પત્તિને માટે વાચાળતા કેટલી જરૂરની છે તેના બીજા પણ ઘણા દાખલાઓ આપી શકાય.

પણ આ લખાણ હાસ્યરસની નિષ્પત્તિને માટે લખાયલું નથી એટલે એમાં વાચાળતાની જરૂર નથી એમ સમજીને આટલેથીજ હું વિરમીશ.

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# રાજસાહિત્ય.

ગૂજરાત પ્રાન્તમાં કાઠિયાવાડની અંદર ઝાલાવાડ સ્વસ્થાન છે તેના રાજ્યકર્ત્તાઓ ઝાલા રજપૂત છે, તથા તે રાજસાહેબ કહેવાય છે. એ રજપૂતો માર્કંડેય ઋષિના વંશમાં ઉતરેલા છે એવું ભાટ-ચારણો આદિનું તથા કેટલાએક ઇતિહાસ કર્ત્તાનું કહેવું છે. કાઠિયાવાડ ગેઝેટિયર લખાયું ત્યારે કાઠિયાવાડમાં પોલિટિકલ એજંટ કર્નલ વૉટસન સાહેબ હતા તેણે કેટલાંક સ્વસ્થાનોનો ઇતિહાસ લખ્યો છે તેમાં પણ તેનું એજ કહેવું છે. ઐતિહાસિક દૃષ્ટિથી જોઇએ તો એ રજપૂતો ઉત્તર હિંદમાંથી ગૂજરાતમાં પ્રથમ આવ્યા તે પહેલાં તે મકવાણા રજપૂત હતા. ત્યાર પછી ધ્રાંગધરા પાટડીની ગાદી મળ્યા પછી ઝાલા કહેવાવા લાગ્યા. એ સંબંધની લોકકથા પણ જાણવા યોગ્ય છે.

મકવાણા રજપૂતોનું રાજ્ય સિંધમાં નગર પારકર પાસે આવેલા કીર્તિગઢમાં હતું. ઈ. સ. ની અગિયારમી સદીની શરૂઆતમાં ત્યાંનો રાજા લડતાં મરાયો એટલે તેનો પુત્ર હરપાળ ગૂજરાતમાં ન્હાસી આવ્યો. ને તે વખતે ગુજરાતમાં રાજ્ય કરતા સોલંકી કરણ રાજાની નોકરીમાં તથા આશ્રય તળે રહ્યો. હરપાળને પ્રસંગ એવો અનુકૂળ મળ્યો કે કરણ રાજાની રાણીને બાબરો ભૂત આવતો હતો તે ભૂત હરપાળે કહાડયું. એથી કરણ રાજા તેનાપર પ્રસન્ન થયા, ને તેને ઇનામમાં કાંઈ માગવા કહ્યું. આ ઉપરથી હરપાળે એવી માગણી કરી કે એક રાત્રિમાં જેટલાં ગામોને હું તોરણ બાંધું તેટલાં ગામ મારાં. કરણે એ માગણી સ્વીકારી. એવી હરપાળે બાબરા ભૂતની તથા રાણી શક્તિ દેવીની સહાયતાથી એક રાત્રિમાં ૨૩૦૦ ગામોને તોરણ બાંધ્યાં. કરણે એ બધાં ગામો તેને આપ્યાં, પણ હરપાળે કરણની રાણીને ૫૦૦ ગામો વીરપસલીમાં પાછાં આપ્યાં ને ૧૮૦૦ ગામો લઈ વીરમગામ પાટડીમાં ઝાલાવાડની ગાદી સ્થાપી.

હરપાળની રાણી શક્તિદેવી સાક્ષાત્ રૂદ્રાણીનો અવતાર ગણાતાં ને આજે પણ તે કુળદેવી તરીકે પૂજાય છે, તથા તેનાં મંદિરો પાટનગરોમાં છે. એક વખતે એવું બન્યું કે રાજાનો મદોન્મત્ત હાથી છૂટી ગયો, ને દોડતો દોડતો આવતો હતો એવામાં કુંવરો રસ્તાપર રમતાં હતાં એ જોઈ માતાજીએ છોકરાંઓનો હાથ ઝાલી આઘાં ખસેડી લીધાં તે ઉપરથી ઝાલવાને લીધે તે દિવસથી મકવાણા રજપૂતો ઝાલા કહેવાવા લાગ્યા.

વીરમગામ પાટડીની મૂળ ગાદી અમદાવાદના મુસલમાન રાજાઓ તથા મોગલ બાદશાહો સાથે થયેલા વિગ્રહોને પરિણામે હળવદ થઈ, ને ત્યાંથી ધ્રાંગધરે ફરી છે. ધ્રાંગધરાના રાજસાહેબોએ ઐતિહાસિક જાહોજલાલી ભોગવી છે, તથા રજપૂતનું પરાક્રમ બતાવ્યું છે, પરંતુ તે સાથે આપણા આજના વિષયને સંબંધ નહિ હોવાથી તે વિષય અલગ કરી એ વંશમાં થયેલા રાજાઓની સાહિત્ય પ્રવૃત્તિ તથા અનન્ય ભક્તિ અને તેને અંગે તેમણે કરેલી કવિતા વિશે બે બોલ બોલીએ.

ઈ. સ. ની ૧૯ મી સદીની શરૂઆતમાં એટલે ઈ. સ. ૧૮૦૭–૦૮ માં કાઠિયાવાડના રાજ્ય કર્ત્તાઓની સાથે કર્નલ વોકરના કોલકરારને નામે ઓળખાતા કોલકરાર અંગ્રેજ સરકારને થયા, ત્યારથી દેશમાં શાંતિ પ્રસરી, અને રાજાઓ સુખે રાજ્ય કરતા થયા, અને દેશ આબાદ થતો ગયો. લડાઈ જેવું કાંઈ રહ્યું નહિ, તેથી બળવાન મન અન્ય માર્ગે વળ્યું. એ સદીની શરૂઆતમાં ધ્રાંગધ્રાની ગાદીએ રાજ અમરસિંહજી હતા. તેણે ઈ. સ. ૧૮૦૪ થી ૧૮૪૩ સુધી રાજ્ય કર્યું છે. એમણે કવિતા રચી છે. એમને સાહિત્યનો ઘણો શોખ હતો. પોતે પૂરણ ભક્ત હતા, અને ચતુર્ભુજને માનતા. ચતુર્ભુજ ઉપર એમની શ્રદ્ધા તથા ગાઢ ભક્તિ એવી પ્રબળ હતી કે રાજ્યમાં કોઈ ગુન્હો કરે તો તેને બીજી શિક્ષા નહિ કરતાં એમજ કહેતા કે એને ચતુર્ભુજ જોશે. એમની બધી કવિતા તો ઉપલબ્ધ નથી, પરંતુ જે ભજન હાથ આવ્યું છે તે અત્રે લીધું છે.

### ભજન.

અરજણ ધરમ કરીને ધણીને ઓળખો હોજી,
અરજણ થાવરે બીજપનો દીન બસોરે, કંઈ કંઈ સુકરીત કીજે,
અરજણ આવ્યારે સંતોના લેજે વારણારે, પગ ધોઈ પાવલ લીજે. અરજણ૦ ૧

અરજણ કેહ ખેર કાંટાનો સંગ કર્યોરે, કાંઠા કેળને ખાવે;
એમ નુગરા માણસને પરમોદતાં પત પોતાની જાવે. અરજણ૦ ૨

અરજણ નુગરા માણસને મુખે ઝેર તો વસે રે, જેસા ઝેરી કટોરા;
અરજણ સુગરા માણસમાં અમી તો વસે રે, જેસા પવના પિયાલા. અરજણ૦ ૩

અરજણ માતારે કુન્તાને સીતા દ્રોપદી રે, ચોથી હરચંદ ઘર નાર.
એ સતીયુંનો ધરમ સોહામણો હોજી, દીઠાં દેવને દુવાર રે. અરજણ૦ ૪

અરજણ દેહડીનો ગરવ ન કીજીએરે હોજી, કાયા કાલ પડી જાવે;
ઉડી જાશે હંસા રાજા પડયા રહેશે પાંજરાં, કાજ ન કોઇના સરીયા. અરજણ૦ ૫

મેરો રાજા પાટ પધારશે હોજી, એ ચાર જુગનો રાજા;
એ ખરારે ખોટાના લેશે પારખા, ધણી મારો કરશે નિવેડો. અરજણ૦ ૬

અરજણ સીધેરે સીધે રસ્તે ચાલજો, હોજી, અવળે મારગે ન જાવું,
રાણા અમરસીંહજી બોલીયારે, શામળાં મંડપમાં માલો. અરજણ૦ ૭

રાજ અમરસિંહજીના પાટવી કુમાર રાજ રણમલસિંહજીમાં પિતાની સાહિત્ય પ્રવૃત્તિ તથા કાવ્ય શક્તિ ઉતરી હતી. રાજરણમલસિંહે ઈ. સ. ૧૮૪૩ થી ૧૮૬૯ સુધી રાજ્ય કર્યું હતું, ને તે અરસામાં રાજ્ય વહીવટની જોખમ ભરેલી ઉપાધિ ઘણીજ બાહોશીથી ઉઠાવ્યા ઉપરાંત વખત કાઢી સાહિત્યની ઉપાધિ ઉઠાવી લીધી હતી. રાજ રણમલસિંહજી સંસ્કૃત થોડું થોડું જાણતા હતા. હિંદીનો તેમને સારો અભ્યાસ હતો. ગુજરાતી ઉપરનો તેમનો કાબુ

ઉપલી બે ભાષાના અભ્યાસને લીધે ઘણો સારો હતો. એ બધું એમનાં કાવ્યો વાંચ્યાથી સહજ સમજી શકાય છે. રાજ રણમલસિંહે ઘણાંખરાં કાવ્યો હિંદુસ્તાનીમાં કર્યાં છે. વિષય ઘણામાં ભક્તિનો, કેટલાંકમાં નીતિભક્તિનો, તથા થોડામાં શૃંગારિક ભક્તિનો જણાય છે. રાજ રણમલસિંહજી કવિ હતા એમ કહીએ તોએ ખોટું નથી, પરંતુ તે કવિ કરતાં ભક્તને નામે વિશેષ પ્રખ્યાત છે. એની ભક્તિ વિશે અનેક કથા પ્રચલિત છે. તે નરસિંહ મહેતા તથા મીરાંબાઈ પેઠે હરરોજ નવી નવી કવિતા કરી મંદિરમાં આરતી વખતે ગાતા. એને લિધે એમ પણ બોલાય છે કે એને રાજ્યની તૃષ્ણા ન હતી. એ બાબતમાં લોકકથા એવી છે કે આખર અવસ્થામાં જ્યારે તે યાત્રાએ પધાર્યા હતા ત્યારે ત્યાંથી પાછા નહિં ફરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો, પણ પુત્રાદિ કુટુંબીઓના અતિ આગ્રહને લીધે તે પાછા ફર્યા હતા. એ સંબંધમાં એમની રચેલી કવિતામાંથી એક લીટીમાં ઇશારો જણાય છે. તેણે ગાયું છે કે—

'કરજોડી રણમલસિંહ કેવે, જકો બખસવો માગે.'

રાજ રણમલસિંહે હરિહરની બાબતમાં અભેદ જ્ઞાન લોકને આપ્યું છે, એથી એની ભક્તિ કેટલી ગાઢ હતી તે ગોચર થાય છે. તેણે કહ્યું છે કે—

## લાવણી.

ગૌ સ્યામકો સુમરન કર લે, ધર લે ધ્યાન હરિહર કો;<br>
આધિવ્યાધિ સબ હિ નિવારે, કટ હિ પાપ જનમ ભરકો. ગૌ૦

ચાર હિ ચાર ભુજા હે વાકું, શંખ ચક્ર ગદા પદ્મ ધરે;<br>
શૃંગી ત્રિશળ માળા ડમરૂ, સેવક કો સંકટ હરે. ગૌ૦

લક્ષ્મી ઉનકે સંગ સુહાવે, ઉન ગૌરી અર્ધાંગ ધરી;<br>
મોરપીછ કો મુગટ બિરાજે, જટા જુટપર ગંગ ઝરી. ગૌ૦

કેશર તીલક તુલસી માળા, લાલાને અંગ ધાર લિયો;<br>
ચીતા ભરમ રૂદ્રાક્ષ દામકો, શંકરને સિંગાર કિયો. ગૌ૦

સહસ્ર ફનીકી સજ્જા કરકે, દુધ દહીં હરિ સેન કિયો;<br>
શેત નાગકી કરી જનોઈ, મ્રગચર્મપર ધ્યાન ધર્યો. ગૌ૦

ગોલોકવાસી ગોકુળ આવે, ગોચારી કર ગીરધાર્યો;<br>
કૈલાસવાસી કૃપા કરી કે, કાશીનિવાસી ઉધાર્યો. ગૌ૦

વ્રજમેં ગ્વાલ બાલ અરૂ ગોપી, ગોધન યાદવ સાથ બને;<br>
કાશીમેં નંદી ગન ગુનપત, ભેરૂ જોગની કરંત મજે. ગૌ૦

અલખ એક દોઉ રૂપ ધરે હૈ, વામેં ભેદ નહીં કબહુ;
વેદપુરાન બ્યાસ વાલ્મિક, સત્ય કિયો જાનો સબહુ. ગૌ૦

હરહર શિવ શિવ શંકર શંભુ, વિશ્વનાથ કો ધ્યાન ધરે;
રામકૃષ્ણ રઘુનાયક જદુપતિ, યામેં વ્રજપત યાદ કર્યે. ગૌ૦

કહે રણમલ સુનો ભાઈ સબહી, પ્રેમ પ્રીત્ય શું ગાવેગે;
જનમ મરનકો સંકટ કટ હે, અખંડ ભક્તિ પાવોગે. ગૌ૦

## કવિત.

ગાઉનમેં ગાઉન મલારકી ઉમંગ દરસાઉન,
ઘટાન બેગ સકલ સમીરકો „
દાદુર નદંદ બૃંદ પરન પ્રમોદ હાર,
હાર હારિયાઈ ચારુ કરન અધીર કો „
રુચિ રણમલ મોર બોલત પપીહનનિ,
પીય પીય રટન છટન તરતીર કો „
બીન મન ભાવન મનોજ સરસાઉન,
ગોં સાવન ન આયોરી ન સાવન શરીરકો.

## કવિત.

તીર જમુના કે નીર ભરત અહીર પીર,
પરમ ઉદાય હાય બીજ બિપ બૈ ગયો.
મીન મૃગ પજ કંજ ગંજન સુરંજન તેં,
રુચિ રણમલ્લ હાર ચપન ચિતૈ ગયો.
કટિપટ પીત બાંધ સિર ચટકી લીયાંપ,
નટબર બેપ દેખિ છબિ છલ છૈ ગયો.
ધાઈ કહા બૂરતબ લાઈ કહોં કૌન,
તાસોં મેરો મન માહરી કન્હાઈ હરિ લૈ ગયો.

## કવિત.

બાંસુરી સુરનતેં બિસાર ઔર આસ ત્રાસ;
અજબ અતોપી લાગ તનમન ફૂલગો.
સાંઉરો સલોનોં રંગ અજબ અપગ રૂપ,
તંગ કર રૂપક રૂપા કેરોં કસલગો.

ઉપલી બે ભાષાના અભ્યાસને લીધે ઘણો સારો હતો. એ બધું એમનાં કાવ્યો વાંચ્યાથી સહજ સમજી શકાય છે. રાજ રણમલસિંહે ઘણાંખરાં કાવ્યો હિંદુસ્તાનીમાં કર્યાં છે. વિષય ઘણામાં ભક્તિનો, કેટલાંકમાં નીતિભક્તિનો, તથા થોડામાં શૃંગારિક ભક્તિનો જણાય છે. રાજ રણમલસિંહજી કવિ હતા એમ કહીએ તોએ ખોટું નથી, પરંતુ તે કવિ કરતાં ભક્તને નામે વિશેષ પ્રખ્યાત છે. એની ભક્તિ વિશે અનેક કથા પ્રચલિત છે. તે નરસિંહ મહેતાં તથા મીરાંબાઈ પેઠે દરરોજ નવી નવી કવિતા કરી મંદિરમાં આરતી વખતે ગાતા. એને વિષે એમ પણ બોલાય છે કે એને રાજ્યની તૃષ્ણા ન હતી. એ બાબતમાં લોકકથા એવી છે કે આખર અવસ્થામાં જ્યારે તે યાત્રાયે પધાર્યા હતા ત્યારે ત્યાંથી પાછા નહિં ફરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો, પણ પુત્રાદિ કુટુંબીઓના અતિ આગ્રહને લીધે તે પાછા ફર્યા હતા. એ સંબંધમાં એમની રચેલી કવિતામાંથી એક લીટીમાં ઇશારો જણાય છે. તેણે ગાયું છે કે—

'કરજોડી રણમલસિંહ કેવે, જકો બખસવો માગે.'

રાજ રણમલસિંહે હરિહરની બાબતમાં અભેદ જ્ઞાન લોકને આપ્યું છે, એથી એની ભક્તિ કેટલી ગાઢ હતી તે ગોચર થાય છે. તેણે કહ્યું છે કે—

### લાવણી.

ગૌ સ્યામકો સુમરન કર લે, ધર લે ધ્યાન હરિહર કો;<br>
આધિવ્યાધિ સબ હિ નિવારે, કટ હિ પાપ જનમ ભરકો. ગૌ૦

ચાર હિ ચાર ભુજા હે વાકું, શંખ ચક્ર ગદા પદ્મ ધરે;<br>
શૃંગી ત્રિશળ માળા ડમરૂ, સેવક કો સંકટ હરે. ગૌ૦

લક્ષ્મી ઉનકે સંગ સુહાવે, ઉન ગૌરી અર્ધાંગ ધરી;<br>
મોરપીંછ કો મુગટ બિરાજે, જટા જુટપર ગંગ ઝરી. ગૌ૦

કેશર તીલક તુલસી માળા, લાલાને અંગ ધાર લિયો;<br>
ચીતા ભસ્મ રૂદ્રાક્ષ દામકો, શંકરને સિંગાર કિયો. ગૌ૦

સહસ્ર ફનીકી સજ્જા કરકે, દુધ દર્હી હરિ સેન કિયો;<br>
શેત નાગકી કરી જનોઈ, મૃગચર્મપર ધ્યાન ધર્યો. ગૌ૦

ગોલોકવાસી ગોકુળ આવે, ગોચારી કર ગીરધાર્યો;<br>
કૈલાસવાસી કૃપા કરી કે, કાશીનિવાસી ઉધાર્યો. ગૌ૦

વ્રજમેં ગ્વાલ બાલ અરૂ ગોપી, ગોધન યાદવ સાથ ભજે;<br>
કાશીમેં નંદી ગન ગુનપત, ભેર યોગની કરંત મજે. ગૌ૦

અલખ એક દોઉ રૂપ ધરે હે, વામે ભેદ નહીં કછહુ;
વેદપુરાન વ્યાસ વાલ્મિક, સત્ય કિયો જાનો સબહુ. ગો૦

હરહર શિવ શિવ શંકર શંભુ, વિશ્વનાથ કો ધ્યાન ધરે;
રામકૃષ્ણ રઘુનાયક જદુપતિ, યામેં વ્રજપત યાદ કરે. ગો૦

કહે રણમલ સુનો ભાઈ સબહી, પ્રેમ પ્રીત શું ગાવેગેં;
જનમ મરનકો સંકટ કટ હે, અખંડ ભક્તિ પાવેગે. ગો૦

## કવિત.

ગાઉનમેં ગાઉન મલારકી ઉમંગ દરસાઉન,
ઘટાન બેગ સકલ સમીરકો ,,
દાદુર નદંદ બુંદ પરન પ્રમોદ હાર,
હાર હારિયાઈ ચારુ કરત અધીર કો ,,
રુચિ રણમલ મોર બોલત પપીહનનિ,
પીય પીય રટન છટન તરતીર કો ,,
બીન મન ભાવન મનોજ સરસાઉન,
ગોં સાવન ન આયોરી ન સાવન શરીરકો.

## કવિત.

તીર જમુના કે નીર ભરત અહીર પીર,
પરમ ઉદાર હાથ બીજ બિપ બૈ ગયો.
મીન મૃગ પંજ કંજ ગંજન સુરંજન તૈં,
રુચિ રણમલ હાર ચવન ચિતૈ ગયો.
કટિપટ પીત બાંધ સિર ચટકી લીવાંપ,
નટબર ભેપ દેખિ છબિ જ્ઞસ છૈ ગયો.
ધાઈ કહા બૂરતબ લાઈ કહોં કૌન,
તોસોં મેરો મન માહરી કન્હાઈ હરિ લૈ ગયો.

## કવિત.

બાંસુરી સુરનતેં બિસાર બેર બાસ આસ;
અજબ અનોખી લાગ તનમન ફૂલગો.
સાંઉરો સલોનોં રંગ અજબ અપગ સૂપ,
તંગ કર રુપક રુપા કરોં કસલગો.

સુન્ન સરસાઇ સરલાઇ કે સમેત ચેત,
રુચિ રનમલ્લ રાય પ્રલપ્રતિ ફૂલગે.
તરબરતરન તનુજા તટ આજુ આલી,
નટબર એપે દેપ ઘરઠર ભૂલગે.

જુદા જુદા વિષયોની રાજ રણમલસિંહજીની વાનગી ચખાડી હવે બીજાં કાવ્યો લઇએ.

## ભેરવ.

ભજ મન કૃષ્ણ નામ ચિંતામણી, જો ચઇએ સો ફલ પાવે;
ગાઢ અંધ અજ્ઞાન નસાવે, સોહી રૂપ દર્શાવે. ભજ૦
શિવ સન્કાદિક ઔર બ્રહ્માદિક, નિગમ અગમ જશ ગાવે;
જેહિપદ પરસત ગૌતમ નારી, અભય પરમ પદ પાવે. ભજ૦
જાઈ જપત નિશદિન એ ફણિપતિ, નારદ પ્રતિપદ ગાવે;
રણમલસિંહ આશ પરિપૂરણ, નામ રહત સુખ પાવે. ભજ૦

રાજ રણમલસિંહ નરસિંહ, મીરાંબાઈ આદિ પ્રાચીન કવિઓની માફક શૃંગારવાળાં કાવ્યો પણ કર્યાં છે તેમાંથી એકાદ બે નમુના લઇએ.

## મેવાડો.

બંસીવાળો મારા ચોરીરે, કદમ ચડયો ચીર,
અલબેલો મારાં ચોરીરે, કદમ ચડયો ચીર;
અમે ગયાંતાં જળ જમુનારે, ઝીલણ આછાં નીર,
છળ કર્યો છોગાળે વ્હાલે, હળધરજીનો વીર રે. બંસીવાલો.

કરજોડીને વિનતિ કરૂં રે, કાંઈ અમારી તકસીર;
મદ છકિયો માને નહીં, આલી ગાળો આહીરરે. બંસીવાલો.

અમે જાત અબળા તણીરે, સોહીએ વસ્ત્ર શરીર;
એવી આળ ન હોય નારની, તું આખર જાત આહીરરે. બંસી.

અંગે ગોરી આહીરનીરે, વેણી સોહે શીર;
નાહી કેસેં જળ નીકસું રે, ઓઢણ આછાં નીર રે. બંસી.

નાર માગે હરિ ના કહે, ભઈ તરુ ત્રટ ભીડ,
માંહોમાંહે ઝઘડો મચ્યો, જમુનાજીને તીર રે. બંસી.

કઠણ હૈયાના કાનજીરે, પર તન જાણો પીડ;
સ્વામિ રણમલસિંહના, સાભળીયો રણધીરરે. બંસીવાળો.

પદ.

બનમેં ધેનુ ચરાવે બાવા નંદરાય કે લાલા—(૨)
ધેન ચરાવે બેન બજાવે, ગાવે તાન અનોપી,
પંગે પંગં ગાવે સોરઠા મોરલી બજાવે, બાવા નંદરાયકો લાલો. બનમેં.

જમુના તીરે લેકર જાવે, બોલે મધૂરી વાણી;
ધીરી ધીરી પાવે ફંપાની, ધોરી ધમરી ધેનુકો. બાવા નંદરાય.

સાંઝ સમે જબ કરકુ આવે, ભીલ જાઉં મોહન આગે;
કરજોડી રણમલસિંહ કહેવે, વ્રજકો બસવો માગે. બાવા નંદરાય.

પદ.

મારી પીઠે પડી છે મા, એ ગ્વાલન મદમાતી,
મુને ચોરી ચડાવે મા, એ ગ્વાલન મદમાતી.
ગ્વાલ બાલ સબ ધુસ ગયે ઘરમેં, મહીકી મટુકી ફોરી,
આપ અપને સૌ ઘરકુ ભગ ગયે, મોહી કુંપકર શેરી.
વાંકી એસી મતી હે મા એ ગ્વાલન મદમાતી. મારી પીઠે. ૧

કોઇકિ ઘર કબહુ ન જાવે, હમવે દોડી આવે,
ગ્વાલન પૂરી આળ ચડાવે, કનૈયો શડ મચાવે;
ઉનકી એસી મતી હે મા, એ ગ્વાલન મદમાતી. મારી પીઠે. ૨

ઇતની બીનતી સુન જબ મૈયા, કનૈયા કંઠ લગાવે,
ગ્વાલનકું જુઠી કરી ડારી, ઓઈ પદ રણુમલ ગાવે;
જાકો પ્રેમ રસ આવે મા એ ગ્વાલન મદમાતી. મારી પીઠે. ૩

પદ—કાફી.

ચટક લાગી છે મારા ચિત્તમાં રે, શામળીયાની લટકરે,
જોઈ મુને ચટક લાગી છે મારા ચિત્તમાં;
આભાસી રંગની પાઘ પ્યારી જે,
છોગાળામાં રહ્યું મંન મોહીને રે. શામળીયાની.

વ્યાકુળ થઈ મુખ જોઉં મનમોહન,
કુળની મરજાદા ખોઇને રે. શામળીયાની.

રાતદિવસ મારે સન્મુખ રહેજે;
શું કરશે લોક વગોઇને રે. શામળીયાની.

કહે રણમલ્લ ગંગાજળ સેઇને,
શીશ ચડાવું પાગ ધોઇને રે. શામળીયાની.

આ કાવ્યો ઉપરાંત રાજ રણમલસિંહ રચિત કાવ્યો ઘણાં છે, પરંતુ આ લઘુ લેખમાં બધાં આપી શકાય નહિ તેથી યાત્રામાં ગયેલા તે વખતે રચેલું તેમનું કવિત લઇ ભક્તરાજ રણમલસિંહની કાવ્યશક્તિ વિશે સાહિત્યરસિક પુરુષોને વિચાર કરવા સોંપી તેમના પુત્ર રાજ માનસિંહજીની કાવ્યશક્તિ તથા તેમના સાહિત્ય વિશે બીજે પ્રસંગે બોલીશ.

હાલ તો

ગંગા કો સ્નાન દાન સંપતિ પ્રમાન અરુ,
બિશ્વનાથ નિરખી પંચકોશી ઉર ધારિયે.

જમુનાકો પાનદાન ઘાટ આદિ બાલલીલા,
ચોરાશી કોશકી વ્રજજાત્રા હિ બિચારિયે.

ગયા કે શ્રાદ્ધ હિતે, માતતાત રન છૂટે,
આ લોકમેં જશ હિ પરલોક સુખ સારિયેં.

પુત્ર માન પ્રાન પ્યારે, સાંગાસુત બખતેશ,
દોઉ જ્યોં બિચારી કે ઉદાસી મેરી ટારીયે.

(અપૂર્ણ.)

ભાનુ.

---

# "ઉગતા સૂર્યને આતિથ્ય."

અંશુમાલી ! રશ્મિ પ્રેરો નાથ.
ચાર ઘડી રાતનાં ચોઘડીઆં વાગ્યાં,
દેવને ઘેર દુંદુભી ડોલ્યાં
ભારતની આ ભવ્ય ભૂમિમાં
ગૃહ ગૃહ રમણી જાગી ઉઠી છે,

સંવત્સરની ઉદય પ્રભાતે
કુંકુમ સાથે અક્ષત ભેળવી
મોતીડાં ને સુવર્ણ પુષ્પે
વ્હાલાં ! ત્હમને વધાવીએ; વ્હાલાં !

દેવનાં દુઃખડાં લઇએ;
પુષ્પનાં પાગરણ દઇએ;
કેસર ભીનાં દેવ !
પ્રસન્ન થાઓ ભગવાન્ !

નવીન વર્ષનાં પ્રારંભે
માનવ બાલો દેવ વંદે;
પ્રસન્ન થઈ શું આપશો ! ભાનુ !

ગત કાળનું નિરીક્ષણ કરતાં
વર્તમાન કાળમાં ઉત્સાહ પ્રગટે;
પાશવ વૃત્તિને દાબી દેતાં
દેવ થવાની ઈચ્છા કરીએ;
દેવ કરશો હમને ?

પૂર્વમાં ઉગ્યા છોને
પશ્ચિમમાં આથમ્યા છો
તેજ-તાપના અંબાર થઇને

સ્થીર થઇને ક્યાં રહ્યા છો ? કહો ને
દુનિયાને ડહાપણ દ્યો છો ! દેવ !
તિમિર ટળતાં તે તેજને માટે
દુઃખ સ્હેવા તે સુખને માટે,

અસ્ત થાય તે ઉદયને માટે,
સ્હાવા-સ્હેવાનાં અમૂલાં મંત્રો,
આપ ઉદયથી શીખી હમે તો.

ભક્તને ભગવાન્ રૂપ છો,
ઉદ્યમીના આનન્દ રૂપ છો,
સૃષ્ટિના શણગાર રૂપ છો,
તમે અગ્નિના ગોળા જેવાં
સત્વર પ્રગટો સ્વામી.

જ્ઞાન–પ્રભાને પ્રગટાવી દ્યો
દેશકાળને અનુસરીને
પાશવ વૃત્તિ છતી લઇને

आत्मवत् सर्वं भूतेषु

સૌની સાથે સ્નેહે–પ્રેમે,
બુદ્ધિ બળને લેતાં–દેતાં,
હું પણાને વિસરી જઇએ.

એક પિતાના સઘળાં પુત્રોઃ
કોણ વ્હાલું ને કોણ દવલું ?
જ્ઞાતિ–જાતિના કૃત્રિમ ભેદો,
અમને બંધન મા કરો.

માતાની મીઠી આશિષે,
તાતની સ્નેહ દૃષ્ટિએ,
ઉન્નતિમાં આગળ વધીએ.
ત્હમારાં તેજમાં તેજ પૂરતાં,
જ્ઞાન રશ્મિમાં હમને રમ યો.

ઉષાકાન્ત ! ઉર કમલને વિકસાવો !
ક્ષણભર સર્વે હૃદયમાં,
પ્રભુની દીવ્ય જ્યોતિ પ્રગટાવ !

જ્ઞાન, દાનને દેવના આતિથ્ય,
યોગ, શાસ્ત્રને તપનાં તેજ.
પ્રભાતે જ પમાય છે.
અનેક નામી એક દેવ,
સત્યના સાક્ષી ને જ્ઞાનના પ્રેરક છો !

ઉષાને વરતાં,
બાલ સૂર્યનાં આતિથ્ય
પૂર્વના બ્રાહ્મણોએ જ આદર્યાં છે.

ॐ भूः भुँवः स्वः
तत् सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि ।
धियोयोनः प्रचोदयात्

ગાયત્રીનો ગૂઢ મંત્ર
બ્રાહ્મણોનું બ્રહ્મત્વ છે.
જ્ઞાન રૂપી સૂર્યની પ્રભા
અજ્ઞાન તિમિરના નાશ અર્થે
પ્રથમ બ્રહ્મ હૃદયે જ પ્રગટે છે.

ભાવથી–ભક્તિથી
પ્રેમ પુષ્પના અર્ધ્ય વડે
ભાસ્કર! બ્રાહ્મણો એ જ
ત્હમને પૂજ્યાં છે.

"સૂરજ ઉગ્યો રે, કેસરીયાના સુરખે કે
વાણેલાં ભલે વાયા રે
સૂરજ ઉગ્યો રે, સોના કીરીસળીયે કે
વાણેલાં ભલે વાયા રે"—

લોક ગીતે ગાયા;
પૂજ્યાં ને વંદન કીધાં.
તો હવે દેવ!

સુવર્ણમય સહસ્ત્ર કીરણો પ્રગટો!
ને અંતરને અજવાળી નાંખો!
શ્રી હરિનું સ્વરૂપ છો
દેવ દાનવના યુદ્ધ પ્રસંગે

મોહનીનું સ્વરૂપ ધારી
વિષ્ણુ ભગવાને અમૃતનો કુપ
દેવને હાથ આપ્યો હતો
દાનવના પરાજય અર્થે
યુગે યુગે અવતાર લીધાં
દેવને બચાવ્યાં છે.

यतो धर्मस्ततो जयः

એ સત્રને આધારે
કૌરવના કુળ કાપ્યાં
ભક્તના સારથી થયાં

ધર્મયુદ્ધની વિજયમાલા,
સત્યને કંઠે આરોપી છે.

ચિત્ર વિચિત્ર સૃષ્ટિના,
આદિથી તે અન્ત સુધી,
દેવ દાનવા યુદ્ધ,

સત્ય–અસત્યના ઝઘડા,
નીતિ અનીતિના વૈર
ચર્યાં છે થાય છે થશે.

પણ તે સમયે,
સૌના હૃદયે રહેલ જ્યોતિ,
અખૂટ તેજનાં પૂંજ
ઇશ પોતે પધાર્યા છે.

सत्यमेव जयते नानृतम् ।

અખંડ કીર્તિની વિજયમાળા
સત્યને કણ્ઠે જ શોભે છે.

ભારતભૂમિની ભવ્ય વાટિકા
અંગે અંગે ઉજ્વળ દેવી !
મૂર્તિમતી મ્હારી હિંદ મૈયા !
અસ્ત ઉદયનાં ચક્રે ચ્હડીને
આજ દીનપણાંને પામી છે.

હામ–દામ ને જ્ઞાન વિનાનાં
દયા–પ્રેમથી હીન
ત્હેના દીન બાળકનાં
દયામણાં મુખ જુએ છે ને રૂએ છે.
પ્રસન્ન ભગવાન્ !

પ્રસન્ન થાઓ !
ઊગતા આદિત્ય !
ઉજ્વળ કીર્તિને આપો !
અનેક રંગી સહસ્ર કીરણો
જ્ઞાનની પ્રભા પ્રકટાવો ! પ્રભુ !

ધર્મને ધારતા,
પ્રવૃત્તિમાં પ્રેરતા
નીતિનાં નેતા,

સત્યને વરતાં, કો,
કર્મયોગી, જ્ઞાનયોગી,
રાજયોગી, દેશયોગી
સાક્ષરો, સુભાષકો,
લેખકો ને કવિવરો,
સુવર્ણમયી ભારતમાં
ઘેર ઘેર પ્રગટો, ને
ભારતને ભવ્ય કરો

અન્ય અગ્રગણ્ય દેશમાં
અગ્રસ્થાન આપો
એજ, એજ, પ્રભો,
અબળાની આશા પુરો, દેવ!
અસ્તુ, અસ્તુ, અસ્તુ,

ભાવનગર. } સૌ. વિજયાલક્ષ્મી હર્ષદરાય. બિ. ત્રિવેદી.

---

## અસ્ત થતા સૂર્યને સંદેશ.§

પોકારૂં દૂર બેસી હું, વ્હાલાં વિરમ ઓ રવિ!
પુનઃ પોકારૂં શબ્દોએઃ ઓ વ્હાલાં વિરમ રવિ!

હું તો અસ્તાચલ શિખરે;
જરા અવનિને અવલોકજે;
ત્હારાં કીરણો સુનેરી શાં;
પ્રસારે ઇહ ઓજસ્વતાં.

§ ગિરનારના શિખર પર અસ્ત પામતાં સૂર્ય પ્રતિ આ ઉક્તિ છે.

વિરમ વ્હાલાં ઓ રવિ ? અદૃશ્ય મા થતો તું
મૂર્ખ મનુ બાલુડાંનાં આ આંસુડા કરેના આર્દ્ર શું ?

ગિરિ શૃંગે તે ગૂઢ થયો.
અજ્ઞેય માર્ગે ચાલી ગયો.

મોતીડાં અમ નેનોનાં: વ્યર્થ ખરી પડયાં
રાતી સુનેરી વાદળીના: અંકે વ્હાલા ન મ્હાલ્યાં.

... ... ... ... ...

આવજે ઓ વ્હાલા રવિ ! પ્રાતઃકાલે આવજે !
રશ્મિ તેજોમય ત્હારાં, આંગણુલે શાં વધાવીએ.

ભાવનગર. } રમણીક વિ. ત્રિવેદી.

---

# પ્રેમાનંદનાં નાટકો.

## ( ૮ )

### આધુનિક ભાષા.

સાક્ષર નરસિંહરાવ કહે છે, કે નાટકોની ભાષા જ આધુનિક છે, માટે તે પ્રેમાનંદની કૃતિ ન હોય. આધુનિક ભાષાની તેમણે વ્યાખ્યા આપી નથી, પણ જો તે વડે સંસ્કૃતમય ગુજરાતી, યાવની શબ્દોથી ભરપૂર ગુજરાતી, યાવની શબ્દો પર હડતાલ વાગેલી ગુજરાતી, પ્રાંતિક શબ્દોને બહિષ્કૃત કરેલી ગુજરાતી, કે અંગ્રેજી ઢબ છબથી ઉભરાતી ને, તેના શબ્દો વાક્યોથી ભૂષિત થયેલી ગુજરાતી કહેવાનો આશય હોય, તો પ્રેમાનંદની ભાષા તેવી નથી. મહા કવિ દયારામભાઈને પ્રાચીન નહીં પણ અર્વાચીન ગણી શકાય; તેમના વખતની ગુજરાતી સાથે, કે તે પછી અંગ્રેજી શીખીને જે પ્રથમ લેખકો ઉત્પન્ન થયા તેમની ભાષા સાથે, તેમ હાલ પણ શિષ્ટ લોકો ઉપર જણાવેલા કોઈ વિશેષ આડંબર વગર જે ભાષા વાપરે છે, તેની સાથે પ્રેમાનંદના વખતની ભાષાની સરખામણી થઈ શકે.

પ્રકાશકોએ કોઈ ઠેકાણે એવું નથી કહ્યું, કે પ્રેમાનંદના લખાણમાં ભાષા હાલના **જેવી** જ હતી. તેમણે તો કહ્યું છે, કે " એથી એમ પણ જણાય છે કે તે વખતની ભાષા હાલ ચાલતી ગુજરાતીને **મળતી** છે." ૨૦૦ વર્ષમાં જે રૂપાંતરો થવાનું રા. નર-

સિંહરાવ કહે છે, તે કોઈ કોઈ ઠેકાણે જોડણીનાં છે. ખરી વાત છે, કે અંગ્રેજી ભાષામાં જેવો બસેં વર્ષની અંદર ફેરફાર થયો છે તેવો ગુજરાતીમાં થયો નથી; તેનાં બે કારણો છે. એક તો એ કે પૂર્વ દેશોના લોક ફેરફાર કરવામાં ધીમા છે, અને બીજું એ કે પાછલાં બસેં વર્ષમાં વિદ્યા વૃદ્ધિને અભાવે ભાષા ઘણી ખરી સ્તબ્ધ જ રહે.

કેટલાક સાક્ષરો એવું મત ધરાવે છે, કે પ્રાકૃત ઉપરથી જે જૂની ગુજરાતી થઈ તે છેક પ્રેમાનંદના વખત સુધી ચાલુ રહી, પરંતુ આ વાત હજી સાબીત કરવાની બાકી છે; તેથી વિરૂદ્ધ પ્રેમાનંદના વખતની એટલે સંવત અરાઢમા સૈકાની ભાષા હાલની ગુજરાતીને મળતી છે, એવું સિદ્ધ કરવાને જોઇએ તેટલા પુરાવા છે. નમુના દાખલ અહીં માત્ર બે ત્રણ દૃષ્ટાંત આપ્યાં છે. એક પ્રત, જે **સંવત ૧૮૦૦ ના અરસામાં લખાએલી છે**, તેમાંનું એક ધોળ આ પ્રમાણે છેઃ—

સાધી સુજાણ સામળા, ગાદી મોરી ગોપાળ;
વાધી કીરત ક્યાં લગી, લાધી ભગતોને ભાળ. ટેક.

યોગ જોગેશ્વર જોઈ વળ્યા, પંડિત પામ્યા નહિ પાર;
દુર્લભ દર્શન દેવને, ઉભા નંદજીને દ્વાર. સાધી.

નેતિ નેતિ નિગમ કહે, સમરે સનકાદિક શેષ;
નિશ દિન ધ્યાન તારૂં ધરે, આદ ઉમયા મહેશ. સાધી.

રવિ ચંદ્ર તેજે તપે, ઇંદ્ર આદે ઓંકાર;
લાગ્યો માયામાં મોહ ઘણો, ભાગ્યો ભ્રમનો ભાર. સાધી.

બ્રહ્માંડથી ભારે ઘણો, સ્વામી સરજનહાર;
રણછોડ શું જાણે બાપડો, લીલા અપરંપાર. સાધી.

વળીઃ—

કામણ ગારો રે કાનજી, કામણ કીધું છે ક્યાંએ;
કામણગારી રે આંખડી, કામણ મોરલી માંએ.

ઘરમાં ઘેલી રે હું ફરૂં, આખો દન ઉદાસ;
કામ ન આવે રે હાથમાં, પ્રાણ તમારી રે પાસ.

ઈ. ઈ.

બીજી લેખી પ્રત જેમાં **ભાલણની કવિતા છે તે સંવત ૧૭૭૦ માં એટલે પ્રેમાનંદની હયાતીમાં** સુશિક્ષિત વડનગરા નાગર જ્ઞાતીય દિક્ષિત શિવરામ કુંવરજીની લખેલી છે તેમાંથી ઉતારાઃ—

રાગ ગોડી.

નાસીને જાશો હરિ કેટલે રે, હવડાં ઝાલું કહાન;
હૈડું દાઝે છે મ્હારૂં રે, ઘણું કીધું છે જાન.
કરમાં લઇને કામડી રે, કુંવર પૂઠે ધાય;
મુખડું લોચન રાતડાં રે, યશોદાજી શ્વાસ ભરાય.
મુખડું માંખણે ખરડીઉં રે, ખરડ્યાં છે બેહુ હાથ;
નાસે ને નીર નયણે ઝરે રે, જે ચૌદ લોકનો નાથ.
જોવાને આવી સર્વ ગોલણી રે, ઘેર ઘેરથી બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજી રે, મહિડું વહે છે અપાર.
અંતરિક્ષથી અમર તે આવિયા રે, ચઢી ચઢી વિ
કૌતક જોવા શ્રી કૃષ્ણનું રે, જે લક્ષ્મી પતિ ભગ
આંગણે ફેરવે માતને રે, રહી રહી કહો વચન;
મુને સાહી કો સકે નહી, શ્રમ કરે મહા સુન્ય.
શ્વાસે ભરાય યશોમતિ રે, હાથ ન આવે તન;
હાસ્ય કરે સર્વે ગોલણી રે, દુખે દાઝે મન.
માખણ મહારૂં તે લૂંટીઉં રે, પોતાને નવ્ય ભાવ્યું;
વહેચી આપ્યું સર્વ બાલને રે, માંકડાંને ખવરાવ્યું.
દાઢી કહેતી સર્વ ગોલણી રે, માનતી નહી હું તેહ;
આજ મેં પ્રત્યક્ષ પેખીઉં રે, ભાગ્યો મન સંદેહ.
નાનડીઓ એક મહારે રે, સોનાં સારે કાજ;
શીખામણ દઉં અતિ ઘણી રે, જો કરે આવે ચ
થાકી જાણીને માતને રે, બેઠા સુંદર શ્યામ;
યશોદાએ આવીને ઝાલીઆ રે, ભાલણ પ્રભુ થી

વળીઃ—

રાગ પરજીઓ.

સુંદર સામજી રે, એને ન કરો
અમને તો શેહલું લાગે છે, તમને દે છે
એ હવડાંની નવી આવી છે, નંદજીને નવિ જા
રૂપ યૌવન ચતુરાઇનો, ગર્વ ઘણો મન
દુધ ભાવે તો પીઓ મહારૂં, માખણ ઝુંડી ખ
જાવા ઘો જી એહને, મારા વાહાલા સુખી ર

એ છૂટે મોહે બોલે છે, તમો રહો છો સાંખી રે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, તે કહેવાથી સાખી.

મહાત્મા જગજીવન જેમણે સંવત ૧૭૭૨ ( પ્રેમાનંદના સમય ) માં કવિતા રચી છે તેમાંથી નીચેનો ઉતારો આપ્યો છે:—

લજ્જા છાંડીને નાગા હીંડે, અંગે રાખ ચોળી હોય;
ત્યારે ખર એમ શું નથી કરતા ? તેને મુક્તિ ન હોય.

જ્યાં ત્યાં પડ્યા ને માગી ખાધું, તજ્યો વર્ણ વહેવાર;
એમ કર્યે જો મુક્તિ હોય તો, શ્વાનને અધિકાર.

વળી અભક્ષ્ય ભક્ષ કરે, સહે શીત તાપ નહિ ઘર;
એમ કર્યે જો મુક્તિ હોય, તો તે ઘેટે શુકર.

વળી વનમાં રહ્યા ને તૃણ ખાધાં એમ મુક્તિ જો થાય;
અને જન સંગથી સર્વે નાસે, તો મૃગને કહેવાય.

મીઠું બોલ્યે જો મુક્તિ થાય, તો મોર શે નવ જાય;
સીધના જુઓ તો એટલી જે સાપ સપુછો × ખાય.

વળી અગ્નિ માંહિ અંગ બાળ્યે, જો કદા મુક્તિ થાય;
તો પતંગ પાવકમાં પરજળે, તેને કાં નવ કહેવાય.

ઈ. ઈ. ઈ.

આજ વિષયની કવિતા નરસિંહ મહેતાની ( જટા ધર્યે જગનાથ મળે તો વડલા વૈકુંઠ જાય રે ઈ. ) અને સામળભટની ( જટા ધર્યે વડ વૃક્ષ, પતંગ બાળે નિજ કાય ઈ. ) કવિતા સાદી અને આધુનિક ભાષામાં રચાઈ છે; પણ આ ઉતારા આપ્યા છે, તે પ્રેમાનંદના સમયમાં હાથે ઉતારેલી પ્રતોમાંના છે, તેથી તેમના જૂનાપણા વિષે પૂરી ખાતરી છે.

ઉપરનાં નમુના રૂપ ઉદાહરણો સ્પષ્ટ કહે છે; કે પ્રેમાનંદના વખતની ભાષા હાલની ગુજરાતીને મળતી છે, તેમ છતાં રા. નરસિંહરાવ પ્રકાશકોને માથે દોષ મૂકી જણાવે છે, કે આ વિપરિત અનુમાન પરંપરાનું બીજ, પ્રેમાનંદની કૃતિ આ નાટકો છે એ આપ સ્વીકારના પાયા ઉપર જ બંધી રચના કરવામાં સ્પષ્ટ રીતે જણાય છે: અંધશ્રદ્ધા આથી વધારે આગળ જઈ શકે ખરી? જો પ્રકાશકોની આથી અંધ શ્રદ્ધા કહેવામાં આવે છે, તો સામાનાં ચાંદા ખોળવાની ટેવ વડે ઉદ્ભવેલી એવી રા. નરસિંહરાવની અદેખી અશ્રદ્ધા કહી શકાય. આંખો મીંચીને જ્યાં દોષારોપણું જ કરવાની વૃત્તિ થઈ હોય ત્યાં ઈલાજ નથી.

× ચરોતરી (!) સપુચું.

કેટલાક સોરઠી ને સુરતી પ્રયોગો નાટકોમાં જડે છે, જે પ્રેમાનંદના હોવા સ્પષ્ટ રીતે અસંભવિત છેઃ પ્રેમાનંદના વખતમાં સોરઠ જોડે સંબંધ નહોતો એમ માનવાને કારણ છે (જે દર્શાવ્યાં નથી,) વગેરે રા. નરસિંહરાવ જણાવી નાટકની બાપા આધુનિક છે એમ સ્થાપન કરે છે. "ઉભવું સોરઠમાં જ પ્રચરિત છે," તેનો આધુનિક સમયમાં પ્રથમ વાપર સ્વ. ઝવેરીલાલે શાકુંતલના ભાષાંતરમાં કર્યો, (ઉભે છે, તિથતિને ઠેકાણે) ત્યારે આવી જ ચરચા ઉઠી હતી. હવે આ પ્રયોગ જો એકલો નાટકોમાં જ વપરાયો હોય, તો રા. નરસિંહરાવની દલીલને એક રીતે માન્ય રખાય, પણ પ્રેમાનંદે તો અન્ય ઠેકાણે વાપર્યો છે.

ગ્રીષ્મમાં તપ્ત તાપે ઉભી (ઋષ્ય શૃંગ)
અધર કુચ કરી માગે ઉભેછી ( ,, ,, )
તાક્ષ્યે રમાપતિ પાસ સામરો ઉભતો (અષ્ટાવક્ર)

ઉભવુંની સાથે પ્રેમાનંદે બીજા પણ કાઠીઆવાડી શબ્દો વાપર્યા છે. જુઓઃ—

ગાયો ભેંસું (ભેંસો—બહુ વચન) શીકો આપે (અભિમન્યુ)
માથે તે નવરંગ મોળીઆં (અભિમન્યુ)
જવાં મોટાંને ઘરે (ઘેર) રે ( ,, )
રથ ઓરો ખડ ( ,, ) .
ત્રાસે ગાય નાસે અરીપરી (દશમ સ્કંધ.)

**ઓલી** શબ્દ માર્કંડેય પુરાણમાં વાપર્યો તે તથા સુરતી પ્રયોગ "**કરતી ના**"નું ઉદાહરણ મેં અપાઈ ગયું છે. વળી જુઓ,

૧ આપણ બેઉ ભણતા હુતા, તને સાંભરે રે,
૨ બાળપણાની ટેવ મને કેમ વિસરે રે (સુદામા ચરિત્ર.)
૩. કૃતારથ **થાતી** અમો રે, તો કરતી હરીની સેવ (દશમ સ્કંધ)
૪. હુતા બગલાવત્ શિરના કેશ રે ( ,, ,, )
૫. આવીશ હું **મામાજીને** મારી રે ( ,, ,, )
૬. કાયા કુસુમ રૂપે કીંકરીને પેખી **બીધો** સુદેવ (નળાખ્યાન)
૭. જોરાવરનો **પોરો**, (છોકરો) (દાણલીલા)

પ્રેમાનંદ સુરતમાં ઘણી વાર રહેતો હતો, તે છતાં સુરતી ઢબ તેનામાં આવેજ નહીં એવું વિપરીત અનુમાન રા. નરસિંહરાવ કાઢે છે, અને વળી કહે છે કે સોરઠ સાથે ગુજરાતને સંબંધ નહોતો. નરસિંહ મહેતાના દીકરાનો વિવાહ વડનગર થયો હતો એ વાત તો

સુપ્રસિદ્ધ છે. જે ગુજરાતીઓ મહા યાત્રાએ જાય છે તેમને દ્વારકાં જવું પડે છે. અને છોટી જાત્રા દ્વારકાંથી વળી રહે છે એમ માનીને હજારો મનુષ્યો કાઠીઆવાડમાં જતાં ને જાય છે. દ્વારકાંની સાથે સોરઠી પંચતીર્થી કરનારાઓને કાઠીઆવાડના ઘણા ભાગમાં જવું પડે છે. પાલીતાણા અને ગિરનારની જાત્રા માટે શ્રાવકોના સંઘ જતા અને જાય છે. કાઠીઆવાડના કાંઠાનો વેપાર સુરત ઘોલેરા ને ખંભાત સાથે પુષ્કળ ચાલતો એ વાત સુવિદિત છે. ચરોતરીનો ને બીજો વહેવાર કાઠીઆવાડ સાથે અમદાવાદનો ઘણો ચાલતો હતો. કાઠીઆવાડી ભાષા છેક ધંધુકા, ગોધા, ઘોલેરા ને વિરમગામ સુધી પહોંચેલી છે, અને ગુજરાત કાઠીઆવાડ લગોલગ આવેલા છે, છતાં એ વચ્ચે સંબંધજ નહોતો એ કહેવું કેટલું સકારણ છે તેનો વિચાર વાંચનારજ કરી લેશે. સોરઠી પ્રયોગો જેમ પ્રેમાનંદે વાપર્યા છે, તેમ બીજા કવિઓએ પણ વાપર્યા છે. જુઓ—

" ઓરો આવતી સલુણા કહું છું સામળા જો "—ભાલણ. આપણે ઓરો શબ્દ સામાન્ય રીતે વાપરતા નથી પણ મધ્ય ગુજરાતમાં ઐરા સુદ્ધાં કહે છે કે " પછી ઓરી પેલી વાત કાઢી. "

નાટકોમાં ચરોતરી શબ્દો વપરાયા છે માટે તે લખનાર ગૂઢ પુરૂષ ચરોતરી હશે એવું અનુમાન રા. નરસિંહરાવ કાઢે છે. આ ન્યાયે તો નાટકોમાં કાઠીઆવાડી, સુરતી, ફારસી, મરાઠી, શબ્દો વપરાયા છે માટે તેનો લખનાર કોઈ કાઠીઆવાડી, સુરતી, મુસલમાન, પારસી, મરાઠો પણ હોઈ શકે ? કેવું વિચિત્ર અનુમાન !

નીડર શબ્દના આધુનિકપણા માટે રા. નરસિંહરાવે જે શંકા કરી છે, ને તેને તેમના પ્રિય ભાઈ રા. કૃષ્ણરાવે* ટેકો આપતાં જે હસવા લાયક દલીલ ઉપજાવી છે, તે સઘળું નીચેનાં ઉદાહરણથી " કરડ લુસ " થઈ જાય છેઃ—

૧. કાપી કાપી ભજન લે નિડર રે.

પ્રા. કા. મા. મા. પુરાણ. ભાગ ૧. કડવું ૩૪. કુંક ૧૮.

૨. એ.ભગ બારિયો નિડર ભડવું,

નરસિંહ મહેતો સુરત સંગ્રામ. પદ. ૮. બૃ. કા. દો ૪ પૃ. ૩.

હવે ' નીડર ' ને જૂનો ગણવો કે આધુનિક તે સુજ્ઞ વાંચક પોતાની મેળે વિચારી લેશે. નર્મદાશંકરે જોડેલો કહેવાતો આ શબ્દ છેક નરસિંહ મહેતાએ વાપર્યો છે, એ વાત ભાષાના આધુનિકપણાની કેટલાક સાક્ષરોની વ્યાખ્યા અને સિદ્ધાંતો ઉધાં વાળી નાખે તો

---

* વસંતઃ વૈશાખ ૬૮.

૯. પધાર્યો ( ગયા ) નારદ જતિ.

૧૦. ધડિયાળું ( ઘડિયાળો ) ઘણુ ઘણાય.

૧૧. શોધ્યા વિના વર કાંઈ મળે.

૧૨. વખણાણા, કહેવાણા.

૧૩. સંસાર કામ અમથાં નાખીએ.

૧૪. તે ટિપ્પણ અર્થે કહ્યા કોણ કોણ.

બાલણકૃત દશમ સ્કંધના એક લેખી પ્રતમાંથી નીચેનાં અવતરણો ટપકાવ્યાં છે:—

૧. થાપી થાપી ભાણા.

૨. નાનડિયા શા દંત.

૩. ધવરાવી લાવશે રે.

૪. આઈ આઈ કહેશે, કાલું બોલશે.

૫. ધાસ લેવાનું મસ કરી, અમે મંદીર તેને જાયું રે.

૬. વીહીલો મેલ્યો બાળ.

૭. રહો રે રવાઈઓ અહી ધવરાવ્યા પાખે માતાજી મથવા દઉં નહી.

આ દાખલાઓમાં બે પ્રકાર છે:—કેટલાક વિચાર ને શબ્દો અંગ્રેજીમાંથી ઉતાર્યા હોય તેવા છે, અને કેટલીક આધુનિક જેવી કહેવતો તથા અર્વ દેશી પ્રયોગો છે. આનું કારણ એટલું જ કે મોટા કવિઓ—નવા રસ્તા પાડનારા લેખકો બહુધા સર્વ—દેશી અને ભાષા ઉપર અસાધારણ કાબુ ધરાવનારા હોય છે. આ શિવાય વડ્ડમનું લખાણ વાંચીશું તો તેમાં આધુનિક લાગતા પ્રયોગો ને વિચારો અસંખ્ય મળી આવશે, જે અનેક રીતે નાટકોના જૂનાપણા તથા ખરાપણા—( anthenticity ) ઉપર ઘણું અજવાળું પાડી શકશે. પણ આ બધુ વાંચવાની તકલીફ લેવી હોય તો ને? અમુક પ્રયોગ કે શબ્દ આધુનિક છે એટલું કહ્યું, એટલે આપણું કામ ખલાસ થયું! સામાવાળા છો ને તે જૂનો ઠરાવવા આખું સાહિત્ય શોધી વળે! આવી જાતની યુક્તિ રા. નરસિંહરાવે વાપરી છે, પણ ઉપર ચોટીઆ વાંચકો શિવાય બીજાઓ તેથી છેતરાઈ જાય તેવો સંભવ થોડો છે.

ગ્રા•

# ગુજરાતી ભાષાનું બંધારણ.

( અનુસંધાન પૃષ્ઠ ૫૫૮ થી )

હવે રા. બા રમણભાઈએ વિભક્તિના પ્રત્યયોને વ્યસ્ત દશાના ' ઉપસર્ગો ' કહ્યાછે તે પ્રશ્ન ઉપર આવી સકાશે. ઉપસર્ગ શબ્દનો તો ત્યાગ જ કરવો પડશે. ત્હેને બદલે ' અનુબંગો' કે હેવું નામ આપીશું. હવે ત્હારે ગુજરાતી ભાષા સમસ્ત તેમ જ વ્યસ્તદશા બંનેના મિશ્રણવાળી છે તે સ્વીકારવાને બાધ નથી. પરંતુ કિયા અમુક પ્રકારોમાં તે સ્થિતિ છે તે સંબન્ધે મતભેદને સ્થાન મળેછે. રા. બ. રમણભાઈને મતે નામની વિભક્તિયોમાંથી તૃતીયા તથા § સપ્તમીના ' એ ' પ્રત્યયોને પ્રસંગે જ સમસ્તદશાનું દર્શન છે બાકી બધી વિભક્તિયોમાં વ્યસ્તદશાના અનુબંગો જ મૂકાયછે. ' હાથે વણેલું લુગડું ', ' પાટલે બેઠો ';—અહિં 'હાથે' તે તૃતીયા, અને ' પાટલે ' તે સપ્તમી એ બે ઠેકાણે પ્રત્યયો ' એ '—સમસ્ત દશા દર્શાવેછે; બાકી ' મગનને માર્યો ' ( બીજી વિભક્તિ ); ' ગોવિન્દને આપ્ય ' ( ચોથી વિભક્તિ), ' ગામથી આવ્યો ' (પાંચમી વિભક્તિ); ' ઘોડાના પગ ' (છઠ્ઠી વિભક્તિ); અને ' ઘરમાં તાપ લાગેછે ' ( સાતમી વિભક્તિ ), એ સર્વમાં છુટા અનુબંગો વળગ્યા માટે વ્યસ્ત દશાનાં ઉદાહરણો છે;—આમ રા. બ. રમણભાઈનું માનવું છે.

આ જરાક ધ્યાન દઈને તપાસિયે. હું જાણુંછું કે બીમ્સ પણ કાંઈક આ પ્રકારે જ અવલોકન કરેછે, અને રા. બ. રમણભાઈ તેથી જ દોરાયા જણાયછે. બીમ્સ પોતાના વ્યાકરણના પ્રથમ ખંડનાં પૃષ્ઠ ૪૮–૪૯ માં કહેછે કે હિન્દીમાં નામને સંબન્ધે વિભક્તિઅંગનાં ચિહ્ન લગભગ બધાં લુપ્ત થયાંછે; જે કાંઈક લીસોટા રહ્યાછે તે આકારાન્ત નામની વિભક્તિયોમાં છે ( घोडा–घोडेको ઇત્યાદિ ) અને બહુવચનમાં છે (घोडा–घोडे); નામને સંસ્કૃતની પેઠે વિભક્તિયો નથી લાગતી; સંસ્કૃતમાં राजन् શબ્દને राजान्, राज, અને राज्ञ હેવાં પૂર્વરૂપ થાયછે, પણ હિન્દીમાં તો राजा તે જ પૂર્વરૂપ અને को ઇત્યાદિ અનુબંગો લાગેછે. અને ગુજરાતી વિશે ( પૃષ્ઠ ૫૦ મે ) કહેતાં કહેછે કે હિન્દીના જેવી જ ગુજરાતીમાં ( તૃતીયા સિવાય અન્યત્ર ) આ સંબન્ધે સ્થિતિ છે; અર્થાત્ ગુજરાતીમાં ( હિન્દીમાં તેમ જ ગુજરાતીમાં ) વિભક્તિયો વ્યસ્ત દશાની છે સમસ્ત દશાની નથી!

અહિં અવલોકનમાં ખામી એક થઈછે, તે પ્રત્યયોના સ્વરૂપની પરીક્ષામાં સમસ્ત દશાના પ્રત્યયોની કસોટી શી ? એ પ્રત્યયોના લક્ષણમાં જ એ કસોટી મળશે. એ પ્રત્યયોમાં મુખ્ય લક્ષણ બે છેઃ—

---

§ બીમ્સ ફક્ત તૃતીયાને જ સમસ્ત વિભક્તિ ગણેછે; સપ્તમીનો ' એ ' પ્રત્યય હેની ગણનામાં લીધો જણાતો નથી. એ સરતચૂક જ હશે. ( Beames' Comparative Grammar of the Modern Aryan Languages of India, Vol. I. P. 50. )

(૧) મૂળના કોઇ શબ્દ અથવા particle (ગૌણ શબ્દ) નું સ્વતન્ત્ર અસ્તિત્વ લુપ્ત થયું હોય; મૂળનાં રૂપ ઘસાઈ જઈને (વ્યસ્તદશા જેવાં અલ્પાંશે નહિં પણ બહુ અંશે ઘસાઈ જઈને) નામાદિકમાં ભળી ગયેલાં હોયછે;

(૨) એ પ્રત્યયોના યોગે નામાદિકના અન્ત્ય સ્વરાદિકમાં ફેરફાર થાયછે.

આ બેમાંથી પ્રથમનું લક્ષણ પ્રત્યયના સ્વકીય સ્વરૂપને લગતું છે, અને બીજું લક્ષણ હેની અમુક કાર્ય કરવાની શક્તિને લગતું છે. જો ગુજરાતીમાં વિભક્તિના પ્રત્યયોમાં આ લક્ષણોનું દર્શન થાય તો તે વ્યસ્ત નહિં પણ સમસ્ત દશાના પ્રત્યયો તરીકે જ ગણવા વાજબી જણાશે. તૃતીયા તથા સપ્તમીના પ્રત્યય 'એ' નું સ્વરૂપ રા. બા. રમણભાઈ (બીમ્સને આધારે) સમસ્ત દશાનું ગણેછે, તે નામાદિકમાં સંધિકાર્યથી ભળી જાયછે એ કેવળ બાહ્ય દેખાવના આધારને લીધે જ. સંધિકાર્યથી એકરૂપ થાય એમ અર્થ 'ભળી ગયેલા' (incorporated) એ શબ્દનો લેવાનો નથી. સંસ્કૃતમાં પણ હમેશાં તેમ નથી થતું. **मधु+नि** (સપ્તમી એકવચનનો પ્રત્યય)=**मधुनि** એમ થાયછે. અહિં પ્રત્યય તે પૂર્વ શબ્દમાં (**प्रकृतिमां**) વિલીન નથી થતો માટે એ સમસ્તદશાનો નથી એમ નહિં કહેવાય. ગુજરાતીના તૃતીયા તથા સપ્તમીના 'એ' પ્રત્યયને યોગે પણ સંધિકાર્ય હમેશાં થાય છે જ એમ નથી. ખાટલો+એ=ખાટલે, ઘોડો+એ=ઘોડે;—એમ સંધિ થાયછે એ ખરું; પરંતુ 'ઘોડાએ લાત મારી' એમ પણ કહેવાયછે; તેમ જ 'ધણીએ કર્યું'—અહિં પણ સંધિ નથી થતો; અને 'ભાલાની અણીએ થાળી મૂકીને ફેરવી'—અહિં સપ્તમીમાં પણ સંધિ નથી થયો. માટે 'ભળી જવું' શબ્દોનો અર્થ 'સંધિકાર્યથી વિલીન થવું' એમ તો નહિં જ; હેનો અર્થ એટલો કે પોતાનું સ્વતન્ત્ર અસ્તિત્વ ખોઈને, જે શબ્દને જોડાય હેના અંગભૂત થઈ જવું.

ડૉક્ટર ગ્રીઅર્સન સમસ્ત અને વ્યસ્ત દશા વિશે કાંઈક એકપક્ષી દર્શન કરેછે; પણ ગુજરાતીમાંની ષષ્ઠી તથા ચતુર્થીના પ્રત્યયોને સમસ્ત દશાના ગણેછે. (તૃતીયા તથા સપ્તમી ના પ્રત્યયો 'એ' માટે કશું સ્પષ્ટ કહ્યું નથી.). * હેમણે આપેલાં કારણો સવિસ્તર ઉતારતાં લંબાણ થાય એમ છે. સારાંશ હેમનો એ છે કે ચતુર્થીનો પ્રત્યય ષષ્ઠીના પ્રત્યય ઉપરથી જ આવેલોછે, અને ષષ્ઠીનો 'નું' પ્રત્યય પ્રાકૃતમાંના **तण** ઉપરથી આવ્યોછે તે **त** ગોનો **त** લુપ્ત થઈ બાકીના **अण** દ્વારા આવ્યોછે; આ **त** નો લોપ, પદને આરમ્ભે હોય તો, નથી થતો; તેથી **तण** તે પદ ન હોવાથી **अण**નું સ્વતન્ત્ર અસ્તિત્વ ન હોઈ સમસ્ત પ્રત્યય રૂપે દર્શન દેછે. એથી ઉલટું, હિન્દીમાં ષષ્ઠીનો પ્રત્યય **का** તે **कृतक**ના પ્રાકૃતરૂપ **किमम** ઉપરથી આવ્યોછે; હેના **क**નો લોપ નથી થયો માટે એ જુદો શબ્દ ગણવો જોઈયે અને તેથી એ વ્યસ્ત અનુપંગ છે. આમ હેમનો મત છે.

વ્યસ્ત સમસ્ત સ્વરૂપ માટે મતભેદ આમ ઉઘાડો છે; તેમ જ ડૉક્ટર ગ્રીઅર્સન પ્રમાણે છઠ્ઠી તથા ચોથીના પ્રત્યયો સમસ્ત દશાના ગણીશું; બીમ્સને આધારે તૃતીયા તથા સપ્તમીના પ્રત્યયો ‘ એ ’ તે પણ સમસ્ત ગણીશું; પ્રથમા અને દ્વિતીયાને પ્રત્યય જ નથી, અને દ્વિતીયાનો પ્રત્યય જ નથી, અને દ્વિતીયાનો પ્રત્યય ‘ ને ’ તે ષષ્ઠીના ‘ નું ’ ને અવલમ્બી રહેલોછે; તો માત્ર રહ્યા પ્રત્યયો બે—‘ થી ’ ( પંચમીનો ) અને ‘ માં ’ ( સપ્તમીનો ). એ બેને વ્યસ્ત ગણો—ડૉક્ટર ગ્રીઅર્સન તેમ જ બીમ્સને આધારે—તો પણ બહુ ભાગે તો વિભક્તિયો સમસ્ત પ્રત્યયોની જ ફલિત થશે. તો ગુજરાતીને આ બાબતમાં વ્યસ્ત સ્વરૂપની કહેવામાં ડૉ. ગ્રીઅર્સન યથાર્થ દર્શન કરતા નથી જણાતા.

પણ ખાસ જોવાનું તો એ છે કે ડૉક્ટર ગ્રીઅર્સને तन ના त् વ્યંજનના ઘસારાની કસોટી વાપરીછે તે મનન યોગ્ય છે અને પોતાના પુરતી સત્ય પણ છે; પરંતુ હેમણે એક પક્ષનું જ દર્શન કર્યુંછે. સમસ્ત પ્રત્યય માટેની બીજી મર્યાદા—નામાદિકના અન્ત્ય અક્ષર અથવા શ્રુતિમાં વિકાર કરવાનું સામર્થ્ય એ મર્યાદા—તરફ લક્ષ જ નથી આપ્યું. શબ્દ અને પ્રત્યય એ બે લાકડાંના કડકા કલ્પીશું; તે બંનેને જોડવા માટે એકનો છેડો અને બીજાનો આરમ્ભ એ બેને ઘસીને એકઠા કર્યાથી સમસ્ત દશાનું જોડાણ સુશ્લિષ્ટ થવાનું; પરંતુ આ રૂપક સર્વાંશે લાગૂ પાડી સકાશે નહિં. ઘણે પ્રસંગે એક બાજૂના છેડાને જ ઘસારો કે વિકાર પ્હોચે તોપણ સમસ્તતાનો સંયોગ થઈ સકેછે. પરંતુ પ્રત્યયમાં બે લક્ષણો સાથે હોવાં જોઈયે જ; મૂળ શબ્દમાંથી ઘસાઈ રૂપાન્તર થઈ સ્વતન્ત્ર અસ્તિત્વ ખોવું તે એક, અને જે શબ્દને જોડાય ત્હેના અન્તભાગમાં રૂપાન્તર કરવાનું સામર્થ્ય ધારણ કરવું તે બીજું. ( સામર્થ્ય હોય તેટલું જ બસ; કોઇ પ્રસંગે તે કાર્ય ના થતું હોય તો બાધ નહિં એ હમણાં તરત જ નીચે બતાવીશું. ). ડૉક્ટર ગ્રીઅર્સને જેમ આ બીજા લક્ષણ તરફ નજર નથી કરી અને એકપક્ષાવલોકન જ કર્યુંછે, તેમ એ એક પક્ષમાંથી પણ અર્ધપક્ષાવલોકન જ થયુંછે;—પ્રત્યયના આરમ્ભના અક્ષરનો ઘસારો તે જ અવશ્ય શરત ગણીછે. પરંતુ પ્રત્યયનો કોઇ પણ ભાગ ઘસારાને વશ થઈ સ્વતન્ત્ર શબ્દત્વ ખોવાયું હોય, તો તે બસ છે. આ રીતે હિન્દી का પ્રત્યય પણ कृतक—किअअ—માંથી ઘસાઈને આવ્યાથી એ પણ સ્વતન્ત્ર શબ્દ મટી જ ગયો ગણવાનો છે. આમ ડૉક્ટર ગ્રીઅર્સને અર્ધ નહિં પણ અર્ધાર્ધ પક્ષનું જ દર્શન કર્યાથી ક્ષતિ થઈ લાગેછે.

ખાસ ધ્યાન ખેંચનારી વાત એ છે કે બીમ્સકૃત વ્યાકરણમાં પણ સમસ્ત અને વ્યસ્ત દશા એ બંને કલ્પનાઓ વચ્ચે વિચારનું આંદોલન થાયછે, અને વ્યસ્તદશા પ્રથમથી સ્વીકારી લીધેલી હોવાથી તે તરફનાં વિશેષ વચનો માત્ર ઉમેર્યાંછે. ખંડ ૨ પૃષ્ઠ ૧૯૩ મે કહ્યુંછે કે ચર્ચાવિષય સાત ભાષાઓમાં સમસ્ત પદ્ધતિનું ચિહ્ન ફક્ત નામોના અન્ત્ય સ્વરમાં, વિભક્તિના પ્રત્યય લાગતા પ્હેલાં, ફેરફાર કેટલીકવાર થાયછે તે છે.—આ સમસ્ત પદ્ધતિનો પ્રકાર નહિં તો શું ? પરંતુ આ વચનને આમ ‘ ફક્ત ’ શબ્દથી ઓછી કીમતનું કરવા ઉપરાંત કહેછે—એ સ્વર બદલાયલા નામને વિભક્તિના સંબન્ધદર્શક છૂટા અવ્યય શબ્દો ( particles ) વળગાડાયછે. છૂટા એમ કહેવાનું કશું કારણ નથી;

તે નીચે થોડીવાર પછી દર્શાવાશે. આ વચન તરફ લક્ષ ખેંચવાનો હેતુ એ જ કે સમસ્ત દશાના સ્પષ્ટ ચિહ્નનું મહત્ત્વ ઘટાડવાનો જ આ પ્રયત્ન છે. પરંતુ આગળ જતાં એ જ ખંડનાં પૃ૪ ૨૨૨ (§ ૪૮) તથા પૃ૪ ૨૨૭ (§ ૪૯) તરફ નજર કરિયે છિયે ત્હારે તો પશ્ચિમ ભાગની ભાષાઓ (ગુજરાતી, મરાઠી ઇત્યાદિ) માટે તો સમસ્ત દશા સ્વીકારવા તરફ જ એ ગ્રન્થકારનું વલણ લગભગ થયેલું જણાયછે. પૃ. ૨૨૨ મે ૪૮ મી કલમનો આરમ્ભ કરતી વખતે આ વાક્ય મૂક્યુંછે:—

"The forms of the oblique cases are not, however, the only traces which still survive of the old Sanskrit inflections."

આ વચન તો સાતે ભાષા માટે છે; અને સમસ્ત દશાના વ્યાપક સ્વરૂપનો સ્વીકાર એટલા ઉપરથી થયો ગણાય એમ નથી. પરંતુ હેમાંની પશ્ચિમ ભાગની ભાષાઓ વિશે પૃ૪ ૨૨૭ મે (કલમ ૪૯ મી આરમ્ભાતે) તો વિશેષ સ્પષ્ટ વચન છે:—

"In striking contrast to the wide range of synthetical forms observable in Marathi and the Western languages, stands out the naked *simplicity* of the *Bengali* and *Oriya* which have scarcely any variations of the stem."

વાત મુદ્દે એ છે કે કોઇ પણ અમુક ભાષા કેવળ સમસ્ત પદ્ધતિની અથવા કેવળ વ્યસ્ત પદ્ધતિની છે એમ કહી સકાશે નહિં. બીમ્સ પણ આ તત્ત્વ સ્વીકારેછે; પોતાના પુસ્તકના ખંડ ૧ લાને પૃ૪ ૪૩ મે કહેછે:—

"Moreover, it will always be found that no language is purely analytical. The most advanced languages, such as English, still retain traces of synthetical phases through which they have formerly passed."

એમ કહી goest, goes, goeth, went, gone, એ સમસ્ત દશાનાં રૂપો ઉદાહરણ તરીકે બતાવેછે.

પરંતુ આ લાંબી ચર્ચામાં આપણે ભૂલી જવું ના જોઇયે કે (આગળ દર્શાવાશે તેમ) મ્હારું કહેવું એટલું જ છે કે ગુજરાતીમાંની નામને લાગનારી વિભક્તિયો વ્યસ્ત રૂપની નહિ પણ સમસ્ત રૂપની છે, અને ક્રિયાપદોના રૂપ વધારે અંશે વ્યસ્ત દશાનાં છે. આ સામાન્ય તત્ત્વોના દર્શનમાં કેટલોક ભ્રમ અને મતભેદ પેસવાનું કારણ Encyclopædia Britannica (9th Edition) માં ભાષાશાસ્ત્ર (Philology) વિશેના લેખમાં સચોટ બતાવ્યુંછે.* એ સ્થળે ભાષાઓના મુખ્ય વર્ગ બે પાડ્યાછે:—(1) Isolating Languages, અને (2) Agglutinative Languages. પ્રથમનો વર્ગ તે રા. બ. રમણભાઈ જી'ને અન્વયાધાર ભાષા કહેછે તે. બીજા વર્ગના બે ઉપવર્ગ આપ્યાછે:—(a) Simply

* Vol. XVIII Page 774 જુવો.

Agglutinative અને (b) Inflective. હામાંનો (a) તે બીમ્સે કહેલી agglutinative તેમ જ analytical બંનેનો સંગ્રહ કરશે; અને (b) તે Syntheticનું નામાન્તર છે. ખરેખરી વિશુદ્ધ inflective ભાષા તો શબ્દોમાં આભ્યન્તર રૂપાન્તરો કરનારી ભાષાને જ કહેવાય; તે સેમેટિક ભાષાઓ. આરબી ભાષા એ પ્રકારની છે; હેમાં (દાખલા તરીકે), 'નૂર' (=પ્રકાશ) નું બહુ વચન જુદો પ્રત્યય લાગીને નહિં પણ અંદરના અવયવમાં ફેરફાર થઈને થાયછે—'અન્વાર;' તેમ જ 'ખબર'—એકવચન, 'અખબાર'—બહુ વચન. પરંતુ આમ સંકુચિત અર્થની વિરુદ્ધ મત એ લેખનો લેખક દર્શાવેછે; તેમ જ આ વિષયમાં વિચારવચનાદિકની શિથિલતા સંબન્ધે કહેછેઃ—

"There is no term in linguistic science so uncertain of meaning, so arbitrary of application, so dependent on the idiosyncracy of its user, as the term 'inflective' (i. e. 'synthetical')."

આ ટીકા syntheticalના પ્રતિસંબન્ધી શબ્દ analyticalને પણ લાગૂ પડે જ છે. એ લેખક ઉમેરેછેઃ—

"Any language ought to have the right to be called 'inflective' that has inflexion; that is, that not merely distinguishes parts of speech and roots and stems formally from one another, but also conjugates its verbs and declines its nouns; and the name is sometimes so used."

આ સ્વરૂપવર્ણન ગુજરાતીને—નામની વિભક્તિયોને સંબન્ધે—પૂર્ણ રીતે, અને, નીચે જણાવાશે તેમ, ક્રિયાપદને કેટલેક અંશે લાગૂ પડેછે.

પરંતુ આ બીજે છેડે જનારા મતને પૂર્ણ રીતે સ્વીકારીશું તો કોઇ પણ ભાષા analytical નહિં થાય. એ ઉદ્દેશ પણ એ લેખકનો ભાગ્યે હશે. દર્શાવવાનું મ્હારે એટલું છે કે આ પ્રશ્નને અંગે જુદા જુદા લેખકોના જુદા જુદા મત છે. હું તો બીમ્સ વ્યાકરણમાં આપેલાં synthetic અને analyticનાં લક્ષણોનો આશ્રય લઈને જ ગુજરાતી ભક્તિના પ્રત્યયોની સ્વરૂપપરીક્ષા કરવાનું આદરુંછું.

તેમ કરતા પ્હેલાં મ્હારી કલ્પનાની પુષ્ટિમાં ડૉક્ટર સર ભાંડારકરનો કીમતી અભિપ્રાય ટાંકવો કર્તવ્યરૂપ છે. હેમનાં વુઇલસન લેકચરોમાંના આરમ્ભના ભાષણમાં નીચે પ્રમાણે એઓ કહેછેઃ—

"When a language is in that condition in which grammatical relation is expressed by such compounds consciously formed, and both parts of the compound can be used independently, it is said to be the analytic stage. The change of मध्यम to मां or में, or of कार to आर, or of तसि to तस् तः, is what is called phonetic decay. Though this is usually spoken of in

censure as corruption, it is the means by which a language leaves the analytic stage and develops. The words forming the compound grow together, both being altered in the process and the original sense of the latter is forgotten. It is this circumstance that renders phonetic change possible, for if those who speak the language always used the two *words* in the compound with a conscious desire to express their joint sense, such a corruption would not take place. Phonetic decay reduces the latter portion to a mere termination, and thus a language arrives at what is called the synthetic stage. All the dead Aryan languages, and most of the living ones also, are in the synthetic condition."

( Journal of the Bom. B. R. A. Soc. Vol. XVI, No. XLIII, P. 225 )

આ ઉતારાનું છેલ્લું વાક્ય ગુજરાતી વગેરે ભાષાઓની સમસ્તદશાના પક્ષને ખાસ પુષ્ટિ આપેછે.

• તે જ પ્રમાણે પૃ. ૨૫૫ મે નીચે પ્રમાણે કહ્યુંછે:—

"The grammatical terminations which are oftener used than any particular words suffer the most by this process of decay and after a time they are confused with each other or dropped away. When a language is reduced to this condition, it has to fall back upon the expedient with which it started, and tack on certain words or particles to its nouns and verbs to express the relations which the old terminations denoted, and thus the analytic state returns. But the old process goes on again, and then words in their turn assume the character of terminations. + + + The modern vernaculars have had to resort to this process of reconstruction in a great measure."

આ વ્યસ્ત દશાનું ઉદાહરણ—કરેછે ( करोति–करद्+छे ) એ ગુજરાતી ક્રિયાપદના વર્તમાનકાળના રૂપમાં વર્તમાનના ति પ્રત્યય ઉપરાંત, अस् ધાતુના વળી તે પ્રકારના જ રૂપના ઉમેરામાં મળેછે. વ્યસ્ત દશામાંથી પાછા સમસ્ત દશામાં જવાનું ઉદાહરણ વિભક્તિનાં રૂપોમાં જડશે;—ઘોડો+મધ્યે— ઉપરથી 'ઘોડામાં' સપ્તમીનો મૂળ પ્રત્યય જતો રહેતાં, 'મધ્યે' એ નવો શબ્દ વ્યસ્તરૂપે જોડાયો, તે ક્રમે કરીને 'માં' પ્રત્યય બની સમસ્ત રૂપે જોડાઈ ગયો.

લક્ષણ પણ સ્પષ્ટ છે;—ઘોડો; ઘોડાને; ઘોડાને, ઘોડાથી ઘોડાનું, ઘોડામાં;—એમ અંગના અન્તભાગમાં વિકાર કરવાની શક્તિ એ પ્રત્યયોને વિશે પ્રસંગ આવ્યે પ્રગટ થાયછે જ. સર્વત્ર એમ કાર્ય થાય જ એમ અર્થ નથી લેવાનો. સંસ્કૃતમાં પણ **देवानाम्** (૫ષ્ઠી બહુવચન) માં **देव**ના અન્ત્ય અકારનો આ થાયછે, પરંતુ **नदीनाम्**માં કશો વિકાર પ્રત્યયને યોગે નથી થતો. માટે શું એક પ્રસંગે§ **नाम्** પ્રત્યય સમસ્ત દશાનો અને બીજે પ્રસંગે વ્યસ્ત દશાનો એમ કાંઇ કહેવાશે ? તેમ જ **रामस्य** એ રૂપમાં **स्य** પ્રત્યય પણ સમસ્ત દશાનો છે. **स्य, स्मिन्** એ હેવા છે તો 'માં' પ્રત્યય પણ ત્હેવો જ છે. તો—ને, ને, થી, નું, માં—એ પ્રત્યયોમાં આ વિકાર કરવાનું સામર્થ્ય છે એટલું જ બસ છે. અને આમ એ પ્રત્યયોમાં ઉપર કહેલાં બંને લક્ષણો પ્રગટ થાયછે; તો એ પ્રત્યયોને વ્યસ્ત દશાના કહેવાનું કશું કારણ નથી; સમસ્ત સ્વરૂપના જ ગણવા વાજબીછે. ×

બીમ્સના અવલોકનમાં બીજી ખામી એ છે કે (મૂળ સંસ્કૃતમાં જ (પ્રથમા એકવચનમાં) આકારાન્ત હેવા) **राजा** જેવા અપવાદરૂપ આકારાન્ત નામગણને પ્રાધાન્ય આપી, (સંસ્કૃતમાંના અકારાન્તના ઉપરથી થયેલા) **घोडा** જેવા (હિન્દીમાં) આકારાન્ત નામગણને ગૌણ પદ આપી દીધુંછે. **राजा**ના ગણના શબ્દોની સંખ્યા કરતાં **घोडा**ના નામગણની (અને વિભક્તિનો પ્રશ્નછે તો, વિકારી વિશેષણગણની પણ) શબ્દસંખ્યા પુષ્કળ વધારે છે. અને જ્યહારે ત્હેમાં વિભક્તિના પ્રત્યયો વિકાર ઉત્પન્ન કરેછે (**घोडेका** ઇત્યાદિ), ત્યહારે ભાષાના પ્રધાન લક્ષણ તરીકે તે ગણનો જ આશ્રય લેવો વાજબી છે. ફક્ત **राजा—राजाका** ઇ. અલ્પાંશમાં અવિકારિતા રહી તે ઉપરથી વ્યસ્ત દશાનો સિદ્ધાન્ત બાંધી દેવો વાજબી નથી. હિન્દીને તેમ જ ગુજરાતીને આ દલીલ સરખી રીતે લાગૂ પડેછે. (ગુજરાતીને પ્રસંગે **घोडा**ને બદલે 'ઘોડો' એમ ઓકારાન્ત પ્રકૃતિરૂપ લેવાનું છે.)

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

---

§ પાણિનિયે આપેલો પ્રત્યય તો **आम्** છે; તે લેતાં **तमसाम्** એ **तमस्**નું રૂપ લઈ કહીશું કે અહિં કશો વિકાર કરવાનું કાર્ય પ્રત્યય નથી કરતો માટે આ વ્યસ્તરૂપ છે, તો તે ભૂલ જ કહેવાય.

× હિન્દી માટે પણ યથાદર્શન આ ટીકા લાગૂ પડેછે. અને તેટલે અંશે બીમ્સનું અવલોકન દૂષિત ગણવું પડશે.

# દેશોદયની ઉષા.

( આશાના લયમાં. )

૧.

દેશજનોના ઉજ્વલ સુખમય દેહ ધરે જે દેવી—
એતો એકજ દેશોદયની દિલભર ઉષા અનેરીઃ
સરલ અભેદ ભરી અહો ! એ મણિ સમ મનોહરી !

તેજ સુકોમળ, પવન લહરીને પલ્લવ, પ્હેરે અંગેઃ
તારલિયા વેણીમાં વિરમેઃ સુરેખ સુરખી રંગેઃ
પ્રેરતી પરવરતી ધર્મ સહચારે ઉષા સખી !

ઉદય સમયને દિવ્ય દેહ, દિનદર્શન મંગલ થાતાં—
ઉમંગઃ યનને, સ્મિતઃવદને, કરઃસુકૃત્ય, પગલેઃ પ્રભુતા—
લીલા તપ તેજ ભરી પૃથ્વીને આ પટ વિસ્તરતી !

૨.

સુગંધવતી પૃથ્વીને પલ્લવ રસસાગર કંઈ સુધવેઃ
કોમળ કમળ હૃદે લક્ષ્મીઉર વિષ્ણુદેવ કંઈ વિલસેઃ
એવી રસરાસ લીલા વિકસાવો રાજકલા ! !

જગજ્જનોના પંચાયતને એક વાક્યતા ગુંજેઃ
લોકારાધક પ્રાણાત્માનાં ઓજસ્ ચેતન આંજેઃ
એવી સ્વર–જ્યોતિ લીલા વિકસાવો પ્રજાજનતા ! !

વિશ્વપ ધર્મ તીવન્યાયથી સ્નેહ—સામ્ય વિસ્તરતાં—
સ્વસ્થ કર્મયોગીને સ્વાર્પણ સંયમ શાંતિ વિલસતાંઃ
એવી સંસિદ્ધિ લીલા વિકસાવો પ્રભુજનતા ! !

૩.

દેશોદયની ઉષા એ સમી અહો ! ઉઘડવો લાગે !
ઉત્સાહક અજવાળાં પ્રકટેઃ અજબ ચેતના જાગે !
વાગે વિજય ઘંટા ! મંગલ એ સંક્રાંતિ—દશા !

દેવપ્રજા સહુ ભક્ત ઘેલડાં દેશ—તપોવન ઘૂમેઃ
પ્રભુનો જય લલકારી જાતને સુકર્મયજ્ઞે હોમેઃ
જ્વાલા ઝળહળતી અન્યને આમંત્રણ કરતી!

અભય ભર્યાં સર્જન જ્યોતિર્મય દેશ—પરે તરવરજોઃ
ઉષ્માને આનન્દ સ્વસ્થતા ઝીલજો ને ઝીલવજોઃ
કરે કલ્યાણકૃતિ હો પ્રકાશપ્રદ પ્રગતિ !!

લાલંત.

---

# ચર્ચાપત્ર.

"વસન્ત" ના તન્ત્રી સાહેબ,

અમદાવાદ.

વિનતિ કે, યોગ્ય લાગે તો નીચેની હકીકત આપના પત્રમાં પ્રકટ કરવા કૃપા કરશો.

૧. "વસન્ત" ના વૈશાખ (૧૯૬૮) ના અંકમાં રા. મોહનલાલ પાર્વતીશંકર 'સૃષ્ટિ સૌન્દર્યનાં કાવ્યો" વાળા એમના નિબન્ધમાં શંકા કરે છે કે, 'રાત્રિએ કોયલ બોલે ખરી ?'

આશરે છએક વર્ષ ઉપર, હાલોલમાં—મધ્યરાત્રિની લગભગમાં—મ્હેં કોયલનો મધુરો સ્વર સાંભળ્યો હતો; અને તે સમયની પરમ શાન્તિને લીધે ત્હેમાં અદ્ભુત મોહિની અનુભવાઈ હતી, જેનું હજી પણ મ્હને સ્મરણ છે.

૨. "વસન્ત" ના ભાદ્રપદ (૧૯૬૮) ના અંકમાં રા. હરગોવિન્દદાસ કાંટાવાળા "ગામનાં નામ" એ લેખમાં લખે છે કે, '(૧૫)...હલાલખોર વસતા તે ઉપરથી હાલોલ થયાનું...કહે છે.'

ત્હેમની આ નોંધને અંગે રા. હરગોવિન્દદાસને "બોમ્બે ગેઝીટિયર—હિસ્ટરી ઑફ ગુજરાત" નો નામદાર સરકારના હુકમથી પ્રસિદ્ધ થયેલી ઈ. સ. ૧૮૯૬ ની આવૃત્તિનું પૃષ્ઠ ૨૪૮ જોવા હું સૂચના કરું છું. ત્હેમાં આપેલી હકીકત "મિરાત—ઈ—સિકન્દરી" નામની સુપ્રસિદ્ધ તવારિખ ઉપરથી લીધેલી છે. ત્હેમાં જણાવ્યું છે કેઃ—

સુલતાન મહમુદ બેગડાએ ચાંપાનેરનો કિલ્લો સર કર્યા પછી, એક ખુરાસાની માળીએ બહુ સુન્દર બગીચો શહેર પાસે બનાવ્યો. આ જોઈને "હાલુર" નામના એક ગૂજરાતી માળીએ હેના કરતાં પણ વધારે મનોહર બાગ બનાવ્યો હતો. આ સ્થળ ચાંપાનેરથી પશ્ચિમે ચાર માઇલ ઉપર આવેલું છે અને હજુ સુધી તે માળીના માનમાં હાલોલ કહેવાય છે.

'સુન્દરીસુબોધ' મન્દિરઃ
અમદાવાદ. તા. ૨૨-૧૧-૧૨

લિ॰ સેવક,
રામમોહનરાય જસવંતરાય.

---

# હૃદયસંગીત.

"Sunset and Evening Star,
And one clear call for me."

"રૂડા સન્ધ્યારંગે, ઉડુ મહિ, વળી વ્યોમકુહરે,
સુણું તેડાં હ્વારાં જગજ્જનનિ ઓ! પ્રેમલ સુરે."

પાછી શિયાળાની અપૂર્વ તેજભર્યો નારંગી રંગની સન્ધ્યાઓ આવી! સન્ધ્યા એક નહિં પણ અનેક છે; વેદકાળના દ્રષ્ટાઓ નિત્ય નિત્ય નવી ઉષા જોઈને અનેક ઉષાઓ જોતા હતા; તેમ સન્ધ્યાઓ પણ અનેક છે. હાવી એક સન્ધ્યા પોતાનું અસાધારણ સૌન્દર્ય પોતાના જ હૃદયમાં ઉદ્ભાવેલા અદૃશ્ય દર્પણમાં જોતી જોતી મલકાતી હતી; અને—

ચકચકિત સહુ પ્હેલું ચ્હોડ્યો તારલો નિજભાળમાં,

તે દિવ્ય હીરા, શુક્ર, અને સાથે સાથે આવેલો ગુરુ, બે તારાઓ એ સૌન્દર્યમાં વૃદ્ધિ કરતા હતા અને પોતાના સૌન્દર્યમાં વીંટાઈ ગયા હતા. નીચે પેલો વિશાળ સિન્ધુ પોતાના સનાતન ગાનના તાનમાં તલ્લીન હતો. હું, એ સિન્ધુમાં પેઠેલા ખડકવાળા કિનારા ઉપર ઊભો હતો; હું ઊભો હતો?—ના, આ અસાધારણ સૌન્દર્ય, શાન્તિ, ગાન,—સર્વમાં વ્યાપી રહેલા ગૂઢ સત્ત્વના આશ્લેષમાં પડી સૂતો હતો. સહસા હું જાગ્યો. આ સત્ત્વથી હું છૂટો પડ્યો, અને છૂટા પડેલા મનુષ્ય જેવો બની વિચારના ચક્ર ઉપર ચઢ્યોઃ—

આ શી નિઃશબ્દ શાન્તિ! સિન્ધુનું ગાન શાન્તિના ગાન જોડે એકસુર થઈ ગયુંછે. તારાનાં તેજનું પાન કરતી ખાડીની પેલીમેર વિશાળ મુંબાઈનગરીની દૂર, દૂર પડેલી દીપની માળાઓ; મહાલક્ષ્મી અને વાલકેશ્વરના પશ્ચિમ કિનારા ઉપર પડેલા ઝાંખા અન્ધકારને વખતોવખત ઝબકાવતું Search-light નું પ્રવાહી તેજ;—સર્વ ચિત્ર, મનુજરચિત અને

ઈશ્વરરચિત, એકઠાં થઈ જઈ પ્રકૃતિના સ્વરૂપમાં જ
અસાધારણ શાન્તિ ! અને માનવસૃષ્ટિમાં આજ ક્ષણે શાં શાં
અહિંથી હજારો માઈલ ઉપર યુરોપમાંથી તુર્કસ્તાનને વિલુ
પક્ષના માનવરાક્ષસો વચ્ચે રુધિરવર્ષી સંગ્રામની કર્કશ અંશા
એ બંનેની સંગતિ ઈશ્વરના રાજ્યમાં શી રીતે બેસાડવી ?

આ કોમળ, પ્રેમ વર્ષતી શાન્તિ ! અને આ જ ક્ષણે
ખૂન, મારામારી, દુઃખ, અશ્રુ—એ સર્વના બેસુરા નાદની નિ
તત્ત્વોને એકત્ર રાખનાર પરમ પિતાના અગમ્ય રાજ્યતન્ત્રના

પ્રકૃતિ અને મનુષ્ય વચ્ચે સંબન્ધ કશો જ નહિં હોય ?
સુવર્ણનો અંકોડો હશે કે નહિં ? હશે તો ક્રિયા-બળે તે તોડી
પાછો જોડાય ? એ બે વચ્ચે સંવાદી સ્વરસંયોગ શી રીતે સં
પ્રવીણ કલાનિધિ આ સાફલ્ય મેળવી સકશે ? હું હેનો નિરન્તર

આમ વિચાર આવતાં આવતાં ઊંચા આકાશના ઊંડાણ
તરફ નજર ગઈ. નીચે દૃઢ પૃથ્વી ભણી જોયું. અને મન પાછું

આ પૃથ્વી, હેનો સૂર્ય, એ સૂર્યની પ્રદક્ષિણા કરતી ગ્રહ
માળાઓ, અણગણ બ્રહ્માણ્ડો, ગૂઢભેદમૂર્તિ ધૂમકેતુઓ, ખગોળ
અજ્ઞાત પદાર્થો,—એ સર્વ અસીમ દિક્‌સાગરમાં તરનારાં પ્રચણ્ડ

પ્રકૃતિ ઘન અંધારમાં
ચાલી અનન્તપણા ભણી !

એ સર્વમાં એક વ્યાપક મહાનિયમનું બીજ ક્રિયા બીજગણિતથ
સૈન્યનું અજ્ઞાત લક્ષ્ય ક્યહાં હશે ? અને મનુષ્યને તે સાથે શું લાગે વ
પ્રકૃતિના ગૂઢ તન્ત્રમાં ક્ષુદ્ર માનવજન્તુનું સ્થાન શું ? બીજાં મંડળોમાં
હશે ? ત્હેમની અને પાર્થિવ માનવમંડળની વચ્ચે શો સંબન્ધ ?

ખરે, ચિત્તને ચકરી આવેછે, અને મન ભમી જાયછે !

છતાં આ વિશાળ પ્રકૃતિ અને મર્યાદિત માનવસૃષ્ટિ, સર્વને એક અ
સેતું સત્ત્વ મ્હારા આત્મામાં આ ક્ષણે શું રેલાઈ રહેલું અનુભવુંછું ?—શું

> "A sense sublime
> Of something far more deeply interfused,
> Whose dwelling is the light of setting suns,
> And the round earth, and the blue sky."

કરે જે આવાસો કિરણગણમાં સાન્ધ્ય રવિના,
અને પૃથ્વીગોળે, વળી વિમળ આ નીલ નભમાં,
રહ્યું રેલી ઊંડું અકથ્ય કંઈ હેતું અવનવું,
અતિ ઊંચા ભાવો ભરતું ઉરમાંહે અનુભવ્યું.

આમ આન્તર અનુભવ થતાં હૃદયના ઊંડાણમાં આ સન્ધ્યાના અને શુકના પડઘા પડ્યા,—અને ઉદ્ગાર થયો:—

રૂડા સન્ધ્યારંગે, ઉડુમહિં વળી વ્યોમકુહરે;
સુણું તેડાં ત્હારાં જગજનનિ ઓ ! પ્રેમલ સુરે.

વાંદરા
તા. ૩૦-૧૧-૧૨

નરસિંહરાવ ભોળાનાથ.

---

# ચોવીસ અવતાર.

રા. રા. વસન્તપત્રના તન્ત્રીની સેવામાં,—

આપના પત્રમાં 'ભરતખંડના વીસ મહાન પુરુષો' ની યાદીઓ પ્રસિદ્ધ થાય છે—એવે પ્રસંગે, આપણા પ્રાચીન મહર્ષિઓએ કરેલી એક યાદી આપના વાચકોને રસ અને બોધ ઊપજાવશે એમ ધારી એ આ સાથે મોકલું છું તે યોગ્ય લાગે તો પ્રસિદ્ધ કરવા કૃપા કરશો. જગત્માં જેમ મહાનપુરુષોનું મહત્ત્વ છે, તેમ મહાન ભાવનાનું પણ છે; અને તે જેમ આપણી પૃથ્વી ઉપર અવતરીને કાર્ય કરે છે, તેમ વિશ્વમાં પ્રકટીને પણ કરે છે—એ મતબિન્દુથી આ યાદી વિચારવાની છે.

ચોવીસ અવતાર:—

(૧) સનકાદિક કુમાર—અખંડિત બ્રહ્મચર્યવ્રત પાળી પરમાત્માને પહોંચનાર
(૨) વરાહ—પૃથ્વીનો રસાતળમાંથી ઉદ્ધાર કરનાર.
(૩) નારદ—ભક્તિ; પંચરાત્રમાં કરેલા ભાગવત ધર્મનો ઉપદેશ કરનાર.
(૪) નર-નારાયણ—ભારતવર્ષના શ્રેય માટે નિત્ય નિરન્તર તપ કરનાર
(૫) કપિલ—આ સિદ્ધ મુનિએ સાંખ્યનો ઉપદેશ કર્યો; આદ્ય તત્ત્વજ્ઞ
(૬) દત્તાત્રેય—ત્રિમૂર્તિનો પોતામાં સમાવેશ કરીને, અલર્ક તથા પ્રહ્લાદને આત્મ-
વિદ્યાનો ઉપદેશ કરનાર.

(૭) યજ્ઞ—મન્વંતરપાલક.

(૮) ઋષભદેવ—આદ્ય જૈન તીર્થંકર; પરમહંસમાર્ગના પ્રણેતા.

(૯) પૃથુરાજા—પૃથ્વી વસવા યોગ્ય કરી.

(૧૦) મત્સ્યાવતાર—જલપ્રલય વખતે વૈવસ્વત મનુની રક્ષા કરી; અજ્ઞાનના સમુદ્રમાંથી એકાદ ભવ્ય જીવને ઊગારી જ્ઞાન અને ધર્મનું રાજ્ય જગતમાં જાગતું રાખનાર.

(૧૧) કૂર્માવતાર—સમુદ્રમન્થન વખતે મન્દરાચલ ધારણ કર્યો.

(૧૨) ધન્વન્તરિ—જગત્ માટે અમૃતકળશ લઈ પ્રકટ થએલા વૈદ્ય.

(૧૩) મોહિની—દાનવોને મોહમાં નાખનારૂં ભગવાનનું સ્ત્રીસ્વરૂપ.

(૧૪) નૃસિંહાવતાર—પ્રહ્લાદનું રક્ષણ કર્યું, હિરણ્યકશિપુને માર્યો; ભક્તના રક્ષણ અર્થે ભગવાને ધરેલું વિકરાલ સ્વરૂપ.

(૧૫) વામનાવતાર—બલિ પાસે ત્રણ પગલાં પૃથ્વી માગી; ત્રૈલોક્ય પણ એનાં પગલાં માટે બસ ન થયું.

(૧૬) પરશુરામ—ઉન્મત્ત ક્ષત્રિયોનો સંહાર કર્યો.

(૧૭) વેદવ્યાસ—વેદના વ્યવસ્થિત વિભાગ કર્યા.

(૧૮) રામ—પિતાની આજ્ઞા પાળી વનવાસ કર્યો, રાવણને માર્યો, અને સીતાને પાછા લાવ્યાઃ પિતૃભક્તિ, રાજધર્મ અને એકપત્નીવ્રતની મૂર્તિ.

(૧૯) બલરામ—'સંકર્ષણ'; મોહમથી મદિરા પીને ઉન્મત્ત બનેલો, પણ દૈવી અંશવાળો, જીવ.

(૨૦) કૃષ્ણ—પરમાત્માનું સંસારના—અન્તર્યામી–રૂપ સ્વરૂપ; કર્મયોગના ઉપદેષ્ટા.

(૨૧) બુદ્ધ—'નિર્વાણપરમા શાન્તિ' ના ઉપદેષ્ટા.

(૨૨) કલ્કિ—કલિનો નાશ કરી, સત્યયુગ પુનઃ પ્રવર્તાવનાર.

(૨૩) ધર્મ—વિશ્વને ધારણ કરતા પરમાત્માના નૈતિક અને ધાર્મિક નિયમોનું સ્વરૂપ.

(૨૪) મનુ—એ નિયમોનું વ્યવસ્થાપક અને સંસ્થાપક રાજાનું સ્વરૂપ.

આનન્દશંકર બાપુભાઈ.

## ભેટનું પુસ્તક અને લવાજમ.

## “હૃદય—ઝરણાં.”

### સ્વ. સૌ. સુમતિ રચિત મનોહર કાવ્ય

### રા. રા. નરસિંહરાવ ભોળાનાથના ઉપોદ્ઘાત સાથે.

સ્વ. સૌ. સુમતિના પિતા રા. રા. ઑનરબલ લલ્લુભાઈ સામળદાસે અમારા ગ્રાહકોને વ્હેંચવા માટે મોકલેલા આ પુસ્તકો અમારા ગ્રાહકોને વિના મૂલ્યે ભેટ આપવામાં આવે.

(આ માટે અમે રા. લલ્લુભાઈનો ઉપકાર માનીએ છીએ.)

જેમના તરફથી લવાજમ મોકલાઈ ગયું છે તેમણે ટપાલ ખર્ચના ૦—૨—૦ બે આનાની ટીકીટો બીડી ભેટનું પુસ્તક મંગાવી લેવું.

☞ ભેટનાં પુસ્તકો જે ગ્રાહકો તરફથી લવાજમ આવી ગયું છે પણ ટપાલ ખર્ચની ૦—૨—૦ બે આનાની ટીકીટો મળી નથી તેમના પડી રહ્યા છે. તેમ જ ચાલતું અગીઆરમું વર્ષ પૂરૂં થયું છે માટે ટપાલ ખર્ચ મોકલી ભેટનું પુસ્તક મંગાવી લેવાને વિનંતિ છે

---

## ☞ ભેટનાં પુસ્તકો માટે છેવટની મુદત.

તથા

# પોષનો અંક વી. પી.

ચાલુ વર્ષનો છેલ્લો પોષનો ૧૨મો અંક મળ્યા પછી છેવટમાં છેવટ નવા વર્ષનો પહેલો અંક બહાર પડતાં સુધીમાં જેમના તરફથી ટપાલ ખર્ચ આવશે નહીં તેમનો તે પછીથી ભેટનાં પુસ્તકો માટે હક રહેશે નહીં.

જે પુસ્તકાલયો તથા ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ વસુલ નથી થયું તેમને પોષનો અંક વી. પી. દ્વારા મોકલવામાં આવશે તે સ્વીકારવા નમ્ર વિનંતિ છે

વ્યવસ્થાપક

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૩ [ માસિક ] પોષ, સંવત્ ૧૯૬૯.

## મારી પ્રાસંગિક નોંધ.

શોક અને હર્ષ

ગયા પાંચ છ મહિનામાં મારી નોંધ શોકના રંગથી પુષ્કળ છવાઈ ગઈ. મિ. સ્ટેડ, મહારાજા મિકાડો, રા. લાલશંકર ઉમિયાશંકર, રા. મંછારામ સૂર્યરામ—એમ એક પછી એક મરણની નોંધ આવ્યાં જ કરી! એમાંના પહેલા બેની ખોટ જગતના વિશાળ ક્ષેત્રમાં વિચરનાર મહાન પુરુષ તરીકે મ્હોટી હતી, તો બીજા બેની આપણા દેશહિતના જીવનમાં આપણી સાથે નિકટ રીતે જોડાઈને કામ કરનાર સ્વદેશબન્ધુ તરીકે થોડી ન હતી. શોકની આ શ્યામ લીટીને સ્થાને આજ આનન્દની વેલ મૂકવાનો પ્રસંગ આવ્યો છે—સરદાર સર ચીનુભાઈ બેરોનેટ થયા, અને આ પત્રના વિદ્વાન તન્ત્રી રા. બ. રમણભાઈ મુંબાઇની ધારાસભામાં નીમાયા, તે માટે એ બેને ગૃહસ્થોને ગુજરાતી પ્રજા તરફથી અને વસન્તના વાચકો તરફથી અભિનન્દન આપવાનું પ્રાપ્ત થયું છે. તથાપિ એ આનન્દ પણ દુર્ભાગ્યે શોકની છાયામાંથી પસાર થયા વિના મારાથી લઈ શકાતો નથી!

ગઈ તા. ૨૩ મી ડીસેમ્બરને દને દિલ્હીના પાયનખતનું વાસ્તુ કરવા જતાં આપણા લોકપ્રિય વ્હાઇસરૉય લૉર્ડ હાર્ડિંગ ઉપર, કોઈક દુષ્ટ, અતીવ પાપી, અને કાર્યાકાર્યની વિચારણાથી તદ્દન રહિત, પશુતુલ્ય વૃત્તિથી બૉંબનો પ્રહાર કર્યો! સુભાગ્યે એ એમના ઉપર સાક્ષાત્ ન પડતાં એમની અમાડીની પીઠે પડયો. પણ એના કટકા ઊડ્યા તે એમની ડોક અને ખભાના ભાગમાં વાગ્યા,

પેઠા, અને અસાધારણ વીરત્વભરી શાન્તિથી એ એમણે દેહમાં સહન કર્યા, પણ આખરે એમને મૂર્છા આવી અને પડ્યા ! લેડિ હાર્ડિંગ ઈશ્વરકૃપાથી તદ્દન બચી ગયાં. પણ એમના શરીરને અને મનને થોડો ધક્કો લાગ્યો નહિ. એમનાથી ભાગ્યે જ બે હાથ દૂર આ ધડાકો થયો હતો છતાં એ અદ્ભુત ધૈર્ય અને બુદ્ધિની સ્વસ્થતા જાળવી રહ્યાં, અને પોતાના પતિને ટેકાવવામાં અને પાસેથી મદદ મેળવવામાં બહુ ઉપયોગી થયાં. આ સમયની સઘળી હકીકત જે સાદી શાન્ત અને નિર્મળ વાણીમાં લેડિ હાર્ડિંગે પોતે જ બનાવ બન્યો તે જ રાત્રિએ, નોંધી છે, એ કરતાં વધારે સારી રીતે એનું વર્ણન કરવું અશક્ય છે. તેથી એ નોંધ, જે આપણા નામદાર ગવર્નર લૉર્ડ સીડનહામે મુંબાઈની જાહેરસભા આગળ વાંચી સંભળાવી હતી તે હું આ પત્રના તન્ત્રીશ્રીને આ અંકને પૂંઠે છપાવવા વિનંતિ મોકલી દઉં છું.

બૉંબ કોણે નાંખ્યો ? શા માટે નાંખ્યો ?—ઇત્યાદિ બિના જ્યારે એ નાંખનાર દુષ્ટ પકડાશે અને ન્યાયસભા આગળ રજુ થશે ત્યારે જાણવામાં આવશે. પણ અત્યારે આટલી વાત તો ખુલ્લી છે: તે એ કે એ બૉંબ નાંખનાર મનુષ્ય નથી, અસુર છે: એ રાજદ્રોહી છે, એટલું જ નહિ, પણ દેશદ્રોહી છે: એને દેશનું હિત કઈ દિશામાં રહેલું છે એનો ખ્યાલ નથી, એટલું જ નહિ, પણ પોતે દેશનું કેટલું અહિત કરે છે તે પણ એણે જોયું નથી. ક્ષણવાર, જે અમંગળ, વાણી ઉચ્ચારી પણ શકતી નથી, તે થયું કલ્પો—અને હિન્દુસ્થાનની આજ શી દશા હોત એ વિચારો ! દેશના એક છેડાથી બીજા છેડા સુધી નિઃસીમ ગભરાટ પ્રસરી રહ્યો હોત, રાજ્યતન્ત્રીઓનાં સાત્ત્વિક મગજો પણ ક્રોધના આવેશમાં આવી ગયાં હોત, દેશહિતના સર્વ માર્ગો રૂંધાઈ ગયા હોત, અને એ સ્થિતિ દેશને મૂગે મ્હોંએ અને નીચું જોઈને સહન કરવી પડત ! પણ સુભાગ્યે હિન્દુસ્થાનનું ભવિષ્ય ઊજળું નીવડ્યું.

અરે ! એ દુષ્ટ બૉંબ ફેંકનારને અંગ્રેજોનું રાજ્ય અનિષ્ટ છે? અનિષ્ટ હોય તો એણે આ પ્રભુની દુનીઆ છોડી કોઈક બીજી જ દુનીઆમાં—હોય તો !—વાસ કરવો જોઇએ. આ શબ્દો હું વગર વિચારે, અત્યુક્તિ કરીને, કે પરદેશી રાજ્યના ગુણ ગાવાના મોહથી, લખું છું એમ ધારશો નહિ. હું ખરા હૃદયથી માનું છું કે આ દુનીઆમાં પ્રભુનું રાજ્ય છે માટે જ આ હિન્દુસ્થાનમાં અંગ્રેજનું રાજ્ય છે. અંગ્રેજ, પ્રભુની મંગળ ઇચ્છાના સાધન તરીકે શા કારણથી પસંદ થાય છે એ જાણવું હોય તો બૉંબના પ્રહારની તીવ્ર વેદનામાં પડ્યા છતાં—કેવા શાન્ત અને ક્ષમાથી ભરપૂર હૃદયે એ મહાન્ અંગ્રેજ રાજ્યતન્ત્રીએ હિન્દુસ્થાન પ્રત્યે પોતાની વર્તમાન અને ભવિષ્યની ઉદાર રાજ્યનીતિ કાયમ રાખવા જાહેર કર્યું એ વિચારો. આ અગાધ શાન્તિ અને નિઃસીમ ક્ષમાના ગુણો પરમાત્માના છે, અને તેથી જ એ ગુણોવાળા મનુષ્યો પરમાત્માના રાજ્યમાં સ્થાન પામે છે.

આટલું કહી—હવે સરદાર સર ચીનુભાઈ અને રા. બ. રમણભાઈને, એમણે પ્રાપ્ત કરેલા માન સારૂ અભિનન્દન આપું. સર ચીનુભાઈની લક્ષ્મીને જ સરકાર તરફથી માન મળ્યું હોત તો એમને માટે આ પત્રમાં અભિનન્દનનો એક શબ્દ પણ હું લખત નહિ. પણ એમણે મળેલા માનમાં હું એમની લક્ષ્મીની નહિ પણ એમની લક્ષ્મીના સદુપયોગની

સરકાર તરફથી પ્રશંસા થએલી જોઉં છું, અને લક્ષ્મી જેવી સામાન્ય મનુષ્યને કુપથે દોરી જનાર શક્તિને પોતાના દેશના કલ્યાણ અર્થે ઉપયોગમાં લેવાતી જોઈ આનન્દ પામું છું.

રા. બ. રમણભાઈ મુંબાઈ સરકારની ધારાસભામાં નીમાયા, એ બીજો હર્ષનો પ્રસંગ છે. માણસને દેશનું કલ્યાણ કરવાનું ક્ષેત્ર જેમ વિશાળ પ્રાપ્ત થાય, તેમ એનું ભાગ્ય વિશાળ એમ હું સમજું છું, અને તે કારણસર રા. બ. રમણભાઇને અભિનન્દન ઘટે છે. પણ તે ઉપરાંત, એમણે પોતાના માનમાં ગુજરાતની સાક્ષરતાને જે માન અપાવ્યું છે તે આપણા હર્ષનું એક વિશેષ કારણ છે.

ઉભય સજ્જનો પોતાની લક્ષ્મીથી અને બુદ્ધિથી ગુજરાતની દિનપરદિન વધતી જતી સેવા કરો એમ ઇચ્છી આ નોંધ હું સમાપ્ત કરૂં છું.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# ભરતખંડના વીસ મહાન પુરુષો: ચર્ચાનો સાર.

ગયા માસમાં રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવની સૂચના ઉપરથી મેં આ ચર્ચા વસન્તના તન્ત્રી તરીકે ઉપસ્થિત કરી હતી, તેથી અત્યારે એનો ઉપસંહાર કરવાનું કર્તવ્ય મારે શિર રહે છે.

ઇંગ્લંડમાં 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ' પત્રદ્વારા "જગતના વીસ મહાન પુરુષો" સંબન્ધી જે ચર્ચા ચલાવવામાં આવી હતી, તે માટે પ્રથમ એ તન્ત્રીનો વિચાર સ્ટેડ્ન્સ મેંગેઝીને ચર્ચા કરાવીને ઠરાવી આપેલા "દસ વર્તમાન મહાનપુરુષો'ના જ મત લેવાનો હતો. પણ એ પુરુષો તરફથી ઉત્તર મળી શક્યા નહિ અને આખરે તન્ત્રીને પોતાની પસંદગી પ્રમાણે વિવિધ જનોને મત પૂછવાનું યોગ્ય લાગ્યું. મેં પ્રથમથી જ "ગુજરાતના દસ મહાન પુરુષો"ની યાદી ઠરાવરાવવાનો પ્રયત્ન કર્યો નહિ, કારણ કે મને લાગ્યું કે એ પ્રયત્ન આદરીશ તો એ ચર્ચાની વિકટ જાળમાંથી હું કદી પણ નીકળી શકીશ નહિ, અને "ભરતખંડના વીસ મહાન પુરુષો"ની યાદી આવતા જમાનાને જ કરવાની રહેશે. તેથી મેં આ વિષય ઉપર અભિપ્રાય મેળવવા માટે અમુક ગૃહસ્થોની યાદી કરી, અને તે ગૃહસ્થોને રા. વિજયલાલનું લિસ્ટ મોકલી તેઓના સ્વતન્ત્ર અભિપ્રાય માગ્યા. આ ગૃહસ્થોની યાદી મેં વિદ્વત્તા કે પદવી કે એવા કોઈ ન્યૂનાધિકતાના ધોરણ પ્રમાણે રચી નહતી—માત્ર વિવિધતાનું ધોરણ જ મારી નજર આગળ રાખ્યું હતું: એટલે, જુદી જુદી કેળવણી, જુદી જુદી ઉમ્મર, જુદો જુદો સહવાસ ધ્યાનમાં રાખીને મેં નિમન્ત્રણ કાઢ્યાં હતાં. મુસલમાન વગેરે બીજી કોમના ગૃહસ્થોને પણ આ ચર્ચામાં ભાગ લેવા વિનંતિ કરવામાં આવી હતી, પણ ફુરસદને અભાવે કે બીજા કોઈ કારણથી તેઓના અને કોઈક કોઈક હિન્દુ ગૃહસ્થોના મતનો આપ-

ણને લાભ મળ્યો નથી. કુલ ૯૧ નામ આવ્યાં છે એમાંથી "ભરતખંડના વીસ મહાપુરુષો"નાં વધુ મતે નામ તારવી કાઢીએ તો તે નીચે પ્રમાણે આવે છેઃ

| | | | |
|---|---|---|---|
| * | ૧. | શંકરાચાર્ય. | ૧૭ |
| * | ૨. | પ્રતાપસિંહ. | ૧૭ |
| * | ૩. | શિવાજી. | ૧૭ |
| * | ૪. | કાલિદાસ. | ૧૬ |
| * | ૫. | બુદ્ધ. | ૧૬ |
| * | ૬. | મનુ. | ૧૫ |
| * | ૭. | સ્વામી દયાનંદસરસ્વતી. | ૧૫ |
| * | ૮. | વ્યાસ. | ૧૫ |
| * | ૯. | પાણિનિ. | ૧૪ |
| * | ૧૦. | અકબર. | ૧૪ |
| * | ૧૧. | દાદાભાઈ. | ૧૨ |
| | ૧૨. | અશોક. | ૧૨ |
| * | ૧૩. | રાજા રામમોહનરાય. | ૧૧ |
| * | ૧૪. | કબીર. | ૧૧ |
| * | ૧૫. | ચરક. | ૧૦ |
| * | ૧૬. | નાનક. | ૯ |
| | ૧૭. | મહાદેવ ગોવિંદ રાનડે. | ૮ |
| | ૧૮. | શ્રી કૃષ્ણ. | ૮ |
| | ૧૯. | શ્રી રામચંદ્ર. | ૮ |
| | ૨૦. | વાલ્મીકિ. | ૮ |
| | ૨૧. | ભાસ્કરાચાર્ય. | ૭ |
| * | ૨૨. | કપિલ. | ૭ |
| * | ૨૩. | નાના ફડનવીસ. | ૫ |
| * | ૨૪. | લોર્ડ રીપન. | ૫ |
| * | ૨૫. | વિક્રમ. | ૫ |

આમાં * નિશાનીવાળાં નામ—કુલ રા. વિજયલાલની મળી યાદી પ્રમાણે છે. આમ થવામાં કદાચ જે સરવે તે સૂઝે એ માનસિક શાસ્ત્રનો નિયમ પ્રવર્ત્યો હોય, પણ હું ધારું

છું કે મત આપનાર જનોની વિચારશીલતા જોતાં છેક એમ નહિ હોય. ગમે તેમ હો, પણ એ વીસ નામો કરતાં, તે તે નામ માટે જે મતની સંખ્યા થઈ છે એ વિશેષ ધ્યાન ખેંચે છે, અને એમાંથી આપણા લોકના આ વિષય પરત્વે શાં શાં દૃષ્ટિબિન્દુઓ છે એ ઠીક સમજાય છે.

આમાં—(૧) ચાર ધર્મોપદેષ્ટા—શંકરાચાર્ય, બુદ્ધ કબીર અને નાનક.

(૨) ચાર તાજાસમયના સ્વદેશસેવક-દયાનન્દ, રામમોહનરાય,દાદાભાઈ અને રાનડે.

(૩) ત્રણ કવિ—વ્યાસ, વાલ્મીકિ અને કાલિદાસ.

(૪) ચાર રાજા—તેમાં બે સ્વદેશાભિમાની વીર—પ્રતાપસિંહ અને શિવાજી, અને બે કલ્યાણકારી પ્રજાપાલક—અશોક અને અકબર.

(૫) ત્રણ શાસ્ત્રકારો—પાણિનિ વ્યાકરણના, મનુ સ્મૃતિના, અને ચરક વૈદકના.

(૬) બે દેવતાઈ પુરુષો—શ્રી કૃષ્ણ અને રામ.

આ પ્રમાણે વર્ગ પડે છે. તેમાં છેવટનાં બે નામ નીચાં આવવાનું કારણ એ હોય કે બહુ પુરાણા કાળનાં નામ આપવા તરફ લોકની અરુચિ છે, અગર તો એ દેવરૂપ મનાવાથી વીસ પુરુષોની ગણનામાં મૂકવા એ ઘણાને ઠીક લાગતું નથી. ધર્મોપદેશઓમાં બુદ્ધ અને શંકરાચાર્ય કબીર અને નાનક કરતાં બહુ ઊંચે આવે એ સ્વાભાવિક છે. રાજાઓમાં કલ્યાણકારી પ્રજાપાલક કરતાં સ્વદેશરક્ષક વીર આગળ પડ્યા છે તેનું કારણ હાલનું સ્વદેશાભિમાની અને જુસ્સાદાર વાતાવરણ હોય, અથવા તો અકબર અને અશોક જેવા ત્રીજી પેઢીના મહાન પુરુષો કરતાં શિવાજી જેવા મૂળ સ્થાપકની મહત્તા વધારે લાગી હોય. એમાંની પહેલી કલ્પના વધારે સંભવિત લાગે છે કારણ કે એ શિવાજી અને પ્રતાપસિંહ બંનેનો ઊંચા પદનો ખુલાસો કરે છે, એટલું જ નહિ, પણ તાજા સમયના સ્વદેશસેવકોમાં ઉગ્ર સ્વદેશભક્ત દયાનન્દસરસ્વતીને અન્ય કરતાં ઊંચું પદ કેમ મળ્યું છે એ બતાવે છે.

સંસ્કૃત કવિઓમાં કાલિદાસનું નામ સૌને સહેલાઈથી સૂઝે એમાં નવાઈ નહિ. પણ વ્યાસ અને વાલ્મીકિ વચ્ચે બહુ ફેર પડવાનું કારણ એમ જણાય છે કે વ્યાસને નામે ઘણા વિશાળ અને ભવ્ય ગ્રન્થો છે, અને તેથી એમનું નામ સઝ્યા પછી એ જ પ્રાચીન-વર્ગના બીજા કવિનું નામ મૂકવું બરાબર ન લાગ્યું હોય. આ સિવાય કાંઈ અન્ય ધ્યાન ખેંચનારૂં નથી.

ગયા અંકમાં, આ નામાવલિઓ એકઠી કરીને આખરે એ સંબન્ધી શું કરવાનો મારો ઇરાદો હતો એ જણાવ્યું છે. હું આશા રાખું છું કે તન્ત્રી થી ગુજરાતના સાક્ષરોને એ મહાન પુરુષો ઉપર ટૂંકા ટૂંકા લેખ લખવા નિમન્ત્રણ કરશે.*

આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* નિમન્ત્રણ કરવામાં આવ્યાં છે, અને અમે આશા રાખીએ છીએ કે સાક્ષરો અમારી વિનંતિ સ્વીકારી અમને ઉપકૃત કરશે. તન્ત્રી.

# શ્રી બુદ્ધ મહાત્માનું ચરિત્ર શું શિખવે છે?

(અનુસન્ધાન પૃષ્ઠ ૫૬૦ થી.)

હવે પૂર્વોક્ત પરમ સત્ તરફ ગતિ કરવા માટે કીયો માર્ગ છે? તે માર્ગ એક જ છે, અને તે એ કે હંમેશ બુદ્ધદેવનું જ જીવન આપણાં માનસિક ચક્ષુ સમક્ષ ખડું રાખવું, એ મહાત્માના જ ચરણની નિરંતર સેવા કરી તેનાં જ પગલે ચાલવું, અને તે જ ગુરૂના સિદ્ધાંતો અને ઉપદેશોનું અનુકરણ કરવું. જે મહાત્માએ મહેલ, રાજ્યપાટ, લક્ષ્મી, સ્ત્રીપુત્રાદિ અનેક વૈભવોને તિલાંજલી આપી, જે મહાત્માએ યજ્ઞયાગાદિમાં થતી પ્રાણીની હિંસા ને લડાઇમાં થતી મનુષ્યની હિંસા બંધ કરાવીને જનકલ્યાણને માટે પ્રેમ, દયા, અને અહિંસાના ઉત્તમોત્તમ ગુણોનું સેવન કરવાનો ઉપદેશ આપ્યો, અને જે મહાત્માનું પ્રાતઃસ્મરણીય નામ જગતની વસ્તીના લગભગ એ ત્રતીયાંશ ભાગના મનુષ્યોનાં મુખમાંથી અતિ માન અને ભક્તિથી ઉચ્ચારાય છે, એ પરમપૂજ્ય અને પરમવંદનીય મહાત્માના જ ઉપદેશોને આચારમાં મુકવા એજ માર્ગ નિર્વાણ–કૈવલ્ય–મોક્ષ–salvation પ્રાપ્તિ માટે સચોટ છે.

જ્યારે જ્યારે બુદ્ધ ભગવાન્ નિસ્તેજ અને અશક્ત ઘરડા માણસોને જોતા, જ્યારે જ્યારે તે પ્રાણીઓનાં દરદ અને પીડા જોતા, જ્યારે જ્યારે તે મનુષ્ય જાતિના વિવિધ પ્રકારના આધિ, વ્યાધિ, ને ઉપાધિ જોતા, અને જ્યારે જ્યારે તે હજારો માનવીને ક્ષણભંગુર દેહ સજી આંખના પલકારામાં મોતના સપાટામા સપડાઈ જતા જોતા, ત્યારે ત્યારે તેમને લાગતું કે જગત્ દુઃખથી ભરપૂર છે! સત્યની શોધ થયા પછી તેને જણાયું કે સર્વ દુઃખનું આદિ કારણ અજ્ઞાન જ છે. કેવા પ્રકારના વિચારથી આપણી માનસિક શક્તિ બગડે છે એ વિષે આપણને અજ્ઞાન હોવાથી જ આપણે દુઃખી થઇએ છીએ. કેવા પ્રકારના આચાર કે આહાર વિહારથી આપણી શારીરિક શક્તિ બગડે છે એ વિષે અજ્ઞાન હોવાથી જ આપણે દુઃખી થઇએ છીએ. કેવા પ્રકારના દુર્ગુણો અને દુર્વ્યસનોથી આપણી આધ્યાત્મિક શક્તિ બગડે છે એ વિષે અજ્ઞાન હોવાથી જ આપણે દુઃખી થઇએ છીએ. જ્યારે જન્મ દુઃખકર છે, મરણ દુઃખકર છે, અરૂચિકર વસ્તુનો સંયોગ તથા રૂચિકર વસ્તુનો વિયોગ દુઃખકર છે, અને સ્વલ્પમાં કોઈ પણ અતૃપ્ત તૃષ્ણા દુઃખકર છે, ત્યારે સુખકર શું છે? સુખ ફક્ત અજ્ઞાનને ખસેડી મૂકવામાં જ છે; સુખ ફક્ત તૃષ્ણા–અહંભાવનો પરિત્યાગ કરવામાં જ છે; અને સુખ માત્ર "અષ્ટવિધ ઉત્તમ માર્ગ" સ્વીકારવામાં જ છે. આ ઉત્તમ મધ્યમ માર્ગના ઉપદેશ પ્રમાણે વર્તવાથી સર્વ પાપ અને દુઃખ, જેનું મૂળ અજ્ઞાન જ છે, તેમાંથી મનુષ્યો વિમુક્ત થઇ શકે છે.

હવે આ અજ્ઞાનને નાશકર્તા માર્ગને મધ્યમ માર્ગ કહેવાનું કારણ એ કે ઇંદ્રિયોનું કહેવાતું સુખ માત્ર નીચ, અધમ ને સંસારી જ મનુષ્યો માટે છે; તેમ વળી દેહકષ્ટ કરી આત્માને દુઃખિત કરવો તે પાપ સમાન છે. માટે આવા અયોગ્ય અને સ્થિરસ્થૈયી લાભ

વિનાના એકદેશીય માર્ગની ઉપેક્ષા કરી એવા મધ્ય માર્ગની અપેક્ષા કરવી, કે જે મધ્ય માર્ગ આપણી માનસિક, શારીરિક અને આત્મિક શક્તિનો ઉત્તરોત્તર વિકાસ કરી આપણને અંતે નિર્વાણ ભણી લઈ જાય. એ મધ્ય માર્ગ વાસ્તવિક રીતે "અષ્ટવિધ ઉત્તમ માર્ગ" જ છે, અને તે નીચે મુજબ છે:—

(૧) વહેમ અને ભ્રમ વગરના શુદ્ધ વિચારો; (૨) ઉચ્ચ, યોગ્ય, અને ઉત્સાહપૂર્ણ શુદ્ધ આશયો; (૩) નિખાલસપણાવાળી માયાળુ અને સાચી વાચા; (૪) શાંતિ, પ્રામાણિકતા, અને પવિત્રતાવાળું શુદ્ધ વર્તન; (૫) કોઈ પણ જીવને દુઃખ નહિ દેનારૂં શુદ્ધ ગુજરાન; (૬) આત્મશિક્ષણ અને આત્મસંયમવાળો શુદ્ધ પ્રયાસ; (૭) શુદ્ધ મગજશક્તિ એટલે કે ચપળ ને પરીક્ષક મન; અને (૮) શુદ્ધ સમાધિ એટલે કે જીવનની ગહન બાબતો પર ઉંડું મનન.

ઉપરોક્ત માર્ગદ્વારા મનુષ્યોએ પોતાની પ્રગતિ કરવાની છે. વળી આ માર્ગની અનુક્રમે ચાર પાયરીઓ દર્શાવી છેઃ—(૧) પહેલી પાયરીમાં માણસ મમત્વભાવનાનો અજ્ઞાનમાંથી મુક્ત થાય છે, બુદ્ધ અને તેના ઉપદેશોમાં દૃઢ શ્રદ્ધાવાન્ થાય છે, અને માત્ર બાહ્યક્રિયાઓ ને વિધિઓની અસર પરત્વે અશ્રદ્ધાળુ બને છે; (૨) બીજી પાયરીમાં માણસ દુષ્ટ વૃત્તિઓથી મુક્ત રહે છે,—માણસ જ્યારે આ દશા પ્રાપ્ત કરે છે, ત્યારે તેને માટે કેવલ એકજવાર જગતમાં પુનર્જન્મ લેવાનું રહે છે; (૩) ત્રીજી પાયરીમાં માણસની દરેક પ્રકારની વિષય વાંછના અને ઇર્ષ્યાનો સમૂળગો નાશ થાય છે,—આવા માણસોના સંબંધમાં પુનર્જન્મ હોતો નથી; અને (૪) ચોથી પાયરીમાં "અર્હત" ની દશા પ્રાપ્ત થાય છે. આ દશામાં સાધુ સંતો જીવન તૃષ્ણા—પંડ પ્રેમમાંથી મુક્ત થાય છે, અને અભિમાન, સ્વસાધુપણું, અને અજ્ઞાનથી પણ વિરક્ત થઈ જાય છે. માણસ જ્યારે આ અવસ્થામાં પહોંચે છે ત્યારે તે કોઈ પણ જાતની ભુલો કરતો નથી; આ જીંદગીમાંની સઘળી વસ્તુઓને તે તેના યથાર્થ સ્વરૂપમાં જુએ છે અને તેની ખરી કિંમત આંકે છે; સર્વ તરેહની દુષ્ટ ઇચ્છાઓ તેનાં મનમાંથી નિર્મૂલ થવાથી તે પોતાની જાત સંબંધી વાસ્તવિક ઇચ્છાનો અને ઇતર પ્રાણી સંબંધી દ્રાવક દયા, સહાનુભૂતિ તથા ઉચ્ચ આત્મિક પ્રેમનો અનુભવ કરે છે. આખા વિશ્વ તરફ તેનો નિઃસ્વાર્થ અને નિઃસીમ પ્રેમ પ્રવર્તે છે. સંસારને સ્વપ્નવત્ ગણી જે પરમ સત છે તેમાં જ પરમાનંદ માને છે. એવા નિર્વાણની દશામાં આવેલા પુરૂષો માટે પુનર્જન્મ હોતા નથી, અને તેમનો જીવન સંગ્રામ પૂરો થઈ તેઓ શાશ્વત સુખમાં નિમગ્ન થાય છે.

આ પ્રમાણે આપણે જોયું કે દુઃખ માત્રનું મૂળ કારણ અજ્ઞાન—અવિદ્યા છે, અને તે અજ્ઞાનને દૂર કરવાનો ઉપાય "અષ્ટવિધ ઉત્તમ માર્ગ" છે કે જેમાં સર્વ તૃષ્ણાનો લોપ થઈ જાય છે, જન્મમરણના ચક્રમાંથી છુટી જવાય છે અને પરમાનંદ ભોગવાય છે.

હવે "અષ્ટવિધ ઉત્તમ માર્ગ" માં દર્શાવેલા થોડાંક મુદ્દાઓનું કંઈક સવિસ્તર વર્ણન કરવું વધુ ઉચિત છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે કોઈ કાર્ય કરતાં પહેલાં વિચાર ઉદ્ભવે છે, અને વિચાર જ કાર્યનો કર્તા છે. મનુષ્યનું આખું જીવન અને ચારિત્ર્ય ઘડવામાં

વિચાર એ મુખ્ય સાધન છે. ધર્માત્માઓ, કવિઓ, અને વળી આધુનિક વિજ્ઞાનશાસ્ત્રકારો કબુલ કરે છે કે શરીરની સ્થિતિનો આધાર મનની સ્થિતિ ઉપર છે. મન નિરોગી હોય તો જ તન નિરોગી રહે છે. જો તમારાં મનમાં કામ, ક્રોધ, ક્લેશ, મોહ, મત્સર, ધિરસ્કાર, ચિંતા, ઇર્ષ્યા, ઉદ્વેગ વિગેરેનો કચરો વસ્યો હોય તો તમારી શરીર સ્થિતિ અવશ્યમેવ બગડવાની અને પછી તેને "ડિસિન્ફેક્ટ" અર્થાત્ સાફ કરવાનો વારો ઉપસ્થિત થશે. પરંતુ જો તમારાં મનમાં દયા, પ્રેમ, આનંદ, વિગેરેના સુવિચારનો વાસ હોય તો રોગ તમારી સમીપ પણ આવવાની હામ ભીડશે નહિ. સદ્વિચારોથી જ તમારા વિષે સામા માણસ પર સારી છાપ પડે છે; સદ્વિચારોથી જ તમારો સમાગમ કરવો અન્ય મનુષ્યોને ગમે છે; અને સદ્વિચારોથી એક એવો અનુપમ દિવ્ય પ્રકાશ સર્વે પ્રાણીઓ પર વ્યાપે છે કે તમારી અને તેમની વચ્ચેનો ભેદભાવ અદશ્ય થઈ સાક્ષાત્ એકાકાર થઈ જાય છે! આ મોહમયી-માયારૂપી સંસારમાં અસંખ્ય લાલચોમાં આપણે લપટાઈ જઇએ છીએ; આપણી આસપાસનું સઘળું વાતાવરણ જ પ્રપંચ, છલકપટ, લાલચ, અને અનીતિથી જ સર્વતઃ પરિવૃત્ત થયેલું છે. એવી વસ્તુસ્થિતિમાં ચિત્ત શુદ્ધિ રાખવી એમાં જ પુરૂષાર્થ છે. જેમ સૂર્યનાં કિરણો દૂષિત હવામાં પણ પ્રવેશ કરે છે પરંતુ સૂર્ય જાતે નિર્મળ અને નિર્લેપ રહે છે, તેમ જ જો કે આપણે આ દુનીઆમાં રહેતા કરતા હોઇએ તો પણ તેમાં નિર્લેપ અને નિર્વિકાર થઈ રહેવું. તેમ કરવામાં જ વિજય છે અને તેમ કરવામાં જ પુરૂષાર્થ છે. મનવડે કરી આપણી તર્કશક્તિને અને વિવેકશક્તિને સન્માર્ગે વાળવી જોઇએ—આમાં જ મનુષ્યત્વ સમાયલું છે. જો આપણે આપણાં મનને સન્માર્ગે વાળીએ નહિ, તો આપણે ભર્તૃહરિ કહે છે તેમ "**मनुष्यरूपेण मृगाश्चरन्ति**" જેવા જ છીએ. આહારવિહારાદિ વ્યાપાર આપણામાં પશુઓમાં સરખા છે, તો પછી આપણામાં ને તેમનામાં ફેર શો? ફેર એ જ કે પરમાત્માએ આપણને મનરૂપી એક વિશેષ વસ્તુ આપી છે. એ મનવડે મનુષ્યો દરેક તરેહની સૃષ્ટિપર સામ્રાજ્ય ભોગવે છે. પ્રાણીઓની સૃષ્ટિ, વનસ્પતિની સૃષ્ટિ, ખનિજ પદાર્થોની સૃષ્ટિ વિગેરે અનેક તરેહની સૃષ્ટિ પર મનુષ્યો પોતાની સત્તા ચલાવી શકે છે. દૃષ્ટાંત તરીકે, મદોન્મત્ત હાથિ જેવા એક કારમા પ્રાણીને પણ મનુષ્ય જ અંકુશમાં રાખી શકે છે તે શાને લીધે? તેનાં મનોબળ લીધે જ. જ્યારે મનોબળનો આટલો બધો પ્રભાવ છે ત્યારે તે મનોબળને કેળવી એવું સંગીન જ્ઞાન પ્રાપ્ત કરવું કે જેથી સારાસાર-સત્યાસત્ય વસ્તુ શું છે તે જણાય અને ખરાં સુખનું ભાન થાય.

શુભ વિચારોથી જ મનુષ્યો મનુષ્ય દેહની સાર્થકતા સાધી શકે છે. મનુષ્યો પોતાના સારા કાં માઠા વિચાર થી જ સ્વર્ગનું સુખ કાં નર્કનું દુઃખ ભોગવે છે. કવિવર મિલ્ટન કહે છેઃ

"Mind is its own place, and in itself
Can make a heaven of hell, and a hell of heaven."

દુનિઆમાં જે જે બધા વહેમો અને અનર્થો દૃષ્ટિગોચર થાય છે તે બધા વિચારોનું

જ વિપરીત પરિણામ છે. જો આપણે હંમેશ ચોરીનો જ વિચાર કરીશું તો ચોર જ થઇશું; જો આપણે હંમેશ ભૂતપિશાચનો વિચાર કરીશું તો આપણે જ્યાં ત્યાં ભૂતપિશાચ જ જોઇશું; જો આપણે પ્રથમથી જ કલાર્ક થવાનો નિર્માલ્ય વિચાર રાખીશું તો એક મ્હોટા કલેક્ટર થવાના જ નથી; અને જો આપણે હંમેશ રોગનો જ વિચાર કરીશું તો નહિ ત્યાંથી રોગ આવી આપણને લાગુ પડશે. આવા સઘળા વ્હેમો અને દુષ્કૃત્યો વિપરીત-અજ્ઞાન વિચારનું જ પરિણામ છે. તસ્માત્ અશુભ વિચારોને મનમાંથી બહિષ્કૃત કરવા અને અર્હત્ પુરૂષોને છાજે એવી ઉચ્ચ અભિલાષા રાખવી એ જ્ઞાની મનુષ્યનું અનિવાર્ય કર્તવ્ય છે. શરીર નિરોગ કેમ રાખવું અને સુખ કેમ મેળવવું એ વિષે મહાશય વાડીલાલભાઈ જે કહે છે તે મનન કરોઃ—"જો સંપૂર્ણ શારીરિક રોગથી બચવાનું ત્હમે ઇચ્છતા હો અને પુરેપુરી તનદુરસ્તી મેળવવા માગતા હો તો ત્હમારા મનને બરાબર નિયમમાં લાવો અને ત્હમારા વિચારોને પરસ્પર સંગત બનાવો; પ્રસન્નતા અથવા પ્રેમના વિચારોને મનમાં દાખલ કરો અને ત્હમારી રગેરગમાં શુભેચ્છાનો પ્રવાહ વહેવા દો; એટલે પછી ત્હમને બિલકુલ દવાની જરૂર પડશે નહિ. ત્હમારી ઈર્ષ્યા દૂર કરો, વ્હેમનો ત્યાગ કરો, ચિંતાને દેશવટો દો, ધિક્કારને તિલાંજલી આપો, સ્વાર્થપરાયણતાને મનમાંથી ધક્કેલી કાઢો અને ત્હેની સાથે જ ત્હમારા શરીરમાં રહેલી અજીર્ણતા, પિત્તપ્રકૃતિ, દુર્બલતા, અગભંગાદિ સકળ દુઃખ જડમૂળથી ચાલ્યાં જશે."

વિચારનું પ્રાબલ્ય મનુષ્યનાં શરીર, જીવન અને સુખ ઉપર કેટલું છે એ યથાશક્તિ દર્શાવ્યા પછી વાણીની આવશ્યકતા દર્શાવવી જોઇએ. વાણી ઘણીજ શુદ્ધ હોવી જોઇએ, એટલે તે ઘણીજ પ્રેમમય અને સત્યમય હોવી જોઇએ. અસ્ત્રશસ્ત્રના ઘા તો વહેલા મોડા પણ રૂઝાય છે, કિંતુ કટાર જેવી કટુ વાણીના ઘા કદાપિ રૂઝાતા નથી. કુવાક્યથી ઘણા જોડે દુશ્મનાઈ થાય છે, કુવાક્યથી ગેરઆબરૂ થાય છે, અને કુવાક્યથી અણધાર્યા અનેક અનિષ્ટ અનર્થોનો અવિર્ભાવ થાય છે. કુવાક્યથી રાજાઓએ રાજ્યપાટ ખોયાં છે; કુવાક્યથી અધિકારીઓએ અધિકાર ખોયો છે; કુવાક્યથી ધનાઢ્યોએ ધન ખોયું છે; કુવાક્યથી બળીયાઓએ બળ ખોયું છે; કુવાક્યથી વિલાસીઓએ વિલાસ ખોયો છે; અને કુવાક્યથી સંખ્યાબંધ મનુષ્યો આખા જગતના તિરસ્કારને પાત્ર થયા છે. વળી કુવાક્યથી પિતાપુત્ર તેમ પતિપત્નીની વચ્ચે વેર ઉત્પન્ન થાય છે; કુવાક્યથી સ્નેહી સંબંધી જોડે વૈમનસ્ય થાય છે; કુવાક્યથી અગણિત મનુષ્યોનો ભક્ષ કરનારી લડાઇઓ થાય છે; અને કુવાક્યથી શાંતિનો ભંગ થાય છે, સુખનો નાશ થાય છે અને ક્લેશનો પગદંડો થાય છે.

હવે જુઠું બોલવું, એ પણ વાણીની મલીનતા પ્રદર્શિત કરે છે. જુઠું બોલવું એ નીચામાં નીચું પાપ છે, અને આ પાપ મનુષ્યજાતિમાં એટલું સર્વવ્યાપક ઘર કરી બેઠું છે કે તે સંસારવ્યવહારમાં એક નિત્ય વસ્તુ થઈ પડી છે! જુઠું બોલવું ઘણીવાર આડાઈ અને કુટેવથી પેદા થાય છે, પણ કેટલીવાર તે કેવળ મનના બાયલાપણાનું જ પરિણામ હોય છે. સ્વાર્થ માટે જુઠું બોલવાનો સાધારણ પ્રચાર છે, તેમ મનને અનેક કુટેવો પડવાથી પણ તેવું થાય છે;

રંતુ ઘણીવાર સત્ય ઉપર રૂચિ છતાં કોઈ વ્યર્થ માન, પ્રતિષ્ઠા ઇત્યાદિના વિચારથી ખરી વાત કહેવાની હિમ્મત ચાલતી નથી. કેટલાંક પોતાના ચાકરોને પોતાને નામે જુઠું બોલતા શીખવે છે, તો તે ચાકરો પછી પોતે જાતેજ જુઠું બોલે તો તેમાં શું આશ્ચર્ય ? કેટલાંક પોતાની પુત્ર-પુત્રીઓ કને સર્વદા જુઠુંજ બોલ્યાં કરે છે તો પછી બાળકો જાતે જુઠું બોલે તો તેમાં શું આશ્ચર્ય ? વળી જુઠું બોલવું તેજ જુઠું એમ ન સમજવું. જે વાત કહેવાની હોય તેને દ્વીઅર્થી બોલીથી છુપાવવી એ પણ જુઠુંજ છે. આજકાલ આપણામાં જેને "પોલીટીશીયન" કહેવામાં આવે છે તે બધાંની ચતુરાઈ માત્ર દ્વીઅર્થી અને આડે માર્ગે દોરે એવી વાતો કરી જુઠું બોલવામાંજ દેખા દેછે. ખોટાં વચન આપવામાં વચન અપાયું એમ કોઈ સમજે તેવું સંદિગ્ધ બોલવામાં, તેમજ જ્યાં સત્ય બોલવાની જરૂર હોય ત્યાં પણ મૌન રાખવામાં, અને આવી રીતે અનેક નિર્જીવ જેવાં ધારેલાં કામોમાં પણ જુઠાણુંજ બોલાય છે. વળી ચાડીચુગલી અને નિંદાનો તો આપણી જોડે સમવાય સંબંધ થયો હોય છે, અને આ દુર્ગુણો પણ વાણીનીજ વિકૃતિ—ભ્રષ્ટતા સૂચવે છે. ટુંકામાં આપણો સર્વ વ્યવહાર અસત્યમય થયો છે, અને ડગલેને પગલે આપણે અસત્યજ વદીએ છીએ. સાક્ષી પૈસાની લાલચથી ખોટી જુબાની પુરે છે. વકીલ પૈસાની લાલચથી ખોટું બોલી ખોટા મુકરદમા હાથ ધરે છે. વૈદ્ય લાલચથી ખોટું બોલી માણસનું ખુન કરી બેસે છે. દુકાનદાર લાલચથી ખોટું બોલી ગ્રાહકને છેતરે છે. વેપારી લાલચથી ખોટું બોલી અનેક કાળાંધોળાં કરે છે. લેખકો લાલચથી ખોટી સ્તુતિને ખુશામતમાં ઉતરી પડે છે. આ રીતે રાયથી રંક પર્યંત સર્વ કોઈ સ્વાર્થ અને લાલચથી ખોટું બોલી અસત્યની પાસમાં પડે છે. જ્યાં જુઓ ત્યાં અસત્ય અસત્ય અને અધર્મ એ પર્યાયવાચક શબ્દો છે. અરે ભગવન્ ! આવાં અઘોર પાપમાંથી અમને સત્વર મુક્ત કર, અને અમારાથી વાણીથી પણ કોઈ જીવની હિંસા નહિ થાય એવી મતિ આપ !

શુદ્ધ વિચારે અને શુદ્ધ વાણીની મહત્તા જાણ્યા બાદ શુદ્ધ આચારનું ગૌરવ જાણવું પડે છે. જો કોઈ માણસ ચોરી કરે તો તે શિક્ષામાંથી છુટે ખરો ! જો માણસ માદક પદાર્થોનો અતિ ઉપયોગ કરે, તો તેનાં મન, તન ને આત્મા ભ્રષ્ટ થયાં વગર રહે ખરાં ? અને તેની તેને શિક્ષા ભોગવ્યા વગર છુટકો ખરો ? જો માણસ હરકોઈ ચૈતન્યમય પ્રાણીના ઘાત કરી તેના માંસને પોતા માટે ભલી ભાતનું ભોજન માની લે, તો શું તેનાથી રોગો દૂર રહી શકે ખરા ? જો માણસ બ્રહ્મચર્યનો ભંગ કરી અહર્નિશ ભુક્તિનાજ ઉંડાગારમાં ગરક થાય, તો શું તે ખાડામાંથી તેની મુક્તિ છે ખરી ? અને તેમાં તેને સડી ગયા સિવાય મુક્તિ છે ખરી ? જો માણસ હાથે કરી દિવો લઈ કુવામાં પડે તો તેમાં દોષ કોનો ? જો માણસ કાદવમાં પથ્થર ફેંકે અને કાદવના મલીન છાંટા તેનાં ડીલપર ઉડે તો તેમાં દોષ કોનો ? જો માણસ બાવળનાં ઝાડમાં અણુવિચાર્યાં હાથ ઘોસે ને તેથી તેને ઇજા થાય તો તેમાં દોષ કોનો ? જો માણસ જાણી જોઇને પોતાનાજ પગપર કુહાડો અફાળે ને ઇજા પામે તો તેમાં દોષ કોનો ? જો વાંઝણીને પુત્ર હોય, જો આકાશમાં કદાપિ કુસુમ ઉગતા હોય, જો શશલાને શીંગડા હોય, જો રેતીમાંથી તેલ નીકળતું હોય, જો આંબલીના

ઝાડને આંબા હોય, અને જો આવી આવી અસંભવિત વાતો સંભવિત થઈ શકે, તોજ તમે ખરાબ આચારોથી સારાં ફલોની આશા રાખી શકો.

**आचारः प्रथमो धर्मः।** આચાર એ પ્રથમ ધર્મ છે એમ વારંવાર કહેવાય છે. આનો ભાવાર્થ એમ નથી કે આપણો પ્રથમ ધર્મ માત્ર આચારજ છે. પૂર્વે કહ્યુંજ છે કે આચાર વિચારથીજ ઉદ્દભવે છે. એક માણસના આચાર તેના વિચારનું બાહ્ય દર્શન છે. સારા માઠા આચાર એ સારા માઠા વિચારનું પરિણામ છે. જ્યારે એમ કહેવામાં આવે કે શુદ્ધ આચાર પ્રથમ ધર્મ છે ત્યારે તેથી શુદ્ધ વિચારની કોઈ પણ રીતે અવગણના કરવામાં આવી નથી. 'પ્રથમ' કહેવાનું તાત્પર્ય એટલુંજ કે દયા, દાન, પ્રીતિ આદિ સદ્દવૃત્તિરૂપ શુદ્ધ અને તદનુકૂલ વર્તન હોવું જોઇએ. કોઈ પણ માણસ એમ કહે કે હું અમુક રકમ દુષ્કાળફંડમાં આપીશ, કોઈ માણસ એમ કહે કે હું અમુક રકમ પાંજરાપોળ માટે આપીશ, કોઈ માણસ એમ કહે કે હું અમુક રકમ ઇસ્પિતાલ માટે આપીશ, કોઈ માણસ એમ કહે કે હું અમુક રકમ કેળવણીફંડમાં આપીશ, કોઈ માણસ એમ કહે કે આપણે હંમેશ દયા રાખવી જોઇએ અને પરોપકાર કરવો જોઇએ,—આવા આવા સારા અને મહોટા વિચાર કરવા અને વચન કહેવા જો કે અત્યંત સ્તુત્ય છે તોપણ જ્યાંસુધી વિચાર પ્રમાણે વર્તન થાય નહિ અને વૃત્તિ પ્રમાણે કૃતિ થાય નહિ ત્યાં સુધી કેવલ સદ્દવિચાર નિષ્ફળ નીવડે છે. મોટા મોટા ઉપદેશ કરવા કે આપણે સર્વે ભ્રાતૃભાવ રાખવો ઘટે છે, આપણે સર્વે નીતિમાર્ગે જવું ઘટે છે, અને આપણે સર્વે ધર્મ પાળવો ઘટે છે; પણ તે પ્રમાણે વર્તવું નહિ એ તો કલ્પના માત્રજ છે. એ તો સર્વે શેખચલ્લીના જ વિચાર છે. આવું કંઈ રહસ્ય આચારને પ્રથમ ધર્મ કહેવામાં છે.

ભાઇઓ! સ્નાનાદિ ક્રિયાવતી શરીરશુદ્ધી જાળવવી એ જરૂરનું છે. જેમ એક ફાનસની માંહિ ગમે તેવી તેજસ્વી બત્તી બળતી હોય પણ જો તેનો બહારનો કાચ મેસ વિગેરેથી બિલકુલ મલીન હોય તો માંહેની જ્યોતિ ઝાંખીજ જણાય છે, તેમજ હૃદયગત આંતરિક પ્રકાશનો તેની પૂર્ણ કળામાં પ્રાદુર્ભાવ કરવા માટે શરીર સ્વચ્છ રાખવું જોઇએ. પરંતુ ધર્મ અને નીતિ ફક્ત બાહ્યોપચાર અને બાહ્યક્રિયાથીજ સમરસ થતાં નથી. માણસ ગમે તેટલાં પાપ કરે તો તે સ્નાન કરવાથી ધોવાઈ જાય છે, કે મંત્રતંત્ર કરવાથી ધોવાઈ જાય છે, કે દેવદેવીઓને તૃપ્ત કરવા પ્રાણીઓની હિંસા કરવાથી ધોવાઈ જાય છે, કે ભગવાં વસ્ત્ર ધારણ કરી માત્ર જંગલમાં રહેવાથી ધોવાઈ જાય છે, એ સર્વ માન્યતા મૂર્ખાઈ ભરી છે. બુદ્ધધર્મમાં કહેલું છે કે "દેડકું, કાચબો, સાપ, મગર ઇત્યાદિ પાણીમાં રહેનારા અને સ્નાન કરનારા સર્વ પ્રાણીઓ કંઈ સ્વર્ગે જવાના નથી. તેમજ બકરાં મારનારા, ડુક્કર મારનારા, માછલાં મારનારા કોળી, પારધી, ચોર, ફાંસીની શિક્ષા થઈ હોય તેવા માણસો, અને બીજા પાપી લોકો સ્નાનવડેજ પાપકર્મથી મુક્ત થશે નહિ! વળી અખાભગત કહે છે તે વિચારોઃ—

" તિલક કરતાં ત્રેપન વહ્યાં; જપ માળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યાં ચર્ણ; તોય ન પોંતા હરિને શર્ણ;
કથા સૂણી સૂણી ફૂટયા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન. ૧

એક મુરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ;
પાણીને દેખી કરે સ્નાન, તુળસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત." ૨

શુદ્ધ, સરળ, વિનયવાળા ને દંભરહિત જે આચાર તેનેજ ખરા આચાર કહેવાય. આપણા આચાર વિનયમિશ્રિત હોવા જોઇએ તેની કોઇ ના પાડતું નથી, કારણ કે સામાની બુદ્ધિ, સામાની લાગણી, સામાનું મન, એ બધાને માટે દરકાર નહિ રાખવાની ટેવ નઠારી સ્વાર્થ બુદ્ધિમાંથી પેદા થાય છે. વિનય અને નમ્રતાની ખાસ જરૂર છે કેમકે " લઘુતાસે પ્રભુતા મીલે." પરંતુ ખરા અંતઃકરણના ભાવપૂર્વક નહિ કરેલા આચાર, અર્થાત્, કૃત્રિમ અને આડંબરવાળા આચાર સર્વથા વર્જ્ય હોવા જોઇએ. આ કથનનાં સમર્થન—પુષ્ટિમાં " શ્રી બુદ્ધ ચરિત્ર " માં મી૦ મણિલાલ નથુભાઈ દોશી, બી૦ એ૦ શું કહે છે તે તપાસો:—

" ( બુદ્ધદેવના ) વખતના ચાલતા ધર્મના ગુરૂઓ બ્રાહ્મણોને દક્ષિણા આપવાનું અને દેવોને બળિદાન આપવાનું શિખવવા ઉપરાંત ઘણો થોડો બોધ આપતા હતા. પણ આ નવા ધર્મગુરૂએ ઉપદેશ આપ્યો કે દેવોને પ્રસન્ન કરવાનો માર્ગ ઉમદા અને પવિત્ર જીવન છે; પશુઓનું બળિદાન આપવાનું નથી, પણ પાશવવૃત્તિઓનો ભોગ આપવાની જરૂર છે; અને બાહ્ય ક્રિયાઓ કરતાં જીવનની શુદ્ધતા વધારે સુખપ્રદ છે." વળી એ નવા ધર્મગુરૂની મ્હોટી ખુબી એ કે જેવું પવિત્ર જીવન પોતે ગુજારતા હતા. ઉપદેશ મુજબ આચાર ન રાખવા એ તો " રામનામ જપના પરાયા માલ અપના " જેવું છે. ભગવાન્ શ્રી બુદ્ધનાં ચારિત્ર તરફ દૃષ્ટિ કરતા માલુમ પડે છે કે પોતે ઉપદેશેલા પરમ પવિત્ર જીવનનું દર્શન તેનાં આખા વર્તનમાં હતું. પોતાનું ૮૦ વર્ષનું દીર્ઘ આયુષ તેણે સંપૂર્ણ પવિત્રતામાં વ્યતીત કર્યું હતું. તેના આખા ચારિત્રમાં એક પણ કલંક નથી. બુદ્ધ મહાત્માનું વર્તન નિષ્કલંક હતું એમ એક ચુસ્ત ખ્રિસ્તિ મિશનરી રેવન્ડ જે. પી. જોન્સ, ડી. ડી. પણ કબૂલ કરે છે. તે કહે છે,

" Gautama was a man of deepest sincerity. All sham and hypocrisy, was foreign to his nature; he held insincerity in any one to be the meanest and most deadly sin. To this intense loyalty to the truth he gave emphatic testimony by a long and holy life."

ભાવાર્થ:—ગૌતમ મ્હોટામાં મ્હોટા પ્રમાણિક પુરૂષ હતા. સઘળો ઢોંગ અને દંભ તેની પ્રકૃતિને પ્રતિકૂળ હતો; કોઇનામાં પણ અપ્રમાણિકતાને તે અધમોધમ અને સૌથી વિનાશક—પ્રાણઘાતક પાપ સમજતા—લેખતા. પોતાનાં દીર્ઘ અને પવિત્ર જીવનવડે તેણે આ તીવ્ર સત્યપરાયણતાની સૌથી સજ્જડ સચોટ સાબિતી આપી."

ગૌતમબુદ્ધનું વર્તન જ કંઇક અનિર્વચનીય પ્રેરણાજનક અને પ્રોત્સાહક હતું. એ મહાત્માના માનસશાસ્ત્રનો એક એવો સિદ્ધાંત હતો કે નૈસર્ગિક રીતે તો માણસનું અંતઃકરણ શુદ્ધ આ અને પ્રકાશમય હોય છે, પણ આસપાસના સંજોગ અને સહવાસથી તે દૂષિત થાય છે. એ મહાત્મા પોતાના ૩૫ મા વર્ષથી સતત ૪૫ વર્ષો સુધી એક સ્થળેથી બીજે સ્થળે પર્યટન કરીને જગતને પવિત્ર જીવન ગાળવાને ભાર દઈ સૂચવતા અને કહેતા કે પવિત્ર જીવનથી આજ દુનિયામાં પણ નિર્વાણ સુખ પ્રાપ્ત થાય છે.

શુદ્ધ આચાર સત્યપ્રવૃત્તિવાળા જ હોવા જોઇએ. એ વાત ખરી કે હાલના પ્રવૃત્તિવાળા જમાનામાં સ્થિરતા અશક્ય છે; પણ તે પ્રવૃત્તિ ધર્મરહિત નહિ હોવી જોઇએ. જો એમ જ કહો કે મનુષ્યે ગમે તે પ્રકારની પ્રવૃત્તિ તો કરવી જ જોઇએ તો તે કહેવું અગ્રાહ્ય છે. શું વેશ્યાઓની પ્રવૃત્તિ ધર્મવાળી ગણાશે? શું ચોરોની પ્રવૃત્તિ ધર્મવાળી ગણાશે? શું કસાઇઓની પ્રવૃત્તિ ધર્મવાળી ગણાશે? શું વ્યભિચારીઓની પ્રવૃત્તિ ધર્મવાળી ગણાશે? શું દારૂડીયા ને છાકટા પુરૂષોની પ્રવૃત્તિ ધર્મવાળી ગણાશે? નહિ જ. જે પ્રવૃત્તિ શુભ ન હોય અને જે પ્રવૃત્તિ ધર્મના પાયા ઉપર સ્થાયલી ન હોય તે સર્વે પ્રવૃત્તિ વિપરીત અને દુઃખદાયક જ પરિણામવાળી છે. એ શુભ પ્રવૃત્તિ કિંવા શુદ્ધ ક્રિયા કિંવા સદાચરણનો ઉપદેશ બુદ્ધદેવે યથાર્થ રીતે કર્યો છે. તે પ્રતિપાદન કરે છે કે કોઈ પણ નિર્દોષ મનુષ્ય તથા પ્રાણીની હિંસા કરવી નહિ; અપ્રમાણિકપણે લાભ લેવો નહિ; બ્રહ્મરાક્ષસી રાંડ વિષયાસક્તિને સાત સાત વાર દૂરથી જ નમસ્કાર કરવા; દારૂ વિગેરે માદક પદાર્થોનો સંગ સરખો પણ કરવો નહિ; પ્રમાણિક ઉદરનિર્વાહ માટે પવિત્ર ધંધા કરવા; ગુલામ વહેંચવાનો કે હિંસા કરે એવાં હથિઆરો વહેંચવાનો કે માંસ વહેંચવાનો કે દારૂ વિગેરે ઝેરી વસ્તુઓ વહેંચવાનો કોઈ પણ નાશકારક ધંધો કરવો નહિ;—આ સઘળા પ્રયત્નોને જ શુદ્ધ પ્રયત્નો ગણવામાં આવ્યા છે.

હવે જ્યારે આપણે શુદ્ધ પ્રવૃત્તિ કે શુદ્ધ આચાર વિષે ઉહાપોહ કરીએ છીએ ત્યારે આપણે કર્મ વિષે જણાવેલો બુદ્ધધર્મનો મહાન્ સિદ્ધાંત સ્મરણમાં રાખવો જોઇએ. આપણામાં કહેવત છે કે "કરણી તેવી પાર ઉતરણી" અને "વાવે તેવું લણે." અંગ્રેજોમાં પણ આવા જ ભાવાર્થની કહેવતો છે કે "As you sow, so shall you reap." અને "Man is the architect of his own fortune." તેમ પર્શિયનોમાં કહેવત છે કે "કાંટાના રોપામાંથી કોઈ પણ દિવસે ગુલાબ મળે નહિ." જુદા જુદા ધર્મના લોકોની આ સઘળી કહેવતો ટાંકી બતાવી કહેવાનો ઉદ્દેશ એ જ છે કે કર્મનો સિદ્ધાંત પ્રત્યેક ધર્મના લોકો માને છે. આ દુનિયામાં આપણા પર જે જે દુઃખો પડે છે તે આપણાં પૂર્વ કુકર્મના પરિણામરૂપ છે, અને તે કોપાયમાન થયેલા ઇશ્વર તરફનો દંડ નથી અથવા કોઈ અવિચારી વિધાતાની કસોટી નથી. વળી આપણાં ભવિષ્યનાં સુખનો આધર દયા અને દિલસોજી, અને કર્તવ્ય ઉપર રહેલો છે. જે દુષ્કૃત્યથી પુનર્જન્મની વૃદ્ધિ થાય છે તે કર્મનાં મુખ્ય કારણ ત્રણ પ્રતિપાદન કરી શકાય—તૃષ્ણા, ઇર્ષ્યા અને અવિદ્યા. તૃષ્ણાનો નાશ કરવા માટે 'તથાગતે' જણાવેલો ધર્મમાર્ગ લેવો, અને કોઈ પણ પ્રકારની ઇચ્છા

રહે નહિ એવી રીતે તૃષ્ણાનો - જડમૂળથી નાશ કરવો. ઇર્ષ્યાનો નાશ કરવા માટે સર્વગત પ્રેમભાવ ધારણ કરવાની અપેક્ષા છે, અને આ પ્રેમભાવને ક્રમે ક્રમે વધારવો: પ્રથમ પોતાની જાત ઉપર પ્રેમ ઉત્પન્ન કરીને તે પોતાના મિત્રો ઉપર, અન્ય લોકો ઉપર તથા આપણા શત્રુઓ ઉપર પણ ઉત્પન્ન કરવો જોઇએ; તેમ જ તે પ્રથમ આપણા અને આપણા ગામના પ્રાણીઓ ઉપર ઉત્પન્ન કરીને હળવે હળવે તેની મર્યાદા વિશ્વમર્યાદા સુધી લઈ જવી જોઇએ; અને એમ કલ્પના કરવી કે "સઘળો પ્રાણી સમૂહ આપણી આંખો આગળ ઉભો છે કે શું! આપણે તેના પર અંતઃકરણપૂર્વક સ્નેહ કરીએ છીએ કે શું!" એવી એવી ભાવના કરવી એટલે વાઘ, સિંહ વિગેરે હિંસક પ્રાણીઓ પણ આપણા પરમસ્નેહી મિત્ર થઈ જશે, સર્પો ઈજા કર્યા સિવાય પ્રેમથી આપાં શરીર પર આલોટવા મંડી જશે, વાઘ આપણા ખોળામાં માથું મૂકી સુઈ જશે, બલ્કે વાઘ અને બકરી એક ઓવારે પાણી પીતા થશે, અને કોઈ તરફનો આપણને ભય રહેશે નહિ,—આ રીતની ઉગ્ર પ્રેમભાવના કર્યાથી આપણાં અંતઃકરણમાંની તીવ્રતમ દ્વેષભાવના પણ નષ્ટ થઈ જશે;—આ બધું કાંઈ ખોટું સમજવું નહિ, કારણ કે લૉર્ડ બેકન જેવો પણ મહાન્ ફિલસુફ કહે છે કે જેવો વિચાર (thought) તેવો જ આકાર (image) થઈ રહે છે. હવે આપણે અવિદ્યાનો નાશ કરવાના ઉપાય સંબંધી અલ્પ સ્પષ્ટિકરણ કરીશું. અવિદ્યાને નાશ કરી સુકર્મ તરફ વળવાનો ઉપાય પ્રસિદ્ધ ચાર સત્યો જાણવામાં છે.—જેવાં કે (૧) દુઃખ અને શોકનું અસ્તિત્વ; (૨) દુઃખ અને શોકના કારણ વિષયક અજ્ઞાન; (૩) દુઃખ અને શોકના નિવારણાર્થ યોગ્ય પ્રતિકારનું અજ્ઞાન; અને (૪) દુઃખ અને શોકના નાશ માટેના માર્ગનું અજ્ઞાન. આ પ્રમાણે આપણે જોયું કે આપણાં સુખ દુઃખ આપણાં કર્મનું જ પરિણામ છે; માટે ધર્મ એ જ આદર્શરૂપ માર્ગ છે, કે જે માર્ગે ચાલ્યાથી આપણે કલાકે કલાકે, વર્ષે વર્ષે, તથા જીવને જીવને આપણાં કર્મો સુધારીએ છીએ, અને અંતે જીવનેચ્છામાંથી મોક્ષ પામી નિર્વાણની પરમ સુખમય સ્થિતિમાં આવી પહોંચીએ છીએ.

હવે આપણને જેટલી જરૂર શુદ્ધ વિચાર, શુદ્ધ વચન, અને શુદ્ધ વર્તનની છે તેટલી જ જરૂર આત્મસંયમ અને આત્મનિરીક્ષણની છે. ગીતાનું કથન "आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः!" તદન વાસ્તવિક છે. આત્મા જ માણસનો મિત્ર કે શત્રુ છે. અત્યાર સુધીમાં જે જે મહાત્માઓ, ઋષિમહર્ષિઓ, સાધુસંતો અને પ્રસિદ્ધ પુરૂષો થઈ ગયા છે તેમનાં ચારિત્ર અવલોકતાં ભાસે છે કે તે સર્વમાં આત્મસંયમ અને આત્મનિરીક્ષણના ઉમદા ગુણો વસેલા હતા. જેમ એક કુતરાને ગમે તેવી વસ્તુમાં, કિંબહુના, વિષ્ટામાં પણ ઝટ દઇને મ્હોં નાંખવાની ટેવ હોય છે, તેમ જો આપણે આપણાં મન અને શરીરને અહોનિશ ગમે તેવા દુષ્ટ માર્ગે સ્વચ્છંદપણે દોડાવીએ, તો શું તે આત્મસંયમ કહેવાય? સવારથી સાંજ સુધી બીજાને ફસાવીને ધન ઓકાવવું એ શું આત્મસંયમ કહેવાય? લોકો કનેથી ગેરકાયદેસર રીતે લાંચ કે વ્યાજ કઢાવી તે પર તાગડધિન્ના કરવા એ શું આત્મસંયમ કહેવાય? ક્ષણે ક્ષણે મિજાજ ખોવો એ શું આત્મસંયમ કહેવાય? સર્વદા શિકારાદિ નિમિત્તે ભટક્યા કરી મુંગા, નિરપરાધી, ને પવિત્ર પ્રાણીને મરણવશ કરવા એ શું આત્મસંયમ કહે-

વાય ? હંમેશ વૈર રૂપી અગ્નિથી બળ્યાં કરવું એ શું આત્મસંયમ કહેવાય ? હંમેશ બીડી, સિગાર, ચીરૂટ ઈત્યાદિ ફુંકી ફુંકી તનમન બાળ્યાં કરવા એ શું આત્મસંયમ કહેવાય ? આખો દિવસ ચાહા, કૉફી, ઈત્યાદિ અન્ય માદક પદાર્થોને ગટગટાવીને શરીરમંદિરને મલિન કરવું એ શું આત્મસંયમ કહેવાય ? જો આપણે આવી નજીવી નજીવી બાબતોમાં પણ આપણાં મન અને શરીર ઉપર કાબુ રાખી શકતા નથી તો પછી મોટી મોટી બાબતોમાં શું કરવાના ? અને જો કાબુ રાખી શકતા નથી તો તેમાં આપણી નિર્બલતા જ સમજવી અને તેમાં આપણું બાયલાપણું જ સમજવું. આ માનસિક નિર્બલતાને દૂર કરવાનો સહેલો ઉપાય એ છે કે કોઈ પણ ખરાબ વિચાર થતાં જ તેને દાબી દાબી દેવો જોઇએ, અને તત્કાળ મનને કોઈ સત્પ્રવૃત્તિમાં પરોવી દેવું જોઇએ. આમ કર્યાથી આપણે દરેક જાતના દુર્વ્યસનમાં પડતા અટકીએ છીએ અને ધીમે ધીમે પરમ તત્વ તરફ ગમન કરીએ છીએ. સંયમ એટલે સુધી રાખવો જોઇએ કે જો કોઈ ભુખ્યો તરસ્યો યા દુઃખી પ્રાણી મદદ માટે યાચે તો પ્રથમ તેની જરૂરીયાત પૂરી પાડી આપણી પોતાની જરૂરીયાત પૂરી પાડ્યા સિવાય પણ ચલાવી લેવું જોઇએ, અને વખત આવે તો આપણાં સર્વસ્વનો—પ્રાણનો—પણ ત્યાગ કરી આત્મસંયમનું ગૌરવ દર્શાવી આપવું જોઇએ. ધર્મમાર્ગ જ સત્ય છે, દુઃખીના દુઃખ દૂર કરવાનો માર્ગ જ સત્ય છે, અને પરોપકારનો માર્ગ જ સત્ય છે, એ નિઃશંક છે. ધર્મમાર્ગે, વિચરવામાં અને આત્મસંયમનો મહામંત્ર સાધવામાં પાછી પાની નહિ કરવી; પરંતુ કેશરીયાં કરી યાહોમ ઝોકાવવું અને લક્ષમાં રાખવું કે " देहं पातयामि वा व्रतं साधयामि. " જે માણસે ક્રમશઃ સંપૂર્ણ આત્મસંયમ મેળવ્યો છે તે માણસ ખરો વિજયી અને ખરો સુખી છે. વળી ભર્તૃહરિએ પણ કહ્યું છે કેઃ—

> निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
> लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
> अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
> न्यायात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥

ભાવાર્થઃ—નીતિનિપુણ એટલે સંસારવ્યવહાર, રાજખટપટ, ઇત્યાદિ અનેક કપટાચારમાં પ્રવીણ થયેલા લોક, આત્મકર્તવ્યની વા ન્યાયપુરઃસર માર્ગે ચાલનારા વીરપુરૂષોની સ્તુતિ કરે કે નિંદા કરે તેની તેમને દરકાર હોતી નથી; તેમને લક્ષ્મી મળે કે ન મળે કે મળી હોય તો જતી રહે તેની પણ તેમને ચિંતા હોતી નથી; વળી મરણ પણ આજે જ આવે કિંવા વર્ષો વિત્યા બાદ આવે તો પણ તેનું તેમને ભય હોતો નથી; કેવળ ન્યાયબુદ્ધિથી પ્રેમભાવે જે આત્મકર્તવ્ય સમજાય તે આચરવું, તે જ વિચારવું, તે જ વદવું, એવા દૃઢ મતવાળા ડાહ્યા પુરૂષો સર્વત્ર વિજયી છે. "

આત્મસંયમની વિજયપતાકા ફરકાવનાર અને આત્મકર્તવ્યમાં અચળ એકનિષ્ઠા રાખ-

નાર જો કોઈ અનુપમ વ્યક્તિ હોય તો તે શાક્યમુનિની જ છે. સિદ્ધાર્થે તો પોતાની પ્રિયમાં પ્રિય સર્વ વસ્તુના ઉપભોગનો ત્યાગ કર્યો—રાજ્ય, ગૃહ, માબાપ, સ્ત્રી એકનો એક પુત્ર, ભાતભાતના મિષ્ટાન્ન તથા પકવાન, ભાતભાતના વૈભવો, અને પરમપ્રિય સર્વસ્વ. સિદ્ધાર્થે શા માટે ત્યાગ કર્યો? વિશ્વરૂપી પોતાનાં કુટુંબના ઉદ્ધાર માટે, આખા વિશ્વના કલ્યાણ માટે, આખા વિશ્વના સુખ માટે. અહો! કેટલો આત્મભોગ! અહો, કેટલો આત્મસંયમ!! આપણે તો દ્રવ્યાદિ વસ્તુ મેળવવા રાતદિવસ ભગીરથ પ્રયત્ન કરીએ છીએ, માથાત્રોડ મહેનત કરીએ છીએ, અનેક કાવત્રાં કરીએ છીએ, અનેક ધાંધલ મચાવીએ છીએ, અતિ ખુશામત કરીએ છીએ, અને ખરૂં સુખ ખોઈ દુઃખી થઇએ છીએ; તો વળી આપણે દ્રવ્યાદિ વસ્તુના ધણી હોઇએ અને તેનાથી છુટાછેડા કરવા કહે તો તેમ આપણે કરીશું ખરા? નહિ જ. સિદ્ધાર્થનો આત્મસંયમ અને આત્મભોગ તો અનુપમ જ છે. જે પ્રજાને આવા વિરલ અને દિવ્ય ગુરૂનો સહવાસ થયો અને તેના ઉપદેશરૂપી અમૃતપાન કરવાનું મળ્યું, તે પ્રજાનાં મહાભાગ્ય સમજવાં! વળી એ મહાત્માના આત્મસંયમની બીજી વાત એ યાદ રાખવાની છે કે ગૃહત્યાગ કર્યા પછી તેને અનેકાનેક વિટંબના ભોગવવી પડી હતી અને તેને અગણિત અંતરાયો નડ્યા હતા, પણ એ સઘળી વિપત્તિમાં અણધૈર્ય રાખી અને અખુટ ઉત્સાહ રાખી તેણે પોતાના ધાર્મિક અને શુદ્ધ નિશ્ચયોને ફળીભૂત કર્યા. અંતે સત્ય–બુદ્ધત્વની શોધ લાગી. [illegible] સર્વ કાળ દરમ્યાન ઘણી ઘણી વાર તેને અન્ન જળ વગર રહેવું પડતું, ઘણી ઘણી વાર [illegible]ને અતિ કનિષ્ઠ અને અનિષ્ટ જમીને જ પથારી કરવી પડતી, ઘણી ઘણી વાર ઉજ્જડ [illegible]રાનમાં જવું પડતું. ઘણી ઘણી વાર મૂર્ચ્છા આવી તે બે ભાન થઈ જતા, અને એવાં [illegible]નેક કષ્ટો અનેક પ્રસંગે ભોગવવાં પડતાં. એ જગદુદ્ધારકે તો પોતાના આત્મસંયમથી અને [illegible]તાના સામર્થ્યથી અંતે સત્યબુદ્ધત્વની શોધ કરી.

(અપૂર્ણ.)

પી. કે. મહેતા.

# ગુજરાતી ભાષાનું બંધારણ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૫૦ થી. )

આમ સ્વરૂપદર્શન છે તો રા. બ. રમણભાઈ કહેછે કે *ભાષાની ગતિ analytical ઉદ્‌ભવ તરફ હોવાથી તૃતીયાના પ્રત્યય 'એ' ઉપરાંત 'થી' 'ઉપસર્ગ' ઉમેરાયછે અથવા તો 'એ' પ્રત્યય વિના જ એકલો 'થી' લગાડાયછે ( ઉદા૦—લાકડીએથી, લાકડીથી ), તે ખરું મનાતું નથી. 'થી' એ પણ પ્રત્યય જ છે અને સમસ્ત દશાનું જ રૂપ આપેછે. 'લાકડી વડે' એ રૂપમાં વ્યસ્ત દશાનું દર્શન કર્યું હોત તો બરોબર થાત. 'લાકડીથી'—એ રૂપમાં 'થી' પ્રત્યય કરણવાચક છે એ કહેવાની જરૂર નથી.

'માં' એ સંસ્કૃત **મધ્યે** ઉપરથી 'માંહે', 'માંહ',-દ્વારા આવ્યોછે§ એ ખરું. પણ તે કારણથી હેનું સમસ્ત દશાના પ્રત્યયનું સ્વરૂપ જતું રહેતું નથી. કેમકે ઉપર કહેલાં બંને લક્ષણો હેમાં પ્રગટ થાયછે. **મધ્યે** ઉપરથી આવ્યાની વાતને બાધકરૂપે લઈશું તો તો સંસ્કૃતમાં ભવિષ્ય કાળના **સ્ય** પ્રત્યયને પણ સમસ્તદશાનો ગણતાં વાંધો આવશે. **દાસ્યતિ** હેમાં સ્યની વ્યુત્પત્તિ **અસ્**=હોવું+**યા**=જવું એ ઉપરથી છે.† 'આપવાને જાયછે'—**દા+અસ્+યા+તિ**—એમ મૂળ અતિ પ્રાચીનકાળમાં પ્રયોગ હોવાનું જણાવાયછે. પરંતુ તે માટે શું **સ્ય** એ ફલિત આકારને synthetic પ્રત્યય નહિં કહેવાય ? હમણાં ઉપર ડૉક્ટર ભાંડારકરના ભાષણમાંથી ઉતારા આપ્યા હેમાં દર્શાવ્યા પ્રમાણે, ભાષાનાં બંધારણ સમસ્તમાંથી વ્યસ્તમાં અને વળી પાછાં સમસ્તમાં એમ વહન અને પ્રતિવહન કરેછે.

ખરી વાત એ છે કે તૃતીયા તથા સપ્તમીના 'એ' પ્રત્યયો જેમ સમસ્ત દશાના છે,

---

* 'જ્ઞાનસુધા' પૃષ્ઠ ૮૪.

§ 'માં' પ્રત્યયની વ્યુત્પત્તિ રા. કેશવલાલ પણ **મધ્ય** ઉપરથી કાઢેછે. ( 'મુગ્ધાવબોધ ઔક્તિક' ઉપર હેમની ચર્ચા, બુ. પ્ર. ઑગસ્ટ ૧૮૯૧ ).

આ વ્યુત્પત્તિ પ્રથમ ઈ. સ. ૧૮૭૭ માં સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરે હેમના વુઇલસન લેકચરમાંના પ્રથમ ભાષણમાં દર્શાવી હતી. તે ભાષણ પછીથી ઈ. સ. ૧૮૮૫ માં પ્રસિદ્ધ થયું હતું. (The Journal of the Bom. B. R. A. Soc. No. XLIII, Vol. XVI, p. 251). છતાં, આગળ ઉપર પ્રત્યયોની વ્યુત્પત્તિ વિશેની ચર્ચામાં 'માં' પ્રત્યયની આ વ્યુત્પત્તિ વિશે કાંઇક સંશય હું દર્શાવીશ, અને **સ્મિન્** ઉપરથી હોવાની પાક્ષિક કલ્પના રજૂ કરીશ, તે જુવો.

† **સ્ય** પ્રત્યયની વ્યુત્પત્તિ આ પ્રકારે ડૉક્ટર સર ભાંડારકરે બતાવીછે. (Journal of the Bom. B. R. A. Soc. No. XLIII Vol. XVI; P. 256).

તેમ જ ને, ને, થી, નું, માં—એ પ્રત્યયો ( દ્વિતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમીના ) પણ સમસ્ત દશાના જ છે; માત્ર પેલા પ્રત્યયો સંધિકાર્યથી કેટલીક વાર મૂળ અંગ જોડે સજ્જડ ભળી જાયછે, ત્હારે આ પ્રત્યયો **એ રીતે** ભળતા નથી, પણ અંગભૂત થઈ ભળેલા તો રહેછે જ. પ્રથમનાને સંકીર્ણ પ્રત્યયો કહીશું અને બીજા વર્ગનાને સંસૃષ્ટ પ્રત્યયો કહીશું તો ખરું સ્વરૂપ દર્શાવાશે. §

વળી એ પણ વાત ધ્યાનમાં રાખવાની છે કે—થી, ને, નું, માં,—એ પ્રત્યયો †

§ ' તણું ' અને ' કેરું ' એ પ્રત્યયોને સમસ્ત દશાના ગણવા કે કેમ ? ( કવિતામાં જ એ નિયન્ત્રિત છે ). " ઘોડા તણા પગ "—એમ ' ઘોડો ' ના અન્ત્યસ્વરમાં વિકાર કરવાનું—લક્ષણ જોતાં સમસ્ત દશાના પ્રત્યય ગણવા જોઇયે. ક્રિયા મૂળ શબ્દમાંથી ઘસાઈને એ પ્રત્યયો આવ્યાછે, અથવા તો સ્વતન્ત્ર મૂળ શબ્દો છે, એ પ્રશ્ન કઠણ અને અનિશ્ચિત છે. સં. तन ( सायंतन, प्राक्तन, अधस्तन ) ઉપરથી तण હશે એમ કલ્પના સંભવેછે. તો તે તો જાતે જ તદ્ધિત પ્રત્યય છે. તેમ જ ' કેરું ' એ માટે અનેક વ્યુત્પત્તિયો દર્શાવાઈછે; પણ એટલું તો છે જ કે તે મૂળરૂપ ઘસાઈને પ્રત્યય દશાએ શબ્દ પ્હોચ્યોછે. રા. બ. રમણભાઈ केर અને तण ને સંબન્ધ દર્શાવનારા આદેશ કહેછે. પરંતુ ' સંબન્ધી ' એ શબ્દના આદેશ એમ હેમચન્દ્રની મતલબ છે. ( संबन्धिनः केरतणौ સિ. હે. ૮–૪–૪૨૨ ના પેટામાં છે ). આદેશ તે સાપેક્ષ શબ્દ છે. અમુક રૂપ વર્ણ, ઇત્યાદિને સ્થાને બીજે આવે તે આદેશ. હેમચન્દ્રની આદેશગણના કેવળ સગવડ માટેની બહુવાર હોયછે; તેથી એ આદેશ નામને મહત્ત્વ આપવાની જરૂર નથી.

(૨) રા. કેશવલાલ ધ્રુવ પંચમી ષષ્ઠી આદિના પ્રત્યયોને વ્યાકૃત* ( analytical ) સ્થિતિના કહેછે. (' મુગ્ધાવબોધ ઔક્તિક ' ઉપર હેમણે પ્રગટ કરેલા વિચાર, બુ. પ્ર. ઑગસ્ટ ૧૮૯૧ ). પરંતુ તે માટે કારણ હેમણે દર્શાવ્યું નથી. બીમ્સને એઓ અનુસર્યા હશે. મ્હેં આ ચર્ચામાં કારણો સવિસ્તર દર્શાવ્યાંછે તે ઉપર એઓ મનન કરશે એમ આશા છે. એક વિશેષ ઉદાહરણ ઉમેરીને મ્હારા પક્ષને પુષ્ટિ આપું. મરાઠીમાં સપ્તમીનો પ્રત્યય **आंत** છે; તે સં. अन्तः માંથી આવી રૂપાન્તર પામ્યોછે; અને त्यांत, ह्यांत ઇત્યાદિમાં तो, हा, ઇત્યાદિના અન્ત્ય સ્વરોને વિકૃત કરેછે અને સંધિકાર્યથી જોડાઈ જાયછે. તેમ જ **घरांत** ઇત્યાદિમાં સંધિદ્વારા સંલગ્ન થાયછે. આ પ્રત્યયને પણ શું વ્યસ્તદશાનો ગણશો ? મૂળ સંસ્કૃતમાંના વિભક્તિ પ્રત્યયોમાંથી ઉત્પન્ન થાય તે પ્રત્યયો જ શું સમસ્ત દશાના થવાને યોગ્ય છે ?

( * રા. કેશવલાલે પાછળથી ' સમસ્ત ' અને ' વ્યસ્ત ' એમ શબ્દો સ્વીકાર્યાછે. ઈ. સ. ૧૯૦૭ ની સાહિત્ય પરિષદ્નું પ્રમુખપદનું ભાષણ જુઓ. )

† અંગ્રેજીમાં in નું inside, inner; to નું toward; ઇત્યાદિ થાયછે તે એ શબ્દોનું અર્ધસ્વતન્ત્ર સ્વરૂપ સૂચવેછે.

અંગ્રેજી from, to, of, in, એ prepositions ના જેવા નથી; એ અંગ્રેજી શબ્દો તો કાંઇક અલ્પાંશે અર્ધસ્વતન્ત્રદશાના છે. અને આપણા પ્રત્યયો તો સ્વતન્ત્રદશાના છે જ નહિં. Termination=પ્રત્યય તે શબ્દ જ સૂચવેછે કે શબ્દને છેડે લાગનારા (terminus=છેડો).

અંગ્રેજીમાં સ્વતન્ત્ર preposition ( જેમકે with, from ઇત્યાદિ ) ને પ્રતિરૂપ સહાયકારક શબ્દો તો ગુજરાતીમાં ' સાથે ' ' પાસે ', ઇત્યાદિ છે. અંગ્રેજીમાં prepositions પૂર્વે આવેછે; ગુજરાતીમાં શબ્દની પછી એ સહાયકારક શબ્દો મૂકાયછે; એ ફરક છે. પરંતુ તે પ્રત્યયો નહિં ગણાય. ' ઘોડા ઉપર બેઠો ', ' આટા સાથે લૂણ જાય', ' ઘોડા પાસે ના જઈશ ', ઇત્યાદિમાં આ સહાયકારક શબ્દો મૂળ શબ્દના અન્ત્યસ્વરમાં વિકાર કરેછે. પરંતુ સમસ્તદશાના પ્રત્યય માટેની બીજી શરત અહિં સચવાતી નથી; એ જોડનારા શબ્દો સ્વતન્ત્ર અસ્તિત્વનો લોપ પામેલા કે અન્ય શબ્દો ઘસાઈ જઈને ઉત્પન્ન થયેલા નથી. બંને શરતો પરિપૂર્ણ થાય ત્હારે જ સમસ્ત પ્રત્યય બને એ વાત ખાસ યાદ રાખવાની છે. તેમ વળી ' ઉપર ', ' સાથે ', ' પાસે ', એ તો સ્પષ્ટ રીતે છૂટા શબ્દો જ છે, પ્રત્યયો પણ નથી ( જેથી વ્યસ્તદશાના પ્રત્યયો પણ કહેવાય ). અને ખરું જોતાં—આ ઉદાહરણોનું સ્વરૂપ—' ઘોડાના ઉપર ', આટાની સાથે ', ' ઘોડાની પાસે,'—એમ ષષ્ઠી—ના પ્રત્યય 'નું' ને સપ્તમીનો પ્રત્યય ' એ ' ( પ્રાચીન ' ઇ ' પ્રત્યય ) લાગીને આ વાક્યો થાયછે તે સ્થિતિમાં છે. ' સાથે ' તે ' સાથ ' સાર્થની સપ્તમી, ' પાસે ' તે ' પાસું ' પાર્શ્વની સપ્તમી છે. ત્હેને સમાનાધિકરણ થવા પુર્વના ષષ્ઠયન્ત વિશેષણને પણ સપ્તમીનો ' ઇ ' લાગ્યોછે. ( રા. કેશવલાલે ' મુગ્ધાવબોધ ઔક્તિક ' ની ચર્ચામાં આ પ્રથમ બતાવ્યું હતું. )§

ત્હારે ' ઘોડામાં ' એ પણ ' ઘોડાની મધ્યે—માંહે—માંહ—માં '—' ઘોડાનીમાં ' ઉપરથી છે એમ ગણીને ' માં ' ને વ્યસ્ત અનુબંધ કેમ ના ગણવો ? એ શંકાનો ઉત્તર ઉઘાડો છે. મૂળશબ્દ ઘસાઈને, સ્વતન્ત્ર સ્વરૂપ ખોઈને આ પ્રત્યય બની ગયોછે, અને વિકાર તો કરે જ છે; એટલે બંને શરતો પૂર્ણ થઈને સમસ્ત પ્રત્યય બનેછે; વળી ' ની ' જતો રહેછે, અને ' ઘોડો ' શબ્દના અન્ત્ય ઓકારનો ' આ ' કરવાનું કાર્ય પ્રત્યય સાક્ષાત્ કરેછે.

વિભક્તિયોના પ્રત્યની ગણનામાં રા. બ. રમણભાઇયે તૃતીયાના ' એ ' પ્રત્યયને ફક્ત કરણવાચક જ કહ્યોછે. પરંતુ કર્મણિ પ્રયોગમાં એ તૃતીયાનો ' એ ' પ્રત્યય કર્તૃવાચક પણ થાય છે એ ઉમેરવું જોઇયે.



ઉદાહરણઃ—

§ મરાઠી घोड्या वर, घोड्या पाशी—मागे, ઇત્યાદિ પ્રયોગો માટે પણ યથાયોગ્ય ઉપર પ્રમાણે જ ખુલાસો આપી સકાશે.

૧. 'ઘોડે મારી લાત, એ ઊઠાં સાત.' અહિં 'ઘોડે' એ કર્તરિ તૃતીયા છે;—'મારી' એ કર્મણિ ભૂતકાળ છે તેથી.

(ઘોડે બેઠો—અહિં 'ઘોડે' તે સપ્તમી છે.)

૨. "સાહેબે ચોકીદારને ચાબૂકે ચાબૂકે માર્યો."

અહિં 'સાહેબે' એ કર્તરિ તૃતીયા છે; અને 'ચાબૂકે' એ કરણે તૃતીયા છે. 'માર્યો' એ કર્મણિ પ્રયોગ છે—જો કે હેનું કર્મ 'ચોકીદારને' એ પ્રથમામાં નથી. 'ધણીએ સ્ત્રીને મારી'—અહિં સ્ત્રીલિંગ 'મારી' થાયછે. તેથી આ 'માર' ધાતુનો હાવો કર્મણિ પ્રયોગ રૂઢિબળે વિલક્ષણ જ છે.

ગુજરાતી વિભક્તિનું એક વિલક્ષણ સ્વરૂપ રા. બ. રમણભાઇયે એક વાક્યમાં ઇશારા રૂપે જ મૂક્યુંછે, તે જરાક વીગતથી ચર્ચવા લાયક છે. "કેટલેક ઠેકાણે બે વિભક્તિયો દર્શાવવાના 'ઉપસર્ગ' એક સાથે લગાડવામાં આવેછે." (જ્ઞાનસુધા—પૃષ્ઠ ૮૧ પૅરા ૨ જાનું છેલ્લું વાક્ય).

(અહિં 'ઉપસર્ગ' ને બદલે 'પ્રત્યય' જોઇયે તે તો હવે કહેવાની જરૂર જ નથી). આ બેવડા પ્રત્યયનાં ઉદાહરણ:—

(૧) "**ઘરમાંથી** દાણા કાઢી આપો તો શું?"

(૨) "હું **ઘેરથી** ચાલ્યો આવ્યોછું."

અહિં પ્રથમના ઉદાહરણમાં 'માં' એ સપ્તમીના પ્રત્યય ઉપરાંત 'થી' એ પંચમીનો પ્રત્યય એમ બે પ્રત્યયો લાગ્યાછે. બીજા ઉદાહરણમાં 'ઘેર' § એ સપ્તમીના 'એ' પ્રત્યયવાળા અપવાદવાળા આકારના રૂપને પંચમીનો 'થી' પ્રત્યય લાગ્યોછે. આ બંને ઉદાહરણમાંની પંચમી અને 'ઘરથી' એ શુદ્ધપંચમી વચ્ચે અર્થનો ફરક થાય છે જ. ઉદાહરણ લઇયે:—"મ્હારા **ઘરથી** ગોપાળશંકરનું ઘર અરધો માઇલ દૂર છે." આ ફરકનું સ્વરૂપ કાંઇક આમ જણાયછે; 'ઘર', 'ઘરમાં,' અને 'ઘેર'—એ ત્રણ શબ્દોમાં પરસ્પરભિન્ન સ્વતન્ત્ર અર્થ છે. 'ઘર' તે સ્થૂલ પદાર્થ રૂપ જ; 'ઘરમાંથી'—માંનો 'ઘરમાં' એ એક

---

§ ઘર+એ (સપ્તમીનો પ્રત્યય)='ઘરે' થાય; ગામડિયા ભાષામાં તથા કાઠિયાવાડમાં તેમ વપરાય પણ છે. અહિં 'એ' વિચિત્ર રીતે ખશી જઇને પ્રથમ શ્રુતિમાં ભળી જાયછે અને 'ઘેર' એમ શિષ્ટ ગુજરાતીમાં સપ્તમીનું રૂપ થાયછે. પારસી ગુજરાતીમાં 'ઘર'—ના અર્થમાં જ 'ઘેર' (ઉદા૦—'મ્હારું ઘેર જોયુંછે?' એમ) વપરાયછે તે કાંઇક ભ્રમમૂલક દોષ હશે.

સ્વતન્ત્ર idea (અર્થ)—'ઘરનો અંદરનો ભાગ', કે એ પ્રકારનો અર્થ—છે, અને ત્હેને 'થી પ્રત્યય લાગેછે; અને 'ઘેર' એ રૂપમાં પણ 'ઘરમાં સ્થિતિ' હેવો એક સ્વતન્ત્ર અર્થ હોઇ ત્હેને 'થી' પ્રત્યય લાગ્યોછે. ('ઘરમાં' અને 'ઘેર'—એ બે રૂપો વચ્ચેના સૂક્ષ્મ અર્થભેદ દર્શાવવા જતાં વિસ્તાર થઈ જશે.).

ઉપરનાં ઉદાહરણોમાં 'ઘરમાં' અને 'ઘેરથી' એ બેવડી વિભક્તિ કાંઇક આભાભાસથી જ છે; 'ઘરમાં' અને 'ઘેર' એ સ્વતન્ત્રપણે નામરૂપ જ idea બનીને ત્હેને 'થી' પ્રત્યય લાગ્યાછે—એમ કાંઇક ખુલાસો મળે. ગમે તે રીતે પણ એ બેવડી વિભક્તિ પણ synthetic–સમસ્ત દશાની—જ છે.

કવિતામાં નિયન્ત્રિત રૂપો–'મુજને', 'તુજને'–એ બેવડી વિભક્તિનાં ઉદાહરણ ગણવાં કે કેમ? 'મુજ', 'તુજ'–એ (કવિતામાં નિયન્ત્રિત) પછીનાં રૂપો છે. ત્હેને ચતુર્થીનો 'ને' (અથવા દ્વિતીયાનો) પ્રત્યય લાગ્યોછે એમ પ્રથમદર્શને જણાયછે. પણ 'ને' એ જ પછીના 'નું' પ્રત્યય ઉપરથી છે તો 'મુજ+ને' એમ બેવડી પછી થઈને સપ્તમીનો 'એ' પ્રત્યય લાગ્યો એ કાંઇક વિલક્ષણ લાગેછે; તેમ જ 'મ્હારાને' એ અર્થમાં પણ બહુ સ્વારસ્ય જણાતું નથી. પ્રાકૃતમાં मज्झ–तुज्झ અને અપભ્રંશ ભાષામાં मज्झु અને तुज्झ × એમ પછીને ઠેકાણે આવેછે તે ઉપરથી 'મુજ' અને 'તુજ' થયાંછે એ નિર્વિવાદ છે.

બીજી પાક્ષિક કલ્પના એમ મૂકાય કે આ ચતુર્થી (અને દ્વિતીયા) નાં રૂપોમાં ज એ આગમરૂપે ઉમેરાયછે. મરાઠીમાં मजला, तुजला, §त्याजला (=ત્હેને) એમ રૂપો થાય-છે, ત્હાં 'મુજ–તુજ' જેવાં રૂપો મરાઠીમાં પ્રચરિત નથી, એ વાત આ કલ્પનાને પુષ્ટિ આપી સકશે. પરંતુ વળી माझें–तुझें એમ મરાઠીમાં પછી છે જ, ત્હેમાંથી मजला–तुजला પ્રાપ્ત થયાં હોય એ સંભવ ઓછો નથી; તેમ જ, त्याज कडे त्याजपाशीं જેવા પ્રયોગો त्याचे कडे, त्याच्यापाशीं (સં. तस्य पार्श्वे) ઉપરથી જ થયેલા લાગેછે, ત્હાં चे–च्यानું રૂપાન્તર થઈને (તવરાને યોગે) ज થયેલો સ્પષ્ટ લાગેછે. એટલે त्याजलाમાંનો ज તે त्याचेंના चेનો બનેલો મનાય.

---

× આ રૂપો સંસ્કૃત ચતુર્થી मह्यं–तुभ्यं ઉપરથી પછી અને ચતુર્થીનો ભેદ ટાળીને થયાં હશે કે કેમ? (तुभ्यंના म् નો વાચ્યાપારબળે ह् થઈ तुह्यं એમ અવાન્તરરૂપ થયેલું સંભવે. વૈદિક સંસ્કૃતમાં तुभ्यं છે ત્હેનું तुह्य, પછી પ્રા. तुज्झ. સંસ્કૃત मह्यंનું પણ મૂળ मभ्यं એમ भ्यम् પ્રત્યયાન્ત રૂપ કોઈ કાળે હશે એમ કલ્પના થાયછે.) પ્રાકૃતમાં ચતુર્થીને સ્થાને પછી વપરાયછે ત્હેનો વિપરીત ક્રમ અહિં થયો હોય. પંચમીમાં પણ मज्झु–तुज्झ થાયછે તેથી આ કલ્પનાને બાધ મ્હોટો નહિં આવે!

§ ગુજરાતીમાં ત્રીજા પુરુષ માટે 'તેજને' જેવું રૂપ નથી.

આ સર્વે સ્થિતિનું સમગ્ર ચિન્તન કરતાં એમ નિર્ણય કરિયે તો અસંભવિત નહિં લાગે, કે મૂળ ષષ્ઠીના રૂપમાંથી જ આ જકાર આવ્યોછે, અને બેવડી ષષ્ઠીના અર્થનો બાધ કાઢી નાંખવાને એ સ્વરૂપ ષષ્ઠીનું લુપ્તવત્ થઈ જઈ, ज એ આગમરૂપ બનેછે. જેમ શબ્દોની તેમ પ્રત્યયોની આ દશા વ્યસ્તમાંથી સમસ્ત સ્થિતિમાં જતે અવશ્ય થાયછે એ જાણીતી વાત છે. આ રીતે જોતાં 'મુજને', 'તુજને', 'मजला', 'तुजला', 'त्याजला',–એ રૂપો તો દ્વિગુણ કારણથી સમસ્ત દશાનાં તરીકે સ્વીકારવાં પડશે.

કેટલીક બેવડી વિભક્તિયો તો તદન આભાસમય જ બેવડીછે; ઉદાહરણઃ—"મ્હારામાંથી ત્હમે ખાઈ ગયા કે?" અહિં 'મ્હારા ભાગના–અમુક પદાર્થ'–માંથી એમ ઉદ્દેશ હોઈ તે ભાગના પદાર્થનો વાચક શબ્દ અનુક્ત રહેલોછે.

પરંતુ "મ્હારાથી હવે ચલાતું નથી"—જેવા પ્રયોગમાં તો ષષ્ઠી સાથે પંચમી એમ બેવડી વિભક્તિ શુદ્ધ રૂપે છે; જો કે હેનું પણ નિદાન 'મ્હારા બળથી' કે એ રીતના અનુક્ત શબ્દમાં કાઢી સકાય, પણ તે બહુ સુશ્લિષ્ટ લાગતું નથી. અહિં 'થી' પ્રત્યયનો અર્થ શો કરવો? કર્તા? વિચારવા જેવો પ્રશ્ન છે. એકંદર વિચારતાં કર્તરિ પંચમી ગણવી જ ઠીક લાગેછે. 'મ્હારાથી'–નું જૂનું રૂપ, અથવા કાઠિયાવાડી રૂપ, 'હુંથી' છે. તેમ જ 'મગનનાથી ઘી ખવાતું નથી'ની પેઠે જ 'મગનથી ઘી ખવાતું નથી' એમ પણ પ્રયોગ થાયછે. અને સંસ્કૃત–मया न चल्यते (અથવા चलितुं शक्यते)', मकरन्देन घृतं न खाद्यते એ પ્રયોગોમાં ક્રિયાપદો ભાવે અથવા કર્મણિ હોઈ કર્તા તૃતીયામાં છે; તેમ ઉપરનાં ગુજરાતી વાક્યોમાં કર્તા પંચમીમાં છે. આમ સ્વરૂપદર્શન ઠીક બેસેછે.

આ પ્રકારની જ બીજી શુદ્ધ રૂપે રહેલી મિશ્ર વિભક્તિ ષષ્ઠી સાથે સપ્તમીછે; ઉદાહરણઃ—"એ કુબ્જાનામાં તે શું રૂપ દીઠું"; "હેનામાં કાંઇ પાણી નથી." અહિં બીજા ઉદાહરણમાં 'હેમાં કાંઇ પાણી નથી' એમ નહિં કહેવાય. (એ માણસમાં=હેમાં–એમ હોય ત્હારે). બાકી, 'પેલું નારિયળ હલાવી જુવો; હેમાં પાણી છે?"—એ પ્રકારના ઉદાહરણમાં 'હેમાં' એ જ પ્રયોગ થશે.

પ્રાકૃતમાં પ્રથમ પુરુષ સર્વનામના સપ્તમી એક વચનનાં બહુ જાત્યનાં રૂપ થાયછે હેમાં **ममम्मि, मज्झम्मि** એમ પણ બે રૂપ છે. તેમ જ પંચમીનાં રૂપોમાં **ममत्तो, मज्झत्तो** છે. (સિ. હે. ૮–૩–૧૧૧–૧૧૬). અહિં **मम** તે સંસ્કૃત ષષ્ઠી એકવચનવાળું રૂપ હોય, તો ગુજરાતી 'મ્હારામાં', 'મુજમાં', 'મ્હારાથી', 'મુજથી', એ રૂપો સરખાવવા લાયક છે. 'હું'નાં રૂપ 'મ્હારાથી', 'મુજથી', 'મ્હારામાં', 'મુજમાં', એમ જ છે; 'હુંથી', 'હુંમાં' નથી. અસલ કાઠિયાવાડી પ્રયોગો આ છે તે કવિતામાં કદી વપરાયછે એટલું જ. त्यमનાં **तुवम्मि, तुज्झम्मि तुवत्तो, तुज्झत्तो** પણ છે; તે પણ આ રીતે જોઈ લેવાં. (સિ. હે. ૮–૩–૯૬, ૧૦૨.)

'રામશંકરને માટે', 'રમણભાઈને કાજે', 'આસુંશંકરને સારું'—ઇત્યાદિમાં બેવડાયલી વિભક્તિ માનવાને કારણ નથી. અહિં 'કાજે', 'માટે', એ શબ્દો 'કાજ', અને હેવા અર્થવાળો કોઇક 'માટ'—હેવો શબ્દ—એ શબ્દોની સપ્તમીનાં જ રૂપ છે અને હેને પૂર્વના પષ્ઠીવાળા શબ્દો વિશિષ્ટ કરેછે. 'સારૂં' એ હિતવાચક શબ્દ હોઈ અવ્યયરૂપ બનીને "—ને હિતાર્થે" એમ ઘટાવાયછે. આમ આ રૂપો બેવડી વિભક્તિનાં ઉદાહરણ નથી. (રા. બા. રમણભાઇયે આ વિશે કાંઇ કહ્યું હોઇ મતભેદ દર્શાવવાને આમ નથી લખ્યું: પૂરવણી રૂપની જ આ સર્વ બેવડી વિભક્તિની વિગતવાર ચર્ચા કરીછે.). 'કાજે', 'માટે', 'સારું' એ શબ્દોમાં પ્રત્યયનું કશું લક્ષણ નથી. અવ્યય શબ્દો જ એ ગણવાના છે.

સપ્તમીના પ્રત્યય 'એ' તથા 'માં' એ બેના બળની તુલના કરતાં રા. બ. રમણભાઈ કહેછે કે analytical ક્રમને લીધે 'એ' એ synthetical પ્રત્યયનું બળ ગુજરાતીમાં નરમ થઈ ગયુંછે અને 'માં' વાળાં રૂપ વધારે પ્રચાર પામેછે. આ સ્થિતિ કેટલેક અંશે ખરી છે; પરંતુ હેનું નિદાન analytical ક્રમના પ્રાબલ્યમાં જોવામાં ક્ષતિ થઈ માનુંછું. 'માં' તે પણ 'synthetical' જ છે એ મ્હેં દર્શાવ્યું જ છે.

વસ્તુસ્થિતિ એ છે કે રૂઢિબળે 'એ' અને 'માં' એ બંને પ્રત્યયોના વ્યાપાર અને પ્રદેશ તેમ જ સામર્થ્ય ભિન્ન ભિન્ન છે. ઉદાહરણથી સ્પષ્ટતા થશે:—

(૧) ઘોડે બેઠો.—અહિં 'માં' નહિં જ વપરાય; 'ઉપર' ઇત્યાદિ જેવા અર્થ માટે 'એ', અને 'અંદર' ઇત્યાદિ અર્થ માટે 'માં' એમ એક વિશ્વવિભાગ પડેછે;—ઔપશ્લેષિક આધારે માટે 'એ' અને 'વૈષયિક આધાર માટે 'માં'.

(૨) ઘરમાં બેઠો. } અહિં 'ઘેર' વાળા વાક્યનો અર્થ જ રૂઢિએ જુદો થશે.
(૨) ઘેર બેઠો. } કાયમનો ઘર જોડે જોડાઈ રહો (કામ ધંધો ખોઈને) એ અર્થ છે.

(૩) ક—ભાઈ ઘેર છે કે?
(૩) ખ—ભાઈ ઘરમાં છે?
(૩) ગ—એ ઘેર ગયો.

૩ કમાં 'ઘેર'=at home;
૩ ખમાં 'ઘરમાં'=inside the house;
૩ ગમાં 'ઘેર'=ઘર તરફ.

(૪) 'ખાટલે મ્હોટી ખોડ્ય કે મૂળમાં એક પાયો નહિં.'—અહિં 'ખાટલે'ને બદલે 'ખાટલામાં' નહિં કહેવાય.

(૫) કૂવે પડવું=આપઘાત કરવા માટે કૂવામાં પડવું.

(૬) કૂવામાં પડવું=અકસ્માત્ કૂવામાં પડવું.

( આ જડ પદાર્થ માટે પણ વપરાય. 'ઘડો કૂવામાં પડ્યો'—
'કૂવે પડ્યો' ના જ કહેવાય. )

(૭). ખાટલે પડવું=મંદવાડથી ખાટલાવશ થવું.

(૮) ખાટલામાં પડવું=સહજ આરામ માટે ખાટલામાં સૂવું.

આ બધાં સ્થળોમાં 'એ' અને 'માં' ની અદલાબદલી નહિં થઈ સકે. રૂઢિનું-તેમ એ બે પ્રત્યયોના મૂળ અર્થતત્ત્વનું—એ સામર્થ્ય છે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

# પ્રેમાનંદનાં નાટકો.

## ( ૯ )

### રા. ઇચ્છારામે ઉપજાવેલા સંશયો

તથા

### રંગભૂમિ.

અન્વેષણનો નિબંધ પૂરો કર્યા પછી રા. નરસિંહરાવ તેની પ્રસ્તાવનામાં રા. ઇચ્છારામે ઉપજાવેલા સંશય પોતાને પુષ્ટી કરતા માની કેટલુંક વિવેચન કરે છે.

પ્રથમ તેઓ જણાવે છે કે, સન ૧૮૯૨-૯૩ માં "ગુજરાતી" માં રા. ઇચ્છારામે

"સંકોચ સાથે સંશયના ઇસારા થોડે થોડે ઠેકાણે કર્યા છે." જે ઇચ્છારામે સંકોચ સાથે સદર સાલોમાં સંશયના ઈસારા કર્યા છે તેજ ઇચ્છારામ રા. નરસિંહરાવે ટાંકેલા તા. ૬ ઠ્ઠી નવેંબર ૧૮૯૨ ના અંકમાં જણાવે છે, કેઃ—

"પ્રાચીન કાવ્યના ગ્રંથોમાં કોઈથી વિશેષ અલંકારનો, શ્રેષ્ઠતર ભાષાનો, ઉત્તમ લલિતમય બાની યુક્ત, ભાષાનો શ્રુંગાર, અને વિદ્વાનોને આનંદમાં તલ્લીન કરનારો ગ્રંથ રોષદર્શિકા સત્યભામાખ્યાન છે. પ્રેમાનંદ એ ગુર્જર ગિરાના વ્યાસ પદને પાત્ર છે, અને ગુર્જર ગિરાનો કાલિદાસ છે, એમ કોણ કહેશે નહિ? અને મી. હરગોવિંદદાસે આ ગ્રંથ ટીકા સહિત પ્રગટ કરવામાં પુષ્કળ શ્રમ લીધો છે અને ગુર્જર વિદ્વાનો પર તે એક મોટો ઉપકાર થયો છે, એટલું જ નહિ, પરંતુ ભાષાને એક નવા રંગમાં આણી છે."

આ ઉતારો શું બતાવે છે? એમાં કંઈ શક પડતું એક પણ વચન છે? પ્રેમાનંદને વ્યાસ અને કાલિદાસની ઉપમા અપાઈ છે અને ગ્રંથની ભાષા, લાલિત્ય, શ્રૃંગાર વગેરેનાં ઘણાં વખાણ થયા છે. ઇચ્છારામ પોતે શંકાશીલ હોય તો આવું સ્પષ્ટપણે લખે નહીં અથવા તો તેમનો એમાંથી એક વિચાર ખોટો ઠરે છે.

પરંતુ, બીજી વાત જે રા. નરસિંહરાવને નહોતી જડી તે એક મહત્વની વાત તેમને રા. ઇચ્છારામે બતાવી છે, તે એ કેઃ—

સૂર્ય ચળે, પૃથ્વી ચળે, મેરૂ ચળે, નભ ચળે, પણ અમારૂં વચન કદી ચળે નહિ, એ વાક્ય પ્રેમાનંદના નાટકમાં (રોષદર્શિકા સત્યભામાખ્યાન પૃષ્ટ ૧૧૩ માં) છે, તે

चन्द्र चले, मेरु चले, चले जगत व्यवहार:
पैंद्रढ श्री हरिचन्द्रको, चले न 'सत्य' विचार.

એ બનારસના પ્રખ્યાત લેખક હરિશ્ચન્દ્રના વચનની જોડે અદ્‌ભુત રીતે મળતું આવે છે. "હરિશ્ચન્દ્રની આધુનિકતા વિચારતાં આ ઉપરથી અનુમાન શું કરવું તે કહેવાની જરૂર નથી. પછી આ બંનેને માટે કોઈ આધારભૂત મૂળ વચન પ્રાચીન સાહિત્યમાં હોય તો જૂદી વાત. પરંતુ હરિશ્ચન્દ્રનું પ્રસ્તુત વચન કોઈ પ્રાસનું છે તે જાણ્યા વિના નિશ્ચિત અનુમાન કશું થાય નહિ." આ પ્રમાણે રા. નરસિંહરાવ લખે છે. તે વળી ઇચ્છારામની પેઠે સંકોચ સાથે શંકાશીલ પણ થાય છે; ત્યારે "આ ઉપરથી અનુમાન શું કરવું તે કહેવાની જરૂર નથી" એ લખવાનો શો હેતુ? હરિશ્ચન્દ્રનું પ્રસ્તુત વચન કોઈ પ્રાસનું તે પણ જાણવામાં નથી તો તેની આધુનિકતા શી રીતે, કયા ઐતિહાસિક પુરાવાથી સાબીત કરી?

હવે પ્રેમાનંદના વાક્યને સાધાર કરવા માટે પ્રાચીન સાહિત્યમાં કંઈ વચનો છે કે કેમ તે જોઇએ.

ભૂદેવો લાડુ જમી રહ્યા પછી જે શ્લોકો લલકારે છે તેમાંનો એક આ છેઃ—

> ચલન્તિ તારા પ્રચલન્તિ મંદિરમ્
> ચલન્તિમેરૂ, રવિચન્દ્રમણ્ડલમ્ ।
> કદાપિ કાલે પૃથિવી ચલન્તિ
> સત્પુરુષવાક્યં ન ચલન્તિ ધર્મઃ ॥

આ શ્લોક અશુદ્ધ છે તેનું શુદ્ધ મૂળ શેમાં છે તે જાણવામાં આવ્યું નથી, તથાપિ તે જૂના વખતથી ચાલ્યો આવ્યો છે.

બીજો શ્લોક ચાણક્યમાંનો લેઇએ.

> યુગાન્તે ચલતે મેરુઃ કલ્પાન્તે સપ્ત સાગરાઃ
> સાધવઃ પ્રતિપન્નાર્થાન્ન ચલન્તિ કદાચન।

ત્રીજો શ્લોક સુભાષિતમાં આ પ્રમાણે છે.

> ચલન્તિ ગિરયઃ કામં યુગાન્તપવનાહતાઃ
> કૃચ્છ્રેપિ ન ચલત્યેવ ધીરાણાંનિશ્ચલં મનઃ

વળી તપાસ કરતાં બીજા શ્લોક પણ મળી આવશે, એટલે જે ઉપરથી બનારસના કવિએ રચના કરી તે ઉપરથી પ્રેમાનંદે પણ રચના કરી એમ માનવામાં ક્યો આક્ષેપ આવે છે? પરંતુ અમુક મત બાંધીને તર્ક વિતર્ક કરનારને તે મતને મળતો જ ભાસ થાય એ સ્વાભાવિક છે.

“ કહે હુંડી નવાબ તો કે નવાબ ” એ કહેવત વિષે રા. નરસિંહરાવની પેઠે રા. ઇચ્છારામે પણ સંશય બતાવ્યો છે એટલે એ સંશયને સરવાળે સિદ્ધતા પૂરી થઈ જાય છે. એ કહેવત આધુનિક છે તેનું ઐતિહાસિક કે બીજું પ્રમાણ રજુ કરવામાં આવ્યું નથી. નવાબ શબ્દ સેંકડો વર્ષથી હિંદુસ્તાનની ઘણી ખરી પ્રાકૃત ભાષામાં દાખલ થયો છે. ગુજરાતમાં નવાબી રાજ્યો પ્રેમાનંદના પહેલાનાં સ્થપાએલાં છે, એટલું જ નહીં પણ પ્રેમાનંદના વખતમાં તેના વતનમાં જ નવાબનું રાજ્ય હતું, તો ત્યાં એ કહેવત તે વખતે ચાલવાનો વધારે સંભવ છે કે ન ચાલવાનો? એ કહેવત ગુજરાતનાં ગામડાંમાં પણ ચાલે છે અને તે સર્વત્ર પ્રસિદ્ધ છે તો તેનું આધુનિકપણું સબળ પુરાવાથી સાબીત કર્યા વગર માન્ય થઈ શકે નહીં.

રા. ઇચ્છારામ તરફથી તેમને એક માહિતી મળી છે, કે “ એક કાંકરે અનેક પક્ષી

પડે ". એ અથવા એ અર્થનું કહેવત ઈ. સ. ૧૮૪૪ ના શુમારમાં સુરતના એક અંગ્રેજ મિશનરીનો કોઈ પુસ્તકમાં (ભાષાન્તર રૂપે) જોવામાં આવેલું છે. આ વાત આ કહેવત ઉપર મારી ટીકાને બહુ મદત કરે એવી જણાય છે. ધારો કે ૧૮૪૪ માં કોઈ મિશનરીએ તેનો ઉપયોગ કર્યો હોય તેથી શું સાબીત થાય? તે અગાઉ તે વપરાતી જ નહોતી એમ શા ઉપરથી કહી શકાય? એ કહેવતનું ખરૂં રૂપ કયું છે (અંગ્રેજી કેવળ ભાષાન્તર કે કેમ) તે જણાવ્યું નથી, તેથી પ્રેમાનંદે વાપરેલી કહેવત સાથે મુકાબલો કરી શકાતો નથી. આ કહેવત ઉપર વિસ્તીર્ણ ટીકા K. એ બુદ્ધિપ્રકાશમાં કરેલી છે, તેથી અહીં તે વિષે વિશેષ વિવેચનની જરૂર નથી.

આખ્યાન શબ્દમાં " રા. ઇચ્છારામ તેથી વધારે અર્થ જુવે છે, તે તો સાધાર નથી; પરંતુ " પ્રાકૃત પ્રભાકર " નામના ગ્રંથ વિષે કેટલીક જીજ્ઞાસા રહેવાને કારણ છે તે નોંધવું અસ્થાને નથી. સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોની પ્રસિદ્ધ થએલી યાદીઓમાં એ નામ જડતું નથી. પરંતુ આ ગ્રંથ કોઈ પણ ગૃહસ્થ પેદા કરી આપે તો કાંઈક પ્રકાશ પડે એમ આશા રાખીશું ? " આ પ્રમાણે રા. નરસિંહરાવ જણાવે છે. જે યાદીઓ પ્રસિદ્ધ થઈ છે તે પૂર્ણ છે એમ તો તેઓ માનતા ભાગ્યે જ હશે. ઘણા અપ્રસિદ્ધ ગ્રંથો નોંધાયા વગર રહેલા છે; પ્રાકૃત પ્રભાકર વધારે તપાસ કરેથી કદાચ મળી આવશે પણ તેથી આખ્યાનના શબ્દાર્થ કરતાં વિશેષ શું અજવાળું પડશે તે સમજાતું નથી.

પ્રસ્તાવનામાં નાટક અને રંગભૂમિ સંબંધે કેટલાક ઉમેરો કર્યો છે અને તે વિષે " ગુજરાતી " માં કેટલીક ચર્ચા થએલી છે, માટે તે વિષે કંઈ આ સ્થળે જ વિશેષ કહેવું ઉચિત લાગે છે.

" અજમેરમાં શિલાલેખમાં કોતરેલાં બે નાટકો—લલિત વિગ્રહરાજ અને હરકેલિ-
રાજ નામનાં છે—તે વિ. સં. ૧૨૧૦ માં રચાયલાં છે. જાલોરમાંના શિલાલેખમાં સંવત
૧૨૬૮ માં નવા બંધાયલા પ્રેક્ષા મધ્ય મંડપ ઉપર સોનાનો કળસ ચઢાવ્યાની વાત નોંધાઈ
છે. એ નાટકો સંસ્કૃતમાં છે તેમજ પ્રેમાનંદથી ૫૦૦ વર્ષ પૂર્વેના છે, તેમજ પ્રેક્ષામધ્યમંડપનો
અર્થ આધુનિક પ્રકારની રંગભૂમિ એમ કહેવાને પણ આધાર નથી. પ્રાચીનકાળમાં પૌરા-
ણિક આખ્યાનો વગેરે ભજવાતાં એવા ખેલનું સ્થાન એ હોવાનો સંભવ વિશેષ છે."
પૌરાણિક આખ્યાનો ક્યાં ને કેવી રીતે ભજવાતાં તેનો ખ્યાલ અપાયો હોત તો તે ઉપરથી
કંઈ નિર્ણય ઉપર આવવાનું ઠીક પડત. પ્રેક્ષા મધ્ય મંડપ ઉપર સોનાનો કળસ ચડાવ્યાની
વાત નોંધાઈ છે તે ઉપરથી એટલું તો કહી શકાય, કે તે મંડપ ભવ્ય અને વિશાળ હશે.
આ બંને શિલાલેખ સંવતની તેરમી સદીના છે. આ પૂર્વે એટલે ઈ. સ. ના ૧૧ મા સૈકામાં
કાશ્મીરના બિલ્હણ કવિએ વિક્રમાંક દેવ ચરિત નામનું મહાકાવ્ય રચ્યું હતું, એમ રા.
નરસિંહરાવ ગુર્જરાણાં મુખં બ્રહ્મ એ નામના આશ્વિન માસનાં 'વસન્ત'માં પ્રકટ થએલા
લેખમાં જણાવે છે. હવે એજ બિલ્હણ કવિએ આ સમયમાં કર્ણસુંદરી નામક દશ્યકાવ્ય

પાટણમાં ભજવી બતાવવા માટે રચ્યું હતું; તેથી તે સમયે નાટક ભજવવા માટે રંગભૂમિ હોવી જોઇએ એમ ધારી શકાય; કેમકે પાટણ એ ગુજરાતની રાજધાની હોઈ વિદ્યાથી વિભુષિત હતી. કવિ કાલિદાસે અનુપમ નાટકો વિક્રમના વખતમાં રચ્યાં હતાં એટલે એ અને બિલ્હણ કવિ વચ્ચે અંતર સુમારે ૭ સેં વર્ષનો જણાય છે. પરંતુ એ લાંબા અંતરની વચમાં યશોવર્મા રાજ્ય કરતો હતો ત્યારે એટલે ઈ. સ. ની આઠમી સદીમાં ભવભૂતિએ બલવાન નાટકો રચ્યાં હતાં, મતલબ કે કાલિદાસ પછી ત્રણ સેં વર્ષે ભવભૂતિએ અને તે પછી ત્રણ સેં વર્ષે બિલ્હણે દ્રવ્ય નાટકો સંસ્કૃતમાં રચ્યાં હતા. ૧૧ મા સૈકા પછી કોઇએ નાટકો રચ્યાનું જાણવામાં આવ્યું નથી, તથાપિ કદાચ પૂર્વે રચેલાં નાટકો ભજવવાનું કામ કેટલીક મુદત તો ચાલુ રહ્યું હશે અને તેને માટે રંગભૂમિનો ખપ પડયો હશે એમ સંભવે છે. પાટણ જેવા શહેરમાં રંગભૂમિ અને નાટક ભજવવાનું જ્યાં સુધી ત્યાં દેશી રાજ્ય રહ્યું ત્યાં સુધી ચાલુ રહેવાનો સંભવ છે. આ કાર્ય ખરેખરૂં ક્યારે બંધ પડયું તે પુરાવાને અભાવે કહી શકાય નહીં. પણ ઉપરની કલ્પના પ્રમાણે જો ત્રણેક સદી તે ચાલુ રહ્યું હોય તો તે પછી પ્રેમાનંદે ત્રણ સેં વર્ષે નાટકો લખ્યાં એમ ઠરે.

જે કલ્પના રા. નરસિંહરાવ રંગભૂમિ વિના જયકુમારી વગેરે નાટકો રચાયા માટે કરે છે તે કલ્પના પ્રેમાનંદની કૃતિને યથાસ્થિત લાગુ પડી શકે. જયકુમારીને માટે અંગ્રેજી વગેરે રંગભૂમિ નમુના માટે હાજર હતી (ક્યાં?) તેજ પ્રમાણે પ્રેમાનંદના નાટકો માટે સંસ્કૃતમાં દર્શાવેલી રંગભૂમિ ક્યાં નહોતી? પ્રેમાનંદને જેમ પૂર્વના કવિઓનાં નાટકો અનુવાદ માટે મોજુદ હતાં તેમ ભરત મુનિએ રચેલું નાટયશાસ્ત્ર અને તેમાં વર્ણવેલી રંગભૂમિ તેના અભ્યાસ માટે તૈયાર હતાં. પ્રેમાનંદ પછી દયારામે નાટકો લખ્યાનો પણ પુરાવો છે.

ભરત મુનિએ રંગમંડપ ત્રણ પ્રકારનાં બતાવ્યા છે. એક લાંબો એટલે ૧૦૮ હાથ લંબાઈનો દેવોને માટે, બીજો ૬૪x૩૨ તે મધ્યમને માટે, અને ત્રીજો સમબાજુ ત્રિકોણ જેની દરેક બાજુ બત્રીશ હાથ હોય તેવો કનિષ્ટ માટે. છેલ્લા બે મનુષ્યો માટે છે. રંગભૂમિને સમાન કરી ભીંતો ચણવી ને થાંભલા મૂકવા. મંડપના છેલ્લા ભાગમાં થાંભલા મૂકીને રંગશીર્ષ કરવું. રંગમંડપમાં લાકડાનું કામ કરવાનું, તેમાં થાંભલા, પૂતળીઓ, અનેક જાનવરોનાં પૂતળાં, છજાં, અડાળીઓ, ગુફાઓ, જવા આવવાનાં દ્વાર, યંત્રો, જાળીઆં, બારીઓ, પક્ષીઓની હારો, ઓટલા, ઓટલીઓ આદિ કરવાં. પર્વતની ગુફા જેવો અને બે મજલાનો મંડપ કરવો, ભીંતોને ધોળી તે ઉપર મનુષ્યો, વૃક્ષવેલી, અને એવાં બીજાં ચિત્રો કાઢવાં, નાટયગૃહ ઉપરાંત પ્રેક્ષકો માટે x x x બહારની બાજુએ ઈંટો કે લાકડાની બેઠકો એવી રીતે કરવી કે જોનારા રંગ શીર્ષને જોઈ શકે. રંગમંડપના બાજુ પર નેપથ્યગૃહ કરવું. તેનું એક બારણું રંગમંડપમાં પડવું જોઇએ. પાત્રને પ્રવેશ કરવાના દ્વારની સામે બીજું દ્વાર પણ કરવું. રંગમંડપ દીવાઓથી પ્રકાશિત કરવો. વગેરે.

આ પ્રમાણે ભરત મુનિએ કરેલા વર્ણન ઉપરથી પૂર્વે આપણા દેશમાં રંગભૂમિ કેવી

હતી-તે સમજાય છે. નાટ્યશાસ્ત્ર વાંચીને તેમ સંસ્કૃતમાંનાં સુંદર નાટકોનો અભ્યાસ કરીને પ્રેમાનંદ જેવો દ્રશ્યકાવ્યની રચના કરી શકે એ ન બનવા જોગ નથી. નાટ્યશાસ્ત્રને આધારે પ્રેમાનંદની નાટક રચના છે, એ બતાવવાને તેની ટીકામાં ઠેકાણે ઠેકાણે સૂચવવામાં આવેલું છે. જે સગવડ જયકુમારીના કર્તાને અંગ્રેજીમાંથી મળી હતી, તે કરતાં પણ વિશેષ સગવડ પ્રેમાનંદને સંસ્કૃતમાંથી મળી શકે એમ હતું.

રા. નરસિંહરાવ જે રંગભૂમિનો અર્થ કરે છે તે ઉપર બતાવેલી પૂર્વકાળની રંગભૂમિ અથવા અંગ્રેજી ઢબની હાલ ચાલતી રંગભૂમિને અનુસરે છે, છતાં ગુજરાતી પત્રના સિંહાવલોકનમાં જણાવ્યું છેઃ રા. નરસિંહરાવે રંગભૂમિની વ્યાખ્યા આપી નથી; અને ભવાઈ, નટવાઈ, રામલીલા જે ઠેકાણે ભજવાતાં હતાં તે શું રંગભૂમિ વગર ભજવાતાં હતાં? જો રા. નરસિંહરાવ આ લખાણ સ્વીકારે તો પ્રેમાનંદના વખતમાં ભવાઈ વગેરે થતાં જ હતાં તેથી રંગભૂમિના અભાવનો પ્રશ્ન રહેતો જ નથી, પરંતુ રા. નરસિંહરાવ તેવો અર્થ કરતા નથી.

રણછોડભાઇના વખતમાં રંગભૂમિ નહોતી એમ મેં જણાવ્યું છે, તેની વિરૂદ્ધમાં ગુજરાતીના સિંહાવલોકન કરનાર જણાવે છે, કે ૧૮૫૨ માં સુરતની અંદર લેનમાં નરસિંહાવતારનું નાટક ભજવાયું હતું, વળી સન ૧૮૫૯ માં એનડ્રુસ લાઇબ્રેરીના જૂના મકાન નીચે એક રંગભૂમિ બાંધેલી હતી, અને તેની કંપનીના ખેલોમાં રા. ઇચ્છારામ વગેરેએ ભાગ લીધો હતો. સન ૧૮૫૨ અને ૫૯માં જે નાટકો સુરતમાં ભજવાયાં તે જોવા રા. રણછોડભાઇને આમંત્રણ થયું હશે અને અમદાવાદ સુધી રેલ્વેની સવડ ન છતાં તેઓ ત્યાં જોવા ગયા હશે, તોજ તેમના જોવામાં રંગભૂમિ આવી હોય. આ માટે કંઈ પુરાવો છે કે? મેં પૂર્વે કહ્યું છે તેમ સુરતમાં અંગ્રેજોની કોઠી ઘણા કાળની હતી તેથી એવાં એમેટ્યુર નાટકો પ્રેમાનંદ જે સુરતમાં ઘણી વખત રહેતા તેમના જોવામાં કેમ ન આવ્યાં હોય?

મેં એક ઠેકાણે જણાવ્યું હતું, કે ભવાઈ એ નાટકનું બગડેલું—વિકૃતિ પામેલું સ્વરૂપ છે, તેનો ઉપહાસ કરી સિંહાવલોકનમાં જણાવ્યું છે, કે "સભાજનના પ્રારંભકાળમાં પરિપૂર્ણ નાટક હતું! બાળક જન્મ્યું ત્યારે તો મોટી ઉમરના અર્દ્ધસમાન હતું, પણ પાછળથી ઉંવા ઉંવા કરવાનું તેણે જ્ઞાન મેળવ્યું તેવી આ માન્યતા છે! પાશ્ચાત્ય શોધકોના Evolution ઉત્ક્રાન્તિના નિયમથી ઉલટું આ સ્વરૂપ અવશ્ય ધ્યાનમાં રાખવા જેવું છે" કેવી પંડિતાઇને ચતુરાઈ! લખનાર એમ કહેવા તો નહીં માગતો હોય, કે ભવાઈ એ નાટકનું સુધરેલું સ્વરૂપ છે, અથવા તે નાટકથી સ્વતંત્ર ને ચઢતી જાતની કૃતિ છે. ઇતિહાસનાં ઘણાં ચોથાં વાંચીને તેણે આ રચના રચી હશે. ઉત્ક્રાન્તિ સર્વ બાબતોમાં થાય છે. એમ નથી. પ્રજાઓમાં સમયે સમયે ઉન્નતિ થતી ચોભે છે અને અવનતિ પણ થાય છે. ગ્રીસ અને રોમનાં રાજ્યો પડી ભાગ્યા પછી જ્ઞાનની બાબતમાં યુરોપની શી દશા થઈ હતી? જેને અંગ્રેજ ઇતિહાસકારો અંધકાર યુગ કે અજ્ઞાન યુગ કહે છે, તેમાં યુરોપના સર્વે દેશોમાં

પાટણમાં ભજવી બતાવવા માટે રચ્યું હતું; તેથી તે સમયે નાટક ભજવવા માટે રંગભૂમિ હોવી જોઇએ એમ ધારી શકાય, કેમકે પાટણ એ ગુજરાતની રાજધાની હોઈ વિદ્યાથી વિભુષિત હતી: કવિ કાલિદાસે અનુપમ નાટકો વિક્રમના વખતમાં રચ્યાં હતાં એટલે એ અને બિલ્હણ કવિ વચ્ચે અંતર સુમારે ૭ સેં વર્ષનો જણાય છે. પરંતુ એ લાંબા અંતરની વચમાં યશોવર્મા રાજ્ય કરતો હતો ત્યારે એટલે ઈ. સ. ની આઠમી સદીમાં ભવભૂતિએ બલવાન નાટકો રચ્યાં હતાં, મતલબ કે કાલિદાસ પછી ત્રણ સેં વર્ષે ભવભૂતિએ અને તે પછી ત્રણ સેં વર્ષે બિલ્હણે દ્રવ્ય નાટકો સંસ્કૃતમાં રચ્યાં હતા. ૧૧ મા સૈકા પછી કોઇએ નાટકો રચ્યાનું જાણવામાં આવ્યું નથી, તથાપિ કદાચ પૂર્વે રચેલાં નાટકો ભજવવાનું કામ કેટલીક મુદ્દત તો ચાલુ રહ્યું હશે અને તેને માટે રંગભૂમિનો ખપ પડયો હશે એમ સંભવે છે. પાટણ જેવા શહેરમાં રંગભૂમિ અને નાટક ભજવવાનું જ્યાં સુધી ત્યાં દેશી રાજ્ય રહ્યું ત્યાં સુધી ચાલુ રહેવાનો સંભવ છે. આ કાર્ય ખરેખરૂં ક્યારે બંધ પડયું તે પુરાવાને અભાવે કહી શકાય નહીં. પણ ઉપરની કલ્પના પ્રમાણે જો ત્રણેક સદી તે ચાલુ રહ્યું હોય તો તે પછી પ્રેમાનંદે ત્રણ સેં વર્ષે નાટકો લખ્યાં એમ ઠરે.

જે કલ્પના રા. નરસિંહરાવ રંગભૂમિ વિના જયકુમારી વગેરે નાટકો રચાયા માટે કરે છે તે કલ્પના પ્રેમાનંદની કૃતિને યથાચિત લાગુ પડી શકે. જયકુમારીને માટે અંગ્રેજી વગેરે રંગભૂમિ નમુના માટે હાજર હતી (ક્યાં ?) તેજ પ્રમાણે પ્રેમાનંદના નાટકો માટે સંસ્કૃતમાં દર્શાવેલી રંગભૂમિ ક્યાં નહોતી ? પ્રેમાનંદને જેમ પૂર્વના કવિઓનાં નાટકો અનુવાદ માટે મોજુદ હતાં તેમ ભરત મુનિએ રચેલું નાટયશાસ્ત્ર અને તેમાં વર્ણવેલી રંગભૂમિ તેના અભ્યાસ માટે તૈયાર હતાં. પ્રેમાનંદ પછી દયારામે નાટકો લખ્યાનો પણ પુરાવો છે.

ભરત મુનિએ રંગમંડપ ત્રણ પ્રકારનાં બતાવ્યા છે. એક લાંબો એટલે ૧૦૮ હાથ લંબાઇનો દેવોને માટે, બીજો ૬૪×૩૨ તે મધ્યમને માટે, અને ત્રીજો સમબાજુ ત્રિકોણ જેની દરેક બાજુ બત્રીશ હાથ હોય તેવો કનિષ્ટ માટે. છેલ્લા બે મનુષ્યો માટે છે. રંગભૂમિને સમાન કરી ભીંતો ચણવી ને થાંભલા મૂકવા. મંડપના છેલ્લા ભાગમાં થાંભલા મૂકીને રંગશીર્ષ કરવું. રંગમંડપમાં લાકડાનું કામ કરવાનું, જેમાં સાંજલા, પૂતળીઓ, અનેક જાનવરોનાં પૂતળાં, છજાં, અડાળીઓ, ગુફાઓ, જવા આવવાનાં દ્વાર, યંત્રો, જાળીઆં, બારીઓ, પક્ષીઓની હારો, ઓટલા, ઓટલીઓ આદિ કરવાં. પર્વતની ગુફા જેવો અને બે મજલાનો મંડપ કરવો, ભીંતોને ધોળી તે ઉપર મનુષ્યો, ફલવેલી, અને એવાં બીજાં ચિત્રો કાઢવાં, નાટયગૃહ ઉપરાંત પ્રેક્ષકો માટે × × × બહારની બાજુએ ઈંટો કે લાકડાની બેઠકો એવી રીતે કરવી કે જોનારા રંગ શીર્ષને જોઈ શકે. રંગમંડપના બાજુ પર નેપથ્યગૃહ કરવું. તેનું એક બારણું રંગમંડપમાં પડવું જોઇએ. પાત્રને પ્રવેશ કરવાના દ્વારની સામે બીજું દ્વાર પણ કરવું. રંગમંડપ દીવાઓથી પ્રકાશિત કરવો. વગેરે.

આ પ્રમાણે ભરત મુનિએ કરેલા વર્ણન ઉપરથી પૂર્વે આપણા દેશમાં રંગભૂમિ કેવી

હતી તે સમજાય છે. નાટ્યશાસ્ત્ર વાંચીને તેમ સંસ્કૃતમાંનાં સુંદર નાટકોનો અભ્યાસ કરીને પ્રેમાનંદ જેવો દ્રશ્યકાવ્યની રચના કરી શકે એ ન બનવા જેમ નથી. નાટ્યશાસ્ત્રને આધારે પ્રેમાનંદની નાટક રચના છે, એ બતાવવાને તેની ટીકામાં ઠેકાણે ઠેકાણે સૂચવવામાં આવેલું છે. જે સગવડ જયકુમારીના કર્તાને અંગ્રેજીમાંથી મળી હતી, તે કરતાં પણ વિશેષ સગવડ પ્રેમાનંદને સંસ્કૃતમાંથી મળી શકે એમ હતું.

રા. નરસિંહરાવ જે રંગભૂમિનો અર્થ કરે છે તે ઉપર બનાવેલી પુરૂષાકારની રંગભૂમિ અથવા અંગ્રેજી ઢબની હાલ ચાલતી રંગભૂમિને અનુસરે છે, છતાં ગુજરાતી પત્રના સિંહાવલોકનમાં જણાવ્યું છે: રા. નરસિંહરાવે રંગભૂમિની વ્યાખ્યા આપી નથી; અને ભવાઈ, નરવાઈ, રામલીલા જે ઠેકાણે ભજવાતાં હતાં તે શું રંગભૂમિ વગર ભજવાતાં હતાં? જો રા. નરસિંહરાવ આ લખાણ સ્વીકારે તો પ્રેમાનંદના વખતમાં ભવાઈ વગેરે થતાં જ હતાં તેથી રંગભૂમિના અભાવનો પ્રશ્ન રહેતો જ નથી, પરંતુ રા. નરસિંહરાવ તેવો અર્થ કરતા નથી.

રણછોડભાઈના વખતમાં રંગભૂમિ નહોતી એમ મેં જણાવ્યું છે, તેની વિરૂદ્ધમાં ગુજરાતીના સિંહાવલોકન કરનાર જણાવે છે, કે ૧૮૫૨ માં સુરતની અંદર સેનમાં નરસિંહાવતારનું નાટક ભજવાયું હતું, વળી સન ૧૮૫૯ માં એનદુસ લાઇબ્રેરીના જૂના મકાન નીચે એક રંગભૂમિ બાંધેલી હતી, અને તેની કંપનીના ખેલોમાં રા. ઇચ્છારામ વગેરેએ ભાગ લીધો હતો. સન ૧૮૫૨ અને ૫૯માં જે નાટકો સુરતમાં ભજવાયાં તે જોવા રા. રણછોડભાઈને આમંત્રણ થયું હશે અને અમદાવાદ સુધી રેલ્વેની મદદ ન છતાં તેઓ ત્યાં જોવા ગયા હશે, તોજ તેમના જોવામાં રંગભૂમિ આવી હોય. આ માટે કંઈ પુરાવો છે કે? મેં પૂર્વે કહ્યું છે તેમ સુરતમાં અંગ્રેજોની કોઠી ઘણા કાળની હતી તેથી એવાં એમેટયુર નાટકો પ્રેમાનંદ જે સુરતમાં ઘણી વખત રહેતા તેમના જોવામાં કેમ ન આવ્યાં હોય?

મેં એક ઠેકાણે જણાવ્યું હતું, કે ભવાઈ એ નાટકનું બગડેલું—વિકૃતિ પામેલું સ્વરૂપ છે, તેનો ઉપહાસ કરી સિંહાવલોકનમાં જણાવ્યું છે, કે " સમાજના પ્રારંભકાળમાં પરિપૂર્ણ નાટક હતું! બાળક જન્મ્યું ત્યારે તો મોટી ઉમરના મર્દસમાન હતું, પણ પાછળથી ઉંવા ઉંવા કરવાનું તેણે જ્ઞાન મેળવ્યું તેવી આ માન્યતા છે! પાશ્ચાત્ય શોધકોના Evolution ઉત્ક્રાન્તિના નિયમથી ઉલટું આ સ્વરૂપ અવશ્ય ધ્યાનમાં રાખવા જેવું છે " કેવી પંડિતાઈને ચતુરાઈ! લખનાર એમ કહેવા તો નહીં માગતો હોય, કે ભવાઈ એ નાટકનું સુધરેલું સ્વરૂપ છે, અથવા તે નાટકથી સ્વતંત્ર ને ચડતી જાતની કૃતિ છે. ઇતિહાસનાં ઘણાં ચોપડાં વાંચીને તેણે આ રચના રચી હશે. ઉત્ક્રાન્તિ સર્વ બાબતોમાં થાય છે એમ નથી. પ્રજાઓમાં સમયે સમયે ઉન્નતિ થતી જોવે છે અને અવનતિ પણ થાય છે. ગ્રીસ અને રોમનાં રાજ્યો પડી ભાગ્યા પછી જ્ઞાનની બાબતમાં યુરોપની શી દશા થઈ હતી! જેને અંગ્રેજ ઇતિહાસકારો અંધકાર યુગ કે અજ્ઞાન યુગ કહે છે, તેમાં યુરોપના સર્વ દેશોમાં

ઉત્ક્રાન્તિથી ઉધોજ બનાવ બન્યો હતો.' જ્યાં ને ત્યાં જૂની મહાન્ પ્રજાઓની એવી જ સ્થિતિ થએલી જોવામાં આવે છે. આપણા દેશમાં પૂર્વે ઉત્તમ નાટકો રચાતાં ને ભજવાતાં એ તો સુપ્રસિદ્ધ વાત છે, તે આપણે અહીંના અંધકાર યુગમાં બંધ પડયાં. જે યુગમાં વિદ્યાની શોધ ખોળ પૂર્વે થઈ અને મહા પંડિતોએ જગતને આશ્ચર્ય પમાડે એવા ગ્રંથો રચ્યા, તે યુગ બદલાયા પછી આપણે અહીં શું ઉત્ક્રાન્તિ ચાલુ રહી હતી? સિંહાવલોકનનો લખનાર આ વાત અજવાળામાં લાવશે તો પ્રજા ઉપર ભારે ઉપકાર થશે.

વળી રંગભૂમિને સંબંધે ગુજરાતીનો સિંહ જણાવે છે કે 'વસન્ત'માં નાટક પ્રેમાનંદનાં છે એ સિદ્ધ કરવા કરતાં રા. નરસિંહરાવની દલીલો ખોટી છે તે સિદ્ધ કરવાનો વિશેષ પ્રયત્ન મેં કરેલો છે. આ વાત ખરી છે. નાટકો પ્રેમાનંદના છે તે સિદ્ધ કરવાની જરૂરજ નથી, પરંતુ તેની વિરુદ્ધ જે દલીલો આપે તે ખંડન કરવાનો મારો મુખ્ય હેતુ છે. તે ખંડન થાય તોપણ એ નાટકો પ્રેમાનંદનાં માનવાની જરા પણ જરૂર નથી એમ આ સિંહ કહે છે. ભલે તે ન માને, અને રા. નરસિંહરાવની પેઠે વિરૂદ્ધના બીજા પુરાવા આપે. તેનું ખંડન યથામતિ કરવા હું તૈયાર છું.

ઝા.

---

## *અગ્નિકુંડમાંની જ્વાળા.

### પ્રેમ કે કામ?

અરે! હું પ્રેમની ખોટયથી મરી જાઉં છું—મ્હને કોઈ પ્રેમ કરે, મ્હને ચ્હાય હેવી મ્હારી ઇચ્છાછે, હું ત્હેનો અભાવ ખમી સકતો નથી.

અરે! પણ મ્હારામિત્ર, તું આમ પ્રેમને માટે ગાંડો કેમ થયોછે? ત્હને ભાસેછે તેટલો કાંઇ પ્રેમનો અભાવ જગતમાં નથી, સંસાર પ્રેમથી ભરપુર છે. તું જ્હેને ચ્હાઈ સકે, અને ત્હને તે ચ્હાઈ સકે ત્હેવાં ઘણાં પ્રાણી આ જગતમાંછે. તો પછી આ ગાંડાઈ શા માટે કરવી? અહા! પણ હું સમઝયો. તું એક પ્રેમાળ પુરુષછે, અને પ્રેમથી અન્ધ થયો છે, તેથી જ તું આ જગત પ્રેમથી ભરપૂરછે તો પણ તે જોઈ સકતો નથી. તું કેણ છે કે ત્હારૂં અંતઃકરણ પ્રેમથી પરિપૂર્ણછે, અને તું તારો પ્રેમ દર્શાવી સકે, ત્હારા પ્રેમનો ઉપયોગ કરી સકે હેવા કોઈક પ્રાણીની શોધ તું કરેછે, તો મ્હારા મિત્ર! મ્હારી પાછળ

* Flames from a Furnace એ નામના એક ઇંગ્રેજી લેખ ઉપરથી.

પાછળી આપ્ય, તું ત્હારો પ્રેમ દર્શાવી સકે અને ત્હારા ઉપકારના બદલામાં ત્હને ત્હેમના ખરા અંતઃકરણથી ચ્હાય હેવાં સેંકડો પ્રાણીઓ બતાવું, માટે હવે તું મનોવ્યથા છોડી દે.

અહા ! આ શું છે ? આ તો એક પક્ષીછે. અહા ! તે કેવું સુન્દરછે ? પણ તે હાંફે છે શાથી ? કોઇકે દુષ્ટ છોકરાએ ત્હેની પુંઠે પડીને ત્હેને ઘાયલ કર્યું છે. મ્હારા મિત્ર ! ત્હારા ઉભરાઈ જતા પ્રેમમાંથી થોડોક પ્રેમ તું હાંની તરફ દર્શાવે તો શું ? ત્હેને ત્હારે ઘેર લઈ જા, ત્હેનાં બરોબર ઔષધોપચાર વગેરે કર્ય. તે જલદી સાજું થશે. અને ત્હારા અને ત્હેના સરજાવનાર સમક્ષ ત્હને તે ચ્હાશે અને આશીર્વાદ દેશે."

મ્હારામિત્ર ! ત્હારી વાટય જોતું આ બીજું એક ઇશ્વરનું પ્રાણી છે. જો આ બિચારા કુતરાનો પગ ટ્રામ નીચે આવવાથી કચરાઈ ગયોછે તે થોડીવાર ઉપર તો દુઃખને લીધે ચીચીયારીયો પાડતો હતો પણ હવે તો તેટલી ચીસો પાડવાની પણ શક્તિ ત્હેનામાં રહી નથી. ત્હેને તું જલદી લઈ લે નહિં તો પછી વાત હાથથી જશે.

"પણ મ્હને તે કરડશે ?"

અરે મ્હારામિત્ર ! તે કાંઇ હડકાયું કુતરૂં નથી. અને હોય તો પણ શું ? તું પ્રેમની શોધ માટે ત્હારો જીવ આપવાને પણ તૈયારછે ને ? તું ત્હેને લઈ લે. ત્હેને દાક્તારને ત્હાં લઈ જા, ત્હેના ઘાને મલમપટ્ટો કરાવ્ય, ત્હેની સારી રીત્યે સંભાળ લે અને ત્હારા પ્રેમાળ હાથ વડે તું પોતે જ ત્હેને ખાવાનું આપ્ય. તે થોડા સમયમાં સારૂં થઈ જશે. અને ત્હારા અને ત્હેના સરજાવનાર સમક્ષ તે ત્હને ત્હેના પૂરા અંતઃકરણથી ચ્હાશે અને આશીર્વાદ દેશે."

"અરે ! તું તો એક નિર્દય વૃથા તાર્કિકછે. હું પ્રેમની શોધમાં જીવ આપવાને તૈયાર થયોછું અને તું મ્હારી મશ્કરી કરેછે ?"

હું વૃથા તાર્કિક ! કોણ હું ? મ્હારામિત્ર ! હું ત્હેવો નથી. ત્હારા જેવો જ હું પણ એક આતુર પ્રેમી પુરૂષછું. પણ મ્હારાં ચક્ષુ ઉઘડયાંછે, અને તું જેમ · પ્રેમાન્ધ થયોછે ત્હેવો હું નથી.

,બસ બસ. હું બધું સમજ્યો પણ મ્હારે આ જાત્યનો પ્રેમ નહિં જોઈયે તેમ જ આ જાત્યનો પ્રેમ હું દર્શાવી સકતો પણ નથી. મ્હારે તો હેવા પ્રેમની જરૂરછે કે.........

હું સમઝ્યો તું, મનુષ્ય જાતિમાં એક બીજા તરફ જ્હેવી જાત્યના પ્રેમની જરૂર હોયછે, જ્હેવી જાત્યનો પ્રેમ અસ્તિત્વમાં હોયછે ત્હેવા પ્રેમની શોધમાં તું ફરેછે. ખરૂં કે નહિ ? તો મ્હારામિત્ર ! તું ઉતાવળો ન થા. ત્હેં મ્હને જ્હારે વૃથા તાર્કિક કહ્યો તે વખતે હું હાવો પ્રેમ બતાવવાનું પાત્ર ત્હને બતાવવાનો હતો.

જો અહિં જો. આ પાત્ર ત્હેવા પ્રેમને યોગ્ય છે. આ એક બિચારો બહુ સારો અને ભલો માણસછે. તે ઘણો માંદોછે, ત્હેને સગાં વ્હાલાંમાં કોઇ નથી. ત્હેની સંભાળ લેનાર

કોઇ જ નથી. મ્હારામિત્ર ! ત્હારા પ્રેમને લાયક જ આ પાત્ર છે. ત્હેની તું બરોબર સારવાર કર્ય, તે થોડા સમયમાં રોગ મુક્ત થશે અને ત્હારા અને ત્હેના સર્જાવનાર સમક્ષ તે ત્હને આશીર્વાદ દેશે. અને જીવન પર્યન્ત ત્હને ચ્હાશે.

અરે ! પેલો છોકરો જોયો ? તે પેલી નિંઘગલીમાં જાયછે. તે કોણ હશે ? અરે તે પાપ કરવાની તૈયારીમાંછે ત્હેની પાછળ પાછળ જા, અને ત્હેને એક બાજુએ બોલાવીને ત્હેને પ્રેમના શબ્દો સંભળાવ્ય, ત્હારા ઉભરાઈ જતા પ્રેમમાંથી ત્હેના કાનમાં તું થોડી પ્રેમધારા રેડય, અને જો ત્હારો પ્રેમ તે સત્ય પ્રેમ જ હશે તો તું જરૂર ત્હેને બચાવી સકીશ અને ભયંકર કરાડ ઉપરથી, અગાધ તિમિરથી ભરપૂર ખીણમાં પડતાં પડતાં બચાવી લેવા માટે શું તે ત્હેને નહિં ચ્હાય ? શું તે ત્હારા અને ત્હેના સર્જાવનારની સમક્ષ ત્હને આશીર્વાદ નહિં દે ?

જો ! પેલો એક પશ્ચાતાપ કરતો પાપાત્માછે. ત્હેને પોતાની પ્હેલાંની પંક્તિએ આવવાની ઘણી મરજીછે પણ બધા ત્હેને ધિક્કારેછે, તરછોડી કહાડે છે, અને જો તેમને તેમ થયે જશે તો વખતે તે પાછો પાપ માર્ગે જશે. માટે મ્હારામિત્ર ! જલદી કરય. અને ત્હારા પ્રેમાળ આશરામાં ત્હેને જલદી લઈ લે ત્હેને પોતાનાં બધાં કલંકો ધોઈ નાંખવાની તક આપ્ય. ઇશ્વરના પ્રેમને પાત્ર તે થાય ત્હેવે રસ્તે ચ્હડાવવામાં તેને મદદ કર્ય. અને તે ત્હને જરૂર ચ્હાશે, અને આશીર્વાદ દેશે.

"જો, હાવાં પ્રેમની લાગણીથી જ થયેલાં કામોથી, ઉમદા તથા પવિત્ર બીજાં કીયાં કામ હોઈ સકે ? અહિં આ દુષ્ટ રોગથી પીડાતાં કેટલાં બધાં માણસોછે? ત્હારે ત્હારા પ્રેમની લાગણી દર્શાવવાને તથા ત્હેના બદલામાં ત્હને તેટલા જ ઉમંગથી પ્રેમ દર્શાવે હેવા અહિં એક નહિં પણ અનેક માણસોછે."

"જા જા, તું તો ગાંડો જ થયો જણાયછે. આ લોકો દુષ્ટ રોગથી પીડાય છે, અને મ્હને તે લોકોને મદદ કરવાનું કહી, તે લોકોની સંખ્યામાં ઉમેરો કરવાનું તું કહેછે."

મ્હારા મિત્ર ! તું હજી જરાક અન્ધછે. અત્યાર સુધી મ્હેં જે કાંઇ કહ્યું તે ત્હેં ધીરજ રાખી સાંભળ્યું એટલો સુધારો ત્હારામાં થયો જણાયછે. ત્હારૂં હૃદય સત્ય, દિવ્ય, અને નિસ્વાર્થ પ્રેમથી છલકાઈ જાય એટલું બધું ભરપૂર છે એમ ત્હેં મ્હને ન્હોતું કહ્યું ? આ લોકોમાં શામેલ થઈ, તેઓનાં દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરી, ત્હેમને બને તેટલાં સુખી કરવામાં જે આત્મભોગની જરૂરછે ત્હેને હાવા જે—ત્હારામાંછે ત્હેવા જ—પ્રેમની જરૂરછે, ત્હેવો જ પ્રેમ તે કરી સકવાને સમર્થછે. તેમ કરવાથી ત્હેને, ત્હારી જાતને દુઃખ પડશે—વખતે તું તેથી મૃત્યુ પામીશ પણ તે પ્રેમને ખાતર કેટલા પ્રેમી જનોએ આત્મભોગ આપ્યોછે ત્હેનો જરા ખ્યાલ કર્ય. તો તું પણ તે લોકોને પગલે ચાલી ત્હેમની અમર કિર્તિમાં ભાગીદાર થાય તો શું ખોટું ?"

હજી પણ ત્હારા પ્રેમની કદર બુઝે હેવાં ઘણાંજણ ત્હને હું બતાવીશ. સંસાર, પ્રેમ યા ત્હારા પ્રેમની લાગણીનો ઉપયોગ થઈ સકે, અને ત્હેના બદલામાં ત્હને તેઓ પ્રેમ દર્શાવી સકે ત્હેવાં મનુષ્યોથી ભરપૂરછે.

"આ બધું જ્હેને ગળે વાત ઉતરે ત્હેને મન ખરૂં છે, પણ મ્હારે તેમ નથી. મ્હારા અંતઃકરણમાં તો એક પુરૂષનો—પ્રત્યે જ્હેવો પ્રેમ હોયછે ત્હેવો પ્રેમ ઉછાળા મારેછે."

હા હું જાણું છું કે એક પુરૂષનો સ્ત્રી પ્રત્યેનો જ્હેવો પ્રેમ હોય છે અને સ્ત્રી તરફથી પુરૂષ જ્હેવા પ્રેમની આશા રાખેછે ત્હેવો ત્હારામાંછે. મ્હારામિત્ર ! ત્હારૂં કહેવું ખરૂં છે, સ્ત્રીના પ્રેમમાં કાંઈક વિચિત્ર જાદૂઈ શાન્ત કરવાની—શિષ્ટ કરવાની—અને ઉમદા કરવાની શક્તિ હોયછે. પુરૂષના પ્રેમમાં તે સર્વ શક્તિઓનો અભાવ હોયછે.

ચાલ્ય મ્હારી સાથે, જો પેલી એક નિરાધાર સ્ત્રી ઉભી તે મૂળ પૈસે ટકે સારી સ્થિતિની હતી. તે ઉંચા કુળની છે, પણ હાલ તે નિર્ધન અશક્ત અને નિરાધાર થઈ ગઈછે. ત્હેને ત્હારી મદદ ઘણી ઉપયોગી થશે. તે કેવી ઉમદાપત્નિ તથા પ્રેમાળ મા હતી ? ત્હેનો પતિ તથા ત્હેનો પુત્ર પ્લેગથી એક બીજા પછી ચોવીસ કલાકમાં મૃત્યુ પામ્યા હતા. ત્હેમની આવક થોડી હતી. ત્હેમાંથી પણ ત્હેમણે જે કાંઈ બન્યું તે બચાવ્યું હતું, પણ તે નહિં જ્હેવું જ હતું. અને આ ભાગ્યહીન સ્ત્રીનું હવે ત્હેની પુત્રી શિવાય કોઈ સગું કે વ્હાલું નથી. તે પુત્રીને ખાતર જ આ સ્ત્રીને જીવવાની મરજીછે તે પુત્રીના પ્રેમે જ આ સ્ત્રીને દુઃખમાંથી કંટાળીને આત્મઘાત કરતાં બચાવી છે. અને ત્હેની પુત્રી—અહા ! તે કેવી પવિત્ર-હૃદયની, ઇશ્વરને માર્ગે ચાલનારી; તથા નિતીવાનછે. ત્હેનો ચ્હેરો સાદો છે પણ ત્હેમાં કાંઈક અનુપમ જ્યોતિછે. તે ઘણી ઉદ્યોગી, યુક્તિવાળી, કર્તવ્ય પરાયણ, અને પ્રેમાળછે. અને પ્રેમને લાયક જ છે. તે પોતાનું ઘર છોડીને કાંઈ જતી નથી. ત્હેના આડોશીપાડોશી ત્હેમના ઉપર દયા આણી ત્હેનાથી ઘેર બેઠે જ થઈ સકે ત્હેવું કામ આણી આપેછે. પોતાની વ્હાલી માનું અને પોતાનું ગુજરાન ચાલે તેટલું તે કમાયછે. ત્હેમને મદદ કરનાર, તથા ત્હેમનું રક્ષણ કરનાર માણસનો તે લોકો કેટલો બધો ઉપકાર માનશે ?

મ્હારામિત્ર ! તે છોકરીની મા, મ્હને પોતાની પુત્રી માટે લાયક પતિ સોધી કઢાડવાની વિનંતી કરતી હતી. તે કહેતી હતી કે "મ્હારી વ્હાલી સરોજીનીનું ત્હેં પસંદ કરેલા પતિની સાથે લગ્ન થયેલું જોઈશ ત્હારે જ હું સુખેથી મૃત્યુ પામીશ. તું કાંઈ નઠારો પતિ ત્હેને માટે પસંદ નહિં જ કરે." મ્હારામિત્ર ! હાં ના કરતાં વધારે લાયક પાત્ર ત્હને ક્યાંથી મળવાનું હતું ? ત્હારા ઉભરાઈ જતા પ્રેમને સહીસલામત રાખવાને માટે હાંના જેટલી સલામતી ભરેલી, પવિત્ર તીજોરી બીજી નહિં મળે. અને વળી ત્હેમને પ્રેમ દર્શાવવાથી ત્હેં મ્હારા ઉપર પણ પ્રેમ દર્શાવ્યો હું ગણીશ. તો તે કન્યકાનો હાથ તું ગ્રહણ કર્ય. મોતને મોખરે આવેલી ત્હેની માને બચાવ, તે બંનેને ત્હારા પ્રેમાળ સ્વભાવથી ન્હા, અને સુખી કર્ય. અને તે લોકોના અને ત્હારા સરજાવનારના પ્રેમને પાત્ર તું થા.

"ના, ના, તે મ્હારાથી નહિં બની સકે."

મ્હારામિત્ર ! ત્હારે મ્હોએ "ના" સાંભળીને મ્હને ખેદ થાયછે. હેનો અર્થ શો ? હાંના કરતાં ઉત્તમ જાતનો પ્રેમ—પરમેશ્વરનો મનુષ્યજાતિ પ્રત્યેના પ્રેમ શિવાય બીજી કેઈ જાતનો હોઈ સકે ? પણ પરમેશ્વરનાં કરેલાં પ્રાણીઓને ચ્હાયાવગર અને બદલામાં હેમનો પ્રેમ મેળવ્યા વગર—ઇશ્વરને ચ્હાઈ હેનો પ્રેમ સંપાદન કરવાને કોણ સમર્થ થઈ સક્યું છે ? જો તું ઇશ્વરનાં કરેલાં પ્રાણીઓને ચ્હાઇશ તો જ તું ઇશ્વરના પ્રેમને પાત્ર થઇશ."

મ્હારે ઇશ્વરનો પ્રેમ જોઈએ છીએ એમ કહેવાની મ્હારી મતલબ હતી જ નહિં. હું આ કન્યકાને તો મ્હારી પત્નિ તરીકે સ્વીકારી સકતો નથી. તે ઘણી સાદી, ઘણી ગરીબ, અને અ-પ્રસિદ્ધછે અને મ્હારા જેહેવા ઊંચા કુળમાં જન્મેલા, તથા મ્હારી પદવીના પુરૂષને લાયક તે નથી."

મ્હારામિત્ર ! તો હવે આપણે છુટા પડવું પડશે. ત્હારો માર્ગ ન્યારો છે, મ્હારો માર્ગ ન્યારોછે. કવિઓએ જે પ્રેમનાં સ્તુતિ ગાન ગાતાં કહ્યું છે કે:—

"પ્રેમ તે સ્વર્ગછે અને સ્વર્ગ તે પ્રેમછે."

તે પ્રેમના પંથથી ત્હારો પંથ બીજી જ દિશામાં જાયછે, એ હવે મ્હારાથી સમઝાયું. ત્હારા હૃદયમાં કેઈ જાતનો પ્રેમછે તે મ્હને હવે ખબર પડી. તું આ કુમારિકા દયાળુ, ધાર્મિક, ઉદ્યોગી, પવિત્ર હૃદયવાળી, તથા કર્તવ્ય પરાયણ હોવા છતાં તે બિચારી ગરીબ સ્થિતિનીછે, તથા સાદી, અને અપ્રસિદ્ધછે. હેવાં કારણોને લીધે જ હેને ચ્હાઈ સકતો તે ઉપરથી હું ત્હને કહું છું કે ત્હારા હૃદયમાં જે "પ્રેમ" છે એમ તું કહેછે. તે નહિં પણ કામછે. કામ તે આ કાયાના બ્હાહ્ય સ્વરૂપને જ મોહી પડવું તે. અને તેતો આ કાયામાં રહી હેને સજીવન રાખનારા દિવ્ય તેજસ્વી પદાર્થને ચ્હાવું તે.

કામ સ્વાર્થી હોયછે. પ્રેમ નિસ્વાર્થ છે. કામથી સંપત્તિનો નાશ થાય છે. પ્રેમથી સંપત્તિ છે. કામ નિસ્તેજ કદરૂપો અને અદેખાઈથી ભરપૂર હોયછે, પ્રેમ તેજસ્વી, સૌન્દર્યવાન, અને ઉદાર હોઈ હેનાં પાત્રને માટે સર્વસ્વ તજી દેવાને તૈયાર હોયછે. કામ નશ્વર છે, અને પ્રેમ તો અનશ્વર હોયછે.

ત્હારા હૃદયમાંથી કામ જડ મૂળમાંથી કહાડી નાંખ્ય, અને હેને બદલે પ્રેમનાં બીજ . તો જ તું, જેમ હું સમજું છું—તેમ સમઝી સકીશ ત્હારે જ ત્હારાથી જેમ હું ચ્હાઈ છું તેમ ચ્હાઈ સકાશે, અને જેમ મ્હને લાગણી થાયછે તેમ ત્હને પણ લાગણી થશે. ત્હારે જ તું પ્રેમી પુરૂષ કેહવાઈશ. ત્હારે જ ત્હને ખબર પડશે કે—

"પ્રેમ તે સ્વર્ગછે અને સ્વર્ગ તે પ્રેમછે."

વાંદરા.
તા. ૧૧-૧૨-૧૨

નાલનકાન્ત ન. દીવટિયા.

# વાણીલાઘવ.

વસન્તના તન્ત્રી સાહેબ !

જીવનની સફળતા સત્કાર્યમાં છે એમ ધર્મનાયકો કહેછે. એ સત્કાર્ય આપણા અલ્પ જીવનકાળમાં જેટલાં વધારેમાં વધારે થાય તેટલો લાભ—એ પણ નિર્વિવાદ છે. આ દૃષ્ટિયે કાળનો સદ્વ્યય ઇષ્ટ છે,—કાળનો બચાવ તે, ધનનું ઉપાર્જન કરનારાને ઇતર દૃષ્ટિથી, ઇ છે,—કાળ તે ધન છે એમ એઓ માનેછે—તેમ ધાર્મિક પુરુષને આ પુણ્યની ગાંસડી મ્હોટી બનાવવાની દૃષ્ટિથી કાળનો બચાવ ઇષ્ટ લક્ષ્યના સાધનરૂપ છે. આ સાધન માં એક નવો ઉપાય મ્હને જડયોછે, તે માનવબન્ધુઓના હિતાર્થે, તીવ્ર કર્તવ્ય બુદ્ધિથી, પ્રગટ કરું છું. એ ઉપાયનું નામ—'વાણીલાઘવ.' આપણામાં નકામા લવારા કરનારા લોકોની સંખ્યા અત્યન્ત મ્હોટી છે. વ્યર્થ તડાકા, ગપાટા, આદિને લોકો જે કાળ ગુમાવેછે તે કાળ સત્કાર્ય કરવામાં ગાળતા હોય તો કેટલો લાભ થાય ! એ સત્કાર્ય જે બન્ધુઓ તરફ પ્રવર્તે તેમને સુખનો લાભ તેમ જ સત્કાર્ય કરનારાને પુણ્યરૂપી લાભ. આ કારણથી મિતભાષિતા એ મ્હોટો સદ્ગુણ મનાયછે.

આ મિતભાષિતાનો એક સુન્દર નમૂનો મ્હેં દીઠોછે. એક મ્હારા મિત્રને હેવી ટેવ છે કે સાંભળવું બહુ પણ બોલવું થોડું; હેને આપણે કાંઇ પ્રશ્ન પૂછિયે એટલે પ્રથમ તો મ્હોમાંનું 'સિગારનું' નું ઠૂંઠું નીકળે, પછી બે હોઠ છૂટા પડે, પાછા એકઠા થાય, પણ શબ્દનો ધ્વનિ આપણા કાન ઉપર તો ના જ પડે ! આ પ્રકારની મિતભાષિતાનું સૌન્દર્ય નિર્વિવાદ છે; પરંતુ આજની ચર્ચા માટે તે અપ્રાસંગિક છે. વળી એ જાતની મિતભાષિતામાં કેટલાક લોક મૂઢપણાનો દોષ જુવેછે, તેથી પણ એ અનિષ્ટ ગણીશું.

ગલિવરની મુસાફરીના પુસ્તકમાં એક સ્થળે એક જાતના ફિલસૂફોનું વર્ણન છે. એ લોકોનો એમ સિદ્ધાન્ત હતો કે બોલવાથી ઉત્પન્ન થતા ઘસારાને પરિણામે મનુષ્યનું આયુષ્ય ઘટેછે. તેથી તેઓ અક્ષરોનાં બીબાં વડે વાતો કરતા હતા; એ બીબાંના ગાંસડા પોતાના ખભા ઉપર લઈને બધે ફરતા, અને વાત કરતી વખતે બીબાં કાઢીને ગોઠવીને વાતચીત કરતા હતા. આ તો મિતભાષિતાની પરાકાષ્ઠા થઈ; અને મિતભાષિતાને મૂકતામાં જ પરિવર્તન પમાડવા જવું એ વાજબી નથી. આ પ્રકાર પણ આપણી ચર્ચાની બ્હાર મૂકવો પડશે.

લેખકોના લેખમાં અનેક વ્યર્થ શબ્દોને બદલે જરૂરના જ શબ્દો વપરાય તે વાણીલાઘવ ઇષ્ટ છે; પરંતુ તેટલેથી બસ નથી. પ્લેટફૉર્મ ઉપર રહીને લાંબાં લાંબાં અપ્રસ્તુત વાતોથી ભરેલાં ભાષણો કરનારાને પણ હેવા જ વાણીલાઘવની ભલામણ કરવી જોઇયે; પરંતુ તે આજનો વિષય નથી. આજની ચર્ચામાં ઉદ્દિષ્ટ વાણીલાઘવ જુદા જ પ્રકારનું છે; વ્યાપક સુગન્ધનો અર્ક લ્હેવું આ વાણીના અર્કરૂપ લાઘવ મ્હારે આજ ચર્ચવું છે. કહેવું

બહું, પણ બોલવું થોડું,—એ પ્રકારનું વાણીલાઘવ ચર્ચેલુંછે. 'ફલાણાભાઇયે આ ફાના દુનિયાંનો ત્યાગ કરીને પોતાનો અમર આત્મા જગત્પિતાને ચરણે સમર્પ્યો'—એમ દીર્ઘસત્રી વાક્યને બદલે, 'ફલાણાભાઈ મુવા'—એટલા બે શબ્દોથી જ કાર્યસિદ્ધિ કરનારું વાણીલાઘવ, ઇષ્ટ છતાં, આજની ચર્ચાની બ્હાર છે.

હું કહુંછું તે મિતભાષિતા તો જેમ બને તેમ થોડા **શબ્દોથી** નહિં પણ થોડાં અક્ષરોથી કામ ચલાવવામાં સમાયલીછે. અર્ધમાત્રાલાઘવેન પુત્રોત્સવં મન્યન્તે વૈયાકરણાઃ એ પરિભાષામાં આ મિતભાષિતાનું ખરું રહસ્યદર્શન છે, અને તે માટે નાગોજીભટ્ટને જેટલો ધન્યવાદ આપિયે એટલો ઓછો છે. શબ્દની જ નહિં પણ અક્ષરની, અક્ષરના અંશની, અર્ધમાત્રાની, પણ કર કસર કરવી એ મ્હોટા લક્ષ્ય તરફ નજર રાખવાથી થતા લાભ એ વ્યાકરણપંડિતના જાણ્યામાં પૂર્ણ રીતે હતા.

પરંતુ **નાગોજીભટ્ટ** કરતાં પણ આગળ વધનારા વિદ્વાનો આ ઇસ્રિ ખ્રિસ્તના વીસમા સૈકામાં પ્રગટ થયાછે; અને થાય જ. જ્ઞાનની ઉત્તરોત્તર વૃદ્ધિ એ જ મનુષ્યના સાર્વદૈશિક ઉત્ક્રાન્તિવિકાસનું લક્ષણ છે. આ પ્રકારના એક પંડિતની કૃતિ મ્હારી નજરે કેટલીક વખત થયાં પડેલીછે. એક અંગ્રેજ હેડમાસ્તર Messrs. Pandit and Sorabji ને બદલે Mssrs. Pand. and Sor. લખીને જે લાઘવ સાધતો હતો તે કરતાં પણ ચઢિયાતો પ્રકાર એ પંડિતનો છે. પોતાના બંગલાના ઝાંપા ઉપર પોતાના નામનું પાટિયું લટકાવ્યુંછે ત્હેમાં નીચે પ્રમાણે લખેલુંછે:—

M. C. H. A. S. N.

અલબત જગતે જાણવું જ જોઇયે કે હેનો અર્થ—મહમ્મદ કાસમ હાજી અબદસતાર નુરાણી—એમ છે. પણ વખતે જગતની બ્હારના કોઇ હોય તો ત્હેમને માટે પાદરિથી ગુજરાતીમાં આખું નામ લખેલુંછે. જ્હારે લોકોને મ્હોએ એ નામ પૂરેપૂરું ચઢી જશે ત્હારે ગુજરાતી નામ ભૂંસી નાંખી ગુજરાતીમાં પણ મ. કા. હા. અ. સ. નૂ. એમ લખાવશે. આ પદ્ધતિ નિરાધાર નથી. સાહેબ લોકો 'છોટી સહી' કરે છે તે પોતાના નામના આદ્યાક્ષરની જ હોયછે કની?

આ પ્રકારના વાણીલાઘવનો પ્રચાર જેમ જેમ વધશે તેમ તેમ લોકસેવાનાં કાર્યોમાં વૃદ્ધિ થશે એ નિઃસંદેહ છે. અને આથી કરીને આ શાસ્ત્રનો વિસ્તાર થતો જોઇને મ્હને બહુ આનન્દ થાયછે. ત્હેમાં વળી શિક્ષણવ્યાપારના અગ્રગણ્ય માસિકમાં એ ક્રમ શરૂ થયેલો જોઈને તો અધિક આનન્દ થાય ત્હેમાં શું આશ્ચર્ય? "ગુજરાતશાળા પત્ર" જેવા શિક્ષણશાસ્ત્રના ધુરંધર પત્રે આ વાણીલાઘવનો સિદ્ધાન્ત સ્વીકારીને હેનાં તત્ત્વો પ્રયોગમાં મૂક્યાંછે એ અભિનન્દનયોગ્ય છે. એ પત્રના નોવ્હેમ્બર ૧૯૧૨ ના અંકમાં અનુક્રમણિકામાં આ લાઘવપદ્ધતિનો આદર થયોછે. કેટલાક લેખકોનાં નામ કાઉસમાં મૂકતાં પૂરાં નામને બદલે આદ્યાક્ષરો જ મૂક્યાછે, ત્હેમાં કોઇયે દોષ જોવાનો નથી. કેમકે, કાં તો લેખક સુપ્ર-

સિદ્ધ છે, અથવા તો અપ્રસિદ્ધ છે;—ઉભયપક્ષે પૂર્ણનામનિર્દેશ અનાવશ્યક છે. સુપ્રસિદ્ધ પક્ષે પૂર્ણનામ લખવાથી વ્યર્થતા, પુનરુક્તિ, આવશે; અપ્રસિદ્ધપક્ષે હેવાને પ્રસિદ્ધિનું માન આપવામાં અનૌચિત્ય, માટે પૂર્ણનામનિર્દેશની વ્યર્થતા જણાશે. આથી પણ આગળ વધ વિષયનિર્દેશમાં પણ આદ્યાક્ષર સૂચનના રીતિ સ્વીકારાઈ છે તે લાઘવશાસ્ત્રનો વિજય સૂચવે છે. નીચેનું નિદર્શન આ શાસ્ત્રના પ્રભાવનું જ્વલંત ઉદાહરણ છે, અને તે ઇતિહાસમાં નિરન્તર કીર્તિસ્થાનને યોગ્ય છે:—

"ગુ. ભા. વ. કે. અ. ફા. શ. ( અ. હ. )"

પામરજન પૂછશે-આ ઉપરથી હમારે સમઝવું શું ! એક મિત્રે આ વાંચીને અર્થ કર્યો:—

"ગુલાબનો ભાવ વધ્યો, કેતકીનો અડધો શ્વાસ શક્યો"—આ નામની વાર્તા હશે. હું હસ્યો, ને બોલ્યો:—"શાળાપત્રના સૂક્ષ્મ અભ્યાસીઓને તો આ ઇજિપ્શિયન હાઇરોગ્લિફિક્સનું રહસ્ય તરત જડશે:—

"ગુજરાતી ભાષામાં વપરાતા કેટલાક અરબી ફારસી શબ્દો."

લખનારનું નામ અમીરમિયાં હમદુમિયાં છે તે ભૂલી જજો; યાદ રાખવું હોય તો પણ જેમ ત્હમારી રુચિ."

આ વાણીલાઘવનો હજી પણ વધારે ક્ષેત્રમાં વિસ્તાર થવાની જરૂર છે; લખેલા લેખોનાં વાક્યો પણ શબ્દોના આદ્યાક્ષરથી જ સૂચવાય તો બહુ લાભ થાય; જેમકે:—

( ૧ ) 'અમેરિકાના વિદ્યાર્થીઓમાં પોતાની સંસ્થાનું અભિમાન ઘણું હોયછે.'

( ૨ ) 'આપણા મુંબાઈ ઇલાકામાં જૂન અધવાર્યા પછી વરસાદ આવેછે.'

( ૩ ) 'બાળકનો મુખ્ય આધાર શિક્ષકપર જ હોયછે.'

ઇત્યાદિ પુણ્યલાભસાધકસત્કાર્યવિરોધી કાલક્ષેપનાં ઉત્પાદક દીર્ઘસૂત્રી વાક્યોને બદલે નીચે પ્રમાણે જ લખવું:—

( ૧ ) અ. વિ. પો. સં. અ. ઘ. હો.

( ૨ ) આ. મું. ઇ. જૂ. અ. પ. વ. આ.

( ૩ ) બા. મુ. આ. શિ. પ. જ. હો.

ઇત્યાદિ.

આ પદ્ધતિ સ્હામે કોઇ વાંધો કાઢશે કે આથી તો અર્થબોધ કશો નહિં થાય અને ભાષાનું પ્રયોજન—અન્યને પોતાના મનનો આશય દર્શાવવો તે—સિદ્ધ થશે નહિં. પરન્તુ

આ શઙ્કા અજ્ઞાનમૂલક અને અધિકારીપણાનો અભાવસૂચક છે. 'છોટી સહી' આદ્યાક્ષરથી જ કરવામાં આવેછે એ પદ્ધતિનો આધાર તો આપણને છે જ; અને વળી બીજું તત્ત્વ એ છે કે—ભાષામાં અર્થ દર્શાવવા માટે શબ્દની મૂળ ઉત્પત્તિ શી રીતે થઈ? અલબત, સંકેતના તત્ત્વમાંથી. ઘોડો, ગાય, ગજ— એ નામ મૂળ ઉત્પન્ન થયાં ત્હારે તો કૃત્રિમ સ્વૈચ્છિક અર્થનો આરોપ જ થયેલો કની? એક દસ વરસની બાળકીને પણ આ તત્ત્વ સૂઝયું હતું. એક એકવાર બોલી:—"બાપા! લોકોએ ગાય, ઘોડો, એમ બધાં નામ પાડયાં હશે તે પ્હેલ્વ્હેલાં તો ગપ્પો મારીને જ કની?" સારાંશ એ કે 'ઘોડો' એમ સંકેત રાખો અને જે અર્થબોધ થાય તે જ અર્થબોધ 'ઘો' એમ સંકેત રાખ્યાથી થશે; ભાષાનું ઉત્પત્તિસ્વરૂપ જ સાંકેતિકછે તેથી. માત્ર સંકેતનું જ્ઞાન ઉત્પન્ન કરવાની યોજના આવસ્યક છે.

પણ વળી કોઇ અનધિકારીની શઙ્કા ઊભી થશે કે આ અલ્પાક્ષરી સંકેતથી તો ભ્રમને પ્રવેશ મળશે, સંકેત સ્વીકાર્યા પછી પણ ગોટાળો થઈ જશે અને અર્થબોધમાં અન્ધકાર જ વ્યાપશે. ઉદાહરણ તરીકે:—'ઘો' એમ સંક્ષેપશબ્દ મૂકીશું તો 'ઘોડો' પણ સમઝાશે અને 'ઘો' ( સં. ગોધા, પાટલા-ઘો, ચન્દન-ઘો, તે ઘો ) પણ સમઝાશે;'ધાં' સંક્ષેપશબ્દ 'ધાંચી' તેમ જ 'ધાંયજો' એ માટે આવશે; ઇત્યાદિ, ઇત્યાદિ. આમ ભ્રમનું મૂળ, અને ભ્રમનાં ફળ—કલહ, વિરોધ, ઇત્યાદિ અનિષ્ટતા થશે.

આ શઙ્કાનું સમાધાન લંબાણથી અહિં થઈ સકશે નહિં. માત્ર દિગ્દર્શન જ કરૂંછું. આ સંક્ષિપ્ત પદ્ધતિ—સર્વ જ્ઞાનની બાબતોની પેઠે—ગુરૂ વિના શીખાય નહિંજ. તે માટે એક કોલેજની સ્થાપના કરવાનો મ્હારો ઇરાદો છે; એ સંસ્થામાં જે'ને શિક્ષકની જગા જોઇયે તે મ્હને લખી જણાવવું; સરકારના કેળવણીખાતાને વિનંતિ કરીને મ્હારી કોલેજ માટે ગ્રાંટ પણ મેળવવાની ઉમેદ છે. એ પદ્ધતિનાં ગૂઢ તત્ત્વો સાધન્ત હાલ પ્રગટ કરવાં એ નેષ્ટ છેઃ માત્ર ઉપરની શઙ્કાના ઉત્તર જેટલું દિગ્દર્શન કરાવુંછું.

આ સંક્ષિપ્ત પદ્ધતિનાં બે સ્વરૂપ છે:—

(૧) અપૂર્ણાઙ્ક સંજ્ઞા અને (૨) ઘાત ( intex ) સંજ્ઞા. ઉદાહરણથી સમઝાશેઃ—

ઘો૦='ઘોડો' તેમ જ 'ઘો' ( ગોધા ) સમઝાય, માટે બે વચ્ચે ભેદ નીચે પ્રમાણે દર્શાવવોઃ—

$\frac{\text{ઘો૦}}{\text{સ૦}}$ —ઘોડો=( કેમકે ઘોડો સ્વારીમાં વપરાયછે. )

$\frac{\text{ઘો૦}}{\text{શિ૦}}$ —ઘો=( કેમકે ઘોનો વાઘરીઓ શિકાર કરેછે. )

આ અપૂર્ણાઙ્કસંજ્ઞાસંક્ષેપપદ્ધતિ.

અથવા—

ધાં×=ધાંયજ્જે; ( અહિં×એ ઘાતચિહ્ન હજામની કાતર સૂચવેછે. )

ધાં°-ધાંચી; ( અહિં ° એ ઘાતચિહ્ન ઘાંચીની ઘાણી સૂચવેછે. )

આ ઘાતસંજ્ઞાસંક્ષેપપદ્ધતિ.

અપૂર્ણાંકપદ્ધતિ પ્રમાણે ‘ધાંયજ્જે, અને ‘ધાંચી’ નીચે પ્રમાણે દર્શાવાશેઃ—

ધાં૦/હ૦—ધાંયજ્જે=( હ૦=હજામ, માટે );

ધાં૦/તે૦—ઘાંચી=( તે૦=તેલી, માટે ).

આ શિવાય બીજી પણ પદ્ધતિયો છે, અને આ શાસ્ત્રના અનેક સૂક્ષ્મ નિયમો છે, તે માટે તો શિક્ષણ આપવાની જરૂર છે. આ પદ્ધતિયોના ગુણદોષનાં તારતમ્ય અહિં બતાવવાનું બનશે નહિં. મ્હારી કૉલેજ સ્થપાશે ત્હારે સર્વ સુગમ થશે.

પણ વળી અનધિકારી અજ્ઞાન જન કહેશે—આ તો ભાષામાં ઉથલપાથલ ( revolution ) કરનારી યોજના ! તો ઉત્તર કે—અલબત, ઉથલપાથલ; આ જમાનો જ ઉથલપાથલનો છે; ફ્રાન્સની ઉથલપાથલમાં દર્શાંશપદ્ધતિની હિમાયત શા માટે થઈ હતી ? લાઘવ, સરળતા, એ તત્ત્વો માટે જ. આ વાણીલાઘવશાસ્ત્રનો પણ એ જ હેતુ છે. દર્શાંશપદ્ધતિની પેઠે આ શાસ્ત્રનો પણ વિજય થશે. પામરજન હેને ભલે ઉથલપાથલ કહે. સંસારસુધારો, રાજકીય સુધારો, ધાર્મિક સુધારો, સર્વમાં ઉથલપાથલનો સમય આવ્યોછે; અલબત રુધિરવર્ષણ વિનાની ઉથલપાથલનો સમય. તો આ વાણીલાઘવમાં તો રુધિરવર્ષણ તો નથી જ થવાનું; પણ શાહીવર્ષણ પણ ઘટાડી નાંખવાનું ફળ થશે. એસ્પરેંટો, એકલિપિ, વગેરેના હિમાયતીઓની યોજનાઓમાં શું ઉથલપાથલનું તત્ત્વ નથી ? રા. નરસિંહરાવની જોડણીની પદ્ધતિમાં ભાષાનું સ્વરૂપ બગાડી નાંખનારી ઉથલપાથલ શું આવતી નથી ? તો પછી આ મ્હારી વાણીલાઘવની યોજના ઉપર એ આરોપ તો અયોગ્ય જ મૂકોછો. બસ, બહુ હવે કહેવાની જરૂર નથી.

આશા છે કે આ પદ્ધતિ લેખક વર્ગમાં ઉત્તરોત્તર વધારે પ્રચાર પામી વાણીલાઘવશાસ્ત્રનો વિજય, અને તે દ્વારા કાળની કરકસર, અને પરિણામે સત્કાર્યનો વિસ્તાર, જનહિતની સિદ્ધિ, પુણ્યનો સંચય, હૈવાં હેવાં અનેક સુફળ પ્રગટ થશે. આ પદ્ધતિથી લેખકની બળશક્તિનું સંરક્ષણ થશે, એટલે તે બળશક્તિ વધારે લેખ લખવાને સમર્થતા આપશે; તેમ જ, હિસાબની ગણતરીથી જોઈશું તો, એક શબ્દમાં સરાસરી અક્ષરસંખ્યા ત્રણ ગણતાં, હાલના કરતાં ત્રણગણા લેખ અકેક પત્રમાં લખાશે, અને એમ જ્ઞાનનો ભંડાર પણ વધશે; તે નહિં તો લેખના અક્ષરો ઉપરની ગણતરીથી ⅔ ભાગ ઓછા થવાને લીધે છાપવાનું ખરચ ઓછું થશે; આમ અગણ્ય લાભ થશે. इत्यलम्. આપનો

વા૦ લા૦ શા૦ પૂ.

( =વાણીલાઘવશાસ્ત્રનો પૂજક. )

# રાજસાહિત્ય.

( અનુસન્ધાન પૃ. ૬૩૦ થી )

રાજ રણમલ્લસિંહજીની ભક્તિ એટલી બધી ગાઢ હતી કે તેની સાથેના માણસો પર તેની અસર થઈ હતી. એમ કહેવાય છે કે તેમની સાથે એક સિપાઈ હતો તે પોતે વૃંદાવન ગયા હતા ત્યારે ગયો હતો. ભક્તરાજની ગાઢ નિષ્કામ ભક્તિ અવલોકી તેના પર એટલી બધી અસર થઈ કે તેણે કલમા પઢવા છોડી દીધા ને કૃષ્ણ ભગવાનની ભક્તિ કરવા લાગ્યો એટલું જ નહિ પણ તેણે કૃષ્ણ ભગવાનની સ્તુતિની કવિતા કીધી.

રાજ રણમલ્લસિંહજીના અવસાન પછી પાટવી કુમાર મહારાજ રાજસાહેબ શ્રી માનસિંહજી સાહેબ ગાદીએ આવ્યા. તેમનામાં પણ પિતાનો સાહિત્યનો અંશ ઉતરી આવેલો હતો. મહારાજા રાજ સાહેબ શ્રી માનસિંહજી સાહેબની રચેલી કવિતા ઘણી ખરી વિદ્યમાન છે, તે ઉપરથી એટલું કહી શકાય છે કે એમણે પણ વ્રજભાષાનો સારો અભ્યાસ કરેલો હોવો જોઇએ. ફારસી ભાષાના તે વિદ્વાન હતા. તથા સંસ્કૃતનો પણ તેમને અભ્યાસ સારો હતો. આવા વિજ્ઞતિમ ભાષાજ્ઞાનીએ જે સાહિત્ય રચ્યું તે આપણે જોઇશું કે ઉચ્ચ પદ્ધિને પાત્ર છે.

રાજ માનસિંહજીની કવિતા ઘણે ભાગે શૃંગારી છે. તથાપિ બીજા રસની કવિતા પણ તેમણે રચેલી છે; દષ્ટાંત તરીકે વીરરસ, શાંતરસ, હાસ્યરસ વગેરે. આ પ્રમાણે જૂદા જૂદા રસની કવિતા તેમણે કરેલી છે, તો પણ તેમનો પ્રાધાન્ય રસ તો શૃંગાર છે એ આપણે જોઈ શકીશું. રાજ માનસિંહજીએ જુદા જુદા અલંકારનાં કાવ્યો પણ કરેલાં છે. એમનું [illegible]ત્યાલંકારનું એક દષ્ટાંત લઇએ: પોતે કહે છે કઃ—

પ્યારી પર્યકપેં નિઃશંક પરિ સોવતહિ,
કંચુકી દુકૈનેક ઉપર તે સરકી,
અંગ ક્રો ગુલાબ સુગંધકી મહક પાય
દેખ્યો ઉડી આવત કહું તે મધુકરકી.

પેઠો કુચ બીચ ઉડ ન સકત ક્યોહી
રહી અભેરખ શેપ હુતી દુહુ પરકી;
માન જ્યીં મનોજને બિચાર મેર શંકરકો,
માર્યો સર ખેંચ સુખરે ગઈ ચો તરકી.

વિનોક્તિ અલંકાર વિષે રાજ સાહેબ માનસિંહજી લખે છે કેઃ—

જલધર સું ત્રાસ હે ઔરે ચહું અવની પૈ,
ચાતુક કો ચાહનાંહી જોલૌ સ્વાંત પરેના;

ખાનપાન મિષ્ટ ભોજ સુધાસે અનેક દેત
જીવન વીહીન મીન જીયા ધીર ધરેના;
માન કહી ભાન કે ઉદ્યોત જોત હોત લગે
ઉડગન અનેક તે અંધ જોર જરેના;
મેહેર ભરે મિત્રકે કીપાકે કટાક્ષ બીનાં
અંતર ઉદ્દાસ તન બઢ્યો તાપ ટરેના.

બીજું શ્લેષવાળું કવિત નીચે પ્રમાણે છે.

પૂરન નીરસું તાલ ભર્યો તોઉ
સરોજ બિના ન સોહત સોઈ,
ભાર અઢાર બૃથા બન બાગન
જેહેરી સુબાસ ગુલાબ ન હોઈ.
આંખિન કાજલ નાંહિ દિયો જહાં
રૂખો સિંગાર કહે સબ કોઈ,
છપ્પન ભોગ કહો કેહી કારણુ
માસ બિના સબ ઘાસ રસોઈ.

હવે રાજ સાહેબ શ્રી માનસિંહજીનું અસંગતિ અલંકાર વિષેનું કવિત લઈ તેણે શાંત, વીર, હાસ્યરસ ઉપર રચેલી કવિતાના એકાદ બે દૃષ્ટાંતો લઇશું.

નીતિસેં રચ્યો હે બ્રહ્મ, નીતિસેં હે આદિ ક્રમ
તીન લોક ઠાઠ સબેં, નીતિસું રહાત હે.
માન મહિ મંડલમેં, અડગ દુર્ગ નીતિ હે
જપ તપ જોગ હુ તેં, નીતિ અગ્ર આત હે.

નેહ નગ્ર પૂર યામેં, અનીતિ અનોપ પેખી
અપરાધિ હે ઔરેં, શાસન ઔરેં પાત હે
ગુનેહગાર નેનાં જો, લગની લગાવે આદિ
સ્નેહ પાશ હુકો બંધ, જીયાકોં બંધાત હે.

રાજ સાહેબ શ્રી માનસિંહજી નીતિધર્મ ઉપર કવે છે કેઃ—

નીતિ ધર્મ જોડબેકો દુષ્ટ મુખ મોડવેકો
સ્વર્ગદ્વાર તોડબેકો ધર્મ મ ઉપાયો હેં;
શત્રુ ન જડ ટાયોંનાં યાચક અર્થ સાયોંનાં
સુરતરુ દાતા હોહું કીરત કહાયો હેં;

તન સુખ તરૂનીકે અલિંગન અભાવ સું
અધુર પાન આદીસોં સંયમ હું ન પાયો હેં;

માતહુંકો મુવા બન કાટન કુહાડ આય,
બૃથા ગર્ભ આય બૃથા ઉમર ગુમાયો હે.

સંસારનું ચિત્ર આલેખતાં કવિ કહે છે કેઃ—

કહિં બેદ બાયકકી પંડિતોં લરાઈ લરેં,
કહિં દંભી દંભ ગ્રહી કરેં ખ્વારી જાન હે;
કહિં સુદ્ર સંપ વ્હૈકે વિધા પ્રેમ પાઠ પઢે
કહિં મસ્ત મદિરા કે ઊડત ઉપાન હે;
કહિં શોક સાગરકી નિશા અંધિધારી પરિ
કહિં બધાઈ મંગલ હર્ષ ઉદે ભાન હે
કહા જાનુ કર્ત્તાને સરજ્યો સંસાર સાર,
અમૃતકો પાન હેકે બિપીયા સમાન હે.

રાજા સાહેબ માનસિંહજી સાહેબે યુવાવસ્થામાં શૃંગારિક કાવ્યો રચેલાં હશે, પણ ઉત્તરાવસ્થામાં તેમણે નીતિ વિષે તથા લોકને શિખામણનાં એવાં સારાં વચનો કહ્યાં છે, કે તે મનન કરવા યોગ્ય છે. તેઓ સાહેબ એક કાવ્યમાં એક વચન કાઢે છે કેઃ—

એકહી અગત્ય બાત, સબેકું ચેતાય દેહું
માનો યા ન માનો તોઉ, ફર્જ જાન કહેઓ;
પ્રીતકો પ્રભાવ યા હૈ, જીગરકી જાન બાજી
બેહેહી બિહાય દુઃખ, ખરીદીસેં લહેઓ;
ઈસ્ક યારી કરબેમેં, મેરી કછુ આડ નાંહીં
જંગલ ઓ પહાડકો, સબે બ્યથા સહેઓ.
માન કહે સહેલનાં, લગનીકો બંધન યેં
પ્રેમપાસહુ તેં જન, સદા દૂર રહેઓ.

રાજા સાહેબ સરિતાના ગુણ વિષે વર્ણન કરતાં શીરરસમાં ઉતરી પડે છે, ને કહે છે કેઃ—

સરિતા સમાન તેરે નીર કુંન ઉજવલ હે,
પરસે તે પાવે જન આનંદ ઉછાહ કો;
પ્રકૃતિ સહજ સ્વચ્છ અપૂર્વ હૈ યાવનીપેં,
શીતલ સ્વભાવ સદા હરે દેહ દાહકો;
લીલાસેં લહેર જોડ ઝોરત પહાડ તોડ,
પૃથ્વી મધ્ય કૌન આવે તેરે બલ બાહસેં;
ગુનહેં અનેક યાકો કનીહુ ન પાર લહેં,
ઓગુન અગાધ એક ગામી નીચ રાહકો.

આ જગત નાશવંત છે, પ્રાણીમાત્રનો ઉદય અસ્ત છે, આખરે સર્વે કોઈ કાળ આધીન છે એવા એવા વિચાર કવિના હૃદયમાં આવ્યા છે, ને તેથી તેમણે ઉદ્દગાર ક્હાડયા છે કે

> ભ્રંગહુ પતંગ મીન ગજ ઓ કુરંગ ગતિ,
> પ્રત્યેક ગો બંધન તે હયાતી હનાત હૈ.
> જ્ઞાન શક્તિ હીન જૈપે સંચિત ન છાંડે યાકોં,
> સો જ્ઞાન તનધારીકોં કૈસેં બિસરાત હૈ.
> પાન મોહ મદિરાસોં અંધ રહ્યો આઠોં જામ,
> કઠિન કરાલ કાલ નેહેરા હિ આત હૈ.
> આત્મજ્ઞાન દ્રષ્ટ દેહિ આપસોં બિચાર દેખો,
> યાહિ પંચ પાસહુ તે પ્રાણ કહા પાત હૈ.

વળી

> ભુવન કે ઈશ ભાનુ પ્રતિમા પ્રત્યક્ષ માનુ
> દેવનકે દેવ તોઉ ઉદે અસ્ત જારી હૈ;
> ફૂલ્યો ફૂલ હહેહુ તેં ઊમેદ ભરી આમ સોં
> બહોરી નહ જાનીજે મુંદનકી બારી હૈ;
> તીન લોકહુમેં જૈસો નામહુ ધરાયો જાહી
> સબેં બસ્તુ નાશવંત જો જો તનુ ધારી હૈ;
> કાલહુ સેં કાલ હોવે યાહીકોં અંદેસ નાંહિ
> બિના કાલ કાલ હોવે યાહી ક્ષતકારી હૈ.

રાજ સાહેબ માનસિંહજી અદ્વૈત જ્ઞાન શીખવતાં કહે છે કે

> બ્રહ્મસેં ભૂલ રહ્યા તું આતમ, બ્રહ્મસેં ભૂલ રહ્યા;
> અચેત ગાફલ અબ તક સોવત, બ્રહ્મસેં ભૂલ રહ્યા. બ્રહ્મસેં૰ ૧
>
> નામ બસ્ત સબ અનાશ જાનકેં, અપને કંઠ લગાય રહ્યા,
> હુવા હોત જો હોવન હાર હૈ, સબહી જાત ઢહ્યા. બ્રહ્મસેં૰ ૨
>
> નેનમેં નિંદ રહીરે સબે નિશિ, પ્રાત હુવે નહ જાગ ભયા હે,
> બિના મોલકા મનુષ્ય તનય યહ, બિન કારન જાત બહ્યા. બ્રહ્મસેં૰ ૩
>
> અસત્ય યાહિકું સત્ય સમજ કર, જડકે માંઇ રહ્યા લિપટાકેં,
> બિન કારન ભવ ભટકનકી યહ, ચિતસું અપનેં ચહ્યા. બ્રહ્મસેં૰ ૪
>
> સ્વપ્નકો મોહ સ્વપ્ન તક રહહિ, બોહરી જાગ્રત આપ ભુલાયા,
> યાહિ સંસાર સાર નહ પાયા, સુખ દુઃખ મામ લહ્યા. બ્રહ્મસેં૰ ૫
>
> અદ્વૈત આશ્રય કર તું પૂરન, અહં બ્રહ્મ હે આદિ અનાદિ,
> માન સુમન મન મોદ રહિ, હિતુબિધિ એસેં કહ્યા. બ્રહ્મસેં૰ ૬

રાજ સાહેબ માનસિંહજી સાહેબ રચિત બ્રજ ભાષાનાં કવિતો તથા રાગનાં પદોના નમૂનાં વાંચ્યા પછી કોણ કહેશે કે તેમનું હૃદય કવિનું નહોતું. પોતે પૂર્વના સંચિતથી પોતાની પ્રજાનું દરેક રીતે રક્ષણ કરવા, ભલું કરવા, તથા રાજ્ય પ્રકરણની દરેક વિજાતિય જોખમદારી ઉઠાવી પોતાની પ્રજાનું બહેતર કરવા જન્મ્યા હતા નહિં કે કવિ કહેવડાવવાને. શું રાજા કવિ ન હોઇ શકે? રાજાની જોખમવાળી ફરજો સારી રીતે ઉઠાવવામાં, પોતાના મહાન્ કૂળની પ્રતિષ્ઠા દેશ પરદેશ પ્રસરાવવામાં તથા પ્રજાને સુખી કરવાના કામમાં તેમનો કેટલો બધો વખત ગયો હશે તે વિચારતાં તેમને કવિતા રચવાનો અવકાશ કેમ મળ્યો હશે? પરંતુ સૂર્ય કદિ છાબડે ઢાંક્યો રહી શકતો નથી તેમ કવિનું હૃદય છૂપું રહી શકતું નથી. તેમણે જે કવિતા રચી છે તે કાંઇ પ્રસિદ્ધિને માટે નથી કરી, પરંતુ પોતાના આત્માને સંતોષવાને માટે જ, એટલે તેમને અવકાશની જરૂર જ નહોતી.

હવે આપણે રાજ સાહેબ શ્રીએ ફારસી કવિઓનો અભ્યાસ સારો કરેલો હોવાથી તેમના જેવી કવિતા રચી ગઝલો ગાઇ છે તેનાં એકાદ બે દષ્ટાંત લઇએ.

મયખાને ઇશ્કકેં પીર મુગાં,<br>
કોઇ જામ ગુલાબી મિલાહી નહીં;<br>
કીયા સાકીસેં તેરેહી હમને કહા,<br>
બુતે હોસરૂબાકા ગીલાહી નહીં. મયખાને૦ ટેક૦

યાયે તેગ જુદાઇસેં સીન્હા કટા,<br>
અબ તાજે જખ્મ મત ઓર લગા;<br>
મત માર મુઝે અભી બહેરે ખુદા,<br>
મેરા જખ્મ જીગર તો સીલાહી નહીં. મયખાને.

નહીં ભાતી હૈ મુજકો ચમનકી ફીજાં,<br>
નતો ખોલું હું મેં કભી બંદ કબા;<br>
નહીં ખુલનેમેં ઇશ્કે હૈ કુછભી મજા<br>
મેરા ગુન્ચે એ દીલ તો ખીલાહી નહીં. મયખાને.

ગમે ઇશ્કને દીલમેં યે કર દીયા ઘર<br>
સદા રહેતે હૈ મેરે યે દીદે અતર<br>
નહીં ખૂબ સતાના યે ઇશ્કે કમર<br>
અભી આર ફીરાક ટલાહી નહીં. મયખાને.<br>
... ... ... ... ... ...

વળી એક બીજી ગઝલમાં પોતે કવે છે કે

સીતમ ઇજાદકે ફન્દેમેં ગીરફતાર કીયા<br>
હે યે કીસ્મતસેં મીલા. સીતમ૦ ટેક૦

તુંને બેદાદ કીયા, ઇશ્કને લાચાર કીયા,
બખ્તને જાર કીયા, બેવફા પીરે ફલકને જીગર અફગાર કીયા;
સોલેકો યાર મીલા. સીતમ૦

બે કરારી ના કછુ દીલસેં મેરે જાતી હૈં,
આહ ગભરાતી હૈ, સનમ તુજકોં કભી યાદ મેરી આતી હે,
સચ બતાદે બખોદા. સીતમ૦

× × × × ×

રાજ સાહેબ માનસિંહજી દેશ વિદેશ ફર્યા હતા, તે વખતે તેમણે ઘણું અવલોક્યું હતું એટલે પરિણામે તેમને જે અનુભવ થયેલો તેથી તેમણે જે કાવ્યો બનાવ્યાં છે તે બધાં રસિક અને હૃદયનાં છે. કેટલાક દોહરા તથા સોરઠા તો તેમનો ઉંડો અનુભવ પ્રત્યક્ષ કરે છે. તેમાં બ્રિટિશ સામ્રાજ્યના સુખની ખૂબી જે જીગરથી આલેખે છે તે એ છે કે—

મહારાની કે રાજકી, ખૂબી યાહિ રહાય,
બિન અપરાધ હિ સિંહસેં, અજા ઇજા નહપાય.

એક સોરઠામાં કવિ કવે છે કે

ભલાની સોબત ભળે, કોયલ કાગ કેવાય,
જાતિ માથે જાય, વસંત કસોટી આવતાં.

અત્યાર સુધીમાં મહારાજા કવિનાં વ્રજ ભાષાનાં તથા ઉર્દુનાં કાવ્યો લીધેલાં હોઇ કોઇનું માનવું એમ થાય કે તેણે ગુજરાતીમાં કાવ્યો કરેલાં નહીં હોય. પરંતુ તેમ નથી. અલબત્ત ગુજરાતી કાવ્યો વ્રજ ભાષાનાં કાવ્યોની સરખામણીમાં ઓછાં છે, પણ ગુજરાતીમાં બીલકૂલ રચ્યાં નથી એમ તો નથી. ગુજરાતી ભાષામાં જે કવિતા લખી છે તે માત્ર આપણા કવિ રત્ન દયારામભાઇ જેવી રસિક અને શૃંગારી ગરબીઓ છે. ઉદાહરણ તરીકે એકાદ લેઇએ.

સહીયર સખીને શિખામણ આપે છે કે
રોસ ભરાણી છો સૈયર તું શાણી
નગણસું આવી નારીજી
સમજ વિનાની સમજણ તારી
અલબેલો અતીસેં ઉદાસી રે, રોશ ન રાખોજી.

આંસું આંખલડીમાં આવીને રહ્યાં છે,
ચટપટ ચીત જોયાં ચોખાં જી;

કર કપોલ સું દઇને બેઠાં છે,
નીસાસા ભરે છે અનોખાં રે. રોશ ન રાખોજી.

× × × × ×

કામની તારા નામનો કાગળ
શામળે લખ્યો મુજ સાથે જી
માન ભરેલી મરડાઇ મેલી,
હેત કરી લ્યોને હાથે રે. રોશ ન રાખોજી.

ઉપલા કાગળનો નાયકાનો પ્રત્યુત્તર પણ રસિક છે. નાયકા કહે છે કે—

જીવન જાણ્યા છે કપટીના કાગળ
સંદેસો જાણ્યો તુજ સાથેજી
અમે મુરખડાં શું ઓળખીયેં,
હીરા પણખર હાથે રે, જીવન જાણ્યાજી.

પ્રીતે ઉમેદને પાર ન પોંચ્યાં
ઘરમાં હલકાં ગણાણાં જી
કાગળ મારા કરમનો વાંચું
ભુલ્યાં ભવિષે ભરાણાં રે. જીવન જાણ્યાજી.

× × × × ×

પ્રીત કોની સાથે કરવી, મોહોબત કેવી મુસ્કેલ વસ્તુ છે, એમાં બદનામી કેવી મા આવે છે તે વિષે શિખામણની એક ગરબી લઈ મારો આજનો લેખ સમાપ્ત કરીશું. કા કહે છે કે—

કેના સંગથી પ્રીતુ નવ કીજીએ જો,
દીલ જાણ્યા વિના નવ દીજીએ જો. ટેક.
જુઠી પ્રીતનો જંજાળ લાગ્યો જેહને જો,
પાછળ જાતાં પસ્તાવો છે તેહને જો. કેના૦

દરદ પ્રેમનું તે તો દુ:ખ ખાણ છે જો,
હાસું એકને બીજી મોટી હાણ છે જો. કેના૦

કુડ પેટનું જાણ્યા વિના જે કરે જો,
બદનામીનો બોજો માથે લઈ ફરે જો. કેના૦

× × × × ×

પદ.

એ રથ જાયે રે મારા નાથનો રે,
જોને બ્હેની ઝીણી ઝીણી ઉડે ખેસ;[1]
મેં નવ જાણ્યું રે બાઈ આવું થશે રે,
અબળાને મેહેલ્યાં બાળે વેશ. એ રથ.

દ્રુમ ચડીને રે,જુએ સહુ પ્રેમદા રે,
વહાલો હાથ તાળી દેઇને જાય;
કોઇએ ન વારે રે મારા નાથને રે,
હાવે બ્હેની પ્રભુ વિના કેમ રહેવાય. એ રથ.

કાંહાંથી તે આવ્યા રે અક્રૂર કુડીયોરે,
આવતાં એને આડો ન ઉતર્યો સાપ;
તે નાથ તો ગયા રે નજરે દીઠા નહીં રે,
પ્રેમદા કહે એને લાગો પાપ. એ રથ.

સ્વપ્ના તે સરખુંરે સહીયર સુખ વહી ગયું રે,
પ્રભુ વિના ઘસે છે સહુ હાથ;
સ્વામી તે અંબાનારે બ્હેની આ શું કર્યુંરે,
વાહાલો મારો મૂકી ગયો છે નાથ. એ રથ.

પદ.

અક્રૂર કુડીયા રે તું તો રથ રાખજે રે,
હરિ જાય હરીને હમારા પ્રાણ;
કૃષ્ણ કરે.વહાલ રે આશા કામિની રે,
લેઈ ચાલ્યા સાથે લાગ્યા પ્રાણ. અક્રૂર.

ગદ ગદ કંઠે રે વનીતા વાણી વદેરે,
કેશ છૂટા ને ઉગાડાં થાય શીસ,
માનુનીને મૂર્છા રે થઈ ધરણી ઢળ્યાં રે,
અશ્રુ ભરી નીહાળે શ્રી જગદીશ. અક્રૂર.

મધની તે વાંટી રે અતિ ઘણી મક્ષીકારે,
એમ રથ વીંટયો વ્રજની નાર;

---

૧ ધૂળ.

પેહેલી ને પ્રીતે રે શીદ કીધી પાલના રે,
હાવે મેહેલી નાં જઇએ નંદકુમાર. અક્રૂર.

ગોકુળને કીધુંરે ગોવિંદે ગાંમડું રે,
આંસુ ભર્યાં નયણાં રાતાં ચોળ;
સ્વામી અંબાનો રે કહે છે હાવે રીઝ્યાંરે,
માનુનીને આપે સુખે ત્યાં બોલ.

નાંદોદ. તા. સ્કુલ.
૨૮-૧૨-૧૨.

છ. વિ. રાવળ

---

## આત્માની અવતાર લીલા.

(રામબાણુ વાગ્યાં હોય તે જાણે: ધનાભગતના એ ધનાશ્રીના ભજનની ધુન.)

હો મ્હારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે!
એની સાને મુજ આત્મ હાલે ચાલે:
હો! મ્હારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે!

રૂધિયા દેહને ઉજ્જ્વળે દેવળિયે
એક જ્યોતિનો હિંડોળ હાલે!
ભાવ મોતીસર એને સાંધીને
આત્મા અધીન હો ઝુલાવે!
હો! મ્હારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે!

જો તો ન જોતો હોય અંતર પરોવતો
એક જ્યોતિનો પ્રકાશ ઝીલે—
એતો એ એક ને અનન્ય અંશ આત્મા
પ્રોજ્વલ કિરણુ શો જગે મ્હાલે
હો! મ્હારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે!

દુઃખિયાં ને દ્વાર જઈ પતિતની બાંહ્ય ધરી
અધમને અહો! સદા ઉદ્ધારે—
સંતાવતાર એ અંશકિરણુ આત્માને
એક પ્રભુ આપ સમ જગાવે!
હો! મ્હારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે!

વડોદરાને વડલે.
૬-૧-૧૩

"ભક્તાનુરક્ત લલિત."

---

# ચર્ચાપત્ર.

સાહેબ,—

માગશીર્ષ માસના 'વસન્ત' માં રા. રામમોહનરાય જસવંતરાયે પોતાના ચર્ચાપત્રથી આ વિષે ખુલાસો કર્યો છે અને એ સમ્બન્ધમાં પોતાની જાતનો અનુભવ એમણે લખી જણાવ્યો છે, તે ઉપરથી 'રાત્રિએ કોયલ બોલે ખરી?' એવી કેટલાકને શંકા ઉદ્ભવે છે તે દૂર થશે એવો સંભવ છે. એ શંકા મ્હારી પોતાની નહીં પણ બીજાઓની છે, અને એ શંકાના વ્યાજબીપણા વિષે મ્હને જે શંકા હતી તેજ મ્હારા "સૃષ્ટિ સૌન્દર્યનાં કાવ્યો" એ નામના લેખમાં મ્હેં જણાવી હતી.

'રાત્રિએ કોયલ બોલે ખરી?'

મ્હારો એ લેખ વાંચ્યા પછી એમાંની બે વાતો બાબત ખુલાસો કરવા જેવું જણાયાથી રા. નરસિંહરાવે એક પત્ર લખી મ્હને ઉપકૃત કર્યો હતો. એ પત્રમાં એમણે નીચે પ્રમાણેના ખુલાસાઓ લખી જણાવ્યા હતાઃ—

"(૧) ત્હમારી ચર્ચાથી એમ લાગે છે કે 'મધ્યરાત્રિયે કોયલ' અને 'રાત્રિયે કોયલ' એ બે કાવ્યોના પાયારૂપ મૂળ બનાવો જુદા જુદા પ્રસંગે બનેલા હતા એમ ત્હમે માનો છો. અને એમ ઘણાને માનવા જેવો ભાસ પણ છે. પરન્તુ વસ્તુસ્થિત વાત એ છે કે એકજ પ્રસંગે સાંભળેલી કોયલ ઉપરથી બે જુદે જુદે વખતે–પૂર્વે અનુભવેલા ભાવનાં સ્ફુરણ જુદી જુદી રીતે થવાથી—એ જુદાં કાવ્ય રચાયાં છે. ત્હેમાં 'મધ્યરાત્રિએ કોયલ'—એ કાવ્યની ઉત્પત્તિ તે સમયે અનુભવેલા આનન્દના પુનરનુભવમાંથી થયેલી વધારે પાકી રીતે છે. 'રાત્રિયે કોયલ' એ કાવ્ય કાંઇક કાલાન્તર પછી, પણ પૂર્વના અનુભવને હૃદયમાં જુદી રીતે ઘોળીને રચાયું છે. (આ સ્થિતિ દોષરૂપ નથી એમ હું માનું છું. ત્હમને સ્મરણ કરાવવાની જરૂરજ નથી કે, વર્ડ્ઝવર્થે એક પ્રસંગે ચર્ચામાં બતાવ્યું છે તેમ, કાવ્યજનક પ્રસંગથી ઉત્પન્ન થયેલા ભાવના ઊભરાનું શમન થયા પછી હેનું પુનઃસ્મરણ થતાં, પુનરનુભવ થતાં, કાવ્યની ઉત્પત્તિ થાય છે.)

"આમ હકીકત છે તેથી કોયલનાં આ બે કાવ્યોમાં એક વખતે હું એકલો સાંભળનારો હતો અને બીજી વખતે તેમ ન્હોતું—એ વચનમાં ખરાપણું નથી...

"(૨) એ મધ્યરાત્રે સાંભળેલી કોયલના કાવ્યમાં અસંભવતો દોષ ત્હમને જણાતો નથી એથી હું સંતોષ પામું છું. એ શંકા કેટલાકે મ્હારી આગળ કાઢેલી ત્હેમને મ્હારે કહેવું પડયું હતું કે હું સૃષ્ટિના બનાવો કૃત્રિમ કલ્પીને ત્હેની અસર મ્હારા ઉપર થયેલી વર્ણવવાનો અપ્રમાણિક ધંધો કરતો નથી. વાસ્તવિક રીત્યે મ્હેં મધ્યરાત્રે કોયલ સાંભળી જ હતી. અને હેવો અનુભવ લોકોમાં વિરલ હોય તો ત્હેમાં મ્હારો ઉપાય નથી."

ગુજરાતી સાહિત્ય તરફ પ્રેમ ધરાવનાર અને એ કવિવરની કૃતિઓ તરફ માનની દૃષ્ટિથી જોનાર દરેક અભ્યાસીને આ ખુલાસાઓ ઉપયોગી અને જાણવા જેવા લાગ્યા વિના રહેશે નહીં એમ ધારીને મ્હેં તે જાહેરમાં મૂકવાની આ સ્થળે છૂટ લીધી છે.

ખપાટિયા ચકલા, સુરત.
તા. ૧૨—૧—૧૯૧૩

લિ. સેવક
મોહનલાલ પાર્વતીશંકર દવે.

# વસન્ત.

## વર્ષ ૧૧ મું.

### સંવત ૧૯૬૮-૬૯.

અનુક્રમણિકા.

| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|

| વિષય. | લેખક. | |
|---|---|---|
| ,, | ( રા. રા. રણછોડલાલ વંદ્રાવનદાસ પટવારી.) | |
| ,, | ( રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી. બી. એ.) | |
| ,, | ( રા. રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ. ) | |
| ,, | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | |
| ,, | ( રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી.એ.) | |
| ,, | ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્. એલ્. બી. ) | ૨૨૮ |
| ,, | ( સૌ. વિદ્યા રમણભાઇ બી. એ. ) | ૨૮૫ |
| ,, | ( સૌ. શારદા બી. એ. ) | ૩૩૫ |
| ,, | ( રા. રા. વિનાયક નંદશંકર મ્હેતા બી. એ. આઇ. સી. એસ. ) | ૩૩૬ |
| ,, | ( રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી). | ૪૦૧ |
| ,, | ( રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ્. એલ્. બી. ) | ૪૦૨ |
| ,, | ( રા. રા. શીવાભાઈ મોતીભાઈ પટેલ બી. એ. એલ્. એલ્. બી. ) | |
| ,, | ( રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી બી. એ. એલએલ. બી. ) | |
| ,, | ( રા. રા. 'જૈન યુવક' ) | |
| ,, | ( રા. રા. મણિશંકર રત્નજી ભટ બી. એ.) | ૪૮૨ |
| ,, | ( રા. રા. મણીલાલ નથુભાઇ દોશી બી.એ.) | ૫૦૨ |
| ભરતખંડના વીસ મહાન પુરુષોના અંગે દેશોદય સૂચક અન્ય ગંભીર પ્રશ્નો. | ( રા. રા. માણેકલાલ મહાદેવ વોરા. ) | ૫૫૫ |
| ભાષા અને જોડણી. | ( રા. રા. હરગોવનદાસ હરકીસનદાસ કાંટાવાળા. ) | ૪૧૭ |
| ભારતીય તારો (કાવ્ય.) | ( રા. રા. સીતારામ જે શર્મા. ) | ૫૦૦ |
| મહા કવિ પ્રેમાનન્દ કૃત ઉધાહરણ. | ( રા. રા. 'ભાનુ' ). | ૧૮૧ |
| મ્હારી બ્હેની (કાવ્ય.) | ( રા. રા. અરદેશર ફ. ખબરદાર. ) | ૧૯૨ |
| માણસની અવસ્થાઓ. | ( રા. રા. નરહરી કુરણારામ દેશાઈ બી. એ. ) | ૩૩૭-૪૪૦-૫૨૪ |

